# ભારતીય સાહિત્યવિચાર મંજૂષા

## ખંડ ૧

(ભરતથી અભિનવગુપ્ત સુધી)

# Anthology of Indian Literary Criticism

## Volume I

(From Bharata to Abhinavagupta)


: સંપાદક :

**ડૉ. રમેશ સુ. બેટાઈ**
એમ.એ., પીએચ.ડી. (સંસ્કૃત)
એમ.એ. (હિન્દી)
ડિરેક્ટર, દ્વારકાધીશ સંસ્કૃત અકાદમી અને
રીસર્ચ ઈન્સ્ટિટ્યૂટ, દ્વારકા

**Dr. Ramesh S. Betai**
M.A., Ph.D. (Sanskrit)
M.A. (Hindi)
Director, Dwarkadheesh Sanskrit
Academy and Research
Institute, Dwarka

: સહસંપાદક :

**ડૉ. નારાયણ મ. કંસારા**
એમ.એ., પીએચ.ડી. (સંસ્કૃત)
પ્રાધ્યાપક અને અધ્યક્ષ,
સંસ્કૃત–પ્રાકૃત–મરાઠી વિભાગ,
ગુજરાત કૉલેજ, અમદાવાદ

**Dr. Narayan M. Kansara**
M.A., Ph.D. (Sanskrit)
Professor and Head, Sanskrit–
Prakrit–Marathi Department,
Gujarat College, Ahmedabad



યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬

જે. બી. સાંડલ
અધ્યક્ષ
યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬.



પ્રથમ આવૃત્તિ : ૧૯૭૫

નકલ : ૧૦૦૦



કિંમત : રૂ. ૩૭-૦૦

"Published by the University Book Production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production of Literature and Books in Regional Languages at the University Level, of the Government of India in the Ministry of Education and Social Welfare (Department of Culture), New Delhi."

: મુદ્રક :
શ્રી રામાનન્દ પ્રિન્ટિંગ પ્રેસ,
કાંકરિયા રોડ,
અમદાવાદ-૩૮૦૦૨૨.

: વિક્રેતા :
મેસર્સ બાલગોવિંદ બુકસેલર્સ
બાલાહનુમાન પાસે,
ગાંધી રોડ,
અમદાવાદ-૧.

# પ્રકાશકનું પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને એ ખ્વાહિશ મૂર્તિમંત કરવી હોય તો યુનિવર્સિટીએ અનેક વિદ્યાશાખાઓ માટે વિપુલ ગ્રંથસામગ્રી તૈયાર કરવી જોઈએ. આ સામગ્રી અનેક કક્ષાના અને રસના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને ઉપયોગી થાય તે રીતે નિર્માણ થાય તો વિદ્યાવ્યાસંગનું ઉત્તમ કાર્ય હાથ ધરી શકાય. યુનિવર્સિટી કેળવણીનું સનાતન ધ્યેય યુવાન પેઢીમાં વિદ્યાવ્યાસંગની વૃત્તિ જન્માવવાનું છે. આ વૃત્તિ યુવાન વિદ્યાર્થીના માનસજગતનું એક આજીવન અંગ બને તેવી ઇચ્છા આપણે સૌએ સેવવી જોઈએ.

આ ઇચ્છાને બર લાવવા માટે કેન્દ્રીય સરકારે, રાજ્ય સરકાર દ્વારા, હરેક ભારતીય ભાષા માટે આર્થિક સહાય આપવાની હૈયાધારણ આપી ભૌતિક પરિસ્થિતિ સર્જી છે. આવી ભૌતિક સગવડના સંદર્ભમાં ઉત્તમ માનક ગ્રંથો ગુજરાતની નવી પેઢીને ચરણે ધરવાનો પડકાર યુનિવર્સિટીઓની વિદ્યાપ્રવૃત્તિ સાથે સંકળાયેલા સૌની સમક્ષ પડેલો છે.

ગુજરાત રાજ્ય સરકારે ગ્રંથનિર્માણનું આ કામ ત્વરાથી અને અપેક્ષિત ધોરણે થાય તે હેતુસર યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડની રચના કરી છે. આ બોર્ડ પર ગુજરાતની યુનિવર્સિટીઓના બધા કુલપતિઓ તેમ જ વિદ્વાનો, સંલગ્ન સરકારી ખાતાંઓના નિયામકો વગેરે નિયુક્ત થાય છે અને માનક ગ્રંથોની ધારણા પરિણામજનક બને તે માટે વિદ્યાશાખાવાર વિષયવાર અનુભવી વિદ્વાન અધ્યાપકોનાં મિલન યોજી એમની ભલામણ અનુસાર લેખન માટે પ્રાધ્યાપકોને નોતર્યા છે અને લખાણ શુદ્ધ તથા ધ્યેયપૂર્વક બને તે હેતુસર એવા જ વિદ્વાનોને પરામર્શક તરીકે નિમંત્ર્યા છે.

ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓમાં વિનયન શાખાના સાહિત્યના વિદ્યાર્થીઓને સુયોગ્ય ગ્રંથો આપવાની યોજનામાં ભારતીય સાહિત્યવિચાર મંજૂષાનું પ્રકાશન કરવાનું નક્કી થયું. તેનો આ પ્રથમ ખંડ પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. આ પુસ્તકમાં અનેક તજ્જ્ઞ વિદ્વાનોનો સહકાર મળ્યો છે અને તેનું સંપાદન કાર્ય ડૉ. રમેશભાઈ બેટાઈએ સંભાળ્યું છે. વળી ડૉ. નારાયણ કંસારાએ સહસંપાદક તરીકે કાર્ય કર્યું છે.

છેક પ્રાચીન કાળથી માંડીને પંડિત જગન્નાથ સુધીના કાવ્યશાસ્ત્રના આચાર્યોએ કરેલી વિચારણાના બધા જ મહત્ત્વના મુદ્દાઓને આવરી લેતો આ

ગ્રંથ અનુસ્નાતક કક્ષાના વિદ્યાર્થીઓને, વિદ્યાભ્યાસીઓને અને સાહિત્ય પ્રેમીઓને તેમજ ગુજરાતી સમજી શકનારા અન્ય ભારતીય તેમજ ભારતીયેતર ભાષાઓના અભ્યાસીઓ માટે એક જ સ્થાનમાં બધી જ પ્રમાણભૂત સામગ્રી પૂરી પાડે છે.

આ પ્રથમ ખંડમાં કાવ્ય વિષયક ખ્યાલની ઉત્ક્રાંતિની મીમાંસા આપતી પ્રસ્તાવના તેમજ ભરતથી અભિનવગુપ્ત સુધીના કાવ્યશાસ્ત્રના આચાર્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બીજો ખંડ છ એક મહિના બાદ પ્રસિદ્ધ થવાની અપેક્ષા છે. તેમાં અભિનવગુપ્ત પછીના જગન્નાથ પંડિત સુધીના કાવ્યશાસ્ત્રના આચાર્યોમાં સમાવેશ કરવામાં આવશે. પોતપોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપવાનું સ્વીકારીને જે વિદ્વાનોએ આ પ્રમાણભૂત ગ્રંથ તૈયાર કરવામાં સહાયતા કરી છે તે સર્વનો તેમજ સંપાદકોનો હું આભાર માનું છું.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ-૬.
ઓક્ટોબર ૧૯૭૫

જે. બી. સેંડિલ
અધ્યક્ષ

# સંપાદકીય

'ભારતીય સાહિત્યવિચાર મંજૂષા'નો આ પ્રથમ ભાગ પ્રકાશિત થાય છે. વિશાળ સાગર સમી ભારતીય કાવ્યમીમાંસાને પંદરસો પાનાંમાં સમાવી લેવી એ અત્યંત કપરું, ગાગરમાં સાગર સમાવવા જેવું, કામ છે. સ્વાભાવિક રીતે જ તેમાં 'આ રહી ગયું,' 'તે રહી ગયું' એવું થવાનો સંભવ છે. ગુજરાતીમાં આવો ગ્રંથ સર્વપ્રથમ જ છે. ગ્રંથનિર્માણ બોર્ડે સંસ્કૃત કાવ્યમીમાંસાનો આ સંદર્ભગ્રંથ તૈયાર કરી પ્રકાશિત કરવાની યોજના કરી તેથી ગુજરાતના વિદ્યાર્થીઓ, અન્ય અભ્યાસીઓ તથા જિજ્ઞાસુઓને માટે લાંબા ગાળાની એક આવશ્યકતાની પૂર્તિ થાય છે એ આનન્દની વાત છે. સંસ્કૃતના પ્રતિનિધિ કાવ્યમીમાંસકોના ગ્રંથોમાંથી મૌલિક પ્રદાન ગણી શકાય તેવા ભાગો તથા તેમનો અનુવાદ અહીં આપ્યા છે. સાથે આવા દરેક ભાગ પર સંક્ષિપ્ત પ્રસ્તાવના અને જરૂરી વિવરણ આપ્યાં છે. જુદા જુદા વિદ્વાન અધ્યાપકોએ લેખકો તરીકે પોતપોતાની રીતે મહેનત કરી છે. આખો ગ્રંથ બને તેટલો વધુ પ્રતિનિધિ ગ્રંથ બને, એક સંવાદી વ્યવસ્થામાં ગોઠવાય અને તે સાથે દરેક અધ્યાપક–લેખકની પોતાની આગવી ભાત પણ ઊઠે, એ બાબતોની અમે સંપાદન કાર્યમાં કાળજી લીધી છે. આમ, આ ઘણા લેખકોનો સંયુક્ત પ્રયાસ છે. કાવ્યમીમાંસાનું આ પ્રતિનિધિ ચિન્તન સમયાનુક્રમમાં ગોઠવીને અમે આપ્યું છે. આ પ્રથમ ભાગ ભરતથી શરૂ કરીને અભિનવગુપ્ત સુધીના આચાર્યોના ઉપલબ્ધ પ્રતિનિધિ ગ્રંથોને આવરી લે છે.

આ ગ્રંથના આરંભે જે પ્રસ્તાવના આપી છે, તેમાં આ વિશાળ, બહુમૂલ્ય અને પ્રભાવશાળી ચિન્તનમાં સંસ્કૃત કાવ્યમીમાંસાના કાવ્યવિષયક ખ્યાલની ઉત્ક્રાન્તિની મીમાંસા કરવાનો અમારો નમ્ર પ્રયાસ છે. પ્રસ્તાવનાનાં શબ્દસૂચિ તથા સંદર્ભગ્રંથસૂચિ આ પ્રથમ ભાગમાં આપ્યાં છે. સમગ્ર ગ્રંથની શબ્દસૂચિ, આધારભૂત ગ્રંથોની સૂચિ, લેખકોનો પરિચય વગેરે બીજા ભાગને અંતે આપવામાં આવશે.

રમેશ બેટાઈ
નારાયણ કંસારા

# અનુક્રમણિકા

રુદ્રટ

## રુદ્રટ : કાવ્યાલંકાર : ડૉ. એ. એન. જાની ૪૬૩-૪૯૨

# પ્રસ્તાવનાની સંદર્ભગ્રંથસૂચિ

## अलंकारग्रंथ


१. अग्निपुराण

२. औचित्यविचारचर्चा – क्षेमेन्द्र

३. काव्यप्रकाश – मम्मट

(अ) ,, ઝળકીકર કૃત બાલબોધિની સાથે.

(ब) ,, સં. આચાર્ય વિશ્વેશ્વર.

(क) ,, ૧ થી ૭ સં. રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ.

(ड) ,, (૧ થી ૩, ૧૦) ભાગ ૧ અને ૨. સં. રમેશ બેટાઈ.

४. काव्यमीमांसा – राजशेखर

५. काव्यादर्श – दंडी

(अ) ,, સં. રામચન્દ્ર મિશ્ર

(ब) ,, Dr. Belvalkar.

६. काव्यानुशासन – हेमचन्द्र

(अ) ,, R. C. Parikh.

७. काव्यालंकार – भामह

८. काव्यालंकार – रुद्रट

(अ) ,, – સત્યદેવ ચૌધરી.

९. काव्यालंकारसारसंग्रह – उद्भट

१०. काव्यालंकारसूत्रवृत्ति – वामन

(अ) ,, – વિશ્વેશ્વર

(ब) ,, બેચન ઝા

११. कुवलयानन्द – अप्पयदीक्षित

१२. Ksemendra Studies – Dr. Suryakant.

१३. चन्द्रालोक – जयदेव

१४. चित्रमीमांसा – अप्पय दीक्षित

१५. दशरूपक – धनंजय

(अ) ,, ભોલાશંકર વ્યાસ.

(ब) ,, – O. Haas

(क) ,, – V. Venkatacharya.

१६. नाटयलक्षणरत्नकोश – सागरनन्दी
(अ) ,, – S. Chattopadhyaya.
१७. ध्वन्यालोक – आनन्दवर्धन
(अ) ,, – ડોલરરાય માંકડ
(ब) ,, – વિશ્વેશ્વર
(क) ,, (લોચન સાથે) – રામસાગર ત્રિપાઠી.
(ड) ,, – K. Krishnamoorthy
१८. नाट्यदर्पण – रामचन्द्र-गुणचन्द्र
(अ) ,, – आचार्य विश्वेश्वर
१९. नाट्यशास्त्र – भरत
(अ) ,, – ગા. ઓ. સીરીઝ.
(ब) ,, ૧,૨ અને ૬ – વિશ્વેશ્વર.
(क) ,, Vols. 1 and 2. – M. Ghosh.
२०. रसगंगाधर – जगन्नाथ
२१. वक्रोक्तिजीवित – कुन्तल
(अ) ,, – ડૉ. નગેન્દ્ર.
(ब) ,, – S. K. De.
२२. व्यक्तिविवेक – महिमभट्ट
२३. साहित्यदर्पण – विश्वनाथ
(अ) ,, ડૉ. સત્યવ્રતસિંહ.
(ब) ,, (मराठी) – गो. के. भट्ट

## ગુજરાતી

૨૪. અભિનવનો રસવિચાર – નગીનદાસ પારેખ.
૨૫. આનંદમીમાંસા – રસિકલાલ પરીખ.
૨૬. કાવ્યતત્ત્વવિચાર – આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
૨૭. કાવ્યની શક્તિ – રામનારાયણ વિ. પાઠક.
૨૮. કાવ્યવિચાર – દાસગુપ્ત
૨૯. કાવ્યાલોચન – રતિલાલ જાની.
૩૦. રસસિદ્ધાન્ત – ડૉ. નગેન્દ્ર
(अ) અનુ. – ચન્દ્રકાન્ત મહેતા.
૩૧. સાહિત્યવિચાર – આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.

हिन्दी

३२. आनन्दवर्धन – रेवाप्रसाद द्विवेदी
३३. भारतीयकाव्यमीमांसा – बलदेव उपाध्याय
३४. भारतीयकाव्यशास्त्रकी परम्परा – डॉ. नगेन्द्र
३५. महिमभट्ट – ब्रजमोहन चतुर्वेदी
३६. रससिद्धान्त – डॉ. नगेन्द्र
३७. साहित्यशास्त्रीयतत्त्वोंका आधुनिकसमालोचनात्मक अध्ययन – मधुसूदन शास्त्री

मराठी

३८. संस्कृताची नाट्यसृष्टि – गो. के. भट्ट

**English**

३९. The Aesthetic – Croce.
४०. Convention and Revolt in Poetry – J.L Lowes.
४१. Crisis in Poetry – Mallarme.
४२. Dhvani Theory in Sanskrit Poetics – M. M. Sharma.
४३. Dhvanyaloka and its Critics–K. Krishnamoorthy.
४४. Essays in Sanskrit Criticism–K. Krishnamoorthy
४५. Feelings and Form – S. Langer.
४६. Francois Villon – W. Lewis.
४७. History of Indian Lit. – weber.
४८. History of Sanskrit Lit – De & Dasgupta
४९. History of Sanskrit Poetics. – P. V. Kane.
५०. Imagery of Kalidasa – L.S Bhandare.
५१. Imagery of Poetry. – R. Mukherji.
५२. Indian Aesthetics Vol-I – K.C. Pandey.
५३. Indian Kavya Literature – A.K. Warder.
५४. Indian Theories of Meaning – K. Kunhan Raja.
५५. Introduction to Indian Poetics – Raghavan and Nagendra.

૫૬. Kalidasa - Walter Ruben.
૫૭. Kalidasa a Study. - G. C. Jhala.
૫૮. A New History of Sanskirt Literature - Krishna Chaitanya.
૫૯. On Kalidasa - Aurobindo.
૬૦. On Poetry - Elizabeth Drew,
૬૧. On Poetry and Poets - T. S. Eliot.
૬૨. Poetic Experience - Hiriyanna.
૬૩. Poetic Image - C. Day Lewis
૬૪. Principles of Literary Criticism - I. A. Richards.
૬૫. Rasa and Dhavni - T. S. Nandi.
૬૬. Riti and Guna in Sanskrit Poetics - P.C. Lahiri.
૬૭. Rasa Experience acc. to Abhinava. - R. Knoli.
૬૮. Sacred Wood. - T. S. Eliot.
૬૯. Sanskrit Drama - Keith.
૭૦. Sanskrit Dramatic Criticism - Studies in T. G. Mainkar.
૭૧. Sanskrit Poetics - Krishnachaitanya.
૭૨. Sanskrit Poetics - S.K. De.
૭૩. Sanskrit Studies. -- Hiriyanna.
૭૪. Santa Rasa and Abhinava's Philosophy of Aesthetics - Masson & Patwardhan.
૭૫. Selected Essays - T.S. Eliot.
૭૬. Some Problems of Sanskrit Poetics - S.k. De.
૭૭. Tragedy and Sanskrit Drama - G. K. Bhat.
૭૮. Types of Sanskrit Drama - D. R. Mankad.
૭૯. Words Words. - C. F. Montague.

# પ્રસ્તાવના

## યુગો અને પ્રવાહો

**પ્રાસ્તાવિક :**

સહૃદયના મનના આનન્દને માટે પોતે ધ્વનિના સ્વરૂપની મીમાંસા કરે છે ત્યારે આનન્દવર્ધન કહે છે કે :

काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वः
तस्याभावं जगदुरपरे भाक्तमाहुस्तमन्ये ।
केचिद्वाचां स्थितमविषये तत्त्वमूचुस्तदीयं
तेन ब्रूमः सहृदयमनःप्रीतये तत्स्वरूपम् ॥ (૧–૧)

આ કારિકા અને તેના પરની વૃત્તિ એ સ્પષ્ટ કરે છે કે આઠમી સદીમાં થયેલા 'ધ્વન્યાલોક'ના રચયિતા આનન્દવર્ધનની પૂર્વે સંસ્કૃત કાવ્યમીમાંસાની ઉત્ક્રાન્તિનો એક યુગ છે અને એ કાવ્યમીમાંસા 'ધ્વન્યાલોક' તથા તેના પરની અભિનવગુપ્તની ટીકા 'લોચન' સાથે બીજા અભિનવ યુગમાં પ્રવેશ કરે છે. ભારતીય કાવ્યમીમાંસાની ઇમારત ફેરવી નાખનાર અને વિશેષ અનેક નૂતન પ્રસ્થાનોનો માર્ગ ખુલ્લો કરનાર આ ગ્રન્થોની પૂર્વે એટલે કે ભામહ, દંડી, વામન આદિના યુગમાં કાવ્યમીમાંસા જ્યારે પહેલવહેલી શાસ્ત્રીયતાને પામી ત્યારનો આચાર્યોનો કાવ્યવિષયક અભિગમ કંઈક આવો છે. કાવ્યનાં શબ્દ અને અર્થ તથા રીતિવૃત્તિ, અલંકાર, ગુણ અને અદોષત્વની મીમાંસામાં કાવ્યસૌન્દર્યના રહસ્યની ઇતિશ્રી આવી જાય છે એમ માનનારા આનન્દવર્ધનના પુરોગામીઓનો કાવ્યવિષયક સર્વતોગ્રાહી ખ્યાલ જાણે આ છે : "કાવ્ય એટલે ગુણ, અલંકાર,

રીતિ અને અદોષત્વથી વિશેષિત એટલે કે સૌન્દર્યસમ્પન્ન બનેલ શબ્દ અને અર્થ." અહીં વામનના નિમ્નલિખિત શબ્દોમાં પ્રાચીનોનો કાવ્યનો પૂરો ખ્યાલ સમાવિષ્ટ થઈ જાય છે.

काव्यशब्दोऽयं गुणालंकारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते । ...... सौन्दर्यमलंकारः । ........स दोषगुणालंकारहानादानाभ्याम् ।

ધ્વનિ બાબત અભાવવાદીઓના ત્રણ પૈકી એક મતને આનન્દવર્ધન નિરૂપે છે ત્યારે જે વિધાન કરે છે તેમાં કાવ્યવિષયક ખ્યાલ લગભગ આવો જ છે:

शब्दार्थशरीरं तावत्काव्यम् । तस्य शब्दगताश्चारुत्वहेतवोऽनुप्रासादयः प्रसिद्धा एव । अर्थगताश्चोपमादयः । वर्णसंघटनाधर्माश्च ये माधुर्यादयस्तेऽपि प्रतीयन्ते । तदनतिरिक्तवृत्तयो वृत्तयोऽपि याः कैश्चिदुपनागरिकाद्याः प्रकाशिताः ता अपि गता श्रवणगोचरम् । रीतयश्च वैदर्भीप्रभृतयः । तद्व्यतिरिक्तः कोऽयं ध्वनिर्नामेति ।

આ મુદ્દાની વિશેષ વિસ્તૃત ચર્ચામાં આપણે ઉતરીએ અને દરેક આલંકારિકના નોંધપાત્ર મૌલિક પ્રદાનની સમજ મેળવીએ અને એ રીતે કાવ્યમીમાંસાના વિભિન્ન યુગોનાં પ્રવર્તક બળોનું રહસ્ય તારવીએ તે પહેલાં આટલું સ્પષ્ટ કરી દેવું ઘટે કે કાવ્યમીમાંસાના સિદ્ધાન્તોની ઉત્ક્રાન્તિના અભ્યાસની દૃષ્ટિએ વિચારીએ તો તેમાં આપણને નિમ્નલિખિત ચાર યુગ જોવા મળશે.

(૧) આનન્દવર્ધનના પુરોગામીઓનો યુગ

(૨) આનન્દવર્ધન અને અભિનવગુપ્તનો યુગ

(૩) મમ્મટાચાર્યનો યુગ

(૪) મમ્મટોત્તર યુગ

આ જ ચાર યુગોને અમે આપેલાં નામોથી જુદાં નામે પણ ઓળખી શકાય. પરન્તુ ગમે તે નામ આપીએ તો પણ આ ચાર યુગ દરમ્યાન સંસ્કૃત કાવ્યમીમાંસાનાં વિકાસ અને વિસ્તાર તથા ઉત્ક્રાન્તિનો ઇતિહાસ તપાસતાં તેનું સાચું પ્રમાણભૂત ચિત્ર આપણને મળી શકશે. આ ચારેય યુગોનાં પોતાનાં પ્રસ્થાનો તેની પોતાની રીતે અનોખાં છે, કાવ્યનાં મૂળભૂત તત્ત્વોનો સતત સવિશેષ બોધ કરાવનારાં છે. કાવ્યમીમાંસાના વિકાસને આ ચાર યુગોમાં વિભાજિત કરી, કઈ રીતે કાવ્યમીમાંસા વિકસી–વિસ્તરી તેનું પરીક્ષણ કરવામાં સરળતા થશે, અને તેની ગતિવિધિ તથા ઉત્ક્રાન્તિનું સાચું ચિત્ર આપણને મળી

રહેશે. પરન્તુ એક એક યુગનાં પ્રવર્તક બળો અને તેનાં સાધના સિદ્ધિનો અભ્યાસ કરતાં પહેલાં કાવ્યમીમાંસા માટે ઉપયોગમાં લેવાતા શબ્દો અલંકારશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર બરાબર સમજી લઇએ એ ઇષ્ટ થશે.

સૃષ્ટિના વિકાસક્રમમાં એક પરિસ્થિતિ એવી ઉદ્ભવી જ્યારે માનવને પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનો, સૃષ્ટિની વ્યવસ્થાનો અને સૃષ્ટિમાં પોતાના અંગભૂત હોવાનો પરિચય થયો. પ્રકૃતિની નિયમિતતા અને સૃષ્ટિના વિભિન્ન તત્ત્વોના વ્યવસ્થિત વિકાસક્રમે તેનામાં એક અમાનુષી શક્તિની, દૈવી પ્રતિભા શક્તિના અસ્તિત્વની કલ્પના જન્માવી. અને એમાં જન્મેલી શ્રદ્ધા સાથે એ દૈવી એટલે કે પ્રકાશમાન શક્તિના કૃપાપ્રસાદની પ્રાર્થના માનવના હૃદયમાંથી ઉદ્ભવી. કાવ્યનો આ રીતે પ્રથમ જન્મ થયો.

તે પછી માનવી વધુને વધુ માનવ બનતો ગયો, વિચારશીલ થતો ગયો, સંસ્કારસમૃદ્ધિ પામતો ગયો. આમ બનતું ગયું તેમ તેમ સંસ્કૃતિનાં ઉત્થાનપતન સાથે એ ઉત્થાનપતનનો ઇતિહાસ ગાનાર, માનવ પરના તેના પ્રભાવને ઉદ્ઘોષિત કરનાર, તેને માટે પ્રગતિનો માર્ગ દોરી આપતા માનવમન અને હૃદયની સંસ્કારસમૃદ્ધિને પ્રતિબિમ્બિત કરનાર અને માનવને ઉત્કર્ષનો માર્ગ દાખવનાર કાવ્યનો પણ ક્રમેક્રમે વિકાસ થતો ગયો. જીવનમાં વ્યક્તિ અને સમષ્ટિનાં લક્ષણસ્થાનમર્યાદાનો પરિચય વધતો ગયો, જીવનનાં મૂલ્યોનો સાક્ષાત્કાર થતો ગયો, અને ક્રમશઃ માનવ ભૂતકાળ તરફ સ્થિરદષ્ટિ બની વર્તમાનને ગરવી રીતે જીવતો રહ્યો, ભવિષ્યનાં સ્વપ્નો પણ ઘડતો ગયો. આ સાથે જ કાવ્ય વિકસતું ગયું. તેની સામે એક સમસ્યા હતી :

"સ્વતંત્ર પ્રકૃતિ તમામ એક માનવી જ કાં ગુલામ ?" અને સાથે તેની પોતાને માટે તો જાણે એ જ તમન્ના હતી કે :

"હું માનવી માનવ થાઉં તો ઘણું." કાવ્યની પણ અધિષ્ઠાત્રી દેવીની તેણે કલ્પના કરી. એની પ્રાપ્તિને ઘણા કવિઓએ બ્રહ્મપ્રાપ્તિ સમકક્ષ ગણીને જીવનને ઘડવાના પ્રયત્નો કર્યા. ઘણીવાર તેને અનુભવ થતો કે :

> We look before and after
> And pine for what is not,
> Our sincerest laughter with some pain is fraught;
> Our sweetest songs are those that tell of saddest
> thought.

છતાં કાવ્યરચના સતત થતી રહી, તેની સાથે કાવ્યસૌન્દર્યનાં રહસ્યોમાં માનવી અવગાહન કરતો થયો. કાવ્ય અને કાવ્યનું સૌન્દર્ય એટલે શું તે પણ તેની સમક્ષ સ્પષ્ટ થતું ગયું અને એ રીતે આલોચનાનો ઉદ્ભવ થયો.

ભિન્નભિન્ન ભાષાસાહિત્યોનું દેશકાલસંસ્કૃતિગત વૈશિષ્ટ્ય સ્વીકારવું જ રહ્યું. તે મુજબ કલ્પનાવૈવિધ્યની પણ તલસ્પર્શી ચર્ચા કર્યા પછી સાહિત્ય-વિશેષે સ્વીકારેલા આલોચનાના સિદ્ધાન્તો સમજવાના રહે. પરન્તુ આવા સાહિત્ય-વિશિષ્ટ સિદ્ધાન્તોના સ્વીકારને અન્તે પણ, આલોચનાના વિકાસે દેશગત મર્યાદાઓથી પર એવા જગતની તમામ ભાષાઓના શ્રેષ્ઠ સાહિત્યને લગભગ સરખી રીતે લાગુ પડી શકે એવા સિદ્ધાન્તોની પ્રતીતિ પણ મેળવી.

એક હકીકત તો સર્વવિદિત અને લગભગ સર્વસ્વીકૃત છે કે કવિને મુખ્ય સંબંધ માનવહૃદય સાથે છે. મન અને આત્માને હૃદયથી જુદાં કરી શકાય તેમ ન હોવા છતાં કાવ્યનો મુખ્ય ઉદ્દેશ માનવહૃદયની ઊર્મિઓ અને સ્પન્દનોનો પરિચય પામવાનો, વ્યક્ત કરવાનો છે. ભિન્ન ભિન્ન ભાષાનાં કાવ્ય અને સાહિત્યોએ ભિન્ન ભિન્ન માર્ગે અને તલસ્પર્શી ચર્ચાને અન્તે ઉપર્યુક્ત હકીકતને જ કાવ્યના મુખ્ય ઉદ્દેશ તરીકે સ્વીકારી છે. આધુનિકતમ સાહિત્ય-પ્રસ્થાનો પણ માનવહૃદયની ખાસ અવગણના કરતાં નથી. કવિ એટલે એ માનવહૃદય જે અન્ય માનવો કરતાં વધુ પ્રમાણમાં માનવહૃદયની ભાવનાઓને ઝીલી શકે, તેના પર મનન કરી શકે અને તેને પોતાના સંસ્કાર, કલ્પના, ભાવના, ચિન્તન, વિચારથી રંગી નવીન એવું શબ્દશરીર આપી વાસ્તવિક જીવન કરતાં પણ વધુ જીવન્ત દાખવી શકે.

વાચકપક્ષે કાવ્યાભ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે ચેતનાની જાગૃતિ અને આનન્દ પ્રાપ્તિ. પરંતુ આ આનન્દને ભારતીયો સામાન્ય માનવના જીવનમાં અપ્રાપ્ય નિરતિશય, વિગલિતવેદ્યાન્તર, બ્રહ્માનન્દસહોદર આનન્દ ગણે છે. એક દૃષ્ટિએ તો તે વેદનાજન્ય આનન્દ પણ છે.

## 'સાહિત્ય' અને 'કાવ્ય'

'સહ', 'સહિત' પરથી સાહિત્ય એ પ્રમાણે સમજતાં સાહિત્ય એટલે 'સાથે રહેનાર' એ અર્થને વિશાળ રીતે લાગુ પાડીએ અને આપણે જેને સાહિત્ય કહીએ છીએ તેની દૃષ્ટિએ વિચારીએ તો 'માનવ જીવનની સાથે સાથે રહેનાર' 'માનવના હૃદયની સાથે સાથે રહેનાર', 'માનવ આત્માની સાથે સાથે રહેનાર'

એવો અર્થ કરીને એમ કહી શકાય કે આપણા પ્રાચીન કવિઓ અને મીમાંસકોના મતે સામાન્ય જીવનમાંથી મળતા સામાન્ય આનન્દ કરતાં વિશિષ્ટ પ્રકારના અવનવા આનન્દનો અનુભવ કરાવે તે સાહિત્ય કે કાવ્ય. આ અનુભવ કાવ્ય સમજી આસ્વાદી પારખી શકે એવા હૃદયમાં એટલે સહૃદય વાચકના હૃદયમાં રસાનુભવ દ્વારા થાય છે. આ રસનો અનુભવ, સાહિત્ય જ્યારે વાસ્તવિક જીવનના ચિત્રમાંથી વિશેષ જીવન્ત, ઉત્કટ, વધુ વાસ્તવિક અને ચેતનાવન્ત એવું ચિત્ર ખડું કરી શકે ત્યારે જ થાય છે. આપણા કવિઓ અને આલંકારિકોના મતે સાહિત્ય જીવનથી વિમુખ નથી, તે જ રીતે સાહિત્યનો ઉદ્દેશ માત્ર જીવનનું જેવું ને તેવું દર્શન કરાવવાનો નથી. માત્ર બુદ્ધિના દાવપેચ કે હૃદયની પોચટ ઊર્મિલતામાં કાવ્ય નથી. આ વાત સ્વીકારતા આપણા કવિ અને વાચકનાં મન, હૃદય અને આત્મા એટલે કે માનવની સમગ્ર ચેતના એક જ ધન્ય આનન્દમાં તન્મય થાય છે, કરાવે છે. આ આનન્દમાં મગ્ન થનાર અને પછી કરનારને કવિ કહે છે. આ જ સંદર્ભમાં ભામહ કહે છે કે :

जानाति हि पुनः सम्यक् कविरेव कवेः श्रमम् (કાવ્યાલંકાર). અને આ જ કારણે ભવભૂતિ કવિવાણીને દેવતા, અમૃતા અને આત્માની કલા કહે છે. (विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ।)

'કાવ્ય' શબ્દ સંસ્કૃતમાં તમામ લલિત સાહિત્યને માટે વપરાય છે. આને લીધે ગદ્યમાં થયેલ લલિત સાહિત્યની રચના ગદ્યકાવ્ય કહેવાય છે. 'काव्य' એ શબ્દ 'कव्' ધાતુ પરથી બન્યો છે. 'कव्' એટલે બોલવું અથવા અસામાન્ય રીતે બોલવું એવો અર્થ ઘટાવાય છે. ઋગ્વેદના મંત્રોના રચનારા ઋષિઓ કવિઓ કહેવાતા, ઉપનિષત્કાર મહામુનિઓ પણ કવિઓ કહેવાતા. કવિ એટલે દ્રષ્ટા, કવિ એટલે ત્રણેય કાળનાં રહસ્યોની આરપાર જોઈ શકનાર. આ જ સંદર્ભમાં ऋषयो मन्त्रद्रष्टारः, कवीनामुशनाः कविः વગેરે વિધાનો મળે છે અને આદિકવિ વાલ્મીકિને માટે કવિ ભવભૂતિ આદ્યકવિ, આર્ષપ્રતિભાથી અન્વિત વગેરે શબ્દો લખે છે. જગતનો માનવ જે રહસ્યો ન ઉકેલી શકે તે રહસ્યોનાં ઊંડાણનો પાર કવિ પામી શકે. પોતાની કાવ્યરચના દ્વારા તે માનવને જીવનનું ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરતું રમણીયતાભર્યું દર્શન કરાવે (क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः). આ વિચારો પરથી સંસ્કૃત કાવ્યમીમાંસકોની કવિ વિષે શી અપેક્ષા છે, કવિની કસોટી કેટલી ઉચ્ચ છે તેનો સહેજે ખ્યાલ આવી શકે છે.

આવા કવિઓની રચના તે કાવ્ય અને એ કાવ્યની વિલક્ષણતાઓની, તેનાં અલંકરણોની, તેના ઉદ્ભવ વગેરેની મીમાંસા કરે તે કાવ્યમીમાંસા અથવા કાવ્યશાસ્ત્ર અથવા સાહિત્યશાસ્ત્ર. સાહિત્યશાસ્ત્ર એ શબ્દ કાવ્યશાસ્ત્રને માટે મધ્યયુગમાં ઉપયોગમાં આવ્યો. આના જ અનુસંધાનમાં 'કાવ્યમીમાંસા' માં કવિ રાજશેખર કહે છે. पञ्चमी साहित्यविद्या इति यायावरीयः અને વિશ્વનાથ પોતાના ગ્રંથને 'સાહિત્યદર્પણ' તરીકે ઓળખાવે છે.

કાવ્યમીમાંસા માટે ઉપયોગમાં લેવાતો એક વધારાનો શબ્દ છે, 'અલંકાર-શાસ્ત્ર'. સંસ્કૃતમાં 'શાસ્ત્ર' શબ્દ 'દર્શન' અને 'વિજ્ઞાન' એ બે મુખ્ય અર્થમાં વપરાયો છે. વેદાન્તશાસ્ત્ર, સાંખ્યશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર વગેરે દર્શનો છે; ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે સામાજિક વિજ્ઞાનો છે; આયુર્વેદશાસ્ત્ર, શલ્યશાસ્ત્ર, ગજશાસ્ત્ર, કામશાસ્ત્ર વગેરે અન્ય વિજ્ઞાનો છે. 'શાસ્ત્ર' શબ્દ બંને અર્થમાં વપરાય છે તેના પરથી ગર્ભિત રીતે દર્શનનું નિરૂપણ વૈજ્ઞાનિક હોવું જોઈએ, અને વિજ્ઞાનના નિરૂપણ પાછળ દાર્શનિક દૃષ્ટિની પ્રેરણા હોવી જોઈએ એવું સૂચન થાય છે. તે સાથે શાસ્ત્ર એટલે કોઈ પણ એક વિષયનું આમૂલક, સર્વાંગીણ, તાત્ત્વિક અને સૈદ્ધાન્તિક દર્શન, પરીક્ષણ અને નિરૂપણ એ અર્થ પણ સમજાય છે.

'અલંકાર' શબ્દ જેમ શબ્દાલંકારો તથા અર્થાલંકારો માટે વપરાયો છે, તે જ રીતે તે કાવ્યનાં વિભિન્ન અલંકરણો માટે પણ વપરાયો છે, કાવ્યશાસ્ત્ર માટે પણ ઉપયોગમાં લેવાયો છે. આપ્ટે અને મોનિયર વિલિયમ્સ જે અર્થો આપે છે તે આ પ્રમાણે છે :

આપ્ટેમાં (પાનું 233–234 ભાગ ૧ લો)

अलंकृ એટલે To ornament, decorate, grace

अलंकार એટલે Decoration, Act of decorating or ornamenting, An ornament, A figure of speech, The whole science of rhetoric.

મોનિયર વિલિયમ્સમાં (પાનું 94)

अलंकरण–decoration, ornament

अलंकार–decoration, act of decorating, Ornament, text book of rhetoric.

કાવ્યનાં અલંકરણો અથવા અલંકાર એટલે આના અનુસંધાનમાં embellishments એટલે કે કાવ્યને અસ્તિત્વમાં આણનારાં, કાવ્યની શોભા વધારનારાં અને કાવ્યભાવને સુંદર અભિવ્યક્તિ આપનારાં કાવ્યનાં ભિન્ન ભિન્ન અંગો. આ પરથી અર્થ એવો થાય કે કાવ્યનાં વિભિન્ન અંગોની વિસ્તૃત શાસ્ત્રીય આલોચના જેમાં કરવામાં આવે છે તે છે અલંકારશાસ્ત્ર. શબ્દોની સ્પષ્ટતા, ચોખ્ખું ઉચ્ચારણ, જાતિ પુરુષ વચનનું પાલન, સાચા વાક્યરચનાના પ્રયોગો, અર્થ વગેરે વ્યાકરણનાં અલંકરણો છે તે જ રીતે કાવ્યમાં શબ્દ, અર્થ, ગુણ, રીતિ, વૃત્તિ, સંઘટના, ધ્વનિ, વક્રોક્તિ, રસ, અદોષત્વ આદિ કાવ્યના અલંકારો છે. આ સર્વની વિસ્તૃત ચર્ચા અલંકારશાસ્ત્રમાં કરવામાં આવે છે. આ તમામ અલંકરણો કાવ્યમાં પોતપોતાનું કામ કરી કાવ્યસૌન્દર્યને ઉત્પન્ન કરે છે, ખીલવે છે. આથી આ અલંકરણો એ કાવ્યનાં પોતપોતાની રીતે સૌન્દર્યાધાયી તત્ત્વો છે. એ તત્ત્વો સ્વતંત્ર રીતે તેમજ સમન્વિત રીતે કાવ્ય-સૌન્દર્યને સિદ્ધ કરે છે અને એ અર્થમાં કાવ્યાલંકારો છે તેની પ્રતીતિ નીચેનાં અવતરણો પરથી થશે :

गुणालंकारोचित्यसुन्दरशब्दार्थशरीरस्य सति ध्वननात्मन्यात्मनि काव्यरूपताव्यवहारः । ('લોચન'માં અભિનવગુપ્ત).

सौन्दर्य चालंकारः । (વામન)
काव्यस्यायमलंकारः कोऽप्यपूर्वो विधीयते । (કુંતલ)
काव्यशब्दोऽयं गुणालंकारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते । (વામન)

यद्यपि रसालंकाराद्यनेकविषयमिदं शास्त्रं तथापि अलंकारशास्त्रमुच्यते । (કુમાર-સ્વામી) काव्यशोभाकरान् धर्मानलंकारान्प्रचक्षते । (દંડી) सर्वोऽपि ह्यलंकारः कविसमयप्रसिद्ध्यनुरोधेन हृद्यतया काव्यशोभाकर एवालंकारतां भजते । (ચિત્રમીમાંસા)

यच्चोक्तम्—'चारुत्वप्रतीतिः तर्हि काव्यस्य आत्मा' इति तद् अंगीकुर्मः एव । नास्ति खल्वयं विवाद इति । (અભિનગુપ્ત)

આના પરથી ફલિત થાય છે કે કાવ્યશાસ્ત્રને સ્પર્શતા વિભિન્ન સિદ્ધાન્તોની વિસ્તૃત સામાન્ય ચર્ચા આપણને પાશ્ચાત્ય વિવેચનમાં મળે છે, એવી ચર્ચા સંસ્કૃત અલંકારશાસ્ત્ર ખાસ આપતું નથી. સીધી રીતે તે કાવ્યનાં વિભિન્ન માન્ય અલંકરણોની શાસ્ત્રીય આલોચના કરે છે. આ તમામમાંથી આડકતરી રીતે અલબત્ત કાવ્ય અને સૌન્દર્ય, કાવ્ય અને જીવન, કાવ્ય અને

કલ્પના, કાવ્ય અને આનન્દ, પ્રત્યાયન વગેરે પરના વિચારો સ્ફુટ થાય છે. આથી જ ડે કહે છે કે :

The general doctrine of this Alamkāra-system is almost co-extensive with what appears to have been the original stand-point of the Alamkāra-śāstra itself as mechanical discipline; અને Sanskrit poetics started apparently from some theory of embellishment which took into consideration the whole domain of poetic figures and confined its energies to elaboration of more or less mechanical formulas with reference to the technique of expression.

આ બંને વિધાનો અર્ધસત્ય જેવાં જ છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આ રીતે માત્ર યંત્રવત્ કાવ્યસિદ્ધાન્તોની ચર્ચા મળી આવે છે એમ કહેવું એ યોગ્ય નથી તેનો પુરાવો રસ અને ધ્વનિના વિષયમાં આપણા આચાર્યોએ કરેલો વિસ્તાર અને તેમાંથી ફલિત થતા અનેક સિદ્ધાન્તો છે. આમ સંસ્કૃતમાં કાવ્ય-શાસ્ત્રને અલંકારશાસ્ત્ર એવું નામ આપવામાં આવ્યું છે તેનાં શક્ય કારણો નીચે પ્રમાણે આપી શકાય :

(૧) અલંકારશાસ્ત્રમાં ઘણો મોટો વિસ્તાર શબ્દ અને અર્થને લગતા અલંકારોનો છે.

(૨) 'રસ' અને 'ધ્વનિ' એ કાવ્યનાં અતિ મહત્ત્વનાં અલંકરણો છે, તેની શાસ્ત્રીય ચર્ચા આલંકારિકો કરે છે.

(૩) કાવ્યને સુંદર બનાવનાર, કાવ્યની શોભા વધારનાર, કાવ્યનાં વિભિન્ન અંગોની ચર્ચા આમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

(૪) આ શાસ્ત્ર ભામહના સમયથી જ વ્યવસ્થિત, સ્વતંત્ર શાસ્ત્ર પ્રમાણે વિકસ્યું તે પહેલાં અલંકારો અને કાવ્યનાં વિભિન્ન તત્ત્વોની ચર્ચા થતી તે સર્વ અલંકારો કહેવાતા.

અલંકારો, રસ, ધ્વનિ આદિ પર સ્વતન્ત્ર ગ્રન્થો ઘણા લખાયા છે તે છતાં સામાન્ય રીતે નીચેના વિષયોની મીમાંસા આપણને અલંકારગ્રંથોમાં મળે છે :

(૧) કાવ્યનાં વ્યાખ્યા, પ્રયોજનો, હેતુઓ અને પ્રકારો

(૨) શબ્દની ત્રણ શક્તિઓ, તાત્પર્યવૃત્તિ વગેરે
(૩) ધ્વનિ અને રસ
(૪) કાવ્યગુણો અને કાવ્યદોષો
(૫) રીતિ, વૃત્તિ, સંઘટના
(૬) અલંકારો
(૭) કવિસમયો

ભરત, ધનંજય વગેરેએ નાટ્ય અને તેનાં વિભિન્ન તત્ત્વો અને લક્ષણોની મીમાંસા કરી છે. ભોજ, વિશ્વનાથ વગેરે કાવ્યમીમાંસા સાથે નાટ્યમીમાંસા પણ આપે છે. ઘણા આલંકારિકો વિભિન્ન કાવ્યસ્વરૂપો ચર્ચે છે.

આપણે ઉપર જોયું કે પૌરસ્ત્ય કાવ્યાલોચનદૃષ્ટિ પાશ્ચાત્ય આલોચના દૃષ્ટિ કરતાં જુદી પડે છે. કાવ્યમીમાંસાના બંને અભિગમોમાં મૂલત: ભેદ છે. આને લીધે જ સાચી રીતે કહેવાયું છે કે :

The western mind has never been able to reconcile itself to the use of the figurative language, even in its humblest forms.

અલંકારશાસ્ત્ર અને સાહિત્યશાસ્ત્ર તરીકે ઓળખાતી કાવ્યમીમાંસા આ રીતે પૌરસ્ત્ય દૃષ્ટિએ કાવ્યવિષયક સૌન્દર્યશાસ્ત્ર અથવા સૌન્દર્યમીમાંસા છે અને કાવ્ય એટલે જ સૌન્દર્ય એ સામાન્ય ખ્યાલ છે એટલું પૂર્વભૂમિકા રૂપે સમજ્યા બાદ હવે આપણે ઉપર નિર્દેશેલા વિભિન્ન યુગોની કાવ્યમીમાંસા-પ્રવૃત્તિનું પરીક્ષણ કરીએ.

## આનન્દવર્ધનના પુરોગામીઓનો યુગ

પોતાના ‘કાવ્યાલંકાર'ના ૨.૮૮માં પ્રસિદ્ધ પુરોગામી મેધાવિરુદ્રનો ઉલ્લેખ કરવા ઉપરાન્ત પણ ભામહ (છઠ્ઠી સદી) અન્ય કવિઓ અને ગ્રંથોનો ઉલ્લેખ કરે છે. સંભવ છે કે તેના અન્ય પુરોગામી આલંકારિકો બીજા હોય, કારણ, તે પોતાના ગ્રંથના અન્તે વિધાન કરે છે કે :

अवलोक्य मतानि सत्कवीनामवगम्य स्वधिया च काव्यलक्ष्म । सुजनावगमाय भामहेन ग्रथितं रक्रिलगोमिसूनुनेदम् ॥ (૬-૬૪)

અહીં પોતાની બુદ્ધિથી કાવ્યલક્ષણો સમજે તેમાં ભરત ઉપરાન્ત પણ અન્ય આલંકારિકોના ગ્રન્થો તેને પરિચિત હોઈ શકે. ભામહમાં જ કાવ્યમીમાંસા

કલ્પના, કાવ્ય અને આનન્દ, પ્રત્યાયન વગેરે પરના વિચારો સ્ફુટ થાય છે. આથી જ ડે કહે છે કે :

The general doctrine of this Alamkāra-system is almost co-extensive with what appears to have been the original stand-point of the Alamkāra-śāstra itself as mechanical discipline; અને Sanskrit poetics started apparently from some theory of embellishment which took into consideration the whole domain of poetic figures and confined its energies to elaboration of more or less mechanical formulas with reference to the technique of expression.

આ બંને વિધાનો અર્ધસત્ય જેવાં જ છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આ રીતે માત્ર યંત્રવત્ કાવ્યસિદ્ધાન્તોની ચર્ચા મળી આવે છે એમ કહેવું એ યોગ્ય નથી તેનો પુરાવો રસ અને ધ્વનિના વિષયમાં આપણા આચાર્યોએ કરેલો વિસ્તાર અને તેમાંથી ફલિત થતા અનેક સિદ્ધાન્તો છે. આમ સંસ્કૃતમાં કાવ્ય-શાસ્ત્રને અલંકારશાસ્ત્ર એવું નામ આપવામાં આવ્યું છે તેનાં શક્ય કારણો નીચે પ્રમાણે આપી શકાય :

(૧) અલંકારશાસ્ત્રમાં ઘણો મોટો વિસ્તાર શબ્દ અને અર્થને લગતા અલંકારોનો છે.

(૨) 'રસ' અને 'ધ્વનિ' એ કાવ્યનાં અતિ મહત્ત્વનાં અલંકરણો છે, તેની શાસ્ત્રીય ચર્ચા આલંકારિકો કરે છે.

(૩) કાવ્યને સુંદર બનાવનાર, કાવ્યની શોભા વધારનાર, કાવ્યનાં વિભિન્ન અંગોની ચર્ચા આમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

(૪) આ શાસ્ત્ર ભામહના સમયથી જ વ્યવસ્થિત, સ્વતંત્ર શાસ્ત્ર પ્રમાણે વિકસ્યું તે પહેલાં અલંકારો અને કાવ્યનાં વિભિન્ન તત્ત્વોની ચર્ચા થતી તે સર્વ અલંકારો કહેવાતા.

અલંકારો, રસ, ધ્વનિ આદિ પર સ્વતન્ત્ર ગ્રન્થો ઘણા લખાયા છે તે છતાં સામાન્ય રીતે નીચેના વિષયોની મીમાંસા આપણને અલંકારગ્રંથોમાં મળે છે :

(૧) કાવ્યનાં વ્યાખ્યા, પ્રયોજનો, હેતુઓ અને પ્રકારો

(૨) શબ્દની ત્રણ શક્તિઓ, તાત્પર્યવૃત્તિ વગેરે
(૩) ધ્વનિ અને રસ
(૪) કાવ્યગુણો અને કાવ્યદોષો
(૫) રીતિ, વૃત્તિ, સંઘટના
(૬) અલંકારો
(૭) કવિસમયો

ભરત, ધનંજય વગેરેએ નાટ્ય અને તેનાં વિભિન્ન તત્ત્વો અને લક્ષણોની મીમાંસા કરી છે. ભોજ, વિશ્વનાથ વગેરે કાવ્યમીમાંસા સાથે નાટ્યમીમાંસા પણ આપે છે. ઘણા આલંકારિકો વિભિન્ન કાવ્યસ્વરૂપો ચર્ચે છે.

આપણે ઉપર જોયું કે પૌરસ્ત્ય કાવ્યાલોચનદૃષ્ટિ પાશ્ચાત્ય આલોચના દૃષ્ટિ કરતાં જુદી પડે છે. કાવ્યમીમાંસાના બંને અભિગમોમાં મૂલતઃ ભેદ છે. આને લીધે જ સાચી રીતે કહેવાયું છે કે :

The western mind has never been able to reconcile itself to the use of the figurative language, even in its humblest forms.

અલંકારશાસ્ત્ર અને સાહિત્યશાસ્ત્ર તરીકે ઓળખાતી કાવ્યમીમાંસા આ રીતે પૌરસ્ત્ય દૃષ્ટિએ કાવ્યવિષયક સૌન્દર્યશાસ્ત્ર અથવા સૌન્દર્યમીમાંસા છે અને કાવ્ય એટલે જ સૌન્દર્ય એ સામાન્ય ખ્યાલ છે એટલું પૂર્વભૂમિકા રૂપે સમજ્યા બાદ હવે આપણે ઉપર નિર્દેશેલા વિભિન્ન યુગોની કાવ્યમીમાંસા-પ્રવૃત્તિનું પરીક્ષણ કરીએ.

## આનન્દવર્ધનના પુરોગામીઓનો યુગ

પોતાના 'કાવ્યાલંકાર'ના ૨.૮૮માં પ્રસિદ્ધ પુરોગામી મેધાવિરુદ્રનો ઉલ્લેખ કરવા ઉપરાન્ત પણ ભામહ (છઠ્ઠી સદી) અન્ય કવિઓ અને ગ્રંથોનો ઉલ્લેખ કરે છે. સંભવ છે કે તેના અન્ય પુરોગામી આલંકારિકો બીજા હોય, કારણ, તે પોતાના ગ્રંથના અન્તે વિધાન કરે છે કે :

अवलोक्य मतानि सत्कवीनामवगम्य स्वधिया च काव्यलक्ष्म। सुजनावगमाय भामहेन ग्रथितं रक्रिलगोमिसूनुनेदम् ॥ (६-६४)

અહીં પોતાની બુદ્ધિથી કાવ્યલક્ષણો સમજે તેમાં ભરત ઉપરાન્ત પણ અન્ય આલંકારિકોના ગ્રન્થો તેને પરિચિત હોઈ શકે. ભામહમાં જ કાવ્યમીમાંસા

એટલી પ્રૌઢ લાગે છે કે તેના મૂળમાં એકથી વધારે આચાર્યોના ગ્રંથો હોવાની સંભાવના આપણે સહેજે સ્વીકારી લઈએ. આ છતાં ખ્યાતનામ આલંકારિકોમાં ભામહ સૌથી પહેલો છે તે પણ હકીકત છે. તેની કૃતિ 'કાવ્યાલંકાર' એ સંસ્કૃત કાવ્યમીમાંસાશાસ્ત્રનો પ્રથમ ઉપલબ્ધ ગ્રંથ છે. આ સિવાય જેમના ગ્રન્થો મળી આવે છે તેવા અન્ય મુખ્ય આલંકારિકો આ છે.

દંડી–કાવ્યાદર્શ
વામન–કાવ્યાલંકારસૂત્રવૃત્તિ
ઉદ્ભટ–ભામહવિવરણ (અપ્રાપ્ત) અને અલંકારસર્વસ્વ
રુદ્રટ–કાવ્યાલંકાર
આ ઉપરાન્ત વલ્લભદેવનો ગ્રંથ રુદ્રટાલંકાર નિર્દિષ્ટ છે પણ અપ્રાપ્ત છે.

## (અ) તેમણે ચર્ચેલા મુખ્ય વિષયો

નોંધપાત્ર એ છે કે પહેલેથી જ સંસ્કૃત આલંકારિકો પોતે સમર્થ આલંકારિકો છે તેવા જ સમર્થ વૈયાકરણો છે. પોતાના પુરોગામીઓનાં વિભિન્ન અલંકારવિષયક મંતવ્યોને પ્રગટ કરનાર અને કેટલાકનું તો ખંડન પણ કરનાર પ્રથમ જાણીતો આચાર્ય ભામહ પોતાના ગ્રંથમાં પાંચમા–છઠ્ઠા પરિચ્છેદમાં પોતાની વૈયાકરણ તરીકેની પ્રતિભા દાખવવા ઉપરાન્ત પાણિનિ અને કાત્યાયનનાં વચનો ટાંકે છે. આનન્દવર્ધને તો સ્પષ્ટ કહ્યું છે કે प्रथमे हि विद्वांसो वैयाकरणाः व्याकरणमूलत्वात् सर्वविद्यानाम्. પ્રથમ યુગના આચાર્યોને પણ આ વાત માન્ય છે. વ્યાકરણે અલંકારશાસ્ત્રને ઘણું આપ્યું છે તે તેઓ સમજી સ્વીકારીને ચાલે છે. આથી આગળ ચાલતાં પહેલાં આ સંદર્ભમાં કાવ્યમીમાંસા અને વ્યાકરણના લગભગ તમામ આચાર્યોને માન્ય સંબંધનો સંક્ષિપ્ત ખ્યાલ મેળવી લેવો એ ઈષ્ટ થશે.

દાસગુપ્ત સાચી રીતે જ કહે છે કે: "વ્યાકરણ જેમ પદની પ્રકૃતિ અને અર્થનો અને ભિન્ન ભિન્ન પદોના પરસ્પર સંબંધનો વિચાર કરે છે, તેમ અલંકારશાસ્ત્ર પદ અને વાક્યના અર્થના સૌન્દર્યનો અને મનોહારિત્વનો વિચાર કરે છે." (કાવ્યવિચાર) ભામહ, વામન અને દંડી પણ વ્યાકરણના આ શાસ્ત્ર પરના પ્રભુત્વનાં તથા અલંકારશાસ્ત્ર પર વ્યાકરણના પ્રભાવની સમજનાં સ્પષ્ટ પ્રમાણો આપે છે. આનન્દવર્ધન કહે છે કે ધ્વનિનો સમગ્ર ખ્યાલ વ્યાકરણના સ્ફોટ અને ધ્વનિ પરથી આલંકારિકોને મળ્યો છે. મમ્મટ આ જ વાતનું સમર્થન કરે છે. આ ઉપરાન્ત મમ્મટે સંકેતની બાબતમાં માનપૂર્વક, ભર્તૃહરિના અવતરણ સાથે

जात्यादिः એ મત વિસ્તારી આવકાર્યો છે. મમ્મટ, આનન્દવર્ધન, અભિનવગુપ્ત, વિશ્વનાથ, જગન્નાથ અને મોટા ભાગના આલંકારિકો સ્થળે સ્થળે વૈયાકરણોનાં વચનોને આપ્તવાક્યો તરીકે ટાંકે છે.

હકીકત એ છે કે સંસ્કૃત આલંકારિકો ઘણી ઘણી બાબતમાં વૈયાકરણોને અનુસરે છે. કાવ્યનાં અલંકરણોની આલોચના, ધ્વનિ, વ્યંગ્યાર્થ, વગેરે ઉપરાંત રીતિઓ, અલંકારો અને કાવ્યદોષોમાં આલંકારિકો વૈયાકરણોની ઘણી મદદ લે છે. એક બે ઉદાહરણો લઈએ તો મમ્મટે ઉપમાના જે પચીસ પ્રકારો અને વિરોધના દસ પ્રકારો આપ્યા છે તે વ્યાકરણમૂલક છે. વિશ્વનાથે મમ્મટની ષડ્વિધા લક્ષણા વાસ્તવિક રીતે સ્વીકારવા છતાં તેમાંથી एवमशीतिप्रकारा लक्षणा વિસ્તારી તેમાં પણ વ્યાકરણ જ કામ લાગ્યું છે. આથી વ્યાકરણ અને અલંકારનો અને એ રીતે આલંકારિકો અને વૈયાકરણોનો સંબંધ જુદી જુદી મુખ્ય આટલી દૃષ્ટિએ સમજવા જેવો છે :

(૧) પાણિનિ, કાત્યાયન, પતંજલિ વગેરેએ ઉપમાન અને ઉપમેયના વિભિન્ન સંબંધોનો પ્રશ્ન ચર્ચ્યો છે.

(૨) કાવ્યનાં વિવિધ અલંકરણોની કલ્પના વ્યાકરણના પદની પ્રકૃતિ અને અર્થ સાથેના સંબંધમાંથી જન્મી છે.

(૩) આખી ધ્વનિની કલ્પનાના મૂળમાં વ્યાકરણ છે.

(૪) આલંકારિકોનો સંકેતવિષયક મત વ્યાકરણને જ અનુસરે છે.

(૫) શબ્દની અભિધા અને લક્ષણાવૃત્તિમાં પણ વ્યાકરણનું અનુસરણ છે.

(૬) કાવ્યદોષોના ક્ષેત્રમાં વ્યાકરણનો ઘણો આધાર લેવામાં આવ્યો છે.

(૭) અર્થાલંકારમીમાંસા અને પ્રકારોમાં વ્યાકરણનો બહોળો ઉપયોગ થયો છે.

(૮) અન્ય ઘણી બાબતોમાં આલંકારિકો વારંવાર પાણિનિ, કાત્યાયન, પતંજલિ, ભર્તૃહરિ વગેરેને ટાંકે છે.

હવે આપણે આનન્દવર્ધનના પુરોગામી યુગે ચર્ચેલા કાવ્યમીમાંસાના વિષયો જોઈએ. ભામહથી શરૂ કરી તમામ આલંકારિકોમાં એ જોવા મળશે કે તેમણે જે કોઈ વિષયો ચર્ચ્યા છે તે કાવ્યના શબ્દ અને અર્થના સંદર્ભમાં. આને લીધે આપણા મન પર પ્રથમ છાપ એવી પડશે કે કાવ્યમીમાંસાના આ આરંભના આલંકારિકો જાણે કે સામાન્ય વાણીના શબ્દ અને અર્થ તથા કવિવાણીના શબ્દ અને અર્થના ભેદને અને એ રીતે કાવ્ય અને અકાવ્યના

ભેદને સ્પષ્ટ કરવા માગે છે અને જાણે એમને લાગે છે કે આ રીતે ભેદ પાડી દેવામાં આવે તેમાં જ કાવ્યમીમાંસાનો ઉદ્દેશ બર આવી જાય છે. કવિવાણી અને અર્થના વૈશિષ્ટ્યની મીમાંસા કરવાના ઉદ્દેશથી તેઓ પ્રેરાય છે તેથી સ્વાભાવિક રીતે જ શબ્દ અને અર્થ સાથે સીધી રીતે સંકળાયેલા અલંકાર, ગુણ, અદોષત્વ અને રીતિની વિસ્તૃત મીમાંસા તેઓ કરે છે. વામનનું નિમ્નલિખિત વિધાન આ જ બાબતનું જાણે સમર્થન કરે છે:

काव्यं ग्राह्यमलंकारात् ।
काव्यशब्दोऽयं गुणालंकारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते ।
सौन्दर्यमलंकारः ।
स दोषगुणालंकारहानादानाभ्याम् । (પ્રથમ અધ્યાય)

સાથે જ આ તમામની વ્યાખ્યા, પ્રકારો, પ્રકારોની વ્યાખ્યાઓ, ઉદાહરણો, આ ચારનો કાવ્ય સાથેનો સંબંધ વગેરેની વિસ્તૃત શાસ્ત્રીય ચર્ચા આલંકારિકો કરે છે. અને એ રીતે ગુણ, રીતિ, અલંકાર તથા દોષો અત્યન્ત સ્પષ્ટાકાર થાય છે. સંદર્ભ અલબત્ત શબ્દ અને અર્થનો જ જળવાયો છે. દરેક આલંકરિક, ખાસ કરીને ભામહ, દંડી અને વામન કાવ્યના એક યા બીજા અલંકરણને કાવ્યમાં મુખ્ય ગણે છે. છતાં ચર્ચા મુખ્યતઃ આ ચારની થાય છે. આ કારણે જ આ યુગનો કાવ્ય વિષેનો ખ્યાલ સંક્ષેપમાં આ રીતે આપી શકાય:

"ગુણ, અદોષત્વ, રીતિ અને અલંકારથી વિશેષિત એટલે કે સૌન્દર્યસમ્પન્ન બનેલ શબ્દ અને અર્થનું સાહચર્ય એટલે કાવ્ય." ભામહ કાવ્યનું લક્ષણ આ જ અર્થમાં शब्दार्थौ सहितौ काव्यम् એ પ્રમાણે આપે છે. વામન કહે છે કે:

काव्यशोभायाः कर्तारो धर्मा गुणाः ।
तदतिशयहेतवस्त्वलंकाराः ।

ત્યારે બંને—ગુણ અને અલંકાર–શબ્દ અને અર્થના જ છે. આવું જ રીતિઓ અને દોષોનું છે.

આ ઉપરાન્ત આ આલંકારિકો કાવ્યનાં પ્રયોજનો, કાવ્યહેતુઓ, કાવ્ય લક્ષણ, કાવ્યના અધિકારી, કાવ્યના ભેદ આદિ પ્રશ્નોની ચર્ચા કરે છે. આ વિગતો આપણે આ મુદ્દા પછીના "આ આલંકારિકોનો કાવ્યવિષયક અભિગમ એ પ્રશ્નની છણાવટમાં જોઈશું.

આના પરથી એમ લાગે જ કે આ પ્રાચીન આલંકારિકોએ વિશેષતઃ કાવ્યના બાહ્ય પક્ષ અથવા કલાપક્ષમાં રસ લીધો છે. રીતિ, અલંકાર, ગુણ અને અદોષત્વના સ્વરૂપ, લક્ષણ, પ્રકારો આદિની ચર્ચા તેઓ કરે છે. આ ચારથી કાવ્ય વિશેષિત બને છે તે પણ તેઓ સ્વીકારે છે. છતાં આ વિશેષિત બનવાની ક્રિયા એટલે કે સૌન્દર્યસમ્પન્ન બનવાની ક્રિયા શી છે, કાવ્યમાં તે કઈ રીતે કામ કરે છે, શબ્દ અને અર્થના સાહચર્ય સાથે અન્વિત થઈ આ ચાર તત્ત્વો કઈ રીતે કાવ્યગત સૌન્દર્યને બહાર લાવે છે—આ અને આવા પ્રશ્નોની ઊંડી તાત્ત્વિક ચર્ચા આપણને આ આલંકારિકોમાં ખાસ મળતી નથી. આ તાત્ત્વિક ચર્ચા માટે તો કાવ્યમીમાંસાને આનન્દવર્ધન, કુન્તલ, અભિનવગુપ્ત વગેરેની રાહ જોવાની રહી. આ છતાં કાવ્યોનો આસ્વાદ કરતાં તેમને કાવ્યનાં અન્ય કેટલાંક તત્ત્વોનો ભાસ પણ થયો છે અને તે તેમણે ઉલ્લેખ્યો પણ વારંવાર છે. આમ, રસવદ્ અલંકાર અને માધુર્યગુણના સંદર્ભમાં રસની પ્રાથમિક ચર્ચા આપણને ભામહ, વામન તથા દંડી ત્રણેયમાં મળે છે. આવું જ પ્રતીયમાન અર્થનું છે. આ જ રીતે અલંકારોના સંદર્ભમાં વક્રોક્તિ અને અતિશયની ચર્ચા આ અલંકારિકો સામાન્ય પ્રકારે કરે છે. ભામહ તો સ્પષ્ટ કહે છે કે:

सैषा सर्वत्र वक्रोक्तिरनयाऽर्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलंकारोऽनया विना ॥ (२–८५)

આ છતાં વક્રોક્તિનો પૂર્ણતયા સ્પષ્ટ ખ્યાલ ભામહમાં મળતો નથી. રસમીમાંસા તો છે જ નહીં. જે છે તે અછડતા, અધૂરા નિર્દેશો. 'નાટ્યશાસ્ત્ર'ના વિધાન "विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः ની પાછળ નાટ્યશાસ્ત્રના નિષ્ણાતોએ જે મીમાંસા કરીને કાવ્યના સામાન્ય ક્ષેત્રમાં રસનિષ્પત્તિ ચર્ચી શકાય તેવો ખ્યાલ આપ્યો તે તેમને આવ્યો નથી. રીતિ, ગુણ, અલંકાર અને અદોષત્વનો એટલો ઊંડો પ્રભાવ તેમના પર છે કે કાવ્યનાં આ અન્ય અલંકરણોના કાવ્યગત સ્થાનનો સ્પષ્ટ ખ્યાલ કરવાની સૂઝ તેમને પ્રાપ્ત થઈ નથી. પ્રતિભા અને સહૃદયત્વ વિષે પણ તેઓ ચર્ચા કરે છે, પણ તેયે અધૂરી અને અછડતી.

આ આલંકારિકો પોતાના વિષયોની જે સીમા બાંધે છે તેમાં બધા એકમત છે એવું પણ નથી, હોઈ શકે પણ નહીં. જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ હોય એ સ્વાભાવિક છે. આ દૃષ્ટિએ આપણે જોઈએ તો ભામહ જ્યાં પરમ્પરાગત દેશવિશેષના નામે જાણીતી રીતિઓનો વિરોધ કરે છે અને આવા ભેદ પાડનારને બુદ્ધિહીન કહે છે :

गौडीयमिदमेतत्तु वैदर्भमिति किं पृथक् ।
गतानुगतिकन्यायान्नानाख्येयममेधसा ॥(१-३२)
ત્યારે વામન આની સામે કહે છે :
रीतिरात्मा काव्यस्य । विशिष्टा पदरचना रीतिः ॥
અને ત્રણ રીતિઓ માન્ય કરે છે–વૈદર્ભી, ગૌડી અને પાંચાલી :
सा त्रेधा वैदर्भी गौडीया पाञ्चाली चेति ।
समग्रगुणा वैदर्भी । (१-२-११)
ओजःकान्तिमती गौडीया । (१-२-१२)
माधुर्यसौकुमार्योपपन्ना पाञ्चाली । (१-२-१३)

વામનની ત્રણ રીતિઓ સામે રુદ્રટ ચાર રીતિઓ કહે છે અને દંડી अस्त्यनेको गिरां मार्गः (१-४०) એમ કહીને મુખ્ય બે રીતિઓ–વૈદર્ભી અને ગૌડીને પરસ્પર વિરોધી તરીકે વર્ણવે છે.

ગુણો અને રીતિઓનો જે સુભગ એવો સમન્વય દંડી કરે છે તે આપણને ભામહ કે વામનમાં જોવા મળતો નથી.

અદોષત્વ બાબત આ યુગના તમામ આલંકારિકો એકમત છે. દંડી કહે છે કે :

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥ (१-७)

આ જ વાત ભામહને માન્ય છે, અન્યોને પણ. છતાં દોષોના વર્ગીકરણ તથા સંખ્યાની બાબતમાં મતભેદ છે.

આવું જ અલંકારોની બાબતમાં છે. અલંકારોના કાવ્યમાંના સ્થાન બાબત ભામહ પૂરી સ્પષ્ટતા કરતો નથી તે છતાં ભામહ અલંકારરહિત કાવ્ય-રચના કલ્પી જ શકતો નથી. અલંકારો વામન કહે છે તેમ તેને મતે માત્ર अतिशयहेतवः નથી, કે કાવ્યના શોભાકર ધર્મો નથી. આના કરતાં પણ જાણે કંઈક વિશેષ તે અલંકારોને માનતો હોય એમ લાગે છે. કાવ્યમાં વક્રોક્તિ અતિ આવશ્યક, અનિવાર્ય ગણતાં તેની સ્પષ્ટ વ્યાખ્યા તે આપતો નથી. છતાં તેને મન કાવ્યનો અતિશય એટલે વક્રોક્તિ. આ અતિશયતા તમામ અલં-કારોના મૂળમાં હોય છે એમ એ કહે છે ત્યારે લગભગ અલંકાર એટલે જ કાવ્ય એવો મત તે આપે છે. દંડી, વામન આદિ આમ માનતા નથી. અલં-કારોની સંખ્યા બાબત પણ તેમનામાં મતભેદ છે. ભામહ શબ્દાલંકાર બે અને અર્થાલંકાર છત્રીસ ગણે છે. આ સંખ્યા વામન, રુદ્રટ અને દંડીમાં જુદી

પડે છે. વામન ૩૦+૨ એમ ૩૨ અલંકાર માને છે, દંડી ૩૫ અલંકારો આપે છે, ઉદ્‌ભટ ૪૦. અલંકારના પ્રકારોમાં દંડી જેટલો વિસ્તાર બીજા કોઈએ પણ કર્યો નથી.

મહાકાવ્ય અને અન્ય કાવ્યસ્વરૂપોની ચર્ચામાં ખાસ ભામહ અને દંડી વચ્ચે સમાનતા જોવા મળે છે. છતાં ભામહ કથા અને આખ્યાયિકાને ગદ્ય-કાવ્યનાં બે જુદાં સ્વરૂપ માને છે, જ્યારે દંડી વ્યાખ્યા આપતાં સાથે જ કહે છે કે :

तत्कथाख्यायिकेत्येका, जाति संज्ञाद्वयाङ्किताः । (१–२८)

## (ખ) કાવ્ય પ્રત્યેનો અભિગમ

આટલી ચર્ચાને અન્તે આ યુગના ઉત્ક્રાન્તિ પામેલા કવિતા પ્રત્યેના આ આચાર્યોના અભિગમની ચર્ચા કરવી એ ઈષ્ટ થશે. કવિતા એટલે શું ? શા માટે ? તેના હેતુઓ કયા ? તેનાં લક્ષણ અને પ્રકાર કયાં ? કવિતા અને અકવિતાનો ભેદ શો ? કવિતા અને સૌન્દર્યનો સંબંધ શો ? કવિતાલેખન અને વાચનના અધિકારી કોણ ? આ પ્રશ્નો આ યુગના બધા જ આચાર્યોને થયા છે અને બધાએ પોતપોતાની રીતે પોતાના ગ્રંથોમાં આ પ્રશ્નોના જ જવાબો આપ્યા છે.

પોતાના 'કાવ્યાદર્શ'ના આરંભે દંડી સરસ્વતીની આ શબ્દોમાં વંદના કરે છે :

चतुर्मुखमुखाम्भोजवनहंसवधूर्मम ।
मानसे रमतां नित्यं सर्वशुक्ला सरस्वती ॥ (१–१)

અને તે પછી વાણીનું ગૌરવગાન કરતાં ઉમેરે છે કે :

इदमन्धंतमः कृत्स्नं जायेत भुवनत्रयम् ।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारान्न दीप्यते ॥ (१–४)

શબ્દ નામનું જ્યોતિ સંસારમાં ત્યારે જ દીપિત થાય જ્યારે તે સુપ્ર-યુક્ત હોય. વાણી સમ્યક્ પ્રયોગ માટે જ છે, વેડફી નાખી પોતાની જડતા પ્રગટ કરવા માટે નથી એમ બતાવતાં તે વળી કહે છે કે :

गौर्गौः कामदुघा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥ (१–६)

સમ્યક્ પ્રયુક્તા અને તેથી કામદુધા તો સ્વાભાવિક રીતે કવિવાણી જ હોય. આ યુગના તમામ આચાર્યોના મનમાં કવિની સુપ્રયુક્તા અને તેથી કામદુધા વાણીનું ભારે ગૌરવ છે. કવિ જે શબ્દ પ્રયુક્ત કરે તે ગરવો જ હોય એવી એમની અપેક્ષા છે. કવિ શબ્દ વેડફી નાખતો નથી, અર્થ ફેંકી દેતો નથી. તે તો સૌન્દર્યનો સાધક છે. આ કારણે જ તેને તેની વાણીનું મૂલ્ય છે. કવિ લખે છે ત્યારે તેને વિશાળ જગતમાંથી સૌન્દર્ય સાધના કરવી છે. તેના ક્ષેત્રની વ્યાપકતાને કારણે જ ભામહ કહે છે કે :

न स शब्दो न तद्वाच्यं न स न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान् कवेः ॥ (५–४)

અને આથી જ કવિવાણી સમ્યક્ પ્રયુક્ત હોવાની સાથે સર્વાંગશુદ્ધ અને સર્વથા દોષમુક્ત હોય. અદોષત્વનો આ યુગના આચાર્યોનો અતિ આગ્રહ વાણી સુપ્રયુક્ત હોવાના આગ્રહમાંથી વિશેષ પરિણમે છે; આ યુગે વર્ણવેલા કાવ્યદોષો આથી જ મુખ્યત્વે શબ્દ અને અર્થના દોષો છે. અને તેથી જ ભામહનો આ આગ્રહ આ યુગ આખાના આચાર્યોનો આગ્રહ બની રહે છે કે :

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥ (२–२२)

કવિવાણીની સુપ્રયુક્તતા અને તેની પાછળ અદોષત્વનો આ આગ્રહ અતિશયતાભર્યો લાગે તો પણ તેના મૂળમાં કવિવાણીના ગૌરવનો જે ખ્યાલ છે તે નોંધપાત્ર છે, આ આચાર્યોના વાણીવિષયક પ્રૌઢ ચિન્તનને પ્રગટ કરે છે. નબળી દોષયુક્ત વાણીમાં લખવા કરતાં કવિ ન બનવું વધારે સારું એમ ભામહ આ કારણસર જ કહે છે :

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥ (१–१२)

કવિવાણીના આવા અનોખા ગૌરવનો ઉલ્લેખ મહાભારતના વનપર્વમાં (૧૯૯–૧૩) પણ આ રીતે થયો છે :

दिवं स्पृशति भूमिं च शब्दः पुण्यस्य कर्मणः ।
यावत् स शब्दो भवति तावत्स्वर्गे महीयते ॥

કવિના શબ્દના આ મૂલ્યને લીધે જ આ આચાર્યો એમ પણ કહે છે કે આવી વાણી ઉચ્ચારનાર કવિ કીર્તિ તથા પ્રીતિને પામે છે. ભામહનું વિધાન છે કે :

धर्मार्थकाममोक्षेपु वैचक्षण्यं कलासु च ।
प्रीतिं करोति कीर्तिं च साधुकाव्यनिषेवणम् ॥ (१–२)

અને સ્વાભાવિક રીતે જ આવી અનોખી વાણી ઉચ્ચારવી એ કોઈક પ્રતિભાશાળી વ્યક્તિનું જ કામ છે. પ્રતિભા એ જ કાવ્યોત્પત્તિનું કારણ છે. પ્રતિભા એ એક અનોખું અવર્ણનીય તત્ત્વ છે. ભામહ કહે છે કે :

गुरूपदेशादध्येतुं शास्त्रं जडधियोऽप्यलम् ।
काव्यं तु जायते जातु कस्यचित्प्रतिभावतः ॥ (१–५)

અને દંડી કહે છે કે :

नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहु निर्मलम् ।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसम्पदः ॥ (१–१०३)

ત્યારે જુદું દષ્ટિબિન્દુ પ્રગટ થાય છે. તો પણ અનોખા સૌન્દર્યસમ્પન્ન શબ્દ અને અર્થનો લખનાર કવિ નૈસર્ગિકી, અને દંડીએ વળી गुणानुबन्धी प्रतिभानमद्भुतम् (१–१०४) એમ કહીને વધુ સ્પષ્ટતા કરી છે એવી પ્રતિભાથી અન્વિત હોય ત્યારે જ કવિનામભાક્ બને તે બાબત તેઓ સ્પષ્ટ છે. આલંકારિકોનું ધ્યાન આ રીતે સૌથી પહેલું કવિનાં વાણી અને અર્થના અનોખાપણા તરફ દોરાય છે. અને આવી વાણીથી અન્વિત તે જ કાવ્ય એ બાબત તેઓ સ્પષ્ટ કરે છે. પ્રથમ દષ્ટિએ જ કાવ્ય અને અકાવ્યના ભેદની સમજ મેળવવાનાં પ્રયત્નમાંથી કવિના શબ્દ અને અર્થની વિશેષતાનો ખ્યાલ જાણે કે ઉદ્ભવે છે. અને તે જ તેમને કવિવાણીના શબ્દ અને અર્થના રહસ્યમાં ઉતરવા પ્રેરે છે અને તેમાંથી કાવ્યનાં અન્ય અલંકરણોની ચર્ચામીમાંસા ઉદ્ભવે છે.

કવિ પોતાની આવી વાણીથી સૌન્દર્ય અને આનન્દની સાધના કરે છે એ બાબત પણ આ આચાર્યો સ્પષ્ટ છે. તેના અનુસંધાનમાં આ સૌન્દર્યસાધના વાણી અને અર્થમાં છૂપાયેલાં ક્યાં તત્ત્વોથી થાય છે તેના રહસ્યમાં તે ઉતરે એ સ્વાભાવિક છે. કાવ્યનાં જે જુદાં જુદાં અલંકરણો તેમણે પરીક્ષ્યાં તે તમામ કવિના શબ્દ અને અર્થ સાથે જ સંકળાયેલાં છે તે પણ આ જ કારણે. ભાવનું પ્રત્યાયન, રસાનુભૂતિ, ધ્વનિમયતા વગેરે સમસ્યાઓ તેમના મનમાં હજી ઉદ્ભવી નથી તે એટલા જ કારણસર કે કવિતાનું રહસ્ય પ્રથમ અભ્યાસે તેમને કવિના શબ્દ અર્થની ખૂબીઓ સાથે જ સંકળાયેલું અને તેમાં જ પરિણતિ

પામતું ભાસ્યું છે. આ સ્થિતિ હોય ત્યારે પાશ્ચાત્ય ચિન્તનનાં નિમ્નલિખિત લક્ષણોની ચર્ચાની તો ખાસ અપેક્ષા જ ન રાખી શકાય :

"Whatever else literature may be, communication it must be; no communication, no literature. What does he *communicate ? Experience–pure experience enjoyable* by virtue of its being expressed." (એબરક્રોમ્બી)

"Communication takes place when one mind so acts upon its environment that another mind is influenced, and, in that other mind an experience occurs which is like the experience in the first mind and is part of that experience." (આઇ.એ.રીચર્ડ્સ)

"To a man who has felt intensely, a prosaic matter–-of–fact mode of expression is wholly inadequate. As his emotion is deep, so he wishes embodiment of it to be beautiful or forcible or both." (પ્રિચાર્ડ)

"Art is the expression of the artist's mood, not the representation of objective fact." (લેમ્બોર્ન)

## (ક) ગુણમીમાંસા

શબ્દ અને અર્થના સૌન્દર્યનું પ્રથમ રહસ્ય આ યુગના આચાર્યોને ગુણોમાં દેખાય છે. આમાંથી કાવ્યગુણમીમાંસા ઉદ્ભવે છે. કવિ સરળ, અસામાસિક, પ્રસિદ્ધ, માધુર્યાન્વિત, મૃદુ શબ્દાવલિ પ્રયોજે. એવું પણ બને કે તે ક્લિષ્ટ, સમાસસભર, અપ્રસિદ્ધ, કઠોર શબ્દો પ્રયોજે. બંને રીતે કવિઓ પ્રયોગો કરતા જણાય છે અને આચાર્યો સ્વીકારે છે કે બંને રીતે સૌન્દર્યસાધના થાય છે અને કવિના શબ્દ અને અર્થ વિભૂષિત થાય છે. આમાંથી શબ્દના, અર્થના અને શબ્દાર્થના ગુણોની મીમાંસા ઉદ્ભવે છે. પોતાના પુરોગામીઓનો વિરોધ કરીને ભામહ ત્રણ જ ગુણો સ્વીકારે છે. આ ગુણો છે–ઓજસ, માધુર્ય અને પ્રસાદ. ભરતે દસગુણો માન્યા છે અને વામને દસ ગણાવ્યા છે. દંડી એ જ દસ ગુણોની મીમાંસા કરે છે. ગુણની વ્યાખ્યા શી ? કાવ્યમાં તેની ઉપયોગિતા શી ? અન્ય તત્ત્વો સાથે ગુણોનો સંબંધ શો ? આ અને આવા પ્રશ્નોમાં ન ઉતરવા છતાં ભામહ એટલું તો સૂચવી જ દે છે કે આ ગુણો એ કવિના

પ્રતિભાજન્ય શબ્દ અને અર્થને વિશેષિત કરનારાં, સૌન્દર્યસમ્પન્ન કરનારાં, તત્ત્વો છે. ગુણોથી કવિના શબ્દ અને અર્થ સૌન્દર્યસમ્પન્ન બને છે તે તમામ આચાર્યો સ્પષ્ટ સમજે છે. પણ આ કઈ રીતે બને છે તે તેમણે સમજાવ્યું નથી. ભામહ તો કહે છે કે:

माधुर्यमभिवाञ्छन्तः प्रसादं च सुमेधसः ।
समासवन्ति भूयांसि न पदानि प्रयुञ्जते ॥ (२–१)

केचिदोजोऽभिधित्सन्तः समस्यन्ति बहून्यपि ।
यथा मन्दारकुसुमरेणुपिञ्जरितालका ॥ (२–२)

श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते ।
आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत् ॥ (२–३)

અહીં તેણે માન્ય કરેલા ત્રણ ગુણોની વ્યાખ્યા આ જાતની પ્રગટ થાય છે:
માધુર્ય=શ્રવ્યત્વ, અનતિસમાસત્વ

ઓજસ્=સમાસ બાહુલ્ય

પ્રસાદ=અર્થસુલભત્વ, અનતિસમાસત્વ

વામન આને બદલે દસ ગુણો કથે છે (૩–૨–૧) અને આ દસને શબ્દના અને અર્થના ગુણો તરીકે જુદા લઈ તમામનું વ્યાખ્યાન કરે છે તેમાં ભામહે આપેલી આ ત્રણ ગુણોની સમજ તેણે માન્ય કરીને વિસ્તારી છે. આથી ગુણોની સમજ બાબત સંખ્યા સિવાય ભામહ અને વામન વચ્ચે મતભેદ નથી. દંડી આ જ દસ ગુણોને કવિવાણીના એટલે કે શબ્દાર્થના ગુણો તરીકે નિરૂપે છે અને દરેકની સોદાહરણ વ્યાખ્યા કરે છે તેમાં તે ભામહની ત્રણ ગુણોની આ સાદી સમજને આવરી લે છે. તે કહે છે કે:

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिः समाधयः ॥ (१–४१)

इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययः प्रायो लक्ष्यते गौडवर्त्मनि ॥ (१–४२)

ત્યારે ગુણો પરત્વે જે નવું દૃષ્ટિબિન્દુ તે લે છે તે આપણે આગળ ચર્ચીશું. અહીં તો એટલું સ્વીકારવું ઘટે કે ગુણ દસ અને તે શબ્દ અને અર્થના અથવા શબ્દાર્થના તે બાબત આ ત્રણેય આલંકારિકો એકમત છે.

પોતાના ગ્રંથના 'ગુણવિવેચન' નામના તૃતીય અધિકરણમાં વામન ગુણ અને અલંકારનો ભેદ પાડતાં, ગુણસ્વરૂપ પર જે પ્રકાશ પાડે છે તે ભામહમાં ઉપલબ્ધ નથી. તે કહે છે કે:

यद्विपर्ययात्मानो दोषास्तान् गुणान् विचारयितुं गुणविवेचनमधिकरणमारभ्यते । तत्रौजःप्रसादादयो गुणाः यमकोपमादयस्त्वलंकारा इति स्थितिः काव्यविदाम् । तेषां किं भेदनिबन्धनमित्याह—

काव्यशोभायाः कर्तारो धर्मा गुणाः ।

ये खलु शब्दार्थयोर्धर्माः काव्यशोभां कुर्वन्ति ते गुणाः । ते चौज प्रसादादयः । न यमकोपमादयः । कैवल्येन तेषामकाव्यशोभाकरत्वात् । ओजःप्रसादादीनां तु केवलानामस्ति काव्यशोभाकरत्वमिति ।

तदतिशयहेतवस्त्वलंकाराः ।

तस्याः काव्यशोभायाः अतिशयस्तदतिशयः, तस्य हेतवः । तु शब्दो व्यतिरेके । अलंकाराश्च यमकोपमादयः । अत्र श्लोकौ—

युवतेरिव रूपमङ्ग काव्यं स्वदते शुद्धगुणं तदप्यतीव ।
विहितप्रणयं निरन्तराभिः सदलंकारविकल्पकल्पनाभिः ॥
यदि भवति वचश्च्युतं गुणेभ्यो वपुरिव यौवनवन्ध्यमङ्गनायाः ।
अपि जनदयितानि दुर्भगत्वं नियतमलंकरणानि संश्रयन्ते ॥

વામને કાવ્યગુણોનાં લક્ષણો તેમ જ ઉદાહરણો આપ્યાં છે તેના કરતાં આ મીમાંસા ગુણો પર વધારે પ્રકાશ પાડનારી અને આ યુગના ગુણવિષયક ચિન્તનને સમૃદ્ધ કરનારી છે. અહીં તે સ્પષ્ટતા કરે છે કે:

(૧) ગુણોથી કાવ્ય એટલે કે કવિવાણીની શોભા બને છે, આ ગુણોથી બનેલી કાવ્યશોભા અલંકારોથી અતિશયિત થાય છે.

(૨) ગુણો એ કાવ્યના નિત્ય ધર્મો છે અને માત્ર ગુણોથી કાવ્યશોભાકરત્વ થાય છે.

(૩) કાવ્યના શબ્દાર્થના ધર્મો બનીને જે કાવ્યની શોભા કરે તેને ગુણો કહે છે.

આ પછી સ્વરચિત વૃત્તિમાં આપેલા શ્લોકોમાં તેણે સ્પષ્ટતા કરી છે કે:

(૪) યુવતીના રૂપ જેવું કાવ્ય જો શુદ્ધ ગુણ હોય તો આસ્વાદ્ય બને છે. છતાં યુવતીના દેહમાં યૌવન ન હોય અને સાથે અલંકારો હોય તો રૂપ દુર્ભગ બને, તેમ કવિવાણી ગુણોથી રહિત હોય તો તેને ન ચાલી શકે.

(૫) ગુણો ન હોય અને અલંકારો હોય તો તે અલંકારો પણ ભદ્દા લાગે છે. આમ અલંકારો કાવ્યશોભામાં અતિશય ત્યારે જ કરી શકે જ્યારે કવિવાણી ગુણમૂલક સૌન્દર્યથી અન્વિત હોય.

આ રીતે ગુણોની વ્યાખ્યા તથા તેના કાવ્ય અને કાવ્યના અલંકારો સાથેના સંબંધની મીમાંસા કરતો વામન ગુણોની તાત્ત્વિક, મૂલગત અને શાસ્ત્રીય આલોચના કરે છે. સ્પષ્ટતા એ એનું અનોખું લક્ષણ છે. કાવ્યશોભા એટલે કવિવાણીની શોભાનો મૂળ આધાર આ ગુણો એમ કહીને અલબત્ત આ ગુણો કાવ્યશોભાનાં આધારભૂત કઈ રીતે બને છે તે તેણે ચર્ચ્યું નથી, કારણ કે દોષથી વિપરીત તે ગુણ આવી વ્યાખ્યા તેણે ગુણોની લીધી છે. ગુણોને કાવ્યની શોભાના એટલે કવિવાણીની શોભાના સ્થાને સ્થાપીને ભવિષ્યના આનન્દવર્ધનાદિ આચાર્યો માટે ગુણો તે કાવ્યના મૂળ સૌન્દર્યાધાયક તત્ત્વભૂત રસના અને એ રીતે કાવ્યના ધર્મો, એવું સંસ્થાપન કરી શકે તેની ભૂમિકા તો અહીં રચી જ દીધી છે.

દંડી નવું જ દૃષ્ટિબિન્દુ લઈને ગુણમીમાંસા કરે છે, જે તેની પોતાની રીતે કાવ્યમાંના ગુણના સ્થાનની સમજ માટે પ્રકાશકર છે. તે ગૌડી અને વૈદર્ભી રીતિના સંદર્ભમાં ગુણોની ચર્ચા કરતાં પહેલાં કહે છે કે :

अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयौ वर्ण्येते प्रस्फुटान्तरौ ॥ (१–४०)

આ પછી ૪૧ થી ૧૦૧માં તે આ દસ ગુણોનું સોદાહરણ સવિસ્તર વ્યાખ્યાન કરે છે અને એ ગુણો કઈ રીતે વૈદર્ભી તથા ગૌડી રીતિનો ભેદ પાડનારા કાવ્યધર્મો બને છે તે સમજાવે છે. છેલ્લે તે કહે છે કે :

इति मार्गद्वयं भिन्नं तत्स्वरूपनिरूपणात् ।
तद्भेदास्तु न शक्यन्ते वक्तुं प्रतिकविस्थिताः ॥ (१–१०१)

इक्षुक्षीरगुडादीनां माधुर्यस्यान्तरं महत् ।
तथापि न तदाख्यातुं सरस्वत्यापि शक्यते ॥ (१–१०२)

આ આખા નિરૂપણમાં દંડીનો ગુણવિષયક અભિગમ આ રીતે પ્રગટ થાય છે :

(૧) ગુણો શબ્દાર્થના જ છે; ગુણોની વ્યાખ્યા આ બાબત સ્પષ્ટ કરે છે.

(૨) શબ્દાર્થના વૈશિષ્ટ્યથી કાવ્યની એટલે કે કવિવાણીની રીતિ ઘડાય છે અને રીતિ કવિએ કવિએ જુદી હોય છે. ગુણો આ રીતે કવિવાણીના એટલે કે

કવિઓની રીતિઓના ભેદકર ધર્મો બને છે. જેવા ગુણ તેવી રીતિ, તેવી કવિ-વાણી, અર્થાત્ તેવી કાવ્યશોભા — આવો દંડીનો ખ્યાલ અહીં પ્રગટ થાય છે. તેના ગુણનિરૂપણમાં જે વિસ્તાર છે, જે સુંદર સ્પષ્ટ ઉદાહરણો છે તે આ બાબતને જ સ્પષ્ટ કરે છે. ગુણો સીધી રીતે રીતિના એટલે કે આડકતરી રીતે કાવ્યના ધર્મો છે પરન્તુ કવિવાણીના શબ્દ અર્થની વિલક્ષણતા જેમ રીતિમાં છે તે જ રીતે કવિવાણીને વિભૂષિત કરનાર અલંકારોમાં છે તેથી વામન કરતાં જુદી રીતે દંડી કહે છે કે :

काव्यशोभाकरान् धर्मान् अलंकारान्प्रचक्षते । (૨–૧)

આ અલંકારો પણ રીતિનાં વિલક્ષણતાકર તત્ત્વો બને છે અને અમુક અલંકારો, ખાસ કરીને અર્થાલંકારો, સમાન રીતે પરસ્પર ભિન્ન બંને રીતિ-ઓમાં અને અન્ય રીતિઓમાં ઓછાવત્તા પ્રમાણમાં ઉપયોગમાં આવે છે.

આમ, દંડીના મતે કવિવાણીની શોભા અને વૈશિષ્ટ્ય તેની રીતિમાં છે. રીતિઓ ગુણોથી સ્ફુટતર બને છે અને એમાં જ અલ્પ યા બહુ પ્રમાણમાં ઉપયોગમાં આવી શબ્દાલંકારો અને અર્થાલંકારો કાવ્યના શોભાકર ધર્મો બને છે. પ્રત્યેક રીતિએ માત્ર શબ્દાલંકારો નહીં પણ અર્થાલંકારોનો પ્રયોગ અલ્પ યા બહુ, સભાન એટલે પ્રયત્નજનિત, અથવા સહજ એટલે કે અપ્રયત્નજનિત હોય છે.

આ રીતે વામન અને દંડીના ગુણવિષયક દૃષ્ટિબિન્દુમાં સામ્યવૈષમ્ય આ પ્રકારનાં છે : વામન ગુણોને શબ્દના અને અર્થના તરીકે વર્ણવે છે, દંડી શબ્દાર્થના તરીકે. રીતિવાદી વામન કહે છે કે :

रीतिरात्मा काव्यस्य ।
विशिष्टा पदरचना रीतिः
विशेषो गुणात्मा ।
काव्यस्य कर्तारो धर्मा गुणाः ।
तदतिशयहेतवस्त्वलंकाराः ।

આની સામે દંડી માને છે કે ગુણો એ રીતિનું મૂળ તત્ત્વ છે તે સાથે કાવ્યની એ વિશેષતા એટલે કે સૌન્દર્યાધાનમાં અલંકારો પણ તેની પોતાની રીતે કામ કરે છે અને काव्यशोभाकर પણ બની શકે છે. અર્થાત્, કવિવાણીના, એટલે કે કવિના માર્ગના, આધારભૂત પણ બની શકે છે. રીતિ અને ગુણનો આત્મીય સંબંધ બંને સ્વીકારે છે. તે પછી વામન અલંકારોનો શોભાતિશય કરવા પૂરતું

જ સ્થાન આપે છે ત્યાં દંડી એ ગુણોના લક્ષણરૂપ અલંકારો બની શકે અને એ રીતે તે કાવ્યનાં શોભાકર તત્ત્વો બની શકે એમ કહે છે.

ભામહ, વામન અને દંડીના ગુણવિષયક આ ચિન્તનને સમન્વિત કરીએ તો એ સ્પષ્ટ થશે કે આ યુગના આચાર્યો ગુણોને કાવ્યના, એટલે કે કાવ્યના શબ્દ અને અર્થના, ધર્મો માને છે. કાવ્ય એટલે કાવ્યસૌન્દર્ય, કાવ્યશોભા, એમ સમજી આચાર્યો ગુણોને શબ્દ અને અર્થના ગણવા ઉપરાન્ત સીધી રીતે કાવ્યના શબ્દાર્થ સાથે સંકળાયેલા, અર્થાત્ કવિના વિશિષ્ટ શબ્દ અને અર્થ એટલે રીતિ અથવા માર્ગ, હોવાથી રીતિના લક્ષક બને છે એમમાને છે. ગુણો બાબતનું આ ચિન્તન આપણે આગળ જોઈશું તેમ અનુગામીઓને ખૂબ ઉપયોગમાં આવ્યું છે અને તેમણે ગુણો વિષેનો ખ્યાલ આ યુગની ભૂમિકા પર જ સુધાર્યો, વધાર્યો અને વિસ્તાર્યો છે.

## (ખ) અલંકારવિચારણા

આ જ પદ્ધતિએ ગુણમીમાંસાના અનુસંધાનમાં આપણે આ યુગના અલંકાર-વિષયક ચિન્તનને સમજીએ તો એક વાત પહેલેથી જ સ્પષ્ટ થશે કે ગુણોની માફક અલંકારો પણ કાવ્યશોભા, એટલે કાવ્યસૌન્દર્ય, એટલે કે કવિવાણીના શબ્દ અને અર્થના ધર્મો છે. ભામહને આપણે અલંકારવાદી ગણીએ ત્યારે તેનો વાસ્તવિક સંદર્ભ બરાબર સમજી લેવા માટે આપણે તેની અલંકારવિષયક વિચારણા પહેલાં લઈએ. આ યુગમાં અલંકાર એ શબ્દ, શબ્દાલંકાર અને અર્થાલંકારના અર્થ કરતાં ઘણા વધુ વ્યાપક અર્થમાં ઉપયોગમાં લેવાયો છે. છતાં અહીં આપણે અલંકારોની મીમાંસા આ વ્યાપક અર્થ છોડી તેના મૂળ સીમિત અર્થમાં કરીએ છીએ.

ભામહે તેના ગ્રંથમાં વધુમાં વધુ વિસ્તૃત ચર્ચા દોષો તથા અલંકારોની કરી છે. તે સીધી રીતે અલંકારલક્ષણ આપતો નથી અને છતાં આડક્તરી રીતે નિમ્નલિખિત કારિકા તેના અલંકારલક્ષણને કાવ્ય સાથેના તેના સંબંધના સંદર્ભમાં સ્પષ્ટ કરી દે છે.

> रूपकादिरलंकारस्तस्यान्यैर्बहुधोदितः ।
> न कान्तमपि निर्भूषं विभाति वनितामुखम् ॥ (१–१४)

નારીનું મુખ સુંદર હોય તો પણ ભૂષણો વિનાનું હોય તો શોભી ઊઠતું નથી, તે જ રીતે કાવ્ય અન્યથા ગમે તેટલું શોભિત હોય, અર્થાત્ ગુણ,

ન હોય તો તે સાચું કાવ્ય ન બની શકે. આ રીતે ભામહ કાવ્યના સૌન્દર્યને તેના તાત્ત્વિક રૂપે સમજવા પ્રયત્ન કરે છે અને તેને રીતિ કિંવા માર્ગના વૈશિષ્ટચ માત્રમાં કાવ્ય દેખાતું નથી. નવા આગામી યુગના આચાર્યોએ કાવ્યના રહસ્યનો પાર પામવા જે ઊંડી ગવેષણા કરી તેનો તદ્દન પ્રાથમિક પ્રયત્ન ભામહમાં જરૂર જોવા મળે છે. જો કે તે વક્રોક્તિ કિંવા અતિશયોક્તિ કાવ્યમાં શું, તે કઈ રીતે ઉદ્ભવે છે અને કઈ રીતે, પ્રીતિ એટલે કે આનન્દ આપવા સમર્થ બને તેની સ્પષ્ટતા તે કરી શક્યો નથી.

ભામહના મતને બાજુ પર મૂકીને વામન તેની પહેલાંના રીતિવિષયક વાદનો સ્વીકાર કરે છે. રીતિવાદના પ્રવર્તક તરીકે તેણે રીતિ બાબત જે વિધાનો કર્યાં છે તે અત્યન્ત સ્પષ્ટ છે. તે કહે છે કે :

**रीतिरात्मा काव्यस्य । (१-२-६)**

रीतिर्नामेयमात्मा काव्यस्य शरीरस्येवेति वाक्यशेषः ।......

**विशिष्टा पदरचना रीतिः । (१-२-७)**

विशेषवती पदानां रचना रीतिः ।......

**विशेषो गुणात्मा । (१-२-८)**

**सा त्रेधा वैदर्भी गौडीया पाञ्चाली चेति । (१-२-९)**

...किं पुनर्देशत्वाद् द्रव्यगुणोत्पत्तिः काव्यानां येनायं देशविशेषव्यपदेशः । नैवम् ।

**विदर्भादिषु दृष्टवशात्समाख्या । (१-२-१०)**

विदर्भगौडपाञ्चालेषु तत्रत्यैः कविभिर्यथास्वरूपमुपलब्धत्वात् तत्समाख्या । न पुनर्देशैः किंचिदुपक्रियते काव्यानाम् ।

तासां गुणभेदाद् भेदमाह—

**समग्रगुणा वैदर्भी । (१-२-११)**

समग्रौजःप्रसादप्रमुखैर्गुणैरुपेता वैदर्भी नाम रीतिः ।

अत्र श्लोकौ—

अस्पृष्टा दोषमात्राभिः समग्रगुणगुम्फिता ।<br>
विपञ्चीस्वरसौभाग्या वैदर्भी रीतिरिष्यते ॥

तामेतां कवयः स्तुवन्ति
सति वक्तरि सत्यर्थे सति शब्दानुशासने ।
अस्ति तन्न विना येन परिस्रवति वाङ्मधुः ॥......

**ओजःकान्तिमती गौडीया । (१.२.१२)**

ओजः कान्तिश्च विद्येते यस्यां सा ओजःकान्तिमती, गौडीया नाम रीतिः । माधुर्यसौकुमार्ययोरभावात् समासबहुला अत्युल्बणपदा च ।......

**माधुर्यसौकुमार्योपपन्ना पाञ्चाली । (१.२.१३)**

माधुर्येण सौकुमार्येण च गुणेनोपपन्ना पाञ्चाली नाम रीतिः । ओजःकान्त्यभावादनुल्बणपदा विच्छाया च ।

एतासु तिसृषु रीतिषु रेखास्विव चित्रं काव्यं प्रतिष्ठितमिति ।

**तासां पूर्वा ग्राह्या गुणसाकल्यात् । (१.२.१४)**

तासां तिसृणां रीतीनां पूर्वा वैदर्भी ग्राह्या गुणानां साकल्यात् ।

**न पुनरितरे स्तोकगुणत्वात् (१.२.१५)**

इतरे गौडीयपाञ्चाल्यौ न ग्राह्ये, स्तोकगुणत्वात् ।

વામન રીતિવાદનો પ્રણેતા છે અને તેનો રીતિવિષયક ખ્યાલ ભામહથી જુદો, સ્પષ્ટ અને કેટલેક અંશે ભામહના મતનું નિરસન કરનારો છે, તેને લીધે વિગતે અમે એ મત અહીં ઉતાર્યો છે. વામનના આ મતમાં નીચેનાં લક્ષણો નોંધપાત્ર છે :

(૧) આરંભમાં જ વામન સ્પષ્ટતા કરે છે કે જેની રીતે માનવશરીરમાં આત્મા એ ચેતનામય સારતત્ત્વ છે, તે જ રીતે કાવ્યમાં રીતિ એ સારતત્ત્વ છે.

(૨) કાવ્યનાં પદોની અનોખા પ્રકારની પદરચનાને રીતિ કહે છે, કાવ્યનાં પદોની આ વિશેષતા ગુણોના આત્મત્વને કારણે છે. આમ ગુણો રીતિનાં ઘડનારાં તત્ત્વો છે.

(૩) વામન ત્રણ રીતિયો સ્વીકારે છે પરન્તુ સ્પષ્ટતા કરે છે કે રીતિઓનાં નામ દેશનામથી જાણીતાં છે તે દેશની વિલક્ષણતાને કારણે નહીં. દેશ કોઈ જ ઉપકાર રીતિ પર કરતા નથી. પરન્તુ એક જ પ્રદેશના ઘણા કવિઓની સમાન લેખનરીતિને કારણે નામ પડયાં છે.

(૪) વૈદર્ભી રીતિમાં ઓજસ્ અને પ્રસાદ સહિત તમામ ગુણો શ્રેષ્ઠ માત્રામાં ખીલે છે તેથી તે શ્રાવ્ય છે. ગુણસાકલ્ય એ વૈદર્ભીનું લક્ષણ છે.

(૫) ગૌડીમાં ઓજસ્ અને કાન્તિ એ ગુણો અને તેની પાછળ સમાસ-બાહુલ્ય અને ઉગ્રપદત્વ જોવા મળે છે, જ્યારે પાંચાલીમાં માધુર્ય અને સુકુમારતા તથા તેની પાછળ ઉગ્ર પદોનો અભાવ જોવા મળે છે.

રીતિઓની આ વિલક્ષણતાઓ એ સ્પષ્ટ કરે છે કે તે શબ્દ અને અર્થના ગુણો પર જ નિર્ભર છે. તેનાથી જ રીતિ ઘડાય છે. આથી કેટલાક સારા સારા વિદ્વાનો રીતિ એટલે શૈલી સમજે છે તે બરાબર નથી. કારણ, ગુજરાતીમાં શૈલી શબ્દ અંગ્રેજીના style નો દ્યોતક છે. આપણે કહીએ છીએ કે "જેવું શીલ તેવી શૈલી" અને જાણીએ છીએ કે આંગ્લ ભાષાના સિદ્ધાન્તો અનુસાર શૈલી એટલે કવિની સમગ્ર પ્રતિભાની વિલક્ષણતાનું અવતરણ, માત્ર તેના શબ્દ અને અર્થવૈશિષ્ટ્યનું નહીં. આથી રીતિ માટે સમાન અંગ્રેજી શબ્દ એ diction છે. આ યુગમાં વામને પ્રયોજેલ 'રીતિ' અને ભામહ–દંડીનો 'માર્ગ' એ બંને શબ્દો dictionના દ્યોતક છે. એ dictionને style બનાવવાનું કામ સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં હવે પછીના યુગમાં મહદંશે માર્ગને 'કવિસ્વભાવ–નિબન્ધન' કહી વિસ્તારનાર કુંતલને હાથે થવાનું નિર્માયું હતું. આ સાથે કાવ્યશોભા એ કવિના શબ્દ અને અર્થના પ્રયોગની રીતમાંથી નિષ્પન્ન થાય છે અને એ રીત ગુણો પર જ આધારિત છે તે વામનનું સ્થાપન એ આ યુગની અનોખી સિદ્ધિ છે. અને દંડીએ આના જ અનુસંધાનમાં પ્રસ્ફુટાન્તર ગૌડ અને વૈદર્ભ માર્ગની પરસ્પર વિલક્ષણતા ગુણોને આધારે ચર્ચી છે. આમ દંડીએ માર્ગમીમાંસા કરી તેને લીધે વામનનું ચિંતન વધુ સ્પષ્ટ અને સુંદર બનીને રજૂ થયું છે. અન્ય આલંકારિકો આ જ માર્ગનું અનુસરણ કરે છે. રીતિનું આમૂલક અન્વેષણ, પરીક્ષણ અને સુદૃઢ ભૂમિકા પર સ્થાપન, એ આ યુગની એક નોંધપાત્ર સિદ્ધિ છે. બાકી તો રીતિ style ન બનતાં diction માત્ર બને તેનું કારણ જ આ યુગના કાવ્યવિષયક વિશિષ્ટ અભિગમમાં પડેલું છે. જ્યાં કાવ્યનાં અલંકરણો તમામ શબ્દ અને અર્થની આસપાસ ફરતાં વકસતાં હોય ત્યાં આમ જ બને એ સ્વાભાવિક છે. બાકી આના જ ફલ રૂપે આ યુગની ગુણવિષયક મીમાંસાની એક નોંધપાત્ર મર્યાદાએ છે કે કાવ્ય-શોભા કરે તે ગુણ અને કાવ્યશોભાનો હ્રાસ કરે તે દોષ; ગુણથી વિપરીત તે દોષ; દોષથી વિપરીત ગુણ—આ ગુણ અને દોષનાં લક્ષણ અધૂરાં છે, અસ્પષ્ટ

છે, વધુ તાત્ત્વિક વિચારણા અને ગૂઢ ચિન્તન માગી લે છે. એ બીજા અને ત્રીજા યુગના આલંકારિકોએ કર્યું છે.

### (ફ) દોષમીમાંસા

આ યુગના આચાર્યો કાવ્યમાં "સાહિત્યક સંપૂર્ણતા (literary perfection) શોધવાને બદલે "સાહિત્યિક અભિવ્યક્તિની સંપૂર્ણતા" (perfection of literary expression)ના આગ્રહી છે અને આમાં જ કાવ્યશોભા, કાવ્યગુણસાકલ્ય આવી જાય છે, એમ માનવાની ભૂલ કરી બેઠા છે. આમાંથી જ તેમની દોષમીમાંસા ઉદ્ભવી છે. ઉપર નિર્દેશી તે દોષની સમજ, દોષના પ્રકારો, વગેરે આના જ પરિણામે ફરી એક વખત શબ્દ અને અર્થ સાથે સંકળાયેલા છે. ભામહ તેના વિસ્તૃત દોષનિરૂપણમાં જેને ઉપમાદોષો કહે છે, અને પછી કાવ્યદોષો કહે છે, તે સર્વના મૂળમાં આખરે તો શબ્દ અને અર્થ જ રહેલા છે. દોષ કવિવાણીમાં ન હોવો ઘટે, નાનો સરખો દોષ પણ કવિએ નિવારવો જોઈએ, એવો ભામહ અને દંડી તથા વાગ્ભટનો અતિ આગ્રહ આ કારણે જ છે, વાગ્ભટ પણ કહે છે કે:

अदुष्टमेव तत्कीर्त्यै स्वर्गसोपानपङ्क्तये ।
परिहार्यानतो दोषांस्तानेवादौ प्रचक्ष्महे ॥ (વાગ્ભટાલંકાર ૨–૫)

ભવિષ્યમાં કાવ્યમીમાંસા વધુ સૂક્ષ્મ થતી ગઈ તેમ દોષો બાબતમાં પ્રથમ યુગના આચાર્યોના ખ્યાલનુ પરિમાર્જન થતું ગયું તે આપણે બીજા યુગના અને ત્રીજા યુગના આચાર્યોમાં ખાસ જોવા પામીશું. ગુણ અને રીતિની સાથે જ આ યુગના આચાર્યોનો દોષનો અભિગમ પણ વધુ ઉત્ક્રાન્તિ પામવા, વધુ સૂક્ષ્મ બનવા, નિર્માયો છે તે સ્પષ્ટ છે. કાવ્યના તેમના અભિગમમાં જે સીમા છે તે દોષોમાં પણ છે. તેની બહાર તેઓ નીકળી શક્યા નથી અને તે સ્વાભાવિક પણ છે.

### નૂતનપ્રસ્થાનનાં બીજ :

કાવ્યનાં જે અલંકરણો માનીને આ આચાર્યો ચાલ્યા અને કવિતા–વિષયક જે અભિગમ લઈને તેના અનુસંધાનમાં તેમણે અલંકરણોની ચર્ચા કરી તે સારી પેઠે તાત્ત્વિક છે તેમાં શંકા નથી. આ ઉપરાન્ત કાવ્યનાં મૂલગત ગૂઢ સૌન્દર્યાધાયક તત્ત્વો કોઈક બીજાં પણ હોઈ શકે તેવો આછો ખ્યાલ તો તેમને આવ્યો જ છે અને તેનાં પ્રમાણો કેટલાંક જુદાં જુદાં વિધાનોના સ્વરૂપે આપણને મળે છે. વક્રોક્તિ અને અતિશયના મહત્ત્વ બાબત તાત્ત્વિક મીમાંસા

કર્યો વિના ભામહે કરેલ વિધાન ભવિષ્યમાં કાવ્યમીમાંસા કઈ દિશામાં ગતિ અને અન્વેષણ કરશે તેનું સૂચન કરે છે. કવિતાનું મૂળ કારણ તો પ્રતિભા જ છે અને વ્યુત્પત્તિ તેમ જ અભ્યાસથી તેને સંસ્કારવી એવો જે સામાન્ય ખ્યાલ પ્રવર્તમાન છે અને દંડી જે પ્રતિભા, બહુનિર્મલ જ્ઞાન અને સતત પ્રયત્ન (૧–૧૦૨)ને કાવ્યની સમ્પત્તિના એક કારણ તરીકે ગણે છે, તે વિધાન દાખવે છે કે કવિપ્રતિભાના રહસ્યમાં ઉતરી આગામી યુગ કાવ્યનાં તત્ત્વ અને રહસ્ય શોધશે. પ્રતીયમાન અર્થનો ખ્યાલ પણ આ આચાર્યોને આવ્યો જ છે, જો કે તેના મહત્ત્વની સમજ ભાવિ યુગ કેળવશે. રસવદ્ અલંકાર તથા માધુર્ય ગુણની વ્યાખ્યાને મિષે કાવ્યમાં રસ વિષેના પ્રશ્નનાં સૂચનો પણ આ આચાર્યોને મળ્યાં છે, તેમણે વ્યક્ત પણ કર્યાં છે ભામહ રસવદ્ અલંકારની વ્યાખ્યા આ રીતે કરે છે :

रसवद् दर्शितस्पष्टशृङ्गारादिरसं यथा ।
देवी समागमद् धर्ममस्करिण्यतिरोहिता ।। (३-६)

પ્રેયઃ, રસવત્ તથા તેજસ્વીનું એક સાથે વ્યાખ્યાન દંડી આ રીતે કરે છે :

प्रेयः प्रियतराख्यानं रसवद्रसपेशलम् ।
तेजस्वि रूढाहंकारं युक्तोत्कर्षं च तत् त्रयम् ।। (२–२७५)

અને શૃંગારનું ઉદાહરણ આપી કહે છે કે :

प्राक् प्रीतिर्दर्शिता सेयं रतिः शृङ्गारतां गता ।
रूपबाहुल्ययोगेन तदिदं रसवद् वचः ।। (२–२८१)

આ જ રીતે તેણે રૌદ્ર, વીર, કરુણ વગેરેને લગતાં રસવત્ અલંકારનાં ઉદાહરણો આપ્યાં છે, જેમાં રસનિરૂપણના મહત્ત્વનો નિર્દેશ છે. સાથે રસવત્તા કાવ્યમાં ક્યારે આવે તે દંડી આ રીતે સમજાવે છે :

वाच्यस्याग्राम्यतायोनिर्माधुर्ये दर्शितो रसः ।
इह त्वष्टरसायत्ता रसवत्ता स्मृता गिराम् ।। (२–२९२)

આ બધા છતાં દંડીને મન પણ રસવત્ એ અલંકાર માત્ર છે. । કાવ્યગત સ્થાન તથા તેમાંથી ઉપસ્થિત થતા રસવ્યાખ્યાનના પ્રશ્નો તથા પ્રશ્નોના મહત્ત્વનો ખ્યાલ તેમને આવ્યો નથી. 'નાટ્યશાસ્ત્ર'નો પરિચય આ આલંકારિકોને હોય જ, તે છતાં તેમાંથી નાટ્યરસને લઈ કાવ્યરસની મીમાંસા કરી શકાય તે ખ્યાલ પણ તેમને આવ્યો નથી.

રસ એ કાવ્યનું એક નોંધપાત્ર તત્ત્વ છે, સ્વતંત્ર અને પાયાનું અલંકરણ છે, સારભૂત તત્ત્વ છે, તે તેમને પોતાના વિશિષ્ટ અભિગમને કારણે સમજાયું નથી.

માધુર્ય ગુણની વ્યાખ્યા પણ આ જ વાતને સમર્થન આપે છે. ભામહ માધુર્યની વ્યાખ્યા આ રીતે કરે છે :

माधुर्यमभिवाञ्छन्तः प्रसादञ्च सुमेधस : ।।
समासवन्ति भूयांसि न पदानि प्रयुञ्जते ।। (२–१)

અને ઉમેરે છે કે :

श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते । (२–३)

આમાં મધુર એટલે સાંભળવું પ્રિય લાગે તેવું અને સરળ વચન, આટલું કહીને તે અટકી ગયો છે. વામન શબ્દગુણ માધુર્યને આ રીતે વર્ણવે છે :

पृथक्पदत्वं माधुर्यम्। (३–१–२१)

અને અર્થગુણ માધુર્યને આ રીતે વર્ણવે છે :

युक्तिवैचित्र्यं माधुर्यम् । (३–२–११)

પરન્તુ દંડી સાથે માધુર્યનો ખ્યાલ જ બદલાઈ જાય છે અને તે કહે છે કે :

मधुरं रसवद्वाचि वस्तुन्यपि रसः स्थितः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रता : ।। (१–५१)

यया कयाचिच्छुत्या यत् समानमनुभूयते ।
तद्रूपा हि पदासत्तिः सानुप्रासा रसावहा ।। (१–५२)

આ યુગમાં એકથી બીજાથી ત્રીજા આલંકારિક પર આવતાં આમાં સ્પષ્ટ રીતે એક હકીકત સમજી શકાય તેમ છે કે સમગ્રપણે આ આચાર્યો પોતે સ્વીકારેલા અલંકરણોથી આગળ કાવ્યનાં સૂક્ષ્મતર રહસ્યોમાં ઉતરતા જાય છે. જે અલંકરણોની તેમણે તાત્ત્વિક મીમાંસા કરી છે તે પછી નૂતન પ્રસ્થાનની ભૂમિકા આ યુગમાં જ રચાઈ ગઈ છે.

આનું પ્રમાણ આપણને આ યુગ અને આગામી યુગ વચ્ચે કડી રૂપ બનેલા એવા રુદ્રટમાં મળે છે. રુદ્રટ (નવમી સદી)ને આ યુગનો અન્તિમ આચાર્ય ગણીએ તો તેનું નિરૂપણ આનન્દવર્ધનના આગમનની આગાહી કરે છે એમ કહી શકાય. રુદ્રટ તેના સોળ અધ્યાયના વિસ્તૃત ગ્રંથ 'કાવ્યાલંકાર'માં પોતાના

પુરોગામીઓને પૂરેપૂરા સમજીને પચાવીને આગળ વધે છે અને ઘણે અંશે ભામહાદિ અને ભરતાદિ કરતાં જુદો માર્ગ ગ્રહણ કરે છે. આને લીધે આ ગ્રંથના જાણીતા વ્યાખ્યાકાર સત્યદેવ ચૌધરી તો એટલે સુધી માન્યતા ધરાવે છે કે ભામહાદિ કરતાં જુદી પરમ્પરાના આપણને અજાણ્યા આચાર્યોનાં મંતવ્યોથી તે પ્રભાવિત થયો છે. અસ્તુ, પણ તે ખાસ તેના અન્ત ભાગમાં આ યુગની ગતિ કઈ દિશાની છે તે સ્પષ્ટ બતાવે છે. તેનામાં નીચેનાં લક્ષણો નોંધપાત્ર છે.

(૧) તે ગુણમીમાંસા બાબત મૌન છે.

(૨) અલંકારોને તે શબ્દાલંકાર અને અર્થાલંકાર એવા બે પરંપરાગત ભાગોમાં વિભાજિત કર્યા પછી અર્થાલંકારોને વાસ્તવગત, ઉપમામૂલક, અતિશયમૂલક અને શ્લેષમૂલક એવા ચાર ભાગોમાં વહેંચી દે છે અને એ રીતે તેમના લક્ષણોદાહરણ આપે છે. વળી તેણે કુલ ૫૭ અર્થાલંકારો આપ્યા છે જેમાં તેના પૂર્વવર્તી આચાર્યો કરતાં ૩૧ અલંકાર જુદા છે. આમ આ યુગના કોઈ પણ આચાર્ય કરતાં તે અલંકારનિરૂપણમાં વધુ વ્યવસ્થિત છે, શાસ્ત્રીય છે. નોંધપાત્ર એ પણ છે કે આમાં તેણે પ્રેયસ અને રસવત્‌ને અલંકાર તરીકે લીધા નથી.

(૩) તેણે કાવ્યસૌન્દર્યના હેતુરૂપ પરંપરાગત કારણત્રિતયને માન્ય કર્યું છે (૧-૧૪) અને સાથે પ્રતિભાની, માત્ર આ યુગમાં નહીં પરન્તુ સમગ્ર કાવ્યમીમાંસાશાસ્ત્રમાં અનોખી અને ઉત્કૃષ્ટ એવી, વ્યાખ્યા આપી છે:

मनसि यदा सुसमाधिनि विस्फुरणमनेकधाभिधेयस्य ।
अक्लिष्टानि पदानि च विभान्ति यस्यामसौ शक्तिः ॥ (१.१५)

(૪) રસવત્‌ અને પ્રેયસ્‌ને તે અલંકાર તરીકે લેતો નથી તેમાં કશું આશ્ચર્ય નથી, કારણ, કાવ્યમાં રસની આવશ્યકતા તેને સ્પષ્ટ સમજાઈ છે. આથી જ તેણે તેના યુગનો કોઈ આલંકારિક આપતો નથી તે રીતે, અને મહદંશે ભરતના કરતાં પણ જુદી રીતે, રસમીમાંસા કરી છે. તે સ્પષ્ટ કહે છે કે:

ननु काव्येन क्रियते सरसानामवगमश्चतुर्वर्गे ।
लघु मृदु च नीरसेभ्यस्तेहि त्रस्यन्ति शास्त्रेभ्यः ॥ (१२·१)

અને

तस्मात्तत्कर्तव्यं यत्नेन महीयसा रसैर्युक्तम् ।
उद्वेजनमेतेषां शास्त्रं तदेवान्यथा हि स्यात् ॥ (१२·२)

આના અનુસંધાનમાં તેણે વૃત્તિમાં સ્પષ્ટતા કરી છે કે :

नन्वेवं सति सरसार्थमेव काव्यं स्यान्न तु नीरसार्थमिति नास्य सर्वजनीनत्वं स्यात् । नैष दोषः । सरसानां प्रवृत्युपाय एषोऽस्माभिरुक्तः, न तु नीरसप्रवृत्तिनिषेधः कृत इति । ......अर्थालङ्कारमध्य एव रसा अपि किं नोक्ताः । उच्यते—काव्यस्य हि शब्दार्थौ शरीरम् । तस्य च वक्रोक्तिवास्तवादयः कटककुण्डलादय इव कृत्रिमा अलङ्काराः । रसास्तु सौन्दर्यादय इव सहजाः गुणाः इति भिन्नस्तत्प्रकरणारम्भः ।

અલંકારોની અંદર જ આ યુગના આચાર્યો રસમીમાંસા થોડામાં આપે છે તે રુદ્રટને ઠીક લાગતું નથી. કૃત્રિમ અલંકારોની સામે રસો એ તો કાવ્યના સૌન્દર્ય માફક સહજ ગુણો છે અને તેથી સ્વતન્ત્ર નિરૂપણના અધિકારી છે, આમ કહીને તેણે રસોને કાવ્યના હાર્દ તરીકે, સારભૂત સ્વાભાવિક તત્ત્વ તરીકે પિછાણ્યા છે અને કંઈક વિસ્તારપૂર્વક તેની ચર્ચા કરી છે. રસ કાવ્યના સહજ સૌંદર્યસમ કઈ રીતે છે, તે કઈ રીતે નિષ્પન્ન થાય છે, તેનો ધ્વનિ સાથે સંબંધ શો, રસ અને આનન્દનો સંબંધ શો—આ અને આવા અન્ય પ્રશ્નોની ચર્ચા અનુગામી યુગ કરે તેની ભૂમિકા આ રીતે આ યુગના અન્તિમ આચાર્ય રુદ્રટમાં રચાઇ જાય છે. આ એટલું તો નિશ્ચિતપણે બતાવે છે કે કાવ્યવિષયક એક અભિગમ લઈ આચાર્યો નિયત કાવ્યાલંકારોની મીમાંસા કરવા બેઠા તે પછી પણ કાવ્યનાં ગૂઢ અને અન્વેષણને પાત્ર અન્ય રહસ્યો છે જ, તે આ યુગને સમજાઇ ગયું છે.

આ રીતે જોતાં રુદ્રટના 'કાવ્યાલંકાર'ને અન્ય અલંકારગ્રંથો જેટલું મહત્ત્વ પ્રાપ્ત થયું નથી તે આશ્ચર્યકારક બીના લાગે છે, અને આ ગ્રંથનું મૌલિક-પ્રદાન વિશેષ અભ્યાસ, મીમાંસા અને સંશોધન માગી લે છે.

### આનન્દવર્ધનનો યુગ

ભરતના 'નાટ્યશાસ્ત્ર' પર ટીકાઓ રચનારા આચાર્યોના ગ્રંથો આનંદ-વર્ધન અને અભિનવગુપ્તના પૂર્વવર્તી અને લગભગ સમકાલીન છે એમ કહી શકાય. ટીકાકારોનાં નામ ઉદ્ભટ, લોલ્લટ, શંકુક, ભટ્ટનાયક, રાહુલ, ભટ્ટયન્ત્ર, અભિનવગુપ્ત, કીર્તિધર અને માતૃગુપ્તાચાર્ય છે. આ તમામ પૈકી પૂર્ણ ટીકા માત્ર અભિનવગુપ્તની 'અભિનવભારતી' છે જે ઉપલબ્ધ છે. સંભવ છે કે 'ધ્વન્યાલોક'ની રચના સમયે આનન્દવર્ધન (નવમી સદી) આ પૈકી કેટલાક

ગ્રંથોથી પરિચિત હોય. તેના ગ્રંથના આરંભે જ તે કહે છે કે પોતાના પુરોગામી જ્ઞાની આચાર્યોએ (બુધૈ:) કાવ્યના આત્મા તરીકે ધ્વનિને ઓળખેલ છે. આ આચાર્યો કોણ તેની આનન્દવર્ધનમાં કે અભિનવગુપ્તમાં સ્પષ્ટતા નથી. તેણે ત્રણ અભાવવાદી કલ્પ્યા છે તેની પણ પૂરી સ્પષ્ટતા નથી. હા, તેના પુરોગામી આચાર્યો ગુણ, અલંકાર, રીતિ અને અદોષત્વથી વિશેષિત શબ્દ અને અર્થમાં કાવ્યની પર્યાપ્તિ માને છે તે ત્યાં સ્પષ્ટ થાય છે. ધ્વનિને ભાક્ત અને વાણીથી અવર્ણ્ય ગણનારા કોણ છે તે પણ પૂરું સ્પષ્ટ નથી. આ બધા પરથી એક વાત સ્પષ્ટ થાય છે કે ધ્વનિ પર ચિન્તન કરનારાઓમાં આનન્દવર્ધનના કેટલાક પુરોગામીઓ છે જેને આપણે જાણતા નથી. બાકી ઉપલબ્ધ ધ્વનિવિષયક ગ્રંથોમાં આનન્દવર્ધન પ્રથમ છે અને તેની રચના 'ધ્વન્યાલોક' એ સંસ્કૃત કાવ્યમીમાંસામાં ક્રાન્તિ આણનારી યુગપ્રવર્તક રચના છે. આ રચનામાં આનંદવર્ધને બે કામ કર્યાં છે: (૧) વિભિન્ન દૃષ્ટિઓથી ધ્વનિની તાત્ત્વિક તલસ્પર્શી મીમાંસા કરીને તે કઈ રીતે કાવ્યનું સારભૂત તત્ત્વ બને છે તેનું સ્થાપન. (૨) આના જ સંદર્ભમાં કાવ્યનાં અન્ય અલંકરણોનું સ્વરૂપ તથા કાર્યપરીક્ષણ. આ બંને કાર્યોમાં 'ધ્વન્યાલોક'ની સિદ્ધિ અભૂતપૂર્વ છે તેમાં શંકા નથી. આનંદવર્ધન એટલે આ રીતે કાવ્યમીમાંસાના વિકાસ અને ઉત્કાન્તિના માર્ગે સૌથી વધારે અગત્યનો એવો માર્ગસૂચક સ્થંભ.

પરન્તુ આનન્દવર્ધનને અભિનવગુપ્ત જેવો ટીકાકાર (નવમી સદીનો અન્તભાગ કે દસમીનો આરંભ) ન મળ્યો હોત તો કદાચ તેની જે પ્રતિષ્ઠા કાવ્યમીમાંસા જગતમાં સ્થપાઈ તે ન થયું હોત. આનન્દવર્ધનના ગ્રંથ પરની અભિનગુપ્તે રચેલી વિશદ ટીકા છે 'ધ્વન્યાલોકલોચન'. આ ટીકા ઘણાં સ્થળોએ આનન્દવર્ધનની વૃત્તિ કરતાં ઘણી વધારે દુર્બોધ છે, ક્લિષ્ટ પણ છે. છતાં પોતાના ગૂઢ શાસ્ત્રીય કાવ્યવિષયક ચિન્તનમાં પોતાના દર્શનનો પાસ આપીને તેણે એકી સાથે બે સિદ્ધિઓ મેળવી છે: (૧) આનન્દવર્ધનના ધ્વનિ-સિદ્ધાન્ત અને તેની સાથે સંકળાયેલા પ્રશ્નોની વિશદ તાત્ત્વિક છણાવટને પરિણામે આનંદવર્ધનના સિદ્ધાન્તોનું વધુ વાસ્તવિક પરિપ્રેક્ષ્યમાં દર્શન અને સંસ્થાપન. (૨) ધ્વનિસિદ્ધાન્તના દર્શન ઉપરાન્ત તેના અનુસન્ધાનમાં રસસિદ્ધાન્તનું વિશદ તાત્ત્વિક સ્થાપન અને બંનેના કાવ્યગત અનોખા સંબંધની સમસ્યાનું નિરાકરણ. ભરતના નાટ્યશાસ્ત્ર પર તેણે 'અભિનવભારતી' ટીકા લખી છે તેથી આપણે અભિનવગુપ્તને 'નાટ્યશાસ્ત્ર'ના રસસિદ્ધાન્તને વિશાળ કાવ્યક્ષેત્રમાં લાવી ત્યાં દૃઢમૂલ કરનાર પહેલો ગણીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

આ જ યુગના અન્ય ખ્યાતનામ આચાર્યો અને તેમના ગ્રંથો આ છે :

રાજશેખર–કાવ્યમીમાંસા

કુંતલ–વક્રોક્તિજીવિત

મહિમભટ્ટ–વ્યક્તિવિવેક

ક્ષેમેન્દ્ર–ઔચિત્યવિચારચર્ચા

મુકુલભટ્ટ–અભિધાવૃત્તિમાતૃકા

કાવ્યના સારભૂત તત્ત્વ તરીકે વિભિન્ન આલંકારિકોએ પ્રથમ યુગના આચાર્યોને અકલ્પ્ય એવા નૂતન પ્રસ્થાનને માર્ગે નવાં નવાં તત્ત્વોની, અલંકારોની સ્થાપના કરી આ હકીકત પરથી સિદ્ધ થશે કે આ યુગ એ અભિનવ સિદ્ધાન્તસ્થાપનનો યુગ છે, જે નીચે પ્રમાણે સમજી તે પછી આગળની આલોચના કરવી એ ઇષ્ટ થશે

આનન્દવર્ધન–ધ્વનિ

અભિનવગુપ્ત–રસ

મહિમભટ્ટ–અનુમાન

કુન્તલ–વક્રોક્તિ

ક્ષેમેન્દ્ર–ઔચિત્ય

કાવ્યનાં આ પાંચ અલંકરણો પૈકી ત્રણ કે ચારનાં કાવ્યગત અસ્તિત્વની પ્રતીતિ પ્રથમ યુગના આચાર્યોને હતી તે આપણે જોયું છે જ. પરન્તુ તેઓ પોતાના કાવ્યના અભિગમવિશેષમાં એવા તો રત હતા કે અલંકારોના નવીનત્વની સૂઝ છતાં તેમના તાત્ત્વિક મહત્ત્વની ખાસ કોઈ ચર્ચામાં તેઓ નથી ઉતર્યા. આ યુગના આચાર્યોએ દરેકે એક એક વાદ પકડીને તેનું સ્થાપન કર્યું અને તેના જ સંદર્ભમાં કાવ્યનાં બીજાં અલંકરણોનું મૂલ્યાંકન તેમણે કર્યું. દરેક આચાર્યે પોતાના વાદવિશેષના સ્થાપનમાં ભારે ઊંડો રસ દાખવ્યો છે અને તેમાં અતિ ઉત્સાહ પણ બતાવ્યો છે. આલોચનાને આનાથી લાભ એ થયો કે કાવ્યના સૌંદર્યના રહસ્યમાં આ યુગ ઊંડો ઊતર્યો અને એમ કરતાં જે તત્ત્વો તેમને લાધ્યાં તે દરેકની મીમાંસાથી કાવ્યવિષયક અભિગમ વધુ વિસ્તરતો ગયો, તાત્ત્વિક બનતો ગયો. કવિકર્મના રહસ્યનો પાર પામવાના આ યુગના આચાર્યોના પ્રયત્નોએ કવિતાવિષયક તત્ત્વબોધને આગલા યુગ કરતાં ઘણો વિસ્તારી દીધો.

આ નવા યુગના પોતાના આગવા મૌલિક પ્રદાનનું પરીક્ષણ કરતાં પહેલાં આ યુગના આચાર્યો આગલા યુગના ચિન્તનનું પુનરીક્ષણ કઈ રીતે કરે છે તે આપણે જોઈ લઈએ. આપણે આગળ જોયું છે તે રીતે આગલા યુગનો કાવ્ય-વિષયક અભિગમ કંઈક આવો છે :

"ગુણ, અલંકાર, રીતિ તથા અદોષત્વથી વિશેષિત અર્થાત્ સૌન્દર્યસમ્પન્ન બનેલ શબ્દ અને અર્થ એટલે કાવ્ય." આ વિશેષ અભિગમને પરિણામે આ યુગે કાવ્યના ગુણ, અલંકાર, રીતિ અને દોષોની ઝીણી તાત્ત્વિક મીમાંસા કરી છે. નવા યુગે પોતાના ચિન્તનના સન્દર્ભમાં કાવ્યના આ ચાર અલંકરણોના ખ્યાલનું પુનરીક્ષણ કર્યું છે.

## (અ) ગુણનિરૂપણ :

એક પાશ્ચાત્ય વિદ્વાનનું વિધાન છે કે :

"Words cannot be used at all as communicatory symbols if they did not possess their conceptual meaning. They owe their amazing adaptability to the fact that every common name signifies not a concrete individual object but a universal trait or quality. One way of describing the world of our inner and outer experience is to say that it consists of individual objects and events which manifest universals shared (actually or potentially) with other individuals. A language can be used effectively in the description and analysis of these individual objects and events each of which is unique, only in proportion as the words which constitute its vocabulary signify these universal traits and recurrent relations in which they stand to one another." (ગ્રીન "The Arts and the Art of Criticism",p. 105).

કવિના શબ્દમાં રહેલી શક્તિ જે આ વિધાનમાંના પ્રથમ વાકયમાં વર્ણવી છે તેનાથી તો ભામહનો યુગ સુપરિચિત છે; પરન્તુ વિધાનના ઉત્તર વાકયમાં બતાવેલી શબ્દશક્તિનું રહસ્ય એ યુગ ખાસ જાણતો નહોતો. એ રહસ્યનું

ઉદ્દ્ઘાટન આનન્દવર્ધનના યુગે કરવાનું હતું, અને તે આ યુગના પ્રથમ આચાર્ય આનન્દવર્ધને પોતાના નિમ્નલિખિત વિધાનોથી આરંભ કરીને કર્યું.

अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥ (१.२)

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥ (१.४)

બાકી પ્રથમ યુગે શબ્દ અને અર્થના સહિતત્વમાં કાવ્ય માન્યું ત્યારે એ શબ્દ સરળતા, ચારુતા, પ્રસન્નતા, પ્રસિદ્ધાર્થતા, સામાસિકતા કે અલ્પસામાસિકતા આદિથી અન્વિત હોય અને અલંકારથી ચમત્કારિત હોય તેમ તેઓ સમજ્યા. ભામહ અને દંડીનો પૂરક બનતો હોય તે રીતે વામને તેમાં શબ્દો અને અર્થોના વૈશિષ્ટ્યપૂર્ણ પ્રયોજનથી નિષ્પન્ન થતી રીતિનું તત્ત્વ ઉમેર્યું. પરન્તુ વામનની વિશિષ્ટતા એ હકીકતમાં છે કે તે યુગે કાવ્યને જે ચાર તત્ત્વોથી વિશેષિત માન્યું તેમાં તેણે રીતિને અનોખી રીતે, સ્પષ્ટ રીતે, કાવ્યગુણો સાથે સાંકળી આપી. આ યુગ અણજાણ રીતે જે કાવ્યના આન્તરિક તત્ત્વની શોધને બદલે કાવ્ય અને અકાવ્યના ભેદની શોધમાં પડી તેને કાવ્યની શોધ માનતો થયો હતો, તેમાં રીતિના મહત્ત્વને સ્થાપિત કરીને વાસ્તવિક રીતે કાવ્ય અને અકાવ્યનો ભેદ વિશેષ સ્પષ્ટ કરવામાં નિશ્ચિત સહાય કરી. કાવ્યને આ રીતે સમજતાં તેના વિશિષ્ટ એવા શબ્દ અને અર્થના સહિતત્વથી જે અનોખો માધુર્ય અને રસમયતાનો પણ અનુભવ કરાવે છે તે તત્ત્વ કાવ્યનું અનોખાપણું સિદ્ધ કરે છે, એ વાત વામન થકી વિશેષ સ્પષ્ટાકાર બની. વામને કહ્યું છે કે :

किन्त्वस्ति काचिदपरैव पदानुपूर्वी यस्यां न किञ्चिदपि किञ्चिदिवावभाति ।
आनन्दयत्यथ च कर्णपथं प्रयाता चेतः सतामममृतवृष्टिरिव प्रविष्टा ॥ (१.२२१)

આમ, વામનના પુરોગામીઓએ અલંકૃત શબ્દાર્થનું સહિતત્વ જેમાં હોય તે કાવ્યને રસવત્ માન્યું અને વામને પણ વિશિષ્ટ પ્રકારની પદરચના રૂપ કાવ્યને ચમત્કારપૂર્ણ અને આનંદદાયી ગણ્યું છે. આપણે તેના જ શબ્દોમાં જોઈએ તો

वचसि यमधिगम्य स्पन्दते वाचकश्रीर्वितथमवितथत्वं यत्र वस्तु प्रयाति ।
उदयति हि स तादृक् क्वापि वैदर्भरीतौ सहृदयहृदयानां रञ्जकः कोऽपि पाकः ॥
(१.२.)

વામને પોતાના પુરોગામીઓને જ અનુસરીને છતાં વધુ સ્પષ્ટ રીતે ગુણોના કાવ્યગત મહત્ત્વને સ્પષ્ટ કર્યું અને એ રીતે કાવ્યના ચમત્કારને વિશેષ સ્પષ્ટ કર્યો. છતાં અહીં ગુણો રીતિ દ્વારા ખરેખર શબ્દ અને અર્થના જ ધર્મો છે તે સ્પષ્ટ જ છે. અને રીતિ દ્વારા ગુણોને શબ્દના અને અર્થના ધર્મો જ ગણ્યા ત્યારે સ્વાભાવિક રીતે જ કાવ્યનો એ ચમત્કાર સામાજિક કિંવા સહૃદય વાચકને કઈ રીતે આસ્વાદજનક બને છે, બીજા શબ્દોમાં કહીએ તો સામાજિક કાવ્યના માધુર્ય, રસ અને આનંદનો અનુભવ પોતાના હૃદયથી કઈ રીતે કરે છે, તે આ પ્રથમ યુગ સમજાવી શક્યો નથી. એ કામ આનંદવર્ધનના યુગે કર્યું. આમાંથી ધ્વનિ, રસધ્વનિ અને રસના સિદ્ધાન્તોનું સ્થાપન થયું. ધ્વનિને કાવ્યના મૂળભૂત સારભૂત તત્ત્વ તરીકે સ્થાપિત કરતાં આનંદવર્ધને કહ્યું છે કે કાવ્યનું રહસ્ય કિંવા સૌન્દર્ય—

शब्दार्थशासनज्ञानमात्रेणैव न वेद्यते ।
वेद्यते स तु काव्यार्थतत्त्वज्ञैरेव केवलम् ॥ (૧.૭)

અને તે ભારપૂર્વક એમ પણ કહે છે કે :

सहृदयहृदयाह्लादिशब्दार्थमयत्वमेव काव्यलक्षणम् ।

આમ સહૃદય કાવ્યમાં ધ્વનિ અને રસના આસ્વાદન દ્વારા કાવ્યના સૌન્દર્ય કે ચમત્કારને પોતાના હૃદયમાં માણે છે એ સ્પષ્ટતા આ યુગે કરી અને તેના જ અનુસંધાનમાં રસ અને ધ્વનિસિદ્ધાન્તો વિકસ્યા, વિસ્તર્યા. આમ કરતાં અભિગમમાં એક અગત્યનો પલટો એ આવ્યો કે પુરોગામી યુગના સર્વ આચાર્યો એક મતે ગુણોને શબ્દના, અર્થના અને શબ્દાર્થના માનતા હતા તેને બદલે આ નવા યુગના પ્રથમ આચાર્ય આનંદવર્ધને ત્રણ ગુણોનો જ સ્વીકાર કર્યો, એટલું જ નહીં પણ ગુણોને રસના ધર્મો કહી માત્ર રસદૃષ્ટ્યા ગુણોની વ્યાખ્યા તેઓ કરતા થયા. આથી જ સહૃદયની વ્યાખ્યા પણ આ યુગે ઘણી વધુ સ્પષ્ટ આપી છે. આનન્દવર્ધન તો સ્પષ્ટ કહે છે કે પોતે ધ્વનિમીમાંસા માત્ર સહૃદયોનાં હૃદયની પ્રસન્નતા માટે કરે છે (૧.૧) અને અભિનવગુપ્ત એ સહૃદયની વ્યાખ્યા આ રીતે કરે છે :

येषां काव्यानुशीलनाभ्यासवशाद् विशदीभूते मनोमुकुरे वर्णनीयतन्मयीभवनयोग्यता ते सहृदयसंवादभाजः सहृदयाः । यथोक्तम्—

योऽर्थो हृदयसंवादी तस्य भावो रसोद्भवः ।
शरीरं व्याप्यते तेन शुष्कं काष्ठमिवाग्निना ॥

અને આ જ યુગે સ્થાપિત કર્યું કે કાવ્ય સહૃદયના રસાસ્વાદન માટે જ છે, માટે કાવ્ય અને અકાવ્યનો ભેદ વિદ્વાનો નહીં પરન્તુ આવા રસાસ્વાદક સહૃદયો જ નક્કી કરે છે. તેથી જ તો સાચી રીતે કહેવાયું છે કે :

काव्ये रसयिता सर्वो न वोद्धा न नियोगभाक् ।

માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ ગુણ અને તે પણ રસના ધર્મો એમ આ યુગમાં સ્થાપિત થતાં, આ ત્રણ ગુણોની વ્યાખ્યા પણ કઈ રીતે બદલાઈ તે નોંધપાત્ર છે. આથી જ આનન્દવર્ધન કહે છે કે :

तमर्थमलम्बन्ते येऽङ्गिनं ते गुणाः स्मृताः । (२.६)

અને

शृङ्गार एव मधुरः परः प्रह्लदनो रसः ।
तन्मयं काव्यमाश्रित्य माधुर्यं प्रतितिष्ठति ॥ (२.७)

અને આનન્દવર્ધન કહે છે કે :

एतदुक्तं भवति—वस्तुतो माधुर्यं नाम शृङ्गारादेः रसस्यैव गुणः । तन्मधुराभिव्यञ्जकयोः शब्दार्थयोरुपचरितम् । मधुरशृङ्गाररसाभिव्यक्तिसमर्थता शब्दार्थयोर्माधुर्यमिति हि तल्लक्षणम् । (તૃતીય ઉદ્યોત પર લોચન)

આ જ રીતે આનન્દવર્ધન આગળ સ્પષ્ટતા કરે છે કે :

शृङ्गारे विप्रलम्भाख्ये-करुणे च प्रकर्षवत् ।
माधुर्यमार्द्रतां याति यतस्तत्राधिकं मनः ॥ (२.८)
रौद्रादयो रसा दीप्त्या लक्ष्यन्ते काव्यवर्तिनः ।
तद्व्यक्तिहेतू शब्दार्थावाश्रित्यौजो व्यवस्थितम् ॥ (२ ९)
समर्पकत्वं काव्यस्य यत्तु सर्वरसान् प्रति ।
स प्रसादो गुणो ज्ञेयः सर्वसाधारणक्रियः ॥ (२.१०)

વળી ત્રીજા ઉદ્દ્યોતમાં સંઘટનાની મીમાંસા કરી છે ત્યારે કહેલ છે કે સંઘટના ગુણોને આશ્રયે રહેલી છે, ત્યાં ગુણો તથા રીતિ બાબતના પરમ્પરાગત મતને જરા જુદા પરિપ્રેક્ષ્યમાં મૂલવ્યો છે. પરન્તુ કોઈકનો (कैश्चित्) મત તરીકે ટાંકીને, સંઘટના માધુર્ય આદિ રસોને વ્યંજિત કરે છે, એમ આનન્દવર્ધન કહે છે ત્યાં પણ ફરી એક વખત આ ગુણો રસ સાથે સીધા અને સંઘટના દ્વારા પણ સંબદ્ધ છે તે સ્થાપિત કરવામાં આવ્યું છે. તે કહે છે કે :

असमासा समासेन मध्यमेन च भूषिता ।
तथा दीर्घसमासेति त्रिधा सङ्घटनोदिता ।। (३.५)

कैश्चित् ॥५॥

तां केवलमनूद्येदमुच्यते
गुणानाश्रित्य तिष्ठन्ती माधुर्यादीन् व्यनक्ति सा ।
रसान्.....................॥ (३·६)

આ રીતે પ્રાચીનોના ગુણવિષયક ખ્યાલનું પુનર્મૂલ્યાંકન કરી, તેને આ રીતે રસ સાથે સંબદ્ધ કરીને વાસ્તવિક રીતે તો આચાર્યો ગુણોને કાવ્યના મૂળભૂત તત્ત્વ સાથે વધુ આત્મીય રીતે સંકળાયેલા સિદ્ધ કરે છે. અને તે ગુણોની શબ્દાર્થસંબદ્ધ વ્યાખ્યાને અભિવ્યંજનાના સાધન રૂપ ગણી લે છે. કાવ્યસૌંદર્ય સાથે ગુણોનો સંબંધ આ રીતે વધુ વાસ્તવિક, આત્મીય અને તાત્ત્વિક દૃષ્ટિએ આ યુગે મૂલવ્યો છે. આમ, શબ્દ અને અર્થના ગુણ, એ જ રીતિના ગુણ, એ જ રસના ગુણ, એટલે કે અન્તે કાવ્યના ગુણ, એ દૃષ્ટિ સ્પષ્ટ થતાં તેમણે અદ્ભુત રીતે ગુણોનુ રહસ્ય ખુલ્લું કર્યું એમ કહી શકાય. આ યુગના ધ્વનિવાદી અને રસવાદી આચાર્યોની સમીક્ષણ પદ્ધતિ પ્રધાનતઃ કાવ્યાત્મક રહી છે, અર્થાત્ કાવ્યનાં તાત્ત્વિક રહસ્ય, ચમત્કાર અને સૌંદર્ય કિંવા અતિશયની શોધક રહી છે. આ સંદર્ભમાં ગુણ અલંકારવાદીઓ માને મનાવે છે તેવા શબ્દ અને અર્થના ગુણ રહેતા નથી, રચના કિંવા રીતિના વૈશિષ્ટ્યના પણ રહેતા નથી, જે રીતિવાદીઓની માન્યતા છે. આ ગુણો રસના, ધ્વનિના અને એ રીતે કાવ્યના, કાવ્યસૌંદર્યના ગુણો સિદ્ધ થઈ રહે છે. આ રીતે ગુણ–વિષયક પુનર્મૂલ્યાંકનમાં આ યુગની નવી દૃષ્ટિ કામ કરતી સ્પષ્ટ જોઈ શકાય છે. આમ, રામાયણે જે ગુણોની

उदारवृत्तार्थपदैः मनोरमैस्ततः स रामस्य चकार कीर्तिमान् ।
समाक्षरैः श्लोकशतैर्यशस्विनो यशस्करं काव्यमुदारधीर्मुनिः ॥
(રામાયણ બાલકાંડ ૨·૪૨)

એ શબ્દોમાં મીમાંસા કરી, અને નાટ્યશાસ્ત્રે ગુણોનો

शब्दानुदारमधुरान् प्रमदाभिनेयान् नाट्याश्रयान् कृतिषु च प्रयतेत कर्तुम् ।
तैर्भूषिता बहु विभान्ति हि काव्यबन्धाः पद्माकरा विकसिता इव राजहंसैः ॥

એમ કહીને જે પ્રાથમિક એવો પરિચય આડકતરી રીતે આપ્યો, તે ગુણોની વિશેષ શાસ્ત્રીય મીમાંસા કરીને આ બીજા યુગે ગુણોના અભિગમમાં જાણે ક્રાંતિ કરી દીધી. ગુણોનું આ મૂલ્યાંકન આ યુગના અન્ય મૌલિક ચિન્તન પર આચાર્યોએ સ્વીકારી લીધું તે સાથે અનુગામી મમ્મટના યુગે

પણ જેમનું તેમ અપનાવી લીધું. અલબત્ત તેમાં ભોજ અપવાદ રૂપ છે, કેમકે તે ગુણોને શબ્દના, અર્થના અને શબ્દાર્થના ગણે છે, એટલું જ નહીં પરન્તુ તેમની સંખ્યા વધારી દે છે. પરન્તુ તેની વિશેષ ચર્ચા આપણે તૃતીય યુગના પ્રદાનની મીમાંસા વખતે કરીશું.

## (બ) અલંકારમીમાંસા

ભામહને કેટલાક વિદ્વાનો અલંકારવાદી કહે છે અને કેટલાક વક્રોક્તિવાદી. તેણે અલંકારની પૂરી સ્પષ્ટ વ્યાખ્યા કરી નથી છતાં નીચેના તેના વિધાનમાં આડકતરી રીતે તેનું પોતાનું અલંકારલક્ષણ પ્રગટ થાય છે :

> रूपकादिरलङ्कारस्तस्यान्यैर्बहुधोदितः ।
> न कान्तमपि निर्भूषं विभाति वनितामुखम् ॥ (१·१३)

આ વિધાન અનુસાર તો તે યુગના કાવ્યના અભિગમ પ્રમાણે અર્થ એવો થાય કે કાવ્યનાં એટલે કે કાવ્યના શબ્દ અને અર્થનાં જે અન્ય અલં-કરણો છે, તે ગુણ, અદોષત્વ, માર્ગ, આદિ થકી કાવ્ય ગમે તેટલું સુંદર બન્યું હોય તો પણ, શોભી ઊઠે તો તે અલંકારો થકી જ. આ દૃષ્ટિએ અલંકારો કાવ્યની શોભાને વધારનાર ધર્મ બને તે જ રીતે સહૃદય એવા વાચકને કાવ્યના સૌન્દર્યની અનુભૂતિ કરાવનારા ધર્મ પણ બને. આમ, અલંકારો કાવ્યની શોભા વધારે, અન્ય અલંકરણોની શોભા પણ અલંકારો થકી જ ખીલી ઊઠે. અહીં અલંકાર અલંકાર તરીકે સ્વતંત્ર રીતે કાવ્યની શોભા કરનાર તત્ત્વ બને, તેનાથી કાવ્યની શોભા વધે, અન્ય અલંકરણોના સૌન્દર્યની પ્રતીતિ પણ અલં-કારોથી ખીલી ઊઠે. આ વિધાન અલંકારના કાવ્ય સાથેના સંબંધ બાબત કોઈ વાદવિશેષનો સ્વીકાર કરીને ચાલતું નથી. સાથે ભામહે અન્ય અલંકરણોની માફક સર્વ અલંકારોમાં વક્રોક્તિ હોવી જોઈએ અને તેના વિના કોઈ અલં-કાર અલંકાર નથી એમ કહ્યું છે અને તે સાથે જે જે અલંકારોની વ્યાખ્યા કરી છે ત્યાં દરેકમાં એ અલંકારનું સૌન્દર્ય કિંવા તેનો ચમત્કાર એટલે કે તેનું અલંકારત્વ ક્યાં છે તે બતાવવાની કાળજી લીધી છે. વક્રોક્તિનો અર્થ કેટલાક વિદ્વાનો અહીં અતિશયોક્તિ કરે છે. કેટલાક તેને અભિવ્યંજના--વૈચિત્ર્ય તરીકે ઓળખે છે. જે યુગમાં ભામહ લખે છે તેમાં વક્રોક્તિ એટલે અતિશયતા અને એ રીતે અલંકારવિશેષનો ચમત્કાર એ અર્થ ઇષ્ટ થશે. આ વક્રોક્તિથી જ અલંકારો કાવ્યમાં ઉપર નિર્દિષ્ટ કરેલાં કાર્યો કરે છે. આવા અભિગમ સાથે ભામહે અલંકારોની સંખ્યા ભરતના ચારને સ્થાને કુલ આડ-

ત્રીસની કરી છે. તેમાં આપણને અણજાણ તેના કેટલાક પુરોગામીઓનો પ્રભાવ હશે જ, કારણ પુરોગામીઓના હેતુ, સૂક્ષ્મ અને લેશ અલંકારો તે સ્વીકારતો નથી. આમ, ભામહને સાચી રીતે આપણે અલંકારવાદી કહી શકીએ એવું અલંકારોનું મહત્ત્વ તે સ્વીકારીને ચાલે છે, અને ભામહને આપણે વક્રોક્તિવાદી ગણીએ તો પણ તેઓ અલંકારવાદી રહે જ છે.

ભામહ પછીના આલંકારિકોએ આ પ્રથમ યુગમાં બે જુદા વાદમાં વિભાજિત થવું ઉચિત માન્યું. આ યુગના વધુમાં વધુ વૈજ્ઞાનિક એવા વામને तदतिशयहेतवस्त्वलंकाराः કહીને અલંકારોના કાર્યની સીમા બાંધી દીધી અને કાવ્યના સૌન્દર્યના ઉત્પાદક તરીકે રીતિ દ્વારા શબ્દ અને અર્થના સૌન્દર્યના વિશેષકર ધર્મ તરીકે ગુણને સ્થાપ્યા.

દંડીએ આનાથી જુદું દૃષ્ટિબિન્દુ લીધું. ગુણોને તેણે માર્ગના ધર્મ તરીકે અને એ રીતે કાવ્યના શબ્દ અને અર્થના ધર્મ તરીકે ગુણને અપનાવ્યા, પરન્તુ તે સાથે સ્પષ્ટ વિધાન એ પણ કર્યું કે—

काव्यशोभाकरान्धर्मानलंकारान्प्रचक्षते ।

અને આના અનુસંધાનમાં અતિશયોક્તિને તેણે ઉત્તમ અલંકાર પણ કહ્યો, અલંકારોની સંખ્યા તથા તેના પ્રકારોનો ખાસ, ખૂબ વિસ્તાર કર્યો. આમ આ યુગની વિચારણા એ પ્રશ્નના નિરાકરણ માટે મળી રહી છે કે કાવ્યમાં અલંકારો શોભા કરનારા ધર્મો, શોભા વધારનારા કે બંને. અને આ ત્રણેય વિકલ્પો આ યુગે સ્વીકાર્યા છે.

આનન્દવર્ધનના યુગને આ બાબત સર્વ પ્રથમ એ આવશ્યક હતું કે અન્ય અલંકરણોની તુલનાએ અલંકારોનું કાવ્યમાં શું સ્થાન છે તે નક્કી કરી આપવું અને સાથે સાથે કાવ્યસમગ્ર સાથેની અલંકારોની આત્મીયતા નિશ્ચિત ભૂમિકા પર નક્કી કરી આપવી. આ બંને કામ આ યુગે કર્યાં છે, સારી રીતે બજાવ્યાં છે અને એ રીતે આ યુગે અલંકારમીમાંસા વધુ વિસ્તારી સ્પષ્ટ કરી છે.

આગલા યુગના કાવ્યની શોભાના અભિગમમાં ક્રાન્તિ કરી દઈને આ યુગ ધ્વનિ, રસ, વક્રોક્તિ, આદિમાં કાવ્યનું સારભૂત તત્ત્વ શોધતો પારખતો થયો તેને લીધે સ્વાભાવિક રીતે જ અલંકારોનો કાવ્યગત સૌંદર્ય સાથેનો સંબંધ ધ્વનિ, રસ, વક્રોક્તિ, આદિના સંદર્ભમાં જ આ યુગમાં વિચારાયો.

શબ્દાલંકારો પણ માત્ર શબ્દની શોભા વધારનારા ન રહ્યા, પરન્તુ તે નિમિત્ત કાવ્યમાં કંઈક વિશેષ સિદ્ધ કરનારા બન્યા. સાથે આ યુગના ચિન્તનની એ વિશેષતા છે કે અલંકાર અને અલંકાર્ય વચ્ચેનો ભેદ પૂરો સ્પષ્ટ નથી. જે તેઓ સમજ્યા છે તે મુજબ અલંકાર્ય કાવ્યના શબ્દ અને અર્થ છે, જેને જુદા જુદા અલંકારો શોભાવે છે.

નવા યુગમાં આ પ્રશ્નની સૌથી વધુ વિસ્તૃત મીમાંસા આપણને આનંદવર્ધનમાં મળે છે. આ મીમાંસા સર્વ પ્રથમ તો અલંકાર્ય નક્કી કરી આપે છે. રસધ્વનિમાં અંગી અથવા અલંકાર્ય છે રસ, જ્યારે અલંકારધ્વનિમાં અલંકાર્ય છે પ્રતીયમાન અલંકાર. આ પછી રસધ્વનિમાં અલંકારનું શું સ્થાન છે તે સમજાવતાં આનન્દવર્ધન કહે છે કે :

तमर्थमवलम्बन्ते येऽङ्गिनं ते गुणाः स्मृताः ।
अङ्गाश्रितास्त्वलंकारा मन्तव्याः कटकादिवत् ॥ (२·६)

આ વિધાનનો સ્પષ્ટ અર્થ એ થયો કે કાવ્યના અંગી રસ કિંવા રસ ધ્વનિને અવલંબીને રહે, અર્થાત્ તેના ધર્મ બને, તે ગુણ અને કાવ્યના અંગ બનેલા શબ્દ અને અર્થને આશ્રિત તે ગણાય અલંકાર. આ જ હકીકત આ કારિકાની વૃત્તિમાં તે સ્પષ્ટ કરે છે : वाच्यवाचकलक्षणान्यङ्गानि । ये पुनस्तदाश्रितास्तेऽलंकाराः मन्तव्या कटकादिवत् । આમ ગુણો રસના ધર્મ છે અને અલંકારો કાવ્યના અંગ એવા શબ્દ અને અર્થના આશ્રિત છે. રસધ્વનિ કાવ્યમાંના અલંકારના સ્થાનને નક્કી કરી દેવા ઉપરાન્ત તેનું સીમાંકન પણ આ સ્થળે આનન્દવર્ધન કરી આપે છે. વળી તેણે ૨–૧૪ અને ૨–૧૫માં શૃંગાર ધ્વન્યાત્મભૂત હોય એટલે કે ધ્વનિ સ્વરૂપ હોય ત્યાં અનુપ્રાસ તથા યમકના પ્રયોજનની મર્યાદા બાંધી આપી છે. વળી તે આગળ કહે છે કે :

रसाक्षिप्ततया यस्य बन्धः शक्यक्रियो भवेत् ।
अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलङ्कारो ध्वनौ मतः ॥ (२·१६)

ध्वन्यात्मभूते शृङ्गारे समीक्ष्य विनिवेशितः ।
रूपकादिरलङ्कारवर्ग एति यथार्थताम् ॥ (२·१७)

અહીં અલંકારપ્રયોગ બાબત વિશેષ સ્પષ્ટતા એ કરી છે કે અલંકારપ્રયોગ રસધ્વનિમાં જો તદ્દન સ્વાભાવિક રીતે, કોઈ પણ પ્રકારના પ્રયત્ન વિના, થઈ શકે તો જ તે ધ્વનિમાં સાર્થક અલંકાર બને અને શંગાર ધ્વનિનો

આત્મભૂત હોય ત્યાં પૂરા વિચાર તેમ જ વિવેકપૂર્વક રૂપકાદિ અલંકારો પ્રયોજવામાં આવે તો અલંકારો પોતે જ પ્રયોગમાં રૂપપ્રદ બને. વૃત્તિમાં સ્પષ્ટતા કરી છે તે પ્રમાણે अलंकारो हि बाह्यालंकारसाम्यादङ्गिनश्चारुत्वहेतुरुच्यते। वाच्यालङ्कारवर्गश्च रूपकादिर्यावानुक्तो...स सर्वोऽपि यदि समीक्ष्य विनिवेश्यते तदलक्ष्यक्रमव्यङ्ग्यस्य ध्वनेरङ्गिनः सर्वस्यैव चारुत्वहेतुर्निष्पद्यते।

આ પછી આનન્દવર્ધન અલંકારો કાવ્યમાં કઈ રીતે પ્રયોજાય તે સ્પષ્ટ બતાવે છે. તેમાં પણ પ્રયત્ન તો અલંકારસ્વરૂપ, પ્રયોગ તથા કાવ્યગત સ્થાન પર પ્રકાશ પાડવાનો જ છે.

विवक्षा तत्परत्वेन नाङ्गित्वेन कदाचन।
काले च ग्रहणत्यागौ नातिनिर्वहणैषिता ॥ (૨-૧૮)

અહીં અલંકારપ્રયોગ માટે નીચેની બાબતો સ્પષ્ટ કરી છે :

(૧) અલંકારોને રસપરત્વ જ માનવા અને તેથી તે રીતે જ પ્રયોજવા.

(૨) અલંકારને કાવ્યમાં એટલે કે રસધ્વનિમાં કદી અંગી એટલે પ્રધાન ન બનાવવા.

(૩) ઉચિત સમય અને સ્થાને અલંકારો પ્રયોજવા.

(૪) નિવારવા યોગ્ય સમય અને સ્થાને તેમનો પ્રયોગ નિવારવો.

(૫) કાવ્યમાં કદી પણ આદિથી અંત લગી સતત અલંકાર પ્રયોજવા આગ્રહ ન રાખવો.

રસ રૂપ અંગીના અંગીપણાને જાળવી રાખી અલંકારો કઈ રીતે પ્રયોજાય તે બતાવતાં તે કાવ્યના રસ અને ધ્વનિના સૌન્દર્યની સિદ્ધિમાં અલંકાર સાધ્ય નથી પરન્તુ સ્પષ્ટ રીતે સાધન છે તેથી કાવ્યના સૌંદર્યના નિર્વાહનો વિચાર કર્યા સિવાય રચેલા અલંકારપ્રચુર કાવ્યનો વિરોધ કરે છે અને આગ્રહ રાખે છે કે અલંકારનું પ્રાધાન્ય આ પ્રકારનાં કાવ્યોમાં ન સંભવે. આમ થતાં અલંકારોને કાવ્યના અન્ય ચારુત્વ સાથે ચારુત્વવિશેષની પ્રાપ્તિ થાય છે.

અલંકારધ્વનિમાં અલંકારોના પ્રયોગ બાબત આનન્દવર્ધન થોડી જુદી દૃષ્ટિ આપે છે. તે બાજા ઉદ્યોતમાં અલંકારધ્વનિની ચર્ચા કરે છે ત્યાં આ બાબતની સ્પષ્ટતા આપણને પ્રાપ્ત થાય છે. સંલક્ષ્યક્રમવ્યંગ્ય અલંકારધ્વનિમાં એક વાચ્ય અલંકારથી બીજો અલંકાર પ્રતીયમાન કિંવા ધ્વનિત થાય છે. તેમાં અલંકારપ્રયોજન બાબત આનન્દવર્ધન સ્પષ્ટતા કરે છે કે :

रुपकादिरलंकारवर्गो यो वाच्यतां श्रितः ।
स सर्वो गम्यमानत्वं बिभ्रद् भूम्ना प्रदर्शितः ॥ (२·२६)

अलंकारान्तरस्यापि प्रतीतौ यत्र भासते ।
तत्परत्वं न वाच्यस्य नासौ मार्गो ध्वनेर्मतः ॥ (२·२७)

शरीरीकरणं येषां वाच्यत्वे न व्यवस्थितम् ।
तेऽलंकाराः परां छायां यान्ति ध्वन्यङ्गतां गताः ॥ (२·२८)

व्यज्यन्ते वस्तुमात्रेण यदालङ्कृतयस्तदा ।
ध्रुवं ध्वन्यङ्गता तासां काव्यवृत्तेस्तदाश्रयात् ॥ (२·२९)

अलंकारान्तरव्यङ्ग्यभावे ध्वन्यङ्गता भवेत् ।
चारुत्वोकर्षतो व्यङ्ग्यप्राधान्यं यदि लक्ष्यते ॥ (२.३०)

અલંકારધ્વનિમાં અલંકારના સ્થાન બાબત તેણે આપેલી આ કારિકાઓમાં આટલી બાબતો સ્પષ્ટ થાય છે :

(૧) એક વાચ્ય અલંકારથી અન્ય અલંકાર પ્રતીયમાન એટલે કે ધ્વનિત થાય તેવા ઉદાહરણમાં જો વાચ્ય અલંકાર પ્રતીયમાનને પ્રધાનતયા બોધિત ન કરે તો તે અલંકારધ્વનિ ન બને. અર્થ એ થયો કે અલંકારધ્વનિમાં એક વાચ્ય અલંકારથી બીજો અલંકાર પ્રતીયમાન એટલે કે ધ્વનિત થાય તે પૂરતું નથી. વાચ્ય અલંકારે અન્યને પ્રધાનતયા ધ્વનિત કરવો જોઇએ. અહીં અલંકારનું એવું કાર્ય નિર્દિષ્ટ કર્યું છે જે પુરોગામી યુગના આચાર્યો માટે તો અકલ્પ્ય જ હતું.

(૨) આ રીતે અલંકારો વ્યંગ્યરૂપતાને પ્રાપ્ત કરે ત્યારે ધ્વન્યંગ બનીને અલંકારો પોતે પરમ ચારુત્વ પ્રાપ્ત કરે. અલંકારોના આ ચારુત્વની પ્રતીતિ પણ આગલા યુગને ખાસ નહોતી.

(૩) આ રીતે ચારુત્વોત્કર્ષથી વ્યંગ્યનું પ્રાધાન્ય પ્રતીત થાય ત્યારે અલંકાર જ ધ્વનિનું અંગ બને. અલંકારપ્રયોગની મર્યાદા સ્વીકારવા સાથે અલંકારને કાવ્યના આત્મા સાથે કેવો આત્મીય સંબંધ છે તેની સ્પષ્ટતા અહીં કરવામાં આવી છે.

કારિકાઓ સાથે આનન્દવર્ધનના વિધાનને અત્રે સ્પષ્ટ કર્યું છે, કારણ, આટલી વિસ્તૃત અલંકારમીમાંસા સવિસ્તર અલંકારો આપનારા અન્ય આચાર્યો કરતા નથી અને અલંકારોના સ્વરૂપ તથા કાવ્ય સંબંધ પરત્વે આનન્દવર્ધનનું

शरीरं चेदलङ्कारः किमलङ्कुरुते परम् ।
आत्मैव नात्मनः स्कन्धं क्वचिदप्यधिरोहति ॥ (१–१३)

भूषणत्वे स्वभावस्य विहिते भूषणान्तरे ।
भेदावबोधः प्रकटस्तयोरप्रकटोऽथवा ॥ (१–१४)

स्पष्टे सर्वत्र संसृष्टिरस्पष्टे सङ्करस्ततः ।
अलङ्कारान्तराणां च विषयो नावशिष्यते ॥ (१–१५)

રસવદ્ અલંકારની બાબતમાં તો કુન્તલ માત્ર ભામહાદિનું નહીં, પરન્તુ આનન્દવર્ધનનું પણ ખંડન કરે છે. અને ખંડન કર્યા પછી પોતે રસવત્ અલંકારની જુદી અને નવી જ વ્યાખ્યા આપે છે. રસવત્ એ અલંકારની તેની વાસ્તવિક વ્યાખ્યા આ છે :

रसेन वर्तते तुल्यं रसवत्त्वविधानतः ।
योऽलंकारः स रसवत् तद्विदाह्लादनिर्मितेः ॥

જે અલંકાર સહૃદયોના આલ્હાદને નિર્મિત કરવાને કારણે સ્વયં રસને સમાન, રસમય, રસરૂપ બની જાય તેને, અને તેને જ, રસવત્ અલંકાર કહેવાય.

કુન્તલની આ ચર્ચા પરથી એ સ્પષ્ટ થાય છે કે અલંકારને તે કાવ્યમાં આનન્દવર્ધન કરતાં પણ વધુ આત્મીય બનાવે છે. કારણ, અલંકાર, પછી તે ઉપમાદિ હોય કે રસવત્ આદિ હોય, પણ તે કાવ્યરૂપ, વક્રોક્તિરૂપ, સૌન્દર્યરૂપ રસરૂપ બની જઈ શકે છે એ બાબતનો અહીં સ્વીકાર છે. અને આમ બને ત્યારે આનન્દવર્ધનની માફક અલંકારના કાવ્યગત અંગિત્વનો પણ કુન્તલને વાંધો નથી.

આમ, અલંકારમીમાંસામાં આ યુગમાં મોટામાં મોટું પ્રદાન આનન્દ-વર્ધન તથા કુન્તલનું છે અને તેમણે અલંકારને જે કક્ષાએ કાવ્યમાં મૂકી દીધા તે પછી, આવતા યુગને પણ વિશેષ કહેવાપણું રહ્યું નથી. અલંકારમીમાંસામાં મૌલિક ચિન્તન અને સ્થાપન બાબતના કુન્તલના વધારે પડતા ઉત્સાહનો ક્યારેક વિરોધ પણ થયો છે, દા. ત. મહિમભટ્ટ તેના 'વ્યક્તિવિવેક'માં સ્વભા-વોક્ત અલંકારનો બચાવ કરીને કુન્તલનો જ જાણે વિરોધ કરે છે. છતાં આનન્દવર્ધન અને કુન્તલના અલંકારવિષયક વિચારોને મૂલતઃ કોઈ ફેરવી શક્યું નથી તે હકીકત પણ ભૂલી શકાય તેમ નથી.

## (ક) રીતિ કિંવા માર્ગ

रीतिरात्मा काव्यस्य:, विशिष्टा पदरचना रीतिः એ વામનના વિધાને રીતિને જે રીતે કાવ્યના, એટલે કે કાવ્યગત શબ્દ અને અર્થના, આત્મરૂપ ગણેલ છે તે રીતે રીતિ એ અંગ્રેજી ભાષાના Diction ની નિકટવર્તી છે, style ની નહીં. આગલા યુગના સમગ્ર ચિન્તનનું સારગ્રહણ કરીએ તો ખરેખર રીતિ કવિ કેળવી પણ શકે; જે રીતે દેશ વિશિષ્ટ રીતિઓની વાત કરવામાં આવી છે તે રીતે આ વાત જ સાચી લાગે. આ રીતિ માટે દંડી 'માર્ગ' શબ્દ પ્રયોજે છે અને કહે છે કે अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् છતાં સૂક્ષ્મભેદ રીતિઓ કે માર્ગો પણ આખરે તો diction જ છે.

આ માર્ગ વિષે તદ્દન નવી અને મૌલિક દષ્ટિ કુંતક આપે છે, જે તેની પોતાની રીતે અને સાથે સમગ્ર અલંકાર શાસ્ત્રમાં મૌલિક છે, અજોડ છે. રીતિને diction માંથી style બનાવવાનું બહુમાન કુંતકને મળે છે, દેશ–વિશિષ્ટ રીતિઓનો વિરોધ કરતાં ભામહનાં વિધાનો એ અહીં કુંતકને પ્રેરણા આપી હોય એમ પણ બને. અને ભામહ જ્યાં વિશેષ ચર્ચા કરવાનું પસંદ કરતા નથી ત્યાં કુંતક એ સ્થાપે છે કે ખરેખર માર્ગ, જેને તે कविप्रस्थानहेतवः કહે છે, તે તો कविस्वभावनिबन्धन અર્થાત્ કવિના સમગ્ર સ્વભાવ, વ્યક્તિત્વ, પ્રતિભા પર આધારિત છે. અને કવિનો સ્વભાવ અથવા તેની પ્રતિભા વ્યક્ત છે वैदग्ध्यभङ्गी भणिति થકી. આને લીધે જ તે દેશવિશિષ્ટ નામોનો પ્રખર વિરોધ કરે છે અને જેવો કવિ તેવો માર્ગ એમ સ્થાપિત કરતાં એ માર્ગો ને સુકુમાર, વિચિત્ર અને મધ્યમ તરીકે ઓળખે છે. આ રીતે જ એમ કહી શકાય કે રીતિ કિંવા માર્ગ બાબતના પુનર્મૂલ્યાંકન માં આ યુગમાં કુંતકે અલંકાર શાસ્ત્રને નવી જ દષ્ટિ આપી છે. તેના જ શબ્દોમાં તેની વાત આપણે આ રીતે સમજી શકીએ:

सम्प्रति तत्र ये मार्गाः कविप्रस्थानहेतवः ।
सुकुमारो विचित्रश्च मध्यमश्चोभयात्मकः ॥ (१-२४)

......कविस्वभावभेदनिबन्धनत्वेन काव्यप्रस्थान भेदः समञ्जसतां गाहते । सुकुमारस्वभावस्य कवेस्तथाविधैव सहजा शक्तिः समुद्भवति, शक्तिशक्तिमतोरभेदात् । तथा च तथाविधसौकुमार्यरमणीयां व्युत्पत्तिमाबध्नाति । ताभ्यां च सुकुमारवर्त्मनाभ्यासतत्परः

शरीरं चेदलङ्कारः किमलङ्कुरुते परम् ।
आत्मैव नात्मनः स्कन्धं क्वचिदप्यधिरोहति ॥ (१-१३)

भूषणत्वे स्वभावस्य विहिते भूषणान्तरे ।
भेदावबोधः प्रकटस्तयोरप्रकटोऽथवा ॥ (१-१४)

स्पष्टे सर्वत्र संसृष्टिरस्पष्टे सङ्करस्ततः ।
अलङ्कारान्तराणां च विषयो नावशिष्यते ॥ (१-१५)

રસવદ્ અલંકારની બાબતમાં તો કુન્તલ માત્ર ભામહાદિનું નહીં, પરન્તુ આનન્દવર્ધનનું પણ ખંડન કરે છે. અને ખંડન કર્યા પછી પોતે રસવત્ અલંકારની જુદી અને નવી જ વ્યાખ્યા આપે છે. રસવત્ એ અલંકારની તેની વાસ્તવિક વ્યાખ્યા આ છે :

रसेन वर्तते तुल्यं रसवत्त्वविधानतः ।
योऽलंकारः स रसवत् तद्विदाह्लादनिर्मितेः ॥

જે અલંકાર સહૃદયોના આહ્લાદને નિર્મિત કરવાને કારણે સ્વયં રસને સમાન, રસમય, રસરૂપ બની જાય તેને, અને તેને જ, રસવત્ અલંકાર કહેવાય.

કુન્તલની આ ચર્ચા પરથી એ સ્પષ્ટ થાય છે કે અલંકારને તે કાવ્યમાં આનન્દવર્ધન કરતાં પણ વધુ આત્મીય બનાવે છે. કારણ, અલંકાર, પછી તે ઉપમાદિ હોય કે રસવત્ આદિ હોય, પણ તે કાવ્યરૂપ, વક્રોક્તિરૂપ, સૌન્દર્યરૂપ રસરૂપ બની જઈ શકે છે એ બાબતનો અહીં સ્વીકાર છે. અને આમ બને ત્યારે આનન્દવર્ધનની માફક અલંકારના કાવ્યગત અંગિત્વનો પણ કુન્તલને વાંધો નથી.

આમ, અલંકારમીમાંસામાં આ યુગમાં મોટામાં મોટું પ્રદાન આનન્દવર્ધન તથા કુન્તલનું છે અને તેમણે અલંકારને જે કક્ષાએ કાવ્યમાં મૂકી દીધા તે પછી, આવતા યુગને પણ વિશેષ કહેવાપણું રહ્યું નથી. અલંકારમીમાંસામાં મૌલિક ચિન્તન અને સ્થાપન બાબતના કુન્તલના વધારે પડતા ઉત્સાહનો થોડોક વિરોધ પણ થયો છે, દા. ત. મહિમભટ્ટ તેના 'વ્યક્તિવિવેક'માં સ્વભાવોક્તિ અલંકારનો બચાવ કરીને કુન્તલનો જ જાણે વિરોધ કરે છે. છતાં આનન્દવર્ધન અને કુન્તલના અલંકારવિષયક વિચારોને મૂલતઃ કોઈ ફેરવી શક્યું નથી તે હકીકત પણ ભૂલી શકાય તેમ નથી.

## (ક) રીતિ કિંવા માર્ગ

रीतिरात्मा काव्यस्यः, विशिष्टा पदरचना रीतिः એ વામનના વિધાને રીતિને જે રીતે કાવ્યના, એટલે કે કાવ્યગત શબ્દ અને અર્થના, આત્મરૂપ ગણેલ છે તે રીતે રીતિ એ અંગ્રેજી ભાષાના Diction ની નિકટવર્તી છે, style ની નહીં. આગલા યુગના સમગ્ર ચિન્તનનું સારગ્રહણ કરીએ તો ખરેખર રીતિ કવિ કેળવી પણ શકે; જે રીતે દેશ વિશિષ્ટ રીતિઓની વાત કરવામાં આવી છે તે રીતે આ વાત જ સાચી લાગે. આ રીતિ માટે દંડી 'માર્ગ' શબ્દ પ્રયોજે છે અને કહે છે કે अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् છતાં સૂક્ષ્મભેદ રીતિઓ કે માર્ગો પણ આખરે તો diction જ છે.

આ માર્ગ વિષે તદ્દન નવી અને મૌલિક દષ્ટિ કુંતક આપે છે, જે તેની પોતાની રીતે અને સાથે સમગ્ર અલંકાર શાસ્ત્રમાં મૌલિક છે, અજોડ છે. રીતિને diction માંથી style બનાવવાનું બહુમાન કુંતકને મળે છે, દેશ–વિશિષ્ટ રીતિઓનો વિરોધ કરતાં ભામહનાં વિધાનો એ અહીં કુંતકને પ્રેરણા આપી હોય એમ પણ બને. અને ભામહ જ્યાં વિશેષ ચર્ચા કરવાનું પસંદ કરતા નથી ત્યાં કુંતક એ સ્થાપે છે કે ખરેખર માર્ગ, જેને તે कविप्रस्थानहेतवः કહે છે, તે તો कविस्वभावनिबन्धन અર્થાત્ કવિના સમગ્ર સ્વભાવ, વ્યક્તિત્વ, પ્રતિભા પર આધારિત છે. અને કવિનો સ્વભાવ અથવા તેની પ્રતિભા વ્યક્ત છે वैदग्ध्यभङ्गी भणिति થકી. આને લીધે જ તે દેશવિશિષ્ટ નામોનો પ્રખર વિરોધ કરે છે અને જેવો કવિ તેવો માર્ગ એમ સ્થાપિત કરતાં એ માર્ગો ને સુકુમાર, વિચિત્ર અને મધ્યમ તરીકે ઓળખે છે. આ રીતે જ એમ કહી શકાય કે રીતિ કિંવા માર્ગ બાબતના પુનર્મૂલ્યાંકન માં આ યુગમાં કુંતકે અલંકાર શાસ્ત્રને નવી જ દષ્ટિ આપી છે. તેના જ શબ્દોમાં તેની વાત આપણે આ રીતે સમજી શકીએ:

सम्प्रति तत्र ये मार्गाः कविप्रस्थानहेतवः ।
सुकुमारो विचित्रश्च मध्यमश्चोभयात्मकः ॥ (१-२४)

......कविस्वभावभेदनिबन्धनत्वेन काव्यप्रस्थान भेदः समञ्जसतां गाहते । सुकुमारस्वभावस्य कवेस्तथाविधैव सहजा शक्तिः समुद्भवति, शक्तिशक्तिमतोरभेदात् । तथा च तथाविधसौकुमार्यरमणीयां व्युत्पत्तिमाबध्नाति । ताभ्यां च सुकुमारवर्त्मनाभ्यासतत्परः

क्रियते ।....तदेवमेते कवयः सकलकाव्यकरणकलापकाष्ठाधिरूढिरमणीयं किमपि काव्यमारभन्ते, सुकुमारं विचित्रमुभयात्मकं च । त एव तत्प्रवर्तननिमित्तभूता मार्गा इत्युच्यन्ते । यद्यपि कविस्वभावभेदनिबन्धनत्वादनन्तभेदभिन्नत्वमनिवार्यं, तथापि परिसंख्यातुमशक्यत्वात् सामान्येन त्रैविध्यमेवोपपद्यते । વળી આ જ સંદર્ભમાં દેશવિશેષનાં નામથી અન્વિત રીતિઓનો તેણે વિરોધ કર્યો છે, અને તે વિરોધ વામને દેશવિશેષનાં નામોમાં, દેશ લક્ષણો કોઈ નથી તે સ્પષ્ટતા કરી છે તે છતાં વાસ્તવિક રીતે વિશેષ સ્પષ્ટતા કરે છે–यस्माच्चिरन्तनैर्विदर्भादिदेशविशेषसमाश्रयेण वैदर्भीप्रभृतयो रीतयस्तिस्रः समाख्याताः । तासां चोत्तमाधममध्यमवैचित्र्येण त्रैविध्यम् । अन्यैश्च वैदर्भगौडीयलक्षणं मार्गद्वितयनाख्यातम् । एतच्चोभयमप्ययुक्तियुक्तम् । यस्माद्देशभेदनिबन्धनत्वे रीतिभेदानां देशानामानन्त्यादसंख्यत्वं प्रसज्येत । न च विशिष्टरीतियुक्तत्वेन काव्यकरणं मातुलेयभगिनीविवाहवत् देशधर्मतया व्यवस्थापयितुं शक्यम् । देशधर्मो हि वृद्धव्यवहारपरम्परामात्रशरणः शक्यानुष्ठानतां नातिवर्तते । तथाविधकाव्यकरणं पुनः शक्त्यादिकारणकलापसाकल्यमपेक्षमाणं न शक्यते यथाकथंचिदनुष्ठातुम् । આ કારણે જ રાઘવન્ સાચું જ કહે છે કે રીતિ કિંવા માર્ગના વિષયમાં વધુમાં વધુ મૌલિક ચિન્તન કુંતકનું છે. રીતિવિષક આ ચિન્તનને મહદંશે આ યુગે માન્ય કર્યું છે, તેનાથી ખાસ બીજો નવીન વિચાર આ યુગે પ્રગટ કર્યો નથી, આથી જ શ્રી નગીનદાસ પારેખ કુંતકની રીતિવિચારણાની વિશેષતા આ રીતે રજૂ કરે છે : "પહેલી વિશેષતા એ છે કે એ કવિકર્મ ઉપર ખૂબ ભાર મૂકે છે. વારે વારે એ કવિવ્યાપારનો ઉલ્લેખ કરે છે. કાવ્યની સમજૂતિ જ એ 'કવિનું કર્મ તે કાવ્ય' એમ કહીને આપે છે. આમ, એની વિચારણામાં કવિ કેન્દ્રમાં છે. કવિનું વ્યક્તિત્વ કાવ્યના નિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. અને માટે જ એણે માર્ગ અથવા રીતિની ચર્ચા વખતે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે કવિના સ્વભાવભેદે કરીને માર્ગભેદ જોવા મળે છે. કારણ, કવિનો જેવો સ્વભાવ હોય તેને અનુરૂપ વ્યુત્પત્તિ જ તે પ્રાપ્ત કરે છે, અને એ બે મળીને તેની પાસે એ બંનેને અનુરૂપ કાવ્યમાર્ગનો જ અભ્યાસ કરાવે છે. આમ, એની માર્ગની કલ્પનામાં The style is the manનું પૂર્વરૂપ જોઈ શકાય છે. અંગ્રેજીમાં styleનો જે અર્થ છે તેને કુન્તકનો 'માર્ગ' શબ્દ બહુ અંશે વ્યક્ત કરે છે." (અભિનવનો રસવિચાર–પૃષ્ઠ ૨૦૬).

આનન્દવર્ધન સંઘટનાના અન્વયે રીતિની ચર્ચા કરે છે. અભિધામૂલ ધ્વનિના ચાર ભેદો પૈકી એકને તે સંઘટના તરીકે ઓળખે છે. (૩.૨) અને તે પછી સંઘટનાનું સ્વરૂપ આ રીતે વર્ણવે છે :

असमासा समासेन मध्यमेन च भूषिता ।
तथा दीर्घसमासेति त्रिधा सङ्घटनोदिता ॥ (३.५)

આ પછી વામનને અનુસરીને તે કહે છે કે સંઘટના ગુણોનો આશ્રય લઇને સ્થિર થાય છે અને રસોને પ્રગટ કરે છે. વામનને અહીં આનન્દવર્ધન પોતાની રીતે સમજાવે છે અને તે પછી સંઘટના અને ગુણોનો સંબંધ તથા સંઘટના અને ઔચિત્યનો સંબંધ એ બે પ્રશ્નો ચર્ચે છે. આમાં પણ એક વાતનો તો સ્પષ્ટ સ્વીકાર છે કે ગુણ, અલંકાર આદિની માફક સંઘટના કિંવા રીતિ પણ રસ અને રસધ્વનિની સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. આ જ હકીકત તારવવા માટે તેણે સંઘટનાની વિસ્તૃત મીમાંસા કરી છે. આથી આચાર્ય વિશ્વેશ્વરના શબ્દોમાં કહીએ તો : "આનન્દવર્ધન રીતિસમ્પ્રદાયમાં માનતા નથી, પરન્તુ ધ્વનિસમ્પ્રદાયના સંસ્થાપક છે; તેઓ રીતિને નહીં પણ ધ્વનિને કાવ્યનો આત્મા માને છે. તો પણ તેમણે રીતિઓનું વર્ણન સવિસ્તર કર્યું છે. રીતિનો રસની સાથે ઘનિષ્ઠ સંબંધ છે એ તથ્યનું વિવેચન આનન્દવર્ધને સૌથી પ્રથમ કર્યું છે." આ સંદર્ભમાં રીતિ અથવા સંઘટનાની મીમાંસા તે કરે છે. ગુણ અને સંઘટનાના સંદર્ભમાં તેણે ત્રણ વિકલ્પો આપ્યા છે : (૧) ગુણ અને સંઘટના અભિન્ન છે; (૨) ગુણ અને સંઘટના જુદાં છે પરન્તુ ગુણો એ સંઘટનાશ્રિત ધર્મો છે. આ બે મતો અનુક્રમે વામન તથા ભટ્ટોદ્ભટના છે. (૩) એ મુખ્યતઃ રસના ધર્મ છે, તે જ રીતે સંઘટનાનો સંબંધ પણ રસ અને રસ ધ્વનિની સાથે જ છે. જેવો કવિ, તેવી તેની સંઘટના. આથી જ તે કહે છે કે :

तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः । (३.६)

અને વળી આગળ કહે છે કે :

तत्र यदा कविरपगतरसभावो वक्ता तदा रचनायाः कामचारः । यदा हि कविनिबद्धो वक्ता रसभावरहितस्तदा स एव । यदा तु कविः कविनिबद्धो वा वक्ता रसभावसमन्वितः रसश्च प्रधानाश्रितत्वाद् ध्वन्यात्मभूतस्तदा नियमेनैव तत्रासमासमध्य-

समासे एव सङ्घटने । करुणविप्रलंभशृङ्गरयोस्त्वसमासैव सङ्घटना । ... सर्वासु च सङ्घटनासु प्रसादाख्यो गुणो व्यापी । स हि सर्वरससाधारणः सर्वसङ्घटनासाधारणश्चेत्युक्तम् । प्रसादातिक्रमे इयसमासापि सङ्घटना करुणविप्रलंभशृंगारौ न व्यनक्ति । तदपरित्यागे च मध्यमसमासापि न न प्रकाशयति । तस्मात् सर्वत्र प्रसादोऽनुसर्तव्यः ।

કુન્તક જેવું નૂતન પ્રસ્થાન આ વિચારણામાં નથી. આનન્દવર્ધનની ધૂન એક જ છે અને તે એ કે રીતિ કિંવા સંઘટનાને પણ ધ્વનિની અંગભૂત બનાવી દેવી, અને તે તેણે કર્યું છે. અન્ય આચાર્યો વિશેષ ચર્ચા આ બાબત કરતા નથી. આ યુગમાં નવીન પ્રદાન રીતિ બાબતમાં તો કુંતકનું જ છે એ હકીકત જેમની તેમ સ્થિર રહે છે.

આ યુગમાં મોટામાં મોટું પ્રદાન આનન્દવર્ધનનું છે તે સમજ્યા પછી સર્વ પ્રથમ આપણે આગલા યુગના ચર્ચાના મુખ્ય મુદ્દા ગુણ, અલંકાર અને રીતિવિષયક સિદ્ધાન્તોનું પુનર્મૂલ્યાંકન કઈ રીતે થયું તે જોયું. હવે શબ્દ અને અર્થના સહિતત્વમાં કાવ્ય જોવાને બદલે કાવ્યનું કેન્દ્ર બદલાયું છે. અને એ બદલાયેલા કેન્દ્રના અનુસંધાનમાં શબ્દ અને અર્થ પણ આખરે તો આનંદવર્ધનને મતે, તેમની તમામ ખૂબીઓ સાથે ધ્વનિપ્રવર્તક બને છે; ધ્વનિ જ કેન્દ્રમા રહે છે. આનંદવર્ધન શબ્દ અને અર્થ પોતાના વાચ્યાર્થને જાતે જ ગૌણીભૂત કરીને કાવ્યવિશેષ એવા પ્રતીયમાન અર્થને પ્રગટ કરે છે, અને એ રીતે ધ્વનિ નિષ્પન્ન થાય છે એમ કહે છે. કાવ્યમાં શબ્દ અને અર્થનું સાહિત્ય જ જરૂરી છે એ વાત કુન્તક સ્વીકારે છે અને તે સાથે આ સહિતત્વ જે અપૂર્વતાને સાધે છે તે અપૂર્વતામાં વક્રોક્તિ એટલે કે કાવ્ય છે એમ કહે છે. એ અપૂર્વતા કવિના કોઈક વક્ર વ્યાપારથી સિદ્ધ થાય છે તેથી તે વક્રોક્તિ જ છે. તેનાં વિધાનો છે કે :

शब्दार्थौ साहितावेव प्रतीतौ स्फुरतः सदा ।
सहिताविति तावेव किमपूर्वं विधीयते ॥ (१.१६)

साहित्यमनयोः शोभाशालितां प्रति काप्यसौ ।
अन्यूनानतिरिक्तत्वमनोहारिण्यवस्थितिः ॥ (१.१७)

આમ, શબ્દ અને અર્થના અનોખા સહિતત્વના આગ્રહી કુંતકમાં પણ શબ્દ અને અર્થનું સહિતત્વ અપૂર્વતા કિંવા વક્રોક્તિ પાસે ગૌણ બની જાય

છે. કારણ તેણે સ્પષ્ટતા કરી જ છે કે "બંધમાં પ્રયોજાયેલા પરસ્પરની સ્પર્ધા કરતા શબ્દાર્થ તે કાવ્ય." અને આ બંધ વક્રકવિવ્યાપારશાલી હોવો જોઇએ. તેનું જ તો આગળ વિધાન આવી ગયું છે કે :

मम सर्वगुणौ सन्तौ सुहृदाविव सङ्गतौ ।
परस्परस्य शोभायै शब्दार्थौ भवतः यथा ॥

અને વળી તેણે એ તારણ પણ શબ્દની બાબતમાં કાઢ્યું છે કે कविविवक्षितविशेषाभिधानक्षमत्वमेव वाचकत्वलक्षणम् । આ તમામમાં શબ્દ અને અર્થનું જે મહત્ત્વ છે તે વક્ર કવિ વ્યાપારને પ્રગટ કરવાના તેના સામર્થ્યમાં જ છે તેથી તે જ્યારે શબ્દ અને અર્થ બાબત ગમે તેટલું ગૌરવપ્રદાન કરે તો પણ તે એ અલંકાર્ય છે અને અલંકૃત શબ્દ અને અર્થ વક્રોક્તિથી યુક્ત હોય ત્યારે જ કાવ્ય બને છે. અને વક્રોક્તિનો આધાર કવિપ્રતિભાની વિશિષ્ટ ભંગીઓ પર જ છે,

उभावेतावलङ्कार्यौ तयोः पुनरालङ्कृतिः ।
वक्रोक्तिरेव वैदग्ध्यभङ्गीर्भाणितिरुच्यते ॥

આમ, વક્રોક્તિ એ જ કાવ્ય છે એ વાત શબ્દાર્થ સાથે કુંતકે સિદ્ધ કરી છે ત્યારે આગલા યુગના 'ગુણ, રીતિ, અલંકાર અને અદોષતત્ત્વથી વિશેષિત શબ્દ અને અર્થમાં' નહીં, પરન્તુ અન્તે તો કાવ્ય તે શબ્દાર્થ દ્વારા પ્રગટ થતી વક્રોક્તિમાં જ છે, એ વાત સિદ્ધ થાય છે. આ રીતે કાવ્યના સારભૂત તત્ત્વ વક્રોક્તિમાં એક રીતે શબ્દાર્થનો પણ અન્તર્ભાવ થઈ જાય છે. આમ કુન્તકે શબ્દ અને અર્થ તથા તેના સાહિત્યને સાચા મહત્ત્વના સ્થાને સ્થાપિત કર્યું છે તે સાથે માત્ર શબ્દાર્થ કાવ્યનું સારભૂત તત્ત્વ નથી તે પણ સ્પષ્ટ કર્યું છે. આ સાહિત્યને–સહિતપણાને–સહૃદયો જ સમજી માણી શકે એમ કહીને તે ઉમેરે છે કે : अत एवैतदुच्यते । यदिदं साहित्यं नाम तदेतावति निःसीमनि समयाध्वनि साहित्यशब्दमात्रेणैव प्रसिद्धम् । न पुनरेतस्य कविकर्मकौशलकाष्ठाधिरूढिरमणीयस्याद्यापि कश्चिदपि विपश्चिदयमस्य परमार्थ इति मनाङ्मात्रमपि विचारपदवीमवतीर्णः । तदद्य सरस्वती हृदयारविन्दमकरन्दबिन्दुसन्दोहसुन्दराणां सत्कविवचसामन्तरामोदमनोहरत्वेन परिस्फुरदेतत् सहृदयषट्चरणगोचरतां नीयते । અને તેના જ અનુસંધાનમાં શબ્દ અને અર્થના આ સાહિત્યની વિસ્તૃત વ્યાખ્યા આ રીતે આપે છે:

मार्गानुगुण्यसुभगो माधुर्यादिगुणोदयः ।
अलङ्करणविन्यासो वक्रतातिशयान्वितः ॥ (१-३४)

वृत्त्यौचित्यमनोहारि [रसानां परिपोषणम् ।]
स्पर्धया विद्यते यत्र [यथास्वमुभयोरपि ॥ (१–३५)]

सा काऽप्यवस्थितिस्तद्वि–[दानन्दस्पन्दसुन्दरा ।]
पदादिवाक्परिस्पन्दसारः साहित्यमुच्यते ॥ (१–३६)

આ રીતે તેણે સાહિત્યનો તે નવો અર્થ કરીને તેને વક્રોક્તિ સિદ્ધાન્તમાં બંધ બેસતો કરી દીધો છે.

આપણે જોયું છે કે આનન્દવર્ધન જ્યારે આગલા યુગના ગુણાલંકારાદિના ખ્યાલને મૂલવે છે ત્યારે તમામને ધ્વનિ એ કાવ્યનું સારભૂત તત્ત્વ છે એ કેન્દ્રીય ખ્યાલના સંદર્ભમાં જ મૂલવે છે. વાસ્તવિક રીતે ઉત્તમોત્તમ શબ્દાર્થ અને તેના સાહિત્યને પણ કાવ્યના કોઈક અનોખા આન્તરિક, ગૂઢ કાવ્યતત્ત્વમાં અંતર્ગત કરી લેવાની દૃષ્ટિ આ યુગે કેળવી છે. આથી આનન્દવર્ધન માટે ધ્વનિના સંદર્ભમાં કહેવાયેલી નિમ્નલિખિત વાત આ યુગના તમામ આચાર્યોને તેમના પોત પોતાના સંદર્ભમાં લાગુ પડશે: "ધ્વનિકાર પોતાની દૃષ્ટિ સમક્ષ બે ઉદ્દેશો રાખીને ચાલ્યા હતા: એક ધ્વનિસિદ્ધાન્તની નિર્ભ્રાન્ત સ્થાપના અને બે અન્ય તમામ પ્રચલિત સિદ્ધાન્તોનો ધ્વનિમાં સમાહાર......ધ્વનિને તેમણે એટલો વ્યાપક બનાવી દીધો કે તેમાં તેમના પૂર્વવર્તી રસ, રીતિ, અલંકાર આદિનો માત્ર સમાહાર ન થાય, પરન્તુ તેમના પરવર્તી વક્રોક્તિ, ઔચિત્ય વગેરે પણ તેની બહાર નથી જઈ શકતા. તેમની સિદ્ધિ દ્વિપ્રકારા છે: એક તો એ કે રસની માફક ગુણ, રીતિ, અલંકાર વગેરે પણ વ્યંગ્ય જ રહે છે. માધુર્ય આદિ ગુણોનું કે વૈદર્ભી આદિ રીતિઓનું, કે ઉપમા વગેરે અલંકારોનું કે વક્રતાનું કથન વાચક શબ્દ દ્વારા થતું નથી. આ તમામ ધ્વનિરૂપમાં જ ઉપસ્થિત રહે છે. બીજું, ગુણ, રીતિ, અલંકાર આદિ તત્ત્વો પ્રત્યક્ષતઃ, એટલે કે સીધા, વાચ્યાર્થ દ્વારા મનને આનન્દ આપતા નથી; તેથી જ એ તમામ ધ્વન્યર્થના સંબંધ દ્વારા, તેના પર ઉપકાર કરતાં, પોતાના અસ્તિત્વને સાર્થક કરે છે." (ડૉ. નગેન્દ્ર, ધ્વન્યાલોકની ભૂમિકા, પૃષ્ઠ ૧૬).

આટલી ચર્ચાને અન્તે હવે આ યુગે જે નવાં જુદાં જુદાં તત્ત્વોને કાવ્યના આત્મા રૂપે, એટલે કે કાવ્યના સારભૂત તત્ત્વ રૂપે, સ્થાપ્યાં તેની મીમાંસા

સંક્ષેપમાં કરીએ અને આ યુગના વિશાળ પ્રભાવનો એ રીતે પરિચય મેળવીએ. આમ કરીએ ત્યારે અત્યન્ત સ્વાભાવિક રીતે સૌથી પહેલા આ યુગના ક્રાન્તિકારી આચાર્ય આનન્દવર્ધનના ગ્રંથ 'ધ્વન્યાલોક'ના ધ્વનિસિદ્ધાન્તનું પરીક્ષણ કરવું જરૂરી બને છે.

## ધ્વનિસિદ્ધાન્ત

આનન્દવર્ધને પોતે ધ્વનિસિદ્ધાન્તના આદ્યસ્થાપક હોવાનો દાવો કર્યો નથી, काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वः એવું વિધાન તે કરે છે અને તેના કોઈક પુરોગામ'ઓએ આ ધ્વનિસિદ્ધાન્તનું સ્થાપન કર્યું છે એવું તે સ્વીકારે છે. 'પ્રતીયમાન' અર્થનો ઉલ્લેખ તેના પુરોગામીઓ કરે છે, તથા વક્રોક્તિને નિર્દેશે છે; છતાં ધ્વનિને કાવ્યના આત્મા તરીકે સ્થાપિત કરનારા આ પુરોગામી કોણ છે તે સ્પષ્ટ નથી તેથી આપણે માટે તો આનંદવર્ધન જ ધ્વનિવાદનો પ્રવર્તક છે.

## (૧) ધ્વનિ એટલે શું ?

'ધ્વનિ' એ શબ્દ આલંકારિકોને વ્યાકરણના ધ્વનિ અને સ્ફોટના સિદ્ધાન્તમાંથી પ્રાપ્ત થયો છે. આનન્દવર્ધન કહે છે તેમ : प्रथमे हि विद्वांसो वैयाकरणाः, व्याकरणमूलत्वात् सर्वविद्यानाम् । ते च श्रूयमाणेषु वर्णेषु ध्वनिरिति व्यवहरन्ति । तथैवान्यैस्तन्मतानुसारिभिः काव्यतत्त्वार्थदर्शिभिर्वाच्यवाचकसम्मिश्रः शब्दात्मा काव्यमिति व्यपदेश्यो व्यञ्जकत्वसाम्याद् ध्वनिरित्युक्तः । આજ વાત મમ્મટાચાર્યે ઉત્તમ કાવ્ય કિંવા ધ્વનિકાવ્ય એટલે શું તે સમજાવતાં આ પ્રમાણે રજૂ કરે છે : बुधैर्वैयाकरणैः प्रधानभूतस्फोटरूपव्यङ्ग्यव्यञ्जकस्य शब्दस्य ध्वनिरिति व्यवहारः कृतः । अतस्तन्मतानुसारिभिरन्यैरपिन्यग्भावितवाच्यव्यङ्ग्यव्यञ्जनक्षमस्य शब्दार्थयुगलस्य । બંનેમાં લગભગ સમાન એવી આ ચર્ચાને આ રીતે સમજી શકાય :

સર્વ વિદ્યાઓનું મૂળ વ્યાકરણમાં હોવાથી 'કાવ્યનો આત્મા બનનાર' ધ્વનિ પણ મૂળ વ્યાકરણમાંથી પ્રાપ્ત થયો છે. વૈયાકરણો સંભળાતા વર્ણોની બાબતમાં 'ધ્વનિ' શબ્દનો વ્યવહાર કરે છે. તે જ રીતે તેમના મતનું અનુસરણ કરતા કાવ્યના તત્ત્વ અને અર્થને જોનારા અન્ય 'વાચ્ય અને વાચક સંમિશ્ર શબ્દનો આત્મા એટલે કાવ્ય' એમ સમજાવી વ્યંજકત્વના સામ્યે ધ્વનિનો વ્યવહાર કરે છે. આજ વાત મમ્મટના શબ્દોમાં આ રીતે રજૂ થઈ છે :

"પંડિતો એટલે વૈયાકરણો, જેમણે મુખ્ય બનેલ સ્ફોટરૂપ વ્યંગ્યના વ્યંજક શબ્દને (અર્થ બોધક) ધ્વનિ કહ્યો છે–આથી તેમના મતને અનુસરતા અન્ય [અર્થાત્, આલંકારિકોએ] પણ, જેમાં વાચ્યને ગૌણ બનાવવામાં આવે છે તે વ્યંગ્યાર્થના સૂચનને લાયક શબ્દ અને અર્થના જોડકાને ધ્વનિ તરીકે ઓળખ્યું છે.' શબ્દમાંથી અર્થનો બોધ કઈ રીતે થાય છે તે સ્પષ્ટ કરતાં વૈયાકરણો કહે છે કે શબ્દો અનિત્ય છે અને અનિત્ય એવા શબ્દો દ્વારા નિત્ય એવો એક અર્થ ધ્વનિત થાય છે આ ધ્વનિત અર્થ એટલે સ્ફોટ. આમ ધ્વનિ એટલે શબ્દમાંથી અર્થનો સ્ફોટ કરાવનારો વ્યાપાર. કેટલાકનો મત એવો છે કે અનિત્ય એવા શબ્દમાં નિત્ય એવી એક શક્તિ છે જેને સ્ફોટ કહે છે. અથવા અનિત્ય એવા શબ્દોનું ઉચ્ચારણ નિત્ય એવા શબ્દ અથવા સ્ફોટને વ્યક્ત કરે છે, જેના દ્વારા શબ્દના અર્થનો બોધ થાય છે. આમ અર્થની પ્રતીતિ કરાવનાર નિત્ય શબ્દ એટલે સ્ફોટ. તે અનિત્ય શબ્દો દ્વારા વ્યક્ત કિંવા ધ્વનિત થાય છે. અનિત્ય શબ્દ અથવા ધ્વનિ દ્વારા વ્યક્ત થતો સ્ફોટ તે શબ્દ વ્યંગ્ય અથવા તો વર્ણાભિવ્યંગ્ય છે, જે આપણને વિશિષ્ટ એવા અર્થની પ્રતીતિ કરાવે છે. આ દૃષ્ટિએ વૈયાકરણોના મતે સ્ફોટ એટલે स्फोटयति प्रकाशयति अर्थम् અથવા स्फुटति प्रादुर्भवति अर्थः अस्मात्. આ સંદર્ભમાં ધ્વનિ એટલે ध्वनति व्यनक्ति प्रकाशयति स्फोटम् અથવા ध्वन्यते व्यज्यते स्फोटः अनेन વૈયાકરણોના આ મતને અનુસરા આલંકારિકો કાવ્યમાંના ધ્વનિને આ રીતે સમજાવે છે : ध्वनति व्यनक्ति प्रकाशयति व्यङ्ग्यम् અથવા ध्वन्यते द्योत्यते व्यज्यते व्यङ्ग्यः अनेन. અર્થાત્, વ્યંગ્યને વ્યક્ત કરે, પ્રકાશિત કરે, ધ્વનિત કરે તે ધ્વનિ, અથવા જેના વડે વ્યંગ્ય વ્યક્ત થાય, દ્યોતિત થાય, વ્યક્ત થાય તે ધ્વનિ. સંક્ષેપમાં ધ્વનિ એટલે શબ્દનો એવો પ્રતીયમાન અર્થ જે વાચ્યાર્થને ગૌણ બનાવીને વિશિષ્ટ એવા સ્વસ્વરૂપની, એટલે કે વ્યંગ્યાર્થની, પ્રતીતિ સહૃદય વાચકને કરાવે. આનંદવર્ધન આ વાત જરા જુદી રીતે રજૂ કરી કહે છે કે જેમાં શબ્દ કે અર્થ પોતાના અર્થને જાતે ગૌણ બનાવીને કાવ્ય વિશેષ એવા અવનવા અર્થને અભિવ્યંજિત કરે તે ધ્વનિ છે :

> यत्रार्थः शब्दो वा तमर्थमुपसर्जनीकृतस्वार्थौ ।
> व्यङ्क्तः काव्यविशेषः स ध्वनिरिति सूरिभिः कथितः ॥

આનન્દવર્ધન આની મીમાંસા કરતાં કહે છે તે બાબતો ધ્વનિનાં વૈશિષ્ટ્યો પ્રગટ કરે છે :

(૧) ધ્વનિ, એટલે પ્રતીયમાન અર્થ, એ કાવ્યમાં જુદી અનોખી જ વસ્તુ છે. તેને એ આ રીતે વર્ણવે છે :

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥

(૨) આ ધ્વનિ કે વ્યંગ્યાર્થને શબ્દ તથા અર્થની શક્તિઓ, વ્યાકરણ, સંદર્ભ વગેરેના જ્ઞાનથી સમજી શકાતો નથી. કાવ્યાર્થના તત્ત્વને જાણનાર સહૃદય વાચકો તેને સ્વતઃ સિદ્ધ તરીકે હૃદયમાંથી ઉદ્ભવતો જાણે છે.

शब्दार्थशासनज्ञानमात्रेणैव न वेद्यते ।
वेद्यते स तु काव्यार्थतत्त्वज्ञैरेव केवलम् ॥

(૩) મહાકવિઓની વાણીમાં આ વાણી અનોખી રીતે આસ્વાદ્ય બને છે અને તે આ જગતમાં અસામાન્ય એવા કવિની વિશિષ્ટ પ્રતિભાને પ્રકટ કરે છે :

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥

(૪) આ ધ્વનિને પ્રકટ કરવાનું સામર્થ્ય ધરાવનાર અર્થ અને શબ્દનું રહસ્ય પામવાનો સતત પ્રયત્ન મહાકવિઓ કરે :

सोऽर्थस्तद्व्यक्तिसामर्थ्ययोगी शब्दश्च कश्चन ।
यत्नतः प्रत्यभिज्ञेयौ तौ शब्दार्थौ महाकवेः ॥

(૫) વાચ્યાર્થથી સંતોષ ન પામનાર સહૃદયોના હૃદયમાં જ અને ત્યાં જ તે તરત જ પ્રકાશે છે :

तद्वत् सचेतसां सोऽर्थो वाच्यार्थविमुखात्मनाम् ।
बुद्धौ तत्त्वार्थदर्शिन्यां झटित्येवावभासते ॥

આ ધ્વનિ બાબત સંક્ષેપમાં તે આ પ્રમાણે વિધાન કરે છે, જે ધ્વનિના, એટલે કે કાવ્યના, જીવાતુભૂત તત્ત્વ તરીકેની ધ્વનિને વિશેષતાઓ સ્પષ્ટ સમજાવે છે :

व्यङ्ग्यस्य यत्राप्राधान्यं वाच्यमात्रानुयायिनः ।
समासोक्त्यादयस्तत्र वाच्यालङ्कृतयः स्फुटाः ॥

ત્રણ પ્રકારના ધ્વનિ દર્શાવવા ઉપરાંત તેણે ધ્વનિના ભેદ આ રીતે પાડયા છે. अस्ति ध्वनिः । स चासावविवक्षितवाच्यो विवक्षितान्यपरवाच्यश्चेति द्विविधः सामान्येन । અને તે પછી તેના પેટા પ્રકારો તેણે આપ્યા છે. અહીં अविवक्षितवाच्य એટલે લક્ષણામૂલક ધ્વનિ અને विवक्षितान्यपरवाच्य એટલે અભિધામૂલ ધ્વનિ તે. જ્યારે બંનેના પેટા પ્રકારોનો વિસ્તાર કરે છે ત્યારે અભિધામૂલ ધ્વનિમાં જ તેનો વિશેષ રસ છે તે સ્પષ્ટપણે દેખાઈ આવે છે.

બાકી કાવ્યમાં ધ્વનિના પ્રધાન સ્થાન બાબત એટલે કે ધ્વનિ એ કાવ્યનું સારભૂત તત્ત્વ છે તે બાબત આનન્દવર્ધનના મનમાં જરા પણ દ્વિધા નથી. તેથી જ તો તે સ્પષ્ટ પણે કહે છે કે—

तदयमत्र संक्षेपः—

व्यङ्ग्यस्य यत्राप्राधान्यं वाच्यमात्रानुयायिनः ।
समासोक्त्यादयस्तत्र वाच्यालङ्कृतयः स्फुटाः ॥१४॥

व्यङ्ग्यस्य प्रतिभामात्रे वाच्यार्थानुगमेऽपि वा ।
न ध्वनिर्यत्र वा तस्य प्राधान्यं न प्रतीयते ॥१५॥

तत्परावेव शब्दार्थौ यत्र व्यङ्ग्यं प्रति स्थितौ ।
ध्वनेः स एव विषयो मन्तव्यः सङ्करोज्झितः ॥१६॥

तस्मान्न ध्वनेरन्यत्रान्तर्भावः । इतश्च नान्तर्भावः । यतः काव्यविशेषोऽङ्गी ध्वनिरिति कथितः । तस्य पुनरङ्गानि—अलङ्कारा गुणा वृत्तयश्चेति प्रतिपादयिष्यन्ते । न चावयव एव पृथग्भूतोऽवयवीति प्रसिद्धः । अपृथग्भावे तु तदङ्गत्वं तस्य । न तु तत्त्वमेव । यत्रापि वा तत्त्वं तत्रापि ध्वनेर्महाविषयत्वान्न तन्निष्ठत्वमेव ।

આ ધ્વનિસિદ્ધન્ત અને તેના અનોખા નિરૂપણે તથા તેની પાછળ જે પુરોગામી કાવ્યસિદ્ધાંતોનું પુનર્મૂલ્યાંકન આનંદવર્ધને કર્યું, તેનાથી અલંકાર મીમાંસાના ક્ષેત્રમાં ક્રાન્તિ સર્જાઈ. એ ક્રાન્તિએ કાવ્યનું સારભૂત તત્ત્વ ધ્વનિ સિવાય અન્યત્ર પણ શોધવાની પ્રેરણા બીજા ઘણા આચાર્યોને કરી. ધ્વનિવાદનું ખંડન કરવા પ્રેરાયેલા 'વ્યક્તિ વિવેક'ના લેખક મહિમભટ્ટને પણ આ ખંડન કરવાની અને અનુમાનવાદને સ્થાપવાની પ્રેરણા આનન્દવર્ધનમાંથી જ મળી. આમ એક નવી જ સંશોધનાત્મક દિશામાં આચાર્યોએ ગતિ કરી. આ સર્જનાત્મક યુગે વિભિન્ન વાદો સાથે કાવ્યનાં તત્ત્વો તથા રહસ્યોની જે છણાવટ કરી

તેને લીધે આ દ્વિતીય યુગને અલંકારશાસ્ત્રનો સુવર્ણયુગ કહેવો જોઈએ, અને આ સુવર્ણયુગના અગ્રગામી આચાર્યો છે આનન્દવર્ધન અને તેને અનુસરનાર અભિનવગુપ્ત.

અભિનવગુપ્તના મહત્ત્વનો ખ્યાલ એ હકીકત પરથી પણ આવે છે કે આ યુગ પછીના મમ્મટ તથા વિશ્વનાથના યુગોમાં નૂતન પ્રસ્થાનના કેટલાક પ્રયત્નો થયા, પરંપરામાં પાછા ફરવાના પ્રયત્ન ભોજ આદિએ કર્યા, સમન્વયના પ્રયત્નો મમ્મટ વગેરેએ કર્યા; તેમ છતાં બધાએ સીધી કે આડકતરી રીતે આનન્દવર્ધનના આ સિદ્ધાંતોનું મહત્ત્વ સ્વીકાર્યું છે. હવે પ્રાયઃ તેને પ્રથમ અધિકૃત કાવ્યમીમાંસક તરીકે સ્વીકારીને ચાલવાની જાણે કે કાવ્યમીમાંસામાં પ્રથા પડી જાય છે. કાવ્યલક્ષણ, કાવ્યપ્રકારો વગેરે ઉપરાંત ગુણ, અલંકાર, રીતિ આદિનાં કાવ્યગત સ્થાન બાબત પણ જાણે આનન્દવર્ધનને પરમ પ્રમાણ માનીને આચાર્યો ચાલે છે.

પશ્ચિમમાં આજે જે સિદ્ધાંતો નવા ગણાય છે તેમાં Suggestion કિંવા Metaphorની મીમાંસા નોંધપાત્ર છે. આધુનિકતમ સાહિત્ય પણ પ્રાયઃ ધ્વનિપ્રધાન હોય છે. આથી જ્યારે જે. એલ. લેવીસ કહે છે કે :

"For over that which we call the meaning of the words a poet uses, there goes on an incessant play of suggestion, caught from each user's own adventures among words—flashes that come and vanish, stirrings of memories, unfoldings of vistas—and the poet builds up his fabric out of both the basic meaning and the overtones."

અને જ્યારે કવિ રૉબર્ટ ફ્રોસ્ટ કહે છે કે :

"..but the chiefest of these is that it is metaphor, saying one thing and meaning another, saying one thing in terms of another,..Every poem is a new metaphor inside or it is nothing."

ત્યારે વાસ્તવિક રીતે આનંદવર્ધનનાં જ વિધાનોનો પડઘો આપણે સાંભળીએ છીએ. અસ્તિત્વવાદી સાહિત્ય, absurd સર્જનો, ક્ષણવાદી સાહિત્ય જાપાનનું હાયકૂ વગેરે તેમનો અપેક્ષિત, બહુવિધ, વૈવિધ્યપૂર્ણ પ્રભાવ ત્યારે

જ પાડી શકે જ્યારે તેમાં કોઈક ને કોઈક રીતે ધ્વનિનું પ્રાધાન્ય હોય. આમ, આધુનિકતમ ગણાતા પાશ્ચાત્ય આલોચનાના સિદ્ધાન્તો ઈસ્વીસનની નવમી સદીમાં આનન્દવર્ધન આપી ચૂકયો છે તે પણ એક નોંધપાત્ર સિદ્ધિ છે.

## કુન્તકનો વક્રોક્તિવાદ

આનન્દવર્ધન, અભિનવગુપ્ત, મમ્મટ, જગન્નાથ વગેરે જેટલો લબ્ધપ્રતિષ્ઠ ન થવા છતાં કુંતક એક અત્યન્ત મૌલિક અને નૂતન પ્રસ્થાન કરનારો, નવીન સિદ્ધાન્ત સ્થાપક, આચાર્ય છે. તેનો વક્રોકિતવાદ તેનો કવિસ્વભાવનિબન્ધન માર્ગ, કાવ્યમાં અલંકારોના સ્થાન બાબત તેના વિચારો, સ્વભાવોક્તિ અલંકારોને માટે તેણે નકારેલી માન્યતા, તેના કાવ્ય પ્રકારો, વક્રોક્તિના તેણે આપેલા પ્રભેદો વગેરે સંસ્કૃત કાવ્યમીમાંસામાંનું તેનું મૌલિક પ્રદાન છે. સાથે જ યુરોપમાં પોતાના ગ્રન્થ Aesthetics દ્વારા Art for Art,s sake અને કાવ્યમાં Expressionism અર્થાત્ અભિવ્યંજનાવાદનું પ્રતિપાદન કરી ક્રોશે જે રીતે કાવ્યસર્જનમાં કવિને કેન્દ્રમાં લાવી સર્વોપરી તરીકે સ્થાપે છે, તે જ રીતે સંસ્કૃત આલંકારિકો પૈકી કવિની સત્તા કવિતાજગતમાં સ્થાપનાર કુન્તક તેની પોતાની રીતે મૌલિક પ્રદાન કરે છે. તેનો વક્રોક્તિવાદ એ સંસ્કૃત કાવ્યમીમાંસામાં આગવું સ્થાન ધરાવે છે.

મહિમભટ્ટે અનુમાનવાદ સ્થાપી આચાર્ય આનંદવર્ધનના ધ્વનિવાદના ખંડનનો માર્ગ પસંદ કર્યો. તે જ રીતે દેખીતી રીતે તો કુન્તક પણ આનંદવર્ધનનો વિરોધી હોવાનો દાવો કરે છે. તેનું વિધાન છે કે :

निर्मूलत्वादेव तयोर्भावाभावयोरिव न कथञ्चिदपि साम्योपपत्तिरित्यलमनुचित-विषयचर्वणाचातुर्यचापल्येन ।

આ છતાં સમગ્રપણે તો આનન્દવર્ધનનો તેના પર ઠીક ઠીક પ્રભાવ પડ્યો છે અને તે ઘણીયે વખત જુદા શબ્દોમાં આચાર્ય આનંદવર્ધનના વિધાનોની જ પુનરુક્તિ કરે છે. આ છતાં તેનો વક્રોક્તિવાદ એ સંસ્કૃત કાવ્યમીમાંસાના ક્ષેત્રે તેનું અગત્યનું પ્રદાન છે.

## વક્રોક્તિમીમાંસા

સંસ્કૃત કાવ્યમીમાંસામાં કુન્તકનું સૌથી મુખ્ય પ્રદાન વક્રોક્તિનો સિદ્ધાન્ત એ છે. તેથી હવે કુન્તકની દૃષ્ટિએ વક્રોક્તિ સિદ્ધાન્તની ચર્ચા કરીએ, જેથી આ યુગના એક અગત્યના પ્રદાન બાબત સ્પષ્ટતા થઈ જાય.

કુન્તકનાં પુરોગામીઓમાં ભામહ, વામન, દંડી, રુદ્રટ તથા આનંદવર્ધન વક્રોકિતનો ઉલ્લેખ કરે છે આ બધામાં સૌથી વધુ ચર્ચા ભામહે કરી છે, જો કે તેમ છતાં પણ 'વક્રોકિત' શબ્દ દ્વારા એ શું કહેવા માગે છે તે પૂરેપૂરું સ્પષ્ટ થતું નથી. 'વક્રોક્તિ'ને લગતાં તેનાં મુખ્ય વિધાનો આ છે :

वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचामलङ्कृतिः । (१-६)
वाचां वक्रार्थशब्दोक्तिरलङ्काराय कल्पते ॥ (५-६६)

અને અતિશયોક્તિ અલંકારની

निमित्ततो वचो यत्तु लोकातिक्रान्तगोचरम् ।
मन्यन्तेऽतिशयोक्तिं तामलङ्कारतया.......॥ (२-८१)

વ્યાખ્યાના જ સંદર્ભમાં,

सैषा सर्वत्र वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ॥ (२-८५)

કાવ્યના વિભિન્ન પ્રકારોના સંદર્ભમાં તે કહે છે :

युक्तं लोकस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते । (१-३०)

કાવ્યમાં પ્રયુક્ત કરવા યોગ્ય અને ન પ્રયુક્ત કરવા લાયક શબ્દોની વિચારણાના સંદર્ભમાં :

वक्रवाचां कवीनां ये प्रयोगं प्रति साधवः ।
प्रयोक्तुं ये न युक्ताश्च तद्विवेकोऽयमुच्यते ॥ (६-२३)

તેણે વળી વક્રોક્તિના સંદર્ભમાં જ સ્વભાવોક્તિ અલંકારનો વિરોધ કર્યો છે :

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्तामेनां प्रचक्षते ॥ (२-८७)

ભામહના આ સંદર્ભોને આધારે વક્રોકિત એટલે અતિશયોકિત એ અર્થ છે એવો અભિપ્રાય ઝળકીકર 'કાવ્યપ્રકાશ'-પરની 'બાલબોધિની' ટીકામાં આપે છે (પાનું ૯૦૩)–एवं चातिशयोक्तिरिति वक्रोक्तिरिति पर्याय इति बोध्यम्. નગીનદાસ પારેખ એવી સ્પષ્ટતા કરે છે કે ભામહના ૨.૮૧માં અતિશયોક્તિ અલંકારની વ્યાખ્યામાં "વક્રતાનો અર્થ પણ લોકોત્તીર્ણ રૂપે અવસ્થાન કરેલો છે." "(પાનું

૨૦૪) અને ૨.૮૫ના वक्रोक्त શબ્દનો અર્થ અતિશયિતા ઉક્તિ એવો છે એવી સમજ તેમણે આપી છે. ડૉ. નાગેન્દ્ર પણ એવો જ અભિપ્રાય ધરાવે છે. પરન્તુ દેવેન્દ્રનાથ શર્મા જુદો અભિપ્રાય ધરાવતાં કહે છે કે : "અતિશયોક્તિનો અર્થ છે વધારીને કહેવું, વક્રોક્તિનો અર્થ છે આડુંઅવળું કહેવું. તો પછી બંને પર્યાય કેમ થાય ? અતિશયોક્તિનું લક્ષ્ય છે ગુણાતિશયયોગ; વક્રોક્તિનું લક્ષ્ય છે અભિવ્યંજનાવૈચિત્ર્ય. ચમત્કાર માટે બંને આવશ્યક છે. આથી આને અતિશયોક્તિ = વક્રોક્તિ = ચમત્કાર ન કહેતાં અતિશયોક્તિ+વક્રોક્તિ = ચમત્કાર કહેવું વધુ સંગત થશે." (પાનું ૪૨)

અમને એમ લાગે છે કે આ છેલ્લો અભિપ્રાય માન્ય કરવાથી વક્રોક્તિ એટલે કાવ્યવિશિષ્ટા અતિશયતા ઉક્તિ, એ અભિપ્રાય ખોટો પડતો નથી, કારણ, વિશાળ રીતે જોઈએ તો તેઓ ચમત્કાર જેને કહે છે અને જેને આડું-અવળું વિધાન કહે છે તે બંને અતિશયતાવાચી જ છે.

આથી વક્રોક્તિ એટલે અતિશયિતા ઉક્તિ કહીએ કે ચમત્કારી ઉક્તિ તે અન્તે તો વક્રોક્તિને કાવ્યના સૌન્દર્યનો જ પર્યાયવાચી શબ્દ બનાવે છે.

વામનના મતે આ વક્રોક્તિ એક સાદૃશ્યગર્ભ અલંકાર છે, અને તેનું લક્ષણ છે – सादृश्यात् लक्षणा वक्रोक्तिः । (૪.૩.૮), અને ઉમેરે છે કે – बहूनि हि निबन्धनानि लक्षणायाम् । तत्र सादृश्याल्लक्षणा वक्रोक्तिरसाविति ।

દંડી કહે છે કે द्विधा भिन्नं स्वभावोक्तिर्वक्रोक्तिश्चेति वाङ्‌मयम् (૨.૩૬૨). આ પછી તે—श्लेषः सर्वासु पुष्णाति प्रायः वक्रोक्तिषु श्रियम् (૨.૩૬૩) એવો અભિપ્રાય-આપે છે. વળી કહે છે કે અતિશયોક્તિ અલંકારને, अलङ्कारान्तराणामप्येकमाहुः परायणम् (૨.૨૨૦). આમ એક વિધાનમાં વક્રોક્તિ અને બીજા વિધાનમાં અતિશયોક્તિને તે અલંકારોનો આધારભૂત ગણે છે ત્યારે એ સિદ્ધ થાય છે કે તેને મતે વક્રોક્તિ અને અતિશયોક્તિ એ સમાનાર્થ શબ્દો છે.

રુદ્રટ તો વામનની માફક વક્રોક્તિને તેના અલંકાર તરીકેના સ્થાને પણ રાખતો નથી અને તેને વાક્છલ ઉપર આધાર રાખતો શબ્દાલંકાર માત્ર માને અને તેના કાકુ, વક્રોક્તિ અને ભંગશ્લેષ વક્રોક્તિ એવા બે ભેદ આપે છે.

આનંદવર્ધન વક્રોક્તિને સ્વતંત્ર અલંકાર માની ચાલતો નથી, તેની સ્વતંત્ર વિવેચના કરતો નથી; છતાં તેણે જે ચર્ચા કરી છે તેમાં તે ભામહના અનુસરણમાં

વક્રોક્તિ અને અતિશયોક્તિને પર્યાયવાચી જ માને છે. સાથે વક્રોક્તિને તે પોતાના ધ્વનિ સિદ્ધાન્તની મર્યાદામાં આણી દે છે. તેના નીચેનાં વચનો આ બાબતની સ્પષ્ટતા કરશે. ૨.૨૧ પરની વૃત્તિમાં તે કહે છે :

स चाक्षिप्तोऽलङ्कारो यत्र पुनः शब्दान्तरेणाभिहितस्वरूपस्तत्र न शब्दशक्त्युद्भवानुरणनरूप व्यङ्ग्यध्वनिव्यवहारः। तत्र वक्रोक्त्यादिवाच्यालङ्कारव्यवहार एव।

આગળ વળી તે ત્રીજા ઉદ્યોતમાં ઉમેરે છે કે :

यतः प्रथमं तावदतिशयोक्तिगर्भता सर्वालङ्कारेषु शक्यक्रिया। कृतैव च सा महाकविभिः कामपि काव्यच्छविं पुष्यति। कथं ह्यतिशययोगिता स्वविषयौचित्येन क्रियमाणा सति काव्ये नोत्कर्षमावहेत्। भामहेनाप्यतिशयोक्तिलक्षणे यदुक्तं "सैषा सर्वत्र वक्रोक्तिरनयार्थो विभाव्यते। यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना॥" इति तत्रातिशयोक्तिर्यमलङ्कारमधितिष्ठति कविप्रतिभावशात्तस्य चारुत्वातिशययोगोऽन्यस्य त्वलङ्कारमात्रतैवेति सर्वालङ्कारशरीरस्वीकरणयोग्यत्वेनाभेदोपचारात् सैव सर्वालङ्काररूपा, इत्ययमेवार्थोऽवगन्तव्यः।

આ વિધાનો સ્પષ્ટ કરે છે કે, 'વક્રોક્તિ' એ શબ્દ આનંદવર્ધનના મતે અતિશયોક્તિનો પર્યાય છે અને સર્વ અલંકારરૂપ છે. તેનો ચમત્કાર કવિપ્રતિભાજનિત છે અને વક્રોક્તિનો પ્રયોગ વિષયને અનુકૂળ હોવો ખાસ આવશ્યક છે.

આટલી ચર્ચા ને આધારે આપણે કુંતલની (=કુન્તકની) વક્રોક્તિમીમાંસા પર આવીએ ત્યારે સર્વપ્રથમ ધ્યાન આવે છે તેની કાવ્યની :

शब्दार्थौ सहितौ वक्रकविव्यापारशालिनि।
बन्धे व्यवस्थितौ काव्यं तद्विदाह्लादकारिणि॥ (१.७)

કાવ્યના સૌન્દર્ય કિંવા મર્મના જાણનારા સહૃદયોને આનન્દપ્રદાન કરનારી અને વક્ર કવિવ્યાપારથી યુક્ત એવી રચનામાં યોજાતા શબ્દ અને અર્થના (અનેરા અદ્‌ભુત) સહિતત્વને કાવ્ય કહે છે.

આ વિધાનમાં અગત્યની વાતો આટલી છે :

(૧) શબ્દ અને અર્થના અદ્‌ભુત એવા સહિતત્વમાં જ કાવ્ય છે.

(૨) આ સહિતત્વ વક્ર એવા કવિપ્રતિભાના વ્યાપારથી સંભવે છે.

(૩) આવા વક્ર કવિવ્યાપારથી અન્વિત એવી કાવ્ય રચના જ સહૃદયને આનંદ આપનારી બને છે.

પ્રથમ લક્ષણ બાબત તેનું સ્પષ્ટ વિધાન છે કે :

शब्दार्थौ काव्यम्, वाचको वाच्यश्चेति द्वौ सम्मिलितौ काव्यम् । द्वावेकमिति विचित्रैवोक्तिः । तेन यत्केषाञ्चिन्मतं कविकौशलकल्पितकमनीयातिशयः शब्द एव केवलं काव्यमिति, केषाञ्चिद्वाच्यमेव रचनावैचित्र्यचमत्कारकारि काव्यमिति पक्षद्वयमपि निरस्तं भवति । तस्माद् द्वयोरपि प्रतितिलमिव तैलं तद्विदाह्लादकारित्वं वर्तते, न पुनरेकस्मिन् ।

આ શબ્દ અને અર્થ બંને ચમત્કારી હોય અને બંનેના ચમત્કારનું સહિતત્વ થાય ત્યારે, ને ત્યારે જ, આહ્લાદકારી કાવ્ય સંભવે એ બાબતની સ્પષ્ટતા તેણે આ રીતે કરી છે :

तथा चार्थः समर्थवाचकासद्भावे स्वात्मना स्फुरन्नपि मृतकल्प एवावतिष्ठते, शब्दोऽपि वाक्योपयोगिवाच्यासम्भवे वाच्यान्तरवाचकः सन् वाक्यस्य व्याधिभूतः प्रतिभातीत्यलमतिप्रसङ्गेन ।

પરન્તુ આ સહિતત્વનું અનોખાપણું અને તેનું આહ્લાદકત્વ એક રીતે જ સંભવે. આ શબ્દ, અર્થ અને તે બેનું સહિતત્વ વક્ર એવા કવિપ્રતિભાના વ્યાપારથી જ અન્વિત હોય. વક્ર એટલે પૂર્ણપણે કવિની અનોખી પ્રતિભાના બળથી ઉદ્ભવતો, મૌલિક, સુંદર વ્યાપાર. આ વ્યાપાર કુન્તક કહે છે તેમ વ્યાકરણ અને અન્ય શાસ્ત્રો તથા લોકવ્યવહારની રીત અને પ્રયોગોથી તદ્દન ભિન્ન હોય છે. અને આ તદ્દન યોગ્ય તથા સ્વાભાવિક છે, કારણ કવિ પોતાની પ્રતિભાના બળે વાણી અને અર્થ પાસેથી ધાર્યું કામ લે છે અને અવનવું સર્જન કરે છે. શબ્દ અને અર્થના પ્રસિદ્ધ અર્થથી જુદો જ અર્થ કવિપ્રતિભાના બળે કાવ્યમાં અન્વિત થાય છે, એને કુન્તક વક્રોક્તિ કહે છે, તેમાં આમ આડકતરી રીતે ધ્વનિનો સમાવેશ તે જાણે કરી લે છે. તે કહે છે :

प्रकृतं तु । कीदृशे बन्धे, 'वक्रकविव्यापारशालिनि' । वक्रो योऽसौ शास्त्रादिप्रसिद्धशब्दार्थोपनिबन्धव्यतिरेकी षट्प्रकारवक्रताविशिष्टः कविव्यापारस्तत्क्रियाक्रमस्तेन शालते श्लाघते यस्तस्मिन् । तदिति काव्यपरामर्शः । तद्विदन्तीति तद्विदस्तज्ज्ञाः तेषामाह्लादं करोति यतस्तस्मिन्, तद्विदाह्लादकारिणि बन्धे व्यवस्थितौ ।

આગળ શબ્દ અને અર્થ એ કાવ્યમાં અલંકાર્ય છે અને વક્રોક્તિ એ જ તેમનો અલંકાર છે એ વાત કુન્તક આ રીતે રજૂ કરે છે:

उभावेतावलङ्कार्यौ तयोः पुनरलङ्कृतिः ।
वक्रोक्तिरेव वैदग्ध्यभङ्गीभणितिरुच्यते ॥ (१·१०)

કાવ્યના શબ્દ અને અર્થ એ કોઈ અનોખા શોભાતિશયથી અન્વિત બને તે જરૂરી છે. આ શોભાતિશય અથવા કાવ્યના શબ્દાર્થનું અનોખું સૌન્દર્ય વક્રોક્તિ થકી છે. આમ કવિવાણીની વક્રોક્તિ એ કાવ્યનું વિશિષ્ટ સૌન્દર્યાધાયક તત્ત્વ છે. કુન્તકના જ શબ્દોમાં કહીએ તો:

उभौ द्वावप्येतौ शब्दार्थावलङ्कार्यावलङ्करणीयौ, केनापि शोभातिशयकारिणालङ्करणेन योजनीयौ । किं तत् तयोरलङ्करणमित्यभिधीयते 'तयोः पुनरलङ्कृतिः' । तयोर्द्वित्वसङ्ख्याविशिष्टयोरप्यलङ्कृतिः पुनरेकैव, यया द्वावप्यलङ्क्रियेते ।

કવિની આ વક્રોક્તિ એ કાવ્યનું સૌંદર્ય એટલે કે કાવ્યના શબ્દાર્થ તથા તેના સહિતત્વનું સૌંદર્યસૃજન કરનારું તત્ત્વ છે. કવિનો સ્વપ્રતિભાજનિત શબ્દાર્થ - વ્યાપાર કાવ્ય સૌંદર્યને ઉદ્‌ભૂત કરે છે. આમ, કાવ્યનો ધ્વનિ, કાવ્યનો અતિશય, એ કવિના પોતાની વક્રોક્તિ થકી સિદ્ધ થાય છે.

काऽसौ ? वक्रोक्तिरेव । वक्रोक्तिः प्रसिद्धाभिधानव्यतिरेकिणी विचित्रैवाभिधा । कीदृशी ? वैदग्ध्यभङ्गी भणितिः वैदग्ध्यं विदग्धभावः कविकर्मकौशलं, तस्य भङ्गी विच्छित्तिः तया भणितिः । विचित्रैवाभिधा वक्रोक्तिरित्युच्यते । तदिदमत्र तात्पर्यम् । यत्र शब्दार्थौ पृथगवस्थितौ केनापि व्यतिरिक्तेनालङ्करणेन योज्येते । किन्तु वक्रतावैचित्र्ययोगितयाभिधानमेवानयोरलङ्कारः । तस्यैव शोभातिशयकारित्वात् ।

અહીં વધુમાં એ સ્પષ્ટ થાય છે કે શબ્દ અને અર્થના કાવ્યોપયોગી, વિશિષ્ટ, સૌંદર્યસમ્પન્ન સહિતત્વને સિદ્ધ કરનારું તત્ત્વ, એટલે કે કાવ્યનું અલંકરણ, છે આ વક્રોક્તિ.

વક્રોક્તિ આ કાર્ય, એટલે કે શબ્દ અને અર્થનું સહિતત્વ સિદ્ધ કરવાનું કાર્ય, કઈ રીતે કરે છે, તે સમજાવતાં કુન્તક કહે છે કે:

साहित्यमनयोः शोभाशालितां प्रति काप्यसौ ।
अन्यूनानतिरिक्तत्वमनोहारिण्यवस्थितिः ॥ (१.१७)

सहितयोर्भावः साहित्यम् । अनयोः शब्दार्थयोर्या काप्यलौकिकी चेतनचमत्कारकारितायाः कारणम्, अवस्थितिर्विचित्रैव विन्यासभङ्गी । कीदृशी ? अन्यूनानतिरिक्तत्वमनोहारिणी परस्परस्पर्धित्वरमणीया ।

અસામાન્ય, સ્વતંત્ર, મૌલિક મનોહારિતાનું સરજન કરવા જતાં વિચિત્ર એવી વિન્યાસ ભંગીઓ આપવામાં શબ્દ અને અર્થ પરસ્પર સ્પર્ધા કરે છે. સ્પર્ધામાં સહિતત્વ એ કુન્તકની વક્રોક્તિનું એક આગવું લક્ષણ છે. અનોખા શબ્દ, અનોખા અર્થ અને તેમનું અનોખું સહિતત્વ એટલે કવિવિશિષ્ટ પ્રતિભાજનિત વક્રોક્તિ. એ નવી ચેતનાનો ચમત્કાર સર્જે છે, મનોહારિત્વ અર્પે છે. આમ કાવ્યનાં ચેતના, ચમત્કાર અને મનોહારિત્વનું વિશિષ્ટ કારણ છે વક્રોક્તિ.

કૃતિના આરંભે પણ આજ વિશિષ્ટ વાત ગ્રંથ રચનાના ઉદ્દેશ રૂપે સ્વીકારીને કુન્તક ચાલે છે :

लोकोत्तरचमत्कारकारिवैचित्र्यसिद्धये ।<br>
काव्यस्यायमलङ्कारः कोऽप्यपूर्वो विधीयते ॥ (१·२)

આના જ અનુસંધાનમાં તેની વૃત્તિ છે :

तदपूर्वत्वं तदुत्कृष्टस्य तन्निकृष्टस्य च द्वयोरपि सम्भवतीत्याह कोऽपि अलौकिकः सातिशयः । सोऽपि किमर्थमित्याह—लोकोत्तरचमत्कारकारिवैचित्र्यसिद्धये, असामान्याह्लादविधायिविचित्रभावसम्पत्तये । यद्यपि सन्ति शतशः काव्यालङ्कारास्तथापि न कुतश्चिदप्येवंविधवैचित्र्यसिद्धिः ।

કાવ્ય જે વક્રોક્તિથી રચાય છે તે અનોખું વૈચિત્ર્ય સર્જે છે, એવું વૈચિત્ર્ય કે જે અસામાન્ય અપૂર્વ એવી ચમત્કારિકતાથી કાવ્યને શોભિત કરે છે. આ વક્રોક્તિ રૂપ કાવ્યનો અલંકાર અપૂર્વ છે. કુન્તકે તેને પોતાની રીતે અપૂર્વતા આપી છે.

કવિની અનોખી પ્રતિભાની વિદગ્ધતા થકી ઉદ્ભવતા અનોખા વાણી વૈભવ અને વક્રોક્તિની અપૂર્વતા અને ચમત્કારિતા, તથા સહૃદયને આહ્લાદ આપવાની ક્ષમતા, વગેરેમાં પણ કુન્તક કવિને જ કેન્દ્રમાં લાવે છે. કવિને જે મહત્ત્વ કુન્તકે આપ્યું છે તે અન્ય કોઈ આચાર્યે આપ્યું નથી. આથી ડૉ. નગેન્દ્ર સાચી રીતે જ કહે છે કે :

"કુન્તકનો વિષય રસ નહોતો, તેથી જ આ બાબતમાં તો તેનું કોઈ વિશેષ પ્રદાન નથી. છતાં પણ કવિના સ્વભાવને ઉચ્ચતમ સ્થાને સ્થાપીને તેના તરફ સફળ નિર્દેશ જરૂર કર્યો છે. હા, કવિના કર્તૃત્વની પ્રતિષ્ઠા તેમણે અત્યંત સબળ શબ્દોમાં કરી છે. કાવ્યના આત્માની ચર્ચાના સંદર્ભમાં કોઈ આચાર્યે કવિના કર્તૃત્વને સામે રાખ્યું નથી, પરન્તુ કુન્તકે કાવ્યના મૂળ તત્ત્વ વક્રોક્તિને સર્વ રીતે કવિવ્યાપારજન્ય ઘોષિત કરીને કવિના વ્યક્તિત્વને કાવ્યમાં સૌથી આગળ લાવી દીધું છે. કુન્તકે કાવ્યનો અર્થ મૂલતઃ કવિકર્મ જ માન્યો." (હિન્દી વક્રોક્તિજીવિત ભૂમિકા, પૃ. ૩૮)

કુન્તકના પ્રતિભા વિવેચનમાં પણ આપણને તેનો વક્રોક્તિવિષયક ખ્યાલ સ્પષ્ટાકાર પામતો દેખાય છે. સમગ્ર કાવ્યસર્જન અને વક્રોક્તિનું કેન્દ્રબિન્દુ પ્રતિભા જ છે. આથી તે કહે છે :

यद्यपि द्वयोरप्येतयोस्तत्प्राधान्येन वाक्योपनिबन्धस्तथापि कविप्रतिभाप्रौढिरेव प्राधान्येनावतिष्ठते । અને સુકુમાર માર્ગના વર્ણનના સંદર્ભમાં પણ તે કવિ પ્રતિભાજનિત વૈચિત્ર્ય બાબત કહે છે :

यत्किञ्चनापि वैचित्र्यं तत्सर्वं प्रतिभोद्भवम् ।
सौकुमार्यपरिस्पन्दस्यन्दि यत्र विराजते ॥ (१–२८)

અને

प्रतिभा प्रथमोद्भेदसमये यत्र वक्रता ।
शब्दाभिधेययोरन्तः स्फुरतीव विभाव्यते ॥ (१–३४)

આ સિવાય તે જ્યારે પ્રતિભાને,

प्राक्तनाद्यतनसंस्कारपरिपाकप्रौढा કહે છે ત્યારે પણ કવિ અને તેના વર્તમાન પ્રતિભાજનિત વક્રોક્તિવૈચિત્ર્યને બહુમાને છે.

વક્રોક્તિ બાબતની આટલી ચર્ચા ઉપરાંત રસ અને ધ્વનિ સાથેના વક્રોક્તિના સંબંધની થોડી ચર્ચા કુંતકે સીધી અને આડકતરી રીતે કરી છે તે પણ વક્રોક્તિના કારણગત રૂપને વધુ સ્પષ્ટ કરે છે.

રસ વિષયક કેટલાક ઉલ્લેખો કરીને કુંતકે રસને પણ, પોતે કાવ્યના જીવિત રૂપ માનેલ, વક્રોક્તિમાં સમાવિષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે. કાવ્યમાં રસના સ્થાન બાબત તેના મુખ્ય ઉલ્લેખો આ છે :

કાવ્ય પ્રયોજનના સંદર્ભે,

चतुर्वर्गफलास्वादमप्यतिक्रम्य तद्विदाम् ।
काव्यामृतरसेनान्तश्चमत्कारो वितन्यते ।। (१-५)

અહીંનાં चमत्कारो वितन्यते એ શબ્દો તેણે વૃત્તિમાં आह्लादः पुनः पुनः क्रियते એ રીતે સમજાવ્યા છે.

વળી સુકુમાર માર્ગની મીમાંસામાં તેણે સહૃદયને रसादिपरमार्थज्ञः मनः-संवादसुन्दरः એમ કહીને રસાદિના પરમ રહસ્યના જ્ઞાતા તરીકે ઓળખાવ્યો છે. વળી સૌભાગ્યગુણના સંદર્ભમાં તે સહૃદયને માટે 'सरसात्मनाम्' એવો શબ્દ પ્રયોગ કરે છે.

તેના મતે પ્રબન્ધવક્રતા એ વક્રોક્તિનું ઉત્કૃષ્ટતમ સ્વરૂપ છે (૪-૨૬) અને તે સાથે પ્રબન્ધ બાબતમાં તે કહે છે :

निरन्तररसोद्गारगर्भसन्दर्भनिर्भराः ।
गिरः कवीनां जीवन्ति न कथामात्रमाश्रिताः ।। (४-११)

આમ કાવ્યના શ્રેષ્ઠ રૂપ પ્રબન્ધવક્રતાનું મૂળભૂત તત્ત્વ છે રસ. આ રસને તેણે, ધ્વનિસિદ્ધાન્ત માફક જ, વ્યંગ્ય માન્યો છે.

કુન્તક એ બાબતમાં અસંદિગ્ધ રીતે સ્પષ્ટ છે કે વક્રોક્તિ એટલે કે કવિ-કૌશલ કિંવા કાવ્યકલા એ જ કાવ્યનું જીવિત છે, સારભૂત તત્ત્વ છે. આને માટે કવિ જે અનેકવિધ શબ્દ-અર્થના પ્રયોગો કરે છે તેમાં રસ તેને અત્યંત મૂલ્યવાન છે. આથી ડૉ. નગેન્દ્ર સાચી રીતે જ સ્પષ્ટતા કરે છે કે "રસ એ વક્રોક્તિની પરમ વિભૂતિ છે, રસની કાવ્યગત અભિવ્યંજના વક્રતા વિનાની હોઈ શકતી નથી—રસોત્કર્ષની પ્રેરણાથી અભિવ્યક્તિનો ઉત્કર્ષ એ જ વક્રતા છે. કાવ્યમાં રસની સ્થિતિ વક્રતા વિના સંભવતી નથી...જ્યારે બીજી બાજુ રસ વિના પણ વક્રતા અનેક રૂપે વિદ્યમાન રહી શકે છે..." (ભૂમિકા, પા. ૨૦૭).

વક્રોક્તિને કાવ્યનું જીવાતુભૂત તત્ત્વ ગણીને, સારભૂત તત્ત્વ ગણીને કુન્તકે આ રીતે કાવ્યના શબ્દ, અર્થ અને તેમના અનોખા સહિતત્ત્વની અનોખી રહસ્ય-મયતા પ્રગટ કરી છે. કવિવાણી કવિપ્રતિભાજનિત વાણી છે માટે જ તેનું

મૂળતત્ત્વ વક્રોક્તિ બની રહે છે. પરન્તુ આ જ ચર્ચા પરથી એ સ્પષ્ટ થાય છે કે વક્રોક્તિ એ વાણીની વક્રતા માત્ર નથી પરન્તુ સમગ્ર કાવ્યકલા અને તેની વિશિષ્ટતા છે; તે કવિકૌશલની દ્યોતક છે. આમ વક્રોક્તિ એટલે ઉક્તિ-ચમત્કાર એ વ્યાખ્યાથી શરૂ કરીને તેણે વક્રોક્તિને સમગ્ર કાવ્યસૌંદર્યના પ્રાણ-પ્રદ ધર્મ રૂપે સ્થાપી છે. તેણે વક્રોક્તિના જે અનેક ભેદો પાડયા છે તે આ વાતને પ્રમાણિત કરે છે. ધ્વનિ જેટલું ગરવું નહીં, છતાં વક્રોક્તિ દ્વારા કુન્તકનું કાવ્ય મીમાંસાને અને આ યુગને મોટું પ્રદાન છે. શ્રી નગીનદાસ પારેખ યોગ્ય રીતે જ કહે છે કે : "એ વ્યંજનાને સ્વીકારે છે અને રસને પણ વક્રોક્તિમાં સમાવી લે છે; પણ રસનું મહત્ત્વ એ બરાબર સમજે છે, અને તેના ઉપર વારંવાર ભાર પણ મૂકે છે. કુન્તકના કાવ્યવિચારની વિશેષતા એ છે કે, એ કવિના વ્યાપાર ઉપર ખૂબ ભાર મૂકે છે, કાવ્યસર્જનની પ્રક્રિયા સમજાવે છે અને કવિના સ્વભાવનો તેની રચનાના રસ અને રીતિ ઉપર પૂરો પ્રભાવ પડે છે એ વાત એ સચોટ રીતે કહે છે. એની આખી વિચારણામાં એક પ્રકારનું સ્વાતંત્ર્ય અને તાજગી વરતાય છે." (અભિનવનો રસ વિચાર પૃ. ૨૪૭). અને વી. રાઘવન કુન્તકે દાખવેલી અનેકવિધ મૌલિકતાના એક ઉદાહરણ તરીકે તેની રીતિમીમાંસા [તેના શબ્દોમાં માર્ગમીમાંસા] બાબત યોગ્ય જ કહે છે કે : "...its re-interpretation by Kuntaka, the only sanskrit Ālaṁkārika, who with his fine literary instinct and originality as evidenced on many other lines also, related the Rīti to the character of the poet and displaced the old Rītis by new ones." (Some Concepts of Alaṁkāra Śāstra, p. 131).

રસવાદની આ યુગની સિદ્ધિઓ પર આવતાં પહેલાં આપણે ધ્વનિવાદનું ખંડન કરનાર અનુમાનવાદની થોડીક ચર્ચા કરી લઈએ તે ઇષ્ટ થશે. મહિમ-ભટ્ટે તેના, પ્રમાણમાં હજી ઓછા સંશોધાયેલા, ગ્રંથ 'વ્યક્તિવિવેક'માં ધ્વનિ-વાદનું ખંડન કર્યું છે અને અનુમાનવાદનું મંડન કર્યું છે.

## મહિમભટ્ટનો અનુમિતિવાદ

આચાર્ય આનન્દવર્ધને ધ્વનિવાદની જે સ્થાપના કરી તેની પ્રેરણાના બલે જેમ કુન્તક જેવા આચાર્યોને વક્રોક્તિ એ જ કાવ્યનો આત્મા છે તેવું પ્રતિપાદન

કરવાની પ્રેરણા મળી, તે જ રીતે આ સિદ્ધાંતનું ખંડન કરનાર આચાર્યો પણ નીકળ્યા. આ આચાર્યોમાં અગ્રગામી છે મહિમભટ્ટ. મહિમભટ્ટે તેના ખ્યાતનામ ગ્રંથ 'વ્યક્તિવિવેક'માં (૧) ધ્વનિ સિદ્ધાંતનું ખંડન તથા (૨) ધ્વનિ બાબતમાં જે કોઈ વિધાનો આનન્દવર્ધન કરે છે તે તમામ વાસ્તવિક રીતે તો અનુમાનને લાગુ પડે છે તેવું સંસ્થાપન–એમ બે ઉદ્દેશો રાખ્યા છે. તે આરંભમાં જ કહે છે કે :

अनुमानान्तर्भावं सर्वस्यैव ध्वनेः प्रकाशयितुम् ।
व्यक्तिविवेकं कुरुते प्रणम्य महिमां परां वाचम् ॥

મહિમભટ્ટ તેના આ ગ્રંથના ત્રણ વિમર્શોમાં આ ઉદ્દેશ મુખ્ય રાખવા છતાં અન્ય કેટલાક પ્રશ્નો પણ ચર્ચે છે અને તેમાં મૌલિકતા પણ દાખવે છે તેથી તેના વિચારોનો પરિચય આપણે મેળવી લઈએ એ જરૂરી છે.

કાવ્યના જે અનેક વિભિન્ન પ્રયોજનો આચાર્યો સ્વીકારે છે તેની સામે તે સ્પષ્ટ મત પ્રગટ કરે છે કે કૃત્યાકૃત્યવિવેકરૂપ ઉપદેશ એ કાવ્યનું મુખ્ય પ્રયોજન છે અને તેના સાધન તરીકે તે રસ કે આનંદને માન્ય કરે છે. તે કહે છે :

काव्यारम्भस्य साफल्यमिच्छता तत्प्रवृत्तिनिबन्धनभावेनास्य रसात्मकत्वमवश्य-मुपगन्तव्यम् । अन्यथा प्रवृत्तिरेवैषां न स्यात्, किमुत व्युत्पत्तिः ।

આ જ રીતે કાવ્યહેતુઓ બાબતમાં પણ તેનો અભિપ્રાય નોંધપાત્ર છે. તે સ્પષ્ટ કહે છે કે શક્તિ અને વ્યુત્પત્તિ એ બે સમવેત રૂપે કાવ્યહેતુ છે. અને એ સાથે તે અભ્યાસની આવશ્યકતા પણ નિર્દેશી દે છે. છતાં આ આખો નિર્દેશ માત્ર અનુમેયાર્થના નિરૂપણના સંદર્ભમાં જ કર્યો છે. તે નિર્દેશ આ છે :

तस्मात् व्युत्पत्तिशक्तिभ्यां निबन्धो यः स्खलद्गतेः ।
शब्दस्य सोऽपि विज्ञेयोऽनुमानविषयोऽन्यवत् ॥

કવિના કાવ્યવ્યાપાર માટેનાં પણ તેનાં વિધાનો નોંધપાત્ર છે. તે માને છે કે કાવ્ય એટલે કવિનો રસના અનિવાર્ય રૂપે અભિવ્યક્તિ કરતો વિભાવાદિ-સંયોજનાત્મક વ્યાપાર. આ બાબત તેનાં મુખ્ય વિધાનો આ છે :

कविव्यापारो हि विभावादिसंयोजनात्मा रसाभिव्यक्त्यव्यभिचारी काव्यम् ।

અને

काव्यस्यात्मनि संज्ञिनि रसादिरूपे न कस्यचिद्विमतिः ।

અને

अतएव च न गुणालङ्कारसंस्कृतशब्दार्थमात्रशरीरं तावत्काव्यं...तेषां विभावादिरूपतया रसाभिव्यक्तिहेतुत्वोपगमात् ।

અને

तदभावे (=रसाभावे) चास्य काव्यतैव न स्यात् किमुत विशेष इत्यनारम्भणीयमेवैतत् प्रेक्षावतां स्यात्, वैकल्यात् ।

આ પછી મહિમભટ્ટ શબ્દ તથા અર્થની મીમાંસા કરે છે, તે પહેલાં સ્થાપિત કરે છે કે 'પદ અને વાક્ય' એ બે શબ્દના રૂપ છે. આ પછી શબ્દ વ્યવહારની અનુમાનરૂપતાનું પ્રતિપાદન કરતાં તે સ્પષ્ટ કરતાં કહે છે કે અર્થના બે જ ભેદ સંભવે છે, અને તે છે વાચ્ય અને અનુમેય. તે કહે છે કે :

तस्मात् स्फुटतया यत्र प्राधान्येनान्यथापि वा ।
वाच्यशक्त्यानुमेयोऽर्थो भाति तत्काव्यमुच्यते ॥

અને

सर्व एव हि शाब्दव्यवहारः साध्यसाधनगर्भतया प्रायेणानुमानरूपोऽभ्युपगन्तव्यः, तस्य च परप्रवृत्तिनिवृत्तिनिबन्धनत्वात्, तयोश्च सम्प्रत्ययासम्प्रत्ययात्मनोरन्यथा कर्तुमशक्यत्वतः । नहि युक्तिमनवगच्छन् कश्चिद् विपश्चिद् वचनमात्रात् सम्प्रत्ययभाग्भवति ।

અને

अनुमानत्वमेवात्र युक्तं तल्लक्षणान्वयात् ।
असतश्चेन्द्रचापादेः का व्यक्तिः कृतिरेव सा ।

વળી મહિમભટ્ટે શબ્દની એક માત્ર શક્તિનો સ્વીકાર કર્યો છે, અને તે છે અભિધાશક્તિ, જે વાચ્યાર્થ આપે છે. આથી શબ્દમાં એ સામર્થ્ય નથી કે તે એકી વખતે અનેક અર્થો અભિવ્યક્ત કરાવે. આથી "સ્વાર્થપ્રકાશન સ્વરૂપ અભિધાવ્યાપારથી અતિરિક્ત લક્ષ્ય, વ્યંગ્ય આદિ અર્થોની અભિવ્યક્તિ

માટે લક્ષણા, વ્યંજના આદિ શબ્દના અન્ય વ્યાંપારોની જે કલ્પના કરવામાં આવે છે અને તેમને શબ્દવ્યાપાર કે શબ્દશક્તિ કહે છે તે સયુક્તિક નથી," (મહિમભટ્ટ, વ્રજમોહન ચતુર્વેદી, પૃ. ૧૦૪). અભિધા સિવાય જે ભિન્ન વ્યાપારોનો ખ્યાલ કરવામાં આવ્યો છે તે વસ્તુતઃ અર્થના વ્યાપાર છે. શબ્દની અનેકવિધ અર્થો આપવાની શક્તિનું કોઈ પ્રમાણ નથી. તે કહે છે :

यत्पुनरनेकशक्तिसमाश्रयत्वात् व्यापारान्तरपरिकल्पनं, तदर्थस्यैव उपपद्यते, न शब्दस्य, तस्यानेकशक्तिसमाश्रयत्वासिद्धेः ।

આનાં જ અનુસંધાનમાં તે કહે છે કે શબ્દનો વ્યંજના વ્યાપાર સંભવતો નથી. કારણ એ છે કે શબ્દની અર્થ પ્રત્યાયિકા શક્તિ સ્વાર્થાભિધાન વ્યાપારમાં જ સમાપ્ત થઈ જાય છે તેમાં વ્યંજનાદિ વ્યાપારન્તરની કલ્પના જ સંભવતી નથી. તે કહે છે :

न चास्य स्वार्थाभिधानमात्रपर्यवसितसामर्थ्यस्य व्यापारान्तरमुपपद्यते, येनायमर्थान्तरमवगमयेत्, तदपेक्षं चोपसर्जनीकृतार्थत्वमियात् । अर्थस्यैव तदुपपत्तिसमर्थनात् ।

સાથે તે વ્યંજનાના 'કુમારસંભવ'માંથી લીધેલા આનંદવર્ધનના ઉદાહરણની મીમાંસા કરતાં કહે છે કે :

यद्यर्थ इति वाच्योऽर्थोऽभिमतो व्याप्तिरेव सा ।
येनैवंवादिनीत्यादावर्थस्यार्थान्तराद्गतिः ॥
अथोभौ तर्ह्यतिव्याप्तिर्द्वित्रवस्तुव्यपायिनि ।
प्रहेलिकादिरूपेऽपि काव्ये ध्वन्यात्मता यतः ॥

ખરેખર તો શબ્દ માટે 'ધ્વનિ' સંજ્ઞા જ નથી સંભવતી. ગમે તે રીતે સમજતાં તેમાંથી અનુમાન જ ઉદ્ભવે છે. તે કહે છે :

अत एव श्रूयमाणानां शब्दानां ध्वनिव्यपदेश्यानामन्तःसन्निवेशिनश्च स्फोटाभिमतः अर्थस्य व्यङ्ग्यव्यञ्जकभावो न सम्भवतीति व्यञ्जकत्वसाम्यात् यः शब्दार्थात्मनि काव्ये ध्वनिव्यपदेशः सोऽपि अनुपपन्नः । तत्रापि कार्यकारणमूलस्य गम्यगमकभावस्योपगमात् ।

અને

अर्थस्य तावदुपसर्जनीकृतात्मत्वमनुपादेयमेव । तस्यार्थान्तरप्रतीत्यर्थमुपात्तस्य तद्व्यभिचाराभावात् । न ह्यग्न्यादिसिद्धौ धूमादिरुपादीयमानो गुणतामतिवर्तते । तस्य तन्मात्रलक्षणत्वात् ।

આ ભૂમિકા પર ધ્વનિ સિદ્ધાન્તનું ખંડન કરી મહિમભટ્ટ એવા નિર્ણય પર આવે છે કે આનન્દવર્ધને જે કંઈ કહ્યું છે તે વાસ્તવિક રીતે તો અનુમાનને જ લાગુ પડે છે. આ રીતે ખરેખર કાવ્યમાં મૂળ વસ્તુ અનુમાન છે, ધ્વનિ નહીં.

આને લીધે જ તેણે જે ટીકા આનન્દવર્ધનની ધ્વનિની વ્યાખ્યાની કરી છે તે નોંધપાત્ર બની રહે છે. તેણે આ વ્યાખ્યામાં દસ દોષો જોયા છે, જેને તે આ રીતે વર્ણવે છે :

अर्थस्य विशिष्टत्वं, शब्दः सविशेषणः ततः पुंस्त्वम् ।
द्विवचनवाशब्दौ च व्यक्तिर्ध्वनिर्नाम काव्यवैशिष्ट्यम् ॥
वचनं च कथनकर्तुः कथिता ध्वनिलक्ष्मणीति दश दोषाः ॥

આ દશ દોષોમાં મુખ્ય આ છે;

(૧) અર્થની બાબતમાં ઉપસર્જનીકૃતાત્મત્વ સંભવતું નથી.

(૨) 'शब्दः' વ્યાખ્યામાં ન જોઈએ, કારણ, તેનો અભિધા સિવાય કોઈ વ્યાપાર નથી.

(૩) 'वा' શબ્દ સામે વાંધો છે.

(૪) 'काव्यवैशिष्ट्यम्' એ શબ્દમાં 'वैशिष्ट्यम्' સામે મહિમભટ્ટને વાંધો છે, કારણ, ધ્વનિકાર અનુસાર મોટા ભાગનાં કાવ્યોનો આત્મા રસ છે.

(૫) 'सूरिभिः' એ શબ્દ પણ લક્ષણમાં અનાવશ્યક છે,

અનુમાનની દૃષ્ટિએ, તે આ ગ્રંથના તૃતીય વિમર્શમાં આનન્દવર્ધનનાં ચાળીસ વિભિન્ન ઉદાહરણો ખપાવે છે અને એ રીતે પોતાના અનુમાનવાદને સ્પષ્ટ કરે છે. મહિમભટ્ટના આ વાદને બલદેવ ઉપાધ્યાય નિમ્નલિખિત સુંદર વિધાન દ્વારા સમજાવે છે :

"આમ તો અનુમિતિ એ અનુમાન પ્રમાણથી થનારી યાથાર્થ્યની પ્રતીતિ છે. પરન્તુ તેનું ક્ષેત્ર પ્રામાણ્યજ્ઞાન સુધી જ સીમિત નથી. એ જ રીતે તે સ્વભાવોક્તિ, વક્રોક્તિ કે ધ્વનિની માફક અભિવ્યક્તિનો એક પ્રકાર કે બુદ્ધિનો વિલાસ માત્ર પણ નથી; પરન્તુ એમ કહેવામાં આવે કે પ્રાણી માત્રના જીવનમાં થનારી પ્રાયઃ તમામ અતીન્દ્રિય પ્રતીતિઓ અનુમાન પર જ આશ્રિત છે તો

તેમાં (કોઈ) અતિશયોક્તિ થતી નથી: "अनु=पश्चात् અને मितिः=ज्ञानात्मकं मानम् આ રીતે अनुमितिः ની વ્યુત્પત્તિથી પ્રત્યક્ષ પછી થનારી પ્રત્યેક પ્રતીતિ સામાન્ય રૂપે અનુમિતિ જ કહેવાશે. એટલે સુધી કે આપ્તવાક્યની પ્રામાણિકતાની પુષ્ટિ પણ અનુમિતિથી જ સંભવે છે. વિશેષ તો શું કહેવું, પ્રત્યક્ષની પ્રમાણિકતા પણ પ્રાયઃ અનુમિતિથી જ પ્રેરાય છે, અન્યથા તેમાં વિકલ્પ સંભવતો નથી. આથી અનુમિતિનું ક્ષેત્ર અત્યંત વ્યાપક અને અસીમિત છે. કોઈ એક વસ્તુને જોઈને કે પામીને તેની સાથે કોઈ પણ પ્રકારે સંબંધિત પરોક્ષ વિષયનું જ્ઞાન અનુમિતિ જ બને છે. કાવ્યમાં પણ વિવક્ષિત અર્થની પ્રતીતિ માટે શબ્દોનો પ્રયોગ થાય છે. શબ્દ અને અર્થમાંથી કોઈ એકને નિમિત્ત બનાવીને અન્ય અર્થની પ્રતીતિરૂપ જે ચમત્કાર સર્જાય તે પણ અનુમિતિની પ્રક્રિયાનું જ ફળ છે. જેની અનુભૂતિ શબ્દ અને અર્થના માધ્યમ થકી પ્રત્યેક સામાજિકને થાય છે, તે ચમત્કાર કાવ્યસૌન્દર્યથી જ ઉત્પન્ન થાય છે. આથી શબ્દાર્થરૂપી એક વસ્તુથી ચમત્કાર કે અર્થાન્તરરૂપી બીજી વસ્તુનું બોધક બનવાથી કાવ્ય પણ અનુમિતિનો જ વિલાસ સિદ્ધ થાય છે. પછી તેને અલંકૃતિ, રીતિ, વક્રોક્તિ કે અભિવ્યક્તિ ગમે તે નામે ઓળખવામાં આવે." (મહિમભટ્ટ, વ્રજમોહન ચતુર્વેદી; ભૂમિકામાં).

મહિમભટ્ટે ધ્વનિવાદની જે ટીકા કરી છે અને અનુમાનવાદ સ્થાપવા જે પ્રયત્ન કર્યો છે, તેની પુરોગામી પરંપરામાં છે શ્રીશંકુકે રસનિષ્પત્તિના ક્ષેત્રે સ્થાપેલો રસાનુમિતિવાદ. આ છતાં અને આચાર્ય મહિમભટ્ટે આ વાદની પૂર્ણ વિદ્વત્તા સહ સ્થાપના કરી છે તો પણ, અનુગામી આલંકારિકોએ આ વાદને ખાસ આવકાર્યો નથી. મહિમભટ્ટે ધ્વનિવાદની સખત ટીકા કરવા છતાં પરંપરાએ તો આચાર્ય આનન્દવર્ધનનું જ અનુસરણ કરવું ઉચિત માન્યું છે. અન્ય પ્રયત્નોની સાથે કાવ્યના સૌંદર્યના રહસ્યોદ્‌ઘાટનનો આ પણ એક પ્રશસ્ય પ્રયત્ન છે તેમાં શંકા નથી, અને એ રીતે મહિમભટ્ટ આ યુગનો એક મહત્ત્વનો આચાર્ય છે.

## ૯. સિદ્ધાન્ત

આનન્દવર્ધને ધ્વનિને કાવ્યના આત્મા તરીકે સ્થાપિત કર્યો તે પછી પણ એક હકીકત તો રહે જ છે કે તેણે અસંલક્ષ્યક્રમ વિવક્ષિતાન્યપરવાચ્ય ધ્વનિ એટલે કે રસાદિધ્વનિને ઉત્તમ તરીકે સ્થાપિત કર્યો છે. આ રસાદિ

ધ્વનિના તે રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ વગેરે અનેક પ્રકારો આપે છે. આ રસાદિધ્વનિને તેણે જ રસ તરીકે પણ ઓળખ્યો છે. આમ રસધ્વનિ અને રસ બંને એક જ છે. આપણે જોયું છે કે જે ઉદાહરણોમાં પ્રતીયમાન રસાદિ છે તે જ રસાદિધ્વનિ છે. આનન્દવર્ધનને રસના મૂળમાં રહેલ ધ્વનિને કારણે રસને બદલે રસધ્વનિ કહેવું ઉચિત લાગ્યું. રસની આખી જ ક્રિયા ધ્વન્યાત્મક છે તે આપણે જોયું છે. આમ આનન્દવર્ધન માને છે કે જેમાં પ્રતીયમાન અર્થ અન્તે પ્રધાન સ્થાને હોય તે છે ધ્વનિ. અને રસની પ્રક્રિયા આખી ધ્વન્યાત્મક છે. તેથી રસ પણ ધ્વનિ જ છે. આ રીતે આપણે કહી શકીયે કે સંસ્કૃત આલંકારિકોને રસ તથા તેની નિષ્પત્તિની આખી પ્રક્રિયા ભલે ભરતના 'નાટ્યશાસ્ત્ર' પાસેથી મળી પણ એક વાત નિશ્ચિત છે કે નાટ્ય અને કાવ્યસમગ્રમાં રસની નિષ્પત્તિ ધ્વન્યાત્મક હોય છે, અને એમ હોય તો જ તે સાહિત્ય રસસંપન્ન બને છે એ વાત તો આલંકારિકોને ઉત્તરોત્તર સમજાઈ. આનન્દવર્ધને આ વાત સ્પષ્ટાકાર કરી તે પછી ભટ્ટતૌતના શિષ્ય અભિનવગુપ્તે ભરતના 'નાટચશાસ્ત્ર' પરની પોતાની ટીકામાં ભરતના 'विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः' એ રસસૂત્રની મીમાંસા કરતાં રસનિષ્પત્તિ બાબત વિસ્તાર સહ ચાર મતો આપ્યા, તે સાથે આ રસસિદ્ધાન્ત કાવ્યશાસ્ત્રના ક્ષેત્રમાં આવ્યો. કારણ, રસમીમાંસા તો આનન્દવર્ધને પણ કરી હતી અને તેના ગ્રંથ 'ધ્વન્યાલોક' પર આ જ અભિનવગુપ્તે 'લોચન' ટીકા લખી તેમાં તેણે બતાવ્યું જ હતું કે તેને મતે આનન્દવર્ધન પણ ખરે-ખર તો રસવાદી જ છે આમ શ્રવ્ય ઉપરાન્ત દૃશ્ય કાવ્ય હોવાને લીધે નાટચ-શાસ્ત્ર જે કાવ્યશાસ્ત્રની ધારાથી સ્વતંત્ર રીતે પણ વિકાસ સાધતું હતું તેની પાસેથી રસમીમાંસા અપનાવી લેવા સાથે નાટચશાસ્ત્રને પણ કાવ્યશાસ્ત્રે અપનાવી લીધું. ભરત પછી સ્વતંત્ર નાટ્યશાસ્ત્ર ગ્રંથો ઘણા રચાયા, પરન્તુ તેમની કાવ્ય-શાસ્ત્ર ગ્રંથો તરીકે જ ગણના થવા લાગી. એટલું જ નહીં પણ હેમચંદ્ર, ભોજ, વિશ્વનાથ વગેરેએ પોતાના કાવ્યશાસ્ત્રગ્રંથોમાં નાટ્યસિદ્ધાન્ત ચર્ચા પણ સમાવી લીધી છે. કાવ્યશાસ્ત્રના વિશાળ ક્ષેત્રમાં નાટ્યશાસ્ત્ર આમ એકરૂપ બન્યું હોય તો તે આ રસસિદ્ધાન્તને કારણે જ. ભરતમાં ગુણો, દોષો, અલંકારો વગેરેની પણ કેટલીક ચર્ચા છે. પરન્તુ તેમનો ખાસ કોઈ પ્રભાવ કાવ્યશાસ્ત્ર પર પડયો નથી, જ્યારે રસસિદ્ધાન્તે તો કાવ્યશાસ્ત્ર પર પ્રભુત્વ જમાવી દીધું છે.

રસસિદ્ધાન્ત કાવ્યશાસ્ત્રનો પાયાનો સિદ્ધાન્ત બન્યો અને ઘણા વિદ્વાનોએ ધ્વનિ માફક રસને કાવ્યનું જીવાતુભૂત તત્ત્વ માન્યું, સારભૂત તત્ત્વ માન્યું અને

કાવ્ય એટલે જ ભાવપ્રધાન રચના અને જ્યાં જ્યાં ભાવ હોય ત્યાં રસનું પ્રાધાન્ય સ્થાપિત થાય છે એમ મનાવા લાગ્યું. આ રસ વિષેનું ચિન્તન ભરતના 'નાટ્યશાસ્ત્ર'માંથી લીધું અને તે પછી 'નાટ્યશાસ્ત્ર'ના વિભિન્ન ભાષ્યકારોએ સરખી રીતે આ સિદ્ધાન્તની મીમાંસા કરી. આના પરિણામે આપણને જે ચાર વાદ મળ્યા તે વ્યવસ્થિત અને પૂરી વૈજ્ઞાનિક રીતે અભિનવગુપ્તે આપ્યા. આ વાદો છે [ભટ્ટલોલ્લટનો રસોત્પત્તિવાદ, શ્રીશંકુકનો રસાનુમિતિવાદ, ભટ્ટનાયકનો રસભુક્તિવાદ અને આચાર્યશિરોમણિ અભિનવગુપ્તનો રસવ્યક્તિવાદ.] આગલા ત્રણ મતો વિષેની માહિતીનો આધાર આપણે માટે તો માત્ર અભિનવગુપ્તની 'ભારતી' ટીકા જ છે. આ ચાર વાદોની મીમાંસા આધુનિક યુગના વિદ્વાનોએ વિગતે કરી છે એટલે અહીં ફરી તેની ચર્ચા કરી પિષ્ટપેષણ કરવું એ ઠીક લાગતું નથી. આ ચાર વાદોની વિશિષ્ટતાઓ અત્રે થોડી સમજી લેવી જરૂરી લાગે છે.

આ વાદોના નિરૂપણની એક વિશિષ્ટતા એ છે કે દરેક નવા વાદનો પ્રવર્તયિતા પોતાના વાદના સ્થાપન પૂર્વે પુરોગામી વાદની મર્યાદાઓ બતાવે છે અને એ વાદની ચર્ચાને આગળ વધારે છે. આમ થતાં બન્યું છે એવું કે રસોત્પત્તિવાદથી, રસાનુમિતિવાદથી અને રસભુક્તિવાદથી રસવ્યક્તિવાદ પર આવતાં રસનિષ્પત્તિનું રહસ્ય સવિશેષ સ્પષ્ટ થાય છે, અને અભિનવગુપ્તના રસવ્યક્તિવાદમાં રસનિષ્પત્તિની પરિસીમા આવે છે. અભિનવગુપ્તે આગલા ત્રણેય મતોનું પુનર્મૂલ્યાંકન કર્યું છે અને રસનિષ્પત્તિના રહસ્યને સ્પષ્ટાકાર કર્યું છે. આમ, રસનિષ્પત્તિનું રહસ્ય સમજવા માટે તથા તેનો વિકાસ સમજવા માટે ક્રમમાં આ ચારેય વાદોને સમજવા જરૂરી બની રહે છે. સંસ્કૃત કાવ્યમીમાંસાની ઉત્ક્રાન્તિ સ્પષ્ટ સમજવા પ્રયત્ન કરનાર માટે અભિનવગુપ્તના વાદ કરતાં આગલા ત્રણ વાદોનું મૂલ્ય જરા પણ ઓછું નથી. આ કારણે જ મમ્મટ તેના 'કાવ્યપ્રકાશ'માં આ સમસ્યા નિરૂપે છે ત્યારે સવિસ્તર માત્ર અભિનવગુપ્તનો વાદ બહુમાન સાથે આપે છે, તો પણ અન્ય વાદોને પણ ક્રમમાં સારરૂપે નિરૂપવાનું ચૂકતા નથી.

રસનિષ્પત્તિ ક્યાં થાય છે, એ પ્રશ્નને કોયડા તરીકે શાસ્ત્રકારોએ વિગતે ઉકેલવા પ્રયત્ન કર્યો છે ત્યારે પણ 'દશરૂપક'કાર જ સ્પષ્ટ કહી શક્યો કે રસનિષ્પત્તિ સામાજિકના હૃદયમાં જ થાય છે. આ સ્પષ્ટતાના મૂળમાં આ ચારેય વાદોનું નિરૂપણ પડેલું છે. આ ચાર વાદોનો અભ્યાસ કરતાં એમ દેખાય છે જાણે નાટ્યકૃતિગત રસ નાટ્યમાંથી તેનું સંક્રમણ શરૂ કરે છે અને ક્રમે ક્રમે તે

વાચકના કે સામાજિકના હૃદયને અર્થાત્ તેની ચેતનાને, આવરી લે છે. આમ, ભટ્ટ લોલ્લટના મતે રસ રામ આદિ અનુકાર્યમાં, એટલે કે કૃતિગત પાત્રમાં, અને તેનાં વેષ, વાણી આદિના અભિનયના યોગે નટમાં પ્રતીત થાય છે– रामादावनुकार्ये तद्रूपतानुसन्धानान्नर्तकेऽपि प्रतीयमानो रस ...... । (મમ્મટ). શ્રી-શંકુક કહે છે તે વાત આનાથી આગળ વધે છે, એ અર્થમાં કે કૃતિના પાત્ર રૂપ અનુમાન જેવું કરવામાં આવ્યું છે તેવા નટમાં રસ પ્રતીતિ અનુભવાય છે – चित्रतुरगन्यायेन रामोऽयमिति प्रतिपत्त्या ग्राह्ये नटे। (મમ્મટ). આ પછી શ્રી-શંકુક એવી સ્પષ્ટતા કરે છે કે ખરેખર રસ પાત્ર રૂપે જેવું અનુમાન કરવામાં આવ્યું છે તે નટમાં નથી, પરન્તુ આ અનુમાન સામાજિકોને તેમની સ્વગત વાસનાઓથી થાય છે–रत्यादिर्भावस्तत्रासन्नपि सामाजिकानां वासनया चर्व्यमाणो रसः इति शङ्कुकः । રસાસ્વાદનના સામાજિકના સંસ્કારથી નટમાં વાસ્ત-વિક રૂપે અથવા ખરેખર તો ન રહેતો હોવા છતાં તે છે તેવો અનુભવ થાય છે એ વાત ભટ્ટનાયકને માન્ય નથી; તેથી આગળ વધીને તે ભોજ્ય–ભોજકત્વ ભાવના સિદ્ધાન્તને પાયારૂપ ગણીને, એવો અભિપ્રાય આપે છે કે સાધારણીકૃત રત્યાદિ સ્થાયી ભાવોને સહૃદય વાચક રસરૂપે ભોગવે છે ત્યારે રસનું સંક્રમણ ક્રમે ક્રમે આગળ વધતાં સહૃદય સામાજિકના હૃદયમાં થાય છે. આ મત પ્રત્યાયન અથવા સંક્રમણ તથા સહૃદય સામાજિકને થતા કૃતિગત રસાદિના અનુભવનો સ્વીકાર કરે છે; અને રસાનુભવ સામાજિકને થાય છે, સાધારણીકરણના યોગે કૃતિપાત્રગત રસાદિ આમ સામાજિકના હૃદયમાં સંક્રમિત બને છે, એ સ્વીકાર અગત્યનો છે. આ મતમાં ભાવકત્વ–ભોજકત્વના વ્યાપારનું કોઈ પ્રમાણ નથી અને બીજી ખામીઓ પણ છે એમ જણાવી આચાર્ય અભિનવગુપ્ત વાચકના હૃદયમાં જે રસાદિનું સંક્રમણ થયું છે તેને તે એક અનોખી, અદ્ભુત પ્રક્રિયામાં આસ્વાદન પામતું કલ્પે છે. આ રસાનુભૂતિને તેણે અલૌકિક કહી છે, યોગીની આત્માનુભૂતિરૂપ કહી છે. આમ, આ રસનિષ્પત્તિ કૃતિગત પાત્રથી યાત્રા કરતાં જાણે કે સહૃદય સામાજિકની અનોખી અલૌકિક અનુભૂતિ સુધી પહોંચે છે.

આ રસનિષ્પત્તિ અને રસાનુભવ તથા તજ્જન્ય આનન્દના સ્વરૂપ બાબત પણ ક્રમિક વિચારણાની ગતિ કહેવામાં આવી છે. ભટ્ટ લોલ્લટમાં વાચકને અનુભૂતિ તથા આનન્દ થાય છે તે ભ્રાંતિરૂપ છે, શ્રીશંકુકના મતે તે મિથ્યા-અનુમાનરૂપ છે; ભટ્ટ નાયકના મતે તે ક્ષણિક ઉપભુક્તિના અનુભવ રૂપ છે, જ્યારે અભિનવગુપ્તના મતે કૃતિગત પાત્ર અને સહૃદયની અનુભૂતિની જેમાં

પૂર્ણ સંવાદિતા સધાઈ છે તેની અલૌકિક, ઉત્કટ અને તે ક્ષણો પૂરતી વાસ્તવિક તરીકે અનુભવાતી, મનઃસ્થિતિ છે. એ.સ, રસાનુભવ તથા તજ્જન્ય આનન્દના સ્વરૂપની વિચારણા પણ નિશ્ચિત રીતે ઉત્ક્રાંતિ પામી રસાનુભવના સ્વરૂપની વાસ્તવિકતા સુધી પહોંચી છે. આચાર્ય અભિનવગુપ્તની પ્રજ્ઞા આ રીતે આ વિચારણાને તેના સમ્યક્ સ્વરૂપે સમ્યક્ પરિપ્રેક્ષ્યમાં ગોઠવી આપે છે.

આ ચાર મતોની એક એ પણ વિશિષ્ટતા છે કે ચારેય મતો પ્રતિપાદિત કરનારા નાટ્યાચાર્યોએ ભૂમિકા જુદાં જુદાં દર્શનોની લીધી છે. ભટ્ટ લોલ્લટ મીમાંસક છે, શ્રીશંકુક નૈયાયિક છે, ભટ્ટનાયક સાંખ્યવાદી છે અને અભિનવગુપ્ત પ્રત્યભિજ્ઞાવાદી શૈવ દર્શનના પરમ ઉપાસક છે. આ રસનિષ્પત્તિનો આ રસસિદ્ધાંત મૂલતઃ શૈવ દર્શનની દાર્શનિક ભૂમિકાથી દૃઢમૂલ થયો છે. આમેય આપણને એ સુવિદિત છે કે રસનો ઔપનિષદીય સિદ્ધાંત रसो वै सः । रसं ह्येवायं लब्ध्वा आनन्दीभवति એ રસની વિચારણાના મૂળમાં છે. રસજન્ય આનંદને બ્રહ્માનંદ–સહોદર આનંદ કહેવામાં આવે છે તે પણ આપણને સુવિદિત છે. આ પ્રશ્નની પણ સારી એવી ચર્ચા ઘણા આધુનિક વિદ્વાનોએ કરી છે તેથી અહીં અમે તેની પુનરુક્તિ કરવી ઉચિત સમજતા નથી.

## રસ અને કાવ્ય

આનન્દવર્ધને, જેમાં પ્રતીયમાન અર્થ એટલે કે વ્યંગ્યાર્થનું પ્રાધાન્ય હોય તેને 'ધ્વનિ' કહ્યો અને એ ધ્વનિ વાચ્યાર્થની તુલનાએ ગૌણ બનતાં તેણે તેને ધ્વનિનો આભાસ કહ્યો. ધ્વનિના બે પ્રકાર તેણે અવિવક્ષિતવાચ્યધ્વનિ. અથવા લક્ષણામૂલકધ્વનિ અને વિવક્ષિતાન્યપરવાચ્યધ્વનિ એટલે અભિધામૂલક ધ્વનિ કહ્યા છે. આમાં અભિધામૂલક ધ્વનિના બે પ્રકાર અસંલક્ષ્યક્રમવ્યંગ્ય અને સંલક્ષ્યક્રમવ્યંગ્ય અથવા અનુરણનોપમ વ્યંગ્ય કહેલ છે, આમાં અસંલક્ષ્યક્રમવ્યંગ્ય એટલે રસાદિધ્વનિ અથવા રસધ્વનિ અથવા રસ. આ રસધ્વનિને તેણે શિવની માફક અષ્ટમૂર્તિ કહ્યો છે. આ ધ્વનિના આઠ પ્રકાર છે રસ, રસાભાસ, ભાવ, ભાવાભાસ, ભાવપ્રશમ, ભાવોદય, ભાવસન્ધિ, ભાવશબલત્વ. આ આઠના પણ અનેક પ્રકારો સંભવે છે, કારણ મુખ્ય તરીકે સ્વીકારાયેલા શાન્ત સહિતના નવ રસો ઉપરાંત ભાવોના–વિભાવ, અનુભાવ તથા વ્યભિચારીભાવના–પણ કેટલાય પ્રકારો માન્ય થયા છે. આ તમામના આભાસ, પ્રશમ આદિ વિચારતાં તેના પ્રકારો અસંખ્ય થઈ શકે છે. આ અસંખ્ય પ્રકારોનો સ્વીકાર એ બતાવે છે કે ભાવપ્રધાન કાવ્ય બધા જ ઉદાહરણોમાં રસરૂપમાં

જ પરિણામ પામે એવો કોઈ આગ્રહ નથી. રસની પૂર્ણ નિષ્પત્તિમાં પરિણમે તે કાવ્યને ધ્વનિમાં પણ ઉત્તમ કાવ્ય ગણવામાં આવે ભલે, પણ ભાવોના તમામ વૈવિધ્યનો ધ્વનિ જેમાં હોય એવાં અનેક કાવ્યો સંભવે તે પણ સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યું છે તે ખાસ નોંધપાત્ર છે. એ દષ્ટિએ પણ એ નોંધપાત્ર છે કે આનન્દવર્ધને જાણે આડકતરી રીતે એ આગ્રહ રાખ્યો છે કે કવિને તેના કાવ્યક્ષેત્રમાં અસીમ સ્વતંત્રતા રહે અને આલોચનાનાં તેના ઉપર લઘુત્તમ નિયન્ત્રણો રહે છે. આ સિવાય પ્રબંધાદિ કાવ્યોમાં પણ તેણે રસપ્રાધાન્ય માન્ય કર્યું છે અને એ ધ્વનિ અને રસાદિ, કાવ્યના શ્લોકોમાં તેમ જ કાવ્યસમગ્રમાં પણ આસ્વાદી શકાય તે બંને વિકલ્પો માન્ય કર્યા છે આ પણ આચાર્ય આનન્દવર્ધનનું એક નોંધપાત્ર પ્રદાન ગણાય. કોઈ પણ કાવ્યના દરેક શ્લોકમાં રસાસ્વાદ કરવાનો અને કાવ્યસમગ્રમાં રસાસ્વાદ કરવાનો એ બંને આગ્રહો અતિરેક ભર્યા છે અને કવિના તેના કાવ્યક્ષેત્રના સ્વાતંત્ર્યમાં અવરોધક છે. આનન્દવર્ધન આ અવરોધ ઊભો કરવા માંગતો નથી.

આ પછી જેમાં રસાદિ ધ્વનિ ન પણ હોય એવા વસ્તુધ્વનિ, કિંવા ચમત્કાર કિંવા તેનું સૌન્દર્ય અનિવાર્ય રીતે ભાવજન્ય હોય અને એમ બને તો જ તે ધ્વનિકાવ્ય ગણાય એ મતમાં પણ તે છૂટ મૂકે છે. વસ્તુધ્વનિ કે અલંકારધ્વનિ હોય ત્યાં ભાવાદિ ન જ હોય એવું જેમ નથી તેમ હોય જ એવું પણ નથી. આનન્દવર્ધન આ રીતે કાવ્યસૌન્દર્યને રસાદિની બહાર પણ સંભવતું જુએ છે તે તેના રસ એટલે કે રસધ્વનિ પ્રત્યેના પક્ષપાત છતાંયે મહત્ત્વનું છે. અને આ રીતેયે તેણે કવિને તેના કવિતાક્ષેત્રમાં છન્દતઃ વિહરવાનો અવકાશ આપ્યો છે. આને પણ આનંદવર્ધનની એક અગત્યની સેવા આપણે ગણવી જોઈએ.

આનન્દવર્ધન રસ અને કાવ્યના તે સંબંધ બાબત શું માને છે અને કાવ્યના અનંત પ્રકારો સંભવી શકે છે તે વાત સ્વીકારે છે, તે આ સંદર્ભમાં ખાસ સમજવા જેવું અને અત્યન્ત અગત્યનું છે.

ગુણીભૂતવ્યંગ્યકાવ્યને ધ્વન્યાભાસ કહેવા છતાં તેનો સ્વીકાર પણ તેના પક્ષે કવિતાની વાસ્તવિકતાના સ્વીકારરૂપ જ ગણાય અને કાવ્યના અવકાશને વિસ્તારનાર ગણાય.

આ રીતે પ્રતીયમાન અર્થનું પ્રાધાન્ય એટલે ધ્વનિ, એટલું કહીને, ધ્વનિ એટલે કાવ્ય, એટલું સ્વીકાર્યા બાદ તે ધ્વનિકાવ્યના જે વિભિન્ન શક્ય પ્રભેદો

અત્યન્ત મૌલિક રીતે ચર્ચે છે તેનાથી વાસ્તવિક-રીતે કાવ્ય એટલે શું તે વધુ સ્પષ્ટ થાય છે અને રસ તથા કાવ્યનો સંબંધ પણ તેના સાચા પરિપ્રેક્ષ્યમાં સ્થાપિત થાય છે. અમુક જ રીતે કાવ્ય રચવું ઘટે અથવા રચાય એ બાબતમાં આ રીતે આપણે આનન્દવર્ધનને ઓછામાં ઓછો આગ્રહી ગણી શકીએ. કાવ્ય એક શ્લોક પણ હોઈ શકે કે એક પ્રબંધ પણ. કાવ્યના ધ્વનિનો ચમત્કાર અર્થાત્ ધ્વનિનું સૌંદર્ય રસમાં, ભાવમાં, અલંકારમાં, વસ્તુમાં, પ્રબન્ધમાં અનેક રીતે હોઈ શકે એમ સ્વીકારીને પણ આચાર્ય આનન્દવર્ધન કવિનો અવકાશ કેટલો મોટો છે તે સિદ્ધ કરે છે.

આને લીધે જ સંસ્કૃત કાવ્યમીમાંસામાં અનુગામીઓમાં આનન્દવર્ધન જ અધિકૃત આચાર્ય તરીકે વર્ષો પર્યન્ત માન્ય રહ્યો. આનન્દવર્ધન કાવ્યના ક્ષેત્રને જે રીતે વિસ્તારે છે તે રીતે ઘણા આધુનિક યુગના કાવ્યપ્રકારોને પણ આવરી લે છે તે પણ તેના ગ્રંથની મહત્તાનું એક પ્રમાણ છે.

આજે પાશ્ચાત્ય કાવ્ય અને તેની આલોચનામાં અદ્યતન ગણાય છે તેવું ઘણુ આનન્દવર્ધન કવિતાની બાબતની તેની મીમાંસામાં આપી ચૂક્યો છે તે ઉપર્યુક્ત ચર્ચા પરથી સહેજે સમજાય તેવી વાત છે.

આમ ભાવપ્રધાન કાવ્યને ઉત્તમ કાવ્યમાં પણ ઉત્તમ ગણવા છતાં અને કાવ્યો મોટે ભાગે ભાવપ્રધાન હોય છે તે સ્વીકારવા છતાં જેમાં કોઈ ભાવવિશેષ ન વર્ણવાયો હોય કે પ્રાધાન્યને ન પામ્યો હોય તેવાં પણ ધ્વનિકાવ્યોની સંભાવના તો આનન્દવર્ધને સ્વીકારી જ છે. આથી રસાદિપ્રધાન ન હોય તેવું ધ્વનિકાવ્ય એટલે કે કાવ્ય હોઈ શકે એ વાત તેણે અમાન્ય કરી નથી. અને આને લીધે કાવ્યનો ચમત્કાર સર્જવામાં કવિની પ્રતિભાને માટે તેણે મુક્તક્ષેત્ર રાખ્યું છે. મુખ્ય આધાર કવિપ્રતિભા પર છે તે તેણે સ્વીકાર્યું છે. અને આ રીતે જોતાં કુન્તક પોતાના વક્રોક્તિસિદ્ધાન્તમાં કવિને જે અનોખું મહત્ત્વ આપે છે તેની પણ ભૂમિકા આનન્દવર્ધનમાં છે જ.

આજનો યુગ રસવિશેષ કે ભાવવિશેષમાં માત્ર ધ્વનિના પ્રાધાન્યના બળે માનવની અન્તઃચેતનાને જાગ્રત અને મુગ્ધ કરી દેનાર કાવ્યસર્જનને જ કાવ્ય માનવાને બદલે અનેકવિધ ચમત્કારના સર્જનની સંભાવનાને માન્યતા આપે છે. અહીં કાવ્યના જે સંભવિત વૈવિધ્યનો સ્વીકાર છે, અને એ વૈવિધ્યનો અન્ત નથી તે બાબતનો પણ સ્વીકાર છે. કાવ્યમાં હૃદયને સ્પર્શી મુગ્ધ કરી દેતો, સમગ્ર અન્તઃચેતનાને જાગ્રત કરી તેને કવિની અનુભૂતિમાં તદાકાર કરી દેતો

રસ કે ભાવ હોઈ શકે તે જ રીતે કોઈ અનોખું કલ્પન, કોઈ અલંકાર, કોઈ વિચાર, કોઈ સ્પન્દન, ગમે તે હોઈ શકે તે વાત આધુનિક યુગ સ્વીકારે છે. આ વૈવિધ્યના ઘણાખરા પ્રકારોને આનન્દવર્ધનના એક યા બીજા પ્રકારના વિકલ્પમાં સમાવિષ્ટ કરી શકાય. આમ, પશ્ચિમમાંના સાહિત્યનાં બે ત્રણ ઉદાહરણો લઈએ તો સમજાશે કે તે અનોખાં ઉદાહરણો ધ્વનિની કસોટીએ પાર ઉતરે છે. અને એ રીતે આચાર્ય આનન્દવર્ધનના ધ્વનિસિદ્ધાન્તની સૂક્ષ્મતા અને વ્યાપકતા સિદ્ધ થાય છે.

મોપાસાંની પ્રસિદ્ધ વાર્તા The Necklaceમાં થોડો સમય પહેરવા માટે લાવવામાં આવેલો હીરાનો હાર ખોવાઈ જવાથી તે ભરપાઈ કરવા એક યુવાન દંપતિ વર્ષો લગી મહેનત કરે છે અને તેમ કરતાં અકાળે વૃદ્ધ થઈ જાય છે. વર્ષો લગી મૂળે એ હાર જેનો હતો તે સ્ત્રી મળે છે અને તેની પાસેથી આખી વાત જાણી બોલી ઊઠે છે કે "અરે મારી બેની ! એ હાર તો ખોટો હતો !" ત્યારે જે અપૂર્વ આઘાતનો અનુભવ સહૃદય વાચકને થાય છે, તે આઘાત આપોઆપ ધ્વનિત થાય છે અને આ વાર્તા આ આઘાતના બળે એક શ્રેષ્ઠ વાર્તા બને છે. આમાં આઘાતનો ધ્વનિ જ કેન્દ્રમાં છે.

ઓ. હેન્રીની વાર્તા A Stange Storyની કથા આ છે : એક યુવાન દંપતીની બાળકી માંદી છે. પતિ રાતે દવા લેવા જાય છે, પાછો ફરતો નથી. એ છોકરી સાજી થઈ જાય છે. મોટી થઈ જાય છે. તે પછી ઘણાં વર્ષે તેનાં લગ્ન થયાં છે. તેની બાળકી રાતે માંદી છે. તેનો પતિ દવા લેવા જવા તત્પર થાય છે. તે જવા દેતી નથી. આખરે તે તેની પત્નીની અવગણના કરી જવા તૈયાર થાય છે ત્યાં જ બારણું ઉઘડે છે. એક ડોસો, સફેદ વાળવાળો અને કેડે નમેલો, હાથમાં દવાની બાટલી સાથે પ્રવેશે છે માંદી બાળકી તરફ જોઈને કહે છે કે "બેટા, માફ કરજે જરા મોડું થઈ ગયું. જરાકમાં હું બસ ચૂકી ગયો." ત્યારે ધ્વનિ છે એક વિચાર માત્રનો, અને તે એ કે માનવના જીવનમાં મળતાં વર્ષો એ કાળદૃષ્ટ્યા અતિઅલ્પ છે એમને એમ આ વિચાર પ્રગટ કરવાને બદલે ધ્વનિ રૂપે પ્રગટ થાય છે ત્યારે સહૃદય સામાજિક માટે એક અદ્ભુત અનુભૂતિ બની જાય છે.

આમ, અનેક દૃષ્ટિએ વિચારતાં આજે તો એમ લાગે કે પ્રાચીન કાળે આનન્દવર્ધનના ધ્વનિસિદ્ધાન્તનું જે મહત્ત્વ હતું, તે આજના સંદર્ભમાં તો અનેકગણું વધી ગયું છે. આ રીતે આચાર્ય આનન્દવર્ધનના ધ્વનિ અને રસના સિદ્ધાન્તો અત્યન્ત મહત્ત્વના બની રહે છે. રસસિદ્ધાન્ત અને ખાસ ધ્વનિસિદ્ધાન્ત માત્ર ભારતીય સાહિત્યને નહીં બલ્કે જગતના ઘણાં સાહિત્યોના સૌંદર્યના રહસ્યને વ્યાપી વળે છે

## કાવ્ય અને ઔચિત્ય

આ યુગના વિભિન્ન આચાર્યોના સર્જનાત્મક ગ્રંથોમાં ધ્વનિ, રસ, વક્રોક્તિ, ઔચિત્ય અને અનુમાન કાવ્યના જીવાતુભૂત તત્ત્વ, એટલે સારતત્ત્વ તરીકે પ્રતિપાદિત થયાં. આ તમામ આચાર્યોનો પ્રયત્ન પ્રાચીન કાવ્યના અંતરંગ રહસ્યમાં સવિશેષ ઊંડા ઉતરી સૂક્ષ્મતત્ત્વ શોધી ઉદ્‌ઘાટિત કરવાનો છે. અને એ તમામ પ્રયત્નોને પરિણામે આખરે તો કાવ્યનું રહસ્ય, કાવ્યનું તત્ત્વ, વધુ સ્પષ્ટાકાર થયું છે અને કાવ્યના નિઃસીમ સૌંદર્યવિકાશનો ખ્યાલ સ્પષ્ટ થયો છે. આમાં એક પ્રયત્ન તે ઔચિત્યને કાવ્યના જીવાતુભૂત તત્ત્વ તરીકે સ્થાપિત કરવાનો. ઔચિત્યવાદનો પ્રવર્તયિતા આમ તો ક્ષેમેન્દ્ર ગણાય છે, છતાં તેના પુરોગામી આચાર્ય આનન્દવર્ધને અન્ય મૌલિક ચિન્તન સાથે પોતાનું રસાનુલક્ષી ઔચિત્ય ચિન્તન પણ સારા એવા વિસ્તાર સાથે આપ્યું છે. અને આ ચિંતન તાત્ત્વિક અને સૂક્ષ્મ પણ ઘણું છે. આની તુલનાએ ક્ષેમેન્દ્રનું ચિન્તન ઉપરછલ્લું અને સામાન્ય કક્ષાનું લાગે છે. આને લીધે શ્રી. નગીનદાસ પારેખ એવું કહેવાને પ્રેરાયા છે કે : "ક્ષેમેન્દ્રે પોતાના ગ્રંથમાં છૂટે હાથે દૃષ્ટાન્તો આપી તેના ઔચિત્ય-અનૌચિત્યની ચર્ચા કરેલી છે, એટલે એ શું કહેવા માગે છે, તે તદ્દન સ્પષ્ટ થઈ જાય છે, એ એના નિરૂપણનો મોટો લાભ છે. બાકી, એના નિરૂપણમાં શાસ્ત્રીય વ્યવસ્થા ઓછી છે. એ રીતે જોઈએ તો આ જ વસ્તુની આનન્દવર્ધને ધ્વન્યાલોકમાં કરેલી ચર્ચા વધુ શાસ્ત્રીય, વધુ તર્કસંગત અને વધુ વ્યવસ્થિત છે." (અભિનવનો રસવિચાર, પા. ૨૭૯). સંભવ છે કે ક્ષેમેન્દ્રને ઔચિત્યને કાવ્યના આત્મા તરીકે સ્થાપિત કરવાની પ્રેરણા મૂળ આનન્દવર્ધનની સંઘટના તથા રસના સંદર્ભે ઔચિત્યની ચર્ચામાંથી મળી હોય. આ પછી તેણે જે ૨૮ ઔચિત્ય પ્રકારો આપ્યા છે તેમાં ઔચિત્યના ક્ષેત્રનો વિસ્તાર કર્યો છે. આથી આનન્દવર્ધનના ઔચિત્યવિષયક ચિન્તનની મુખ્ય વાતોના સંદર્ભમાં ક્ષેમેન્દ્રના ચિન્તનની વિચારણા ઇષ્ટ થશે. એ રીતે તેના પ્રદાન તથા મર્યાદા બંનેનો સાચો ખ્યાલ મેળવી શકાશે.

આનન્દવર્ધને ક્ષેમેન્દ્રની માફક ઔચિત્યની વ્યાખ્યા કરી નથી, છતાં ઔચિત્યની વિસ્તૃત ચર્ચા સંઘટના અને સંઘટના જેની અભિવ્યક્તિમાં સહાય કરે છે તે રસાદિના, સંદર્ભે તેણે કરી છે. વળી દ્વિવિધ દોષનો સંદર્ભ પણ તે લે છે. સંઘટનાની ચર્ચા કરતી કારિકા ૩.૫ માં આનન્દવર્ધનનું ઔચિત્ય પરત્વે વિધાન છે કે "..........तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः।" અર્થાત્, વક્તા અને વાચ્યનું ઔચિત્ય એ સંઘટનાના નિયમનનો હેતુ છે. સંઘટના માધુર્યાદિ રસોને વ્યક્ત કરે છે તેથી આડકતરી રીતે ઔચિત્ય રસાદિનું પણ નિયમન કરે છે. આને લીધે આનન્દવર્ધનની એ વાત સ્પષ્ટ થાય છે કે રસભંગ એ જ અનૌચિત્યનું કારણ છે અને આમ જ્યાં રસાદિનો ભંગ નથી ત્યાં ઔચિત્ય છે. તે કહે છે :

तदयमत्र परमार्थः –

अनौचित्यादृते नान्यद् रसभङ्गस्य कारणम् ।

प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा ॥

અભિનવગુપ્ત કારિકા ૩.૫ ના અનુસંધાનમાં કહે છે કે :

द्विविधो हि दोषः, कवेरव्युत्पत्तिकृतोऽशक्तिकृतश्च । तत्राव्युत्पत्तिकृतो दोषः शक्तितिरस्कृतत्त्वात्कदाचिन्न लक्ष्यते । यस्त्वशक्तिकृतो दोषः स झटिति प्रतीयते । ...तथाहि महाकवीनामप्युत्तमदेवताविषयप्रसिद्धशृङ्गारनिबन्धनाद्यदनौचित्यं शक्तितिरस्कृतत्वाद् ग्राम्यत्वेन प्रतिभासते...। ...एवमादौ च विषये यथौचित्या त्यागस्तथा दर्शितमेवाग्रे ।

કવિ પ્રતિભાને કારણે પ્રથમ દોષ ઢંકાઈ શકે, પરન્તુ પ્રતિભાના અભાવનો દોષ કોઈ પણ રીતે ન ઢંકાય. તેથી ઔચિત્ય કઈ રીતે સચવાય તેની મીમાંસા કરી છે. તે આગળ વળી કહે છે કે :

तस्माद्गुणव्यतिरिक्तत्वे गुणस्वरूपत्वे च सङ्घटनायाः अन्यः कश्चिन्नियमहेतुर्वक्तव्यः इत्युच्यते । तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः ।

રસાદિને અભિવ્યક્ત કરવાં એ સંઘટનાનો મૂળ ઉદ્દેશ છે. તેથી ગુણસ્વરૂપત્વ કે ગુણવ્યતિરિક્તત્વના નિયમનનો કોઈ હેતુ જોઈએ. આ હેતુ છે, વક્તા અને વાચ્યનું ઔચિત્ય. આટલી ચર્ચા પછી આનન્દવર્ધન તેની વિગતોમાં ઉતરે છે.

વક્તા અને વાચ્યની વિગતો આપતાં તે જુદાં જુદાં ઔચિત્યોની ચર્ચા કરે છે. આ ચર્ચા સિદ્ધ કરે છે કે ઔચિત્ય મુખ્યત્વે રસાદિ સાથે સંકળાયેલ

આમ, અનેક દૃષ્ટિએ વિચારતાં આજે તો એમ લાગે કે પ્રાચીન કાળે આનન્દવર્ધનના ધ્વનિસિદ્ધાન્તનું જે મહત્ત્વ હતું, તે આજના સંદર્ભમાં તો અનેકગણું વધી ગયું છે. આ રીતે આચાર્ય આનન્દવર્ધનના ધ્વનિ અને રસના સિદ્ધાન્તો અત્યન્ત મહત્ત્વના બની રહે છે. રસસિદ્ધાન્ત અને ખાસ ધ્વનિસિદ્ધાન્ત માત્ર ભારતીય સાહિત્યને નહીં બલ્કે જગતના ઘણાં સાહિત્યોના સૌંદર્યના રહસ્યને વ્યાપી વળે છે

## કાવ્ય અને ઔચિત્ય

આ યુગના વિભિન્ન આચાર્યોના સર્જનાત્મક ગ્રંથોમાં ધ્વનિ, રસ, વક્રોક્તિ, ઔચિત્ય અને અનુમાન કાવ્યના જીવાતુભૂત તત્ત્વ, એટલે સારતત્ત્વ તરીકે પ્રતિપાદિત થયાં. આ તમામ આચાર્યોનો પ્રયત્ન પ્રાચીન કાવ્યના અંતરંગ રહસ્યમાં સવિશેષ ઊંડા ઉતરી સૂક્ષ્મતત્ત્વ શોધી ઉદ્‌ઘાટિત કરવાનો છે. અને એ તમામ પ્રયત્નોને પરિણામે આખરે તો કાવ્યનું રહસ્ય, કાવ્યનું તત્ત્વ, વધુ સ્પષ્ટાકાર થયું છે અને કાવ્યના નિઃસીમ સૌંદર્યવિકાશનો ખ્યાલ સ્પષ્ટ થયો છે. આમાં એક પ્રયત્ન તે ઔચિત્યને કાવ્યના જીવાતુભૂત તત્ત્વ તરીકે સ્થાપિત કરવાનો. ઔચિત્યવાદનો પ્રવર્તયિતા આમ તો ક્ષેમેન્દ્ર ગણાય છે, છતાં તેના પુરોગામી આચાર્ય આનન્દવર્ધને અન્ય મૌલિક ચિન્તન સાથે પોતાનું રસાનુલક્ષી ઔચિત્ય ચિન્તન પણ સારા એવા વિસ્તાર સાથે આપ્યું છે. અને આ ચિંતન તાત્ત્વિક અને સૂક્ષ્મ પણ ઘણું છે. આની તુલનાએ ક્ષેમેન્દ્રનું ચિન્તન ઉપરછલ્લું અને સામાન્ય કક્ષાનું લાગે છે. આને લીધે શ્રી. નગીનદાસ પારેખ એવું કહેવાને પ્રેરાયા છે કે : "ક્ષેમેન્દ્રે પોતાના ગ્રંથમાં છૂટે હાથે દૃષ્ટાન્તો આપી તેના ઔચિત્ય-અનૌચિત્યની ચર્ચા કરેલી છે, એટલે એ શું કહેવા માગે છે. તે તદ્દન સ્પષ્ટ થઈ જાય છે, એ એના નિરૂપણનો મોટો લાભ છે. બાકી, એના નિરૂપણમાં શાસ્ત્રીય વ્યવસ્થા ઓછી છે. એ રીતે જોઈએ તો આ જ વસ્તુની આનન્દવર્ધને ધ્વન્યાલોકમાં કરેલી ચર્ચા વધુ શાસ્ત્રીય, વધુ તર્કસંગત અને વધુ વ્યવસ્થિત છે." (અભિનવનો રસવિચાર, પા. ૨૭૯). સંભવ છે કે ક્ષેમેન્દ્રને ઔચિત્યને કાવ્યના આત્મા તરીકે સ્થાપિત કરવાની પ્રેરણા મૂળ આનન્દવર્ધનની સંઘટના તથા રસના સંદર્ભે ઔચિત્યની ચર્ચામાંથી મળી હોય. આ પછી તેણે જે ૨૮ ઔચિત્ય પ્રકારો આપ્યા છે તેમાં ઔચિત્યના ક્ષેત્રનો વિસ્તાર કર્યો છે. આથી આનન્દવર્ધનના ઔચિત્યવિષયક ચિન્તનની મુખ્ય વાતોના સંદર્ભમાં ક્ષેમેન્દ્રના ચિન્તનની વિચારણા ઇષ્ટ થશે. એ રીતે તેના પ્રદાન તથા મર્યાદા બંનેનો સાચો ખ્યાલ મેળવી શકાશે.

આનન્દવર્ધને ક્ષેમેન્દ્રની માફક ઔચિત્યની વ્યાખ્યા કરી નથી, છતાં ઔચિત્યની વિસ્તૃત ચર્ચા સંઘટના અને સંઘટના જેની અભિવ્યક્તિમાં સહાય કરે છે તે રસાદિના, સંદર્ભે તેણે કરી છે. વળી દ્વિવિધ દોષનો સંદર્ભ પણ તે લે છે. સંઘટનાની ચર્ચા કરતી કારિકા ૩.૫ માં આનન્દવર્ધનનું ઔચિત્ય પરત્વે વિધાન છે કે "..........तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः।" અર્થાત્, વક્તા અને વાચ્યનું ઔચિત્ય એ સંઘટનાના નિયમનનો હેતુ છે. સંઘટના માધુર્યાદિ રસોને વ્યક્ત કરે છે તેથી આડક્તરી રીતે ઔચિત્ય રસાદિનું પણ નિયમન કરે છે. આને લીધે આનન્દવર્ધનની એ વાત સ્પષ્ટ થાય છે કે રસભંગ એ જ અનૌચિત્યનું કારણ છે અને આમ જ્યાં રસાદિનો ભંગ નથી ત્યાં ઔચિત્ય છે. તે કહે છે :

तदयमत्र परमार्थः –

अनौचित्यादृते नान्यद् रसभङ्गस्य कारणम् ।

प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा ॥

અભિનવગુપ્ત કારિકા ૩.૫ ના અનુસંધાનમાં કહે છે કે :

द्विविधो हि दोषः, कवेरव्युत्पत्तिकृतोऽशक्तिकृतश्च । तत्राव्युत्पत्तिकृतो दोषः शक्तितिरस्कृतत्त्वात्कदाचिन्न लक्ष्यते । यस्त्वशक्तिकृतो दोषः स झटिति प्रतीयते । ...तथाहि महाकवीनामप्युत्तमदेवताविषयप्रसिद्धशृङ्गारनिबन्धनाद्यदनौचित्यं शक्तितिरस्कृतत्वाद् ग्राम्यत्वेन प्रतिभासते...। ...एवमादौ च विषये यथौचित्या त्यागस्तथा दर्शितमेवाग्रे ।

કવિ પ્રતિભાને કારણે પ્રથમ દોષ ઢંકાઈ શકે, પરન્તુ પ્રતિભાના અભાવનો દોષ કોઈ પણ રીતે ન ઢંકાય. તેથી ઔચિત્ય કઈ રીતે સચવાય તેની મીમાંસા કરી છે. તે આગળ વળી કહે છે કે:

तस्माद्गुणव्यतिरिक्तत्वे गुणस्वरूपत्वे च सङ्घटनायाः अन्यः कश्चिन्नियमहेतुर्वक्तव्यः इत्युच्यते । तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः ।

રસાદિને અભિવ્યક્ત કરવાં એ સંઘટનાનો મૂળ ઉદ્દેશ છે. તેથી ગુણસ્વરૂપત્વ કે ગુણવ્યતિરિક્તત્વના નિયમનનો કોઈ હેતુ જોઈએ. આ હેતુ છે, વક્તા અને વાચ્યનું ઔચિત્ય. આટલી ચર્ચા પછી આનન્દવર્ધન તેની વિગતોમાં ઉતરે છે.

વક્તા અને વાચ્યની વિગતો આપતાં તે જુદાં જુદાં ઔચિત્યોની ચર્ચા કરે છે. આ ચર્ચા સિદ્ધ કરે છે કે ઔચિત્ય મુખ્યત્વે રસાદિ સાથે સંકળાયેલ

છે અને જ્યાં જ્યાં રસભંગ થાય ત્યાં ત્યાં ઔચિત્યનો અભાવ છે, અર્થાત્, જ્યાં જ્યાં રસભંગ ન થાય ત્યાં ત્યાં ઔચિત્ય નિયામક તત્ત્વ તરીકે જળવાઈ સંઘટનાને રસાદિના પ્રકટીકરણમાં મદદ કરે છે. આ પછી વિગતે આનન્દવર્ધન અસમાસા, મધ્યસમાસા અને દીર્ઘસમાસા સંઘટના કયા કયા રસમાં ઉચિત કે અનુચિત બને છે તેની ચર્ચા કરે છે – અને આમાં કવિને કેટલી મુક્તિ છે તે પણ બતાવે છે. આના સંદર્ભમાં અભિનવગુપ્તની વિશેષ સ્પષ્ટતા એ આનન્દવર્ધનની જ વિચારધારાને સ્પષ્ટ કરનારી છે એમ કહી શકાય. તે કહે છે :

उचितशब्देन रसविषयमौचित्यं भवतीति दर्शयन् रसध्वनेः जीवितत्वं सूचयति । तदभावे हि किमपेक्षयेदमौचित्यं नाम सर्वत्रोद्घोष्यते इति भावः । .......અને औचित्यनिबन्धनं रसभावादि मुक्त्वा किञ्चिदस्तीति तदेवान्तर्यामि मुख्यं जीवितमभ्युपगन्तव्यं न तु सा । एतेन यदाहुः केचित्–औचित्यघटितसुन्दरशब्दार्थमये काव्ये किमन्येन ध्वन्यात्मभूतेनेति ते स्ववचनमेव ध्वनिसद्भावाभ्युपगमसाक्षिभूतं मन्यमाना प्रत्युक्ताः ।

ઔચિત્ય એ બે વસ્તુ વચ્ચેના સંબંધમાંથી ઉદ્ભવે છે. કોઈ એક વસ્તુ બીજીના સંદર્ભે જ ઉચિત કે અનુચિત હોય છે. આને લીધે એકવસ્તુના સંબન્ધે બીજી ઉચિત છે કે અનુચિત તેના પરીક્ષણ પહેલાં તે વસ્તુઓનું સ્વરૂપ સમજી લેવું જોઈએ. કાવ્યમાં રસ અને ભાવાદિ એ જ વસ્તુ છે જેના સંદર્ભમાં આ ઔચિત્યનો વિચાર કરવાનો છે, આનન્દવર્ધને આમ રસાદિને, અને રસાદિને જ, કેન્દ્રમાં રાખીને ઔચિત્યની વિચારણા કરી છે. બીજી રીતે એમ કહી શકાય કે રસાદિની અભિવ્યક્તિ અને વક્તાના ઉચિત સંનિવેશ આ બે કાવ્યનાં કારણો છે. આમ કાવ્યસમગ્રનું ઔચિત્ય વક્તા અને વાચ્ય સાથે સંકળાયેલ છે અને તે રસાદિને કેન્દ્રમાં રાખી વર્ણવાય છે, કારણ આચાર્ય આનન્દવર્ધન માટે રસાદિની સ્વાભાવિક અને સહૃદયને ગમ્ય બનતી અભિવ્યક્તિ એ જ કાવ્યમાં કાવ્યનું મુખ્ય સાધ્ય છે.

આ પછી ઔચિત્યની આનન્દવર્ધને આપેલી વિગતો અન્ય કારિકાઓમાંથી સ્પષ્ટ થાય છે. આનન્દવર્ધન સંઘટનાને ગુણની આશ્રિત કહે છે અને ઉમેરે છે કે સંઘટનાના નિયમનમાં વક્તા અને વાચ્યનું ઔચિત્ય કામ કરે છે અને એ રીતે ગુણની આશ્રિતા, અને વક્તા તથા વાચ્યના ઔચિત્યથી નિયંત્રિત બનેલી, સંઘટના રસાદિને વ્યક્ત કરે છે. તેની અન્ય વિગતો આ છે :

विषयाश्रयमप्यन्यदौचित्यं तां नियच्छति ।
काव्यप्रभेदाश्रयतः स्थिता भेदवती हि सा ॥ (३.७)

एतद्यथोक्तमौचित्यमेव तस्या नियामकम् ।
सर्वत्र गद्यबन्धेऽपि छन्दोनियमवर्जिते ॥ (३.८)

रसबन्धोक्तमौचित्यं भाति सर्वत्र संश्रिता ।
रचना विषयापेक्षं तत्तु किञ्चिद् विभेदवत् ॥ (३.९)

विभावभावानुभावसञ्चार्यौचित्यचारुणः ।
विधिः कथाशरीरस्य वृत्तस्योत्प्रेक्षितस्य वा ॥ (३.१०)

આનન્દવર્ધને આ પછી વિશેષ ચર્ચા પ્રબન્ધમાં સાચવવાનાં ઔચિત્યોની કરી છે. અનુભાવૌચિત્ય સંચારીનું ઔચિત્ય વગેરે પણ સમજાવ્યાં છે. પ્રબન્ધની રસવ્યંજકતા માટેનાં જરૂરી નિયમનો આ સંદર્ભમાં ૩.૧૧ થી ૧૪ માં ચર્ચાયા છે. રસના ઔચિત્યની બાબતમાં તે કહે છે કે:

अविरोधी विरोधी वा रसाङ्गिनि रसान्तरे ।
परितोषं न नेतव्यस्तथा स्याद‌विरोधिता ॥ (३. २४)

અને

वाच्यानां वाचकानां च यदौचित्येन योजनम् ।
रसादिविषयेणैतत्कर्म मुख्यं महाकवेः ॥ (३. ३२)

આનન્દવર્ધનની આ ઔચિત્યની મીમાંસાને ડૉ. સૂર્યકાન્ત આ રીતે સમજાવે છે :

"It is clear from the above discussion that Anandavardhana is all the time considering Aucitya as subordinate to Rasa. He wants to restrict the poetic licence by means of Aucitya, so that the poet may not write whatever he likes. Propriety, here, takes the form of some binding rules which regulate the style, accessories, excitants, grimaces, and the subordinate sentiments. The object of this regulation is that all the parts of poetry mentioned above should be in harmony and contribute to the development of the main flavour. Any violation of this regulation would result in the

abetement in the relish of poetry and, therefore, must be discredited by all means." (Ksemendra Studies, p. 67)

આનન્દવર્ધનની આટલી વિશાળ મીમાંસા ઔચિત્યની કાવ્યના જીવાતુભૂત-તત્વ તરીકેની, આત્મા તરીકેની, તેની સ્થાપનામાં ક્ષેમેન્દ્રને ખૂબ મદદરૂપ થાય તે સ્વભાવિક છે. કાણે સહિત ઘણા વિદ્વાનોને લાગ્યું છે કે આનન્દવર્ધનના ઔચિત્યવિષયક આ પ્રદાન પછી ક્ષેમેન્દ્રને ઔચિત્યની બાબતમાં વિશેષ કશું કહેવાનું રહેતું નથી, તેનામાં મૌલિક ખાસ કશું નથી. છતાં ક્ષેમેન્દ્ર આનન્દ-વર્ધનનાં વિચારોને આગળ વધારી વિસ્તારી જે કંઈ કહે છે તેનું પરીક્ષણ કરતાં આપણને લાગશે કે ક્ષેમેન્દ્રે પણ તેની પોતાની રીતે ઔચિત્યની વિચા-રણાને સમૃદ્ધ કરી છે. અને તેનું પણ પ્રદાન છે જ.

આ સંદર્ભમાં સૌથી પહેલી લઈએ ક્ષેમેન્દ્રે આપેલી ઔચિત્યની વ્યાખ્યા. તેની ઔચિત્યની જે વ્યાખ્યા સાતમાં શ્લોકમાં છે, તે ખરેખર ત્રીજા શ્લોકના સંદર્ભમાં જ સ્પષ્ટ સમજાય તેમ છે. તેથી તે બે શ્લોકો આપણે સાથે લઈએ :

औचित्यस्य चमत्कारकारिणश्चारुचर्वणे ।
रसजीवितभूतस्य विचारं कुरुतेऽधुना ।।३।।

उचितं प्राहुराचार्याः सदृशं किल यस्य यत् ।
उचितस्य च यो भावस्तदौचित्यं प्रचक्षते ।।७।।

આ બે શ્લોકમાં ક્ષેમેન્દ્ર ઔચિત્યનાં આ લક્ષણો આપે છે :

(૧) ઔચિત્ય એ કાવ્યની સૌન્દર્યાનુભુતિમાં ચમત્કાર સર્જનારું તત્વ છે.

(૨) કાવ્યના રસનું તે જીવિતભૂત છે.

(૩) ઔચિત્ય કાવ્યમાં બે વસ્તુના સંબંધે ઉદ્‌ભવે છે, જે જેની સાથે સદૃશ હોય તેને માટે ઉચિત ગણાય.

(૪) આ ઉચિતતાના ભાવને ઔચિત્ય કહે છે.

આનો અર્થ એ થાય કે પુરોગામી આચાર્યોએ જેને કાવ્યનું જીવિત કહ્યું છે તે રસાદિનું પણ જીવિત છે ઔચિત્ય. ઔચિત્યરૂપી જીવિત થકી જ રસાદિ કાવ્યનું સૌન્દર્ય સરજે છે. આથી રસાદિમાં અને રસાદિના પ્રકટી-કરણમાં ઔચિત્ય અનિવાર્ય બની રહે છે. આરંભમાં જ તેણે ઔચિત્યની તુલનાએ ગુણો અને અલંકારો બાબત વિધાન કર્યું છે કે :

काव्यस्यायमलङ्कारैः किं मिथ्यागणितैर्गुणैः ।
यस्य जीवितमौचित्यं विचिन्त्यापि न दृश्यते ॥ ४ ॥

अलङ्कारास्त्वलङ्कारा गुणा एव गुणाः सदा ।
औचित्यं रससिद्धस्य स्थिरं काव्यस्य जीवितम् ॥ ५ ॥

કાવ્યમાં અલંકારો અલંકાર તરીકે અને ગુણો ગુણો તરીકે માત્ર ગણ્યા કરવાથી કશો લાભ નથી. ગુણ અને અલંકારથી ઔચિત્ય આ રીતે ભિન્ન છે અને રસથી જેની સૌન્દર્યસિદ્ધિ થઈ છે તેવા કાવ્યનું સ્થિર એવું જીવિત છે.

વિશેષ સ્પષ્ટતા તેણે આ રીતે કરી છે, અને ભાર પૂર્વક કરી છે, કે—

औचित्यं त्वग्रे वक्ष्यमाणलक्षणं स्थिरम् अविनश्वरं जीवितं काव्यस्य । तेन विनास्य गुणालङ्कारयुक्तस्यापि निर्जीवितत्वात् ।

અર્થાત્ કાવ્યમાં એટલે કે રસસિદ્ધ કાવ્યમાં ગુણાલંકારો હોય. પરન્તુ જો ઔચિત્ય ન હોય તો કાવ્ય નિર્જીવ લાગે છે.

વળી વિશેષમાં ક્ષેમેન્દ્રે એમ પણ કહ્યું છે કે કાવ્યનો કોઈ પણ અલંકાર ઉચિત સ્થાને યોજાય તો જ તે અલંકાર તરીકે સાર્થક થઈ કાવ્યમાં પોતાનું કાર્ય બજાવી શકે; અને સતત ઔચિત્યથી અચ્યુત એવા ગુણો જ ખરેખર કાવ્યમાં ગુણો બને. તે કહે છે :

उचितस्थानविन्यासादलङ्कृतिरलङ्कृतिः ।
औचित्यादच्युता नित्यं भवन्त्येव गुणा गुणाः ॥ ६ ॥

अलङ्कृतिरुचितस्थानविन्यासादलङ्कर्तुं क्षमा भवति । अन्यथात्वलङ्कृतिव्यपदेशमेव न लभते । तद्वदौचित्यादपरिच्युता गुणा गुणतामासादयन्ति, अन्यथा पुनरगुणा एव ।

આમ ઔચિત્ય એટલે કાવ્યમાં પ્રત્યેક અલંકારનો ઉચિત સ્થાને વિન્યાસ અને એક વસ્તુના સંબંધે બીજી સદૃશ હોવાનો ભાવ. આનન્દવર્ધને ઔચિત્યનું લક્ષણ આપ્યું નથી છતાં જે લક્ષણ તેના નિરૂપણ પરથી તારવી શકાય છે, તેને ક્ષેમેન્દ્ર વધારે વિસ્તારી સ્પષ્ટીકાર કરીને આપણી પાસે રજૂ કરે છે.

સ્વભાવિક રીતે જ રસાદિઔચિત્યને તે વધારે વિગતે અને ઝીણવટપૂર્વક વર્ણવે છે, કારણ તેણે કાવ્યમાં રસને સૌથી મહત્ત્વપૂર્ણ ગણ્યો છે. ઉપરાંત તે દરેકે દરેક રસના ઔચિત્યને નિરૂપે છે, અને એ અર્થે કુલ વીસ જેટલાં ઉદાહરણો આપે છે. વિભિન્ન રસોના સમન્વયના ઔચિત્ય બાબતનો

પ્રશ્ન પણ તેણે સવિસ્તર ચર્ચ્યો છે. અહીં આનન્દવર્ધનનો પ્રભાવ સ્પષ્ટ જોવા મળે છે. તે કહે છે :

यथा मधुरतिक्ताद्या रसाः कुशलयोजिताः ।
विचित्रास्वादतां यान्ति शृङ्गाराद्यास्तथा मिथः ॥ १७ ॥

तेषां परस्पराश्लेषात्कुर्यादौचित्यरक्षणम् ।
अनौचित्येन संस्पृष्टः कस्येष्टो रससङ्करः ॥ १८ ॥

આનન્દવર્ધનની તુલનાએ તેની વિશેષતા એ સ્થળે છે કે આ મુદ્દો પણ તેણે ખૂબ સુંદર ઉદાહરણો દ્વારા સ્પષ્ટ કર્યો છે. આ રીતે પણ આનન્દવર્ધન કરતાં તે જુદો પડે છે.

એ સાથે આપણે જોઈએ છીએ કે ક્ષેમેન્દ્ર ઔચિત્યનાં અઠ્ઠાવીસ સ્થાનોનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, અને સાથે સાથે આ અઠ્ઠાવીસથી વધુ ઔચિત્યનાં સ્થાનો હોવાની સંભાવના પણ સ્વીકારે છે, ત્યારે સ્પષ્ટ થાય છે કે ક્ષેમેન્દ્ર-ના મતે ઔચિત્ય કાવ્યના અણુએ અણુમાં વ્યાપેલું હોય છે. તેણે નિર્દેશેલા ઔચિત્યસ્થાનો આ છે :

पदे वाक्ये प्रबन्धार्थे गुणेऽलङ्करणे रसे ।
क्रियायां कारके लिङ्गे वचने च विशेषणे ॥ ८ ॥

उपसर्गे निपाते च काले देशे कुले व्रते ।
तत्वे सत्वेऽप्यभिप्राये स्वभावे सारसङ्ग्रहे ॥ ९ ॥

प्रतिभायामवस्थायां विचारे नाम्न्यथाशिषि ।
काव्यस्याङ्गेषु च प्राहुरौचित्यं व्यापि जीवितम् ॥ १० ॥

અહીં છેલ્લે ક્ષેમેન્દ્રે જેનો નિર્દેશ કર્યો છે તે અન્ય કાવ્યાંગોના ઔચિત્યનાં ઉદાહરણોની તેણે સ્પષ્ટતા કરી નથી. આનું કારણ છે કાવ્યાંગો તથા તેના ઉદાહરણોનું આનન્ત્ય. ક્ષેમેન્દ્ર આ ઔચિત્યોની ચર્ચા કરે છે ત્યારે ઔચિત્ય અને અનૌચિત્ય બંનેના દાખલા આપે છે. આ પદ્ધતિનો લાભ એ છે કે ઔચિત્ય દરેક વખતે પૂરી સ્પષ્ટતાને પામે છે.

આથી આપણે, કાણે કહે છે તેમ, ક્ષેમેન્દ્ર માત્ર આનન્દવર્ધનને અનુસરે છે એમ કહીએ, કે માત્ર રસાદિનું ઔચિત્ય વર્ણવનાર આનન્દવર્ધન આપણને ઔચિત્યનો ક્ષેમેન્દ્ર કરતાં સવિશેષ પરિચય આપે છે એમ કહીએ, તે બંનેમાં અત્યુક્તિ રહેલી છે. એમાં આનન્દવર્ધન પ્રત્યે પક્ષપાત અને ક્ષેમેન્દ્રને અન્યાય

થાય છે. આનન્દવર્ધનની તુલનાએ ક્ષેમેન્દ્રની વિશેષતા એ છે કે તેણે ઔચિત્યનાં વધુ વ્યાપક અને સ્પષ્ટ લક્ષણ, રસૌચિત્યનાં જુદી જ રીતનાં નિરૂપણ, ઔચિત્યનાં અનેક સ્થાનોનાં નિરૂપણ તથા દરેક વખતે ઔચિત્ય અને અનૌચિત્ય વ્યક્ત કરનારાં ઉદાહરણો આપ્યાં. અને એ રીતે ક્ષેમેન્દ્રનું નિરૂપણ, કદાચ આનન્દવર્ધન જેટલું સૂક્ષ્મ કે તાત્વિક અને શાસ્ત્રીય ભલે ન હોય તો પણ તેની પોતાની રીતે સુંદર છે, અને કાવ્યના આ અલંકરણને સવિશેષ સ્પષ્ટાકાર કરનારું છે તે વિષે બે મત રહેવાનો હવે અવકાશ નથી. અલબત આ સાથે ડૉ. સૂર્યકાન્તના નીચેના પ્રશસ્તિપરક વિધાનમાં થોડીક અત્યુક્તિ છે તે પણ આપણે સ્વીકારવું જ રહ્યું :

"Clearly Ksemendra's 'Aucityavicaracarca' shows great improvement on Anandavardhana's and Kuntaka's treatment of 'Propriety'. Ksemendra has propounded a school of thought which might be called the Propriety School. It considers propriety as the soul of poetry and as important as Rasa....His treatment of 'Propriety' is complete in itself. He defines the term, lays down practical rules according to which the theory can be applied in criticism, and distinguishes it from merits, sentiments and figures of speech." (Ksemendra Studies, p. 73)

અને તે છતાં સમગ્રપણે એ ખ્યાલ તો તમામ આચાર્યોને સ્વીકાર્ય બને તેવો છે કે વિશાળ રીતે સાહિત્યમાં ઉચિત અને અનુચિતનો ભાવ તો રહેલો છે જ. 'નાટ્યશાસ્ત્ર' રંગભૂમિ પર નાટ્ય પ્રયોગમાં અમુક વસ્તુઓ ન બતાવવી એમ કહી તેમની યાદી કરે છે. તેમાં વસ્તુ, રસદષ્ટિ, પ્રેક્ષકોની નીતિભાવના તથા અભિનયક્ષમતાની દષ્ટિએ ઉચિતતા ન લાગી તે નિવારવાનો આગ્રહ રાખ્યો છે. આ જ રીતે, દાખલા તરીકે, રાત્રિને સમયે પ્રિયતમના આવાસે જતા વધૂનું વર્ણન કરવાનું હોય ત્યારે તેને સોળે શણગાર સજીને જતી બતાવવામાં આવે તે ઉચિત ગણાય; તે રસને માટે અને વર્ણનને માટે ઉચિત કહેવાય. પરન્તુ પ્રભાતે પ્રિયતમની સોડમાંથી ઊભી થતી યુવતીને સર્વ શણગાર કરેલી બતાવવામાં આવે અથવા કવિ સદ્યસ્નાતા યુવતીનું વર્ણન કરે ત્યારે તેને સોળ શણગાર સજેલી બતાવે તો દેખીતી રીતે જ અનુચિત લાગે. પ્રીતમ અને પ્રેયસી

મધુરજની માટે એકાન્તમાં મળ્યાં હોય ત્યારે પ્રિયતમ ધર્મનો ઉપદેશ આપવા બેસે તો રસભંગ પણ થાય અને તે હાસ્યાસ્પદ પણ લાગે. આ જ રીતે ઘણા દાખલા આપી શકાય. આથી કાવ્યમાં ઔચિત્ય અને અનૌચિત્યનો ભાવ છે, અને તે મોટે ભાગે રસની સાથે સંકળાયેલ છે. પરંતુ તેનો પ્રભાવ રસ સિવાય અન્યત્ર પણ સર્વત્ર છે તે ક્ષેમેન્દ્રની વાત સાવ સાચી છે. આથી રસ-ભંગને માટે અનૌચિત્ય સિવાય અન્ય કોઈ કારણ નથી તે આનન્દવર્ધનની વાત તો સાચી, પરન્તુ રસભંગ સિવાય કાવ્યના ક્ષેત્રમાં અન્યત્ર પણ અનૌચિત્ય હોઈ શકે છે તે ક્ષેમેન્દ્રની વાત પણ સાચી છે. છતાં ક્ષેમેન્દ્ર જ્યારે તેને કાવ્યનું જીવાતુભૂત તત્ત્વ કહે છે, રસસિદ્ધ કાવ્યનું જીવિત કહે છે, ત્યારે તેમાં અત્યુક્તિ છે અને વિશાળ રીતે કાવ્યમાં સર્વત્ર ઔચિત્ય-અનૌચિત્યનો ભાવ રહેલો છે તેટલી વાત આમાંથી સ્વીકારને પાત્ર લાગે છે.

## નાટ્યસિદ્ધાન્તો – 'દશરૂપક' અને 'નાટ્યદર્પણ'નું પ્રદાન

સંસ્કૃત કાવ્યમીમાંસાને શાસ્ત્રીયતા અર્પનારાઓમાં ભામહ પ્રથમ આચાર્ય ગણાયો છે. અને સદીઓ પર્યંત, જેને પાંચમો વેદ કહ્યો છે તે, 'નાટ્યશાસ્ત્ર'ની ભરતની રચના બાદ નાટ્યશાસ્ત્ર સ્વતંત્ર રહ્યું છે અને સ્વતન્ત્ર રીતે વિકસ્યું છે. નાટ્યશાસ્ત્રના મૂળભૂત રસસિદ્ધાન્તને વિશાળ રીતે કાવ્યશાસ્ત્રમાં અપનાવીને આનન્દવર્ધને અને અભિનવગુપ્તે કાવ્યશાસ્ત્ર તેમ જ નાટ્યશાસ્ત્રની અને ખુદ રસસિદ્ધાન્તની પણ ઘણી મોટી સેવા કરી છે. આ પછી નાટ્યશાસ્ત્રના અગત્યના ગ્રંથોને કાવ્યશાસ્ત્રમાં આવરી લેવામાં આવ્યા છે. ધનંજયે રચેલું 'દશરૂપક' તથા તેના પરની ધનિકની ટીકા એ આચાર્ય આનન્દવર્ધનના આ બીજા યુગનો અત્યન્ત અગત્યનો નાટ્યગ્રંથ છે. વળી મમ્મટના યુગનો રામચંદ્ર–ગુણચંદ્રનો ગ્રંથ 'નાટ્યદર્પણ' કદાચ તેના કરતાં પણ વધુ અગત્યનો ગ્રન્થ છે. આ બે ગ્રંથોના ચિન્તનને અહીં આપણે આ બીજા યુગની જ વિચારણા તરીકે આવરી લઈએ છીએ. ત્રીજા યુગનો હોવા છતાં 'નાટ્યદર્પણ' એક મૌલિક સ્થાપના કરનારો નોંધપાત્ર ગ્રંથ છે તથી તેને અહીં સાથે લઈ લેવો એ ઉચિત માન્યું છે.

ધનંજયના ગ્રંથના નામાભિધાન પ્રમાણે તેમાં કેન્દ્રભૂત ચર્ચા ભરતે સ્વીકારેલાં દસ રૂપકોની છે. એમાં આ દસ રૂપકો સાથે સંકળાયેલ નાટ્યનાં વિભિન્ન લક્ષણોની ચર્ચા તેણે આવરી લીધી છે. આ સંક્ષેપ કરતી વખતે ધનંજય મુખ્યતયા ભરતને અનુસરે છે અને સાથે તેના પરના ભાષ્યકારોના

ચિન્તનનો પણ યથાવકાશ લાભ લે છે. પોતાના ગ્રંથના આરંભે સમુચિત મંગલ બાદ તે કહે છે :

उद्धृत्योद्धृत्यसारं यमखिलनिगमान्नाट्यवेदं विरिञ्चि-
श्चक्रे यस्य प्रयोगं मुनिरपि भरतस्ताण्डवं नीलकण्ठः ।
शर्वाणी लास्यमस्य प्रतिपदमपरं लक्ष्म कः कर्तुमीष्टे
नाट्यानां किन्तु किञ्चित्प्रगुणरचनया लक्षणं संक्षिपामि । (१.४)

અને

व्याकीर्णे मन्दबुद्धीनां जायते मतिविभ्रमः ।
तस्यार्थस्तत्पदैस्तेन संक्षिप्य क्रियतेऽञ्जसा ॥ (१.५)

અને

आनन्दनिस्यन्दिषु रूपकेषु व्युत्पत्तिमात्रं फलमल्पबुद्धिः ।
योऽपीतिहासादिवदाहसाधुस्तस्मै नमः स्वादुपराङ्मुखाय ॥ (१-६)

આ સંદર્ભમાં ધનિક કહે છે કે :

यं नाट्यवेदं वेदेभ्यः सारमादाय ब्रह्मा कृतवान्....तदेकदेशस्य तु दशरूपस्य संक्षेपः क्रियत इत्यर्थः । અને....तेन तस्य नाट्यवेदस्यार्थस्तत्पदैरेव संक्षिप्य ऋजुवृत्त्या क्रियते । અને....इत्यादिना त्रिवर्गादिव्युत्पत्तिं काव्यफलत्वेनेच्छन्ति तन्निरासेन स्वसंवेद्यः परमानन्दरूपो रसास्वादो दशरूपाणां फलं न पुनरितिहासादिवत् त्रिवर्गवृत्तिमात्रमिति दर्शितम् ।

આમ પરમાનન્દ સ્વરૂપ રસાસ્વાદ જેમાંથી જાતે આસ્વાદવાનો છે તેવા નાટ્યનો લક્ષણસાર ધનંજય અહીં આપે છે. આ સારસર્જનમાં સહૃદય સર્જકને અને આસ્વાદનમાં સહૃદય સામાજિકને સહાયક, માર્ગદર્શક બની શકે.

આટલી વાત કર્યા પછી ધનંજય નાટ્યની રંગભૂમિ યોગ્યતાની અનિવાર્યતાનું નિરૂપણ કરતાં કહે છે કે :

अवस्थानुकृतिर्नाट्यं रूपं दृश्यतयोच्यते ।
रूपकं तत्समारोपाद्दशधैव रसाश्रयम् ॥ (१.७)

આ પછી રૂપકના દસ પ્રકારો ગણાવી (૧.૮) ધનંજય નૃત્ય અને નૃત્ત કરતાં નાટ્ય કઈ રીતે જુદું છે અને કઈ રીતે નૃત્ય અને નૃત્ત નાટકાદિનાં ઉપકારક બને છે તે સમજાવતાં કહે છે :

अन्यद्भावाश्रयं नृत्यं नृत्तं ताललयाश्रयम् ।
आद्यं पदार्थाभिनयो मार्गो देशी तथापरम् ॥ (१.९)

मधुरोद्धतभेदेन तद् द्वयं द्विविधं पुनः ।
लास्यताण्डवरूपेण नाटकाद्युपकारकम् ।। (१.१०)

આ પછી તેણે ચાર પરિચ્છેદોમાં આટલા વિષયોની ચર્ચા કરી છે.

પ્રથમ પ્રકાશ– પ્રતાકા અને પતાકા સ્થાનક, અર્થ પ્રકૃતિઓ, અવસ્થાઓ, સન્ધિઓ અને સન્ધ્યંગો, અર્થોપક્ષેપકો વગેરે.

બીજો પ્રકાશ– નાયક લક્ષણ અને તેના ભેદ, નાયિકાની સહાયકો, નાયકના ધર્માદિ કાર્યમાં સહાયક વૃત્તિઓ, ભાષાઓ.

ત્રીજો પ્રકાશ– નાટક, પૂર્વરંગ, અંક, અન્ય નાટિકા સહિતના પ્રકારો વગેરે.

ચતુર્થ પ્રકાશ– રસ. ભાવ, સ્થાયિભાવ, વિભાવ, અનુભાવ, વ્યભિચારિભાવ આદિ, શાન્ત રસનો નિષેધ, રસ સામાજિકમાં, રસાસ્વાદના પ્રકાર, વિભિન્ન રસોનું લક્ષણ. નાટ્યશાસ્ત્રમાં ભરતે ચર્ચેલા અનેકાનેક વિષયોમાંથી સારતત્ત્વ કાઢી દશરૂપકોની સાથે સંકળાયેલા તમામ નાટ્યગત પ્રશ્નોની ચર્ચા ધનંજય કરે છે અને ધનિક તેને વિસ્તારી વિશેષ સ્પષ્ટાકાર કરે છે. આ આખી મીમાંસામાં ધનંજય-ધનિકનું જે મૌલિક પ્રદાન ગણી શકાય તેવા મુદ્દા આટલા છે :

(અ) વ્યંજનાવૃત્તિનો વિરોધ અને તાત્પર્યવૃત્તિનો સ્વીકાર.
(બ) રસનિષ્પત્તિ શેમાં તે સમસ્યાનું બંને એ કરેલું નિરાકરણ.
(ક) શાન્તરસનો નિષેધ.

આ ચાર વિષયોમાં ધનંજય–ધનિકનું મતૈક્ય છે. તેમની થોડી ચર્ચા કરી આ મુદ્દાઓ હવે આપણે વિશદતાથી સમજવા પ્રયત્ન કરીએ.

આપણને એ સુવિદિત છે કે રસાદિની આખી પ્રક્રિયા વ્યંજનાત્મિકા છે અને તેથી રસાદિ ધ્વનિરૂપ છે એવો મત આનન્દવર્ધન અને અભિનવગુપ્ત ધરાવે છે. આથી જ આનન્દવર્ધને અસંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિને રસ કિંવા રસધ્વનિ તરીકે ઓળખી તેને માટે કહે છે :

रसभावतदाभासतत्प्रशान्त्यादिरक्रमः ।
ध्वनेरात्माऽङ्गिभावेन भासमानो व्यवस्थितः ।। (२.३)

रसादिरर्थो हि सहैव वाच्यत्वेनावभासते । स चाङ्गित्वेनावभासमानो ध्वनेरात्मा ।

રસની આખી પ્રક્રિયા વ્યંજનાત્મક છે અને તે આપોઆપ સહૃદયના હૃદયમાં ઉદ્દ્ભવે છે, તે ધ્વન્યાત્મક છે એ આનન્દવર્ધન તેમજ તેના

અનુસંધાનમાં અભિનવગુપ્તનો પ્રસિદ્ધમત છે, જે મમ્મટ, વિશ્વનાથ, જગન્નાથ આદિએ એક યા બીજી રીતે સ્વીકાર્યો છે. આ મત ધનંજય-ધનિકને માન્ય નથી. તેઓ ભાટ્ટમીમાંસાના અનુસરનારા હોવાથી વ્યંજના નામની સ્વતંત્ર વૃત્તિનો સ્વીકાર કરતા નથી; તાત્પર્યવૃત્તિ સ્વીકારે છે. આથી રસાદિનો અનુભવ વ્યંજનાવૃત્તિથી થાય છે તે તેમને માન્ય નથી. આ બાબતમાં ધનંજય તથા ધનિક આ પ્રમાણે કહે છે:

वाच्या प्रकरणादिभ्यो बुद्धिस्था वा यथा क्रिया ।
वाक्यार्थः कारकैर्युक्ता स्थायीभावस्तथेतरैः ॥ (૪.૩૭)

અર્થાત્, "કોઈ વાક્યને સાંભળીને કે વાંચીને એ વાક્યનાં પ્રકરણ વક્તા, શ્રોતા, દેશ, કાલ. આદિનું જ્ઞાન પ્રાપ્ત કરીને, આ પ્રકરણ દ્વારા આપણે વાક્યમાં પ્રયુક્ત કારકોની સહાયથી વાક્યમાં સાક્ષાત્ પ્રયોજાયેલ શબ્દના વાચ્યાર્થના રૂપમાં ક્રિયાનું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. કોઈ કોઈ વખતે ક્રિયાનો સાક્ષાત્ વાચક શબ્દ પ્રયોજવામાં આવ્યો હોતો નથી, છતાં પણ પ્રકરણાનુકૂલ ક્રિયાનો (અર્થાત્ બુદ્ધિસ્થ ક્રિયાનો) અધ્યાહાર કરી લેવામાં આવે છે. આ રીતે વાક્યમાં ભલે ક્રિયા વાચ્ય હોય કે બુદ્ધિસ્થ હોય; વાક્યનો એ જ વાચ્યાર્થ છે. બરાબર આજ રીતે વિભાવાનુભાવવ્યભિચારી દ્વારા સ્થાયીભાવ કાવ્યના વાક્યાર્થ એટલે કે તાત્પર્યના રૂપમાં પ્રતીત થાય છે. સ્થાયીભાવ પણ વાક્યમાં બુદ્ધિસ્થક્રિયાની માફક વાચ્ય ન હોતાં પ્રકરણ સંવેદ્ય છે." (ભોલાશંકર વ્યાસ). આના જ અનુસંધાનમાં ધનિક પોતાની સામે ધ્વનિવાદીપૂર્વપક્ષ ઉપસ્થિત કરીને તેનો પ્રત્યુત્તર આ પ્રમાણે આપે છે:

न चैवं सति गीतादिवत्सुखजनकत्वेऽपि वाच्यवाचकभावानुपयोगः विशिष्टविभावादिसामग्रीविदुषामेव तथाविधरत्यादि भावनावतामेव स्वानन्दोद्भूतेः तदनेनातिप्रसङ्गोऽपि निरस्तः । ईदृशि च वाक्यार्थनिरूपणे परिकल्पिताभिधादिशक्तिवशेनैव समस्तवाक्यार्थावगतेः शक्त्यन्तरपरिकल्पनं प्रयासः । यथावोचाम काव्यनिर्णये—

तात्पर्यानतिरेकाच्च व्यञ्जनीयस्य न ध्वनिः ।
किमुक्तं स्यादश्रुतार्थतात्पर्येऽन्योक्तिरूपिणि ॥
विषं भक्षय पूर्वो यश्चैवं परसुतादिषु ।
प्रसज्यते प्रधानत्वाद् ध्वनित्वं केन वार्यते ॥
एतावत्येव विश्रान्तिस्तात्पर्यस्येति किं कृतम् ।
यावत्कार्यप्रसारित्वात्तात्पर्यं न तुलाधृतम् ॥

अतो न रसादीनां काव्येन सह व्यङ्ग्यव्यञ्जकभावः । किं तर्हि ? भाव्यभावक-सम्बन्धः । काव्यं हि भावकं, भाव्या रसादयः । ते हि स्वतो भवन्त एव भावकेषु विशिष्टविभावादिमता काव्येन भाव्यन्ते ।

સહૃદયો વિભાવાદિ દ્વારા વાકયના વાકયાર્થ, એટલે કે તાત્પર્ય, રૂપે અર્થાત કાવ્યનાં તાત્પર્યરૂપે સ્થાયીનું રસરૂપ ગ્રહણ કરે છે. આ ગ્રહણને તે ભાવ્ય-ભાવક સંબંધે ભાવન કહે છે. કારણ, કાવ્ય ભાવક છે અને રસાદિ ભાવ્ય છે. અને સહૃદય આપોઆપ કાવ્યના તાત્પર્ય ગ્રહણ દ્વારા સ્થાયીને રસરૂપે અનુ-ભવે છે. તેમાં જુદા વ્યંગ્યવ્યંજકવ્યાપારના સ્વીકારની આવશ્યકતા નથી. આ તાત્પર્યજન્ય અનુભૂતિ દ્વારા રસાસ્વાદન થઇ શકે છે.

આ મત બાબત ગમે તે કહેવામાં આવે, એક નવી દૃષ્ટિ આમાં છે તે બાબતમાં બે મત નથી. અનુમાનવાદ, વક્રોક્તિવાદ અને ઔચિત્યવાદની માફક આને પણ રસાનુભૂતિનો તાત્પર્યવાદ કહી શકીએ. અને તે પણ રસાનુભૂતિને સમજવાનો એક મૌલિક દૃષ્ટિકોણ છે તેમાં શંકા નથી.

રસનિષ્પત્તિ કયાં એ બાબત આ બે લેખકોનું દૃષ્ટિ બિન્દુ એક જ છે, જાણવું ગમે તેવું છે. ધનંજય પોતાની આ કારિકાઓમાં સ્પષ્ટ શબ્દોમાં તેને પ્રગટ કરે છે અને, તેમાં વ્યંજના વ્યાપાર ન સ્વીકારવા છતાં અભિનવગુપ્તની રસનિષ્પત્તિના ચાર વાદની વિશદ ચર્ચાની તક ધનંજયે લીધી છે. અભિનવ-ગુપ્તના રસવ્યક્તિવાદ પછી તેને માટે રસનિષ્પત્તિ સહૃદય સામાજિકના હૃદયમાં થાય છે તે સ્પષ્ટ જ છે. છતાં આ પ્રશ્ન ચર્ચતાં તેણે સામાજિકના હૃદયમાં નિષ્પત્તિ થવાનાં કારણો આપ્યાં છે તે નોંધપાત્ર છે.

रसः स एव स्वाद्यत्वाद्रसिकस्यैव वर्तनात् ।<br>
नानुकार्यस्य वृत्तत्वात्काव्यस्यातत्परत्वतः ॥ (४.३८)<br>
द्रष्टुः प्रतीतिर्व्रीडेर्ष्यारागद्वेषप्रसङ्गतः ।<br>
लौकिकस्य स्वरमणीसंयुक्तस्येव दर्शनात् ॥ (४.३९)<br>
धीरोदात्ताद्यवस्थानां रामादिः प्रतिपादकः ।<br>
विभावयति रत्यादीन् स्वदन्ते रसिकस्य ते ॥ (४.४०)<br>
ता एव च परित्यक्तविशेषा रसहेतवः ।<br>
क्रीडतां मृण्मयैर्यद्वद् बालानां द्विरदादिभिः ॥ (४.४१)<br>
स्वोत्साहः स्वदते तद्वच्छ्रोतृणामर्जुनादिभिः ।<br>
काव्यार्थभावनास्वादो नर्तकस्य न वार्यते ॥ (४.४२)

अथ शब्दोपहितरूपत्वेनावर्तमानस्यापि वर्तमानवदवभासनमित्यत एव, तथापि तदवभासस्यास्मदादिभिरनुभूयमानत्वादसत्समतैवाऽऽस्वादं प्रति, विभावत्वेन तु रामादेर्वर्तमानवदवभासनमिष्यत एव ।

રામાદિ વર્તમાન નથી તો પણ વર્તમાન છે એવો અનુભવ સહૃદયો નાટકાદિ જોતાં કરે છે. અને તે ઇષ્ટ પણ છે. આ અનુભવ સહૃદયો થકી જ સંભવે છે.

किं च न काव्यं रामादीनां रसोपजननाय कविभिः प्रवर्त्यते, अपि तु सहृदयानानन्दयितुम् । स च समस्तभावकस्वसंवेद्य एव ।

અર્થાત્ કવિનો ઉદ્દેશ પણ કાવ્યની રચના પાછળ કૃતિગત રામાદિની રસ-પ્રતીતિ એ નથી; ઉદ્દેશ તો છે રસાનુભૂતિ દ્વારા સહૃદયને આનન્દનો અનુભવ કરાવવો તે; અને તે સહૃદયને આપોઆપ થાય છે.

આ સ્પષ્ટતા નવી નથી છતાં નવી રીતે તેની રજૂઆત થઈ છે : રસ-નિષ્પત્તિ સહૃદય સામાજિકના અન્તરમાં થાય છે એ અભિનવગુપ્ત માન્ય વાસ્તવિકતા તર્કબદ્ધ અને વ્યવસ્થિત રીતે અહીં ધનંજય-ધનિક રજૂ કરે છે. અને એ તો સ્વાભાવિક જ છે કે આ વાત નાટ્ય કરતાં પણ શ્રવ્ય કાવ્ય એવા મહાકાવ્યાદિની રસનિષ્પત્તિ બાબત સવિશેષ સાચી છે. ધનંજય-ધનિક અલબત્ત નાટકાદિને ધ્યાનમાં રાખીને આ વાત રજૂ કરે છે, પરન્તુ તે એટલા જ પ્રમાણમાં કાવ્ય માટે સત્ય છે તે તો આપો આપ સમજાતી વાત છે.

શાન્ત રસનો નિષેધ એ આ આચાર્યોનું ત્રીજું પ્રદાન છે. આનન્દવર્ધન પર ટીકા કરતાં અભિનવગુપ્તે રસોની સંખ્યા નવની ગણી છે અને શાન્ત રસને પણ નાટ્યાનુકૂલ રસ ગણ્યો છે. આ સાથે એ પણ આપણે જાણીએ છીએ કે અભિનવગુપ્તને મતે શુદ્ધ આનન્દસ્વરૂપ માત્ર શાન્ત રસ છે. શાન્ત-રસની નાટ્યક્ષમતાનું સ્થાપન એ વાસ્તવિક રીતે તો અભિનવગુપ્તનું એક અગત્યનું પ્રદાન છે. પરંતુ તે ધનંજયને અભિમત નથી. તે સ્પષ્ટ કહે છે કે જે વિરુદ્ધ અને અવિરુદ્ધ ભાવોથી વિચ્છેદ પામતો નથી પરંતુ અન્ય તમામને પોતાનામાં સમાવિષ્ટ કરી લે તે સ્થાયીભાવ છે :

विरुद्धैरविरुद्धैर्वा भावैर्विच्छिद्यते न यः ।
आत्मभावं नयत्यन्यान् स स्थायी लवणाकरः ॥ (૪.૩૪)

અહીં ધનિક સ્પષ્ટતા કરે છે તે પ્રમાણે—

सजातीयविजातीयभावान्तरैरतिरस्कृतत्वेनोपनिबध्यमानो रत्यादिः स्थायी यथा...। सदनेन प्रकारेण विरोधिनामविरोधिनां च समावेशो न विरोधो ।

આ પછી ધનંજય સ્થાયિભાવોની યાદી આ પ્રમાણે કરે છે :

रत्युत्साहजुगुप्साः क्रोधो हासः स्मयो भयं शोकः ।
शममपि केचित्प्राहुः पुष्टिर्नाट्येषु नैतस्य ॥ (૪.૩૫)

અને

निर्वेदादिरताद्रूप्यादस्थायी स्वदते कथम् ।
वैरस्यायैव तत्पोषस्तेनाष्टौ स्थायिनो मताः ॥ (૪. ૩૬)

આ કારિકાઓમાં શાન્તરસના માનેલા સ્થાયિભાવ બાબત ધનંજય કહેવા માગે છે કે :

(૧) નાટ્યમાં સ્થાયી આઠ છે, નવ નહીં. શમની પુષ્ટિ નાટ્યમાં થતી નથી.

(૨) વિરોધી ભાવોનું શમન કરવાની શક્તિ અર્થાત્ તેમને પોતાનામાં એક રૂપ કરી લેવાની શકિત સ્થાયીમાં હોવી જરૂરી છે.

(૩) વિરુદ્ધ અને અવિરુદ્ધ ભાવોથી વિચ્છિન્ન ન થવાની શકિત, અર્થાત્ તાદ્રૂપ્ય ગુણ નિર્વેદાદિમાં નથી.

(૪) આથી તે અસ્થાયી છે અને તેથી તેનો સ્વાદ સંભવતો નથી.

(૫) આથી નિર્વેદાદિની પુષ્ટિ નાટ્યાદિમાં વિરસતા જ ઉત્પન્ન કરે છે.

આ દષ્ટિ બિન્દુ પૂરા વિસ્તાર સાથે ધનિક પોતાની ટીકામાં વ્યકત કરે છે. આ ત્રણ બાબતોનું ધનંજય–ધનિકનું પ્રદાન પરંપરામાં નવી ભાત પાડે છે અને તેમાં જે નાટ્યસર્જન વૈવિધ્ય પ્રગટ થયું છે તે મહત્ત્વપૂર્ણ છે.

## રામચન્દ્ર–ગુણચન્દ્રનું 'નાટ્યદર્પણ'

ધનંજય રચિત 'દશરૂપક' અને તેની ટીકા 'અવલોક' કરતાં જુદી જ પદ્ધતિએ અને કંઈક જુદા અભિગમ સાથે 'નાટ્યદર્પણ'ની રચના થઈ છે. બે સહરચયિતાઓ માના એક રામચંદ્ર તો આચાર્ય હેમચન્દ્રના શિષ્ય છે એટલે બારમી સદીના છે તે નિશ્ચિત છે. ગ્રંથકારોનો દાવો તો છે ભરતના ગ્રંથ 'નાટ્યશાસ્ત્ર'ના અનુસરણનો. પરન્તુ અનેક સ્થળોએ તે ભરત, અભિનવગુપ્ત, ધનંજય આદિનાં દષ્ટિ બિન્દુઓથી જૂદું દષ્ટિબિન્દુ રજૂ કરી નૂતન

પ્રસ્થાન કરે છે. આને લીધે જ સિદ્ધાન્તસ્થાપનના યુગના આચાર્યોની સાથે આપણે તેને લઈએ છીએ. આચાર્યોનાં પરંપરાગત દષ્ટિબિન્દુઓને સ્થાને નવા વિચાર પ્રગટ કરે છે તેમાં જ તેમના પ્રદાનનું મૂલ્ય આપણને સ્પષ્ટ સમજાય છે. આથી તેમણે જ્યાં જ્યાં મતભેદ પ્રગટ કર્યો છે ત્યાં ત્યાં આપણે તેમના વિચારો સમજી લઈએ એ ઇષ્ટ થશે.

ચાર વિવેકમાં વહેંચાયેલા આ ગ્રંથમાં સ્વાભાવિક રીતે જ ભરતની માફક નાટ્ય, કાવ્ય અને કલાઓને લાગુ પડતો વિસ્તીર્ણ જ્ઞાનકોશ આપવાનો લેખકોનો દાવો નથી. ગ્રંથકારો નાટ્ય અને ખાસ તેનાં દસ રૂપકો તથા તેની સાથે સંકળાયેલા નાટ્યવિષયોની સવિસ્તર મીમાંસા કરે છે. સાથે સાથે યથાવકાશ કાવ્યશાસ્ત્રના વિભિન્ન વિષયો જેવા કે કાવ્યહેતુ, કાવ્યપ્રયોજન, કવિત્વમહિમા, કાવ્યાલંકારો, ગુણ, વક્રોકિત, ઔચિત્ય દોષ, રસ વગેરેની પણ ચર્ચા કરે છે. સ્વાભાવિક રીતે જ આ તમામની ચર્ચા નાટ્યના સંદર્ભમાં હોવાથી રસમીમાંસાને બાદ કરતાં બીજા વિષયોમાં તે ખાસ કોઈ નોંધપાત્ર મૌલિકતા દાખવતા નથી. તેના રસનિરૂપણમાં ખાસ નોંધપાત્ર છે તેમનો એ વિચાર કે રસ માત્ર સુખાત્મક નહીં પરંતુ સુખદુઃખાત્મક છે. આની ચર્ચા આપણે આગળ કરીશું.

તેમની નૂતન વિચારણાનો ખ્યાલ મેળવવા માટે આપણે તે અન્ય આચાર્યોનાં મંતવ્યોથી કયાં કયાં જુદા પડે છે, તે જોઈએ. આ ગ્રંથ ભરતથી જે બાબતોમાં જુદો પડે છે તેમાં મુખ્ય એ સ્થળો છે :

(૧) ભરત મુનિના મતે પૂર્વરંગના કુલ ૧૯ અંગો છે, જે પૈકી નવ પડદા પાછળ અને ૧૦ પડદા બહાર જ યોજવામાં આવે છે. આ ઓગણીસ અંગો પૈકી આ ગ્રંથ માત્ર એકને, પ્રરોચનાને, લે છે અને બાકીનાંને છોડી દે છે. તેનું વિધાન છે કે :

अस्य च पूर्वरङ्गस्य प्रत्याहारादीन्यासारितान्तानि नवान्तर्जवनिकं, गीतकादीनि प्ररोचनान्तानि च दश बहिर्जवनिकमङ्गानि प्रयोज्यानि पूर्वाचार्यैर्लक्षितानि । अस्माभिस्तु स्वतो लोकप्रसिद्धत्वात् तन्न्यासक्रमस्य निष्फलत्वात्, विविधदेवतापरितोषफलस्य तत्फलस्य च श्रद्धालुप्रतारणामात्रत्वादुपेक्षितानि । प्ररोचना तु पूर्वरङ्गाङ्गभूताऽपि नाट्ये प्रवृत्तौ प्रधानमङ्गमिति लक्ष्यते ।

પ્રરોચના એ શબ્દ તે આ રીતે સમજાવે છે : प्रकृतः अर्थः प्रकर्षेण रोच्यते उपादेयतया क्रियतेऽनयेति प्ररोचना । અર્થાત્ પ્રસ્તુત પ્રબન્ધ વગેરેની પ્રશંસા

ફરીને સામાજિકોમાં તે જોવા માટે ઉત્સાહ પ્રેરવાના ઉદ્દેશથી, જે દ્વારા પ્રકૃષ્ટ અર્થ અત્યન્ત રોચક બનાવવામાં આવે છે, તે પ્રરોચના. પ્રરોચના એટલે ઉપાદેયની સિદ્ધિ. આ સિવાયનાં અન્ય અંગોની ઉપેક્ષા કરવાનાં તેણે ત્રણ કારણો આ પ્રમાણે આપ્યાં છે :

(ક) આ અંગો સ્વત: લોક સિદ્ધ છે.

(ખ) તેમનો વર્ણનક્રમ નિષ્ફળ છે, અને

(ગ) તેમનું ફળ વિવિધ દેવતાઓને પ્રસન્ન કરવારૂપ હોઈ માત્ર શ્રદ્ધાળુઓને ધોખો દેવા માટે છે.

(૨) આમ ગણીએ ત્યારે સ્વાભાવિક રીતે જ નાન્દી, જે ભરતે આપેલાં પૂર્વરંગનાં અંગોમાં બારમું અંગ છે તે, આ ગ્રંથના મતે પૂર્વરંગનું અંગ બનતું નથી. અહીં પણ વિભિન્ન પૂર્વરંગનાં અંગો પ્રત્યે પોતે ઉપેક્ષા સેવી છે. તેનું કારણ તે આ રીતે આપે છે :

सकलपूर्वरङ्गाङ्गानि तु केषाञ्चिल्लोकप्रसिद्धत्वात्, केषाञ्चिन्निष्फलत्वात्, केषाञ्चिदनवश्यम्भावित्वाच्च न लक्ष्यन्ते । નાન્દી એને મન માત્ર મંગલ આરંભરૂપ છે. કોઈ પણ સર્જનાત્મક પ્રવૃત્તિનો આરંભ મંગલસ્તુતિ આદિથી કરવાની ભાવના હોવાને લીધે આ પછી નાન્દીની તેની વ્યાખ્યા મંગલપૂરતી ભરતને અનુસરે છે અને તે ભરતની નાન્દી પણ આપે છે.

(૩) ભારતીવૃત્તિના વિવેચનમાં પણ લેખકો ભરતથી પોતાનો મતભેદ દર્શાવે છે. ભરતના બે શ્લોકોનાં વચનો ભારતીવૃત્તિને લગતાં છે. તેમાં તેમને વદતોવ્યાઘાત દેખાયો છે. આ શ્લોકો આ પ્રમાણે છે :

> भेदास्तस्यास्तु विज्ञेयाश्चत्वारोऽङ्गत्वमात्रतः ।
> प्ररोचनामुखं चैव वीथी प्रहसनं तथा ॥ (२०.४७)
>
> અને
>
> रौद्रे भयानके चैव विज्ञेयारभटी बुधैः ।
> बीभत्से करुणे चैव भारती सम्प्रकीर्तिता ॥ (२०,६४)

પ્રથમ શ્લોકમાં પ્રરોચના, આમુખ, વીથિ અને પ્રહસનને ભારતી વૃત્તિના ભેદ કહ્યા છે, જ્યારે બીજામાં બીભત્સ અને કરુણમાં ભારતીનો પ્રયોગ થાય છે એવું વિધાન છે. આથી ગ્રંથકારો કહે છે કે :

ये तु भारत्यां बीभत्सकरुणौ प्रपन्नाः, तैः सर्वरसवीथिप्रधानश्रृङ्गारवीरभाणप्रधानहास्यप्रहसनानि स्वयमेव भारत्यामेव वृत्तौ नियन्त्रितानि नावेक्षितानि ।

આના અનુસંધાનમાં ઉમેરવું જોઈએ કે તેની ભારતીવૃત્તિની વ્યા
એ પ્રકારની છે, જેમાં આવો દોષ ન આવે.

सर्वरूपकगामिन्यामुखप्ररोचनोत्थिता ।
प्राय: संस्कृतनि:शेषरसाढ्या वाचि भारती ॥ (२.१०४)

ધનંજય સાથે તેણે ઘણાં સ્થળોએ મતભેદ પ્રગટ કર્યા છે. તેમાં મુ
નીચે પ્રમાણે છે. ભરતમુનિએ 'નાટક'નું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે :

प्रख्यातवस्तुविषयं प्रख्यातोदात्तनायकं चैव ।
राजर्षिवंश्यचरितं तथैव दिव्याश्रयोपेतम् ॥
नानाविभूतिसंयुतमृद्धिविलासादिभिर्गुणैश्चैव ।
अङ्कप्रवेशकाढ्यं भवति हि तन्नाटकं नाम ॥ (१८.१०-११)

આ લક્ષણમાં ભરતના શબ્દ 'प्रख्यातोदात्तनायकं'ને આધારે ધનં
આગ્રહ રાખે છે કે 'નાટક'નો નાયક માત્ર ધીરોદાત્ત હોય [ धीरोदात्तप्रताप
(૩.૨૨)]. પરન્તુ અહીં આ કૃતિના લેખકોનો દાવો છે કે ધનંજય ભરત
ઉદ્દેશ સમજ્યો નથી. તે કહે છે :

[ 'राजान' इति ] बहुवचनात् व्यक्तिभेदेन चतु:स्वभावो नाटकस्य नेता
न पुनरेकस्यां व्यक्तौ, एकत्र प्राधान्येन स्वभावचतुष्कस्य वर्णयितुमशक्यत्वादिति
प्रधाननायकस्य चायं नियम: । गौणनेतॄणां तु स्वभावान्तरमपि पूर्वस्वभावत्यागेन नि
बध्यते ।

ये तु नाटकस्य नेतारं धीरोदात्तमेव प्रतिजानते, न ते मुनिसमयाध्यावगाहिन:
नाटकेषु धीरललितादीनामपि नायकानां दर्शनात् । कविसमयबाह्याश्च ।

નાટકનો નાયક ઈતિહાસપ્રસિદ્ધ કોઈ રાજા હોવો જોઈએ એ આગ્ર
રાખ્યા પછી વળી राजानस्तु चतुर्विधा: એમ કહી આ રાજવી નાયક ચારેય સ્
ભાવનો હોઈ શકે એ વાત સ્વીકારી છે. લેખકો આથી જ ધનંજયને ભરત
ઉદ્દેશ ન સમજનાર કહે છે. ધનંજય ભરતનો ઉદ્દેશ બરાબર સમજ્યો લ
છે, છતાં નાટકનો રાજવી નાયક ધીરોદાત્ત સ્વભાવનો જ હોવો ઘટે એ આગ્ર
અને સીમાને ફગાવી દઈ આ કૃતિના લેખકો નાટકના નેતામાં જે વૈવિ
માન્ય કરે છે તે નાટકને સાંકડી સીમાઓની બહાર લાવે છે. અને આ
સાંકડી સીમાઓ નાટકો રચનારાઓએ નથી જ સ્વીકારી તે પણ હકીકત છે.

ધનંજયે તેની પ્રકરણની વ્યાખ્યામાં નિર્દેશ કર્યો છે કે તેમાં અમા
વિપ્ર કે વણિક્ પૈકી એક ધીરપ્રશાન્ત નાયકની યોજના કરવી. અહીં લેખકો

મતભેદ છે. તેઓ કહે છે કે પ્રકરણમાં નાયક અમાત્ય હોય તો ધીરોદાત્ત હોય, વણિક્ અથવા તો વિપ્ર હોય તો ધીરપ્રશાન્ત હોય. આથી પ્રકરણમાં નાયક ધીરોદાત્ત અને ધીરપ્રશાન્ત એ પ્રકારનો હોવાનો અવકાશ છે તે કહે છે કે :

वणिजः क्रयविक्रयकृतः । विप्राः षट्कर्माण. । सचिवो राज्यचिन्तकः । अयं वणिग्विप्रयोर्मध्यपात्यपि धीरोदात्त-धीरप्रशान्तौ प्रकरणे नेतारौ भवत इति प्रतिपादनार्थं पृथगुपात्तः । यस्त्वमात्यं नेतारमभ्युपगम्य धीरप्रशान्तनायकमिति प्रकरणं विशेषयति स वृद्धसम्प्रदायवन्ध्यः ।

અહીં પણ અમુક સ્વભાવનો જ નેતા પ્રકરણમાં હોય તે સીમા ફગાવી દઈ તેમાં આકૃતિના લેખકો જે વૈવિધ્યનો અવકાશ બતાવે છે તે તેમનું મૌલિક ચિન્તન જ ગણાય.

નાટ્યસન્ધિઓ પરત્વે અનેક સ્થળોએ કૃતિના લેખકો ધનંજય સાથે મતભેદ વ્યક્ત કરે છે.

પરન્તુ મમ્મટના અનુવર્તી આ લેખકોએ કેટલેક સ્થળે રસમીમાંસામાં મમ્મટ કરતાં જુદું દષ્ટિ બિન્દુ આપ્યું છે એ સ્થળોમાં પણ 'નાટ્યદર્પણ'નું નવીન દષ્ટિ બિન્દુ રજૂ થાય છે.

મમ્મટે રસદોષોની ચર્ચા કરતાં અંગ અર્થાત્ અપ્રધાન રસના વધારે પડતા એવા વિસ્તારને દોષ માન્યો છે. મમ્મટ કહે છે :

अङ्गस्याप्यतिविस्तृतिः (૭ મો ઉલ્લાસ) એ દોષ રૂપ છે. વૃત્તિમાં તે ઉમેરે છે કે अङ्गस्य अप्रधानस्य, अतिविस्तरेण वर्णने यथा हयग्रीववधे हयग्रीवस्य । આના જવાબમાં આ કૃતિના લેખકો આને માત્ર વૃત્તદોષ એટલે કે કથાંશનો દોષ માને છે, રસદોષ નહીં. રસની દષ્ટિએ તો તેમને મન પ્રતિપક્ષી સાથે સંબંધ ધરાવતા રસના વિસ્તૃત નિરૂપણ દ્વારા તેનો ઉત્કર્ષ બતાવ્યા બાદ નાયકને હાથે તેનો વધ કરાવવાથી નાયકનો ઉત્કર્ષ વિશેષ વધી જાય છે તેથી તે તો ગુણ બને છે. તેઓ કહે છે :

केचिदत्र हयग्रीववधे हयग्रीववर्णनमुदाहरन्ति । स पुनर्वृत्तदोषो वृत्तनायकस्याल्पवर्णनात् । तत्र हि वीरो रसः, स विशेषतो वध्यस्य शौर्यविभूत्यतिशयवर्णनेन भूष्यते इति । (३.२३)

મમ્મટે ગણાવેલા રસદોષ, અર્થાત્ વ્યભિચારિરસ કે તેના સ્થાયીભાવોની શબ્દ વાચ્યતાથી ઉદ્ભવતા રસદોષની, બાબતમાં આવું જ છે. મમ્મટ માને

છે કે વ્યભિચારિભાવ કે રસ કે સ્થાયિભાવનું વાચક શબ્દ દ્વારા કથન કરવાથી રસદોષ થાય છે.

આ કૃતિના લેખકો માને છે કે અનિવાર્ય રીતે હંમેશાં આવું બનતું નથી. કેટલીક વાર સ્વશબ્દકથનથી રસની પરિપુષ્ટિ પણ થાય છે. આથી આને દોષ ન કહેવાય. મમ્મટની તે આ રીતે ટીકા કરે છે :

केचित्तु व्यभिचारिरसस्थायिनां स्वशब्दवाच्यत्वं रसदोषमाहुः । तदयुक्तम् । व्यभिचार्यादीनां स्ववाचकपदप्रयोगेऽपि विभावपुष्टेः... ।

આ બંને સ્થળોએ દોષ પરિહાર કરીને આ કૃતિના લેખકોએ સ્વીકાર્યું છે કે સર્જક તરીકે નાટકકાર પોતાની રસસાધના આલોચકોએ બાંધેલા ચોકઠા બહાર નીકળીને પણ પોતાની કલ્પનાથી કરી શકે.

આ કૃતિના લેખકો એ સ્થળે ટીકાકારોની ખબર લઈ અભિનવગુપ્તનો મુખ્યત: પોતાની સહમતિ આપી બચાવ કરે છે. અભિનવગુપ્ત શાન્તરસ સાથે નવ રસો માને છે ત્યાં અને અભિનવગુપ્ત નિર્વેદને શાન્તરસનો સ્થાયી માનતા નથી તેમાં રામચન્દ્ર–ગુણચન્દ્ર સહમત છે.

પરન્તુ અભિનવગુપ્ત સાથે તેમનો મતભેદ પણ નોંધપાત્ર છે. ખાસ એક જ બાબતની નોંધ કરીએ તો નાટ્યમાંથી કાવ્યમાં પણ આવેલા રસો સુખાત્મક માત્ર છે એવો પ્રચલિત મત છે. તો અભિનવગુપ્ત માને છે કે તમામ રસોની આનન્દરૂપતા માન્ય કરીએ તો પણ તેમા કટુતા કિંવા દુ:ખનું મિશ્રણ હોય જ છે. આમ અભિનવગુપ્તના મતે–

(અ) શૃંગાર, હાસ્ય, વીર અને અદ્‌ભુત સુખપ્રધાન છે તે સાથે તેમાં દુ:ખ મિશ્રિત હોય છે.

(બ) રૌદ્ર, ભયાનક, કરુણ અને બીભત્સ દુ:ખ પ્રધાન છે, સાથે તેમાં સુખ મિશ્રિત હોય છે.

(ક) એક શાન્ત રસ જ નિતાન્ત સુખદાયી છે.

અભિનવગુપ્તના મતને સુખદુ:ખોભયાત્મક તરીકે ઓળખી શકાય. આ બાબત તેના એક નાના વિધાનની જ નોંધ કરીએ તો :

इत्यानन्दरूपता सर्वरसानाम् । किन्तूपरञ्जकविषयवशात् तेषामपि कटुकितास्पर्शोऽस्ति वीरस्येव । स हि क्लेशसहिष्णुतादिप्राण एव ।

અહીં 'નાટ્યદર્પણ'ની દૃષ્ટિ જુદી છે. તેને વિભજ્યવાદી કહી શકાય. કારણ, તેને મતે શૃંગાર, હાસ્ય, વીર, અદ્ભુત અને શાન્ત એ પાંચ રસો પૂરા સુખાત્મક છે તો શેષ ચાર, અર્થાત્ કરુણ, રૌદ્ર, ભયાનક અને બીભત્સ, દુઃખાત્મક છે. 'નાટ્યદર્પણ'નું આ એક અતિ અગત્યનું દૃષ્ટિબિન્દુ હોવાથી જરા વિસ્તૃત એવું અવતરણ લઈએ :

तत्रेष्टविभावादिप्रथितस्वरूपसम्पत्तयः शृङ्गारहास्यवीराद्भुतशान्ताः पञ्च सुखात्मानः । अपरे पुनरनिष्टविभावाद्युपनीतात्मानः करुणरौद्रबीभत्सभयानकाश्चत्वारो दुःखात्मानः । यत्पुनः सर्वरसानां सुखात्मकत्वमुच्यते तत्प्रतीतिबाधितम् । आस्तां नाम मुख्यविभावोपचितः, काव्याभिनयोपनीतविभावोपचितोऽपि भयानको बीभत्सः, करुणो रौद्रो वा रसास्वादतामनाख्येयां कामपि क्लेशदशामुपनयति । अतएव भयानकादिभिरुद्विजते समाजः । न नाम सुखास्वादादुद्वेगो घटते ।

આમ सुखदुःखात्मकोरसः એ મતનો સ્થાપક આ ગ્રંથ છે.

આપણને એ વિદિત છે કે વિશ્વનાથ તેના 'સાહિત્યદર્પણ'માં સર્વ રસો નિતાન્ત સુખદાયી છે એમ માને છે. કરુણરસનું દૃષ્ટાંત લઈ ને તેણે આ પ્રમાણે વિધાન કર્યું છે.

करुणादावपि रसे जायते यत्परं सुखम् ।
सचेतसामनुभवः प्रमाण तत्र केवलम् ॥

किन्तु तेषु यदा दुःखं न कोऽपि स्यात्तदुन्मुखः ।
तथा रामायणादीनां भविता दुःखहेतुता ॥

(साहित्यदर्पण ३.४–५)

અહીં લીધેલાં દૃષ્ટાન્તો 'નાટ્યદર્પણ'ની મૌલિકતાનાં મુખ્ય પ્રમાણ છે. આ અગત્યની બાબતો ઉપરાંત ઘણીયે બાબતોમાં આ ગ્રંથની દૃષ્ટિ પરંપરાથી જુદી પડી છે તે પણ હકીકત છે. આનાં ઉદાહરણો તરીકે તેની આ ધારણાઓ આપણે આપી શકીએ :

(અ) 'કામ'ની ભૂમિકા પર શૃંગારની સર્વોપરિતાનું સ્થાપન તથા રસોની ક્રમનિયતિ.

(બ) શૃંગારરસના સંભોગ અને વિપ્રલંભ એ બે ભેદોમાં એક બીજાનું મિશ્રણ હોય છે એ ખ્યાલનું નવીન ભૂમિકા પર સ્થાપન અને એ દૃષ્ટિ કે બંનેનું સમવેત ચિત્રણ એક સાથે પ્રાપ્ત થાય તો તે અતિશય ચમત્કારનું દ્યોતક બને છે. તે કહે છે : अवस्थाद्वयमीलननिबन्धने च सातिशयश्चमत्कारः ।

(ક) રસો સુખદુ:ખાત્મક છે તે મતની વિસ્તૃત દલીલો સાથે સ્થાપના, અને આ મત ન માન્ય કરનારાઓની ટીકા. આમાં 'નાટ્યદર્પણ'નું આ વિધાન નોંધપાત્ર છે :

भयानको बीभत्सः करुणो रौद्रो वा रसास्वादवताम् अनाख्येयां कामपि क्लेशदशामुपनयति । अत एव भयानकादिभिरुद्विजते समाजः। न नाम सुखास्वादाद् उद्वेगो घटते ।

(ડ) ભયાનકાદિ ચાર રસ દુઃખાત્મક જ છે, તો પણ એ ચાર થકી સહૃદય પરમ આનન્દની પ્રાપ્તિ કરે તો તે કવિ અને નટની નિરૂપણ તથા અભિનયની કુશળતાથી ચમત્કૃત થવાને કારણે જ. તે કહે છે : अनेनैव च सर्वाङ्गाह्लादकेन कविनटशक्तिजन्मना चमत्कारेण विप्रलब्धाः परमानन्दरूपतां दुःखात्मकेष्वपि करुणादिषु सुमेधसः प्रतिजानते ।

(ઇ) આ ઉપરાંત આ લેખકો જે દસ રૂપકોની વ્યાખ્યા કરે છે તેમાં પણ ટૂંકી વ્યાખ્યાઓને વિસ્તારથી વર્ણવે છે અને તેમાં તે સતત વિભિન્ન નાટકોમાંથી ઉદાહરણો પણ આપતો રહે છે. આવી આપણા સમય સુધી ન ઉતરી આવેલી ત્રીસથી વધારે નાટ્યકૃતિઓ તેણે ઉલ્લેખી છે. અહીં તેની પદ્ધતિ રૂપકોનાં ઉદાહરણોને આધારે વિસ્તારથી સિદ્ધાન્તો સમજાવવાની રહી છે અને તેનાથી તેના સિદ્ધાન્તો વિશેષ સ્પષ્ટાકાર બન્યા છે. સાથે ભવિષ્યના સંશોધકોને રૂપકોની શોધ બાબત પણ તે ઘણો મસાલો પૂરો પાડે છે.

રામચન્દ્ર–ગુણચન્દ્રનાં મૌલિક વિધાનો તથા તેની પદ્ધતિ સિદ્ધ કરે છે કે સમગ્ર પણે ભરતને અનુસરવાનો તેનો દાવો છે. તે છતાં તેઓ ધનંજયની માફક કેવળ સંક્ષેપકારો નથી. જરૂર લાગ્યે ભરતના મતથી જુદા પડવાની પણ તેમનામાં હિંમત છે. એ જ રીતે પોતાના પુરોગામીઓનો તમામનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યા પછી પૂરા વિવેક સાથે અને પોતાની સમક્ષ પડેલ અનેક નાટ્યસર્જનોને આધારે એ સૌમાંથી જેટલું લેવા જેવું લાગ્યું તેટલું જ તેમણે લીધું છે. જરૂર જણાતાં તેમણે અભિનવગુપ્ત જેવા નાટ્યાચાર્યનું ખંડન પણ કર્યું છે. આ સાથે તેમની રજૂઆતની પદ્ધતિ અત્યંત વૈજ્ઞાનિક અને સ્પષ્ટતાદર્શી છે. આવી સ્પષ્ટતા અન્ય ઉપલબ્ધ નાટ્યશાસ્ત્રના ગ્રંથોમાં મળતી નથી. પરંપરાથી જુદા પડવાની હિંમત પણ માત્ર આ બે લેખકોમાં છે અને જ્યાં જ્યાં તેમણે નવીન દૃષ્ટિ આપી છે ત્યાં સતત તેમણે પૂરી સ્પષ્ટતા અને તર્કબદ્ધતાનો આગ્રહ રાખ્યો છે. આ રીતે 'નાટ્યદર્પણ' નાટ્યનું સૂ.

તાત્ત્વિક તર્કબદ્ધ, લક્ષ્યને એટલે કે ઉદાહરણને અનુસરીને શાસ્ત્રીય નિરૂપણ કરનારો અને તેથી નાટચશાસ્ત્ર તેમજ કાવ્યશાસ્ત્રમાં અતિ ઉપયોગી અને પ્રમાણભૂત એવો ગ્રંથ છે.

ભરતનું 'નાટ્યશાસ્ત્ર' નાટ્યના નિરૂપણના મિષે વિશાળ રીતે તમામ મુખ્ય કલાઓના નિરૂપણનો આકરગ્રંથ – જ્ઞાનકોશ – હોવાને લીધે તેમાંથી વ્યવસ્થિત, સુચિન્તિત તારણ કાઢીને સારભૂત એક ગ્રંથ કે ગ્રંથો રચાવાની જરૂર હતી. વળી ભટ્ટલોલ્લટ અને અન્ય ભાષ્યકારોએ તેના પર ભાષ્યો રચીને તેની વિચારણાને વધુ વિસ્તારી હતી તેને લીધે તેમના ચિન્તનનો પણ લાભ ઉઠાવીને સંક્ષિપ્ત નાટ્યગ્રંથો રચવાની જરૂર હતી. સાથે સાથે નાટ્યવિચારણા માત્ર આ સ્થાપિત પરંપરામાં ન પડી રહે અને કવિઓનાં નૂતન પ્રસ્થાનો તથા વિદ્વાનોના નૂતન ચિન્તનને પણ વાચા આપે અને એ રીતે નવી ભાત પાડી નાટ્યશાસ્ત્રગ્રંથ આપે એવી જરૂરિયાત પણ હતી. આ બે જરૂરિયાતોની પૂર્તિ અનુક્રમે ધનંજયે તેના 'દશરૂપક'માં અને રામચંદ્ર–ગુણચંદ્રે તેમના 'નાટ્યદર્પણ'માં કરી છે. નાટ્યશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રની સમૃદ્ધિ માટે જુદી દૃષ્ટિથી અન્વિત આ બંને ગ્રંથોનું મૂલ્ય સમાન મહત્ત્વ ધરાવે છે; બંનેનું પ્રદાન આ રીતે પ્રાયઃ સરખું અગત્યનું છે.

ધનંજયને ન્યાય આપવા આપણે એ કહેવું જોઈએ કે ભરતની વિસ્તૃત મીમાંસાનું દોહન કરીને સારતત્ત્વ આપવું એ ખરેખર ઉપનિષદોનું દોહન કરીને ભગવદ્‌ગીતા આપવા જેટલું જ લગભગ કઠિન કાર્ય છે. આ કાર્ય કરવામાં તો તેને પૂરી સફળતા મળી જ છે. સાથે તેણે ભરતને વિશેષ સરળ બનાવ્યો છે તે પણ હકીકત છે. આમ કરવામાં પોતાના સમય સુધીના પૂરા ચિન્તનનો તેણે લાભ લીધો છે. વળી તે ભરતનો સાર માત્ર આપી દેવામાં પોતાના કાર્યની ઇતિશ્રી નથી માનતો. ભાષ્યકારોના આગળ વધેલા ચિન્તનનાં પરિણામો પણ તેણે આપ્યાં છે. આના એક ઉદાહરણ તરીકે આપણે તેનું રસ નિરૂપણ અને રસાસ્વાદની વિચારણાને લઈ શકીએ. ધનંજયનું કામ કેટલું દુષ્કર હતું તે વિચારતાં અને તેણે કેવડી મોટી ખોટ નાટ્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રમાં પૂરી છે તે સમજતાં આપણને તેની મહત્તાનો ખ્યાલ આવશે. ધનિકની ટીકા એ ધનંજયના કાર્યની પ્રશસ્તિ પર શિરમોર સમી છે. યથાવશ્યક વિસ્તાર કરનારી, જરૂર પડ્યે વધુ વિશદતા કરનારી, અને ધનંજયના ચિંતનને ક્યાંક ક્યાંક આગળ પણ વધારનારી આ ટીકા કેટલી મૂલ્યવાન છે તેનો ખ્યાલ તો એ હકીકત પરથી આવશે કે આજે 'દશરૂપક' અને તેના પરની

ધનિકની ટીકાનો જુદો વિચાર કરાતો નથી. ધનંજયની કૃતિ ધનિક વિના અધૂરી મનાય છે; બંને વચ્ચે જાણે અવિનાભાવ સંબંધ બંધાઈ ગયો છે.

ધનંજય અને રામચન્દ્ર–ગુણચન્દ્ર બંને આ રીતે દાવો કરે છે ભરતના અનુસરણ, અર્થઘટન અને સંક્ષેપનો. અને નાટ્યનું મુખ્ય વિગતો સાથેનું નિરૂપણ બંનેએ પ્રાય: સમાન રીતે કર્યું છે. નાટ્યદર્પણ ઘણા વધારે પ્રમાણમાં નૂતનતા તરફ પ્રયાણ કરતો ગ્રંથ છે. આનો આધાર સંભવતઃ તેની સમક્ષ પડેલાં અનેક નાટ્યસર્જનો છે અને કદાચ એ સર્જનોની કસોટીએ નાટ્યના સિદ્ધાન્તો તેણે ચડાવ્યા છે અને તેને જે નવું કહેવા લાયક લાગ્યું તે તેણે કહ્યું છે. તેના જેટલી જ સૂક્ષ્મતા, તાત્ત્વિકતા અને શાસ્ત્રીય દૃષ્ટિ ધરાવવા છતાં ધનિક ધનંજયની સૈદ્ધાન્તિક મીમાંસાને જ અનુસરવાનું, અને તેના અર્થઘટન માટે જરૂરી હોય તેટલા અંશે જ નાટકોનાં થોડાં ઉદાહરણો આપવાનું પસંદ કરે છે. બંને પૈકી રામચન્દ્ર–ગુણચન્દ્ર વધારે નવીન વિચારો આપનાર આ કારણે જ બન્યા છે. માળવા અને ગુજરાતનાં બે રાજ્યો વચ્ચેની સ્પર્ધાને પરિણામે માળવાના ધનંજય–ધનિકના ગ્રંથની હોડમાં ખડો રહી શકે તેવો ગ્રંથ રામચન્દ્ર–ગુણચન્દ્ર પાસે લખાવવામાં આવ્યો હોય તો પણ આ ગ્રંથ નાટ્યશાસ્ત્રના પરંપરાપરક ગ્રંથો વચ્ચે તદ્દન જુદી જ ભાત પાડનાર અત્યંત તાત્ત્વિક ગ્રંથ બની રહ્યો છે.

બંનેની રસમીમાંસા નાટ્યદષ્ટિએ જ વિકસી છે તો પણ તેમાંનું ઘણું સહજ રીતે કાવ્યને લાગુ પડે છે. રામાદિ અનુકાર્યમાં રસ નથી, રસ તો ખરેખર છે સહૃદયના હૃદયમાં, તે હકીકત નાટ્યને અનુસરીને કાવ્ય સમગ્રને સહેજે લાગુ પડે છે. એવું જ છે કાવ્યગત રસનિષ્પત્તિને લગતા આ વિચારનું કે વ્યંજનાવ્યાપારને ન સ્વીકારતાં વાક્યના વાક્યાર્થ એટલે કે તાત્પર્યનું ગ્રહણ કરી સ્થાયી વિકસીને રસમાં પરિણમે છે. કાવ્યમાં એટલે કે સતત વિકાસપરક કલામાં કોઈપણ એક વાદને સતત સર્વવ્યાપી માનવો કે શાશ્વત માનવો તે ભૂલ છે અને કવિ કાવ્યનાં તમામ સ્થાપિત મૂલ્યો તોડી ફોડી ફેંકી દે અને નૂતન પ્રસ્થાન કરે તે પૂરું સંભવે છે. તેથી ધ્વનિવાદે ગમે તેટલા આચાર્યો અને કવિઓને મુગ્ધ કર્યા હોય તો પણ તેને માર્ગે અનિવાર્ય રીતે સદાય બધા જ કવિઓ જાય જ એવું કશું નથી. આથી તાત્પર્ય દ્વારા રસગ્રહણ અને રસિકનાં હૃદયમાં તેની સ્વતઃ અનુભૂતિનો માર્ગ એક નવી ભાત પાડનાર બને જ છે. કાવ્યમાં શાન્તરસનો અને તેના સ્થાયી નિર્વેદનો સ્વીકાર એ જેટલો શક્ય છે તેટલો જ અમુક કવિઓના -

સર્જનોમાં શાન્તરસના સ્થાયી નિર્વેદથી વિરસતા જન્મવાનો પણ સંભવ રહે છે. આ જ રીતે તમામ રસો અનિવાર્ય રીતે આખરે તો આનંદ જ આપે, સુખાત્મક જ હોય એ વાદના જેટલો જ રસ એ સુખદુઃખાત્મક છે એ પણ વાસ્તવિક સિદ્ધ થાય. આને લીધે આ બધા જ વાદો, અને નૂતન પ્રસ્થાનો, કાવ્યમાં જુદા જુદા સંજોગોમાં સત્ય સિદ્ધ થાય. આને લીધે નાટ્યશાસ્ત્રમાં અને વિશાળ રીતે આ આખા સિદ્ધાન્તસ્થાપનના યુગના વાદોમાં, કોઈકને કોઈક સત્ય રહેલું જ છે તે આપણે સ્વીકારવું જ રહ્યું, આને લીધે 'वादे वादे जायते तत्त्वबोधः' એ ન્યાયે કાવ્યસર્જન અને આસ્વાદનનું રહસ્ય ઘણા સારા પ્રમાણમાં આ યુગમાં સ્પષ્ટાકાર થયું છે એમ કહેવું જોઈએ. આ બે કૃતિઓએ નાટ્યના રહસ્યને વિસ્તાર્યું અને તે સાથે સહજ ભાવે આ ગ્રંથો નાટ્યશાસ્ત્રના અને એ રીતે જ કાવ્યશાસ્ત્રના ગ્રંથો બની ગયા; કાવ્ય શાસ્ત્રના ભાગરૂપ બની જઈને નાટ્યશાસ્ત્રે, ખાસ કરીને રસના ક્ષેત્રે, આ યુગને મોટું પ્રદાન કર્યું. આ પ્રદાનમાં આ બે લેખકો અગ્રગામી છે તે સ્પષ્ટ છે.

## આનન્દવર્ધનયુગની સિદ્ધિઓ

આનન્દવર્ધનના યુગને આપણે સિદ્ધાન્તસ્થાપનનો યુગ ગણ્યો છે. કાવ્યશાસ્ત્રના ક્ષેત્રે વધુમાં વધુ રચનાત્મક, સર્જનાત્મક પ્રવૃત્તિ આ યુગમાં થઈ. સંસ્કૃત કાવ્યમીમાંસાના શ્રેષ્ઠ અલંકાર ગ્રંથો પૈકી મોટા ભાગના આ યુગમાં રચાયા. કાવ્યના ભાવપક્ષને સ્પર્શતા તમામ વાદો આ યુગમાં સ્થાપિત થયા. અનેક જુદાં જુદાં દૃષ્ટિ બિન્દુઓથી કાવ્યના સૌન્દર્ય ચમત્કારના રહસ્યનો તાગ માત્ર મેળવવાના પ્રયત્ન થયા. નાટ્યસિદ્ધાન્તો તેના રસસિદ્ધાન્ત રૂપ પ્રદાન દ્વારા સહજ રીતે કાવ્યશાસ્ત્રના ક્ષેત્રને વિસ્તારીને તેમાં નાટ્યસિદ્ધાન્તોને પણ સમાવનારા બન્યા. ધ્વનિવાદની સામે અનુમાનવાદ, શાન્તરસની નાટ્યરસ તરીકે માન્યતા અને તેનો વિરોધ, સર્વ રસો સુખાત્મક છે તે માન્યતા સામે રસો સુખદુઃખાત્મક છે એ વિચાર, રીતિ અને માર્ગની સમસ્યાનું નિરાકરણ, વ્યંજનાવૃત્તિ સામે તાત્પર્યવૃત્તિ વગેરે, અંદરઅંદરની એક બીજાની ટીકા અને કસોટી તથા ખંડનાત્મક પ્રવૃત્તિ પણ આખરે કાવ્યશાસ્ત્રને માટે તો મંડનાત્મક જ બની છે. આગલા યુગે શબ્દ અને અર્થ, ગુણ, અલંકાર, દોષત્વની ગમે તેટલી તાત્ત્વિક અને શાસ્ત્રીય માંડણી કરી હોય તો પણ કાવ્યના રહસ્યોનો પાર પામવાનું મૂલગત શ્રેય તો આનન્દવર્ધનના જ યુગને ફાળે જાય છે. સ્વીકારેલા અનેકાનેક વિકલ્પો અને વૈવિધ્યપૂર્ણ ચિન્તન સાથે આ યુગના ધ્વનિવાદ અને રસવાદ એકદમ ઉપસી આવ્યા અને અનુગામી યુગોના

મોટા ભાગના આચાર્યોને પ્રભાવિત કરવા ઉપરાંત સંસ્કૃતમાં કાવ્યમીમાંસા ગ્રંથો રચાતા બંધ થઇ ગયા પછીના આજના યુગમાં પણ ભારતના અનેક આધુનિક સાહિત્યોને પ્રભાવિત કરતા રહ્યા છે. પશ્ચિમને સતત જે આધુનિક લાગે છે તે વિચારણા આ યુગના આચાર્યો, ખાસ કરીને આનન્દવર્ધન અને અભિનવગુપ્ત, આપી ચૂકયા છે. રસવાદ અને ધ્વનિવાદ એ પશ્ચિમના ચિન્તનને પણ પડકાર આપે એવું બહુમૂલ્ય ચિન્તન છે. જગતની આલોચનાને આ મોટું પ્રદાન છે. આમ આ યુગને આપણે સંસ્કૃત કાવ્યમીમાંસાનો સુવર્ણયુગ કહી શકીએ.

આ યુગના વધુમાં વધુ પ્રતિભાસંપન્ન અને સમગ્ર કાવ્યમીમાંસાના શિરોમણિ સમા આચાર્યો છે આનન્દવર્ધન અને અભિનવગુપ્ત.

આનન્દવર્ધનનું સિદ્ધાન્તસ્થાપન સર્વથા નવીન છે. પોતે પુરોગામી ધ્વનિ સિદ્ધાન્તને વિસ્તારે છે એવું નમ્રભાવે તે કહે છે તો પણ આખો ધ્વનિસિદ્ધાન્ત તેનો પોતાનો જ છે તેમાં બે મત નથી. ઉપરાંત ધ્વનિ અને રસને જે અદ્ભુત રીતે તેણે એકરૂપ કરી દીધા છે અને કાવ્યના સૌન્દર્ય તથા રસાસ્વાદનનું રહસ્ય ઉદ્ઘાટિત કર્યું છે તે પણ તેનું પોતાનું પ્રદાન જણાય છે. સાથે શબ્દ, અર્થ, ગુણ, અલંકાર, અદોષત્વ, ઔચિત્ય, સંઘટના આદિ કાવ્યના અન્ય અલંકરણોને પોતાના ધ્વનિ અને રસના સિદ્ધાન્તના બળે નવા જ પરિપ્રેક્ષ્યમાં મૂલવ્યા છે તે પણ તેનું મૌલિક પ્રદાન છે. આ સાથે પ્રબન્ધમાં રસની સમસ્યા પણ અપૂર્વ મૌલિકતા સાથે તેણે ચર્ચી છે. આ બધાના પરિણામે અનુગામી કાવ્યમીમાંસા અને લગભગ તમામ આચાર્યો પર તેનો અત્યન્ત ઊંડો પ્રભાવ પડ્યો છે. ક્ષેમેન્દ્ર, મમ્મટ, હેમચન્દ્ર, વિશ્વનાથ, જગન્નાથ આદિ મહાન આચાર્યોએ પોતે કેટલુંક મૌલિક પ્રદાન કરવાનો દાવો કરવા છતાં સમગ્રપણે મુખ્યતયા આનન્દવર્ધનનું જ અનુસરણ કર્યું છે. આનન્દવર્ધનના વિરોધી મહિમભટ્ટ, વક્રોક્તિવાદના સ્થાપક કુન્તક વગેરે કોઇ પરંપરા સ્થાપી શકયા ન હતા, તે પણ આનન્દવર્ધનના સામર્થ્યને કારણે. નોંધપાત્ર એ છે મમ્મટાદિએ ભામહયુગ તથા આનન્દવર્ધનયુગનો સમન્વય કરવાની જે પ્રશસ્ત પ્રવૃત્તિ કરી તેમાં પાયામાં તો તે આનન્દવર્ધનની જ વિચારધારાને લે છે.

અનેકવિધ વિષયો અને શાસ્ત્રોના ઘણા ગ્રંથો રચનાર અભિનવગુપ્તે અલંકારશાસ્ત્રનો કોઈ સ્વતંત્ર ગ્રન્થ રચ્યો નથી એ ખરું; પણ તેથી તેની મહત્તા આપણે જરા પણ ઓછી આંકી શકતા નથી કારણ કે તેણે સંસ્કૃતના બે શ્રેષ્ઠ ગ્રન્થો પર ભાષ્યો ગણી શકાય તેવી ટીકાઓ રચી છે; અને એ ટીકાઓ માત્ર મૂળગ્રંથનું અર્થઘટન કરવાને બદલે તેના સિદ્ધાન્તોને વિસ્તારે છે, અને

અનેકગણી વિસ્તૃત વિચાર અને સિદ્ધાન્તસમૃદ્ધિ પણ આપે છે. તેમાં પ્રસિદ્ધ ઉપરાંત અન્ય અપ્રસિદ્ધ ગ્રંથોના અભ્યાસ અને મૂલવણીનો લાભ પણ તેને મળ્યો છે. લોલ્લટ, શંકુક આદિનાં ભાષ્યો ઉપરાંત પોતાના ઉપાધ્યાય તરીકે જેને બહુમાન્યો છે તે ભટ્ટતૌતના અપ્રાપ્ય ગ્રંથ 'કાવ્યકૌતુક'નો લાભ પણ તેણે લીધો છે. સાથે ચિન્તનમાં પોતાની વિદ્વતાની પણ ઊંડી છાપ છે. 'લોચન' અને 'ભારતી' વાંચતાં આપણને લાગે કે આમેય આવી ભાષ્યરચના અત્યંત દુષ્કર છે. તેમાં-ય તેની પ્રતિભાનો ભારે પરિચય આપણને થાય છે. બાદરાયણના બ્રહ્મસૂત્ર પરનું શાંકરભાષ્ય અને આ ભરત તથા આનન્દવર્ધનના ગ્રંથો પરનાં ભાષ્યો આપણને જુદાં જુદાં શાસ્ત્રોમાં પણ ભારતની અતિ ઉચ્ચ પ્રતિભાનો પરિચય કરાવે છે. આથી અભિનવગુપ્તને આપણે શ્રેષ્ઠ આચાર્યોમાંના એક ગણીએ છીએ

આ યુગના સિદ્ધાન્તસ્થાપક તમામ અલંકારિકોએ — આનન્દવર્ધન, મહિમભટ્ટ અને કુન્તક વગેરેએ—એ કામ કર્યાં છે : પોતાના સિદ્ધાન્તનું કાવ્યના પાયાના સારભૂત તત્ત્વ તરીકે સ્થાપન, અને અન્ય તમામ કાવ્યનાં અલંકરણોનો એ તત્ત્વની છાયામાં અર્થવિચાર. આનન્દવર્ધનનો પ્રભાવ પોતાના યુગના આ વાદકારો પર પણ પડ્યો છે અને તેમણે તમામે આ રીતે આગલા યુગની વિચારધારાને નવા જ સ્વરૂપે પરિમાર્જિત કરીને અપનાવી છે. સારભૂતતત્ત્વના પ્રભાવ પાસે તેમણે કાવ્યનાં અન્ય તમામ અલંકરણોને ગૌણ માન્યા છે. આમા શબ્દ, અર્થ, અલંકાર, ગુણ, આદિના ચિન્તનનું મહત્ત્વ ઘટ્યું છે એમ લાગવાને કારણે તો નવા યુગે બે યુગની વિચારધારાને માત્ર વિચારધારા ગણીને સમાન મહત્ત્વ આપીને સમન્વિત કરી છે. આમ, આગામી યુગના જન્મ અને ચિન્તનનાં બીજ આ યુગમાં જ પડેલાં છે.

ધ્વનિ, અનુમાન, વક્રોક્તિ, ઔચિત્ય અને રસ આ પાંચ પૈકી ધ્વનિ અને રસને તો મહદંશે આચાર્ય આનન્દવર્ધને એકરૂપ કરી દીધા છે. રસપ્રક્રિયા વ્યંજનાસ્વરૂપની જ કે વ્યંજનાપ્રધાન જ છે માટે ધ્વન્યાત્મક છે અને બીજી બાજુ શિવની માફક 'અષ્ટમૂર્તિ' રસાદિધ્વનિ એ કાવ્યનો શ્રેષ્ઠ ધ્વનિ છે; પ્રબન્ધ કાવ્યોમાં તે રીતે જ આસ્વાદાય છે. આથી જ આનન્દવર્ધન રસ, રસધ્વનિ અને રસાદિધ્વનિને વારંવાર પર્યાયવાચી શબ્દો તરીકે પ્રયોજે છે. વળી અનુમિતિવાદના પ્રયોજક મહિમભટ્ટે કહ્યું જ છે કે જે કંઈ ધ્વનિકારે ...યું છે તે અનુમાનદૃષ્ટ્યા ઘટાવી શકાય તેમ છે અને તે તેણે પૂરી સફળતા ...થે ઘટાવી બતાવ્યું છે જ. આથી શબ્દના અભિધા અને અનુમાન એ બે જ વ્યાપાર સ્વીકારીને અનુમાનવાદનું સ્થાપન કરવા છતાં વ્યંજના અને

અનુમાન વચ્ચે જે ભેદ દેખીતો છે તે ખરેખર તો ભેદ જ નથી. વક્રોક્તિવાદના સ્થાપક આચાર્ય કુન્તકે જેને વક્રોક્તિ કહી છે તેના મૂળમાં આડકતરી પ્રેરણા ધ્વનિની છે જ. અને ઔચિત્યવાદી ક્ષેમેન્દ્ર જ્યારે औचित्यं रसांसद्धस्य स्थिरं काव्यस्य जीवितम् એમ કહીને કાવ્ય રસસિદ્ધ છે અને ઔચિત્ય તેના અણુએ અણુમાં વ્યાપ્ત છે એમ સ્થાપે છે તેમાં તે ક્યાંય પણ રસ અને ધ્વનિનો વિરોધ કરતો નથી. આમ જુદાં જુદાં દષ્ટિબિન્દુઓથી વિચારતાં એમ લાગશે કે આખરે તો આ તમામ તત્ત્વો કાવ્યમાં છે, પરસ્પર સાથે સંબદ્ધ છે, અને દરેક સિદ્ધાંત સ્થાપનારના તે તે તત્ત્વને કાવ્યનું જીવિત ગણવાના આગ્રહને જતો કરીએ તો કાવ્યમાં આ તમામ તત્ત્વો છે અને તેમનાથી કાવ્યનું સૌન્દર્ય, તેનો ચમત્કાર તથા તેની રસસિદ્ધિ સંભવે છે. આ સાથે નોંધપાત્ર એ છે કે આ તમામને પૂછવામાં આવે કે તમારા સિદ્ધાન્ત અનુસાર શ્રેષ્ઠ કવિઓ કોણ તો લગભગ બધા જ વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ આદિને શ્રેષ્ઠ કવિઓ કહેશે. આનન્દવર્ધન તો કાલિદાસને અને પ્રબન્ધકાવ્યકારોમાંથી વ્યાસ અને વાલ્મીકિને શ્રેષ્ઠ કવિ કહે જ છે. કુન્તક સુકુમાર રીતિને શ્રેષ્ઠ કહી તેના પ્રતિપાદક તરીકે કવિ કાલિદાસને ગણાવે છે. જુદાં જુદાં દષ્ટિ બિન્દુઓથી વિચારતા આચાર્યો આમ લગભગ એક નિર્ણય પર આવતા હોય તો તેનાથી પણ આ તત્ત્વો વચ્ચેના સામ્યનો જ ખ્યાલ આવે છે.

આ યુગની આ મહાન સિદ્ધિની નોંધ લીધી હવે પછી સ્વાભાવિક રીતે જ આપણે સમન્વય યુગ તરફ જઈએ.

## કવિશિક્ષાની સમસ્યા – રાજશેખર અને ક્ષેમેન્દ્ર

સમયની દષ્ટિએ રાજશેખર આનન્દવર્ધન પછી તરતના સમયનો છે. છતાં અમે તેની કૃતિનો ઉલ્લેખ સિદ્ધાન્તસ્થાપનના સંદર્ભમાં આનન્દવર્ધનના યુગમાં કર્યો નથી. આનું કારણ એ છે કે આ કૃતિ સીધી રીતે કાવ્યમીમાંસા કરનારી કૃતિ નથી. વિશેષે કરીને આ કૃતિ કવિને તેની સર્જનપ્રક્રિયામાં સમુચિત માર્ગદર્શન આપવાની દષ્ટિએ રચાઈ છે. કવિ કઈ રીતે બનાય, તેવા બનવા માટે કઈ કઈ લાયકાતો જરૂરી છે, કવિએ શું આવકારવું અને શું નિવારવું વગેરે પ્રશ્નો આમ તો પ્રથમ યુગના ભામહ, વામન, દંડી, રુદ્રટ વગેરેમાં ચર્ચાયેલા મળે છે. આનન્દવર્ધન, મમ્મટ આદિ આ જ પ્રશ્નો આડકતરી રીતે ક્યાંક ક્યાંક ચર્ચે છે. બંને યુગોના આચાર્યોમાંથી આપણે એક એક ઉદાહરણ લઈએ તો, ભામહયુગનો કવિ દંડી કવિને આ રીતે માર્ગદર્શન આપે છે :

नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहु निर्मलम् ।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसम्पदः ॥ (१. १०३)

न विद्यते यद्यपि पूर्ववासना गुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥ (१.१०४)

तदस्ततन्द्रैरनिशं सरस्वती श्रमादुपास्या खलु कीर्तिमीप्सुभिः ।
कृशे कवित्वेऽपि जनाः कृतश्रमाः विदग्धगोष्ठीषु विहर्तुमीशते ॥ (१. १०५)

કાવ્યોત્પત્તિનાં કારણો અને તેમની સાધનાના, ખાસ કરીને વ્યુત્પત્તિ અને અભ્યાસની સાધનાના, સંદર્ભમાં ઘણા આચાર્યો કવિ બનનારને સમુચિત માર્ગ-દર્શન આપે છે. પરન્તુ આચાર્ય આનન્દવર્ધન સૌન્દર્યની, રસની, સિદ્ધિ કરવા માટે પ્રયત્ન કરતાં અનોખી પ્રતિભાથી અન્વિત કવિએ પણ કેટલી બાબતોનું ધ્યાન રાખવું તે બાબત સીધું માર્ગદર્શન 'ધ્વન્યાલોક'ના ચતુર્થ ઉદ્દ્યોતની કેટલીક કારિકાઓમાં આપે છે તે પણ નોંધપાત્ર છે. નોંધપાત્ર કારિકાઓ આ છે :

व्यङ्ग्यव्यञ्जकभावेऽस्मिन्विविधे सम्भवत्यपि ।
रसादिमय एकस्मिन्कविः स्यादवधानवत् ॥ (४.५)

અને

तत्र पूर्वमनन्यात्म तुच्छात्म तदनन्तरम् ।
तृतीयं तु प्रसिद्धात्म नान्यसाम्यं त्यजेत्कविः ॥ (४.१३)

અને

यदपि तदपि रम्यं यत्र लोकस्य किञ्चित् स्फुरितमिदमितीयं बुद्धिरभ्युज्जिहीते ।
अनुगतमपि पूर्वच्छायया वस्तु तादृक् सुकविरुपनिबध्नन्निन्द्यतां नोपयाति ॥ (४.१६)

અને

प्रतायन्तां वाचो निमितविविधार्थामृतरसा
न सादः कर्तव्यः कविभिरनवद्ये स्वविषये ।
परस्वादानेच्छाविरतमनसो वस्तु सुकवेः
सरस्वत्येवैषा घटयति यथेष्टं भगवती ॥ (४.१७)

સીધી રીતે કવિની કેળવણી, અને કવિ માટેના વિધિનિષેધ આદિનું વર્ણન કરનાર, એક ગ્રન્થ જો રાજશેખરકૃત 'કાવ્યમીમાંસા' છે, તો બીજો ગ્રંથ છે ક્ષેમેન્દ્ર રચિત 'કવિકંઠાભરણ'. ત્રીજા યુગ પર જતાં પહેલાં સિદ્ધાન્તસ્થાપન ગાળાના આ બે ગ્રન્થોની મીમાંસા કરી લેવી એ યોગ્ય થશે.

મુખ્યત્વે કવિ કેવી રીતે બનાય અને જૂદી જુદી કક્ષાના કવિઓ કઈ રીતે સાધના કરે તેની ચર્ચા કરતાં આચાર્ય રાજશેખર કાવ્યનાં વિભિન્ન અલંકરણોની મીમાંસા પણ કરે છે. તેના આ ગ્રંથમાં ચર્ચાયેલા વિષયોનો સંક્ષિપ્ત પરિચય મેળવ્યા બાદ આપણે રાજશેખરે પોતાનો મૂળ વિષય ચર્ચતાં અગત્યની કઈ વાતો કહી છે તે જોઈએ.

ગ્રંથના આરંભે રાજશેખર કહે છે કે શિવ ભગવાને કાવ્ય વિદ્યાનો ઉપદેશ પોતાના ચોસઠ શિષ્યોને કર્યો હતો. ભગવાન બ્રહ્મદેવ હતા શિવના પ્રથમ શિષ્ય. તેમણે પોતાના ઇચ્છા–જાત પુત્ર કાવ્યપુરુષને ઉપદેશ કર્યો અને જગતના હિતની ભાવનાથી પોતાના આ ત્રિકાળજ્ઞાની શિષ્યને કાવ્ય-વિદ્યાનો જગતમાં પ્રચાર કરવાનો આદેશ આપ્યો. તેણે તેનાં અઢાર અધિકરણો અઢાર શિષ્યોને શિખવ્યાં. આમાં પ્રથમ અધિકરણ તે કવિરહસ્ય. રાજશેખર કહે છે તેમ:

....सोऽपि भगवान्स्वयम्भूरिच्छाजन्मभ्यः स्वान्तेवासिभ्यः । तेषु सारस्वतेयो वृन्दीयसामपि वन्द्यः काव्यपुरुष आसीत् । तं च सर्वसमयविदं दिव्येन चक्षुषा भविष्यदर्थदर्शिनं त्रितयवर्तिनीषु प्रजासु हितकाम्यया प्रजापतिः काव्यप्रवर्तनायै प्रायुङ्क्त । सोऽष्टादशाधिकरणीं दिव्येभ्यः काव्यविद्यास्नातकेभ्यः सप्रपञ्चं प्रोवाच ।

આમાંથી વિક્ષિપ્ત એવી કાવ્યવિદ્યાને, એટલે કે અઢાર અધિકરણોના પ્રથમ એવા કવિરહસ્ય નામક અધિકરણને, અહીં ટૂંકમાં રજૂ કરવામાં આવ્યું છે. રાજશેખર અઢાર અધ્યાયમાં વિભક્ત ગ્રંથની વિગતો આ પ્રમાણે આપે છે:

અધ્યાય ૬ — પદવાક્યવિવેક
અધ્યાય ૭ — વાક્યભેદો
અધ્યાય ૮ — કાવ્યાર્થયોનિઓ
અધ્યાય ૯ — અર્થવ્યાપ્તિ
અધ્યાય ૧૦ — કવિચર્યા, રાજચર્યા
અધ્યાય ૧૧ — શબ્દહરણ
અધ્યાય ૧૨ — અર્થહરણ
અધ્યાય ૧૩ — અર્થહરણમાં આલેખ્યપ્રખ્યાદિ
અધ્યાય ૧૪ — કવિસમયોની સ્થાપના
અધ્યાય ૧૫ — ગુણસમયસ્થાપના
અધ્યાય ૧૬ — કવિરહસ્યસ્થાપના
અધ્યાય ૧૭ — દેશવિભાગ
અધ્યાય ૧૮ — કાલવિભાગ

પ્રથમ અધ્યાયના અન્તે પોતે મુનિઓના મતવિસ્તારને સંક્ષિપ્ત કરીને કવિઓના લાભાર્થે વાગ્વિસ્તાર અને વાગ્વિવેચન કરે છે.

इयं नः काव्यमीमांसा काव्यव्युत्पत्तिकारणम् ।
इयं सा काव्यमीमांसा मीमांस्यो यत्र वाग्लवः ॥
वाग्लवं न स जानाति न विजानाति यस्त्विमाम् ।

અને

यायावरीयः संक्षिप्य मुनीनां मतविस्तरम् ।
व्याकरोत्काव्यमीमांसां कविभ्यो राजशेखरः ॥

આના અનુસંધાનમાં કવિ કઈ રીતે બનાય અને કવિની કેળવણી શી, ઉત્તમ કવિ કઈ રીતે બને, કવિનાં શિક્ષણ, પ્રતિભા વગેરે શું, આદિ પ્રશ્નો તેણે ચર્ચ્યા છે તેમાં અગત્યના વિચારો આટલા છે :

રાજશેખરે પણ કાવ્યશાસ્ત્રનું મૂળ વેદોમાં જ જોયું છે તેથી તે કહે છે કે છ પ્રસિદ્ધ વેદાંગો સાથે અલંકારશાસ્ત્ર એ સાતમું વેદાંગ છે, જેના જ્ઞાન વિના વેદાર્થનું સમ્યક્ જ્ઞાન સંભવતું નથી, કારણ કે અલંકારપ્રયોગો વેદોમાં પણ કરવામાં આવ્યા છે.

'शिक्षा, कल्पो, व्याकरणं, निरुक्तं, छन्दोविचितिः, ज्योतिषं च षडङ्गानि' [illegible] । 'उपकारकत्वादलङ्कारः सप्तममङ्गम्' इति यायावरीयः । ऋते च तत्स्व-रूपपरि[illegible] वेदार्थानवगतिः ।

વળી રાજશેખર કહે છે કે ચૌદ પ્રસિદ્ધ વિદ્યાસ્થાનો ઉપરાંત કાવ્ય એ પંદરમું વિદ્યાસ્થાન છે, જેને શાસ્ત્રો અનુસરે છે. અહીં પણ કાવ્યવિદ્યાની પ્રશસ્તિ નોંધપાત્ર છે.

'तानीमानि चतुर्दशविद्यास्थानानि, यदुत वेदाश्चत्वारः, षडङ्गानि, चत्वारि शास्त्राणि' इत्याचार्याः । ...तदाहुः—

विद्यास्थानानां गन्तुमन्तं न शक्तो जीवेद्वर्षाणां योऽपि साग्रं सहस्रम् ।
तस्मात्संक्षेपादर्थसन्दोह उक्तो व्यासः सन्त्यक्तो ग्रन्थभीरुप्रियार्थम् ॥

'सकलविद्यास्थानैकायतनं पञ्चदशं काव्यं विद्यास्थानम्'—इति यायावरीयः । गद्यपद्यमयत्वात् कविधर्मत्वात् हितोपदेशकत्वाच्च । तद्धि शास्त्राण्यनुधावन्ति ।

તે પછી કાવ્યપુરુષની ઉત્પત્તિની વાત છે. કાવ્યપુરુષ દેવી સરસ્વતીની તપસ્યાથી તેને મળ્યો છે. જન્મતાંની સાથે જ તે પોતાનો પરિચય છંદોમયી વાણીમાં આપે છે :

यदेतद्वाङ्मयं विश्वमथमूर्त्या विवर्तते ।
सोऽस्मि काव्यपुमानम्ब पादौ वन्देय तावकौ ॥

અને દેવી સરસ્વતીએ તેને આશીર્વાદ આપતાં કહ્યું કે "વાઙ્મયની માતા એવી મારા પર પણ વિજય મેળવજે. પુત્રને હાથે પરાજય થાય એ બીજો પુત્રજન્મ છે.'

"वत्स, सच्छन्दस्काया गिरः प्रणेतर् वाङ्मयमातरमपि मातरं मां विजयसे । प्रशस्यतमं चेदमुदाहरन्ति यदुत 'पुत्रात् पराजयो द्वितीयं पुत्रजन्म' इति ।

આપણે પ્રતિભા અને શક્તિ એ શબ્દોને સમાનાર્થી ગણીએ છીએ. એ રીતે એ શબ્દો પ્રયોજાયા છે. દંડી 'પ્રતિભા' કહે છે ત્યાં મમ્મટ 'શક્તિ' પ્રયોજે છે. પરંતુ આ શબ્દો વચ્ચે રાજશેખર ભેદ પાડે છે. શક્તિ એ જ કાવ્યોત્પત્તિનું મૂળ કારણ છે, જે રાજશેખરના શબ્દોમાં કહીએ તો સમાધિ અને પ્રયત્નથી ઉદ્ભાસિત થાય છે. તે કહે છે :

समाधिरान्तरः प्रयत्नो बाह्यस्त्वभ्यासः । तावुभावपि शक्तिमुद्भासयतः । 'सा केवलं काव्ये हेतुः' इति यायावरीयः ।

પ્રતિભા અને શક્તિ જુદાં છે, અને વ્યુત્પત્તિ પણ પ્રતિભાથી જુદી છે તે સમજાવતાં કહે છે કે જેનામાં શક્તિ હોય તેમાં સર્જનની પ્રતિભા ઊભી થાય છે, જે વિભિન્ન પ્રકારની સામગ્રી કવિના હૃદયમાં પ્રતિભાસિત કરે છે. આ દૃષ્ટિ નોંધપાત્ર છે, કવિને માર્ગદર્શક છે.

विप्रसृतिश्च सा प्रतिभाव्युत्पत्तिभ्याम् । शक्तिकर्तृके हि प्रतिभाव्युत्पत्तिकर्मणी । शक्तस्य प्रतिभाति शक्तश्च व्युत्पद्यते । या शब्दग्राममर्थसार्थमलङ्कारतन्त्रमुक्तिमार्गमन्यदपि तथाविधमधिहृदयं प्रतिभासयति सा प्रतिभा । अप्रतिभस्य पदार्थसार्थः परोक्ष इव, प्रतिभावतः पुनरपश्यतोऽपि प्रत्यक्ष इव ।

આમ કર્મરૂપ પ્રતિભાની કર્તૃરૂપ એ શક્તિ એમ સમજાવ્યા પછી, અને જેનામાં પ્રતિભા ખીલી હોય તેને હૃદયે જગતનું તમામ દર્શન અને વાણી સરળતાપૂર્વક પ્રતિભાસિત થાય છે તે બતાવ્યા પછી, તે ભારપૂર્વક કહે છે કે પ્રતિભાસમ્પન્ન માનવને બધું પ્રત્યક્ષ છે. આ પછી રાજશેખર પ્રતિભાના પ્રકારો અને તે કઈ રીતે કાર્ય કરે છે તેની વિગતો આ પ્રમાણે આપે છે :

सा च द्विधा कारयित्री भावयित्री च । कवेरुपकुर्वाणा कारयित्री । साऽपि त्रिविधा सहजाऽऽहार्यौपदेशिकी च । जन्मान्तरसंस्कारापेक्षिणी सहजा । जन्मसंस्कारयोनिराहार्या । मन्त्रतन्त्राद्युपदेशप्रभवा औपदेशिकी । ऐहिकेन कियतापि संस्कारेण प्रथमां तां (? प्रथमानां) सहजेति व्यपदिशन्ति ।

સારસ્વત, આભ્યાસિક અને ઔપદેશિક એ ત્રણેય કવિઓ છે એમ કહીને સારસ્વતને શ્રેષ્ઠ કહ્યો છે. કારણ એ છે કે કાવ્યસર્જનનો જેનો સંસ્કાર જન્મ-જન્માન્તરનો હોય તે સારસ્વત છે. ત્રણેયની રચનાનો ભેદ પણ આ રીતે પાડ્યો છે :

सारस्वतः स्वतन्त्रः स्याद्भवेदाभ्यासिको मितः ।
औपदेशी कविस्तत्र वल्गु फल्गु च जल्पति ॥

અને છતાં કવિની, એટલે કે સારસ્વત કવિની, પ્રતિભાનો વિકાસ થાય તેનો આગ્રહ રાખતાં રાજશેખર વ્યુત્પત્તિ તથા અભ્યાસની આવશ્યકતા તથા તેના લાભ પણ બતાવે છે. સારસ્વત કવિ પણ પોતાના સર્જન ક્ષેત્રે સતત જાગતો રહે અને નવા ઉન્મેષો સાધતો રહે એ રાજશેખરની અપેક્ષા છે. તેથી જ તે કહે છે :

उत्कर्षः श्रेयानिति यायावरीयः । स चानेकगुणसन्निपाते भवति । किञ्च—
बुद्धिमत्त्वं च काव्याङ्गविद्यास्वभ्यासकर्म च ।
कवेश्चोपनिषच्छक्तिस्त्रयमेकत्र दुर्लभम् ॥

અને તેથી જ જુદી જુદી પ્રતિભાની કક્ષા તથા બુદ્ધિમત્વ અને અભ્યાસ અનુસાર કવિઓની કક્ષાઓ પણ જુદી જુદી હોય છે તે બતાવતાં કહ્યું છે કે :

एकस्य तिष्ठति कवेर्गृह एव काव्यमन्यस्य गच्छति सुहृद्भवनानि यावत् ।
न्यस्याविदग्धवदनेषु पदानि शश्वत् कस्याऽपि सञ्चरति विश्वकुतूहलीव ॥

ભાવયિત્રી પ્રતિભા એટલે આલોચકની પ્રતિભા. તે પણ એક અનોખી પ્રતિભા છે જે કવિના શ્રમને જાણે છે; તેને ઉપકારક બને છે. ગમે તે વ્યક્તિ આલોચક બની શકતો નથી. ભાવક પણ તેની પોતાની રીતે કવિ હોઇ શકે છે. આ વાત રાજશેખર આ રીતે રજૂ કરે છે :

भावस्योपकुर्वाणा भावयित्री । स हि कवेः श्रममभिप्रायं च भावयति । तया खलु फलितः कवेर्व्यापारतरुः। अन्यथा सोऽवकेशी स्यात् ।...

प्रतिभातारतम्येन प्रतिष्ठा भुवि भूरिधा ।
भावकस्तु कविः प्रायो न भजत्यधमां दशाम् ॥

આલોચકના પણ પ્રકારો પાડી તત્ત્વાન્વેષી અથવા તત્ત્વાભિનિવેશી આલોચકને શ્રેષ્ઠ ગણ્યો છે. આવો આલોચક હજારે એક હોય એટલો વિરલ છે. રાજશેખર કહે છે કે આ વિરલ આલોચક પાસેથી મોટી અપેક્ષા છે. તે કહે છે કે તે,

शब्दानां विविनक्ति गुम्फनविधीनामोदते सूक्तिभिः
सान्द्रं लेढि रसामृतं विचिनुते तात्पर्यमुद्रां च यः ।
पुण्यैः संघटते विवेक्तृविरहादन्तर्मुखं ताम्यतां
केषामेव कदाचिदेव सुधियां काव्यश्रमज्ञो जनः ॥

આ પછી પાંચમા અધ્યાયમાં વ્યુત્પત્તિ અને કાવ્યપાકની ચર્ચા છે. કવિ બનવા નીકળેલ માટે સાચી કેળવણી આમાં છે. તેની વ્યાખ્યા રાજશેખર उचितानुचितविवेको व्युत्पत्तिः એમ કરીને પછી ઉમેરે છે કે:

अव्युत्पत्तिकृतो दोषः शक्त्या संव्रियते कवेः
यस्त्वशक्तिकृतस्तस्य झगित्येवावभासते ॥

અને

कवेः संव्रियतेऽशक्तिर्व्युत्पत्त्या काव्यवर्त्मनि ।
वैदग्धीचित्तचित्तानां हेया शब्दार्थगुम्फना ॥

અને તેથી જ રાજશેખર નિર્ણય આપે છે કે :

प्रतिभाव्युत्पत्ती मिथः समवेते श्रेयस्यौ ।

અને

કાવ્યપાક અને કાવ્યની પરિપકવતા, કાવ્યના સતત વાચનના અને લેખનના અભ્યાસથી સંભવે છે. આમ કવિની શક્તિ હોય, પ્રતિભા હોય, વ્યુત્પત્તિ સિદ્ધ હોય, તો પણ અભ્યાસ અને તેનું સાતત્ય કવિ માટે આવશ્યક છે. તે કહે છેઃ

आवापोद्धरणे तावद्यावद्दोलायते मनः ।
पदानां स्थापिते स्थैर्ये हन्त सिद्धा सरस्वती ॥

આ પછી પાકનો પૂરો વિસ્તાર કવિઓના માર્ગદર્શન માટે કર્યો છે.

કવિને માટે શબ્દો અને વાકયોનો સતત અભ્યાસ જરૂરી ગણ્યો છે. કવિ પોતાના કાવ્યને ગુણયુક્ત અને અલંકારાન્વિત બનાવી શકે તે આવશ્યક માન્યું છે, સાથે કાવ્ય અસત્ય શીખવે છે તેવી માન્યતાને પણ રદિયો આપતાં તે લખે છે કે :

गुणवदलङ्कृतं च वाक्यमेव काव्यम् ।
असत्यार्थाभिधायित्वान्नोपदेष्टव्यं काव्यमित्येके ।
नासत्यं नाम किञ्चन काव्ये यस्तु स्तुत्येष्वर्थवादः ।
स न परं कविकर्मणि श्रुतौ च शास्त्रे च लोके च ॥

કાવ્યાર્થનાં મૂળ બાર નહીં પણ સોળ છે તે બતાવ્યા પછી નવમા અધ્યાયમાં કવિની કેળવણીની, અર્થાત્ કવિ બનવા માટેના ઉચિત શિક્ષણની, વાત કરી છે. પ્રતિભાસમ્પન્ન કવિને પણ કેળવણી જરૂરી છે; અન્ય કક્ષાના કવિઓને અને આલોચકોને પણ. બીજા પણ ઘણા પ્રશ્નો તેણે અહીં ચર્ચ્યા છે. આ ચર્ચા ઘણી વિસ્તૃત છે અને આલોચનાના ક્ષેત્રમાં નવી જ ભાત પાડે છે. અન્ય ગ્રંથો કરતાં જુદા જ ઉદ્દેશથી લખાયેલી આ કૃતિ તેની પોતાની રીતે નોંધપાત્ર છે, સિદ્ધ છે. અને તેથી જ પ્રથમ કક્ષાના ગ્રંથોમાં કાવ્યમીમાંસાનું સ્થાન છે. કવિસમયની સ્થાપના એ પણ તેનું મૌલિક પ્રદાન છે.

પરંતુ આ બધા છતાં આ કૃતિ પૂરી રીતે વૈજ્ઞાનિક નથી. આથી ડૉ. સૂર્યકાન્ત સાચી રીતે કહે છે કે :

"......Rājaśekhara's treatment of the subject is thoughtful and exhaustive. But evidently it is not scientific. The four divisions of poetic faculty are unconvincing, and they are not sharply distinguished. The fourfold division of critics also does not carry conviction. The eight kinds of Kāvyakavis are...illogical. Their order is o not true for all times and persons. One may not - through all the stages enumerated...and might still

become a great poet. Rājaśekhara leaves the terms 'mahākavi' and 'kavirāja' undefined. (Kṣemendra Studies pp. 527).

આ પછી આ જ પ્રકારની ક્ષેમેન્દ્રની કૃતિ 'કવિકંઠાભરણ'ની ચર્ચામાંથી કેટલીક અગત્યની હકીકતો આપણે નોંધીએ. વિગતો અને મુદ્દામાં ક્ષેમેન્દ્ર રાજશેખરને જ અનુસરે છે તેથી તેને સ્પષ્ટ પ્રેરણા રાજશેખર પાસેથી મળેલી જણાય છે. સાથે પોતાની 'કાવ્યમીમાંસા'ની તુલનાએ સંક્ષિપ્ત એવી કૃતિમાં માત્ર રાજશેખરનું અનુકરણ કરવાને બદલે તેમાં પોતાની દૃષ્ટિએ કેટલાક સુધારા કરે છે અને સાથે સાથે રાજશેખરમાં રહી ગયેલી ખામીઓ પણ તે સુધારી લે છે. રાજશેખર સાથે સરખાવતાં તેણે જે નવી વિચારણા પ્રગટ કરી છે તે જ આપણે અહીં લઈશું.

આમાં સૌ પ્રથમ ધ્યાન ખેંચે છે નવા કવિતા ક્ષેત્રે પ્રવેશતા કવિની કેળવણીની પાંચ ક્રમિક સ્થિતિ. તેને પાંચ સંધિ તરીકે આ રીતે વર્ણવે છે:

तत्राकवेः कवित्वाप्तिः शिक्षा प्राप्तिगिरः कवेः ।
चमत्कृतिश्च शिक्षाप्तौ गुणदोषोद्गतिस्ततः ॥
पश्चात्परिचयप्राप्तिरित्येते पञ्च सन्धयः ।

અર્થાત્, "અકવિને માટે (કવિત્વ સિદ્ધ કરવા બાબતમાં) આ પાંચ સંધિઓ છે–(૧) કવિત્વની આપ્તિ, (૨) વ્યુત્પત્તિ અને અભ્યાસ, (૩) ચમત્કૃતિ સર્જવાની કાળજી, (૪) ગુણ અને દોષ સમજી તેમનો વિવેક કરવો, (૫) સ્વસ્થતા અને પરિચય."

રાજશેખર અપેક્ષા રાખે છે કે કવિ તેની કવિતા સર્જતાં ચોકસાઈ રાખે અને પછી તેનો પુનઃ અભ્યાસ કરી તેને સુધારી વધુ સુન્દર બનાવે. ક્ષેમેન્દ્ર અહીં આ બાબત વધુ સ્પષ્ટ છે તે ઉપરની તેણે કવિત્વની સાધનાની પાંચ ક્રમિક સંધિઓમાં બતાવ્યું છે.

સાથે સાથે રાજશેખરની માફક ક્ષેમેન્દ્ર પણ માને છે–અને ઘણા સંસ્કૃત આલંકારિકો પણ માને છે–કે સતત દૈવી મન્ત્રોના રટણથી પણ કવિ બની શકાય છે.

પરન્તુ બધા કવિઓનો ઉદ્ભવ અને તેમની કેળવણી સરખાં હોતાં નથી, હોઈ શકતાં નથી. શક્તિ અનુસાર કેળવણી ઓછી કે વત્તી જરૂરી બની રહે છે. સરળતાપૂર્વક કાવ્યસર્જનમાં કેળવાવા માટે અકવિએ શું કરવું તે બાબત કહે છે કે:

कुर्वीत साहित्यविदः सकाशे श्रुतार्जनं काव्यसमुद्भवाय ।
न तार्किकं केवलशाब्दिकं वा कुर्याद् गुरुं सूक्तिविकासविघ्नम् ॥ (१.१५)

કાવ્યસર્જનની કેળવણીમાં ગુરુ તો માત્ર સાહિત્યવિદ બની શકે, કોઈ તાર્કિક કે વૈયાકરણ નહીં. આ બાબત સ્પષ્ટ કર્યા બાદ કાવ્યમાધુર્ય સિદ્ધ કરવા માટે, પ્રૌઢી સિદ્ધ કરવા માટે, શું કરવું અને શું કરવાથી કાવ્ય હૃદયથી ઉદ્ભવે તે બાબત તે કહે છે કે:

गीतेषु भाषास्वथ देशभाषाकाव्येषु दद्यात्सरसेषु कर्णम् ।
वाक्यां चमत्कारविधायिनीनां नवार्थचर्चासुरुचिं विदध्यात् ॥
रसे रसे तन्मयतां गतस्य गुणे गुणे हर्षवशीकृतस्य ।
विवेकसेकस्वकपाकभिन्नं मनः प्रसूतेऽङ्कुरवत्कवित्वम् ॥

સતત અભ્યાસ, કાવ્યાદિનું પઠન, કાવ્યમાં એક એક ખૂબી કઈ રીતે ઉદ્ભવી તેના પર દત્તચિત્ત થવું, જાતે તેના પ્રયોગ કરવા, કાલિદાસાદિ ઉત્તમ કવિઓની રચનાઓ વાંચવી વગેરેને આવશ્યક ગણ્યાં છે.

આ પછી તેણે કવિ બનનારને વ્યવહારિક સલાહો આપી છે અને તે સાથે ઉપર જણાવેલી દરેક સંધિમાંથી પસાર થતાં કવિએ શું શું કરવું જરૂરી છે તે સ્પષ્ટ કર્યું છે. ક્ષેમેન્દ્રની પદ્ધતિ તેની પોતાની રીતે ચાલે છે, આથી ડૉ. સૂર્યકાન્તનો અભિપ્રાય થયો છે કે:

"It is clear that Kṣemendra's method of treating this delicate subject is all his own. He is prepared to seek inspiration from Rājaśekhara's Kāvyamīmāṁsā, but makes distinct improvement on it. He avoids the pitfalls of complexity of division and vagueness of treatment into which Rājaś'ekhara has fallen. It does not require the student to have the encyclopedic knowledge as Rājaś'ekhara's scheme does. Kṣemendra wants wide reading and intelligent thinking on the part of his apprentice. He has made his method more practical by showing different methods of initiation into poetry for difierent classes of students."

( Kṣemendra Studies. p. 58 )

આ છતાં એટલું અવશ્ય ઉમેરવું ઘટે કે કવિશિક્ષાના વિષયનિરૂપણમાં આચાર્ય રાજશેખરની વિચારણા સમગ્રપણે વધુ વ્યવસ્થિત, તાત્ત્વિક, મૂલગામી અને શાસ્ત્રીય છે. તેના ગ્રંથનો અન્ય લાભ એ છે કે પરંપરાગત

અલંકારમીમાંસા પણ તેણે પોતાના વિષયની સાથે ઘણી આપી છે. આને લીધે જ "કાવ્યમીમાંસા" ગ્રંથ અત્યંત ખ્યાત બન્યો છે, કવિકંઠાભરણ નહીં.

કવિ કાવ્યસર્જન કઈ રીતે કરે છે, તેના મનની સંવેદના ક્યારે, કઈ રીતે, જાગે છે એ એક મોટું રહસ્ય છે. આ રહસ્યમાં આ કવિશિક્ષાના લેખકો ઊતર્યા નથી, પરંતુ સહજ પ્રતિભાથી અન્વિત અને સ્વપ્રયત્ને કવિ બનવા તત્પર કવિ તેમજ આલોચક બંનેને માટે કેળવણી જરૂરી છે; વ્યવસ્થિત, સુચિન્તિત માર્ગે, ગતિ કરવી આવશ્યક છે તે સ્વીકારી કવિશિક્ષાના માર્ગે કઈ રીતે જવાય તેની ચર્ચા સમગ્રપણે આખાય ગ્રંથમાં આ બે લેખકો કરે છે. અન્ય લેખકો આના છૂટાછવાયા નિર્દેશો આપે છે, પરન્તુ સમગ્ર ગ્રંથ આ માટે જ લખાયો હોય તે જાતની આ બે રચનાઓ જાણીતી છે. અને ઇતિહાસ નિર્દેશ કરે છે કે આપણા શિષ્ટસમાજમાં કવિઓને કેળવનારાઓ પણ હતા. અને આમેય કવિ બનનાર આ લેખકોના માર્ગે રીતસરની ક્રમબદ્ધ કેળવણી ન લે તો પણ પોતાના કાવ્યના સર્જનમાર્ગે કોઈ પણ કાવ્યને આ કૃતિઓ ઘણું ઘણું માર્ગદર્શન આપી તેમને સતત પ્રગતિને માર્ગે રાખી શકે તેમ છે. આ ગ્રંથોનું આ જ મૂલ્ય છે.

## મમ્મટયુગ – કાર્ય અને પ્રદાન

કાવ્યતત્ત્વમીમાંસાની ઉત્ક્રાન્તિના જે ચાર યુગ આપણે પાડ્યા છે તેમાં ત્રીજા યુગને આપણે એ યુગના અત્યંત તેજસ્વી આચાર્ય મમ્મટના નામથી મમ્મટયુગ તરીકે ઓળખ્યો છે. પરન્તુ આ યુગને આપણે મમ્મટયુગ તરીકે ઓળખીએ છીએ તે માત્ર એટલા કારણસર નહીં કે મમ્મટ આ યુગનો સૌથી વધુ પ્રતિભાસંપન્ન આલંકારિક આચાર્ય છે. પોતાના "કાવ્યપ્રકાશ"માં મમ્મટે આગલા બે યુગોની વિચારધારાઓના સુભગ સમન્વયની જે પદ્ધતિ અપનાવી અને તેને આધારે એક અભિનવ કાવ્યદર્શન આપવાનો પ્રયાસ કર્યો તે પદ્ધતિ આ યુગની માન્ય પદ્ધતિ બની છે; તેને લીધે પણ આ યુગને મમ્મટયુગ તરીકે ઓળખવાનું ઉચિત લાગે છે. ભામહના યુગે કાવ્યના શબ્દ અને અર્થ, ગુણ, રીતિ, અલંકાર, અને અદોષત્વનાં સ્વરૂપ પરસ્પર સંબંધ અને કાવ્ય સાથેના સંબંધનો ખ્યાલ વિકસાવ્યો. શબ્દ અને અર્થ એટલે કાવ્ય; અને ગુણ, રીતિ, અલંકાર તથા અદોષત્વ કાવ્યનાં સૌંદર્યને જન્માવનારાં, ઉપસાવનારાં, ખીલવનારા તત્ત્વો; એ ખ્યાલ આ પ્રથમ યુગે આપ્યો ત્યારે ઘણા વિદ્વાનોને એમ લાગ્યું છે કે જાણે કાવ્યના કલાપક્ષ પર વધારે ભાર મૂકાયો. બીજી બાજુ બીજે

એટલે કે આચાર્ય આનન્દવર્ધનનો, યુગ ભાવપક્ષનાં વિભિન્ન તત્ત્વોના સંસ્થાપનનો યુગ છે, જેણે ધ્વનિ, રસ, વક્રોક્તિ, અનુમાન અને ઔચિત્યને કાવ્યનાં આત્મભૂત તત્ત્વો માની આગલા યુગનાં વિકસેલાં અલંકરણોને તેમનાં અંગરૂપ ગણી લીધાં. એક ઉદાહરણ લઇએ તો આચાર્ય આનન્દવર્ધન પોતાના રસાદિ સિદ્ધાન્ત કિંવા ધ્વનિસિદ્ધાન્તના અંગભૂત તરીકે શબ્દ અને અર્થ, ગુણો, સંઘટના, અલંકાર, ઔચિત્ય, અદોષત્વ આદિને ઘટાવે છે. આ બે ઐકાન્તિક મતોની સામે મમ્મટ જે રીતે કાવ્યાલંકારોનું નિરૂપણ કરે છે તેનાથી એ સ્પષ્ટ થાય છે કે કાવ્યસમગ્ર એટલે કલાપક્ષ અને ભાવપક્ષ બંનેનો સુભગ સમન્વયની, અને બંનેના લગભગ સમાન કક્ષાએ નિરૂપણ તથા મહત્ત્વ સ્થાપનની, દૃષ્ટિ રાખીને મમ્મટ આગલા યુગોના સિદ્ધાન્તોનો સમન્વય કરી નવી જ રીતે કાવ્યવિષયક સંવાદી મૂલ્યોનું સ્થાપન કરે છે. અમુક જ મૂલ્યોને વિશેષ મહત્ત્વનાં તરીકે ઉપસાવવાં, અથવા તો અમુક મૂલ્યોને જ કાવ્યનાં મૂળભૂત ગણવાં, તે દૃષ્ટિ તેને ઠીક લાગતી નથી. આને લીધે મમ્મટ કેટલીક વાર ભામહાદિની વિચારણાને તો કેટલીક વાર આનન્દવર્ધનના ચિન્તનને માન્યતા આપે છે; કેટલીક વખત બંનેયના વિચારોને તે એકરૂપ કરી દે છે; કેટલીક વાર આનન્દવર્ધનના સિદ્ધાન્તોની ભૂમિકા પર રહી તે ભામહાદિના સિદ્ધાન્તોને તેના ચોકઠામાં બેસાડે છે; કેટલીક વાર ભામહાદિની વિચારણામાં તે આનન્દવર્ધન આદિની વિચારણાને સમન્વિત કરે છે. મમ્મટના 'કાવ્યપ્રકાશ'માંથી કેટલાંક ઉદાહરણો લઈ આપણે આ બાબત વિગતે સમજી લઈએ. મમ્મટ કાવ્યના હેતુઓ બાબત કહે છે :

शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥

ત્યારે તેમાં સ્પષ્ટ રીતે આગલા યુગના માન્ય આચાર્ય દંડીના મન્તવ્યને સ્વીકાર છે :

नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहुनिर्मलम् ।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसम्पदः ॥

આ જ રીતે તે જ્યારે કાવ્યલક્ષણ નીચે પ્રમાણે આપે છે :

तददोषौ शब्दार्थौ सगुणावनलङ्कृती पुनः क्वापि ।

ત્યારે તેમાં પણ પ્રાયઃ ભામહયુગની વિચારધારાનું જ અનુસરણ છે અને તથા વામનના વિચારોનું સંમિશ્રણ છે. તેમાં પણ ખાસ કરીને ધ્યા-

ખેંચે છે નિતાન્ત અદોષત્વનો આગ્રહ, જેનો સમાન વિચાર આપણને ભામહ તથા દંડીમાં આ રીતે મળે છે:

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥ (ભામહ)

અને

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथञ्चन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥ (દંડી)

બીજી બાજુ તે ધ્વનિના સ્થાનને આધારે કાવ્યના ત્રણ પ્રકારો આ રીતે આપે છે:

इदमुत्तममतिशयिनि व्यङ्ग्ये वाच्याद् ध्वनिर्बुधैः कथितः ।

અને

अतादृशि गुणीभूतव्यङ्ग्यं व्यङ्ग्ये तु मध्यमम् ।

અને

शब्दचित्रं वाच्यचित्रमव्यङ्ग्यं त्ववरं स्मृतम् ॥

ત્યારે તેમાં તથા આ ત્રિવિધ કાવ્યની જે વિસ્તૃત મીમાંસા ચતુર્થ, પંચમ અને ષષ્ઠ ઉલ્લાસોમાં કરી છે, ત્યાં આનન્દવર્ધનની વિચારણા સીધેસીધી તેણે અપનાવી છે. તેણે રસ અને ધ્વનિ ઉભયને જે મહત્ત્વ આપ્યું છે તેમાં બીજા યુગના ધ્વનિ અને રસવાદનો સમન્વય સાધ્યો છે. ગુણો તેણે ત્રણ કહ્યા અને સ્પષ્ટ લખ્યું કે:

माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश ।

અને તે પછી તેમનો વિસ્તાર કર્યો તેમાં તે મહદંશે આનન્દવર્ધનનું અનુસરણ કરે છે.

આ પછી મમ્મટ અલંકારોની બાબતમાં કહે છે કે:

हारादिवदलङ्कारास्तेऽनुप्रासोपमादय : ॥

ત્યારે વામન તેમજ આનંદવર્ધનની અલંકારોના કાવ્યગત સ્થાન બાબતની દૃષ્ટિ અપનાવે છે, છતાં તેની જ ભૂમિકા ઉપર તે જે અલંકારોનો અતિવિસ્તાર કરે છે; તેમાં ભામહયુગના વિચારોનું અનુસરણ છે, જે પાછું કાવ્યલક્ષણનાં अनलङ्कृती पुनः क्वापि સાથે બંધબેસતું છે.

આવું જ છે કાવ્યદોષોનું. દોષોની તેણે કરેલી વ્યાખ્યામાં જ બંને યુગની દોષવિષયક વિચારણાનો સમન્વય છે. જ્યારે પ્રથમ તે

मुख्यार्थहतिर्दोषः रसस्तु मुख्यस्तदाश्रयाद्वाच्यः ।

એવું કહે છે કે ત્યારે તેમાં આનંદવર્ધનના યુગનો રસ પરત્વેનો સમગ્ર ખ્યાલ પ્રગટ થાય છે. પરંતુ તે પછી તે

उभयोपयोगिनः स्युः शब्दाद्यास्तेन तेष्वपि सः ।

એમ કહે છે ત્યારે આગલા યુગના શબ્દ, અર્થ આદિના દોષોને પણ તે તેમાં સમાવિષ્ટ કરી લે છે. આ સમાવેશ કાવ્યલક્ષણ સાથે આપેલા અદોષૌ સાથે બંધબેસતો છે.

ઉપર જોયું તે પ્રમાણે ગુણો ત્રણ ગણ્યા અને તેને રસના ગણ્યા. પરંતુ તે પછી તેણે એ ઉમેર્યું કે ગૌણરૂપે ગુણો શબ્દાર્થના પણ છે :

गुणवृत्त्या पुनस्तेषां वृत्तिः शब्दार्थयोर्मता ।

ત્યાં ગુણો બાબતની આગલા યુગની યે વિચારણા જોડી દેવામાં આવી છે. આ પછી ગુણોનાં શબ્દાર્થદૃષ્ટ્યા થતાં લક્ષણને તે તેણે આપેલી રસાનુસારી ગુણવ્યાખ્યાના અભિવ્યંજક ધર્મો તરીકે ઓળખાવી દે છે ત્યાં બંને યુગોની વિચારણા વચ્ચે તે સંવાદિતા લાવી દે છે.

આ ઉપરાંત એક યા બીજા યુગની વિચારણામાં વધારે પડતો વિસ્તાર હોય ત્યાં સૂત્રાત્મક અને વિચારગ્રાહી છતાં પ્રાસાદિક શૈલીમાં તેણે સંક્ષેપ પણ કર્યો છે. આના ઉદાહરણ તરીકે આપણે મમ્મટે આપેલા રસનિષ્પત્તિના ચાર વાદોને ગણાવી શકીએ. અભિનવગુપ્ત તેની 'ભારતી' ટીકામાં ભટ્ટ લોલ્લટના, શ્રીશંકુકના, ભટ્ટનાયકના અને પોતાના રસનિષ્પત્તિવિષયક સિદ્ધાંતોનો જે વિસ્તાર કરે છે તેના જ હાર્દને સંક્ષેપમાં અને વ્યવસ્થિત રીતે રજૂ કરીને મમ્મટે પોતાના ગ્રંથના ચતુર્થ ઉલ્લાસમાં આ ચારેય વાદો આપ્યા છે. કોઈપણ વિચારણાના હાર્દને સંક્ષેપમાં અને છતાં અસંદિગ્ધ રીતે રજૂ કરી દેવાની શક્તિ પણ સમન્વયકારમાં હોવી જરૂરી છે, અને તે મમ્મટમાં છે જ. અનેક આલંકારિકોના વિસ્તૃત સિદ્ધાંતોનો એક ગ્રંથમાં સમન્વય કરવાનો હોય અને તે રીતે કાવ્યશાસ્ત્રની સર્વક્ષેત્રીય મીમાંસાનો સર્વાંગીણ પરિચય આપવાનો હોય ત્યારે સ્વાભાવિક રીતે જ આવો સંક્ષેપ અનિવાર્ય બને છે. આને લીધે મમ્મટને ધ્વનિવાદી, રસવાદી, અલંકારવાદી કહી એવી કોઈ વાદની કંઠી પહેરાવવાને બદલે સમન્વયવાદી તરીકે ઓળખવો એજ ઇષ્ટ છે. તે કોઇ સંપ્રદાય વિશેષનો આગ્રહી નથી, તમામ સંપ્રદાયોની વિચારણાના કાવ્યગત મૂલ્યને તે પિછાણે છે અને તમામને પરસ્પર એકરૂપ કરી એક નવીજ કાવ્યદૃષ્ટિ આપે ..ા કાવ્યદૃષ્ટિમાં આગ્રહ છે કાવ્યના સૌન્દર્ય, ચમત્કાર અને રસાસ્વાદનના ..મ માર્ગને શોધી કાઢવાનો.

આ કાર્યમાં મમ્મટની અલંકારશાસ્ત્રવિષયક તાત્ત્વિક, મૂલસ્પર્શી દૃષ્ટિ તથા અભિવ્યક્તિની આગવી સૂઝ પ્રગટ થાય છે. આ સૂઝ અને દૃષ્ટિ તથા તેના મૂળમાં રહેલી મેધા એ તમામ પુરોગામી અલંકાર ગ્રંથો તથા કાવ્ય-ગ્રંથોના વિશાળ અભ્યાસ, ચિન્તન, તથા તત્ત્વગ્રહણશક્તિથી જ સંભવે છે. અને આ કારણોસર જ કદાચ મમ્મટના પ્રશંસકોએ તેને 'વાગ્દેવતાવતાર' તરીકે બહુમાન્યો છે, અને તેના ગ્રંથ પર ટીકાઓ લખવામાં છેક આધુનિક યુગપર્યન્ત વિદ્વાનોએ આત્મગૌરવ માન્યું છે.

આ પદ્ધતિએ આવો સર્વગ્રાહી શાસ્ત્રીય ગ્રંથ રચીને મમ્મટે કાવ્યમીમાંસાના ક્ષેત્રે ખરેખર નૂતન પ્રસ્થાન જ કર્યું છે. કારણ, આખરે તેનો પ્રયત્ન કાવ્ય-મીમાંસાને વિભિન્ન વાદવિવાદોમાંથી મુક્ત કરવા કરાવવાનો છે. અને તેના મૂળમાં એ દર્શન તો છે જ કે કાવ્યના કલાપક્ષ તથા ભાવપક્ષને એક બીજાથી જુદા માનવા, ઓછા કે વત્તા મહત્ત્વના માનવા, તે દૃષ્ટિને પોતાની મર્યાદાઓ રહેલી છે. આખરે કાવ્ય એ એક સૌન્દર્યસાધના છે અને તેમાં સમગ્રપણે જોતાં ભાવપક્ષ અને કલાપક્ષ એકરૂપ થઈ જાય છે, સ્વતંત્ર રહેતા નથી, રહી શકે પણ નહીં. કાવ્યનાં વિભિન્ન અલંકરણોની મમ્મટની મીમાંસા આ કાવ્ય-દર્શનની એકરૂપતા સાધવાનો જ પ્રશસ્ય પ્રયત્ન છે. અને તેમાં તેના પુરોગામી-ઓએ આવરી લીધેલાં કાવ્યનાં પ્રાયઃ તમામ અલંકરણોને તેણે વ્યવસ્થિતરૂપે તેની કાવ્યમીમાંસામાં આવરી લીધાં છે. આમ કરવાની ગુરુતમ મેધા અને શક્તિ મમ્મટ પાસે છે તેથી મમ્મટ આ યુગનો શ્રેષ્ઠ પ્રતિનિધિ આચાર્ય છે, અને તેનું કાવ્યમીમાંસામાં પ્રદાન અનોખું છે. તેના કાર્યમાં તેણે જે વિવેક, સંયમ અને સ્પષ્ટતા દાખવ્યાં છે તે પણ તેનાં પોતાનાં અને અનોખાં છે. આ વિવેક અને સંયમ સાથે કાવ્યનાં વિભિન્ન અલંકરણો તેની કલમે મીમાંસા પામે છે ત્યારે એ બધાં સુંદરતાથી વિભૂષિત બની રહે, પરસ્પર અવિનાભાવે એકરૂપ બની કાવ્યનો માત્ર કાવ્ય તરીકે સૌન્દર્યાસ્વાદ કરાવવાને સમર્થ બને, તે મમ્મટની અપેક્ષા છે.

મમ્મટના જ માર્ગે ચાલનારા મમ્મટના આ યુગના અન્ય અગત્યના લેખકો છે હેમચન્દ્ર (કાવ્યાનુશાસન), રાજાનક રુય્યક (કાવ્યપ્રકાશસંકેત, અલંકારમંજરી વગેરે ૭ કે વધારે ગ્રંથો), સાગરનન્દી (નાટ્યલક્ષણરત્નકોશ), અગ્નિપુરાણ, વાગ્ભટ (વાગ્ભટાલંકાર), વગેરે. આ ઉપરાંત મમ્મટના નજીકના પુરોગામી ભોજરાજને પણ આ જ યુગના આચાર્ય ગણી શકાય. તેમના 'સરસ્વતીકંઠાભરણ' અને 'શૃંગારપ્રકાશ' એ બે ગ્રંથો પૈકી પ્રથમ ગ્રંથ બંને યુગોની વિચારધારાઓ

સમન્વય કરનાર અને વિશેષે કરીને ભામહના યુગના ચિન્તનનો પુનરુદ્ધાર કરનારો ગ્રંથ છે, જ્યારે બીજો ગ્રંથ આગલા યુગના રસવિષયક આખા ચિન્તનના સર્વગ્રાહી અભ્યાસ સાથે શૃંગારના મહત્ત્વને કાવ્યમાં જુદા જ અભિગમ સાથે પુનઃસ્થાપિત કરે છે. ભોજરાજના 'સરસ્વતીકંઠાભરણ' અને 'શૃંગારપ્રકાશ' એ બંને આ યુગના સમર્થ કાવ્યમીમાંસા ગ્રન્થો મમ્મટના 'કાવ્યપ્રકાશ'ની હરોળમાં ઊભી શકે તેવા છે. મમ્મટને આપણે આ યુગનો શ્રેષ્ઠ આચાર્ય ગણીએ તો તેની ઘણો નજીકનો મહત્ત્વપૂર્ણ આચાર્ય છે ભોજરાજ.

અન્ય આલંકારિકો મોટે ભાગે આચાર્ય મમ્મટને કે તેની પદ્ધતિને અનુસરીને પોતાની ગ્રંથરચના કરે છે. અન્ય કોઈપણ લેખકમાં, ભોજરાજમાં પણ, મમ્મટના જેવી સૂક્ષ્મ અને વેધક, તાત્વિક અને સમન્વયાત્મક દૃષ્ટિ નથી. અને તેથી સ્વાભાવિક રીતે જ અન્ય સૌ આચાર્યોના ગ્રંથો સમન્વયથી કંઈ પણ વિશેષ સાધતા નથી; તેમનું કાવ્યમીમાંસામાં મૌલિક પ્રદાન પણ ખાસ નોંધપાત્ર નથી. વાસ્તવિક રીતે આ યુગ નૂતનપ્રસ્થાનનો યુગ પણ નથી.

આટલી ચર્ચા સાથે આપણે ભોજરાજના પ્રદાનને સંક્ષેપમાં સમજી લઈએ. તેનો પ્રથમ ગ્રંથ છે 'સરસ્વતીકંઠાભરણ'. આ ગ્રંથમાં ખાસ નોંધપાત્ર છે તેનું ગુણો, દોષો તથા અલંકારોનું નિરૂપણ. ગુણોના નિરૂપણમાં તે ભામહના યુગના સ્થાપનથી જુદો પડે છે અને દસને સ્થાને ચોવીસ ગુણો સ્વીકારે છે. આ ગુણોને ફરી શબ્દના, અર્થના અને શબ્દાર્થના તરીકે તે મૂલવે છે. મોટા ભાગનાં ગુણોની તે વ્યાખ્યા કરે છે અને થોડી થોડી ચર્ચા પણ. આ જ રીતે તેણે દોષોની ચર્ચા પણ વિસ્તારથી કરી છે અને દોષસંખ્યા વિસ્તારી દીધી છે. પરંપરામાન્ય બધા જ દોષોને દોષો તે તરીકે સ્વીકારતો નથી. નવા દોષો પણ ઉમેરે છે. આ બધા જ દોષો તેના અતિશય નજીકના કાળના અનુગામી મમ્મટાદિને સહાયક બને છે. અલંકાર નિરૂપણમાં પણ ભામહના યુગનું તે જાણે પ્રતિષ્ઠાપન કરે છે અને ઘણા અલંકારો ઉમેરે છે. સાથે તેણે આ પ્રથમ ગ્રંથમાં પણ નાટ્યમીમાંસા અને રસમીમાંસા આપ્યાં છે. એટલે ભોજ માત્ર ભામહાદિના યુગનું પુનઃસર્જન કરનારો છે એમ કહી શકાતું નથી. એની રીતિ બાબતની ચર્ચા પણ સુંદર છે. આગલા બંને યુગની વિચારધારાઓના સુભગ સમન્વયની દૃષ્ટિ તેણે ક્યાંક ક્યાંક બતાવી છે, સર્વત્ર નહીં.

ભોજરાજનો 'શૃંગારપ્રકાશ' એ સંસ્કૃત કાવ્યમીમાંસાનો મોટામાં મોટો ગ્રંથ . આ ગ્રંથમાં તેણે કાવ્યનાં તમામ વિભિન્ન અલંકરણો સવિસ્તર ચર્ચ્યાં છે. તમાં તેનું મુખ્ય પ્રદાન છે, તેના શીર્ષક અનુસાર, શૃંગાર રસના અભિગમનાતે

વિસ્તાર, રૂઢ પરંપરાની સીમાઓ બ્હાર તેનો અતિ વિસ્તાર, અને એ સ્થાપન કે શૃંગાર એ માત્ર શ્રેષ્ઠ રસ નથી, પરન્તુ એકમાત્ર રસ છે. આ રીતે શૃંગાર-રસને તે તદ્દન નવા જ દૃષ્ટિકોણથી ચર્ચે છે, તે તેની મોટામાં મોટી સિદ્ધિ છે. હજી ભોજરાજના આ ગ્રંથનો પૂરો અભ્યાસ થયો નથી. ઘણાં દૃષ્ટિબિન્દુથી તેનો અભ્યાસ કરવાનો હજુ અવકાશ છે. ડૉ. રાઘવને આ અભ્યાસ અત્યંત ગંભીરતાથી ઉપાડી તેમાં ઘણી પ્રગતિ કરી છે.

આપણે જોયું તેમ આ યુગના અન્ય અગત્યના ગ્રંથો છે હેમચન્દ્રનું 'કાવ્યાનુશાસન', 'અગ્નિપુરાણ', વાગ્ભટનું 'વાગ્ભટાલંકાર', સાગરનન્દીનું 'નાટચ-લક્ષણરત્નકોશ' અને રુય્યકકૃત ગ્રંથો. આમ તો સમગ્રપણે 'કાવ્યાનુશાસન' મમ્મ-ટના જ સમન્વયના માર્ગને અનુસરે છે અને મહદંશે મમ્મટનું અનુકરણ કરે છે. આ સૂત્ર શૈલીમાં રચાયેલા ગ્રંથમાં હેમચન્દ્રની જ રચેલ 'વિવેક' ટીકા પ્રાપ્ત છે. આ ગ્રન્થ આઠ અધ્યાયોમાં વિભક્ત છે. મમ્મટના જ વિચારોને જુદી ભાષામાં છતાં લગભગ તેના જ વિચારોની લગભગ પુનરુક્તિ કરતો હોય તે રીતે તે વર્ણવે છે. વધારામાં તેણે નાટચદષ્ટચા નાયકનાયિકાના ભેદોનું સુંદર વર્ણન કર્યું છે. તેનું બીજા અધ્યાયમાં આવતું રસોનું વિવરણ મનોરમ છે. તેણે શબ્દ શક્તિઓ ચાર કહી છે, જેમાં લક્ષણાને સ્થાને તે ગૌણી અને લક્ષણા એવી બે શક્તિઓ સ્વીકારે છે. મમ્મટના ત્રેસઠ અર્થાલંકારોને બદલે તેણે ઓગણત્રીસ અલંકારો સ્વીકાર્યા છે અને બાકીનાને એક યા બીજામાં સમાવિષ્ટ કરી લીધા છે. આની પાછળ તેની દૃષ્ટિ એ છે કે અતિ અલ્પ ભેદને આધારે જુદો અલંકાર કલ્પવો અને એ રીતે અલંકારોની સંખ્યા વધાર્યે જવી એ ઇષ્ટ નથી. આ જ સિદ્ધાન્ત અલંકારોના પ્રકારોને લાગુ પાડી તે ઓછા પ્રકારો આપે છે. હેમચન્દ્રનાં તેની કૃતિમાં આ બે ખાસ નોંધપાત્ર પ્રદાન છે, જેમાં તે મમ્મટથી જુદો પડે છે. બાકી તેનામાં વિશેષ મૌલિકતા નથી. કાવ્યસમયોની તેની ચર્ચા પણ નોંધપાત્ર છે. બાકી પોતાના પુરોગામીના લાંબા ઉદાહરણો તે આપે છે. ગ્રન્થારંભે જૈન તરીકે તેણે सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे એવું વિધાન કર્યું છે તે દેખીતી રીતે જ જૈન ધર્મમૂલક, પરંતુ અવૈજ્ઞાનિક, વિધાન છે.

પુરાણો એ માત્ર ધર્મગ્રન્થો નથી; ઘણાં પુરાણો પોતાના યુગના વિભિન્ન ક્ષેત્રીય જ્ઞાનને પણ આવરી લે છે. આ રીતે 'ભાગવત'માં દસ અવતારોની કથા ઉપરાંત ઊંડું દર્શન તથા ભક્તિમાર્ગીય ચિન્તન પ્રાપ્ત થાય છે. 'દેવી ભાગવત' દેવીની સ્તુતિ ઉપરાંત તત્કાલીન સમાજ વ્યવસ્થા અને સંસ્કૃતિ પર સારો એવો પ્રકાશ પાડે છે. આ રીતે 'અગ્નિપુરાણ' તો એટલા બધા વિવિધ વિષયોને

આવરી લે છે કે તેને આપણે પુરાણો પૈકી જ્ઞાનકોશ તરીકે ઓળખી શકીએ. આ ગ્રંથમાં કુલ અગિયાર (૩૩૬–૩૪૬) અધ્યાયોમાં લેખક કાવ્યશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રના વિષયોને આવરી લે છે. આ ગ્રંથને પણ મૌલિક કહી શકાય તેમ નથી; તેમાં સમન્વયની પણ મમ્મટ જેવી સૂક્ષ્મ દૃષ્ટિ નથી. આ દૃષ્ટિ વાસ્તવિક રીતે તો આ યુગના મમ્મટ સિવાય કોઈ ગ્રંથકારમાં નથી. 'અગ્નિપુરાણ' મુખ્ય આટલા વિષયોને આવરી લે છે: કાવ્ય અને કલા, કાવ્યભેદો; નાટ્યભેદો; પાંચ સંધિ, પાંચ અર્થપ્રકૃતિઓ; રસ તથા નાયક–નાયિકા, ચાર પ્રકારની રીતિઓ, અંગવિક્ષેપો અને ચાર અભિનયો; શબ્દાલંકારો અને અર્થાલંકારો; ગુણ અને દોષ. આગલા બે યુગના આચાર્યોના મતોને એક યા બીજી રીતે કોઈ નિશ્ચિત દૃષ્ટિ કે અભિગમ વિના સ્વીકારી તે વર્ણવે છે. 'અગ્નિપુરાણ' ધ્વનિથી પરિચિત છે છતાં તેને કાવ્યમાં સ્વતંત્ર સ્થાન આપતું નથી. સમગ્રતયા પણ તેની દૃષ્ટિ ભામહયુગને સવિશેષ અનુસરે છે. આથી આ ગ્રંથને અલંકારશાસ્ત્રનો સંગ્રહમાત્ર કહી શકાય.

આ પુરાણનો સમય એ એક મોટી સમસ્યા છે. મહેશ્વરે તેની કાવ્યપ્રકાશ પરની ટીકામાં અને વિદ્યાભૂષણે સાહિત્યકૌમુદીની ટીકામાં દાવો કર્યો છે કે આ પુરાણ સાહિત્યશાસ્ત્રનો સૌથી પ્રાચીન ગ્રન્થ છે અને તેમાંથી સામગ્રી લઈ ભરતમુનિએ પણ પોતાના ગ્રંથની રચના કરી છે. પરન્તુ આ મત કોઈ પણ રીતે માન્ય કરી શકાય તેવો નથી. 'અગ્નિપુરાણ' અને ભોજના ગ્રંથોના સંબંધ બાબતનો પ્રશ્ન પણ ખૂબ ખૂબ ચર્ચાયો છે. આ ગ્રંથ બારમી સદીનો હોય તેમ લાગે છે.

'વાગ્ભટાલંકાર'નો રચયિતા વાગ્ભટ હેમચંદ્રનો સમકાલીન છે. પાંચ પરિચ્છેદોમાં ૨૬૦ શ્લોકોમાં લખાયેલો આ ટૂંકો ગ્રંથ કાવ્યોત્પત્તિનાં ત્રણ કારણો, કાવ્યભેદો, કાવ્યદોષો, દસ ગુણો, ચાર શબ્દાલંકાર અને પાંત્રીસ અર્થાલંકાર, ગૌડી અને વૈદર્ભી રીતિ, નવ રસો અને નાયક–નાયિકાના ભેદોની ચર્ચા કરે છે. આ ગ્રંથ સંક્ષિપ્ત છતાં સુંદર છે અને તેના પર જુદી જુદી આઠ ટીકાઓ રચાઈ છે.

બીજો વાગ્ભટ તેના 'કાવ્યાનુશાસન' ગ્રંથ ઉપરાંત તેના પરની 'અલંકારતિલક' નામની ટીકાનો રચયિતા છે. પાંચ અધ્યાયના આ ગ્રંથમાં અન્ય ગ્રંથો કરતાં વધારાની ચર્ચા કવિસમયનું વર્ણન છે. ગ્રંથ ખાસ પ્રસિદ્ધ કે મૌલિક નથી

આ જ યુગમાં નાટ્યશાસ્ત્રના બે આચાર્યો છે સાગરનન્દી અને રામચંદ્રગુણચન્દ્ર. ..મયની દૃષ્ટિએ રામચંદ્રગુણચન્દ્રનું 'નાટ્યદર્પણ' આ યુગનું છે છતાં તેનું સ્વરૂપ નૂતન પ્રસ્થાન કરનારું અને મૌલિક છે તેથી ખરેખર તેની કૃતિની ચર્ચા

આગલા યુગના પ્રદાનમાં કરવી જોઈએ અને અમે એ પ્રમાણે કર્યું છે. અહીં સાગરનન્દીના નાટ્યગ્રંથ 'નાટ્યલક્ષણરત્ન કોશ'ની ચર્ચા કરીએ. આ ગ્રંથ પણ કોઈ વિશેષ પ્રદાન કરનારો નથી. મોટે ભાગે તેણે ભરતના 'નાટ્યશાસ્ત્ર'ની જ કારિકાઓ પોતાના ગ્રંથમાં ઉતારી છે. સીધી રીતે નાટ્યરચના અને નાટ્યપ્રયોગને સ્પર્શતા વિષયોની સંક્ષિપ્ત ચર્ચા તેણે કરી છે. આ ગ્રંથનું મૂલ્ય એ રીતે છે કે સાગરનન્દી આ લક્ષણોની ચર્ચા સતત નાટ્યપ્રયોગનાં વિભિન્ન ઉદાહરણોના આધારે કરે છે. આમાં પ્રસિદ્ધ નાટ્યકૃતિઓ ઉપરાંત અસંખ્ય અજાણી, અપ્રગટ નાટ્યકૃતિઓના ઉલ્લેખો પણ મળી રહે છે. કેટલાક અજાણ્યા નાટ્યાચાર્યોનાં નામો અને અવતરણો પણ તે આપે છે. આમ ઐતિહાસિક દૃષ્ટિએ એ ગ્રંથ મૂલ્યવાન બને છે અને લક્ષણરત્નોનાં નિરૂપણની તેની દૃષ્ટાંતમીમાંસા સહિતની પદ્ધતિ નોંધપાત્ર રીતે સુંદર છે.

મુખ્ય ગ્રંથોના આ પ્રદાન પરિચય બાદ આ યુગની કાવ્યમીમાંસા વિષયક સિદ્ધિઓ પણ અત્રે આવરી લેવી એ ઇષ્ટ થશે. આ યુગનો સૌથી વધારે તેજસ્વી આચાર્ય મમ્મટ છે અને આ યુગનું મોટામાં મોટું પ્રદાન પણ તેનું જ છે. પુરાગામી આચાર્યોના ગ્રંથોના અભ્યાસ અને ચિન્તનને પરિણામે તથા પ્રાપ્ત પ્રાયઃ તમામ સંસ્કૃત અને પ્રાકૃત કાવ્ય કૃતિઓના અભ્યાસના પરિણામે તેને એમ જાણે લાગ્યું કે આનન્દવર્ધન અને અભિનવગુપ્તે અને તેના યુગના આચાર્યોએ સિદ્ધાન્ત સ્થાપનમાં તો આડો આંક વાળી દીધો છે. અને તેથી સો ટકા નવીનતાના અર્થમાં નૂતનપ્રસ્થાન સંભવતું નથી છતાં કાવ્યનું સૌંદર્ય ક્યાં છે અને તે ક્યાં ક્યાં અલંકરણોના કેવા યોગથી સંભવે છે તે બાબત પુરોગામી આચાર્યો બધા જ પોતપોતાની રીતે સાચા છે છતાં વિશ્લેષણાત્મક એવી તેમની પદ્ધતિ સર્વથા કાવ્યના રહસ્યનો પાર પામવામાં ઉપયોગી થતી નથી. કાવ્યાસ્વાદ સહૃદય વાચક માણે છે ત્યારે તે ભલે મમ્મટ કહે છે તેમ હોય रसास्वादनसमुद्भूत, પરન્તુ તે નિરતિશય આનન્દ, તત્ક્ષણ પરમ આનંદ, સમગ્ર ચેતનાને તન્મય કરી દેતો આનંદ બને ત્યારે રસાસ્વાદની સાથે કાવ્ય-સમગ્રનો આસ્વાદ વાચક માણે છે અને કાવ્ય બને છે તમામ અલંકરણોના અનોખા સૌંદર્યથી અને તે તમામના વ્યક્તિગત સૌન્દર્યના પણ સુભગ સમન્વયથી. કવિતાસુન્દરીનું સૌન્દર્ય તેના અંગપ્રત્યંગમાં રહેલું છે. સાથે એ તમામ સૌન્દર્યોથી અતિરિક્ત એવું સૌન્દર્ય, સમગ્રત્વનું સૌન્દર્ય, પણ કવિતામાં વિલસે છે અને સહૃદય તેને માણે છે. આથી શબ્દ અને અર્થમાં માત્ર

કાવ્ય જોવું અનુભવવું કે કાવ્યના અન્તરંગ ધ્વનિ, રસ વગેરેમાં માત્ર કાવ્ય જોવું એ બંને દૃષ્ટિઓને પોતાની મર્યાદા છે. કાવ્ય તો સમન્વિત રીતે શબ્દ અને અર્થ તથા તેની અનોખી સાધનાથી સિદ્ધ થતા ધ્વનિ, રસ આદિમાં છે, આ તમામે અલંકરણોને એક બીજાથી જુદાં કલ્પી શકાતાં નથી અને તેથી તમામને એકરૂપ કરી દેવાની જરૂર છે. પૂર્ણ વિવેક સહ પરસ્પરમાં સાંધી દેવાની જરૂર છે. માટે જ આ દૃષ્ટિને આપણે સમન્વયની દૃષ્ટિ તરીકે ઓળખી છે. એ દૃષ્ટિ દ્વારા મમ્મટે જે રીતે, જે જુદી જુદી પદ્ધતિ અપનાવીને, જે કંઈ સિદ્ધ કર્યું છે તેની ચર્ચા જરૂરી વિસ્તાર સહ આપણે ઉપર કરી છે. આ દૃષ્ટિ આપી આચાર્ય મમ્મટે અને તેનું અનુસરણ આ યુગના અન્ય આચાર્યોએ કર્યું. અને આ સમન્વય સધાયો તેનાથી વાસ્તવિક રીતે તો બંને યુગની ઉત્તમ વિચારણાનો સુભગ સમન્વય થયો અને કવિઓ તથા આલોચકોને બંને યુગના ચિન્તનને મૂલવવાની નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થઈ. બંને યુગની સાધના તરફ આમ નવી દૃષ્ટિએ જોતાં મમ્મટે શીખવ્યું.

અન્ય આચાર્યોએ પોત પોતાની રીતે કંઇક કંઇક નવું પણ સિદ્ધ કર્યું છે. કેટલાંક ઉદાહરણો લઇએ તો જાણે કે આનન્દવર્ધનના शृङ्गार एव मधुरः परः प्रह्लादनो रसः । એ વિચારમાંથી સૂચન લઈ શૃંગારને એક માત્ર રસ તરીકે ભોજરાજે 'શૃંગારપ્રકાશ'માં સ્થાપ્યો. ભોજરાજ પૂરી વિદ્વત્તા સાથે અને તર્કબદ્ધ રીતે અને અનેક દૃષ્ટાંતો આપીને આ વાત સિદ્ધ કરે છે. ભોજે શૃંગારને નવી દૃષ્ટિએ જોવા, મૂલવવા, આસ્વાદવાનો આગ્રહ રાખ્યો ત્યારે સ્વાભાવિક રીતે જ શૃંગારનો અભિગમ વિભિન્ન આચાર્યોમાં છે તે જ માત્ર રહ્યો નથી, પરંતુ ઘણો વિસ્તર્યો છે.

ભોજરાજે પોતાના 'સરસ્વતીકંઠાભરણ'માં જે ગુણો, દોષો અને અલંકારો આપ્યા છે તેમાં પણ એક નવીન પદ્ધતિ અને દૃષ્ટિ ઉપસાવવાનો તેણે પ્રયત્ન કર્યો છે. તે સોળ પદદોષો, સોળ વાક્યદોષો અને સોળ વાક્યાર્થદોષો આપે છે. તેણે આ જ રીતે ચોવીસ ગુણો શબ્દના અને ચોવીસ ગુણો વાક્યાર્થના આપ્યા છે. આ જ રીતે તે ચોવીસ શબ્દાલંકારો, ચોવીસ અર્થાલંકારો અને ચોવીસ શબ્દાર્થાલંકારો આપે છે. સ્વાભાવિક રીતે જ આને લીધે ઘણા નવા દોષો, ગુણો અને અલંકારો તે આપે છે. માન્યતા એવી છે કે ભોજ 'અગ્નિ-પુરાણ'થી પ્રભાવિત છે. પરંતુ ખરેખર આ બાબત નિર્ણયાત્મક રીતે નક્કી થઇ નથી તેથી એમ માનવું ઘટે કે કદાચ એકનો બીજા પર પણ પ્રભાવ પડ્યો હોય, તો ગમે તેનો પ્રભાવ ગમે તે ગ્રંથ પર પડ્યો હોઇ શકે. સાથે ઉપમા, આક્ષેપ, સમાસોક્તિ, અપહ્નુતિ વગેરે અલંકારોને શબ્દ તેમજ અર્થના

માનનારાઓમાં તે લગભગ એકલો છે. ડૉ. કાણે સાચી રીતે જ કહે છે કે : "There is a certain symmetrical arrangement in everything that Bhoja treats of, as in the sixteen doṣas and twenty–four figures of Śabda, Artha and of both, the six varieties of Rīti, Vṛtti, Mudrā, etc. He stands almost alone in regarding Upamā, Ākṣepa, Samāsokti and several other figures as both of Śabda and Artha. He looks upon Rīti as Śabdārthālaṁkāra and enumerates six Rītis Vaidarbhī, Pāñcālī, Gauḍīyā, Āvantīyā, Lāṭī and Māgadhī. He raised all the six Pramāṇas of Jaimini to the status of figures of speech." (History of Sanskrit Poetics, p. 258).

'અગ્નિપુરાણ'માં પણ મૌલિક ખાસ કશું નથી. છતાં તેમાં કથા અને તેના પ્રકારોની છણાવટ વિસ્તૃત અને નોંધપાત્ર છે. એજ રીતે કવિને કાવ્યક્ષેત્રના પ્રજાપતિ તરીકે સ્થાપતું નિમ્નલિખિત વિધાન પણ 'અગ્નિપુરાણ'માં મળે છે :

अपारे काव्यसंसारे कविरेव प्रजापतिः ।
यथास्मै रोचते विश्वं तथैव परिवर्तते ॥

આ રીતે થોડું નાનું મોટું પ્રદાન અન્યત્ર પણ ક્યાંક ક્યાંક જોવા મળે છે. બાકી આ યુગના અન્ય લેખકો મૌલિક નથી. પોતાના પુરોગામીઓમાંથી તેઓ અવતરણો આપે છે. સમન્વયની પણ વિવેકભરી, મૌલિક, તાત્ત્વિક દૃષ્ટિ તેમની પાસે નથી. મમ્મટ, રાજશેખર, આનંદવર્ધન આદિમાંથી થોડા ઘણા શાબ્દિક ફેરફારો સાથે બેઠા ઉતારા પણ તેઓ કરે છે.

બાકી મમ્મટે આ યુગને અને તેની પાછળ કાવ્યમીમાંસાને નવો અભિગમ આપ્યો છે તે પણ હકીકત દીવા જેવી સ્પષ્ટ છે.

## વિશ્વનાથ યુગ – કાર્ય અને પ્રદાન

ભારતીય કાવ્યમીમાંસાના ચોથા યુગને આપણે વિશ્વનાથ યુગ તરીકે ઓળખ્યો છે, કારણ, આ યુગના આરંભમાં થયેલા આચાર્યોમાં તે મોખરે છે અને તેનો ગ્રંથ 'સાહિત્યદર્પણ' ઘણોજ વિસ્તૃત અને અલંકારશાસ્ત્રના નાટ્ય સહિત તમામને આવરી લેનારો ગ્રંથ છે. આ યુગમાં પદ્ધતિ તો મમ્મટનીજ પ્રવર્તમાન રહી છે અને આગલા યુગમાં શરૂ થયેલી સમન્વયની પ્રક્રિયા આગળ

વધી છે. એમ લાગે છે જાણે આચાર્યોને વિશેષ મૌલિક ચિન્તનનો હવે બહુ અવકાશ દેખાતો નથી. આમ છતાં કેટલુંક મૌલિક ચિન્તન આ યુગમાં પણ થયું છે. આ યુગના આલંકારિકો મોટે ભાગે તો અલંકારોને એટલે કે શબ્દ અને અર્થના અલંકારોને કેન્દ્રમાં રાખી વિશેષે કરીને તેમના પર જ ગ્રંથ-રચના કરે છે. આ અલંકારો પર જ થઈ હોય એવી કેટલીક સુંદર રચનાઓ આ યુગે આપી છે. આ સાથે અલંકાર સ્વાભાવિક રીતેજ વિસ્તરી અત્યંત સમૃદ્ધ બની જાય છે અને તે સાથે અલંકારોની સંખ્યા તથા તેમના પ્રકારોની સંખ્યા વધારવાની જાણે કે આ યુગમાં સ્પર્ધા ચાલી છે. આ સ્પર્ધા ચાલતાં અતિતુચ્છ અલંકારોને અલંકારો તરીકેનો સ્વતંત્ર દરજ્જો ન આપવાની, એજ રીતે અતિતુચ્છ ભેદની ભૂમિકા પર અલંકારોના પ્રકારો ન પાડવાની અને બને તેટલા અલંકારોને એક યા બીજામાં સમાવી લેવાની હેમચંદ્રની મૌલિક, વૈજ્ઞાનિક દૃષ્ટિ લુપ્ત થઇ છે. મમ્મટના સાઠથી વધુ અલંકારો હેમચંદ્રે ઓગણત્રીસ અલંકારોમાં સમાવિષ્ટ કરી લીધા હતા. પરંતુ આ નવીન યુગમાં આ વૈજ્ઞાનિક દૃષ્ટિ લુપ્તપ્રાય થઇ ગઈ અને જૂના અલંકારો પુનઃ સ્વતંત્ર અલંકારો તરીકે નિરૂપાયા અને અનેક નવા અલંકારો તથા તેના અનેક પ્રકારો ઉમેરાયા. આને પણ તેની પોતાની રીતે આપણે આ યુગનું પ્રદાન ગણી શકીએ.

જેમનું કંઇક મૌલિક પ્રદાન છે, જેમણે સમન્વયની મમ્મટની દૃષ્ટિ કંઈક સાચવી રાખી છે તેવા આ યુગના તેજસ્વી આચાર્યો તથા તેમના ગ્રંથો આ છે :

વિશ્વનાથ — સાહિત્યદર્પણ
જગન્નાથ — રસગંગાધર
જયદેવ — ચન્દ્રાલોક
અપ્પયદીક્ષિત — કુવલયાનંદ અને ચિત્રમીમાંસા

અલંકારગ્રંથોની સંખ્યામાં આ યુગ ઘણો સમૃદ્ધ છે; આલંકારિકો તથા તેમના ધ્યાનપાત્ર ગ્રંથો નીચે પ્રમાણે છે :

વિદ્યાધર — એકાવલી
વિદ્યાનાથ — પ્રતાપરુદ્રયશોભૂષણ
ભાનુદત્ત — રસમંજરી, રસતરંગિણી
આશાધર — અલંકારદીપિકા
વિશ્વેશ્વર — અલંકારકૌસ્તુભ

આ ઉપરાંત આ યુગમાં અમરચંદ્ર, દેવેશ્વર, શારદાતનય, શિંગભૂપાલ, કેશવમિત્ર, રૂપગોસ્વામી, કવિકર્ણપૂર વગેરેએ પણ અલંકાર ગ્રંથોની રચના કરી છે.

વિશ્વનાથાદિ પ્રધાન આચાર્યોના પ્રદાનની નોંધ કરીએ તે પહેલાં આ યુગના દૃષ્ટિબિંદુની ચર્ચા કરી લેવી એ ઇષ્ટ છે. પરિસ્થિતિ એવી સરજાઈ છે કે જાણે આનંદવર્ધન તથા અભિનવગુપ્તના ચિંતન પછી અન્ય અલંકારિકોને કાવ્યના રહસ્યના તાત્ત્વિક ચિંતન બાબત ખાસ કંઇ નવું વિચારવા જેવું લાગતું નથી. આનંદવર્ધને ધ્વનિ તથા રસના કાવ્યમાંના સ્થાનની તાત્ત્વિક મીમાંસાના મિષે તે સાથે કાવ્યનાં તમામ અન્ય અલંકરણોના પણ કાવ્યગત સ્થાન બાબત જે ગૂઢ, તાત્ત્વિક, શાસ્ત્રીય અને સત્યાન્વેષી ચિંતન કર્યું છે અને રહસ્યો તારવ્યાં છે તેનો પ્રભાવ સદીઓ પર્યંત અલંકારશાસ્ત્ર ઉપર વ્યાપ્ત રહ્યો છે, અને એ ચિંતનનો સુભગ સમન્વય કરવાની દૃષ્ટિ મમ્મટે આપી તે આ યુગે અપનાવી લીધી. મમ્મટના માર્ગનું અનુસરણ કરવા સાથે આ યુગે મમ્મટની સમન્વયદૃષ્ટિનાં પરિણામોમાં ક્યાંક ક્યાંક ખામીઓ જોઈ તે સુધારી પણ લીધી. વિશ્વનાથ અને જગન્નાથ જ્યારે મમ્મટની ટીકા કરે છે ત્યારે મમ્મટને અનુસરવા છતાં નૂતન પ્રસ્થાન કરવાનો પણ તેમનો પ્રયત્ન છે, જે બતાવે છે કે કાવ્યમીમાંસાના ક્ષેત્રમાં આલોચનાની મૌલિકતા ઝાંખી પડી છે એ સાચું, પરંતુ સદંતર મરી પરવારી નથી. આ પ્રયત્નમાં ભામહ-યુગના વિચારોને વિશેષ મહત્ત્વ પણ સાંપડ્યું છે અને કેટલાક વિચારો જાણે પુનઃસ્થાપિત પણ થયા છે.

એક રીતે જૂની પરંપરા તરફ પાછા આવવાનો જાણે આ યુગ છે. આની પ્રતીતિ આપણને કાવ્યમીમાંસા તેમજ નાટ્યમીમાંસા બંનેના ગ્રંથોમાં થાય છે. આનંદવર્ધને સ્થાપેલાં મૂલ્યો હજી પાયામાં જળવાઇ રહ્યાં છે તો પણ પ્રાચીન પરંપરા તરફ પાછા ફરવાનું વલણ આરંભાયું જણાય છે. દા. ત. દસ ગુણોનો સ્વીકાર એ આ વલણનું પ્રમાણ છે. શબ્દ, વર્ણ, વાક્યાદિના દોષોનો બહોળો એવો વિસ્તાર અને અલંકારવિસ્તાર એ પણ પ્રાચીન પરંપરાના પુનરાગમનનાં પ્રમાણો છે. આ જ રીતે નાટ્યશાસ્ત્રમાં શારદાતનય, ભાનુદત્ત વગેરેની કૃતિઓ ભરતનેજ મૂળ આધાર લઈને ચાલે છે અને જાણે તેનાજ વિચારોનો આંશિક સાર આપે છે. કવિતાના ક્ષેત્ર માફક અહીં પણ મૌલિકતા ઘટી છે. કાવ્ય-સર્જનના ક્ષેત્રે બારમી સદી પછી મૌલિક સર્જનનું પ્રમાણ ઘટ્યું છે તેનો પડઘો તો અહીં નહીં પડ્યો હોય !

એક બીજી નોંધપાત્ર હકીકત એ છે કે મમ્મટની સમન્વયની દૃષ્ટિની તાત્ત્વિકતા, સૂક્ષ્મતા, ચોકસાઈ અને મૌલિકતા પણ જેમ આગલા યુગના આચાર્યો પાસે નહોતી તેમ, જગન્નાથ અને થોડે અંશે વિશ્વનાથને બાદ કરતાં,

વિશ્વનાથાદિ પ્રધાન આચાર્યોના પ્રદાનની નોંધ કરીએ તે પહેલાં આ યુગના દૃષ્ટિબિંદુની ચર્ચા કરી લેવી એ ઇષ્ટ છે. પરિસ્થિતિ એવી સરજાઈ છે કે જાણે આનંદવર્ધન તથા અભિનવગુપ્તના ચિંતન પછી અન્ય અલંકારિકોને કાવ્યના રહસ્યના તાત્ત્વિક ચિંતન બાબત ખાસ કંઇ નવું વિચારવા જેવું લાગતું નથી. આનંદવર્ધને ધ્વનિ તથા રસના કાવ્યમાંના સ્થાનની તાત્ત્વિક મીમાંસાના મિષે તે સાથે કાવ્યનાં તમામ અન્ય અલંકરણોના પણ કાવ્યગત સ્થાન બાબત જે ગૂઢ, તાત્ત્વિક, શાસ્ત્રીય અને સત્યાન્વેષી ચિંતન કર્યું છે અને રહસ્યો તારવ્યાં છે તેનો પ્રભાવ સદીઓ પર્યંત અલંકારશાસ્ત્ર ઉપર વ્યાપ્ત રહ્યો છે, અને એ ચિંતનનો સુભગ સમન્વય કરવાની દૃષ્ટિ મમ્મટે આપી તે આ યુગે અપનાવી લીધી. મમ્મટના માર્ગનું અનુસરણ કરવા સાથે આ યુગે મમ્મટની સમન્વયદૃષ્ટિનાં પરિણામોમાં ક્યાંક ક્યાંક ખામીઓ જોઈ તે સુધારી પણ લીધી. વિશ્વનાથ અને જગન્નાથ જ્યારે મમ્મટની ટીકા કરે છે ત્યારે મમ્મટને અનુસરવા છતાં નૂતન પ્રસ્થાન કરવાનો પણ તેમનો પ્રયત્ન છે, જે બતાવે છે કે કાવ્યમીમાંસાના ક્ષેત્રમાં આલોચનાની મૌલિકતા ઝાંખી પડી છે એ સાચું, પરંતુ સદંતર મરી પરવારી નથી. આ પ્રયત્નમાં ભામહ-યુગના વિચારોને વિશેષ મહત્ત્વ પણ સાંપડયું છે અને કેટલાક વિચારો જાણે પુનઃસ્થાપિત પણ થયા છે.

એક રીતે જૂની પરંપરા તરફ પાછા આવવાનો જાણે આ યુગ છે. આની પ્રતીતિ આપણને કાવ્યમીમાંસા તેમજ નાટ્યમીમાંસા બંનેના ગ્રંથોમાં થાય છે. આનંદવર્ધને સ્થાપેલાં મૂલ્યો હજી પાયામાં જળવાઇ રહ્યાં છે તો પણ પ્રાચીન પરંપરા તરફ પાછા ફરવાનું વલણ આરંભાયું જણાય છે. દા. ત. દસ ગુણોનો સ્વીકાર એ આ વલણનું પ્રમાણ છે. શબ્દ, વર્ણ, વાક્યાદિના દોષોનો બહોળો એવો વિસ્તાર અને અલંકારવિસ્તાર એ પણ પ્રાચીન પરંપરાના પુનરાગમનનાં પ્રમાણો છે. આ જ રીતે નાટ્યશાસ્ત્રમાં શારદાતનય, ભાનુદત્ત વગેરેની કૃતિઓ ભરતનેજ મૂળ આધાર લઈને ચાલે છે અને જાણે તેનાજ વિચારોનો આંશિક સાર આપે છે. કવિતાના ક્ષેત્ર માફક અહીં પણ મૌલિકતા-ઘટી છે. કાવ્ય-સર્જનના ક્ષેત્રે બારમી સદી પછી મૌલિક સર્જનનું પ્રમાણ ઘટયું છે તેનો પડઘો તો અહીં નહીં પડયો હોય !

એક બીજી નોંધપાત્ર હકીકત એ છે કે મમ્મટની સમન્વયની દૃષ્ટિની તાત્ત્વિકતા, સૂક્ષ્મતા, ચોકસાઈ અને મૌલિકતા પણ જેમ આગલા યુગના આચાર્યો પાસે નહોતી તેમ, જગન્નાથ અને થોડે અંશે વિશ્વનાથને બાદ કરતાં,

વધી છે. એમ લાગે છે જાણે આચાર્યોને વિશેષ મૌલિક ચિન્તનનો હવે બહુ અવકાશ દેખાતો નથી. આમ છતાં કેટલુંક મૌલિક ચિન્તન આ યુગમાં પણ થયું છે. આ યુગના આલંકારિકો મોટે ભાગે તો અલંકારોને એટલે કે શબ્દ અને અર્થના અલંકારોને કેન્દ્રમાં રાખી વિશેષે કરીને તેમના પર જ ગ્રંથ-રચના કરે છે. આ અલંકારો પર જ થઈ હોય એવી કેટલીક સુંદર રચનાઓ આ યુગે આપી છે. આ સાથે અલંકાર સ્વાભાવિક રીતેજ વિસ્તરી અત્યંત સમૃદ્ધ બની જાય છે અને તે સાથે અલંકારોની સંખ્યા તથા તેમના પ્રકારોની સંખ્યા વધારવાની જાણે કે આ યુગમાં સ્પર્ધા ચાલી છે. આ સ્પર્ધા ચાલતાં અતિતુચ્છ અલંકારોને અલંકારો તરીકેનો સ્વતંત્ર દરજ્જો ન આપવાની, એજ રીતે અતિતુચ્છ ભેદની ભૂમિકા પર અલંકારોના પ્રકારો ન પાડવાની અને બને તેટલા અલંકારોને એક યા બીજામાં સમાવી લેવાની હેમચંદ્રની મૌલિક, વૈજ્ઞાનિક દૃષ્ટિ લુપ્ત થઇ છે. મમ્મટના સાઠથી વધુ અલંકારો હેમચંદ્રે ઓગણત્રીસ અલંકારોમાં સમાવિષ્ટ કરી લીધા હતા. પરંતુ આ નવીન યુગમાં આ વૈજ્ઞાનિક દૃષ્ટિ લુપ્તપ્રાય થઇ ગઈ અને જૂના અલંકારો પુનઃ સ્વતંત્ર અલંકારો તરીકે નિરૂપાયા અને અનેક નવા અલંકારો તથા તેના અનેક પ્રકારો ઉમેરાયા. આને પણ તેની પોતાની રીતે આપણે આ યુગનું પ્રદાન ગણી શકીએ.

જેમનું કંઇક મૌલિક પ્રદાન છે, જેમણે સમન્વયની મમ્મટની દૃષ્ટિ કંઇક સાચવી રાખી છે તેવા આ યુગના તેજસ્વી આચાર્યો તથા તેમના ગ્રંથો આ છે :

વિશ્વનાથ — સાહિત્યદર્પણ
જગન્નાથ — રસગંગાધર
જયદેવ — ચન્દ્રાલોક
અપ્પયદીક્ષિત — કુવલયાનંદ અને ચિત્રમીમાંસા

અલંકારગ્રંથોની સંખ્યામાં આ યુગ ઘણો સમૃદ્ધ છે; આલંકારિકો તથા તેમના ધ્યાનપાત્ર ગ્રંથો નીચે પ્રમાણે છે :

વિદ્યાધર — એકાવલી
વિદ્યાનાથ — પ્રતાપરુદ્રયશોભૂષણ
ભાનુદત્ત — રસમંજરી, રસતરંગિણી
આશાધર — અલંકારદીપિકા
વિશ્વેશ્વર — અલંકારકૌસ્તુભ

આ ઉપરાંત આ યુગમાં અમરચંદ્ર, દેવેશ્વર, શારદાતનય, શિંગભૂપાલ, કેશવમિત્ર, રૂપગોસ્વામી, કવિકર્ણપૂર વગેરેએ પણ અલંકાર ગ્રંથોની રચના કરી છે.

વિશ્વનાથાદિ પ્રધાન આચાર્યોના પ્રદાનની નોંધ કરીએ તે પહેલાં આ યુગના દૃષ્ટિબિંદુની ચર્ચા કરી લેવી એ ઇષ્ટ છે. પરિસ્થિતિ એવી સરજાઈ છે કે જાણે આનંદવર્ધન તથા અભિનવગુપ્તના ચિંતન પછી અન્ય અલંકારિકોને કાવ્યના રહસ્યના તાત્ત્વિક ચિંતન બાબત ખાસ કંઇ નવું વિચારવા જેવું લાગતું નથી. આનંદવર્ધને ધ્વનિ તથા રસના કાવ્યમાંના સ્થાનની તાત્ત્વિક મીમાંસાના મિષે તે સાથે કાવ્યનાં તમામ અન્ય અલંકરણોના પણ કાવ્યગત સ્થાન બાબત જે ગૂઢ, તાત્ત્વિક, શાસ્ત્રીય અને સત્યાન્વેષી ચિંતન કર્યું છે અને રહસ્યો તારવ્યાં છે તેનો પ્રભાવ સદીઓ પર્યંત અલંકારશાસ્ત્ર ઉપર વ્યાપ્ત રહ્યો છે, અને એ ચિંતનનો સુભગ સમન્વય કરવાની દૃષ્ટિ મમ્મટે આપી તે આ યુગે અપનાવી લીધી. મમ્મટના માર્ગનું અનુસરણ કરવા સાથે આ યુગે મમ્મટની સમન્વયદૃષ્ટિનાં પરિણામોમાં ક્યાંક ક્યાંક ખામીઓ જોઈ તે સુધારી પણ લીધી. વિશ્વનાથ અને જગન્નાથ જ્યારે મમ્મટની ટીકા કરે છે ત્યારે મમ્મટને અનુસરવા છતાં નૂતન પ્રસ્થાન કરવાનો પણ તેમનો પ્રયત્ન છે, જે બતાવે છે કે કાવ્યમીમાંસાના ક્ષેત્રમાં આલોચનાની મૌલિકતા ઝાંખી પડી છે એ સાચું, પરંતુ સદંતર મરી પરવારી નથી. આ પ્રયત્નમાં ભામહ-યુગના વિચારોને વિશેષ મહત્ત્વ પણ સાંપડ્યું છે અને કેટલાક વિચારો જાણે પુનઃસ્થાપિત પણ થયા છે.

એક રીતે જૂની પરંપરા તરફ પાછા આવવાનો જાણે આ યુગ છે. આની પ્રતીતિ આપણને કાવ્યમીમાંસા તેમજ નાટ્યમીમાંસા બંનેના ગ્રંથોમાં થાય છે. આનંદવર્ધને સ્થાપેલાં મૂલ્યો હજી પાયામાં જળવાઇ રહ્યાં છે તો પણ પ્રાચીન પરંપરા તરફ પાછા ફરવાનું વલણ આરંભાયું જણાય છે. દા. ત. દસ ગુણોનો સ્વીકાર એ આ વલણનું પ્રમાણ છે. શબ્દ, વર્ણ, વાક્યાદિના દોષોનો બહોળો એવો વિસ્તાર અને અલંકારવિસ્તાર એ પણ પ્રાચીન પરંપરાના પુનરાગમનનાં પ્રમાણો છે. આ જ રીતે નાટ્યશાસ્ત્રમાં શારદાતનય, ભાનુદત્ત વગેરેની કૃતિઓ ભરતનેજ મૂળ આધાર લઈને ચાલે છે અને જાણે તેનાજ વિચારોનો આંશિક સાર આપે છે. કવિતાના ક્ષેત્ર માફક અહીં પણ મૌલિકતા ઘટી છે. કાવ્ય-સર્જનના ક્ષેત્રે બારમી સદી પછી મૌલિક સર્જનનું પ્રમાણ ઘટ્યું છે તેનો પડઘો તો અહીં નહીં પડ્યો હોય !

એક બીજી નોંધપાત્ર હકીકત એ છે કે મમ્મટની સમન્વયની દૃષ્ટિની તાત્ત્વિકતા, સૂક્ષ્મતા, ચોકસાઈ અને મૌલિકતા પણ જેમ આગલા યુગના આચાર્યો પાસે નહોતી તેમ, જગન્નાથ અને થોડે અંશે વિશ્વનાથને બાદ કરતાં,

અન્ય આચાર્યો પાસે નથી. કવિતાની મીમાંસા જાણે કાવ્યના કલાપક્ષ પર વિશેષ ભાર મૂકવાની દિશામાં ફરી ઝોક લેવા લાગી છે.

### ચન્દ્રાલોક

જયદેવકવિરચિત 'ચન્દ્રાલોક'નું મૂલ્ય એ હકીકતમાંથી ફલિત થાય છે કે તેનું ઘણું અનુસરણ અપ્પયદીક્ષિત તેના 'કુવલયાનન્દ'માં કરે છે. 'કુવલયાનન્દ'ને એક રીતે આપણે મહદંશે 'ચન્દ્રાલોક' પરનું ભાષ્ય ગણીએ તો પણ ચાલે. તે એકસોથી વધારે અલંકારોને આવરી લે છે. શબ્દાલંકારો પણ તેણે વર્ણવ્યા છે. એકજ શ્લોકના પૂર્વાર્ધમાં વ્યાખ્યા કરવી અને તેની નીચે તેનું સરલ ઉદાહરણ પણ એ જ શ્લોકના ઉત્તરાર્દ્ધમાં આપવું એ આ કૃતિની મોટી સિદ્ધિ છે. અલંકારો આના થકી વિશેષ સ્પષ્ટ બન્યા છે તેમાં પણ શંકા નથી. આ ઉપરાંત જયદેવ કાવ્યવિષયક અન્ય અલંકરણોની મીમાંસા પણ કરે છે, જે તેની સંક્ષિપ્ત નિરૂપણપદ્ધતિને કારણે મૂલ્યવાન છે. અલંકારોની વિશદતા અને તેના યુગ પર્યંત માન્ય થયેલા લગભગ બધા અલંકારોને તેણે પોતાના ગ્રંથમાં ચર્ચ્યા છે તે તેનું મૂલ્ય છે.

### અપ્પયદીક્ષિત

સંસ્કૃત કાવ્યમીમાંસાના અંતિમ તેજસ્વી તારક આચાર્ય પંડિતરાજ કવિકોકિલ જગન્નાથના સમકાલીન અપ્પયદીક્ષિત કાવ્યમીમાંસાના ક્ષેત્રમાં આપણને બે પ્રસિદ્ધ ગ્રંથો આપે છે. આ ગ્રંથો છે કુવલયાનંદ અને ચિત્ર-મીમાંસા. આ બે પૈકી પ્રથમ ગ્રંથ કાવ્યના અર્થાલંકારોની સવિસ્તર મીમાંસા કરે છે. તેનો પ્રેરણાદાતા કાવ્યમીમાંસક છે જયદેવ કવિ, જેણે તેના 'ચંદ્રા-લોક'માં એકસો ચાર અલંકારો વર્ણવ્યા છે, જેમાં આઠ શબ્દાલંકારો છે. 'કુવલયાનંદ'માં અપ્પયદીક્ષિત આ કૃતિની પદ્ધતિને અનુસરે છે, તેની ઘણી વ્યાખ્યાઓ જેમની તેમ તે ઉઠાવે છે. પરંતુ દરેક વ્યાખ્યાની સાથે મોટે ભાગે એકજ પંક્તિના સરળ, સુબોધ એટલે કે પ્રાસાદિક ઉદાહરણો આપી દે છે અને વૃત્તિમાં પણ ઘણી સારી સ્પષ્ટતા કરે છે. આમ 'ચંદ્રાલોક'ને અનુસરવા છતાં આ ગ્રંથમાં વિશદતા, સ્પષ્ટતા વધારે છે. વળી તેણે શબ્દાલંકારો આપ્યા નથી, અર્થાલંકારો એકસો તેત્રીસ આપ્યા છે, જેમાંના સત્તર અલંકાર તેણે નવા આપેલા છે. અલબત્ત આ સત્તરેસત્તર માત્ર તેણે જ આપેલા નથી, છતાં તેમાંના મોટા ભાગના તેના પોતાના કલ્પેલા અલંકારો છે. વળી જે રસવદાદિ અલંકારોને આપણે જોયું છે તેમ જયદેવકવિ બીજાના મત તરીકે જ ઉલ્લેખે

છે, અર્થાત્ તેને અભિમત નથી તે અલંકારો પણ અપ્પયદીક્ષિતને માન્ય છે. આમ, જે નવા અલંકારો આચાર્ય અપ્પયદીક્ષિત આપે છે તે આ છે :

(૧) અલ્પ (૨) પ્રસ્તુતાંકુર (૩) કારકદીપક (૪) મિથ્યાધ્યવસિતિ (૫) લલિત (૬) મુદ્રા (૭) અનુજ્ઞા (૮) વિશેષક (૯) રત્નાવલી (૧૦) યુક્તિ (૧૧) ગૂઢોક્તિ (૧૨) વિવૃતોક્તિ (૧૩) લોકોક્તિ (૧૪) છેકોક્તિ (૧૫) વિધિ (૧૬) પ્રતિષેધ (૧૭) નિરુક્તિ.

આ ગ્રંથમાંની ટૂંકી વ્યાખ્યાઓ અને ટૂંકાં અક્લિષ્ટ ઉદાહરણો તથા તેની વિશેષ સ્પષ્ટતા કરતી વૃત્તિ એ આ કૃતિની સિદ્ધિઓ ગણી શકાય. આને લીધે જ આ ગ્રંથ અલંકારોની સમજ માટે સરળ અને પ્રતિનિધિ ગ્રંથ ગણાય છે. તેમાં અપ્પયદીક્ષિત પરંપરાને અનુસરે છે, જયદેવને અનુસરે છે, અને પોતાની પણ વ્યાખ્યાઓ આપે છે. અલંકારોના તેના યુગ સુધી થયેલા ચિંતનના નિચોડ રૂપે જાણે આ ગ્રંથ આપણને મળે છે. તેની વિશેષ સ્પષ્ટતા કરતી વૃત્તિમાંથી એક બે ઉદાહરણો લઈએ તો :

(અ) ઉપમાની સ્પષ્ટતામાં તે કહે છે કે :

यत्रोपमानोपमेययोः सहृदयहृदयाह्लादकत्वेन चारुसादृश्यमद्भुततयोल्लसति व्यङ्ग्यमर्यादां विना स्पष्टं प्रकाशते तत्रोपमालङ्कारः ।

(બ) અતિશયોક્તિના તે ૭ પ્રકારો આપે છે અને તમામની સ્વતંત્ર વ્યાખ્યાઓ આપે છે અને તમામનાં ટૂંકાં ચોટદાર ઉદાહરણો આપે છે. તેમાં રૂપકાતિશયોક્તિની વ્યાખ્યા પરની તેની નીચેની વૃત્તિ નોંધપાત્ર છે :

विषयस्य स्वशब्देनोल्लेखनं विनापि विषयिवाचकेनैव शब्देन ग्रहणं विषयनिगरणं तत्पूर्वकं विषयस्य विषयिरूपतयाऽध्यवसानमाहार्यनिश्चयस्तस्मिन्सति रूपकातिशयोक्तिः ।

(ક) પરિકર અલંકારની મીમાંસા કરીને આ અલંકારને અલંકાર તરીકે માન્યતા ન આપનારાઓનો વિરોધ તે આવા વિદ્વત્તાપૂર્ણ શબ્દોમાં કરે છે :

अतएव व्यङ्ग्यार्थस्य वाच्यपरिकरत्वात् परिकर इति नामास्यालङ्कारस्य । केचित्तु—निष्प्रयोजनविशेषणोपादानेऽपुष्टार्थत्वदोषतयोक्तत्वात्सप्रयोजनत्वं विशेषणस्य, दोषाभावमात्रं न कश्चिदलङ्कारः, एकनिष्ठतादृशानेकविशेषणोपन्यासे परं वैचित्र्यविशेषात्परिकर इत्यलङ्कारमध्ये परिगणित इत्याहुः । वस्तुतस्त्वनेकविशेषणोपन्यास एव परिकर इति न नियमः । श्लेषयमकादिष्वपुष्टार्थदोषभावेन तत्रैकस्यापि विशेषणस्य साभिप्रायस्य विन्यासे विच्छित्तिविशेषसद्भावात् परिकरत्वोपपत्तेः ।

આવીજ ઝીણવટભરી દષ્ટિ અને શાસ્ત્રીયતા તેના શ્લેષ, અપ્રસ્તુતપ્રશંસા વગેરેના નિરૂપણમાં જોવા મળે છે. આ કૃતિ મૌલિક ઓછી છે તો પણ પુરોગામીઓના મતભેદોના નિવારણ, ટૂંકી વ્યાખ્યાઓ અને ટૂંકાં ઉદાહરણો, માન્ય તમામ અલંકારોનો સ્વીકાર તથા અન્ય નવા અલંકારોનું વ્યાખ્યાન વગેરેને કારણે ઉપયોગી બની રહે છે, મૂલ્યવાન બની રહે છે. અલંકારોની બાબતના આખા ચિંતનને આ કૃતિ આવરી લે છે તે પણ તેની વિશેષતા છે. તેણે મોટે ભાગે 'ચંદ્રાલોક'નાંજ લક્ષણો અને વ્યાખ્યાઓ અપનાવ્યાં છે તે સાથે તેની વિસ્તૃત વૃત્તિ અત્યંત મૂલ્યવાન છે; અપ્પયદીક્ષિતનું આ ગ્રંથમાં આ જ સાચું પ્રદાન છે.

ગ્રંથકારની મૌલિકતાની દષ્ટિએ તો 'ચિત્રમીમાંસા' તેનું વિશેષ મહત્ત્વપૂર્ણ પ્રદાન છે. પરંપરા કરતાં જરા જુદી પદ્ધતિ તે અહીં અપનાવે છે. પદ્ધતિ આવી છે : પહેલાં કારિકા આપવી, તે પછી ગદ્યમાં પૂર્વપક્ષના વિચારો આપીને તેનું ખંડન કરવું. આનાથી પુરોગામી મતોની મર્યાદા પ્રગટ થાય છે અને સાથે તેના સિદ્ધાંતનું પણ સ્થાપન થાય છે. કાવ્યના આનંદવર્ધન તથા મમ્મટને માન્ય કાવ્યપ્રકારો તેણે સ્વીકાર્યા છે. પરંતુ તેણે સ્પષ્ટતા કરી છે કે શબ્દચિત્રમાં કોઈ સૌન્દર્ય નથી. આ કારણેજ તે માત્ર અર્થચિત્ર નિરૂપવાનું પસંદ કરે છે. તે કહે છે :

शब्दचित्रस्य प्रायो नीरसत्वान्नात्यन्तं तदाद्रियन्ते कवयः, न वा तत्र विचारणीयमतीवोपलभ्यत इति शब्दचित्रांशमपहायार्थमीमांसा प्रसन्नविस्तीर्णा प्रस्तूयते ।

આ પછી એણે અલંકારમીમાંસા કરી છે, જે તેની પોતાની રીતે સુંદર છે. આથી જ કાણે કહે છે કે :

His third work, the Citramimamsa is a more solid performance. His method is to give a karika at first and then discuss in prose the views of others and then to refute them where necessary." (History of Sanskrit Poeties, pp. 317–318).

આ ગ્રંથમાં નિરૂપણ અપૂરું છે તે છતાં એકજ ઉદાહરણ લઈએ તો પુરાતન વિભિન્ન આચાર્યોના ઉપમાલક્ષણના પુનરીક્ષણ તથા ખંડન સાથે ઉપમાનો જે વિસ્તાર આ આચાર્ય કરે છે તેમાં તેની વિદ્વત્તા સ્પષ્ટ તરી આવે છે. કાવ્યલક્ષણમીમાંસા અને ધ્વનિકાવ્યમીમાંસા તથા તેના અનુસંધાનમાં ચિત્ર-

કાવ્યમીમાંસા અત્યંત વિદ્વત્તાપૂર્ણ છે. આથી જ મોટે ભાગે ગદ્યમાં રચાયેલી આ કૃતિની સિદ્ધિ બાબત કાલિકાપ્રસાદ શુક્લ સાચી રીતે જ કહે છે કે :

निबन्धेऽत्र कतिपयानामेवालङ्काराणां निरूपणं कृतमस्ति न सर्वेषाम् । निरूपणप्रसङ्गे प्राचीनानामालङ्कारिकाणां मतं समीक्ष्य प्रत्याख्याय च स्वमतं निर्दुष्टं व्यवस्थापितमस्ति । ग्रन्थस्यास्य भाषाऽतीव प्रसन्ना सर्वभाषादोषविरहिता तार्किकपरिष्कारपद्धतिशीलिता प्रवाहशालिनी वर्तते । विषयविवेचने मनागपि शब्ददारिद्र्यं न लक्ष्यते ।

અપ્પયદીક્ષિતના આ ગ્રંથના સિદ્ધાંતોનું પંડિતરાજ જગન્નાથે ખંડન કર્યું છે તે છતાંય આ ગ્રંથનું મૂલ્ય જળવાઈ રહ્યું છે.

## વિશ્વનાથ

આચાર્ય વિશ્વનાથ મૌલિક રચના કરી કોઈ સિદ્ધાન્તસ્થાપન કરતા નથી. તેઓ વિશેષતઃ સંકલનકાર છે. તેમ છતાં આ આચાર્યનો ગ્રંથ 'સાહિત્યદર્પણ' સાચી રીતે જ સાહિત્યના સૌંદર્યદર્શન માટેનું દર્પણ બની રહેલ છે. જે કોઇ વિષયો એટલે કે અલંકરણોની મીમાંસા તેમની સદી સુધી થઇ છે તે તમામ વિષયો તેમણે આ ગ્રંથમાં આવરી લીધા છે. તેમણે નાટ્યશાસ્ત્રગત સિદ્ધાન્તોની પણ મોટે ભાગે ભરતાનુસારી મીમાંસા અહીં આપી છે. આ ગ્રંથના દસ પરિચ્છેદોમાં ચર્ચાયેલા વિષયો આ પ્રમાણે છે :

પ્રથમ પરિચ્છેદ – કાવ્યનું પ્રયોજન અને કાવ્યનું લક્ષણ. એ પહેલાં તેમણે મમ્મટ અને આનન્દવર્ધનની ટીકા કરી છે અને સ્થાપન કર્યું છે કે 'वाक्यं रसात्मकं काव्यम्'.

દ્વિતીય પરિચ્છેદ – મમ્મટાચાર્યની ટીકા સાથે અભિધા, લક્ષણા અને વ્યંજનાની વિસ્તૃત મીમાંસા, આમાં એંસી પ્રકારની લક્ષણાનો વિસ્તાર ધ્યાન ખેંચે છે.

તૃતીય પરિચ્છેદ – રસ અને રસાસ્વાદની વિશદ મીમાંસા, મમ્મટ તથા પુરોગામી અન્ય આચાર્યોના વિચારોનું સ્પષ્ટીકરણ, ધનંજય પર આધારિત નાયક–નાયિકા નિરૂપણ.

ચતુર્થ પરિચ્છેદ – ધ્વનિ અને ગુણીભૂતવ્યંગ્ય બે રસાત્મક કાવ્યોનું વિસ્તૃત નિરૂપણ, ચિત્રકાવ્યનો અસ્વીકાર અને મમ્મટની ટીકા.

પંચમ પરિચ્છેદ – વ્યંજના અને વ્યંજનાવૃત્તિ અથવા રસનાવૃત્તિની સ્વરૂપમીમાંસા જેમાં મમ્મટના વ્યંજના પ્રસ્થાપનનો પ્રભાવ સ્પષ્ટ વરતાય છે.

ષષ્ઠ પરિચ્છેદ – નાટ્યસંબંધી ભરતગત વિષયોની વિચારણા અને વિસ્તૃત એવો સાર સંક્ષેપ. આમાં ધનંજયનો પ્રભાવ પણ છે.

સપ્તમ પરિચ્છેદ – મમ્મટાનુસારી જ કહી શકાય એવું કાવ્યદોષનિરૂપણ.
અષ્ટમ પરિચ્છેદ – ગુણનિરૂપણ, જે મમ્મટ કરતાં જુદું છે.
નવમ પરિચ્છેદ – રીતિતત્ત્વ નિરૂપણ.
દશમ પરિચ્છેદ – અલંકાર નિરૂપણ.

વખતોવખત મમ્મટનું સમાલોચન કરવાનો આચાર્ય વિશ્વનાથનો દાવો છે. તે છતાં સમગ્રપણે વિશ્વનાથમાં મમ્મટનું જ અને રસ તથા નાટ્યનિરૂપણમાં ધનંજયનું જ અનુસરણ છે. આ છતાં અતિ વિસ્તૃત એવો આ ગ્રંથ અલંકાર-શાસ્ત્રના તમામ વિષયોને આવરી લે છે અને દરેકની સમસ્યાને તે નિર્ણયાત્મક રીતે રજૂ કરે છે. વિદ્વત્તાનો ઘટાટોપ વિશ્વનાથે ઘણો કર્યો છે તે છતાં તે નવું ખાસ કંઈ આપી શક્યો નથી. છતાં જે નવીન આપવાનો તેનો દાવો છે અને મમ્મટ તથા અન્ય આચાર્યોનું જે ખંડન છે, તેમાં પણ કેટલુંક મૂલ્યવાન આપણને મળી રહે છે. ખરેખર તો મમ્મટની કે આનંદવર્ધનની ટીકા કરવા માટે પણ આત્મવિશ્વાસ આવશ્યક છે અને તે ગૂઢ ચિન્તનથી જ સંભવે. આથી આ સંકલન સંકલન તરીકે મૂલ્યવાન છે તે ઉપરાંત અન્ય આચાર્યોની મીમાંસા અને તેનું નવું પ્રદાન આચાર્ય વિશ્વનાથના પ્રકાંડ પાંડિત્યની સાક્ષી પૂરે છે. આ મૂલ્યવાન વિચારણામાંથી કેટલુંક આપણે અહીં તારવીએ :

(૧) મમ્મટની 'तददोषौ शब्दार्थौ सगुणावनलङ्कृती पुनः क्वापि' એ કાવ્ય-વ્યાખ્યા કાવ્યના સારતત્ત્વભૂત ધ્વનિ કિંવા રસને ઉલ્લેખતી નથી તેથી ખામીભરી છે તેમાં શંકા નથી. કાવ્યક્ષેત્રમાં પ્રથમ પ્રવેશ કરનારને આ વ્યાખ્યા પરી માર્ગદર્શક છે, ગુણના નિર્દેશમાં આડકતરી રીતે રસ નિર્દેશાય છે અને આ વ્યાખ્યા વ્યવહારૂ વિશેષ છે એવો બચાવ કરવાથી આ વ્યાખ્યાની ખામીઓ ઢંકાતી નથી. અને વિશ્વનાથ कश्चिदाह એ પ્રમાણે મમ્મટનો અવગણનાભર્યો ઉલ્લેખ કરીને તેના એકેએક શબ્દનું ખંડન કરે છે. તેમાં દોષનિવારણના અતિશયિત આગ્રહ સામે તેણે યોગ્ય રીતે જ લાલબત્તી ધરી છે. તે કહે છે:

ननु कश्चिदेवांशोऽत्र दुष्टो न पुनः सर्वोऽपीति चेत्, तर्हि यत्रांशेदोषः सोऽकाव्यत्वप्रयोजकः, यत्र ध्वनिः स उत्तमकाव्यत्वप्रयोजक इत्यंशाभ्यामुभयत आकृष्यमाणमिदं काव्यमकाव्यं वा न किमपि स्यात्। न च कञ्चिदेवांशं काव्यस्य दूषयन्तः श्रुतिदुष्टादयो दोषाः, किं तर्हि सर्वमेव काव्यम्। तथाहि – काव्यस्यात्मभूतस्य रसस्यानपकर्षकत्वे तेषां दोषत्वं नाङ्गीक्रियते। अन्यथा नित्यदोषानित्यदोषत्वव्यवस्थाऽपि न स्यात्।... किं च एवं काव्यं प्रविरलविषयं निर्विषयं वा स्यात्, सर्वथा दोषस्यैकान्तमसंभवात्।
વળી તેણે આનન્દવર્ધનની પણ આ સંદર્ભમાં ટીકા કરી છે જે ધ્યાનપાત્ર છે.

આ બધા છતાં તેણે જે 'वाक्यं रसात्मकं काव्यम्' એવું કાવ્યલક્ષણ આપ્યું છે તે એટલું જ અસ્પષ્ટ, ક્લિષ્ટ અને અપૂરતું છે.

(૨) લક્ષણાપ્રકારોના નિરૂપણમાં આમ તો તે મમ્મટને જ અનુસરે છે, છતાં તેણે રૂઢિલક્ષણાને માન્ય કરી છે, અલબત્ત તેને મન પણ પ્રયોજનવતી મુખ્ય છે. મમ્મટાનુસારી પ્રભેદો આપ્યા પછી તે

सादृश्येतरसम्बन्धाः शुद्धास्ता सकला अपि ।
सादृश्यात्तु मता गौण्यस्तेन षोडश भेदिताः ॥

થી શરૂ કરીને પ્રકારભેદો પાડતાં પાડતાં અન્તે લક્ષણાના એંસી પ્રકારો પાડે છે અને કહે છે કે–एवमशीतिप्रकारा लक्षणा । અહીં પ્રકારોમાં વિશેષે કરીને તો પાંડિત્યપ્રદર્શન જ વિશેષ છે. આમેય મૂળતઃ તો દાસગુપ્તનો આ ખ્યાલ ખરેખર વિચારવા જેવો છે કે :

"મારો પોતાનો મત એવો છે કે લક્ષણાને શબ્દની શક્તિ તરીકે ન સ્વીકારવી જોઈએ કારણ કે કેવળ શબ્દ દ્વારા જ લાક્ષણિક અર્થ સમજાવી શકાતો નથી. કોઇ શબ્દનો અર્થ બીજા શબ્દના અર્થ સાથે અન્વિત થઈને કોઇપણ વાકયાર્થને અસંભવિત બનાવી મૂકે છે તેનું કારણ શબ્દ નથી, તેનું કારણ આપણે પૂર્વનો અનુભવ છે." (સાહિત્યવિચાર, પા. ૮)

(૩) વિશ્વનાથની રસમીમાંસા આનન્દવર્ધન, અભિનવગુપ્ત તથા મમ્મટને અનુસરનારી હોવા છતાં અત્યંત શાસ્ત્રીય અને સુન્દર છે. તેમાં ખાસ ધ્યાન ખેંચે છે એ બાબતનો તેનો સ્વીકાર કે તમામ રસો આનન્દરૂપ છે. આ પ્રશ્નની ચર્ચા કરુણને કેન્દ્રમાં રાખીને તેણે કરી છે.

करुणादावपि रसे जायते यत्परं सुखम् ।
सचेतसामनुभवः प्रमाणं तत्र केवलम् ॥ (३. ४)

અને

किञ्च तेषु यदा दुःखं न कोऽपि स्यात्तदुन्मुखः ।
तथा रामायणादीनां भविता दुःखहेतुता ॥ (३. ५)

અને તે પછી દુઃખનાં કારણોથી સુખોત્પત્તિ કઈ રીતે થાય તે પ્રશ્ન ઉપસ્થિત કરી તેનો પ્રત્યુત્તર આપતા વિશ્વનાથ કહે છે :

हेतुत्वं शोकहर्षादेर्गतेभ्यो लोकसंश्रयात् ।
शोकहर्षादयो लोके जायन्तां नाम लौकिकाः ॥
अलौकिकविभावत्वं प्राप्तेभ्यः काव्यसंश्रयात् ।
सुखं सञ्जायते तेभ्यः सर्वेभ्योऽपीति का क्षतिः ॥ (४–६–७)

જીવનમાં સુખદુઃખાદિના અનુભવો જે ઘટનાઓથી થાય છે તે જ અનુભવો જ્યારે કાવ્યરૂપે પ્રગટ થાય છે તેથી તેમાં જે અલૌકિકતા આવે છે તેનાથી સુખાનુભવ થાય છે, એમ માનવામાં કોઈ ક્ષતિ નથી. કાવ્યની વિશિષ્ટતા અને અલૌકિકતા સ્થાપિત કરતો આ વિચાર અભિનવગુપ્તના સુખદુઃખસંમિશ્રણના તથા રામચન્દ્ર–ગુણચન્દ્રના 'સુખદુઃખાત્મકો રસ', એ મતને સુંદર જવાબ આપે છે, પરન્તુ કાવ્યની અલૌકિકતાથી આ કઇ રીતે સંભવે છે તે બાબતની સ્પષ્ટતા અહીં થતી નથી. મારો અભિપ્રાય એવો છે કે કાવ્ય થકી જે સુખ અને દુઃખનો અનુભવ આપણને પૂર્ણ ઉત્કટતા સાથે થાય છે તે તો વાસ્તવિક છે જ. પરન્તુ કાવ્યનું અંતિમ સાધ્ય એ નથી. આ સુખ અને દુઃખના અનોખા ઉત્કટ અને આત્મીય અનુભવને પરિણામે જે કૃતિના આસ્વાદનની તન્મયતા જન્મે છે તે આખરે તો આનન્દદાયક જ બને છે આ રીતે આ સમસ્યાનું સમાધાન થઈ શકે. મમ્મટે કાવ્યના આનન્દને તત્ક્ષણ પ્રાપ્ત થતો, સરસતા સિદ્ધ કરતો, વિગલિતવેદ્યાન્તર આનન્દ કહ્યો છે તેની પૂર્વે જે અનુભવ થાય છે તે સુખનો કે દુઃખનો કે મિશ્રિત હોય છે. જીવનમાં ઘણીયે વખત રુદનથી પણ બળ મળે છે, એ હકીકતની વાસ્તવિકતા આ સમસ્યામાં મદદરૂપ થઈ શકે.

ગમે તેમ, પ્રસ્તુત વિષયમાં જે વિશ્વનાથે તર્ક આપ્યો છે તે આટલો આગળ જરૂર જઈ શક્યો હોત. છતાં જે ખુલાસો છે તે તેનું મૌલિક પ્રદાન છે જ.

(૪) વિશ્વનાથ કાવ્યના ધ્વનિ અને ગુણીભૂત વ્યંગ્ય એવા બે પ્રકારો સ્વીકારે છે, ત્રણ નહીં. ચિત્રકાવ્ય તેને માન્ય નથી. જે બે પ્રકારો સ્વીકારે છે તેમાં તે આનન્દવર્ધન તથા મમ્મટને અનુસરે છે. આનન્દવર્ધનને અનુસરતો હોવા છતાં ધ્વનિના મુખ્ય ભેદોને વિસ્તારીને એકાવન પ્રકારો સ્વીકારે છે. અને સમસ્ત ભેદોની સંખ્યા પાંચ હજાર પંચાવન સુધી લઈ જાય છે ત્યારે તેની ગતિ પણ ધ્વનિના આનન્ત્ય તરફની જ છે. ગુણીભૂતવ્યંગ્યના આઠ ભેદો આપીને તેના પણ ઘણા વધુ ભેદો સંભવે છે તે તેણે માન્ય કર્યું છે. આ પછી આગ્રહપૂર્વક તે કહે છે કે :

किं च । यत्र वस्त्वलङ्काररसादिरूपव्यङ्ग्यानां रसाभ्यन्तरे गुणीभावस्तत्र प्रधानकृत एव काव्यव्यवहारः । આના અનુસંધાનમાં ચિત્રકાવ્ય સ્વીકારનાર મમ્મટનું તે આ રીતે ખંડન કરે છે :

केचिच्चित्राख्यं तृतीयं काव्यभेदमिच्छन्ति । तदाहुः–शब्दचित्रं वाच्यचित्रमव्यङ्ग्यं त्ववरं स्मृतम् । तन्न । यदि हि अव्यङ्ग्यत्वेन व्यङ्ग्याभावः तदा तस्य काव्यत्वमेव

नास्तीति प्रागेवोक्तम् । ईषद्व्यङ्ग्यत्वमिति चेत्, किं नाम ईषद्व्यङ्ग्यत्वम्, आस्वाद्यव्यङ्ग्यत्वं वा ? आद्ये प्राचीनभेदयोरेवान्तःपातः । द्वितीये त्वकाव्यत्वम् । यदि चास्वाद्यत्वं तदाऽक्षुद्रत्वमेव क्षुद्रतायामनास्वाद्यत्वात् ।. આના અનુસંધાનમાં તે આનન્દવર્ધનનું ચિત્રકાવ્યનું લક્ષણ આપે છે. વિશ્વનાથ કહેવા માગે છે કે ચિત્ર એ ચિત્ર માત્ર છે, આનન્દવર્ધનના મતે તે કાવ્ય નથી. આ બચાવ ઇષ્ટ નથી. પોતે ધ્વનિના બે પ્રભેદો આપ્યા તે પછી યે આચાર્ય આનન્દવર્ધન ચિત્રનો કાવ્ય તરીકે ઉલ્લેખ કરે છે, તેની ચર્ચા પણ કરે છે. વાસ્તવિક રીતે તો વ્યંજનાનું પ્રાધાન્ય એટલે ધ્વનિ એ સ્વીકાર્યા પછી ગુણીભૂતવ્યંગ્યકાવ્ય જ માન્ય કરવાની આનન્દવર્ધન માટે સૈદ્ધાન્તિક આવશ્યકતા નહોતી. છતાં તેણે તેને માન્ય કર્યું, અને ચિત્રકાવ્યને પણ. ત્યારે તે વાસ્તવિક રીતે પોતાનો મત સ્થાપ્યા બાદ એક શાણા આલોચકની અદાથી સર્જકોને અનુસરે છે અને આ પ્રકારો આપે છે, અને તેને અનુસરીને મમ્મટ માન્યતા આપે છે એ વિશ્વનાથે વિચાર્યું હોત તો કદાચ તે પણ આ પ્રકાર માન્ય કરત.

(૫) વિશ્વનાથ દોષની વ્યાખ્યા रसापकर्पका दोषाः એ પ્રમાણે કરે છે અને તે પછી આ દોષો પદમાં, પદાંશમાં, વાક્યમાં, અર્થમાં અને રસમાં સંભવે છે એમ કહે છે. રસના દોષો આપવા ઉપરાંત બાકીના ચાર શા માટે આપ્યા તેનો ખુલાસો નથી. અહીં માત્ર મમ્મટનું નહીં પરન્તુ ભામહયુગમાં સ્થાપિત પરંપરાનું અનુસરણ છે, જે તેની વિશાળતા અને ઝીણવટ માટે જાણીતું છે, આ વિશ્વનાથનું વિશેષ પ્રદાન નથી.

(૬) ગુણો બાબતમાં તેણે ભામહયુગ તથા આનન્દવર્ધન યુગની વિચારણાનો સુભગ સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો છે. તે કહે છે કે :

रसस्याङ्गित्वमाप्तस्य धर्मा शौर्यादयो यथा ।
गुणाः माधुर्यमोजोऽथ प्रसाद इति ते त्रिधा ॥ (૮–૧)

આ પછી આનન્દવર્ધન અને મમ્મટને અનુસરીને આ ત્રણની રસ ધર્મો તરીકે મીમાંસા તે કરે છે. પરન્તુ આ ગુણોની શબ્દના અને અર્થના ગુણ તરીકેની તેમની વ્યાખ્યાઓને તે ગુણના રસધર્મ તરીકે, અર્થાત્ રસના અભિવ્યંજક ધર્મ તરીકે, અપનાવે છે. આ પછી જુદા જુદા અન્ય સાતેય ગુણોને તે આ ત્રણમાં સમાઈ તે રસના ધર્મ કઈ રીતે બને છે તે સમજાવે છે અને તેમાં તેમની શબ્દ અને અર્થના ગુણો તરીકેની વ્યાખ્યાઓને પણ આવરી લે છે. આથી ગુણ ત્રણ છે એમ કહેવા છતાં તેણે દસેય ગુણો સ્વીકાર્યા છે. એટલું જ

નહીં પણ રસના ધર્મ તરીકે ગુણોને અપનાવવા ઉપરાંત શબ્દ અને અર્થના ગુણ તરીકેનું તેમનું મૂલ્ય પણ તેણે માન્ય રાખ્યું છે. આમ એ આનન્દવર્ધન તથા મમ્મટ બંનેને અનુસરતો હોવા છતાં બંનેથી જુદો પડે છે. ગુણની તેની વૃત્તિગત મીમાંસા ખરેખર જ વિદ્વત્તાપૂર્ણ છે :

यथा खल्वङ्गित्वमाप्तस्यात्मन उत्कर्षहेतुत्वाच्छौर्यादयो गुणशब्दवाच्याः, तथा काव्येऽङ्गित्वमाप्तस्य रसस्य धर्माः स्वरूपविशेषा माधुर्यादयोऽपि स्वसमर्पकपदसन्दर्भस्य काव्यव्यपदेशस्यौपयिकानुगुण्यभाज इत्यर्थः । यथा चैषां रसमात्रस्य धर्मत्वं तथा दर्शितमेव ।

આ રીતે વિશ્વનાથની નવીન વિચારણાનાં કેટલાંક ઉદાહરણો આપણે લીધાં. આનાથી વિશ્વનાથ પોતાની વિદ્વતાને પૂરી રીતે કસી પોતાના ચિન્તનનું ઊંડાણ સિદ્ધ કરે છે. કોઈનું આંધળું અનુકરણ તે કરતો નથી. તે સંકલનકાર છે પણ માત્ર સંકલનકાર નથી. આ ગ્રંથ એ તેની પોતાની મર્યાદામાં કાવ્યમીમાંસાના ગ્રંથોમાં એક મૂલ્યવાન ઉમેરો કરે છે.

### જગન્નાથ

પંડિતરાજ જગન્નાથ અત્યંત સ્વતંત્ર મિજાજના, અભિમાની, પોતાના પાંડિત્ય માટે ખૂબ અભિમાન ધરાવતા હોઈ સ્વપ્રશસ્તિ કરવામાં ન અચકાનાર, એક સમર્થ આચાર્ય છે. તે જેવા પ્રકાંડ પંડિત છે તેવા જ સમર્થ કવિ પણ છે. રસાસ્વાદ માટે તેઓ સહૃદય વાચકને પ્રમાણ ગણી તેની પ્રશસ્તિ કરે અને કવિ કાલિદાસની જેમ आ परितोषाद् विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ( શાકુન્તલ ) અથવા तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ( રઘુવંશ ) કહે તે સ્વાભાવિક છે તેટલું જ જગન્નાથ પોતાની કૃતિઓનો આસ્વાદન માણી શકનાર માટે

मधु द्राक्षा साक्षादमृतमथ वामाधरसुधा
कदाचित्केषाञ्चिन्न खलु विदधीरन्नपि मुदम् ।
ध्रुवं ते जीवन्तोऽप्यहह मृतका मन्दमतयो
न येषामानन्दं जनयति जगन्नाथभणितिः ॥

આવું કહે તે સ્વાભાવિક છે :

આ વિદ્વાન પોતાના પાંડિત્યનો પણ કેવો અભિમાની છે ! 'પ્રાસ્તાવિકવિલાસ'ના આરંભે તેણે અપ્રસ્તુતપ્રશંસામાં જે વિધાન કર્યું છે તે તેની સાખી પૂરે છે :

दिगन्ते श्रूयन्ते मदमलिनगण्डाः करटिनः
करिण्यः कारुण्यास्पदमसमशीलाः खलु मृगाः ।
इदानीं लोकेऽस्मिन्ननुपमशिखानां पुनरयं
नखानां पाण्डित्यं प्रकटयतु कस्मिन्मृगपतिः ॥

આવું અભિમાન કરવાનું સામર્થ્ય પણ તેના પ્રકાંડ પાંડિત્યમાં છે તે પણ તેણે પોતાના અનેક ગ્રંથોમાં સિદ્ધ કર્યું છે: ભટ્ટોજી દીક્ષિત રચિત પ્રૌઢમનોરમા ગ્રંથ પર ખંડનાત્મક ગ્રંથ मनोरमाकुचमर्दिनीની રચના કરવી એ કંઈ કાચાપોચાનું કામ નથી. આ જગન્નાથનું પાંડિત્ય-તેના કાવ્યશાસ્ત્રના ગ્રંથ 'રસગંગાધર'માં પણ જોવા મળે છે. આ ગ્રંથનાં બે આનન છે, તેમાં બીજું અધૂરું છે. જગન્નાથ આમ તો આનન્દવર્ધન અભિનવગુપ્ત તથા મમ્મટને અનુસરે છે, છતાં પોતાના આ સમર્થ ગ્રંથમાં તેણે પુરોગામીઓની ઘણી વાતોનું પુનર્મૂલ્યાંકન કરી તેને નવા જ સ્વરૂપમાં રજૂ કરી છે. પુરોગામીઓના તારતમ્ય રૂપ કેટલીક રજુઆત છે. કેટલીક વાતોમાં જગન્નાથનો નવીનતાનો પણ દાવો છે. આ તમામ પૈકી જગન્નાથના ચિન્તનનું ફળ ગણી શકાય તેવા મૌલિક વિચારણારૂપ મુદ્દા અહીં આપણે સમજીએ એટલે કાવ્યશાસ્ત્રના ચિન્તનમાં અને આ ચતુર્થ યુગના ચિંતનમાં તેનું શું પ્રદાન છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે. આ કૃતિમાં લક્ષણવાક્યો ગદ્યમાં જ છે અને વૃત્તિ પ્રાયઃ સર્વત્ર ખૂબ વિસ્તૃત અને ગદ્યાત્મક છે. અને તેની વિશેષતા પણ એ છે કે તેણે લગભગ બધાં જ ઉદાહરણો અહીં પોતાનાં જ આપ્યાં છે. તે કહે છે:

निर्माय नूतनमुदाहरणानुरूपं काव्यं मयात्र निहितं न परस्य किञ्चित् ।

આ પણ તેની કૃતિનું જમા પાસું જ ગણાય.

(૧) દંડી અને મમ્મટનો કારણત્રયને એકજ કારણ ગણવાનો ખ્યાલ જગન્નાથને માન્ય નથી. આ રીતે વ્યુત્પત્તિ તથા અભ્યાસનું જે મહત્ત્વ દંડી મમ્મટ અને બીજા ઘણા આંકે છે તે જગન્નાથને માન્ય નથી. આનન્દવર્ધન જે કહે છે, काव्यं तु जायते जातु कस्यचित्प्रतिभावतः તેને જ અનુસરીને તે કહે છે કે:

तस्य च कारणं कविगता केवला प्रतिभा । सा च काव्यघटनानुकूलशब्दार्थोपस्थितिः । तद्गतं च प्रतिभात्वं काव्यकोरणताऽवच्छेदकयतासिद्धो जातिविशेषं, उपाधिरूपं वा खण्डम् ।

આ પછી પ્રતિભા જે કાવ્યનું કારણ બને છે. તેનું કારણ કહેતાં તે સહજ ભાવે વ્યુત્પત્તિ તથા અભ્યાસને કાવ્યોત્પત્તિમાં તેના નિશ્ચિત મર્યાદિત સ્થાને સ્થાપી દે છે.

तस्याश्च हेतुः क्वचिद् देवतामहापुरुषप्रसादादिजन्यमदृष्टं, क्वचिच्च विलक्षण-व्युत्पत्तिकाव्यकरणाभ्यासौ । न तु त्रयमेव, बालादेस्तौ विनाऽपि केवलान्महापुरुष-प्रसादादपि प्रतिभोत्पत्तेः ।

કોઈ એમ કહે કે આગલા જન્મમાં વ્યુત્પત્તિ તથા અભ્યાસનો બલયોગ પ્રતિભા સાથે થયો હશે તો તેની પણ ના પાડતાં તે સ્પષ્ટ કહે છે કે :

न च तत्र तयोर्जन्मान्तरीययोः कल्पनं वाच्यम्, गौरवान्मानाभावात्कार्यस्यान्यथा-नुपपत्तेश्च ।

આગ્રહ એટલો છે કે કાવ્યનું મૂળ કારણ માત્ર પ્રતિભા છે, જે દેવતાદિની કૃપારૂપ અદૃષ્ટથી જનિત હોય કે પછી વિશિષ્ટ વ્યુત્પત્તિ અભ્યાસજન્યા હોય. આ આગ્રહ સાથે પણ અલબત્ત કોઈ નવીનતા તો તે નથી જ લાવી શકતો. વળી પ્રતિભા અદૃષ્ટના યોગે ઉદ્ભવે તે વાત માત્ર પ્રાચીન શ્રદ્ધાની દ્યોતક છે અને તર્કસભર નથી.

(૨) કાવ્યલક્ષણ આપતાં જગન્નાથ કહે છે કે :

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् ।

આમાં શબ્દ એ કાવ્ય છે; એ અર્થનું, એટલે કોઈ અર્થવિશેષનું, પ્રતિ-પાદન કરે છે; અને આ અર્થ રમણીય હોય છે; એ રીતે ત્રણ લક્ષણ છે. ગમે તેટલા પ્રયત્ન છતાં शब्दार्थौ काव्यम् પ્રત્યેનો તેનો વિરોધ ગળે ઉતરે તેવો નથી. પોતાની વ્યાખ્યામાં પણ તેને અર્થનો સ્વીકારતો કરવો જ પડયો છે. આ પછી તેણે રમણીયતાની મીમાંસા લોકોત્તર આનંદજનક જ્ઞાનનો વિષય થવાનો ગુણ, એટલે કે લોકોત્તર આનન્દનું પ્રદાન કરવાનું સામર્થ્ય ધરાવતા જ્ઞાનને લગતો ગુણ, એવો કર્યો છે. અને તે પછી લોકોત્તરતાનો પણ તે ચમત્કૃતિજન્ય વિશેષ પ્રકારનો આનંદ એટલે કે નિરતિશય આનંદ, એવો અર્થ કરે છે. આ આનન્દ કાવ્યના સતત ભાવનથી ઉદ્ભવે છે, અર્થાત્ રસાસ્વાદજન્ય અને તત્સમાન છે, તે તેણે સ્પષ્ટ કર્યું છે. વિશ્વનાથની અનેક રીતે ટીકા કરવા છતાં પોતાના આ કાવ્યલક્ષણમાં એવી રચના તેણે કરી છે જે તેના જ હસ્તે વિશેષ સ્પષ્ટતા માગી લે છે. તે કહે છે કે :

रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् । रमणीयता च लोकोत्तराह्लादजनकज्ञान-गोचरता । लोकोत्तरत्वं चाह्लादगतश्चमत्कारत्वापरपर्यायोऽनुभवसाक्षिको जातिविशेषः । कारणं च तदवच्छिन्ने भावनाविशेषः पुनः पुनरनुसन्धानात्मा ।

અને આ પછી વ્યાખ્યાના સારરૂપે તે સ્પષ્ટ કરે છે કે આખરે અનોખા ચમત્કારના અનુભવથી પ્રભાવિત કરવાની કાવ્યની શક્તિ એ જ કાવ્યત્વ છે.

ચમત્કારમાં રસમયતા તથા ધ્વનિનો ભાવ આવી જાય છે તેથી અહીં જગન્નાથ બરાબર કાવ્યનું હાર્દ પકડે છે એમ કહેવું જોઇએ. હાર્દ પકડીને અન્યત્ર પણ જગન્નાથે કાવ્યવિચારણા કરી છે. તે કહે છે કે :

इत्थं च चमत्कारजनकभावनाविषयार्थप्रतिपादकशब्दत्वं, यत्प्रतिपादितार्थविषयकभावनात्वं चमत्कारजनकतावच्छेदकार्थप्रतिपादकतासंसर्गेण चमत्कारवत्त्वमेव वा काव्यत्वमिति फलितम् ।

(૩) જગન્નાથ કાવ્યના ચાર પ્રકાર સ્વીકારે છે. આનન્દવર્ધનના અનુસરણમાં મમ્મટે ત્રણ પ્રકારો માન્યા છે – ઉત્તમ, મધ્યમ અને અધમ કાવ્ય અથવા ધ્વનિ, ગુણીભૂતવ્યંગ્ય અને ચિત્રકાવ્ય. વિશ્વનાથ ચિત્રકાવ્યને કાવ્ય તરીકે સ્વીકારતો નથી; બે પ્રકારો માને છે. જગન્નાથ જે ચાર પ્રકારો કહે છે તે છે ઉત્તમોત્તમ, ઉત્તમ, મધ્યમ અને અધમ. આ પછી તે અધમાધમ કાવ્યને કાવ્ય તરીકે સ્વીકારવાની ના પાડે છે. ઉત્તમોત્તમ એટલે આચાર્ય આનન્દવર્ધનનું ધ્વનિકાવ્ય. બીજા અને ત્રીજા ગુણીભૂતવ્યંગ્યના જ બે પ્રકાર કહ્યા છે : (૧) વ્યંગ્યાર્થ અપ્રધાન હોવા છતાં કાવ્યમાં ચમત્કાર સરજે અને તેથી કેટલેક અંશે તે ધ્વનિનું જ કામ કરે; (૨) વ્યંગ્યાર્થ કરતાં વાચ્યાર્થનો ચમત્કાર જેમાં વિશેષ હોય. અધમ કાવ્ય એટલે કે કાવ્યના ચતુર્થ પ્રકાર તરીકે તે અર્થના ચમત્કારથી પરિપોષિત થઇ શબ્દચમત્કારનું પ્રાધાન્ય સ્થાપે તે. જગન્નાથે પ્રથમ ત્રણ પ્રકારોની વિસ્તારથી, કંઇક ક્લિષ્ટ પણ કહી શકાય તેવી ચર્ચા કરી છે. પરંપરાથી જુદા પડવામાં જગન્નાથે ગુણીભૂતવ્યંગ્યના બે પ્રકારો પાડયા છે તે સર્વથા ઇષ્ટ છે, કારણ, વ્યંગ્યનું પ્રાધાન્ય બદલાતાં એટલે કે વ્યંગ્ય તેના શ્રેષ્ઠ સ્થાનેથી નીચે પડતાં પણ કાવ્યમાં ચમત્કાર જન્માવે તેવું બને. બીજી રીતે વ્યંગ્યાર્થ અને વાચ્યાર્થ સમાન રીતે ચમત્કાર ભર્યા લાગે. અને વાચ્યાર્થ વ્યંગ્યાર્થની અપેક્ષાએ વધુ ચમત્કારક લાગે. આ બે જુદા પ્રકારો પાડયા છે તે ઇષ્ટ છે. અધમ કાવ્ય તરીકે પણ અર્થચમત્કારથી પ્રભાવિત શબ્દચિત્રને તે અપનાવે છે, જ્યારે માત્ર શબ્દચિત્રને તે કાવ્ય તરીકે માન્ય કરતો નથી. વ્યાખ્યાઓ આ પ્રમાણે છે :

शब्दार्थौ यत्र गुणीभावितात्मानौ कमप्यर्थमभिव्यङ्क्तस्तदाद्यम् ।
यत्र व्यङ्ग्यमप्रधानमेव सच्चमत्कारकारणं तद् द्वितीयम् ।
यत्र व्यङ्ग्यचमत्कारासमानाधिकरणो वाच्यचमत्कारस्तत्तृतीयम् ।
यत्रार्थचमत्कृत्युपस्कृता शब्दचमत्कृतिः प्रधानं, तदधमं चतुर्थम् ।

(૪) જગન્નાથ આપેલું રસનું લક્ષણ પ્રમાણમાં વિસ્તૃત છે, છતાં કાવ્યગત રસને સુંદર રીતે સ્પષ્ટ કરનારું છે. એમ તો તે અનુસરણ અભિનવગુપ્ત તથા મમ્મટ આદિનું કરે છે, છતાં તેમાં ફેર એટલો છે કે મમ્મટાદિના મતે ભગ્નાવરણચિતિનો વિષય બનેલો રત્યાદિ સ્થાયી ભાવ એ રસ છે, જ્યારે રત્યાદિ સ્થાયી ભાવથી વિશિષ્ટ ભગ્નાવરણચિતિ એ જ રસ છે. જગન્નાથ શાંકર મતમાં માનનારો હોવાથી તે અન્ય તત્ત્વનો સ્વીકાર જ ન કરી શકે. તેને લીધે તે અભિનવગુપ્તમાં ભગ્નાવરણચિતિ અને સ્થાયીની વચ્ચે જે વિશેષણવિશેષ્યભાવ છે તેને બદલી નાખે છે. રસલક્ષણ તે આ શબ્દોમાં આપે છે :

समुचितललितसन्निवेशचारुणा काव्येन समर्पितैः, सहृदयहृदयं प्रविष्टैः, तदीयसहृदयतासहकृतेन भावनाविशेषमहिम्ना विगलितदुष्यन्तरमणीत्वादिभिरलौकिकविभावानुभावव्यभिचारिशब्दव्यपदेश्यैः, शकुन्तलादिभिरालम्बनकारणैः, चान्द्रिकादिभिरुद्दीपनकारणैः, अश्रुपातादिभिः कार्यैः, चिन्तादिभिः सहकारिभिश्च, सम्भूय प्रादुर्भावितेनालौकिकेन व्यापारेण, तत्कालनिवर्तितानन्दांशावरणाज्ञानेनात एव प्रमुष्टपरिमितप्रमातृत्वादिनिजधर्मेण प्रमात्रा, स्वप्रकाशतया वास्तवेन निजस्वरूपानन्देन सह गोचरीक्रियमाणः प्राग्विनिविष्टवासनारूपो रत्यादिरेव रसः ।

રસવિષયક જુદા જુદા ઘણા મતોની તે ચર્ચા કરે છે અને તે પછી પોતાનો તે બાબતનો મતભેદ જગન્નાથ આ રીતે પ્રગટ કરે છે.

इत्थं चाभिनवगुप्तमम्मटभट्टादिग्रन्थस्वारस्येन भग्नावरणचिद्विशिष्टो रत्यादिः स्थायी भावो रस इति स्थितम् ।

वस्तुतस्तु वक्ष्यमाणश्रुतिस्वारस्येन रत्याद्यवच्छिन्ना भग्नावरणा चिदेव रसः ।

રસ અને રસનિષ્પત્તિ એ એટલા તો રહસ્યમય અને વૈવિધ્યપૂર્ણ વિષયો છે, અને કવિઓની વાણી એટલું વૈવિધ્ય સતત સાધ્યા કરે છે કે તેના રહસ્યનો પાર પામવાનો પ્રયત્ન કરતો કોઈપણ થોડોયે નવીન વિચાર કંઈક વધુ તત્ત્વબોધ કરાવનાર બને છે. એ રીતે આપણે જગન્નાથની વિચારણાને આવકારીએ.

(૫) જગન્નાથ નવ રસોનો સ્વીકાર કરે છે અને તે રીતે ધનંજયથી જુદો પડીને અભિનવગુપ્તનું પુનઃ સ્થાપન કરે છે. ત્યાં શાન્તના રસ તરીકેના સ્વીકારની તેની વિચારણા ખરેખર નોંધપાત્ર છે, મૌલિક છે :

केचित्तु—

शान्तस्य शमसाध्यत्वान्नटे च तदसम्भवात् ।
अष्टावेव रसा नाट्ये न शान्तस्तत्र युज्यते ॥

इत्याहुः । तच्चापरे न क्षमन्ते । तथाहि—नटे शमाभावादिति हेतुरसङ्गतः, नटे रसाभिव्यक्तेरस्वीकारात् । सामाजिकानां शमवत्त्वेन तत्र रसोद्बोधे बाधकाभावात् । न च नटस्य शमाभावात् तदभिनयप्रकाशत्वानुपपत्तिरिति वाच्यम्, तस्य भयक्रोधादेरप्यभावेन तदभिनय प्रकाशकताया अप्यसङ्गत्यापत्तेः । यदि च नटस्य क्रोधादेरभावेन वास्तवतत्कार्याणां वधबन्धादीनामुत्पत्यसंभवेऽपि कृत्रिमतत्कार्याणां शिक्षाभ्यास्यादित उत्पत्तौ नास्ति बाधकमिति निरीक्ष्यते, तदा प्रकृतेऽपि तुल्यम् । अथ नाट्ये गीतवाद्यादीनां विरोधिनां सत्त्वात् सामाजिकेष्वपि विषयवैमुख्यात्मनः शान्तस्य कथमुद्रेक इति चेत्, नाट्ये शान्तरसमभ्युपगच्छद्भिः फलबलात् तद्गीतवाद्यादेस्तस्मिन् विरोधिताया अकल्पनात् । विषयचिन्तासामान्यस्य तत्र विरोधित्वस्वीकारे तदीयालम्बनस्य संसारानित्यत्वस्य तदुद्दीपनस्य पुराणश्रवणसत्सङ्गपुण्यवनतीर्थावलोकनादेरपि विषयत्वेन विरोधित्वापत्तेः । अत एव च चरमाध्याये संगीतरत्नाकरे—

अष्टावेव रसा नाट्येष्विति केचिदचूचुदन् ।
तदचारु, यतः कञ्चिन्न रसं स्वदते नटः ॥

इत्यादिना नाट्येऽपि शान्तो रसोऽस्तीति व्यवस्थापितम् ।

આ ચર્ચામાં જગન્નાથની મુખ્ય બે દલીલો છે: (અ) નટમાં જે રીતે વાસ્તવિક શાન્તિ નથી હોતી, એ જ રીતે વાસ્તવિક ભય અને ક્રોધ પણ હોતાં નથી. આને લીધે નટ જો શાન્ત રસનો અભિનય ન કરી શકે, તો તેઓ ભયાનક અને રૌદ્ર રસનો અભિનય પણ ન કરી શકે. (બ) નટ કૃત્રિમ ક્રોધાદિની માફક કૃત્રિમ શમનો અભિનય કરી શકે. આને લીધે શાન્તરસપ્રધાન નાટકોના અભિનયથી સહૃદય સામાજિકોનાં હૃદયોમાં શાન્ત રસનો ઉદય થઈ શકે.

(૬) ગુણનિરૂપણમાં પણ જગન્નાથ અન્ય આચાર્યો કરતાં જુદો પડે છે અને તેથી તેનું પ્રદાન નોંધપાત્ર ગણાય. તે કહે છે કે ખરેખર તો રસ એ કાવ્યનો આત્મા છે અને આત્માને ગુણ હોઈ શકે નહીં. આથી ગુણો એ આત્માના ધર્મ નથી, છતાં પણ વ્યવહારમાં આપણે એ રીતે ગણીએ છીએ. વળી જગન્નાથના મતે ચિત્તની વૃત્તિઓ – દ્રુતિ, દીપ્તિ અને વિકાસ – એ જ પ્રસિદ્ધ માધુર્ય, ઓજસ અને પ્રસાદ એ ગુણો છે. ચર્ચાને અન્તે તે એવા નિર્ણય પર આવે છે કે કાવ્યમાં ગુણો શબ્દ, અર્થ, રચના અને રસ એ તમામનાં ધર્મો બને છે. આ પછી તે વામનાદિના દસ ગુણો સ્વીકારતો નથી, મમ્મટને અનુસરે છે.

येऽमी माधुर्यौजःप्रसादाः रसमात्रधर्मतयोक्ताः, तेषां रसमात्रधर्मत्वे किं मानम् ? प्रत्यक्षमेवेति चेत्, न, दाहादेः कार्यादनलगतस्योष्णस्पर्शस्य यथा भिन्नतयानुभवः, तथा द्रुत्यादिचित्तवृत्तिभ्यो रसकार्येभ्योऽन्येषां रसगतगुणानामननुभवात् ।

तादृशगुणविशिष्टरसानां द्रुत्यादिकारणत्वात् कारणतावच्छेदकतया गुणानामनुमानमिति चेत्, न, प्रातिस्विकरूपेणैव रसानां कारणोपपत्तौ गुणकल्पने गौरवात् ।....

किं च आत्मनो निर्गुणतयाऽऽत्मरूपरसगुणत्वं माधुर्यादीनामनुपपन्नम् । एवं तदुपाधिरत्यादिगुणत्वमपि मानाभावात् पररीत्या गुणे गुणान्तरस्यानौचित्याच्च ।

अथ शृङ्गारो मधुरः इत्यादिव्यवहारः कथमिति चेत्, एवं तर्हि द्रुत्यादिचित्तवृत्तिप्रयोजकत्वं प्रयोजकतासम्बन्धेन द्रुत्यादिकमेव वा माधुर्यादिकमस्तु ।' व्यवहारस्तु 'वाजिगन्धोष्णा' इति व्यवहारवदक्षतः । प्रयोजकत्वं चादृष्टादिविलक्षणं शब्दार्थरसरचनागतमेव ग्राह्य अतो न व्यवहारातिप्रसक्तिः । तथा च – शब्दार्थयोरपि माधुर्यादिरीदृशस्य सत्त्वादुपचारो नैव कल्प्यः इति मादृशाः ।

### આ યુગની વિશિષ્ટતાઓ

સંખ્યાબળની દૃષ્ટિએ આ યુગ ગ્રંથપ્રણયનમાં સમૃદ્ધ છે. છતાં આ યુગમાં મૌલિક ચિન્તન અતિ ઓછું થયું છે. વિશ્વનાથ અને જગન્નાથે જે કંઈ નવું પ્રસ્થાન કર્યું છે કે નવું ચિન્તન આપ્યું છે તે ખરેખર તો આગલા યુગના ચિન્તનમાં કેટલીક સ્પષ્ટતાઓ કરવા પૂરતું જ મર્યાદિત છે. આનન્દવર્ધનથી આ યુગ આગળ વધતો નથી તે આચાર્ય આનન્દવર્ધનના ચિન્તનના સામર્થ્યનું સૂચક પ્રમાણ છે. સંસ્કૃત કાવ્યસર્જનોનાં રહસ્યને, તેની ગતિની દિશાના હાર્દને, જાણે આનન્દવર્ધને બરાબર પકડી લીધું છે; તે પછી તેના સિદ્ધાન્તોને બલવત્તર કરવામાં જ આચાર્યોને જાણે પોતાના ગ્રંથરચના કાર્યની સાર્થકતા દેખાય છે. આપણે જે ગ્રંથોની ચર્ચા કરી છે તેમનાં ચિન્તનમાંથી નિષ્પન્ન એ થાય છે કે શબ્દાલંકારો અને અર્થાલંકારોની વિસ્તૃત શાસ્ત્રીય સર્વાંગીણ આલોચના એ આ યુગની અગત્યની સિદ્ધિ છે. આ યુગે અલંકારોની જ પ્રધાનતયા ચર્ચા કરતા ગ્રંથો પણ ઘણા આપ્યા છે. સાથે આચાર્ય વિશ્વનાથ અને જગન્નાથના ગ્રંથો એ બતાવે છે કે કાવ્યમીમાંસાના માત્ર પુનરીક્ષણના યુગમાં પણ કાવ્યમીમાંસકો અત્યન્ત જાગ્રત છે. એ તો આપણને સુવિદિત છે કે સમગ્ર સંસ્કૃત કાવ્યમીમાંસાના શ્રેષ્ઠ પ્રતિનિધિ ગ્રંથોમાં આચાર્ય વિશ્વનાથ અને જગન્નાથના કાવ્યમીમાંસાગ્રંથોની ગણના થાય છે. બાકી સિદ્ધાન્તસ્થાપનનો યુગ તો આનન્દવર્ધનનો જ. આગલા યુગોનાં અતિરેકભરી સ્થિતિ પકડીને બેઠેલાં ચિન્તનોનો સુભગ સમન્વય મમ્મટે કરી કાવ્યવિચારણાને વધુ વાસ્તવિક ભૂમિકા પર મૂકી તે પછી આ યુગને વિશેષ કરવાપણું પણ કાંઈ રહ્યું નથી.

विन्देम देवतां वाचम्

છઠ્ઠી સદી આસપાસના સમયમાં સંસ્કૃતકાવ્યમીમાંસાએ શાસ્ત્રીયતા, એટલે કે વૈજ્ઞાનિકતા, ધારણ કરી ત્યારના પ્રથમ ઉપલબ્ધ અલંકારગ્રંથ ભામહરચિત 'કાવ્યાલંકાર'ના કાવ્યલક્ષણ शब्दार्थौ सहितौ काव्यम् થી શરૂ કરીને પછી ક્રમમાં આવતા વિભિન્ન આલંકારિકોએ આપેલાં કાવ્યલક્ષણો તપાસીએ તો તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે :

शब्दार्थौ सहितौ काव्यम् (ભામહ)
रीतिरात्मा काव्यस्य । (વામન)
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली । (દંડી)
काव्यस्यात्मा ध्वनिः । (આનન્દવર્ધન)
शब्दार्थौ सहितौ वक्रकविव्यापारशालिनि बन्धे व्यवस्थितौ काव्यम् ...। અને वक्रोक्तिः काव्यजीवितम् । (કુંતક)
तददोषौ शब्दार्थौ सगुणावनलङ्कृती पुनः क्वापि । (મમ્મટ)
अदोषौ सगुणौ सालङ्कारौ च शब्दार्थौ काव्यम् । (હેમચન્દ્ર)
वाक्यं रसात्मकं काव्यम् । (વિશ્વનાથ)
रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् । (જગન્નાથ).

કાવ્યના એક યા બીજા અંલકારને, એટલે કે સૌન્દર્યાધાયી આવશ્યક તત્ત્વને (વામન – सौदर्यं चालङ्कारः,) કાવ્યનો આત્મા એટલે કે કાવ્યનું પાયાનું કિંવા સારભૂત તત્ત્વ માનીને ચાલવાનો આ તમામમાં પ્રયત્ન છે. સાથે જાણે એક પ્રથા પડી ગઈ છે કે કાવ્યલક્ષણ કાવ્યનો આત્મા નિર્દેશે અને કાવ્યના એક યા બીજા અલંકારને, એટલે કે આવશ્યક તત્ત્વને, કેન્દ્રમાં રાખીને જ વિકસે. આ એક જ પદ્ધતિએ આલંકારિકો કાવ્યલક્ષણમાં ચાલ્યા છે તેમાં પરંપરા પ્રત્યેનું દાસત્વ પણ કેટલુંક કામ કરે છે અને તેને પરિણામે કાવ્યલક્ષણોમાં સ્થૂલતા પણ ઘણી આવી ગઈ છે. પાશ્ચાત્ય આલોચનાની કેટલીક કાવ્યવ્યાખ્યાઓ અહીં તુલનામાં મૂકતાં આ સ્થૂળતા ખુલ્લી થશે :

(૧) Poetry is emotions recollected in tranquility. (Wordsworth)

(૨) Poetry is the record of the best and the happiest movements of the happiest and best minds. (Shelley)

(૩) All right human song is the finished expression by art, of the joy or grief of noble persons for right causes. (Ruskin)

(૪) Poetry is always the communication of unusually vivid expression charged with an unusually personal delight. (Bradley)

(૫) Poetry is the criticism of life under conditions fixed for such a criticism by the laws of poetic truth and poetic beauty. (Matthew Arnold)

આ સ્થૂળતા એક ઉદાહરણ દ્વારા જોઈએ. "શબ્દ અને અર્થનું સહિતત્વ અર્થાત્ સામંજસ્ય એટલે કાવ્ય" એ લક્ષણમાં 'સહિતત્વ'માં ઘણું જોવાનો પ્રયત્ન અનુગામી વિદ્વાનો કરે છે ત્યારે વાસ્તવિક રીતે તો એ વિચારણા ગમે તેટલી મૂલ્યવાન અને સમૃદ્ધ હોવા છતાં ભામહની પોતાની તો નથી જ. આના સંભવિત કારણોમાં એક પરિસ્થિતિ એ હતી કે :

जयन्ति ते सुकृतिनः रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशः काये जरामरणजं भयम् ॥ અને
नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

વગેરે વિધાનો કરનારા આલંકારિકોએ કવિને કદીપણ એ પૂછવાની પરવા નથી કરી, તેને પૂછવાનો તેમને વિચાર સુદ્ધાં નથી આવ્યો, કે કાવ્ય અને તેનાં વિભિન્ન તત્ત્વો, તેના અલંકારો, તેમનો પરસ્પર સંબંધ વગેરે બાબત કવિઓ પોતે શું માને છે. યુરોપમાં આ પરિસ્થિતિ ઊભી થઈ હતી. વર્ષો લગી કવિના એક ખભે નીતિવાદીઓ અને બીજે ખભે આલોચકો ચડી બેઠા હતા અને કવિને માર્ગ બતાવવાનું વણમાગ્યું કામ કરતા હતા. આની સામે કવિઓએ માથું ઊંચક્યું અને તેમાંથી ઉદ્ભવ્યો Art for art's sakeનો વાદ તથા બેનેડેટો ક્રોશેનો અભિવ્યંજનાવાદ (Expressionism). આવું ભારતીય કાવ્યમીમાંસામાં ન બન્યું, છતાં કવિઓએ અને આલંકારિકોએ કવિના અભિપ્રાયો વિષે કોઈકવાર તો જરૂર ખ્યાલ કર્યો છે. તેથી જ્યારે કોઈક કવિ ઉદ્‌ગાર કાઢે કે —

अहो भारो महान् कवेः । અને
जानाति हि पुनः सम्यक् कविरेव कवेः श्रमम् ।

ત્યારે કવિજગતમાં કવિનો અવાજ જ નિર્ણયાત્મક હોવો જોઈએ; આલોચના જ સર્જનને અનુસરે, સર્જન આલોચનાને નહીં, એવો આડકતરો દાવો તેઓ કરતા જણાય છે. આમ છતાં કવિ પોતે જ પ્રસિદ્ધ કવિ અને ખ્યાતનામ આલોચક બંને એકી સાથે હોય તેવું સંસ્કૃતમાં ભાગ્યે જ બન્યું છે, અને કવિઓ ઘણીયે વખત માન્ય અલંકારસિદ્ધાન્તોને અનુસરીને પોતાની કાવ્યરચના કરે છે. તે છતાં કવિઓ સીધી યા આડકતરી રીતે પોતાની થોડી ઘણી આછકતી કાવ્યવિષયક વિચારણા પોતાનાં કાવ્યોમાં અત્રતત્ર આપે છે એવું પણ બને છે જ. એક બે ઉદાહરણો લઈએ તો આમ નોંધી શકાય :

नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाऽप्येकं समाराधनम् । (કાલિદાસ)

प्रायेण सामग्र्यविधौ जनानां पराङ्मुखी विश्वसृजः प्रवृत्तिः । (કાલિદાસ)

यत्प्रौढित्वमुदारता च वचसां यच्चार्थतो गौरवम् ।

तच्चेदस्ति ततस्तदेवगमकं पाण्डित्यवैदग्ध्ययोः । (ભવભૂતિ)

अपि वागधिपस्य दुर्वचं वचनं तद्विदधीत विस्मयम् । (ભારવિ)

આ ઉપરાંત 'હર્ષચરિત'નો રચયિતા બાણભટ્ટ, नलचम्पूનો લેખક ત્રિવિક્રમભટ્ટ, तिलकमञ्जरीનો કર્તા ધનપાલ, यशस्तिलकचम्पूનો રચનાર સોમદેવ-સૂરિ, વગેરે અનેક કવિઓ પોતાના ગ્રંથના આરંભે પોતપોતાની કાવ્યવિભાવના રજૂ કરે છે. વિભિન્ન આલંકારિકો કાવ્યમીમાંસાના વાદાવાદમાં, એક બીજાનું ખંડન કરાને પાંડિત્યપ્રદર્શન કરવામાં અને પોતાનાં કાવ્યલક્ષણો રજૂ કરવામાં પડ્યા હતા ત્યારે કવિ ભવભૂતિએ પોતાના નાટક 'ઉત્તરરામચરિત' ને આરંભે દેવી સરસ્વતીની સ્તુતિને મિષે જે કાવ્ય લક્ષણ આપ્યું છે તે તેની પોતાની રીતે અનોખું છે. સરસ્વતીની સ્તુતિ તે આ રીતે કરે છે:

इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।<br>
विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥ (१.१)

આનન્દવર્ધન કવિજગતના ત્રણ સંવાદ, એટલે કે અન્યસાદૃશ્ય, નિર્દેશે છે. એમાંનો 'तुल्यदेहिवत् शरीरिणाम्' એ ત્રીજું ત્યાજ્ય નથી, જ્યારે प्रतिबिम्बवत् અને आलेख्याकारवत् એ પહેલાં બે ત્યાજ્ય છે એમ કહે છે. ભવભૂતિ કવિવંદના કરીને આરંભ કરે છે ત્યારે, એવું સ્વીકારતો જણાય છે કે મહાકવિઓ કોઈ ને કોઈ રીતે પ્રેરણાદાતા બની શકે. સાહિત્યજગતની આ એક વાસ્તવિકતા સ્વીકાર્યા પછી તે સરસ્વતીનાં એટલે કે કાવ્ય દેવીનાં ત્રણ લક્ષણો આ રીતે આપે છે : देवतां,

अमृताम्, आत्मनः कलाम् આ વ્યાખ્યામાં આપેલાં કાવ્યનાં અનોખાં લક્ષણોનો પરસ્પરાશ્રય તપાસતાં આપણે તેને આ ક્રમમાં ગોઠવીએ તો તે ઉચિત લાગશે :

आत्मनः कलाम्
अमृताम्
देवताम् ।

હવે આપણે આ જ ક્રમમાં આ લક્ષણોનું ટૂંકમાં પરીક્ષણ કરીએ.

**आत्मनः कलाम् —**

આનન્દવર્ધન કહે છે :

सरस्वती स्वादु तदर्थवस्तु निःस्यन्दमाना महतां कवीनाम् ।
आलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ।। (१.४);

ત્યારે આ 'પ્રતિભા'ને માટે 'प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता' એવું વિધાન તો છે જ. આ 'अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा' જેનું સર્જન કરે છે તેને ભવભૂતિ आत्मनः कलाम् કહે છે. કાવ્ય એ કવિના આત્માની કલા છે એમ કહીએ ત્યારે અર્થ એ થાય છે કે પોતાના સમગ્ર કવિવ્યક્તિત્વના, અર્થાત્ પ્રતિભાના, નિચોડ રૂપે કવિ જે સર્જન કરે છે તે કાવ્ય. જ્યારે દંડી કે अस्त्यनेको गिरां मार्गः એવું સ્વીકારે છે અને કુન્તક કવિઓના આ गिरां मार्गःને कविस्वभावनिबन्धनः કહે છે ત્યારે આ કવિસ્વભાવ અથવા વૈદગ્ધ્ય એટલે દરેકેદરેક કવિની પોતાની આગવી પ્રતિભા એવું ફલિત થાય છે. આ પ્રતિભા તેના ચિત્તતંત્રને સર્વ રીતે એકાગ્ર કરી કાવ્યરચનામાં પૂર્ણતયા તન્મય બનાવે છે અને કાવ્યરચના સિદ્ધ થાય છે રુદ્રટ કહે છે તેમ

मनसि यदा सुसमाधिनि विस्फुरणमनेकधाभिधेयस्य ।
अक्लिष्टानि पदानि च विभान्त्यस्यामसौ शक्तिः ।। (१.१५)

અર્થાત્ આવી પ્રતિભા જેનું સર્જન કરે તે કાવ્યવાણીને આત્માની કલા કહી શકાય. ચિત્તતંત્રની એકાગ્રતા, સમગ્ર વ્યક્તિત્વનાં શ્રેષ્ઠ લક્ષણોની અભિવ્યક્તિ, કાવ્ય સર્જન વેળાનું પૂર્ણ ગાંભીર્ય, પોતાની પ્રતિભા અનુસાર સંભવિત શ્રેષ્ઠ આપી દેવાની તત્પરતા, આ સર્વે કાર્યાન્વિત બને ત્યારે કાવ્ય આત્માની એટલે કે કાવ્યના આત્માની કલા બને. કાવ્યમાં પોતાના હૃદયના રંગો પૂરનાર કલાકાર કવિ ભવભૂતિ તેના સર્જનમાં પોતાના આત્માની કલાને આ અર્થમાં સાકાર કરે છે તે બાબત શી શંકા હોઈ શકે ? કવિસ્વભાવ અને કવિરચનાનો કેવો આત્મીય કેવો અવિનાભાવ સંબંધ છે તે પણ અહીં વ્યંજિત થાય છે. અને કાવ્યસર્જન આ રીતે થાય ત્યારે જ વાચક તેની સહૃદયતા સહ, સર્જ

સમયની કવિહૃદયના ભાવની ઉત્કટતા સહ, તે ભાવની અનુભૂતિ કરી નિરતિશય આનન્દાનુભૂતિમાં મગ્ન બની શકે.

अमृताम् —

સંભવતઃ તેની પ્રથમ નાટ્યરચના 'મહાવીરચરિત'ની વિદ્વજ્જગતમાં અપેક્ષેલી પ્રશસ્તિ થવાને બદલે ટીકા થવાને કારણે કવિ ભવભૂતિ પોતાના 'માલતીમાધવ'માં સખત શબ્દોમાં ફરિયાદ કરે છે કે :

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

ભવભૂતિ જાણે માને છે કે પોતાની પ્રતિભા એ अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा છે. આમ માની તે કાવ્ય સર્જન કરતો હોય અને તેની ટીકા થાય ત્યારે સંભવતઃ પરંપરાબદ્ધ આલોચકો પ્રત્યે આવાં કટુવચનો કહે તે પણ સ્વાભાવિક છે. કાવ્યસર્જનના બીજા લક્ષણ તરીકે કવિવાણીને તે अमृताम् કહે છે ત્યારે કવિનું સર્જન ભિન્નભિન્ન દેશકાલથી ઉપર ઉઠીને સર્વ સહૃદયોને નિરતિશય આનંદમાં નિમગ્ન કરી દેવા સમર્થ હોય તેવી તેની અપેક્ષા પ્રગટ થાય છે. મમ્મટ જ્યારે કવિ વ્યાપારને रसाङ्गभूतव्यापारप्रवणतया विलक्षणं यत्काव्यं लोकोत्तर-वर्णनानिपुणं कविकर्म કહીને બિરદાવે છે અને તેના મુખ્ય પ્રયોજન તરીકે આનંદને સ્વીકારીને, જેને માટે सकलप्रयोजनमौलिभूतं समनन्तरमेव रसास्वादनसमुद्भूतं विगलितवेद्यान्तरमानन्दम् એવા શબ્દો પ્રયોજે છે, તે આનંદ ત્યારે જ પ્રગટે જ્યારે કવિવાણી અમૃતા હોય, અર્થાત્ માનવ હૃદયની ચેતનાના અમર, શાશ્વત, ગૂઢતમ, સમયાતીત, સદાપુરાણા છતાંય સદાનવીન ભાવોને પ્રગટ કરનારી હોય અને સાથે સાથે માનવતાના અમૃત, વિશ્વવ્યાપી ભાવોને ચિરકાળ સુધી ટકે અને તાજગીયુક્ત રહે તેવા શબ્દોમાં વાચા આપે. કવિવાણી આવા સર્વાંગીણ શાશ્વત ભાવોની ચિરસ્મરણીય હૃદયસ્પર્શી અભિવ્યક્તિ થકી જ અમૃતા બને. વાગ્ભટ કહે છે તેવી

प्रसन्नपदनव्यार्थयुक्त्युद्बोधविधायिनी ।
स्फुरन्ती सत्कवेर्बुद्धिः प्रतिभा सर्वतोमुखी ॥

એ પ્રતિભાના બળે કવિનું કાવ્ય જીવનમાંથી માનવ હૃદયનાં ગૂઢ રહસ્યો તારવી તેમાંથી અવનવાં ચિત્રો જન્માવી રસનિષ્પત્તિ કરે છે. રસના એ આસ્વાદથી પરમ અથવા પારલૌકિક, ઉત્કૃષ્ટ, અમાનુષ આનંદમાં વાચકની ચેતનાને જાણે અવનવી અનુભૂતિ પ્રાપ્ત થાય છે. ધ્વનિ અને રસ દ્વારા સહૃદય વાચકની સમગ્ર ચેતના જાગ્રત થાય છે. તેનાં મન, હૃદય અને આત્મા સમન્વિ-

રીતે એક જ ધન્ય આનંદમાં નિમગ્ન બની સર્વે વિષયોના જ્ઞાનથી તાત્કાલિક તત્ક્ષણ વિમુખ બને છે. સ્પષ્ટતા ખાતર એમ કહી શકાય કે સર્જનસમયના વિશિષ્ટ પ્રકારના કવિના પોતાનાં આનંદના અનોખા અનુભવનો પડઘો સહૃદય વાચકના હૃદયમાં પડે ત્યારે જ કવિનું સર્જન સફળ અને સાર્થક બને છે. આ ત્યારે જ બને જ્યારે કવિની દૃષ્ટિ વિશ્વવ્યાપી બને. ગેથે તો કહે છે કે: "Poetry of the highest type manifests itself as altogether objective; when once it withdraws itself from the external world to become subjective it begins to degenerate." કવિ જે સર્જન આપે છે તે વિશ્વવ્યાપી બને એવી અપેક્ષા છે, તે આમાંની વિશાળ દૃષ્ટિ છે. કવિનો શબ્દ અને અર્થ, તેનો ભાવ, તેની અનુભૂતિ, અભિવ્યક્તિ, કાવ્યનું સર્વસ્વ અમૃત હોય, અર્થાત્ વિશ્વવ્યાપિતાની અને શાશ્વતતાની અનુભૂતિ કરાવનારું હોય, તેવી આકરી કસોટી કાવ્યપરત્વે આ અમૃતા શબ્દ દ્વારા ભવભૂતિ રજૂ કરે છે. આમાં દાર્શનિક દૃષ્ટિએ જોઈએ તો અમૃતત્વ મોક્ષમાં જ છે, કારણ કે ભારતીય દર્શનના ઉચ્ચતમ આદર્શ અનુસાર મોક્ષ એ જ જીવનનો પરમ આનંદ છે. કવિ પોતાના કાવ્ય દ્વારા આપણને આ આનંદની ઘણા નજીક લઈ જાય છે તે આદર્શ 'અમૃતા' એ શબ્દ દ્વારા વ્યંજિત છે. આનું કારણ એ છે કે કાવ્યના આનંદને ભારતીય કાવ્યમીમાંસા બ્રહ્માનો સહોદર નિરતિશય આનંદ માને છે અને ભવભૂતિ એ વાત જાણતો જ હોય. મોક્ષનો પરમ આનંદ શાશ્વત છે, તેમાં નિમગ્ન થયા પછી સર્વે અન્ય ભાવો અને અનુભૂતિઓ રહેતાં નથી. કાવ્યનો આનંદ એ અનુભૂતિ અને વાચન સમય પૂરતો મર્યાદિત છે. અને તે ક્ષણો પૂરતું માનવ અન્ય સર્વે સંસાર-ભાવોને વિસારે પાડે છે. કદાચ આથી જ કાવ્યના આનંદને બ્રહ્માનંદ નથી કહ્યો, સહોદર કહ્યો છે, એટલે તે જાણે તેનો અનુજ અને નજીકનો છે. આ વાત આપણે સ્પષ્ટ સમજી લઈએ એટલે મમ્મટનું એ વિધાન સાર્થક થાય કે:

> नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतन्त्राम् ।
> नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥ (१.१)

આમ, કવિવાણીને ભવભૂતિએ 'અમૃતા' કહી છે ત્યારે આ શબ્દ સૂત્રાત્મક છે અને તેની અનેકાનેક અર્થચ્છટાઓમાં ઘણું ઘણું સમાવિષ્ટ કરી લે છે.

देवताम् —

આ વાણીને સ્વાભાવિક રીતે જ 'દેવતા' કહેવી ઘટે જે આત્માની કલા હોય, અમૃતા હોય; તે મૃત્ય માનવની વાણી ન હોય, મર્ત્ય માનવ જીવનના

ક્ષુલ્લક અને મર્ત્ય ભાવોમાં રાચનારી ન હોય. કવિ સામાન્ય જગતની વ્યવહારની ભાષા જ ઉપયોગમાં લે છે તો પણ આ વાણી પાસેથી તેમાં રહેલી વાચ્યક્ષમતા કરતાં તેને ઘણું મેળવવાનું હોય છે. આને લીધે કવિના મૌનને, એટલે કે કવિ હૃદયના કાવ્યમાં સીધી રીતે વાચ્યમાં પ્રગટન થયેલા પરંતુ વ્યંજિત ધ્વન્યાત્મક ભાવોને. વાચા આપતી વ્યંજનાઓ તે સર્જે છે, તે દૃષ્ટિએ કવિવાણી અસામાન્ય છે. અને ભારતીયો માનવવાણી અને દેવવાણી એવા વાણીના બે પ્રકાર માને છે તેથી, અને કવિવાણીને 'દેવતા' કહી છે ત્યારે તે સામાન્ય જગતના સામાન્ય માનવીની અને સામાન્ય વાણી નથી તેથી, તે દેવતા છે એ વાત વ્યંજિત થાય છે. આપણે ઉપર જોયું તેમ કવિ વાણી માનવહૃદયમાં પડેલા શાશ્વત દૈવી તત્ત્વને આ જગતમાંના જીવનમાંથી જ શોધીને તેને વ્યક્ત કરીને માનવને તેના આ જીવનમાં જ દૈવી અંશની, અલૌકિક આનંદની, ઝાંખી કરાવે છે. કવિ એટલે દ્રષ્ટા ઋષિ; અર્થાત્ એવા આર્ષદ્રષ્ટાની વાણીમાં આવું સામર્થ્ય હોય જ. આવી ભવભૂતિની અપેક્ષા છે.

ભવભૂતિ આ રીતે આ ત્રણ જ શબ્દોમાં કાવ્યનાં અનેકાનેક રહસ્યોને નિષ્કર્ષ રૂપે, નિચોડ રૂપે, પ્રકટ કરતું સૂત્રાત્મક કાવ્ય લક્ષણું આપે છે, ત્યારે આ એક કવિએ આપેલું કાવ્યલક્ષણ પાંડિત્યભૂષિત કાવ્યમીમાંસક અન્ય તમામ આચાર્યોએ આપેલાં કાવ્યલક્ષણોની તુલનાએ લાઘવગુણયુક્ત છતાં સવિશેષ સુંદર ઠરે છે. તેમાં કાવ્યનાં મૂળભૂત તત્ત્વોને કાવ્યના હાર્દને પ્રગટાવવાનો પ્રયત્ન સફળ થાય છે એ સ્પષ્ટ છે. તેથી ઘણીયે વખત કવિની અને કાવ્યની વાત આલોચક કરતાં કવિ પાસેથી સાંભળવી વધુ સારી એમ આપણને લાગ્યા વિના, સમજાયા વિના, રહેતું નથી.

## કાવ્યમાં અદોષત્વ

આપણને કાલિદાસનું એ વિધાન સુવિદિત છે કે

प्रायेण सामग्र्यविधौ गुणानां पराङ्मुखी विश्वसृजः प्रवृत्तिः ।

આપણે એ પણ સહજ સ્વીકારીએ છીએ કે સાહિત્યકારને, કવિને, કલાકારને સતત સાહિત્યિક સંપૂર્ણતા – literary perfection – ની સાધના કરવાની હોય છે પરંતુ એ કવિને સંપૂર્ણતઃ પ્રાપ્ત થતી નથી. સાહિત્યમાં perfection સંભવતું નથી અને તે ન સંભવે ત્યાં સુધી જ કાવ્યકલા એ સતત ચેતનામય, વિકસતી જતી કલા રહે. સાહિત્યમાં સંપૂર્ણતાની પ્રાપ્તિ એટલે કાવ્યનું મૃત્યુ જ સમજવું પડે.

મમ્મટ, હેમચન્દ્ર, ભોજ વગેરે આચાર્યો કાવ્યલક્ષણમાં અદોષત્વનો કિંવા નિર્દોષિતાનો સમાવેશ કરે છે ત્યારે તેઓ કાવ્ય સર્વથા દોષરહિત હોવું જોઈએ તે બાબત નિઃશંક રીતે સ્વીકારી લે છે. મમ્મટના પુરોગામીઓ ભામહ દંડી વગેરે પણ કાવ્યમાં અદોષત્વના આગ્રહી છે. ભામહનું વિધાન છે કે :

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ।। (૧.૧૧)

જ્યારે દંડી તો એટલે સુધી કહે છે કે :

गोर्गोः कामदुघा सम्यक्प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ।। (૧.)

આમ કાવ્યમાં નિતાન્ત અદોષત્વનો આગ્રહ રાખવામાં આવે ત્યારે દેખીતી રીતે તો તેનો અર્થ એ જ થાય કે શબ્દ, અર્થ, વાકય, અલંકાર, રસ, કાવ્ય, વગેરેના જે કોઈ નાના, મોટા સંભવિત દોષ હોય કે હોઈ શકે તે તમામથી કાવ્ય સર્વથા મુક્ત હોવું જોઈએ. એક પણ અતિઅલ્પ દોષનાયે આ અર્થમાં કાવ્યમાં ઉપેક્ષા ન કરી શકાય, અને કરવામાં આવે તો કાવ્યના કાવ્યત્વનું તે હ્રાસકર બને જ. આને જ ભામહ કુકવિત્વ કહે છે :

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ।। (૧.૧૨)

દંડી, ભામહ, ભોજ, મમ્મટ, હેમચન્દ્ર વેગેરેના આ અભિપ્રાયની સામી બાજુ પરિસ્થિતિ એવી થઈ શકે છે કે સંસ્કૃત આલંકારિકોએ પોતાની મેધાના બળે કાવ્યના નાના મોટા વિભિન્ન પ્રકારના એટલા બધા દોષો શોધી આપ્યા છે કે તે પછી આપણને સ્વાભાવિક રીતે એવી શંકા જાય કે આ આલોચકોના આદેશને અનુસરીને આ તમામ કાવ્યદોષો કાવ્યમાંથી સર્વથા નિવારવાનો કવિ પ્રયત્ન કરે તો ખરેખર કવિ કાવ્ય રચના કરી શકે ખરો ? દોષના પ્રકાર, તેની સંખ્યા અને તેનું વૈવિધ્ય જોતાં કવિ અદોષત્વ બાબત ગમે તેટલો આગ્રહી હોય તો પણ અણજાણપણેય તેનાથી કોઈક ને કોઈક દોષ થઈ જાય, તેના ધ્યાન બ્હારનોયે કોઈક દોષ કાવ્યમાં પેસી જાય એ પૂરેપૂરૂ સંભવિત છે. આથી રૂઢ અને જડ રીતે સર્વદોષનિવારણ કાવ્યમાં સર્વથા શકય નથી મમ્મટે પોતાના કાવ્યલક્ષણમા પહેલી શરત 'अदोषौ' મૂકી ત્યારે મમ્મટના ટીકાકારો આ સિદ્ધિની મુશ્કેલી તથા શંકાસ્પદસંભવિતતા બરાબર સમજયા છે. તેથી જ તો તેઓ अदोषौ शब्दार्थौ એટલે મોટા કિંવા 'પ્રબલ દોષોથી મુક્ત' એવો અર્થ ઘટાવે છે. દા. ત. નાગેશભટ્ટ ટીકામાં કહે છે કે : काव्यत्वविघटका ये च्युतसंस्कारादयः

प्रबलदोषास्तद्रहिताविति । અને કેટલાક વિદ્વાનોએ વળી મમ્મટના આ અર્થઘટનનો મમ્મટના જ સપ્તમ ઉલ્લાસના આ વિધાનને આધારે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છે : वक्त्राद्यौचित्यवशाद् दोषोऽपि गुणः क्वचित्क्वचिन्नोभौ ।

વળી એક પ્રશ્ન એ પણ થાય છે કે કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિ અથવા તો રસાસ્વાદ હોય અને તે મમ્મટની જ ઉત્તમકાવ્યની વ્યાખ્યાને સર્વથા સિદ્ધ કરે, અને બીજી બાજુ કાવ્યમાં કોઈક અતિ અલ્પ દોષ પેસી જાય, તો શું આ ઉત્તમ કાવ્ય અકાવ્ય બની જાય? આચાર્ય વિશ્વનાથને આ વાત માન્ય નથી તેથી મમ્મટની કાવ્યવ્યાખ્યાના આ अदोषौ શબ્દની તેણે સખત ખબર લઈ નાખી છે. તેનાં મુખ્ય વિધાનો આ છે :

तथाहि—
यदि दोषरहितस्यैव काव्यत्वाङ्गीकारस्तदा
न्यक्कारो ह्ययमेव मे यदरयस्तत्राऽप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिग्धिक्छक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ।।

इत्यस्य श्लोकस्य विधेयाविमर्शदोषदुष्टतया काव्यत्वं न स्यात् । प्रत्युत ध्वनित्वेनोत्तमकाव्यताऽस्याङ्गीकृता । तस्मादव्याप्तिर्लक्षणदोषः ।

ननु कश्चिदेवांशोऽत्र दुष्टो न पुनः सर्वोऽपीति चेत्, तर्हि यत्रांशे दोषः सोऽकाव्यत्वस्योजको यत्र ध्वनिः स उत्तमकाव्यत्वप्रयोजक इत्यंशाभ्यामुभयत आकृष्यमाणमिदं काव्यमकाव्यं वा किमपि न स्यात् । न च कश्चिदेवांशं काव्यस्य दूषयन्तः श्रुतिदुष्टादयो दोषाः । किं तर्हि ? सर्वमेव काव्यम् । तथाहि – काव्यात्मभूतस्य रसस्यानपकर्षकत्वे तेषां दोषत्वमपि नाङ्गीक्रियते । अन्यथा नित्यदोषानित्यदोषत्वव्यवस्थाऽपि न स्यात् । यदुक्तं ध्वनिकृता —

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः ।
ध्वन्यात्मन्येव शृङ्गारे ते हेया इत्युदाहृताः ।।

किं च एवं काव्यं प्रविरलविषयं निर्विषयं वा स्यात्, सर्वथा निर्दोषस्यैकान्तमसम्भवात् ।

વગેરે. આમાં મુખ્ય વાત એને એ કહેવાની છે કે શું કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિત્વ હોય અને બીજી બાજુ કોઈ અતિ નાનો દોષ હોય તો તે વ્યાખ્યા અનુસાર ઉત્તમ કાવ્ય ગણવાને પાત્ર હોવા છતાં દોષને લીધે અકાવ્ય બની જાય? આમ થાય તો તે કાવ્ય કાવ્ય અને અકાવ્ય બંને ગણાય, અર્થાત્, ન રહે કાવ્ય કે ન ગણાય એ અકાવ્ય. અને આ આગ્રહ રાખવામાં આવે તો કવિતા જેવું જ જગતમાં કંઈ ન રહે, અથવા તો કાવ્યનું ક્ષેત્ર અત્યંત નાનું કે સીમિત થઈ

મમ્મટ, હેમચન્દ્ર, ભોજ વગેરે આચાર્યો કાવ્યલક્ષણમાં અદોષત્વનો કિંવા નિર્દોષતાનો સમાવેશ કરે છે ત્યારે તેઓ કાવ્ય સર્વથા દોષરહિત હોવું જોઈએ તે બાબત નિઃશંક રીતે સ્વીકારી લે છે. મમ્મટના પુરોગામીઓ ભામહ દંડી વગેરે પણ કાવ્યમાં અદોષત્વના આગ્રહી છે. ભામહનું વિધાન છે કે :

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥ (૧.૧૧)

જ્યારે દંડી તો એટલે સુધી કહે છે કે :

गोर्गोः कामदुघा सम्यक्प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥ (૧.)

આમ કાવ્યમાં નિતાન્ત અદોષત્વનો આગ્રહ રાખવામાં આવે ત્યારે દેખીતી રીતે તો તેનો અર્થ એ જ થાય કે શબ્દ, અર્થ, વાક્ય, અલંકાર, રસ, કાવ્ય, વગેરેના જે કોઈ નાના, મોટા સંભવિત દોષ હોય કે હોઈ શકે તે તમામથી કાવ્ય સર્વથા મુક્ત હોવું જોઈએ. એક પણ અતિઅલ્પ દોષનાયે આ અર્થમાં કાવ્યમાં ઉપેક્ષા ન કરી શકાય, અને કરવામાં આવે તો કાવ્યના કાવ્યત્વનું તે હ્રાસકર બને જ. આને જ ભામહ કુકવિત્વ કહે છે :

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥ (૧.૧૨)

દંડી, ભામહ, ભોજ, મમ્મટ, હેમચન્દ્ર વગેરેના આ અભિપ્રાયની સામી બાજુ પરિસ્થિતિ એવી થઈ શકે છે કે સંસ્કૃત આલંકારિકોએ પોતાની મેધાના બળે કાવ્યના નાના મોટા વિભિન્ન પ્રકારના એટલા બધા દોષો શોધી આપ્યા છે કે તે પછી આપણને સ્વાભાવિક રીતે એવી શંકા જાય કે આ આલોચકોના આદેશને અનુસરીને આ તમામ કાવ્યદોષો કાવ્યમાંથી સર્વથા નિવારવાનો કવિ પ્રયત્ન કરે તો ખરેખર કવિ કાવ્ય રચના કરી શકે ખરો ? દોષના પ્રકાર, તેની સંખ્યા અને તેનું વૈવિધ્ય જોતાં કવિ અદોષત્વ બાબત ગમે તેટલો આગ્રહી હોય તો પણ અણજાણપણેય તેનાથી કોઈક ને કોઈક દોષ થઈ જાય, તેના ધ્યાન બહારનોયે કોઈક દોષ કાવ્યમાં પેસી જાય એ પૂરેપૂરું સંભવિત છે. આથી રૂઢ અને જડ રીતે સર્વદોષનિવારણ કાવ્યમાં સર્વથા શકય નથી મમ્મટે પોતાના કાવ્યલક્ષણમાં પહેલી શરત 'અદોષૌ' મૂકી ત્યારે મમ્મટના ટીકાકારો આ સિદ્ધિની મુશ્કેલી તથા શંકાસ્પદસંભવિતતા બરાબર સમજયા છે. તેથી જ તો તેઓ અદોષૌ શબ્દાર્થૌ એટલે મોટા કિંવા 'પ્રબલ દોષોથી મુક્ત' એવો અર્થ ઘટાવે છે. દા. ત. નાગેશભટ્ટ ટીકામાં કહે છે કે : काव्यत्वविघटका ये च्युतसंस्कारादयः

प्रबलदोषास्तद्रहिताविति । અને કેટલાક વિદ્વાનોએ વળી મમ્મટના આ અર્થ-ઘટનનો મમ્મટના જ સપ્તમ ઉલ્લાસના આ વિધાનને આધારે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છે : वक्त्राद्यौचित्यवशाद् दोषोऽपि गुणः क्वचित्क्वचिन्नोभौ ।

વળી એક પ્રશ્ન એ પણ થાય છે કે કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિ અથવા તો રસાસ્વાદ હોય અને તે મમ્મટની જ ઉત્તમકાવ્યની વ્યાખ્યાને સર્વથા સિદ્ધ કરે, અને બીજી બાજુ કાવ્યમાં કોઈક અતિ અલ્પ દોષ પેસી જાય, તો શું આ ઉત્તમ કાવ્ય અકાવ્ય બની જાય? આચાર્ય વિશ્વનાથને આ વાત માન્ય નથી તેથી મમ્મટની કાવ્યવ્યાખ્યાના આ अदोषौ શબ્દની તેણે સખત ખબર લઈ નાખી છે. તેનાં મુખ્ય વિધાનો આ છે :

तथाहि—
यदि दोषरहितस्यैव काव्यत्वाङ्गीकारस्तदा
न्यक्कारो ह्ययमेव मे यदरयस्तत्राऽप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिग्धिक्छक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ।।

इत्यस्य श्लोकस्य विधेयाविमर्शदोषदुष्टतया काव्यत्वं न स्यात् । प्रत्युत ध्वनित्वेनोत्तमकाव्यताऽस्याङ्गीकृता । तस्मादव्याप्तिर्लक्षणदोषः ।

ननु कश्चिदेवांशोऽत्र दुष्टो न पुनः सर्वोऽपीति चेत्, तर्हि यत्रांशे दोषः सोऽकाव्यत्वस्योजको यत्र ध्वनिः स उत्तमकाव्यत्वप्रयोजक इत्यंशाभ्यामुभयत आकृष्यमाणमिदं काव्यमकाव्यं वा किमपि न स्यात् । न च कश्चिदेवांशं काव्यस्य दूषयन्तः श्रुतिदुष्टादयो दोषाः । किं तर्हि ? सर्वमेव काव्यम् । तथाहि – काव्यात्मभूतस्य रसस्यानपकर्षकत्वे तेषां दोषत्वमपि नाङ्गीक्रियते । अन्यथा नित्यदोषानित्यदोषत्वव्यवस्थाऽपि न स्यात् । यदुक्तं ध्वनिकृता —

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः ।
ध्वन्यात्मन्येव शृङ्गारे ते हेया इत्युदाहृताः ।।

किं च एवं काव्यं प्रविरलविषयं निर्विषयं वा स्यात्, सर्वथा निर्दोषस्यैकान्तमसम्भवात् ।

વગેરે. આમાં મુખ્ય વાત એને એ કહેવાની છે કે શું કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિત્વ હોય અને બીજી બાજુ કોઈ અતિ નાનો દોષ હોય તો તે વ્યાખ્યા અનુસાર ઉત્તમ કાવ્ય ગણવાને પાત્ર હોવા છતાં દોષને લીધે અકાવ્ય બની જાય? આમ થાય તો તે કાવ્ય કાવ્ય અને અકાવ્ય બંને ગણાય, અર્થાત્, ન રહે કાવ્ય કે ન ગણાય એ અકાવ્ય. અને આ આગ્રહ રાખવામાં આવે તો કવિતા જેવું જ જગતમાં કંઈ ન રહે, અથવા તો કાવ્યનું ક્ષેત્ર અત્યંત નાનું કે સીમિત થઈ

મમ્મટ, હેમચન્દ્ર, ભોજ વગેરે આચાર્યો કાવ્યલક્ષણમાં અદોષત્વનો કિંવા નિર્દોષતાનો સમાવેશ કરે છે ત્યારે તેઓ કાવ્ય સર્વથા દોષરહિત હોવું જોઈએ તે બાબત નિઃશંક રીતે સ્વીકારી લે છે. મમ્મટના પુરોગામીઓ ભામહ દંડી વગેરે પણ કાવ્યમાં અદોષત્વના આગ્રહી છે. ભામહનું વિધાન છે કે :

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्षमणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ।। (१.११)

જ્યારે દંડી તો એટલે સુધી કહે છે કે :

गोर्गोः कामदुघा सम्यक्प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ।। (१.)

આમ કાવ્યમાં નિતાન્ત અદોષત્વનો આગ્રહ રાખવામાં આવે ત્યારે દેખીતી રીતે તો તેનો અર્થ એ જ થાય કે શબ્દ, અર્થ, વાક્ય, અલંકાર, રસ, કાવ્ય, વગેરેના જે કોઈ નાના, મોટા સંભવિત દોષ હોય કે હોઈ શકે તે તમામથી કાવ્ય સર્વથા મુક્ત હોવું જોઈએ. એક પણ અતિઅલ્પ દોષનીયે આ અર્થમાં કાવ્યમાં ઉપેક્ષા ન કરી શકાય, અને કરવામાં આવે તો કાવ્યના કાવ્યત્વનું તે હ્રાસકર બને જ. આને જ ભામહ કુકવિત્વ કહે છે :

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ।। (१.१२)

દંડી, ભામહ, ભોજ, મમ્મટ, હેમચન્દ્ર વગેરેના આ અભિપ્રાયની સામી બાજુ પરિસ્થિતિ એવી થઈ શકે છે કે સંસ્કૃત આલંકારિકોએ પોતાની મેધાના બળે કાવ્યના નાના મોટા વિભિન્ન પ્રકારના એટલા બધા દોષો શોધી આપ્યા છે કે તે પછી આપણને સ્વાભાવિક રીતે એવી શંકા જાય કે આ આલોચકોના આદેશને અનુસરીને આ તમામ કાવ્યદોષો કાવ્યમાંથી સર્વથા નિવારવાનો કવિ પ્રયત્ન કરે તો ખરેખર કવિ કાવ્ય રચના કરી શકે ખરો ? દોષના પ્રકાર, તેની સંખ્યા અને તેનું વૈવિધ્ય જોતાં કવિ અદોષત્વ બાબત ગમે તેટલો આગ્રહી હોય તો પણ અણજાણપણેય તેનાથી કોઈક ને કોઈક દોષ થઈ જાય, તેના ધ્યાન બ્હારમોયે કોઈક દોષ કાવ્યમાં પેસી જાય એ પૂરેપૂરૂ સંભવિત છે. આથી રૂઢ અને જડ રીતે સર્વદોષનિવારણ કાવ્યમાં સર્વથા શકય નથી. મમ્મટે પોતાના કાવ્યલક્ષણમા પહેલી શરત 'अदोषौ' મૂકી ત્યારે મમ્મટના ટીકાકારો આ સિદ્ધિની મુશ્કેલી તથા શંકાસ્પદસંભવિતતા બરાબર સમજયા છે. તેથી જ તો તેઓ अदोषौ शब्दार्थौ એટલે મોટા કિંવા 'પ્રબલ દોષોથી મુક્ત' એવો અર્થ ઘટાવે છે. દા. ત. નાગેશભટ્ટ ટીકામાં કહે છે કે : काव्यत्वविघटका ये च्युतसंस्काराढयः

प्रबलदोषास्तद्रहिताविति । અને કેટલાક વિદ્વાનોએ વળી મમ્મટના આ અર્થ-ઘટનનો મમ્મટના જ સપ્તમ ઉલ્લાસના આ વિધાનને આધારે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છે : वक्त्राद्यौचित्यवशाद् दोषोऽपि गुणः क्वचित्क्वचिन्नोभौ ।

વળી એક પ્રશ્ન એ પણ થાય છે કે કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિ અથવા તો રસાસ્વાદ હોય અને તે મમ્મટની જ ઉત્તમકાવ્યની વ્યાખ્યાને સર્વથા સિદ્ધ કરે, અને બીજી બાજુ કાવ્યમાં કોઈક અતિ અલ્પ દોષ પેસી જાય, તો શું આ ઉત્તમ કાવ્ય અકાવ્ય બની જાય? આચાર્ય વિશ્વનાથને આ વાત માન્ય નથી તેથી મમ્મટની કાવ્યવ્યાખ્યાના આ अदोषौ શબ્દની તેણે સખત ખબર લઈ નાખી છે. તેનાં મુખ્ય વિધાનો આ છે :

तथाहि—
यदि दोषरहितस्यैव काव्यत्वाङ्गीकारस्तदा
न्यक्कारो ह्ययमेव मे यदरयस्तत्राऽप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिग्धिक्छक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ॥

इत्यस्य श्लोकस्य विधेयाविमर्शदोषदुष्टतया काव्यत्वं न स्यात् । प्रत्युत ध्वनित्वेनोत्तमकाव्यताऽस्याङ्गीकृता । तस्मादव्याप्तिर्लक्षणदोषः ।

ननु कश्चिदेवांशोऽत्र दुष्टो न पुनः सर्वोऽपीति चेत्, तर्हि यत्रांशे दोषः सोऽकाव्यत्वस्योजको यत्र ध्वनिः स उत्तमकाव्यत्वप्रयोजक इत्यंशाभ्यामुभयत आकृष्यमाणमिदं काव्यमकाव्यं वा किमपि न स्यात् । न च कश्चिदेवांशं काव्यस्य दूषयन्तः श्रुतिदुष्टादयो दोषाः । किं तर्हि ? सर्वमेव काव्यम् । तथाहि – काव्यात्मभूतस्य रसस्यानपकर्षकत्वे तेषां दोषत्वमपि नाङ्गीक्रियते । अन्यथा नित्यदोषानित्यदोषत्वव्यवस्थाऽपि न स्यात् । यदुक्तं ध्वनिकृता —

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः ।
ध्वन्यात्मन्येव शृङ्गारे ते हेया इत्युदाहृताः ॥

किं च एवं काव्यं प्रविरलविषयं निर्विषयं वा स्यात्, सर्वथा निर्दोषस्यैकान्तमसम्भवात् ।

વગેરે. આમાં મુખ્ય વાત એને એ કહેવાની છે કે શું કાવ્યમાં એક બાજુ ઉત્તમ ધ્વનિત્વ હોય અને બીજી બાજુ કોઈ અતિ નાનો દોષ હોય તો તે વ્યાખ્યા અનુસાર ઉત્તમ કાવ્ય ગણવાને પાત્ર હોવા છતાં દોષને લીધે અકાવ્ય બની જાય? આમ થાય તો તે કાવ્ય કાવ્ય અને અકાવ્ય બંને ગણાય, અર્થાત્, ન રહે કાવ્ય કે ન ગણાય એ અકાવ્ય. અને આ આગ્રહ રાખવામાં આવે તો કવિતા જેવું જ જગતમાં કંઈ ન રહે, અથવા તો કાવ્યનું ક્ષેત્ર અત્યંત નાનું કે સીમિત થઈ

જાય. જે શ્લોક વિશ્વનાથે ઉલ્લેખ્યો છે તેની ધ્વનિકાવ્યતા આનન્દવર્ધન માન્ય કરી છે, અભિનવગુપ્તે સવિસ્તર સિદ્ધ કરી છે. આ કારણે જ એક બાજુ કાવ્યમાં ઉત્તમ ધ્વનિ હોય અને બીજી બાજુ કાવ્યમાં નાનો સરખો પણ દોષ હોય તો તે અકાવ્ય બની જાય એ વાત વિશ્વનાથને માન્ય નથી. મમ્મટના ટીકાકારોને પણ માન્ય નથી. તેથી તો તેમણે મમ્મટના अदोषौ નો ईषद्दोषौ એવો અર્થ કરીને મમ્મટનો બચાવ કર્યો છે ! આ છતાં વિચિત્રતા એ છે કે દોષનિરૂપણમાં દોષસંખ્યા વિસ્તારવાની સ્પર્ધામાં વિશ્વનાથ પોતે પણ ઉતર્યો છે !

વિવેચકો, કાવ્યમીમાંસાકારો, પંડિતો કાવ્યના આટલા બધા દોષો ચર્ચે અને એ તમામથી કાવ્ય મુક્ત હોવું જોઈએ એવો આગ્રહ રાખે, ત્યારે આ સંદર્ભમાં એક બીજો પ્રશ્ન પણ થાય. કવિ કાવ્યરચના કરે ત્યારે પોતાના હૃદયના ભાવ ઉત્તમોત્તમ ધ્વનિ દ્વારા કાવ્યમાં પ્રગટ કરે, કાવ્યને રસધ્વનિસમૃદ્ધ બનાવે તે સમયે કદાચ તેને ખ્યાલ પણ ન રહે તે રીતે કોઈક અતિ નાનો વાક્યનો કે પદનો દોષ કાવ્યમાં પેસી જાય. આને લીધે કવિએ ઉત્તમ માનેલ અને સહૃદય વાચકે તે જ રીતે આસ્વાદેલ કાવ્યનો આ દોષ કોઈ આચાર્ય બતાવે ત્યારે કવિ અને સહૃદય વાચકની ભાવાનુભૂતિ સમાન અનુભવમાં રત થઈ ચૂકી હોય અને સહૃદય વાચકે તે કાવ્યને ઉત્તમ કાવ્ય તરીકે આસ્વાદ્યું હોય તે પછી તે કાવ્ય કઈ રીતે અકાવ્ય બને ? કાવ્યના કાવ્યત્વ કે અકાવ્યત્વનો નિર્ણય કરનાર કોણ ? સહૃદય વાચક કે પંડિત ? અને પંડિત કે આચાર્ય પણ પહેલો તો સહૃદય વાચક જ હોય ને ? ધારો કે તેને પણ આસ્વાદન સમયે એ અતિ નાનો દોષ ધ્યાનમાં ન આવ્યો હોય અને તે કાવ્યને તે ઉત્તમ કાવ્ય તરીકે આસ્વાદી લે તે પછી તેને પેલો દોષ ધ્યાનમાં આવે. એટલે શું એ કાવ્ય અકાવ્ય બની જાય ? તો પછી એ આચાર્યની સહૃદય વાચક તરીકેની અનુભૂતિનું શું ? કદાચ એમ પણ બને કે ઉત્તમ ભાવાભિવ્યક્તિને ખાતર કવિએ જાણી જોઈને કોઈ અતિ નાનો દોષ કાવ્યમાં આવી જવા દીધો હોય. એ દોષ તરફ ધ્યાન ખેંચાવા છતાં સહૃદય વાચક એ કાવ્યના આસ્વાદમાં ખેંચાઈ જાય, કવિ કાલિદાસના 'શાકુન્તલ'નો સૂત્રધાર નટીના ગીતરાગના માધુર્યમાં બળપૂર્વક ખેંચાઈ ગયો તે રીતે. તો પછી તે શું એમ કહેશે કે કાવ્ય અકાવ્ય છે ? ઉમાશંકર જોશીના કાવ્ય 'નિશીથ'માં ત્રણચાર છંદોભંગના દોષ છે. છતાં કયો સહૃદય વાચક કહેશે કે એ કાવ્ય અકાવ્ય છે ? અને પંડિતો કદાચ કહે તો પણ તેમની વાત કોણ સ્વીકારશે ? તેમની સ્થિતિ अहो रूपमहो ध्वनिः એવી ન થઈ જાય ? કવિઓ સહૃદય વાચકના ચિત્તની પ્રસન્નતા જ વાંછતા હોય છે.

કાલિદાસ આવા સહૃદય વાચકોને सन्तः કહે છે, विद्वांसः કહે છે અને सदसद्व्यक्तिहेतवः તરીકે બહુમાની ઉમેરે છે કે : हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकाऽपि वा । (રઘુ. ૧.). અને જે અતિ અલ્પ દોષને ઉત્તમ ધ્વનિ સામે સહૃદય વાચકનું હૃદય નોંધે નહીં અને નોંધે તો પણ ક્ષમ્ય ગણે તો તે દોષ કાવ્યમાં દોષ ન ગણાય અને ગણાય તો ક્ષમ્ય ગણાય એવું આપણને તો લાગે. દંડી અને અન્ય આચાર્યો अदोषौ નો આગ્રહ રાખે તો દોષ તે દોષ જ રહે અને કાવ્ય અકાવ્ય બની જાય; તેઓએ તો તેને અકાવ્ય જ કહેવું પડે. પરન્તુ જો એમ થાય તો કાવ્યસર્જનવિષયક મૂળભૂત પ્રશ્ન ઉપસ્થિત થાય કે શું કવિ આલોચકોને અનુસરી તેમના સિદ્ધાન્તોને વળગીને જ કાવ્ય રચવા બંધાયેલો છે ? શું કાવ્ય વિવેચકને માટે લખાય છે ? કાવ્ય કવિના સમાનધર્મા સહૃદય વાચક માટે રચાતું નથી ? અને જો સહૃદયવાચક માટે જ રચાતું હોય તો કાવ્યના આસ્વાદન સમયે અતિ નાના એવા દોષને લીધે સહૃદય વાચકના રસાસ્વાદનમાં અને તજજન્ય નિરતિશય આનન્દની અનુભૂતિમાં કોઈ હાનિ ન થાય તો એ કહેવાતો દોષ દોષ ગણાય ખરો ? આથી રસાસ્વાદનમાં અને રસનિષ્પત્તિમાં ક્ષતિકર, અવરોધકર દોષો તે જ દોષો એવો મત સ્વીકારવા તરફ વિદ્વાનો નો ઝોક રહ્યો છે. કારણ, આમ થાય તો જ એ જ આચાર્યો કવિ માટે કહે છે તેમ निरङ्कुशाः कवयः અને अपारे काव्यसंसारे कविरेकः प्रजापतिः તે મંતવ્ય સાર્થક રહે. આને લીધે જ અતિ નાના દોષ સાથે કાવ્યમાં ઉત્તમ ધ્વનિ વિલસતો હોય તો ઉપસ્થિત થતી આ સમસ્યાના અનુસંધાનમાં વિશ્વનાથ એવા નિર્ણય પર આવે છે કે મોટા દોષો તો કવિએ નિવારવા જ જોઈએ. રસભંગ કરનાર દોષો ટાળવા જ જોઈએ. પરન્તુ અતિ અલ્પ દોષો પૈકી કદાચ પણ કોઈક દોષ કાવ્યમાં પેસી જાય તો કાવ્યત્વહાનિ થતી નથી. આથી મમ્મટના કાવ્યલક્ષણના ખંડનના અનુસંધાનમાં अदोषौ એ प्रायः अदोषौ સમજવું વધુ વાજબી લાગે તેવી માન્યતા અહીં પ્રગટ થાય છે. આનો અર્થ એ થાય કે મોટા દોષો તો કવિ કાવ્યમાંથી નિવારે જ, પરન્તુ યથાસંભવ તે નાના દોષો પણ નિવારે. બને ત્યાં લગી તે કાવ્યને સર્વથા દોષમુક્ત બનાવવાનો પ્રયત્ન કરે, અલબત્ત ભાવાભિવ્યક્તિ જેવી ને તેવી જાળવી રાખીને.

અહીં એક બીજી સમસ્યા ઉપસ્થિત થાય છે. અને તે દોષોના નિત્ય અને અનિત્ય એવા ભેદ પાડવાથી ટળતી નથી. યથાસંભવ, બને ત્યાં લગી કવિએ કાવ્યમાં દોષ નિવારવા એમ કહીએ ત્યારે 'યથાસંભવ બને ત્યાં સુધી' એટલે શું ? તેની સીમા કઈ ? તેનો નિર્ણય કોણ કરે ? અને કાવ્યમાં કયા

દોષ મોટા અને કયા નાના એ નક્કી કરવાનો માપદંડ કયો? કવિ નાના દોષો પણ જાણી જોઈને ન નિવારે તો શું ? આધુનિક યુગમાં ઘણાં કાવ્યો એવાં રચાય છે જેમાં માત્ર પ્રયોગને ખાતર, કવિના નિરંકુશપણાને સિદ્ધ કરવા માટે, માત્ર સ્થાપિત પરંપરાનો ભંગ કરવા માટે, દોષો કરવામાં આવે છે. છંદનાં ચરણોની બિનજરૂરી કાપકૂપ, છંદનાં ચરણો ઓછાં કરવાં. તેમાં કૌંસ મૂકવા વગેરે માત્ર દેખાવને ખાતર કરવામાં આવે છે. આમાં પોતે પરંપરાથી જુદા પડવાના સંતોષ કરતાં વિશેષ સાધી શકતા હોય તેવું ઘણુંખરું બનતું નથી. આ સ્થિતિમાં આ જાતની રમતો એ દોષરૂપ જ ગણાય. આ છતાં એક બાજુ સર્વથા નિર્દોષ કાવ્યનો અતિ આગ્રહ અને બીજી બાજુ બને ત્યાં લગી દોષમુક્ત કાવ્યની છૂટછાટ, બંનેનાં નિશ્ચિત ભયસ્થાનો છે. આથી અદોષત્વ હજી પણ વધુ વિચારણા માગી લે છે.

દેખીતી રીતે જ એ સ્પષ્ટ છે કે કાવ્યમાં રસભંગ કરનારા, કાવ્યમાં ધ્વનિનો હ્રાસ કરનારા, રસના અપકર્ષક દોષો તો કવિએ નિવારવા જ જોઈએ. અને સારો સાચો કવિ તે નિવારે જ. રસાસ્વાદમાં સહૃદય વાચકને જરાપણ ખટકે એવા દોષ કાવ્યમાં અક્ષમ્ય જ ગણાય. સાથે આપણે એવા નિર્ણય પર આવીએ કે જે દોષો સીધી યા આડકતરી રીતે, અલ્પ યા બહુ પ્રમાણમાં, કાવ્યના સહજ સ્વભાવિક રસાસ્વાદનમાં કે કાવ્યાસ્વાદનમાં અવરોધકર થાય, ક્ષતિકર નીવડે, વાચતાં રસાસ્વાદન સાથે સહૃદય વાચકને એ દોષોની પ્રતીતિ થાય અને તો તે રુચિકર ન બને, તેને લાગે કે આ દોષ ન હોત તો કાવ્યનું રસાસ્વાદન અને સૌંદર્યાસ્વાદન વિશેષ મનોહારી બનત. તો આ તમામ દોષો, પછી તે નાના હોય કે મોટા, વર્જ્ય ગણાવા જોઈએ. ખરેખર તો દોષનું નાના મોટાપણું પણ આ ભૂમિકા પર નક્કી થઇ શકે. વાણીનાં ગૌરવ, શુદ્ધિ, ચોકસાઈ ચારુત્વ માટે બાકીના દોષો ભલે આચાર્યો બતાવે. એ દોષોનો કાવ્યના સંદર્ભવિશેષમાં વિચાર કરતાં તેમને કદાચ દોષ ન પણ ગણવામાં આવે તો પણ તેમાં કોઇને પણ કશો વાંધો હોઈ શકે નહીં. કાવ્ય સર્વ પ્રથમ આસ્વાદનને માટે છે; આલોચના માટે તે પછી. આથી કાવ્ય અદોષ છે કે નહીં તેની ખાતરી કરવા કરાવવા કવિને આલંકારિક પાસે ન જવું પડે. કવિ દરેક વખતે કાવ્યના નિર્દોષત્વને સિદ્ધ કરવા આલંકારિક પાસે જાય તે તેનું આસ્વાદન નહીં પરન્તુ નિર્દોષિતાનું પરીક્ષણ કરવા માટે કાવ્યનું વિશ્લેષણ કરીને કાવ્ય સદોષ છે કે નિર્દોષ, દોષને કારણે કાવ્ય અકાવ્ય બની જાય છે કે નહીં તેનો નિર્ણય આપે અને કવિ તેને શિરોમાન્ય ગણે, એ સ્થિતિની કલ્પના જ બેહૂદી અને હાસ્યાસ્પદ લાગે છે.

વિશ્વનાથે આ બાબત દિશાસૂચ કરી, પરંતુ તે પછી પણ કાવ્યમાં અદોષત્વની સમસ્યાની અપેક્ષિત વધુ મીમાંસા ન થઈ; માત્ર દરેક નવા આલંકારિક સાથે દોષોની સંખ્યા સતત વધતી ગઈ; આ સ્થિતિ શોચનીય છે. બાકી રસના સંદર્ભમાં જ આનન્દવર્ધનાદિએ જે દોષમીમાંસા કરી છે તે ખરેખર મૂલ્યવાન છે.

## કાવ્યનું સારભૂત તત્ત્વ – કાવ્યનો આત્મા

આપણને એ સુવિદિત છે કે કાવ્યનો આત્મા એટલે કે કાવ્યનું સારભૂત તત્ત્વ કયું અને કાવ્યસૌન્દર્ય યા કાવ્યશોભા કયાં, તેના ચિન્તને સંસ્કૃત કાવ્યમીમાંસામાં સાત વાદો ઊભા કર્યા છે: ભામહનો અલંકારવાદ; વામનનો રીતિવાદ; કુન્તકનો વક્રોક્તિવાદ; આનંદવર્ધનનો ધ્વનિવાદ; ભરત અને અભિનવગુપ્તનો રસવાદ; ક્ષેમેન્દ્રનો ઔચિત્યવાદ; અને મહિમભટ્ટનો અનુમાનવાદ. આ સાત વાદો પૈકી સૌથી વધુ મહત્ત્વપૂર્ણ અને ચર્ચાયેલા વાદો છે ધ્વનિવાદ અને રસવાદ. પોતાના પુરોગામીઓ પ્રતીયમાન અર્થ કિંવા ધ્વનિના અસ્તિત્વ તથા કાવ્યગત સ્થાન બાબત અત્યન્ત અસ્પષ્ટ છે અને તેમણે ઘણા નિરર્થક વાદાવાદ ઊભા કર્યા છે તેથી તે વિષયક વિચારણા આવશ્યક છે એવી પૂર્વભૂમિકા સાથે આનંદવર્ધને તેના ગ્રંથ 'ધ્વન્યાલોક'માં કાવ્યનો આત્મા એટલે કાવ્યનું સારભૂત તત્ત્વ ધ્વનિ છે, એક સ્વતંત્ર શક્તિ છે, તેનો અન્ય કોઈ અલંકરણમાં અન્તર્ભાવ નથી અને ધ્વનિ નથી તો કાવ્ય નથી એવો મત પ્રદર્શિત કર્યો છે અને કાવ્યનાં અન્ય પ્રાય: તમામ અલંકરણોને તેણે ધ્વનિ રૂપ અંગીના અંગભૂત ગણી લીધાં છે. ધ્વનિ બાબત તેનાં ખાસ અગત્યનાં વિધાનો આ છે.

> प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
> यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥ (१.४)

> काव्यस्यात्मा स एवार्थः तथा चादिकवेः पुरा ।
> क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः ॥(१.५)

> सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।
> अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥ (१. )

અને ધ્વનિની વ્યાખ્યા આ રીતે આપે છે:

> यत्रार्थः शब्दो वा तमर्थमुपसर्जनीकृतस्वार्थौ ।
> व्यङ्क्तः काव्यविशेषः स ध्वनिरिति सूरिभिः कथितः । (१.१३)

કાવ્યમાં रसस्तु मुख्य: એમ કહે છે. તેમ છતાં કાવ્યના ધ્વનિ કાવ્ય, ગુણીભૂતવ્યંગ્ય અને ચિત્રકાવ્ય એવા પ્રકારો કાવ્યમાંના ધ્વનિના અસ્તિત્વ તથા સ્થાનને આધારે જ આપે છે. અને એ તો સર્વવિદિત અને સર્વસ્વીકૃત વાત છે કે રસનિષ્પત્તિની સહૃદય વાચકના ચિત્તતંત્રમાં વિકાસ પામતી સમગ્ર પ્રક્રિયાના મૂળમાં, કૃતિના ભાવનું જ પ્રત્યાયન (communication), અર્થાત્ સહૃદય વાચકના હૃદયમાં સંક્રમણ, થાય છે તે ધ્વનિના રૂપે જ હોય છે એવી અપેક્ષા પૂર્વની માફક પશ્ચિમમાં પણ સ્વીકૃત છે. રસ ક્યાં નિષ્પન્ન થાય છે તે પ્રશ્ન ઉપસ્થિત કરીને ધનંજય તેના 'दशरूपक'માં સ્પષ્ટતા કરે છે કે રસ સામાજિકના હૃદયમાં જ ઉદ્ભવે છે. આપોઆપ થતો આ રસોદ્ભવ ધ્વનિરૂપ જ છે. અહીં અભિનવગુપ્તના રસવ્યક્તિવાદનો સ્વીકાર છે. તે કહે છે કે:

> रसः स एव स्वाद्यत्वाद्रसिकस्यैव वर्तनात् ।
> नानुकार्यस्य वृत्तत्वात् काव्यस्यातत्परत्वतः ॥
> द्रष्टुः प्रतीतिव्रीडेर्ष्यारागद्वेषप्रसङ्गतः ।
> लौकिकस्य स्वरमणीसंयुक्तस्येव दर्शनात् ॥ (દશરૂપક ૪.૩૮.૩૯)

રસાસ્વાદનની પ્રત્યાયન, સમસંવેદન, સાધારણીકરણ, તન્મયીભવન વગેરે આ સમગ્ર પ્રક્રિયા ધ્વન્યાત્મક છે. આ પ્રક્રિયા ધ્વન્યાત્મક ન હોય તો રસનું રસપણું રહેતું નથી. અને न हि रसादृते कश्चिदर्थः प्रवर्तते (ભરત) અને रसो वै सः । रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । (તૈત્તિરીયોપનિષદ) એમ સ્વીકાર કરતાં કાવ્ય સાર્થક તો ત્યારે જ ગણાય, વાચકના હૃદ્ગત ભાવોનું કૃતિગત ભાવોની સાથે તાદાત્મ્ય સાધી તેને તન્મયીભવનથી નિરતિશય આનંદમાં મગ્ન કરી દેનારું ત્યારે જ બને, જ્યારે કૃતિગત રસની પૂરી નિષ્પત્તિ વાચકના હૃદયમાં ધ્વનિ રૂપે થાય. આનાથી એક વાત પૂર્ણતયા સિદ્ધ થાય છે કે કાવ્યની રસનિષ્પિત્તિના મૂળમાં ધ્વનિ જ રહેલો છે. આથી જ ગૌરીનાથ શાસ્ત્રી સાચી રીતે જ કહે છે કે:

"...the medieval Ālaṁkārikas felt that for the purpose of esoteric experience (रसानुभूति), the aid of Vyañjanā or Dhvani must be sought, for *Rasa* is never possible on *vāchya bhūmi*, the plane of denotation. So long as we are concerned with Vāchyārtha, there is no occasion for *Rasa* experience."

રસવાદના આ સિદ્ધાન્તને કેટલેક અંશે સમાન એવો વાદ પશ્ચિમમાં ઇલિયટના પ્રચલિત objective correlative માં મળે છે, તેનું વિધાન છે. કે:

"the only way of expressing emotion in the form of art, is by finding an 'objective correlative, in other words, a set of objects, which shall be the formula of that *particular* emotion, so that when the external facts, which must turn in sensory experience are given, the emotion is immediately evoked... The artistic inevitability lies in the exact equivalence of the external to the emotion." (The Sacred Wood, pp. 100-101).

આમ, એક વાત સિદ્ધ થાય છે કે આ પ્રાચીન કાવ્યમીમાંસકોના મતાનુસાર જ્યાં જ્યાં રસ છે, ત્યાં ત્યાં ધ્વનિ છે જ, અને ધ્વનિવાદી આનંદવર્ધન રસધ્વનિને ઉલ્લેખે છે અને રસવાદી વિશ્વનાથ રસવ્યંગ્યને નિર્દેશે છે ત્યારે પણ રસ અને ધ્વનિના આ નિકટવર્તી સંબંધની જ પ્રતીતિ આપણને થાય છે.

### મૂલભૂત પ્રશ્ન

આમ ધ્વનિ અને રસ વચ્ચેના આટલા નિકટવર્તી સંબંધની પ્રતીતિ મેળવ્યા પછી મૂળભૂત પ્રશ્ન એ ખડો થાય છે. કે કદાચ રસ અને ધ્વનિ એ બે પૈકી એકને કાવ્યનો આત્મા ગણવાનો, કાવ્યના સારભૂત તત્ત્વ તરીકે કાવ્યને માટે અનિવાર્ય ગણવાનો, આગ્રહ આપણે રાખીએ જ તો કાવ્યનો આત્મા ધ્વનિ ગણાય કે રસ ? આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં સર્વ પ્રથમ એટલું તો જરૂર કહી શકાય કે જ્યાં જ્યાં કાવ્યગત રસ છે, ત્યાં ત્યાં તેના મૂળમાં ધ્વનિ તો છે જ; પરન્તુ જ્યાં જ્યાં ઉત્તમ ધ્વનિ હોય ત્યાં ત્યાં અનિવાર્ય પણે રસ હોય જ, એવું બનતું નથી.

કવિ સુન્દરમ્‌ના "બાના ફોટોગ્રાફ" એ પ્રસિદ્ધ કાવ્યમાં, ફોટો પડાવતી વખતે બાના મનમાં જે જે વિચારો અને લાગણીઓના પ્રવાહો ઉદ્‌ભવ્યા તેને કવિએ કાવ્યમાં વર્ણવી દીધા છે તેમ ન બન્યું હોય અને કોઇક અનોખા ચમત્કારિક વિધાન દ્વારા એ ભાવોની વ્યંજના જ થઈ હોત તો વધુ સારું થાત એમ આપણને તરત જ લાગે છે. કાવ્યના અંતે વળી કવિ કહે છે કે:

"ચિડાયો ચિત્ર લેનારો બગડી પ્લેટ માહરી."

કારણ, બાની આંખોમાં તો આંસુ હતાં ! એ આંસુનું રહસ્ય અપ્રગટ રહ્યું હોત અને માત્ર વ્યંજિત થતાં અનેકાનેક ધ્વનિઓ વાચકના હૃદયમાં જગાડત તો તેમાં

જ કાવ્યની સાર્થકતા હતી. જે વાત સહૃદય વાચકની સહૃદયતામાંથી આપોઆપ અને સહજ ભાવે પ્રગટી શકે તે કવિ પોતે જ બોલવા માંડે ત્યારે કાવ્યનું કાવ્યત્વ જ વિરમવા માંડે. પાશ્ચાત્ય સાહિત્યમાં પણ આ વાત સ્વીકારાઈ છે; આજે નવતર સાહિત્યપ્રયોગો થાય છે ત્યારે તો વિશેષ. માટે જ રાબર્ટ ગ્રેસ્ટ કહે છે કે : Tell love before hand, and...it loses flow without fillng the mould; the cast will be a reject." આ જ કારણસર જહોન કીટ્સના પ્રસિદ્ધ કાવ્ય Isabella માં કવિ વચ્ચે આવીને પોતે બોલવા માંડે છે અને પોતે સર્જેલા કરુણતાના વાતાવરણ પર ટિપ્પણ કરવા માંડે છે ત્યારે તે ટીકાપાત્ર બન્યો જ છે. ભવભૂતિરચિત 'ઉત્તરરામચરિત'નો ત્રીજો અંક અનોખો છે. અદ્ભુત છે, તે છતાં તે આ આરોપથી મુક્ત નથી. કવિ કલાપીમાં કલા નથી એમ રામનારાયણ પાઠક કહે છે ત્યારે આપણને પણ કલાપી કદાચ વિલાપી કવિ લાગે; ત્યારે અગત્યનું કારણ એક એ છે કે આ ધ્વનિના અભાવે કે ઓછપને લીધે આ કવિની કૃતિના ભાવોનું પ્રત્યાયન અપેક્ષિત રીતે થતું નથી. કવિનો વ્યકિતગત ભાવ આ રીતે ધ્વનિરૂપે સર્વગત ન બને તો સતત કાવ્ય અલ્પકાવ્ય કે અકાવ્યં બની જવાનો ભય રહે છે.

"स्याद्वाचकः लाक्षणिको शब्दोऽत्र व्यञ्जकस्त्रिधा !

अत्र इति काव्ये" આ શબ્દશક્તિની મીમાંસા થઈ છે તેનું કારણ એ જ છે કે જગતના તમામ ભાષાસાહિત્યોના કવિઓ ભાષાના શબ્દો પાસેથી તેમના સામર્થ્ય કરતાં ઘણું વધુ કામ લે છે. શબ્દનો અર્થ શો કરવો તે કવિ જ નક્કી કરે છે. માટે જ તો કવિની વાણીને વક્રોકિત કહીને કુંતકે તેને વૈદગ્ધ્ય-ભંગી–ભણિતિ તરીકે ઓળખાવી છે. કવિઓ તેમની કાવ્યકૃતિઓમાં ભાષાના શબ્દો પાસેથી ઘણું વધારે કામ લઇને અનેકાનેક અર્થો તારવે છે ત્યારે પણ ધ્વનિ જ તેમાં કામ કરે છે. ઉદાહરણો લઈએ તો, શેક્સપિયર તેના Othello નાટકમાં પત્નીનું ખૂન કરવા તત્પર બનેલા નાયક ઓથેલોના મુખમાં :

"Put out the light and then put out the light." એ શબ્દો મૂકે છે; અને એ જ કવિના નાટક Romeo and Julietમાં રોમિયોનો પ્રથમ પરિચય થતાં જુલિયેટ

My only love sprung from my only hate;
Too early seen unknown and known too late!

એવા શબ્દો ઉદ્ગારે છે ત્યારે કવિની સહૃદયતા, પ્રતિભા, અને કલ્પના-શીલતાના સામર્થ્યે સહૃદય વાચકના મનમાં જે અવનવી અર્થ પરમ્પરા ઊભી થાય છે, તે ધ્વનિના પ્રભાવે જ. અહીં સી. એફ. મોન્ટેગ્યૂની એ વાત સાચી ઠરે છે કે :

"The writer's mind will finger single words and caress them, adoring the mellow fullness or granular hardness of their several sounds, the balance undulation or trailing fall off their syllables, or the core of sunlike splendour in the broad, warm, central vowel of such a word as 'auroral'. Each word's evocative value or virtue, its individual power of touchings springs in the mind and initiating visions, becomes a treasure to revel in" (Words, Words, p. 22)

ધ્વનિવિષયક આનન્દવર્ધનની વ્યાખ્યાઓ આપણે ઉપર નોંધી છે. વળી સંસ્કૃત આલંકારિકો માને છે કે રસનિષ્પત્તિની પ્રક્રિયામાં ઉત્તમ કાવ્યમાં કૃતિગત ભાવનું, સહૃદય અને કવિ ભવભૂતિના મતે, समानधर्मा વાચકના હૃદયમાં સંક્રમણ કે પ્રત્યાયન થાય છે. કોઈક ભાવ (feeling) નું જ પ્રત્યાપન થાય અને તેનાથી વાચકનો હૃદ્‌ગત સ્થાયીભાવ ઉત્તેજાય અને તે પછી ધનંજય કહે છે તેમ :

विंभावैरनुभावैश्च सात्त्विकैर्व्यभिचारिभिः ।
आनीयमानः स्वाद्यत्वं स्थायी भावो रसः स्मृतः ॥

એ રીતે સ્થાયીભાવ, સંવેદનની આ સમગ્ર પ્રક્રિયાથી વિશેષ શુદ્ધ, ઉત્કૃષ્ટ, સજીવ અને ચેતનામય બની વાચકહૃદયને સમસંવેદનના તથા સાધારણીકરણના મિષે રસાસ્વાદનો તથા લોકોત્તર આનન્દનો તત્ક્ષણ અનુભવ કરાવે ત્યારે જ તે શ્રેષ્ઠ કાવ્ય કહેવાય. આ આનન્દ માટે મમ્મટાચાર્ય આ જ અર્થમાં આ શબ્દો પ્રયોજે છે કે–

सकलप्रयोजनमौलिभूतं समनन्तरमेव रसास्वादनसमुद्भूतं विगलितवेद्यान्तरमानन्दम् અને એ છે लोकोत्तरवर्णनानिपुणं कविकर्म ।

આમ, રસનિષ્પત્તિ દ્વારા, રસાસ્વાદ દ્વારા, નિરતિશય આનન્દની અનુભૂતિ સહૃદય વાચકને માટે જે કાવ્યમાં સંભવે, તે જ કાવ્ય શ્રેષ્ઠ, એવો મત આનન્દ-વર્ધન, અભિનવગુપ્ત, મમ્મટ, જગન્નાથ, વિશ્વનાથ આદિ કેટલાક પ્રસિદ્ધ આચાર્યો ધરાવે છે. જો કે આનન્દવર્ધને સ્પષ્ટતા કરી જ છે કે: स ह्यर्थो वाच्यसामर्थ्याक्षिप्तं वस्तुमात्रमलङ्कारा रसादयश्चेत्यनेकप्रभेदप्रभिन्नो दर्शयिष्यते । છતાં પણ તેઓ આ ત્રણ ધ્વનિઓ પૈકી રસધ્વનિને શ્રેષ્ઠ માને છે. આ બાબતની સ્પષ્ટતા એસ. કે. ડે. આ રીતે કરે છે :

"What the poet can directly express or describe are the *Vibhāvas* etc. but with the help of these expressed elements, which must be generalised and conceived not as they appear in the mundane world, but as they may be imagined in a poetic world, the poet can awaken in us, through the power of suggestion inherent in words or ideas, a particular '*alaukika*' condition of the soul in which the relish of the feeling is possible. (Some Problems of Sanskrit Poetics, p. 203).

આ જ સિદ્ધાન્તોને આધારે આ feeling પર આધારિત કવિતાને હિરિયણ્ણાએ soul poetry કહી છે :

"Since feeling may be regarded as the very fabric of our souls, we may designate the latter as 'soul-poetry' in order to contrast it with the 'nature poetry' of the earlier stage," (Sanskrit Studies, p. 6)

આ છતાં, માત્ર feeling ના પ્રત્યાયનનો આગ્રહ અને તેમાંથી ઉદ્‌ભવતો રસાસ્વાદ જ ઉત્તમ કાવ્ય સરજી શકે એ માન્યતા તથા નવ રસો અને સ્થાયી ભાવોની સીમામાં રસાસ્વાદને, કાવ્યાસ્વાદને, બાંધી દેવાનો આગ્રહ વગેરે અન્ય ઘણા ભારતીય વિદ્વાનોને પણ અભિમત નથી તેથી જ તો એસ. કે. ડે કહે છે કે :

"Again the theory maintains that the feelings alone can be raised to thc state of aesthetic relish by the idealising capacity of poetry; but there is no adequate reason why the intuion of a descriptive matter or even of a mere ornamental idea, cannot become an aesthetic fact. Just as the experience of feeling as feeling is not an aesthetic intuition, so is also not the perception of matter or idea as such; they are only cases of the practical or logical forms of mental activity. But as

soon as mere matter or idea, like mere feeling, become a part of the poetic intution, it becomes a form of its spiritual activity, an aesthetic fact, capable of being equally relished, "(Sanskrit Poetics, As a Study of the Aesthetic, p. 17)

આનું કારણ એ છે કે માનવજીવનમાં, માનવ હૃદયમાં જે અનોખી અનુભૂતિઓની, તેને પ્રસન્નચિત્ત કરી દેનારી, તેના હૃદયને ભરી દેનારી, પરંપરાઓ જાગે છે, તે સર્વમાત્ર લાગણી (feeling) રૂપે આવતી નથી, માત્ર લાગણી પર જ આધારિત પણ હોતી નથી. અને આનન્દવર્ધન કહે છે કે: शृङ्गाररसो हि संसारिणां नियमेनानुभवविषयत्वात् सर्वरसेभ्यः कथनीयतया प्रधान–भूतः । ત્યારે એ વાતનો સ્વીકાર તો છે જ કે જીવનમાંથી જીવનના અનુભવ તથા સંઘર્ષોમાંથી મળી આવે તે તમામમાં સાહિત્ય બનવાનો અવકાશ છે. આથી માત્ર લાગણી (feeling) પર આધારિત અને શાસ્ત્રકારોએ નિયત કરેલા ચોકઠામાં રસાસ્વાદનક્ષમ બને તે જ શ્રેષ્ઠ કાવ્ય, એ વાદ સામે વિરોધ ઉઠયો છે. Feeling અને રસનું મહત્ત્વ સ્વીકારવા છતાં, તેના થકી જ ઉત્તમ કાવ્ય સંભવે એ માન્યતાનો અહીં વિરોધ છે. રસસિદ્ધાન્ત અને તેના થકી પ્રથમ પંક્તિના કાવ્યના સર્જનની સંભાવના બાબત અહીં કોઈ વિરોધ નથી. આ છતાં મૂળ વાત એ છે કે "અમુક રીતે જ તારે રસાસ્વાદ કરાવવાનો છે, અને એ રીતે કરાવીશ તો જ તારું સર્જન કાવ્ય ગણાશે" એવો કોઈ આદેશ કવિને આપવાનો અધિકાર વિવેચક ન ધરાવી શકે; અને સાચો કવિ એવા કોઈપણ આદેશો માન્ય પણ નથી કરતો.

Feeling સિવાયના અનુભવો પણ કોઈક ભાવો જાગૃત કરીને આનંદનો અનુભવ કરાવે ત્યારે જ કાવ્ય બની શકે ? હૃદ્‌ગત ભાવવિશેષ વિનાનાં માત્ર વિચાર, વસ્તુ, વર્ણન, અલંકાર, કઈ રીતે કવિની સહૃદયતા અને સંવેદનશીલતામાંથી પસાર થઈ ઉચ્ચ કોટિનું કાવ્ય બની શકે ? આ પ્રશ્નો વિચારણીય તો છે જ, આમ છતાં એ આપણને સુવિદિત છે કે ધ્વનિના શ્રેષ્ઠ પ્રકાર તરીકે રસધ્વનિને માન્ય કરવા છતાં આનંદવર્ધન ધ્વનિના વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ એવા બીજા બે પ્રકારો આપે છે. આ ઉપરાંત ધ્વનિના આનન્ત્યને તો તેણે નિર્દેશ્યું છે જ. આ બેને તે રસધ્વનિ જેટલાં હૃદયસ્પર્શી ન ગણે તો પણ એક હકીકત તો રહે જ છે કે સંસ્કૃતમાંથી ઘણાં ઉદાહરણો આપી શકાય, જે ઉચ્ચ કોટિનાં ધ્વન્યાત્મક કાવ્યો છે તે છતાં માત્ર

તે વસ્તુ, વિચાર, વર્ણન કે આલંકારિકોએ કલ્પેલા કોઈ ભાવવિશેષ નથી, અને હોય તો પણ તે ગૌણ છે અને રસરૂપમાં પરિણમતા નથી. 'કુમારસંભવ'માં આવતાં 'હિમાલયવર્ણન' અને 'તપોમગ્ન શિવનું વર્ણન' 'રઘુવંશ'માંનાં 'દિલીપવનચર્યાવર્ણન' 'ઈન્દુમતીસ્વયંવર' અને દશરથની મૃગયાનું વર્ણન' વગેરે અત્યંત સુંદર અને કવિકલ્પના ચોકસાઈને ઉત્કૃષ્ટતા પામેલાં વસ્તુવર્ણન કે પ્રસંગવર્ણનો છે. તેમાં આપણા શાસ્ત્રકારોએ કલ્પેલા કોઈ ભાવવિશેષ કે રસરૂપતાં બતાવવાં મુશ્કેલ છે, અને કદાચિત બતાવી શકાય તો પણ ગૌણ છે. આનાથી આગળ જઈ ઉદાહરણ આપીએ તો 'કુમારસંભવ'ના પ્રથમ સર્ગમાં આવતું 'પાર્વતીવર્ણન' પણ કેવળ સૌંદર્યનું વર્ણન છે, અને તેમાંથી કોઈ રતિભાવ અનુભવે એવી કાલિદાસની અપેક્ષા નથી કોઈ રસ વિશેષના અભાવે પણ સહૃદય વાચકને માટે આ તમામના સૌંદર્યનો આસ્વાદ લેવો શકય છે આ બધામાં પ્રાધાન્ય ધ્વનિનું છે, તે તો સ્પષ્ટ જ છે વિશેષ સ્પષ્ટતા માટે કહીએ તો આ બધાં એવાં કાવ્યોનાં ઉદાહરણો છે જેમાં આપણા શાસ્ત્રકારોએ માન્ય કરેલા ધ્વનિનું પ્રાધાન્ય છે અને તેથી इदमुत्तममतिशयिनि व्यङ्गये वाच्यात् ध्वनिर्बुधैः कथितः। એ સિદ્ધાન્ત અનુસાર એ બધાં ધ્વનિકાવ્યો અથવા શ્રેષ્ઠ કાવ્યો છે. આમ છતાં આપણા શાસ્ત્રકારોએ કલ્પેલી રસનિષ્પત્તિ આમાં બતાવી શકાય તેમ નથી. અને આ કાવ્યોમાંથી રસાસ્વાદ અનુભવાય છે એમ કહીએ તો રસાસ્વાદની શાસ્ત્રકારોની વ્યાખ્યા ત્યજી તેને સ્થાને બીજી સ્વીકારવી પડે. ભારવિના કાવ્ય 'કિરાતાર્જુનીય'ના પ્રથમ બે સર્ગોમાં ધ્વનિકાવ્યનાં ઉદાહરણો રૂપ અનેક શ્લોકો છે, જે કવિપ્રતિભાના બળે ઉદાત્ત વિચારો આપે છે. આ વિચારો ધ્વન્યાત્મક છે, પ્રતીયમાન અર્થરૂપ છે, અને ઉચ્ચ એવી ચમત્કૃતિથી અન્વિત હોવાથી આપણને સૌંદર્યાનુભૂતિ કરાવે છે. આ તમામ, રસવિશેષની નિષ્પત્તિ અને તેના આસ્વાદ વિના પણ કેવળ ધ્વનિના બળે ઉત્તમ કાવ્યો તરીકે સ્વીકાર પામતાં આવ્યાં છે અને સહૃદય વાચકની ચેતનાને જગાડતાં, સ્પર્શતાં, મુગ્ધ કરતાં રહ્યાં છે. આ બધાં કાવ્યોમાં આપણા પ્રાચીનોએ કલ્પી છે તેવી રસાનુભૂતિ આપણને થતી નથી, થવાની જરૂર કે અપેક્ષા પણ નથી. આમ છતાં આ તમામમાં ઉત્તમ ધ્વનિ તો અપેક્ષિત છે જ અને એ ધ્વનિ વિના આમ બધાં કાવ્યો ઉદાત્ત અને ઉત્તમ કાવ્યનાં ઉદાહરણો બની શકે તેમ નથી. આને લીધે આ કાવ્યો અને તમામ રસાન્વિત કાવ્યોને ધ્વનિની વ્યાખ્યા લાગુ પડશે જે આનંદવર્ધને આપી છે, અને નિમ્નલિખિત વ્યાખ્યા લાગુ પડશે જે શેક્સપિયર આપે છે :

As imagination bodies forth,
The shape of things unknown, the poet's pen
Turns to shape and gives to airy nothing
A local habitation and a name.

આમ સ્પષ્ટ પરિસ્થિતિ એ છે કે રસની આખી પ્રક્રિયા ધ્વન્યાત્મક છે અને જ્યાં જ્યાં રસ હોય ત્યાં ધ્વનિ છે જ; જ્યારે જ્યાં જ્યાં ધ્વનિ હોય ત્યાં અનિવાર્યપણે રસ હોતો નથી, હોવાની પ્રાચીનોને પણ અપેક્ષા નહોતી; આધુનિકોને તો નથી જ.

**આધુનિક યુગના પ્રવાહ**

છેલ્લાં ત્રીસ ચાળીસ વર્ષમાં પશ્ચિમમાં અને તેના પ્રભાવે પૂર્વમાં જે અનેકાનેક સાહિત્યપ્રકારો વિકસ્યા છે તેમના સંદર્ભમાં પણ આનંદવર્ધન અને અભિનવગુપ્તની રસ તથા ધ્વનિની મીમાંસા મૂલવવા જેવી છે. તમામ પ્રકારો સહિતનું પ્રતીકાત્મક (symbolic), અસ્તિત્વવાદી સાહિત્ય, અસંબદ્ધ (absurd) સાહિત્ય, ક્ષણિકતાવાદી સાહિત્ય અને પરંપરાના ભંજક તેના અનુગામી વાદોથી પ્રેરાતા સાહિત્યમાં તો નવમી સદીના આનન્દવર્ધનનો પાછળથી સતત પુષ્ટ થતો રહેલો ધ્વનિસિદ્ધાન્ત વિશેષ દૃઢ રીતે જાણે માન્ય થયો છે. ભારતીય કાવ્યશાસ્ત્રની પરંપરાએ રસો, ભાવો વગેરેના આનન્ત્યનો સ્વીકાર કરીને પણ તેમને નિયત એવા ચોકઠામાં બાંધી દેવાનો પ્રયત્ન કર્યો છે. વિભાવ, અનુભાવ, વ્યભિચારીભાવ, સ્થાયીભાવ અને રસ – આ બધાની સંખ્યા નિયંત્રિત શા માટે? માનવજીવનમાં આવી કોઈ સીમાઓ છે ખરી? ન હોય તો પછી સાહિત્યમાં શા માટે? આ પ્રશ્નોને આજનો કવિ અને સાહિત્યકાર, તથા આજનો વિવેચક પૂછે છે. આ બધાંના ચોકઠામાં ન બંધાય એવાં કાવ્યો, નાટકો, વાર્તાઓ વગેરે આજે રચાય છે, રચાતાં જાય છે, અને સતત નૂતન પ્રસ્થાનની પ્રક્રિયા ચાલે છે. આ મોટા ભાગના નવતર પ્રયોગોમાં પ્રાયઃ ધ્વન્યાત્મકતા જોવા મળશે, જ્યારે તેમાં અનિવાર્ય રીતે સર્વત્ર પ્રાચીનોએ કલ્પી છે તેવી રસાનુભૂતિ ન પણ હોય. વળી આજના યુગે એટલાં બધાં અવનવાં ગીતકાવ્યો અને ઊર્મિકાવ્યો પણ આપ્યાં છે કે તે બધાં હંમેશાં માવના માન્ય ચોકઠાંમાં બંધાતાં નથી. જ્યારે આ બધાંમાં "કાવ્યનો આત્મા ધ્વનિ છે" એ આનન્દવર્ધનનો સિદ્ધાન્ત જ પુનરુદ્ધાર પામે છે અને રસધ્વનિના જેટલો જ કાવ્યમય વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ માત્ર નહીં પરન્તુ વિચારધ્વનિ, વર્ણનધ્વનિ કલ્પનધ્વનિ વગેરે અનેકવિધ ધ્વનિ હોઈ શકે એ વાતની સાબિતી આજના

સાહિત્યે આપણને આપી છે. કાવ્ય દ્વારા આનંદની પ્રાપ્તિ થવી જ જોઈએ, કે આનંદની જ પ્રાપ્તિ થવી જોઈએ, એ ખ્યાલ પશ્ચિમમાંથી લોપાતો જાય છે, ત્યારે પણ આ ધ્વન્યાત્મકતા લોકોત્તર આનંદ આપી શકે છે. કવિની પ્રજ્ઞા, નવનવોન્મેષશાલિની પ્રતિભા, સંવેદનશીલતાના પ્રભાવે ચઢી, પરિશુદ્ધ બની, વાસ્તવિક કરતાં પણ વધુ વાસ્તવિક અને ચેતના કરતાં પણ વધુ ચેતનવંત અનુભૂતિ બની શકે તે જ રીતે વિચાર, પ્રસંગ, વર્ણન, કલ્પન, અલંકાર આદિને પણ ઉચ્ચતમ કક્ષાએ કવિ લઈ જઈ શકે છે. અને એ ઉચ્ચતમ કાવ્યની કક્ષાએ પહોંચી શકે એ વાત આજે તો તમામ ભાષાસાહિત્યો સ્વીકારશે. કાવ્ય રસાસ્વાદ આપનારું હોવું જોઈએ એવો આગ્રહ રાખનારા પણ આજે હજી ઓછા નથી. કૃષ્ણચૈતન્ય કહે છે તેમ –

"Whitehead has said that the whole basis of art of literature is that" the emotions and feelings directly excited by the words should fitly intensify our emotions and feelings arising from contemplation of the meaning. (Sanskrit Poetics, p. 136)

– આ વિધાનમાં, ભાવોની, રસરૂપતામાં પરિણતિની વાત નથી તો પણ ભાવના ભાવ તરીકેના આસ્વાદની વાત તો છે જ. અને આના પરથી, આજે રસાસ્વાદનો ખ્યાલ વધુ ને વધુ વિશાળ થતો જાય છે, બદલાતો જાય છે, તેની પ્રતીતિ પણ આપણને થયા વિના રહેતી નથી. આમ બને છે ત્યારે પણ એક હકીકત તો સિદ્ધ રહે જ છે કે પ્રતીયમાન અર્થ એટલે કે ધ્વનિ પ્રાચીનોએ જાણ્યો છે તેવો જ, કે તેથી પણ વિશેષ મહત્ત્વપૂર્ણ, આજે બની ચૂક્યો છે. એમ કહીએ કે કાવ્યમાં ધ્વનિની જે સત્તા આનન્દવર્ધન સ્વીકારે છે તે આજના સાહિત્યમાં અનેકગણી વધી ગઈ છે, તો તેમાં અતિશયોક્તિ નથી. આથી જ તો એસ. કે. ડે સાચું કહે છે કે :

It is the magical quality pertaining to words and ideas, springing from the imaginative power of the poet, which makes ordinary utterance with its *Pada*, *Vākya* and *Pramāṇa* into the charming utterance of poetry. The *Sāhitya* is therefore a certain charming commensurateness between content and expression and becomes synonymous with poetry." (Some Problems of Sanskrit Poetics, p. 20). અને વળી

"Poetic expression is capable of infinite diversity in accordance with the infinite diversity of poetic individuality." (Ibid, p. 31).

**સમાપન**

આથી આટલી ચર્ચાને અંતે આજે તો સ્વીકારવું રહ્યું કે :

(૧) આનન્દવર્ધને જે રસધ્વનિને ઉત્તમ માન્યો છે, તેના થકી જ ઉત્તમ કાવ્ય સંભવે એ મત પુનર્વિચારણા માગી લે છે.

(૨) એક બાજુ શાસ્ત્રકારો કહે છે કે निरङ्कुशाः कवयः અને अपारे काव्य-संसारे कविरेकः प्रजापतिः । અને બીજી બાજુ એવો આગ્રહ સેવવામાં આવ્યો છે કે ભાવાત્મક સર્જન કરીને વાચકને અનેરા રસાસ્વાદમાં મગ્ન કરી નિરતિશય આનંદની અનુભૂતિ કરાવે, ત્યારે જ તે સમર્થ કવિ અને કાવ્ય કહેવાય. આ દૃષ્ટિ પણ આજે પુનર્મૂલ્યાંકન માગી લે છે.

(૩) ધ્વનિના પ્રાધાન્યની ભૂમિકા પર ઉત્તમ તરીકે માન્ય થયેલ હોવા છતાં જેમાં આપણા પ્રાચીનોએ માન્ય કરેલ રસવિશેષ ન હોય, અથવા પ્રધાન ન હોય, તેવાં કાવ્યો પણ સંસ્કૃતમાં યે ઘણાં મળી આવે છે. રસ અને ધ્વનિ પૈકી પણ કાવ્યમાં વિશેષ મહત્ત્વ શેનું તે બાબત આલંકારિકો અન્તિમ નિર્ણય પર આવી શક્યા નથી.

(૪) કવિની પ્રતિભા નવનવોન્મેષશાલિની ત્યારે જ ગણાય, જ્યારે તે આપણને નવી ને નવી રીતે ઉચ્ચતમ આનંદનો અનુભવ કરાવતી રહે અને સતત क्षणे क्षणे यन्नवतामुपैति तदेवरूपं रमणीयतायाः એ વાતની પ્રતીતિ કરાવે. આ અનુભવ મમ્મટ કહે છે તેવો रसास्वादनसमुद्भूत જ હોય એવું કંઇ નથી. अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् એ દંડીનું વિધાન આજે કાવ્યપ્રકારો પરત્વે વિશેષ સાર્થક બન્યું છે.

(૫) આધુનિક યુગના સાહિત્યપ્રકારો, પ્રયોગો અને પ્રવાહોના સંદર્ભમાં ધ્વનિનો પ્રાચીન સિદ્ધાન્ત અનેકગણો વિસ્તરીને કાવ્યસાધના પરત્વે આજે સવિશેષ સજીવ અને સાર્થક બન્યો છે.

(૬) રસાસ્વાદના પ્રાચીન ખ્યાલને આજના કાવ્યપ્રવાહોના સંદર્ભમાં ફરી મૂલવવો પડે તેવી વિશાળતા તેમાં આવી છે, ત્યારે ધ્વનિનું સ્થાન તો કાવ્યમાં એનું એ જ રહ્યું છે.

(૭) રસસિદ્ધાન્તનાં ચોકઠાં ગમે તેવાં સુદૃઢ અને સરલતાદાયી હોય તો પણ કાવ્યના ક્ષેત્રમાં આવાં ચોકઠાં દીર્ઘકાલપર્યન્ત ટકતાં નથી. માનવમન અને

માનવસ્વભાવ સાથે રમનાર અને તેથી સદા નવીન સાહિત્યમાં આથી આશ્ચર્ય પણ ન થાય.

(૮) આ કારણોસર આપણે ઉપર આપેલી સહૃદયતાની વ્યાખ્યા પણ પુનર્વિચારણા માગી લે છે. આવું જ પ્રત્યાયનનું છે.

(૯) ભાવની માફક જ કોઈ પણ વિચાર, વસ્તુ, વર્ણન, અલંકાર, કલ્પના પણ કવિકલ્પનાએ ચડીને તથા તેની આર્ષદૃષ્ટિની સંવેદનાએ કસાઇને ઉત્તમ કાવ્ય બની શકે.

(૧૦) ધ્વનિનિરપેક્ષ ઉત્તમ કાવ્ય સર્જન લગભગ અસંભવ છે.

## રીતિ (diction) અને માર્ગ (style)

કવિ ભવભૂતિએ પોતાના દ્વિતીય નાટક 'માલતીમાધવ'માં, સંભવતઃ તેના પ્રથમ નાટક 'મહાવીરચરિત'ની સખત ટીકાના અનુસંધાનમાં પોતાના ટીકાકારો સામે અતિ નારાજગી અને ઉગ્ર કોપ પ્રગટ કરતાં કહ્યું છે :

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥
(१. ४)

"આ નિરવધિ સમય અને વિશાળ પૃથ્વી પર મારો કદરદાન કોઈક સમાનધર્મા તો હશે, કે જાગશે જ" એવું વિધાન આ રીતે કર્યા પછી તે કહે છે કે :

यत्प्रौढित्वमुदारता च वचसां यच्चार्थतो गौरवम् ।
तच्चेदस्ति ततस्तदेव गमकं पाण्डित्यवैदग्ध्ययोः ॥

અર્થાત્ "વાણીનાં પ્રૌઢી અને ઉદારતા તથા અર્થનું ગૌરવ કૃતિમાં હોય તો તે પાંડિત્ય તથા વિદગ્ધતાને પ્રકટ કરે જ છે."

કંઇક આવું જ મંતવ્ય આડકતરી રીતે કવિવાણી બાબત ભારવિ પોતાના મહાકાવ્ય 'કિરાતાર્જુનીય'માં પ્રગટ કરે છે :

स सौष्ठवौदार्यविशेषशालिनीं विनिश्चितार्थामिति वाचमाददे । (१. ३)

અર્થાત્ "સૌષ્ઠવ અને ઔદાર્યથી યુક્ત તથા સુનિશ્ચિત અર્થથી અન્વિત વાણી તે બોલ્યો," અને

अपि वागधिपस्य दुर्वचं वचनं तद्विदधीत विस्मयम् । (२. २)

અર્થાત્ 'આ વાણી તો ખુદ વાણીના અધિપતિને પણ બોલવી મુશ્કેલ પડે અને સૌને આશ્ચર્યમુગ્ધ કરી દે. શબ્દ અને અર્થની વિશિષ્ટતા અને ચારુતામાં જ કાવ્ય જોવાનો આગ્રહ જે યુગમાં હતો તે યુગમાં કાવ્યવિષયક આવાં વિધાનો કવિઓ આપે એ સ્વભાવિક પણ છે.

શબ્દ અને અર્થના સહિતત્વ અને સૌન્દર્ય સમ્પન્નતામાં કાવ્ય જોનાર અને આ સૌન્દર્ય ગુણ, અલંકાર, રીતિ અને અદોષત્વથી વિશેષિત થાય છે, સિદ્ધ થાય છે, એમ માનનારા ભામહ યુગના પ્રખર આચાર્ય વામન રીતિવાદી કહેવાયા છે. ગુણ અલંકારના સૌન્દર્યથી વિભૂષિત શબ્દ અને અર્થ એટલે રીતિથી યુક્ત કાવ્ય અને રીતિ એ કાવ્યનો આત્મા એવો મત તેણે આપ્યો છે. ક્રમબદ્ધ રીતે વામનના જ શબ્દોમાં આ વાતની રજૂઆત કરીએ તો :

रीतिरात्मा काव्यस्य, विशिष्टा पदरचना रीतिः, विशेषो गुणात्मा,
काव्यस्य कर्तारो धर्मा गुणाः, तदतिशयहेतवस्त्वलङ्काराः ।

અર્થાત્ "રીતિ એ કાવ્યનો આત્મા છે; અનોખા પ્રકારની પદોની રચના એટલે રીતિ; અનોખાપણું ગુણરૂપ આત્મા થકી; કાવ્યની શોભા કરનારા ધર્મો એટલે ગુણો; તેની અતિશયતાના કારણરૂપ તે અલંકારો."

આમ વામનના મતે કાવ્યમાં શબ્દ અને અર્થ ગુણ તથા અલંકારોથી શોભાતિશય પામતાં એટલે કે વિશેષિત અને અતિશયિત થતાં રીતિ ઉદ્ભવે છે. અત્રે એક બાબતની ખાસ નોંધ લેવી ઘટે કે,

काव्यशब्दोऽयं गुणालङ्कारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते ।

"આ કાવ્ય શબ્દ ગુણ અને અલંકારથી સંસ્કાર પામેલ શબ્દ અને અર્થ માટે વપરાય છે." કાવ્યની બાબતનો આ ખ્યાલ જ તેની રીતિની વ્યાખ્યાના મૂળમાં રહેલો છે.

અહીં વામન ત્રણ રીતિઓ કહે છે, જેના નામ દેશવિશેષ પરથી પડેલાં છે. છતાં આ બાબત તે પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે :

किं पुनर्देशवशात् द्रव्यगुणोत्पत्तिः काव्यानां येनायं देशविशेष व्यपदेशः । नैवम् । यदाह–

विदर्भादिषु दृष्टत्वात्तत्समाख्या । (१. २. १०)

विदर्भगौडपाञ्चालेषु तत्रत्यैः कविभिर्यथास्वरूपमुपलब्धत्वात् तत्समाख्या । न पुनर्देशैः किञ्चिदुपक्रियते काव्यानाम् ।

તે પછી પણ સમગ્રગુણાન્વિતા હોવાને લીધે વૈદર્ભી શ્રેષ્ઠ એમ કહે છે અને તદનુવર્તિની મીમાંસા કરે છે ત્યારે પણ ગુણો શબ્દ અને અર્થના જ છે તે સ્પષ્ટ છે. આમ વામનની રીતિનો સીધો સંબંધ શબ્દ અને અર્થની સાથે છે અને શબ્દ અને અર્થના વૈશિષ્ટ્યો થકી જુદી જુદી રીતિઓ ઘડાય છે તે પણ એટલું જ સ્પષ્ટ છે.

વામનના પુરોગામી ભામહે દેશવિશેષરીતિઓનો વિરોધ કર્યો છે. સંભવ છે કે તેના પુરોગામીઓમાં આ રીતિઓ પ્રચલિત છે, અને આ માર્ગભેદ બાબત તે આ શ્લોકોમાં પોતાની અરુચિ પ્રગટ કરે છે :

वैदर्भमन्यदस्तीति मन्यन्ते सुधियः परे ।
तदेव च किल ज्यायः सदर्थममि नापरम् ॥३१॥
गौडीयमिदमेतत्तु वैदर्भमिति किं पृथक् ।
गतानुगतिकन्याया- नानाख्येयममेधसाम् ॥३२॥
ननु चाश्मकवंशादि वैदर्भमिति कथ्यते ।
कामं तथास्तु प्रायेण संज्ञेच्छातो विधीयते ॥३३॥
अपुष्टार्थमवक्रोक्ति प्रसन्नमृजु कोमलम् ।
भिन्नं गेयमिवेदं तु केवलं श्रुतिपेशलम् ॥३४॥
अलङ्कारवदग्राम्यमर्थ्यं न्याय्यमनाकुलम् ।
गौडीयमपि साधीयो वैदर्भमिति नान्यथा ॥३५॥

ગૌડી અને વૈદર્ભી બંનેની પોતપોતાની મર્યાદાઓ છે, બંનેનો સુભગ સમન્વય પણ આવકારદાયક છે. રીતિઓ દેશનાં નામે આમ આપવામાં આવે અને તેમનો ભેદ વગર વિચાર્યે બતાવવામાં આવે તે તો મૂઢ જનોને માન્ય ગતાનુગતિક ન્યાય માત્ર થયો. આમ ચર્ચા કરી તે પોતાના પુરોગામીઓથી જુદો પડે છે ત્યારે પણ ખરેખર તો તે 'માર્ગ' કિંવા 'રીતિ' એટલે શબ્દ અને અર્થની જ વિશેષતા, એમ તે સ્વીકારીને ચાલે છે.

દંડી પોતાના 'કાવ્યાદર્શ'માં કહે છે કે :

अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयौ वर्ण्येते प्रस्फुटान्तरौ ॥ (१. ४०)

અને પછી ઉમેરે છે કે,

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजःकान्तिःसमाधयः ॥ (१, ४१)
इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययः प्रायो लक्ष्यते गौडवर्त्मनि ॥ (१. ४२)

તે પછી વૈદર્ભ અને ગૌડ માર્ગનો ભેદ તે ગુણોના વૈશિષ્ટ્યને આધારે પાડે છે ત્યારે તેમાં પણ ગુણો શબ્દ અને અર્થના ધર્મો છે, તેને સમૃદ્ધ સૌન્દર્ય કરનારા છે. તેથી દંડીને મતે પણ માર્ગ અથવા રીતિ એ કાવ્યના શબ્દ અને

અર્થનું જ લક્ષણ છે. આ યુગનો કાવ્યનો અભિગમ જ શબ્દ અને અર્થના ગુણાદિથી વિશેષિત એવા સૌન્દર્યમાં કાવ્યતત્ત્વ જોવાનો છે. તેથી રીતિ પણ શબ્દ અને અર્થ થકી જ બંધાતી તેઓ માને તે અત્યન્ત સ્વાભાવિક છે. હા, દંડીમાં એક વિશેષતા જરૂર છે કે જેવો કવિ તેવો તેનો શબ્દ અને અર્થ. અને આને લીધે તથા અર્થની વ્યક્તિનો માર્ગ પણ કવિએ કવિએ જુદો હોઈ શકે છે એમ તે સ્વીકારે છે. અહીં કવિએ કવિએ આ શબ્દાર્થ પ્રયોગ જુદા કેમ હોય અને તેથી માર્ગો કેમ ઘણા હોઈ શકે તે દંડીએ સ્પષ્ટ કર્યું નથી, તેથી તેના મનમાં શું છે તે સ્પષ્ટ થતું નથી :

इति मार्गद्वयं भिन्नं तत्स्वरूपनिरूपणात् ।
तद्भेदास्तु न शक्यन्ते वक्तुं प्रतिकविस्थिताः । (१, १०१)
इक्षुक्षीरगुडादीनां माधुर्यस्यान्तरं महत् ।
तथापि न तदाख्यातुं सरस्वत्यापि शक्यते ॥ (१, १०२)

આને લીધે દંડીમાં પણ માર્ગ કાવ્યના શબ્દ અને અર્થની સાથે જ સંબદ્ધ રહે છે.

આનંદવર્ધન સર્વપ્રથમ રીતિ માટે જે વિધાન કરે છે તે નિરૂપીને પછી આપણે તેના સંઘટના વિષયક મુખ્ય વિચારો તારવીએ. તેને માટે રીતિ એ સંઘટના છે. રીતિ વિષયક પુરોગામી આલંકારિકોની વિચારણાને તે આ રીતે વ્યક્ત કરે છે. તે કહેવા એમ માગે છે કે ધ્વનિ રૂપી મુખ્ય કાવ્યતત્ત્વનું પ્રતિપાદન કરી દેવામાં આવ્યું તે પછી રીતિની કોઈ અલગ મહત્તા બાકી રહેતી નથી. તેનાં વચનો છે કે :

अस्फुटस्फुरितं काव्यतत्त्वमेतद्यथोदितम् ।
अशक्नुवद्भिर्व्याकर्तुं रीतयः सम्प्रवर्तिताः ॥ (३.४६)

एतद् ध्वनिप्रवर्तनेन निर्णीतं काव्यतत्वमस्फुटस्फुरितं सद् अशक्नुवद्भिः प्रतिपादयितुं वैदर्भी, गौडी, पाञ्चाली चेति रीतयः सम्प्रवर्तिता । रीतिलक्षणविधायिनां हि काव्यतत्त्वमेतदस्फुटतया मनाक् स्फुरितमासीदति लक्ष्यते । तदत्र स्फुटतया सम्प्रदर्शिते नान्येन रीतिलक्षणेन किञ्चित् ।

આનન્દવર્ધનને સંઘટનાની આ પહેલાં સરખી વિસ્તૃત મીમાંસા કરી છે. સંઘટનાની તે જે વ્યાખ્યા આપે છે તે રીતિઓની પરંપરાગત વ્યાખ્યાની ઘણી નજીક છે :

असमासा समासेन मध्येन च भूषिता ।
तथा दीर्घसमासेति त्रिधा सङ्घटनोदिता ॥ (३, ५)

અસમાસા, મધ્યમસમાસા અને દીર્ઘસમાસા એવી સંઘટના એટલે કાવ્યરચના એ કહે છે, ત્યારે સંઘટના એ ખરેખર તો કાવ્યના શબ્દ અને અર્થની સાથે સંબંધ ધરાવે છે. પરન્તુ એ પછી તેણે સ્પષ્ટતા કરી છે કે :

गुणानाश्रित्य तिष्ठन्ती माधुर्यादीन् व्यनक्ति सा ।
रसान् तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः ॥ (३, ६)

આમાં અગત્યની ત્રણ વાતો છે:

(૧) સંઘટના ગુણોની આશ્રિત છે, નહીં કે ગુણો સંઘટનાં આશ્રિત.

(૨) માધુર્યાદિ રસોને એટલે કે શૃંગાર અને અન્ય રસોને તે અભિવ્યક્ત કરે છે. અર્થાત્ રસાદિ ધ્વનિ સાથે તે ગુણભાવે, એટલે કે ગૌણ હોવાના ભાવે સંકળાઈ રસાદિનું પોષણ કરે છે.

(૩) વક્તા અને વાચ્યનું ઔચિત્ય, એટલે કે તેમનો સમ્યક્ વિનિયોગ એ આ સંઘટનાના નિયમનનો હેતુ છે.

સંઘટનાની તેની ચર્ચામાં આ ત્રણ મુખ્ય મુદ્દાઓનો જ વિસ્તાર આનંદવર્ધને કર્યો છે. અહીં પણ નોંધપાત્ર એ છે કે રીતિ તથા માર્ગને બદલે તેણે સંઘટના એ પ્રયોગ કર્યો અને તેને કાવ્યના સારભૂત તત્વ રસાદિધ્વનિની નિકટવર્તી બનાવી. તેમ છતાં સંઘટના પ્રાયઃ સંબદ્ધ રહી શબ્દ અને અર્થની સાથે. રસને અનુરૂપ વિધાન એટલે વૃત્તિ એમ કહી આનંદવર્ધન કૈશિકી વગેરે વૃત્તિઓની ચર્ચા પણ અહીં સાંકળી લે છે. તેમાં ઉપનાગરિકા વગેરે શબ્દવૃત્તિઓ એ પણ રીતિઓ છે. તે કહે છે કે.

रसाद्यनुगुणत्वेन व्यवहारोऽर्थशब्दयोः ।
औचित्यवान् यस्ता एता वृत्तयो द्विविधाः स्थिताः ॥ (३,३३)
शब्दतत्त्वाश्रया काश्चित् अर्थतत्त्वयुजोऽपराः ।
वृत्तयोऽपि प्रकाशन्ते ज्ञातेऽस्मिन्काव्यलक्षणे: ॥

અને અભિનવગુપ્તે કહ્યું છે કે:

तच्छब्देनात्र माधुर्यादयो गुणाः । तेषां च समुचितवृत्त्यर्पणे यदन्योन्यमेलनक्षमत्वेन पानक इव गुडमरीचादिरसानां सङ्घातरूपतागमनं दीप्तललितमध्यवर्णनीयविषयं गौडीयवैदर्भपाञ्चालदेशहेवाकप्राचुर्यदृशा तदेव त्रिविधं रीतिरित्युक्तम् ।
અહીં પણ રીતિ પર વિશેષ પ્રકાશ પડતો નથી.

'સરસ્વતીકંઠાભરણ'માં ભોજનું વિધાન છે કે "વૈદર્ભ વગેરેને કાવ્યમાં 'માર્ગ' કહે છે. 'ગતિ'ના અર્થમાં રિઙ્ ધાતુમાંથી નિષ્પન્ન થવાથી 'રીતિ' કહેવાય છે.' અહીં ભોજ પણ રીતિને શબ્દ તથા અર્થની સાથે સંબદ્ધ માને છે.

આપણે ત્યાં સામાન્ય એવો ખ્યાલ છે કે રીતિ અને શૈલી એ સમાનાર્થ શબ્દો છે. કેટલાક વિદ્વાનો આ બેને પર્યાયવાચી માની તેમના ભેદની સૂક્ષ્મ ચર્ચામાં પડતા નથી. છતાં કેટલાક વિદ્વાનોના મનમાં આ શબ્દના ચોક્કસ અર્થ બાબત શંકાઓ પણ થઈ છે. મુકુન્દમાધવશર્મા તેને style કહે છે, કાણે રીતિ બાબત style or diction એમ કહે છે. કૃષ્ણચૈતન્ય રીતિ માટે diction અને style એ બેને શબ્દોનો પ્રયોગ કરે છે. આ બધાને લીધે રીતિ એટલે style કે diction, એ નક્કી કરવું જરૂરી છે.

ગુણોથી વિશેષિત અને અલંકારો જેના સૌન્દર્યાતિશયના હેતુ છે તે 'રીતિ'ની વામને જે વ્યાખ્યા કરી છે તે માત્ર કાવ્યના શબ્દ અને અર્થને સ્પર્શે છે. આથી સુશીલકુમાર ડે યોગ્ય જ કહે છે કે:

"It should be observed, that the term Rīti is hardly equivalent to the English word 'style' by which it is often rendered, but in which there is always a distinct subjective valuation."

અને વળી;

"Riti consists of the objective beauty of representation of the intended idea arising from a proper unification of certain clearly defined excellences, or from an adjustment of sound and sense."

રીતિ બાબત વામનનો ખ્યાલ અહીં સુંદર રીતે પ્રગટ થાય છે. આ ખ્યાલ સાથે રીતિને diction વધુ કહી શકાય. હા, પશ્ચિમમાં પણ diction અને style એ બે શબ્દોના અર્થ બાબત ઘણા વાદો અસ્તિત્વમાં છે. છતાં diction એટલે મૂલત: જેનો સંબંધ શબ્દ અને અર્થના સૌન્દર્ય સાથે છે તે, એ મત મોટા ભાગના વિદ્વાનોને માન્ય છે. આથી dictionને શબ્દસંઘટના કહીએ કે પદસંઘટના કહીએ ત્યારે તે રીતિ જ થાય.

Olson ના મતે diction એટલે "word choice and word arrangement" એવો અર્થ થાય. આથી આ પાશ્ચાત્ય સમાંતર વિચારણાના સંદર્ભમાં પણ વામનની રીતિને આપણે diction તરીકે ઓળખીએ; style ન કહીએ તો તે યોગ્ય ગણાશે. સંભવત: કુંતકના અનુસરણમાં મમ્મટે 'વૃત્તિ' શબ્દ પ્રયુક્ત કરીને તેના ઉપનાગરિકા, પરુષા અને કોમલા એ પ્રમાણે પ્રકાર આપ્યા. પરન્તુ 'કેટલાકને મતે આ વૈદર્ભી આદિ રીતિઓ છે' એમ કહી

વામનનો મત પણ સ્વીકાર્યો અને એ રીતે રીતિ બાબત સમુચિત વિસ્તારપૂર્વક વિચારણા ન કરી.

આમ વિચારતાં અને આટલા બધા આચાર્યોના મત જોતાં રીતિ કિંવા માર્ગ એટલે diction એ જ અર્થ નિષ્પન્ન થતાં સ્વાભાવિક પ્રશ્ન એ થાય કે તો પછી સંસ્કૃતમાં શૈલી–style–વિશેની કોઈ વિચારણા થઇ નથી ? આ પ્રશ્ન થતાં જ આપણું ધ્યાન કુન્તકના ગ્રંથ 'વક્રોક્તિજીવિત' પર પડે છે. અન્ય ઘણી વધી બાબતોમાં અત્યન્ત મૌલિક ચિન્તન આપી ભારતીય કાવ્યમીમાંસા સમૃદ્ધ કરનાર કુન્તકને સંસ્કૃતઅલંકારશાસ્ત્રના વિદ્વાનોએ પૂરો ન્યાય આપ્યો નથી. તેની માર્ગ વિષયક વિચારણા પણ આ સંદર્ભમાં અત્યંત મૌલિક અને નૂતન પ્રસ્થાન કરનારી છે. તેણે રીતિને બદલે શબ્દ અપનાવ્યો છે 'માર્ગ'; પરન્તુ 'માર્ગ' એ શબ્દનો અર્થ તેણે દંડીની રીતે કર્યો નથી. 'માર્ગ' શબ્દનો અર્થ તે આ રીતે કરે છે.

> सम्प्रति तत्र ये मार्गाः कविप्रस्थानहेतवः ।
> सुकुमारो विचित्रश्च मध्यमश्चोभयात्मकः ॥

'રીતિ'ને બદલે 'માર્ગ' શબ્દનો પ્રયોગ કરીને તેણે એ માર્ગને સુકુમાર, વિચિત્ર અને મધ્યમ કહ્યા ત્યારે સ્પષ્ટ થાય છે કે 'માર્ગ' એટલે કવિની કાવ્યરચનાની પ્રવૃત્તિ, એટલે કે સર્જનાત્મક પ્રવૃત્તિની અભિવ્યક્તિનું કારણ. કુન્તક તેને ગુણ ધર્મવતી કે અલંકારોથી અતિશયિત સૌંદર્યવતી બનેલ કહેવાને બદલે કહે છે કે આ માર્ગનો આધાર સર્વ રીતે કવિના પોતાના સ્વભાવની વિશિષ્ટતાઓ ઉપર છે. કુન્તક અહીં કહે છે કે. कविस्वभावनिबन्धनत्वेन काव्य-प्रस्थानभेदः समञ्जसतां गाहते । આમ જેવો કવિ તેવો તેનો માર્ગ, શીલ તેવી શૈલી; જેવી કવિની પ્રતિભાની વિશિષ્ટતા તેવી તેના માર્ગની વિશિષ્ટતા એવો કુન્તકનો મત અહીં સ્પષ્ટ થાય છે. આ કારણે જ અહીં આપણે વધારે સ્પષ્ટતા કુન્તકના શબ્દો દ્વારા આ રીતે કરી શકીએ :

सुकुमारस्वभावस्य कवेस्तथाविधैव सहजा शक्तिः समुद्भवति, शक्तिशक्तिमतो-रभेदात् । तया च तथाविधसौकुमार्यरमणीयां व्युत्पत्तिमाबध्नाति । ताभ्यां च सुकुमार-वर्त्मनाभ्यासतत्परः क्रियते ।

સુકુમાર સ્વભાવના કવિના શબ્દ અને અર્થ કે ગુણ અને અલંકાર માત્ર નહીં પણ તમામ અલંકારોમાં, કાવ્ય સમગ્રમાં તેની આ પ્રતિભા ઉતરે અને સર્વ રીતે એ સિદ્ધ થાય છે કે કવિનો માર્ગ એટલે તેના સ્વભાવને પ્રિય માત્ર શબ્દ અને અર્થ નહીં પણ બધું જ. કુન્તક સ્વીકારે છે કે "કવિસ્વભાવના

ભેદ પર આધારિત હોવાને લીધે માર્ગના ભેદોની અનન્તતા અનિવાર્ય છે....” આમ છતાં તે મુખ્ય ત્રણ ભેદ માર્ગના કરીને તેમાં અન્ય સર્વને સમાવી લે છે. કવિસ્વભાવ કાવ્યમાં ઉતરે છે એમ કહીએ ત્યારે અર્થ એ થાય છે કે કવિનું પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ, એ વ્યક્તિત્વની વિદગ્ધતા જે કંઇ સરજી શકે, જે કોઇ નવનવા ઉંન્મેષો વ્યક્ત કરી શકે તે કાવ્ય. કવિના આ સ્વભાવ એટલે વિદગ્ધતા એટલે કે પ્રતિભામાંથી કાવ્યનું સર્જન થાય છે. વધુ સ્પષ્ટતા કરવા એમ કહી શકાય કે કવિના સ્વભાવ પર આમ સર્વ રીતે કાવ્યનો આધાર હોવાને લીધે કવિની પ્રતિભાની વિશિષ્ટતા, અર્થાત્ મૌલિકતાથી જ કાવ્યનું સર્જન થાય છે. કાવ્યની પ્રતિભાનો નિચોડ કાવ્યમાં ઉતરે છે. કવિ પોતાના હૃદયના રંગો પૂરી-કાવ્યનું સર્જન કરે છે. કવિનો માર્ગ આમ વિશિષ્ટ શબ્દ અને અર્થની સીમાને અતિક્રમી વધુ વિસ્તૃત બને છે. ત્રણેય માર્ગોની જે વ્યાખ્યા કરી છે તેમાં દરેકમાં કવિની પ્રતિભા કાવ્યમાં શું શું અવતારે છે તે કુન્તક વિસ્તારથી કહે છે. આપણા ઉદ્દેશ માટે આપણે સુકુમાર માર્ગની વ્યાખ્યા અહીં ઉતારીએ :

> अम्लानप्रतिभोद्भिन्ननवशब्दार्थबन्धुरः ।
> अयत्नविहितस्वल्पमनोहारिविभूषणः ॥ (१–२५)
> भावस्वभावप्राधान्यन्यक्कृताहार्यकौशलः ।
> रसादिपरमार्थज्ञमनःसंवादसुन्दरः ॥ (१–२६)
> अविभावितसंस्थानरामणीयकरञ्जकः ।
> विधिवैदग्ध्यनिष्पन्ननिर्माणातिशयोपमः ॥ (१–२७)
> यत्किञ्चनापि वैचित्र्यं तत्सर्वं प्रतिभोद्भवम् ।
> सौकुमार्यपरिस्पन्दस्यन्दि यत्र विराजते ॥ (१=२८)
> सुकुमाराभिधः सोऽयं येन सत्कवयो गताः ।
> मार्गेणोत्फुल्लकुसुमकाननेनेव षट्पदाः ॥ (१–२९)

આમ કુન્તક ગુણાલંકારયુક્ત શબ્દાર્થ કે અલંકારને બદલે કવિના સમગ્ર સ્વાભાવને કેન્દ્રમાં લાવે છે. કવિની પ્રતિભામાં જે કંઈ છે તે કાવ્યમાં ઉતરે છે, તે જ કાવ્યમાં ઉતરે છે. આમ સમજતાં સ્પષ્ટ થાય છે કે તેનો ‘માર્ગ’નો ખ્યાલ શૈલી એટલે કે style તરીકે ઓળખાવાને પાત્ર બને છે. આ ખ્યાલના અનુસંધાનમાં જ કુન્તક પરંપરાગત દેશવિશેષનામધારી રીતિઓનો વિરોધ કરીને સ્વભાવજ-યરીતિઓ એટલે કે માર્ગો નવાં નામો સાથે આપે છે. આજ સંદર્ભમાં કુન્તક રીતિઓ વિશેના ઉત્તમ, મધ્યમ અને અધમ એ ખ્યાલનો પણ તે વિરોધ કરે છે.

કુન્તકની આ વિચારણાની મૌલિકતા બાબત બે મત નથી. પશ્ચિમમાં style બાબતના જે મુખ્ય ખ્યાલ છે અને જેને આધારે આપણે રીતિને diction તરીકે ઓળખાવવાનું પસંદ કર્યું છે તેમાંની કેટલીક વ્યાખ્યાઓ આ સંદર્ભમાં ટાંકતાં કુન્તકનો માર્ગ એ style અથવા શૈલી છે અને રીતિ એ diction છે એ બાબત સ્પષ્ટ થઈ જશે.

રોઝેત્તી ના મતે style એ "fundamental brain-work" છે. એ આ ઉપરાંત ઉમેરે છે કે "In an exceilent style there is an effect upon our senses of the mental force of the man who employs it."

શોપેનહોઅર કહે છે કે "Style is the physiognomy of the soul."

ઇલિયટના મત અનુસાર..."a style, a rhythm, to be significant, must also embody a significant mind, must be produced by the necessity of a new form for a new content."

એમ. મરી કહે છે "In the course of the approach, I examined two qualities of style which are not infrequently put forward as essential namely the musical suggestion of the rhythm and the visual suggestion of imagery...."

પ્રાઉસ્ટ કહે છે તેમ "Style is in no way a decoration as some people believe; it is not even a matter of technique; it is – as colour is to painters – a quality of vision, the revelation of the particu!ar universe which each of us sees, and which others do not see. The pleasure that an artist gives us is to make us know one universe more." આ one universe more તેની પ્રતિભા થકી જ ઉદ્‌ભવે છે અને તેથી તે તેના સ્વાભાવે સરજેલું જગત છે.

પોલ વાલેરી કહે છે કે: "Thus style signifies the manner in which a man expresses himself, regardless of what he expresses, and it is held to reveal his nature, quite

apart from his actual thought for thought which has no style." અને

મેયે શાપિરો કહે છે : Style, then, is the means of communication, a language not only as a system of devices for conveying a precise message by representing or symbolizing objects and actions but also as a qualitive whole which is capable of suggesting the diffuse connotations as well and intensifying the associated or intrinsic effects."

આ બધી વ્યાખ્યાઓની સામે આપણે કુન્તકની માર્ગમીમાંસાની સંવિસ્તર વિચારણા મૂકીએ તો તે આ બધાની નજીકની લાગશે. 'શૈલી' એ શબ્દ મૂળ આલંકારિકો ઉપયોગમાં લેતા નથી. પરંતુ આપણે આજે અંગ્રેજી શબ્દ styleને આધારે શૈલી કહીએ છીએ ત્યારે તે શબ્દની સાર્થકતા કુન્તકની માર્ગ વિચારણામાં જ સિદ્ધ થાય છે, વામન વગેરેની રીતિવિચારણામાં નહીં. આ રીતે સંસ્કૃતમાં વામનાદિની રીતિ તથા કુન્તલની જે માર્ગવિષયક વિચારણા છે તે અંગ્રેજીની અનુક્રમે diction અને style ની નજીકની છે. શબ્દ અને અર્થની ગુણાનુસારી વિશેષતા, એટલે કે સુંદરતા, અલંકારોથી વિશેષત બની જે સિદ્ધિ કાવ્યને એટલે 'શબ્દાર્થૌ'ને આપે તે રીતિ છે એ વાત વામને સુંદર રીતે સ્થાપિત કરી છે. મુખ્યતયા કાવ્યના કલાપક્ષને આવરી લેતી આ રીતિની મીમાંસા એ વામનનું અગત્યનું પ્રદાન છે. આ જ પ્રમાણે કુન્તકની માર્ગમીમાંસા અને તેનું પૂર્વજોની રીતિવિચારણાનું ખંડન એ પણ મહત્ત્વનું પ્રદાન છે. રાઘવન્ સાચી રીતે જ કુન્તકની પ્રશસ્તિ આ શબ્દોમાં કરે છે : "...its re-interpretation by Kuntaka. The Sanskrit Ālaṁkārika who with his fine literary instinct and originality as evidenced on many other lines also, related the Rīti to the character of the poet and displaced the old Rīti by new ones."

કુન્તકે રીતિ શબ્દ વાપર્યો નથી, માર્ગ શબ્દ પ્રયુક્ત કર્યો છે. અને તે આ વિશાળ સંદર્ભમાં. તેથી 'રીતિ' એ dicition રહે છે અને 'માર્ગ' કુન્તક સમજે છે તે પ્રમાણે style બને છે. પોતાના પ્રસિદ્ધ Some Concepts of Alaṁkāraśāstra માં આ પ્રશ્ન ચર્ચતાં તેઓ કહે છે કે :

"The word 'style' in English is not felt easily to be equivalent to the Sanskrit Rīti mainly on two grounds : (i) It is said that while the English style is all-comprehensive, the Sanskrit Rīti comprises only a fixed set of Guṇas. (ii) Rītis as expounded by Sanskrit Ālaṁkārikas are only two or three or four or six and are related to certain kinds of subjects or themes whereas the English style is related to the author's character. It is proposed to make plain in the course of this study of Rīti that it is neither impossible nor incorrect to render Rīti by the English word style, that Rīti comprehends not only Guṇas, but Alaṁkāras and Rasa also......."
વગેરે. તેમની આ દલીલ એક રીતે જ સ્વીકારી શકાય અને તે એ રીતે કે આ રીતિ એટલે કુન્તકે ચર્ચેલ માર્ગ. અને રાઘવને પણ આ લેખમાં કુન્તકના 'માર્ગ'ને રીતિ તરીકે જ ઓળખી વિસ્તારથી તેની ચર્ચા કરી છે. બાકી રીતિને જે રીતે વામને અને પાછળથી ખુદ વિશ્વનાથાદિએ પણ સમજાવેલ છે તે 'રીતિ' diction જ રહે છે, 'style' બનતી નથી. અને વામનની રીતિ બાબત તો સુશીલકુમાર ડેની વાત સાવ સાચી છે કે,

..."The Rīti is not, like the style, the expression of poetic individuality as is generally understood by western cricism, but it is merely the outward presentation of its beauty called forth by a harmonious combination of more or less fixed literary excellences."

## કવિની પ્રતિભા

રામાયણમાં લક્ષ્મણને રાજાજ્ઞા થઈ કે :

प्रजावती दोहदशंसिनी ते तपोवनेषु स्पृहयालुरेव ।
स त्वं रथी तद्व्यपदेशनेयां प्रपद्य वाल्मीकिपदं त्यजैनाम् ॥ (રઘુવંશ. ૧૪.)

અને ગર્ભમંથરા સીતાને ઘોર વનમાં એકલી મૂકી લક્ષ્મણ ચાલ્યો ગયો ત્યારે સીતા ઘેરું રુદન કરવા લગી. આ રુદનને અનુસરી ઋષિ વાલ્મીકિ તેની પાસે આવી લાગ્યા તેનું વર્ણન કવિ કાલિદાસ આ રીતે કરે છે :

तामभ्यगच्छद्रुदितानुसारी कविः कुशेध्माहरणाय यातः ।
निषादविद्धाण्डजदर्शनोत्थः श्लोकत्वमापद्यत यस्य शोकः ॥

'રામાયણ' તો કહે છે કે નિષાદને શાપ આપ્યો અને એ રીતે વાલ્મીકિના મુખમાંથી જે વાણી ઉદ્‌ભવી તેનાથી તેમને પોતાને જ પહેલાં તો આશ્ચર્ય થયું. તેમને વિચાર આવ્યો :

किमिदं व्याहृतं मया ?

છતાં આમાંથી જ 'રામાયણ'નું સર્જન થયું. ધ્વનિવાદી આનંદવર્ધને કહ્યું છે કે :

काव्यस्यात्मा स एवार्थस्तथा चादिकवेः पुरा ।
क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः ॥ (१–५)

*વાલ્મીકિનો જે શોક શ્લોકમાં પરિણમ્યો તે મુનિ વાલ્મીકિનો વ્યક્તિગત શોક* ન હોતો – न तु मुनेः शोक इति वक्तव्यम् – એ શોક તો કવિ વાલ્મીકિના, અનોખી પ્રતિભાથી અન્વિત આદિકવિના, હૃદયનો. આનન્દવર્ધને કવિ વાલ્મીકિની આ પ્રતિભાને અનોખા આદર્શ રૂપ માની છે અને તે સ્પષ્ટ કહે કે :

वाल्मीकिव्यतिरिक्तस्य यद्येकस्यापि कस्यचित् ।
इष्यते प्रतिभाऽर्थेषु तत्तदानन्त्यमक्षयम् ॥

પ્રતિભાની અનન્તરૂપતા અને અક્ષય્યતાને તે અહીં નિર્દેશે છે. ત્યારે અભિનવગુપ્તના ગુરુ ભટ્ટતૌતનું કવિ બાબત એટલે કે તેની પ્રતિભા બાબતનું આ વિધાન નોંધપાત્ર છે :

नानृषिः कविरित्युक्तं ऋषिश्च किल दर्शनात् ।
विचित्रभावधर्मांश तत्त्वप्रख्या च दर्शनम् ॥
स तत्वदर्शनादेव शास्त्रेषु पठितः कविः ।
दर्शनाद्वर्णनाच्चाथ रूढा लोके कविश्रुतिः ॥
तथाहि दर्शने स्वच्छे नित्येऽप्यादिकवेर्मुनेः ।
नोदिता कविता लोके यावज्जाता न वर्णना ॥

આ વિધાનના મૂળમાં પ્રતિભા વિષેનો જે અભિગમ રહેલો છે તેના વિકાસનો પણ એક ઇતિહાસ છે, જે તેની પોતાની રીતે રસપ્રદ છે. કાવ્યમીમાંસાના વિકાસ સાથે અવનવા ચિન્તનના યોગે પ્રતિભાનો ખ્યાલ કઈ રીતે અનુપ્રાણિત થતો વિકસતો ગયો તે આપણે અહીં જોઈએ.

આત્માભિવ્યંજનાની શક્તિનો અભાવ એટલે અકવિત્વ, અસહૃદયત્વ, જેની નિન્દા ભામહ તેના 'કાવ્યાલંકાર'માં આ રીતે કરે છે :

अधनस्येव दातृत्वं क्लीबस्यैवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥ (१–३)

અને ઉમેરે છે કે કવિત્વ વિના વાગ્વિદગ્ધતા સંભવતી નથી :

विनयेन विना का श्रीः का निशा शशिना विना ।
रहिता सत्कवित्वेन कीदृशी वाग्विदग्धता ॥ (१–४)

અને આ વાગ્વિદગ્ધતા સર્જતી કવિની પ્રતિભાનું તે આ રીતે ગૌરવગાન કરે છે :

गुरूपदेशादध्येतुं शास्त्रं जडधियोऽप्यलम् ।
काव्यं तु जायते जातु कस्यचित्प्रतिभावतः ॥ (१–५)

અહીં તે કાવ્યપ્રતિભાની દુર્લભતા, અવર્ણનીયતા નિર્દેશી તેને બહુમાને છે. અને આ કવિપ્રતિભાથી નિતાન્ત નિર્દોષ અનોખું સર્જન કવિ કરે એવી અપેક્ષા તે રાખે છે. અને તેથી જ કહે છે કે :

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥ (१–१२)

છતાં પ્રતિભા એટલે શું, તેનું સ્વરૂપ શું, તે કાવ્યસર્જન કઈ રીતે કરે છે, પ્રતિભા ન હોય તો શું થાય, વગેરે પ્રશ્નોની ચર્ચા ભામહ કરતો નથી. પ્રતિભા કવિતા સર્જે છે અને તેથી પ્રતિભા સૌંદર્યની સર્જક છે એટલું તેને વિદિત છે. પ્રતિભા એટલે શું એ પ્રશ્ન ઉપસ્થિત કરવાનું અને તેનો જવાબ આપવાનું તે પાછલા વિદ્વાનોના ચિન્તન પર જાણે તે છોડી દે છે.

રીતિવાદના સ્થાપક આચાર્ય વામન કાવ્ય એટલે સૌન્દર્યની સાધના, કાવ્યમાં તમામ અલંકારણો એટલે સૌંદર્ય – सौन्दर्यं चालंकारः – એ માન્યતા પ્રગટ કરે છે અને સૌંદર્ય સાધક કવિની પ્રતિભા માટે આ વિધાન કરે છે :

कवित्वबीजं प्रतिभानम् । कवित्वस्य बीजं जन्मजन्मान्तरगतसंस्कारविशेषः कश्चित् । बीजं विना काव्यं न निष्पद्यते । निष्पन्नं वा अवहास्यायतनं स्यात् ।

આ વિધાનમાં પ્રતિભાની વ્યાખ્યા કરવાનો પ્રયત્ન છે જ. વામન સ્પષ્ટ કરે છે કે પ્રતિભા એ કવિત્વનું બીજ છે. આ બીજ, એટલે કે કવિપ્રતિભા, એ એક એવો અનોખો સંસ્કાર છે જે જન્મજન્માન્તરગત છે અને અવર્ણનીય છે. પ્રતિભાના અનોખાપણાના તથા અવર્ણનીયતાના સ્વીકારમાં આ પ્રતિભાની ગૂઢતાનો સ્વીકાર છે તે સાથે તેની વામનની દૃષ્ટિએ અવ્યાખ્યેયતાનો પણ સ્વીકાર છે. કાવ્યરચનાની આ શક્તિ એ અનેક જન્મોનાં કર્મ તથા ચિન્તનના

પરિપાક રૂપે મળેલો જન્મજાત સંસ્કાર છે; એટલે કે પ્રતિભા સહજ છે એ વિચાર અહીં પ્રગટ થઈ જાય છે.

પોતાના પુરોગામી આચાર્યોના ક્વચિત્ ભિન્ન દિશાઓમાં પણ દોડતા, કાવ્યવિષયક વૈવિધ્યપૂર્ણ ચિન્તનને સમન્વિત કરી વ્યવસ્થિત કરનાર 'વાગ્દેવતાવતાર' મમ્મટ તેના શક્તિના ચિન્તનમાં પ્રાય: વામનને જ અનુસરે છે તેથી કંઈ વિશેષ તેણે ચિન્તવ્યું નથી. તે કહે છે કે :

शक्तिः कवित्वबीजरूपः संस्कारविशेषः, यां विना काव्यं न प्रसरेत्, प्रसृतं वा उपहसनीयं स्यात् ।

ફેર હોય તો એટલો છે કે ભામહને અનુસરી વામન પ્રતિભાને संस्कारविशेषः कश्चित्–'કોઈ રહસ્યમય વિશિષ્ટ સંસ્કાર' કહે છે, જ્યારે મમ્મટ તેની વિશિષ્ટતા પર જ ભાર મૂકે છે.

પરન્તુ વામનના અનુગામી અને મમ્મટના પુરોગામીઓએ આ બંને આચાર્યોની તુલનાએ પ્રતિભાની બાબતમાં ઘણું અને સૂક્ષ્મ તથા વૈવિધ્યપૂર્ણ ચિન્તન કર્યું છે.

સર્વ પ્રથમ આપણે આ બાબત જે ચિન્તન આનંદવર્ધને આપ્યું છે તે જોઈએ. આ ચિન્તન વ્યવસ્થિત અને પદ્ધતિસરનું નથી પણ છૂટાછવાયા વિચારો રૂપે છે. આ વિચારોને સાથે ગોઠવવાથી આચાર્ય આનંદવર્ધનની પ્રતિભાવિષયક વિચારણાને વ્યવસ્થિત સમજી શકાય તેમ છે. તે કહે છે :

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।<br>
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥ (१–६)

કવિની સ્ફુરતી પ્રતિભા એ એક એવી વિશિષ્ટતા છે, જે તેને આ જગતથી અતીત, અર્થાત્ ચેતના કરતાં વધારે ચેતનામય અને વાસ્તવિકતા કરતાં વધારે વાસ્તવિક એવા, જગતનું દર્શન કરાવે છે. આ પછી એ કહે છે :

भावानचेतनापि चेतनवच्चेतनानचेतनवत् ।<br>
व्यवहारयति यथेष्टं सुकविः शब्दे स्वतन्त्रतया ॥

ત્યારે તે સ્પષ્ટ કરવા માગે છે કે કવિ તેની પ્રતિભાના બળે, પોતાની કલ્પનાના અને સંવેદનાના બળે, યથેષ્ટ રીતે જીવનમાં અને કલ્પનાલોકમાં વ્યવહાર કરે છે અને એવું સર્જન કરે છે જે ચેતનામય માનવોને વધુ ચેતનામય બનાવે અને ચેતનોને અનોખા રસભાવસમન્વિત સર્જનમાં તદાકાર કરીને મુક્ત કરે. કવિ આમ પોતાની પ્રતિભાના બળે જીવનના જ દર્શન, ભાવન; સંવેદનને

પોતાની રીતે સંસ્કારી સૌન્દર્યાન્વિત જગતનું સર્જન કરે છે, જે સામાન્ય રીતે જગતમાં સંભવતું નથી, કવિનો આ વ્યવહાર કેવળ કાલ્પનિક નથી, પરંતુ વાસ્તવિકતાને અવનવા સૌંદર્યથી અન્વિત કરનાર અને એ અર્થમાં અસામાન્ય સર્જન અભિવ્યક્ત કરનાર બને છે. વળી તે કહે છે કે:

न काव्यार्थविरामोऽस्ति यदि स्यात्प्रतिभागुणः । (૪–૬)

અહીં એ કહેવા માગે છે કે પ્રતિભા રૂપી ગુણ હોય તો કાવ્યાર્થ અવિરત ચાલ્યા કરે, અર્થાત્, કવિનો કાવ્યપ્રવાહ ન અટકે, અને સાથે સતત તે નવાને નવા અર્થોની અનુભૂતિ સહૃદયવાચકને કરાવ્યા કરે. હવે તે કહે છે કે :

वाल्मीकिव्यतिरिक्तस्य यद्येकस्यापि कस्यचित् ।
इष्यते प्रतिभार्थेषु तत्तदानन्त्यमक्षयम् ॥

ત્યારે તે વાલ્મીકિની જ પ્રતિભાને આદર્શ ગણે છે અને ઉમેરે છે કે એવી પ્રતિભા કાવ્યમાં સૌન્દર્ય અને ભાવાનુભૂતિનો અનંત અને અક્ષય ભંડાર સર્જે છે. કલ્પનાના બળે કવિ જે વિભિન્ન સૌંદર્યો સર્જવાની ક્ષમતા ધરાવે તેનો પાશ્ચાત્યો નિર્દેશ કરે છે. તે જ વાત આનંદવર્ધન અહીં રજૂ કરે છે.

અભિનવગુપ્ત તેની 'લોચન' ટીકામાં જુદે જુદે સ્થળે પ્રતિભા બાબત છૂટા છવાયા જે ઉલ્લેખો કરે છે, તેમાં મુખ્ય આ છે :

प्रतिभा अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा । तस्याः विशेषो रसावेशवैशद्यसौन्दर्यकाव्यनिर्माणक्षमत्वम् ।

પ્રતિભાની વ્યાખ્યા તે અપૂર્વ વસ્તુનું નિર્માણ કરવાની ક્ષમના ધરાવતી પ્રજ્ઞા એટલે હૃદયની સૂઝ, એવી કરે છે. અહીં અપૂર્વ વસ્તુ એટલે પૂર્વે બીજાને ન સૂઝી હોય તેવી વસ્તુ. આ કવિની મૌલિકતા કવિપ્રતિભાની વિશેષતા પર આધારિત છે. દરેક કવિની આગવી પ્રતિભા હોય અને તેના બળે તે સતત નવુંને નવું સર્જન કરતો રહે એવી અભિનવગુપ્તની અપેક્ષા છે. પૂરો સંભવ છે કે પ્રતિભા બાબતનું તેનું આ વિધાન તેના ગુરુ ભટ્ટતૌતના નિમ્નલિખિત વિધાનથી પ્રેરાયું છે :

स्मृतिर्व्यतीतविषया मतिरागामिगोचरा ।
बुद्धिस्तात्कालिकी प्रोक्ता प्रज्ञा त्रैकालिकी मता ।
प्रज्ञां नवनवोन्मेषशालिनीं प्रतिभां विदुः ॥

બુદ્ધિ અને કવિની પ્રજ્ઞા વચ્ચે આ વિધાન જે ભેદ પાડે છે તે નોંધપાત્ર છે. તે બુદ્ધિને તાત્કાલિકી કહે છે અને પ્રજ્ઞાને ત્રૈકાલિકી કહે છે, જે સ્પષ્ટ

કરે છે કે કવિ પોતાની પ્રતિભાનાં બળે, કલ્પનાના બળે ત્રણેય કાળનાં રહસ્યોને ભેદીને જીવનનાં રહસ્યો જોઈ તારવવાનું સામર્થ્ય ધરાવે છે. આ પ્રજ્ઞા તેની આ વિશેષતાને કારણે જ નવા નવા ઉન્મેષો પ્રગટ કરે છે, અને તેનાથી શોભે છે. સાથે એ પણ સિદ્ધ થાય છે કે સ્મૃતિ તથા બુદ્ધિથી અતીત અને તેથી રાગાતીત અને અગોચર હોય છે.

આ જ વાત ફરી એક વિધાનમાં અભિનવગુપ્ત આ રીતે પ્રગટ કરે છે :

'शक्तिः प्रतिभानं वर्णनीयवस्तुविषयनूतनोल्लेखशालित्वम् ।

આમ, માઘે તેના 'શિશુપાલવધ'માં સ્પષ્ટ કર્યું છે તેમ :

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ।

એ રમણીયતા કવિની આ નવનવોન્મેષશાલિની પ્રતિભાના બળે જ સિદ્ધ થાય. પ્રતિભાની બાબતમાં પોતાના વિચારોની વિશેષ સ્પષ્ટતા અભિનવગુપ્તે પોતાની 'લોચન' ટીકાના આરંભે આ રીતે કરી છે :

अपूर्वं यद्वस्तु प्रथयति विना कारणकलां जगद्ग्रावप्रख्यं निजरसभरात् सारयति च ।
क्रमात्प्रख्योपाख्याप्रसरसुभगं भासयति तत् सरस्वत्यास्तत्त्वं कविसहृदयाख्यं विजयताम् ॥

કવિ અને સહૃદયને જાણીતું સરસ્વતી દેવીનું રહસ્ય જે કવિપ્રતિભાના સર્જનથી વિજય પામે તેવી અભિનવગુપ્તની પ્રાર્થના છે તે પ્રતિભા આ શ્લોક અનુસાર આટલી સિદ્ધિઓ પામે છે :

(૧) અપૂર્વ વસ્તુનું નિર્માણ કલાત્મક રીતે કરે.

(૨) આ નિર્માણ એટલે કાવ્યનું સર્જનમાત્ર સર્જનને ખાતર હોય; કોઈ બાહ્ય કારણો વિના, આપોઆપ સ્વયંભૂ રીતે થાય.

(૩) જડ જગતને તે નૂતન રસમય ચેતનામાં મગ્ન કરે.

(૪) આવું સરસ્વતીના સર્જનનું રહસ્ય કવિ અને સહૃદય બે જ જાણે અને પામે.

આડકતરી રીતે અહીં કવિની માફક જ સહૃદયની પણ વિશિષ્ટ પ્રતિભાનો સ્વીકાર અભિનવગુપ્ત કરે છે.

આનંદવર્ધન અને અભિનવગુપ્તનાં પ્રતિભાવિષયક વિધાનોને આપણે આ રીતે સમજી શકીએ. પ્રતિભા એ કવિના વ્યક્તિત્વની વિશેષતા છે, પ્રતિભાથી જ કવિ બને છે. આ પ્રતિભા એટલે જગતના સામાન્ય વ્યવહાર તથા જીવનનાં સર્જનથી અતીત, અસામાન્ય એવું સર્જન કરનારી શક્તિ. આ શક્તિ કવિના

દર્શન, ભાવન તથા કલ્પનથી ઉદ્‌ભવે જ અને જીવનના રહસ્યને પકડી લેતી હોય તે રીતે જીવનનું એવું ભાવાત્મક, રસાત્મક સર્જન કરે છે કે તેનાથી સહૃદય વાચકને રસાત્મક, સૌંદર્યાન્વિત સર્જનમાં તન્મય થવાનો અનુભવ થાય અને તે મુગ્ધ બને. પ્રતિભાના બળે સંવેદનશીલ કવિ આ અર્થમાં અપૂર્વ વસ્તુ કલાત્મક રીતે સર્જે છે; તે ત્રિકાલાતીત શાશ્વત સર્જન એ રીતે કરે કે જેમાં સતત નવીનતાનો અનુભવ થાય અને તેને લીધે સહૃદય વાચકને એવો અનુભવ થાય કે પૂર્ણ સ્વતંત્રતા સહ યથેષ્ટ વ્યવહાર કરતો પ્રતિભાસંપન્ન કવિ પોતાના કાવ્ય જગતમાં વાસ્તવિકતાને વધુ વાસ્તવિક, ચેતનાને વધુ ચેતનામય, સજીવતાને વધુ સજીવ બનાવી દે છે અને તેથી ચેતનોને મુગ્ધ કરે છે. આ જ છે કવિનો અનંતતાને આવરી લેતો અક્ષય ભંડાર. આમ કવિપ્રતિભા જે સર્જે છે તે જાણે જીવનને નવીન રીતે અનુભવતાં, જીવતાં, સહૃદયોને શીખવે છે. ભરતે તેના 'નાટ્યશાસ્ત્ર'માં કહ્યું છે :

न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
न तत्कर्म न योगोऽसौ नाटके यन्न दृश्यते ॥ (२१–१२२)

અને ભામહ તેના 'કાવ્યાલંકાર'માં કહે છે :

न स शब्दो न तद्वाच्यं न सो न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान् कवेः ॥

આ વાસ્તવિકતા સ્વીકાર્યા પછી જ કવિની પ્રતિભા જે સર્જન કરે છે તેનાં વૈશિષ્ટ્યો આ રીતે આલંકારિકો સમજાવે છે. પ્રતિભાના કાર્ય અને પરિણામની, વિશેષતઃ પરિણામની, મીમાંસામાં આનન્દવર્ધન તથા અભિનવગુપ્તની મીમાંસા અગ્રેસર છે.

પ્રતિભાની વ્યાખ્યામાં આ પછી નોંધપાત્ર બે લેખકો છે રાજશેખર અને મહિમભટ્ટ. રાજશેખર તેના મૌલિક ગદ્યપ્રધાન ગ્રંથ 'કાવ્યમીમાંસા'માં કહે છે કે :

या शब्दग्राममर्थसार्थमलङ्कारतन्त्रमुक्तिमार्गमन्यदपि तथाविधमधिहृदयं प्रतिभासयति सा प्रतिभा ।

सा (शक्तिः) केवलं काव्ये हेतुरिति यायावरीयः । विप्रसृतिश्च सा प्रतिभाव्युत्पत्तिकर्मणि । शक्तिकर्तृके हि प्रतिभा व्युत्पत्तिकर्मणि । शक्तस्य प्रतिभाति शक्तश्च व्युत्पद्यते ।

રાજશેખરનાં આ વિધાનોમાં ઉપર્યુક્ત ચર્ચામાં વિશેષતા ઉમેરતી એક વિચારણા પ્રગટ થાય છે. તે કહે છે કે પ્રતિભાગુણ એ એવો ગુણ છે જે કાવ્ય

રચનામાં કાવ્યનાં તમામ અલંકરણોને પણ પોતાના બળે પ્રભાવિત કરે છે. કવિની રીતિ કવિના કૃતિગત ભાવના માફક કવિપ્રતિભાથી ભાવિત; પ્રભાવિત થઈને કાવ્યમાં ઉદ્ભવે છે; કાવ્યનાં તમામ અલંકરણો માટે કહી શકાય કે જેવી પ્રતિભા તેવાં કવિકાવ્યગત અલંકરણો: ભાવપક્ષ પર કવિપ્રતિભાને જે વિશિષ્ટ પ્રભાવ પડે છે તેમા આ કલાપક્ષની વાત ઉમેરીને આચાર્ય રાજશેખર તેનો પૂરક બને છે. આ રીતે આચાર્યોનું ચિન્તન એ કક્ષાએ પહોંચે છે, જ્યારે એમ કહી શકાય કે જેવી કવિની પ્રતિભા તેવો તેનો કાવ્યના અણુએ અણુ પર પ્રભાવ, અથવા સમગ્રપણે તેવું જ તેનું કાવ્ય.

આનંદવર્ધનના પુરોગામી રુદ્રટે તેના 'કાવ્યાલંકાર'માં, અને ધ્વનિસિદ્ધાન્તનું એટલે કે આનન્દવર્ધનનું ખંડન કરનારા મહિમભટ્ટના 'વ્યક્તિવિવેક'માં, પ્રતિભા વિષે એક મૂલ્યવાન વિધાન કર્યું છે જે આ સંદર્ભમાં ઉતારવા જેવું છે. પ્રતિભાને શકિત તરીકે ઓળખીને રુદ્રટ કહે છે કે :

> मनसि यदा सुसमाधिनि विस्फुरणमनेकधाऽभिधेयस्य ।
> अक्लिष्टानि पदानि च विभान्ति यस्यामसौ शक्तिः ॥ (१-१५)

અન્ય તમામ અલંકારિકો પ્રતિભાના પરિણામની દૃષ્ટિએ પ્રતિભાની વિશેષતાઓની ચર્ચા કરે છે ત્યારે રુદ્રટ એ એક જ એવો નોંધપાત્ર આલંકારિક છે જે સર્જન પૂર્વે કવિના મનમાં કઈ પ્રક્રિયા થાય છે તેના રહસ્યમાં ઉતરી શકિતની વ્યાખ્યા કરે છે. કાવ્યસર્જન પ્રક્રિયા બાબતમાં આવાં સીધાં વિધાનો અલંકારશાસ્ત્રે આપણને ઘણાં ઓછાં આપ્યાં છે તે શકિતની આ વ્યાખ્યામાં આટલી બાબતો પર ભાર મૂકે છે–(૧) સુસમાધિ મન, અર્થાત્ સમગ્રતયા સરખી રીતે એકાગ્ર બનેલ કવિનું મન; (૨) અભિધેયોનું, એટલે કવિને જે ભાવાદિ વ્યકત કરવા છે તેનું, અનેક વિભિન્ન રીતે વિસ્ફુરણ અને પ્રકટીકરણ; અને (૩) કવિના મનમાં ભાવાભિવ્યકિત માટે સ્ફુરતાં પદોનું અકિલષ્ટ રીતે એટલે કે મધુર મનોરમ રીતે ભાસિત થવું. સર્જન પૂર્વે એકાગ્ર બનેલ મન પૂર્ણ તલ્લીનતાં સહ જે વિભિન્ન ભાવાદિનું સ્ફુરણ અનુભવે અને તેને કાવ્યરૂપે પ્રગટ કરે તે અકિલષ્ટ રીતે, મધુર રીતે પ્રગટ થાય તે સ્થિતિમાં જ તજ્જનિત સર્જનની અનુભૂતિ પણ તેવી જ મનોરમ બને. અગમ્ય રીતે છતાં રુદ્રટ એ ભાવ પ્રગટ કરવા માગે છે કે કવિના હૃદયમાં ભાવાભિવ્યકિત, સૌન્દર્યનું સ્ફુરણ જેટલું અકિલષ્ટ, એટલે કે હૃદયસ્પર્શી, સુમધુર હશે તેટલી તેની અનુભૂતિ અકિલષ્ટ, હૃદયસ્પર્શી, સુમધુર, સહૃદય વાચકને માટે બનશે. અને આ સ્પષ્ટતા સાથે

પ્રતિભા વિષયક આનન્દવર્ધન તથા અભિનવગુપ્તનું ચિન્તન વધુ સમૃદ્ધ બને છે તે નિર્વિવાદ હકીકત છે.

મહિમભટ્ટનું વિધાન આ છે :

> रसानुगुणशब्दार्थचिन्तास्तिमितचेतसः ।
> क्षणं स्वरूपस्पर्शोत्था प्रज्ञैव प्रतिभा कवेः ॥

આ વિધાનનો એ ભાવ છે કે કવિની અનેરી પ્રતિભા એ એની પ્રજ્ઞા જ છે, એટલે કે ચેતનાની, હૃદયની, આંતરિક સૂઝ છે, જે રસના માર્ગે કાવ્યનું પૂરું સૌન્દર્ય રહસ્ય કાવ્યમાં પ્રગટ કરી સહૃદય વાચકને મુગ્ધચિત્ત કરે છે એક રીતે આ વિધાન પણ આનંદવર્ધન, અભિનવગુપ્ત તથા રુદ્રટનાં પ્રતિભા વિષયક વિધાનોનું પૂરક છે. મહિમભટ્ટ કહે છે તે રીતે જે પ્રજ્ઞા સહૃદય વાચકને સ્તિમિત કરનારી હોય તે ત્રૈકાલિકી હોય, રસાભિવ્યક્તિનો માર્ગ ગ્રહણ કરે. સામે રસાભિવ્યક્તિના માર્ગે પ્રગટ થતી કાવ્યકલા સહૃદય વાચકને કાવ્ય સર્જન સમયે પોતાની કલ્પનાથી જે રહસ્યો જુએ અનુભવે છે તેનો અનુભવ કરાવે. અહીં અને રુદ્રટનાં વિધાનોમાંથી પ્રતિભા એટણે અનોખું ત્રિકાલાબાધિત કલ્પન કરતી પ્રજ્ઞા એવો અર્થ નિષ્પન્ન થાય છે અને તે પ્રતિભા પાસેથી આનંદવર્ધન અને અભિનવગુપ્તે જે અપેક્ષાઓ રાખી છે તેને પૂર્ણ કરે છે. અન્ય આલંકારિકોનાં પ્રતિભાવિષયક વિધાનો ચર્ચતાં પહેલાં રાજશેખરની પ્રતિભાવિષયક વિસ્તૃત ચર્ચાના બે ત્રણ મુદ્દા અત્રે નોંધવા અને ચર્ચી લેવા એ યોગ્ય થશે. તેણે 'સહજા' શક્તિના જે પ્રકારો પાડ્યા છે તે ખાસ નોંધપાત્ર છે. તે કહે છે કે :

सा (शक्तिः) च द्विधा, कारयित्री भावयित्री च । कवेरुपकुर्वाणा कारयित्री । साऽपि त्रिविधा सहजाऽऽहार्यौपदेशिकी च । जन्मान्तरसंस्कारापेक्षिणी सहजा । इह जन्मसंस्कारयोनिराहार्या । मन्त्रतन्त्राद्युपदेशप्रभवा औपदेशिकी । ...त इमे त्रयोऽपि कवयः सारस्वतः, औपदेशिकश्च ।...भावकस्योपकुर्वाणा भावयित्री । सा हि कवेः श्रममभिप्रायं च भावयति ।

શક્તિ કિંવા પ્રતિભાને કારયિત્રી અને ભાવયિત્રી એમ બે પ્રકારની કહી છે. અહીં આપણી નિસ્બત કારયિત્રી સાથે છે. કારયિત્રી એટલે સર્જન કરનારી પ્રતિભા એટલે કવિની પ્રતિભા. ભાવયિત્રી પ્રતિભા એટલે સર્જનનું ભાવન કરનારી પ્રતિભા, અર્થાત્ આલોચનની પ્રતિભા. સર્જક અને આલોચક બંને પ્રતિભાશાળી વ્યક્તિઓ છે; આલોચના માટે પણ પ્રતિભા વિશેષ જરૂરી

છે. બીજી રીતે આ ભાવયિત્રી પ્રતિભા એટલે આસ્વાદકની પ્રતિભા પણ કહી શકાય અને એ અર્થમાં રાજશેખર સહૃદયની વ્યાખ્યા કરે છે એમ ગણી શકાય. કવિતાના સર્જન અને ભાવનાનાં કાર્યો માટે શક્તિ જરૂરી છે એમ સ્પષ્ટતા કરવા ઉપરાંત આ રીતે કવિતાનાં બે ક્ષેત્રોની સંયુક્ત મીમાંસા કરે છે તે નોંધપાત્ર છે. આ ઉપરાન્ત રાજશેખર કારયિત્રી પ્રતિભાને ત્રણ પ્રકારની કહી સહજ પ્રતિભાથી અન્વિત કવિને સારસ્વત કહે છે. સાથે સ્વપ્રયત્ને જીવનના કાર્યના બળે પણ કાવ્યસર્જન કરી શકે તેવું વિધાન કરે છે તેમાં દંડીના મતનો સ્વીકારે છે. પુરોગામીઓએ જે વિશેષતઃ નૈસર્ગિકી પ્રતિભાની જ વાત પર ભાર મૂક્યો છે તેના સંદર્ભમાં આ મત નોંધપાત્ર રીતે જુદો પડે છે. બાકી દંડીએ કારયિત્રી પ્રતિભાનો સ્વીકાર કર્યો છે. તે મતની સામે દંડીનાં વિધાનોનું જુદું અર્થઘટન સંભવે છે અને અમે તે આ પ્રસ્તાવનામાં અન્યત્ર આપેલ છે. દંડીના મતનું અમે કરેલ અર્થઘટન માન્ય હોય તો પ્રસિદ્ધ આલંકારિકોમાં આ રીતે નૈસર્ગિકી પ્રતિભા વિના સ્વપ્રયત્ને, એટલે કારયિત્રી પ્રતિભાના બળે પણ કવિ બની શકાય એ વાત રાજશેખરે સ્વીકારી ગણાશે.

આ ઉપરાંત આ મીમાંસામાં રાજશેખરે તત્ત્વાભિનિવેશી વિવેચક પણ કાવ્યના ક્ષેત્રમાં કેટલો મહત્ત્વનો છે તે વાત પર ભાર મૂકી સમુચિત વર્ણન કર્યું છે. તેમાં નિમ્નલિખિત શ્લોકો ખાસ ધ્યાનપાત્ર છે. કાવ્યને જેવો સર્જક મહાન જરૂરી છે તેવો જ પ્રશંસક, આસ્વાદક અને આલોચક પણ અપેક્ષિત છે એમ કહીને રાજશેખર આલોચકની પ્રતિભા ચર્ચે છે તે તેનું મૌલિક પ્રદાન છે. આટલું સૂક્ષ્મ ચિન્તન અન્ય આચાર્યોને ભાગ્યે જ સૂઝયું છે :

> शब्दानां विविनक्ति गुम्फनविधीनामोदते सूक्तिभिः
> सान्द्रं लेढि रसामृतं विचिनुते तात्पर्यमुद्रां च यः ।
> पुण्यैः सङ्घटते विवेक्तृविरहादन्तर्मुखं ताम्यतां
> केषामेव कदाचिदेव सुधियां काव्यश्रमज्ञो जनः ॥

આમ છતાં સર્જનપ્રક્રિયાની બાબતમાં તે ખાસ કંઈ લખાતો નથી તે પણ હકીકત છે.

આ સિવાયના અલંકારિકોના પ્રતિભા બાબતના વિચારો ખાસ નોંધપાત્ર નથી. જગન્નાથ, જયદેવ, કમલાકર, વૈદ્યનાથ, હેમચન્દ્ર આદિ પ્રતિભા કિંવા શક્તિને કારણ તરીકે ઓળખે છે પરંપરાગત ઉતાવળાં વિધાનોથી વિશેષ તેઓ કાંઈ આપતાં નથી.

પ્રતિભાની આ ચર્ચામાં સર્વપ્રથમ એ હકીકત નોંધપાત્ર છે કે પ્રતિભાની વ્યાખ્યા કવિદષ્ટયા અથવા સર્જનપ્રક્રિયાદષ્ટચા અપવાદરૂપ રુદ્રટ સિવાય કોઈ આચાર્યે આપી નથી. બધા જ આચાર્યો સર્જન, સહૃદયનું ભાવન તથા રસાસ્વાદનની દૃષ્ટિએ આ પ્રતિભામીમાંસા કરે છે. આથી એક હકીકત સ્પષ્ટ થાય છે કે કાવ્યસર્જનપ્રક્રિયાના રહસ્યમાં ઉતરવાનો ખાસ કોઈ ગંભીર ગણી શકાય તેવો પ્રયત્ન આ આચાર્યોએ કર્યો નથી. રુદ્રટે દિશાસૂઝ કરી તે છતાં આનંદવર્ધન અને અભિનવગુપ્તને પણ આ રહસ્યમાં વિગતે ઉતરવાનું સૂઝયું નથી. રસમીમાંસા જે રીતે સામાજિકની અનુભૂતિની દૃષ્ટિએ વિકસી તેવું જ પ્રતિભાનું પણ બન્યું છે. એક સંસ્કૃત કવિ કહે છે કે जानाति हि पुनः सम्यक् कविरेव कवेः श्रमम् અને તે છતાં કાવ્યનાં રહસ્યોમાં આલંકારિકો સતત ઉતર્યા છે અને તેમણે ઘણી મૂલ્યવાન મીમાંસા આપી છે. સર્જનપ્રક્રિયાની બાબતમાં પણ કેટલાંક આડકતરાં વિધાનો ને ઇશારા મળી રહે છે. અને એ તમામને એકઠા કરી, વ્યવસ્થિત કરી એક સમન્વિત વિચારધારા તરીકે ઉપસાવવાની શક્યતા છે. અત્રે તો એટલું જ નોંધીએ કે પ્રતિભાના સંદર્ભમાં આ પ્રશ્નની ખાસ સીધી ચર્ચા થઈ નથી.

પ્રતિભાની ચર્ચા વિશેષે કરીને આચાર્યો કાવ્યોત્પત્તિનાં કારણોના નિર્દેશના સંદર્ભમાં કરે છે. આમાં આપણે તમામ આચાર્યોની વિચારણાનું તારતમ્ય કાઢીએ તો મુખ્ય ત્રણ વિચારો મળે છે :

(૧) પ્રતિભા, અને નૈસર્ગિકી પ્રતિભા જ, એટલે કે જન્મજન્માન્તર પ્રાપ્ત વિશિષ્ટ સંસ્કાર કે વાસના જ, કવિના કાવ્યસર્જનનું કારણ છે.

(૨) પ્રતિભા, એ જ કાવ્યોત્પત્તિનું કારણ છે. છતાં આ પ્રતિભા વ્યુત્પત્તિ, અભ્યાસથી એટલે કે દંડીના શબ્દોમાં બહુ નિર્મલ જ્ઞાન અને સતત અભિયોગ એટલે કે કાવ્યરચના અને સુધારણાની આદતથી સંસ્કારાય છે.

(૩) પ્રતિભા, વ્યુત્પત્તિ અથવા બહુ નિર્મલ જ્ઞાન અથવા નિપુણતા અને અભ્યાસ અથવા અમન્દ અભિયોગ એ ત્રણ એક કારણ બની કાવ્યોત્પત્તિને સંભવિત બનાવે છે. દંડી, મમ્મટ વગેરેનો આ મત છે. મમ્મટ તેની વૃત્તિમાં સ્પષ્ટતા કરે છે કે–समुदिता न व्यस्ताः तस्य काव्यस्य उद्भवे निर्माणे समुल्लासे च हेतुर्न हेतवः । (પ્રથમ ઉલ્લાસ) આગલા મતના પ્રતિપાદકો કહી શકે કે कवित्वं जायते शक्तेर्वर्धतेऽभ्यासयोगतः અર્થાત્ કાવ્ય જન્મે પ્રતિભાથી, પરન્તુ ઉત્કૃષ્ટ અને

વ્યુત્પત્તિ અને અભ્યાસથી. આ મતનો મમ્મટ અસ્વીકાર કરે છે. તે તો સ્પષ્ટ જ છે કે કાવ્યોત્પત્તિ તેમ જ કાવ્યોત્કર્ષ બંને આ ત્રણ હેતુના સમન્વય રૂપ એક હેતુથી સંભવે છે.

પ્રતિભાનો ખ્યાલ આ રીતે કાવ્યહેતુઓના સંદર્ભમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે ત્યાં કવિપ્રતિભાના ઉદ્ભવ અને વિકાસનો સામાન્ય ખ્યાલ પ્રગટ થાય છે. કાવ્ય કઈ રીતે ઉદ્ભવે છે, ઉત્તમ કાવ્ય કાવ્ય કઈ રીતે ઉદ્ભવે છે ,વગેરે પ્રશ્નોનો પ્રત્યુત્તર મેળવવા. તેમણે પ્રયત્ન કર્યો છે તે અહીં દેખાઈ આવે છે, છતાં થોડેઘણે અંશે રાજશેખર તેની સૂક્ષ્મ અને સવિસ્તર ચર્ચામાં પડયો છે તે સિવાય કોઈ અન્ય આલંકારિક પડયો નથી. મમ્મટે लोकशास्त्रकाव्याद्यवेक्षणात् निपुणता એ પ્રમાણે વિધાન કર્યું છતાં આ બધાનું અવેક્ષણ એટલે શું, નિપુણતા એટલે શું અને એ નિપુણતા કઈ રીતે પ્રતિભાને ઉપકારક બને છે તેની વિગતો આપણને અહીં મળતી નથી. આવું જ અભ્યાસનું પણ છે. રાજશેખરની વિસ્તૃત ચર્ચામાં પણ પ્રતિભાનાં ચિન્તનની અને કાવ્યોત્પત્તિનાં કારણોની સૂક્ષ્મ તાત્ત્વિક ચર્ચા ઓછી છે.

પશ્ચિમની આલોચનાએ કવિની કલ્પના (imagination) અને તેને પરિણામે જે અનોખી કાવ્યાત્મક આકૃતિઓ સર્જાય છે, જેને poetic images કહે છે, તેની જેવી સ્પષ્ટ કરી, તેવી તાત્ત્વિક, સૂક્ષ્મ અને વિસ્તૃત ચર્ચા કલ્પના તથા આકૃતિની ચર્ચા કરવાનો અવકાશ પણ આપણા સાહિત્યશાસ્ત્રીઓ પાસે હતો. કેટલીક આડકતરી ચર્ચા આનંદવર્ધન અભિનવગુપ્ત, આદિ કરે છે. પરંતુ પ્રતિભાના અભિગમને ઘણો વધુ સ્પષ્ટ કરવાનો અવકાશ તેમની પાસે હતો, અને તેની પાછળ કાવ્યગત ઘણી ઘણી સમસ્યાઓનું, ખાસ કરીને સર્જનની પ્રક્રિયાની ગૂઢ સમસ્યાનું, નિરાકરણ કરવાની શકયતા તેમની પાસે હતી, પણ એ શકયતાઓને ચર્ચવાનું એમને સૂઝ્યું નથી, કે પ્રસ્તુત લાગ્યું જણાતું નથી. આ છતાં પ્રતિભાનો ખ્યાલ જેવો છે તેવો તેના પોતાના સંદર્ભમાં સમૃદ્ધ છે તેમાં શંકા નથી.

**સર્જનપ્રક્રિયા**

પ્રતિભાની વિચારણાના અનુસંધાનમાં અધૂરી અને અવિશદ છતાં જે વિચારણા ભારતીય કાવ્યમીમાંસકોએ સર્જનપ્રક્રિયા બાબત કરી છે તે સમજી લેવી એ ઇષ્ટ થશે, અને તેના થકી ભવિષ્યમાં આ વિષયના સંશોધનનો કેટલો અવકાશ છે તેનો નિર્દેશ પણ મળી રહેશે. સંભવ છે કે આના વિશેષ ઊંડાણમાં

ઊતરવામાં આવે તો કૈંક વિશેષ ચિન્તનસમૃદ્ધિ તેમાંથી પ્રાપ્ત થાય. આદિકવિ વાલ્મીકિની રચના 'રામાયણ' કયા સંજોગોમાં થઈ તેની ચર્ચા આજ પ્રાસ્તાવિક અભ્યાસમાં અન્યત્ર કરી છે, કારણ, 'રામાયણ'ના સર્જનની જે ભૂમિકા 'રામાયણ'-માં પ્રાપ્ત થાય છે તેમાં વાલ્મીકિના હૃદયમાં જાગેલો શોક શ્લોકત્વને પામ્યો તેનો નિર્દેશ કેટલાક અનુગામી આલંકારિકો અને કવિઓએ કર્યો છે, તેમની ચર્ચામાંથી સર્જનપ્રક્રિયાવિષયક ચિન્તનના ઓછા ઇશારા મળી રહે છે. અહીં સર્જન પ્રક્રિયા બાબતમાં થયેલા ચિન્તનને નિર્દેશી, જે ઉલ્લેખો મળે છે તેને કંઈક વ્યવસ્થિત સ્વરૂપે ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે. તે વખતે જ એક સ્પષ્ટતા કરી લેવી ઘટે કે શ્રી બલદેવ ઉપાધ્યાય પોતાના 'ભારતીય સાહિત્યશાસ્ત્ર'માં જે સર્જન પ્રક્રિયા બાબતનું ગૂઢ અને તાત્ત્વિક ચિન્તન ભારતીય આલંકારિકોએ કર્યું માને છે તે ખરેખર ભારતીય કાવ્યમીમાંસામાં પાશ્ચાત્ય વિચારણા જોવાનો પ્રયત્ન છે અને તેઓ પણ એ ચિન્તન ખરેખર ગૂઢ અને તાત્ત્વિક છે તે સિદ્ધ કરી શક્યા નથી. અછડતા ઉપરછલ્લા નિર્દેશોમાં ઘણું ઘણું જોઈ લેવાની વૃત્તિ તેમાં કાર્ય કરે છે. અહીં અમે એ વિચારણાને તે જેવી છે તેવા વાસ્તવિક સ્વરૂપે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે.

અભિનવગુપ્ત તેની 'લોચન' ટીકાના આરંભે કવિવાણીના રહસ્યની પ્રશંસાપરક વંદના કરે છે, તેમાં તેનું અન્તિમ વિધાન છે કે :

> सरस्वत्यास्तत्त्वं कविसहृदयाख्यं विजयतात् ।

વળી કવિવાણીની પ્રશસ્તિ મંખક આ શબ્દોમાં કરે છે :

> विना न साहित्यविदापरत्र गुणः कथञ्चित्प्रथते कवीनाम् ।
> आलम्बते तत्क्षणमम्भसीव विस्तारमन्यत्र न तैलबिन्दुः ॥

ભવભૂતિ તેના 'ઉત્તરરામચરિત'ને આરંભે આ પ્રમાણે સરસ્વતીવંદના કરે છે:

> इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।
> विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥

અને જગદ્ધરનું વચન છે કે :

> शब्दार्थमात्रमपि येन विदन्ति तेऽपि यां मूर्छनामिव-मृगाः श्रवणैः पिबन्तः ।
> संरुद्धसर्वकरणप्रसरा भवन्ति चित्रस्थिता इव कवीन्द्रगिरं नुमस्तान् ॥

આ વિધાનોમાં મુખ્યતઃ આટલી બાબતોની સ્પષ્ટતા થાય છે :

(૧) સરસ્વતી એટલે કે કવિવાણીનું રહસ્ય મુખ્યત્વે કવિ અને સહૃદય સમજે છે, અનુભવે છે, આસ્વાદે છે.

(૨) કાવ્યસર્જનથી અને કાવ્યવાચનથી સહૃદય વાચક તથા કવિ બંનેના હૃદયનો કાવ્યસૌન્દર્યની અનુભૂતિ તથા ભાવોની સંવાદિતાનો અનુભૂતિના માર્ગે વિસ્તાર થાય છે. આ અનુભૂતિ તત્ક્ષણ થાય છે. વ્યક્તિત્વનો ભાવાનુભૂતિપરક વિસ્તાર કાવ્યનું મોટું પ્રદાન છે.

(૩) કવિ જે સર્જન કાવ્યરૂપે આપે છે તે અસામાન્ય એટલે કે દૈવી, અમૃત એટલે કે શાશ્વત અને આત્માની કલારૂપ છે, કારણ કવિ પોતાના હૃદયના રંગો પૂરીને કાવ્યસર્જન કરે છે. આ હૃદયના રંગોને જ પાશ્ચાત્ય મીમાંસા intuition અને imagination તરીકે ઓળખે છે.

(૪) શ્રેષ્ઠ કવિઓની વાણીમાં એ જાદુ છે જે શબ્દાર્થમાત્રને પણ ન જાણનારા માનવોને પણ અન્ય સર્વ કરણોના કાર્યને રૂંધી એક જ અનુભૂતિમાં સ્થિત કરે છે. મુગ્ધતામાંની નિમગ્નતા તેને જાણે કે ચિત્રાર્પિત હોય તેવા સ્થિર કરી દે છે. અહીં સહેજે 'શાકુન્તલ'ની પ્રસ્તાવનામાં નટીના ગીતના પ્રભાવે શું થયું તે બાબત સૂત્રધારના શબ્દો યાદ આવશે : आलिखितः इव सर्वतो रङ्गः । અને પછી તેના પોતાના પર પડેલ પ્રભાવનું નિરૂપણ :

तवास्मि गीतरागेण हारिणा प्रसभं हृतः ।

કાવ્યનો આવો પ્રભાવ સહૃદય પર પડે છે તેનું કારણ કવિના સર્જનની વિશિષ્ટતા ખૂબીઓ, અનોખાપણું એ છે. કવિમાં એ સામર્થ્ય છે કે તે પ્રતિભાના બળે સહૃદયવાચકને રસાસ્વાદથી ઉદ્ભવતા નિરતિશય આનન્દમાં તત્ક્ષણ, એટલે કે વાંચતાંની સાથે જ નિમગ્ન કરી દે છે. આ આનન્દની અનુભૂતિ માટે મમ્મટના શબ્દો આ છે : सकलप्रयोजनमौलिभूतं, समनन्तरमेव रसास्वादनसमुद्भूतं विगलित-वेद्यान्तरमानन्दम्. અને આ આનંદ માનવના રોજંદા સાંસારિક જીવનમાં ન સંભવતો અનોખો, અપૂર્વ, નિરતિશય આનંદ છે. આ આનન્દ જેવો અસામાન્ય છે તેવું જ એ આનન્દ આપનારું સર્જન અસામાન્ય છે. માટે જ તો આચાર્ય આનન્દવર્ધન કહે છે કે :

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।<br>
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥

સ્પષ્ટ છે કે આ આનન્દની અનુભૂતિ સહૃદય વાચકને કરાવી हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् (ભવભૂતિ) એવો અનોખો પ્રતિયોગ સાધનાર કાવ્યનું સર્જન જેવું અસામાન્ય હોય, તેવી જ અસામાન્ય કવિની પ્રતિભા અને કવિની

જ કવિની આ કાવ્યસર્જન કરતી શક્તિ કિંવા પ્રતિભાને શિવની સર્જનહારિણી શક્તિ સાથે સરખાવવામાં આવી છે અને એ રીતે આ શક્તિનું અનોખાપણું, તેની અસામાન્યતા સિદ્ધ કરવામાં આવી છે. 'લોચન' ટીકામાં અભિનવગુપ્ત તેને આ રીતે નિરૂપે છે :

यदुन्मीलनशक्त्यैव विश्वमुन्मीलति क्षणात् ।
स्वात्मायतनविश्रान्तां तां वन्दे प्रतिभां शिवाम् ॥

આનો અર્થ એવો થાય કે આ શિવાશક્તિ માફક જ કવિપ્રતિભા જાગે અને સ્ફુરવા લાગે ત્યાંજ જગત જાગતું, અનેરી ચેતનાથી અન્વિત બની જાય. કવિની આ શક્તિ વિશ્રામ કરવા લાગે તો કાવ્યજગત પણ શાંત પડી જાય. આથી જ કવિને તેના જગતનો એટલે કે કાવ્યના જગતનો પ્રજાપતિ કહ્યો છે.

अपारे काव्यसंसारे कविरेकः प्रजापतिः ।
यथास्मै रोचते विश्वं तथैव परिवर्तते ॥
शृङ्गारी चेत्कविः काव्ये जातं रसमयं जगत् ।
स एव वीतरागश्चेन्नीरसं सर्वमेव तत् ॥

અને અભિનવગુપ્તે ઉમેર્યું છે કે कवेरपि सहृदयायतनसततोदितप्रतिमाभिधानपरवाग्देवतानुग्रहोत्थितविचित्रापूर्वनिर्माणशक्तिशालिनः प्रजापतेरिव कामजनितजगतः ।

પ્રજાપતિની માફક કવિ પણ વિચિત્ર એટલે કે વૈવિધ્યપૂર્ણ અને અપૂર્વ એવા જગતનું નિર્માણ કરવાની શક્તિ ધરાવે છે અને તે તેની સતત ઉદિતા પ્રતિભાનું પરિણામ છે. એ આ વિધાનનો ભાવ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે આ કવિની પ્રતિભા કાવ્યસર્જન કરે છે ત્યારે કવિની મનોભૂમિકામાં કઈ કઈ સ્થિતિઓ ઉદ્‌ભવે છે, જેના પરિણામ રૂપ આવું અનોખું સર્જન થાય છે? રસનિષ્પત્તિની જે વિભિન્ન અવસ્થાઓ – પ્રત્યાયન, સમસંવેદન, સાધારણીકરણ, તન્મયી ભવન, રસાસ્વાદન અને આનંદાનુભૂતિ – દર્શાવવામાં આવી છે. તેવી કઈ અવસ્થાઓમાંથી પસાર થઈને આ સર્જન ઉદ્‌ભવે છે, અને કઈ રીતે, એ પ્રશ્નનો પ્રત્યુત્તર મેળવવા આપણે પ્રયત્ન કરીએ, ત્યારે અપેક્ષિત સ્પષ્ટ વિચારણા આપણને અહીં મળતી નથી. જે થોડી, અછડતી વિચારણા છે તે આ પ્રમાણે છે.

પશ્ચિમમાં કવિપ્રતિભાનાં intuition અને imaginationની સવિસ્તર ચર્ચા થઈ છે. આલોચકો ઉપરાંત દર્શનિકો પોતાના સૌંદર્યદર્શનમાં વિસ્તૃત

અને તાત્ત્વિક મીમાંસા કરે છે. એક ઉદાહરણ લઈએ તો કાન્ટની મીમાંસા આ વિષયમાં તાત્ત્વિક છે, તલસ્પર્શી છે. પ્રસિદ્ધ અસ્તિત્વવાદી ક્રોશેએ પણ આ પ્રશ્નની વિસ્તૃત ચર્ચા કરી છે. તેનાં બે એક વિધાનો નોંધીએ તો :

"Intuition is only intuition in so for as it is, in that very act, expression. An image that does not express, that is not speech, drawing, painting, sculpture or architecture – speech at least murmured to one self, song at least echoing within one's own breast, line and colour seen in imagination and colouring with its own tint the whole soul and organism – is an image that *does not exist.*" અને

Intuitive knowledge has no need of a master, not to lean upon anyone, she does not need to borrow the eyes of others; for she has most excellent eyes of her own." (Aesthetics p. 2–3).

સંસ્કૃતમાં આવી ચર્ચા કરનારા કેટલાક શ્લોકો આપણને મળે, જેમકે,

स तत्त्वदर्शनादेव शास्त्रेपु पठितः कविः ।
दर्शनाद् वर्णनाच्चाथ रूढा लोके कविश्रुतिः ॥
तथाहि दर्शने स्वच्छे नित्येऽप्यादिकवेर्मुनेः ।
नोदिता कविता लोके यावज्जाता न वर्णना ॥ (काव्यानुशासन)

પરન્તુ આવા છૂટા છવાયા મળી આવતા શ્લોક સંદર્ભોનું ગમે તેટલું મૂલ્ય હોય તો પણ તેને કોઈને ક્વચિત વાદવિશેષ કે વિસ્તૃત તલસ્પર્શી ચિન્તન આપનાર ભાગ્યેજ કહી શકાય. પ્રતિભા અને ખાસ સર્જનપ્રક્રિયાનાં મૂળભૂત ગૂઢ રહસ્યોને આચાર્યો અપેક્ષિત વિસ્તાર અને સ્પષ્ટતા સહ આપી શક્યા નથી તે એક હકીકત છે. આથી બલદેવ ઉપાધ્યાય આદિ જે આવા ઉલ્લેખોમાં વધારે પડતી વિચારધારા જોવા પ્રેરાય છે તે ખરેખર તો આપણને તેમાં મળતી નથી.

આવું જ છે imagination ની વિચારધારાનું. આ પારિભાષિક શબ્દની પણ વિસ્તૃત, તાત્ત્વિક, શાસ્ત્રીય મીમાંસા આપણને પશ્ચિમમાં અનેક દાર્શનિકો તથા આલોચકોએ કરેલી મળી આવે છે. બે ત્રણ ઉદાહરણો લઈએ તો, કાંટ અનુક્રમે ઉત્પાદક-કલ્પના અને સૌંદર્ય-કલ્પનાની આ રીતે વ્યાખ્યા કરે છે.

"It ( = productive imagination ) enables the mind to create perceptions from the raw material of sense data and by bringing sensation and understanding together enables the latter to carry on its work of discursive reasoning."

"The mind is active in perception and brings together the sense-data by a power which he calls the 'primary imagination', so that they seem as an object and not merely the sum of the detached sensations." [ English Studies p. 86]

"Fancy, on the contrary, has no other counters to play with, but fixities and definites. The fancy is indeed no other than a mode of memory emancipated from the order of time and place."

અને Imagination dissolves, diffuses, disspipates in order to recreate, or where the process is rendered impossible, yet still at all events it struggles to idealise and to unify. It is essentially vital, even as objects (as objects) are essentially fixed and dead."

પાશ્ચત્ય આલોચના અને સૌંદર્યમીમાંસામાંના કવિકલ્પના વિષયક આ ઉલ્લેખો પશ્ચિમની આ વિષયની વિસ્તૃત, તાત્વિક અને શાસ્ત્રીયમીમાંસાના દ્યોતક છે. આવી મીમાંસા સમુચિત પ્રમાણમાં અને પૂરી શાસ્ત્રીયતા સાથે આપણે ત્યાં થઈ નથી. રસ અને ધ્વનિની મીમાંસા સામાજિકની જ અનુભૂતિની દૃષ્ટિએ થઈ, તેમાં આ આચાર્યો એટલા રત થઇ ગયા કે તેમને આ અનોખી અનુભૂતિ સર્વ સામાજિકોને આપનાર કવિના હૃદયમાં તે કઈ રીતે, કઈ પ્રક્રિયામાં ઉદ્ભવી તે દાખવવાનું સૂઝ્યું નથી.

આમ છતાં જે થોડાક મૂલ્યવાન ઉલ્લેખો સર્જનપ્રક્રિયાની બાબતમાં મળે છે તે નિર્દેશી તેમની સમજ મેળવીએ. જે થોડાં મૂલ્યવાન-વિધાનો મળે છે તે આપનારા આચાર્યો છે રુદ્રટ, રાજશેખર, આનંદવર્ધન, અભિનવગુપ્ત, મહિમભટ્ટ અને કુન્તક.

પ્રતિભાની મીમાંસામાં આપણે રુદ્રટે આપેલી પ્રતિભાની વ્યાખ્યા નિર્દેશી છે. સર્જનપ્રક્રિયા પરત્વેનો તેનો ઈશારો સમજવા માટે આપણે એ વ્યાખ્યા અહીં ફરી ઉતારીએ.

मनसि सदा सुसमाधिनि विस्फुरणमनेकधाऽभिधेयस्य ।
अक्लिष्टानि पदानि च विभान्ति यस्यामसौ शक्तिः ॥ (કાવ્યાલંકાર—૧-૧૫)

કવિનું ચિત્ત જ્યારે સમાહિત એટલે કે ચિંતનમાં એકાગ્ર બને, એકજ વિષય કે અનુભૂતિ કે ભાવ પર કેન્દ્રિત થાય, ત્યારે કવિની અંતઃસ્ફુરણા આપોઆપ પોતાના અભિધેયને અનેક રીતે પ્રકટ કરે છે. આ પ્રકટીકરણ અનેક અક્લિષ્ટ એટલે સુંદર પદો દ્વારા પ્રગટ થાય છે. બીજી રીતે એમ કહી શકાય કે કોઈપણ એક ઘટના, ભાવ, વિચાર, અનુભૂતિ પર કવિનું ચિત્ત એકાગ્ર બને છે ત્યારે તે કવિના હૃદયમાં તેની સંવેદનાના બળે સંસ્કારાઈ નવી જ રીતે મધુર કિંવા કમનીય રીતે પ્રગટ થાય છે. આમાં ઘટના આદિ પર કવિનું સંવેદનશીલ હૃદય કઈ રીતે સમાહિત થાય છે, તેના હૃદયની સંવેદનાનું શું સ્વરૂપ છે, તેમાં પ્રતિભાજન્ય કલ્પના શો ભાવ ભજવે છે, આનાથી જે કાવ્ય હૃદયમાં ઉદ્ભવે છે તેને અંતઃસ્ફુરણ શા માટે કહે છે, તે કઈ રીતે વૈવિધ્યપૂર્ણ સ્વરૂપે અભિધેયને પ્રગટ કરે છે – આ અને આવા પાયાના પ્રશ્નોના પ્રત્યુત્તરો આપણને રુદ્રટે આપ્યા નથી છતાં સર્જનપ્રક્રિયાનો આછો ખ્યાલ આપવાના તથા સર્જનપ્રક્રિયાની દૃષ્ટિએ પ્રતિભાનું વ્યાખ્યાન કરવાના એક પ્રયત્ન તરીકે આ વિધાન મૂલ્યવાન છે.

ભટ્ટતૌતની પ્રતિભાની વ્યાખ્યા પણ એક રીતે સર્જનપ્રક્રિયાની દૃષ્ટિએ વિચારવા જેવી છે. તેણે કહ્યું છે કે :

प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता ।
तदनुप्राणनाजीवद्वर्णनानिपुणः कविः ॥
तस्य कर्म स्मृतं काव्यम्....।

નવા નવા ઉન્મેષોથી શોભતી પ્રજ્ઞાને પ્રતિભા કહે છે. તેના અનુપ્રાણનથી એટલે કે કવિપ્રતિભાની ચેતનાના સંચારથી સજીવ વર્ણનો આપવામાં કુશળ તેથી તે કવિ કહેવાય. તેનું કર્મ તે કાવ્ય. આ વિધાન સતત નવા નવા ઉન્મેષો કરવાનું સામર્થ્ય, તેના ચેતનામય સંચારથી અનુપ્રાણિત વાસ્તવિક ઘટના, ભાવ આદિ નવી ચેતના કે સજીવતા પામે છે તે હકીકત – આ બે પણ સર્જનપ્રક્રિયામાં શું થાય છે, અથવા સર્જનપ્રક્રિયા કઈ રીતે થાય છે તેના પર પ્રકાશ પાડવા કરતાં વિશેષ તેનાં પરિણામો પર પ્રકાશ પાડે છે. સર્જનપ્રક્રિયા

પર આનાથી આ કરતાં વિશેષ પ્રકાશ પડતો નથી. કવિના ચિત્તતંત્રમાં એક વિચાર કે ભાવ ઉદ્‌ભવ્યો અથવા જીવનની કોઇએક ઘટનાનો પ્રભાવ પડ્યો ત્યારથી શરૂ કરીને અંતે તેમાંથી કાવ્ય ઉદ્‌ભવ્યું કઇ રીતે તે સમજાવવાનો પ્રયત્ન ગમે તેવો રહસ્યમય કે દુર્બોધ હોય તોય સમજવા જેવો છે. અભિનવગુપ્ત આજ વિધાનનું અનુસરણ કરતો હોય તેમ કહે છે કે :

प्रतिभा अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा । तस्याः विशेषो रसावेशवैशद्यसौन्दर्य-काव्यनिर्माणक्षमत्वम् ।

આ લક્ષણ આપીને બલદેવ ઉપાધ્યાય કહે છે કે "આ લક્ષણમાં ધ્યાન દેવા યોગ્ય એ વાત માનવામાં આવી છે કે પ્રતિભા એ શક્તિ છે, એ પ્રવાહ છે જેમાં પ્રત્યેક વસ્તુનો ઉદ્‌ગમ થાય છે. કવિપ્રતિભા એ સામાન્ય પ્રતિભાનો એક વિશિષ્ટ પ્રકાર છે, જેમાં કવિ રસાવેશની વિશદતા અને સુંદરતાને કારણે કાવ્યનિર્માણમાં સમર્થ બને છે." ('भारतीय साहित्यशास्त्र पृ. ४३५ ). આ અર્થઘટન સાચું હોય તો પણ આપણે ઉપર મૂકેલા પ્રશ્નોનો જવાબ મળતો નથી. ફરી પાછો કંઇક ઇશારો કર્યો, પણ વિશેષ પ્રકાશ ન પાડ્યો.

કવિઓને ક્રાંતદર્શી કહ્યા છે તે સાથે કવિને આર્ષદ્રષ્ટા ઋષિ સાથે સરખાવી તેને સમકક્ષ પણ ગણવામાં આવ્યો છે. અને કવિ આર્ષદ્રષ્ટા હોય તો જ તેની દૃષ્ટિ ત્રિકાલવેધક બને. આ બાબતમાં એક સુંદર વિધાન આપણને મળે છે :

या व्यापारवती रसान् रसयितुं काचित् कवीनां नवा<br>
दृष्टिर्या परिनिष्ठितार्थविषयोन्मेषा च वैपश्चिती ।<br>
ते द्वे चाप्यवलम्ब्य विश्वमनिशं निर्वर्णयन्तो वयं<br>
श्रान्ता नैव च लब्धमब्धिशयन ! त्वद्भक्तितुल्यं सुखम् ॥

અહીં વિપશ્ચિતોની અને કવિઓની દૃષ્ટિની નવીનતાનો સુંદર પરિચય આપે છે. અને સાથે આનંદવર્ધન જીવનના વર્ણન અને રહસ્યોદ્‌ઘાટન બાબતમાં દ્રષ્ટા જેટલો જ કવિને મહત્ત્વનો ગણે છે. કવિનો માર્ગ રસનિર્માણનો છે તે પણ નિર્દેશવામાં આવ્યું છે. આ વિધાન કવિને દ્રષ્ટાઋષિઓનો સમકક્ષ ગણી તેની પ્રશસ્તિ કરે છે તે યોગ્ય છે. પરંતુ આ ત્રિકાલદર્શન સર્જનપ્રક્રિયામાં શો ભાગ ભજવે છે તે બાબતની સ્પષ્ટતા અપેક્ષિત હતી. આ અપેક્ષાની પૂર્તિ અહીં થતી નથી. સી. એન. હેરેફોર્ડનું આ વિધાન આ બાબત પ્રકાશ પાડવા પ્રયત્ન કરે છે.

What ditinguishes poetic from religious or philosophical apprehension is not that is turns away from reality, but that it lies open to and eager watch for reality at doors and windows which with them are barred and behind. The poet's soul resides, so to speak, in his senses, in his emotions, in his imagination, as well as in his conscious intelligence, and we may provisionally describe poetic apprehension as an intense state of consciousness in which all these are vitlly concerned." (Is there a Poetic View of the World?)

આજ વાત મહિમભટ્ટ એક સુંદર વિધાનમાં પ્રગટ કરે છે. આ વિધાન પણ સર્જનપ્રક્રિયાના ખ્યાલ પર આછો પ્રકાશ પાથરે છે.

> रसानुगुणशब्दार्थचिन्तास्तिमितचेतसः ।
> क्षणं स्वरूपस्पर्शोत्था प्रज्ञैव प्रतिभा कवेः ॥
> सा हि चक्षुर्भगवतस्तृतीयमिति गीयते ।
> येन साक्षात्कारोत्येषः भावांस्त्रैलोक्यवर्तिनः ॥

સામાન્ય દૃષ્ટિને માટે અનવગાહ્ય એવાં જીવનમાંનાં ગૂઢ રહસ્યો કવિની દૃષ્ટિ પામી શકે છે, સૌંદર્યસમન્વિત કાવ્યરૂપે પ્રકટિત કરી શકે છે. શ્રેષ્ઠ કવિઓની પ્રતિભા શું કાર્ય કરે છે તેનો સુંદર પરિચય અહીં આપવામાં આવ્યો છે.

આવાં અન્ય વિધાનો પણ કેટલાંક મળી આવે છે, જે સર્જન પર, સર્જનપ્રક્રિયા પર, પણ ઓછો એવો પ્રકાશ પાથરે છે. પરંતુ આપણા દૃષ્ટિબિંદુને વિશદ કરવા માટે આટલા ઉલ્લેખો પૂરતા થશે.

ઘણી બાબતોમાં મૌલિક એવા કુન્તકે પ્રતિભાની બાબતમાં થોડી વિસ્તૃત મીમાંસા કરી છે અને એ મીમાંસા પણ કવિની સર્જનપ્રક્રિયામાં વિશદ અવગાહન કરનારી નથી તો પણ સર્જનપ્રક્રિયા પર ઈષત્પ્રકાશ જરૂર પાડે છે. આથી એના ઉલ્લેખોમાંથી પણ અગત્યનાં વિધાનોને અત્રે આવરી લેવાં એ ઇષ્ટ થશે.

સુકુમાર માર્ગના વર્ણનના સંદર્ભમાં તે કહે છે કે કાવ્યમાં જે કોઈ વૈચિત્ર્ય અર્થાત્ કે ચમત્કાર સંભવે છે તે પ્રતિભાથી જ ઉદ્ભવે છે :

यत्किञ्चनापि वैचित्र्यं तत्सर्वं प्रतिभोद्भवम् ।
सौकुमार्यपरिस्पन्दस्यन्दि यत्र विराजते ॥ (૧–૨૮)

વળી કવિપ્રતિભાની પ્રૌઢતાનો પણ તેણે આ રીતે નિર્દેશ કર્યો છે :

यद्यपि द्वयोरप्येतयोस्तत्प्राधान्येनैव वाक्योपनिबन्धः तथापि कविप्रतिभाप्रौढिरेव प्राधान्येनावतिष्ठते ।

તેણે કાવ્યના પ્રતિભાજનિત સહજસૌન્દર્ય તથા આહાર્યસૌન્દર્યનો ઉલ્લેખ કરી બંનેનો ભેદ પાડવાનો પણ આ શબ્દોમાં પ્રયત્ન કર્યો છે :

एतच्चैतस्यैव कवेः सहजसौकुमार्यमुद्रितसूक्तिपरिस्पन्दसौन्दर्यस्य पर्यालोच्यते, न पुनरन्येषामाहार्यमात्रकाव्यकरणकौशलश्लाघिनाम् ।

કુન્તકે કવિ પ્રતિભાનું આનન્ત્ય સ્વીકાર્યું છે—

यस्मात्कविप्रतिभानन्त्यान्नियतत्वं न संभवति ।

અને તેથી જેવી પ્રતિભા તેવું વૈચિત્ર્ય, તેવી વક્રોક્તિ સંભવે. આને લીધેજ કાવ્યમાં અપાર એવું વૈવિધ્ય મળે. આ વૈવિધ્ય અને આ સૌંદર્ય સહજ, અપ્રયત્નજનિત લાગવું જરૂરી છે. તેથી કુન્તક કહે છે કે :

प्रतिभा प्रथमोद्भेदसमये यत्र वक्रता ।
शब्दाभिधेययोरन्तः स्फुरतीव विभाव्यते ॥ (१–३४)

જે નથી તેને જન્મ આપવાનું કામ પ્રતિભા કરતી નથી, પરન્તુ જે છે તેના સૂક્ષ્મ રહસ્યો અને સૌન્દર્યોના ઉદ્ઘાટનનું કામ કાવ્ય કરે છે. સર્જન-પ્રક્રિયામાં કવિ શું કરે છે, શેના પર તેની ઋષિદૃષ્ટિ કાર્ય કરે છે તે બાબતનો આ અભિપ્રાય સર્જનપ્રક્રિયાની સમજમાં સહાય આપે તેવો છે.

આમ કાવ્યનું તમામ વૈચિત્ર્ય, ચમત્કાર એટલે કે સૌંદર્ય, પ્રતિભા પર આધાર રાખે છે. આથી અલંકારો સહિત કાવ્યનાં રસભાવાદિ તમામ અલંકરણોનો આધાર કવિપ્રતિભાનું, કવિકૌશલ છે. કવિકૌશલ એટલે કવિની પ્રતિભાનું સર્જનકૌશલ. આથી કુન્તક કહે છે કે :

यद्यपि रसभावालङ्काराणां सर्वेषां कविकौशलमेव जीवितं, तथापि अलङ्कारस्य विशेषतः तदनुग्रहं विना न मनागपि वैचित्र्यमुत्प्रेक्षामहे ।

આ જ રીતે તેણે કવિશક્તિને અવર્ણનીય, અનોખી કહી છે અને તે પ્રાક્તન અને અદ્યતન સંસ્કારોના પરિપાકથી પ્રૌઢા બને છે.

प्राक्तनाद्यतनसंस्कारपरिपाकप्रौढा प्रतिभा काचिदेव कविशक्तिः ।

કવિ જીવનનીજ વાસ્તવિક્તાને પોતાના દર્શન, કલ્પન, ભાવનથી સંસ્કારી, તેને ચમત્કારપૂર્ણ, સૌંદર્ય સમન્વિત બનાવે છે. કુન્તક કહે છે કે :

न वर्ण्यमानस्वरूपाः पदार्थाः कविभिरभूताः सन्तः क्रियन्ते । केवलं सत्तामात्रेण परिस्फुरतां चैषां तथाविधः कोऽप्यतिशयः पुनराधीयते, येन कामपि सहृदयहृदयहारिणीं रमणीयतामध्यारोप्यते ।

કવિ, જે છે તેમાં અતિશયતાનું આધાન કરે છે અને એ જ એની કવિત્વશક્તિનું કાર્ય છે તે વાત તેણે આ રીતે કહી છે : प्रस्तुताशयविधानमन्तरेण न कश्चिदपूर्वमत्रास्ति । વાસ્તવિક્તા પર કાર્ય કરતી કવિપ્રતિભા વાસ્તવિક્તાને જ અવનવા ચમત્કાર કે સૌંદર્યથી મંડિત કરી વિશેષ સજીવ અને ચેતનામય બનાવી દે છે એ વાત આનંદવર્ધને પણ આ રીતે રજૂ કરી છે.

त एव पदविन्यासास्त एवार्थविभूतयः ।
तथापि नव्यं भवति काव्यं ग्रथनकौशलात् ॥

કવિનું વસ્તુ, તેના ભાવ, વિચાર આદિ કોઈને કોઈ રીતે જીવનમાંથી જડેલા હોય છે, માનવો શાશ્વત કાળથી જે અનુભવો કરે છે તે કાવ્યમાં ફરી ફરી વાચા પામતા હોય છે. પદો અને શબ્દપ્રયોગો એના એ હોય છે. આ બધા છતાં કવિપ્રતિભાના બળે જે રચનાકૌશલ કે રચનાચાતુરી કવિને પ્રાપ્ત થયાં છે તેના થકી જાણે સતત કાવ્યના ભાવાદિ અને શબ્દાદિ નવા બનેલા લાગે છે. આ છે કવિની પ્રતિભા અને સર્જનપ્રક્રિયાની; ખૂબી, વિશિષ્ટતા. માઘ કહે છે કે :

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ।

ખૂબી છે વસ્તુ, ઘટના, ભાવ, વિચારાદિની અન્તઃસ્ફુરણાથી કરેલી પસંદગી તથા તેની અભિવ્યક્તિ માટે યોજેલી સુન્દર શબ્દાવલિની અને આ એ પ્રતિભાથી જ સંભવે છે.

અહીં પણ સૃજનપ્રક્રિયાનો ઇશારો મળે છે, વિશદ મીમાંસા પ્રાપ્ત થતી નથી.

આચાર્યોના સર્જનપ્રક્રિયા સમજવામાં ઉપયોગી થઈ શકે એવા આ વિચારોમાંથી આપણને આટલું મળે છે. કવિની પોતાની એક અનોખી પ્રતિભા છે, જે સહજ એટલે કે જન્મજન્માન્તરના સંસ્કાર વિશેષ રૂપ હોય; તે ઉત્પાદ્યા પણ હોય. આચાર્યો એ બાબતમાં સહમત છે કે ઉત્પાદ્યા પ્રતિભાનો સ્વીકાર કરવામાં આવે તો પણ પ્રતિભા એ વિશિષ્ટ સહજ સંસ્કાર રૂપ હોય ત્યારે જ ઉત્તમકાવ્યસર્જનનું કામ કરે

છે. કવિની આ પ્રતિભામાં તેમણે આ લક્ષણો જોયાં છે : (૧) જીવનનાં જ ઘટના રસ, ભાવ, આદિનું સતત નવારૂપે સ્ફુરણ. (૨) એકના એક શબ્દ અને અર્થના પ્રયોગ કરીને સતત નવીનતા, સૌંદર્યની સાધના. (૩) વાસ્તવિકતાને વધુ વાસ્તવિક બનાવવાની, ચેતનાને વધુ ચેતનામય બનાવવાની ક્ષમતા (૪) કવિનાં અન્તઃચેતનાની એકાગ્રતા અને સંવેદનશીલતા, જે સહજ ભાવે, કોઇ સભાન પ્રયત્ન વિના 'અપૂર્વવસ્તુ'નું નિર્માણ કરે. કવિના ચિત્તની આ સમાહિત અવસ્થા એવું સર્જન કરે જે કવિના ઋષિદર્શનને, ત્રિકાલવેધી દર્શનને પ્રગટ કરે. અન્તઃસ્ફુરણ અને કલ્પના એ કવિની કાર્યરત પ્રતિભાનાં બે મોટાં બળ છે. (૭) કવિ હૃદયની સંવેદના રસમય એવા નવા જગતનું સૃજન કરે છે તેને લીધે જ તે ભાવોની ભૂમિકા પર સહૃદયવાચક સાથે સ્નેહ અને સંવાદિતા સાધી શકે છે. (૮) જીવનનીજ કોઇક ઘટના ભાવ વગેરે પર કવિસંવેદના કાર્ય કરે છે અને એ અંતશ્ચેતનાના પ્રભાવથી અનુભવ સંસ્કારાઇ નવા રૂપે પ્રગટ થાય છે. આટલી સર્જનની પ્રક્રિયા તેઓ જાણે છે; તેની વિશદતામાં ઉતરતા નથી.

આ રીતે સર્જનપ્રક્રિયા કવિ હૃદયમાં ક્યારે, શા કારણે, કઇ રીતે, ક્યા સ્વરૂપે જાગે છે અને કઇ રીતે અવનવી સિદ્ધિ પામે છે તેની વિચારણામાં મુખ્ય જે વિચારણા આપી છે તે સંક્ષેપમાં આપણે જોઈ. આ વિચારણા તેની પોતાની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓથી યુક્ત છે. તે આના પરથી સમજી શકાય તેવું છે. પાશ્ચાત્ય વિચારણાનું વૈવિધ્ય, તેનો વિસ્તાર તેની શાસ્ત્રીયતા, તેનાં તાત્ત્વિકતા અને સૂક્ષ્મતા અને અંતિમ વ્યવસ્થિતતા આ ચિન્તનમાં સિદ્ધ થતાં નથી. બ્રહ્માના સર્જનની માફક કાવ્યસર્જન પણ અનોખું છે; મમ્મટ તો એટલે સુધી કહે છે કે :

> नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतन्त्राम् ।
> नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ।। (१–१)

કવિનું સર્જન બ્રહ્માના સર્જન કરતાં પણ ચઢિયાતું છે. હવે બ્રહ્માનું સર્જન પણ અત્યંત ગૂઢ, ન સમજી શકાય તેવું રહસ્યમય છે, અર્થાત્ नैषा तर्केण मतिरापनेया એ ન્યાયે તેનો પાર પામવા માટે તર્ક કામ આપતો નથી, અને પરિસ્થિતિ તો એ છે કે એ બાબતમાં માનવ સ્વીકારી લે કે—अविज्ञातं विजानतां विज्ञातम् विजानताम् । આમ હોય તો પછી કવિનું સર્જન અને તેની પ્રક્રિયાને આચાર્યોએ તેના કરતાં પણ ગૂઢ અને રહસ્યમય માની હોય અને તેને લીધે એ સર્જનની ક્રિયાના રહસ્ય બાબત જે ઇશારા મળ્યા તે જ આપીને સંતોષ માન્યો હોય એમ પણ બને. કવિપ્રતિભાનું આનન્ત્ય સર્જનની ક્રિયામાં પણ વૈવિધ્ય આણે

શકે. આથી આ સર્જનપ્રક્રિયાનો પાર પામવો એ આ આચાર્યોને અનન્તતાનો પાર પામવા જેવું લાગ્યું હોય એમ પણ બને. કારણો ગમે તે હોય, આ રહસ્યમાં ઉતરી ચિંતનનાં અવનવાં તેજસ્વી વિચારરત્નો શોધી લાવવાની વિદ્વત્તાની ક્ષમતા છતાં તેઓ આ વિષયમાં બહુ ઊંડા ઉતર્યા નથી તે તો સ્પષ્ટ જ છે.

## સ્વભાવોક્તિ અલંકારનું અલંકારત્વ

સંસ્કૃતમાં કાવ્યમીમાંસાશાસ્ત્રને "અલંકારશાસ્ત્ર" પણ કહે છે. ત્યારે "અલંકારશાસ્ત્ર" એટલે "અલંકારોનું શાસ્ત્ર" એ ખ્યાલ સ્પષ્ટ છે. અહીં "અલંકાર" અથવા "અલંકરણ" એટલે (૧) કાવ્યનો દેહ ઘડનારાં તત્ત્વો; જેવાં કે શબ્દ અને અર્થ, (૨) કાવ્યની શોભા જેનાથી બને છે તેવાં તત્ત્વો, જેવાં કે ધ્વનિ, રસ, વક્રોક્તિ વગેરે, અને (૩) કાવ્યની શોભા વધારનારાં તત્ત્વો જેવાં કે ગુણ, અલંકાર, અદોષત્વ વગેરે, એ અર્થ અભિપ્રેત છે. આમ, શબ્દાલંકારો અને અર્થાલંકારો એ કાવ્યમાં એક અલંકાર, અલંકરણ છે. અલંકારથી કાવ્યની શોભા બને છે,

काव्यशोभाकरान् धर्मानलङ्कारान् प्रचक्षते ।

અને અલંકારોથી કાવ્યની રસાદિજનિત શોભા વધે છે –

अङ्गाश्रितास्त्वलङ्कारा मन्तव्याः कटकादिवत् ।

એવા બે મુખ્ય મત અલંકારો બાબત પ્રવર્તે છે. આના મતભેદમાં ઉતર્યા સિવાય એક વાત તો બધાને માન્ય હોઈ શકે કે કોઈપણ અલંકાર કાવ્યમાં અલંકાર ત્યારે જ બની શકે જ્યારે એમાં કોઈ વિશેષ ચમત્કાર, વૈચિત્ર્ય, અનોખું એવું અલંકારત્વ, હોય. વામન કહે છે કે सौन्दर्य चालङ्कारः તે આ અલંકારોને લાગુ પડશે જ. ચમત્કાર, વૈચિત્ર્ય કે સૌંદર્ય, એટલે કે અલંકારત્વ વિના અલંકાર કાવ્યમાં અલંકાર બનતો નથી–वैचित्र्यं चालङ्कारः । ભામહ આને જ વક્રોક્તિ અથવા કાવ્યના વિશિષ્ટ અતિશય તરીકે ઓળખે છે અને એ રીતે અલંકારને પણ એ લાગુ પડે છે :

सैषा सर्वत्र वक्रोक्तिरनयाऽर्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ।।

"આ વક્રોક્તિ કાવ્યમાં સર્વત્ર હોય છે, એનાથી અર્થ ખીલી ઉઠે છે, એની સિદ્ધિનો કવિએ પ્રયત્ન કરવો, એના વિના અન્ય કયો અલંકાર સંભવે ?" આનાં બેત્રણ દાખલા લઈએ તો (અ) "કાવ્યલિંગ" અલંકારની વ્યાખ્યા આ રીતે આપવામાં આવી છે – काव्यलिङ्गं हेतोर्वाक्यपदार्थता. પરંતુ "હેતુ" વાક્યના

ભાગરૂપ બને, એટલે કે વાક્યવિધાનમાં સહજ અન્તર્ગત હોય ત્યારે એ "હેતુ" ન્યાયદર્શનનો વાસ્તવિક હેતુ નહીં પરંતુ કવિકલ્પિત હોય છે. (બ) "અસંગતિ" અલંકારમાં કાર્યકારણની સંગતિનો અભાવ વાસ્તવિક નહીં, પરંતુ કવિકલ્પિત હોય છે.

આના પરથી એક પ્રશ્ન થાય છે કે જાતિ અથવા સ્વભાવોક્તિ કઈ રીતે અલંકાર બને ? હવે સ્વભાવોક્તિની એક જ અર્થની વ્યાખ્યાઓ લઈએ :

स्वभावोक्तिस्तु डिम्भादेः स्वक्रियारूपवर्णनम् ।

બાળક વગેરેની પોતાની વાસ્તવિક ક્રિયાનું રૂપવર્ણન એટલે સ્વભાવોક્તિ. અને

स्वभावोक्तिर्दुरूहार्थस्वक्रियारूपवर्णनम् ।

પણ કોઈપણ વસ્તુ કે પ્રકૃતિતની પોતાની સ્વક્રિયાનું જેવું ને તેવું વર્ણન આવે તો તેને અલંકાર કઈ રીતે ગણી શકાય ? પરંપરાગત રીતે આ અલંકાર ઉતરી આવતો હોવાથી તેને અવગણવાની માનસિક તૈયારી આ આલંકારિકો દાખવતા નથી. આને લીધે લાભ એ થયો છે કે સ્વભાવોક્તિને પણ કઈ રીતે અલંકાર કહી શકાય તેના પર ઠીક ઠીક વિચારણા આલંકારકોએ કરી છે.

## અલંકારતાનો વિરોધ

સુશીલ કુમાર ડે અને શંકરનના મત મુજબ ભામહ આ અલંકારને અલંકાર તરીકે માન્ય કરતો નથી. તેણે અલબત્ત એવું વિધાન કર્યું છે કે :

स्वभावोक्तिरालङ्कार इति केचित्प्रचक्षते । (૨–૯૩)

"સ્વભાવોક્તિ અલંકાર છે એમ કેટલાક કહે છે". પરંતુ અન્યોના આ મતના ઉલ્લેખની પૂર્વે તે સ્વભાવોક્તિ પોતે સ્વીકારતો નથી તે બાબતની સ્પષ્ટતા તેણે પહેલાં જ કરી છે :

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्तामेनां प्रचक्षते ॥ (૨–૮૭)

"સૂર્ય અસ્ત પામ્યો, ચંદ્ર પ્રકાશે છે, પક્ષીઓ માળા તરફ જાય છે. આને તે કંઈ કાવ્ય કહેવાય ? આ તો વાર્તામાત્ર છે."

આમ, વાર્તા અને જાતિ અથવા સ્વભાવોક્તિ સમાનાર્થ શબ્દો છે અને ભામહ એ રીતે આ અલંકારને માન્ય કરવા તૈયાર નથી.

અને આ સ્વાભાવિક પણ છે, કારણ, 'વિષ્ણુધર્મોત્તરપુરાણ' 'વાર્તા'ની વ્યાખ્યા આ રીતે આપે છે :

यथास्वरूपकथनं वार्तेति परिकीर्तितम् ।

"વસ્તુનું સ્વરૂપાનુસારી કથન વાર્તા કહેવાય છે," તે પ્રમાણે ભામહે આપેલા ઉપર્યુક્ત ઉદાહરણમાં કોઈ કવિપ્રતિભાજન્તિ ચમત્કાર કે અનોખું કલ્પન નથી. અને આને લીધે જ ભામહે અલંકારમાં જેની અપેક્ષા રાખી છે તે વક્રોક્તિ અથવા અતિશયોક્તિ આમાં નથી; કેવળ વાસ્તવિક વર્ણન છે. આથી ભામહ આને કાવ્ય કે અલંકાર કહેવાની ના પાડી તેને વાર્તામાત્ર કહે છે.

કુંતકે જુદી જ ભૂમિકા પર અલંકાર તરીકે સ્વભાવોક્તિનો વિરોધ કર્યો છે. સ્વભાવોક્તિ એ અલંકાર શા માટે ન ગણાય તે બાબતની પ્રમાણમાં લાંબી ચર્ચામાં તે અત્યન્ત સ્પષ્ટ છે. તેનું મંતવ્ય નિમ્નલિખિત વિધાન પરથી સમજી શકાશે :

यतश्चिरन्तनैरपरं स्वभावोक्तिलक्षणमाम्नातं, तच्चातीव रमणीयमित्यसहमानस्तदेव निराकर्तुमाह—

अलङ्कारकृतां येषां स्वभावोक्तिरलङ्कृतिः ।
अलङ्कार्यतया तेषां किमन्यदवतिष्ठते ॥

...यत्स्वभावोक्तिरिति कोऽयं स्वभाव एवोच्यमानः । स एव यद्यलङ्कारस्तत्किमन्यत्तद्व्यतिरिक्तं काव्यशरीरकल्पं वस्तु विद्यते यत्तामलङ्कार्यतया विभूष्यत्वेनावतिष्ठते पृथगवस्थितिमासादयति । न किञ्चिदित्यर्थः ।

स्वभावयुक्तमेव सर्वथाभिधेयपदवीमवतरतीति शाकटिकवाक्यानामपि सालङ्कारता प्राप्नोति स्वभावोक्तियुक्तत्वेन ।

"પ્રાચીનોએ અન્ય સ્વભાવોક્તિ નામે અલંકાર વર્ણવ્યો છે. તે અત્યન્ત રમણીય છે એ વાત સહી ન શકવાને કારણે (ગ્રંથકર્તા) તેનું જ ખંડન કરવા કહે છે: "જે અલંકારિકોના મતે સ્વભાવોક્તિ એ અલંકાર છે, તેમના મતે અલંકાર્ય તરીકે બીજું શું શેષ રહેશે !" (૧-૧૧)

કારણ, આ સ્વાભાવોક્તિમાં જે સ્વભાવ કહેવામાં આવે છે તે શો છે ? જો એ જ અલંકાર હોય તો તેનાથી જુદું કાવ્યશરીર ગણી શકાય એવું કયું વસ્તુ બાકી રહે છે, જે તેમના અલંકાર્યપણાને લીધે વિભૂષિત થવા માટે ઉપસ્થિત થાય અને જુદી સ્થિતિને પ્રાપ્ત કરે ? અર્થ એમ છે કે કશું જ નહીં.

સર્વ રીતે સ્વભાવયુક્ત જ અભિધેયની પદવીને પામે એમ માનીએ તો (અભણ) ગાડાવાળાઓની ભાષા પણ અલંકારતાને પામે. કારણ, તે સ્વભાવયુક્ત હોય છે."

આ વિધાન પરથી સ્પષ્ટ થાય છે કે :

(૧) સ્વભાવોક્તિ અથવા સ્વભાવ અથવા વસ્તુઓનું જેવું ને તેવું વર્ણન અલંકાર્ય છે, અલંકારનો વિષય છે, એટલે કાવ્યનો વિષય છે, જેને કવિએ અલંકૃત કરવાનો હોય છે.

(૨) આથી સ્વભાવોક્તિને અલંકાર્યને અલંકૃતિ ગણવામાં આવે તો પછી અલંકારનો કોઈ વિષય, અલંકાર્ય, શેષ ન રહે.

(૩) આમ થાય તો અભણ ગાડાવાળાનાં વચનોને પણ અલંકારતા પ્રાપ્ત થાય.

અને વળી અન્ય કારિકાઓમાં તે ઉમેરે છે કે :

(૪) જે અલંકાર્ય છે તે અલંકાર બની જાય તો પોતે જ પોતાના ખભા ઉપર ચડવા જેવી તે વાત થાય. (૧–૧૩)

(૫) અન્ય અલંકારોને માટે કોઈ વિષય જ શેષ ન રહે (૧–૧૫)

(૬) વળી અલંકાર્ય છે તે જ અલંકાર બની જાય તો સર્વત્ર અન્ય અલંકાર આવતાં સંસૃષ્ટિ કે સંકર અલંકાર થાય. (૧–૧૫)

ભામહના અને કુંતકના વિરોધ છતાં નીચે આપેલાં બે વિધાનો એક સાથે વાંચવાથી ખ્યાલ આવશે કે આ સ્વભાવોક્તિને માત્ર વાર્તા કહીને કાઢી નાખવાથી કે તેના અસ્તિત્વને નકારવાથી કોઈ યોગ્ય અર્થ નહીં સરે.

ભવભૂતિના "ઉત્તરરામચરિત"માં ઘોડાના વર્ણનનો એક શ્લોક છે :

पश्चात्पुच्छं वहति विपुलं तच्च धूनोत्यजस्रं
दीर्घग्रीवः स भवति खुरास्तस्य चत्वार एव ।
शष्पाण्यत्ति प्रकिरति शकृत्पिण्डकानाम्रमात्रान्
किं वाऽख्यातैर्व्रजति स पुनर्दूरमेह्येहि यामः ॥

પૂંઠે ધારે વિપુલ પૂછડું, ને હલાવ્યા કરે તે,
લાંબી ગ્રીવા થકી સુહત, ને છે ખરી ચાર પૂરી,
જીવે ખાઈ તૃણ, વળી કરે લાદ કેરીથી ગોળ,
વર્ણું કાં ? ઓ, ચલ તું, જઈએ, દૂર ચાલ્યો જશે એ. (ઉમાશંકર)

આની સામે રથના ભારે અવાજના ભયથી નાસી જતા હરણનું વર્ણન જોઈએ :

ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतति स्यन्दने दत्तदृष्टिः
पश्चार्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम् ।
दर्भैरर्धावलीढैः श्रमविवृतमुखभ्रंशिभिः कीर्णवर्त्मा
पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति ॥

ગ્રીવાભંગે રૂપાળો વળીવળી દૃગ પૂંઠે ધપંતા રથે દે,
પેઠેલો પૂર્વકાયે શરપતન ભયે પૂંઠ ભાગેથી ઝાઝો,
દર્ભો ચાવેલ અર્ધા શ્રમવિવૃતમુખેથી સર્યા વેરી માર્ગે,
જો, જો, લાંબી ફલંગે નભમહીં ઘણું તો દોડતો, અલ્પ ભોમે.

(ઉમાશંકર)

બંને શ્લોકો વાંચતાં લગભગ સર્વસ્વીકૃત એવો પહેલો જ મન પર પ્રભાવ પડે છે કે પ્રથમ શ્લોક અકાવ્ય અને માત્ર પદ્ય છે, બીજો શ્લોક ઉત્તમ કાવ્યનું એક અનોખું ઉદાહરણ છે. બંનેમાં યથાવત્ વસ્તુવર્ણન છે, છતાં કાવ્ય અને તેથી હૃદયસ્પર્શી સ્વભાવોક્તિ અલંકાર તો બીજા શ્લોકમાં જ છે.

ભામહે સ્વભાવોક્તિને માત્ર વાર્તા કહી તેમ છતાં કદાચ આવાં ઉપલબ્ધ ઉદાહરણોને લીધે જ ઉમેર્યું કે "કેટલાક આલંકારિકો સ્વભાવોક્તિ અલંકાર વર્ણવે છે." પરંતુ એક વાત બની છે કે ભામહના વિધાન પછી આલંકારિકો સતર્ક બન્યા. આ અલંકારનું અલંકારત્વ ક્યાં છે તેનું પરીક્ષણ વધતું ગયું. અલગ અલગ અલંકારિકે અલગ અલગ લક્ષણમાં અલંકારત્વ જોયું અને પરિણામે આ અલંકારના અલંકારત્વની સમજ વધુ ને વધુ સ્પષ્ટાકાર થતી ગઈ. આવાં કેટલાંક મંતવ્યો આપણે અહીં જોઈએ. અને આ અગત્યના અલંકાર બાબત ક્રમેક્રમે વિચારણા કઇ રીતે સ્પષ્ટ થતી ગઈ તેનું પરીક્ષણ કરીએ.

(૧) ભામહનો એક ટીકાકાર ભામહના મતની આલોચના અને સ્પષ્ટતા કરતાં કહે છે કે :

यत्र साधारणं केवलं सूचनात्मकं ग्राम्यादिदोषयुक्तं वर्णनं तत्र वार्ता । यत्र च स्वभाविकी वर्णनाऽभिव्यक्तिर्वा तत्र स्वभावोक्तिः । इतोऽधिकायां वक्तृतायां वक्रोक्तिरिति ।

"જ્યાં સાધારણ, કેવળ સૂચનાત્મક ગ્રામ્યતા આદિ દોષથી યુક્ત વર્ણન હોય ત્યાં વાર્તા કહેવાય. અને જ્યાં સ્વાભાવિક વર્ણનો કે અભિવ્યક્તિ હોય ત્યાં સ્વભાવોક્તિ કહેવાય. આનાથી વિશિષ્ટ વક્તવ્ય હોય ત્યાં વક્રોક્તિ કહેવાય."

આ મત અનુસાર :

(અ) ગ્રામ્યતાના દોષથી યુક્ત સાધારણ વર્ણન હોય તે વાર્તા કહેવાય.

આની સામે :

(આ) વસ્તુનું સ્વાભાવિક અને પૂર્ણ રીતે પરિચાયક વર્ણન હોય તે સ્વભાવોક્તિ.

(ઇ) આનાથી વિશેષ વક્તવ્ય હોય, અર્થાત્ તે વિશેષ કાવ્યમય હોય ત્યારે તેને વક્રોક્તિ કહે છે.

(ઈ) આમ, વાણી અથવા વાઙ્મય એટલે વાર્તા, સ્વભાવોક્તિ અને વક્રોક્તિ. આ મત વાર્તાથી સ્વભાવોક્તિને જુદી પાડે છે. પરંતુ વક્રોક્તિયુક્ત અલંકારનો દરજ્જો તેને આપતી નથી.

અલબત્ત, ભામહના ટીકાકારે ભામહમાં જે વાંચ્યું છે તે ત્યાં નથી; ભામહ વાર્તા અને સ્વભાવોક્તિને એક જ ગણે છે. છતાં જે ભામહમાં ખૂટે છે તે સમજાવી અલંકાર તરીકે સ્વભાવોક્તિને સ્થાપવાનો આમાં પ્રયત્ન તો છે જ.

(૨) ભામહના આ વિધાનને જુદી જ રીતે સમજાવવાનો પ્રયત્ન એક આધુનિક વિદ્વાન લક્ષ્મીનારાયણ સિંહ કરે છે. તેઓ કહે છે કે :

वार्तास्विभावोक्त्योराभासतः प्रतीयते समानता, यतो हि उभयत्रापि वस्तुनो वर्णनं याथातथ्येन क्रियते तथापि वार्तावर्णनं भवति भिन्नं स्वभावोक्तिवर्णनात् । वार्तायां नास्ति अलङ्कारता, सौन्दर्यस्य वैचित्र्यस्य विच्छित्तेर्वा तत्राभावात् ।

"વાર્તા અને સ્વભાવોક્તિની સમાનતા દેખાવ પૂરતી જ પ્રતીત થાય છે, કારણ બંનેમાં વસ્તુવર્ણન જેવું ને તેવું કરવામાં આવે છે. તો પણ 'વાર્તાનું' વર્ણન સ્વભાવોક્તિના વર્ણનથી જુદું છે. વાર્તામાં અલંકારતા નથી, કારણ, સૌંદર્ય કિંવા વૈચિત્ર્ય કે વિશેષતાનો તેમાં અભાવ હોય છે."

આ મત અનુસાર,

(અ) વાર્તા અને સ્વભાવોક્તિ વચ્ચે સમાનતા છે, જેવાને તેવા વસ્તુવર્ણનની.
(આ) છતાં વાર્તામાં અલંકારતા નથી હોતી, અભાવ હોય છે.
(ઈ) આનો અર્થ એવો થાય કે સ્વભાવોક્તિનું વર્ણન વૈચિત્ર્ય કે સૌંદર્યથી અન્વિત હોય છે.

અલબત્ત, ભામહનાં પોતાનાં વિધાનો આ અર્થ અને ભેદ આપી શકે તેમ નથી. છતાં ભામહે સ્વભાવોક્તિ અને વાર્તાને એક જ ગણ્યાં ત્યારે આ રીતની વિચારણા ઉદ્ભવી છે તે સ્પષ્ટ છે. બાકી ભામહે જે કહ્યું છે તે તો જે છે તે જ છે એ હકીકતનું નિરસન કરી શકાય તેમ નથી.

(૩) ભટ્ટિકાવ્યની "જયમંગલા" વ્યાખ્યા વાર્તાના બે પ્રકાર પાડે છે અને એકને સ્વભાવોક્તિ કહે છે :

वार्तेति तत्त्वकथनात् । सा विशिष्टा निर्विशिष्टा च । तत्र या पूर्वा सा स्वभावोक्तिरुदिता यथा इयमेव ।

"વાર્તા એટલે વાસ્તવિક કથન. તે વિશિષ્ટ અને નિર્વિશિષ્ટ બે પ્રકારની હોય છે. તેમાં પહેલાને સ્વભાવોક્તિ કહે છે." આ મત વિશિષ્ટ અને નિર્વિશિષ્ટ

એવા બે ભેદ પાડીને પ્રથમને સ્વભાવોક્તિ કહે છે, ત્યારે એટલી સ્પષ્ટતા તો જરૂર થાય છે કે વાસ્તવિક અથવા જેવું ને તેવું સામાન્ય પ્રતિભાથી વિશિષ્ટ બનેલું અનોખું વર્ણન તે સ્વભાવોક્તિ, એવો મત આ "જયમંગલા" ટીકા ધરાવે છે.

(૪) દંડી તેના "કાવ્યાદર્શ"માં જે પાંત્રીસ અલંકારો માન્ય કરે છે તેમાં પ્રથમ ઉલ્લેખ "સ્વભાવોક્તિ" નો "સ્વભાવાખ્યાન" એ રીતે કરે છે (૨–૪), અને એની વ્યાખ્યા આ રીતે આપે છે.

नानारूपं पदार्थानां रूपं साक्षाद्विवृण्वती ।
स्वभावोक्तिश्च जातिश्चेत्याद्या सालङ्कृतिर्यथा ॥ (२-८)

તેના ચાર પ્રકારો આપ્યા પછી (૨–૯ થી ૧૨) કહે છે કે :

जातिगुणक्रियाद्रव्यस्वभावाख्यानमीदृशं ।
शास्त्रेष्वस्यैव साम्राज्यं काव्येष्वप्येतदीप्सितम् ॥ (२-१३)

આ ચર્ચામાં ક્યાંય પણ પદાર્થોની વિભિન્ન અવસ્થાઓનું જેવું ને તેવું વર્ણવાતું રૂપ વિશિષ્ટ, ચારુ કે ચમત્કૃતિભર્યું હોય છે એવો ઉલ્લેખ નથી. અને વળી આવા સ્વભાવાખ્યાનનું શાસ્ત્રમાં જ સામ્રાજ્ય હોય છે એમ કહી કાવ્યમાં પણ તે ઇષ્ટ છે એવું વિધાન દંડી કરે છે ત્યારે શાસ્ત્રમાં અને કાવ્યમાં આવતી આ સ્વાભાવોક્તિઓનો ભેદ તે સ્પષ્ટ કરતો નથી. આથી "પ્રકાશ" ટીકાના વ્યાખ્યાકાર આચાર્ય રામચંદ્ર મિશ્ર કહે છે કે :

अलङ्कारसामान्येऽपेक्षितं चमत्कारकत्वं त्वत्रापि निश्चयेनापेक्षितं, अतश्च—

दीर्घपुच्छश्चतुष्पादः ककुद्मांल्लम्बकम्बलः ।
गोरपत्यं बलीवर्दः तृणमत्ति मुखेन सः ॥

इत्यादौ नायमलङ्कारः, अलङ्कारजीवातोश्चमत्कारस्यानुपलब्धेः ।

"બધા અલંકારોમાં સામાન્યતયા અપેક્ષિત ચમત્કારિતા તો અહીં પણ નક્કી અપેક્ષિત છે. આથી જ—

લાંબા પૂછડાવાળો, ચાર પગવાળો, ખૂંધવાળો, લાંબી ધાબળીવાળો, ગાયનો પુત્ર તે બળદ, તે મોંએથી ઘાસ ખાય છે. આમાં અલંકાર નથી, કારણ, અલંકારના જીવનરૂપ ચમત્કૃતિ નથી."

અહીં કરવામાં આવેલી સ્પષ્ટતા દંડી પછીની સદીઓમાં સ્વભાવોક્તિ બાબત વિકસેલી વિચારધારાનું પરિણામ છે અને તે દંડીને જાણીતું નથી.

(૫) બાણભટ્ટ પોતાના "હર્ષચરિત"ના આરંભે પોતાની પૂર્વકવિવંદના દ્વારા પોતાની કાવ્યવિભાવના આપે છે ત્યારે કહે છે :

नवोऽर्थो जातिरग्राम्या श्लेषोऽक्लिष्टः स्फुटोरसः ।
विकटाक्षरबन्धश्च कृत्स्नमेकत्र दुर्लभम् ॥ (१–८)

"નવા નવા અર્થ, શિષ્ટ સ્વભાવોક્તિ, સરળ શ્લેષ, સ્ફુટ રસ અને ઓજસ્વી વર્ણવિન્યાસ આ બધું એક સાથે (એક જ કાવ્યમાં) મળવું મુશ્કેલ છે."

આમાં જાતિ એટલે સ્વભાવોક્તિ એ અર્થ છે. અને તે ભેદ એવો પાડે છે કે જગતનો કોઈ સામાન્ય માનવી વર્ણન કરે તો તે ગ્રામ્ય હોય, પરંતુ એ જ વર્ણન કવિની પ્રતિભાની વિદગ્ધતાથી અગ્રામ્ય બની જાય, અર્થાત્, સરસ, સુંદર, આસ્વાદયોગ્ય બની જાય. સ્વભાવોક્તિ અથવા જાતિ એ આવી વર્ણના છે.

વિદ્યાનાથ કહે છે કે :

स्वभावोक्तिरसौ चारु यथावद्वस्तुवर्णनम् ।

"સ્વભાવોક્તિ એટલે વસ્તુનું જેવું ને તેવું છતાં સુંદર વર્ણન." અને કુમારસ્વામી કહે છે કે :

यत्र चारु सम्यगग्राम्यम्...अत एवेदं ग्राम्यं नालङ्कार इत्युक्तं दोषप्रकरणे ।

"જ્યાં ચારુ એટલે પૂર્ણતયા અગ્રામ્ય (વર્ણન આવે ત્યાં જ સ્વભાવોક્તિ સંભવે)...આથી જ આ ગ્રામ્ય વર્ણન અલંકાર ન બને એમ દોષપ્રકરણમાં કહ્યું છે." ત્યારે ચારુ અર્થાત્ સુંદર એટલે કે કવિપ્રતિભાનાં વિદગ્ધતા, કલ્પન અને ભાવનથી અન્વિત વર્ણન હોય તો જ તે સ્વભાવોક્તિ ગણાય એવો મત સ્પષ્ટ થાય છે. અગ્રામ્ય કહ્યા પછી તેની વિશેષ સ્પષ્ટતા આ શબ્દ દ્વારા થાય છે અને તે સ્વભાવોક્તિ પર વિશેષ પ્રકાશ પાડે છે. ચારુત્વની આ વાત અનોખા કવિકર્મ થકી બદલાતા જતા સ્વભાવોક્તિના સ્વરૂપની સ્પષ્ટતા કરે છે તેથી સ્વભાવોક્તિના સૌંદર્યનો ખ્યાલ વિશેષ સ્પષ્ટ થતો જાય છે.

(૬) અત્યાર સુધી સ્વભાવોક્તિના અલંકારત્વ વિષે જે ચર્ચા થઈ તેમા ઉદ્ભટ સ્વભાવોક્તિની જે વ્યાખ્યા આપે છે તે વિશેષ પ્રકાશ પાડે છે. તે કહે છે ;

क्रियायां संप्रवृत्तस्य हेवाकानां निबन्धनम् ।
कस्यचिन्मृगडिम्भादेः स्वभावोक्तिरुदाहृता ॥ (३–८)

"કોઈ હરણ, મૃગ વગેરે કોઈક ક્રિયામાં પ્રવૃત્ત થાય તેનાં મનોભાવો અને ઉત્કંઠાનું વર્ણન સ્વભાવોક્તિ કહેવાય છે."

આ વ્યાખ્યા અનુસાર,

(ક) ગમે તે વસ્તુનું જેવું ને તેવું વર્ણન એ સ્વભાવોક્તિ ન કહેવાય. મૃગ, બાળક અને તેમને સમાન મૃદુ તથા મૃદુતર તત્ત્વોનાં વર્ણન જ એ અલંકાર બની શકે.

(ખ) આ વર્ણન પણ સ્વભાવોક્તિ ત્યારે જ બને, જ્યારે તેમના "હેવાક" એટલે કે ઉત્કંઠાઓ, મનોભાવો, માનસિક સંઘર્ષો વગેરે વર્ણવાય. સ્વભાવોક્તિ આ રીતે બાહ્ય વર્ણનના સૌંદર્યથી આગળ વધી માનસિક અનુભૂતિના યથાવત્ વર્ણનમાં પ્રવેશે છે. આ રીતે સ્વભાવોક્તિનો ખ્યાલ વિસ્તરે છે, ચારુતર બને છે.

(ગ) સ્વાભાવિક રીતે જ આ વર્ણન કવિકલ્પિત, ભાવાન્વિત અને તેથી સુંદર, વૈચિત્ર્યયુક્ત બને.

ઉદ્ભટના ગ્રંથ પરની ટીકામાં તિલક આ જ બાબત વિશેષ સ્પષ્ટતા સહ રજૂ કરે છે :

व्यापारप्रवृत्तस्य बालमृगादेः समुचितहेवाकनिबन्धनं स्वभावोक्तिर्न केवलं स्वभावमात्रकथनम् ।

"કોઈપણ ક્રિયામાં પ્રવૃત્ત થયેલા બાળ, મૃગ આદિના સમુચિત "હેવાક"નું વર્ણન જ સ્વભાવોક્તિ અલંકાર બને છે, નહીં કે સ્વભાવમાત્રનું કથન."

આનાથી સ્પષ્ટ થાય છે કે ચારુ એવાં ક્રિયા કે રૂપના વર્ણન માત્રથી નહીં પરંતુ માનસિક વ્યાપાર, ઉત્કંઠા વગેરેના વર્ણન થકી જ સ્વભાવોક્તિ અલંકાર બને છે. આમ, ઉદ્ભટ અને તેના ટીકાકાર તિલક અનુસાર સ્વભાવોક્તિના ચારુત્વ, વૈચિત્ર્ય, અલંકારત્વનો મૂળ આધાર મનોવ્યાપાર વર્ણન છે, બાહ્ય વર્ણન નહીં

(૭) "સરસ્વતીકંઠાભરણ"માં ભોજ આનાથી પણ સ્હેજ આગળ વધે છે. તે જાતિ અથવા સ્વાભાવોક્તિની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે :

नानावस्थासु जायन्ते यानि रूपाणि वस्तुनः ।
स्वेभ्यः स्वेभ्यो निसर्गेभ्यस्तानि जातिं प्रचक्षते ॥

"જુદી જુદી (માનસિક) અવસ્થાઓમાં વસ્તુઓ જે જે રૂપ પોતાના કુદરતી સ્વભાવ અનુસાર ધારણ કરે તેને જાતિ અલંકાર કહે છે."

આના પર આચાર્યની મીમાંસા આ છે :

स्वभावोक्तेर्जातेर्वा लक्षणेऽस्मिन्वस्तुनः स्वभावस्य वास्तविकं वर्णनमुपलभ्यते, यत्र स्वभावस्य सर्वांगसुन्दरं चित्रणं स्फुटतामेति ।

"સ્વભાવોક્તિ કે જાતિના આ લક્ષણમાં વસ્તુના સ્વભાવનું વાસ્તવિક વર્ણન મળે છે અને ત્યાં સ્વભાવનું સર્વાંગસુંદર ચિત્રણ સ્ફુટ થાય છે."

વ્યાખ્યાન સહિતના આ મત અનુસાર વસ્તુના સ્વભાવ એટલે કે માનસિક વ્યાપાર અને સંસ્કાર તે જે જુદી જુદી અવસ્થામાં મૂકાય તે તે અવસ્થાના નૈસર્ગિક વર્ણનને સ્વભાવોક્તિ કહે છે. એ સર્વાંગસુંદર ચિત્રણ બને એ અપેક્ષા છે. "શાકુન્તલ"ના આપણે આગળ આપેલા હરણના વર્ણનને આ વ્યાખ્યા પૂરી રીતે લાગુ પડશે. એ જ રીતે નીચેના :

आलक्ष्य दन्तमुकुलाननिमित्तहासैरव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

દેખાય દંતકળીઓ અમથું હસે ત્યાં,
ને કાલુંઘેલું વદતા કંઈ રમ્ય, એવા
ખોળા તણા જ રસિયા શિશુને ધરંતા
તે ધન્ય જે મલિન અંગ-રજેથી થાય. (ઉમાશંકર)

શ્લોકમાં નાના બાળકની માનસિક અવસ્થાનું સર્વાંગસુંદર ચિત્રણ બાહ્ય વ્યાપારસહિતનું મળે છે તે અત્યંત સુંદર, કાવ્યમય, અને હૃદયસ્પર્શી છે. સાથે સ્પષ્ટ છે કે આ ચિત્ર અંતર્બાહ્યના સમન્વિત યથાવત્ ચિત્રણથી ખીલ્યું છે.

છતાં ભોજ વાઙ્મયના ત્રણ પ્રકાર આપે છે :

वक्रोक्तिश्च रसोक्तिश्च स्वभावोक्तिश्च वाङ्मयम् । (૫–૮)

"વક્રોક્તિ, રસોક્તિ અને સ્વભાવોક્તિ એટલે વાઙ્મય" ભોજરાજના આ વિધાનમાં સ્વભાવોક્તિ પણ વક્રોક્તિ તથા રસોક્તિ સાથે કાવ્યમાં સ્વતંત્ર સત્તા ધરાવે છે તે બાબતનો સ્વીકાર છે. સાથે અલંકાર તરીકે સ્વભાવોક્તિ અને વક્રોક્તિ કરતાં રસોક્તિ વધુમાં વધુ હૃદયગ્રાહી છે તે એની માન્યતા પણ નોંધપાત્ર વિધાન છે.

"અગ્નિપુરાણ" કહે છે કે :

स्वभाव एव भावानां स्वरूपमभिधीयते ।
निजमागन्तुकं चेति द्विविधं तदुदाहृतम् ॥
सांसिद्धिकं निजं नैमित्तिकमागन्तुकं तथा ॥

"સ્વભાવ એ જ ભાવોનું સ્વરૂપ કહેવાય છે. તેના બે પ્રકાર છે નિજ અને આગંતુક. સાંસિદ્ધિક એટલે નિજ અને નૈમિત્તિક એટલે આગંતુક."

ત્યારે ખરેખર આ મતને જ પુષ્ટિ મળે છે. અને ભાવોનાં સ્વાભાવિક વર્ણન તથા નિરૂપણ એ જ સ્વાભાવોક્તિ એ બાબત સ્પષ્ટ થાય છે. યથાવત્ વસ્તુવર્ણન, સ્વક્રિયારૂપ વર્ણન વગેરે પરથી જ્યારે સ્વભાવોક્તિ અલંકાર માનસિક અનુભૂતિઓ, હૃદ્ગત ભાવોના પ્રકાશન વગેરે તરફ ગતિ કરે છે ત્યારે અલંકાર તરીકે સ્વભાવોક્તિ ચારુતર બને છે.

**સમાપન :**

આ રીતે ક્રમશઃ સ્વભાવોક્તિ અલંકારનું સૌંદર્ય કે વૈચિત્ર્ય કે અલંકારત્વ શોધતાં આલંકારિકો એ નિર્ણય પર આવે છે કે સ્વભાવોક્તિ એટલે કોઈપણ મૃદુ મૃદુતર જીવંત વસ્તુનાં ક્રિયા આદિનું વર્ણન ખરું. પરંતુ તે કવિની પોતાની અનોખી દૃષ્ટિએ નિહાળી કલ્પના, ભાવન તથા વિદગ્ધતાના પ્રભાવે નિરૂપેલું હોય ત્યારે જ અલંકારને સાર્થક્ય આપે. આમ, વસ્તુના યથાવત્ વર્ણન પર કવિનાં કલ્પના તથા વિદગ્ધતાના રંગનો ઓપ ચઢે ત્યારે અકાવ્યમય અને કેવળ વાસ્તવિક વર્ણન કાવ્યમય, ચારુતર હૃદયસ્પર્શી વર્ણન બને છે. સર્વજીવોની સજીવતાના મૂળ રહસ્યને કાવ્યરચનામાં આગવું રૂપ આપી કવિ વાસ્તવિકતાને વિશેષ સજીવ બનાવતો દેખાય છે. તેને લીધે માનવના મનોભાવો અને બાહ્ય ક્રિયાના પરસ્પર સંબંધને પણ તે વર્ણવે અને બંનેને સાર્થક બનાવે એવું કાવ્યમાં બને જ છે. આમાં સ્વભાવોક્તિ અલંકારની વિશિષ્ટતા જોવા મળે છે.

ભામહે વૈચિત્ર્ય એટલે કે વક્રોક્તિ અથવા અતિશયતાના અભાવના કારણસર જ સ્વભાવોક્તિને અલંકાર તરીકે અમાન્ય કરી. કુન્તકે સ્વભાવોક્તિને અલંકાર્ય ગણી અને કાવ્યનાં અન્ય અલંકરણોની માફક તમામ અલંકારો વક્રોક્તિયુક્ત હોવા જરૂરી ગણી સ્વભાવોક્તિને અલંકાર તરીકે માન્યતા ન આપી. સાથે અલંકારિકોએ જોયું કે કાવ્યોમાં અનેક સ્વક્રિયારૂપ વર્ણનો અત્યંત સુંદર અને ચિત્રાત્મક હોય છે. આ કારણે, આ શ્લોકોના ચમત્કારનું રહસ્ય એ જ સ્વભાવોક્તિનું અલંકારત્વ એમ સમજી એ અલંકારત્વ શોધવાનો પ્રયાસ કર્યો. અને તેમ કરતાં યથાવત્ વસ્તુવર્ણનમાં વિશિષ્ટ ઉક્તિ, અગ્રામ્યતા, ચારુત્વ, હેવાકનિબંધન, વિભિન્ન માનસિક અવસ્થાઓનું સાક્ષાત્ રૂપ વગેરે હોવું સ્વભાવોક્તિના અલંકારત્વ માટે જરૂરી ગણ્યું ત્યારે ક્રમે ક્રમે આ અલંકાર વધુ સ્પષ્ટાકાર થતો જાય છે. સંસ્કૃત સાહિત્યમાં સ્વભાવોક્તિના દાખલા પણ ઘણા મળી રહે છે એયે હકીકત છે. સાથે સાથે કાવ્યમાં અમુક વસ્તુ વર્ણવી

શકાય અને અમુક નહીં એ આગ્રહ પણ મહદંશે દૂર થયો. કાવ્યમાં જીવનમાં જે કંઈ છે તે વર્ણવવાનો અવકાશ છે તે સ્વીકારતું ગયું. આગ્રહ એ રહ્યો કે જીવનનું જે કંઈ વર્ણવાય તે કવિની પ્રતિભાની વિશિષ્ટ વિદગ્ધતાની અનોખી એવી અભિવ્યક્તિ રૂપ હોય. સાથે કવિતાના જગતમાં સંસ્કૃત અલંકારિકોએ વાસ્તવિકતાનું જેવું ને તેવું વર્ણન કાવ્ય ન બની શકે તે માન્યતાનું નિરસન કર્યું અને વાસ્તવિકતા જેવી ને તેવી પણ કવિદર્શન તથા કવિકલ્પનથી અને કવિના સંવેદનથી અનોખી રીતે જીવંત, મુગ્ધતાકારક બની શકે તે સિદ્ધ કર્યું અને એ રીતે દુરાગ્રહોની દીવાલ તોડી તે તેમનું અગત્યનું પ્રદાન ગણી શકાય.

●

ભરતમુનિ પ્રણીત

# નાટ્યશાસ્ત્ર

ડૉ. રમેશ બેટાઈ

## પ્રાસ્તાવિક પરિચય

કાલિદાસ રચિત બે નાટકોમાં આપણને ભરત તથા નાટ્ય વિષેના ઉલ્લેખો મળે છે. તેની પ્રથમ નાટ્યકૃતિ' માલવિકાગ્નિમિત્ર'માં નાટ્ય વિષે આવો ઉલ્લેખ છે,

देवानामिदमामनन्ति मुनयः कान्तं क्रतुं चाक्षुषं
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा ।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाऽप्येकं समाराधनम् ॥ (१)

ભારતના નાટ્યની દૈવી ઉત્પત્તિના ખ્યાલ ઉપરાંત નાટ્ય વિષેના તેના ઘણા વિચારો આ શ્લોકમાં નિચોડ રૂપે આવી જાય છે ! વિક્રમોવર્શીય' માં ઉલ્લેખ છે કે :

मुनिना भरतेन यः प्रयोगः भवतीष्वष्टसाश्रयो नियुक्तः ।
ललिताभिनयं तमद्य भर्ता मरुतां द्रष्टुमनाः स लोकपालः ॥

ભરતે નાટ્યના સ્વીકારેલા આઠ રસ, નાટ્યના અભિનયની અનિવાર્યતા અને તેના લાલિત્યનો આ શ્લોકમાં સ્પષ્ટ ઉલ્લેખ છે, જે મહદંશે ભરતાનુસારી છે.

આ બે ઉલ્લેખો સિદ્ધ કરે છે કે સંભવતઃ ભરત કાલિદાસના પુરોગામી છે અને કવિ કાલિદાસ તેની નાટ્યકૃતિઓમાં યથાસંભવ તેનું જ અનુસરણ કરે છે. આજે મોટા ભાગના વિદ્વાનો-કાલિદાસને ઈ. પૂ. પ્રથમ શતકનો ગણવાનું વલણ ધરાવે છે તે જોતાં ભરત તેની પહેલાંના ગણાય તો કાણે માને છે કે ભરતના આ ગ્રંથનાં સૂત્રો ઈ. પૂ. ૨૦૦ આસપાસનાં છે, તે વાજબી ઠરે. કાલિદાસને ઈ. સ. ના ચતુર્થ શતકનો ગણીએ તો તો અનિવાર્ય રીતે ભરત

તેનો પુરોગામી છે. આથી ભરતનું નાટ્યશાસ્ત્ર એ ઇ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ૧૦૦ની વચ્ચેનો ગ્રંથ છે એ કાણેનો મત માન્ય કરવા પાત્ર લાગે છે. ઘોષ માને છે કે આ ગ્રંથ તેના આજના સ્વરૂપે ઈ. સ. ની ચોથી પાંચમી સદીનો ગ્રંથ છે. એક અભિપ્રાય એવો પણ છે કે 'નાટ્યશાસ્ત્ર' ની મૂળ પ્રત ઇ. સ. પૂ. ૫૦૦ આસપાસની છે અને તેના આજના સ્વરૂપે આ ગ્રંથ ઈ. સ. પૂ. ૧૦૦ થી ઈ. સ. ૨૦૦ વચ્ચેનો છે.

આ ગ્રંથમાં આશરે ૬૦૦૦ શ્લોકો અને ૩૬ અધ્યાયો છે. ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ તેના ૩૭ અધ્યાયો ગણે છે. તેમાં ૩૨મા અધ્યાયને ૩૨ અને ૩૩ એમ બે અધ્યાયમાં વહેંચતાં ૩૭ અધ્યાયો થાય છે. અભિનવગુપ્ત તેની 'ભારતી'માં ૩૬ અધ્યાયોનો ઉલ્લેખ કરે છે. તે પ્રથમ અધ્યાયમાં બે વખત ઉલ્લેખ કરે છે કે : षट्त्रिंशकं भरतसूत्रम् અને षट्त्रिंशदध्याय्याम्.

અભિનવગુપ્તે ૩૨ અને ૩૩ અધ્યાય જુદા કરવાનાં કારણો સવિસ્તર ચર્ચ્યાં છે તેથી એમ માની શકાય કે આરંભમાં તેની પાસે ૩૬ અધ્યાયો હશે અને પછી ૩૭ કરવાનો તેને ખ્યાલ આવ્યો હોય.

આ ગ્રંથમાં મોટે ભાગે પદ્યનો ઉપયોગ કર્યો છે અને વચ્ચે થોડું ગદ્ય છે. એમ પણ લાગે કે આ ગ્રંથના એકથી વધારે રચયિતાઓ હોય; છતાં પરંપરા એકલા ભરતને જ 'નાટ્યશાસ્ત્ર'ના રચયિતા માને છે.

નાટ્યનું મૂળ દૈવી છે એવા કાલિદાસને જાણીતા ભરતના મત ઉપરાંત ભરત એ વિધાન રજુ કરે છે કે નાટ્યશાસ્ત્ર એ પાંચમો વેદ છે. તેનું પઠન પાઠન શૂદ્ર જાતિઓ સહિત બધા કોઈ પણ જાતના ભેદ વિના કરી શકે છે. નાટ્યશાસ્ત્રમાં બ્રહ્માને વિનંતી કરવામાં આવી છે કે :

> न वेदव्यवहारोयऽयं संश्राव्यः शूद्रजातिषु ।
> तस्मात् सृजापरं वेदं पञ्चमं सार्ववर्णिकम् ॥ (१–१२)

ગૃહસ્થના ધર્મો વર્ણવાતાં વિધિનિષેધોમાં નિષેધ તરીકે આ જ યુગમાં મનુ તેના ગ્રંથ 'મનુસ્મૃતિ' માં

> न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् । (૪–૬૪)

એવું વિધાન કરે છે ત્યારે તેનો સ્વાભાવિક અર્થ એ જ કરવો ઇષ્ટ ગણાય કે આજીવિકાના સાધન તરીકે નૃત્યગીતવાદ્યાદિ એટલે કે નાટ્યનો પણ ઉપયોગ દ્વિજ ગૃહસ્થો ન કરે. આ યુગમાં આ સ્થિતિમાં મોટે ભાગે આજીવિકાના સાધન તરીકે નાટ્યાભિનય શૂદ્રો કરતા હશે એમ માનીએ તો તેમાં

અતિશયતા હોવાનો ખાસ સંભવ નથી. નાટ્યાભિનય અને નાટ્યની ઉત્ક્રાન્તિમાં આ રીતે શૂદ્રોનો ફાળો ઘણો મોટો હશે એમ લાગે છે.

નાટ્યના લેખન, અભિનય અને રંગભૂમિપ્રયોગને લગતી નાનામાં નાની, ઝીણામાં ઝીણી વિગતો નિરૂપી ચર્ચીને ભરત કવિ, દિગ્દર્શક, આલોચક અને નિર્ણાયકને માર્ગદર્શક એવો ગ્રંથ રચે છે. આ ગ્રંથ નાટ્યની નાનામાં નાની વિગતને આવરી લે છે તેથી પુરોગામી નાટ્યાચાર્યો નાટ્યને લગતા મૂળ મુદ્દાઓનો તાત્ત્વિક અભ્યાસ અને શાસ્ત્રીય મીમાંસા કરી શકયા છે, પણ નવો મુદ્દો કોઇ જ આપી શકયા નથી. આજ હકીકત 'નાટ્યશાસ્ત્ર'ના મૂલ્યનું પરમ પ્રમાણ છે. અને તેમાં યે નોંધપાત્ર એવા નાટ્યગ્રંથો રચનારા ધનંજય અને વિશ્વનાથ તો જાણે ભરત નો સાર જ આપે છે, એ હકીકત પણ ભરતના ગૌરવનું પ્રમાણ છે. નાટ્યકૃતિઓમાં જોઈએ તો પણ મોટા ભાગના નાટકકારો મહદંશે ભરતના આપેલા સિદ્ધાન્તોને જ અનુસરે છે તે પણ ભરતના ગ્રંથનું મહત્ત્વ સિદ્ધ કરે છે. ભરતના સિદ્ધાન્તોમાં સુધારાવધારા કરનારો ખ્યાતનામ ગ્રંથ માત્ર રામચન્દ્ર-ગુણચન્દ્ર રચિત 'નાટ્યદર્પણ' એ છે.

અહીં પસંદ કરેલા મૌલિક પ્રદાન ગણાય એવા શ્લોકોને ધ્યાનમાં રાખી હવે આપણે ભરતમુનિના આ ગ્રંથનું વિષય પરીક્ષણ કરીએ.

**નાટ્ય એટલે શું ?**

ભરતનો ઉલ્લેખ બતાવે છે કે નાટ્યનો ઉદ્ભવ થયો છે એક 'ક્રીડનીયક' તરીકે

क्रीडनीयकमिच्छामो दृश्यं श्रव्यं च यद्भवेत् ॥ (१-११)

એવી બ્રહ્મા પાસે માગણી કરવામાં આવી હતી એમાંથી. આની સાથે નાટ્યને નૃત્ય અને નૃત્યાશ્રય પણ કહેલ છે. સંસ્કૃત નાટકોમાં સુંદર અભિનય માટે शोभनं नर्तितम् એ પ્રયોગ જાણીતો છે. આથી નાટ્ય સાથે નૃત્ય, ગીત અને વાદ્યનો યોગ થાય તે અત્યંત સ્વાભાવિક છે. અહીં 'ક્રીડનીયક' એટલે આનંદનું સાધન. અને તે જ રીતે તે છે દુઃખો અને ચિન્તાઓ દૂર કરવાનું સાધન. મૂળે નાટ્ય, છે આનંદ માટે જ અને તેનું આયોજન એ જાતનું આખું કલ્પ્યું છે કે કરુણાદિનું નિરૂપણ પણ નાટ્યમાં આખરે આનન્દ માટે જ થાય. સંસ્કૃતમાં કરૂણાન્ત નાટક નથી તેનાં ઘણાં બધાં કારણોમાંનું એક સંભવિત કારણ આ પણ છે.

આપણે ઉપર જોયું કે આ નાટ્યશાસ્ત્ર એ પાંચમો વેદ ગણાયો છે. તેનો ઉદ્દેશ મૂળભૂત રીતે સાંસારિક દઃખાદિમાં આશ્વાસક બનવાનો અને આનંદ

પ્રયોગની પ્રભાવશાળી રજૂઆતમાં ઉપયોગી અને ઉપકારક વૃત્તિ અને પ્રવૃત્તિની પણ ચર્ચા કરી છે. આ વૃત્તિ અને પ્રવૃત્તિઓને આગણે દેશ અને સ્થળકાળગત વૈશિષ્ટ્ય તરીકે ઓળખી શકીએ.

## રસમીમાંસા

નાટ્ય રસપ્રધાન છે એ બાબત તો છેક ભરતને પણ જાણીતી છે, અને ભરતે સમુચિત વિસ્તાર સાથે છઠ્ઠા અધ્યાયમાં પદ્ય કારિકાઓ અને ગદ્યપરિચ્છેદોમાં રસ મીમાંસા કરી છે. તેના મૂળમાં કામ કરતી દૃષ્ટિ નાટ્યપ્રયોગ નાટ્યાભિનય તથા તેમાં સિદ્ધ થતા રસાસ્વાદ પર આધારિત છે. વિશાળ કાવ્યમીમાંસાએ આને આધારે વિસ્તરેલી રસનિષ્પત્તિપ્રક્રિયામીમાંસાની અનુગામી સમૃદ્ધિને અપનાવી છે. આ છતાં આ પ્રાથમિક રસાસ્વાદનની ચર્ચામાં પણ ભાવો અને રસો પરસ્પર આધારિત છે, સ્થાયિભાવ રસ રૂપે આસ્વાદાય છે, સ્થાયિભાવને ભાવો સાથે સંબંધ છે, રસોત્પતિ સુવ્યવસ્થિત ભાવો અને અભિનયના યોગે સ્વાદુ બની અનુભવાય છે, વગેરે ખ્યાલો તેણે આપ્યા છે. આમાંથી ઉત્પન્ન થતી અનેકાનેક સમસ્યાઓની તાત્વિક મીમાંસા સ્વાભાવિક રીતે જ પાછલો યુગ કરે છે. ભરતની રસચર્ચા તે માત્ર અહીં પ્રેરણાદાતા છે. અને તે રીતે પણ તેનું મૂલ્ય ઓછું આંકી શકાય તેમ નથી.

મૌલિક પ્રદાન ગણાય તેવા આ પ્રશ્નોની વિસ્તૃત, કેટલીકવાર તો પુનરુક્તિ પણ ગણાય તેવી ચર્ચા કર્યા ઉપરાંત ભરત તેના આ વિશાળ ગ્રંથમાં નાટ્યસર્જન, દિગ્દર્શન, પ્રયોગ, વગેરે સાથે સંકળાયેલા લગભગ તમામ પ્રશ્નો ચર્ચે છે. તેનો સંક્ષિપ્ત ખ્યાલ મેળવવા આપણે આ કૃતિના ૩૭ અધ્યાયોમાં ચર્ચાયેલી વિષયોની સંક્ષિપ્ત માહિતી અત્રે એકઠી કરીએ તે યોગ્ય થશે.

## વિષયોની તારવણી

નાટ્યશાસ્ત્રનો વિષય છે નાટ્યમીમાંસા, જેમાં ભરત એવું માનીને ચાલ્યા છે કે

> न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
> न स योगो न तत्कर्म नाट्येऽस्मिन्न दृश्यते ॥ (१. ११६)

આથી આ ગ્રંથમાં માત્ર નાટ્યના નિયમોનું પ્રતિપાદન કરવાને બદલે નાટ્યપ્રયોગ અને સાફલ્ય સુધીની તમામ વિગતોનું તે વર્ણન કરે છે અને ઉપરાન્ત નાટ્ય સાથે સીધો કે આડકતરો કે પરમ્પરાગત સંબંધ રાખનાર તમામ કલાઓનું વર્ણન આ ગ્રંથમાં કરે છે. આ ગ્રંથમાં નાટ્યકલા, નૃત્યકલા,

સંગીતકલા, છન્દઃશાસ્ત્ર, અલંકારવિધાન, રંગનિર્માણ આદિ તમામ કલાઓ તથા શિલ્પોનું ભરત સવિસ્તર વર્ણન કરે છે. આથી આ ગ્રંથને આપણે લલિત કલાઓ તથા ઉપયોગી કલાઓના વિશ્વકોશ તરીકે પણ ઓળખી શકીએ. (આચાર્ય વિશ્વેશ્વર.)

**પ્રથમ અધ્યાય**–આ અધ્યાય 'નાટ્યોત્પત્તિ અધ્યાય' તરીકે ઓળખાયો છે અને તેમાં નાટ્યની ઉત્પત્તિનું વર્ણન છે.

**બીજો અધ્યાય**–બીજો અધ્યાય 'મંડપાધ્યાય' તરીકે ઓળખાયો છે અને તેમાં નાટ્યમંડપની રચનાનું વિગતે વર્ણન કરવામાં આવ્યું છે.

**તૃતીય અધ્યાય**–આ અધ્યાય 'રંગદૈવતપૂજન અધ્યાય' તરીકે ઓળખાય છે. તેમાં નાટ્યમંડપનાં વિભિન્ન સ્થાનોની રક્ષા માટે દેવોના પૂજનનો વિધિ આપવામાં આવ્યો છે.

**ચતુર્થ અધ્યાય**–આ અધ્યાય 'તાણ્ડવલક્ષણ અધ્યાય' તરીકે આળખાય છે અને તેમાં નૃત્ય સમયનાં ૧૦૮ 'કરણો', ૯૨ 'અંગહારો' અને ૪ 'રેચકોનું' વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. અધ્યાય ઘણો મોટો છે.

**પંચમ અધ્યાય**–આ અધ્યાય 'પૂર્વરંગવિધાન અધ્યાય' તરીકે ઓળખાય છે. નાટકના આરંભ પૂર્વે આવતા વિસ્તૃત પૂર્વરંગની તેમાં મીમાંસા કરવામાં આવી છે. નાટ્યરચનાની દૃષ્ટિએ આ મીમાંસા ઉપયોગી છે.

**છઠ્ઠો અધ્યાય**–આને 'રસાધ્યાય' કહે છે અને તેમાં રસનું વિસ્તૃત વર્ણનાનું મીમાંસા મળે છે. અનુગામી ભાષ્યકારો તથા અન્ય આચાર્યોએ અહીં તેમજ અન્ય તમામ કાવ્યસ્વરૂપોના મૂળ વિષયરૂપ રસને લગતી ચર્ચા અને આ અધ્યાયને અત્યંત અગત્યનો ગણ્યો છે. કાવ્યમીમાંસામાં આના અધ્યાય જ વાસ્તવિક રીતે આચાર્ય ભરતનું મોટામાં મોટું પ્રદાન રૂપે

**સપ્તમ અધ્યાય**–છઠ્ઠા અધ્યાયના જ અનુસંધાનમાં આ સાતમો અધ્યાય હતો 'ભાવવ્યંજક અધ્યાય' છે અને વિભાવ, અનુભાવ સ્થાયિભાવ છે તે વિસ્તૃત વર્ણન છે. ૫૪ અધ્યાય પછી 'નાટ્યશાસ્ત્ર'માં અધ્યાયના મહત્ત્વપૂર્ણ છે.

**આઠમો અધ્યાય**–આ અધ્યાયને 'અંગાભિનય અધ્યાય' એવું નામ આપવામાં આવ્યું છે અને તેમાં આંગિક, વાચિક, સાત્ત્વિક અને આહાર્ય વર્ણન છે. આ અધ્યાય અભિનયની મીમાંસા કરતો હોવાથી સાતમા અધ્યાય પછી નાટ્યમીમાંસામાં આનું અગત્યનું સ્થાન છે.

પ્રયોગની પ્રભાવશાળી રજૂઆતમાં ઉપયોગી અને ઉપકારક વૃત્તિ અને પ્રવૃત્તિની પણ ચર્ચા કરી છે. આ વૃત્તિ અને પ્રવૃત્તિઓને આગણે દેશ અને સ્થળકાળગત વૈશિષ્ટ્ય તરીકે ઓળખી શકીએ.

**રસમીમાંસા**

નાટ્ય રસપ્રધાન છે એ બાબત તો છેક ભરતને પણ જાણીતી છે, અને ભરતે સમુચિત વિસ્તાર સાથે છઠ્ઠા અધ્યાયમાં પદ્ય કારિકાઓ અને ગદ્યપરિચ્છેદોમાં રસ મીમાંસા કરી છે. તેના મૂળમાં કામ કરતી દષ્ટિ નાટ્યપ્રયોગ નાટ્યાભિનય તથા તેમાં સિદ્ધ થતા રસાસ્વાદ પર આધારિત છે. વિશાળ કાવ્યમીમાંસાએ આને આધારે વિસ્તરેલી રસનિષ્પત્તિપ્રક્રિયામીમાંસાની અનુગામી સમૃદ્ધિને અપનાવી છે. આ છતાં આ પ્રાથમિક રસાસ્વાદનની ચર્ચામાં પણ ભાવો અને રસો પરસ્પર આધારિત છે, સ્થાયિભાવ રસ રૂપે આસ્વાદ્ય છે, સ્થાયિભાવને ભાવો સાથે સંબંધ છે, રસોત્પત્તિ સુવ્યવસ્થિત ભાવો અને અભિનયના યોગે સ્વાદુ બની અનુભવાય છે, વગેરે ખ્યાલો તેણે આપ્યા છે. આમાંથી ઉત્પન્ન થતી અનેકાનેક સમસ્યાઓની તાત્વિક મીમાંસા સ્વાભાવિક રીતે જ પાછલો યુગ કરે છે. ભરતની રસચર્ચા તે માત્ર અહીં પ્રેરણાદાતા છે. અને તે રીતે પણ તેનું મૂલ્ય ઓછું આંકી શકાય તેમ નથી.

મૌલિક પ્રદાન ગણાય તેવા આ પ્રશ્નોની વિસ્તૃત, કેટલીકવાર તો પુનરુક્તિ પણ ગણાય તેવી ચર્ચા કર્યા ઉપરાંત ભરત તેના આ વિશાળ ગ્રંથમાં નાટ્યસર્જન, દિગ્દર્શન, પ્રયોગ, વગેરે સાથે સંકળાયેલા લગભગ તમામ પ્રશ્નો ચર્ચે છે. તેનો સંક્ષિપ્ત ખ્યાલ મેળવવા આપણે આ કૃતિના ૩૭ અધ્યાયોમાં ચર્ચાયેલી વિષયોની સંક્ષિપ્ત માહિતી અત્રે એકઠી કરીએ તે યોગ્ય થશે.

**વિષયોની તારવણી**

નાટ્યશાસ્ત્રનો વિષય છે નાટ્યમીમાંસા, જેમાં ભરત એવું માનીને ચાલ્યા છે કે

न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
न स योगो न तत्कर्म नाट्येऽस्मिन्न दृश्यते ॥ (૧. ૧૧૬)

આથી આ ગ્રંથમાં માત્ર નાટ્યના નિયમોનું પ્રતિપાદન કરવાને બદલે નાટ્યપ્રયોગ અને સાફલ્ય સુધીની તમામ વિગતોનું તે વર્ણન કરે છે અને ઉપરાન્ત નાટ્ય સાથે સીધો કે આડકતરો કે પરમ્પરાગત સંબંધ રાખનાર તમામ કલાઓનું વર્ણન આ ગ્રંથમાં કરે છે. આ ગ્રંથમાં નાટ્યકલા, નૃત્યકલા,

સંગીતકલા, છન્દઃશાસ્ત્ર, અલંકારવિધાન, રંગનિર્માણ આદિ તમામ કલાઓ તથા શિલ્પોનું ભરત સવિસ્તર વર્ણન કરે છે. આથી આ ગ્રંથને આપણે લલિત કલાઓ તથા ઉપયોગી કલાઓના વિશ્વકોશ તરીકે પણ ઓળખી શકીએ. (આચાર્ય વિશ્વેશ્વર.)

**પ્રથમ અધ્યાય**–આ અધ્યાય 'નાટ્યોત્પત્તિ અધ્યાય' તરીકે ઓળખાયો છે અને તેમાં નાટ્યની ઉત્પત્તિનું વર્ણન છે.

**બીજો અધ્યાય**–બીજો અધ્યાય 'મંડપાધ્યાય' તરીકે ઓળખાયો છે અને તેમાં નાટ્યમંડપની રચનાનું વિગતે વર્ણન કરવામાં આવ્યું છે.

**તૃતીય અધ્યાય**–આ અધ્યાય 'રંગદૈવતપૂજન અધ્યાય' તરીકે ઓળખાય છે. તેમાં નાટ્યમંડપનાં વિભિન્ન સ્થાનોની રક્ષા માટે દેવોના પૂજનનો વિધિ આપવામાં આવ્યો છે.

**ચતુર્થ અધ્યાય**–આ અધ્યાય 'તાણ્ડવલક્ષણ અધ્યાય' તરીકે ઓળખાય છે અને તેમાં નૃત્ય સમયનાં ૧૦૮ 'કરણો', ૯૨ 'અંગહારો' અને ૪ 'રેચકો'નું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. અધ્યાય ઘણો મોટો છે.

**પંચમ અધ્યાય**–આ અધ્યાય 'પૂર્વરંગવિધાન અધ્યાય' તરીકે ઓળખાય છે. નાટકના આરંભ પૂર્વે આવતા વિસ્તૃત પૂર્વરંગની તેમાં મીમાંસા કરવામાં આવી છે. નાટ્યરચનાની દૃષ્ટિએ આ મીમાંસા ઉપયોગી છે.

**છઠ્ઠો અધ્યાય**–આને 'રસાધ્યાય' કહે છે અને તેમાં રસનું વિસ્તૃત વર્ણન મીમાંસા મળે છે. અનુગામી ભાષ્યકારો તથા અન્ય આચાર્યોએ તેમજ અન્ય તમામ કાવ્યસ્વરૂપોના મૂળ વિષયરૂપ રસને લગતી ચર્ચા આ અધ્યાયને અત્યંત અગત્યનો ગણ્યો છે. કાવ્યમીમાંસામાં અધ્યાય જ વાસ્તવિક રીતે આચાર્ય ભરતનું મોટામાં મોટું

**સપ્તમ અધ્યાય**–છઠ્ઠા અધ્યાયના જ અનુસંધાનમાં આ સાતમો અ 'ભાવવ્યંજક અધ્યાય' છે અને વિભાવ, અનુભાવ સ્થાયિભાવ વિસ્તૃત વર્ણન છે. ૫૪ અધ્યાય પછી 'નાટ્યશાસ્ત્ર'માં અ મહત્ત્વપૂર્ણ છે.

**આઠમો અધ્યાય**–આ અધ્યાયને 'અંગાભિનય અધ્યાય' એવું નામ આવ્યું છે અને તેમાં આંગિક, વાચિક, સાત્ત્વિક અને આહાર્ય વર્ણન છે. આ અધ્યાય અભિનયની મીમાંસા કરતો હોવાથી સાતમા અધ્યાય પછી નાટ્યમીમાંસામાં આનું અગત્યનું સ્થાન છે.

પુત્રોને આશ્વાસન અને આશા આપ્યાં કે તેઓ પૃથ્વી પર નાટ્યાભિનય કરશે તો શાપમુક્ત થશે. આ બીજી કથામાં અભિનયાદિ કરનાર શૂદ્રોનો ઉચ્ચતર સામાજિક દરજ્જો સ્થાપવાનો આડકતરો પ્રયત્ન છે.

ભરતમુનિ એ નાટ્યશાસ્ત્રનો પ્રથમ લબ્ધ નાટ્યશાસ્ત્રી છે, પરંતુ તે પ્રથમ તો નથી જ. તેણે, અન્ય આચાર્યોએ, અભિનવગુપ્તે વગેરેએ કરેલા ઉલ્લેખો બતાવે છે કે નિમ્નલિખિત આચાર્યો ભરતના પુરોગામીઓ છે અને તેમના ગ્રંથો ઉપલબ્ધ નથી. પાણિનિ તેની અષ્ટાધ્યાયીમાં **શિલાલી** અને **કૃશાશ્વ**નો ઉલ્લેખ બે સૂત્રોમાં કરે છે :

(૧) पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः (૪-૩-૧૧૦), અને
(૨) कमन्दकृशाश्वादिनिः (૪-૩-૧૧૧).

**કોહલ** એ એક અગત્યનો પુરોગામી નાટ્યાચાર્ય છે, જેને ભરત 'નાટ્યશાસ્ત્ર'ના અંતિમ અધ્યાયમાં ઉલ્લેખે છે. ટીકાકાર અભિનવગુપ્ત પણ તેને ઘણી વાર ઉલ્લેખે છે. કોહલ સાથે ઉલ્લેખાયેલા બીજા નાટ્યાચાર્યો છે **વાત્સ્ય, શાંડિલ્ય** અને **ધૂર્તિલ** :

कोहलादिभिरेतैर्वा वात्स्यशाण्डिल्यधूर्तिलैः ।
एतच्छास्त्रं प्रयुक्तं तु नराणां बुद्धिवर्धनम् ॥

**નખકુટ્ટ** અને **બાદરાયણ** આ બે બીજા જાણીતા નાટ્યાચાર્યો છે, જેમનાં નામ અને અવતરણો આપણને વિશ્વનાથ તથા સાગરનન્દી આપે છે.

આ ઉપરાન્ત જાણીતા બીજા નાટ્યાચાર્યો છે **બાદરાય** અને **શાતકર્ણી**

આ બધાનો પ્રભાવ 'નાટ્યશાસ્ત્ર' પર કેવો અને કેટલો તે નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી. છતાં તેમના નિર્દેશો બતાવે છે કે તે તમામ ખ્યાતનામ આચાર્યો હતા. નોંધપાત્ર એ છે કે આમાંના મોટા ભાગના લેખકોના ગ્રન્થો ભરતના 'નાટ્યશાસ્ત્ર'ની રચના બાદ વિસ્મૃતિમાં પડી ગયા.

## ભરતના 'નાટ્યશાસ્ત્ર'ના વ્યાખ્યાતાઓ

'નાટ્યશાસ્ત્ર' પર આજે ઉપલબ્ધ આખી વ્યાખ્યા કિંવા ટીકા છે. 'અભિનવભારતી'. આ સિવાયની ઘણી ટીકાઓ સમય સાથે અદૃશ્ય થઈ ગઈ છે. પરંતુ અભિનવગુપ્ત પોતાના પુરોગામી ટીકાકારો તરીકે ભટ્ટ લોલ્લટ, શ્રી શંકુક, ભટ્ટ નાયક અને અન્યોનો ઉલ્લેખ કરે છે. ઉપરાંત ઉદ્ભટ પણ ભરતના વ્યાખ્યાકાર તરીકે જાણીતો છે. 'સંગીતરત્નાકાર'માં શાર્ઙ્ગદેવ કહે છે કે :

व्याख्यातारो भारतीये लोल्लटोद्भटशङ्कुकाः ।
भट्टाभिनवगुप्तश्च श्रीमत्कीर्तिधरोऽपरः ॥

અભિનવગુપ્તની 'અભિનવભારતી' તેની પોતાની રીતે વિસ્તૃત, વિશદ, વિદ્વત્તાપૂર્ણ, આમૂલસ્પર્શી, તાત્ત્વિક ટીકા છે. તેમાં સ્વાભાવિક રીતે જ માત્ર ભરતનાં સૂત્રોનું અર્થઘટન નથી. તેને બદલે તેના સમય સુધી થયેલ નાટ્યશાસ્ત્ર અને નાટ્યસિદ્ધાન્તો પરનું ચિંતન આપણને મળે છે.

**નોંધ :** 'નાટ્યશાસ્ત્ર'ની કારિકાઓની પસંદગી માટે ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝનાં વૉલ્યૂમો ઉપયોગમાં લીધાં છે.

### ૧. નાટ્યવેદ : [અધ્યાય પહેલો]

भवद्भिः शुचिभिर्भूत्वा तथावहितमानसैः ।
श्रूयतां नाट्यवेदस्य सम्भवो ब्रह्मनिर्मितः ॥७॥

આપ સૌ શુદ્ધ બનીને તથા એકાગ્રચિત્ત થઈને બ્રહ્માએ નિર્મેલા નાટ્યવેદની ઉત્પત્તિ (તથા ઇતિહાસની વાત) સાંભળો. (૭)

पूर्वं कृतयुगे विप्रा वृत्ते स्वायम्भुवेऽन्तरे ।
त्रेतायुगेऽथ सम्प्राप्ते मनोर्वैवस्वतस्य तु ॥८॥
ग्राम्यधर्मे प्रवृत्ते तु कामलोभवशं गते ।
ईर्ष्याक्रोधादिसम्मूढे लोके सुखितदुःखिते ॥९॥
देव-दानव-गन्धर्व-यक्ष-रक्षो-महोरगैः ।
जम्बूद्वीपे समाक्रान्ते लोकपालप्रतिष्ठिते ॥१०॥
महेन्द्र-प्रमुखैर्देवैरुक्तः किल पितामहः ।
क्रीडनीयकमिच्छामो दृश्यं श्रव्यं च यद् भवेत ॥११॥

હે બ્રાહ્મણો ! પહેલાં સ્વાયંભુવ મન્વન્તરમાં અને (વર્તમાન સાતમા) વૈવસ્વત મન્વન્તરમાં પણ ત્રેતાયુગ આવ્યો ત્યારે; જંગલી આચાર પ્રવૃત્ત થતાં, (જગતના લોકો) કામ તથા લોભને વશ બન્યા હતા અને ઈર્ષ્યા ક્રોધ વગેરેથી સંમૂઢ બની સુખદુઃખમાં જીવતા હતા ત્યારે; જમ્બૂદ્વીપ જ્યારે દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો અને મહાસર્પોથી વ્યાપ્ત હતો અને લોકપાલોની ત્યાં પ્રતિષ્ઠા હતી ત્યારે; મહેન્દ્ર જેમા અગ્રગામી હતા તેવા દેવોએ પિતામહ બ્રહ્માને કહ્યું કે : જે દૃશ્ય અને શ્રવ્ય હોય તેવું મનોરંજનનું સાધન અમે ઇચ્છીએ છીએ'.' (૮ થી ૧૧)

[पूर्वं—પહેલાં, એટલે આ કલ્પમાં તેમજ આગલા કલ્પોમાં. જુઓ અભિનવગુપ્તઃ नास्मिन्नेव कल्पेऽपि तु पूर्वकल्पेष्वपीत्यर्थः । स्वायम्भुवेऽन्तरे–સ્વાયંભુવ મન્વન્તરમાં એટલે પ્રત્યેક કલ્પના પ્રથમ મન્વન્તરમાં. જુઓ અભિનવગુપ્ત : मन्वन्तराणि चतुर्दश तावत् कल्पो यत् तद् ब्राह्मं दिनम् । तत्र स्वायंभुवं नाम यत् तत् कल्पस्य प्रथमं मन्वन्तरम् । वैवस्वतमन्वन्तरं तु सप्तमम् । यत्राद्य वर्तामहे । तत्र सर्वेष्वेव मन्वन्तरेषु त्रेतावसरे ब्रह्मणा नाट्यवेदः प्रवर्तितः । क्रीडनीयकम्–રમવાનું સાધન, રમકડું, મનોરંજનનું સાધન. જુઓ અભિનવગુપ્તઃ क्रीड्यते चित्तं विक्षिप्यते विह्रियते येन અને क्रीडनाय हितं क्रीडनीयकम् આમ નજરે જોઈ શકાય અને સાંભળી શકાય તેવું મનોરંજનનું સાધન દેવોએ માગ્યું ]

न वेदव्यवहारोऽयं संश्राव्यः शूद्रजातिषु ।
तस्मात् सृजापरं वेदं पञ्चमं सार्ववर्णिकम् ॥१२॥

આ (ચાર) વેદોનો વ્યવહાર શૂદ્ર જાતિઓમાં સંભળાવવા યોગ્ય નથી તેથી (તેમના સહિત) સર્વ વર્ણો સાંભળી શકે તેવો પાંચમો અન્ય વેદ તમે સર્જો. (૧૨)

[એક માન્યતા એવી છે કે વિધિનિષેધાત્મક વેદવ્યવહાર સમજવાનું સામર્થ્ય શૂદ્રની બુદ્ધિમાં હોતું નથી તેને લીધે તેમની બાબતમાં વેદશ્રવણનો નિષેધ છે. પણ નાટ્યવેદ બીજાના જેટલો જ તેમને માટે પણ છે. શૂદ્રો નાટક ભજવી શકે છે, જોઈ પણ શકે છે.]

एवमस्त्विति तानुक्त्वा देवराजं विसृज्य च ।
सस्मार चतुरो वेदान् योगमास्थाय तत्त्ववित् ॥१३॥

'એમ થાવ' એ પ્રમાણે તેમને કહીને દેવાધિદેવ (ઇન્દ્રને) વિદાય કરીને તત્ત્વોના જ્ઞાતા એવા બ્રહ્માએ યોગારૂઢ બની ચાર વેદોનું સ્મરણ કર્યું. (૧૩)

[ योगमास्थाय–યોગારૂઢ બનીને, જેથી એકી સાથે તમામ વેદોનું આવાહન થઈ શકે. જુઓ અભિનવગુપ્તઃ योगमिति येन सर्ववेदानां युगपदवभासो भवति । ]

धर्म्यमर्थ्यं यशस्यं च सोपदेश्यं ससंग्रहम् ।
भविष्यतश्च लोकस्य सर्वकर्मानुदर्शकम् ॥१४॥

सर्वशास्त्रार्थसम्पन्नं सर्वशिल्पप्रवर्तकम् ।
नाट्याख्यं पञ्चमं वेदं सेतिहासं करोम्यहम् ॥१५॥

ધર્મ્ય, અર્થનીય. યશસ્ય, ઉપદેશ્ય, સમૃદ્ધ, ભાવિ જગતનાં સર્વ કર્મોને પ્રગટ કરનાર, તમામ શાસ્ત્રાર્થોથી સમ્પન્ન, તમામ શિલ્પોનો પ્રવર્તક નાટ્ય નામનો પાંચમો વેદ હું રચું છું. (૧૪-૧૫)

[ધર્મ્ય—કર્તવ્ય તથા અકર્તવ્યનો ઉપદેશ અથવા ધર્મપરાયણ બનવાનો ઉપદેશ કરવામાં સમર્થ. अर्थ्य–મનોહર હોવાથી તમામ જનો માટે વાંછનીય. हृद्यतया सर्वजनानामपि नानाधिकारत्वेनाभिलषणीयमित्यर्थः । (અભિનવગુપ્ત). यशस्य–સર્વત્ર પ્રસિદ્ધ. નોંધપાત્ર એ છે કે મનોરંજનનું સાધન આપે છે નાટ્યવેદ અને નાટ્યવેદે આપેલ મનોરંજનનું સાધન માનવને મનોરંજનની સાથે બીજું ઘણું આપવાનું સામર્થ્ય ધરાવે છે, એ રીતે વર્ણવી અહીં નાટ્યવેદ અને તેણે આપેલ નાટ્ય બંનેનું ગૌરવગાન કર્યું છે. ]

एवं संकल्प्य भगवान् सर्ववेदाननुस्मरन् ।
नाट्यवेदं ततश्चक्रे चतुर्वेदाङ्गसम्भवम् ॥१६॥

આ પ્રમાણે સંકલ્પ કરીને તે પછી ભગવાન (બ્રહ્માએ) સર્વ વેદોનું સ્મરણ કર્યું અને તે રીતે ચારેય વેદોનાં અંગોમાંથી ઉદ્ભવેલ એવો નાટ્યવેદ રચ્યો. (૧૬)

[ અહીં અભિનવગુપ્તની નોંધપાત્ર સ્પષ્ટતા આ પ્રમાણે છે : नाट्यशब्देन च दशरूपकं, तदुपयोगवदेव चतुर्हस्तादिलक्षणं शास्त्रम् । तत्सहितस्यैव करणीयत्वेन संकल्पः । अन्यथा बुद्धया कलितस्यापि नाट्यस्य कथमन्यत्र संक्रमणम् । तेन च विना कथं प्रयोगः । ]

जग्राह पाठ्यं ऋग्वेदात् सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान् रसानाथर्वणादपि ॥१७॥

(નાટ્યવેદની રચનાના સમયે) બ્રહ્માએ ઋગ્વેદમાંથી પાઠ્ય લીધું [અર્થાત્ સંવાદ કે ગદ્યભાગ ગ્રહણ કર્યો], સામની ઋચાઓમાંથી ગીત લીધું, યજુર્વેદમાંથી અભિનયો લીધા અને અથર્વવેદમાંથી રસ લીધા. (૧૭)

[ નાટ્યનાં ચાર અંગો પાઠ્ય, ગીત, અભિનય, અને રસ બ્રહ્માએ ચાર વેદોમાંથી લીધાં; એ કઇ રીતે તેની વિસ્તૃત મીમાંસા અભિનવગુપ્ત આપે છે. આપણા માટે તો પાંચમા વેદ નાટ્યવેદનું મૂળ ચાર વેદોમાં છે એ માન્યતા અગત્યની છે અને સાથે અગત્યનો છે નાટ્યનાં ચાર મૂળભૂત અંગોનો નિર્દેશ.]

वेदोपवेदैः सम्बद्धो नाट्यवेदो महात्मना ।
एवं भगवता सृष्टो ब्रह्मणा सर्ववेदिना ॥१८॥

આ રીતે સર્વજ્ઞ એવા મહાન આત્મા ભગવાન બ્રહ્માએ વેદો અને ઉપવેદો સાથે સંબદ્ધ નાટ્યવેદનું સર્જન કર્યું. (૧૮)

[ નાટ્યવેદ વેદો સાથે સંબદ્ધ એટલા માટે ગણાયો છે કે તેમાંથી નાટ્યનાં તત્ત્વો પ્રાપ્ત થયાં. ઉપવેદ એટલે વેદોનો અર્થ સમજાવવામાં ઉપકારક રચનાઓ. જુઓ અભિનવગુપ્તની સ્પષ્ટતા : वेदानामुपकारकोऽर्थो वेद्यते येन स उपवेदात्मा । तद्यथा ऋग्वेदस्य मन्त्रार्थवादादिव्याख्यानोपनीतप्रजारक्षणप्रदर्शक आयुर्वेदः । यतो महात्मा ततो सर्ववेदी । सर्ववित्त्वाच्च तथाविधसृष्टिशक्तः । ]

उत्पाद्य नाट्यवेदं तु ब्रह्मोवाच सुरेश्वरम् ।
इतिहासो मया सृष्टः स सुरेषु नियुज्यताम् ॥१९॥

અને નાટ્યવેદ ઉત્પન્ન કરીને બ્રહ્માએ દેવોના સ્વામી (ઇન્દ્રને) કહ્યું : "મેં જે ઇતિહાસ સર્જ્યો છે તેનો દેવો પાસે તમે અભિનયપ્રયોગ કરાવો." (૧૯)

[ इतिहास—દશરૂપકો. નાટ્યના સ્વરૂપ તથા નિયમો તો આપ્યા. પરન્તુ તેનો અભિનયરૂપે પ્રયોગ ન થાય ત્યાં લગી તેની યથાર્થતા સમજાય નહી. તેથી તરત જ દેવોના દેવ ઇન્દ્રને તેનો પ્રયોગ યોજવા આદેશ આપવામાં આવ્યો. આપણા માટે મહત્ત્વની વાત એ છે કે નાટ્ય સિદ્ધાન્તોની સાર્થકતા અભિનયમાં જ છે. ]

कुशला ये विदग्धाश्च प्रगल्भाश्च जितश्रमाः ।
तेष्वयं नाट्यसंज्ञो हि वेदः संक्राम्यतां त्वया ॥२०॥

જે કોઈ કુશળ, બુદ્ધિમાન, પ્રગલ્ભ અને શ્રમને જીતનારા [અર્થાત્ ન થાકનારા હોય] તેમને તમે આ નાટ્ય નામક વેદનું શિક્ષણ આપો. (૨૦)

[ અભિનવગુપ્તની સ્પષ્ટતા અહીં ખાસ નોંધપાત્ર છે : कुशलाः ग्रहणधारणयोग्याः, विदग्धाः उहापोहसमर्थाः । प्रगल्भाः परिषद्यभीरवः । जितश्रमाः योग्यासमुचितदेहाः, अखिन्नकायाश्च । ]

### ૨. નાટ્યશબ્દનો ઉદ્દેશ

विघ्नानां वचनं श्रुत्वा ब्रह्मा वचनमब्रवीत् ।
अलं वो मन्युना दैत्या विषादं त्यजतानघाः ॥१०५॥

વિઘ્નોની વાત સાંભળીને બ્રહ્મા (આ પ્રમાણે) વચન બોલ્યા. "હે દૈત્યો, તમારો ગુસ્સો તજો. હે સજજનો, વિષાદ છોડો. (૧૦૫)

भवतां देवतानां च शुभाशुभविकल्पकः ।
कर्मभावान्वयापेक्षी नाट्यवेदो मया कृतः ॥१०६॥

કર્મ, ભાવ, અને દેશ, વંશ આદિ અનુસાર તમારા અને દેવોના શુભ અશુભને પ્રકાશિત કરનારો આ નાટ્યવેદ મેં રચ્યો છે." (૧૦૬)

[નાટ્ય દેવોની માફક દૈત્યોના પણ શુભ-અશુભને પ્રગટ કરનાર છે. નાટ્ય દેવો, દૈત્યો, માનવો તમામને માટે છે તે વાત મહત્ત્વની છે. આ વાત અભિનવગુપ્ત સુંદર રીતે સ્પષ્ટ કરે છે : शुभमशुभं च धर्माधर्मरूपं सुखदुःखफलत्वेन विभेदेन कल्पयति अध्यवसाययति नाट्यवेदः । ]

नैकान्ततोऽत्र भवतां देवानां चानुभावनम् ।
त्रैलोक्यस्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्तनम् ॥१०७॥

માત્ર તમારા કે દેવોના એકલા એવા (ચરિત્રનું) પ્રદર્શન અહીં કરાવવામાં આવ્યું નથી, (વસ્તુત:) આ આખા ત્રિલોકના ભાવોનું પ્રદર્શન અહીં કરાવ્યું છે. (૧૦૭)

[અભિનવગુપ્ત આ શ્લોકની વિસ્તૃત આલોચના આપે છે. નાટ્ય માત્ર દેવો અને દૈત્યોના જીવનને સ્પર્શતું નથી પણ વિશ્વવ્યાપી જીવનને સ્પર્શે છે, માનવોના જીવનને સ્પર્શે છે. વળી ભાવોના અનુકીર્તન એટલે નિરૂપણ કિંવા પ્રદર્શનનું એમાં પ્રાધાન્ય છે. નાટ્ય એટલે જ ભાવનિરૂપણ એમ અહીં સ્પષ્ટ થાય છે. વળી નાટ્યમાં જગતના ભાવોનું અનુકીર્તન થાય છે એમ કહે છે ત્યારે આડકતરી રીતે એ પણ સ્થાપિત થાય છે કે માનવહૃદયના ભાવોને તથા જીવનની વાસ્તવિકતાને અનુસરીને નાટ્યરચના થાય છે ત્યારે જ તે આસ્વાદનક્ષમ બને છે. આમ, જેવું જીવન તેવું સાહિત્ય, અને તેવું જ નાટ્ય, તે સિદ્ધ થાય છે જીવનની વાસ્તવિકતા સાહિત્યનો અને નાટ્યનો આધાર બને છે એ બાબતનો અહીં સ્વીકાર છે. પરન્તુ આ પરચેષ્ટાનું અનુકરણ નથી. કારણ, ભરત પોતે જ કહે છે કે परचेष्टानुकरणात् हासः समुपजायते । (૭–૧૦) સાથે સાથે અભિનવગુપ્ત સાચી રીતે જ સ્પષ્ટતા કરે છે : सदृशत्वं तु विशेषात्मनां यौगपद्येनोपपद्यते । कदाचित् क्रमेण नियत एवानुकृतः स्यात् । न त्वनियतानुकारोऽपि । सामान्यात्मकत्वे कोऽनुकारार्थः । तस्मादनियतानुकारो नाट्यमित्यपि न भ्रमितव्यम् । अस्मदुपाध्यायकृते काव्यकौतुकेऽप्ययमेवाभिप्रायो मन्तव्यः । तेनानुव्यवसायविशेषकार्यं नाट्यम् । ]

क्वचिद्धर्मः क्वचित्क्रीडा क्वचिदर्थः क्वचिच्छमः ।
क्वचिद्धास्यं क्वचिद् युद्धं क्वचित् कामः क्वचिद् वधः ॥१०८॥

(નાટ્યમાં) ક્યાંક ધર્મ, ક્યાંક ક્રીડા. ક્યાંક અર્થ, ક્યાંક શમ, ક્યાંક હાસ્ય, ક્યાંક યુદ્ધ, ક્યાંક કામ, ક્યાંક વધ (વગેરેનાં દૃશ્યો બતાવવામાં આવે છે.) (૧૦૮)

धर्मो धर्मप्रवृत्तानां कामः कामोपसेविनाम् ।
निग्रहो दुर्विनीतानां विनीतानां दमक्रिया ॥१०९॥

ધર્મપ્રવૃત્ત જનોનો ધર્મ, કામસેવન કરનારાઓનોનો કામ, દુષ્ટોનું દમન, વિનીતોની દમ ક્રિયા (નાટ્યમાં વર્ણવાય છે.) (૧૦૯)

क्लीवानां धाष्टर्यजननं उत्साहः शूरमानिनाम् ।
अबुधानां विबोधश्च वैदुष्यं विदुषामपि ॥११०॥

(આ નાટ્ય) નપુંસકોમાં ધૃષ્ટતા ઉત્પન્ન કરનાર, પોતાને શૂરવીર માનનારાઓમાં ઉત્સાહ પ્રેરનાર, અવિદ્વાનોને જ્ઞાનપ્રદ અને વિદ્વાનોને પણ વિદ્વત્તા આપનારું છે. (૧૧૦)

ईश्वराणां विलासश्च स्थैर्यं दुःखार्दितस्य च ।
अर्थोपजीविनामर्थो धृतिरुद्विग्नचेतसाम् ॥१११॥

ધનિકોને માટે વિલાસજનક, દુ:ખથી પીડાનારાઓ માટે ધૈર્ય આપનાર, અર્થોપજીવીઓને અર્થ આપનાર અને ઉદ્વિગ્ન જનોને ધીરજ દેનાર (આ નાટ્ય છે.) (૧૧૧)

नानाभावोपसम्पन्नं नानावस्थान्तरात्मकम् ।
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ॥११२॥

વિભિન્ન પ્રકારના ભાવોથી સંપન્ન, વિભિન્ન પ્રકારની અવસ્થાઓથી યુક્ત, લોકવૃત્તનું અનુકરણ કરનારું આ નાટ્ય મેં રચ્યું છે. (૧૧૨)

उत्तमाधममध्यानां नराणां कर्मसंश्रयम् ।
हितोपदेशजननं धृतिक्रीडासुखादिकृत ॥११३॥

ઉત્તમ, અધમ અને મધ્યમ જનોના કર્મ પર આધારિત હિતકારી ઉપદેશ કરનાર, તથા ધૈર્ય, મનોરંજન, સુખ (વગેરેનો અનુભવ કરાવનાર આ નાટ્ય મેં રચ્યું છે.) (૧૧૩)

दुःखार्तानां श्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ।
विश्रान्तिजननं काले नाट्यमेतद् भविष्यति ॥११४॥

આ નાટ્ય દુઃખથી પીડિત, શ્રમથી ત્રસ્ત, શોકથી ઉદ્વિગ્ન અને દીન-દુઃખી જનોને (યોગ્ય) સમયે વિશ્રાંતિ આપનારું બનશે. (૧૧૪)

धर्म्यं यशस्यमायुष्यं हितं बुद्धिविवर्धनम् ।
लोकोपदेशजननं नाट्यमेतद् भविष्यति ॥११५॥

(વળી) આ નાટ્ય ધર્મનું જનક, યશ આપનારું, આયુષ્યવર્ધક, હિતકારી, બુદ્ધિ વધારનારું, જગતના લોકોને ઉપદેશ આપનારું બનશે.

[ नानाभावोपसम्पन्नम्–વિભિન્ન ભાવોથી સમ્પન્ન. तस्मादित्थमत्र योजना – नानाप्रकारैर्भावैः स्थायिव्यभिचारिविभावादिभि रुपसम्पन्नं सर्वतो व्याप्तम् । तेषां च भावादीनां देशकालप्रवृत्त्यवस्थान्तरभिन्नस्वभावत्वात् तदपि नानावस्थात्मकम् ।... एवंभूतमेतत् भविष्यति । काले विश्रान्तिजननं हितोपदेशजननं च भविष्यतीति सम्बन्धः । (અભિનવગુપ્ત). નાટ્ય અને માનવના જીવનની વાસ્તવિકતાનો સંબંધ અહીં ખૂબ સ્પષ્ટ રીતે રજૂ થાય છે. નાટ્ય એ જીવનની વાસ્તવિકતાનું જેવું તે તેવું નિરૂપણ નથી, પરન્તુ જીવનની વાસ્તવિકતા કવિદૃષ્ટિ અને ભાવોના દર્શનથી અન્વિત બની નિરૂપાય છે. અને તેથી જ તે અર્થમાં જ જીવનનું અનુકરણ નાટ્યમાં આનન્દદાયી બને છે, નિર્દિષ્ટ અન્ય ઉદ્દેશો સિદ્ધ કરે છે. અભિનવ-ગુપ્તે સ્પષ્ટતા કરી જ છે કે: तस्मादनुव्यवसायात्मकम् अनुकीर्तनं रूपितविकल्पसंवेदनं नाट्यम् । तद्वेदनवेद्यत्वात् । न त्वनुकरणरूपम् । यदि त्वेवं मुख्यलौकिककरणानुसारितया अनुकरणमित्युच्यते तन्न कश्चिद्दोषः । स्थिते वस्तुनो भेदे शब्दप्रवृत्तेरविवादास्पदत्वात् । एतच्च यथावसरं वितनिष्यामः, इत्यास्तां तावत् । જે સ્વયં સ્પષ્ટ છે. ]

न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
नासौ योगो न तत् कर्म नाट्येऽस्मिन् यन्न दृश्यते ॥११६॥

(જગતમાં ) એવાં જ્ઞાન, શિલ્પ, વિદ્યા, કલા, યોગ કે કર્મ નથી, આ નાટ્યમાં ન જોવા મળે (૧૧૬)

[ જીવનની સર્વાંગીણતા નાટ્યમાં પ્રગટ થઈ શકે છે. જીવનમાં જે કંઈ હોય તે નાટ્યમાં વર્ણવી શકાય છે તે વિચાર અહીં પ્રગટ થાય છે. તેથી જ તો અભિનવગુપ્ત કહે છે : अस्मिन्निति सप्तद्वीपगतभावानुकीर्तनरूपे नाट्ये दृश्यमाने यन्न दृश्यते, न हृदयगोचरतामेति तादृग् ज्ञानादिकं नास्तीति भावः । ]

तन्माऽत्र मन्युः कर्तव्यो भवद्भिरमरान् प्रति ।
सप्तद्वीपानुकरणं नाट्यमेतद् भविष्यति ॥११७॥

તેથી તમારે દેવો પ્રત્યે ક્રોધ ન કરવો, (કારણ), આ નાટ્ય સાતેય દ્વીપના (ભાવોનું) અનુકરણ કરનાર બનશે". (૧૧૭)

[ ભાવ એ છે નાટ્ય દેવોનું ગૌરવ ગાવા માટે નથી, કે નથી દૈત્યોને હલકા પાડવા માટે, પરંતુ સાતેય દ્વીપના એટલે કે સમગ્ર સંસારના લોકોના ભાવોનું અનુકરણ એટલે અનુકીર્તન, એટલે કે અભિનવગુપ્ત કહે છે તેમ સાધારણીકરણ કરનારું છે. આચાર્ય વિશ્વેશ્વર અભિનવગુપ્તને આ રીતે વિસ્તારીને સ્પષ્ટ કરે છે. "રંગભૂમિ ઉપર સાતેય દ્વીપોની (અનુકરણમય) સાધારણીકૃત ક્રિયા બતાવવામાં આવે છે. સાગરદ્વીપ વગેરેનું રંગભૂમિ પર અસ્તિત્વ સંભવતું નથી એ અભિપ્રાય છે. અર્થાત્ રંગમંચ ઉપર બતાવવામાં આવતાં પ્રાકૃતિક દૃશ્ય વગેરે જેમ કલ્પિત અવાસ્તવિક હોય છે એ પ્રકારે દેવતા વગેરે પણ વાસ્તવિક નથી. માટે તેમણે વાસ્તવિક બની ક્ષુબ્ધ ન થવું ઘટે. )

देवानामसुराणां च राज्ञामथ कुटुम्बिनाम् ।
ब्रह्मर्षीणां च विज्ञेयं नाट्यं वृतान्तदर्शकम् ॥११८॥

આ નાટ્ય દેવો, અસુરો રાજાઓ અને (સામાન્ય) સંસારીઓ અને અને બ્રહ્મર્ષિઓના વૃત્તાન્તનું દર્શક છે. (૧૧૮)

योऽयं स्वभावो लोकस्य सुखदुःखसमन्वितः ।
सोऽङ्गाद्यभिनयोपेतो नाट्यमित्यभिधीयते ॥११९॥

સુખ અને દુઃખથી સમન્વિત આજે જગતના લોકોનો સ્વભાવ તે આંગિક વગેરે અભિનયોથી યુક્ત થતાં નાટ્ય તરીકે ઓળખાય છે. (૧૧૯)

[ નાટ્યના ઉદ્દેશોની વિસ્તૃત ચર્ચાના સાર રૂપ આ અન્તિમ શ્લોક છે. જગતના માનવો વગેરેનો સુખદુઃખાદિ દ્વૈતોથી સમન્વિત સ્વભાવ આંગિક વગેરે ચાર પ્રકારના અભિનય રૂપે પ્રગટ થતાં નાટ્ય બને છે. ભારતીમાં અભિનવગુપ્ત તેને આ રીતે સમજાવે છે : एवं लौकिका ये सुखदुःखात्मानो भावाः, तत्सदृशः, तत्संस्कारानुविद्धो नाट्यलक्षणोऽर्थः समुदायरूपः । तस्यैव भागोऽभिनयः । एवमयं रत्यादिरूपानुकरणभूतो नाट्यलक्षणोऽर्थः कथं प्रतीतिगोचरीभवतीत्याह–अङ्गादिति । अङ्गादिषु येऽभिनया आङ्गिकादयः ।....त एव रसाभिमुख्यनयनहेतवोऽभिनयाः । ....एवं भूतोऽर्थो नाट्यम्, नटनीयं, नर्तनीयं, नर्तनम् । तथा गमनीयं यत्नेन हृदयेऽनुप्रवेशनीयम् । तथा च नटानां पारम्पर्यात्मकं वृत्तं नाट्यं, धर्माम्नायरूपं

च । तच्च सुखदुःखाभ्यां फलाभ्यां सम्यगन्वितम् । નાટ્યના ઉદ્દેશોની ચર્ચા કરતાં નાટ્ય અને જીવનનો સંબંધ, નાટ્ય શું શું સાધી શકવાની ક્ષમતા ધરાવે છે, નાટ્ય જીવનનું અનુકરણ કયા અર્થમાં કરે છે, નાટ્યની સર્વવ્યાપિતા, નાટ્યના આનંદનું સ્વરૂપ વગેરે મુદ્દાની ચર્ચા કરવામાં આવી છે તે તેની પોતાની રીતે મૂલ્યવાન છે. ઉપરાંત તે વિશાળ રીતે કાવ્ય સમગ્રને પણ લાગુ પડે છે. આજે પાશ્ચાત્યો જે પ્રશ્નોની મીમાંસા સતત કરતા આવ્યા છે તે છેક ઈ. પૂ. માં ભરતને પણ સૂઝી છે તે ખાસ નોંધપાત્ર છે. ]

## ૩. નાટ્યસંગ્રહ

### (ક) આઠ રસો

श्रृङ्गार-हास्य-करुणा रौद्र-वीर-भयानकाः ।
वीभत्साद्‌भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥१५॥

**નાટ્યમાં શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર ભયાનક, બીભત્સ અને અદ્‌ભુત નામક આઠ રસો ગણાયા છે. (૧૫)**

[ અભિનવગુપ્ત કહે છે કે રસ એજ નાટ્ય છે–रसएव नाट्यम् । જીવનમાં ભાવોની અનેકાનેક અનુભૂતિઓ હોય છે, જે નાટ્યોમાં સાકાર થાય છે અને અભિનેતાના સમર્થ અભિનયને બળે પ્રેક્ષકના હૃદયમાં ક્રમેક્રમે સંવેદનાના બળે તે સાધારણીકૃત થાય છે. આ આખી પ્રક્રિયા જેના આસ્વાદ પ્રતિ દોરી જાય છે તે છે રસ. અહીં વિધાન છે કે મુખ્ય રસો આઠ છે. અહીં અભિનવગુપ્તે કરેલી મીમાંસા સારી પેઠે દુર્બોધ છતાં ધ્યાન દેવા યોગ્ય છે. નાટકાદિમાં થતી રસાનુભૂતિ સાક્ષાત્કારાત્મક છે અને તેના જ સંદર્ભમાં અભિનવગુપ્ત સાધારણી–કરણનો ઉલ્લેખ કરે છે. "સાધારણીકરણનો અભિપ્રાય નાટકના વિભાવાદિમાં સ્વકીયપરકીયભાવનો વિલોપ એ છે. કાવ્યના મહિમા અને નટના અભિ-નયના પ્રભાવથી વિભાવાદિમાં સ્વકીય પરકીયની ભાવના લુપ્ત થઈ જાય છે. આને જ કહે છે સાધારણીકરણ. સાધારણીકરણનો આ અલૌકિક વ્યાપાર ન હોય તો બીજાનો રતિભાવ જોવો અને પોતાના રતિભાવનું પ્રદર્શન કરવું આ બંને લજ્જાજનક હોવાને લીધે રસાનુભૂતિ પ્રગટ થઈ શકતી નથી. આથી રસાનુભૂતિની પ્રક્રિયામાં વ્યાખ્યાકાર અભિનવગુપ્ત સર્વપ્રથમ 'સાધારણીકરણ'ની પ્રક્રિયાનું પ્રતિપાદન કરે છે. (આચાર્ય વિશ્વેશ્વર). અભિનવગુપ્તના શબ્દોમાં નોંધ કરીએ તો : तत्र नाट्यं नाम नटगताभिनयप्रभावसाक्षात्कारायमाणैकघन-मानसनिश्चलाध्यवसेयः समस्तनाटकान्यतमकाव्यविशेषाच्च द्योतनीयोऽर्थः ।

सा चैकचित्तवृत्तिः स्वकीयपरकीयमिति...स्वपरभावात् प्रच्याविता, अत एव साधारणीभूततया सामाजिकानपि स्वात्मसद्भावेन समावेशयन्ती, तादात्म्यादेव...तटस्थ-प्रमातृप्रमेयपरकीयलौकिकचित्तवृत्तिविलक्षणतया निर्भासमाना, परिमितस्वात्माश्रयता निर्भासनाविरहाच्च लौकिकप्रमदादिजनितरतिशोकादिवत् चित्तवृत्त्यन्तरजननाक्षमा अत एव निर्विघ्नस्वसंवेदनात्मकविश्रान्तिलक्षणेन रसनापरपर्यायेण व्यापारेण गृह्यमाणत्वात् रस-शब्देनाभिधीयते ।... ...तेन प्रथमं रसाः । ते च नव । शान्तापलापिनस्त्वष्टाविति तत्र पठन्ति । શાન્તરસનો અત્રે ઉલ્લેખ નથી. પરન્તુ શાન્ત એ પણ એક રસ છે તે અભિનવગુપ્તે તેની "ભારતી"માં જ અન્યત્ર સવિસ્તર સિદ્ધ કર્યું છે. "ભરતમુનિએ અહીં આઠ રસોનો નિર્દેશ કર્યો છે, પરન્તુ તેની સાથે 'नाट्ये' એ શબ્દ જોડયો છે તેથી એ પણ સૂચિત કર્યું છે કે નાટય સિવાયનાં અન્ય કાવ્યોમાં શાન્ત રસ પણ હોઈ શકે છે. નાટકમાં શાન્ત રસ હોઈ શકતો નથી તેવું પ્રતિપાદન કરતાં દશરૂપકકારે પણ લખ્યું છે કે—

शममपि केचित्प्राहुः पुष्टिर्नाट्येषु नैतस्य ।
वैरस्यायैव तत्पोषस्तेनाष्टौ स्थायिनो मताः ॥"

ધનિક સવિસ્તર આ મતની આલોચના કરતાં અંતે લખે છે :

यथा तथास्तु । सर्वथा नाटकादावभिनयात्मनि स्थायित्वमस्माभिः शमस्य निषिध्यते । तस्य समस्तव्यापारप्रविलयरूपस्याभिनयायोगात् ।

અભિનવગુપ્ત વિશેષમાં કહે છે કે સર્વ રસોમાં પ્રથમ શૃંગાર છે : अत्र कामस्य सकलजातिसुलभतयात्यन्तपरिचितत्वेन सर्वान् प्रति हृद्यतेति पूर्वं शृङ्गारः । तदनुगामी च हास्यः, निरपेक्षभावत्वात् । तद्विपरीतस्ततः करुणः । ततस्तन्निमित्तो रौद्रः । स चार्थप्रधानः । ततः कामार्थयोर्धर्ममूलत्वाद्वीरः । स हि धर्मप्रधानः, तस्य च भीताभयप्रदानसारत्वात् । तदनन्तरं भयानकः, तद्विभावसाधारण्यसंभावनात् । ततो बीभत्स इति । वीरस्य पर्यन्तेऽद्भुतः ।]

(ખ) આઠ સ્થાયી ભાવ

रतिर्हासश्च शोकश्च क्रोधोत्साहौ भयं तथा
जुगुप्सा विस्मयश्चेति स्थायी भावाः प्रकीर्तिताः ॥

રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય (એ આઠ) સ્થાયી ભાવો ગણાયા છે. (૧૬–૧૭)

[રસનિષ્પત્તિ કેવી રીતે થાય છે તે જો જાણવું હોય તો માનવની ચિત્ત-વૃત્તિમાંના રહસ્યોનો પર પામવો ઘટે આને માટે રસોના નિર્દેશની પાછળ સર્વ

પ્રથમ આઠ સ્થાયી ભાવો કહ્યા છે. અહીં સ્વીકારેલા પાઠ विस्मयश्चेति ને સ્થાને विस्मयाशमा એવું પાઠાંતર મળે છે. આ વાચના આગલા શ્લોક સાથે વિરોધ જન્માવનારી બનશે. આથી અહીં છે તે વાચના જ યોગ્ય ગણી છે. અભિનવગુપ્ત આ બાબત કહે છે કે આ વાચના લઈને કેટલાક શમને શાન્ત રસનો સ્થાયિભાવ કહે છે. બીજા કેટલાક ઉત્સાહનેજ શાન્તરસનો સ્થાયી કહે છે. ...પરન્તુ વાસ્તવમાં તો તત્ત્વજ્ઞાનથી ઉત્પન્ન વૈરાગ્ય (નિર્વેદ) જ આ શાન્ત રસનો સ્થાયિભાવ છે, વગેરે. ]

### (ગ) વ્યભિચારી કે સંચારી ભાવો

निर्वेद–ग्लानि–शङ्काख्यास्तथासूया मदः श्रमः ।
आलस्यं चैव दैन्यं च चिन्ता मोहः स्मृतिर्धृतिः ॥१८॥
व्रीडा चपलता हर्ष आवेगो जडता तथा ।
गर्वो विषाद औत्सुक्यं निद्रापस्मार एव च ॥१९॥
सुप्तं विवोधोऽमर्षश्चाप्यवहित्थमथोग्रता॥
मतिर्व्याधिस्तथोन्मादस्तथा मरणमेव च ॥२०॥
त्रासश्चैव वितर्कश्च विज्ञेया व्यभिचारिणः ।
त्रयस्त्रिंशदमी भावा समाख्यातास्तु नामतः ॥२१॥

આ તેત્રીસ ભાવોને નામથી વ્યભિચારી ભાવો કહ્યા છે : નિર્વેદ, ગ્લાનિ, શંકા, અસૂયા, મદ, શ્રમ, આલસ્ય, દૈન્ય, ચિંતા, મોહ, સ્મૃતિ, ધૃતિ, લજ્જા, ચપલતા, હર્ષ, આવેગ, જડતા, ગર્વ, વિષાદ, ઔત્સુક્ય, નિદ્રા, અપસ્માર, સ્વપ્ન, વિબોધ, અમર્ષ, આકારગોપન, ઉગ્રતા, મતિ, વ્યાધિ, ઉન્માદ, મરણ, ત્રાસ અને વિતર્ક. (૧૮–૨૧)

### (ઘ) આઠ સાત્ત્વિક ભાવો

स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ।
वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्त्विकाः स्मृताः ॥२२॥

આ આઠ સાત્ત્વિક ભાવો કહેવાય છે : સ્તમ્ભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, કમ્પન, વિવર્ણતા, આંસુ આવવાં, અને મૂર્છા. (૨૨)

[ અભિનવગુપ્ત વ્યભિચારિભાવો પછી સાત્ત્વિક ભાવો શા માટે લે છે તેની આ પ્રમાણે સ્પષ્ટતા કરે છે : व्यभिचारित्वाभिनयत्वोपजीवका इति तदनन्तरं सात्त्विकाः અને सात्त्विका व्यभिचारिवृत्तमभिनेयवृत्तं चोपजीवन्तीति पृथगभिनयादिभ्यो गणिताः]

(૩) અભિનય પ્રકારો તથા ધર્મી

आङ्गिको वाचिकश्चैव ह्याहार्यः सात्त्विकस्तथा ।
चत्वारो ह्यभिनया ह्येते विज्ञेया नाट्यसंश्रयाः ॥२३॥

આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક એ નાટ્યમાં ઉપલબ્ધ ચાર (પ્રકારના) અભિનયો જાણવા. (૨૩)

लोकधर्मी नाट्यधर्मी धर्मीति द्विविधः स्मृतः ॥२४ अ॥

લોકધર્મી અને નાટ્યધર્મી એ રીતે ધર્મી બે પ્રકારનો ગણાય છે (૨૪ અ)

[ આ અભિનયો નાટ્યસંશ્રય છે એમ કહેવાનું પ્રયોજન એ છે કે જગતમાં આ પ્રકારના અભિનયો ન હોય એમ પણ બને, પરન્તુ નાટ્યમાં તે ઉપયોગી આવશ્યક છે. આહાર્ય અભિનય એટલે વેષભૂષાદિ અને સાત્ત્વિક અભિનય એટલે મનોગત વ્યાપારોનો અભિનય, જે સંભવતઃ નાટ્યમાં વધુમાં કઠિન અને અગત્ય ધરાવનારો છે. છતાં ભરત ચારેય અભિનયોને સમાન ભૂમિકા પર મૂકે છે અને અભિનવગુપ્ત કહે છે કે : 'चत्वार' इति आहार्यस्यापि धनुःप्रतिशीर्षकमुकुटादेः प्रत्यक्षबुद्धावुपयोगेऽन्तरङ्गत्वं सूचयति । 'नाट्यसंश्रया' इति लोके तु कदाचिन्न भवन्त्यपि, नाट्ये तु त एव जीवितम् । अत एव तु रस भावानन्तरमभिनया उद्दिष्टाः । કોઈને સહેજે વિચાર આવતં કે કાયિક, વાચિક અને સાત્ત્વિક તો બરાબર, પરન્તુ આહાર્ય એ અભિનય કઈ રીતે 'કહેવાય' ? તેનો આ પ્રત્યુત્તર છે. આ રીતે લૌકિક તથા સામાયિક ધર્મનું અનુવર્તન કરે છે તેથી રસ, ભાવ અને અભિનય બાદ હવે ધર્મીની વાત કરે છે જે અહીં અભિનય સાથે જ લીધી છે. આ ધર્મી લોક ધર્મી અને નાટ્યધર્મી એમ બે પ્રકારના કહ્યા છે. એ બાબતે આચાર્ય વિશ્વેશ્વર કહે છે : "નાટકમાં કોઈક વાર પુરુષપાત્ર સ્ત્રીનો અને કોઈક વાર સ્ત્રીપાત્ર પુરુષનો પાઠ લે અને અભિનય કરે છે. આવો અભિનય નાટ્યમાં જ સંભવે છે તેથી તેને નાટ્યધર્મી કહે છે. આનાથી વિપરીત પુરુષ સ્ત્રીનું કે સ્ત્રી પુરુષનું રૂપ ધારણ ન કરીને જેવાને તેવા રૂપમાં જ અભિનય કરે તેને લોકધર્મી કહે છે. આ બેનો ભેદ બારમા અધ્યાયમાં ભરત આ રીતે બતાવે છે :

स्वभावाभिनयोपेतं नानास्त्रीपुरुषाश्रयम् ।
यदीदृशं भवेन्नाट्यं लोकधर्मी तु सा स्मृता ॥
अतिवाक्यक्रियोपेतं अतिसत्त्वातिभावकम् ।
लीलाङ्गहाराभिनयं नाट्यलक्षणलक्षितम् ॥

स्वरालङ्कारसंयुक्तमस्वस्थपुरुषाश्रयम् ।
यदीदृशं भवेन्नाट्यं नाट्यधर्मी तु सा स्मृता ॥

આ રીતે ચાર નાટ્યાંગોનો નિર્દેશ ભરત કરે છે. આગળ તમામની વિગતો ચર્ચી છે. અન્ય ત્રણ અભિનયોની ચર્ચા પણ આગળ કરવામાં આવી છે.]

## (૭.) વૃત્તિઓ

भारती सात्त्वती चैव कैशिक्यारभटी तथा ।
चतस्रो वृत्तयो ह्येता यासु नाट्यं प्रतिष्ठितम् ॥२४॥

ભારતી, સાત્વતી, કૈશિકી અને આરાભટી, આ ચાર વૃત્તિઓ છે, જેમાં નાટ્યની પ્રતિષ્ઠા છે [એટલે જેના પર નાટ્યનો આધાર છે.] (૨૪)

[ આ વૃત્તિઓની પણ સવિસ્તર મીમાંસા આગળ ભરતે કરી છે. તેના અનુગામી નાટ્યકારો પણ તેની વિસ્તૃત ચર્ચા કરે છે. ધર્મીઓ પછી વૃત્તિઓ શા માટે લીધી છે તેની સ્પષ્ટતા પણ અભિનવગુપ્ત આ રીતે આપે છે: न चाभिनयोऽभिनेतव्यमन्तरेणास्तीति दशरूपकयोगद्वारेण च तदुपकारिण्यो वृत्तयः । द्वे तिस्रः पञ्च वेति निराकरणाय चतस्र इत्युक्तम् । અર્થાત્ અભિનય એ અભિનેતવ્ય વિના સંભવતો નથી તેથી અને દશ રૂપકો સાથેના સંબંધને કારણે વૃત્તિઓ તેમની ઉપકારક કહી છે. આ વૃત્તિઓની ચર્ચા નાટ્યશાસ્ત્રીઓ ઉપરાંત આલંકારિકો પણ ક્યાંક ક્યાંક કરે છે. આનન્દવર્ધન કૈશિકી આદિ વૃત્તિઓ અને ઉપનાગરિકા આદિ વૃત્તિઓ એમ વૃત્તિઓના બે ભાગ પાડી કહે છે કે: "વ્યવહારને જ વૃત્તિ કહે છે. એમાં રસાનુગુણ ઔચિત્યયુક્ત વાચ્યનો વ્યવહાર હોતાં તે કૈશિકી આદિ વૃત્તિઓ કહેવાય છે. અને વાચક આશ્રિત જે વ્યવહારો છે તે ઉપનાગરિકા આદિ વૃત્તિઓ છે. રસાદિને પ્રધાન માનીને પ્રયુક્ત કરવામાં આવેલી આ વૃત્તિઓ નાટક અને કાવ્યમાં કોઈ અવર્ણનીય સૌન્દર્ય ઉત્પન્ન કરી દે છે. રસાદિ આ બંને પ્રકારની વૃત્તિઓના આત્મરૂપ છે, કથાવસ્તુ આદિ શરીરરૂપ". (૩–૩૩ પરની વૃત્તિ). કયા રસમાં કઈ વૃત્તિનો પ્રયોગ અનુકૂળ, તેની ચર્ચા ભરતે કરી છે. અન્યો પણ કરે છે તે તેને જ અનુસરીને. નોંધપાત્ર એ છે કે નાટ્યમાંથી આ વૃત્તિઓ લઈ કાવ્યમાં આલંકારિકોએ અપનાવી છે. નાટ્ય કાવ્યને જે કેટલુંક અગત્યનું પ્રદાન કરે છે તેમાં રસમીમાંસા સાથે આ પણ છે. ]

(ચ) પ્રવૃત્તિઓ

आवन्ती दाक्षिणात्या च तथा चैवोड्रमागधी ।
पाञ्चाली मध्यमा चेति विज्ञेयास्तु प्रवृत्तयः ॥२५॥

આવન્તી, દાક્ષિણાત્યા, ઓડ્રમાગધી, પાંચાલી અને મધ્યમા (એ પાંચ) (નાટ્યની) પ્રવૃત્તિઓ જાણવી. (૨૫)

[ વૃત્તિઓ પછી પણ્ઠ નાટ્યાંગ પ્રવૃત્તિની ગણતરી ભરત આપે છે. વૃત્તિઓ પછી પ્રવૃત્તિઓ શા માટે ગણતરીમાં લીધી તે બાબત અભિનવગુપ્ત કહે છે: ता अपि देशवशाद् भूयसा भवन्तीति तदनन्तरं प्रवृत्तयः । અર્થાત્ "અને તે (વૃત્તિઓ) પણ દેશ પર આધારિત હોય છે તેથી આ (વૃત્તિઓ) પછી (ભરત) પ્રવૃત્તિઓ કહે છે." છઠ્ઠા અધ્યાયમાં સર્વ પ્રથમ ભરત વિભિન્ન નાટ્યાંગોની ગણતરી આપે છે અને તે પછી અન્ય ચર્ચા તેમની બાબતમાં અને અન્ય પણ કરે છે. ]

(૨) સંગીત, વાદ્ય અને ગીત

शारीराश्चैव वैणाश्च सप्त षड्जादयः स्वराः ।
[निषादर्षभगान्धारमध्यपञ्चमधैवताः ।]
ततं चैवावनद्धं च घनं सुषिरमेव च ॥२७॥
चतुर्विधं तु विज्ञेयमातोद्यं लक्षणान्वितम् ।
ततं तन्त्रीगतं ज्ञेयमवनद्धं तु पौष्करम् ॥२८॥
घनस्तु तालो विज्ञेयः सुषिरो वंश एव च ।
प्रवेशाक्षेपनिष्क्रामप्रासादिकमथान्तरम् ॥२९॥
गानं पञ्चविधं ज्ञेयं ध्रुवायोगसमन्वितम् ।

(શરીરથી ઉચ્ચારાતા) શારીર અને (વાંસળી વગેરે વાદ્યોમાંથી નીકળતા) વૈણ સ્વરો ષડ્જ (અને અન્ય સહિત) સાત હોય છે. (આ અન્ય સ્વરો છે નિષાદ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત) તત, અવનદ્ધ, ઘન તથા સુષિર લક્ષણોથી યુક્ત (ઉત્તમ પ્રકારનાં) ચતુર્વિધ આતોદ્ય (એટલે વાદ્ય) મનાય છે. તન્ત્રીગતને તત માનવું, અવનદ્ધને પૌષ્કર કહેવું, તાલને ઘન તથા વાંસનાં (વાદ્યોને) સુષિર સમજવાં. ધ્રુવાના યોગથી સમન્વિત પ્રવેશક, આક્ષેપક, નિષ્ક્રામક, પ્રાસાદિક અને આન્તર એવું પાંચ પ્રકારનું ગાન હોય છે. (૨૭–૩૦ અ)

[ शारीर–શરીરથી ઉચ્ચારાતા, ગળામાંથી નીકળતા. वैण–વીણા અને અન્ય વાદ્યો થકી નીકળતા, સંગીતના સપ્તકના સાત સ્વરો છે. સંગીતના આ મૂળભૂત સ્વરોની કલ્પના પણ પંખીઓના વિભિન્ન અવાજ પરથી કરવામાં આવી છે અને તેથી જ તેનાં ધૈવત, નિષાદ, ઋષભ આદિ નામો છે. પાઠ્ય અને ગાનમાં તો સ્વરોનો અન્તર્ભાવ હોય છે જ, પરંતુ આ સ્વરોનું ગાનમાત્ર પણ મનોરંજક બને છે. અભિનવગુપ્ત કહે છે તેમ : स्वराः पाठ्यगानसङ्गृहीता अपि पृथगुपात्ताः । केवलानामपि प्रयोगोपरञ्जकत्वं यल्लक्ष्ये दृश्यते, यत्र अन्तरालाप इति प्रसिद्धिस्तदभ्युपगमार्थम् । ततम् વીણા, સિતાર આદિ માફક ફેલાતું. अवनद्ध–મૃદંગ. ઢોલક વગેરે માફક મઢાતું. घन–ઘંટ વગેરે જેવું ઘેરું. सुषिर–વાંસળી વગેરે સમાન છિદ્રયુક્ત. आतोद्य–વાદ્ય. સમજવાનું એ છે કે સંગીતની સાથે વાદ્યો પણ તમામ પ્રકારના નાટ્યમાં ઉપયોગમાં લેવાનો અવકાશ હતો. પરન્તુ આ તમામ પ્રકારનાં એટલે ઉત્તમ વાદ્યો. નાટ્યમાં ગ્રામ્ય વાદ્યોનો ઉપયોગ ન થતો એવી સ્પષ્ટતા અભિનવગુપ્ત આ રીતે કરે છે : लक्षणान्वितमिति । अन्यच्च मल्लकपटफलकज्वालामुखपक्षवाद्यादि लौकिकं नैतत्संगृहीतं वाच्यत्वाद्रितयर्थः । तन्त्रीगतं–વીણા, સિતાર વગેરેને तत કહે છે. अवनद्ध–મઢેલા મૃદંગ આદિને પૌષ્કર કહે છે. ताल–ઘન, એટલે કે કાંસા, મંજીરા વગેરે. वंश–વાંસળીને સુષિર કહે છે. અભિનવગુપ્ત સ્પષ્ટતા કરે છે તેમ : पुष्करशब्दश्रवणादागतं, पुष्करावर्तकदेवताधिष्ठितं, पद्मपत्राकारं, चर्मपुटभायं चेति पौष्करम् । हन्यते कलासाम्यार्थमिति घनः । अत एव तालैकप्रमाणत्वात् स्वरवर्णसम्भवात् ताल इत्युक्तः कांस्यतालादिः । પ્રવેશક વગેરે અભિનવગુપ્ત આ રીતે સમજાવે છે : પાત્ર પ્રવેશ કરે તે સમયે તેના ભાવ, પ્રકૃતિ તથા અવસ્થા આદિનું સૂચક જે ગાન ગવાય તે પ્રવેશક; પ્રવેશેલા પાત્રની અન્તર્ગત મનોવૃત્તિને શ્રોતાઓ સમક્ષ પ્રગટ કરવા માટે ગવાય તે પ્રાસાદિક ગાન; પ્રકૃત રસથી ભિન્ન અન્ય હાસ્યાદિ રસનો આક્ષેપ કરનાર ગાન તે આક્ષેપગાન; અન્તર એટલે વચ્ચેનાં ગતિ, ઘૂમવું વગેરેના અવસરે ગવાય તે આન્તરગાન; પાત્ર રંગભૂમિ પરથી જતાં ગાય તે ગાનને નિષ્કામક ગાન કહે છે આમ, ગાન જુદા જુદા પ્રસંગે, અને જુદી જુદી પરિસ્થિતિમાં કઈ રીતે ગવાય તેની સ્પષ્ટતા અહીં કરી છે. ગાનનો નાટ્ય સાથેનો યોગ મનોરંજકત્વથી દૃષ્ટિએ અગત્યનો છે ]

(૭) રંગમંડપ

चतुरस्त्रो विकृष्टश्च रंगस्त्र्यश्रश्च कीर्तितः । (३० ब)

રંગમંડપ વર્ગાકાર, આયતાકાર અને ત્રિભુજાકાર એવો ત્રણ પ્રકારનો હોય છે. (૩૦–બ)

[ભરતે રંગમંડપ અતિ વિસ્તીર્ણ કે અતિ નાનો નહીં પરન્તુ સમુચિત માપનો હોવો ઘટે એ વાત ભારપૂર્વક આ રીતે કહી છે:

यश्चाप्यास्यगतो भावो नानादृष्टिसमन्वितः ।
स वेश्मनः प्रकृष्टत्वात् व्रजेदव्यक्ततां पराम् ॥ (२–२०)

મુખભાવો અને તેને સમાન અન્ય પરિસ્થિતિ તથા આહાર્યાદિ અભિનયનું સૌંદર્ય પણ મંડપ અતિ વિસ્તીર્ણ હોય તો, અને એ જ રીતે અતિ નાનો હોય તો પણ, પ્રેક્ષકો પૂરા ઝીલી ન શકે. આથી મંડપની જે રચના દર્શાવી છે તે પશ્ચિમના મંડપોની તુલનાએ પ્રમાણમાં નાની છે. તે સમચોરસ, ચોરસ અને ત્રિકોણ એમ ત્રણ આકારનો છે તે જ વાત અહીં રજૂ કરી છે. અભિનવગુપ્ત ૨–૨૦ ના જ અનુસંધાનમાં અહીં કહે છે કે મંડપ એવો હોય કે જે પાત્રોના ગમનાગમનની ગતિમાં, અભિનયોમાં, અને ગાનવાદ્યાદિમાં પૂરો ઉપકારક હોવો હોવો ઘટે : कक्ष्याविभागेन गत्युपकारेण सर्वाभिनयानुभावोपकारी गानातोद्योपकारी च मण्डपः । આ દૃષ્ટિએ આ મંડપ યોગ્ય માપનો અને આકારનો છે.]

(૬) રસવિધાન

एवमेषोऽल्पसूत्रार्थो निर्दिष्टो नाट्यसंग्रहः ।
अतः परं प्रवक्ष्यामि सूत्रग्रन्थविकल्पनम् ॥ (३१)

આ સંક્ષિપ્ત લક્ષણ સાથે નાટ્યસંગ્રહ [અર્થાત્ નાટ્યના ૧૧ અંગોનો] સંગ્રહ કહ્યો. હવે આના પછી તેનાં લક્ષણ તથા ભાષ્ય દ્વારા તેમનું પરીક્ષણ આપીએ. (૩૧)

तत्र रसानेव तावदादावभिव्याख्यास्यामः । न हि रसादृते कश्चिदर्थः प्रवर्तते । तत्र

विभावानुभावव्यभिचारिसंयोगाद् रसनिष्पत्तिः ।

यथा हि गुडादिभिर्व्यञ्जनैरोषधिभिश्च षाडवादयो रसा निर्वर्त्यन्ते तथा नानाभावोपगता अपि स्थायिनो भावा रसत्वमाप्नुवन्तीति ।

रस इति कः पदार्थः ? उच्यते—आस्वाद्यत्वात् । कथमास्वाद्यते रसः ? यथा हि नानाव्यञ्जनसंस्कृतमन्नं भुञ्जाना रसानास्वादयन्ति हर्षादींश्चाधिगच्छन्तीति सुमनसः पुरुषा इत्यभिव्याख्याताः, तथा नानाभावाभिनयव्यञ्जितान् वागङ्गसत्त्वोपेतान् स्थायिभावानास्वादयन्ति हर्षादींश्चाधिगच्छन्तीति प्रेक्षकाः सुमनसः इत्यभिव्याख्याताः । तस्मात् नाट्यरसाः । अत्रानुवंश्यौ श्लोकौ भवतः–

यथा वहुद्रव्ययुतैर्व्यञ्जनैर्वहुभिर्युतम् ।
आस्वादयन्ति भुञ्जाना भक्तं भक्तविदो जनाः ॥
भावाभिनयसंवद्धान् स्थायिभावांस्तथा वुधाः ।
आस्वादयन्ति मनसा तस्मान्नाटयरसाः स्मृताः ॥

अत्राह—किं रसेभ्यो भावानामभिनिर्वृत्तिरुताहो भावेभ्यो रसानामिति । उच्यते केषाञ्चिन्मतं परस्परसम्वन्धादेषामभिनिवृत्तिरिति । तन्न । कस्मात्? दृश्यते हि भावेभ्यो रसानामभिनिवृत्तिः, न तु रसेभ्यो भावानामभिनिवृत्तिरिति । भवन्ति चात्र श्लोकाः—

नानाभिनयसम्वद्धान् भावयन्ति रसानिमान् ।
यस्मात्तस्मादमी भावा विज्ञेया नाटययोक्तृभिः ॥
नानाद्रव्यैर्वहुविधैर्व्यञ्जनं भाव्यते यथा ।
एवं भावा भावयन्ति रसानभिनयैः सह ॥
न भावहीनोऽस्ति रसो न रसो भाववर्जितः ।
परस्परकृता सिद्धिस्तयोरभिनये भवेत् ॥
व्यञ्जनौपधिसंयोगो यथान्नं स्वादुतां नयेत् ।
एवं भावा रसाश्चैव भावयन्ति परस्परम् ॥
यथा वीजाद्भवेद् वृक्षो वृक्षात् पुष्पं फलं यथा ।
तथा मूलं रसाः सर्वे तेभ्यो भावा व्यवस्थिताः ॥

અહીં સૌથી પહેલાં અમે રસની જ વિશેષ વ્યાખ્યા કરીશું. કારણકે રસ વિના કોઈ અન્ય અર્થ પ્રવૃત્ત થતો નથી. ત્યાં વિભાવ, **અનુભાવ અને વ્યભિચારીના સંયોગથી રસનિષ્પત્તિ થાય છે.** જે રીતે ગોળ વગેરે દ્રવ્યો અને વ્યંજન તથા ઔષધિ વગેરેથી ષાડવ [એક ભોજ્ય વિશેષ પદાર્થ, ઠંડાઈ] વગેરેના રસો ઉત્પન્ન થાય છે, તે જ રીતે જુદા જુદા ભાવોને અનુસરતા છતાં સ્થાયિભાવો રસત્વને પ્રાપ્ત કરે છે. રસ એ કયો પદાર્થ છે? (રસ) આસ્વાદ્ય હોવાને લીધે (રસ) કહેવાય છે. રસ કઈ રીતે આસ્વાદાય છે? (જવાબ એ છે કે) જેવી રીતે જુદાં જુદા પ્રકારનાં (દ્રવ્ય રૂપ) વ્યંજનોથી સંસ્કારેલા અન્નને ખાવાવાળા માનવો (તેમના) રસનું આસ્વાદન કરે છે અને હર્ષાદિ અનુભવે છે, તેથી 'સુમનસ' તરીકે ઓળખાય છે; તેજ રીતે નાના પ્રકારના ભાવો અને અભિનયો દ્વારા વ્યક્ત કરવામાં આવેલા વાચિક, આંગિક તથા સાત્ત્વિક અભિયયોથી યુક્ત સ્થાયિભાવોનો સહૃદય પ્રેક્ષકો આસ્વાદ કરે છે, અને

આનંદ આદિ પ્રાપ્ત કરે છે ત્યારે 'સહૃદય' તરીકે ઓળખાય છે. આમ (નાટ્યથી અનુભૂત હોવાથી) નાટ્યરસો કહેવાય છે.

આ વિષયમાં પરંપરા પ્રાપ્ત શ્લોકો આ છે :

જે રીતે અનેક દ્રવ્યો તથા અનેક પ્રકારના ઉપસેચક દ્રવ્યોથી યુક્ત ભાતને ખાતાં ભાતનો રસ (બરાબર) જાણનારા માણસો તેના (રસનું) આસ્વાદન કરે છે; તેજ રીતે નાના ભાવો તથા અભિનયો સાથે સંબદ્ધ સ્થાયિભાવોને સહૃદયો મનથી આસ્વાદે છે. આથી નાટ્યરસો એ નામે કહેવાયા છે.

અહીં પ્રશ્ન થાય છે. રસોથી ભાવોની ઉત્પત્તિ થાય છે, કે ભાવોથી રસોની ? પ્રત્યુત્તર છે કે – કેટલાકના મત અનુસાર એક બીજાના સંબંધે તેમની ઉત્પત્તિ થાય છે. આ સાચું નથી. કારણ ? ભાવો થકી રસોની ઉત્પત્તિ થતી જોઈ છે, રસોથકી ભાવોની નહીં. આ બાબતમાં શ્લોકો (પણ છે) :

નાટકનો પ્રયોગ કરનારા એમને ભાવો કહે છે, કારણ, તેઓ જુદા જુદા અભિનયો સાથે સંબદ્ધ ભાવોને ભાવિત કરે છે [અર્થાત્, ઉત્પન્ન કરે છે].

ઘણા પ્રકારનાં જુદા જુદા પદાર્થોથી જે રીતે વ્યંજનોની ભાવના થાય છે, તે જ રીતે ભાવો અભિનયો સાથે મળીને રસોને ભાવિત કરે છે.

ભાવહીન રસ હોઈ શકતો નથી, રસહીન ભાવ પણ હોઈ શકતો નથી. અભિનયમાં તેમની પરસ્પરકૃતા સિદ્ધિ થાય.

વ્યંજન અને ઔષધિનો સંયોગ અન્નને સ્વાદિષ્ટ બનાવે તે જ રીતે ભાવો અને રસો પરસ્પરને ભાવિત કરે છે.

બીજમાંથી જેમ વૃક્ષ થાય અને વૃક્ષથી જેમ પુષ્પ અને ફળ થાય તે રીતે મૂળ છે રસો, અને ભાવો તેમના થકી વ્યવસ્થિત થાય છે.

[ ભરતમુનિએ કારિકા ૩૧ અને તેને અનુસરતા ગદ્ય અને પદ્યમાં રસનું વિવરણ કર્યું છે તે આખું અહીં લીધું છે, કારણ, ભરતના મૂળ રસસૂત્ર તથા તેની આ પ્રાથમિક પુનરુક્તિયુક્ત મીમાંસામાંથી રસનિષ્પત્તિના ચાર વાદ ઉદ્‌ભવ્યા છે, જે રસોત્પત્તિવાદ (લોલ્લટ), રસાનુમિતિવાદ (શંકુક), રસભુક્તિવાદ (ભટ્ટનાયક) અને રસવ્યક્તિવાદ તરીકે જાણીતા છે. લોલ્લટ, શંકુક અને ભટ્ટનાયકના

ગ્રંથોની અનુપલબ્ધિને કારણે ટીકાકાર અભિનવગુપ્તે અત્રે આપેલી મીમાંસા જ આપણો મૂળ આધાર છે. રસો અને ભાવોનો સંબંધ, સ્થાયિભાવો અને રસનો સંબંધ તથા રસાનુભૂતિ કઈ રીતે થાય છે તે સમજાવવા માટે જૂદાં જૂદાં દ્રવ્યોના મિશ્રણમાં જુદા જુદા મસાલા નાંખવાથી જે અન્ન બને તેના સ્વાદનું પ્રતીક લીધું છે. છતાં વિભાવાદિનો સંયોગ કઈ રીતે થાય છે અને તે કઇ રીતે રસરૂપમાં સ્થાયીને પરિણત કરે છે, તેની સ્પષ્ટતા આપણને મળતી નથી. જે સૂત્ર છે, विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः, તેમાં 'વિભાવાદિનું' સ્વરૂપ, તેનો સંયોગ તથા તેમાંથી થતી રસનિષ્પત્તિ, આ બધું સ્પષ્ટ નથી. ઉપર્યુક્ત રસમીમાંસા પણ તેને સ્પષ્ટ કરતી નથી. ઉપર્યુક્ત ચર્ચામાં તો ભાવ, રસ તથા અભિનયના પરસ્પર સંબંધ બાબતના ભરતના યુગના પ્રાથમિક ખ્યાલોની માહિતી જ આપણને મળે છે. આ કારણે ભરતના પેલા પ્રસિદ્ધ સૂત્ર પરથી ચાર વાદો ઉદ્ભવ્યા; જેણે ક્રમે ક્રમે વિકસતા પ્રત્યાયન, સમસંવેદન, સાધારણીકરણ, તન્મયીભવન, રસાસ્વાદન અને આનંદાનુભૂતિની આખી પ્રક્રિયાને સ્પષ્ટ કરી. ખાસ નોંધપાત્ર એ છે કે સમગ્ર રસસિદ્ધાન્ત જે અનુગામી આલંકારિકોએ અપનાવ્યો છે અને તેને નાટ્યની મર્યાદામાંથી વિસ્તારીને કાવ્ય સમગ્રને લાગુ પાડ્યો છે તેનો મૂળ આધાર તો આ નાટ્યગત રસનો સિદ્ધાન્ત જ છે. જે રસસિદ્ધાન્ત પાછળથી વિકસ્યો, વિસ્તર્યો, તે મૂળરૂપે ભરતની ઉપરિનિર્દિષ્ટ મીમાંસામાં પ્રાથમિક રૂપે પડેલો છે. જે વિસ્તૃત ચર્ચા આને આધારે અનુગામી આચાર્યોએ કરી તેનાં બીજ આમાં પડેલાં જ છે. સુસાન્ન લેંગરે જે ભારતીય રંગભૂમિ પરની રસનિષ્પત્તિની અને રસાસ્વાદનની પ્રશસ્તિ પોતાના ખ્યાતનામ તાત્ત્વિક ગ્રંથ Feeling and Form માં કરી છે તે પાછળના આચાર્યોની સમજન આધારે છે; બાકી ભરતમાં એ બધું નથી તે નથી જ. અભિનવગુપ્તની 'ભારતી' ની રસમીમાંસાનું મૂલ્ય એ હકીકતમાં છે કે આપણને અનુપલબ્ધ આચાર્યોના ગ્રંથોનાં અવતરણો તથા મીમાંસા સહ તેણે રસમીમાંસાને સંસ્કૃત કાવ્યમીમાંસામાં ચરમ સીમાએ પહોંચાડી. અભિનવગુપ્તના અનુગામી આચાર્યોનું ચિંતન રસમીમાંસામાં તો નિદાન અભિનવગુપ્તથી આગળ નથી જ વધ્યું તે અભિનવગુપ્તનું ગૌરવ છે, અને તેનો આધાર ભરત છે તે ભરતની મહત્તા છે. આ રસમીમાંસા પ્રાથમિક હોવા છતાં પણ ઘણી જ મહત્ત્વની છે. સ્થાયી ભાવ, રસ તથા ભાવો અને રસના સંબંધની પ્રાથમિક સમજ આપણને અહીં મળે છે. સાથે રસાસ્વાદન એ નાટ્યનું ચરમ લક્ષ્ય છે તે પણ અહીં સ્થાપિત થયું છે. ભરતની આ મીમાંસાને સાચો ન્યાય આપવો હોય તો

સતત એ બાબત ધ્યાનમાં રાખવી ઘટે કે ભરતની દૃષ્ટિ સમક્ષ નાટ્યપ્રયોગ, નાટ્યનો અભિનય અને તજ્જન્ય રસાસ્વાદ છે.

આ ચાર વાદો અત્રે ચર્ચ્યા નથી, કારણ, આ ગ્રંથમાંના અભિનવગુપ્તની 'ભારતી'ના સંપાદકે તે પોતાના સંકલનમાં ચર્ચાને આવરી લીધી છે; મમ્મટે અભિનવગુપ્તની વિસ્તૃત મીમાંસાનો જે સાર આપ્યો છે તે પણ મમ્મટમાંથી પસંદ કરેલા ફકરાઓમાં લેવામાં આવેલ છે જ.]

तेषामुत्पत्तिहेतवश्चत्वारो रसाः । तद्यथाशृङ्गारो रौद्रो वीरो वीभत्स इति । अत्र—

शृङ्गाराद्धि भवेद्धास्यो रौद्राच्च करुणो रसः ।
वीराच्चैवाद्भुतोत्पत्तिर्वीभत्साच्च भयानकः ॥ (३२)

તેમની ઉત્પત્તિના હેતુ એવા ચાર રસો છે. તે આ રીતે – શૃંગાર, રૌદ્ર, વીર અને બીભત્સ.

અહીં—

શૃંગારમાંથી હાસ્ય ઉદ્ભવે છે અને રૌદ્ર માંથી કરુણ રસ. વીરમાંથી અદ્ભુતની ઉત્પત્તિ થાય છે અને બીભત્સમાંથી ભયાનક (ઉદ્ભવે છે.) (૩૨)

शृङ्गारानुकृतिर्या तु स हास्यस्तु प्रकीर्तितः ।
रौद्रस्यैव च यत्कर्म स ज्ञेयः करुणो रसः ॥ (३३)

શૃંગારનું જે અનુકરણ છે તે હાસ્ય કહેવાયેલ છે, અને રૌદ્રનું જે કર્મ છે તેને કરુણ રસ જાણવો. (૩૩)

वीरस्यापि च यत्कर्म सोऽद्भुतः परिकीर्तितः ।
वीभत्सदर्शनं यत्र ज्ञेयः स तु भयानकः ॥ (३४)

વીરનું જે કર્મ છે તે અદ્ભુત તરીકે ઓળખાય છે અને જ્યાં બીભત્સનું દર્શન હોય તે ભયાનક (રસ) જાણવો. (૩૪)

[ રસનું સામાન્ય લક્ષણ કહ્યા પછી હવે વિશેષ લક્ષણ વર્ણવતાં ભરત એવો અભિપ્રાય આપે છે કે ચાર રસોમાંથી ચાર રસો ઉત્પન્ન થાય છે. એક રીતે કહેવાય કે મુખ્ય રસો ચાર છે અને તેમાંથી અન્ય ચાર રસો ઉત્પન્ન થાય છે. આ કઈ રીતે અને તેની પૂરી સ્પષ્ટતા ભરતમાં નથી. તે આપવાનો પ્રયત્ન અભિનવગુપ્ત કરે છે. તેનો ખ્યાલ એવો છે કે શૃંગારના આભાસ કે તેની અનુકૃતિ રૂપે કોઈ અન્ય રસ ઉત્પન્ન થઈ શકે. तथाहि तदाभासत्वेन

तदनुकाररूपतया हेतुत्वं शृङ्गारेण सूचितम् । રાવણની સીતા પ્રત્યેની આસક્તિ તે રત્યાભાસ અને રાવણની વય, પ્રકૃતિ આદિની વિરુદ્ધ છે. એ રત્યાભાસને કારણે પ્રગટ થનાર ચિન્તા, દૈન્ય, મોહ વગેરે હાસ્યના વિભાવ બની જાય છે. આ રીતે સમજાવવાનો પ્રયત્ન તેણે કર્યો છે. અને પછી આગળ સમજાવતાં તે કહે છે કે तद्यथा शृङ्गार आद्यः शृङ्गारवत्यनुकृतिरित्यर्थः અર્થાત શૃંગાર એ પ્રથમ રસ છે અને શૃંગારરસથી યુક્ત અનુકરણ હાસ્ય કહેવાય છે. આ આખી ચર્ચાનો સાર એ સમજવાનો છે કે વાસ્તવિક રીતે શૃંગાર, રૌદ્ર, વીર અને બીભત્સ એ મુખ્ય રસો છે; અન્ય તજ્જન્ય એટલે કે ગૌણ. રસમીમાંસામાં ધનંજય પણ કરુણને પ્રમાણમાં પાછળનું સ્થાન આપે છે. છતાં કવિઓએ સંસ્કૃતમાં કરુણ ઓછો નથી ગાયો.]

### ભાવ

विभावेनोद्धृतो योऽर्थस्त्वनुभावैश्च गम्यते ।
वागङ्गसत्त्वाभिनयैः स भाव इति संज्ञितः ॥ (૭–૧)

જે અર્થ વિભાવથી ઉદ્ધૃત બનીને અનુભાવોથી, વાણી, અંગ અને સત્ત્વના અભિનયના યોગે સમજાય છે તેને ભાવ એવી સંજ્ઞા આપવામાં આવે છે. (૭–૧)

वागङ्गमुखरागेण सान्त्वनाभिनयेन च ।
कवेरन्तर्गतं भावं भावयन्भाव उच्यते ॥ (૭–૨)

વાણી, અંગ અને મુખના રાગથી તથા સાન્ત્વના અને અભિનયથી કવિનો અન્તર્ગત ભાવ ભાવિત થાય તેને ભાવ કહે છે. (૭–૨)

[ભાવ એ શબ્દનો પ્રયોગ આપણે વારંવાર કરીએ છીએ. એ સંજ્ઞાથી કંઈક અનુભવો પણ કરીએ છીએ. તેનો પ્રભાવ આપણા મુખભાવો તથા વાણી અને અંગમાં દેખાય પણ છે. આથી નાટકમાં વાસ્તવિક જીવનની આ અનુભૂતિઓ અભિનય વડે બતાવાય છે. કાયિક, વાચિક અને સાત્ત્વિક અભિનયના યોગે જે અનુભવાય છે તે ભાવ છે. કવિ હૃદયમાં જે અનુભવે છે અને કૃતિમાં ભાવિત કરે છે તે અભિનયથી ભાવ રૂપે સમજાય છે.

### (વિભાવ)

बहवोऽर्था विभाव्यन्ते वागङ्गाभिनयाश्रयाः ।
अनेन यस्मात्तेनायं विभाव इति संज्ञितः ॥ (૭–૪)

વાણી અને અંગના અભિનયને આધારે અનેક અર્થો આનાવડે વિભાવિત થાય છે તેથી આને વિભાવ એવી સંજ્ઞા આપવામાં આવે છે.

(અનુભાવ)

वागङ्गसत्त्वाभिनयैर्यस्मादर्थो विभाव्यते ।
वागङ्गोपाङ्गसंयुक्तस्त्वनुभाव इति स्मृतः ॥ (૭–૫)

વાણી, અંગ અને સત્ત્વના અભિનયોથી જેમાંથી અર્થ વિભાવિત થાય છે તે વાણી, અંગઉપાંગથી સંયુક્ત અનુભાવ કહેવાય છે. (૭–૫)

(ભાવ અને રસ)

लोकस्वभावसंसिद्धा लोकयात्रानुगामिनः ।
अनुभावाविभावाश्च ज्ञेयास्त्वभिनयैर्बुधैः ॥ (૭–૬)

લોકસ્વભાવથી સંસિદ્ધ અને સંસારની રીતરસમના અનુગામી અનુભાવો અને વિભાવો સહૃદયો એ અભિનયો વડે જાણવા. (૭–૬)

योऽर्थो हृदयसंवादी तस्य भावो रसोद्भवः ।
शरीरं व्याप्यते तेन शुष्कंकाष्ठमिवाग्निना ॥ (૭–૭)

જે અર્થ હૃદય સાથે સંવાદી હોય અને જેનો ભાવ રસના ઉદ્ભવનું (કારણ) બને તેના વડે અગ્નિથી સૂકા લાકડાની માફક શરીર વ્યાપ્ત બને છે. (૭–૭)

यथा नराणां नृपतिः शिष्याणां च यथा गुरुः ।
एवं हि सर्वभावानां भावः स्थायी महानिह ॥ (૭–૮)

મનુષ્યો માટે જેમ રાજા અને શિષ્યો માટે જેમ ગુરુ, એ જ રીતે સર્વ ભાવો માટે આ (માનવ જગત)માં સ્થાયી ભાવ એ (પ્રધાન) ભાવ છે. (૭–૮)

[ એ સ્પષ્ટ સમજાય તેવું છે કે સરળ દેખાતી વિભાવ, અનુભાવ અને સ્થાયી ભાવની આ વ્યાખ્યાઓ પ્રાથમિક કક્ષાની છે. આ ત્રણ ભાવોનાં પૂરી સ્પષ્ટતા આમાં થતી નથી અને તેમના પરસ્પર સંબંધનો પૂરો ખ્યાલ પણ આમાંથી નિષ્પન્ન થતો નથી. તેથી ઉત્તરકાલીન ભાષ્યકારો અને નાટ્યાચાર્યો પર આ પારિભાષિક શબ્દોની સ્પષ્ટતા અવલંબે છે. છતાં ભાવિ સ્પષ્ટતાએ આધાર તો ભૂમિકા રૂપે ભરતનાં આ જ વચનોનો લીધો છે તેમાં શંકા નથી.

### ૫. નાન્દીવર્ણન

सूत्रधारः पठेत्तत्र मध्यमं स्वरमाश्रितः ।
नान्दीं पदैर्द्वादशभिरष्टभिर्वाप्यलङ्कृताम् ॥ (५–१०४)

સૂત્રધાર ત્યાં મધ્યમ સ્વરનો આશ્રય લઈને બાર અથવા આઠ પદમાં અલંકૃત નાન્દીનું પઠન કરે. (૧૦૪)

नमोऽस्तु सर्वदेवेभ्यो द्विजातिभ्यः शुभं तथा ।
जितं सामेन वै राज्ञा शिवं गोब्राह्मणाय च ॥ (५–१०५)

બધા દેવોને નમસ્કાર હજો. તે જ રીતે દ્વિજ જાતિઓનું શુભ થજો. રાજા સામથી જીતો. ગાયો અને બ્રાહ્મણોનું કલ્યાણ થજો. (૧૦૫)

ब्रह्मोत्तरं तथैवास्तु हता ब्रह्मद्विषस्तथा ।
प्रशास्त्वेमां महाराज पृथिवीं च ससागराम् ॥ (५–१०६)

તે જ રીતે બ્રહ્માનો ઉત્કર્ષ થાય અને બ્રાહ્મણોના દ્વેષીઓ નાશ પામો. હે મહારાજ ! તમે સાગર સહિતની આ પૃથ્વી પર શાસન કરો.

राष्ट्रं प्रवर्धतां चैव रङ्गस्याशा समृद्ध्यतु ।
प्रेक्षाकर्तुर्महान्धर्मो भवतु ब्रह्मभावितः ॥ (५–१०७)

રાષ્ટ્રનું (સદા) વર્ધન થાવ. પ્રેક્ષકોની આશા સમૃદ્ધ બનો. પ્રેક્ષાકર્તુને દેવભાવિત ભારે ધર્મ થાય. (૧૦૭)

काव्यकर्तुर्यशश्चास्तु धर्मश्चापि प्रवर्धताम् ।
इज्यया चानया नित्यं प्रीयन्तां देवता इति ॥ (५–१०८)

કાવ્યકર્તાનો યશ થાવ, ધર્મ પણ ખૂબ વધો. આ યજ્ઞથી નિત્ય દેવતાઓ પ્રસન્ન થાવ. (૧૦૮)

[ આ વર્ણન અનુસાર નાટકના આરંભની પૂર્વે સૂત્રધાર જેનું પઠન કરે તે મંગલવાચી સ્તુતિ એટલે નાન્દી. સ્તુતિ અને તેમાં પ્રગટ કરેલ શ્રેયની આકાંક્ષા કાવ્યકર્તા, અભિનેતાઓ, અન્ય નટો, મદદનીશો, પ્રેક્ષકગણ વગેરે તમામના કલ્યાણની કામના કરે છે અને તાત્કાલીન સમાજની ધર્મ તથા ઈશ્વરમાંની શ્રદ્ધાને પ્રગટ કરે છે. ]

### ૬. નાટ્યની રજૂઆત

प्रसाद्य रङ्गं विधिवत् कवेर्नाम च कीर्तयेत् ॥ ५–१७२ ॥

प्रस्तावनां ततः कुर्यात्काव्यप्रख्यापनाश्रयाम् ।
दिव्ये दिव्याश्रयो भूत्वा मानुषे मानुषाश्रयः ।
नानाविधैरुपक्षेपैः काव्योपक्षेपणं भवेत् ॥ ५-१७५ ॥

प्रस्ताव्यैवं तु निष्क्रामेत्काव्यप्रस्तावकस्ततः ।
एवमेव प्रयोक्तव्यः पूर्वरङ्गो यथाविधि ॥ ५-१७६ ॥

પ્રેક્ષકોને વિધિપૂર્વક (આમ) પ્રસન્ન કરીને કવિના નામનો ઉલ્લેખ કરવો. તે પછી કાવ્યના (વસ્તુને) આધારે પ્રસ્તાવના આપવી. દિવ્ય વસ્તુ હોય) ત્યારે દિવ્ય બનીને અને માનુષ (વસ્તુ હોતાં) માનુષ બનીને નાનાવિધ ઉપક્ષેપો સહિત કાવ્યની રજૂઆત કરવી. આ રીતે પ્રસ્તાવના આપીને તે પછી કાવ્યનો પ્રસ્તાવક નિષ્ક્રમણ કરે. આ રીતે જ વિધિપૂર્વક પૂર્વરંગની યોજના કરવી. (૫. ૧૭૨-૧૭૪)

## ૭. અભિનય અને તેના પ્રકારો

नाट्ये कतिविधः कार्यस्तज्ज्ञैरभिनयक्रमः ।
कथं वाभिनयो ह्येषः कतिभेदश्च कीर्तितः ॥ (८-२)

(નાટ્યશાસ્ત્રના) તજજ્ઞોએ નાટ્યમાં કઈ વિધિએ અભિનયક્રમ કરાવવો, અથવા આ અભિનય કેવો અને તેના ભેદ કેટલા કહ્યા છે ? (૮-૨)

सर्वमेतद्यथातत्त्वं कथयस्व महामुने ।
यो यथाभिनयो यस्मिन् योक्तव्यः सिद्धिमिच्छता ॥ (८-३)

સિદ્ધિ ઇચ્છનારે જે અભિનય, જે રીતે, જ્યાં યોજવો જોઈએ તે બધું વિગતો સહિત અથવા તત્ત્વાનુસાર, હે મહામુનિ ! (અમને) કહો.

तेषां तद्वचनं श्रुत्वा मुनीनां भरतो मुनिः ।
प्रत्युवाच पुनर्वाक्यं चतुरोऽभिनयान्प्रति ॥ (८-४)

તે મુનિઓનું વચન સાંભળીને મુનિ ભરતે ચાર અભિનયોની બાબતમાં પ્રત્યુત્તર રૂપે ફરી આ વાક્યો કહ્યાં. (૮-૪)

यदुक्तं चत्वारोऽभिनया इति तान्वर्णयिष्यामः । अत्राह–अभिनय इति कस्मात् ? अत्रोच्यते—अभीत्युपसर्गः । णीञित्ययं धातुः प्रापणार्थः । अस्य 'अभि+नी' इत्येवं व्यवस्थितस्य 'एरच्' इत्यच्प्रत्ययान्तस्याभिनय इति रूपं सिद्धम् । एतच्च धात्वर्थवचनेनावधार्यम् ॥६॥

'ચાર અભિનય પ્રકારો છે' એમ જે કહ્યું છે તે અમે વર્ણવીશું. અહીં પ્રશ્ન થાય છે: 'અભિનય એ શબ્દ કઈ રીતે સમજવો'? આ બાબતમાં પ્રત્યુત્તર કહીએ છીએ "ની એ ધાતુ પ્રાપ્તિના અર્થમાં अभि એ ઉપસર્ગ સાથે આવે છે. अभि + नी એ રીતે વ્યવસ્થિત થયેલા (ધાતુ)ને एरच् (એ સૂત્ર) પ્રમાણે, अच् પ્રત્યય અન્તે લાગતાં 'अभिनय' એ રૂપ સિદ્ધ થયું. અને આ ધાતુના અર્થના વચનના આધારે સમજવું. અહીં બે શ્લોકો છે:

अत्र श्लोकौ—

अभिपूर्वस्तु णीञ्धातुराभिमुख्यार्थनिर्णये ।
यस्मात्प्रयोगं नयति तस्मादभिनयः स्मृतः ॥ (૮–૭)

अभि જેમાં પૂર્વે છે તેવો नी ધાતુ अभिमुख्य એ અર્થનિર્ણય સાથે આવે છે, પ્રયોગને દોરે છે, પ્રાપ્ત કરે છે જેમાંથી તેને અભિનય કહે છે. (૮–૭)

विभावयति यस्माच्च नानार्थान् हि प्रयोगतः ।
शाखाङ्गोपाङ्गसंयुक्तस्तस्मादभिनयः स्मृतः ॥ (૮–૮)

જેના વડે (વસ્તુના) જુદાજુદા અર્થોને પ્રયોગ દ્વારા વિભાવિત કરે છે, જે શાખા તથા અંગોપાંગ સાથે યુક્ત હોય છે, તેથી તેને અભિનય કહે છે. (૮–૮)

चतुर्विधश्चैष भवेन्नाटयस्याभिनयो द्विजाः ।
अनेकभेदबहुलं नाटयमस्मिन्प्रतिष्ठितम् ॥ (૮–૯)

હે દ્વિજો! આ નાટ્યનો અભિનય ચતુર્વિધ હોય છે. (અને) અનેક ભેદોથી યુક્ત નાટ્ય તેમાં પ્રતિષ્ઠિત થયેલું છે. (૯)

आङ्गिको वाचिकश्चैव ह्याहार्यः सात्त्विकस्तथा ।
ज्ञेयस्त्वभिनयो विप्राश्चतुर्धा परिकीर्तितः ॥ (૮–૧૦)

હે વિપ્રો! આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક એ પ્રમાણે ચાર પ્રકારનો અભિનય જાણવો. (૧૦)

[ આઠમા અધ્યાયમાં અભિનયોની સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે. ચાર પ્રકારનો અભિનય છે એ વાતનો નિર્દેશ આગળ આવી ગયો છે (પૃ. ૨૨૨). અહીં અભિનયોને સવિસ્તર વર્ણવતાં તે આ અભિનયોનો ફરી નિર્દેશ કરે છે. આ

સમજાવ્યો છે. આ શબ્દમાં અભિ + ની એ ધાતુ છે. આ ધાતુ થકી અભિનય એ શબ્દ બને છે. આ પછી અભિનય એ શબ્દના 'પહોંચાડવું' એ અર્થને આધારે મુખ્ય બે અર્થો આપ્યા છે : (૧) જે નાટ્ય પ્રયોગને (ઈપ્સિત સિદ્ધિ તરફ) દોરી જાય છે તે અભિનય; (૨) પ્રયોગની મદદથી જે વસ્તુનાં વિભિન્ન સાધ્યોને વિભાવિત કરે છે તે, સિદ્ધ કરે છે. આમ અભિનયનું કાર્ય છે નાટ્યની ઘટનાઓને તેના ઈપ્સિત તરફ દોરવી તે અને સમગ્ર નાટ્યને પ્રયોગને માર્ગે તેની ઈપ્સિત સિદ્ધિ તરફ લઈ જવી તે. આ સાથે એ વાતની પણ સ્પષ્ટતા કરી છે કે નાટ્યના ભેદ અનેક છે, પરંતુ તેના પ્રયોગના અભિનયના ભેદ ચાર જ છે. આંગિક એટલે શરીરનાં વિભિન્ન અંગોનો (ભાવાનુકૂળ) અભિનય, વાચિક એટલે વાણીનો અભિનય, આહાર્ય એટલે વેષપરિધાનાદિનો અભિનય, અને સાત્ત્વિક એટલે મનની અનુભૂતિનાં પરિણામોનો અભિનય. આ ચારમાં સમગ્ર અભિનય સમાવિષ્ટ થઈ જાય છે તે કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. આ પછી આ અધ્યાયમાં આંગિકાદિ અભિનયોની ચર્ચા ભરતે કરી છે. ]

## ૮. પ્રયોગ પ્રકારો

प्रयोगो द्विविधश्चैव विज्ञेयो नाटकाश्रयः ।
सुकुमारस्तथाविद्धो नाट्ययुक्तिसमाश्रयः ॥ (१३-५९)

यस्त्वाविद्धाङ्गहारं तु छेद्यभेद्याहवात्मकम् ।
मायेन्द्रजालबहुलं पुस्तनैपथ्यसंयुतम् ॥ (१३-६०)

पुरुषैर्बहुभिर्युक्तमल्पस्त्रीकं तथैव च ।
सात्त्वत्यारभटीप्रायं नाट्यमाविद्धमेव तत् ॥ (१३-६१)

डिमः समवकारश्च व्यायोगेहामृगौ तथा ।
एतान्याविद्धसंज्ञानि विज्ञेयानि प्रयोक्तृभिः ॥ (१३-६२)

एषां प्रयोगः कर्तव्यो देवदानवराक्षसैः ।
उद्धता ये च पुरुषाः शौर्यवीर्यबलान्विताः ॥ (१३-६३)

नाटकं सप्रकरणं भाणो वीथ्यङ्क एव च ।
सुकुमारप्रयोगाणि मानुषेष्वाश्रितानि तु ॥ (१३-६४)

વળી નાટકાશ્રય પ્રયોગ દ્વિવિધ જાણવો—નાટ્યયુક્તિ સમાશ્રય સુકુમાર અને આવિદ્ધ [ઉત્કટ]. જેમાં અંગહરણ થાય તેવું આવિદ્ધ છેદ, ભેદ અને સંગ્રામથી યુક્ત હોય છે; તેમાં અનેક માયા તથા ઇન્દ્રજાળ હોય

છે; પુસ્ત નેપથ્યથી યુક્ત હોય છે; તેમાં ઘણા પુરુષો અને થોડી સ્ત્રીઓ હોય છે; તેમાં મુખ્યત્વે સાત્ત્વતી અને આરભટી વૃત્તિ હોય છે: આ નાટ્યને આવિદ્ધ કહે છે. (૧૩. ૫૮ થી ૬૧) પ્રયોગ કરનારાઓએ ડિમ, સમવકાર, વ્યાયોગ તેમ જ ઈહામૃગ આટલાંને આવિદ્ધ નામે જાણવાં. (૮-૬૨) આ બધાનો પ્રયોગ દેવો, દાનવો, રાક્ષસોએ કરવો.

જે ઉદ્ધત પુરુષો હોય, શૌર્ય અને બલથી અન્વિત હોય (તેઓ જ્યાં પ્રયોગ કરે તે નાટક, પ્રકરણ, ભાણી, વીથી અને અંક માનુષાશ્રિત સુકુમાર પ્રયોગો છે. (૮-૬૩,૬૪)

૯. નાટ્યધર્મી અને પ્રયોગો

धर्मी या द्विविधा प्रोक्ता मया पूर्वं द्विजोत्तमाः ।
लौकिकी नाट्यधर्मी च तयोर्वक्ष्यामि लक्षणम् ॥१३-७०॥

હે ઉત્તમ દ્વિજો ! લૌકિકધર્મી અને નાટ્યધર્મી એવી બે ધર્મી મેં પહેલાં કહી છે તેની વ્યાખ્યા હવે હું આપીશ. (૧૩-૭૦)

स्वभावभावोपगतं शुद्धं तु विकृतं तथा ।
लोकवार्ताक्रियोपेतमङ्गलीलाविवर्जितम् ॥१३-७१॥

स्वभावाभिनयोपेतं नानास्त्रीपुरुषाश्रयम् ।
यदीदृशं भवेन्नाट्यं लोकधर्मी तु सा स्मृता ॥१३-७२॥

સ્વાભાવિક ભાવોથી યુક્ત, શુદ્ધ તેમ જ વિકૃત, લોકપ્રસિદ્ધ વ્યવહારથી યુક્ત, અંગલીલા વિનાનું, સ્વભાવાનુસારી અભિનયથી યુક્ત, વિવિધ સ્ત્રીઓ તથા પુરુષોથી અન્વિત: આવું જો નાટ્ય હોય તો તેને લોકધર્મી કહે છે. (૧૩-૭૧, ૭૨)

अतिवाक्यक्रियोपेतमतिसत्त्वातिभावकम् ।
लीलाङ्गहाराभिनयं नाट्यलक्षणलक्षितम् ॥१३-७३॥
स्वरालङ्कारसंयुक्तमस्वस्थपुरुषाश्रयम् ।
यदीदृशं भवेन्नाट्यं नाट्यधर्मी तु सा स्मृता ॥१३-७४॥

(ઈતિહાસાદિને) અતિક્રમતાં વાક્યો તથા ક્રિયાઓથી યુક્ત, સાત્ત્વિક એવા ભાવોને ખૂબ ભાવિત કરનાર, શોભાસંપન્ન મનોહર અભિનયોથી યુક્ત, નાટ્ય (વિશેષ)નાં લક્ષણથી લક્ષિત, સ્વરાલંકારોના સંયોજનથી

યુક્ત, અસ્વસ્થ પુરુષો જેમાં આશ્રય લે તે : આવું જો નાટ્ય હોય તો તેને નાટ્યધર્મી કહે. (૧૩-૭૩-૭૪)

[ નાટ્યધર્મી અને લોકધર્મી અથવા લૌકિકધર્મીનો ઉલ્લેખ આગળ (૬-૧૦) કર્યો છે. અહીં હવે તેની સવિસ્તર ચર્ચા કરતાં તેની બંનેની વ્યાખ્યા ભરત આપે છે. આ બંને વ્યાખ્યાઓ પર અભિનવગુપ્તનું ભાષ્ય અત્યંત સ્પષ્ટતા કરનારું અને તેથી નોંધપાત્ર છે. આ એની સ્પષ્ટતા ભરત શા માટે કરે છે તે બાબત અભિનવગુપ્ત કહે છે કે : लौकिकस्य धर्मस्य मूलभूतत्वात् नाट्यधर्मवैचित्र्योल्लेख्यभित्तिस्थानत्वादिति लोकधर्मीमेव लक्षयति । આ પછી लोकधर्मी નાં લક્ષણો જે નાટ્યમાં આવ્યાં છે તે આ રીતે સમજાવ્યાં છે : स्वभावभावोपगतम्-यो यस्य स्वभावतो भावः स्यात् स्थायिव्यभिचार्यादिः तेनोपेतम् । વળી लोकवार्ता-लोकप्रसिद्धः, तस्यां या क्रिया व्यवहारो वृत्तान्तस्तया शुद्धमेव कृत्वा यन्नाट्यं नाटनीयं कार्यं सा लोकधर्मी...। વળી स्वभावाभिनयोपेतं स्वभावबलपतनप्रहारनादावसरविवादादाविव पताकादिना योऽभिनयस्तेनोपेतम् । અને પછી અભિનવગુપ્ત લોકધર્મીની સમજ આ રીતે આપે છે : एतदुक्तं भवति । यदा कविर्यथावृत्तवस्तुमात्रं वर्णयाति नटश्च प्रयुङ्क्ते, न तु स्वबुद्धिकृतं रञ्जनावैचित्र्यं, तत्रानुप्रवेशयंस्तदा तावान् स काव्यभागः प्रयोगभागश्च लोकधर्माश्रयः तत्र धर्मी । સંક્ષેપમાં માનવજીવનનું જેવું ને તેવું વર્ણન અને તજ્જનિત પ્રયોગ, વિશેષ એવા કવિ કલ્પનાથી અન્વિત બન્યા વિના થાય, તેને લોકધર્મી કહે છે. આમાં વસ્તુ, પ્રયોગ તથા અભિનયની વાસ્તવિક બાજુ વિશેષ ખીલી ઊઠે છે. આ પછી ભરત જ્યારે નાટ્યધર્મીની વ્યાખ્યા કરે છે ત્યારે જુદી જ સ્થિતિ જોવા મળે છે. अतिवाक्य—इतिहासादिवाक्यमतिक्रम्य या॰उचितरञ्जकेतिवृत्तकल्पनात्मिका क्रिया...तया यदुपेतं, अतिसत्त्वातिभावकम्—भावसत्त्वं स्वभावचित्तवृत्तिमतिक्रम्य यत्स्थितं कविकल्पितचित्तवृत्त्यन्तरयुक्तमित्यर्थः । વળી लीलाङ्गहारा...लीलया शोभाप्रधानतया अङ्गहाराणि मनोहराणि तत्प्रधानैरभिनयैरुपेतम् આ પછીની યોજના મહત્ત્વની છે. अस्वस्थपुरुषाश्रयम्—यत्र च पुरुषो न स्वरूपे तिष्ठति, अपि तु स्त्रीवलमाश्रयति, प्रयोज्यः पुरुषो यत्र न स्वरूपस्थः अपि तु स्त्रिया प्रयुज्यते । સ્ત્રીઓ પુરુષનો પાઠ લે અને પુરુષો સ્ત્રીનો એ બંને સંભવી શકતું, જો કે લોકધર્મી બતાવે છે કે સ્ત્રીઓ સ્ત્રીઓનો અને પુરુષો પુરુષોનો પાઠ લેતાં. આ પછી નાટ્યધર્મીનો વિસ્તાર ભરત કરે છે. વાસ્તવિકતા, તેની ઘટનાઓ તેનાં પાત્રો અને તેનો પ્રયોગ પ્રધાનપણે કાવ્યકલ્પનાથી રંજિત થાય અને મનોરંજન માટે અવનવાં તત્ત્વો કવિ ઉમેરે ત્યારે તેને નાટ્યધર્મી કહે છે. આમ બંને પ્રકારના પ્રયોગોનો અવકાશ સંસ્કૃતમાં હતો તે

દેખાય છે. નાટ્ય જીવનની જેવી ને તેવી વાસ્તવિકતાથી પ્રભાવિત હતું તેટલું જ કવિકલ્પનથી રંજિત બની શકતું. નાટ્ય અને જીવનની વાસ્તવિકતાના સંબંધોની મીમાંસા અહીં આડકતરી રીતે આપણને મળી રહે છે. કાવ્યનો નાટ્ય પ્રયોગ લોકધર્મી, નાટ્યધર્મી કે ઉભયાત્મક બની શકે તે સ્પષ્ટ થાય છે.]

૧૦ વૃત્તિઓ (અધ્યાય–૨૦)

कार्यहेतोर्मया ब्रह्मन् भारतीयं विनिर्मिता ॥८॥

હે બ્રહ્મન્ ! કાર્યના માટે મેં આ ભારતી (વૃત્તિનું) નિર્માણ કર્યું છે. (૮)

वदतां वाक्यभूयिष्ठा भारतीयं भविष्यति ।
तस्मादेतौ निहन्म्यद्येत्युवाच वचनं हरिः ॥९॥

'આ ભારતી (વૃત્તિ) મોટો ભાગે કવિઓની રચનાની (વાણી) બનશે. તેથી આ એને હું હણું છું 'એ પ્રમાણેનું વચન હરિ બોલ્યા. (૯)

शुद्धैरविकृतैरङ्गैः साङ्गहारैस्तथा भृशम् ।
योधयामासतुर्दैत्यौ युद्धमार्गविशारदौ ॥१०॥
भूमिसंयोगसंस्थानैः पदन्यासैर्हरेस्तदा ।
अतिभारोऽभवद् भूमेर्भारती तत्र निर्मिता ॥११॥

યુદ્ધમાં વિશારદ એવા તે બે દૈત્યો [મધુ અને કૈટભ] શુદ્ધ અને અવિકૃત અંગો વડે, અંગહારો સહિત, લડ્યા. ત્યારે ભૂમિસંયોગના સંસ્થાને, પગના ન્યાસથી ભૂમિનો અતિભાર જ્યારે હરિને લાગ્યો ત્યારે તેમણે ભારતી વૃત્તિનું નિર્માણ કર્યું (૧૦–૧૧)

वल्गितैः शार्ङ्गधनुषस्तीव्रैर्दीप्ततरैरथ ।
सत्त्वाधिकैरसंभ्रान्तैः सात्त्वती तत्र निर्मिता ॥१२॥

સારંગપાણિનાં તીવ્ર, અતિદીપ્ત, અતિસાત્ત્વિક, અસંભ્રાન્ત પેંતરાબંધ ચાલ થકી ત્યાં સાત્વતી (વૃત્તિ) નિર્માણ પામી. (૧૨)

विचित्रैरङ्गहारैस्तु देवो लीलासमन्वितैः ।
बबन्ध यच्छिखापाशं कैशिकी तत्र निर्मिता ॥१३॥

લીલાસમન્વિત, વિચિત્ર અંગહારોથી જ્યારે દેવે પટ્ટબંધ [शिखापाश] બાંધ્યો ત્યારે ત્યાં કૈશિકી (વૃત્તિનું) નિર્માણ કર્યું. (૧૩)

संरम्भावेगबहुलैर्नानाचारीसमुत्थितैः ।
नियुद्धकरणैश्चित्रैरुत्पन्नारभटी ततः ॥१४॥

જુદી જુદી ચારી (ગતિઓથી) ઉદ્ભવેલા અનેક યુદ્ધના આવેગોવાળાં વિચિત્ર યુદ્ધકરણો થકી પછી (ત્યાં) આરભટી (વૃત્તિ) ઉત્પન્ન થઈ (૧૪)

चरितैर्यस्य देवस्य जप्यं यद्यादृशं कृतम् ।
ऋषिभिस्तादृशी वृत्तिः कृता पाठ्यादिसंयुता ॥२३॥

જે દેવનાં ચરિતોથી ઋષિઓએ જેવો (સ્તોત્ર કાવ્યરૂપ) જપ કર્યો તેવી પાઠ્યાદિથી યુક્ત વૃત્તિ કરી (અર્થાત, ઉદ્ભવી). (૧૫)

नाट्यवेदसमुत्पन्ना वागङ्गाभिनयात्मिका ।
मया काव्यक्रियाहेतोः प्रक्षिप्ता द्रुहिणाज्ञया ॥२४॥

નાટ્યવેદ સમયે ઉત્પન્ન થયેલી વાણી તથા અંગના અભિનયોથી અન્વિત, (એવી વૃત્તિઓ) મેં દ્રુહીની આજ્ઞાથી પ્રગટ કરી. (૨૪)

ऋग्वेदाद्भारती क्षिप्ता यजुर्वेदाच्च सात्त्वती ।
कैशिकी सामवेदाच्च शेषा चाथर्वणादपि ॥२५॥

ઋગ્વેદમાંથી ભારતી (બહાર) આણી યજુર્વેદમાંથી સાત્ત્વતી, સામવેદમાંથી કૌશિકી અને બાકીની અથર્વવેદમાંથી. (૨૬)

या वाक्प्रधाना पुरुषप्रयोज्या स्त्रीवर्जिता संस्कृतपाठ्ययुक्ता ।
स्वनामधेयैर्भरतैः प्रयुक्ता सा भारती नाम भवेत्तु वृत्तिः ॥२६॥

જે વાણી મુખ્ય છે, પુરુષોએ જેનો પ્રયોગ કરવાનો છે, સ્ત્રીઓએ જે ત્યજવાની છે, જે સંસ્કૃત પાઠથી યુક્ત છે તે ભરતોએ પોતાના નામે વ્યવહારી છે તે વૃત્તિ નામે ભારતી છે. (૨૬)

या सात्त्वतेनेह गुणेन युक्ता न्यायेन वृत्तेन समन्विता च ।
हर्षोत्कटा संहृतशोकभावा सा सात्त्वती नाम भवेत्तु वृत्तिः ॥४१॥

જે (મનોવ્યાપારરૂપ) સાત્ત્વત ગુણથી યુક્ત છે. ન્યાય અને વૃત્તિથી સમન્વિત છે, હર્ષથી ઉત્કટ છે, નિયમિત શોકભાવવાળી છે, તે વૃત્તિ નામે સાત્ત્વતી છે. (૪૧)

वागङ्गाभिनयवती सत्त्वोत्थानवचनप्रकरणेषु ।
सत्त्वाधिकारयुक्ता विज्ञेया सात्त्वती वृत्तिः ॥४२॥

વાણી તથા અંગના અભિનયથી યુક્ત, સત્ત્વોત્થાનદર્શી વચનો-વાળા કાવ્યખંડોમાં વપરાતી, સાત્ત્વિક (અભિનયના) આધિક્યથી યુક્ત તે સાત્ત્વતી વૃત્તિ જાણવી. (૪૨)

वीराद्भूतरौद्ररसा निरस्तशृङ्गारकरुणनिर्वेदा ।
उद्धतपुरुषप्राया परस्पराधर्षणकृता च ॥४३॥

(આ સાત્ત્વતી વૃત્તિ) વીર, અદ્‌ભુત અને રૌદ્ર રસથી અન્વિત, શૃંગાર, કરુણ અને નિર્વેદમાં ન વપરાતી [निरस्त] મોટે ભાગે ઉદ્ધત પુરુષો-વાળી, વાણી અને પરસ્પરના (વાચિક) તિરસ્કારથી અન્વિત હોય છે. (૪૩)

या श्लक्ष्णनैपथ्यविशेषचित्रा स्त्रीसंयुता या बहुनृत्तगीता ।
कामोपभोगप्रभवोपचारा तां कैशिकीं वृत्तिमुदाहरन्ति ॥५३॥

જે સુકુમાર વેષાદિ વિધાનથી વિશેષ વૈવિધ્યપૂર્ણ લાગે છે, (વિશેષ) સ્ત્રીઓથી યુક્ત છે, જેમાં નૃત્યગીત ઘણાં આવે છે, કામોપભોગના [અર્થાત્, રતિના] પ્રભવ (એવા શૃંગારના) વ્યવહારવાળી છે, તેને કૈશિકી વૃત્તિ કહે છે. (૫૩)

आरभटप्रायगुणा तथैव बहुकपटवञ्चनोपेता ।
दम्भानृतवचनवती त्वारभटी नाम विज्ञेया ॥६४॥

મોટે ભાગે જેમાં આરભટોના ગુણો છે, તે જ રીતે જ ઘણાં કપટ તથા વંચનાથી યુક્ત છે. જે દંભ તથા જૂઠાણાનાં વચનોવાળી છે. તેને આરભટી વૃત્તિ જાણવી. (૬૪)

एवमेता बुधैर्ज्ञेया वृत्तयो नाट्यसंश्रयाः ।
रसप्रयोगमासां च कीर्त्यमानं निबोधत ॥७२॥

(નાટ્યના)જ્ઞાનીઓએ આ રીતે આ નાટ્ય આધારરૂપ વૃત્તિઓ જાણવી. (હવે) આ (વૃત્તિઓને) રસ પ્રયોગ જે હું વર્ણવું છું તે સાંભળો. (૭૨

हास्यशृङ्गारबहुला कैशिकी परिचक्षिता ।
सात्त्वती चापि विज्ञेया वीराद्भुतसमाश्रया ॥७३॥

જેમાં હાસ્ય અને શૃંગાર વિશેષ વર્ણવાય તે કૈશિકી વૃત્તિ કહેવાય છે. એ જ રીતે સાત્ત્વતીને વીર, અદ્‌ભુત અને શાન્ત રસવાળી જાણવી (૭૩

रौद्रे भयानके चैव विज्ञेयारभटी बुधैः ।
बीभत्से करुणे चैव भारती संप्रकीर्तिता ॥७४॥

રૌદ્ર અને ભયાનક (રસોમાં) આરભટી જાણવી અને અને બીભત્સ તથા કરુણ રસની વૃત્તિ ભારતી કહેવાઇ છે, (૭૪)

[આગળ છઠ્ઠા અધ્યાયમાં વૃત્તિઓનો નિર્દેશ કર્યો છે. તે જ અહીં હવે ભરત વિગતે વર્ણવે છે. वदताम्–कवीनाम्, शुद्धः–स्वोत्प्रेक्षितवैचित्र्यशून्यैः. अतिभार.... – इत्यक्षरसाम्यादपि निर्वचनं दर्शयन् नट्व्यापारयोगेऽपि आन्तरविकल्पात्मकाभिः वाग्भिः संजल्पबाहुल्ये भारत्येव वृत्तिरिति दर्शयति । सत्त्वाधिकैः–मनोव्यापाराधिक्ये सात्त्वतीवृत्तिरित्याह सत् सत्त्वरूपं विद्यते येषां तत्त्वं तेषामयमिति । આ પછી આ વૃત્તિઓ જુદા જુદા વેદોમાંથી લીધી છે એનો નિર્દેશ ભરત કરે છે. ત્યાં, અભિનવગુપ્ત સ્પષ્ટતા કરે છે કે : काव्यस्य क्रिया काव्यरूपतापादनं, तदेव हेतुः, ततः । प्रकर्षेण क्षिप्ता, येनाभिनेयानभिनेयकाव्यवैलक्षण्यं इत्यर्थः । આ પછી ભરતે એક એક કે બબ્બે શ્લોકોમાં સૂત્રાત્મક રીતે વૃત્તિઓનું જે વિગતે વ્યવસ્થિત વર્ણન કર્યું છે, તેવું તેની પછીના નાટ્યાચાર્યોમાં ખાસ કરીને મળતું નથી. ભરતની સાચી વિદ્વતા અને સૂક્ષ્મદૃષ્ટિ અહીં પ્રકટ થાય છે. भरतैः–અભિનેતાઓ વડે. તેમને માટે ભરતો એવો શબ્દ પ્રયોજવામાં આવે છે કારણકે તેઓ ભરતના અનુસરનારા છે.नटैः...भरतसंतानत्वात्तद्धिते भरताः । सात्त्वतेन गुणेन मानसो व्यापारः । આને 'સાત્ત્વત' શા માટે કહે છે તે બાબત અભિનવગુપ્ત સ્પષ્ટતા કરે છે કે જેના થકી માણસના સત્ત્વપર સમ્યક્ પ્રકાશ પડે છે તે સાત્ત્વત. सत् सत्त्वं प्रकाशः तद्विद्यते यत्र तत् सत्त्वं मनः, तस्मिन् भवः । सत् એટલે પ્રકાશ અને સત્ત્વ એટલે મન અને સાત્ત્વત એટલે પ્રકાશભર્યા મનના વ્યાપારનો અભિનય, आधर्षणवाचा न्यक्कारः વિશાળ રીતે વાગ્યુદ્ધ. श्लक्ष्णः – सुकुमारः જે સ્વાભાવિક રીતે જ હૃદયને સ્પર્શી જાય.]

## ૧૧. આહાર્ય અભિનય (અધ્યાય–૨૧)

अहार्याभिनयो नाम ज्ञेयो नेपथ्यजो विधिः ।
तत्र कार्यः प्रयत्नस्तु नाट्यस्यशुभमिच्छता ॥३॥

(પાત્રોનાં વેષભૂષા આદિથી એટલે કે) નેપથ્યથી ઉદ્ભવેલ અભિનયને આહાર્ય તરીકે જાણવો. નાટ્યનું શુભ ઇચ્છનાર (પ્રયોગકર્તાએ) તે બાબત (ઉચિત) પ્રયત્ન કરવો. (૩)

तस्मिन्यत्नस्तुकर्तव्यो नैपथ्ये सिद्धिमिच्छता ।
नाटस्येहत्वलङ्कारो नैपथ्यं यत्प्रकीर्तितम् ॥४॥

નેપથ્ય વિષયક સિદ્ધિની ઇચ્છા રાખનારે તે બાબત પ્રયત્ન કરવો. જેને નેપથ્ય કહે છે તે તો અહીં નાટ્યનો અલંકાર છે. (૪)

चतुर्विधं तु नेपथ्यं पुस्तोऽलङ्कार एव च ।
तथाङ्गरचना चैव ज्ञेयं सञ्जीवमेव च ॥५॥

નેપથ્ય ચતુર્વિધ છે–પુસ્ત, અલંકાર, અંગ રચના અને સજીવ, (૫)

पुस्तस्तु त्रिविधो ज्ञेयो नानारूपप्रमाणतः ।
सन्धिमोव्याजिमश्चैव वेष्टिमश्च प्रकीर्तितः ॥६॥

વિભિન્ન રૂપ અને પ્રમાણાનુસાર પુસ્ત ત્રિવિધ જાણવું – સન્ધિમ, વ્યાજિમ અને વેષ્ટિમ. (૬)

तथोपकरणानीह नाट्ययोगकृतानि वै ।
बहुप्रकारयुक्तानि कुर्वीत प्रकृतिं प्रति ॥१९६॥

એ જ રીતે અહીં (આહાર્ય અભિનયમાં) પ્રકૃતિ પ્રતિ ઉપકરણો નાટ્યયોગ કૃત અને બહુપ્રકારયુક્ત કરવાં. (૧૯૬)

यत्किञ्चिदस्मिन् लोके तु चराचरसमन्विते ।
विहितं कर्म शिल्पं वा तत्तूपकरणं स्मृतम् ॥१९७॥

આ ચરાચરથી સમન્વિત એવા જગતમાં જે કંઈ વિહિત કર્મ કે શિલ્પ હોય તેને ઉપકરણ કહે છે. (૧૯૭)

या काष्ठयन्त्रभूयिष्ठा कृता सृष्टिर्महात्मना ।
न सास्माकं नाट्ययोगे कस्मात्खेदावहा हि सा ॥२००॥

જે આ મોટે ભાગે કાષ્ઠનાં યંત્રોવાળી સૃષ્ટિ મહાત્મા (બ્રહ્માએ) સરજી છે, તે નાટ્યયોગમાં આપણા માટે ખેદકર કેમ ન બને ? (૨૦૦)

यद्द्रव्यं जीवलोके तु नानालक्षणलक्षितम् ।
तस्यानुकृतसंस्थानं नाट्योपकरणं भवेत् ॥२०१॥

જુદાં જુદાં લક્ષણોથી લક્ષિત જે દ્રવ્ય આ જીવલોકમાં હોય તેનું અનુકરણનું સંસ્થાન તે નાટ્યોપકરણ બને. (૨૦૧)

प्रासादगृहयानानि नानाप्रहरणानि च ।
न शक्यं तानि वै कर्तुं यथोक्तानीह लक्षणैः ॥२०२॥

મહેલો, મહાલયો, વાહનો, વિભિન્ન પ્રહરણો (વગેરે) અહીં નાટ્યમાં લક્ષણોથી યથોક્ત કરવાં એ શક્ય નથી (૨૦૨)

लोकधर्मी भवेत्त्वन्या नाट्यधर्मी तथापरा ।
स्वभावो लोकधर्मी तु विभावो नाट्यमेव हि ॥२०३॥

લોકધર્મી અને નાટ્યધર્મી જુદાં છે. સ્વભાવ એ લોકધર્મી છે, જ્યારે નાટ્ય એ વિભાવ જ છે. (૨૦૩)

[પુસ્તનામક વેષભૂષાદિ વિષયક અભિનય ભરતે ત્રણ પ્રકારનો કહી શ્લોક ૬ થી ૯માં વર્ણવેલ છે. પુસ્તની વ્યાખ્યા ત્યાં આ રીતે આપી છે:

शैलयानविमानानि चर्मवर्मध्वजाः नगाः ।
ये क्रियन्ते हि नाट्ये तु स पुस्त इति संज्ञितः ॥ (२१–)

આ પછી ૧૦ મા શ્લોકમાં અલંકારની અને અંગોની વિભિન્ન વ્યાખ્યા આ રીતે કરી છે:

अलङ्कारस्तु विज्ञेयो माल्याभरणवाससाम् ।
नानाविधः समायोगोऽप्यङ्गोपाङ्गविधिः स्मृतः ॥ (२१–१०)

સજ્જીવ અથવા સજીવ એટલે નાટ્યાભિનય દરમ્યાન પ્રાણીઓ વગેરેનો પ્રવેશ, જેમકે 'શાકુન્તલ'ના ચતુર્થાંકમાં હરણનો પ્રવેશ. વ્યાખ્યા આ પ્રમાણે છે:

यः प्राणिनां प्रवेशो वै सजीव इति संज्ञितः ।
चतुष्पदोऽथ द्विपदः तथा चैवापदः स्मृतः ॥ (२१–१६२) ]

## ૧૨. સાત્વિક અભિનય (અધ્યાય-૨૨)

सामान्याभिनयो नाम ज्ञेयो वागङ्गसत्त्वजः ।
तत्र कार्यः प्रयत्नस्तु नाट्यं सत्त्वे प्रतिष्ठितम् ॥१॥

સામાન્ય અભિનયને વાણી, અંગ અને સત્ત્વથી ઉદ્ભવતો જાણવો. તે (ત્રણેયના પ્રયોગનો સતત) પ્રયત્ન કરવો. આ છતાં [અર્થાત્, આ ત્રણેય પ્રકારના અભિનયના અવકાશ છતાં] નાટ્ય સત્વાભિનયમાં પ્રતિષ્ઠિત છે. (૧)

सत्त्वातिरिक्तोऽभिनयो ज्येष्ठ इत्यभिधीयते ।
समसत्त्वो भवेन्मध्यः सत्त्वहीनोऽधमः स्मृतः ॥२॥

જેમાં (અન્ય અભિનયોની તુલનાએ) સાત્ત્વિક અભિનય અતિશય હોય તેને જ્યેષ્ઠ (અભિનય) કહે છે, જેમાં (અન્ય બે અભિનયોને) સમાન સાત્ત્વિક અભિનય હોય તેને મધ્ય અભિનય કહે છે, અને જેમાં (અન્ય બે અભિનયો હોય પણ) સાત્ત્વિક અભિનય ન હોય તેને અધમ કહે છે. (૨)

अव्यक्तरूपं सत्त्वं हि विज्ञेयं भावसंश्रयम् ।
यथास्थानरसोपेतं रोमाञ्चास्रादिभिर्गुणैः ॥३॥

અવ્યક્ત રૂપ સાત્ત્વિક અભિનયને ભાવસંશ્રય જાણવો. તેને રોમાંચ આંસુ આદિ ગુણોથી યથાસ્થાને રસાન્વિત જાણવો. (૩)

देहात्मकं भवेत्सत्त्वं सत्त्वाद्भावः समुत्थितः ।
भावात्समुत्थितो हावो हावाद्धेला समुत्थिता ॥६॥

સત્ત્વ દેહાત્મક છે, સત્ત્વમાંથી ભાવ ઉદ્ભવે છે. ભાવમાંથી હાવ ઉત્પન્ન થાય છે, હાવમાંથી હેલા જન્મે છે. (૬)

हेला हावश्च भावश्च परस्परसमुत्थिताः ।
सत्त्वभेदे भवन्त्येते शरीरे प्रकृतिस्थिताः ॥७॥

વળી હેલા, હાવ અને ભાવ પરસ્પરમાંથી (પણ) ઉદ્ભવે છે. આ સત્ત્વના ભેદો શરીરમાં પ્રકૃતિથી સ્થિત હોય છે. (૭)

वागङ्गमुखरागैश्च सत्त्वेनाभिनयेन च ।
कवेरन्तर्गतं भावं भावयन्भाव उच्यते ॥८॥

વાણી, અંગ અને મુખરાગોથી તથા સાત્વિક અભિનયથી કવિના (હૃદયના) અન્તર્ગત ભાવનું ભાવન કરે તેને (નાટ્યગત) ભાવ કહે છે (૮)

દશ રૂપકો (અધ્યાય-૧૮)

वर्तयिष्याम्यहं विप्रा दशरूपविकल्पनम् ।
नामतः कर्मतश्चैव तथा चैव प्रयोगतः ॥१॥

હે વિપ્રો ! (હવે) હું તમારી પાસે નામ, કર્મ તથા પ્રયોગની દૃષ્ટિએ (નાટ્યનાં) દસ રૂપક પ્રકારો વર્ણવીશ. (૧)

नाटकं सप्रकरणमङ्को व्यायोग एव च ।
भणः समवकारश्च वीथी प्रहसनं डिमः ॥२॥
ईहामृगश्च विज्ञेयो दशमो नाट्यलक्षणे ।
एतेषां लक्षणमहं व्याख्यास्याम्यनुपूर्वशः ॥३॥

નાટક, પ્રકરણ, અંક, વ્યાયોગ, ભાણ, સમવકાર, વીથી, પ્રહસન, ડિમ અને દસમું ઈહામૃગ નાટ્યલક્ષણમાં ગણવાનું છે. હું (હવે) આ (દસ નાટ્યપ્રકારોનાં) લક્ષણો તેમના ક્રમમાં કહીશ. (૨–૩)

[ અભિનવગુપ્તે આ શ્લોકોની રસપ્રદ મીમાંસા કરી છે. છઠ્ઠા અધ્યાયમાં દસ રૂપકોનો નામોલ્લેખ નથી અને અહીં એકાએક આ દસરૂપકો ક્યાંથી? આ પ્રશ્ન પૂછી તેનો અભિનવગુપ્ત આ રીતે પ્રત્યુત્તર આપે છે केचिदेवमाशङ्कते 'रसा भावा' (अ. ६–१०) इत्यादिसूत्रसारसंग्रहे दशरूपशब्दस्य नामापि न श्रुतं, तत्कथमुक्तं दशरूपविधाने पाठ्यमिति । तं प्रत्याह.. । વળી प्रयोगतः એ શબ્દના અર્થ બાબત પણ મતભેદ છે. અભિનવગુપ્ત લખે છે : प्रकृष्टः उचितो योगः परस्परसम्बन्धो यथा प्रकरणनाटकलक्षणयोगात्, नाटकेतिवृत्तविभागस्तु लक्षण एवानुप्रविष्ट इति । नासौ प्रयोगः । तथा चेति तेनैव प्रयोगप्रकारेणान्योऽपि परस्परसम्बन्धवैचित्र्यकृतो भेद उत्प्रेक्ष्य इत्यर्थः । प्रयोगाय प्रयोगत इति व्याख्याने प्रयोगत इति विफलमेव । આગળ 'પ્રકરણ' ને બદલે 'સપ્રકરણ' એમ શા માટે કહ્યું છે તેની સ્પષ્ટતા કરી છે : सप्रकरणमिति सहशब्देनाङ्कप्रवेशकसन्ध्यादिसाम्यं नाटकेन प्रकरणस्याह । આ વર્ણનનો લાભ શો એ બાબત સ્પષ્ટતા કરી છે કે : उक्तव्याख्याने तु कोहलादिलक्षिततोटकसट्टकरासकादिसंग्रहः फलम्, नाटिकायाः उदाहरणत्वादिति । નાટિકાની સુંદર ચર્ચા ભરત આ જ દશરૂપકના અધ્યાયમાં કરે છે તે હકીકત છે. ]

૧૩. નાટક (અધ્યાય–૧૮)

> प्रख्यातवस्तुविषयं प्रख्यातोदात्तनायकं चैव ।
> राजर्षिवंश्यचरितं तथैव दिव्याश्रयोपेतम् ॥१०॥
> नानाविभूतिभिर्युतमृद्धिविलासादिभिर्गुणैश्चैव ।
> अङ्कप्रवेशकाढ्यं भवति हि तन्नाटकं नाम ॥११॥
> नृपतीनां यच्चरितं नानारसभावचेष्टितं बहुधा ।
> सुखदुःखोत्पत्तिकृतं भवति हि तन्नाटकं नाम ॥१२॥

જેમાં પ્રસિદ્ધ વસ્તુ વિષય છે. તે જ રીતે પ્રખ્યાત અને ઉદાત્ત નાયક હોય છે; રાજર્ષિઓના વંશજોનું તેમાં ચરિત હોય છે અને એ જ રીતે દિવ્ય પાત્રોના આશ્રયથી યુક્ત હોય છે; વિભિન્ન પુરૂષોથી તથા તથા ઋદ્ધિ વિલાસ આદિ ગુણોથી યુક્ત હોય છે; જે અંક તથા પ્રવેશકથી ગરવું હોય છે તે નામે નાટક બને છે. વિભિન્ન રસો, ભાવો તથા ચેષ્ટાઓ સહિતનું જે રાજાઓનું ચરિત્ર અને જે બહુધા સુખ તથા દુઃખની ઉત્પત્તિથી યુક્ત છે તે નામે નાટક બને છે. (૧૦ થી ૧૨)

[ प्रख्यात....પ્રખ્યાત કિંવા પ્રસિદ્ધ એટલે ઐતિહાસિક વસ્તુથી ઘડાતું. જેમ અભિનવગુપ્ત કહે છે: प्रख्याते भारतादौ यद्वस्तु तद्विषयोऽस्य (અભિનવગુપ્ત)

ઉદાત્ત એટલે વીરરસ યોગ્ય અથવા વીરરસાન્વિત બને તે. આ સાથે અભિનવ-ગુપ્ત કહે છે કે વીરરસયોગ્ય અન્ય એવા નાયકો પણ નાટકમાં હોઈ શકે— तेन धीरललितधीरप्रशान्तधीरोद्धतधीरोदात्ताः चत्वारोऽपि गृह्यन्ते । પાછલાં નાટકોનાં ઉદાહરણોને કારણે અભિનવગુપ્ત આ અર્થ વિસ્તાર કરતો લાગે છે. રાજર્ષિ-વંશીઓનું ચરિત અને દિવ્યાશ્રયોપેતત્વ એ ભેગાં કર્યાં છે તે બાબતે પણ અભિ-નવગુપ્તની સ્પષ્ટતા છે કે : राजानः ऋषयः इवेत्युपमितसमासः, तद्वंशे साधु चरितं यस्मिन्निति बहुव्रीहिः । न च सर्वथा देवचरितं तथा अवर्णनीयम् । किन्तु दिव्या-नामाश्रयत्वेन प्रकरीपताकानायकादिरूपेण उपेतं उपगमोऽङ्गीकरणं यत्र । જુદી જુદી વિભૂતિ એટલે પુરુષાર્થો. અંક અને પ્રવેશકોથી સમૃદ્ધ કઈ રીતે તે આ રીતે સમજાવવામાં આવ્યું છે : अवान्तरवस्तुसमाप्तौ विश्रान्तये ये विच्छेदाः अङ्काः ये च निमित्तबलात् अप्रत्यक्षदृष्टानां चेष्टितानामावेदकाः प्रवेशकाः तैराढ्यं नाटकं नाम रूपकम् । नानारसभावचेष्टितं એ શબ્દ પણ અભિનવગુપ્ત સુંદર રીતે સમજાવે છેઃ बहुप्रकारा अत्र सम्भावयन्ति सम्पादन्ति यानि चेष्टितानि नटव्यापारात्मनोऽभिनयाः तैरेतत्प्रह्वीभावदायकं हृद्यतररसास्वादसूचीद्वारप्रवेशितं तत्कर्तव्यसूत्रं हृदयरोहणरूढशौर्यादि-धर्मरत्नग्रथनकारि भवतीति ह्युक्तमसकृत् । વળી અભિનવગુપ્ત सुखदुःखोत्पतिकृत् એ શબ્દની સાથે આગલી લીટીનો बहुधा એ શબ્દ જોડી દે છે અને કહે છેઃ बहुप्रकारा उपायवैचित्र्याद्यः सुखदुःखोत्पत्तयस्तासां कृतं सम्पादनं यत्र, देवचरिते तु तन्नास्तीत्युक्तम् । આ પછી વિશેષ વિસ્તાર પણ કર્યો છે નાટકની વિશેષતા એ જ છે કે તેમાં ઉદાત્ત રાજવંશના પ્રશસ્ત એવા રાજાઓનાં ચરિત વર્ણવાય છે. પાછળના આચાર્યોએ આનાં જુદાં જુદાં અર્થઘટનો તથા પરિણામો બતાવ્યાં છે, જે માટે ધનંજયનું दशरूपक તથા વિશ્વનાથનું साहित्यदर्पण જોવાં.]

## ૧૪. અંક (અધ્યાય–૧૮)

> अस्यावस्थोपेतं कार्यं प्रसमीक्ष्य बिन्दुविस्तारात् ।
> कर्तव्योऽङ्कः सोऽपि तु गणान्वितं नाट्यतत्त्वज्ञैः ॥१३॥

(આ) નાટકનું (વિભિન્ન પાંચ એવી) અવસ્થાઓથી યુક્ત વસ્તુ બિન્દુ (આદિના) વિસ્તારથી જે યોજવાનું છે (તેને અનુલક્ષીને) અંકની યોજના કરવી. એ (અંક પણ) નાટ્યતત્ત્વના જાણકારોએ ગણાન્વિત કરવો. (૧૩)

> अङ्क इति रूढिशब्दो भावैश्च रसैश्च रोहत्यर्थान् ।
> नानाविधानयुक्तो यस्मात्तस्माद्भवेदङ्कः ॥१४॥

'અંક' એ શબ્દ રૂઢિગત રીતે અર્થોને ભાવો તથા રસોથી ઉત્કૃષ્ટ બનાવે છે. તે વિભિન્ન વિધાનોથી યુક્ત હોય છે તેથી અંક બને છે. (૧૪)

यत्रार्थस्य समाप्तिर्यत्र च वीजस्य भवति संहारः ।
किञ्चिदवलग्नविन्दुः सोऽङ्क इति सदावगन्तव्यः ॥१६॥

જ્યાં અર્થની સંમાપ્તિ અને બીજનું સંહરણ થાય અને કંઈક બિન્દુ સાથેનું જોડાણ હોય તેને સદા અંક જાણવો (૧૬)

ये नायका निगदितास्तेपां प्रत्यक्षचरितसम्भोगः ।
नानावस्थोपेतः कार्यस्त्वङ्कोऽविकृष्टस्तु ॥१७॥

જે નાયકો કહ્યા છે તેમના પ્રત્યક્ષ એવા ચરિતનો જુદી જુદી અવસ્થાઓથી અન્વિત સંભોગ વર્ણવાય તેવો અંક અદીર્ઘ [અર્થાત્ યોગ્ય માપનો] હોય. (૧૭)

नायकदेवीगुरुजनपुरोहितामात्यसार्थवाहानाम् ।
नैकरसान्तरविहितोऽङ्क इति स वेदितव्यस्तु ॥१८॥

નાયક, રાજરાણી, વગેરે, ગુરુજનો, પુરોહિત, અમાત્ય, સાર્થવાહ (વગેરેના) વિવિધ રસોથી યોજાતાં અંક જાણવો. (૧૮)

क्रोधप्रसादशोकाः शापोत्सर्गोऽथ विद्रवोद्वाहौ ।
अद्‌भुतसंभवदर्शनमङ्के प्रत्यक्षजानि स्युः ॥२०॥

ક્રોધ, પ્રસાદ, શોક, શાપ તથા તેનું નિવારણ, આફત, વિવાહ, અદ્‌ભુતનો સંભવ (આદિનું) દર્શન – આ બધું અંકમાં પ્રત્યક્ષ ઉદ્ભવેલાં હોય છે.

एकदिवसप्रवृत्तं कार्यस्त्वङ्कोऽर्थवीजमधिकृत्य ।
आवश्यककार्याणामविरोधेन प्रयोगेषु ॥२१॥

આવશ્યક એવાં કાર્યોના અવિરોધે પ્રયોગોમાં અર્થના બીજને અનુલક્ષીને એક દિવસ સુધી ચાલે તેટલું કાર્ય અંકમાં વર્ણવવું. (૨૧)

एकाङ्केन कदाचिद्बहूनि कार्याणि योजयेद्धीमान् ।
आवश्यकाविरोधेन तत्र कार्याणि कार्याणि ॥२२॥

જે આવશ્યક (એટલે કે કેન્દ્રીભૂત કાર્ય છે તેના) અવિરોધે યોજવા-યોગ્ય કાર્યો (નાટ્યશાસ્ત્રનો જ્ઞાની કવિ) યોજે. એકાંકમાં કોઈક વાર ઘણાં કાર્યો (પણ) યોજે, (૨૨)

रङ्गे तु ये प्रविष्टाः सर्वेषां भवति तत्र निष्क्रामः ।
बीजार्थयुक्तियुक्तं कृत्वा कार्यं यथार्थरसम् ॥२३॥

બીજ તથા અર્થની યુક્તિથી યુક્ત કાર્યને યથાર્થ રસ યુક્ત કરીને જ પાત્રો રંગભૂમિ પર પ્રવેશ્યાં હોય તે તમામનું (અંકની પરિસમાપ્તિ સમયે) નિષ્ક્રમણ થાય (અર્થાત્ બતાવાય). (૨૩)

ज्ञात्वा दिवसावस्थां क्षणयाममुहूर्तलक्षणोपेताम् ।
विभजेत्सर्वमशेषं पृथक्पृथक्कार्यमङ्केषु ॥२५॥

ક્ષણ, પ્રહર, મૂહૂર્તનાં લક્ષણોથી અન્વિત દિવસની અવસ્થા જાણીને તમામ પુરું કાર્ય જુદું જુદું અંકોમાં વિભાજિત કરવું. (૨૫)

[ રૂપકોના વસ્તુને અંકોમાં વિભાજિત કરવામાં આવે છે અને બધાં જ રૂપકોમાં એક કે વધુ અંકો હોય છે તેથી નાટકલક્ષણના જ અનુસંધાનમાં ભરત હવે અંકની યોજના સવિસ્તર સમજાવે છે. આ વિસ્તારની આવશ્યકતા અભિનવગુપ્ત આ રીતે સ્પષ્ટ કરે છે : एवं निर्वचनमनयार्थयादर्शितं, प्रख्यातवस्तु-प्रमृतिरर्थोऽन्यत्र सुप्रसिद्धः अङ्कप्रवेशकौ त्वप्रसिद्धौ इत्येकस्वरुपं तावद्वितत्य कथयति । વળી અંકોના કાર્યવિભાગ બાબત તે કહે છે કે : अस्य नाटकस्य यत्कार्यं बिन्दु-कृतया विस्तारणया विततीकरणरूपया....सम्पाद्य, तदवस्थया प्रारम्भादिकयोपेतं परिपूर्ण-प्रकर्षेण सम्बन्धं प्रेक्ष्य अङ्कः कर्तव्यः। अङ्क इति रुढिशब्दो....भावैः रसैश्च गूढश्छन्नः व्याप्तोऽर्थोऽङ्कशब्देन याद्दच्छिकेनोच्यत इति भट्टलोल्लटाद्याः गूढ इति पाठं व्याचक्षिरे । अन्ये रोहयत्यर्थानिति पठन्ति, व्याचक्षते च रुढी रोहणं...एतदपि च नाट्यरूपकस्य नानात्वमन्यतो भेदं विधत्ते, अनभिनेये हि य एकदेशः स रसभावैरुपलक्षितानप्यर्थान् रोहयति । नैकरसान्तरविहितः-नैकेन विचित्रेण रसविशेषेण युक्तस्तथा हि देवीयोगे शृङ्गारः नायके वीर इत्येवमन्यदुत्प्रेक्ष्यम् । વળી અંક બાબતમાં સ્પષ્ટતા કરી છે કે : अनेन रसाङ्कितत्वादपि अङ्कः इति नामेत्यर्थः। અર્થાત એક દૃષ્ટિએ જેમાં અર્થનું અંકન થાય છે તે અંક એમ સમજવાનું છે. વળી અંકમાં રસનું અંકન કે નાયકનાયિકાનું નિરૂપણ માત્ર થતું નથી, બીજી વિવિધતા પણ નિરૂપાય છે અને તે નિરૂપણ રંજક પણ બને છે. સાથે રસાદિને વિકસાવે છે. રૂપક-સમગ્રમાં અને તેના અંકોમાં વૈવિધ્યનો પૂર્ણ અવકાશ છે તે અહીં સ્પષ્ટ કરવામાં આવ્યું છે : न केवलं चरितसंभोगावेव प्रत्यक्षौ, किन्त्वन्यदपि यत्र रञ्ज-नातिशयोऽस्तीति दर्शयन्नाह क्रोधप्रसादशोका इति । નાટકના એક અંકમાં વસ્તુ, કેટલા સમયનું નિરૂપી શકાય તે બાબત ૨૧મા શ્લોકમાં સ્પષ્ટતા કરી છે કે

એક દિવસમાં યોજી શકાય એટલું અર્થાત્ સવારથી સાંજ સુધીના સમયનું વસ્તુ યોજી શકાય. આ અને આના પછીના ૨૨મા શ્લોકના અર્થઘટનમાં મતભેદ અને વિકલ્પો પાછળથી થયા છે તે સ્પષ્ટ કરવામાં આવ્યું છે. આમ અંકનાં લક્ષણો મુખ્ય આટલાં ભરતે બતાવ્યાં છે : (૧) વસ્તુના વ્યવસ્થિત વિભાગોમાંથી એકને નિરૂપે; (૨) રસનાં નિષ્પત્તિ તથા ઉત્કર્ષમાં રત થાય; (૩) નાયક અને અન્ય પાત્રોના કાર્યના નિરૂપણથી રંજક બને; (૪) રસ અને નાયકાદિ સાથે સંબદ્ધ અન્ય ઘટનાઓ ક્રોધ, શોક, શાપાદિ વર્ણવીને મનરંજક બને; (૫) એક મુખ્ય રસના નિરૂપણ પોષણ છતાં તેમાં વિભિન્ન એકસૂત્ર રસાદિનું નિરૂપણ થાય; (૬) એક અંકમાં સામાન્યતઃ એક જ કાર્ય નિરૂપાય; (૭) કેટલીક વાર આવશ્યક કેન્દ્રીભૂત કાર્યના અવિરોધે ઘણાં કાર્યોની યોજના પણ થઈ શકે; (૮) એક દિવસની ઘટનાઓનું નિરૂપણ અંકની મર્યાદામાં થાય.]

૬૫ પ્રકરણ (અધ્યાય–૧૮)

प्रकरणमतः परमहं लक्षणयुक्त्या प्रवक्ष्यामि ॥४४॥

વ્યાખ્યાની યુક્તિએ હવે હું પ્રકરણનું વર્ણન કરીશ. (૪૪)

यत्र कविरात्मशक्त्या वस्तु शरीरं च नायकं चैव ।<br>औत्पत्तिकं प्रकुरुते प्रकरणमिति तद्बुधैर्ज्ञेयम् ॥४५॥

જ્યાં કવિ પોતાની જ (પ્રતિભાના) બળે કથાવસ્તુ, તેના શરીર, અને નાયકનું (પોતાની કલ્પનાથી) સરજન કરે તેણે જ્ઞાનીઓએ પ્રકરણ જાણવું. (૪૫)

यदनार्षमथाहार्यं काव्यं प्रकरोत्यभूतगुणयुक्तम् ।<br>उत्पन्नबीजवस्तु प्रकरणमिति तदपि विज्ञेयम् ॥४६॥

જે અનાર્ષ અને આહાર્ય એવું કાવ્ય અનોખા ગુણોથી સમૃદ્ધ કરે તે ઉત્પન્ન બીજ અને વસ્તુવાળું પણ પ્રકરણ તરીકે જાણવું. (૪૬)

यन्नाटके मयोक्तं वस्तु शरीरं च वृत्तिभेदाश्च ।<br>तत्प्रकरणेऽपि योज्यं सलक्षणं सर्वसन्धिषु तु ॥४७॥

નાટકની (વ્યાખ્યામાં) મેં જે વસ્તુ, શરીર અને વૃત્તિભેદ વર્ણવ્યાં છે તે સલક્ષણ પ્રકરણમાં સર્વ સન્ધિઓમાં યોજવાં. (૪૭)

विप्रवणिक्सचिवानां पुरोहितामात्यसार्थवाहानाम् ।<br>चरितं यन्नैकविधं ज्ञेयं तत्प्रकरणं नाम ॥४८॥

વિપ્ર, વણિક્, સચિવ, પુરોહિત, અમાત્ય તથા વેપારીનું જ્યાં અનેકવિધ ચરિત્ર (વર્ણવાય) તેને નામે પ્રકરણ તરીકે જાણવું. (૪૮)

नोदात्तनायककृतं न दिव्यचरितं न राजसम्भोगम् ।
बाह्यजनसंप्रयुक्तं तज्ज्ञेयं प्रकरणं तज्ज्ञैः ॥४९॥

જે ઉદાત્ત નાયકકૃત ન હોય, દિવ્યચરિત ન હોય, જેમાં રાજાને (યોગ્ય) સંભોગની (વાત) ન હોય, જે બાહ્યજનો (દાસ દાસાદિ)થી ભરેલ હોય તેને તે વિષયના જ્ઞાનીઓએ પ્રકરણ જાણવું. (૪૯)

दासविटश्रेष्ठियुक्तं वेशस्त्र्युपचारकारणोपेतम् ।
मन्दकुलस्त्रीचरितं काव्यं कार्यं प्रकरणे तु ॥५०॥

(પ્રકરણ) દાસ, વિટ અને શ્રેષ્ઠી (આદિ પાત્રોથી) યુક્ત હોય છે, તે વેશ્યાના ઉપચાર (રૂપ રસના) કારણથી યુક્ત હોય છે, તેમાં મંદ એવા કુળની સ્ત્રીનું ચરિત્ર હોય છે. પ્રકરણમાં (આવું) કાવ્ય કરવું. (૫૦)

सचिवश्रेष्ठिब्राह्मणपुरोहितामात्यसार्थवाहानाम् ।
गृहवार्ता यत्र भवेन्न तत्र वेश्याङ्गना कार्या ॥५१॥

સચિવ, શ્રેષ્ઠી, બ્રાહ્મણ, પુરોહિત, અમાત્ય તથા સાર્થવાહોની જ્યાં ગૃહવાર્તા હોય ત્યાં વેશ્યાને (નાયકની) પ્રિયા ન બનાવવી. (૫૧)

यदि वेशयुवतियुक्तं न कुलस्त्रीसङ्गमोऽपि स्यात् ।
अथ कुलजनप्रयुक्तं न वेशयुवतिर्भवेत्तत्र ॥५२॥

જો તો વેશ્યાયુવતીથી યુક્ત હોય, [અર્થાત્ તેમાં વેશ્યા નાયિકા હોય] તો ત્યાં કુલીન સ્ત્રીનો સંગમ પણ ન થાય. જો તે કુલીન નાયિકાથી યુક્ત હોય તો ત્યાં વેશ્યા ન હોય. (૫૨)

[ વસ્તુ તથા શરીર બાબત અભિનવગુપ્તની સ્પષ્ટતા અત્રે નોંધપાત્ર છે. वस्त्विति साध्यं फलं, शरीरमिति तमुपायं, वस्त्वादिकं काव्याभिधेयमात्मशक्त्या प्रकुरुते यत्काव्येन तत्प्रकरणमिति बुधैर्ज्ञेयम् । આ પછી अनार्षमिति पुराणादिव्यतिरिक्तबृहत्कथाद्युपनिबद्धं मूलदेवचरितादि । અને आहार्यमिति पूर्वकविकाव्याद्वा आहरणीयं समुद्रदत्तचेष्टितादि અર્થાત્ આગલા કવિઓના કાવ્યોને આધારે જે રચાયું હોય તે. આમ, પ્રકરણ મહાભારતાદિગત કથા સિવાય બીજા ગમે તેની કથાનો આધાર લઈ શકે અથવા તો પૂરેપૂરું કવિકલ્પિત હોય અથવા મિશ્ર હોય. પાછળથી 'કવિકલ્પિત' એવો શબ્દપ્રયોગ કરીને 'ઐતિહાસિક

સિવાયનું" એવો અર્થ આચાર્યો કરતા થયા. પરન્તુ ભરત સો ટકા કવિકલ્પિત વસ્તુ પણ પ્રકરણમાં હોવાની શકયતા અહીં સ્વીકારે છે. બાકી નાટક તથા પ્રકરણ બંનેની વ્યાખ્યા સિદ્ધ કરે છે કે સંસ્કૃત નાટ્યમાં મૌલિકતા, નવા વસ્તુ આદિનો નિરૂપણ કરતાં વિશેષતઃ જૂના વસ્તુને કવિ કલ્પનાથી નવી રીતે રજૂ કરવામાં જ માનવામાં આવી છે. यन्नैकविधं જે એકવિધ નથી, અર્થાત્ અનેકવિધ એટલેકે વૈવિધ્યપૂર્ણ છે. અભિનવગુપ્ત કહે છે તેમ; अनेकरसयुक्तम्. ૪૯માં શ્લોકમાં સ્પષ્ટતા કરી છે તે મુજબ પ્રકરણનો નાયક પ્રખ્યાત અને ઉદાત્ત ન હોવો જોઈએ; નાટકમાં દિવ્યનાયકનો નિષેધ છે તેવો જ અહીં પ્રકરણમાં છે; અને ઔત્પત્તિક એટલે કે પૂરા કવિકલ્પિત નાટકમાં પણ રાજા નાયક ન હોય, રાજ-ચરિત પણ ન વર્ણવાય. આમ નાટક કરતાં પ્રમાણમાં પ્રકરણ ઘણું વધારે સામાજિક, સાંસારિક બનવાનો અવકાશ છે. અને નાયક ઉપરાંત અન્ય પાત્રો પણ સમાજનાં વિભિન્ન સ્તરોમાંથી લેવામાં આવે છે તે ૫૦મા શ્લોકમાં અને તે પછીના બે શ્લોકોમાં સ્પષ્ટ થાય છે. છેલ્લા બે શ્લોકો જેમાં વેશ્યા નાયિકા હોય અને જેમાં કુલસ્ત્રી નાયિકા હોય એમ પ્રકરણના બે પ્રકારો આપે છે કેટલાકને મતે ત્રણેય પ્રકારો અહીં બતાવવામા છે. અહીં અને અન્ય રૂપક પ્રકારોમાં કાવ્ય શબ્દ ભરતે વારંવાર પ્રયોજ્યો છે તે પરથી એક બાબતની સ્પષ્ટતા થાય છે કે જેટલા પ્રમાણમાં રૂપકો અભિનેય છે તેટલા જ પ્રમાણમાં તેઓ કાવ્યો પણ છે. આથી વ્યાખ્યાઓ કાવ્યક્ષમતાની દૃષ્ટિએ પણ આપવામાં આવે છે. આ વ્યાખ્યાઓ સર્જક કવિ તથા પ્રયોગ કરનાર નટાદિ બંનેને માર્ગદર્શન આપનારી છે. વળી નોંધપાત્ર એ છે કે અભિનવગુપ્તને મતે અહીં પ્રકરણના સાત પ્રકાર બતાવવામાં આવ્યા છે અને ૫૧ થી ૫૩ માં દરેકના ત્રણ પ્રકાર બતાવ્યા છે. अथास्य सप्तविधस्यापि प्रकरणस्य प्रत्येकं भेदत्रयं दर्शयितुमार्यात्रयं पठति । અહીં ભરતે ઘણી વિગતે વ્યાખ્યા કરી છે. તેની તુલનાએ ધનંજય તથા વિશ્વનાથની વ્યાખ્યાઓ માત્ર સાર જેવી જ લાગે છે. ]

૧૬. નાટિકા (અધ્યાય-૧૮)

प्रकरणनाटकभेदादुत्पाद्यं वस्तु नायकं नृपतिम् ।
अन्तःपुरसङ्गीतककन्यामधिकृत्यकर्तव्या ॥५८॥
स्त्रीप्राया चतुरङ्का ललिताभिनयात्मिका सुविहिताङ्गी ।
बहुनृत्तगीतपाठ्या रतिसम्भोगात्मिका चैव ॥५९॥
राजोपचारयुक्ता प्रसादनक्रोधदंभसंयुक्ता ।
नायकदेवीदूती सपरिजना नाटिका ज्ञेया ॥६०॥

પ્રકરણ તથા નાટકના ભેદે, કવિકલ્પિત વસ્તુ, રાજા નાયક અને અન્તઃપુર તથા સંગીતમાં (વ્યાપૃત) કન્યા (નાયિકાને) અનુલક્ષીને, મોટે ભાગે સ્ત્રીપાત્રોવાળી, ચાર અંકવાળી, સુવ્યવસ્થિત અંગો તથા અભિનયયુક્ત, ઘણાં નૃત્ય, ગીત તથા પાઠવાળી, રતિપુરઃસર સંભોગવાળી, રાજાની સેવાથી યુક્ત, પ્રસાદ ન ક્રોધ દંભથી અન્વિત નાયકની રાણી તથા દૂતિ અને તે પણ સપરિજના જેમાં યોજાય તેવી નાટિકા જાણવી, કરવી. (૫૮ થી ૬૦)

प्रकरणनाटकभेदात्–પ્રકરણ તથા નાટકથી જુદું. प्रकरणनाटिकाभेदात् लक्षणान्यत्वात् । (અભિનવગુપ્ત). ललिता... ... कैशिकीयं वद्धेत्यर्थः । सुविहिताङ्गी–सुष्ठु पूर्णतया विहितानि चत्वार्यपि कैशिक्यङ्गानि यत्र । रतिसम्भोग....रतिपुरःसरःसंभोगो राज्यप्राप्त्यादिलक्षणः आत्मा प्रधानभूतं फलं यस्याम् । અભિનવગુપ્તે નાટિકાનાં લક્ષણો બાબતના મતભેદની ચર્ચા કરી છે. આ નાટિકા પ્રકરણ તથા નાટકથી જુદી છે તે છતાં બંનેનાં લક્ષણો તેમાં ભેગાં થાય છે. ભરતની આ વ્યાખ્યા પ્રમાણમાં ક્લિષ્ટ છે, જે ધનંજયે તથા વિશ્વનાથે સરળ બનાવી છે. વળી તેઓ નાટિકાનાં અહીં આપેલાં તમામ લક્ષણો આપતા નથી. આનું કારણ સ્પષ્ટ છે. ભરતનાં જે લક્ષણો રાજા હર્ષવર્ધનની નાટિકાઓમાં ઉપસ્યાં તે તેમણે નાટિકાનાં લક્ષણો તરીકે આપ્યાં. એક રસપૂર્ણ નિર્દેશ અહીં અભિનવગુપ્તે એ પણ કર્યો છે કે પ્રકરણનાટકના ભેદે નાટિકાની માફક પ્રકરણિકા નામનો ભેદ પણ કેટલાક આપે છે : अन्ये तु प्रकरणनाटकभेदात् नाटिका भिद्यते, नाटकशब्देनाभिधेयं रूपकमात्रं, तस्यां सौकुमार्यप्रदर्शनाय स्त्रीत्वेन निर्देश इति प्रकरणिकापि सार्थवाहादिनायकयोगेन कैशिकीप्रधाना लभ्यत इत्याहुः ।]

## ૧૭. સમવકાર (અધ્યાય–૧૮)

वक्ष्याम्यतः परमहं लक्षणयुक्त्या समवकारम् ॥६२॥

देवासुरबीजकृतः प्रख्यातोदात्तनायकश्चैव ।
त्र्यङ्कस्तथात्रिकपटस्त्रिविद्रवः स्यात्त्रिशृङ्गार ॥६३॥

द्वादशनायकबहुलो ह्यष्टादशनाडिकाप्रमाणश्च ॥६४॥

હવે હું લક્ષણોની યુક્તિએ સમવકારની વ્યાખ્યા કરીશ. જેમાં દેવાસુર બીજ હોય, પ્રખ્યાત ઉદાત્ત નાયક હોય, ત્રણ અંકો તથા ત્રણ કપટો

અને ત્રણ વિદ્રવો હોય, ત્રણ શૃંગાર હોય તે બાર નાયકથી ભરેલ તથા બાર નાડિકાના પ્રમાણથી યુક્ત (સમવકાર કહેવાય.) (૬૨–૬૪)

[बीजं–फलसम्पादनोपाय: । प्रख्यातो....देवासुरा अपि चाप्रख्याताः बृहत्कथादौ श्रूयन्ते स्वयं वा केनचिदूह्यन्ते इति निरासार्थं प्रख्यातपदम् ।]

१८. ઇહામૃગ (અધ્યાય–૧૮)

वक्ष्याम्यतः परमहं लक्षणमीहामृगस्यापि ॥७७॥

હવે પછી હું ઈહામૃગનું લક્ષણ પણ કહીશ. (૭૮)

दिव्यपुरुषाश्रयकृतो दिव्यस्त्रीकारणोपगतयुद्धः ।
सुविहितवस्तुनिबद्धो विप्रत्ययकारकश्चैव ॥७८॥
उद्धतपुरुषप्रायः स्त्रीरोषग्रथितकाव्यबन्धश्च ।
संक्षोभविद्रवकृतः संफेटकृतस्तथा चैव ॥७९॥
स्त्रीभेदनापहरणावमर्दनप्राप्तवस्तुशृङ्गारः ।
ईहामृगस्तु कार्यः सुसमाहितकाव्यबन्धश्च ॥८०॥
यद् व्यायोगे कार्यं ये पुरुषा वृत्तयो रसाश्चैव ।
ईहामृगेऽपि ते स्युः केवलममरस्त्रिया योगः ॥८१॥
यत्र तु वधेप्सितानां वधो ह्युदग्रो भवेद्धि पुरुषाणाम् ।
किञ्चिद्व्याजं कृत्वा तेषां युद्धं शमयितव्यम् ॥८२॥

જેમાં દિવ્ય પુરુષનો આશ્રય કરવામાં આવે દિવ્ય સ્રીને કારણે યુદ્ધ થતું બતાવાય, તેમાં સુવ્યવસ્થિત વસ્તુ નિબદ્ધ હોય છે, તેમાં વિશ્વાસનાં કારણો દૂર થયાં હોય છે, મોટે ભાગે તેમાં ઉદ્ધત પુરુષો હોય છે; તેનો કાવ્યબન્ધ સ્રીઓના રોષથી ગ્રથિત હોય છે, આવેગોથી ઉદ્ભવતો વિદ્રવ હોય છે અને તે સંફેટકૃત પણ હોય છે. સ્રીઓના ભેદથી જનિત અપહરણ અને અવમર્દનના વસ્તુથી તેમાં શૃંગાર ઉદ્ભવે છે; આ રીતે સુવ્યવસ્થિત કાવ્યબંધવાળો ઈહામૃગ (રૂપક પ્રકાર) યોજવો. વ્યાયોગમાં જે કાર્ય, પુરુષો, વૃત્તિઓ અને રસો હોય છે તે ઈહામૃગમાં પણ હોય છે; (વિશેષમાં) અહીં માત્ર અમરસ્ત્રી સાથેનો યોગ હોય છે. કોઈક નિમિત્તે જ્યાં વધને પાત્ર પુરુષોનો કઠોર વધ થાય (અને) તેમના યુદ્ધનું શમન કરવામાં આવે (તેને ઈહામૃગ કહે છે.) (૭૭ થી ૮૨)

[सुविहित – सुविहितेन संश्लिष्टेन वस्तुना निबद्धः । સુશ્લિષ્ટ વસ્તુથી યુક્ત અથવા રચના પામેલ. विप्रत्यय...विगतानि प्रत्ययकरणानि विश्वासहेतवो यत्र ।]

## ૧૯. ડિમ (અધ્યાય-૧૮)

डिमलक्षणं तु भूयो लक्षणयुक्त्या प्रवक्ष्यामि ॥८३॥

લક્ષણની યુક્તિના મિષે હવે હું ડિમનું લક્ષણ કહીશ. (૮૩)

प्रख्यातवस्तुविषयः प्रख्यातोदात्तनायकश्चैव ।
षड्रसलक्षणयुक्तश्चतुरङ्को वै डिमः कार्यः ॥८४॥

જેનો વસ્તુવિષય પ્રખ્યાત છે, અને જેમાં પ્રખ્યાત અને અને ઉદાત્ત નાયક હોય છે, જે છ રસનાં લક્ષણોથી યુક્ત અને ચાર અંકોવાળું હોય તેવું ડિમ (નામક રૂપક) કરવું. (૮૪)

शृङ्गारहास्यवर्जः शेषैः सर्वैं रसैः समायुक्तः ।
दीप्तरसकाव्ययोनिर्नानाभावोपसम्पन्नः ॥८५॥

તેમાં શૃંગાર અને હાસ્યનો ત્યાગ હોય છે અને જે બાકીના સર્વ રસોથી યુકત હોય છે, દીપ્ત રસો એ જેમાં કાવ્યોનું મૂળ છે અને જે વિભિન્ન ભાવોથી સમ્પન્ન હોય છે. (૮૫)

निर्घातोल्कापातैरुपरागेणेन्दुसूर्ययोर्युक्तः ।
युद्धनियुद्धाधर्षणसंफेटकृतश्च कर्तव्यः ॥८६॥

જે નિર્ઘાત, ઉલ્કાપાત, તથા ચન્દ્ર અને સૂર્યના ઉપરાગથી યુક્ત હોય, (તેને) યુદ્ધ, મુષ્ટ યુદ્ધ, હુમલા (કે ગુન્હા) તથા સંફેટથી યુક્ત કરવું. (૮૬)

मायेन्द्रजालबहुलो बहुपुस्तोत्थानयोग युक्तश्च ।
देवभुजगेन्द्रराक्षसयक्षपिशाचावकीर्णश्च ॥८७॥
षोडशनायकबहुलः सात्त्वत्यारभटिवृत्तिसम्पन्नः ।
-कार्यो डिमः प्रयत्नान्नानाश्रयभावसम्पन्नः ॥८८॥

જેમાં માયા તથા જાદુ ઘણાં આવે અને જે ઘણાં પુસ્તોથી ઉત્થાન યોગ્ય હોય, જે દેવો, ભુજગેન્દ્ર, રાક્ષસ, યક્ષ, પિશાચ વગેરેથી વ્યાપ્ત હોય, તે (ડિમ) સોળ નાયકોથી અન્વિત, સાત્ત્વતી તથા આરભટી વૃત્તિથી યુક્ત હોય; તે વિભિન્ન ભાવોથી સંપન્ન ડિમ કહેવાય. (૮૮)

## ૨૦ વ્યાયોગ (અધ્યાય-૧૮)

व्यायोगस्य तु लक्षणमतः परं संप्रवक्ष्यामि ॥८९॥

હવે પછી વ્યાયોગનું લક્ષણ હું કહીશ. (૮૯)

व्यायोगस्तु विधिज्ञैः कार्यः प्रख्यातनायकशरीरः ।
अल्पस्त्रीजनयुक्तस्त्वेकाहकृतस्तथा चैव ॥९०॥

(તેની) વિધિ જાણનારાઓએ વ્યાયોગ પ્રખ્યાત નાયકની રચનાવાળો, અલ્પ સ્ત્રીજનોથી યુક્ત અને એક દિવસથી કથાથી અન્વિત કરવો. (૯૦)

बहवश्च तत्र पुरुषा व्यायच्छन्ते यथा समवकारे ।
न च तत्प्रमाणयुक्तः कार्यस्त्वेकाङ्क एवायम् ॥९१॥

સમવકારની માફક ત્યાં ઘણા પુરુષો હોય છે, છતાં તેના પ્રમાણથી યુક્ત નહીં પણ એકાંક જ કરવો. (૯૧)

न च दिव्यनायककृतः कार्यो राजर्षिनायकनिबद्धः ॥९२॥

તેમાં દિવ્યનાયક ન લેવો પણ તેને રાજર્ષિ-નાયકથી અન્વિત કરવો.

## ૨૧. ઉત્સૃષ્ટિકાંક (અધ્યાય-૧૮)

वक्ष्याम्यतः परमहं लक्षणमुत्सृष्टिकाङ्कस्य ॥९३॥

હવે હું તમને ઉત્સૃષ્ટિકાંકનું લક્ષણ કહીશ. (૯૩)

प्रख्यातवस्तुविषयस्त्वप्रख्यातः कदाचिदेव स्यात् ।
दिव्यपुरुषैर्वियुक्तः शेषैर्युक्तो भवेत्पुंभिः ॥९४॥

(તે સામાન્યરીતે) પ્રખ્યાત વસ્તુવિષય વાળું અને કોઈક જ વખત અપ્રખ્યાત [અર્થાત, કવિકલ્પિત] વસ્તુવાળું હોય. તે દિવ્ય પુરુષો વિનાનું હોય અને બાકી પુરુષોથી યુક્ત હોય. (૯૪)

करुणरसप्रायकृतो निवृत्तयुद्धोद्धतप्रहारश्च ।
स्त्रीपरिदेवितबहुलो निर्वेदितभाषितश्चैव ॥९५॥

તેમાં મોટે ભાગે કરુણ રસ હોય અને નિવૃત્ત યુદ્ધ, ઉદ્ધત પ્રહાર કરનારાં (પુરુષપાત્રો) હોય. તેમાં સ્ત્રીઓના વિલાપ ઘણા આવે અને નિર્વેદ જન્માવનારાં વચનો આવે. (૯૫)

नानाव्याकुलचेष्टः सात्त्वत्यारभटिकैशिकीहीनः ।
कार्यः काव्यविधिज्ञैः सततं ह्युत्सृष्टिकाङ्कस्तु ॥९६॥

જુદી જુદી વ્યાકુળ ચેષ્ટાઓ આવે અને તેમાં સાત્વતી, આરભટી તથા કૈશિકી વૃત્તિઓ ન હોય. કાવ્યની વિધિ જાણનારાઓએ સતત (આ રીતે) ઉત્સૃષ્ટિકાંક રચવું (૯૬)

[ દશ રૂપકોમાંના એકનું નામ અંક છે. નાટ્યોના અંક સાથે તેની ભેળસેળ ન થઈ જાય તે માટે તેને ભરતે અહીં ઉત્સૃષ્ટિકાંક નામ આપ્યું છે.]

## ૨૨. પ્રહસન (અધ્યાય-૧૮)

प्रहसनमतः परमहं सलक्षणं संप्रवक्ष्यामि ।
वक्ष्यामि ततो युक्त्या पृथक्पृथग्लक्षणविशेषम् ।।१०२।।

આના પછી હવે હું લક્ષણો સહિત પ્રહસન વર્ણવશ. યુક્તિ પૂર્વક તેનાં જુદાં જુદાં વિશેષ લક્ષણો કહીશ. (૧૦૨)

भगवत्तापसविप्रैरन्यैरपि हास्यवादसंबद्धम् ।
कापुरुषसंप्रयुक्तं परिहासाभाषणप्रायम् ।।१०३।।

તેમાં ભગવત્, તાપસો, વિપ્રો અને અન્ય દુષ્ટ પુરુષો (પાત્રો તરીકે હોય છે) અને મોટે ભાગે હાસ્યવાદ સાથે સંબદ્ધ પરિહાસ અને ભાષણો હોય છે, [અથવા, પરિહાસભર્યાં ભાષણો હોય છે.] (૧૦૩)

अविकृतभाषाचारं विशेषभावोपपन्नचरितपदम् ।
नियतगतिवस्तुविषयं शुद्धं ज्ञेयं प्रहसनं तु ।।१०४।।

વિકૃતિવગરનાં ભાષા અને આચારવાળું, (વ્યભિચારી) આદિ ભાવોથી જે વિશેષે ઉપપન્ન હોય છે, નિયતગતિ વાળો વસ્તુવિષય જ્યાં હોય ત્યાં શુદ્ધ પ્રહસન જાણવું. (૧૦૪)

वेश्याचेटनपुंसकविटधूर्ता बन्धकी च यत्र स्युः
अनिभृतवेषपरिच्छदचेष्टितकरणैस्तु संकीर्णम् ।।१०५।।

જ્યાં વેશ્યા, ચેટ, નપુંસક, વિટ, ધૂર્ત, અને બન્ધકી (પાત્રો તરીકે હોય) અને અનિભૃત વેષ, પરિચ્છેદ, ચેષ્ટા આદિ કરણો હોય તેનાથી તે સંકીર્ણ બને છે. (૧૦૫)

लोकोपचारयुक्ता या वार्ता यश्च दम्भसंयोगः ।
स प्रहसने प्रयोज्यो धूर्तप्रविवादसम्पन्नः ।।१०६।।

वीथ्यङ्गैः संयुक्तं कर्तव्यं प्रहसनं यथायोगम् ।।१०७।।

લોકવ્યવહારસિદ્ધા વાર્તા અને તેમાં દંભનો સંયોગ હોય તે ધૂર્તોના પ્રકૃષ્ટ વિવાદથી સમ્પન્ન બનાવી પ્રહસનમાં યોજવો. (૧૦૭) વીથીનાં યોગ્ય રીતે અંગોથી યુક્ત પ્રહસન કરવું.

## ૨૩. ભાણ (અધ્યાય-૧૮)

भाणस्यापि तु लक्षणमतः परं संप्रवक्ष्यामि ।।१०७।।

હવે હું ભાણનું લક્ષણ પણ વર્ણવીશ. (૧૦૭)

आत्मानुभूतशंसी परसंश्रयवर्णनाविशेषस्तु ।
विविधाश्रयो हि भाणो विज्ञेयस्त्वेकहार्यश्च ॥१०८॥

આત્માનુભૂતશંસી, પરસંશ્રયના વર્ણનથી વિશેષિત, વિવિધ આશ્રયોવાળા એક પાત્રથી આકર્ષક ભાણ રચવું. (૧૦૮)

परवचनमात्मसंस्थं प्रतिवचनैरुत्तरोत्तरग्रथितैः ।
आकाशपुरुषकथितैरङ्गविकारैरभिनयैश्चैव ॥१०९॥
धूर्तविटसंप्रयोज्यो नानावस्थान्तरात्मकश्चैव ।
एकाङ्को बहुचेष्टः सततं कार्यो बुधैर्भाणः ॥११०॥

જાતે બોલાતાં પારકાનાં વચન અને સાથે ઉત્તરોત્તર ગ્રથિત પ્રત્યુત્તરનાં વચનો જેમાં આકાશ પુરુષને કહેવાનાં આવે તથા જેમાં (અનેક) અંગ વિકારો અને અભિનયો આવે તેવું ભાણ ધૂર્ત તથા વિટનાં પાત્રોથી યોજવું અને તેમાં જુદો જુદો અવસ્થાનો પલટો લાવવો. તેમાં એક અંક અને ઘણી ચેષ્ટાઓ હોય. જ્ઞાનીઓએ સતત આવા ભાણની રચના કરવી. (૧૧૦)

## ૨૪. વીથી (અધ્યાય–૧૮)

वीथ्याः सम्प्रति निखिलं कथयामि यथाक्रमं विप्राः ॥१११॥

હે બ્રાહ્મણો ! હવે હું તમને ક્રમાનુસાર વીથીનું સમગ્ર (લક્ષણ) કહીશ. (૧૧૧)

सर्वरसलक्षणाढ्या युक्ता ह्यङ्गैस्त्रयोदशभिः ।
वीथी स्यादेकाङ्का तथैकहार्या द्विहार्या वा ॥११२॥

જે સર્વ રસનાં લક્ષણોથી સમૃદ્ધ છે, તેર અંગોથી યુક્ત હોય છે, તે વીથી એકાંક છે અને એક અથવા બે પાત્રો વડે રજૂ થાય છે. (૧૧૨)

अधमोत्तममध्याभिर्युक्ता स्यात्प्रकृतिभिस्त्रिसृभिः ।
उद्घात्यकावलगितावस्पन्दितनाल्यसत्प्रभाषाश्च ॥११३॥
वाक्केल्यथ प्रपञ्चो मृदवाधिवले छलं त्रिगतम् ।
व्याहारो गण्डश्च त्रयोदशाङ्गान्युदाहृतान्यस्याः ॥११४॥

અધમ, ઉત્તમ અને મધ્યમ એવી ત્રણ પ્રકૃતિઓથી તે યુક્ત હોય છે. વળી તેમાં આ પ્રમાણે તેર અંગો ઉદાહૃત હોય છે : ઉદ્ઘાત્યક, અવલગિત, અવસ્પન્દિત, નાલી, અસત્પ્રલાપ, વાક્કેલી, પ્રપંચ, મૃદવ, અધિબલ, છલ, ત્રિગત, વ્યાહાર, અને ગણ્ડ. (૧૧૩, ૧૧૪)

ભામહકૃત

# 'કાવ્યાલંકાર'

**પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

આચાર્ય ભામહનો 'કાવ્યાલંકાર' ગ્રંથ સંસ્કૃત અલંકારશાસ્ત્રના ઉપલબ્ધ ગ્રંથોમાં જૂનામાં જૂનો હોવાનું અને નાટ્યશાસ્ત્રની જેમ કાવ્યશાસ્ત્રની એક ભિન્ન સમૃદ્ધ પરંપરાનો નિદર્શક હોવાનું મનાય છે. આચાર્ય ભરતના નાટ્ય-શાસ્ત્ર'માં કાવ્યચર્ચા છે, પણ તે નાટ્યના અનુષંગે થયેલી છે; જ્યારે ભામહના 'કાવ્યાલંકાર'માં કાવ્યતત્ત્વચર્ચા જ પ્રધાન છે. નાટ્યશાસ્ત્રમાં જેવું ભરતનું સ્થાન છે તેવું કાવ્યશાસ્ત્રમાં ભામહનું સ્થાન મનાયું છે. કાવ્યશાસ્ત્રના ભામહ પછીના આચાર્યોમાં આનંદવર્ધન, અભિનવગુપ્ત અને ભોજરાજ જેવા મહત્ત્વના આચાર્યોએ ભામહનાં વચનો કે સિદ્ધાન્તનો આદરપૂર્વક નિરસંદિગ્ધ ઉલ્લેખ કરેલો છે.[1] એ દર્શાવે છે કે સૈકાઓ સુધી ભામહનો 'કાવ્યાલંકાર' ગ્રંથ તદ્વિદોમાં અભ્યાસનો અને આદરનો વિષય રહ્યો છે. રાજા જયાપીડાની સભાના પ્રમુખ પંડિત ઉદ્ભટે નો 'ભામહવિવરણ' નામનો ગ્રંથ રચ્યાના પણ અનેક ઉલ્લેખ મળે છે.[2]

આદરપૂર્વક ઉલ્લેખાયેલો આ સિદ્ધાંતગ્રંથ લાંબો સમય કાલની રેતી નીચે દટાયેલો રહ્યો, અને બ્યુલર જેવા સંશોધક વિદ્વાને તો એમ પણ કહી નાખ્યું હતું કે ભામહનો ગ્રંથ હમેશાને માટે લુપ્ત થઈ ગયો છે. મદ્રાસની પ્રેસિડેન્સી કોલેજના પ્રો. રંગાચાર્યને એની હસ્તપ્રત મળી અને ઈ. સ. ૧૯૦૯માં પ્રો. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ વિદ્યાનાથ કૃત 'પ્રતાપરુદ્રયશોભૂષણ' પ્રકાશિત કરતાં તેના પરિશિષ્ટરૂપે આ ગ્રંથ સૌ પ્રથમ પ્રગટ કર્યો. એ પછી શ્રી. નાગનાથ

---

૧. આનંદવર્ધને કરેલા ઉલ્લેખ માટે જુઓ 'ध्वन्यालोकः'ના તૃતીય ઉદ્યોતની ૩૬મી કારિકા પરની વૃત્તિ. અભિનવગુપ્તે કરેલા ઉલ્લેખ માટે જુઓ એ જ કારિકા પરની લોચન ટીકા. ભોજરાજે કરેલા ઉલ્લેખ માટે ડૉ રાઘવન્ સંપાદિત 'શૃંગારપ્રકાશ' પુ. ૨ પ્ર. ૧૦–૩૨૪

૨. પ્રતીહારેન્દુરાજે 'કાવ્યાલંકારસારસંગ્રહ'ની ટીકામાં કરેલો ઉલ્લેખ, પૃ. ૧૩ અને રુય્યકકૃત 'અલંકારસર્વસ્વ' પૃ. ૧૮૩.

શાસ્ત્રી, શ્રી. બટુકનાથ શર્મા અને શ્રી બલદેવ ઉપાધ્યાય, શૈલ તાતાચાર્ય, શ્રી. શંકરરામ શાસ્ત્રી અને પ્રા. દેવેન્દ્રનાથ શર્મા જેવા વિદ્વાનોએ 'કાવ્યાલંકાર'ની આવૃત્તિઓ પ્રગટ કરેલી છે.[3]

## આચાર્ય ભામહ

આચાર્ય ભામહના જીવન વિશે પ્રમાણભૂત રીતે કશું જાણવા મળતું નથી. પોતાના ગ્રંથ 'કાવ્યાલંકાર'ને અંતે ભામહે પોતાને વિશે જે કંઈ કહ્યું છે તે આ પ્રમાણે છે :

अवलोक्य मतानि सत्कवीनामवगम्य स्वधिया च काव्यलक्ष्म
सुजनावगमाय भामहेन ग्रथितं रक्रिलगोमिसूनुनेदम् ॥ (૬. ૬૪)

આમાંથી એટલું જાણવા મળે છે કે ગ્રંથકર્તાનું પોતાનું નામ ભામહ હતું અને એમના પિતાનું નામ રક્રિલગોમી હતું. 'ભામહ' નામ સૂચવે છે તે પ્રમાણે તેઓ કાશ્મીરના રહેવાસી હોવા જોઈએ એવું વિદ્વાનોનું અનુમાન છે. 'રક્રિલગોમી' શબ્દના આધારે કેટલાક વિદ્વાનો એવું માનવા પ્રેરાયા છે કે

---

૩. (૧) શ્રી. ક. પ્રા. ત્રિવેદી સંપાદિત 'પ્રતાપરુદ્રયશોભૂષણ'ના પરિશિષ્ટ રૂપે 'બોમ્બે સંસ્કૃત ઍન્ડ પ્રાકૃત સીરિઝ'માં. ઈ. સ. ૧૯૦૯.

(૨) શ્રી. નાગનાથ શાસ્ત્રીના અંગ્રેજી અનુવાદ સહિત ઈ. સ. ૧૯૨૭માં તાંજોરમાંથી.

(૩) શ્રી. બટુકનાથ શર્મા અને શ્રી બલદેવ ઉપાધ્યાય સંપાદિત ચૌખમ્બા સંસ્કૃતમાં સીરિઝમાં, ઈ. સ. ૧૯૨૮.

(૪) શ્રીશૈલ તાતાચાર્ય લિખિત સંસ્કૃત ઉદ્યાનવૃત્તિ સાથે, શ્રીનિવાસ પ્રેસ, તિરુવદી તરફથી પ્રકાશિત. ઈ. સ. ૧૯૩૪. આનો ઉપોદ્ઘાત શ્રી. કૃષ્ણમાચારીયરે લખ્યો છે અને એની પછી તાતાચાર્યના અંગ્રેજીમાં તેમ જ સંસ્કૃતમાં લેખ છે.

(૫) શ્રી શંકરરામ શાસ્ત્રી સંપાદિત અને બાલમનોરમા પ્રેસ, મદ્રાસ દ્વારા પ્રકાશિત, ઇ. સ. ૧૯૫૬. આમાં પહેલા ત્રણ પરિચ્છેદોનો અંગ્રેજી અનુવાદ ટિપ્પણ સાથે આપેલો છે અને બાકીના ત્રણ પરિચ્છેદનું માત્ર મૂળ સંસ્કૃત આપેલું છે. વિદ્યાર્થીભોગ્ય આવૃત્તિ જણાય છે.

(૬) પ્રો. દેવેન્દ્રનાથ શર્મા સંપાદિત, હિન્દીમાં પ્રવેશક અને ટિપ્પણ સાથે, બિહાર–રાષ્ટ્રભાષા–પરિષદ, પટણા તરફથી પ્રકાશિત ઈ. સ. ૧૯૬૨

ભામહનું કુટુમ્બ બૌદ્ધધર્મી હશે. રાહુલ, પોત્તિલ જેવાં બૌદ્ધ નામોની સાથે 'રક્રિલ'નું સામ્ય છે અને 'ગોમિન્'નો અર્થ ચાન્દ્રવ્યાકરણ અનુસાર 'પૂજ્ય' એવો થાય છે. ચાન્દ્ર વ્યાકરણના કર્તા ચન્દ્રગોમી પોતે બૌદ્ધ હતા. આ દૃષ્ટિએ 'રક્રિલ' અને 'ગોમિન્' બંને શબ્દ ભામહના પિતાજી બૌદ્ધ હોવાનું સૂચવે છે. આ માન્યતાને બીજો આધાર એ મળી રહે છે કે 'કાવ્યાલંકાર'ના મંગલશ્લોકમાં ભામહે સર્વજ્ઞને પ્રણામ કર્યા છે :

> प्रणम्य सार्वं सर्वज्ञं मनोवाक्कायकर्मभिः ।
> काव्यालङ्कार इत्येष यथाबुद्धि विधास्यते ॥ (१. १)

'અમરકોશ' પ્રમાણે सर्वज्ञः सुगतो बुद्धो मारजित् लोकजित् जिनः । એટલે કે 'સર્વજ્ઞ' શબ્દ ભગવાન બુદ્ધનો નિદર્શક છે.

કેટલાક વિદ્વાનો ભામહ બૌદ્ધ હશે એવા મતને સ્વીકારતા નથી અને એમાં પ્રો. ક. પ્રા. ત્રિવેદી મુખ્ય છે. એમનું કહેવું છે કે 'સર્વજ્ઞ' શબ્દ ભગવાન શંકર માટે પણ પ્રયોજાતો આવ્યો છે. 'અમરકોશ' પોતે જ નોંધે છે : कृशानुरेता सर्वज्ञो धूर्जटिः नीललोहितः । 'રક્રિલ' નામ બૌદ્ધ નામોના જેવું છે એ ખરું, પણ નામકરણ એ તો યદૃચ્છાવ્યાપાર છે. એના પર કોઈ મદાર બાંધી શકાય નહીં. 'ગોમિન્' શબ્દ નિઘંટુ અનુસાર गोस्वामिन्નું સમાહૃત રૂપ હોઈ શકે, જેનો અર્થ 'આચાર્ય' થાય. આચાર્ય ભામહે પોતાના ગ્રંથમાં બુદ્ધના જીવનની કોઈ ઘટનાનો ઉલ્લેખ કર્યો નથી, અને એથી ઊલટું, સોમયાગ કરનારાઓની પ્રશંસા કરેલી છે, રામાયણ અને મહાભારતની કથાઓ અને તેમનાં પાત્રોના અનેક ઉલ્લેખો કર્યા છે, જેમકે રામ, સીતા, હનુમાન. ભીષ્મ, યુધિષ્ઠિર, જામદગ્ન્ય, દિલીપ, પુરુરવા, પ્રદ્યુમ્ન વગેરેના. વળી ભામહ બૌદ્ધોને માન્ય એવા અપોહવાદનું ખંડન કરે છે. આ બધાં કારણોસર ભામહ બૌદ્ધ નહીં પણ બ્રાહ્મણ હતા એમ ઘણા ખરા વિદ્વાનો માનવા પ્રેરાયા છે.

## ભામહનો સમય

ભામહ કયા સમયમાં થઈ ગયા તે વિશે કોઈ ચોક્કસ માહિતી મળતી નથી. ભામહ ઉદ્‌ભટની પહેલાં થઈ ગયા, કારણકે ઉદ્‌ભટે 'ભામહવિવરણ' નામે ગ્રંથની રચના કરી હતી એવો ઉલ્લેખ પ્રતિહારેન્દુરાજે કર્યો છે. આનું સમર્થન 'લોચન'ટીકામાંથી પણ મળે છે. આચાર્ય હેમચંદ્રે ઉદ્‌ભટને ભામહના ટીકાકાર માન્યા છે અને આચાર્ય રુય્યકે, 'भामहीय उद्भटविवरण' એવો ઉલ્લેખ કર્યો છે. આ ઉદ્‌ભટ કાશ્મીરી રાજા જયાપીડની સભાના

પ્રમુખ પંડિત હતા એવું કલ્હણની 'રાજતરંગિણી' માંથી જાણવા મળે છે.[૪] રાજા જયાપીડનો રાજ્યકાળ ઈ. સ. ૭૭૯–૮૧૩ ની વચ્ચેનો નક્કી થયેલો છે. એટલે કે ભામહ ઈ. સ. ૭૭૯ ની પહેલાં થઈ ગયા એમ કહી શકાય

બૌદ્ધાચાર્ય શાન્તરક્ષિતે પોતાના 'તત્ત્વસંગ્રહ' ગ્રંથમાં ભામહના મતનો નિર્દેશ કરતાં અપોહનિરૂપણના પ્રસંગે 'કાવ્યાલંકાર' માંથી ત્રણ કારિકાઓ થોડા પરિવર્તન સાથે ઉદ્દધૃત કરેલી છે.[૫] શાન્તરક્ષિત ઈ. સ. ૭૦૫–૭૬૨માં થઈ ગયા. એટલે ભામહને ઈ. સ. ૭૦૫ની પહેલાં મૂકવા જોઈએ. આચાર્ય આનંદવર્ધને ભામહના એક શ્લોકને બાણભટ્ટના એક વાક્યથી પ્રાચીનતર બતાવ્યો છે.[૬] એટલે કે આનંદવર્ધનને મતે ભામહ બાણની પહેલાં થઈ ગયા છે. બાણભટ્ટનો સમય ઈ. સ. ૬૦૬–૬૪૭ છે. એ જોતાં ભામહ ઈ. સ. ૬૦૦ની આસપાસ કે તે પહેલાં થઈ ગયા હોવા જોઈએ.

યાકોબી નોંધે છે કે ભામહે 'કાવ્યાલંકાર'ના પાંચમા પરિચ્છેદમાં બૌદ્ધોના સિદ્ધાન્તની ચર્ચા કરેલી છે અને એવું જણાય છે કે એમણે બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિના વિચારો ઉપયોગમાં લીધા હોય. તેથી ભામહને ધર્મકીર્તિની પછી મૂકવા પડે. પણ આ બરાબર નથી. ભામહના સિદ્ધાન્તો પર ધર્મકીર્તિની નહીં પણ બૌદ્ધ દાર્શનિક દિઙ્નાગની અસર છે. ભામહના પ્રતિજ્ઞાદોષના પ્રકારો અને દૃષ્ટાન્ત દિઙ્નાગના 'ન્યાયપ્રવેશ સાથે સામ્ય ધરાવે છે અને ધર્મકીર્તિનો મત ભામહ જાણતા લાગતા નથી એમ શ્રી બલદેવ ઉપાધ્યાયે નોંધ્યું છે.[૭] આ

---

૪. विद्वान् दीनारलक्षेण प्रत्यहं कृतवेतनः ।
भट्टोऽभूदुद्भटस्तस्य भूमिभर्तुः सभापतिः ॥ રાજતરંગિણી, (૪–૪૯૫)

૫. यदि गौरिति शब्दोऽयं भवदेन्यनिराकृतौ ।
जनको गवि गोबुद्धेर्दृश्यतामपरो ध्वनिः ॥
न तु ज्ञानफलाः शब्दाः न चैकस्य फलद्वयम् ।
अपवादविधिज्ञानं फलमेकस्य वा कथम् ॥
प्रागगौरिति विज्ञानं गोशब्दश्राविणो भवेत् । તત્વસંગ્રહ', ૯૧૨, ૯૧૩, ૯૧૪,

૬. शेषो हिमगिरिस्त्वं च महान्तो गुरवः स्थिराः ।
यदलङ्घितमर्यादाश्चलन्तीं बिभृथ क्षितम् ॥
'ધ્વન્યાલોક', ચતુર્થ ઉદ્યોત; 'કાવ્યાલંકાર' ૩–૨૮
धरणीधारणायाधुना त्वं शेषः । 'ધ્વન્યાલોક', ચતુર્થ ઉદ્યોત; 'હર્ષચરિત',

૭. જુઓ भारतीय साहित्यशास्त्र, પ્રથમ ખંડ, દ્વિતીય સંસ્કરણ, પૃ. ૩૦
પ્રકાશક : નંદકિશોર એન્ડ સન્સ, વારાણસી. ઈ. સ. ૧૯૬૩.

જોતાં ભામહને દિઙ્નાગ અને ધર્મકીર્તિની વચ્ચે મૂકવા જોઈએ. દિઙ્નાગ ઈ. સ. ૪૦૦-૫૦૦માં અને ધર્મકીર્તિ ઈ. સ. ૬૨૦ની આસપાસ થઈ ગયા હોવાનું જણાયું છે. એટલે કે ભામહનો સમય છઠ્ઠી સદીનો મધ્ય કે ઉત્તરાર્ધ હોવો જોઈએ.

## ભામહની રચનાઓ

'કાવ્યાલંકાર' સિવાય ભામહે કેટલીક રચનાઓ કરી હોવાના ઉલ્લેખો મળે છે. વરરુચિના 'પ્રાકૃતપ્રકાશ' પર 'મનોરમા' નામની વૃત્તિ ભામહે લખ્યાનો ઉલ્લેખ છે.[૮] નારાયણભટ્ટે 'વૃત્તરત્નાકર'ની પોતે લખેલી ટીકામાં 'तदुक्तं भामहेन' કહીને કેટલાક છંદો ઉદ્ધૃત કર્યા છે. એ દર્શાવે છે કે ભામહે કોઈ છંદવિષયક ગ્રંથ પણ રચ્યો છે. 'અભિજ્ઞાનશાકુન્તલ' પરની પોતાની 'અર્થદ્યોતનિકા' ટીકામાં રાઘવભટ્ટે ભામહના નામે બે ઉદ્ધરણો આપેલાં છે. એમાંનું એક છંદવિષયક છે, બીજું અલંકારવિષયક. ભામહે છંદ વિશે કોઈ ગ્રંથ રચ્યો છે તેનું આનાથી સમર્થન થાય છે. અલંકારવિષયક ઉદ્ધરણ આપ્યું છે તે 'કાવ્યલંકાર'માં નથી. ભામહે અલંકાર અંગે કોઈ બીજો ગ્રંથ રચ્યો હશે કે કેમ, એવો પ્રશ્ન આથી ઊભો થાય છે. 'કાવ્યાલંકારસૂત્ર'ની કામધેનુટીકામાં પણ ભામહના નામે ઉદ્ધરણો મળે છે, જે 'કાવ્યાલંકાર'માં જોવા નથી મળતાં. ભામહ નામની કોઈ બીજી વ્યક્તિ હોવાનું અનુમાન થઈ શકે પણ તેને કોઈ આધાર મળતા નથી, અને ઉદ્ધરણો સામાન્ય રીતે માન્ય ગ્રંથોમાથી લેવાતાં હોઈ આ રચનાઓ આચાર્ય ભામહની હોવાની સંભાવના વિશેષ રહે છે.

## 'કાવ્યાલંકાર' નું સ્વરૂપ

સંસ્કૃત અલંકારગ્રંથોની રચના ત્રણ રીતે થયેલી છે : ૧. કારિકા; ૨. કારિકા-વૃત્તિ; અને ૩. સૂત્ર-વૃત્તિ. આચાર્ય ભામહના 'કાવ્યાલંકાર'ની રચના કારિકામાં છે. ગ્રંથમાં કુલ ૬ પરિચ્છેદ છે. પ્રથમ પરિચ્છેદમાં કાવ્યનાં પ્રયોજન, હેતુ, લક્ષણ, ભેદ વગેરેની ચર્ચા છે. દ્વિતીય પરિચ્છેદમાં ગુણ અને અલંકારની ચર્ચા છે. તૃતીય પરિચ્છેદમાં અલંકારની ચર્ચા છે. ચોથામા દોષની, પાંચમામાં ન્યાયવિરોધી દોષની અને છઠ્ઠામાં શબ્દશુદ્ધિની ચર્ચા કરવામાં આવેલી છે. 'કાવ્યાલંકાર'ના અંતમાં આપેલી એક તાલિકા ૯ માં ભામહે કહ્યું છે કે સાઠ કારિકાઓમાં કાવ્યશરીર, એકસો સાઠમાં અલંકાર, પચાસમાં દોષ, સત્તરમાં

---

૮. वररुचिरचितप्राकृतलक्षणसूत्राणि लक्ष्यमार्गेण ।
बुद्ध्वा चकार वृत्तिं संक्षिप्तां भामहः स्पष्टाम् ॥ प्रा. प्र. पृ. १

જોતાં ભામહને દિઙ્નાગ અને ધર્મકીર્તિની વચ્ચે મૂકવા જોઇએ. દિઙ્નાગ ઈ. સ. ૪૦૦-૫૦૦માં અને ધર્મકીર્તિ ઈ. સ. ૬૨૦ની આસપાસ થઇ ગયા હોવાનું જણાયું છે. એટલે કે ભામહનો સમય છઠ્ઠી સદીનો મધ્ય કે ઉત્તરાર્ધ હોવો જોઈએ.

## ભામહની રચનાઓ

'કાવ્યાલંકાર' સિવાય ભામહે કેટલીક રચનાઓ કરી હોવાના ઉલ્લેખો મળે છે. વરરુચિના 'પ્રાકૃતપ્રકાશ' પર 'મનોરમા' નામની વૃત્તિ ભામહે લખ્યાનો ઉલ્લેખ છે.[૮] નારાયણભટ્ટે 'વૃત્તરત્નાકર'ની પોતે લખેલી ટીકામાં 'तदुक्तं भामहेन' કહીને કેટલાક છંદો ઉદ્ધૃત કર્યા છે. એ દર્શાવે છે કે ભામહે કોઇ છંદવિષયક ગ્રંથ પણ રચ્યો છે. 'અભિજ્ઞાનશાકુન્તલ' પરની પોતાની 'અર્થદ્યોતનિકા' ટીકામાં રાઘવભટ્ટે ભામહના નામે બે ઉદ્ધરણો આપેલાં છે. એમાંનું એક છંદવિષયક છે, બીજું અલંકારવિષયક. ભામહે છંદ વિશે કોઇ ગ્રંથ રચ્યો છે તેનું આનાથી સમર્થન થાય છે. અલંકારવિષયક ઉદ્ધરણ આપ્યું છે તે 'કાવ્યલંકાર'માં નથી. ભામહે અલંકાર અંગે કોઇ બીજો ગ્રંથ રચ્યો હશે કે કેમ, એવો પ્રશ્ન આથી ઊભો થાય છે. 'કાવ્યાલંકારસૂત્ર'ની કામધેનુટીકામાં પણ ભામહના નામે ઉદ્ધરણો મળે છે, જે 'કાવ્યાલંકાર'માં જોવા નથી મળતાં. ભામહ નામની કોઇ બીજી વ્યક્તિ હોવાનું અનુમાન થઈ શકે પણ તેને કોઈ આધાર મળતા નથી, અને ઉદ્ધરણો સામાન્ય રીતે માન્ય ગ્રંથોમાથી લેવાતાં હોઈ આ રચનાઓ આચાર્ય ભામહની હોવાની સંભાવના વિશેષ રહે છે.

## 'કાવ્યાલંકાર'નું સ્વરૂપ

સંસ્કૃત અલંકારગ્રંથોની રચના ત્રણ રીતે થયેલી છે : ૧. કારિકા; ૨. કારિકા-વૃત્તિ; અને ૩. સૂત્ર-વૃત્તિ. આચાર્ય ભામહના 'કાવ્યાલંકાર'ની રચના કારિકામાં છે. ગ્રંથમાં કુલ ૬ પરિચ્છેદ છે. પ્રથમ પરિચ્છેદમાં કાવ્યનાં પ્રયોજન, હેતુ, લક્ષણ, ભેદ વગેરેની ચર્ચા છે. દ્વિતીય પરિચ્છેદમાં ગુણ અને અલંકારની ચર્ચા છે. તૃતીય પરિચ્છેદમાં અલંકારની ચર્ચા છે. ચોથામાં દોષની, પાંચમામાં ન્યાયવિરોધી દોષની અને છઠ્ઠામાં શબ્દશુદ્ધિની ચર્ચા કરવામાં આવેલી છે. 'કાવ્યાલંકાર'ના અંતમાં આપેલી એક તાલિકા ૯માં ભામહે કહ્યું છે કે સાઠ કારિકાઓમાં કાવ્યશરીર, એકસો સાઠમાં અલંકાર, પચાસમાં દોષ, સત્તરમાં

૮. वररुचिरचितप्राकृतलक्षणसूत्राणि लक्ष्यमार्गेण ।
बुद्ध्वा चकार वृत्तिं संक्षिप्तां भामहः स्पष्टाम् ॥ प्रा. प्र. पृ. १

ન્યાયનિરૂપણ, અને સાઠમાં શબ્દશુદ્ધિની ચર્ચા કરી છે. ભામહને મતે કુલ કારિકાઓ ચારસો છે. પણ કાવ્યશરીરની ચર્ચા સાઠમાં નથી, ઓગણસાઠમાં છે. એટલે કુલ સંખ્યા ૩૯૯ થાય છે. પરિચ્છેદ પ્રમાણે કારિકાની સંખ્યા ૩૯૯ થાય છે. પરિચ્છેદ પ્રમાણે કારિકાની સંખ્યા આ પ્રમાણે છે : પ્રથમ–૫૯, દ્વિતીય–૯૬, તૃતીય–૫૮, ચતુર્થ–૫૧, પંચમ–૬૯, ષષ્ઠ–૬૬.

આ ગ્રંથમાં લક્ષણ અને ઉદાહરણ બંને ભામહનાં પોતાનાં રચેલાં છે. અપવાદરૂપે ત્રણેક ઉદાહરણ એમણે બીજેથી લીધાં છે અને ત્યાં તેમના કર્તાઓનો એમણે ઉલ્લેખ પણ કરેલો છે.

### કાવ્યપ્રયોજન

ભામહે કહ્યું છે કે સત્કાવ્યનું નિબંધન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો સિદ્ધ કરાવી શકે છે, કલાઓમાં વિચક્ષણતા પ્રાપ્ત કરાવી શકે છે તેમજ કીર્તિ અને આનંદ સંપડાવી શકે છે. ચતુર્વિધ પુરુષાર્થની સિદ્ધિ કોઈ પણ કાવ્યથી નહીં પણ સત્કાવ્યથી થાય એવી ચોખવટ આમાં જોઇ શકાય છે. કાવ્યનું પ્રયોજન આનંદ આપવાનું પણ છે એમ કહેનારા ભામહ પહેલા આલંકારિક છે. ભામહ પછીના આલંકારિકોએ આનંદની કાવ્યપ્રયોજનોમાં ગણના કરેલી છે, એટલું જ નહીં, આચાર્ય મમ્મટે તો એને 'સકલપ્રયોજન-મૌલિભૂત' કહ્યો છે.[૧૦]

### કાવ્યહેતુ

કાવ્યહેતુમાં ભામહે ક્રમશઃ પ્રતિભા, વ્યુત્પત્તિ અને અભ્યાસ એ ત્રણ ગણાવ્યાં છે. પ્રતિભાની મહત્તા અને વિરલતા એમણે નિસ્સંદિગ્ધપણે દર્શાવી છે : ગુરુના ઉપદેશથી જડબુદ્ધિ પણ શાસ્ત્રનું અધ્યયન કરી શકે છે, જ્યારે કાવ્ય તો કોઈક પ્રતિભાશાળીને સ્ફુરે તો સ્ફુરે, 'કોઇક પ્રતિભાશાળી' કહ્યા પછી 'સ્ફુરે તો સ્ફુરે' કહીને કવિકર્મની વિરલતાને ભારપુર્વક એમણે રજૂ કરી છે.

પ્રતિભાની અનિવાર્યતા દર્શાવ્યા પછી ભામહે અધ્યયનના ફલરૂપ વ્યુત્પત્તિનો મહિમા કર્યો છે. એમણે કહ્યું છે કે વ્યાકરણ, છંદ, કોશ, અર્થ, ઇતિહાસાશ્રિત

---

૯. षष्ट्या शरीरं निर्णीतं शतषष्ट्या त्वलङ्कृतिः ।
पञ्चाशता दोषदृष्टिः सप्तत्या न्यायनिर्णयः ॥ (६.६५)
षष्ट्या शब्दस्य शुद्धिः स्यादित्येवं वस्तुपञ्चकम् ।
उक्तं षड्भिः परिच्छेदैर्भामहेन क्रमेण वः ॥ (६.६६)

જુઓ, 'કાવ્યપ્રકાશ' ૧.૩ની વૃત્તિ

કથાઓ, લોકવ્યવહાર, તર્ક અને કલાઓ–આ બધાંનું કાવ્યરચના માટે મનન પૂર્વક અધ્યયન કરવું જોઈએ. પ્રતિભા શક્તિ છે, વ્યુત્પત્તિ નિપુણતા છે. વ્યુત્પત્તિ બે પ્રકારની હોય છે–શાસ્ત્રીય અને લૌકિક. શાસ્ત્રીય વ્યુત્પત્તિ અધ્યયન–મનનથી સિદ્ધ થાય છે, જ્યારે લૌકિક વ્યુત્પત્તિ લોકવ્યવહારના અવેક્ષણથી પ્રાપ્ત થાય છે. ભામહને બંને પ્રકારની વ્યુત્પત્તિ અભિમત છે તે એમનાં વચનો પરથી સમજાય છે.

એ પછી અભ્યાસની વાત એમણે કરી છે : શબ્દ અને અર્થની વિશિષ્ટ સમજ મેળવીને, તદ્વિદોની ઉપાસના કરીને અને અન્ય રચનાઓને વિલોકીને કાવ્યક્રિયામાં પ્રવૃત્ત થવું જોઈએ. શબ્દ અને અર્થના કવિના અભ્યાસની વિશેષતા એ છે કે પૃથગ્જનની પેઠે શબ્દ અને અર્થની સામાન્ય સમજ એણે મેળવવાની નથી પણ વિશિષ્ટ સમજ મેળવવાની છે. તદ્વિદોની ઉપાસના કરવાનું એટલા માટે સૂચવ્યું જણાય છે કે તેથી શબ્દ અને અર્થના પ્રયોગમાં વિવેકી બનાય; અને તેમ થાય તો જ ગુણોનો પુરસ્કાર અને દોષોનો તિરસ્કાર કરવાની દૃષ્ટિ મળે. ઉત્તમ રચનાઓનું વિલોકન પણ એ દૃષ્ટિએ ઉપકારક નીવડે એ નિઃસંશય છે. શ્રી દેવેન્દ્રનાથ શર્મા નોંધે છે કે મમ્મટાદિ છે કે કેટલાક અલંકારિકો પ્રતિભા, વ્યુત્પત્તિ અને અભ્યાસ ત્રણેને સંમિલિત રૂપે એમને કાવ્યહેતુ કહે છે; રાજ-શેખરાદિ કેટલાક આલંકારિકો એમ કહે છે કે પ્રતિભા એ મુખ્ય હેતુ છે અને વ્યુત્પત્તિ તથા અભ્યાસ તેનાં સંમાર્જક ઉપકરણો છે.[11] પ્રશ્ન પ્રધાનત્વ–ગૌણત્વનો છે, બાકી મોટા ભાગના આલંકારિકોએ ત્રણેયની આવશ્યકતા તો સ્વીકારેલી જ છે. આચાર્ય ભામહે જે ક્રમમાં ત્રણેનો વિચાર કર્યો છે, તે ક્રમ મહત્ત્વનો છે. સૌથી પહેલાં પ્રતિભા જોઇએ; એમ ન હોય તો નિપુણતા અને અભ્યાસ શા કામનાં ? ભામહે જ એક જગાએ કહ્યું છે કે અકવિનું શાસ્ત્રજ્ઞાન નિર્ધનના દાન જેવું, કાયરના અસ્ત્રકૌશલ જેવું અને અજ્ઞની પ્રગલ્ભતા જેવું છે. એટલે પ્રતિભા પહેલી. મમ્મટે પણ કહ્યું છે કે પ્રતિભા વિના કાવ્ય ન પ્રસવે, અને જો જન્મે તો તે ઉપસહનીય થાય.[12] ભામહે વ્યુત્પત્તિ અને અભ્યાસનું મહત્ત્વ ઓછું આંક્યું છે એવું નથી; પ્રતિભાની સરખામણીમાં એમને પાછળ મૂક્યાં છે. બાકી ત્રણેયની અનિવાર્યતા તો એમણે સ્વીકારેલી જ છે.

### કાવ્યલક્ષણ

ભામહ કહે છે કે શબ્દ અને અર્થનું સાહિત્ય તે કાવ્ય–शब्दार्थौ सहितौ काव्यम् । ભામહે બાંધેલી કાવ્યની આ વ્યાખ્યા જૂનામાં જૂની છે. કારણ કે

---

૧૧. 'ભામહ વિરચિત કાવ્યાલંકાર'; ભૂમિકા, પૃ. ૧૪

૧૨. જુઓ; કા. પ્ર. ૧.૩ની વૃત્તિ.

કાવ્યશાસ્ત્રના ઉપલબ્ધ ગ્રંથોમાં 'કાવ્યાલંકાર' સૌથી જૂનો ગ્રંથ છે એમ ઘણા ખરા વિદ્વાનોએ સ્વીકાર્યું છે આ વ્યાખ્યા પર આવતાં પહેલાં ભામહે ભૂમિકા બાંધી છે. ભામહે એમનાં સમયમાં અસ્તિત્વ ધરાવતા આલંકારિકોના બે વર્ગોનો નિર્દેશ કર્યો છે.[13] એમાંનો એક વર્ગ અર્થાલંકારવાદીઓનો હતો, બીજો શબ્દાલંકારવાદીઓનો. અર્થાલંકારવાદીઓ એમ માનતા હતા કે રૂપકાદિ અર્થાલંકારો જ કાવ્ય શોભાના અંતરંગ કારણભૂત છે, શબ્દાલંકારો નહીં, શબ્દાલંકારવાદીઓ એમ માનતા હતા કે અર્થાલંકારો બાહ્ય છે અને શબ્દાલંકારો જ કાવ્ય શોભાના ખરા તત્ત્વરૂપ છે. એમનું માનવું હતું કે શબ્દ પ્રથમ શ્રુતિ-ગોચર બને છે અને અર્થપ્રતિતિ તો તેને અનુસરે છે, સંજ્ઞા અને ક્રિયાદર્શક પદોની વિશિષ્ટ ઉત્પત્તિ (વ્યુત્પત્તિ)' દ્વારા શબ્દાલંકાર સિદ્ધ થાય છે. એટલે કે સંજ્ઞાદર્શક, ક્રિયાદર્શક વગેરે પદોના વિશિષ્ટ સન્નિવેશથી શબ્દાલંકાર સિદ્ધ થાય છે અને તે શબ્દસૌન્દર્ય–સૌશબ્દ્ય જ કાવ્ય છે એવું આ બીજો વર્ગ માનતો હતો. આ બંને છેડાના મતો વચ્ચે ભામહ સમન્વય સાધે છે, અને કહે છે કે અમને તો આ બંને ઇષ્ટ છે, કારણ કે એકલા શબ્દાલંકાર કે એકલા અર્થાલંકારથી કાવ્ય ન બને, કાવ્ય તો શબ્દ અને અર્થના સાહિત્યથી બને. ભામહે બાંધેલી આ કાવ્યવ્યાખ્યા છે એમ મનાતું આવ્યું છે, પણ ભામહ જેવા વિદ્વાન કાવ્યલક્ષણ બાંધતાં આવું અતિવ્યાપ્તિવાળું વિધાન પ્રયોજે એમ માનવા કેટલાક વિદ્વાનો તૈયાર નથી.[14] અને વાત સાચી છે, લોકવ્યવહારમાં વપરાતાં વાક્યોમાં પણ શબ્દ અને અર્થનો સહભાવ તો હોય જ છે. એટલે ભામહને એવો સ્થૂળ સહભાવ ઉદ્દિષ્ટ ન જ હોય. એક વિશેષ પ્રકારનો સહભાવ ભામહને અભિમત છે: એવો સહભાવ જે અદોષ હોય, સાલંકાર હોય, વક્રોક્તિ-યુક્ત હોય. આગળ જતાં ભામહ કહે છે કે वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचामलङ्कृतिः। અર્થાત્ વક્ર અર્થ અને વક્ર શબ્દવાળી ઉક્તિ જ વાણીની ઇષ્ટ અલંકૃતિ છે. શ્રી. દેવેન્દ્રનાથ શર્મા આને ભામહનું કાવ્યલક્ષણ કહેવા પ્રેરાયા છે. આપણે એમ કહીએ કે 'शब्दार्थौ सहितौ काव्यम् ।' એ કાવ્ય-લક્ષણ છે, પણ માત્ર એટલું કહીને જ ભામહ અટકી ગયા નથી. શબ્દ કેવો, અર્થ કેવો, સાહિત્ય કેવા

---

૧૩, છેક કુન્તક સુધી આવા આ વર્ગો રહ્યા હશે. જુઓ કુન્તક ; केषाञ्चिन्मतं कविकौशलकल्पितकमनीयातिशयः शब्द एव केवलं काव्यम् इति, केषाञ्चिद्वाच્યमेव रचनावैचित्र्यचमत्कारकारि काव्यम् इति ।

'વક્રોક્તિ જીવિત' ૧.૭ની વૃત્તિ

૧૪ દેવેન્દ્રનાથ શર્મા 'ભામહ વિરચિત કાવ્યાલંકાર'; ભૂમિકા, પૃ. ૫

પ્રકારનું એ બધા પ્રશ્નોની ચર્ચા આના અનુસંધાનમાં જ અમણે કરેલી છે. વક્ર શબ્દ અને વક્ર અર્થનું એવું સાહિત્ય એમને અભિપ્રેત છે જે અલંકાર એટલે કે કાવ્યસૌન્દર્ય બની રહે. આના અનુસંધાનમા અમણે વક્રોક્તિની ચર્ચા કરેલી છે.

## વક્રોક્તિ

કાવ્યના પ્રકારો દર્શાવ્યા પછી ભામહ કહે છે : युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते । (૧–૩૦) એટલે કે કાવ્યના બધા જ પ્રકારો વક્રસ્વભાવવાળી ઊક્તિથી યુક્ત હોવા જોઈએ. ભામહના કેટલાક ટીકાકારો એમ સમજાવે છે કે કાવ્ય વક્રોક્તિ અને સ્વભાવોક્તિ અલંકારોથી યુક્ત હોવું જોઈએ, પણ ભામહને અહીં એવો અર્થ અભિપ્રેત હોય એમ જણાતું નથી, કારણ કે તેઓ વક્રોક્તિ-વિહીન વાણીને તો કાવ્ય કહેતા જ નથી, સીધા સાદા કથનને તો તેઓ વાર્તા એટલે કે સમાચાર–રિપોર્ટિંગ કહે છે.[૧૫] આગળ જતાં તેઓ એમ પણ કહે છે કે કેટલાક કવિઓ તેજસ્વી મણિથી, ફળથી ઝૂકેલાં વૃક્ષોથી અને પ્રફુલ્લિત કુસુમોથી વાણીને અલંકૃત કરે છે; પણ આ બધાંથી તો અનુક્રમે આભૂષણ, ઉપવન, અને માળાની શોભા જ વધે છે, કાવ્યની શોભા નથી વધતી; વાણીની શોભા તો વક્રોક્તિથી જ જન્મે. (૫–૬૪, ૬૬)

ભામહને મન વક્રતા એ સર્વ અલંકારના મૂળમાં રહેલું કાવ્યનું જીવાતુભૂત તત્ત્વ છે. વક્રોક્તિનું લક્ષણ એમણે બાંધ્યું નથી. પણ અતિશયોક્તિની ચર્ચા વખતે કહ્યું છે : सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते। यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ॥ (૨.૮૫) બધી જ અતિશયોક્તિ વક્રોક્તિ છે. એના વડે અર્થનું વિભાવન થાય છે. કવિએ એ સિદ્ધ કરવા યત્ન કરવો જોઈએ. એના વિના અલંકાર કેવો ? અતિશયોક્તિ એટલે ભામહને મન, કોઈ કારણસર લોકોત્તર, અલૌકિક અર્થનો બોધ કરાવનાર વચન (૨.૮૧) એટલે કે જેમાં લોક વ્યવહારમાં પ્રયોજાતી વાણીથી જુદા પ્રકારની વાણી–deviated speech હોય. ભાષા વ્યવહારના સ્તરે ચાલતી ન હોય પણ એથી ભિન્ન અને ઊંચા સ્તરે હોય; અને એમાં અલૌકિક અર્થનો બોધ કરાવવાની ક્ષમતા હોય. આચાર્ય આનંદવર્ધને ભામહની આ કારિકા 'ધ્વન્યાલોક'માં ઉતારી છે[૧૬] અને કહ્યું કે,

---

૧૫. गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्त्तामेनां प्रचक्षते ॥ (૨.૮૭)

૧૬. જુઓ આનંદવર્ધન : तत्रातिशयोक्तिर्यमलङ्कारमधितिष्ठति कविप्रतिभावशात्तस्य चारुत्वातिशययोगोऽन्यस्यत्वलङ्कारमात्रतैवेति सर्वालङ्कारशरीरस्वीकरणयोग्यत्वेना भेदोपचारात्सैव सर्वालङ्काररूपेत्ययमेवार्थोऽवगन्तव्यः । 'ધ્વન્યાલોક', તૃતીય ઉદ્યોત.

લાટાનુપ્રાસ, દીપક, પ્રેયસ્, ઊર્જસ્વિ, સમાહિત, ઉદાત્ત વગેરેનાં લક્ષણ નથી આપ્યાં, માત્ર ઉદાહરણો જ આપ્યાં છે. હેતુ, સૂક્ષ્મ અને લેશનો માત્ર ઉલ્લેખ છે અને એમાં વક્રોક્તિ ન હોવાથી એમને અલંકાર ગણવા ભામહ રાજી નથી. એવું જ સ્વભાવોક્તિ માટે સમજી શકાય છે.

## અલંકાર અંતર્ગત રસ-ભાવચર્ચા.

'કાવ્યાલંકાર'માં એટલું તો અવશ્ય જોઈ શકાય છે કે ભામહને રસતત્ત્વની જાણ હતી. રસ, ભાવ વગેરેનો સમાવેશ એમણે રસવત્, પ્રેયસ્, ઊર્જસ્વિ અને સમાહિત અલંકારોમાં કર્યો છે.

પ્રેયસ્નું લક્ષણ એમણે બાંધ્યું નથી, પણ તેનું ઉદાહરણ આપ્યું છે: વિદુર પોતાને ત્યાં ભગવાન શ્રીકૃષ્ણ પધારે છે ત્યારે તેમનો સત્કાર કરતાં કહે છે કે, હે ગોવિન્દ ! મારા ઘરે આજે આપના આગમનથી મને જે આનંદ થયો છે તે સમય જતાં ફરીવાર આપના જ આગમનથી થશે. વિદુરની આ ઉક્તિમાં ભગવદ્વિષયક રતિ ભાવ રહેલો છે. દેવ, ગુરુ વગેરે પ્રત્યેની રતિને ભામહના પરવર્તી આલંકારિકોએ 'ભાવ' કહીને ઓળખાવેલી છે. માત્ર કાન્તા પ્રત્યેની રતિ જ શૃંગારની પદવીને પામે છે, એ સિવાયની દેવાદિ પ્રત્યેની રતિ ભાવકક્ષાએ રહે છે, એવું આનંદવર્ધન વગેરેએ સ્વીકારેલું છે.

રસવત્ અલંકારનું લક્ષણ બાંધતાં ભામહે કહ્યું છે કે, જેમાં શૃંગાર વગેરે રસોનું સ્પષ્ટ નિરૂપણ હોય તે રસવત્ અલંકાર છે. એનું ઉદાહરણ આપતાં કહ્યું છે કે, देवी समागमद्धर्ममस्करिण्यतिरोहिता ।[૨૧] તાતાચાર્યે દર્શાવ્યું છે કે આ સંદર્ભ 'કુમારસંભવ'નો છે. શંકરને પતિરૂપે મેળવવા માટે પાર્વતી તપસ્યા કરતાં હતાં ત્યારે તેમની પરીક્ષા લેવા માટે ભગવાન શંકર સંન્યાસીનું રૂપ છોડી દઈને મૂળરૂપે પ્રગટ થાય છે. શંકરને જોઈને પાર્વતી ન તો ચાલી જઈ શક્યાં કે ન તો ઊભાં રહી શક્યાં ! અહીં રતિભાવ વિભાવ–અનુભાવ–વ્યભિચારીભાવ વડે દર્શાવ્યો છે અને તે શૃંગારની પદવીને પામે છે, માત્ર ભાવકક્ષાએ રહેતો નથી.

ભામહે ઊર્જસ્વિનું પણ લક્ષણ આપ્યું નથી. માત્ર ઉદાહરણ જ આપ્યું છે: કર્ણે અર્જુન પર છોડેલું સર્પાસ્ત્ર જ્યારે પાછું આવ્યું ત્યારે એણે "હે શલ્ય, કર્ણ શું ફરીવાર લક્ષ્યસંધાન કરે છે ખરો !" એમ કહીને તેને દૂર કર્યું. આનો સંદર્ભ મહાભારતમાંથી છે. જ્યારે કર્ણે યુદ્ધમેદાનમાં અર્જુન

૨૧. જુઓ તાતાચાર્ય छद्ममस्करिण्यंतिरोहिते' इति त्वत्र पाठेन भाव्यम् । भामहीय-काव्यालंकारः પૃ. ૬૩.

તરફ સર્પાસ્ત્ર છોડયું ત્યારે એક નાગ એ બાણ પર આવીને બેસી ગયો. આ તે નાગ હતો જેની માતાને ખાંડવદહન વખતે અર્જુને મારી નાખી હતી. નાગ તેનું વેર લેવાની તક શોધતો હતો અને એવી તક આજે તેને મળી હતી. પણ ભગવાન શ્રીકૃષ્ણે સમય પારખીને રથ ઝુકાવ્યો તેથી બાણ અર્જુનનો મુગટ લઇને ગયું અને અર્જુન ઉગરી ગયો. બાણ પાછું આવ્યું ત્યારે નાગે કર્ણને ફરી એકવાર પ્રયત્ન કરી જોવા કહ્યું. કર્ણસારથિ શલ્ય પણ એનું સમર્થન કરે છે. ત્યારે કર્ણની આ ગર્વભરી ઉક્તિ છે કે, કર્ણ કોઇવાર ફરીથી લક્ષ્યસંધાન કરે છે ખરો ?[૨૨] આ ગર્વોક્તિ છે, એમાં ગર્વનો ભાવ વ્યક્ત થયો છે અને તેથી તે ઊર્જસ્વિ અલંકાર છે.

સમાહિતની બાબતમાં પણ લક્ષણ નહીં, ઉદાહરણ જ મળે છે : રાજ-મિત્ર'માં જણાવ્યું છે કે પૃથ્વી નક્ષત્રી કરવાને માટે પરશુરામે કમર કસી હતી ત્યારે એમના આરાધન અર્થે ક્ષત્રિયાણીઓ એમને મળવા જતી હતી ત્યાં રસ્તામાં જ એમને નારદ મળ્યા. આ પ્રસંગે ક્ષત્રિયાણીઓની ભાવદશાનું સૂચન છે. આચાર્ય વિશ્વનાથે કહ્યું છે કે 'સમાહિત ત્યારે રચાય જ્યારે ભાવ–પ્રશમ રસ કે ભાવના અંગરૂપ હોય.' આ સમાહિત અલંકાર પર આધારિત અલંકાર પાછળથી કેટલાક આલંકારિકોએ દર્શાવ્યો છે.

## અલંકારચર્ચા અને ધ્વનિતત્ત્વ

ભામહ ધ્વનિસિદ્ધાન્તથી જ્ઞાત હતા એમ કહેવું તો મુશ્કેલ છે, કારણ કે પ્રતીયમાન અર્થ વ્યંજનાગમ્ય છે કે કેમ અને વાચ્યાર્થને મુકાબલે તે ગૌણ છે કે પ્રધાન છે, એવી કોઈ ચર્ચા 'કાવ્યાલંકાર'માં મળતી નથી. પ્રતીયમાન અર્થનો સમાવેશ ભામહે અનેક અલંકારોમાં કરેલો છે અને અતિશયોક્તિની બધા અલંકારોની બાબતમાં પ્રતીયમાનતા એમણે સ્વીકારેલી છે. 'सैषा सर्वेव

---

૨૨. જુઓ મહાભારત–

न चापि ते बुबुधे सूतपुत्रो बाणे प्रविष्टं योगबलेन नागम् ।
ततोऽब्रवीन्मद्रराजो महात्मा वैकर्तनं प्रेक्ष्य हि संधितेषुम् ।
न कर्णग्रीवामिषुरेष लप्स्यते समीक्ष्य सन्धत्स्व शरं शिरोघ्नम् ॥
अथाब्रवीत्क्रोधसंदीप्तनेत्रो मद्राधिपं सूतपुत्रस्तरस्वी ।
न सन्धत्ते द्विः शरं शल्य कर्णो न मादृशा जिह्मयुद्धा भवन्ति ॥

(રોયની કલકત્તા આવૃતિ કર્ણપર્વ ૨૩,૨૪, ૨૫

વક્રોક્તિઃ'—એ ભામહનો શ્લોક 'ધ્વન્યાલોક'માં અંતશ્લોક તરીકે ટાંકીને એની વૃત્તિમાં આનંદવર્ધને અને તે અંગેની લોચનટીકામાં અભિનવગુપ્તે તેની નોંધ લીધેલી છે. સમાસોક્તિમાં બીજો અર્થ પ્રતીત થાય છે એવું ભામહે સ્પષ્ટપણે નોંધેલું છે[23] અને તે ઉપરાંત ઉદાત્ત, નિદર્શના, વિશેષોક્તિ વગેરેમાં પણ પ્રતીયમાન અર્થનો સ્વીકાર જોઈ શકાય છે.[24]

## કાવ્યભેદ

'કાવ્યાલંકાર'ના પ્રથમ પરિચ્છેદની ૧૬મી કારિકાથી જ ભામહે કાવ્યભેદની ચર્ચા શરૂ કરી છે. કાવ્ય એ શબ્દ અને અર્થનું સાહિત્ય છે એમ જણાવીને તેઓ કહે છે કે તે ગદ્યમાં પણ હોય અને પદ્યમાં પણ હોય. એ પછી ભાષાના આધારે કાવ્યના ત્રણ પ્રકારો એમણે કહ્યા છેઃ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ. એ પછી વિષયવસ્તુના આધાર પર ચતુર્વિધ ભેદ પાડયા છે–ખ્યાતવૃત્ત, કલ્પિત, કલાશ્રિત અને શાસ્ત્રાશ્રિત. કલાશ્રિત અને શાસ્ત્રાશ્રિત વસ્તુવાળાં કાવ્યોનાં ઉદાહરણો ભામહે આપ્યાં નથી, પણ ભટ્ટિકાવ્ય કે આચાર્ય હેમચંદ્રનું દ્વયાશ્રય-કાવ્ય શાસ્ત્રાશ્રિત વસ્તુવાળા કાવ્યનાં ઉદાહરણોરૂપે લઈ શકાય. એ પછી છેલ્લે સ્વરૂપ વિધાનના આધારે કાવ્યના પાંચ ભેદ એમણે કહ્યા છે – સર્ગબન્ધ, અભિનેયાર્થ, આખ્યાયિકા, કથા અને અનિબદ્ધ. આ પાંચ ભેદ આરંભમાં કહેલા ગદ્યપદ્ય ભેદના પ્રભેદ માત્ર છે. પદ્યના બે પ્રભેદ – સર્ગબન્ધ અને અનિબદ્ધ. ગદ્યના બે પ્રભેદ – કથા અને આખ્યાયિકા. મિશ્રભેદ તે અભિનેયાર્થ, જેમાં ગદ્ય અને પદ્યનું મિશ્રણ રહે છે. ભામહે ગદ્યપદ્યનો મિશ્રભેદ સ્પષ્ટપણે કહ્યો નથી, દંડીએ કહ્યો છે.[25]

નાયકની ઋદ્ધિ તેમાં અપેક્ષિત છે. તેમાં ચતુર્વર્ગનું પ્રતિપાદન હોય પણ મુખ્યત્વે અર્થરૂપી પુરુષાર્થનો ઉપદેશ હોય. તે લોકસ્વભાવ અને બધા રસોના પૃથક્ નિરૂપણથી[26] યુક્ત હોવું જોઈએ. વંશ, વીર્ય, વિદ્વત્તા વગેરે દ્વારા નાયકને પહેલો નિરૂપવો પણ તેનો વધ ન દર્શાવવો. કાવ્યનાયક આખા કાવ્યશરીરમાં વ્યાપી જવો જોઈએ અને તેને અભ્યુદયભાગી બનાવવો જોઈએ. જો એમ થાય તો જ આરંભમાં કરેલી તેની સ્તુતિ સાર્થક ઠરે. મહાકાવ્યનાં આ લક્ષણોમાં, જોઈ શકાશે કે, નાટ્યશાસ્ત્રના સિદ્ધાન્તોની સ્પષ્ટ છાયા પડેલી છે. નાટકની જેમ મહાકાવ્યને પણ પંચસંધિયુક્ત કહ્યું છે. રસનિરૂપણ અંગેનો વિચાર પણ નાટ્યશાસ્ત્ર સાથે સીધું અનુસન્ધાન દર્શાવે છે. રસો એક બીજાનો પ્રભાવ નષ્ટ ન કરે એવી રીતે નિરૂપાય એટલા માટે રસોનું પૃથક્ નિરૂપણ કરવાનું કહ્યું લાગે છે.

ભામહ એ પછી કહે છે કે નાટક, દ્વિપદી, શમ્યા, રાસક, સ્કન્ધક વગેરે અભિનેયાર્થ છે. બીજાઓએ એની વિસ્તારથી ચર્ચા કરી છે એમ કહીને ભામહે ઔચિત્યપૂર્વક મૌન સેવ્યું છે, કારણ કે નાટ્યશાસ્ત્રમાં આ અને બીજા અનેક પ્રકારોની સવિસ્તર ચર્ચા થયેલી છે. દ્વિપદી, શમ્યા વગેરે લોકરંગમંચીય રૂપક-પ્રકારો છે અને પછીથી, સંસ્કૃતનો પ્રભાવ પ્રાકૃતો પર વધતો જતાં, એ લુપ્ત-પ્રાય થતા ગયા હશે એવું અનુમાન ડૉ. દેવેન્દ્રનાથ શર્માએ કરેલું છે. અનુમાનનું કારણ દર્શાવતાં એમણે નોંધ્યું છે કે ભામહે જે થોડાક પ્રકારો અભિનેયાર્થના ગણાવ્યા તેમાં શમ્યા, દ્વિપદી વગેરેનો ઉલ્લેખ કર્યો એનો અર્થ એ કે એમના સમયમાં એ પ્રકારો ઘણા પ્રચલિત હશે, પણ એ પછી ધનંજય અને વિશ્વનાથે એ પ્રકારોની ચર્ચા જ કરી નથી. એ હકીકત દર્શાવે છે કે એ પ્રકારો લુપ્તપ્રાય થયા હશે.

આખ્યાયિકા અને કથાનાં લક્ષણો દર્શાવતાં ભામહ નોંધે છે કે આખ્યા-યિકા સંસ્કૃત ગદ્યમાં હોય; તેમાં શબ્દ અર્થ અને પદસંઘટના અક્લિષ્ટ તેમ જ શ્રુતિસુખદ હોય, એનો વિષય ઉદાત્ત હોય, એમાં વિભાજન 'ઉચ્છ્વાસ' નામે કરવામાં આવે, નાયક પોતે જ પોતાનું વૃત્તાંત કહે, યથાસમય વક્ત્ર અને અને અપરવક્ત્ર છંદો દ્વારા ભાવિ ઘટનાઓનું એમાં સૂચન થાય, ક્યારેક

---

૨૬. તાતાચાર્ય આ પ્રમાણે સમજૂતી આપે છે:

सकलैः रसैश्च युक्तम् । न त्वेकेनैव रसेन । तैश्च कथंभूतैः । पृथक् । असं-कीर्णवृत्तिभिरित्यर्थः । — भामहीयः काव्यालङ्कारः पृ. १०

ક્યારેક કવિના અભિપ્રાયરૂપ કથનોથી તે અંકિત હોય અને તેમાં કન્યાહરણ, યુદ્ધ, વિપ્રલંભ શૃંગાર, નાયકનો અભ્યુદય વગેરેનું નિરૂપણ હોય. કથામાં વક્ત્ર-અપરવક્ત્ર છંદ ન હોય, 'ઉચ્છ્વાસ' ન હોય, તે સંસ્કૃત પ્રાકૃત કે અપભ્રંશમાં પણ રચાય, કથા નાયકમુખે નહીં પણ અન્ય દ્વારા કહેવાયેલી હોય. ભામહે અહીં નોંધ્યું છે કે કોઈ અભિજાત વ્યક્તિ પોતાના જ ગુણની વાત સ્વમુખે તો કેમ કરીને કહે? પણ આખ્યાયિકાનો નાયક સ્વમુખે પોતાની વાત કરે છે ત્યાં તે અભિજાત નથી, એમ જ માનવાનું રહે ને? ભામહે અહીં ખોટો તર્ક લડાવ્યો લાગે છે. કારણ કે નાયક પોતે કહે કે અન્ય કહે એ નિરૂપણરીતિનો ભેદ છે. એનો સંબંધ આભિજાત્ય સાથે નથી. આચાર્ય દંડીનું આખ્યાયિકા–કથાનું નિરૂપણ ભામહ કરતાં જુદા જ દૃષ્ટિકોણવાળું છે.[૨૭] આથી કેટલાંક એવું માનવા પ્રેરાયા છે કે દંડીએ ભામહના મતનું ખંડન કર્યું છે. બનવાજોગ છે કે દંડી કોઈ ભિન્ન વિચારધારાનું પ્રતિનિધિત્વ પણ કરતા હોય. ભામહે કથા–આખ્યાયિકાનાં જે ભેદક લક્ષણો તારવ્યાં છે, તેમાં મોટા ભાગનાં તો બાહ્ય છે એ જોઈ શકાશે. ગદ્યકાવ્યના અનેક ભેદો પછીથી નિરૂપાયા છે. આચાર્ય આનંદવર્ધને પરિકથા, સકલકથા અને ખંડકથા

---

૨૭ अपादः पदसन्तानो गद्यमाख्यायिका कथा ।
इति तस्य प्रभेदौ द्वौ तयोराख्यायिका किल ॥२३॥
नायकेनैव वाच्यान्या नायकेनेतरेण वा ।
स्वगुणाविष्क्रियादोषो नात्र भूतार्थशंसिनः ॥२४॥
अपि त्वनियमो दृष्टस्तत्राप्यन्यैरुदीरणात् ।
अन्यो वक्ता स्वयं वेति कीदृग् वा भेदलक्षणम् ॥२५॥
वक्त्रं चापरवक्त्रं च सोच्छ्वासत्वं च भेदकम् ।
चिह्नमाख्यायिकायाश्चेत्प्रसङ्गे न कथास्वपि ॥२६॥
आर्यादिवत् प्रवेशः किं न वक्त्रापरवक्त्रयोः ।
भदेश्च दृष्टो लम्भादिरुच्छ्वासो वास्तु किं ततः ॥२७॥
तत् कथाऽऽख्यायिकेत्येका जातिः संज्ञाद्वयाङ्किता ।
कन्याहरणसंग्रामविप्रलम्भोदयादयः ।
सर्गबन्धसमा एव नैते वैशेषिका गुणाः ॥२९॥
कविभावकृतं चिह्नमन्यत्रापि न दुष्यति ।
मुखमिष्टार्थसंसिद्धौ किं हि न स्यात् कृतात्मनाम् ॥३०॥
'કાવ્યાદર્શ', પ્રથમ પરિચ્છેદ.

એવા ભેદ કહ્યા છે, તો આચાર્ય હેમચન્દ્ર આખ્યાન, નિદર્શન, પ્રવહ્લિકા, મતલ્લિકા, મણિકુલ્યા, પરિકથા, ખંડકથા, સકલકથા, ઉપકથા, બૃહત્કથા એવા ભેદો નોંધે છે.

ગુણચર્ચા

'કાવ્યાલંકાર'ના દ્વિતીય પરિચ્છેદમાં ભામહે ગુણચર્ચા કેટલી છે. આ ચર્ચા અત્યંત સંક્ષેપમાં, માત્ર ત્રણ કારિકાઓમાં જ, છે. આને કારણે એમની ગુણ અંગેની વિભાવના કેવી હશે તે બહુ સ્પષ્ટપણે જાણી શકાતું નથી. ગુણોનું કાવ્યમાં શું સ્થાન છે, કાવ્યનાં અન્ય તત્ત્વો સાથે એમનો કેવો સંબંધ છે. વગેરે પ્રશ્નો, આ કારણે, અનુત્તરિત રહે છે. શ્રી સુશીલકુમાર દે તો એમ કહે છે કે ભામહે ગુણોનાં લક્ષણ નથી આપ્યાં, પણ તેમનું વર્ણન કરેલું છે. શક્ય છે કે વામનમાં ગુણ–રીતિનો જેવો અને જેટલો મહિમા છે તેવો અને તેટલો મહિમા ભામહને અભીષ્ટ ન પણ હોય, કારણ કે એમને મન તો વક્રતા જ કાવ્યનું જીવાતુભૂત તત્ત્વ છે. દંડી–વામન વગેરે જેને એક યા બીજી રીતે અનુસરતા હોય એવી કાવ્યતત્ત્વ વિચારણાની કોઈ અન્ય ધારા સમાન્તરે વહી રહી હોય એ શક્ય છે. એટલે ભામહ, તે ધારાના આચાર્યોએ મહત્ત્વનાં ગણેલાં કાવ્યતત્ત્વોનો ઉલ્લેખ કરે છે ખરા, પણ તેની વિશેષ ચર્ચામાં ઉતરતા નથી.

ભામહ કહે છે કે મેધાવીએ પોતાના કાવ્યમાં માધુર્ય અને પ્રસાદની વાંછના કરતાં, સમાસયુક્ત પદો કાવ્યમાં પ્રયોજતા નથી. કેટલાક ઓજસ ગુણની વાંછના કરીને ઘણાં પદોના સમાસો પ્રયોજે છે. કાવ્ય જ્યારે શ્રવ્યત્વનો ગુણ ધરાવતું હોય ત્યારે અને એમ જ્યારે અર્થ 'અતિસમસ્ત' ન હોય ત્યારે તે 'મધુર' કહેવાય છે. જે કાવ્યમાં વિદ્વાનોથી માંડી સ્ત્રીઓ અને બાળકોને પણ અર્થની પ્રતીતિ થાય ત્યારે તે કાવ્યમાં 'પ્રસાદ' ગુણ રહેલો છે એમ માનવું. આના પરથી આપણે જોઈ શકીએ છીએ કે કાવ્યમાં સમાસના અલ્પત્વ કે અનલ્પત્વને કારણે અર્થપ્રતીતિમાં થતી અનુકૂળતા કે પ્રતિકૂળતાને ધ્યાનમાં લીધી છે. ટૂંકમાં, ભામહે માધુર્યમાં શ્રવ્યત્વ અને અનતિસમસ્તત્વ, ઓજસમાં સમાસબહુલત્વ અને પ્રસાદમાં અર્થસુલભત્વ તેમજ અનતિસમસ્તત્વને ગણાવ્યાં છે.

ભામહે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ જ ગુણોની નોંધ લીધી છે. ભામહની પહેલાં આચાર્ય ભરતે દસ ગુણોનો સ્વીકાર કર્યો હતો. ભામહના ઉત્તર સમકાલીન કે પરવર્તી દંડીએ દસ ગુણો અને એમની પછીના
દસ અને દસ વિપરીત એમ ગુણોનો અને એમની યે પછીના ભોજરાજે

લીસ ગુણોનો સ્વીકાર કર્યો છે. ગુણોની સંખ્યા આમ વધતી જતી જણાય છે, પણ આચાર્ય આનંદવર્ધને રસ-ધ્વનિના ઉપલક્ષ્યમાં એને મર્યાદિત કરી છે. ભામહે આમ ત્રણ ગુણો જ ગણાવ્યા તેનું કારણ શું હોઈ શકે ? બનહટ્ટી અને ડૉ. રાઘવને આ સંબંધમાં કહ્યું છે કે અલંકારશાસ્ત્રના તે વખતે ભિન્ન ભિન્ન સંપ્રદાયો અસ્તિત્વમાં હતાં અને એમાંના એકનું અનુસરણ ભામહમાં દેખાય છે જેમાં ગુણસંખ્યા ત્રણ હતી, બીજાનું અનુસરણ દંડી વગેરેમાં દેખાય છે જેમાં ગુણસંખ્યા દસની હતી. શ્રી નારાયણ બનહટ્ટીએ આ બંને સંપ્રદાયોને ક્રમશ: કાશ્મીરી અને વૈદર્ભ કહેલા છે.

## ભાવિકત્વ

ભામહે માધુર્ય, ઓજસ અને પ્રસાદ ગુણોની ચર્ચા કરી છે, પણ ત્યાં એમણે 'ગુણ' શબ્દ પ્રયોજ્યો નથી. 'કાવ્યાલંકાર'માં માત્ર એક જ જગાએ 'ગુણ' શબ્દ પ્રયોજાયો છે અને તે 'ભવિકત્વ'ની ચર્ચા વખતે. ભાવિકત્વની ચર્ચા ભામહે અલંકારોની ચર્ચાના અંતભાગમાં કરેલી છે અને કહ્યું છે ભાવિકત્વને પ્રબંધવિષયક ગુણ કહે છે, જેમાં ભૂત અને ભાવિ અર્થો પ્રત્યક્ષ જેવા દેખાય છે.[૨૮] ભામહે ભાવિકત્વને 'ગુણ' કહ્યો છે, પણ એનો સમાવેશ એમણે 'અલંકાર'માં કર્યો છે : भाविकत्वं च निजगुरलङ्कारं सुमेधसः ।[૨૯] સર્જનાત્મક કૃતિમાં કવિદૃષ્ટિ ભૂત અને ભાવિના અર્થોને પ્રત્યક્ષ જેવા દર્શાવી શકે છે; એટલે કે વાચકની નજર સમક્ષ બધું બનતું જતું દેખાય છે.[૩૦] સમગ્ર પ્રબંધમાં વ્યાપેલો આ સૌન્દર્યસિદ્ધાન્ત છે, aesthetic principle છે[૩૧] એ શબ્દગત નથી, વાક્યગત નથી, પણ સમસ્ત પ્રબંધગત છે. તરુણવાચસ્પતિ કહે છે : प्रबन्धव्याप्तो गुण: । એટલે કે એકદેશી નથી, સર્વાશ્લેષી છે. 'જયમંગલા' અનુસાર અનુસાર ભટ્ટિકાવ્યનો બારમો સર્ગ ભાવિકત્વનું ઉદાહરણ પૂરું પાડે છે.

ભામહે સામાન્ય અલંકારોથી જુદો તારવવા ભાવિકત્વને 'ગુણ' કહ્યો છે, પણ પ્રચલિત ગુણોમાં એ આવી શકે તેમ ન લાગવાથી તેને અલંકારવર્ગમાં

---

૨૮. કાવ્યાલંકાર' (૩.૫૩)
૨૯. 'કાવ્યાલંકાર' (૩.૪)
૩૦. વિશેષ ચર્ચા માટે જુઓ ડૉ. વી. રાઘવનનો ગ્રંથ 'Some Concepts of Alamkara Śastra' (બીજી આવૃત્તિ ૧૯૭૩. પૃ. ૧૩૧)
૩૧. જુઓ S. K. De નો ગ્રંથ 'Some Problems of Sanskrit Poetics' (૧લી આવૃત્તિ ૧૯૫૯) પૃ. ૫૪

એ મૂકી વિશિષ્ટ સ્થાન આપ્યું છે. ભાવિકત્વને 'અલંકાર'ના વ્યાપક અર્થમાં, કૃતિગતસૌન્દર્યના અર્થમાં જ સમજી શકાય. પ્રતિહારેન્દુરાજ એને રસોના સ્પષ્ટ નિરૂપણ સાથે સાંકળે છે.[૩૨]

ભાવિકત્વ શી રીતે સિદ્ધ થઈ શકે ? એટલે કે એમાં કયાં કયાં લક્ષણો હોવાં જોઈએ ? ભામહે ત્રણ નોંધ્યાં છે : (૧) चित्रोदात्ताद्भुतार्थत्वं; (૨) कथायाः स्वभि-(કે वि-)नीतता અને (૩) शब्दानाकुलता. પહેલા લક્ષણમાં ભામહને એમ કહેવું સમજાય છે કે અર્થો અદ્ભુત–ચમત્કારજનક, ઉદાત્ત હોવા જોઈએ અને ચિત્રાત્મક કે મૂર્તરૂપે રજૂ થયેલા હોવા જોઈએ; બીજામાં कथायाः स्वविनीतता પાઠ 'જયમંગલા' સ્વીકારે છે. એનો અર્થ એ કે કથા રસળતી આગળ વધવી જોઈએ, એમાં કોઈ અન્તરાય ન નડવો જોઈએ કે સંદિગ્ધતા ન વરતાવી જોઈએ. ત્રીજા લક્ષણમાં એવું અભિપ્રેત લાગે છે કે શબ્દો એવા અને એવી રીતે પ્રયોજવા જોઈએ કે વિચારોનું ગ્રહણ સરળતાથી થઈ શકે. આ ભાવિકત્વ પાછળથી 'ભાવિક' નામે પણ ઓળખાયો છે. આચાર્ય દંડી ભાવિકત્વને પ્રબંધવિષયક ગુણ કહે છે, પણ એ સિવાયના લક્ષણોમાં ભામહથી તેઓ જુદા પડે છે.[૩૩]

## માર્ગવિચારણા

ભામહે 'માર્ગ' કે 'રીતિ' શબ્દનો પ્રયોગ કર્યા વિના વૈદર્ભ અને ગૌડીય માર્ગોની ચર્ચા કરી છે. એમના જમાનામાં એ બે ભેદો જ વિશેષ પ્રચલિત હશે. એમાંથી કેટલાક વૈદર્ભને જ શ્રેષ્ઠ માનતા હતા અને ગૌડીયને શ્રેષ્ઠ માનવા તૈયાર નહોતા. આવી પરિસ્થિતિની ટીકા કરતાં ભામહ કહે છે કે આવા ભેદ પાડવા અર્થહીન છે. તેઓ પ્રશ્ન પૂછે છે કે, આ વૈદર્ભ અને આ ગૌડ – એવા

---

૩૨. स्वभिनीततेत्यभिनयादिद्वारेण शृंगारादिरससंवलितत्वं चतुर्वर्गोपायस्य उक्तम् ।
('કાવ્યાલંકાર સારસંગ્રહ', સં. બનહટ્ટી, ૧૯૨૬ પૃ. ૮૦)

૩૩. भाविकं तमिति प्राहुः प्रबन्धविषयं गुणम् ।
भावः कवेरभिप्रायः काव्येष्वस्य व्यवस्थितिः ।
परस्परोपकारित्वं सर्वेषां वस्तुपर्वणाम् ।
विशेषणानां व्यर्थानामक्रियास्थानवर्णना ॥
व्यक्तिरुक्तिक्रमबलाद् गम्भीरस्यापि वस्तुनः ।
भावायत्तमिदं सर्वमिति तद्भाविकं विदुः ॥
કાવ્યાદર્શ, દ્વિતીય પરિચ્છેદ, ૩૬૩–૬૫

ભેદ પાડવા શક્ય છે? જે અર્થસભર, સાલંકાર, અગ્રામ્ય, ન્યાય્ય અને અનાકુલ હોય એવું ગૌડીય કાવ્ય, જેમાં માત્ર કર્ણમધુર પદાવલી જ હોય અને ન હોય વક્રોક્તિ કે ન હોય અર્થસૌષ્ઠવ એવા વૈદર્ભમાર્ગના કાવ્ય કરતાં શ્રેષ્ઠ હોઈ શકે છે. એટલે બુદ્ધિહીન લોકો જ ગતાનુગતિક ન્યાયે વૈદર્ભને શ્રેષ્ઠ અને ગૌડીયને હીન ગણે છે. તેઓ કહે છે કે 'અશ્મકવંશ' જેવી રચનાઓ વૈદર્ભ કહેવાઈ છે. તો ભલે કહેવાતી. નામકરણ એ તો યદૃચ્છાવ્યાપાર છે.

આના ઉપરથી જોઈ શકાશે કે ગતાનુગતિકન્યાયે કોઈને શ્રેષ્ઠ અને કોઈને હીન કહેવાનું ભામહ ચલાવી લેતા નથી. એમનું તો સ્પષ્ટ કહેવું છે કે, જેમાં અર્થસૌષ્ઠવ, વક્રોક્તિ વગેરે હોય તે રચના જ કાવ્ય ગણાવાને પાત્ર, એ સિવાયની રચના અકાવ્ય. પ્રદેશભેદે માર્ગભેદ જેવી સ્થૂલ વ્યવસ્થા પણ એમને માન્ય નથી, એ સમજી શકાય એમ છે.

## દોષચર્ચા

કાવ્ય દોષરહિત હોવું જોઈએ, એવો આગ્રહ બધા જ આલંકારિકોએ રાખેલો છે. મમ્મટ વગેરેમાં તો કાવ્યલક્ષણ 'अदोषौ'થી શરૂ થાય છે. ભામહે અદોષતાનું મહત્ત્વ દર્શાવતાં કહ્યું છે કે એક પણ દુષિત પદનો પ્રયોગ ન થઈ જાય તેનું સર્વપ્રકારે ધ્યાન રાખવું. જોઈએ, કારણ કે હીનલક્ષણ કાવ્ય કુપુત્રની જેમ નિંદાય છે.[૩૪] આગળ વધીને તેઓ કહે છે કે, અકવિત્વથી ન તો અધર્મ ન તો વ્યાધિ કે ન તો દંડ થાય છે; પણ કુકવિત્વને તો મનીષીઓ સાક્ષાત્ મરણ કહે છે.

ભામહે 'કાવ્યાલંકાર'માં દોષચર્ચા લંબાણપૂર્વક કરેલી છે. ગ્રંથમાં એમણે ત્રણ સ્થળે દોષચર્ચા કરેલી છે. પ્રથમ પરિચ્છેદમાં નેયાર્થ, ક્લિષ્ટ, અન્યાર્થ, અવાચક, અયુક્તિગત્ અને ગૂઢશબ્દાભિધાનની સાથે શ્રુતિદુષ્ટ, અર્થદુષ્ટ, કલ્પનાદુષ્ટ અને શ્રુતિકષ્ટ. અહીં ક્લિષ્ટ અને ગૂઢશબ્દાભિધાનનાં લક્ષણ આપ્યાં છે પણ ઉદાહરણો નથી આપ્યાં. એથી ઊલટું, શ્રુતિદુષ્ટ અને શ્રુતિકષ્ટનાં ઉદાહરણો આપ્યાં છે, લક્ષણો નથી આપ્યાં.

---

૩૪ જુઓ દંડી–

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथञ्चन ।
स्याद् वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥

આચાર્ય રામચંદ્ર મિશ્ર સંપાદિત 'કાવ્યદર્શ' (૧.૭)

એ પછી દ્વિતીય પરિચ્છેદમાં ઉપમા અલંકારના નિરૂપણ પછી સાત ઉપમા દોષોની ચર્ચા છે. આ દોષો તે હીનતા, અસંભવ, લિંગભેદ, વચનભેદ, વિપર્યય, ઉપમાનાધિકત્વ અને અસદશતા. આ દોષો મેધાવીએ કહ્યા છે- એમ ભામહ જણાવે છે.[૩૫]

એ પછી ચોથા અને પાંચમા પરિચ્છેદોમાં દોષચર્ચા વિગતે કરેલી છે. અહીં ગણાવેલાં દોષોમાં અપાર્થ, વ્યર્થ, એકાર્થ, સસંશય, અપક્રમ, શબ્દહીન, યતિભ્રષ્ટ, ભિન્નવૃત્ત, વિસન્ધિ, દેશ–કાલ–કલા–લોક–ન્યાય–આગમ–વિરોધી અને પ્રતિજ્ઞા–હેતુ–દષ્ટાન્ત–હીનનો સમાવેશ કર્યો છે.

નેયાર્થ તે જેમાં અર્થ મુશીબતે બળપૂર્વક તારવવો પડે; ક્લિષ્ટ તે જેના અથગ્રહણમાં વ્યવધાન આવે; અન્યાર્થમાં મૂળ અર્થની અનુપલબ્ધિ હોય; અવાચક ત્યાં આવે જ્યાં વાચ્યાર્થની પ્રતીતિને માટે એવા શબ્દનો પ્રયોગ થયો હોય જે તે અર્થમા પ્રચલિત ન હોય. અયુક્તિમત્‌માં વાદળ, પવન, ચન્દ્ર વગેરેને દૂતત્વ સોંપવાથી જે લોકવિરુદ્ધ વિગત પ્રવેશે તેનો સમાવેશ થાય.[૩૬] ગૂઢશબ્દાભિધાનનોઅર્થ તો સ્પષ્ટ છે.[૩૭] શ્રુતિદુષ્ટ દોષમાં સાંભળવાથી અસભ્ય અર્થ પણ મનમાં જન્મે, એટલે કે એમાં એવા શબ્દનો પ્રયોગ હોય જે શબ્દના બે અર્થ થતા હોય અને બીજો અર્થ અસભ્ય હોય. ભામહે એવા કેટલાક

---

૩૫. 'કાવ્યાલંકાર', ભામહ; ૨.૪૦

૩૬. ભામહે 'મેઘદૂત' જેવાં ઉદાહરણોને ધ્યાનમાં રાખીને, કદાચ, અંતે આમ કહ્યું છે :

यदि चोत्कण्ठया यत्तदुन्मत्त इव भाषते ।
तथा भवतु भूम्नेयं सुमेधोभिः प्रयुज्यते ॥१४४॥

૩૭, એનુ ઉદાહણ ભામહે આ આપ્યું છે :

असितर्तितुगाद्रिच्छित्स्वःक्षितां पतिरद्विदृक् ।
अमिद्भिः शुभ्रदृग्दृष्टैर्द्विषो जेघ्नीयिषीष्ट वः ॥१४६

असित (કાળો) ऋति (માર્ગ) જેનો છે તે અગ્નિ. तुक् એટલે સંતાન. અગ્નિના પુત્ર કાર્તિકેય. अद्रिच्छित् એટલે પર્વતને છેદનાર. स्वः=સ્વર્ગ. क्षित् એટલે રહેનાર. સ્વર્ગમાં રહેનાર દેવો. તેમનાં પતિ. द्विदृक्=બે આંખ, अद्विदृक् એટલે જેમની આંખો બે નથી તેવા, એટલે કે ષણ્મુખ હોવાથી બાર આંખોવાળા. अमिद्भिः જેમાં સ્નિગ્ધતા નથી તેવી એટલે કે રુક્ષ આંખો વડે. वः द्विषः એટલે તમારા શત્રુઓનો जेघ्नीयिषीष्ट એટલે પૂર્ણપણે નાશ કરો. ગૂઢ શબ્દાભિધાનનું આ નોંધપાત્ર ઉદાહરણ છે.

શબ્દો નોંધ્યા છે, જેમકે વિટ્, વર્ચસ, કિલન્ન વગેરે.[૩૮] અર્થદુષ્ટ દોષ ત્યારે આવે જ્યારે શબ્દ સાંભળ્યા પછી એનો અર્થ વિચારતાં અસભ્ય અર્થનો બોધ થાય. શ્રુતિદુષ્ટ અને અર્થદુષ્ટ વચ્ચે ભેદ એ છે કે શ્રુતિદુષ્ટમાં સાંભળવા માત્રથી અસભ્ય અર્થની પ્રતીતિ થાય, જ્યારે અર્થદુષ્ટમાં સાંભળ્યા પછી અર્થગ્રહણ બાદ એની પ્રતીતિ થાય. કલ્પનાદુષ્ટમાં બે પદોના અનાયાસ ભેગા થવાથી તેમાંથી અસુભગ કે અશ્લીલ અર્થ નીકળતો હોય.[૩૯] શ્રુતિદુષ્ટમાં સાંભળતાં કષ્ટ પડે, કર્કશતાનો અનુભવ થાય. શ્રુતિદુષ્ટ. અર્થદુષ્ટ, કલ્પનાદુષ્ટ અને શ્રુતિકષ્ટ એ ભાષાને લગતા દોષો છે.

જે દોષમાં પદગત કે વાક્યગત અર્થ બેસે, પણ સમગ્રનો અર્થ ન બેસે તે અપાર્થક દોષ છે; વ્યર્થમાં પૂર્વાપર અર્થમાં વિરોધ પોષ; એકાર્થમાં પુનરુક્તિદોષ હોય છે. એમાં પુનરુક્તિ શબ્દની હોઈ શકે અને અર્થથી પણ હોઈ શકે; સાધારણ ધર્મોને સાંભળવામાં અને વિશેષ ધર્મોને ન સાંભળવામાં જે જ્ઞાન અનિશ્ચિત રહે તેને સંશય કહે છે, અને એવા સંશયને જન્મ આપનાર વચનને સસંશય કહેવામા આવે છે; ક્રમમાં જ્યારે વિપર્યય થાય ત્યારે અપક્રમ દોષ સંભવે છે; વ્યાકરણને અસંમત પ્રયોગ જ્યારે કરવામાં આવે ત્યારે શબ્દહીન દોષ થામ છે. છંદ:શાસ્ત્ર અનુસાર યતિસ્થાન જ્યાં ન જળવાતુ હોય ત્યાં યતિભ્રષ્ટ દોષ આવે છે. છંદોમાં, અક્ષરમેળ છંદોમાં લઘુ–ગુરુનાં નિયતસ્થાનો ન જાળવીને લઘુને સ્થાને ગુરુ અને ગુરુને સ્થાને લઘુ વર્ણો પ્રયોજાયા હોય ત્યાં અથવા તો માત્રામેળમાં માત્રાસંખ્યા અનિશ્ચિત થતી હોય ત્યાં ભિન્નવૃત્ત દોષ સંભવે છે. જ્યાં સન્ધિ થઈ શકતી હોય ત્યાં ન કરવાથી વિસન્ધિ દોષ જન્મે છે. જે પ્રદેશમાં જે વસ્તુ ન થતી હોય ત્યાં તે થતી હોય એમ દર્શાવવાથી દેશવિરોધી દોષ જન્મે છે; જેમકે, મલય પર્વત પર દેવદારુની ઉત્પત્તિ ન દર્શાવી શકાય, કારણ કે તે તો હિમાલયમાં અમુક ઊંચાઇએ જ થાય છે. અમુક કાળમાં થતી વસ્તુને કાલાન્તરે દર્શાવવાથી કાલવિરોધી દોષ આવે છે. કલાના નિયમોથી વિરુદ્ધ વર્ણન જ્યાં હોય ત્યાં કલાવિરોધી દોષ આવે છે. સ્થાવર અને જંગમ એવી લોકની જે પ્રસિદ્ધ રીતિનીતિ છે તેનો કાવ્યમાં એ પ્રમાણે

---

૩૮ 'विट्' ના બે અર્થો (૧) વૈશ્ય (૨) વિષ્ટા. ધર્ષિત ના બે અર્થો (૧) અપમાનિત (૨) બળાત્કાર. આવા ૧૯ શબ્દો ભામહે આપ્યા છે.

૩૯. ઉદાહરણરૂપે शौर्याभरण આમાં 'शौर्य' અને 'आभरण' શબ્દો છે. પણ બંને ભેગા થવાથી 'याभ' થાય છે જે મૈથુનનો વાચક છે.

જ ઉલ્લેખ થવો જોઇએ; એમ ન થાય તો લોકવિરોધી દોષ આવે. ધર્મ-અર્થ-કામ એ ત્રણ અર્થોનું નિરૂપણ કરનારાં શાસ્ત્રો અને દંડનીતિ ન્યાય કહેવાય છે; એ ન્યાયનો વિરોધી દોષ તે ન્યાયવિરોધી. ધર્મશાસ્ત્રો તથા એમના દ્વારા નક્કી થયેલી લોકમર્યાદાને આગમ કહે છે. એમના નિયમોનો ભંગ તે આગમવિરોધી દોષ. પ્રતિજ્ઞાવિરોધી દોષોમાં ભામહે તદર્થવિરોધિની, હેતુ-વિરોધિની, સિદ્ધાન્તવિરોધિની, સર્વાગમવિરોધિની, પ્રસિદ્ધધર્મા, પ્રત્યક્ષબાધિની દોષો ગણાવ્યા છે. એ પછી હેતુહીન અને દૃષ્ટાન્તહીન દોષોની ચર્ચા કરેલી કરેલી છે. દંડી એને મહત્ત્વ આપતા નથી. તેઓ કહે છે–

મેધાવીએ જણાવેલા સાત ઉપમાદોષો ભામહે દર્શાવ્યા છે તેમાં ઉપમાને આપેલું મહત્ત્વ જણાઇ આવે છે, કારણ કે અલંકારદોષો એમણે નોંધેલા નથી. અનેક અલંકારોના પાયામાં ઉપમા રહેલી છે એટલે તેનું મહત્ત્વ સ્વયંસ્પષ્ટ છે.

ભામહે દોષોનો વિચાર કરતાં આશ્રયસૌન્દર્યનો પણ વિચાર કરેલો છે અને બે સુંદર ઉદાહરણો દ્વારા આશ્રયસૌન્દર્યનો સિદ્ધાન્ત સ્પષ્ટ કરેલો છે. તેઓ કહે છે કે, સંનિવેશની વિશેષતાને કારણે પુષ્પમાલાની વચ્ચે વચ્ચે ગૂંથેલાં નીલ પલાશપર્ણોની જેમ સદોષ ઉક્તિઓ પણ શોભે છે. અને કમનીય સ્ત્રીના લોચનમાં અંજાયેલી મેંશની જેમ ક્યાંક આશ્રયનાં સૌન્દર્યને કારણે પણ દોષ રમણીયતા કરે છે. પહેલા ઉદાહરણમાં સંદર્ભનું અને બીજામાં આશ્રયનું મહત્ત્વ અંકાયું છે. આનો અર્થ એ થયો કે કેટલાક દોષો નિત્ય હોય છે જ્યારે કેટલાક અનિત્ય હોય છે.

ભામહે દોષચર્ચામાં માત્ર ભાષાગત દોષોની જ નહીં પણ વ્યાકરણગત અને ન્યાયગત દોષોની પણ ચર્ચા કરેલી છે. કોઈને એમ લાગે કે વ્યાકરણગત અને ન્યાયગત દોષોની આ ગ્રંથમાં અભિપ્રાયતા કેટલી ? વિચારતાં જણાશે કે કાવ્યાસ્વાદમાં જે કંઈ વિઘ્નકર બની શકે તેનો દોષરૂપે ભામહે વિચાર કર્યો છે; અને એ વિસ્તૃત સંદર્ભમાં એમણે વ્યાકરણગત અને ન્યાયગત દોષો ચર્ચ્યા છે.

## પૂર્વપરંપરા

આચાર્ય ભામહનો 'કાવ્યાલંકાર' ગ્રંથ કાવ્યશાસ્ત્રના ઉપલબ્ધ ગ્રંથોમાં જૂનામાં જૂનો છે એ વાત સાચી, પણ એ એક સમૃદ્ધ પરંપરાનો મણકો છે તે એ ગ્રંથમાંના જ કેટલાક ઉલ્લેખો પરથી જોઈ શકાય છે. ભામહે મેધાવી નામના આલંકારિકનો બે વખત ઉલ્લેખ કર્યો છે.[૪૦] આ મેધાવી અને નમિસાધુ જે

૪૦. 'કાવ્યાલંકાર ૨.૪૦; ૨.૮૮

મેધાવિરુદ્રનો ઉલ્લેખ કરે છે તે એક જ છે કે બે જુદી જુદી વ્યક્તિઓ છે તેને અંગે ચોકકસ પણે કંઈ કહી શકાતું નથી. મેધાવી ઉપરાંત કણભક્ષ (કણાદ), ન્યાસકાર, પાણિનિ, શાખાવર્ધન, રામશર્મા વગેરેના ઉલ્લેખો યથાપ્રસંગ આવે છે. 'અશ્મકવંશ' અને 'રાજમિત્ર' નામની કૃતિઓના પણ ઉલ્લેખો છે. આના પરથી જોઇ શકાય છે કે કાવ્યશાસ્ત્રના અનેક ગ્રંથો ભામહ પહેલાં રચાયા હશે. રાજશેખરે 'કાવ્યમીમાંસા'માં સત્તર અધિકરણોનો ઉલ્લેખ કર્યો છે, તે આના સમર્થનમાં જોઇ શકાય. ભામહનો આ ગ્રંથ એ સમૃદ્ધ પરંપરાનો એક મહત્ત્વનો મણકો છે અને પરવર્તી આચાર્યોમાંથી કેટલાકે તો ભામહને નમસ્કાર કરીને પોતાના ગ્રંથની શરૂઆત કરેલી છે[૪૧]

૪૧. પ્રતાપરુદ્રીયના પ્રણેતા વિદ્યાનાથે કહ્યું છે–

पूर्वेभ्यो भामहादिभ्यः सादरं विहिताञ्जलिः ।
वक्ष्ये सम्यगलङ्कारशास्त्रसर्वस्वसंग्रहम् ॥ નાટક પ્રકરણ, કારિકા–૨

# ભામહ-વિરચિત 'કાવ્યાલંકાર'

## ૧. કાવ્યપ્રયોજન

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
प्रीतिं करोति कीर्तिं च साधुकाव्यनिबन्धनम् ॥१,२॥

સત્કાવ્યનું નિબંધન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઉપરાંત કલાઓમાં વિચક્ષણતા, આનંદ તેમ જ કીર્તિ મેળવી આપે છે. (૧.૨)

## ૨. પ્રતિભાસ્વરૂપ અને કવિત્વપ્રશંસા

अधनस्येव दातृत्वं क्लीबस्येवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥१.३॥

અકવિનું શાસ્ત્રજ્ઞાન નિર્ધનના દાન જેવું, કાયરના અસ્ત્રકૌશલ જેવું અને અજ્ઞની પ્રગલ્ભતા જેવું છે. (૧.૩)

विनयेन विना का श्रीः का निशा शशिना विना ।
रहिता सत्कवित्वेन कीदृशी वाग्विदग्धता ॥१.४॥

વિનય વિના શ્રી કેવી ? ચન્દ્ર વિના રાત્રિ કેવી ? સત્કવિત્વ વિના વાગ્વિદગ્ધતા કેવી ? (૧.૪)

गुरूपदेशादध्येतुं शास्त्रं जडधियोऽप्यलम् ।
काव्यं तु जायते जातु कस्यचित्प्रतिभावतः ॥१.५॥

ગુરુના ઉપદેશથી જડબુદ્ધિ પણ શાસ્ત્રનું અધ્યયન કરી શકે છે. પણ કાવ્ય તો કોઈ પ્રતિભાશાળીને સ્ફુરે તો સ્ફુરે. (૧.૫)

उपेयुषामपि दिवं सन्निबन्धविधायिनाम् ।
आस्त एव निरातङ्कं कान्तं काव्यमयं वपुः ॥१.६॥

સન્નિબન્ધ રચનારાઓનો સ્વર્ગવાસ થતાં પણ તેમનું રમણીય કાવ્યશરીર અબાધ્ય જ રહે છે. (૧.૬)

रुणद्धि रोदसी चास्य यावत्कीर्तिरनश्वरी ।
तावत्किलायमध्यास्ते सुकृती वैबुधं पदम् ॥१.७॥

અને જ્યાં સુધી એની અવિનાશી કીર્તિ ધરતી અને આકાશમાં વ્યાપેલી રહે છે ત્યાં સુધી તે પુણ્યશાળી દેવનું પદ ભોગવતો રહે છે. (૧.૭)

अतोऽभिवाञ्छता कीर्तिं स्थेयसीमाभुवः स्थितेः ।
यत्नो विदितवेद्येन विधेयः काव्यलक्षणः ॥१.८॥

તેથી પૃથ્વીના અસ્તિત્વ સુધીની સ્થિર કીર્તિ ઇચ્છનારે જાણવા જેવું જાણી લઈને કાવ્યનિર્મિત માટે યત્ન કરવો જોઈએ. (૧.૮)

## ૩. કાવ્યહેતુ

शब्दश्छन्दोऽभिधानार्था इतिहासाश्रयाः कथाः ।
लोको युक्तिः कलाश्चेति मन्तव्याः काव्यगैर्ह्यमी ॥१.९॥

વ્યાકરણ, છંદ, કોશ, અર્થ, ઈતિહાસાશ્રિત કથાઓ, લોકવ્યહાર, તર્ક અને કલાઓ–આ બધાંનું કાવ્યરચનાને માટે મનન કરવું જોઈએ.

## ૪. કુકાવ્ય

शब्दाभिधेये विज्ञाय कृत्वा तद्विदुपासनाम् ।
विलोक्यान्यनिबन्धांश्च कार्यः काव्यक्रियादरः ॥१.१०॥

શબ્દ અને અર્થની વિશિષ્ટ સમજ મેળવીને, તદ્વિદોની ઉપાસના કરીને અને અન્ય રચનાઓને વિલોકીને કાવ્યક્રિયામાં પ્રવૃત્ત થવું જોઈએ. (૧.૧૦)

सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतनेव निन्द्यते ॥१.११॥

એક પણ દૂષિત પદનો પ્રયોગ ન થઈ જાય તેનું સર્વ પ્રકારે ધ્યાન રાખવું જોઈએ; હીનલક્ષણ કાવ્ય કુપુત્રની જેમ નિંદાય છે. છે. (૧.૧૧)

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥१.१२॥

અકવિત્વથી ન તો અધર્મ, ન તો વ્યાધિ કે ન તો દંડ થાય છે, પણ કુકવિત્વને તો મનીષીઓ સાક્ષાત્ મરણ કહે છે. (૧.૧૨)

## ૫. કાવ્યમાં અલંકાર

रूपकादिलङ्कारस्तथान्यैर्बहुधोदितः ।
न कान्तमपि निर्भूषं विभाति वनिताननम् ॥१.१३॥

કાવ્યના રૂપકાદિ અલંકારોનો અન્ય આલંકારિકો વડે અનેક પ્રકારે ઉલ્લેખ કરાયો છે; કમનીય હોવા છતાં આભૂષણવિહીન વનિતામુખ શોભતું નથી. (૧.૧૩)

रूपकादिलङ्कारं वाह्यमाचक्षते परे ।
सुपां तिङां च व्युत्पत्तिं वाचां वाञ्छन्त्यलङ्कृतिम् ॥१.१४॥

બીજાઓ રૂપકાદિ અલંકારોને બાહ્ય ગણે છે. તેઓ નામ અને ક્રિયાની વ્યુત્પત્તિને વાણીની અલંકૃતિ તરીકે ઈચ્છે છે. (૧.૧૪)

तदेतदाहुः सौशब्द्यं नार्थव्युत्पत्तिरीदृशी ।
शब्दाभिधेयालङ्कारभेदादिष्टं द्वयं तु नः ॥१.१५॥

એને તેઓ સૌશબ્દ્ય કહે છે; અર્થવ્યુત્પત્તિ એવી નથી. અમને તો શબ્દ અને અર્થના અલંકારભેદથી બંને ઈષ્ટ છે. (૧.૧૫)

કાવ્યપ્રકાર

शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद्द्विधा ।
संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा ॥१.१६॥

કાવ્ય તે શબ્દ અને અર્થનું સાહિત્ય. એના બે ભેદ – ગદ્ય અને પદ્ય. સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એવા ત્રણ ભેદ પણ પડે. (૧.૧૬)

वृत्तदेवादिचरितशंसि चोत्पाद्यवस्तु च ।
कलाशास्त्रश्रयश्चेति चतुर्धा भिद्यते पुनः ॥१.१७॥

એના વળી ચાર ભેદ પણ પડે છે–દેવાદિનાં ચરિતોનાં ઈતિવૃત્તનાં વર્ણનવાળું, ઉત્પાદ્ય વસ્તુવાળું, કલાશ્રિત વસ્તુવાળું અને શાસ્ત્રાશ્રિત વસ્તુવાળું (૧.૧૭)

सर्गबन्धोऽभिनेयार्थं तथैवाख्यायिकाकथे ।
अनिबद्धञ्च काव्यादि तत्पुनः पञ्चधोच्यते ॥१.१८॥

સર્ગબન્ધ (મહાકાવ્ય), અભિનેયાર્થ (રૂપક), આખ્યાયિકા, કથા અને અનિબદ્ધ એવા એના બીજા પાંચ ભેદ પણ કહેવાયા છે. (૧.૧૮)

૬. મહાકાવ્ય

सर्गबन्धो महाकाव्यं महताञ्च महच्च यत् ।
अग्राम्यशब्दमर्थ्यं च सालङ्कारं सदाश्रयम् ॥१.१९॥

સર્ગબન્ધ તે મહાકાવ્ય. તે મોટું, મહાચરિતથી સમ્બદ્ધ, અગ્રામ્ય શબ્દયુક્ત અર્થસમ્પન્ન, અલંકાર અને અને સતૂના આશ્રયવાળું હોય. (૧.૨૦)

मन्त्रदूतप्रयाणाजिनायकाभ्युदयैश्च यत् ।
पञ्चभिः सन्धिभिर्युक्तं नातिव्याख्येयमृद्धिमत् ॥१.१०॥

તે મંત્ર, દૂત, પ્રયાણ, યુદ્ધ તેમ જ નાયકના અભ્યુદયવાળું, પાંચ સન્ધિઓથી સમન્વિત, અતિવિસ્તૃત નહિ એવું અને ઋદ્ધિવાળું હોય. (૧.૨૦)

चतुर्वर्गाभिधानेऽपि भूयसार्थोपदेशकृत् ।
युक्तं लोकस्वभावेन रसैश्च सकलैः पृथक् ॥१.२१॥

તે ચારે વર્ગનું પ્રતિપાદન કરતું હોવા છતાં મુખ્યત્વે અર્થનો ઉપદેશ કરનારૂં હોય, તે લોક સ્વભાવ અને બધા રસોના પૃથક્ નિરૂપણથી યુક્ત હોય. (૧.૨૧)

नायकं प्रागुपन्यस्य वंशवीर्यश्रुतादिभिः ।
न तस्यैव वधं ब्रूयादन्योत्कर्षाभिधित्सया ॥१.२२॥

વંશ, વીર્ય, વિદ્વતા વગેરે દ્વારા નાયકને પહેલાં પ્રસ્તુત કરીને, બીજાના ઉત્કર્ષની ઇચ્છાથી, તેનો વધ ન દર્શાવવો. (૧.૨૨)

यदि काव्यशरीरस्य न स व्यापितयेष्यते ।
न चाभ्युदयभाक् तस्य मुधादौ ग्रहणं स्तवे ॥१.२३॥

જો તે કાવ્યશરીરમાં વ્યાપે એ અભિપ્રેત ન હોય કે કે તેને અભ્યુદય ભાગી ન કરવો હોય તો આરંભમાં સ્તુતિ માટે તેની પસંદગી નકામી છે. (૧.૨૩)

૭. નાટક

नाटकं द्विपदीशम्यारासकस्कन्धकादि यत् ।
उक्तं तदभिनेयार्थमुक्तोऽन्यैस्तस्य विस्तरः ॥१.२४॥

નાટક, દ્વિપદી, શમ્યા, રાસક, સ્કંધક વગેરે જે બીજા કાવ્યભેદ કહેવાયા છે તે અભિનેયાર્થ છે, બીજાઓએ તે અંગે વિસ્તારીને કહ્યું (૧.૨૪

૮. આખ્યાયિકા

संस्कृतानाकुलश्रव्यशब्दार्थपदवृत्तिना ।
गद्येन युक्तोदात्तार्था सोच्छ्वासाऽऽख्यायिका मता ॥१.२५॥

જેમાં શબ્દ, અર્થ અને સમાસ અનાકુલ તેમજ શ્રવ્ય હોય તેવા ગદ્યવાળી, ઉદાત્ત અર્થવાળી અને ઉચ્છવાસોથી સમ્બદ્ધ એવી સંસ્કૃત રચના તે આખ્યાયિકા. (૧.૨૫)

वृत्तमाख्यायते तस्यां नायकेन स्वचेष्टितम् ।
वक्त्रं चापरवक्त्रं च काले भाव्यार्थशंसि च ॥१.२६॥

તેમાં પોતાનાં ચરિત્રવૃત્તાંત અને ચેષ્ટા નાયક પોતે કહે છે; અને યથાસમય ભાવિ ઘટનાઓનું સૂચન કરતા વક્ત્ર અપરવક્ત્ર છંદ એમાં હોય છે. (૧.૨૬)

## ૯. કથા

कवेरभिप्रायकृतैः कथनैः कैश्चिदङ्किता ।
कन्याहरणसंग्रामविप्रलम्भोदयान्विता ॥१.२७॥

કવિનાં સાભિપ્રાય કથનોથી જે કોઇ કોઈ વાર અંકિત હોય; કન્યા હરણ, સંગ્રામ, વિપ્રલંભ અને અભ્યુદયના જે નિરૂપણ વાળી હોય-(૧.૨૭)

न वक्त्रापरवक्त्राभ्यां युक्ता नोच्छ्वासवत्यपि ।
संस्कृतासंस्कृता चेष्टा कथाऽपभ्रंशभाक् तथा ॥१.२८॥

અને જે વક્ત્ર-અપરવક્ત્ર વિનાની, ઉચ્છ્વાસ વિનાની હોય. અને જે સંસ્કૃત-અસંસ્કૃત (પ્રાકૃત) કે અપભ્રંશવાળી હોય તે કથા. (૧.૨૮)

अन्यैः स्वचरितं तस्यां नायकेन तु नोच्यते ।
स्वगुणाविष्कृतिं कुर्यादभिजातः कथं जनः ॥१.२९॥

તેમાં પોતાના ચરિતનું વર્ણન નાયક પોતે કરતો નથી; બીજા કરે છે. અભિજાત વ્યક્તિ પોતાના ગુણો પોતે જ કેમ કરીને કહે? (૧.૨૯)

## ૧૦. અનિબદ્ધ

अनिवद्धं पुनर्गाथा श्लोकमात्रादि तत्पुनः ।
युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते ॥१.३०॥

ગાથા અને શ્લોકમાત્ર અનિબદ્ધ કહેવાય છે. આ સર્વે (આગળ કહ્યા તે બધા પ્રકારો) વક્રસ્વભાવવાળી ઉક્તિથી યુક્ત હોય તે ઇષ્ટ છે.

## ૧૧. માર્ગભેદ

वैदर्भमन्यदस्तीति मन्यन्ते सुधियोऽपरे ।
तदेव च किल ज्यायः सदर्थमपि नापरम् ॥१.३१॥

બીજા વિદ્વાનો માને છે કે વૈદર્ભ જુદું છે અને તે જ શ્રેષ્ઠ છે; બીજું કોઈ સારા અર્થવાળું હોય તો પણ તે શ્રેષ્ઠ નથી. (૧.૩૧)

गौडीयमिदमेतत्तु वैदर्भमिति किं पृथक् ।
गतानुगतिकन्यायान्नानाख्येयममेधसाम् ॥१.३२॥

આ ગૌડીય અને આ વૈદર્ભ એમ પૃથકતા કેવી રીતે સમ્ભવે ? બુદ્ધિહીન લોકો જ ગતાનુગતિકન્યાયે એવું કહી શકે છે. (૧.૩૨)

ननु चाश्मकवंशादि वैदर्भमिति कथ्यते ।
कामं तथास्तु प्रायेण संज्ञेच्छातो विधीयते ॥१.३३॥

પણ 'અશ્મકવંશ' વગેરે તો વૈદર્ભ કહેવાય છે ! ભલે એમ હોય. સંજ્ઞા તો ઘણુંખરું ઇચ્છા પ્રમાણે અપાય છે. (૧.૩૩)

अपुष्टार्थमवक्रोक्ति प्रसन्नमृजु कोमलम् ।
भिन्नं गेयमिवेदं तु केवलं श्रुतिपेशलम् ॥१.३४॥

અપુષ્ટ અર્થવાળું, વક્રોક્તિ વિનાનું, સ્પષ્ટ, સરળ, કોમળ, અને સાચા કાવ્યથી ભિન્ન એવું તે સંગીતની જેમ કેવળ શ્રુતિમધુર હોય છે.

अलङ्कारवदग्राम्यमर्थ्यं न्याय्यमनाकुलम् ।
गौडीयमपि साधीयो वैदर्भमिति नान्यथा ॥१.३५॥

અલંકારયુક્ત, અગ્રામ્ય, અર્થયુક્ત, ન્યાય્ય, અનાકુલ એવું ગૌડીય કાવ્ય હોય તો પણ તે સારું છે; અન્યથા હોય તો વૈદર્ભ કાવ્ય પણ સારું નથી. (૧.૩૫)

न नितान्तादिमात्रेण जायते चारुता गिराम् ।
वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचमलङ्कृतिः ॥१.३६॥

કેવળ 'નિતાન્ત' વગેરે (શબ્દો)થી વાણીની ચારુતા સિદ્ધ થતી નથી. વાણીની અલંકૃતિ માટે વક્ર શબ્દ અને વક્ર અર્થવાળી ઉક્તિ ઇષ્ટ છે. (૧.૩૬)

## ૧૨. દોષવિચાર

नेयार्थं क्लिष्टमन्यार्थमवाचकमयुक्तिमत् ।
गूढशब्दाभिधानं च कवयो न प्रयुञ्जते ॥१.३७॥

નેયાર્થ, ક્લિષ્ટ, અન્યાર્થ, અવાચક, અયુક્તિ અને ગૂઢ શબ્દાભિધાનનો પ્રયોગ કવિઓ કરતા નથી. (૧.૩૭)

श्रुतिदुष्टार्थदुष्टे च कल्पनादुष्टमित्यपि ।
श्रुतिकष्टं तथैवाहुर्वाचां दोषं चतुर्विधम् ॥१.४७॥

શ્રુતિદુષ્ટ, અર્થદુષ્ટ, કલ્પનાદુષ્ટ અને શ્રુતિકષ્ટ-એવા ભાષાગત ચાર દોષ કહેવાયા છે. (૧.૪૭)

सन्निवेशविशेषात्तु दुरुक्तमपि शोभते ।
नीलं पलाशमाबद्धमन्तराले स्रजामिव ॥१.५४॥

સંનિવેશની વિશેષતાને કારણે પુષ્પમાલાની વચ્ચે વચ્ચે ગૂંથેલાં નીલ પલાશપર્ણોની જેમ સદોષ ઉક્તિઓ પણ શોભે છે (૧.૫૪)

किञ्चिदाश्रयसौन्दर्याद्धत्ते शोभामसाध्वपि ।
कान्ताविलोचनन्यस्तं मलीमसमिवाञ्जनम् ॥१.५५॥

કમનીય સ્ત્રીના લોચનમાં અંજાયેલી મેશની જેમ ક્યાંક આશ્રયના સૌન્દર્યને કારણે દોષ પણ રમણીયતા ધારણ કરે છે. (૧૫૫)

## ૧૩ શબ્દચયન

एतद्ग्राह्यं सुरभिकुसुमं ग्राम्यमेतन्निधेयं
धत्ते शोभां विरचितमिदं स्थानमस्यैतदस्य ।
मालाकारो रचयति यथा साधु विज्ञाय मालां
योज्यं काव्येष्ववहितधिया तद्वदेवाभिधानम् ॥१.५९॥

આ સુગંધિત પુષ્પ ગ્રાહ્ય છે, આ ગ્રામ્ય છે તેથી ત્યાજ્ય છે, આ યોગ્ય સ્થાને ગૂંથવાથી શોભા ધારણ કરશે-એમ યોગ્ય રીતે જાણી લઈને માળી માળા બનાવે છે, તેની પેઠે જાગ્રત બુદ્ધિથી કાવ્યમાં શબ્દપ્રયોગ કરવો જોઈએ, (૧.૫૯)

## ૧૪ ગુણચર્ચા

माधुर्यमभिवाञ्छन्तः प्रसादञ्च सुमेधसः ।
समासवन्ति भूयांसि न पदानि प्रयुञ्जते ॥२.१॥

માધુર્ય અને પ્રસાદની ઇચ્છા (પોતાની રચનામાં) રાખનાર મેધાવી (કવિજનો) સમાસવાળાં વધારે પદોનો પ્રયોગ કરતા નથી. (૨ ૧)

केचिदोजोऽभिधित्सन्तः समस्यन्ति बहून्यपि ।
यथा मन्दारकुसुमरेणुपिञ्जरितालका ॥२.२॥

કેટલાક, જેમને ઓજ અભિમત છે તેઓ, ઘણાં પદોનો પણ સમાસ રચે છે, જેમકે–मन्दारकुसुमरेणुपिञ्जरितालका–મંદારનાં પુષ્પોની રજથી જેના અલક પીળા થઈ ગયા છે એવી (નાયિકા). (૨.૨)

श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते ।
आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत् ॥२.३॥

જે શ્રવ્ય (એટલે કે સાંભળવામાં અક્લિષ્ટ) હોય, અને જેમાં વધારે (પ્રમાણમાં) સમાસો ન હોય તો તે કાવ્ય મધુર કહેવાય. જેનો અર્થ વિદ્વાનોથી માંડી સ્ત્રીઓ અને બાળકોને પણ પ્રતીત થાય તે પ્રસાદયુક્ત કહેવાય (૨.૩)

## ૧૫ અતિશયોક્તિ

निमित्ततो वचो यत्तु लोकातिक्रान्तगोचरम् ।
मन्यन्तेऽतिशयोक्तिं तामलङ्कारतया यथा ॥२.८२॥

જે વચન કોઈ નિમિત્તે લોક સીમાને અતિક્રમી જાય તેને અતિશયોક્તિ અલંકાર કહેવામાં આવે છે. (૨.૮૨) જેમકે,

स्वपुष्पच्छविहारिण्या चन्द्रभासा तिरोहिताः ।
अन्वमीयन्त भृङ्गालिवाचा सप्तच्छदद्रुमाः ॥२.८२॥

પોતાની પુષ્પશોભાનું હરણ કરનારી જ્યોત્સ્નાથી તિરોહિત સપ્તચ્છદનાં વૃક્ષો ભ્રમરોના ગુંજનથી અનુમાની શકાયાં. (૨.૮૨)

अपां यदि त्वक्शिथिला च्युता स्यात्फणिनामिव ।
तदा शुक्लांशुकानि स्युरङ्गेष्वम्भसि योषिताम् ॥२.८३॥

જો સર્પોની કાંચળીની જેમ પાણીની ત્વચા પણ શિથિલ થઈને છૂટી પડે તો તે જલમાં (ક્રીડા કરતી) નારીઓના અંગ પર શ્વેત અંશુક બની રહે. (૨,૮૩)

इत्येवमादिरुदिता गुणातिशययोगतः ।
सर्वैवातिशयोक्तिस्तु तर्कयेत्तां यथागमम् ॥२.८४॥

પૂર્વોક્ત પ્રકારે બધી અતિશયોક્તિ ગુણાતિશયને લીધે સિદ્ધ થાય છે. શાસ્ત્ર પ્રમાણે તેમની કલ્પના કરવી જોઈએ. (૨.૮૪)

## ૧૬ વક્રોક્તિ

सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ॥२.८५॥

તે (અતિશયોક્તિ) જ સર્વત્ર વક્રોક્તિ છે, જેનાથી અર્થનું વિભાવન થાય છે. કવિએ એને માટે પ્રયત્ન કરવો જોઈએ, કારણકે એના વિના કોઈ અલંકાર કેવો ? (૨.૮૫)

हेतुश्च सूक्ष्मो लेशोऽथ नालङ्कारतया मतः ।
समुदायाभिधानस्य वक्रोक्त्यनभिधानतः ॥२.८६॥

હેતુ, સૂક્ષ્મ અને લેશને અલંકાર માન્યા નથી, કારણ કે તેઓ સમુદાયના (ઈતિવૃત્તના) વાચક છે અને વક્રોક્તિ વિનાના છે. (૨.૮૬)

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्त्तामेनां प्रचक्षते ॥२.८७॥

સૂર્ય આથમ્યો, ચન્દ્ર પ્રકાશે છે, પક્ષીઓ માળાઓ તરફ જઈ રહ્યાં છે-આ કંઈ કાવ્ય છે ? આ તો સમાચાર કહેવાય. (૨.૮૭)

## ૧૭ સ્વભાવોક્તિ

स्वभावोक्तिरलङ्कारः इति केचित्प्रचक्षते ।
अर्थस्य तदवस्थत्वं स्वभावोऽभिहितो यथा ॥२.९३॥

સ્વભાવોક્તિ (પણ) અલંકાર છે એવું કેટલાક કહે છે. પદાર્થનું જે તે અવસ્થામાં રહેવું તે તેનો સ્વભાવ કહેવાય છે. (૨.૯૩)

## ૧૮ પ્રેયસ્, રસવત્, ઊર્જસ્વી

प्रेयो गृहागतं कृष्णमवादीद् विदुरो यथा ।
अद्य या मम गोविन्द जाता त्वयि गृहागते ।
कालेनैषा भवेत्प्रीतिस्तवैवागमनात्पुनः ॥३.५॥

પ્રેયસ આ સમાણે છે : પોતાના ઘરે આવેલા કૃષ્ણને વિદુરે કહ્યું કે હે ગોવિન્દ, મારા ઘરે આપના આવવાથી મને જે આનંદ થયો છે તે સમય જતાં ફરીવાર આપના જ આગમનથી થશે. (૩.૫)

रसवद्दर्शितस्पष्टशृङ्गारादिरसं यथा ।
देवी समागमद्धर्ममस्करिण्यतिरोहिते ॥३.६॥

શૃંગારાદિ રસો જ્યાં સ્પષ્ટપણે દર્શાવાયા હોય તે રસવત્ કહેવાય, જેમકે, (જ્યારે) (કૃતક) સંન્યાસી જાહેર થયા (ત્યારે) દેવી આવી. (૩.૬)

ऊर्जस्वि कर्णेन यथा पार्थाय पुनरागतः ।
द्विः सन्दधाति किं कर्णः शल्येत्यहिरपाकृतः ॥३.७॥

ઊર્જસ્વી : જેમકે, કર્ણે અર્જુન પર છોડેલું સર્પાસ્ત્ર જ્યારે પાછું આવ્યું ત્યારે 'હે શલ્ય, કર્ણ શું ફરીવાર લક્ષ્ય સન્ધાન કરે છે ખરો ?' એમ કહીને તેને દૂર કર્યું (૩.૭)

## ૧૯ ભાવિક

भाविकत्वमिति प्राहुः प्रबन्धविषयं गुणम् ।
प्रत्यक्षा इव दृश्यन्ते यत्रार्था भूतभाविनः ॥३.५३॥

ભાવિકત્વને પ્રબંધ વિષયક ગુણ કહે છે. એમાં ભૂત અને ભાવિ અર્થો પ્રત્યક્ષ જેવા દેખાય છે. (૩.૫૩)

चित्रोदात्ताद्भुतार्थत्वं कथायाः स्वभिनीतता ।
शब्दानाकुलता चेति तस्य हेतुं प्रचक्षते ॥३.५४॥

અર્થની ચિત્રાત્મકતા, ઉદાત્તતા અને અદ્ભુતતા, કથાની અભિનેયતા તથા શબ્દોની અનાકુલતા તેનાં નિષ્પાદક તત્ત્વો કહેવાયાં છે. (૩.૫૪)

## ૨૦ અન્યદોષ

अपार्थं व्यर्थमेकार्थं ससंशयमप्रक्रमम् ।
शब्दहीनं यतिभ्रष्टं भिन्नवृत्तं विसन्धि च ॥४.१॥
देशकालकलालोकन्यायागमविरोधि च ।
प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते ॥४.१॥

અપાર્થ, વ્યર્થ, એકાર્થ, સસંશય, અપક્રમ, શબ્દહીન, યતિભ્રષ્ટ, ભિન્નવૃત્ત, વિસન્ધિ, દેશવિરુદ્ધ, કાલવિરુદ્ધ, કલાવિરુદ્ધ, લોકવિરુદ્ધ, ન્યાયવિરુદ્ધ, આગમવિરુદ્ધ, પ્રતિજ્ઞાનહીન, હેતુહીન, દૃષ્ટાન્તહીન, દોષવાળું કાવ્ય ઇષ્ટ નથી. (૪.૧–૨)

## ૨૧ કાવ્યમહાત્મ્ય

स्वादुकाव्यरसोन्मिश्रं-शास्त्रमप्युपयुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटु भेषजम् ॥५.५॥

સ્વાદુ કાવ્યરસમાં સંમિશ્રિત શાસ્ત્ર પણ ઉપયોગમાં લેવાય છે. પહેલાં મધને ચાટનારા (પછીથી) કડવી દવા (પણ) પી લે છે. (૫.૩)

न स शब्दो न तद्वाच्यं न स न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान्कवेः ॥५.४॥

એવો કોઈ શબ્દ નથી, એવો કોઈ ન્યાય નથી, એવી કોઈ કલા નથી જે કાવ્યનું અંગ ન બની શકે. અહો, કવિની જવાબદારી કેટલી મોટી છે ! (૫.૪)

पदमेकं परं साधु नार्वाचीननिबन्धनम् ।
वैपरीत्याद्विपर्यासं कीर्त्तेरपि करोति तत् ।।५.६२।।

એકાદ રમણીય પદ સારું; તેથી વિપરીત પ્રબન્ધ પણ નહીં. વિપરીતતાને કારણે તે યશનો પણ વિપર્યાસ કરે છે (૫.૬૧)

## ૨૨ વક્રોક્તિની વિશિષ્ટતા

अंशुमद्भिश्च मणिभिः फलनिम्नैश्च शाखिभिः ।
फुल्लैश्च कुसुमैरन्यैर्वाचोऽलङ्कुरुते यथा ।।५.६४।।

તેજસ્વી રત્નો વડે, ફળથી લચેલાં વૃક્ષો વડે, પ્રફુલ્લિત પુષ્પો વડે બીજા કવિઓ વાણીને અલંકૃત કરે છે. (૫.૬૪)

तदेभिरङ्गैर्भूष्यन्ते भूषणोपवनस्रजः ।
वाचां वक्रार्थशब्दोक्तिरलङ्काराय कल्पते ।।५.६६।।

પણ આ ઉપાદાનોથી તો આભૂષણ, ઉપવન અને માળાની શોભા વધે છે, વાણીની શોભા તો વક્ર શબ્દ અને અર્થવાળી ઉક્તિથી જ નિષ્પન્ન થાય છે (૫.૬૬)

## ૨૩ વ્યાકરણમહિમા

नापारयित्वा दुर्गाधममुं व्याकरणार्णवम् ।
शब्दरत्नं स्वयंगम्यमलं कर्तुमयं जनः ।।६.३।।

તે દુરવગાહ વ્યાકરણસમુદ્રનો પાર પામ્યા વિના આ જન (કોઈ કવિ) શબ્દરૂપ રત્નને પામવામાં સફળ થઈ શકે નહીં. (૬.૩)

तस्य चाधिगमे यत्नः कार्यः काव्यं विधित्सता ।
परप्रत्ययतो यत्तु क्रियते तेन का रतिः ।।६.४।।

તેથી કાવ્ય કરવા ઇચ્છનારે તેનું અવગાહન કરવા પ્રયત્ન કરવો જોઈએ. અન્યના આધારે જે રચના કરાય તેમાં શો આનંદ આવે ?

नान्यप्रत्ययशब्दा वागाविभाति मुदे सताम् ।
परेण धृतमुक्तेव सरसा कुसुमावली ।।६.५।।

જેના શબ્દ અન્યના પ્રામાણ્ય પર આધારિત હોય તેવી વાણી, અન્ય દ્વારા ધારણ કરીને ઉતારી દીધેલી સરસ પુષ્પમાલાની જેમ, વિદ્વાનોને પ્રસન્ન કરી શકતી નથી. (૬.૫)

मुख्यस्तावदयं न्यायो यत्स्वशक्त्या प्रवर्तते ।
अन्यसारस्वता नाम सन्त्यन्योक्तानुवादिनः ।।६.६।।

કવિ પોતાની જ શક્તિથી પ્રવૃત્ત થાય એ જ મુખ્ય ન્યાય છે. અન્યના કથનનું પુનઃ કથન કરનારા માત્ર નામના પંડિતો છે. (૬.૬)

## ૨૪ પ્રયોગવિવેક

वक्रवाचां कवीनां ये प्रयोगं प्रति साधवः ।
प्रयोक्तुं ये न युक्ताश्च तद्विवेकोऽयमुच्यते ॥६.२३॥

વક્રવાણીના કવિઓના પ્રયોગ માટે જે શબ્દ પ્રયોગયોગ્ય છે અને જે પ્રયોગયોગ્ય નથી તેનો વિવેક અમે કહીએ છીએ. (૬.૨૩)

नाप्रयुक्तं प्रयुञ्जीत चेतःसंमोहकारिणम् ।
तुल्यार्थत्वेऽपि हि ब्रूयात्को हन्ति गतिवाचिनम् ॥६.२४॥

અપ્રયુક્તને પ્રયોગ નહીં કરવો જોઈએ, કારણ કે તે ચિત્તને ભ્રમમાં નાખે છે. સમાનાર્થ હોવા છતાં પણ हन् ધાતુનો 'જવું'ના અર્થમાં કોણ પ્રયોગ કરશે ? (૬.૨૪)

न शिष्टैरुक्तमित्येव न तन्त्रान्तरसाधितम् ।
छन्दोवदिति चोत्सर्गान्न चापि च्छान्दसं वदेत् ॥६.२७॥

શિષ્ટોએ પ્રયોગ કર્યો છે એ કારણે પણ (અસાધુ) શબ્દનો પ્રયોગ ન કરવો જોઈએ. જે અન્ય શાસ્ત્રોથી સાધિત ન હોય તેવા શબ્દોનો પણ પ્રયોગ ન કરવો જોઈએ. 'છન્દોવત્' નિયમાનુસાર વૈદિક રૂપેનો પણ પ્રયોગ ન કરવો જોઈએ.

क्रमागतं श्रुतिसुखं शब्दमर्थ्यमुदीरयेत् ।
अतिशेते ह्यलङ्कारमन्यं व्यञ्जनचारुता ॥६.२८॥

ક્રમાગત, શ્રુતિસુખદ અને અર્થયુક્ત શબ્દનો પ્રયોગ કરવો જોઈએ. વર્ણસૌન્દર્ય બીજા અલંકારોથી પણ અધિક છે. (૬.૨૮)

# દંડી

## (સમય : ઈ.સ. ૭૫૦ આસપાસ)

### પ્રાચાર્ય જયાનંદ દવે

અલંકારશાસ્ત્રના ઇતિહાસમાં દંડીનું સ્થાન પ્રાચીન આલંકારિકોમાંના એક તરીકે મોખરે અને માનભર્યું રહ્યું છે. આ શાસ્ત્રના કેટલાક વિષયોની વિચારણાનો આરંભ અતિપ્રાચીન સમયમાં થયો હશે, અને ભરતમુનિના નાટ્યશાસ્ત્ર પહેલાંયે એ વિચારણાને સ્પષ્ટ સ્વરૂપમાં રજુ કરતા ગ્રંથો પણ લખાયા હશે, એમ માનવામાં આવે છે; તેમ છતાં ઉપલબ્ધ ગ્રંથોની પ્રવર્તમાન પરિસ્થિતિ જોતાં, સમયની આનુપૂર્વીની દૃષ્ટિએ, ભરત અને ભામહ પછી તરત જ દંડી આવે છે. આ ઉપરાંત, કાવ્યશાસ્ત્રવિષયક મૌલિક વિચારસરણી, અને ખાસ તો કાવ્યવિવેચનશાસ્ત્રના ઇતિહાસમાં કેટલાક સંપૂર્ણતઃ નવીન સિદ્ધાન્તો સૌપ્રથમ વાર 'કાવ્યાદર્શ'માં જ રજુ થયા હોવાને કારણે દંડીનું સ્થાન વિશિષ્ટ રહ્યું છે.

ભામહના અલંકારસંપ્રદાયની સ્પષ્ટ અને સારી એવી અસર દંડી પર જોઈ શકાય છે; તે છતાં કાવ્યમાં અલંકાર જ સર્વસ્વ છે, એવું પ્રતિપાદન તેમને સ્વીકાર્ય નથી. હકીકતમાં, એ પ્રતિપાદનની પરંપરાગત માન્યતામાંથી મુક્ત થવાની પ્રક્રિયા દંડીથી શરૂ થાય છે. કાવ્યમાં ગુણના મહત્ત્વને સૌ પ્રથમ દંડીએ જ પ્રસ્થાપિત કર્યું છે, અને આ રીતે, ગુણની વિશિષ્ટતા પર આધારિત એવા વામનના રીતિસિદ્ધાન્તની સ્થાપના માટે અનુકૂળ અને અનિવાર્ય પૂર્વભૂમિકા રચી આપે છે. આ દૃષ્ટિએ જોતા, એમ અવશ્ય કહી શકાય કે કાવ્યશાસ્ત્રના વિવિધ સંપ્રદાયોમાં, કાવ્યના બાહ્ય શરીર સાથે જ સંબંધ ધરાવતા અલંકાર જેવા પ્રમાણમાં અલ્પમૂલ્ય તત્ત્વની પકડને શિથિલ બનાવીને, કાવ્યના આત્મા સાથે સીધો સંબંધ ધરાવતા અને થોડા સ્થિર તથા સ્થાયી મૂલ્યવાળા ગુણના તત્ત્વને ઉચ્ચ પ્રકારના કાવ્યમાં જીવાતુભૂત સામગ્રી તરીકે માન્યતા આપીને, દંડીએ ભામહના અલંકારસંપ્રદાયમાંથી વામનના રીતિસંપ્રદાય પ્રતિના પ્રગતિપ્રયાણ માટે આવશ્યક એવી સંક્રાન્તિભૂમિકા સર્જી અલબત્ત, કાવ્યાદર્શના બીજા અને ત્રીજા પરિચ્છેદોમાંનું અલંકારોનું સવિસ્તર અને સુવ્યવસ્થિત

નિરૂપણ જોતાં, અલંકારોનું મહત્ત્વ દંડીને મન ઘણું છે, એમ સ્વીકારવું જ રહ્યું છે. સારું કાવ્ય અલંકૃત હોવું જોઈએ, એમ દંડી અવશ્ય માને છે; પરંતુ અલંકારની તેમની વિભાવના પુરોગામીઓ કરતાં વિભિન્ન અને વિશિષ્ટ છે, એ પણ એટલું જ સાચું છે. અલંકારશાસ્ત્રની પરંપરાએ સ્વીકારેલા અર્થ અને શબ્દના અલંકારો ઉપરાંત પોતે નવેસરથી નિરૂપેલા વૈદર્ભમાર્ગના પ્રાણ-સ્વરૂપ ૧૦ ગુણોને પણ દંડીને કાવ્યના શોભાકારક ધર્મો તરીકે સ્વીકારે છે અને સ્થાપે છે. આમ, અલંકારોના સ્થૂલ મહત્ત્વની સ્વીકૃતિ પૂરતા દંડીને અલંકારસંપ્રદાયના પ્રતિનિધિ ગણી શકાય; પરંતુ વૈદર્ભ અને ગૌડ માર્ગના તેમણે નિરૂપેલા અભિનવ અને અભૂતપૂર્વ કાવ્યસિદ્ધાન્તની દૃષ્ટિએ, અનુગામી વામને વ્યવસ્થિત રીતે સ્થાપેલા રીતિસંપ્રદાયના એક પ્રખર પુરોગામી અને પ્રતિનિધિ તરીકે પણ એમનું સ્થાન સવિશેષ મહત્ત્વનું બની રહે છે. 'રીતિ' શબ્દ દંડીએ પોતાના વિવેચન-ગ્રંથમાં ક્યાંય પ્રયોજ્યો નથી, એ વાત સાચી; તે છતાં, તેમણે પ્રયોજેલા 'માર્ગ' અને 'વર્ત્મન્' એ બે શબ્દો વામનપ્રયુક્ત 'રીતિ'ના પર્યાયશબ્દો બનવાની ક્ષમતા ધરાવે છે, એ નિઃશંક છે

વૈદર્ભમાર્ગના પ્રાણસ્વરૂપ દસ ગુણોનું દંડીનું નિરૂપણ અલંકારશાસ્ત્રના સમગ્ર વિચાર પ્રવાહને એક જૂદી જ દિશામાં વળાંક આપે છે. અલબત્ત, ગુણોનું તેમનું એ નિરૂપણ સંપૂર્ણતઃ તર્કશુદ્ધ અને નિઃશેષતાસૂચક નથી; એટલું જ નહીં, વામનની જેમ શબ્દગુણો અને અર્થગુણો વચ્ચે ભેદરેખા પણ દંડી દોરતા નથી; કારણકે એમણે નિરૂપેલા દસ ગુણોમાંથી અમુક ગુણો શબ્દના, અમુક ગુણો અર્થના અને અમુક ગુણો શબ્દ-અર્થ ઉભયના છે. પોતાના ગુણ-નિરૂપણની આ ખામીથી દંડી પોતે પણ સભાન હોય, એમ એમના કેટલાક ઉદ્‌ગારો પરથી પ્રતીત થાય છે. એ જ રીતે, ગુણના મહત્ત્વની સ્થાપનાથી કાવ્યશાસ્ત્રના ઇતિહાસમાં અલંકાર કરતાં દંડી એક ડગલું આગળ ગયા હોવા છતાં, વામનની જેમ ગુણ અને અલંકાર વચ્ચેના સૈદ્ધાન્તિક અને તાત્ત્વિક ભેદનું નિરૂપણ પણ તેમણે કર્યું નથી. હકીકતમાં, ગુણો પણ અલંકારોની જેમ કાવ્યને વિભૂષિત કરતા ધર્મો છે, એમ દંડી માનતા જણાય છે. અલબત્ત, એટલું ખરું કે કાવ્યની સારી ભાષાશૈલી કે રીતે જેના માટે દંડીએ 'માર્ગ' એવો શબ્દ પ્રયોજ્યો છે તે) માટે, દંડીના મત અનુસાર, ગુણોનું મહત્ત્વ પાયાનું છે, જ્યારે અલંકારોનું મહત્ત્વ ગૌણ કક્ષાનું છે. અને આમ છતાં, અલંકારો (સવિશેષ, અર્થાલંકારો)નું દંડી સવિસ્તર નિરૂપણ કરે છે, અને એમાંયે વ્યક્તિગત અલંકારોના અનેક નવીન ભેદ-પ્રભેદોનું સર્જન કરે છે, એ

એક હકીકત છે. ઉપમાના તેમણે આપેલા ૩૨ પ્રભેદોમાંના કેટલાક તો અનુગામી આલંકારિકોને સ્વતંત્ર અલંકાર–સર્જન માટે સારી એવી સામગ્રી પૂરી પાડી રહે છે. અને આવૃત્તિ, હેતુ, સૂક્ષ્મ અને લેશ એ ચાર અલંકારોનું સૌપ્રથમ નિરૂપણ તો દંડીના ગ્રંથમાં જ મળે છે.

આ રીતે, કાવ્યના પ્રકારો, ઘણાખરા અલંકારો અને કાવ્યદોષો વગેરેનું નિરૂપણ દંડીએ પોતાના પુરોગામીઓને અનુસરીને કર્યું હોવા છતાં, એકંદરે જોતાં, દંડીના પ્રદાનનું સમુચિત મૂલ્યાંકન કરવા માટે એટલું અવશ્ય ઉમેરવું જોઈએ કે એક બાજુએ કાવ્યશાસ્ત્રના કેટલાક જૂના અને રૂઢ વિચારોનું દંડીએ શાસ્ત્રીય રીતે શોધન અને ખંડન કર્યું છે, તો બીજી બાજુએ તેમણે પોતાની સર્જક અને સંશોધનક્ષમ પ્રતિભાના પરિણામસ્વરૂપ કેટલાક નવીન અને મૌલિક સિદ્ધાંતોની સ્થાપના કરી છે અને તેનું વિદ્વત્તાપૂર્ણ છતાં વિશદ વિવરણ કર્યું છે.

○

દંડી-વિરચિત

# કાવ્યાદર્શ

## પ્રથમ પરિચ્છેદ ('માર્ગ-વિભાગ')

### વાણીના મહત્ત્વનું પ્રતિપાદન

इह शिष्टानुशिष्टानां शिष्टानामपि सर्वथा ।
वाचामेव प्रसादेन लोकयात्रा प्रवर्तते ॥३॥

શિષ્ટજનોનું અનુશાસન પામેલા (મનુષ્યો)નો તથા બાકીના (એવું અનુશાસન ન પામેલા મનુષ્યો)નો પણ લોકવ્યવહાર અહીં (આ સંસારમાં) સર્વ પ્રકારે વાણીના પ્રસાદથી જ સિદ્ધ થાય છે. (૩)

इदमन्धंतमः कृत्स्नं जायेत भुवनत्रयम् ।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दीप्यते ॥४॥

'શબ્દ'-નામક જ્યોતિ જો સંસારના આરંભકાળથી પ્રકાશતો ન રહ્યો હોત તો આ આખુંયે ત્રિભુવન ગાઢા અન્ધકારથી વ્યાપ્ત બની ગયું હોત. (૪)

आदिराजयशोबिम्बमादर्शं प्राप्य वाङ्मयम् ।
तेषामसंनिधानेऽपि न स्वयं पश्य नश्यति ॥५॥

અગાઉના રાજાઓનું યશોબિંબ વાઙ્મયરૂપી દર્પણ પ્રાપ્ત કરીને, તેમની ગેરહાજરીમાં પણ, નાશ પામતું નથી, તે આપ પોતે જ જુઓ. (૫)

शिष्टानुशिष्टानाम् – પાણિનિ-વરરુચિ આદિ વૈયાકરણરચિત સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણનું જેમણે અધ્યયન કર્યું છે.

शिष्टानाम् – સંસ્કૃત-પ્રાકૃત સિવાયની દેશભાષાઓથી જ પરિચિત. ज्योति– સરખાવો : वाचेवायं ज्योतिषा आस्ते । (बृहदारण्यकोपनिषद्)

### વાણીની નિર્દોષતાની પ્રશસ્તિ

गौर्गौः कामदुघा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥६॥

વાણીનો સમ્યક્ પ્રયોગ કરવામાં આવે તો તે કામધેનુ બની રહે છે, તેમ જ્ઞાનીઓ કહે છે; પરંતુ તેનો દુષ્પ્રયોગ થતાં તે (વાણી) પોતે જ તેવો પ્રયોગ કરનાર (કવિ તેમજ વક્તા)ની મૂર્ખતા પ્રકટ કરે છે. (૬)

सम्यक् प्रयुक्ता – લખવામાં તેમ જ બોલવામાં દોષ-રહિત અને ગુણ-અલંકાર આદિ-પૂર્ણ શાસ્ત્ર સંમત પ્રયોગ.

दुष्प्रयुक्ता – સમ્યક્ પ્રયોગથી ઊલટા પ્રકારનો વાણીનો પ્રયોગ, સ્વર-વર્ણ-માત્રા આદિની વિગુણતા અને સંકેત આદિની ઉપેક્ષાનો પણ એમાં સમાવેશ થઈ જાય.

गोत्वम् – શબ્દશ: 'બળદપણું',–એટલે કે 'મૂર્ખતા'. 'કામધેનુ' અને 'બળદ' વચ્ચેનો વિરોધ અહીં નોંધપાત્ર છે. સરખાવો – एकः शब्दः सम्यग् ज्ञातः शास्त्रान्वितः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुग् भवति। (महाभाष्य)

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथञ्चन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥७॥

તેથી જ, કાવ્યમાં કોઈ નાનકડા દોષની પણ કોઈ પણ પ્રકારે ઉપેક્ષા ન કરવી; સુંદર શરીર પણ કોઢના માત્ર એક ડાઘને કારણે વિરૂપ બની જાય છે. (૭)

गुणदोषानशास्त्रज्ञः कथं विभजते जनः ।
किमन्धस्याधिकारोऽस्ति रूपभेदोपलब्धिषु ॥८॥

(સાહિત્ય) શાસ્ત્રનું જ્ઞાન ન ધરાવનાર મનુષ્ય ગુણ અને દોષને કેવી રીતે જુદા પાડી શકશે ? રૂપના ભેદોને સમજવાનો શું અંધને અધિકાર હોય છે ? (૮)

### કાવ્યનું લક્ષણ

तैः शरीरं च काव्यानामलङ्काराश्च दर्शिताः ।
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली ॥१०॥

તે (પૂર્વસૂરિ)ઓએ કાવ્યના શરીરનું અને અલંકારોનું પણ નિરૂપણ કર્યું છે; અને તે શરીર એટલે ઈષ્ટ-અર્થ-યુક્ત પદાવલી (૧૦)

तैः – આ પહેલાના નવમા શ્લોકમાં ઉલ્લિખિત सूरयः,–એટલે કે, ભરતાદિ પુરોગામી પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓ.

शरीरम् – કાવ્યના આત્માને સ્થાને રહેલા ઈષ્ટ-અર્થનું આશ્રય-સ્થાન.

च – પ્રથમ પંક્તિમાંના शरीरं પછી આવતા 'च' શબ્દથી દોષોનો તથા વૈદર્ભ-માર્ગના પ્રાણસ્વરૂપ શ્લેષ આદિ ગુણોનો પણ સમાવેશ અભિપ્રેત છે.

इष्टार्थः – સરસતા અને સુંદરતાને કારણે કવિએ વર્ણવવા ધારેલા પ્રતિભા-નિષ્પન્ન કાવ્યાર્થો.

### કાવ્યના પ્રકારો

गद्यं पद्यं च मिश्रं च तत् त्रिधैव व्यवस्थितम् । ११ (पूर्वार्ध)

અને ગદ્ય, પદ્ય અને મિશ્ર—એમ ત્રણ પ્રકારે તે (કાવ્ય)ની વ્યવસ્થા કરવામાં આવી છે. (૧૧ : પૂર્વાર્ધ)

નોંધ : પુરોગામી કાવ્યશાસ્ત્રી ભામહે गद्यं पद्यं च द्विधा । (૧,૧૬,)–એમ કહીને, કાવ્યના ગદ્ય અને પદ્ય એ બે જ ભેદો નિરૂપ્યા છે. 'મિશ્ર' પ્રકારનો તેમાં સમાવેશ થયો નથી. એ દૃષ્ટિએ, કાવ્યના ભેદોની દંડીની આ વ્યવસ્થા ધ્યાન ખેંચે છે.

### પદ્ય (કાવ્ય) ના ભેદો

पद्यं चतुष्पदी तच्च वृत्तं जातिरिति द्विधा ॥२२॥

અને ચાર પદવાળું તે પદ્ય 'વૃત્ત' 'જાતિ' એ બે પ્રકારનું હોય છે. (૧૧)

मुक्तकं कुलकं कोषः सङ्घात इति तादृशः ।
सर्गबन्धांशरूपत्वादनुक्तः पद्यविस्तरः ॥२३॥

'મુક્તક', 'કુલક', 'કોષ' 'સંઘાત' જેવા પદ્યપ્રકારો સર્ગબંધ (પ્રકાર)ના અંશરૂપ હોવાથી તેના ઉલ્લેખ (અહીં) કર્યો નથી. (૧૩)

चतुष्पदी – ગ્રંથકારને અહીં 'પદ'નો અર્થ 'પાદ' (ચરણ) એવો અભિપ્રેત જણાય છે. વૈદિક ગાયત્રી છંદમાં ત્રણ પાદ હોય છે અને 'ષટ્પદી' નામનો પણ એક છંદ છે,–એ જોતાં આ चतुष्पदी શબ્દની ગણના ઉપલક્ષણ તરીકે જ થવી જોઈએ.

वृत्तम् – અક્ષર મેળ છંદ

जातिः – માત્રા મેળ છંદ

सर्गबन्धः – મહાકાવ્ય

### સર્ગબંધનાં લક્ષણો

सर्गबन्धो महाकाव्यमुच्यते तस्य लक्षणम् ।
आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम् ॥१४॥

'સર્ગબંધ' એટલે મહાકાવ્ય તે (મહાકાવ્ય)નું લક્ષણ (આ પ્રમાણે) કહેવામાં આવે છે : તેના આરંભમાં આશીર્વાદ, નમસ્કાર અથવા કથા વસ્તુનો ઉલ્લેખ હોય; (૧૪)

इतिहासकथोद्भूतमितरद्वा सदाश्रयम् ।
चतुर्वर्गफलायत्तं चतुरोदात्तनायकम् ॥१५॥

(એનું કથા વસ્તુ) ઈતિહાસ-કથામાંથી ઉદ્ભવેલું અથવા સત્પુરુષોને આશ્રયે રહેલું બીજું કશુંક હોય; (એનું સર્જન) ચાર પુરુષાર્થોની સિદ્ધિને ઉદ્દેશીને કરવામાં આવ્યું હોય; એનો નાયક ચતુર અને ઉદાત્ત હોય; (૧૫)

नगरार्णवशैलर्तुचन्द्रार्कोदयवर्णनैः ।
उद्यानसलिलक्रीडामधुपानरतोत्सवैः ॥१६॥
विप्रलम्भैर्विवाहैश्च कुमारोदयवर्णनैः ।
मन्त्रदूतप्रयाणाजिनायकाभ्युदयैरपि ॥१७॥
अलङ्कृतसंक्षिप्तं रसभावनिरन्तरम् ।
सर्गैरनतिविस्तीर्णैः श्रव्यवृत्तैः सुसन्धिभिः ॥१८॥
सर्वत्र भिन्नवृत्तान्तैरुपेतं लोकरञ्जकम् ।
काव्यं कल्पान्तरस्थायि जायते सदलङ्कृति ॥१९॥

નગર, સાગર, પર્વત, ઋતુ ચન્દ્રોદય, સૂર્યોદય, ઉદ્યાન, જલક્રીડા, મધપાન, સંભોગ-ઉત્સવ, વિયોગ, વિવાહ, પુત્રજન્મ, મંત્રણા, દૂત, વિજયયાત્રા, યુદ્ધ, નાયકનો અભ્યુદય, — વગેરેના વર્ણનો વડે તે અલંકૃત, સુદીર્ઘ અને રસ-ભાવ-પૂર્ણ હોય; અતિ વિસ્તૃત નહીં એવા, શ્રવણમધુર છંદોવાળા, સમુચિત સંધિવાળા અને અંતભાગમાં સર્વત્ર ભિન્ન છંદોવાળા સર્ગોથી તે યુક્ત હોય; એમાં સુંદર અલંકારો હોય; (આવું મહાકાવ્ય લોકોને આનંદ આપી રહે અને યુગાન્તર સુધી ટકી રહે (૧૬–૧૯)

सर्गः — મહાકાવ્યના વિભાગો માટેની પારિભાષિક સંજ્ઞા
चतुर्वर्गः — ધર્મ, અર્થ કામ અને મોક્ષ—એ ચાર પુરુષાર્થો-
रसः — શૃંગાર વગેરે નવ સાહિત્યિક રસ.
भाव: — રસશાસ્ત્રનો એક પરિભાષિક શબ્દ.

ભાવની નિષ્પત્તિ આ સંજોગોમાં થાય છે; (૧) જ્યારે સંચારિભાવો અથવા વ્યભિચારિભાવો મુખ્ય રસો તરીકે અભિવ્યક્ત થયા હોય; (૨) રતિ

જેવા સ્થાયિભાવો જ્યારે દેવ, મુનિ, ગુરુ, રાજા, પુત્ર, વગેરે પ્રત્યે પ્રયોજવામાં આવ્યા હોય; અને (૩) રસ સ્વરૂપને પામે એટલી યોગ્ય રીતે સ્થાયિભાવોનો પરિપોષ ન થયો હોય. (साहित्यदर्पणम् ३, २६०–२६१)

सन्धिः – સર્ગો વચ્ચેના પરસ્પર આંતર-સંબંધો.

નાટકના કથાવસ્તુના ગુંફન માટે મુખ, પ્રતિમુખ, ગર્ભ. વિમર્શ અને નિર્વહણ એ પાંચ સંધિઓ સ્વીકારવામાં આવી છે,

**નોંધ** : પુરોગામી કાવ્યશાસ્ત્રી ભામહે પોતાના ગ્રંથમાં (૧,૧૯) મહાકાવ્યનાં લક્ષણો નિરૂપ્યાં હોવા છતાં, દંડી-નિરૂપિત આ લક્ષણો સવિસ્તર અને સર્વગ્રાહી હોવાથી, અલંકારશાસ્ત્રના ઇતિહાસમાં પ્રમાણભૂત અને સર્વસ્વીકૃત ગણાયાં છે, એ હકીકત નોંધપાત્ર છે.

### નાયક-પ્રતિનાયક-વર્ણનના બે પ્રકારો

गुणतः प्रागुपन्यस्य नायकं तेन विद्विषाम् ।
निराकरणमित्येष मार्गः प्रकृतिसुन्दरः ॥२१॥

ગુણોને અનુલક્ષીને નાયકનું વર્ણન પહેલાં કરવું અને ત્યારપછી શત્રુ (પ્રતિનાયક)ના તેણે (નાયકે) કરેલા વિનાશ(નું નિરૂપણ કરવું) : આ પ્રકાર સ્વાભાવિક રીતે સુંદર છે. (૨૧)

वंशवीर्यश्रुतादीनि वर्णयित्वा रिपोरपि ।
तज्जयान्नायकोत्कर्षकथनं च धिनोति नः ॥२२॥

શત્રુ (પ્રતિનાયક)નાં વંશ પરાક્રમ, વિદ્વત્તા વગેરેનું (પહેલાં) વર્ણન કરવું અને તેના વિનાશને પરિણામે નાયકના ઉત્કર્ષનું વર્ણન ત્યારપછી કરવું-એ (પ્રકાર) પણ અમને ગમે છે. (૨૨)

**નોંધ** : ઉપર્યુક્ત બે પ્રકારોમાંથી ભામહને પ્રથમ પ્રકાર જ માન્ય છે. (૧, ૨૨-૨૩), જ્યારે કવિ-સ્વાતંત્ર્ય પરતું આ નિયંત્રણ દંડીને ખૂંચે છે; તેથી બંને પ્રકારોને અપનાવવાનું ઉદાર વલણ તેમણે દાખવ્યું છે. આ હકીકત દંડીને સાહિત્ય-વિવેચનને ક્ષેત્રે સુધારક તરીકે સ્થાપિત કરે છે.

### ગદ્ય (કાવ્ય) : સ્વરૂપ અને પ્રકારો

अपादः पदसन्तानो गद्यमाख्यायिका कथा ।
इति तस्य प्रभेदौ द्वौ तयोराख्यायिका किल ॥२३॥
नायकेनैव वाच्यान्या नायकादितरेण वा ।
स्वगुणाविष्क्रिया दोषो नात्र भूतार्थशंसिनः ॥२४॥

ગદ્ય એટલે પાદરહિત પદસમૂહ; આખ્યાયિકા અને કથા એવા બે તેના પ્રભેદો છે; તે બેમાંથી આખ્યાયિકામાં (કેટલાક પ્રાચીનો માને છે કે) નાયક પોતે જ વકતા હોય છે, જ્યારે બીજી (કથા)માં નાયક અથવા અન્ય કોઈ (વકતા) હોય છે; આ બાબતમાં સત્યવકતા (નાયક)ને માટે સ્વગુણ વર્ણન દોષ રૂપ નથી. (૨૩–૨૪)

अपादः – એટલે ગણ કે માત્રાથી યુક્ત છંદનાં ચરણ. ગદ્યમાં આવા પાદની આવશ્યકતા હોતી નથી.

किल – આખ્યાયિકા અને કથા વચ્ચેનો પોતાના પુરોગામી ભામહે નિરૂપેલા ભેદ દર્શાવીને, તેની સાથે પોતે સંમત નથી એ સૂચવવા આ શબ્દ ગ્રંથકારે પ્રયોજ્યો છે.

अपि त्वनियमो दृष्टस्तत्राप्यन्यैरुदीरणात् ।
अन्यो वक्ता स्वयं वेति कीदृग् वा भेदलक्षणम् ॥२५॥

પરંતુ તે (આખ્યાયિકા)માં પણ (નાયક સિવાયનાં) બીજાં (પાત્રો) વકતા (બન્યાં) છે, તેથી તેવો કશો નિયમ હોઈ શકે નહીં : (કથામાં) અન્ય કોઈક વકતા અને (આખ્યાયિકામાં નાયક) પોતે જ વકતા–(બંને વચ્ચેના) ભેદનું એ કારણ વળી કેવું ? (૨૫)

नियमः – આખ્યાયિકામાં નાયક જ વક્તા હોય, એ નિયમ.

वक्त्रं चापरवक्त्रं च सोच्छ्वासत्वं च भेदकम् ।
चिह्नमाख्यायिकायाश्चेत् प्रसङ्गेन कथास्वपि ॥२६॥

વકત્ર અને અપરવકત્ર (એ બે છંદો) તથા ઉચ્છ્વાસ (નાયક વિભાગો)ની વ્યવસ્થા, એ (ત્રણ)ને (કથાથી) જૂદા પાડતા આખ્યાયિકાનાં ચિહ્નો છે. એમ કહો તો તે પણ (યોગ્ય) નથી; (કારણ કે) કથામાં પણ પ્રસંગવશાત્ (એ ત્રણેયનો) સંભવ હોય છે. (૨૬)

वक्त्रं चापरवक्त्रं च – આ બે છંદના લક્ષણો આ પ્રમાણે આપવામાં આવ્યાં છે :

'वक्त्रं नाद्यां नसौ स्यातामब्धेर्योऽनुष्टुभि ख्यातम् ।
अयुजि ननरला गुरुः समे तदपरवक्त्रमिदं नजौ जरौ ॥' –वृत्तरत्नाकर

सोच्छ्वासत्वम् – 'ઉચ્છ્વાસ', એટલે ગ્રંથમાંના વિભાગોમાંની એક સંજ્ઞા.

आर्यादिवत्प्रवेशः किं न वक्त्रापरवक्त्रयोः ।
भेदश्च दृष्टो लम्भादिरुच्छ्वासो वास्तु किं ततः ॥२७॥

આર્યા વગેરેની જેમ વકત્ર-અપરવકત્રનો પ્રયોગ શું (કથામાં) ન થઈ શકે ? (એ જ પ્રમાણે, તેમાં) લંભ વગેરે (વિભાગો) હોય કે

ઉચ્છ્વાસ હોય, તેને લીધે શું (કથા–આખ્યાયિકામાં) ભેદ થયો કહેવાય ? (૨૭)

तत्कथाऽऽख्यायिकेत्येका जातिः संज्ञाद्वयाङ्किता ।
अत्रैवान्तर्भविष्यन्ति शेषाश्चाख्यानजातयः ॥२८॥

આમ હોવાથી કથા અને આખ્યાયિકા બંનેની જાતિ એક જ છે, માત્ર તેમનાં નામ (જુદાં જુદાં) બે છે; એટલું જ નહીં પણ આખ્યાનની બાકીની જાતિઓનો પણ આમાં જ સમાવેશ થઈ જાય છે. (૨૮)

शेषाश्चाख्यानजातयः – "અગ્નિપુરાણ' માં ગદ્ય (કાવ્ય)ના પાંચ પ્રકારો આ પ્રમાણે મળે છે : આખ્યાયિકા, કથા, ખંડકથા, પરિકથા અને કથાનિકા

અહીં 'આખ્યાનની બાકીની જાતિઓ' એ શબ્દોથી ગ્રંથકારને ખંડકથા પરિકથા અને કથાલિકા અભિપ્રેત હોય, તેમ જણાય છે.

कन्याहरणसंग्रामविप्रलम्भोदयादयः ।
सर्गबन्धसमा एव नैते वैशेषिका गुणाः ॥२९॥

(આખ્યાયિકામાંના) કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ, ઉદય વગેરે ગુણો તો સર્ગબન્ધ (મહાકાવ્ય)માં હોય છે તેવા જ છે. (કથા–આખ્યાયિકા વચ્ચે) એનાથી કશો ફેર પડતો નથી. (૨૯)

गुणाः – આખ્યાયિકાનાં વ્યાવર્તક લક્ષણો તરીકે આ ગુણો ભામહે દર્શાવ્યા છે. (૧,૨૭)

कविभावकृतं चिह्नमन्यत्रापि न दुष्यति ।
मुखमिष्टार्थसंसिद्धौ किं हि न स्यात्कृतात्मनाम् ॥३०॥

કવિએ સ્વેચ્છાએ વ્યક્ત કરેલું (કશુંક) ચિહ્ન (આખ્યાયિકાની જેમ) અન્યત્ર (કથા કે મહાકાવ્યમાં) હોય તો પણ તે દોષરૂપ નથી : કૃતકૃત્ય (કવિજનો)ની ઈષ્ટાર્થસંસિદ્ધિ માટે કયું સાધન (શક્ય) નથી ? (૩૦)

चिह्नम् – અહીં પણ ભામહના મત (૧,૨૭)નો ઉલ્લેખ છે. આ 'ચિહ્ન'ને 'મુદ્રા' અથવા 'અંક' પણ કહેવામાં આવે છે. ભારવિના 'કિરાતાર્જુનીય'ના સર્વે સર્ગોના અંતિમ શ્લોકોમાં 'લક્ષ્મી' શબ્દ અને માઘના 'શિશુપાલવધ'ના સર્વે સર્ગોના અંતિમ શ્લોકોમાં 'શ્રી' શબ્દના પ્રયોગને વિવેચકો 'ચિહ્ન'નાં ઉદાહરણ તરીકે નિર્દેશે છે.

**નોંધ** : પુરોગામી ભામહે આખ્યાયિકા–કથા વચ્ચે આ પ્રમાણે પડ્વિધ ભેદ નિરૂપ્યા છે.: (૧) વક્તા (૨) વિભાગોની સંજ્ઞા (૩) છંદ (૪) ચિહ્ન અથવા મુદ્રા (૫) વર્ણ્ય વિષયો, અને (૬) આમુખ.

આ ભેદ-નિરૂપણનું ખંડન કરવા માટે જ દંડી અહીં સભાન રીતે ઉદ્યુક્ત હોય એમ, એકંદરે જોતાં જણાય છે.

**મિશ્ર (કાવ્ય)**

मिश्राणि नाटकादीनि तेषामन्यत्र विस्तरः ।
गद्यपद्यमयी काचिच्चम्पूरित्यभिधीयते ॥३१॥

મિશ્ર (કાવ્યો) એટલે નાટક વગેરે; તેનું પ્રતિપાદન અન્યત્ર કરવામાં આવ્યું છે; ગદ્યપદ્યમિશ્રિત કોઈક (કાવ્ય)ને 'ચમ્પૂ' કહેવામાં આવે છે. (૩૧)

नाटकादीनि – નાટક, પ્રકરણ વગેરે ૧૦ રૂપકો અને નાટિકા, ત્રોટક વગેરે ૧૮ ઉપરૂપકો.

अन्यत्र – ભરતમુનિ-કૃત 'નાટ્યશાસ્ત્રમાં'

काचित् – નાટિકાદિ અને ચંપૂ બંને ગદ્ય-પદ્ય-મિશ્રિત છે; પરંતુ નાટકાદિનો પ્રકાર દૃશ્ય છે, જ્યારે ચમ્પૂનો પ્રકાર શ્રવ્ય અથવા શ્રાવ્ય છે.

નોંધ : અનુગામી આલંકારિક વિશ્વનાથ ચંપૂ ઉપરાંત મિશ્રકાવ્યનો એક 'વિરુદ'નામક વધુ પ્રકાર આ પ્રમાણે નિરૂપે છે :

गद्यपद्यमयी राजस्तुतिर्विरुदमुच्यते ।

પુરોગામી ભામહે કાવ્યનો આ મિશ્ર પ્રકાર નિરૂપ્યો જ નથી, એ જોતાં દંડીનું આ નિરૂપણ સવિશેષ ધ્યાનાર્હ બની રહે છે.

**ભાષા-આધારિત વાઙ્મયના ચાર ભેદો**

तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं तथा ।
अपभ्रंशश्च मिश्रं चेत्याहुरार्याश्चतुर्विधम् ॥३२॥

આ તે વાઙ્મય સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર–એમ ચાર પ્રકારનું છે, એમ આર્યો ફરી વાર કહે છે. (૩૨)

तदेतद् वाङ्मयम् – આ પહેલા ગદ્ય, પદ્ય અને મિશ્ર એવા જેના ભેદો નિરૂપાયા છે તે જ વાઙ્મય.

भूयः – એક વાર તો વાઙ્મયના, એટલે કે કાવ્યના, ત્રણ પ્રકારો, વર્ણવ્યા છે, એ અર્થમાં.

मिश्रम् – વાઙ્મયના આ ભેદનું નિરૂપણ આ રીતે ભાષાકીય દૃષ્ટિએ ભામહે કર્યું નથી.

आर्या – કાવ્યશાસ્ત્રના જાણકાર વિવેચકો.

संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः ।
तद्भवस्तत्समो देशीत्यनेकः प्राकृतक्रमः ॥३३॥

સંસ્કૃતને તો મહર્ષિઓએ, ખરેખર, દૈવી વાણી તરીકે વર્ણવી છે. તદ્ભવ, તત્સમ, દેશી,–એમ પ્રાકૃતનાં અનેક સ્વરૂપો છે. (૩૩)

महर्षिभिः – યાસ્ક, પાણિનિ, પતંજલિ વગેરે વ્યાકરણ તથા ભાષાના શાસ્ત્રકારો.
दैवी वाक् – દેવોએ જેમાં પોતાનો વ્યવહાર ચલાવ્યો તે.

महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः ।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम् ॥३४॥

જે (ભાષા)માં નિબદ્ધ એવાં 'સેતુબન્ધ' વગેરે કાવ્યો સુભાષિત-રત્નોના સાગર-રૂપ છે, તે મહારાષ્ટ્ર (પ્રદેશ)ની વ્યવહાર-ભાષાને સર્વોત્તમ પ્રાકૃત કહેવામાં આવે છે. (૩૪)

सेतुबन्धादि – પ્રવરસેનકૃત 'સેતુબંધ' નામક કાવ્ય. 'આદિ'થી 'સત્તસઈ' નામક કાવ્યનો ઉલ્લેખ સમજી શકાય.

शौरसेनी च गौडी च लाटी चान्या च तादृशी ।
याति प्राकृतमित्येव व्यवहारेषु संनिधिम् ॥३५॥

શૌરસેની, ગૌડી, લાટી અને તેવી જ બીજી ભાષા આ (પણ) વ્યવહારોમાં 'પ્રાકૃત' એવું નામ પામી છે. (૩૫)

शौरसेनी – શ્રીકૃષ્ણના માતામહ શૂરસેન, તેથી તેમના અધિકાર તળેનો મથુરા આસપાસનો પ્રદેશ પણ 'શૂરસેન' તરીકે પ્રસિદ્ધ થયો; તે પ્રદેશમાં બોલાતી ભાષા તે શૌરસેની.

गौडी – અત્યારના બંગાળની આજુબાજુનો પ્રદેશ તે ગૌડ; ત્યાં બોલાતી ભાષા તે ગૌડી.

लाटी – કર્ણાટની આજુબાજુનો પ્રદેશ તે લાટ; ત્યાં બોલાતી ભાષા તે લાટી.
अन्या च तादृशी – 'એવી જ બીજી'–એટલે માગધી, આવન્તી, બાહ્લીકા વગેરે.

आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।
शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् ॥३६॥

આહીર (ભરવાડ) વગેરેની ભાષાને કાવ્યોમાં 'અપભ્રંશ' એવું નામ આપવામાં આવ્યું છે; પરંતુ શાસ્ત્રોમાં તો સંસ્કૃતથી ભિન્ન એવી (સર્વ ભાષાઓ)ને અપભ્રંશ કહેવામાં આવે છે. (૩૬)

शास्त्रेषु – વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં. આ શાસ્ત્રોમાં તો બે જ ભાષા-પ્રભેદ માન્ય છે : સંસ્કૃત અને અપભ્રંશ. પતંજલિએ તો સ્પષ્ટ કહ્યું છે કે વ્યાકરણને

નિયમો વિનાની ભાષા એટલે અપભ્રંશ, અને એવી ભાષા પ્રયોજે તે મલેચ્છ વાંચો : ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै, म्लेच्छो ह वा एष यदपशब्दः, म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम् । (महाभाष्य २.२.२)

નોંધ : અપભ્રંશના સર્વ ભાષાપ્રકારોનાં આભીરી, વગેરે નામ તે તે જાતિ પરથી પડ્યાં છે તે સ્પષ્ટ છે.

संस्कृतं सर्गबन्धादि प्राकृतं स्कन्धकादि यत् ।
ओसरादिरपभ्रंशो नाटकादि तु मिश्रकम् ॥३७॥

સર્ગબન્ધ વગેરે સંસ્કૃતમાં, સ્કન્ધક વગેરે (છંદોમાં રચાયેલાં કાવ્યો) પ્રાકૃતમાં, ઓસર વગેરે (છંદમાં રચાયેલાં કાવ્યો) અપભ્રંશમાં, અને નાટકો વગેરે મિશ્રભાષામાં (રચાય) છે. (૩૭]

सर्गबन्धादि – મહાકાવ્યની સાથે, અહીં ખંડકાવ્ય વગેરેનો પણ સમાવેશ થઈ જાય છે, એમ आदि શબ્દથી સૂચવાય છે.

स्कन्धकादि – પ્રાકૃતભાષાના એક છંદનું નામ 'સ્કન્ધક'. વાંચો : छन्दसा स्कन्धकेनैतत् कचिद्गलितकैरपि ।

ओसरादि – અપભ્રંશ ભાષાના એક છંદનું નામ 'ઓસર'; આવાં કાવ્યોના સર્ગોને कुडवकाः કહેવામાં આવે છે.

मिश्रकम् – નાટકો વગેરેમાં પાત્રોના ભેદો પ્રમાણે ભાષા પ્રયોજવાનો નાટ્યશાસ્ત્રનો નિયમ છે. પાત્રો સમાજના સર્વ સ્તરોમાંથી આવતાં હોવાથી, એમાં સર્વ ભાષાઓનું સ્વાભાવિક રીતે જ મિશ્રણ હોય છે.

### ગદ્ય (કાવ્ય) માં ભાષાવિષયક નિયમ

कथा हि सर्वभाषाभिः संस्कृतेन च बध्यते ।
भूतभाषामयीं प्राहुरद्भुतार्थां बृहत्कथाम् ॥३८॥

કથાની રચના સર્વ ભાષાઓમાં અને સંસ્કૃતમાં થાય છે. અદ્ભુત કથાવસ્તુવાળી બૃહત્કથા ભૂતભાષામાં રચાઈ છે તેમ કહેવામાં આવે છે. ૩૮

सर्वभाषाभि – પ્રાકૃતભાષાના સર્વ પ્રકારો ગ્રંથકારને અભિપ્રેત હોય એમ લાગે છે

बृहत्कथा – ગુણાઢ્યની આ કૃતિ અત્યારે ઉપલબ્ધ નથી. તેના બે સંસ્કૃત અનુવાદો – ક્ષેમેન્દ્રકૃત 'બૃહકથામંજરી' અને સોમદેવકૃત 'કથાસરિત્સાગર' મળે છે.

भूतभाषा – પૈશાચી ભાષા.

નોંધ : આ ચર્ચાનો પિણ્ડિતાર્થ એ કે, દંડીના મત અનુસાર, કથાની બાબતમાં ભાષાનાં કશાં નિયંત્રણો નથી.

### બે કાવ્યમાર્ગ: વૈદર્ભ અને ગૌડ

अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयो वर्ण्येते प्रस्फुटान्तरौ ॥४०॥

પરસ્પર સૂક્ષ્મ ભિન્નતાવાળો વાણીનો માર્ગ અનેક (પ્રકારનો) છે; તેમાંથી સ્પષ્ટ ભિન્નતાવાળા વૈદર્ભ અને ગૌડ (એ નામના)બે (માર્ગ અહીં) નિરૂપવામાં આવે છે. (૪૦)

मार्ग – કાવ્યસર્જનની એક વિશિષ્ટ પદ્ધતિ. અનુગામી વિવેચક વામને તેના માટે 'રીતિ' એવો પારિભાષિક શબ્દ પ્રયોજ્યો, અને એ રીતિનું કાવ્યના આત્મા તરીકે પ્રસ્થાપન કરતો સિદ્ધાન્ત અથવા સંપ્રદાય સૌ પ્રથમ રચ્યો, દંડી –નિરૂપિત આ માર્ગ વામનના રીતિ સંપ્રદાયનું પ્રેરણા સ્થાન બન્યો હોય એ સંભવિત છે.

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिसमाधयः ॥४१॥
इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययो प्रायो दृश्यते गौडवर्त्मनि ॥४२॥

શ્લેષ, પ્રસાદ, સમતા, માધુર્ય, સુકુમારતા, અર્થવ્યક્તિ, ઉદારત્વ, ઓજસ, કાન્તિ અને સમાધિ–આ દશ ગુણો વૈદર્ભ માર્ગના પ્રાણરૂપ ગણાવવામાં આવ્યા છે; (આ સર્વ ગુણોની) વિપરીતતા મોટે ભાગે ગૌડ માર્ગમાં દૃષ્ટિગોચર થાય છે. (૪૧–૪૨)

विपर्यय – ગુણોની આ વિપરીતતા ક્યારેક સંપૂર્ણ અભાવના સ્વરૂપમાં, તો ક્યારેક અંશતઃ સબંધના સ્વરૂપમાં નજરે પડે છે, એમ ટીકાકારો નોંધે છે.

**નોંધ** : આ દશ ગુણોમાંથી, દંડીની દૃષ્ટિએ શ્લેષ, સમતા, સુકુમારતા અને ઓજસ–એ ચાર શબ્દગુણો છે; પ્રસાદ, અર્થવ્યક્તિ, ઉદારતા, કાન્તિ અને સમાધિ,–એ પાંચ અર્થગુણો છે, જ્યારે માધુર્ય એક (શબ્દ–અર્થ) ઉભયગુણ છે. વામનાદિ અનુગામી વિવેચકો આ દશેય ગુણોને શબ્દગુણો તથા અર્થગુણો તરીકે નિરૂપે છે.

### દશગુણો : લક્ષણો અને ઉદાહરણો

#### (૧) શ્લેષ

श्लिष्टमस्पृष्टशैथिल्यमल्पप्राणाक्षरोत्तरम् ।
शिथिलं मालतीमाला लोलालिकलिला यथा ॥४३॥

જ્યાં શિથિલતાનો (જરા પણ) સ્પર્શ ન હોય, ત્યાં શ્લેષ (ગુણ) હોય અલ્પપ્રાણ અક્ષરોનું આધિક્ય એટલે શિથિલતા, —જેમકે लोलालिकलिला मालतीमाला । (ચંચળ ભ્રમરોથી વ્યાપ્ત માલતીમાલા) (૪૩)

लोलालिकलिला मालतीमाला ।—એ ઉદાહરણમાં, અસંયુક્ત એવા અલ્પપ્રાણ વર્ણોના બાહુલ્યને કારણે 'શિથિલતા' વિદ્યમાન છે.

अनुप्रासधिया गौडैस्तदिष्टं बन्धगौरवात् ।
वैदर्भैर्मालतीदाम लङ्घितं भ्रमरैरिति ॥४४॥

અનુપ્રાસ પ્રત્યેના પક્ષપાતને કારણે ગૌડ (માર્ગ) ના અનુયાયીઓ આ (શિથિલતા)ને ઇષ્ટ સમજે વૈદર્ભ (માર્ગ)ના અનુયાયીઓને, બન્ધ-ગૌરવને કારણે શ્લેષ) અધિક પ્રિય છે, —જેમકે मालतीदाम लङ्घितं भ्रमरैः । (ભ્રમરોએ માલતીમાળા પર આક્રમણ કર્યું છે). ૪૪

बन्धगौरवम् – શિથિલતારહિત વર્ણવિન્યાસ પ્રત્યેનો આદર.

मालतीदाम लङ्घितं भ्रमरैः । એ ઉદાહરણમાં, સંયુક્ત એવા મહાપ્રાણ વર્ણોનું બાહુલ્ય છે, તેથી તેમાં 'શિથિલતા' નથી.

(૨) પ્રસાદ

प्रसादवत् प्रसिद्धार्थमिन्दोरिन्दीवरद्युति ।
लक्ष्म लक्ष्मीं तनोतीति प्रतीतिसुभगं वचः ॥४५॥

પ્રસિદ્ધ અર્થવાળા અને સમજવામાં સરળ શબ્દો(નો પ્રયોગ હોય ત્યાં) પ્રસાદ (ગુણ) હોય, જેમકે, इन्दो इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति (ચન્દ્રમાંનો નીલકમલ જેવો ડાઘ શોભામાં વૃદ્ધિ કરે છે) (૪૫)

इन्दोः इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति । – એ ઉદહરણમાં 'ઇન્દીવર' વગેરે શબ્દો પ્રસિદ્ધ અર્થમાં પ્રયુક્ત થયા હોવાથી સાંભળતાં વેંત તેનો અર્થબોધ સરળતાપૂર્વક થઈ જાય છે એથી અહીં પ્રસાદ ગુણ છે.

व्युत्पन्नमितिगौडीयैर्नातिरूढमपीष्यते ।
यथानत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगुः ॥४६॥

(વાક્યરચના) અતિરૂઢ ન હોય તો પણ એ વ્યુત્પત્તિ યુકત છે એ કારણે ગૌડ(માર્ગ)ના અનુયાયીઓ તેને (કાવ્ય તરીકે) સ્વીકારે છે, જેમકે, अनत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगु : । નીલકમલ જેવો જેમાં ડાઘ છે તે ચન્દ્ર (શોભે છે) (૪૬)

व्युत्पन्नम् – અવયવાર્થ અથવા યોગાર્થની પદ્ધતિએ, કોઈ પણ પ્રકારે, સ્વાર્થ-બોધક બનતી શબ્દરચના 'વ્યુત્પન્ન' અથવા વ્યુત્પત્તિયુક્ત' કહેવાય.

अनत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगु – એ ઉદાહરણમાં अर्जुन શબ્દ 'તૃતીય પાંડવ'ના અર્થમાં પ્રસિદ્ધ છે; 'શ્વેત' એવો અર્થ કરતાં 'નિહતાર્થ' દોષ ઉત્પન્ન થાય છે; अब्जन्म શબ્દ 'કમલ'ના અર્થનો સીધી રીતે વાચક નથી; सदृक्ष શબ્દમાં 'અધિકપદ' અને 'શ્રુતિકટુ' એ બે દોષો છે; અને वलक्षगुः નો 'શુભ્રકિરણોવાળો ચન્દ્ર' એવો અર્થ કરતાં 'અપ્રયુક્ત' દોષ સર્જાય છે.

નોંધ : ગૌડમાર્ગ પ્રત્યેનો દંડીનો અણગમો અહીં વ્યક્ત થયો છે.

### (૩) સમતા

समं बन्धेष्वविषमं ते मृदुस्फुटमध्यमाः ।
बन्धा मृदुस्फुटोन्मिश्रवर्णविन्यासयोनयः ॥४७॥

(કાવ્યના) બન્ધમાં વિષમતાનો અભાવ એટલે સમતા. આ (બન્ધ) મૃદુ, સ્ફુટ અને મધ્યમ (એમ ત્રણ પ્રકારનો) હોય છે, અને (અનુક્રમે) મૃદુ, સ્ફુટ અને મિશ્ર વર્ણવિન્યાસને લીધે સર્જાય છે. (૪૭)

बन्धः – કાવ્યની સંઘટના અથવા રચના.

अविषमम् – વિષમતાનો અભાવ, એટલે કે, જે પ્રકારના બન્ધથી કાવ્યનો આરંભ થાય તે જ પ્રકારના બન્ધથી તેની સમાપ્તિ થાય તે.

मृदुवर्ण(विन्यासः) – હ્રસ્વ સ્વરો; કંઠ્ય વગેરે વર્ગોના અન્ત્યાક્ષરો, અને દન્ત્ય વ્યંજનો.

स्फुटवर्ण(विन्यासः) – દીર્ઘ સ્વરો, ઓષ્ઠ્ય વર્ગના વર્ણો, તથા ઠ, ડ, શ, ષ, સ. હ.

मिश्रवर्ण(विन्यासः) – ઉપર્યુક્ત બંને પ્રકારના વર્ણોનું મિશ્રણ.

कोकिलाऽऽलापवाचालो मामेति मलयानिलः ।
उच्छलच्छीकराच्छाच्छनिर्झराम्भःकणोक्षितः ॥४८॥
चन्दनप्रणयोद्गन्धिर्मन्दो मलयानिलः ।
स्पर्धते रुद्धमद्धैर्यो वररामामुखानिलैः ॥४९॥
इत्यनालोच्य वैषम्यमर्थालङ्कारडम्बरौ ।
अपेक्षमाणा ववृधे पौरस्त्या काव्यपद्धतिः ॥५०॥

"કોકિલોના મધુરધ્વનિથી વાચાળ મલયાનિલ મારી પાસે આવે છે;" "ઊછળતાં શીકરોથી અતિસ્વચ્છ નિર્ઝરોનાં જલકણોથી સિંચાયેલો (મલયાનિલ મારી પાસે આવે છે)"; "ચન્દન (વન)ના સંસર્ગથી સૌરભ-યુક્ત મન્દ મલયાનિલ (મારી પાસે આવે છે)"; "મારા ધૈર્યને લુપ્ત કરનાર (મલયાનિલ) રમણીઓના મુખોચ્છ્વાસ સાથે સ્પર્ધા કરે છે";– આ પ્રમાણે (બન્ધની) વિષમતાનો વિચાર કર્યા વિના, (માત્ર) અર્થ અને

અલંકારના ઉત્કર્ષની અપેક્ષા રાખતી ગૌડીય કાવ્યપદ્ધતિ વિકાસ પામી છે (૪૮–૫૦)

**નોંધ** : પ્રથમ, દ્વિતીય અને તૃતીય ઉદાહરણો, અનુક્રમે, મૃદુ, સ્ફુટ અને મધ્યમ (એટલે કે મિશ્ર) બન્ધનાં છે, અને પરિણામે ત્રણ પ્રકારના સમતા–ગુણનાં પણ છે. ચતુર્થ ઉદાહરણમાં એક જ વાક્યમાં પૂર્વાર્ધમાં સ્ફુટ એટલે કે વિકટ બન્ધ છે અને ઉત્તરાર્ધમાં મૃદુ બન્ધ છે; આ પ્રકારની બન્ધવિષમતાનો ગૌડ-(માર્ગ)ના અનુયાયીઓ વિચાર જ કરતા નથી, એવું દંડી સ્પષ્ટ કહે છે.

अर्थः – અતિશયોક્તિરૂપ અર્થ.

अलङ्कारः – વર્ણાનુપ્રાસરૂપ શબ્દાલંકાર.

पौरस्त्या – એટલે કે પૂર્વની, ગૌડીય કાવ્યપદ્ધતિ.

(૪) માધુર્ય

मधुरं रसवद् वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः ॥५१॥

રસ યુક્ત (વાક્યને) મધુર (કહેવામાં આવે) છે; (કારણ કે) શબ્દ અને અર્થમાં રસ (વ્યંજકસ્વરૂપે) રહે છે, જેથી ભ્રમરો જેમ પુષ્પરસથી, તેમ બુદ્ધિશાળી સહૃદયો આનંદિત બને છે. (૫૧)

**નોંધ** : ગૌડસંપ્રદાયના આચાર્યો વૃત્ત્યનુપ્રાસપ્રધાન પ્રબંધને 'મધુર' સમજે છે; જ્યારે વૈદર્ભસંપ્રદાયના આચાર્યો શ્રુત્યનુપ્રાસપ્રધાન કાવ્યને 'મધુર' સમજે છે. 'મધુરતા' અથવા 'માધુર્ય' અંગેના બંને સંપ્રદાયના આચાર્યોના આ મતભેદને કારણે વિષયનિરૂપણની દષ્ટિએ અહીં અપ્રસ્તુત હોવા છતાં ગ્રન્થકાર અહીં શ્રુત્યનુપ્રાસ અને વૃત્ત્યનુપ્રાસ એ બે શબ્દાલંકારોનું નિરૂપણ કરે છે.

શ્રુત્યનુપ્રાસ

यया कयाचिच्छ्रुत्या यत्समानमनुभूयते ।
तद्रूपा हि पदासत्तिः सानुप्रासा रसावहा ॥५२॥

જે કોઈ શ્રુતિ વડે જેના સમાનની અનુભૂતિ થાય તે પદાસત્તિ અનુપ્રાસયુક્ત હોય તો તે રસ પોષક બને. (૫૨)

श्रुति – કંઠ્ય, તાલવ્ય કે અન્ય પ્રકારની શ્રુતિ, એટલે કે ઉચ્ચારણ.

समानम् – આ પહેલાં ઉચ્ચારાયેલા વર્ણો જેવા વર્ણો.

पदासत्तिः – પદોનો વ્યવધાનરહિત પ્રયોગ.

सानुप्रासा – અનુપ્રાસયુક્ત એટલે કે શ્રુત્યનુપ્રાસયુક્ત.

एष राजा यदा लक्ष्मीं प्राप्तवान् ब्राह्मणप्रियः ।
तदा प्रभृति धर्मस्य लोकेऽस्मिन्नुत्सवोऽभवत् ॥५३॥

"બ્રાહ્મણપ્રિય આ રાજાએ જ્યારે (રાજ્ય) લક્ષ્મી પ્રાપ્ત કરી, ત્યારથી આ લોકમાં ધર્મનો ઉત્કર્ષ થવા લાગ્યો." (૫૩)

एष राजा એ શબ્દોમાં ष કાર અને રેફ એ બે મૂર્ધન્ય વર્ણો છે;
राजा यदा એ શબ્દોમાં जकार અને दकार એ બે તાલવ્ય વર્ણો છે;
यदा लक्ष्मीम् એ શબ્દોમાં दकार અને लकार એ બે દન્ત્ય વર્ણો છે.
આમ અહીં સ્થાન સામ્યવાળા વર્ણોના વિન્યાસને કારણે આ શ્લોક' શ્રુત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

इतीदं नादृतं गौडैरनुप्रासस्तु तत्प्रियः ।
अनुप्रासादपि प्रायो वैदर्भैरिदमिष्यते ॥५४॥

અનુપ્રાસ તો ગૌડોને પણ પ્રિય છે, તેમ છતાં તેઓ આ (શ્રુત્યનુ-પ્રાસ)નો આદર કરતા નથી; જ્યારે અનુપ્રાસ કરતાં આ (શ્રુત્યનુપ્રાસ) વૈદર્ભોને સામાન્યતઃ સ્વીકાર્ય હોય છે. (૫૪)

**નોંધઃ**—શ્લોક ૫૨માં શ્રુત્યનુપ્રાસનું લક્ષણ, શ્લોક ૫૩માં એનું ઉદાહરણ, અને શ્લોક ૫૪ માં બંને માર્ગના અનુયાયીઓનું શ્રુત્યનુપ્રાસ અંગેનું વલણ, એવો ક્રમ ગ્રંથકારે અહીં રાખ્યો છે.

अनुप्रासः — 'અનુપ્રાસ' શબ્દથી ગ્રંથકારને અહીં વૃત્ત્યનુપ્રાસ (જેનું નિરૂપણ હવે પછીના શ્લોકમાં મળે છે તે) વિવક્ષિત છે,

**વૃત્ત્યનુપ્રાસ**

वर्णावृत्तिरनुप्रासः पादेषु च पदेषु च ।
पूर्वानुभवसंस्कारबोधिनी यद्यदूरता ॥५५॥

અગાઉ (ઉચ્ચારાયેલા વર્ણો)ના સંસ્કારોની સમીપતા જો ઉદ્બોધક બની શકે તેટલી હોય તો પાદોમાં અને પદોમાંની વર્ણ કે વર્ણોની આવૃત્તિ એ જ અનુપ્રાસ. (૫૫)

वर्ण — માત્ર સ્વરોના પુનરુચ્ચારણમાં બહુ ચમત્કૃતિ ન હોવાથી, અહીં 'વર્ણ' શબ્દથી વ્યંજનો પર ભાર મૂકવામાં આવ્યો છે.

वर्णावृत्तिः — એક ને એક વર્ણનું ફરી ફરીને ઉચ્ચારણ.

अनुप्रासः — આ શબ્દથી અહીં દંડી વૃત્ત્યનુપ્રાસ,—જે ગૌડોને પ્રિય છે તે— અભિપ્રેત છે.

**નોંધ** : અહીં આ બે વાત લક્ષમાં રાખવાની છે :

(૧) અનુપ્રાસનું સામાન્ય લક્ષણ દંડી આપતા નથી. અનુપ્રાસમા તેમને માન્ય એવા શ્રુત્યનુપ્રાસ અને વૃત્ત્યનુપ્રાસ એ બે પ્રભેદોનું સીધું નિરૂપણ કરે છે.

(૨) પુરોગામી ભામહે નિરૂપેલા ગ્રામ્યાનુપ્રાસ અને લાટાનુપ્રાસ એવા અનુપ્રાસના બે પ્રભેદોને દંડી નિરૂપતા નથી. સંભવ છે કે પોતે નિરૂપેલા શ્રુત્યનુપ્રાસ અને વૃત્યનુપ્રાસથી તેમને, અનુક્રમે લાટાનુપ્રાસ અને ગ્રામ્યાનુપ્રાસ ઉદ્દિષ્ટ હોય.

**નોંધ** : અલંકારનું નિરૂપણ અહીં પ્રસ્તુત ન હોવાં છતાં, વૈદર્ભ અને ગૌડ એ બે માર્ગ વચ્ચેનો ભેદ દર્શાવવા માટે ગ્રંથકારે અહીં પ્રસંગોપાત આ અલંકારનું નિરૂપણ કર્યું છે, ગ્રંથકાર આ અંગે સભાન છે, એની પ્રતીતિ તેમના આ શબ્દોથી થાય છેઃ–काश्चिन्मार्गविभागार्थमुक्ताः प्रागप्यलङ्क्रियाः । (૨,૩)

चन्द्रे शरन्निशोत्तंसे कुन्दस्तवकविभ्रमे ।
इन्द्रनीलनिभं लक्ष्म सन्दधात्यलिनः श्रियम् ॥५६॥

(જેમકે)—"કુન્દ (પુષ્પ)ના ગુચ્છ જેવા સુંદર અને શરદ (ઋતુ)ની શણગાર સમા ચન્દ્ર(બિંબ)માં રહેલું ઈન્દ્રનીલ જેવું (શ્યામ) કંલક ભ્રમરની શોભા ઉત્પન્ન કરે છે." (૫૬)

પાદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ.

આ શ્લોકના ચારેય પાદમાંના चन्द्र, कुन्द, इन्द्र. અને सन्द(धाति) એ શબ્દોમાં न् द् र् અથવા न् અને द् એ વ્યંજનોની આવૃત્તિ હોવાથી એ પાદગત વૃત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

चारु चान्द्रमसं भीरु बिम्बं पश्यैतदम्बरे ।
मन्मनो मन्मथाक्रान्तं निर्दयं हन्तुमुद्यतम् ॥५७॥

જેમકે–"હે ભીરુ (પ્રિયે) ! કામથી આક્રાન્ત એવા મારા મન પર નિર્દયતાપૂર્વક પ્રહાર કરવા માટે આકાશમાં સુંદર ચંદ્રબિંબ ઉગ્યું છે, તે જો." (૫૭)

પાદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ.

અહીં પ્રથમ પાદમાં चारु, चन्द्र, भीरु, બીજા પાદમાં સંયુક્ત એવા म् અને न् વગેરે વ્યંજનોની આવૃત્તિથી આ શ્લોક પદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

યમકઃ દણ્ડીનું મન્તવ્ય

आवृत्तिं वर्णसङ्घातगोचरां कवयो विदुः ।
तत्तु नैकान्तमधुरमतः पश्चाद्विधास्यते ॥६१॥

વર્ણ-સમુદાય-વિષયક આવૃત્તિને પંડિતો (યમકનામક શબ્દાલંકાર કહે છે; પરંતુ તે બહુ મધુર નથી, તેથી તેનું નિરૂપણ પાછળથી કરવામાં આવશે. (૬૧)

वर्णसङ्घातगोचरा आवृत्तिः – અનુપ્રાસમાં વર્ણોની આવૃત્તિ હોય છે, જ્યારે યમકમાં પદોની આવૃત્તિ હોય છે.

कवयः – આલંકારિકો, વિવેચકો, પંડિતો

नैकान्तमधुरम् – કારણ કે, વર્ણોની આવૃત્તિ (એટલે કે અનુપ્રાસ) રસપોષક એવા માધુર્યગુણની શોભા ધારણ કરે છે, તેવું પદોની આવૃતિમાં શક્ય નથી,

पश्चाद् – તૃતીય પરિચ્છેદમાં, શબ્દાલંકારોના નિરૂપણ પ્રસંગે.

**નોંધ :** અધિક રસમાધુર્ય પોષક હોવાને કારણે અનુપ્રાસ યમક કરતાં વિશેષ મનોહર છે એમ માને છે. આમ છતાં, તૃતીય પરિચ્છેદમાં, શબ્દાલંકાર નિરૂપણ પ્રસંગે, યમકનું નિરૂપણ તે સવિસ્તર (૩, ૧-૭૭) કરે છે; જ્યારે અનુપ્રાસનું નિરૂપણ તો અહીં કર્યું છે તે જ. ત્યાં તો તેનો સમાવેશ પણ કરવામાં આવ્યો નથી, એ હકીકત લક્ષમાં રાખવા જેવી છે.

સુકુમારતા

उच्यते सुकुमारता ॥६८॥

.........હવે સુકુમારતા નિરૂપવામાં આવે છે. (૬૮)

अनिष्ठुराक्षरप्रायं सुकुमारमिहेष्यते ।
वन्धशैथिल्यदोषोऽपि दर्शितः सर्वकोमले ॥६९॥

મોટે ભાગે જેમાં અનિષ્ઠુર અક્ષરો હોય તે (વાક્ય)ને અહીં (સાહિત્યશાસ્ત્રમાં) 'સુકુમાર' કહેવામાં આવે છે; (પરંતુ) સર્વ (અક્ષરો) કોમલ હોય તો બન્ધની શિથિલતાનો દોષ (ઉત્પન્ન થાય છે, તે પણ દર્શાવવામાં આવ્યું જ છે. (૬૯)

...प्रायम् – આ શબ્દથી ગ્રન્થકારને એ અભિપ્રેત છે કે સુકુમારતાયુક્ત વાક્યમાં બધા જ અક્ષરો કોમલ જ હોવા જોઈએ, એવો કોઈ નિયમ નથી. કોમલ અક્ષરોનું બાહુલ્ય હોવું જોઈએ એ ખરૂં પરંતુ વચ્ચે વચ્ચે એકાદ-બે કઠોર અક્ષરો આવી જાય તો કશી હાનિ ન થાય, લાભ જ થાય. એથી

ઊલટું, બધા જ અક્ષરો કોમલ હોય તો બન્ધની શિથિલતાના દોષનો ભય રહે છે.

अनिष्ठुराक्षर० – શ્રુતિકટુત્વ દોષથી મુક્ત, કોમલ અક્ષરો.

मण्डलीकृत्य वर्हाणि कण्ठैर्मधुरगीतिभिः ।
कलापिनः प्रनृत्यन्ति काले जीमूतमालिनि ॥७०॥

(જેમકે—)"મેઘમાલાયુક્ત સમયે (પોતાના) પિચ્છોને મંડલાકારમાં ફેલાવીને, કંઠમાંનાં મધુરગીતો સાથે મયૂરો નૃત્ય કરી રહ્યા છે." (૭૦)

इत्यनूर्जित एवार्थो नालङ्कारोऽपि तादृशः ।
सुकुमारतयैवैतदारोहति सतां मनः ॥७२॥

અહીં અર્થ કાંઈ ખાસ ભવ્ય નથી; અલંકાર પણ તેવો નથી; પરંતુ સુકુમારતા (ગુણ)ને લીધે જ આ (કાવ્ય) સસહૃદયોનાં હૃદયને આકર્ષી રહે છે. (૭૧)

दीप्तमित्यपरैर्भूम्ना कृच्छ्रोद्यमपि वध्यते ।
न्यक्षेण क्षपितः पक्षः क्षत्रियाणां क्षणादिति ॥७२॥

'દીપ્ત' છે, એમ સમજીને બીજા લોકો કષ્ટતાપૂર્વક ઉચ્ચારી શકાય તેવા (કાવ્ય)નું નિર્માણ કરે છે; જેમકે– "નેત્ર વિહોણાએ (ધૃતરાષ્ટ્રે) ક્ષણમાં (એટલે કે ટૂંક સમયમાં) ક્ષત્રિયોના સમૂહનો નાશ કરાવ્યો." (૭૨)

दीप्तम् – ઓજોગુણથી યુક્ત ઉજ્જવલતાયુક્ત.

अपरै – ગૌડમાર્ગના અનુયાયી કવિઓ. ગૌડમાર્ગમાં સુકુમારતા ગુણનો આદર થતો નથી તે પ્રત્યેનો ગ્રંથકારનો અણગમો અહીં વ્યક્ત થયો છે.

## (૬) અર્થવ્યક્તિ

अर्थव्यक्तिरनेयत्वमर्थस्य हरिणोद्धृता ।
भूः खुरक्षुण्णनागासृग्लोहितादुदधेरिति ॥७३॥

અર્થનું અનેયત્વ એટલે અર્થવ્યક્તિ. જેમકે– "(પોતાની) ખરીઓનો પ્રહાર પામેલા નાગો (સર્પો)ના લોહીથી લાલ બનેલા સમુદ્રમાંથી (વરાહરૂપધારી ભગવાન) વિષ્ણુએ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો." (૭૩)

अनेयत्वम् – વાક્યમાંના વિવક્ષિત અર્થનું ગ્રહણ કરવામાં અધ્યાહાર વગેરેની કષ્ટદાયક કલ્પનાની જરૂર પડે, તેવી પરિસ્થિતિ. 'નેયાર્થ'ને કાવ્યશાસ્ત્રમાં અર્થદોષ તરીકે ગણવામાં આવ્યો છે.

नेदृशं बहुमन्यन्ते मार्गयोरुभयोरपि ।
न हि प्रतीतिः सुभगा शब्दन्यायविलङ्घिनी ॥७५॥

(વૈદર્ભ અને ગૌડ) બંને માર્ગમાં આનો બહુ આદર કરવામાં આવતો નથી; કારણ કે શબ્દબોધના નિયમને પ્રતિકૂળ એવી આ પ્રતીતિ સુભગ નથી બનતી. (૭૫)

ईदृशम् – નેયાર્થ દોષવાળું વાક્ય.
शब्दन्यायः – વૃત્તિ વડે ઉપસ્થિત અર્થોના જ અન્વય થાય એવો વ્યવહાર.
प्रतीतिः – નેયાર્થની પ્રતીતિ.

(૨) ઉદારત્વ

उत्कर्षवान् गुणः कश्चिद्यस्मिन्नुक्ते प्रतीयते ।
तदुदाराह्वयं तेन सनाथा काव्यपद्धतिः ॥७६॥

જે(વાક્ય)ના ઉચ્ચાર સાથે કોઈક ઉત્કર્ષયુક્ત ગુણની પ્રતીતિ થાય, તેને ઉદારત્વ-નામક (ગુણયુક્ત) કહેવાય તેનાથી કાવ્યનો વ્યવહાર સફળ બને છે. (૭૬)

उत्कर्षवान् गुण – વર્ણનીય વસ્તુની મહત્તાનો અથવા તેની લોકોત્તર ચમત્કૃતિનો સૂચક, એવો ગુણ.

अर्थिनां कृपणा दृष्टिस्त्वन्मुखे पतिता सकृत् ।
तदवस्था पुनर्देव नान्यस्य मुखमीक्षते ॥७७॥

(જેમકે—)"હે મહારાજ ! યાચકોની દીન દૃષ્ટિ એક વાર તમારાં મુખ પર પડે, પછી ફરીથી તે સ્થિતિમાં રહેલી (તે દૃષ્ટિ) અન્ય કોઈનાં મુખ સામે મંડાતી નથી" (૭૭)

इति त्यागस्य वाक्येऽस्मिन्नुत्कर्षः साधु लक्ष्यते ।
अनेनैव पथान्यच्च समानन्यायमूह्यताम् ॥७८॥

આમ, આ વાક્યમાં ત્યાગનો ઉત્કર્ષ સુપેરે વ્યકત થાય છે. આ જ પ્રકારે આનાં જેવાં અન્ય ઉદાહરણો વિચારી લેવાં. (૭૮)

(૮) ઓજસ્

ओजः समासभूयस्त्वमेतद् गद्यस्य जीवितम् ।
पद्येऽप्यदाक्षिणात्यानामिदमेकं परायणम् ॥८०॥

ઓજસ્ એટલે સમાસનું બાહુલ્ય, આ (તત્ત્વ) ગદ્યનું પ્રાણસ્વરૂપ છે. ગૌડમાર્ગના અનુયાયીઓ માટે તો આ (સમાસબાહુલ્ય) પદ્યમાં પણ એકમાત્ર અવલંબન રહ્યું છે. (૮૦)

पद्येऽपि – ઓજઃ નામનો આ ગુણ બંને માર્ગને અભિમત છે; પરંતુ વૈદર્ભ-માર્ગમાં એનો આદર ગદ્યમાં જ થાય છે, જ્યારે ગૌડમાર્ગમાં એનો આદર ગદ્ય-પદ્ય બંનેમાં થાય છે.

तद् गुरूणां लघूनां च बाहुल्याल्पत्वमिश्रणैः ।
उच्चावचप्रकारं तद् दृश्यमाख्यायिकादिषु ॥८१॥

ગુરુ અને લઘુ (વર્ણો)ની બહુલતા, અલ્પતા અને મિશ્રતાને કારણે આ (ઓજસ્-નામક ગુણ) અનેક પ્રકારનો બને છે. આખ્યાયિકા વગેરેમાં તે દૃષ્ટિગોચર થાય છે. (૮૧)

आख्यायिकादिषु – આખ્યાયિકા, બિરુદ, ચમ્પૂ વગેરે ગદ્ય પ્રચુર સાહિત્ય પ્રકારોમાં.

अस्तमस्तकपर्यस्तसमस्तार्कांशुसंस्तरा ।
पीनस्तनस्थितातान्रकम्रवस्त्रेव वारुणी ॥८२॥

(જેમકે—)"અસ્તાચલના શિખર પર ફેલાયેલા સમસ્ત સૂર્યકિરણો-રૂપી આચ્છાદનવાળી પશ્ચિમ દિશા, પુષ્ટ સ્તન પર સહેજ લાલ સુંદર વસ્ત્રવાળી (કોઈક સુંદરી) માફક શોભી રહી છે." (૮૨)

અનુપ્રાસ અને સમાસના પ્રાચુર્યને કારણે, ગૌડમાર્ગની દૃષ્ટિએ ઓજોગુણનું ઉદાહરણ.

इति पद्येऽपि पौरस्त्या बध्नन्त्योजस्विनीर्गिरः ।
अन्ये त्वनाकुलं हृद्यमिच्छन्त्योजो गिरां यथा ॥८३॥

આ રીતે ગૌડમાર્ગના અનુયાયીઓ પદ્યમાં પણ ઓજોગુણ-યુક્ત વાણીનો પ્રયોગ કરે છે. જ્યારે બીજા (વૈદર્ભમાર્ગના અનુયાયીઓ) તો વાણી અનાકુલ અને હૃદ્ય હોય તો જ ઓજોગુણને ઇચ્છે છે. (૮૩)

पौरस्त्याः – ગૌડમાર્ગના અનુયાયીઓ.
अनाकुलम् – જેનો ઉચ્ચાર સુખદ હોય અને અર્થ સ્પષ્ટ હોય એવી વાણી.
हृद्यम् – મનોહર, મધુર, સુંદર.

पयोधरतटोत्सङ्गलग्नसन्ध्यातपांशुका ।
कस्य कामातुरं चेतो वारुणी न करिष्यति ॥८४॥

(જેમકે—)"જેના મેઘરૂપી સ્તનતટના મધ્યભાગ પર સંધ્યાના સૂર્ય-કિરણોરૂપી વસ્ત્ર રહેલું છે, એવી પશ્ચિમ દિશા કોનાં હૃદયને કામાતુર નહીં કરે ?" (૮૪)

વૈદર્ભમાર્ગની દૃષ્ટિએ ઓજોગુણનું ઉદાહરણ અહીં, ઓજોગુણ માટે અપેક્ષિત એવું સમાસબાહુલ્ય હોવા છતાં, શ્લોકમાં-૮૨ માં છે તેવી, પદોની ક્લિષ્ટતા નથી.

(૯) કાન્તિ

कान्तं सर्वजगत्कान्तं लौकिकार्थानतिक्रमात् ।
तच्च वार्ताभिधानेषु वर्णनास्वपि दृश्यते ॥८५॥

લોકપ્રસિદ્ધ અર્થનો ત્યાગ ન કરવાને પરિણામે જે સર્વલોકપ્રિય બને તે કાન્તિ (ગુણ); અને તે લોકવ્યવહારનાં વચનોમાં તથા પ્રશસ્તિઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. (૮૫)

वार्ताभिधानेषु वर्णनासु – કાન્તિ-ગુણના આવિષ્કાર માટેનાં બે ક્ષેત્રો.

गृहाणि नाम तान्येव तपोराशिर्भवादृशः ।
संभावयति यान्येव पावनैः पदपांसुभिः ॥८६॥

(જેમકે—)"આપના જેવા તપોનિધિ પવિત્ર ચરણરજ વડે જેનું બહુમાન કરે તે જ ખરેખર, ગૃહો છે." (૮૬)

વાર્તાભિધાનરૂપ કાન્તિ-ગુણનું ઉદાહરણ

अनयोरनवद्याङ्गि स्तनयोर्जृम्भमाणयोः ।
अवकाशो न पर्याप्तस्तव बाहुलतान्तरे ॥८७॥

(જેમકે—)"હે સુંદરી ! સતત વધતાં જતાં તારાં સ્તન માટે વક્ષઃ-સ્થલ પર પર્યાપ્ત અવકાશ નથી." (૮૭)

વર્ણનારૂપ કાન્તિ-ગુણનું ઉદાહરણ

इतिसम्भाव्यमेवैतद्विशेषाख्यानसंस्कृतम् ।
कान्तं भवति सर्वस्य लोकयात्रानुवर्तिनः ॥८८॥

આ પ્રમાણે કહેવું શક્ય છે, અને વિશિષ્ટ કથનપદ્ધતિથી સંસ્કારવામાં આવતાં તે લોકવ્યવહારનિપુણ એવા સહુને માટે રમણીય બને છે. (૮૮)

लोकातीत इवात्यर्थमध्यारोप्य विवक्षितः ।
योऽर्थस्तेनाति तुष्यन्ति विदग्धा नेतरे जनाः ॥८९॥

જેમાં શબ્દ, અર્થ અને સમાસ અનાકુલ તેમજ શ્રવ્ય હોય તેવા ગદ્યવાળી, ઉદાત્ત અર્થવાળી અને ઉચ્છવાસોથી સમ્બદ્ધ એવી સંસ્કૃત રચના તે આખ્યાયિકા. (૧.૨૫)

वृत्तमाख्यायते तस्यां नायकेन स्वचेष्टितम् ।
वक्त्रं चापरवक्त्रं च काले भाव्यार्थशंसि च ॥१.२६॥

તેમાં પોતાનાં ચરિત્રવૃત્તાંત અને ચેષ્ટા નાયક પોતે કહે છે; અને યથાસમય ભાવિ ઘટનાઓનું સૂચન કરતા વક્ત્ર અપરવક્ત્ર છંદ એમાં હોય છે. (૧.૨૬)

## ૯. કથા

कवेरभिप्रायकृतैः कथनैः कैश्चिदङ्किता ।
कन्याहरणसंग्रामविप्रलम्भोदयान्विता ॥१.२७॥

કવિનાં સાભિપ્રાય કથનોથી જે કોઈ કોઈ વાર અંકિત હોય; કન્યા હરણ, સંગ્રામ, વિપ્રલંભ અને અભ્યુદયના જે નિરૂપણ વાળી હોય-(૧.૨૭)

न वक्त्रापरवक्त्राभ्यां युक्ता नोच्छ्वासवत्यपि ।
संस्कृतासंस्कृता चेष्टा कथाऽपभ्रंशभाक् तथा ॥१.२८॥

અને જે વક્ત્ર-અપરવક્ત્ર વિનાની, ઉચ્છ્વાસ વિનાની હોય. અને જે સંસ્કૃત-અસંસ્કૃત (પ્રાકૃત) કે અપભ્રંશવાળી હોય તે કથા. (૧.૨૮)

अन्यैः स्वचरितं तस्यां नायकेन तु नोच्यते ।
स्वगुणाविष्कृतिं कुर्यादभिजातः कथं जनः ॥१.२९॥

તેમાં પોતાના ચરિતનું વર્ણન નાયક પોતે કરતો નથી; બીજા કરે છે. અભિજાત વ્યક્તિ પોતાના ગુણો પોતે જ કેમ કરીને કહે? (૧.૨૯)

## ૧૦. અનિબદ્ધ

अनिबद्धं पुनर्गाथा श्लोकमात्रादि तत्पुनः ।
युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते ॥१.३०॥

ગાથા અને શ્લોકમાત્ર અનિબદ્ધ કહેવાય છે. આ સર્વે (આગળ કહ્યા તે બધા પ્રકારો) વક્રસ્વભાવવાળી ઉક્તિથી યુક્ત હોય તે ઇષ્ટ છે.

## ૧૧. માર્ગભેદ

वैदर्भमन्यदस्तीति मन्यन्ते सुधियोऽपरे ।
तदेव च किल ज्यायः सदर्थमपि नापरम् ॥१.३१॥

(જેમકે—)"જેના મેઘરૂપી સ્તનતટના મધ્યભાગ પર સંધ્યાના સૂર્ય-કિરણોરૂપી વસ્ત્ર રહેલું છે, એવી પશ્ચિમ દિશા કોનાં હૃદયને કામાતુર નહીં કરે ?" (૮૪)

વૈદર્ભમાર્ગની દૃષ્ટિએ ઓજોગુણનું ઉદાહરણ અહીં, ઓજોગુણ માટે અપેક્ષિત એવું સમાસબાહુલ્ય હોવા છતાં, શ્લોકમાં–૮૨ માં છે તેવી, પદોની ક્લિષ્ટતા નથી.

(૯) કાન્તિ

कान्तं सर्वजगत्कान्तं लौकिकार्थानतिक्रमात् ।
तच्च वार्ताभिधानेषु वर्णनास्वपि दृश्यते ।।८५।।

લોકપ્રસિદ્ધ અર્થનો ત્યાગ ન કરવાને પરિણામે જે સર્વલોકપ્રિય બને તે કાન્તિ (ગુણ); અને તે લોકવ્યવહારનાં વચનોમાં તથા પ્રશસ્તિઓમાં પણ દ્રષ્ટિગોચર થાય છે. (૮૫)

वार्ताभिधानेषु वर्णनासु – કાન્તિ–ગુણના આવિષ્કાર માટેનાં બે ક્ષેત્રો.

गृहाणि नाम तान्येव तपोराशिर्भवादृशः ।
संभावयति यान्येव पावनैः पदपांसुभिः ।।८६।।

(જેમકે—)"આપના જેવા તપોનિધિ પવિત્ર ચરણરજ વડે જેનું બહુમાન કરે તે જ ખરેખર, ગૃહો છે." (૮૬)

વાર્તાભિધાનરૂપ કાન્તિ–ગુણનું ઉદાહરણ

अनयोरनवद्याङ्गि स्तनयोर्जृम्भमाणयोः ।
अवकाशो न पर्याप्तस्तव बाहुलतान्तरे ।।८७।।

(જેમકે—)"હે સુંદરી ! સતત વધતાં જતાં તારાં સ્તન માટે વક્ષઃ-સ્થલ પર પર્યાપ્ત અવકાશ નથી." (૮૭)

વર્ણનારૂપ કાન્તિ–ગુણનું ઉદાહરણ

इतिसम्भाव्यमेवैतद्विशेषाख्यानसंस्कृतम् ।
कान्तं भवति सर्वस्य लोकयात्रानुवर्तिनः ।।८८।।

આ પ્રમાણે કહેવું શક્ય છે, અને વિશિષ્ટ કથનપદ્ધતિથી સંસ્કારવામાં આવતાં તે લોકવ્યવહારનિપુણ એવા સહુને માટે રમણીય બને છે. (૮૮)

लोकातीत इवात्यर्थमध्यारोप्य विवक्षितः ।
योऽर्थस्तेनातिं तुष्यन्ति विदग्धा नेतरे जनाः ।।८९।।

જેમાં શબ્દ, અર્થ અને સમાસ અનાકુલ તેમજ શ્રવ્ય હોય તેવા ગદ્યવાળી, ઉદાત્ત અર્થવાળી અને ઉચ્છવાસોથી સમ્બદ્ધ એવી સંસ્કૃત રચના તે આખ્યાયિકા. (૧.૨૫)

वृत्तमाख्यायते तस्यां नायकेन स्वचेष्टितम् ।
वक्त्रं चापरवक्त्रं च काले भाव्यार्थशंसि च ॥१.२६॥

તેમાં પોતાનાં ચરિત્રવૃત્તાંત અને ચેષ્ટા નાયક પોતે કહે છે; અને યથાસમય ભાવિ ઘટનાઓનું સૂચન કરતા વક્ત્ર અપરવક્ત્ર છંદ એમાં હોય છે. (૧.૨૬)

## ૯. કથા

कवेरभिप्रायकृतैः कथनैः कैश्चिदङ्किता ।
कन्याहरणसंग्रामविप्रलम्भोदयान्विता ॥१.२७॥

કવિનાં સાભિપ્રાય કથનોથી જે કોઇ કોઈ વાર અંકિત હોય; કન્યા હરણ, સંગ્રામ, વિપ્રલંભ અને અભ્યુદયના જે નિરૂપણ વાળી હોય-(૧.૨૭)

न वक्त्रापरवक्त्राभ्यां युक्ता नोच्छ्वासवत्यपि ।
संस्कृतासंस्कृता चेष्टा कथाऽपभ्रंशभाक् तथा ॥१.२८॥

અને જે વક્ત્ર-અપરવક્ત્ર વિનાની, ઉચ્છ્વાસ વિનાની હોય. અને જે સંસ્કૃત-અસંસ્કૃત (પ્રાકૃત) કે અપભ્રંશવાળી હોય તે કથા. (૧.૨૮)

अन्यैः स्वचरितं तस्यां नायकेन तु नोच्यते ।
स्वगुणाविष्कृतिं कुर्यादभिजातः कथं जनः ॥१.२९॥

તેમાં પોતાના ચરિતનું વર્ણન નાયક પોતે કરતો નથી; બીજા કરે છે. અભિજાત વ્યક્તિ પોતાના ગુણો પોતે જ કેમ કરીને કહે? (૧.૨૯)

## ૧૦. અનિબદ્ધ

अनिबद्धं पुनर्गाथा श्लोकमात्रादि तत्पुनः ।
युक्तं वक्रस्वभावोक्त्या सर्वमेवैतदिष्यते ॥१.३०॥

ગાથા અને શ્લોકમાત્ર અનિબદ્ધ કહેવાય છે. આ સર્વે (આગળ કહ્યા તે બધા પ્રકારો) વક્રસ્વભાવવાળી ઉક્તિથી યુક્ત હોય તે ઇષ્ટ છે.

## ૧૧. માર્ગભેદ

वैदर्भमन्यदस्तीति मन्यन्ते सुधियोऽपरे ।
तदेव च किल ज्यायः सदर्थमपि नापरम् ॥१.३१॥

કેટલાક, જેમને ઓજ અભિમત છે તેઓ, ઘણાં પદોનો પણ સમાસ રચે છે, જેમકે-मन्दारकुसुमरेणुपिञ्जरितालका-મંદારનાં પુષ્પોની રજથી જેના અલક પીળા થઈ ગયા છે એવી (નાયિકા). (૨.૨)

श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते ।
आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत् ॥२.३॥

જે શ્રવ્ય (એટલે કે સાંભળવામાં અક્લિષ્ટ) હોય, અને જેમાં વધારે (પ્રમાણમાં) સમાસો ન હોય તો તે કાવ્ય મધુર કહેવાય. જેનો અર્થ વિદ્વાનોથી માંડી સ્ત્રીઓ અને બાળકોને પણ પ્રતીત થાય તે પ્રસાદયુક્ત કહેવાય (૨.૩)

## ૧૫ અતિશયોક્તિ

निमित्ततो वचो यत्तु लोकातिक्रान्तगोचरम् ।
मन्यन्तेऽतिशयोक्तिं तामलङ्कारतया यथा ॥२.८१॥

જે વચન કોઈ નિમિત્તે લોક સીમાને અતિક્રમી જાય તેને અતિશયોક્તિ અલંકાર કહેવામાં આવે છે. (૨.૮૧) જેમકે,

स्वपुष्पच्छविहारिण्या चन्द्रभासा तिरोहिताः ।
अन्वमीयन्त भृङ्गालिवाचा सप्तच्छदद्रुमाः ॥२.८२॥

પોતાની પુષ્પશોભાનું હરણ કરનારી જ્યોત્સ્નાથી તિરોહિત સપ્તચ્છદનાં વૃક્ષો ભ્રમરોના ગુંજનથી અનુમાની શકાયાં. (૨.૮૨)

अपां यदि त्वक्शिथिला च्युता स्यात्फणिनामिव ।
तदा शुक्लांशुकानि स्युरङ्गेष्वम्भसि योषिताम् ॥२.८३॥

જો સર્પોની કાંચળીની જેમ પાણીની ત્વચા પણ શિથિલ થઈને છૂટી પડે તો તે જલમાં (ક્રીડા કરતી) નારીઓના અંગ પર શ્વેત અંશુક બની રહે. (૨,૮૩)

इत्येवमादिरुदिता गुणातिशययोगतः ।
सर्वैवातिशयोक्तिस्तु तर्कयेत्तां यथागमम् ॥२.८४॥

પૂર્વોક્ત પ્રકારે બધી અતિશયોક્તિ ગુણાતિશયને લીધે સિદ્ધ થાય છે. શાસ્ત્ર પ્રમાણે તેમની કલ્પના કરવી જોઈએ. (૨.૮૪)

## ૧૬ વક્રોક્તિ

सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
[illegible] कार्यः कोऽलङ्कारोऽनया विना ॥२.८५॥

તે (અતિશયોક્તિ) જ સર્વત્ર વક્રોક્તિ છે, જેનાથી અર્થનું વિભાવન થાય છે. કવિએ એને માટે પ્રયત્ન કરવો જોઈએ, કારણકે એના વિના કોઈ અલંકાર કેવો ? (૨.૮૫)

हेतुश्च सूक्ष्मो लेशोऽथ नालङ्कारतया मतः ।
समुदायाभिधानस्य वक्रोक्त्यनभिधानतः ॥२.८६॥

હેતુ, સૂક્ષ્મ અને લેશને અલંકાર માન્યા નથી, કારણ કે તેઓ સમુદાયના (ઇતિવૃત્તના) વાચક છે અને વક્રોક્તિ વિનાના છે. (૨.૮૬)

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्त्तामेनां प्रचक्षते ॥२.८७॥

સૂર્ય આથમ્યો, ચન્દ્ર પ્રકાશે છે, પક્ષીઓ માળાઓ તરફ જઈ રહ્યાં છે-આ કંઈ કાવ્ય છે ? આ તો સમાચાર કહેવાય. (૨.૮૭)

## ૧૭ સ્વભાવોક્તિ

स्वभावोक्तिरलङ्कारः इति केचित्प्रचक्षते ।
अर्थस्य तदवस्थत्वं स्वभावोऽभिहितो यथा ॥२.९३॥

સ્વભાવોક્તિ (પણ) અલંકાર છે એવું કેટલાક કહે છે. પદાર્થનું જે તે અવસ્થામાં રહેવું તે તેનો સ્વભાવ કહેવાય છે. (૨.૯૩)

## ૧૮ પ્રેયસ્, રસવત્, ઊર્જસ્વી

प्रेयो गृहागतं कृष्णमवादीद् विदुरो यथा ।
अद्य या मम गोविन्द जाता त्वयि गृहागते ।
कालेनैषा भवेत्प्रीतिस्तवैवागमनात्पुनः ॥३.५॥

પ્રેયસ આ પ્રમાણે છે : પોતાના ઘરે આવેલા કૃષ્ણને વિદુરે કહ્યું કે હે ગોવિન્દ, મારા ઘરે આપના આવવાથી મને જે આનંદ થયો છે તે સમય જતાં ફરીવાર આપના જ આગમનથી થશે. (૩.૫)

रसवद्दर्शितस्पष्टशृङ्गारादिरसं यथा ।
देवी समागमद्धर्ममस्करिण्यतिरोहिते ॥३.६॥

શૃંગારાદિ રસો જ્યાં સ્પષ્ટપણે દર્શાવાયા હોય તે રસવત્ કહેવાય, જેમકે, (જ્યારે) (કૃતક) સંન્યાસી જાહેર થયા (ત્યારે) દેવી આવી. (૩.૬)

ऊर्जस्वि कर्णेन यथा पार्थाय पुनरागतः ।
द्विः सन्दधाति किं कर्णः शल्येत्यहिरपाकृतः ॥३.७॥

ઊર્જસ્વી : જેમકે, કર્ણે અર્જુન પર છોડેલું સર્પાસ્ત્ર જ્યારે પાછું આવ્યું ત્યારે 'હે શલ્ય, કર્ણ શું ફરીવાર લક્ષ્ય સન્ધાન કરે છે ખરો ?' એમ કહીને તેને દૂર કર્યું (૩.૭)

૧૯ ભાવિક

भाविकत्वमिति प्राहुः प्रबन्धविषयं गुणम् ।
प्रत्यक्षा इव दृश्यन्ते यत्रार्था भूतभाविनः ॥३.५३॥

ભાવિકત્વને પ્રબંધ વિષયક ગુણ કહે છે. એમાં ભૂત અને ભાવિ અર્થો પ્રત્યક્ષ જેવા દેખાય છે. (૩.૫૩)

चित्रोदात्ताद्भुतार्थत्वं कथायाः स्वभिनीतता ।
शब्दानाकुलता चेति तस्य हेतुं प्रचक्षते ॥३.५४॥

અર્થની ચિત્રાત્મકતા, ઉદાત્તતા અને અદ્‌ભુતતા, કથાની અભિનેયતા તથા શબ્દોની અનાકુલતા તેનાં નિષ્પાદક તત્ત્વો કહેવાયાં છે. (૩.૫૪)

૨૦ અન્યદોષ

अपार्थं व्यर्थमेकार्थं ससंशयमप्रक्रमम् ।
शब्दहीनं यतिभ्रष्टं भिन्नवृत्तं विसन्धि च ॥४.१॥
देशकालकलालोकन्यायागमविरोधि च ।
प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते ॥४.२॥

અપાર્થ, વ્યર્થ, એકાર્થ, સસંશય, અપક્રમ, શબ્દહીન, યતિભ્રષ્ટ, ભિન્નવૃત્ત, વિસન્ધિ, દેશવિરુદ્ધ, કાલવિરુદ્ધ, કલાવિરુદ્ધ, લોકવિરુદ્ધ, ન્યાયવિરુદ્ધ, આગમવિરુદ્ધ, પ્રતિજ્ઞાનહીન, હેતુહીન, દૃષ્ટાન્તહીન, દોષવાળું કાવ્ય ઈષ્ટ નથી. (૪.૧–૨)

૨૧ કાવ્યમહાત્મ્ય

स्वादुकाव्यरसोन्मिश्रं शास्त्रमप्युपयुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटु भेषजम् ॥५.५॥

સ્વાદુ કાવ્યરસમાં સંમિશ્રિત શાસ્ત્ર પણ ઉપયોગમાં લેવાય છે. પહેલાં મધને ચાટનારા (પછીથી) કડવી દવા (પણ) પી લે છે. (૫.૩)

न स शब्दो न तद्वाच्यं न स न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान्कवेः ॥५.४॥

એવો કોઈ શબ્દ નથી, એવો કોઈ ન્યાય નથી, એવી કોઈ કલા નથી જે કાવ્યનું અંગ ન બની શકે. અહો, કવિની જવાબદારી કેટલી મોટી છે ! (૫.૪)

पदमेकं परं साधु नार्वाचीननिबन्धनम् ।
वैपरीत्याद्विपर्यासं कीर्त्तेरपि करोति तत् ॥५.६२॥

એકાદ રમણીય પદ સારું; તેથી વિપરીત પ્રબન્ધ પણ નહીં. વિપરીતતાને કારણે તે યશનો પણ વિપર્યાસ કરે છે (૫.૬૧)

## ૨૨ વક્રોક્તિની વિશિષ્ટતા

अंशुमद्भिश्च मणिभिः फलन्निम्नैश्च शाखिभिः ।
फुल्लैश्च कुसुमैरन्यैर्वाचोऽलङ्कुरुते यथा ॥५.६४॥

તેજસ્વી રત્નો વડે, ફળથી લચેલાં વૃક્ષો વડે, પ્રફુલ્લિત પુષ્પો વડે બીજા કવિઓ વાણીને અલંકૃત કરે છે. (૫.૬૪)

तदेभिरङ्गैर्भूष्यन्ते भूषणोपवनस्रजः ।
वाचां वक्रार्थशब्दोक्तिरलङ्काराय कल्पते ॥५.६६॥

પણ આ ઉપાદાનોથી તો આભૂષણ, ઉપવન અને માળાની શોભા વધે છે, વાણીની શોભા તો વક્ર શબ્દ અને અર્થવાળી ઉક્તિથી જ નિષ્પન્ન થાય છે (૫.૬૬)

## ૨૩ વ્યાકરણમહિમા

नापारयित्वा दुर्गाधममुं व्याकरणार्णवम् ।
शब्दरत्नं स्वयंगम्यमलं कर्तुमयं जनः ॥६.३॥

તે દુરવગાહ વ્યાકરણસમુદ્રનો પાર પામ્યા વિના આ જન (કોઈ કવિ) શબ્દરૂપ રત્નને પામવામાં સફળ થઈ શકે નહીં. (૬.૩)

तस्य चाधिगमे यत्नः कार्यः काव्यं विधित्सता ।
परप्रत्ययतो यत्तु क्रियते तेन का रतिः ॥६.४॥

તેથી કાવ્ય કરવા ઇચ્છનારે તેનું અવગાહન કરવા પ્રયત્ન કરવો જોઈએ. અન્યના આધારે જે રચના કરાય તેમાં શો આનંદ આવે ?

नान्यप्रत्ययशब्दा वागाविभाति मुदे सताम् ।
परेण धृतमुक्तेव सरसा कुसुमावली ॥६.५॥

જેના શબ્દ અન્યના પ્રામાણ્ય પર આધારિત હોય તેવી વાણી, અન્ય દ્વારા ધારણ કરીને ઉતારી દીધેલી સરસ પુષ્પમાલાની જેમ, વિદ્વાનોને પ્રસન્ન કરી શકતી નથી. (૬.૫)

मुख्यस्तावदयं न्यायो यत्स्वशक्त्या प्रवर्तते ।
अन्यसारस्वता नाम सन्त्यन्योक्तानुवादिनः ॥६.६॥

કવિ પોતાની જ શક્તિથી પ્રવૃત્ત થાય એ જ મુખ્ય ન્યાય છે. અન્યના કથનનું પુનઃ કથન કરનારા માત્ર નામના પંડિતો છે. (૬.૬)

## ૨૪ પ્રયોગવિવેક

वक्रवाचां कवीनां ये प्रयोगं प्रति साधवः ।
प्रयोक्तुं ये न युक्ताश्च तद्विवेकोऽयमुच्यते ॥६.२३॥

વક્રવાણીના કવિઓના પ્રયોગ માટે જે શબ્દ પ્રયોગયોગ્ય છે અને જે પ્રયોગયોગ્ય નથી તેનો વિવેક અમે કહીએ છીએ. (૬.૨૩)

नाप्रयुक्तं प्रयुञ्जीत चेतःसंमोहकारिणम् ।
तुल्यार्थत्वेऽपि हि ब्रूयात्को हन्ति गतिवाचिनम् ॥६.२४॥

અપ્રયુક્તને પ્રયોગ નહીં કરવો જોઈએ, કારણ કે તે ચિત્તને ભ્રમમાં નાખે છે. સમાનાર્થ હોવા છતાં પણ हन् ધાતુનો 'જવું'ના અર્થમાં કોણ પ્રયોગ કરશે'? (૬.૨૪)

न शिष्टैरुक्तमित्येव न तन्त्रान्तरसाधितम् ।
छन्दोवदिति चोत्सर्गान्न चापि च्छान्दसं वदेत् ॥६.२७॥

શિષ્ટોએ પ્રયોગ કર્યો છે એ કારણે પણ (અસાધુ) શબ્દનો પ્રયોગ ન કરવો જોઈએ. જે અન્ય શાસ્ત્રોથી સાધિત ન હોય તેવા શબ્દોનો પણ પ્રયોગ ન કરવો જોઈએ. 'છન્દોવત્' નિયમાનુસાર વૈદિક રૂપેનો પણ પ્રયોગ ન કરવો જોઈએ.

क्रमागतं श्रुतिसुखं शब्दमर्थ्यमुदीरयेत् ।
अतिशेते ह्यलङ्कारमन्यं व्यञ्जनचारुता ॥६.२८॥

ક્રમાગત, શ્રુતિસુખદ અને અર્થયુક્ત શબ્દનો પ્રયોગ કરવો જોઈએ. વર્ણસૌન્દર્ય બીજા અલંકારોથી પણ અધિક છે. (૬.૨૮)

# દંડી

## (સમય : ઈ.સ. ૭૫૦ આસપાસ)

### પ્રાચાર્ય જયાનંદ દવે

અલંકારશાસ્ત્રના ઇતિહાસમાં દંડીનું સ્થાન પ્રાચીન આલંકારિકોમાંના એક તરીકે મોખરે અને માનભર્યું રહ્યું છે. આ શાસ્ત્રના કેટલાક વિષયોની વિચારણાનો આરંભ અતિપ્રાચીન સમયમાં થયો હશે, અને ભરતમુનિના નાટ્યશાસ્ત્ર પહેલાંયે એ વિચારણાને સ્પષ્ટ સ્વરૂપમાં રજુ કરતા ગ્રંથો પણ લખાયા હશે, એમ માનવામાં આવે છે; તેમ છતાં ઉપલબ્ધ ગ્રંથોની પ્રવર્તમાન પરિસ્થતિ જોતાં, સમયની આનુપૂર્વીના દૃષ્ટિએ, ભરત અને ભામહ પછી તરત જ દંડી આવે છે. આ ઉપરાંત, કાવ્યશાસ્ત્રવિષયક મૌલિક વિચારસરણી, અને ખાસ તો કાવ્યવિવેચનશાસ્ત્રના ઇતિહાસમાં કેટલાક સંપૂર્ણતઃ નવીન સિદ્ધાન્તો સૌપ્રથમ વાર 'કાવ્યાદર્શ'માં જ રજુ થયા હોવાને કારણે દંડીનું સ્થાન વિશિષ્ટ રહ્યું છે.

ભામહના અલંકારસંપ્રદાયની સ્પષ્ટ અને સારી એવી અસર દંડી પર જોઈ શકાય છે; તે છતાં કાવ્યમાં અલંકાર જ સર્વસ્વ છે, એવું પ્રતિપાદન તેમને સ્વીકાર્ય નથી. હકીકતમાં, એ પ્રતિપાદનની પરંપરાગત માન્યતામાંથી મુક્ત થવાની પ્રક્રિયા દંડીથી શરૂ થાય છે. કાવ્યમાં ગુણના મહત્ત્વને સૌ પ્રથમ દંડીએ જ પ્રસ્થાપિત કર્યું છે, અને આ રીતે, ગુણની વિશિષ્ટતા પર આધારિત એવા વામનના રીતિસિદ્ધાન્તની સ્થાપના માટે અનુકૂળ અને અનિવાર્ય પૂર્વભૂમિકા રચી આપે છે. આ દૃષ્ટિએ જોતાં, એમ અવશ્ય કહી શકાય કે કાવ્યશાસ્ત્રના વિવિધ સંપ્રદાયોમાં, કાવ્યના બાહ્ય શરીર સાથે જ સંબંધ ધરાવતા અલંકાર જેવા પ્રમાણમાં અલ્પમૂલ્ય તત્ત્વની પકડને શિથિલ બનાવીને, કાવ્યના આત્મા સાથે સીધો સંબંધ ધરાવતા અને થોડા સ્થિર તથા સ્થાયી મૂલ્યવાળા ગુણના તત્ત્વને ઉચ્ચ પ્રકારના કાવ્યમાં જીવાતુભૂત સામગ્રી તરીકે માન્યતા આપીને, દંડીએ ભામહના અલંકારસંપ્રદાયમાંથી વામનના રીતિસંપ્રદાય પ્રતિના પ્રગતિપ્રયાણ માટે આવશ્યક એવી સંક્રાન્તિભૂમિકા સર્જી અલબત્ત, કાવ્યાદર્શના બીજા અને ત્રીજા પરિચ્છેદોમાંનું અલંકારોનું સવિસ્તર અને સુવ્યવસ્થિત

નિરૂપણ જોતાં, અલંકારોનું મહત્ત્વ દંડીને મન ઘણું છે, એમ સ્વીકારવું જ રહ્યું છે. સારું કાવ્ય અલંકૃત હોવું જોઈએ, એમ દંડી અવશ્ય માને છે; પરંતુ અલંકારની તેમની વિભાવના પુરોગામીઓ કરતાં વિભિન્ન અને વિશિષ્ટ છે, એ પણ એટલું જ સાચું છે. અલંકારશાસ્ત્રની પરંપરાએ સ્વીકારેલા અર્થ અને શબ્દના અલંકારો ઉપરાંત પોતે નવેસરથી નિરૂપેલા વૈદર્ભમાર્ગના પ્રાણ-સ્વરૂપ ૧૦ ગુણોને પણ દંડીને કાવ્યના શોભાકારક ધર્મો તરીકે સ્વીકારે છે અને સ્થાપે છે. આમ, અલંકારોના સ્થૂલ મહત્ત્વની સ્વીકૃતિ પૂરતા દંડીને અલંકારસંપ્રદાયના પ્રતિનિધિ ગણી શકાય; પરંતુ વૈદર્ભ અને ગૌડ માર્ગના તેમણે નિરૂપેલા અભિનવ અને અભૂતપૂર્વ કાવ્યસિદ્ધાન્તની દષ્ટિએ, અનુગામી વામને વ્યવસ્થિત રીતે સ્થાપેલા રીતિસંપ્રદાયના એક પ્રખર પુરોગામી અને પ્રતિનિધિ તરીકે પણ એમનું સ્થાન સવિશેષ મહત્ત્વનું બની રહે છે. 'રીતિ' શબ્દ દંડીએ પોતાના વિવેચન–ગ્રંથમાં ક્યાંય પ્રયોજ્યો નથી, એ વાત સાચી; તે છતાં, તેમણે પ્રયોજેલા 'માર્ગ' અને 'વર્ત્મન્' એ બે શબ્દો વામનપ્રયુક્ત 'રીતિ'ના પર્યાયશબ્દો બનવાની ક્ષમતા ધરાવે છે, એ નિઃશંક છે.

વૈદર્ભમાર્ગના પ્રાણસ્વરૂપ દસ ગુણોનું દંડીનું નિરૂપણ અલંકારશાસ્ત્રના સમગ્ર વિચાર પ્રવાહને એક જૂદી જ દિશામાં વળાંક આપે છે. અલબત્ત, ગુણોનું તેમનું એ નિરૂપણ સંપૂર્ણતઃ તર્કશુદ્ધ અને નિઃશેષતાસૂચક નથી; એટલું જ નહીં, વામનની જેમ શબ્દગુણો અને અર્થગુણો વચ્ચે ભેદરેખા પણ દંડી દોરતા નથી; કારણકે એમણે નિરૂપેલા દસ ગુણોમાંથી અમુક ગુણો શબ્દના, અમુક ગુણો અર્થના અને અમુક ગુણો શબ્દ–અર્થ ઉભયના છે. પોતાના ગુણ-નિરૂપણની આ ખામીથી દંડી પોતે પણ સભાન હોય, એમ એમના કેટલાક ઉદ્‌ગારો પરથી પ્રતીત થાય છે. એ જ રીતે, ગુણના મહત્ત્વની સ્થાપનાથી કાવ્યશાસ્ત્રના ઇતિહાસમાં અલંકાર કરતાં દંડી એક ડગલું આગળ ગયા હોવા છતાં, વામનની જેમ ગુણ અને અલંકાર વચ્ચેના સૈદ્ધાન્તિક અને તાત્ત્વિક ભેદનું નિરૂપણ પણ તેમણે કર્યું નથી. હકીકતમાં, ગુણો પણ અલંકારોની જેમ કાવ્યને વિભૂષિત કરતા ધર્મો છે, એમ દંડી માનતા જણાય છે. અલબત્ત, એટલું ખરું કે કાવ્યની સારી ભાષાશૈલી કે રીતે જેના માટે દંડીએ 'માર્ગ' એવો શબ્દ પ્રયોજ્યો છે તે) માટે, દંડીના મત અનુસાર, ગુણોનું મહત્ત્વ પાયાનું છે, જ્યારે અલંકારોનું મહત્ત્વ ગૌણ કક્ષાનું છે. અને આમ છતાં, અલંકારો (સવિશેષ, અર્થાલંકારો)નું દંડી સવિસ્તર નિરૂપણ કરે છે, અને એમાંયે વ્યક્તિગત અલંકારોના અનેક નવીન ભેદ–પ્રભેદોનું સર્જન કરે છે, એ

એક હકીકત છે. ઉપમાના તેમણે આપેલા ૩૨ પ્રભેદોમાંના કેટલાક તો અનુગામી આલંકારિકોને સ્વતંત્ર અલંકાર–સર્જન માટે સારી એવી સામગ્રી પૂરી પાડી રહે છે. અને આવૃત્તિ, હેતુ, સૂક્ષ્મ અને લેશ એ ચાર અલંકારોનું સૌપ્રથમ નિરૂપણ તો દંડીના ગ્રંથમાં જ મળે છે.

આ રીતે, કાવ્યના પ્રકારો, ઘણાખરા અલંકારો અને કાવ્યદોષો વગેરેનું નિરૂપણ દંડીએ પોતાના પુરોગામીઓને અનુસરીને કર્યું હોવા છતાં, એકંદરે જોતાં, દંડીના પ્રદાનનું સમુચિત મૂલ્યાંકન કરવા માટે એટલું અવશ્ય ઉમેરવું જોઈએ કે એક બાજુએ કાવ્યશાસ્ત્રના કેટલાક જૂના અને રૂઢ વિચારોનું દંડીએ શાસ્ત્રીય રીતે શોધન અને ખંડન કર્યું છે, તો બીજી બાજુએ તેમણે પોતાની સર્જક અને સંશોધનક્ષમ પ્રતિભાના પરિણામસ્વરૂપ કેટલાક નવીન અને મૌલિક સિદ્ધાંતોની સ્થાપના કરી છે અને તેનું વિદ્વત્તાપૂર્ણ છતાં વિશદ વિવરણ કર્યું છે.

○

દંડી-વિરચિત

# કાવ્યાદર્શ

## પ્રથમ પરિચ્છેદ ('માર્ગ-વિભાગ')

### વાણીના મહત્ત્વનું પ્રતિપાદન

इह शिष्टानुशिष्टानां शिष्टानामपि सर्वथा ।
वाचामेव प्रसादेन लोकयात्रा प्रवर्तते ॥३॥

શિષ્ટજનોનું અનુશાસન પામેલા (મનુષ્યો)નો તથા બાકીના (એવું અનુશાસન ન પામેલા મનુષ્યો)નો પણ લોકવ્યવહાર અહીં (આ સંસારમાં) સર્વ પ્રકારે વાણીના પ્રસાદથી જ સિદ્ધ થાય છે. (૩)

इदमन्धंतमः कृत्स्नं जायेत भुवनत्रयम् ।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारं न दीप्यते ॥४॥

'શબ્દ'-નામક જ્યોતિ જો સંસારના આરંભકાળથી પ્રકાશતો ન રહ્યો હોત તો આ આખુંયે ત્રિભુવન ગાઢા અન્ધકારથી વ્યાપ્ત બની ગયું હોત. (૪)

आदिराजयशोबिम्बमादर्शं प्राप्य वाङ्मयम् ।
तेषामसंनिधानेऽपि न स्वयं पश्य नश्यति ॥५॥

અગાઉના રાજાઓનું યશોબિંબ વાઙ્મયરૂપી દર્પણ પ્રાપ્ત કરીને, તેમની ગેરહાજરીમાં પણ, નાશ પામતું નથી, તે આપ પોતે જ જુઓ. (૫)

शिष्टानुशिष्टानाम् – પાણિનિ–વરરુચિ આદિ વૈયાકરણરચિત સંસ્કૃત–પ્રાકૃત વ્યાકરણનું જેમણે અધ્યયન કર્યું છે.

शिष्टानाम् – સંસ્કૃત-પ્રાકૃત સિવાયની દેશભાષાઓથી જ પરિચિત. ज्योति– સરખાવો: वाचेवायं ज्योतिषा आस्ते। (बृहदारण्यकोपनिषद्)

### વાણીની નિર્દોષતાની પ્રશસ્તિ

गौर्गौः कामदुधा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥६॥

વાણીનો સમ્યક્ પ્રયોગ કરવામાં આવે તો તે કામધેનુ બની રહે છે, તેમ જ્ઞાનીઓ કહે છે; પરંતુ તેનો દુષ્પ્રયોગ થતાં તે (વાણી) પોતે જ તેવો પ્રયોગ કરનાર (કવિ તેમજ વક્તા)ની મૂર્ખતા પ્રકટ કરે છે. (૬)

सम्यक् प्रयुक्ता – લખવામાં તેમ જ બોલવામાં દોષ-રહિત અને ગુણ-અલંકાર આદિ-પૂર્ણ શાસ્ત્ર સંમત પ્રયોગ.

दुष्प्रयुक्ता – સમ્યક્ પ્રયોગથી ઊલટા પ્રકારનો વાણીનો પ્રયોગ, સ્વર–વર્ણ–માત્રા આદિની વિગુણતા અને સંકેત આદિની ઉપેક્ષાનો પણ એમાં સમાવેશ થઈ જાય.

गोत्वम् – શબ્દશઃ 'બળદપણું',–એટલે કે 'મૂર્ખતા'. 'કામધેનુ' અને 'બળદ' વચ્ચેનો વિરોધ અહીં નોંધપાત્ર છે. સરખાવો – एकः शब्दः सम्यग् ज्ञातः शास्त्रान्वितः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुग् भवति। (महाभाष्य)

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथञ्चन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥७॥

તેથી જ, કાવ્યમાં કોઈ નાનકડા દોષની પણ કોઈ પણ પ્રકારે ઉપેક્ષા ન કરવી; સુંદર શરીર પણ કોઢના માત્ર એક ડાઘને કારણે વિરૂપ બની જાય છે. (૭)

गुणदोषानशास्त्रज्ञः कथं विभजते जनः ।
किमन्धस्याधिकारोऽस्ति रूपभेदोपलब्धिषु ॥८॥

(સાહિત્ય) શાસ્ત્રનું જ્ઞાન ન ધરાવનાર મનુષ્ય ગુણ અને દોષને કેવી રીતે જુદા પાડી શકશે ? રૂપના ભેદોને સમજવાનો શું અંધને અધિકાર હોય છે ? (૮)

## કાવ્યનું લક્ષણ

तैः शरीरं च काव्यानामलङ्काराश्च दर्शिताः ।
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली ॥१०॥

તે (પૂર્વસૂરિ)ઓએ કાવ્યના શરીરનું અને અલંકારોનું પણ નિરૂપણ કર્યું છે; અને તે શરીર એટલે ઇષ્ટ-અર્થ-યુક્ત પદાવલી (૧૦)

तैः – આ પહેલાના નવમા શ્લોકમાં ઉલ્લિખિત સૂરયઃ,-એટલે કે, ભરતાદિ પુરોગામી પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓ.

शरीरम् – કાવ્યના આત્માને સ્થાને રહેલા ઇષ્ટ-અર્થનું આશ્રય-સ્થાન.

च – પ્રથમ પંક્તિમાંના शरीरं પછી આવતા 'च' શબ્દથી દોષોનો તથા વૈદર્ભ-માગના પ્રાણસ્વરૂપ શ્લેષ આદિ ગુણોનો પણ સમાવેશ અભિપ્રેત છે.

इष्टार्थः – સરસતા અને સુંદરતાને કારણે કવિએ વર્ણવવા ધારેલા પ્રતિભા-નિષ્પન્ન કાવ્યાર્થો.

### કાવ્યના પ્રકારો

गद्यं पद्यं च मिश्रं च तत् त्रिधैव व्यवस्थितम् । ११ (पूर्वार्ध)

અને ગદ્ય, પદ્ય અને મિશ્ર—એમ ત્રણ પ્રકારે તે (કાવ્ય)ની વ્યવસ્થા કરવામાં આવી છે. (૧૧ : પૂર્વાર્ધ)

**નોંધ** : પુરોગામી કાવ્યશાસ્ત્રી ભામહે गद्यं पद्यं च द्विधा । (૧,૧૬,)–એમ કહીને, કાવ્યના ગદ્ય અને પદ્ય એ બે જ ભેદો નિરૂપ્યા છે. 'મિશ્ર' પ્રકારનો તેમાં સમાવેશ થયો નથી. એ દૃષ્ટિએ, કાવ્યના ભેદોની દંડીની આ વ્યવસ્થા ધ્યાન ખેંચે છે.

### પદ્ય (કાવ્ય) ના ભેદો

पद्यं चतुष्पदी तच्च वृत्तं जातिरिति द्विधा ॥२२॥

અને ચાર પદવાળું તે પદ્ય 'વૃત્ત' 'જાતિ' એ બે પ્રકારનું હોય છે. (૧૧)

मुक्तकं कुलकं कोषः सङ्घात इति तादृशः ।
सर्गबन्धांशरूपत्वादनुक्तः पद्यविस्तरः ॥२३॥

'મુક્તક', 'કુલક', 'કોષ' 'સંઘાત' જેવા પદ્યપ્રકારો સર્ગબંધ (પ્રકાર)ના અંશરૂપ હોવાથી તેના ઉલ્લેખ (અહીં) કર્યો નથી. (૧૩)

चतुष्पदी – ગ્રંથકારને અહીં 'પદ'નો અર્થ 'પાદ' (ચરણ) એવો અભિપ્રેત જણાય છે. વૈદિક ગાયત્રી છંદમાં ત્રણ પાદ હોય છે અને 'ષટ્પદી' નામનો પણ એક છંદ છે,–એ જોતાં આ चतुष्पदी શબ્દની ગણના ઉપલક્ષણ તરીકે જ થવી જોઈએ.

वृत्तम् – અક્ષર મેળ છંદ

जातिः – માત્રા મેળ છંદ

सर्गबन्धः – મહાકાવ્ય

### સર્ગબંધનાં લક્ષણો

सर्गबन्धो महाकाव्यमुच्यते तस्य लक्षणम् ।
आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम् ॥१४॥

'સર્ગબંધ' એટલે મહાકાવ્ય તે (મહાકાવ્ય)નું લક્ષણ (આ પ્રમાણે) કહેવામાં આવે છે : તેના આરંભમાં આશીર્વાદ, નમસ્કાર અથવા કથા વસ્તુનો ઉલ્લેખ હોય; (૧૪)

इतिहासकथोद्‌भूतमितरद्वा सदाश्रयम् ।
चतुर्वर्गफलायत्तं चतुरोदात्तनायकम् ॥१५॥

(એનું કથા વસ્તુ) ઈતિહાસ-કથામાંથી ઉદ્‌ભવેલું અથવા સત્પુરુષોને આશ્રયે રહેલું બીજું કશુંક હોય; (એનું સર્જન) ચાર પુરુષાર્થોની સિદ્ધિને ઉદ્દેશીને કરવામાં આવ્યું હોય; એનો નાયક ચતુર અને ઉદાત્ત હોય; (૧૫)

नगरार्णवशैलर्तुचन्द्रार्कोदयवर्णनैः ।
उद्यानसलिलक्रीडामधुपानरतोत्सवैः ॥१६॥
विप्रलम्भैर्विवाहैश्च कुमारोदयवर्णनैः ।
मन्त्रदूतप्रयाणाजिनायकाभ्युदयैरपि ॥१७॥
अलङ्कृतसंक्षिप्तं रसभावनिरन्तरम् ।
सर्गैरनतिविस्तीर्णैः श्रव्यवृत्तैः सुसन्धिभिः ॥१८॥
सर्वत्र भिन्नवृत्तान्तैरुपेतं लोकरञ्जकम् ।
काव्यं कल्पान्तरस्थायि जायते सदलङ्कृति ॥१९॥

નગર, સાગર, પર્વત, ઋતુ ચન્દ્રોદય, સૂર્યોદય, ઉદ્યાન, જલક્રીડા, મદ્યપાન, સંભોગ-ઉત્સવ, વિયોગ, વિવાહ, પુત્રજન્મ, મંત્રણા, દૂત, વિજયયાત્રા, યુદ્ધ, નાયકનો અભ્યુદય, - વગેરેના વર્ણનો વડે તે અલંકૃત, સુદીર્ઘ અને રસ-ભાવ-પૂર્ણ હોય; અતિ વિસ્તૃત નહીં એવા, શ્રવણમધુર છંદોવાળા, સમુચિત સંધિવાળા અને અંતભાગમાં સર્વત્ર ભિન્ન છંદોવાળા સર્ગોથી તે યુક્ત હોય; એમાં સુંદર અલંકારો હોય; (આવું મહાકાવ્ય લોકોને આનંદ આપી રહે અને યુગાન્તર સુધી ટકી રહે (૧૬-૧૯)

सर्गः - મહાકાવ્યના વિભાગો માટેની પારિભાષિક સંજ્ઞા
चतुर्वर्गः - ધર્મ, અર્થ કામ અને મોક્ષ-એ ચાર પુરુષાર્થો.
रसः - શૃંગાર વગેરે નવ સાહિત્યિક રસ.
भावः - રસશાસ્ત્રનો એક પરિભાષિક શબ્દ.

ભાવની નિષ્પત્તિ આ સંજોગોમાં થાય છે; (૧) જ્યારે સંચારિભાવો અથવા વ્યભિચારિભાવો મુખ્ય રસો તરીકે અભિવ્યક્ત થયા હોય; (૨) રતિ

જેવા સ્થાયિભાવો જ્યારે દેવ, મુનિ, ગુરુ, રાજા, પુત્ર, વગેરે પ્રત્યે પ્રયોજવામાં આવ્યા હોય; અને (૩) રસ સ્વરૂપને પામે એટલી યોગ્ય રીતે સ્થાયિભાવોનો પરિપોષ ન થયો હોય. (साहित्यदर्पणम् ૩, ૨૬૦–૨૬૧)

सन्धिः – સર્ગો વચ્ચેના પરસ્પર આંતર-સંબંધો.

નાટકના કથાવસ્તુના ગુંફન માટે મુખ, પ્રતિમુખ, ગર્ભ. વિમર્શ અને નિર્વહણ એ પાંચ સંધિઓ સ્વીકારવામાં આવી છે;

**નોંધ** : પુરોગામી કાવ્યશાસ્ત્રી ભામહે પોતાના ગ્રંથમાં (૧,૧૯) મહાકાવ્યનાં લક્ષણો નિરૂપ્યાં હોવા છતાં, દંડી–નિરૂપિત આ લક્ષણો સવિસ્તર અને સર્વગ્રાહી હોવાથી, અલંકારશાસ્ત્રના ઇતિહાસમાં પ્રમાણભૂત અને સર્વસ્વીકૃત ગણાયાં છે, એ હકીકત નોંધપાત્ર છે.

**નાયક-પ્રતિનાયક-વર્ણનના બે પ્રકારો**

गुणतः प्रागुपन्यस्य नायकं तेन विद्विषाम् ।
निराकरणमित्येप मार्गः प्रकृतिसुन्दरः ॥२१॥

ગુણોને અનુલક્ષીને નાયકનું વર્ણન પહેલાં કરવું અને ત્યારપછી શત્રુ (પ્રતિનાયક)ના તેણે (નાયકે) કરેલા વિનાશ(નું નિરૂપણ કરવું) : આ પ્રકાર સ્વાભાવિક રીતે સુંદર છે. (૨૧)

वंशवीर्यश्रुतादीनि वर्णयित्वा रिपोरपि ।
तज्जयान्नायकोत्कर्पकथनं च धिनोति नः ॥२२॥

શત્રુ (પ્રતિનાયક)નાં વંશ પરાક્રમ, વિદ્વત્તા વગેરેનું (પહેલાં) વર્ણન કરવું અને તેના વિનાશને પરિણામે નાયકના ઉત્કર્ષનું વર્ણન ત્યારપછી કરવું-એ (પ્રકાર) પણ અમને ગમે છે. (૨૨)

**નોંધ** : ઉપર્યુક્ત બે પ્રકારોમાંથી ભામહને પ્રથમ પ્રકાર જ માન્ય છે. (૧, ૨૨–૨૩), જ્યારે કવિ-સ્વાતંત્ર્ય પરનું આ નિમંત્રણ દંડીને ખૂંચે છે; તેથી બંને પ્રકારોને અપનાવવાનું ઉદાર વલણ તેમણે દાખવ્યું છે. આ હકીકત દંડીને સાહિત્ય-વિવેચનને ક્ષેત્રે સુધારક તરીકે સ્થાપિત કરે છે.

**ગદ્ય (કાવ્ય) : સ્વરૂપ અને પ્રકારો**

अपादः पदसन्तानो गद्यमाख्यायिका कथा ।
इति तस्य प्रभेदौ द्वौ तयोराख्यायिका किल ॥२३॥
नायकेनैव वाच्यान्या नायकादितरेण वा ।
स्वगुणाविष्क्रिया दोपो नात्र भूतार्थशंसिनः ॥२४॥

ગદ્ય એટલે પાદરહિત પદસમૂહ; આખ્યાયિકા અને કથા એવા બે તેના પ્રભેદો છે; તે બેમાંથી આખ્યાયિકામાં (કેટલાક પ્રાચીનો માને છે કે) નાયક પોતે જ વક્તા હોય છે, જ્યારે બીજી (કથા)માં નાયક અથવા અન્ય કોઈ (વક્તા) હોય છે; આ બાબતમાં સત્યવક્તા (નાયક)ને માટે સ્વગુણ વર્ણન દોષ રૂપ નથી. (૨૩–૨૪)

अपाद: – એટલે ગણ કે માત્રાથી યુક્ત છંદનાં ચરણ. ગદ્યમાં આવા પાદની આવશ્યકતા હોતી નથી.

किल – આખ્યાયિકા અને કથા વચ્ચેનો પોતાના પુરોગામી ભામહે નિરૂપેલા ભેદ દર્શાવીને, તેની સાથે પોતે સંમત નથી એ સૂચવવા આ શબ્દ ગ્રંથકારે પ્રયોજ્યો છે.

अपि त्वनियमो दृष्टस्तत्राप्यन्यैरुदीरणात् ।
अन्यो वक्ता स्वयं वेति कीदृग् वा भेदलक्षणम् ॥२५॥

પરંતુ તે (આખ્યાયિકા)માં પણ (નાયક સિવાયનાં) બીજાં (પાત્રો) વક્તા (બન્યાં) છે, તેથી તેવો કશો નિયમ હોઈ શકે નહીં : (કથામાં) અન્ય કોઈક વક્તા અને (આખ્યાયિકામાં નાયક) પોતે જ વક્તા–(બંને વચ્ચેના) ભેદનું એ કારણ વળી કેવું ? (૨૫)

नियमः – આખ્યાયિકામાં નાયક જ વક્તા હોય, એ નિયમ.

वक्त्रं चापरवक्त्रं च सोच्छ्वासत्वं च भेदकम् ।
चिह्नमाख्यायिकायाश्चेत् प्रसङ्गेन कथास्वपि ॥२६॥

વક્ત્ર અને અપરવક્ત્ર (એ બે છંદો) તથા ઉચ્છ્‌વાસ (નાયક વિભાગો)ની વ્યવસ્થા, એ (ત્રણ)ને (કથાથી) જૂદા પાડતા આખ્યાયિકાનાં ચિહ્નો છે. એમ કહો તો તે પણ (યોગ્ય) નથી; (કારણ કે) કથામાં પણ પ્રસંગ-વશાત્ (એ ત્રણેયનો) સંભવ હોય છે. (૨૬)

वक्त्रं चापरवक्त्रं च – આ બે છંદના લક્ષણો આ પ્રમાણે આપવામાં આવ્યાં છે :

'वक्त्रं नाद्यां नसौ स्यातामब्धेर्योऽनुष्टुभि ख्यातम् ।
अयुजि ननरला गुरुः समे तदपरवक्त्रमिदं नजौ जरौ ॥' –वृत्तरत्नाकर

सोच्छ्वासत्वम् – 'ઉચ્છ્‌વાસ', એટલે ગ્રંથમાંના વિભાગોમાંની એક સંજ્ઞા.

आर्यादिवत्प्रवेशः किं न वक्त्रापरवक्त्रयोः ।
भेदश्च दृष्टो लम्भादिरुच्छ्वासो वास्तु किं ततः ॥२७॥

આર્યા વગેરેની જેમ વક્ત્ર-અપરવક્ત્રનો પ્રયોગ શું (કથામાં) ન થઈ શકે ? (એ જ પ્રમાણે, તેમાં) લંભ વગેરે (વિભાગો) હોય કે

ઉચ્છ્‌વાસ હોય, તેને લીધે શું (કથા–આખ્યાયિકામાં) ભેદ થયો કહેવાય ? (૨૭)

तत्कथाऽऽख्यायिकेत्येका जातिः संज्ञाद्वयाङ्किता ।
अत्रैवान्तर्भविष्यन्ति शेषाश्चाख्यानजातयः ॥२८॥

આમ હોવાથી કથા અને આખ્યાયિકા બંનેની જાતિ એક જ છે, માત્ર તેમનાં નામ (જુદાં જુદાં) બે છે; એટલું જ નહીં પણ આખ્યાનની બાકીની જાતિઓનો પણ આમાં જ સમાવેશ થઈ જાય છે. (૨૮)

शेषाश्चाख्यानजातयः – ''અગ્નિપુરાણ' માં ગદ્ય (કાવ્ય)ના પાંચ પ્રકારો આ પ્રમાણે મળે છે : આખ્યાયિકા, કથા, ખંડકથા, પરિકથા અને કથાનિકા

અહીં 'આખ્યાનની બાકીની જાતિઓ' એ શબ્દોથી ગ્રંથકારને ખંડકથા પરિકથા અને કથાલિકા અભિપ્રત હોય, તેમ જણાય છે.

कन्याहरणसंग्रामविप्रलम्भोदयादयः ।
सर्गबन्धसमा एव नैते वैशेषिका गुणाः ॥२९॥

(આખ્યાયિકામાંના) કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ, ઉદય વગેરે ગુણો તો સર્ગબન્ધ (મહાકાવ્ય)માં હોય છે તેવા જ છે. (કથા–આખ્યાયિકા વચ્ચે) એનાથી કશો ફેર પડતો નથી. (૨૯)

गुणाः – આખ્યાયિકાનાં વ્યાવર્તક લક્ષણો તરીકે આ ગુણો ભામહે દર્શાવ્યા છે. (૧,૨૭)

कविभावकृतं चिह्नमन्यत्रापि न दुष्यति ।
मुखमिष्टार्थसंसिद्धौ किं हि न स्यात्कृतात्मनाम् ॥३०॥

કવિએ સ્વેચ્છાએ વ્યકત કરેલું (કશુંક) ચિહ્ન (આખ્યાયિકાની જેમ) અન્યત્ર (કથા કે મહાકાવ્યમાં) હોય તો પણ તે દોષરૂપ નથી : કૃતકૃત્ય (કવિજનો)ની ઈષ્ટાર્થસંસિદ્ધિ માટે કયું સાધન (શકય) નથી ? (૩૦)

चिह्नम् – અહીં પણ ભામહના મત (૧,૨૭)નો ઉલ્લેખ છે. આ 'ચિહ્ન'ને 'મુદ્રા' અથવા 'અંક' પણ કહેવામાં આવે છે. ભારવિના 'કિરાતાર્જુનીય'ના સર્વ સર્ગોના અંતિમ શ્લોકોમાં 'લક્ષ્મી' શબ્દ અને માઘના 'શિશુપાલવધ' ના સર્વ સર્ગોના અંતિમ શ્લોકોમાં 'શ્રી' શબ્દના પ્રયોગને વિવેચકો 'ચિહ્ન'નાં ઉદાહરણ તરીકે નિર્દેશે છે.

નોંધ : પુરોગામી ભામહે આખ્યાયિકા–કથા વચ્ચે આ પ્રમાણે ષડ્‌વિધ ભેદ નિરૂપ્યા છે : (૧) વક્તા (૨) વિભાગોની સંજ્ઞા (૩) છંદ (૪) ચિહ્ન અથવા મુદ્રા (૫) વર્ણ્ય વિષયો, અને (૬) આમુખ.

આ ભેદ-નિરૂપણનું ખંડન કરવા માટે જ દંડી અહીં સભાન રીતે ઉદ્યુક્ત હોય એમ, એકંદરે જોતાં જણાય છે.

## મિશ્ર (કાવ્ય)

मिश्राणि नाटकादीनि तेषामन्यत्र विस्तरः ।
गद्यपद्यमयी काचिच्चम्पूरित्यभिधीयते ॥३१॥

મિશ્ર (કાવ્યો) એટલે નાટક વગેરે; તેનું પ્રતિપાદન અન્યત્ર કરવામાં આવ્યું છે;. ગદ્યપદ્યમિશ્રિત કોઈક (કાવ્ય)ને 'ચમ્પૂ' કહેવામાં આવે છે. (૩૧)

नाटकादीनि – નાટક, પ્રકરણ વગેરે ૧૦ રૂપકો અને નાટિકા, ત્રોટક વગેરે ૧૮ ઉપરૂપકો.

अन्यत्र – ભરતમુનિ–કૃત 'નાટ્યશાસ્ત્રમાં'

काचित् – નાટિકાદિ અને ચંપૂ બંને ગદ્ય-પદ્ય-મિશ્રિત છે; પરંતુ નાટકાદિનો પ્રકાર દૃશ્ય છે, જ્યારે ચમ્પૂનો પ્રકાર શ્રવ્ય અથવા શ્રાવ્ય છે.

નોંધ : અનુગામી આલંકારિક વિશ્વનાથ ચંપૂ ઉપરાંત મિશ્રકાવ્યનો એક 'વિરુદ'નામક વધુ પ્રકાર આ પ્રમાણે નિરૂપે છે :

गद्यपद्यमयी राजस्तुतिर्विरुदमुच्यते ।

પુરોગામી ભામહે કાવ્યનો આ મિશ્ર પ્રકાર નિરૂપ્યો જ નથી, એ જોતાં દંડીનું આ નિરૂપણ સવિશેષ ધ્યાનાર્હ બની રહે છે.

## ભાષા-આધારિત વાઙ્મયના ચાર ભેદો

तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं तथा ।
अपभ्रंशश्च मिश्रं चेत्याहुरार्याश्चतुर्विधम् ॥३२॥

આ તે વાઙ્મય સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર–એમ ચાર પ્રકારનું છે, એમ આર્યો ફરી વાર કહે છે. (૩૨)

तदेतद् वाङ्मयम् – આ પહેલા ગદ્ય, પદ્ય અને મિશ્ર એવા જેના ભેદો નિરૂપાયા છે તે જ વાઙ્મય.

भूयः – એક વાર તો વાઙ્મયના, એટલે કે કાવ્યના, ત્રણ પ્રકારો, વર્ણવ્યા છે, એ અર્થમાં.

मिश्रम् – વાઙ્મયના આ ભેદનું નિરૂપણ આ રીતે ભાષાકીય દૃષ્ટિએ ભામહે કર્યું નથી.

आर्या – કાવ્યશાસ્ત્રના જાણકાર વિવેચકો.

संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः ।
तद्भवस्तत्समो देशीत्यनेकः प्राकृतक्रमः ॥३३॥

સંસ્કૃતને તો મહર્ષિઓએ, ખરેખર, દૈવી વાણી તરીકે વર્ણવી છે. તદ્ભવ, તત્સમ, દેશી,–એમ પ્રાકૃતનાં અનેક સ્વરૂપો છે. (૩૩)

महर्षिभिः – યાસ્ક, પાણિનિ, પતંજલિ વગેરે વ્યાકરણ તથા ભાષાના શાસ્ત્રકારો.
दैवी वाक् – દેવોએ જેમાં પોતાનો વ્યવહાર ચલાવ્યો તે.

महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः ।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम् ॥३४॥

જે (ભાષા)માં નિબદ્ધ એવાં 'સેતુબન્ધ' વગેરે કાવ્યો સુભાષિત-રત્નોના સાગર–રૂપ છે, તે મહારાષ્ટ્ર (પ્રદેશ)ની વ્યવહાર-ભાષાને સર્વોત્તમ પ્રાકૃત કહેવામાં આવે છે. (૩૪)

सेतुबन्धादि – પ્રવરસેનકૃત 'સેતુબંધ' નામક કાવ્ય. 'આદિ'થી 'સત્તસઈ' નામક કાવ્યનો ઉલ્લેખ સમજી શકાય.

शौरसेनी च गौडी च लाटी चान्या च तादृशी ।
याति प्राकृतमित्येव व्यवहारेषु संनिधिम् ॥३५॥

શૌરસેની, ગૌડી, લાટી અને તેવી જ બીજી ભાષા આ (પણ) વ્યવહારોમાં 'પ્રાકૃત' એવું નામ પામી છે. (૩૫)

शौरसेनी – શ્રીકૃષ્ણના માતામહ શૂરસેન, તેથી તેમના અધિકાર તળેનો મથુરા આસપાસનો પ્રદેશ પણ 'શૂરસેન' તરીકે પ્રસિદ્ધ થયો; તે પ્રદેશમાં બોલાતી ભાષા તે શૌરસેની.
गौडी – અત્યારના બંગાળની આજુબાજુનો પ્રદેશ તે ગૌડ; ત્યાં બોલાતી ભાષા તે ગૌડી.
लाटी – કર્ણાટની આજુબાજુનો પ્રદેશ તે લાટ; ત્યાં બોલાતી ભાષા તે લાટી.
अन्या च तादृशी – 'એવી જ બીજી'–એટલે માગધી, આવન્તી, બાહ્લીકા વગેરે.

आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।
शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् ॥३६॥

આહીર (ભરવાડ) વગેરેની ભાષાને કાવ્યોમાં 'અપભ્રંશ' એવું નામ આપવામાં આવ્યું છે; પરંતુ શાસ્ત્રોમાં તો સંસ્કૃતથી ભિન્ન એવી (સર્વ ભાષાઓ)ને અપભ્રંશ કહેવામાં આવે છે. (૩૬)

शास्त्रेषु – વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં. આ શાસ્ત્રોમાં તો બે જ ભાષા-પ્રભેદ માન્ય છે: સંસ્કૃત અને અપભ્રંશ. પતંજલિએ તો સ્પષ્ટ કહ્યું છે કે વ્યાકરણના

નિયમો વિનાની ભાષા એટલે અપભ્રંશ, અને એવી ભાષા પ્રયોજે તે મ્લેચ્છ વાંચો : ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै, म्लेच्छो ह वा एष यदपशब्दः, म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम् । (महाभाष्य २.२.२)

નોંધ : અપભ્રંશના સર્વ ભાષાપ્રકારોનાં આભીરી, વગેરે નામ તે તે જાતિ પરથી પડ્યાં છે તે સ્પષ્ટ છે.

संस्कृतं सर्गबन्धादि प्राकृतं स्कन्धकादि यत् ।
ओसरादिरपभ्रंशो नाटकादि तु मिश्रकम् ॥३७॥

સર્ગબન્ધ વગેરે સંસ્કૃતમાં, સ્કન્ધક વગેરે (છંદોમાં રચાયેલાં કાવ્યો) પ્રાકૃતમાં, ઓસર વગેરે (છંદમાં રચાયેલાં કાવ્યો) અપભ્રંશમાં, અને નાટકો વગેરે મિશ્રભાષામાં (રચાય) છે. (૩૭]

सर्गबन्धादि – મહાકાવ્યની સાથે, અહીં ખંડકાવ્ય વગેરેનો પણ સમાવેશ થઈ જાય છે, એમ आदि શબ્દથી સૂચવાય છે.

स्कन्धकादि – પ્રાકૃતભાષાના એક છંદનું નામ 'સ્કન્ધક'. વાંચો : छन्दसा स्कन्धकेनैतत् कचिद्गलितकैरपि ।

ओसरादि – અપભ્રંશ ભાષાના એક છંદનું નામ 'ઓસર'; આવાં કાવ્યોના સર્ગોને कुडवकाः કહેવામાં આવે છે.

मिश्रकम् – નાટકો વગેરેમાં પાત્રોના ભેદો પ્રમાણે ભાષા પ્રયોજવાનો નાટ્યશાસ્ત્રનો નિયમ છે. પાત્રો સમાજના સર્વ સ્તરોમાંથી આવતાં હોવાથી, એમાં સર્વ ભાષાઓનું સ્વાભાવિક રીતે જ મિશ્રણ હોય છે.

### ગદ્ય (કાવ્ય) માં ભાષાવિષયક નિયમ

कथा हि सर्वभाषाभिः संस्कृतेन च बध्यते ।
भूतभाषामयीं प्राहुरद्भुतार्थां बृहत्कथाम् ॥३८॥

કથાની રચના સર્વ ભાષાઓમાં અને સંસ્કૃતમાં થાય છે. અદ્ભુત કથાવસ્તુવાળી બૃહત્કથા ભૂતભાષામાં રચાઈ છે તેમ કહેવામાં આવે છે. ૩૮

सर्वभाषाभि – પ્રાકૃતભાષાના સર્વ પ્રકારો ગ્રંથકારને અભિપ્રેત હોય એમ લાગે છે

बृहत्कथा – ગુણાઢ્યની આ કૃતિ અત્યારે ઉપલબ્ધ નથી. તેના બે સંસ્કૃત અનુવાદો – ક્ષેમેન્દ્રકૃત 'બૃહકથામંજરી' અને સોમદેવકૃત 'કથાસરિત્સાગર' મળે છે.

भूतभाषा – પૈશાચી ભાષા.

નોંધ : આ ચર્ચાનો પિણ્ડિતાર્થ એ કે, દંડીના મત અનુસાર, કથાની બાબતમાં ભાષાનાં કશાં નિયત્રણો નથી.

### બે કાવ્યમાર્ગ: વૈદર્ભ અને ગૌડ

अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयो वर्ण्येते प्रस्फुटान्तरौ ॥४०॥

પરસ્પર સૂક્ષ્મ ભિન્નતાવાળો વાણીનો માર્ગ અનેક (પ્રકારનો) છે; તેમાંથી સ્પષ્ટ ભિન્નતાવાળા વૈદર્ભ અને ગૌડ (એ નામના) બે (માર્ગ અહીં) નિરૂપવામાં આવે છે. (૪૦)

मार्ग – કાવ્યસર્જનની એક વિશિષ્ટ પદ્ધતિ. અનુગામી વિવેચક વામને તેના માટે 'રીતિ' એવો પારિભાષિક શબ્દ પ્રયોજ્યો, અને એ રીતિનું કાવ્યના આત્મા તરીકે પ્રસ્થાપન કરતો સિદ્ધાન્ત અથવા સંપ્રદાય સૌ પ્રથમ રચ્યો, દંડી –નિરૂપિત આ માર્ગ વામનના રીતિ સંપ્રદાયનું પ્રેરણા સ્થાન બન્યો હોય એ સંભવિત છે.

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिसमाधयः ॥४१॥
इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययो प्रायो दृश्यते गौडवर्त्मनि ॥४२॥

શ્લેષ, પ્રસાદ, સમતા, માધુર્ય, સુકુમારતા, અર્થવ્યક્તિ, ઉદારત્વ, ઓજસ, કાન્તિ અને સમાધિ–આ દશ ગુણો વૈદર્ભ માર્ગના પ્રાણરૂપ ગણાવવામાં આવ્યા છે; (આ સર્વ ગુણોની) વિપરીતતા મોટે ભાગે ગૌડ માર્ગમાં દૃષ્ટિગોચર થાય છે. (૪૧–૪૨)

विपर्यय – ગુણોની આ વિપરીતતા ક્યારેક સંપૂર્ણ અભાવના સ્વરૂપમાં, તો ક્યારેક અંશતઃ સબંધના સ્વરૂપમાં નજરે પડે છે, એમ ટીકાકારો નોંધે છે.

**નોંધ** : આ દશ ગુણોમાંથી, દંડીની દૃષ્ટિએ શ્લેષ, સમતા, સુકુમારતા અને ઓજસ–એ ચાર શબ્દગુણો છે; પ્રસાદ, અર્થવ્યક્તિ, ઉદારતા, કાન્તિ અને સમાધિ,–એ પાંચ અર્થગુણો છે, જ્યારે માધુર્ય એક (શબ્દ–અર્થ) ઉભયગુણ છે. વામનાદિ અનુગામી વિવેચકો આ દશેય ગુણોને શબ્દગુણો તથા અર્થગુણો તરીકે નિરૂપે છે.

### દશગુણો : લક્ષણો અને ઉદાહરણો

#### (૧) શ્લેષ

श्लिष्टमस्पृष्टशैथिल्यमल्पप्राणाक्षरोत्तरम् ।
शिथिलं मालतीमाला लोलालिकलिला यथा ॥४३॥

જ્યાં શિથિલતાનો (જરા પણ) સ્પર્શ ન હોય, ત્યાં શ્લેષ (ગુણ) હોય અલ્પપ્રાણ અક્ષરોનું આધિક્ય એટલે શિથિલતા, —જેમકે लोलालिकलिला मालतीमाला । (ચંચળ ભ્રમરોથી વ્યાપ્ત માલતીમાલા) (૪૩)

लोलालिकलिला मालतीमाला ।—એ ઉદાહરણમાં, અસંયુક્ત એવા અલ્પપ્રાણ વર્ણોના બાહુલ્યને કારણે 'શિથિલતા' વિદ્યમાન છે.

अनुप्रासधिया गौडैस्तदिष्टं वन्धगौरवात् ।
वैदर्भैर्मालतीदाम लङ्घितं भ्रमरैरिति ॥४४॥

અનુપ્રાસ પ્રત્યેના પક્ષપાતને કારણે ગૌડ (માર્ગ) ના અનુયાયીઓ આ (શિથિલતા)ને ઇષ્ટ સમજે વૈદર્ભ (માર્ગ)ના અનુયાયીઓને, બન્ધ-ગૌરવને કારણે શ્લેષ) અધિક પ્રિય છે, —જેમકે मालतीदाम लङ्घितं भ्रमरैः । (ભ્રમરોએ માલતીમાળા પર આક્રમણ કર્યું છે). ૪૪

वन्धगौरवम् – શિથિલતારહિત વર્ણવિન્યાસ પ્રત્યેનો આદર.

मालतीदाम लङ्घितं भ्रमरैः । એ ઉદાહરણમાં, સંયુક્ત એવા મહાપ્રાણ વર્ણોનું બાહુલ્ય છે, તેથી તેમાં 'શિથિલતા' નથી.

(૨) પ્રસાદ

प्रसादवत् प्रसिद्धार्थमिन्दोरिन्दीवरद्युति ।
लक्ष्म लक्ष्मीं तनोतीति प्रतीतिसुभगं वचः ॥४५॥

પ્રસિદ્ધ અર્થવાળા અને સમજવામાં સરળ શબ્દો(નો પ્રયોગ હોય ત્યાં) પ્રસાદ (ગુણ) હોય, જેમકે, इन्दो इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति (ચન્દ્રમાંનો નીલકમલ જેવો ડાઘ શોભામાં વૃદ્ધિ કરે છે) (૪૫)

इन्दोः इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति । – એ ઉદહરણમાં 'ઇન્દીવર' વગેરે શબ્દો પ્રસિદ્ધ અર્થમાં પ્રયુક્ત થયા હોવાથી સાંભળતાં વેંત તેનો અર્થબોધ સરળતાપૂર્વક થઈ જાય છે એથી અહીં પ્રસાદ ગુણ છે.

व्युत्पन्नमितिगौडीयैर्नातिरूढमपीष्यते ।
यथानत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगुः ॥४६॥

(વાક્યરચના) અતિરૂઢ ન હોય તો પણ એ વ્યુત્પત્તિ યુક્ત છે એ કારણે ગૌડ(માર્ગ)ના અનુયાયીઓ તેને (કાવ્ય તરીકે) સ્વીકારે છે, જેમકે, अनत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगु: । નીલકમલ જેવો જેમાં ડાઘ છે તે ચન્દ્ર (શોભે છે) (૪૬)

व्युत्पन्नम् – અવયવાર્થ અથવા યોગાર્થની પદ્ધતિએ, કોઈ પણ પ્રકારે, સ્વાર્થ-બોધક બનતી શબ્દરચના 'વ્યુત્પન્ન' અથવા વ્યુત્પત્તિયુક્ત' કહેવાય.

**બે કાવ્યમાર્ગ: વૈદર્ભ અને ગૌડ**

अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयो वर्ण्येते प्रस्फुटान्तरौ ॥४०॥

પરસ્પર સૂક્ષ્મ ભિન્નતાવાળો વાણીનો માર્ગ અનેક (પ્રકારનો) છે; તેમાંથી સ્પષ્ટ ભિન્નતાવાળા વૈદર્ભ અને ગૌડ (એ નામના)બે (માર્ગ અહીં) નિરૂપવામાં આવે છે. (૪૦)

मार्ग – કાવ્યસર્જનની એક વિશિષ્ટ પદ્ધતિ. અનુગામી વિવેચક વામને તેના માટે 'રીતિ' એવો પારિભાષિક શબ્દ પ્રયોજ્યો, અને એ રીતિનું કાવ્યના આત્મા તરીકે પ્રસ્થાપન કરતો સિદ્ધાન્ત અથવા સંપ્રદાય સૌ પ્રથમ રચ્યો, દંડી –નિરૂપિત આ માર્ગ વામનના રીતિ સંપ્રદાયનું પ્રેરણા સ્થાન બન્યો હોય એ સંભવિત છે.

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिसमाधयः ॥४१॥
इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययो प्रायो दृश्यते गौडवर्त्मनि ॥४२॥

શ્લેષ, પ્રસાદ, સમતા, માધુર્ય, સુકુમારતા, અર્થવ્યક્તિ, ઉદારત્વ, ઓજસ, કાન્તિ અને સમાધિ–આ દશ ગુણો વૈદર્ભ માર્ગના પ્રાણરૂપ ગણાવવામાં આવ્યા છે; (આ સર્વ ગુણોની) વિપરીતતા મોટે ભાગે ગૌડ માર્ગમાં દૃષ્ટિગોચર થાય છે. (૪૧–૪૨)

विपर्यय – ગુણોની આ વિપરીતતા ક્યારેક સંપૂર્ણ અભાવના સ્વરૂપમાં, તો ક્યારેક અંશતઃ સબંધના સ્વરૂપમાં નજરે પડે છે, એમ ટીકાકારો નોંધે છે.

**નોંધ** : આ દશ ગુણોમાંથી, દંડીની દૃષ્ટિએ શ્લેષ, સમતા, સુકુમારતા અને ઓજસ–એ ચાર શબ્દગુણો છે; પ્રસાદ, અર્થવ્યક્તિ, ઉદારતા, કાન્તિ અને સમાધિ,–એ પાંચ અર્થગુણો છે, જ્યારે માધુર્ય એક (શબ્દ–અર્થ) ઉભયગુણ છે. વામનાદિ અનુગામી વિવેચકો આ દશેય ગુણોને શબ્દગુણો તથા અર્થગુણો તરીકે નિરૂપે છે.

**દશગુણો : લક્ષણો અને ઉદાહરણો**

**(૧) શ્લેષ**

श्लिष्टमस्पृष्टशैथिल्यमल्पप्राणाक्षरोत्तरम् ।
शिथिलं मालतीमाला लोलालिकलिला यथा ॥४३॥

જ્યાં શિથિલતાનો (જરા પણ) સ્પર્શ ન હોય, ત્યાં શ્લેષ (ગુણ) હોય અલ્પપ્રાણ અક્ષરોનું આધિક્ય એટલે શિથિલતા, —જેમકે लोलालिकलिला मालतीमाला । (ચંચળ ભ્રમરોથી વ્યાપ્ત માલતીમાલા) (૪૩)

लोलालिकलिला मालतीमाला ।—એ ઉદાહરણમાં, અસંયુક્ત એવા અલ્પપ્રાણ વર્ણોના બાહુલ્યને કારણે 'શિથિલતા' વિદ્યમાન છે.

अनुप्रासधिया गौडैस्तदिष्टं बन्धगौरवात् ।
वैदर्भैर्मालतीदाम लङ्घितं भ्रमरैरिति ॥४४॥

અનુપ્રાસ પ્રત્યેના પક્ષપાતને કારણે ગૌડ (માર્ગ) ના અનુયાયીઓ આ (શિથિલતા)ને ઈષ્ટ સમજે વૈદર્ભ (માર્ગ)ના અનુયાયીઓને, બન્ધ-ગૌરવને કારણે શ્લેષ) અધિક પ્રિય છે, —જેમકે मालतीदाम लङ्घितं भ्रमरैः । (ભ્રમરોએ માલતીમાળા પર આક્રમણ કર્યું છે). ૪૪

बन्धगौरवम् – શિથિલતારહિત વર્ણવિન્યાસ પ્રત્યેનો આદર.

मालतीदाम लङ्घितं भ्रमरैः । એ ઉદાહરણમાં, સંયુક્ત એવા મહાપ્રાણ વર્ણોનું બાહુલ્ય છે, તેથી તેમાં 'શિથિલતા' નથી.

(૨) પ્રસાદ

प्रसादवत् प्रसिद्धार्थमिन्दोरिन्दीवरद्युति ।
लक्ष्म लक्ष्मीं तनोतीति प्रतीतिसुभगं वचः ॥४५॥

પ્રસિદ્ધ અર્થવાળા અને સમજવામાં સરળ શબ્દો(નો પ્રયોગ હોય ત્યાં) પ્રસાદ (ગુણ) હોય, જેમકે, इन्दो इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति (ચન્દ્રમાંનો નીલકમલ જેવો ડાઘ શોભામાં વૃદ્ધિ કરે છે) (૪૫)

इन्दोः इन्दीवरद्युति लक्ष्म लक्ष्मीं तनोति । – એ ઉદાહરણમાં 'ઇન્દીવર' વગેરે શબ્દો પ્રસિદ્ધ અર્થમાં પ્રયુક્ત થયા હોવાથી સાંભળતાં વેંત તેનો અર્થબોધ સરળતાપૂર્વક થઈ જાય છે એથી અહીં પ્રસાદ ગુણ છે.

व्युत्पन्नमितिगौडीयैर्नातिरूढमपीष्यते ।
यथानत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगुः ॥४६॥

(વાક્યરચના) અતિરૂઢ ન હોય તો પણ એ વ્યુત્પત્તિ યુક્ત છે એ કારણે ગૌડ(માર્ગ)ના અનુયાયીઓ તેને (કાવ્ય તરીકે) સ્વીકારે છે, જેમકે, अनत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगु : । નીલકમલ જેવો જેમાં ડાઘ છે તે ચન્દ્ર (શોભે છે) (૪૬)

व्युत्पन्नम् – અવયવાર્થ અથવા યોગાર્થની પ્રવૃત્તિએ, કોઈ પણ પ્રકારે, સ્વાર્થ-બોધક બનતી શબ્દરચના 'વ્યુત્પન્ન' અથવા વ્યુત્પત્તિયુક્ત' કહેવાય.

अनत्यर्जुनाब्जन्मसदृक्षाङ्को वलक्षगु – એ ઉદાહરણમાં અર્જુન શબ્દ 'તૃતીય પાંડવ'ના અર્થમાં પ્રસિદ્ધ છે; 'શ્વેત' એવો અર્થ કરતાં 'નિહતાર્થ' દોષ ઉત્પન્ન થાય છે; अब्जन्म શબ્દ 'કમલ'ના અર્થનો સીધી રીતે વાચક નથી; सदृक्ष શબ્દમાં 'અધિકપદ' અને 'અતિકટુ' એ બે દોષો છે; અને वलक्षगुः નો 'શુભ્રકિરણોવાળો ચન્દ્ર' એવો અર્થ કરતાં 'અપ્રયુક્ત' દોષ સર્જાય છે.

નોંધ : ગૌડમાર્ગ પ્રત્યેનો દંડીનો અણગમો અહીં વ્યક્ત થયો છે.

(૩) સમતા

समं वन्धेष्वविषमं ते मृदुस्फुटमध्यमाः ।
वन्धा मृदुस्फुटोन्मिश्रवर्णविन्यासयोनयः ॥४७॥

(કાવ્યના) બન્ધમાં વિષમતાનો અભાવ એટલે સમતા. આ (બન્ધ) મૃદુ, સ્ફુટ અને મધ્યમ (એમ ત્રણ પ્રકારનો) હોય છે, અને (અનુક્રમે) મૃદુ, સ્ફુટ અને મિશ્ર વર્ણવિન્યાસને લીધે સર્જાય છે. (૪૭)

बन्धः – કાવ્યની સંઘટના અથવા રચના.

अविषमम् – વિષમતાનો અભાવ, એટલે કે, જે પ્રકારના બન્ધથી કાવ્યનો આરંભ થાય તે જ પ્રકારના બન્ધથી તેની સમાપ્તિ થાય તે.

मृदुवर्ण(विन्यासः) – હ્રસ્વ સ્વરો; કંઠ્ય વગેરે વર્ગોના અન્ત્યાક્ષરો, અને દન્ત્ય વ્યંજનો.

स्फुटवर्ण(विन्यासः) – દીર્ઘ સ્વરો, ઓષ્ઠ્ય વર્ગના વર્ણો, તથા ઠ, ડ, શ, ષ, સ. હ.

मिश्रवर्ण(विन्यासः) – ઉપયુક્ત બંને પ્રકારના વર્ણોનું મિશ્રણ.

कोकिलाऽऽलापवाचालो मामेति मलयानिलः ।
उच्छलच्छीकराच्छाच्छनिर्झराम्भःकणोक्षितः ॥४८॥
चन्दनप्रणयोद्गन्धिर्मन्दो मलयानिलः ।
स्पर्धते रुद्धमद्धैर्यो वररामामुखानिलै ॥४९॥
इत्यनालोच्य वैषम्यमर्थालङ्कारडम्बरौ ।
अपेक्षमाणा ववृधे पौरस्त्या काव्यपद्धतिः ॥५०॥

"કોકિલોના મધુરધ્વનિથી વાચાળ મલયાનિલ મારી પાસે આવે છે;" "ઊછળતાં શીકરોથી અતિસ્વચ્છ નિર્ઝરોનાં જલકણોથી સિંચાયેલો (મલયાનિલ મારી પાસે આવે છે)"; "ચન્દન (વન)ના સંસર્ગથી સૌરભયુક્ત મન્દ મલયાનિલ (મારી પાસે આવે છે)"; "મારા ધૈર્યને લુપ્ત કરનાર (મલયાનિલ) રમણીઓના મુખોચ્છ્વાસ સાથે સ્પર્ધા કરે છે";– આ પ્રમાણે (બન્ધની) વિષમતાનો વિચાર કર્યા વિના, (માત્ર) અર્થ અને

અલંકારના ઉત્કર્ષની અપેક્ષા રાખતી ગૌડીય કાવ્યપદ્ધતિ વિકાસ પામી છે (૪૮–૫૦)

**નોંધ** : પ્રથમ, દ્વિતીય અને તૃતીય ઉદાહરણો, અનુક્રમે, મૃદુ, સ્ફુટ અને મધ્યમ (એટલે કે મિશ્ર) બન્ધનાં છે, અને પરિણામે ત્રણ પ્રકારના સમતા–ગુણનાં પણ છે. ચતુર્થ ઉદાહરણમાં એક જ વાક્યમાં પૂર્વાર્ધમાં સ્ફુટ એટલે કે વિકટ બન્ધ છે અને ઉત્તરાર્ધમાં મૃદુ બન્ધ છે; આ પ્રકારની બન્ધવિષમતાનો ગૌડ-(માર્ગ)ના અનુયાયીઓ વિચાર જ કરતા નથી, એવું દંડી સ્પષ્ટ કહે છે.

अर्थः – અતિશયોક્તિરૂપ અર્થ.

अलङ्कारः – વર્ણાનુપ્રાસરૂપ શબ્દાલંકાર.

पौरस्त्या – એટલે કે પૂર્વની, ગૌડીય કાવ્યપદ્ધતિ.

## (૪) માધુર્ય

मधुरं रसवद् वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः ॥५१॥

રસ યુક્ત (વાક્યને) મધુર (કહેવામાં આવે) છે; (કારણ કે) શબ્દ અને અર્થમાં રસ (વ્યંજકસ્વરૂપે) રહે છે, જેથી ભ્રમરો જેમ પુષ્પરસથી, તેમ બુદ્ધિશાળી સહૃદયો આનંદિત બને છે. (૫૧)

**નોંધ** : ગૌડસંપ્રદાયના આચાર્યો વૃત્ત્યનુપ્રાસપ્રધાન પ્રબંધને 'મધુર' સમજે છે; જ્યારે વૈદર્ભસંપ્રદાયના આચાર્યો શ્રુત્યનુપ્રાસપ્રધાન કાવ્યને 'મધુર' સમજે છે. 'મધુરતા' અથવા 'માધુર્ય' અંગેના બંને સંપ્રદાયના આચાર્યોના આ મતભેદને કારણે વિષયનિરૂપણની દષ્ટિએ અહીં અપ્રસ્તુત હોવા છતાં ગ્રન્થકાર અહીં શ્રુત્યનુપ્રાસ અને વૃત્ત્યનુપ્રાસ એ બે શબ્દાલંકારોનું નિરૂપણ કરે છે.

### શ્રુત્યનુપ્રાસ

यया कयाचिच्छ्रुत्या यत्समानमनुभूयते ।
तद्रूपा हि पदासत्तिः सानुप्रासा रसावहा ॥५२॥

જે કોઈ શ્રુતિ વડે જેના સમાનની અનુભૂતિ થાય તે પદાસત્તિ અનુપ્રાસયુક્ત હોય તો તે રસ પોષક બને. (૫૨)

श्रुति – કંઠ્ય, તાલવ્ય કે અન્ય પ્રકારની શ્રુતિ, એટલે કે ઉચ્ચારણ.

समानम् – આ પહેલાં ઉચ્ચારાયેલા વર્ણો જેવા વર્ણો.

पदासत्तिः – પદોનો વ્યવધાનરહિત પ્રયોગ.

सानुप्रासा – અનુપ્રાસયુક્ત એટલે કે શ્રુત્યનુપ્રાસયુક્ત.

एष राजा यदा लक्ष्मीं प्राप्तवान् ब्राह्मणप्रियः ।
तदा प्रभृति धर्मस्य लोकेऽस्मिन्नुत्सवोऽभवत् ॥५३॥

"બ્રાહ્મણપ્રિય આ રાજાએ જ્યારે (રાજ્ય) લક્ષ્મી પ્રાપ્ત કરી, ત્યારથી આ લોકમાં ધર્મનો ઉત્કર્ષ થવા લાગ્યો." (૫૩)

एष राजा એ શબ્દોમાં ष કાર અને રેફ એ બે મૂર્ધન્ય વર્ણો છે;
राजा यदा એ શબ્દોમાં જકાર અને દકાર એ બે તાલવ્ય વર્ણો છે;
यदा लक्ष्मीम् એ શબ્દોમાં દકાર અને લકાર એ બે દન્ત્ય વર્ણો છે.
આમ અહીં સ્થાન સામ્યવાળા વર્ણોના વિન્યાસને કારણે આ શ્લોક શ્રુત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

इतीदं नादृतं गौडैरनुप्रासस्तु तत्प्रियः ।
अनुप्रासादपि प्रायो वैदर्भैरिदमिष्यते ॥५४॥

અનુપ્રાસ તો ગૌડોને પણ પ્રિય છે, તેમ છતાં તેઓ આ (શ્રુત્યનુપ્રાસ)નો આદર કરતા નથી; જ્યારે અનુપ્રાસ કરતાં આ (શ્રુત્યનુપ્રાસ) વૈદર્ભોને સામાન્યતઃ સ્વીકાર્ય હોય છે. (૫૪)

નોંધઃ–શ્લોક ૫૨માં શ્રુત્યનુપ્રાસનું લક્ષણ, શ્લોક ૫૩માં એનું ઉદાહરણ, અને શ્લોક ૫૪ માં બંને માર્ગના અનુયાયીઓનું શ્રુત્યનુપ્રાસ અંગેનું વલણ, એવો ક્રમ ગ્રંથકારે અહીં રાખ્યો છે.

अनुप्रासः – 'અનુપ્રાસ' શબ્દથી ગ્રંથકારને અહીં વૃત્ત્યનુપ્રાસ (જેનું નિરૂપણ હવે પછીના શ્લોકમાં મળે છે તે) વિવક્ષિત છે,

**વૃત્ત્યનુપ્રાસ**

वर्णावृत्तिरनुप्रासः पादेषु च पदेषु च ।
पूर्वानुभवसंस्कारबोधिनी यद्यदूरता ॥५५॥

અગાઉ (ઉચ્ચારાયેલા વર્ણો)ના સંસ્કારોની સમીપતા જો ઉદ્બોધક બની શકે તેટલી હોય તો પાદોમાં અને પદોમાંની વર્ણ કે વર્ણોની આવૃત્તિ એ જ અનુપ્રાસ. (૫૫)

वर्ण – માત્ર સ્વરોના પુનરુચ્ચારણમાં બહુ ચમત્કૃતિ ન હોવાથી, અહીં 'વર્ણ' શબ્દથી વ્યંજનો પર ભાર મૂકવામાં આવ્યો છે.

वर्णावृत्तिः – એક ને એક વર્ણનું ફરી ફરીને ઉચ્ચારણ.

अनुप्रासः – આ શબ્દથી અહીં દંડી વૃત્ત્યનુપ્રાસ,–જે ગૌડોને પ્રિય છે તે– અભિપ્રેત છે.

**નોંધ** : અહીં આ બે વાત લક્ષમાં રાખવાની છે :

(૧) અનુપ્રાસનું સામાન્ય લક્ષણ દંડી આપતા નથી. અનુપ્રાસમા તેમને માન્ય એવા શ્રુત્યનુપ્રાસ અને વૃત્ત્યનુપ્રાસ એ બે પ્રભેદોનું સીધું નિરૂપણ કરે છે.

(૨) પુરોગામી ભામહે નિરૂપેલા ગ્રામ્યાનુપ્રાસ અને લાટાનુપ્રાસ એવા અનુપ્રાસના બે પ્રભેદોને દંડી નિરૂપતા નથી. સંભવ છે કે પોતે નિરૂપેલા શ્રુત્યનુપ્રાસ અને વૃત્યનુપ્રાસથી તેમને, અનુક્રમે લાટાનુપ્રાસ અને ગ્રામ્યાનુપ્રાસ ઉદ્દિષ્ટ હોય.

નોંધ : અલંકારનું નિરૂપણ અહીં પ્રસ્તુત ન હોવાં છતાં, વૈદર્ભ અને ગૌડ એ બે માર્ગ વચ્ચેનો ભેદ દર્શાવવા માટે ગ્રંથકારે અહીં પ્રસંગોપાત આ અલંકારનું નિરૂપણ કર્યું છે, ગ્રંથકાર આ અંગે સભાન છે, એની પ્રતીતિ તેમના આ શબ્દોથી થાય છેઃ–काश्चिन्मार्गविभागार्थमुक्ताः प्रागप्यलङ्क्रियाः । (૨,૩)

चन्द्रे शरन्निशोत्तंसे कुन्दस्तवकविभ्रमे ।
इन्द्रनीलनिभं लक्ष्म सन्दधात्यलिनः श्रियम् ॥५६॥

(જેમકે)—"કુન્દ (પુષ્પ)ના ગુચ્છ જેવા સુંદર અને શરદ (ઋતુ)ની શણગાર સમા ચન્દ્ર(બિંબ)માં રહેલું ઇન્દ્રનીલ જેવું (શ્યામ) કલંક ભ્રમરની શોભા ઉત્પન્ન કરે છે." (૫૬)

પાદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ.

આ શ્લોકના ચારેય પાદમાંના चन्द्र, कुन्द, इन्द्र. અને सन्द(धाति) એ શબ્દોમાં न् द् र् અથવા न् અને द् એ વ્યંજનોની આવૃત્તિ હોવાથી એ પાદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

चारु चान्द्रमसं भीरु विम्बं पश्यैतदम्बरे ।
मन्मनो मन्मथाक्रान्तं निर्दयं हन्तुमुद्यतम् ॥५७॥

જેમકે–"હે ભીરુ (પ્રિયે) ! કામથી આક્રાન્ત એવા મારા મન પર નિર્દયતાપૂર્વક પ્રહાર કરવા માટે આકાશમાં સુંદર ચંદ્રબિંબ ઉગ્યું છે, તે જો." (૫૭)

પાદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ.

અહીં પ્રથમ પાદમાં चारु, चन्द्र, भीरु, બીજા પાદમાં સંયુક્ત એવા म् અને न् વગેરે વ્યંજનોની આવૃત્તિથી આ શ્લોક પદગત વૃત્ત્યનુપ્રાસનું ઉદાહરણ બને છે.

યમક: દણ્ડીનું મન્તવ્ય

आवृत्तिं वर्णसङ्घातगोचरां कवयो विदुः ।
तत्तु नैकान्तमधुरमतः पश्चाद्विधास्यते ॥६१॥

વર્ણ-સમુદાય-વિષયક આવૃત્તિને પંડિતો (યમકનામક શબ્દાલંકાર કહે છે; પરંતુ તે બહુ મધુર નથી, તેથી તેનું નિરૂપણ પાછળથી કરવામાં આવશે. (૬૧)

वर्णसङ्घातगोचरा आवृत्तिः – અનુપ્રાસમાં વર્ણોની આવૃત્તિ હોય છે, જ્યારે યમકમાં પદોની આવૃત્તિ હોય છે.

कवयः – આલંકારિકો, વિવેચકો, પંડિતો

नैकान्तमधुरम् – કારણ કે, વર્ણોની આવૃત્તિ (એટલે કે અનુપ્રાસ) રસપોષક એવા માધુર્યગુણની શોભા ધારણ કરે છે, તેવું પદોની આવૃતિમાં શક્ય નથી,

पश्चाद् – તૃતીય પરિચ્છેદમાં, શબ્દાલંકારોના નિરૂપણ પ્રસંગે.

**નોંધ** : અધિક રસમાધુર્ય પોષક હોવાને કારણે અનુપ્રાસ યમક કરતાં વિશેષ મનોહર છે એમ માને છે. આમ છતાં, તૃતીય પરિચ્છેદમાં, શબ્દાલંકાર નિરૂપણ પ્રસંગે, યમકનું નિરૂપણ તે સવિસ્તર (૩, ૧–૭૭) કરે છે; જ્યારે અનુપ્રાસનું નિરૂપણ તો અહીં કર્યું છે તે જ. ત્યાં તો તેનો સમાવેશ પણ કરવામાં આવ્યો નથી, એ હકીકત લક્ષમાં રાખવા જેવી છે.

સુકુમારતા

उच्यते सुकुमारता ॥६८॥
..........હવે સુકુમારતા નિરૂપવામાં આવે છે. (૬૮)

अनिष्ठुराक्षरप्रायं सुकुमारमिहेष्यते ।
बन्धशैथिल्यदोषोऽपि दर्शितः सर्वकोमले ॥६९॥

મોટે ભાગે જેમાં અનિષ્ઠુર અક્ષરો હોય તે (વાક્ય)ને અહીં (સાહિત્યશાસ્ત્રમાં) 'સુકુમાર' કહેવામાં આવે છે; (પરંતુ) સર્વ (અક્ષરો) કોમલ હોય તો બન્ધની શિથિલતાનો દોષ (ઉત્પન્ન થાય છે, તે પણ દર્શાવવામાં આવ્યું જ છે. (૬૯)

...प्रायम् – આ શબ્દથી ગ્રન્થકારને એ અભિપ્રેત છે કે સુકુમારતાયુક્ત વાક્યમાં બધા જ અક્ષરો કોમલ જ હોવા જોઈએ, એવો કોઈ નિયમ નથી. કોમલ અક્ષરોનું બાહુલ્ય હોવું જોઈએ એ ખરૂં પરંતુ વચ્ચે વચ્ચે એકાદ–બે કઠોર અક્ષરો આવી જાય તો કશી હાનિ ન થાય, લાભ જ થાય. એથી

ઊલટું, બધા જ અક્ષરો કોમલ હોય તો બન્ધની શિથિલતાના દોષનો ભય રહે છે.

अनिष्टुराक्षर० – શ્રુતિકટુત્વ દોષથી મુક્ત, કોમલ અક્ષરો.

मण्डलीकृत्य बर्हाणि कण्ठैर्मधुरगीतिभिः ।
कलापिनः प्रनृत्यन्ति काले जीमूतमालिनि ॥७०॥

(જેમકે—)"મેઘમાલાયુક્ત સમયે (પોતાના) પિચ્છોને મંડલાકારમાં ફેલાવીને, કંઠમાંનાં મધુરગીતો સાથે મયૂરો નૃત્ય કરી રહ્યા છે." (૭૦)

इत्यनूर्जित एवार्थो नालङ्कारोऽपि तादृशः ।
सुकुमारतयैवैतदारोहति सतां मनः ॥७१॥

અહીં અર્થ કાંઈ ખાસ ભવ્ય નથી; અલંકાર પણ તેવો નથી; પરંતુ સુકુમારતા (ગુણ)ને લીધે જ આ (કાવ્ય) સસહૃદયોનાં હૃદયને આકર્ષી રહે છે. (૭૧)

दीप्तमित्यपरैर्भूम्ना कृच्छ्रोद्यमपि बध्यते ।
न्यक्षेण क्षपितः पक्षः क्षत्रियाणां क्षणादिति ॥७२॥

'દીપ્ત' છે, એમ સમજીને બીજા લોકો કષ્ટતાપૂર્વક ઉચ્ચારી શકાય તેવા (કાવ્ય)નું નિર્માણ કરે છે; જેમકે– "નેત્ર વિહોણાએ (ધૃતરાષ્ટ્રે) ક્ષણમાં (એટલે કે ટૂંક સમયમાં) ક્ષત્રિયોના સમૂહનો નાશ કરાવ્યો." (૭૨)

दीप्तम् – ઓજોગુણથી યુક્ત ઉજ્જવલતાયુક્ત.

अपरे – ગૌડમાર્ગના અનુયાયી કવિઓ. ગૌડમાર્ગમાં સુકુમારતા ગુણનો આદર થતો નથી તે પ્રત્યેનો ગ્રંથકારનો અણગમો અહીં વ્યક્ત થયો છે.

## (૬) અર્થવ્યક્તિ

अर्थव्यक्तिरनेयत्वमर्थस्य हरिणोद्धृता ।
भूः खुरक्षुण्णनागासृग्लोहितादुदधेरिति ॥७३॥

અર્થનું અનેયત્વ એટલે અર્થવ્યક્તિ. જેમકે– "(પોતાની) ખરીઓનો પ્રહાર પામેલા નાગો (સર્પો)ના લોહીથી લાલ બનેલા સમુદ્રમાંથી (વરાહરૂપધારી ભગવાન) વિષ્ણુએ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો." (૭૩)

अनेयत्वम् – વાક્યમાંના વિવક્ષિત અર્થનું ગ્રહણ કરવામાં અધ્યાહાર વગેરેની કષ્ટદાયક કલ્પનાની જરૂર પડે, તેવી પરિસ્થિતિ. 'નેયાર્થ'ને કાવ્યશાસ્ત્રમાં અર્થદોષ તરીકે ગણવામાં આવ્યો છે.

नेदृशं बहुमन्यन्ते मार्गयोरुभयोरपि ।
न हि प्रतीतिः सुभगा शब्दन्यायविलङ्घिनी ॥७५॥

(વૈદર્ભ અને ગૌડ) બંને માર્ગમાં આનો બહુ આદર કરવામાં આવતો નથી; કારણ કે શબ્દબોધના નિયમને પ્રતિકૂળ એવી આ પ્રતીતિ સુભગ નથી બનતી. (૭૫)

ईदृशम् – નેયાર્થ દોષવાળું વાક્ય.
शब्दन्यायः – વૃત્તિ વડે ઉપસ્થિત અર્થોના જ અન્વય થાય એવો વ્યવહાર.
प्रतीतिः – નેયાર્થની પ્રતીતિ.

(૨) ઉદારત્વ

उत्कर्षवान् गुणः कश्चिद्यस्मिन्नुक्ते प्रतीयते ।
तदुदाराह्वयं तेन सनाथा काव्यपद्धतिः ॥७६॥

જે(વાક્ય)ના ઉચ્ચાર સાથે કોઈક ઉત્કર્ષયુક્ત ગુણની પ્રતીતિ થાય, તેને ઉદારત્વ-નામક (ગુણયુક્ત) કહેવાય તેનાથી કાવ્યનો વ્યવહાર સફળ બને છે. (૭૬)

उत्कर्षवान् गुण – વર્ણનીય વસ્તુની મહત્તાનો અથવા તેની લોકોત્તર ચમત્કૃતિનો સૂચક, એવો ગુણ.

अर्थिनां कृपणा दृष्टिस्त्वन्मुखे पतिता सकृत ।
तदवस्था पुनर्देव नान्यस्य मुखमीक्षते ॥७७॥

(જેમકે—)"હે મહારાજ ! યાચકોની દીન દૃષ્ટિ એક વાર તમારા મુખ પર પડે, પછી ફરીથી તે સ્થિતિમાં રહેલી (તે દૃષ્ટિ) અન્ય કોઈનાં મુખ સામે મંડાતી નથી" (૭૭)

इति त्यागस्य वाक्येऽस्मिन्नुत्कर्षः साधु लक्ष्यते ।
अनेनैव पथान्यच्च समानन्यायमूह्यताम् ॥७८॥

આમ, આ વાક્યમાં ત્યાગનો ઉત્કર્ષ સુપેરે વ્યક્ત થાય છે. આ જ પ્રકારે આનાં જેવાં અન્ય ઉદાહરણો વિચારી લેવાં. (૭૮)

(૮) ઓજસ્

ओजः समासभूयस्त्वमेतद् गद्यस्य जीवितम् ।
पद्येऽप्यदाक्षिणात्यानामिदमेकं परायणम् ॥८०॥

ઓજસ્ એટલે સમાસનું બાહુલ્ય, આ (તત્ત્વ) ગદ્યનું પ્રાણસ્વરૂપ છે. ગૌડમાર્ગના અનુયાયીઓ માટે તો આ (સમાસબાહુલ્ય) પદ્યમાં પણ એકમાત્ર અવલંબન રહ્યું છે. (૮૦)

पद्येऽपि – ઓજઃ નામનો આ ગુણ બંને માર્ગને અભિમત છે; પરંતુ વૈદર્ભ-માર્ગમાં એનો આદર ગદ્યમાં જ થાય છે, જ્યારે ગૌડમાર્ગમાં એનો આદર ગદ્ય–પદ્ય બંનેમાં થાય છે.

तद् गुरुणां लघूनां च वाहुल्याल्पत्वमिश्रणैः ।
उच्चावचप्रकारं तद् दृश्यमाख्यायिकादिषु ॥८१॥

ગુરુ અને લઘુ (વર્ણો)ની બહુલતા, અલ્પતા અને મિશ્રતાને કારણે આ (ઓજસ્ નામક ગુણ) અનેક પ્રકારનો બને છે. આખ્યાયિકા વગેરેમાં તે દૃષ્ટિગોચર થાય છે. (૮૧)

आख्यायिकादिषु – આખ્યાયિકા, બિરુદ, ચમ્પૂ વગેરે ગદ્ય પ્રચુર સાહિત્ય પ્રકારોમાં.

अस्तमस्तकपर्यस्तसमस्तार्कांशुसंस्तरा ।
पीनस्तनस्थिताताम्रकम्रवस्त्रेव वारुणी ॥८२॥

(જેમકે—)"અસ્તાચલના શિખર પર ફેલાયેલા સમસ્ત સૂર્યકિરણો-રૂપી આચ્છાદનવાળી પશ્ચિમ દિશા, પુષ્ટ સ્તન પર સ્હેજ લાલ સુંદર વસ્ત્રવાળી (કોઈક સુંદરી) માફક શોભી રહી છે." (૮૨)

અનુપ્રાસ અને સમાસના પ્રાચુર્યને કારણે, ગૌડમાર્ગની દૃષ્ટિએ ઓજોગુણનું ઉદાહરણ.

इति पद्येऽपि पौरस्त्या वध्नन्त्योजस्विनीर्गिरः ।
अन्ये त्वनाकुलं हृद्यमिच्छन्त्योजो गिरां यथा ॥८३॥

આ રીતે ગૌડમાર્ગના અનુયાયીઓ પદ્યમાં પણ ઓજોગુણ-યુક્ત વાણીનો પ્રયોગ કરે છે. જ્યારે બીજા (વૈદર્ભમાર્ગના અનુયાયીઓ) તો વાણી અનાકુલ અને હૃદ્ય હોય તો જ ઓજોગુણને ઈચ્છે છે. (૮૩)

पौरस्त्याः – ગૌડમાર્ગના અનુયાયીઓ.

अनाकुलम् – જેનો ઉચ્ચાર સુખદ હોય અને અર્થ સ્પષ્ટ હોય એવી વાણી.

हृद्यम् – મનોહર, મધુર, સુંદર.

पयोधरतटोत्सङ्गलग्नसन्ध्यातपांशुका ।
कस्य कामातुरं चेतो वारुणी न करिष्यति ॥८४॥

(જેમકે—)"જેના મેઘરૂપી સ્તનતટના મધ્યભાગ પર સંધ્યાના સૂર્ય-કિરણોરૂપી વસ્ત્ર રહેલું છે, એવી પશ્ચિમ દિશા કોનાં હૃદયને કામાતુર નહીં કરે ?" (૮૪)

વૈદર્ભમાર્ગની દૃષ્ટિએ ઓજોગુણનું ઉદાહરણ અહીં, ઓજોગુણ માટે અપેક્ષિત એવું સમાસબાહુલ્ય હોવા છતાં, શ્લોકમાં–૮૨ માં છે તેવી, પદોની ક્લિષ્ટતા નથી.

(૯) કાન્તિ

कान्तं सर्वजगत्कान्तं लौकिकार्थानतिक्रमात् ।
तच्च वार्ताभिधानेषु वर्णनास्वपि दृश्यते ॥८५॥

લોકપ્રસિદ્ધ અર્થનો ત્યાગ ન કરવાને પરિણામે જે સર્વલોકપ્રિય બને તે કાન્તિ (ગુણ); અને તે લોકવ્યવહારનાં વચનોમાં તથા પ્રશસ્તિઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. (૮૫)

वार्ताभिधानेषु वर्णनासु – કાન્તિ–ગુણના આવિષ્કાર માટેનાં બે ક્ષેત્રો.

गृहाणि नाम तान्येव तपोराशिर्भवादृशः ।
संभावयति यान्येव पावनैः पदपांसुभिः ॥८६॥

(જેમકે—)"આપના જેવા તપોનિધિ પવિત્ર ચરણરજ વડે જેનું બહુમાન કરે તે જ ખરેખર, ગૃહો છે." (૮૬)

વાર્તાભિધાનરૂપ કાન્તિ–ગુણનું ઉદાહરણ

अनयोरनवद्याङ्गि स्तनयोर्जृम्भमाणयोः ।
अवकाशो न पर्याप्तस्तव बाहुलतान्तरे ॥८७॥

(જેમકે—)"હે સુંદરી ! સતત વધતાં જતાં તારાં સ્તન માટે વક્ષઃ-સ્થલ પર પર્યાપ્ત અવકાશ નથી." (૮૭)

વર્ણનારૂપ કાન્તિ–ગુણનું ઉદાહરણ

इतिसम्भाव्यमेवैतद्विशेषाख्यानसंस्कृतम् ।
कान्तं भवति सर्वस्य लोकयात्रानुवर्तिनः ॥८८॥

આ પ્રમાણે કહેવું શક્ય છે, અને વિશિષ્ટ કથનપદ્ધતિથી સંસ્કારવામાં આવતાં તે લોકવ્યવહારનિપુણ એવા સહુને માટે રમણીય બને છે. (૮૮)

लोकातीत इवात्यर्थमध्यारोप्य विवक्षितः ।
योऽर्थस्तेनाति तुष्यन्ति विदग्धा नेतरे जनाः ॥८९॥

લોકપ્રસિદ્ધિ બહારનો જે અર્થ (કવિકલ્પના દ્વારા) અધ્યારોપિત થવાથી વિવક્ષિત બને, તેનાથી ચતુર (એવા ગૌડ) લોકો જ અતિપ્રસન્ન બને, અન્ય (એટલે કે વૈદર્ભ) નહીં (૮૯)

देवधिष्ण्यमिवाराध्यमद्यप्रभृति नो गृहम् ।
युष्मत्पादरजःपातधौतनिःशेषकिल्बिषम् ।।९०।।
अल्पं निर्मितमाकाशमनालोच्यैव वेधसा ।
इदमेवंविधं भावि भवत्याः स्तनजृम्भणम् ।।९१।।

(જેમકે—)"આપની ચરણધૂલિ પડવાથી જેનાં સર્વ પાપો ધોવાઈ ગયાં છે, એવાં અમારાં ગૃહો આજથી દેવમંદિર જેવા પૂજ્ય બની ગયાં છે." (૯૦)

(જેમકે—)"તારાં સ્તનનો વિકાસ આટલો થશે, એવું વિચાર્યું ન્હોતું, એટલે જ સર્જનહારે નાનકડા આકાશનું નિર્માણ કર્યું." (૯૧)

લોક પ્રસિદ્ધને અતિક્રમીને માત્ર કવિપ્રતિભા દ્વારા વિવક્ષિત કરવામાં આવેલા અર્થ માટેનાં, અનુક્રમે, વાર્તાભિધાન અને વર્ણનાનાં આ ઉદાહરણો છે.

इदमत्युक्तिरित्युक्तमेतद्गौडोपलालितम् ।
प्रस्थानं प्राक्प्रणीतं तु सारमन्यस्य वर्त्मनः ।।९२।।

આ (વર્ણન) અતિશયોક્તિરૂપ છે, અને તે ગૌડોને ખૂબ ગમે છે એમ સમજવાનું છે, જ્યારે પૂર્વોક્ત પ્રસ્થાન અન્ય (વૈદર્ભ) માર્ગ માટે સાર રૂપ છે. (૯૨)

इदम् – શ્લોક ૯૦–૯૧માંનાં વર્ણનો.
प्राक्प्रणीतं प्रस्थानम् – શ્લોક ૮૫માં નિરૂપિત 'कान्तं सर्वजगत् कान्तम्' વગેરે પદ્ધતિ.

## (૧૦) સમાધિ

अन्यधर्मस्ततोऽन्यत्र लोकसीमानुरोधिना ।
सम्यगाधीयते यत्र स समाधिः स्मृतो यथा ।।९३।।

લોકમર્યાદાના પાલનમાં તત્પર રહીને (કવિ) જ્યારે પ્રસ્તુત (ધર્મ) દ્વારા અપ્રસ્તુત ધર્મનું સુયોગ્ય રીતે પ્રતિપાદન કરે, ત્યારે સમાધિ (ગુણ) થયો કહેવાય; જેમ કે—(૯૩)

कुमुदानि निमीलन्ति कमलान्युन्मिषन्ति च ।
इति नेत्रक्रियाध्यासाल्लब्धा तद्वाचिनी श्रुतिः ।।९४।।

"કુમુદો બિડાય છે, કમળો વિકસે છે,"–એ રીતે આંખોની (મીંચવા -ઊઘડવાની) ક્રિયાઓના આરોપણથી, તે શબ્દથી વાચ્ય શ્રુતિ પ્રાપ્ત થઈ. (૯૪)

આ શ્લોક સમાધિ ગુણનું ઉદાહરણ છે.

निमीलन्ति–મીંચાય છે અને उन्मिषन्ति–ઊઘડે છે, એ બે આંખોની ક્રિયારૂપ, ધર્મો છે; તેનું આરોપણ, 'બીડાવુ'' અને 'ખીલવુ''–એ અર્થમાં, કમળો પર કરવામાં આવ્યું છે.

निष्ठयूत – થૂંકવું (વાચ્યાર્થ); નીકળવું (લક્ષ્યાર્થ)
उद्गीर्ण – ઓકવું (વાચ્યાર્થ); બહાર કાઢવું (લક્ષ્યાર્થ)
वमन्ति – ઊલટી કરવી (વાચ્યાર્થ); બહાર કાઢવું (લક્ષ્યાર્થ)

निष्ठ्यूतोद्गीर्णवान्तादि गौणवृत्तिव्यपाश्रयम् ।
अतिसुन्दरमन्यत्र ग्राम्यकक्षां विगाहते ॥९५॥

'निष्ठयूत', उद्गीर्ण, वान्त વગેરે શબ્દો લક્ષ્યાર્થમાં પ્રયોજવામાં આવે તો જ અતિસુંદર લાગે; નહીંતર તો તે ગ્રામ્યતામાં સરી પડે (૯૫);

पद्मान्यर्कांशुनिष्ठ्यूताः पीत्वा पावकविप्रुषः ।
भूयो वमन्तीव मुखैरुद्गीर्णारुणरेणुभिः ॥९६॥

(જેમકે—), સૂર્યનાં કિરણોમાંથી નીકળેલા (निष्ठ्यूत) અગ્નિકણોને પી જઈને કમળો પોતાનાં મુખમાંથી (उद्गीर्ण) બહાર કાઢવામાં આવેલા લાલ પરાગરેણુના રૂપમાં જાણે કે તેની ઊલટી કરી રહ્યાં છે (वमन्ति)" (૯૬)

'નિષ્ઠયૂત' વગેરે શબ્દોના લક્ષ્યાર્થ પ્રયોગનું ઉદાહરણ છે.

इति हृद्यमहृद्यं तु निष्ठीवति वधूरिति यथा ।
युगपन्नैकधर्माणामध्यासश्च स्मृतो यथा ॥९७॥

આમ (વર્ણવાય તો) તે સુંદર બને; પરંતુ 'વહુ થૂંકે છે,' એ તો અસુંદર કહેવાય.

વળી, અનેક ધર્મોના એકીસાથે થયેલા અધ્યાસને પણ સમાધિ ગુણ કહેવામાં આવે છે. જેમ—કે (૯૭)

આ શ્લોકનો ઉત્તરાર્ધ સમાધિ ગુણના બીજા પ્રકારનું લક્ષણ.

અધ્યાસઃ – આરોપણ.

गुरुगर्भभरक्लान्ताः स्तनन्त्यो मेघपङ्क्तयः ।
अचलाधित्यकोत्सङ्गमिमाः समधिशेरते ॥९८॥

"ગર્ભ(માંના જળ)ના અતિભારથી થાકી ગયેલી, અવાજ કરતી, આ મેઘમાલાઓ પર્વતની ટોચ રૂપી ખોળામાં સૂઈ જાય છે."

સમાધિગુણના બીજા પ્રકારનું ઉદાહરણ.

उत्सङ्गशयनं सख्याः स्तननं गौरवं क्लमः ।
इतीमे गर्भिणीधर्मा बहवोऽप्यत्र दर्शिताः ॥९९॥

સખીના ખોળામાં સૂવું, બૂમ પાડવી, ઢીલું પડી જવું, થાકી જવું –એ બધાયે ગર્ભવતી સ્ત્રીના ધર્મો (મેઘમાલાઓ પર આરોપિત કરીને) દર્શાવવામાં આવ્યા છે. (૯૯)

तदेतत्काव्यसर्वस्वं समाधिर्नाम यो गुणः ।
कविसार्थः समग्रोऽपि तमेनमनुगच्छति ॥१००॥

સમાધિ નામનો આ જે ગુણ છે, તે તો કાવ્યસર્વસ્વ (સમો) છે. આખોયે કવિસમુદાય એનો આદર કરે છે. (૧૦૦)

ઉક્ત ઉદાહરણની સમજૂતી.

समग्रोऽपि – ગૌડ અને વૈદર્ભ બંને માર્ગના કવિઓ આ ગુણનો એકસરખો આદર કરે છે.

## માર્ગદ્વયનું સ્વરુપ : અવાન્તર ભેદોનું નિરૂપણ અશક્ય

इति मार्गद्वयं भिन्नं तत्स्वरूपनिरूपणात् ।
तद्भेदास्तु न शक्यन्ते वक्तुं प्रतिकविस्थिताः ॥१०१॥

આ પ્રમાણે, તે (બંને)નાં સ્વરૂપનાં નિરૂપણને કારણે તે બંને માર્ગ (પરસ્પર) ભિન્ન બને છે; પરંતુ પ્રત્યેક કવિપક્ષે રહેલા તેમના (અવાન્તર) ભેદોનું નિરૂપણ શક્ય નથી. (૧૦૧)

इक्षुक्षीरगुडादीनां माधुर्यस्यान्तरं महत् ।
तथापि न तदाख्यातुं सरस्वत्यापि शक्यते ॥१०२॥

શેરડી, દૂધ, ગોળ વગેરેની મીઠાશમાં મોટો તફાવત છે; તે છતાં તેને અભિવ્યક્ત કરવાનું સરસ્વતી માટે પણ શક્ય નથી, (૧૦૨)

## કાવ્ય હેતુઓ

नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहु निर्मलम् ।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसम्पदः ॥१०३॥

નૈસર્ગિક પ્રતિભા, નિર્મળ અને વ્યાપક શાસ્ત્રજ્ઞાન તથા સતત (કાવ્યસર્જન) પ્રવૃત્તિ – એ (ત્રણેય) આ કાવ્યસંપત્તિનં કારણ (બને) છે.

कारणम् – પ્રતિભા, જ્ઞાન અને પ્રવૃત્તિ – એ ત્રણેય જુદાં જુદાં અને વ્યક્તિગત રીતે નહીં, પરંતુ સાથે મળીને સંમિલિત સ્વરૂપમાં કાવ્યસર્જનનું કારણ બને છે એમ સૂચવવા માટે આ શબ્દ એકવચનમાં વપરાયો છે.

न विद्यते यद्यपि पूर्ववासनागुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥१०४॥

પૂર્વ(જન્મ)ના સંસ્કારગુણોમાંથી સર્જાતી અદ્ભુત પ્રતિભા ભલે ન હોય, તો પણ શાસ્ત્રાધ્યયનપૂર્વક અને અભ્યાસપૂર્વક વાણીની ઉપાસના કરવામાં આવે તો તે કશોક અનુગ્રહ તો કરે જ છે. (१०४)

तदस्ततन्द्रैरनिशं सरस्वती श्रमादुपास्या खलु कीर्तिमीप्सुभिः ।
कृशे कवित्वेऽपि जनाः कृतश्रमाः विदग्धगोष्ठीषु विहर्तुमीशते ॥१०५॥

તેથી, કીર્તિની પ્રાપ્તિ ઇચ્છનારાઓએ આળસ ત્યજીને, શ્રમપૂર્વક, સરસ્વતીની ઉપાસના સતત કરવી જોઈએ; કવિત્વ ઓછું હોવા છતાં, પરિશ્રમ કરનારા (કવિ)જનો સાહિત્યરસિકોની સભાઓમાં વિહરવા સમર્થ બને છે. (१०५)

**નોંધ :** કાવ્યસર્જનની બાબતમાં આટલા મુદ્દાઓ નોંધપાત્ર બને છે :

(१) પુરોગામી ભામહે काव्यं तु जायते जातु कस्यचित् प्रतिभावतः । (१,५) એમ કહીને કાવ્યહેતુઓમાં પ્રતિભાને પ્રાધાન્ય આપ્યું છે; જ્યારે દંડી ઉપર્યુક્ત ત્રણેય કારણોને એકસરખું, કહો કે સામુદાયિક, મહત્ત્વ આપે છે એ રીતે પ્રતિભા સિવાયનાં બાકીનાં બે કારણોને પ્રતિભા જેટલું જ મહત્ત્વ આપવાનો આરંભ દંડીના હાથે થાય છે.

(२) જ્ઞાન અને પ્રવૃત્તિને પ્રતિભાનાં સમકક્ષ તરીકે સ્થાપીને જ દંડી અટકી જતા નથી, એક ડગલું આગળ જાય છે : પ્રતિભા તો જન્મજાત શક્તિ છે, વિરલ છે, અનેકને એ બક્ષીસ ન પણ મળી હોય. તે છતાં બાકીનાં બે કારણોની સહાયથી સંનિષ્ઠાપૂર્વક વાણીની પાસના ઉકરવામાં આવે તો પણ કવિકીર્તિ પ્રાપ્ત કરી શકાય, એવું દંડી આગ્રહ-પૂર્વક માનતા જણાય છે. 'કવિઓ જન્મે છે'–એ માન્યતાનો એમનો આગ્રહ નથી, 'કવિ બની પણ શકાય છે',–એવું એમનું પ્રતિપાદન અને નવીન પ્રદાન છે.

## દ્વિતીય પરિચ્છેદ ('અર્થાલંકાર-વિભાગ')

**અલંકારનું સામાન્યલક્ષણ :**

काव्यशोभाकरान् धर्मानलङ्कारान् प्रचक्षते ।
ते चाद्यापि विकल्प्यन्ते कस्तान् कार्त्स्न्येन वक्ष्यति ॥१॥

કાવ્યની શોભાના સંપાદક એવો ધર્મોને અલંકારો કહે છે; અને તે (અલંકારો) વિશે વિવિધ કલ્પનાઓ આજે પણ થઈ રહી છે; એટલે તેમનું સંપૂર્ણતઃ નિરૂપણ કોણ કરી શકશે ? (૧)

विकल्प्यन्ते – નવા નવા અલંકારોની કલ્પના, તેમ જ પૂર્વોક્ત અલંકારોના નવા નવા ભેદ-પ્રભેદોની વિચારણા, થતી જ રહે છે. સરખાવો : सहस्रशो हि महात्मभिरन्यैरलङ्कारप्रकाराः प्रकाशिताः प्रकाश्यन्ते च । (ધ્વન્યાલોક)

कस्तान् कार्त्स्न्येन वक्ष्यति – નવા નવા અલંકારોના ઉદ્ભવની આ પ્રક્રિયા સતત ચાલુ હોવાથી, સર્વ અલંકારોનું સપૂર્ણ નિરૂપણ શક્ય નથી. દંડીના સ્વભાવની વિનમ્રતા અહીં પ્રતીત થાય છે.

**અલંકાર-નિરૂપણનો ઉદ્દેશ**

किं तु बीजं विकल्पानां पूर्वाचार्यैः प्रदर्शितम् ।
तदेव प्रतिसंस्कर्तुमयमस्मत्परिश्रमः ॥२॥

આમ છતાં પૂર્વાચાર્યોએ વિકલ્પોનું જે બીજ પ્રદર્શિત કર્યું છે, તેનું જ સુયોગ્ય સંસ્કરણ કરવા માટે અમારો આ પરિશ્રમ છે. (૨)

किं तु – શ્લોક-૧માં એકરાર કર્યા પ્રમાણે, અલંકારોનું સમગ્રતાયે નિરૂપણ શક્ય ન હોવા છતાં.

विकल्पानां – પ્રાચીન આલંકારિકોએ નિરૂપેલાં અલંકારોનાં વિવિધ સ્વરૂપો અને ભેદપ્રભેદો.

पूर्वाचार्यैः – ભરત આદિ પ્રાચીન આલંકારિકોએ.

काश्चिन्मार्गविभागार्थमुक्ताः प्रागप्यलङ्क्रियाः ।
साधारणमलङ्कारजातमन्यत् प्रकाश्यते ॥३॥

કેટલાક અલંકારોને માર્ગો વચ્ચેની વિભિન્નતા (દર્શાવવા) માટે અમે આ પહેલાં પણ નિરૂપ્યા છે; (ઉભયમાર્ગ) સામાન્ય એવા અન્ય અલંકારસમૂહને અમે (અહીં) પ્રકટ કરીએ છીએ (૩).

प्राक् अपि–પરિચ્છેદ ૧,૫૨-૬૧માં.

काश्चित् अलङ्क्रियाः – શ્રુત્યનુપ્રાસ અને વૃત્ત્યનુપ્રાસ પ્રથમ. પરિચ્છેદમાં ૪૩ થી ૧૦૦ સુધીના શ્લોકોમાં ગ્રંથકારે શ્લેષ વગેરે ૧૦ ગુણોનું જે નિરૂપણ કર્યું છે તેનો પણ અહીં ઉલ્લેખ હોય એ સંભવિત છે. દંડીની દૃષ્ટિએ કાવ્યના શોભાકારક ધર્મો અલંકાર બને છે, અને આ ૧૦ ગુણો પણ સારા કાવ્યની શોભાને વધારનારા ધર્મો છે એમ દંડી પોતે જ માને છે; એટલે અહીં काश्चित् શબ્દથી દણ્ડીને ૧૦ ગુણો વિવક્ષિત હોય એવી સંભાવના અસ્થાને નથી.

मार्गविभागार्थम् – વૈદર્ભ અને ગૌડ એ બે માર્ગ વચ્ચેના ભેદના સ્ફુટીકરણ માટે.

अलङ्कारजातम् – આ પછીના જ શ્લોકોમાં દંડી આ પરિચ્છેદમાં પોતે નિરૂપેલા નીચેના ૩૫ અર્થાલંકારોની યાદી આપે છે, અને ત્યારપછી એ સર્વનાં લક્ષણો, ભેદ–પ્રભેદો અને ઉદાહરણોનું સવિસ્તર નિરૂપણ કરે છે :—

| | | |
|---|---|---|
| ૧. સ્વભાવોક્તિ | ૧૩. હેતુ | ૨૫. વિશેષોક્તિ |
| ૨. ઉપમા | ૧૪. સૂક્ષ્મ | ૨૬. તુલ્યયોગિતા |
| ૩. રૂપક | ૧૫. લેશ | ૨૭. વિરોધ |
| ૪. દીપક | ૧૬. યથાસંખ્ય(ક્રમ) | ૨૮. અપ્રસ્તુતપ્રશંસા, |
| ૫. આવૃત્તિ | ૧૭. પ્રેયઃ | ૨૯. વ્યાજસ્તુતિ |
| ૬. આક્ષેપ | ૧૮. રસવત્ | ૩૦. નિદર્શના |
| ૭. અર્થાન્તરન્યાસ | ૧૯. ઊર્જસ્વિ | ૩૧. સહોક્તિ |
| ૮. વ્યતિરેક | ૨૦. પર્યાયોક્ત | ૩૨. પરિવૃત્તિ |
| ૯. વિભાવના | ૨૧. સમાહિત | ૩૨. આશીઃ |
| ૧૦. સમાસોક્તિ | ૨૨. ઉદાત્ત | ૩૪. સંસૃષ્ટિ |
| ૧૧. અતિશયોક્તિ | ૨૩. અપહ્નુતિ | ૩૫. ભાવિક |
| ૧૨. ઉત્પ્રેક્ષા | ૨૪. શ્લેષ | |

આ યાદીમાંના મોટા ભાગના અલંકારો પુરોગામી ભામહે નિરૂપ્યા છે. દંડીના અર્થાલંકાર–નિરૂપણનું વિશિષ્ટ લક્ષણ એ છે કે અમુક અલંકારના અનેક ભેદ–પ્રભેદો તે નિરૂપે છે. ઉદાહરણ તરીકે ઉપમાના ૨૨ પ્રભેદો તે નિરૂપે છે, જેમાંના આઠેકનું તો અનુગામી આલંકારિકોની દૃષ્ટિએ સ્વતંત્ર અલંકારો જેટલું મૂલ્ય છે. જે થોડા અલંકારોના નિરૂપણમાં જે જે ફરક પડે છે તેની જ નોંધ અહીં લઈશું.

ઉપમા-દોષો

न लिङ्गवचने भिन्ने न हीनाधिकतापि वा ।
उपमादूषणायालं यत्रोद्वेगो न धीमताम् ॥५१॥

બુદ્ધિમાનોને જ્યાં ઉદ્વેગ ન થાય ત્યાં, લિંગ અને વચન ભિન્ન હોય, અથવા હીનતા અને અધિકતા હોય તો પણ, (તે તે દોષો) ઉપમાને દૂષિત કરવા માટે સમર્થ બનતા નથી. (૫૧)

लिङ्गवचने भिन्ने – ઉપમેય કરતાં ભિન્ન લિંગ ઉપમાનમાં હોય તે લિંગભેદ-દોષ, ઉપમેય કરતાં ભિન્ન વચન ઉપમાનમાં હોય, તે વચનભેદ-દોષ.

हीनाधिकता – ઉપમેય કરતાં ઓછા ગુણધર્મો ઉપમાનમાં દર્શાવાયા હોય, તે હીનતા-દોષ. ઉપમેય કરતા અધિક ગુણધર્મો ઉપમાનમાં દર્શાવાયા હોય, તે અધિકતા-દોષ. પોતાના પુરોગામી મેધાવીકથિત નીચે પ્રમાણે સાત ઉપમા દોષો ભામહે માન્ય રાખ્યા છે :

हीनताऽसम्भवो लिङ्गवचोभेदो विपर्ययः ।
उपमानाधिकत्वं च तेनासदृशतापि वा ॥
त एते उपमादोषाः सप्त मेधाविनोदिताः (२,३९–४०)

ભામહ-સ્વીકૃત આ સાત દોષોમાંથી 'વિપર્યય,' 'અસાદૃશ્ય' અને અસંભવ' એ ત્રણ દોષોને દંડી માન્ય રાખતા નથી, કારણ કે ઉપમાના તેમણે નિરૂપેલા यथाकथञ्चित् सादृश्य यत्रोद्भूतं प्रतीयते । આ લક્ષણનું સ્વરૂપ જ એવું છે કે તેમાં આ દોષો માટે અવકાશ રહેતો નથી. તેમણે માન્ય કરેલા બાકીના લિંગભેદ, વચનભેદ, હીનતા અને અધિકિતા એ ચાર દોષો અંગે પણ તેમનો અભિપ્રાય એ છે કે સહૃદયોને જો તે ઉદ્વેગકારક ન નીવડે, તો તે ઉપમાદોષો બનતા નથી. અને પોતાના આ અભિપ્રાય અનુસાર આ પછીનાબે શ્લોકોમાંનાં ઉદાહરણો દ્વારા, એ ચારેયની અદોષતા તેમણે દર્શાવી છે.

स्त्रीव गच्छति षण्ढोऽयं वक्त्येषा स्त्री पुमानिव ।
प्राणा इव प्रियोऽयं मे विद्या धनमिवार्जिता ॥५२॥
भवानिव महीपाल देवराजो विराजते ।
अलमंशुमतः कक्षामारोढुं तेजसा नृपः ॥५३॥

(જેમકે—) "આ ષણ્ઢ સ્ત્રીની માફક ચાલે છે; આ સ્ત્રી પુરુષની માફક બોલે છે. પ્રાણ જેટલો આ મને પ્રિય છે; ધનની જેમ મેં વિદ્યા

મેળવી; હે રાજન્ ઇન્દ્ર આપની જેમ શોભે છે; (આ) રાજા તેમની બાબતમાં સૂર્યનો સમોવાડિયો થવાને સમર્થ છે." (૫૨–૫૩)

### આવૃત્તિ અલંકાર

अर्थावृत्तिः पदावृत्तिरुभयावृत्तिरेव च ।
दीपकस्थान एवेष्टमलङ्कारत्रयं तथा ॥११६॥

દીપક (અલંકાર)ના સ્થાનમાં જ અર્થાવૃત્તિ, પદાવૃત્તિ અને ઉભયાવૃત્તિ એ ત્રણ અલંકારોને (વિદ્વાનોએ) માન્ય રાખ્યા છે. (૧૧૬)

दीपकस्थाने एव : આ પૂર્વે નિરૂપાયેલા દીપક અલંકારના અંતિમ શ્લોકમાં આ અલંકારનું આ રીતે સૂચન કરવામાં આવ્યું છે :

अनेनैव प्रकारेण शेषाणामपि दीपके ।
विकल्पानामवगतिर्विधातव्या विचक्षणैः ॥ (૨,૧૧૫)

દીપકમાં પદનો અનુષંગ હોય છે, જ્યારે અહીં પદની આવૃત્તિ હોય છે. 'દીપક (અલંકાર)ના સ્થાનમાં જ'–એમ કહેવાનું તાત્પર્ય પણ આ જ છે. અર્થની, પદની અને ઉભયની અહીં આવૃત્તિ થતી હોવાથી 'આવૃત્તિ' નામ અન્વર્થ છે.

अलङ्कारत्रयम् – હકીકતમાં અહીં ત્રણ અલંકારો નહીં, પરંતુ આ આવૃત્તિ અલંકારના ત્રણ ભેદો આ શબ્દ ગ્રંથકારને વિવક્ષિત છે.

विकसन्ति कदम्बानि स्फुटन्ति कुटजद्रुमाः ।
उन्मीलन्ति च कदल्यो दलन्ति ककुभानि च ॥११७॥

(જેમકે—)"કદમ્બ(નાં પુષ્પો) વિકસી રહ્યાં છે. કુટજવૃક્ષોનાં ફૂલો ખીલી રહ્યાં છે. કન્દલી ફૂલી રહી છે અને કકુભ (એટલે કે અર્જુન) વૃક્ષોમાં ફૂલો ઊગી રહ્યાં છે." (૧૧૭)

અર્થાવૃત્તિનું ઉદાહરણ : विकसन्ति, स्फुटन्ति, उन्मीलन्ति અને दलन्ति એ ચારેય પદનાં સ્વરૂપ જુદાં હોવા છતાં, એ સહુનો અર્થ એકસરખો જ છે.

उत्कण्ठयति मेघानां माला वृन्दं कलापिनाम् ।
यूनां चोत्कण्ठयत्येष मानसं मकरध्वजः ॥११८॥

"મેઘ-માલા મયૂર-વૃન્દોને ઉત્કંઠિત (એટલે કે ઉદ્ગ્રીવ, ઊંચી ડોકવાળા) કરી રહી છે, અને કામદેવ યુવાનોનાં હૃદયને વિલાસ-વિહ્વળ બનાવે છે." (૧૧૮)

પદાવૃત્તિનું ઉદાહરણ : અહીં બંને પંક્તિઓમાં उत्कण्ठयति પદ વપરાયું છે, પરંતુ બંને સ્થળે એના અર્થ જુદા છે.

जित्वा विश्वं भवानद्य विहरत्यवरोधनैः ।
विहरत्यप्सरोभिस्ते रिपुवर्गो दिवं गतः ॥११९॥

"વિશ્વને જીતીને આજે આપ અંતઃપુરની સ્ત્રીઓ સાથે વિહરી રહ્યા છો, જ્યારે (આપને હાથે હણાઈને) સ્વર્ગ સંચરેલો આપનો શત્રુ સમુદાય અપ્સરાઓ સાથે ક્રીડા કરે છે. (૧૧૯)

ઉભયાવૃત્તિનું ઉદાહરણ : અહીં विहरति એ પદની અને તેના અર્થની બંને વાક્યોમાં આવૃત્તિ અપેક્ષિત છે.

**નોંધ :** ભામહે આ અલંકારનું નિરૂપણ કર્યું નથી, વસ્તુતઃ, દંડીએ જ સૌ પ્રથમ આ અલંકારનાં લક્ષણ–ઉદાહરણ આપ્યાં છે, એ હકીકત નોંધપાત્ર બને છે.

**અતિશયોક્તિ : અન્ય અલંકારોનું આશ્રયસ્થાન**

अलङ्कारान्तराणामप्येकमाहुः परायणम् ।
वागीशमहितामुक्तिमिमामतिशयाह्वयाम् ॥२२०॥

બૃહસ્પતિનો આદર પામેલી આ 'અતિશય' નામની ઉક્તિ (એટલે કે 'અતિશયોક્તિ' નામક અલંકાર) અન્ય અલંકારોનું એકમાત્ર આશ્રય-સ્થાન છે. (૨૨૦)

**નોંધ :** શબ્દ અને અર્થનું વૈચિત્ર્ય એટલે જ અલંકાર, અને એ વૈચિત્ર્ય અતિશયોક્તિ પર આધારિત છે. એનો અર્થ એ થયો કે સામાન્ય રીતે સર્વ અલંકારોમાં અતિશયોક્તિ (અથવા એનો અંશ) હોય છે; જ અથવા તો, બીજા શબ્દોમાં, અતિશયોક્તિના અસ્તિત્વ પર જ અન્ય અલંકારોનું અલંકારત્વ અવલંબે છે.

અહીં દંડી પોતાના પુરોગામી ભામહના નિમ્નોક્ત અભિપ્રાયનું સમર્થન કરે છે :

इत्येवमादिरुदिता गुणातिशययोगतः ।
सर्वैवातिशयोक्तिस्तु तर्कयेत् तां यथागमम् ॥ (૨.૮૪)
सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ॥ (૨.૮૫)

આ બીજા શ્લોકમાં, ભામહને 'વક્રોક્તિ' શબ્દથી, દેખીતી રીતે **જ**, અતિશયોક્તિ અભિપ્રેત છે,

**ઉત્પ્રેક્ષાવાચક શબ્દો**

मन्ये-शङ्के-ध्रुवं-प्रायो-नूनम्-इत्येवमादिभिः ।
उत्प्रेक्षा व्यज्यते शब्दैर् इव-शब्दोऽपि तादृशः ॥२३४॥

मन्ये, शङ्के, ध्रुवं प्रायः, नूनम् વગેરે શબ્દો દ્વારા ઉત્પેક્ષા વ્યક્ત થાય છે. इव શબ્દ પણ એ જ પ્રકારનો છે. (૨૩૪)

आदिभिः – આ आदि શબ્દથી तर्कयामि, जाने, उत्प्रेक्षे, संभावयामि અને એવા જ અર્થવાળી અન્ય ક્રિયાઓનો પણ સમાવેશ થાય છે.

व्यज्यते – આ શબ્દો પ્રયુક્ત થયા હોય ત્યારે ઉત્પ્રેક્ષા 'વાચ્ય' બને, અન્યથા 'ગમ્ય'.

इवशब्दोऽपि : इव શબ્દ મુખ્યતયા ઉપમાવાચક હોવા છતાં એ સંભાવનાવાચક પણ બની શકે, અને ત્યારે એ ઉત્પ્રેક્ષાવાચક બને છે.

**હેતુ, સૂક્ષ્મ અને લેશ — એ ત્રણ અલંકારો.**

**હેતુ અલંકાર**

हेतुश्च सूक्ष्मलेशौ च वाचामुत्तमभूषणम् ।
कारकज्ञापकौ हेतू तौ चानेकविधौ यथा ॥२३५॥

હેતુ, સૂક્ષ્મ અને લેશ, એ (ત્રણ તો) વાણીનાં ઉત્તમ ભૂષણરૂપ છે. કારક અને જ્ઞાપક, એમ હેતુ બે (પ્રકારનો) છે; અને તે બેના (વળી) અનેક પ્રકારો છે. જેમ કે—(૨૩૫)

પોતાના પુરોગામી ભામહને અનુલક્ષીને જ દંડીએ આ વિધાન કર્યું જણાય છે; કારણ કે ભામહે બહુ ભારપૂર્વક સ્પષ્ટતા કરી છે કે દૈનંદિન વ્યવહારનાં વિધાનમાં કશી કાવ્યચમત્કૃતિ' ન હોવાને કારણે 'હેતુ' આદિ ત્રણનો અલંકારમાં સમાવેશ કરવો યોગ્ય નથી :

हेतुश्च सूक्ष्मो लेशोऽथ नालङ्कारतया मतः ।
समुदायाभिधानस्य वक्रोक्त्यनभिधानतः ॥ (૨,૮૬)

कारकज्ञापकौ हेतु – હેતુના આ બે પ્રકારો ન્યાયદર્શન સંમત છે. અગ્નિ ધૂમને ઉત્પન્ન કરે છે, તેથી અગ્નિ ધૂમનો કારક હેતુ થયો; ધૂમના જ્ઞાનથી અગ્નિના અસ્તિત્વનું અનુમાન થઈ શકે છે, તેથી ધૂમ અગ્નિનો જ્ઞાપક હેતુ કહેવાય.

अयमान्दोलितप्रौढचन्दनद्रुमपल्लवः ।
उत्पादयति सर्वस्य प्रीतिं मलयमारुतः ॥२३६॥

"વિશાળ ચન્દનવૃક્ષના પલ્લવોને હલાવતો આ મલયવાયુ સર્વમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે." (૨૩૬)

કારક હેતુનું ઉદાહરણ : ત્યારપછીના બે શ્લોકોમાં દણ્ડીએ આ ઉદાહરણમાંના અલંકારત્વને આ રીતે સમજાવ્યું છે ! આનંદ (प्रीति) ઉત્પન્ન કરવાવાળા મલયવાયુના સામર્થ્યના સ્વરૂપનું અહીં વૈચિત્ર્યયુક્ત નિરૂપણ છે. તેથી અહીં અલંકાર ઉદ્દિષ્ટ છે. એ જ રીતે, 'ચંદનવનને હલાવીને, મલયનિર્ઝરોને સ્પર્શીને, આ મલય પવન પથિકોના વિનાશ માટે ઉપસ્થિત થયો છે,–એવા આ શ્લોકના અર્થઘટનને કારણે મલયવાયુ પથિકવધરૂપી પ્રવૃત્તિના કારણ તરીકે પ્રતીત થયો હોવાથી પણ અહીં 'હેતુ' અલંકાર બને છે.

દંડીનું આ વિવરણ, જાણે કે, ભામહના समुदायाभिधानस्य वक्रोक्त्यन-भिधानतः । વગેરે દલીલના ખંડન અર્થે જ પ્રયોજવામાં આવ્યું હોય, તેમ લાગે છે.

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इतीदमपि साध्वेव कालावस्थानिवदने ॥२४४॥

સૂર્ય અસ્ત થઈ ગયો છે', 'ચન્દ્રનો ઉદય થઈ રહ્યો છે', 'પંખીઓ (પોતપોતાના) માળા તરફ જઈ રહ્યાં છે,'—એમ આ (વર્ણનો) પણ સમયની પરિસ્થિતિ જણાવવામાં સારી રીતે (ચમત્કારક) બને છે જ. (૨૪૪)

જ્ઞાપક હેતુનું ઉદાહરણ : 'અત્યારે સંધ્યા સમય થઈ ગયો છે',–એમ સીધું કહેવામાં કશી જ ચમત્કૃતિ નથી, એ જ રીતે, આ ઉદાહરણમાંનાં બીજાં બેવર્ણનો પણ સમયની એ જ સ્થિતિનું ચમત્કૃતિયુક્ત સ્વરૂપમાં નિવેદન કરે છે.

અહીં પણ આ ઉદાહરણ અને તે પરના વિવેચન દ્વારા દંડીને ભામહનો નીચેનો શ્લોક અને તેમાંના તેમના અભિપ્રાયનું ખંડન અભિપ્રેત છે, એ નિઃશંક છે :

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किं काव्यं वार्तामेनां प्रचक्षते ॥ (२,८७)

'આ તે કાંઈ કાવ્ય કહેવાય ? આ તો ગપાળું સમાચાર માત્ર છે',–એમ ભામહ કહે છે, ત્યાં જ દંડીને વૈચિત્ર્ય વરતાય છે, એ હકીકત બંને આલંકારિકોના અભિગમની ભિન્નતા દર્શાવી રહે છે.

हेतुचक्र (૨૩૫–૨૫૯)ના નિરૂપણમાં દંડી ઉપર્યુક્ત બે પ્રકારના 'હેતુ' ઉપરાંત, તેના અનેક ભેદ–પ્રભેદો અને ઉદાહરણો આપીને તેનો સારો એવો વિસ્તાર કરે છે.

## સૂક્ષ્મ અલંકાર

इङ्गिताकारलक्ष्योऽर्थः सौक्ष्म्यात् सूक्ष्म इति स्मृतः ॥२६०॥

ઇંગિત અને આકાર દ્વારા લક્ષ્ય એવા અર્થને સૂક્ષ્મતાને કારણે 'સૂક્ષ્મ' (અલંકાર) કહેવામાં આવે છે. (૨૬૦)

इङ्गितम् – પોતાના અભિપ્રાયને સૂચવતી એવી વિશિષ્ટ શારીરિક ચેષ્ટા.
आकार : હૃદયના અભિલાષને સૂચવતી મુખભાવની વિશિષ્ટ અભિવ્યક્તિ.

સૂક્ષ્મ અલંકારના, આ રીતે, આ બે પ્રકારો બને છે :

(૧) ઇંગિત–લક્ષ્ય (૨) આકાર–લક્ષ્ય

कदा नौ सङ्गमो भावीत्याकीर्णे वक्तुमक्षमम् ।
अवेत्य कान्तमवला लीलापद्मं न्यमीलयत् ॥२६१॥

(જેમકે—)"આપણો સમાગમ ક્યારે થશે ?' એવું ભરચક ભીડવાળા સ્થાનમાં પ્રિયતમ પૂછી શકે તેમ નથી, તેમ જાણીને પ્રિયતમાએ લીલાકમળને બીડી દીધું." (૨૬૧)

पद्मसंमीलनादत्र सूचितो निशि सङ्गमः ।
आश्वासयितुमिच्छन्त्यो प्रियमङ्गजपीडितम् ॥२६२॥

કામસંતપ્ત પ્રિયતમને આશ્વાસન આપવા માટે પ્રિયાએ (પોતાના હાથમાં રહેલા) કમળના સંકોચન દ્વારા '(આપણો) સમાગમ રાત્રે (થશે)' –એમ સૂચવી દીધું. (૨૬૨)

मदर्पितदृशस्तस्या गीतगोष्ठ्यामवर्धत ।
उद्दामरागतरला छाया कापि मुखाम्बुजे ॥२६३॥

"ગીતપરિષદમાં મારા પર મીટ માંડતી તે (પ્રિયતમા)ના મુખ પર ઉદ્દામ અનુરાગથી તરલ એવી કોઈક અનિર્વચનીય કાન્તિ પ્રકટ થઈ." (૨૬૩)

इत्यनुद्भिन्नरूपत्वाद्रत्युत्सवमनोरथः ।
अनुल्लङ्घ्यैव सूक्ष्मत्वमभूदत्र व्यवस्थितः ॥२६४॥

(પ્રિયતમાનો) કામક્રીડા અંગેનો અભિલાષ, સ્ફુટ રીતે વ્યક્ત ન થતો હોવાથી, સૂક્ષ્મતાનો ત્યાગ કર્યો વિના જ, અહીં પ્રતીત થયો છે. (૨૬૪)

**લેશ અલંકાર :**

लेशो लेशेन निर्भिन्नवस्तुरूपनिगूहनम् ।
उदाहरण एवास्य रूपमाविर्भविष्यति ॥२६५॥

સ્હેજ પ્રગટ થઈ ગયેલ વસ્તુનાં સ્વરૂપને છૂપાવવું એટલે લેશ (અલંકાર). આ (અંલકાર)નું સ્વરૂપ ઉદાહરણમાં જ સ્પષ્ટ થઈ જશે. (૨૬૫)

ઉત્તરાર્ધમાં 'કશી જ ચમત્કૃતિ ન હોવાથી લેશની અલંકાર–યોગ્યતા નથી,' એવા કોઈકના (સંભવતઃ ભામહના) મતનું ખંડન અહીં અભિપ્રેત છે.

**નોંધ :** (૧) મમ્મટ વગેરે પરવર્તી આલંકારિકો 'લેશ'ને સ્થાને 'વ્યાજોક્તિ' નામક અલંકાર યોજે છે, જેનું લક્ષણ આ પ્રમાણે છે :

व्याजोक्तिरछद्मनोद्भिन्नवस्तुरूपविगूहनम् । (કાવ્યપ્રકાશ ૧૦.૩૨)

(૨) અપ્પય્ય દીક્ષિતે 'છેકાપહ્નુતિ' નામક અલંકાર પ્રયોજ્યો છે, તેનો આ 'લેશ'માં અન્તર્ભાવ થઈ જાય છે.

राजकन्यानुरक्तं मां रोमोद्भेदेन रक्षकाः ।
अवगच्छेयुरा ज्ञातमहो शीतानिलं वनम् ॥२६६॥

(જેમકે—)"રોમાંચદર્શનને કારણે, 'હું રાજકન્યાના પ્રેમમાં પડયો છું', એમ રક્ષકો જાણી જશે. હાં, (ઠીક બહાનું) મળી ગયું: 'અહો ! (આ) વનમાં પવન શીતળ છે," (૨૬૬)

इत्येवमादिस्थानेऽयमलङ्कारोऽतिशोभते ।
लेशमेके विदुर्निन्दां स्तुतिं वा लेशतः कृताम् ॥२६८॥

આ રીતે, આ પ્રકારના સ્થાનમાં, આ અલંકાર ખૂબ શોભે છે. બહાનાં હેઠળ કરવામાં આવેલી નિન્દા અથવા સ્તુતિ હોય ત્યાં (પણ) લેશ (અલંકાર) છે, એમ કેટલાક (વિવેચકો) સમજે છે. (૨૬૮)

युवैष गुणवान् राजा योग्यस्ते पतिरूर्जितः ।
रणोत्सवे मनः सक्तं यस्य कामोत्सवादपि ॥२६९॥

(જેમકે—)'જેનું મન કામોત્સવ કરતાં રણોત્સવમાં (વધુ) આસક્ત છે, તેવો ગુણવાન, યુવાન અને ઓજસ્વી આ રાજા તારા પતિ તરીકે યોગ્ય છે." (૨૬૯)

वीर्योत्कर्षस्तुतिर्निन्दैवास्मिन् भावनिवृत्तये ।
कन्यायाः कल्पते भोगान्निर्विविक्षोर्निरन्तरम् ॥२७०॥

(રાજાનાં) શક્તિ–સામર્થ્યની (આ) સ્તુતિ (હકીકતમાં,) તેની નિન્દા જ છે, (કારણ કે) નિરન્તર ભોગોપભોગની આકાંક્ષા વાળી કન્યાની (રાજા માટેની) અભિલાષા (એનાથી) શાન્ત થઈ જાય છે. ૨૭૦

चपलो निर्दयश्चासौ जनः किं तेन मे सखि ।
आगःप्रमार्जनायैव चाटवो येन शिक्षिताः ॥२७१॥

(જેમકે–)"(પોતાના) અપરાધના પ્રમાર્જન માટે જ જેણે ચાટુઉક્તિનો અભ્યાસ કર્યો છે, તેવો આ માણસ (મારો પ્રિયતમ) ચપળ અને નિર્દય છે, તેમાં હે સખી ! મારે શું ?" (૨૭૧)

दोषाभासो गुणः कोऽपि दर्शितश्चाटुकारिता ।
मानं सखिजनोद्दिष्टं कर्तुं रागादशक्तया ॥२७२॥

(પ્રિયતમ પ્રત્યેના) પ્રેમને કારણે સખીએ ઉપદેશેલો પ્રણયકોપ કરવા માટે અશક્ત એવી (નાયિકા)એ (નાયકના) ચાટુકારિતા એ કોઈક ગુણને દોષસ્વરૂપે (અહીં) દર્શાવ્યો છે. (૨૭૨)

**ઉપસંહાર :**

આમ, હેતુ, સૂક્ષ્મ અને લેશને આ ત્રણ અલંકારો દંડીએ જ સૌપ્રથમ નિરૂપ્યા છે, એ હકીકત એમની મૌલિક અને સર્જક બુદ્ધિશક્તિનું નિર્દેશક છે.

**અન્વય, સંદેહ, ઉપમારૂપક, ઉત્પ્રેક્ષાવયવ**

अनन्वयससंदेहावुपमास्वेव दर्शितौ ।
उपमारूपकं चापि रूपकेष्वेव दर्शितम् ॥३५८॥
उत्प्रेक्षाभेद एवासावुत्प्रेक्षावयवोऽपि च । (३५९ पूर्वार्ध)

અનન્વય અને સંસદેહ એ-બે (અલંકારો) ઉપમાપ્રભેદોમાં નિરૂપવામાં આવ્યા છે; ઉપમારૂપકને રૂપક(પ્રભેદો)માં જ દર્શાવ્યો છે; (૩૫૮) અને ઉત્પ્રેક્ષાવયવ તો ઉત્પ્રેક્ષાનો જ એક પ્રભેદ છે. (૩૫૯ પૂર્વાર્ધ)

નોંધ : અનન્વય, સસંદેહ ઉપમારૂપક અને ઉત્પ્રેક્ષાવયવ – એ ચારનુ સ્વતંત્ર અલંકારો તરીકે ભામહે નિરૂપણ કર્યું છે (જુઓ : પરિચ્છેદ–૨ : ૪૫–૪૬,૪૩–૪૪,૩૫–૩૬,૪૭–૪૮), તેની સાથે અસંમત થતાં, પોતે નિરૂપેલા અલંકારોમાં આ ચારેય અલંકારોનો અંતર્ભાવ થઈ જાય છે, તેથી તે અલંકારોના જૂદા અને સ્વતંત્ર નિરૂપણની જરૂર નથી, એવું દંડીનુ અહીં પ્રતિપાદન છે.

પોતે નિરૂપેલા ઉપમા પ્રભેદોમાંથી દંડી 'અસાધારણોપમા' (૨,૩૫) અને 'સંશયોપમા' (૨,૨૬) નામના પ્રભેદોમાં અનુક્રમે, અનન્વય અને સસંદેહનો, અને ઉપમારૂપકનો અંતર્ભાવ કરે છે.

ઉત્પ્રેક્ષાવયવ ઉત્પ્રેક્ષાનો જ એક પ્રભેદ છે, એમ દંડી કહે છે, પરંતુ હકીકતમાં ઉત્પ્રેક્ષાનો આવો કોઈ સ્પષ્ટ પ્રભેદ દંડીએ નિરૂપ્યો નથી. વાસ્તવમાં, ભામહ પોતે આ અલંકારના લક્ષણમાં (૩,૪૭) કહે છે તેમ આ અલંકારમાં શ્લેષ, ઉત્પ્રેક્ષા અને રૂપક એ ત્રણ અલંકારોના થોડા થોડા અંશોનું મિશ્રણ છે.

ભામહે સ્વતંત્ર અલંકારો તરીકે નિરૂપેલા આ ચાર અલંકારોનો અંતર્ભાવ પોતે નિરૂપેલા એક અથવા બીજા અલંકારના પ્રભેદમાં થઈ જાય છે, એમ દંડી પ્રતિપાદન કરે છે, ત્યારે એક વાતનું આશ્ચર્ય થાય છે કે ભામહે સ્વતંત્ર અલંકાર તરીકે નિરૂપેલા ઉપમેયોપમા (૩,૩૭-૩૮)નો પણ પોતે નિરૂપેલા 'અન્યોન્યોપમા' નામક ઉપમા-પ્રભેદ (૨,૧૮)માં અંતર્ભાવ થઈ જાય છે, એ દંડીએ કેમ નહીં કહ્યું હોય ?

## બે પ્રકારની ઉક્તિ-શૈલી:

श्लेषः सर्वासु पुष्णाति प्रायो वक्रोक्तिषु श्रियम् ।
भिन्नं द्विधा स्वभावोक्तिर्वक्रोक्तिश्चेति वाङ्मयम् ॥३६३॥

સર્વ વક્રોક્તિઓમાં મોટે ભાગે શ્લેષ સૌન્દર્યપોષક બની રહે છેઃ આ રીતે (સમગ્ર) વાઙ્મયના 'સ્વભાવોક્તિ' અને 'વક્રોક્તિ' એવા બે ભેદ પડે છે.

**નોંધ :** 'વક્રોક્તિ' શબ્દનો પ્રયોગ દંડીએ આ એક જ વાર કર્યો છે. દણ્ડીની અહીં નિરૂપિત યોજના અનુસાર, સર્વ અલંકારોને 'સ્વભાવોક્તિ' અને 'વક્રોક્તિ' એવા બે મુખ્ય વિભાગોમાં વિભાજિત કરી શકાય. 'आद्या अलङ्कृतिः' કહીને (૨,૮) પોતે જેનું સૌપ્રથમ અર્થાલંકાર તરીકે નિરૂપણ કર્યું છે, તે સ્વભાવોક્તિથી દંડીને કોઈ પણ વસ્તુનું સ્વરૂપાત્મક સ્વાભાવિક છતાં સજીવ વર્ણન ઉદ્દિષ્ટ છે. ઉક્તિવૈચિત્ર્ય પર જેનો આધાર છે તેવા, સ્વભાવોક્તિ સિવાયના બાકીના સર્વ અર્થાલંકારો – એ અલંકારોનો સમગ્ર સમુદાય – દંડીને આ 'વક્રોક્તિ' શબ્દથી અભિપ્રેત જણાય છે.

સર્વ વક્રોક્તિઓમાં શ્લેષ સૌંદર્યપોષણનું કારણ બને છે એવું દંડીનું આ વિધાન અનુગામી ઉદ્ભટને માર્ગદર્શક નીવડે છે.

## પોતાના ગ્રંથની ન્યૂનતાનું નિવારણ

यच्च सन्ध्यङ्गवृत्त्यङ्गलक्षणाद्यागमान्तरे ।
व्यावर्णितमिदं चेष्टमलङ्कारतयैव नः ॥३६७॥

વળી, સંધિઓ અને તેનાં અંગો, વૃત્તિઓ અને તેનાં અંગો, લક્ષણો વગેરેનું અન્યશાસ્ત્રમાં જ સવિસ્તર નિરૂપણ થયું છે, તે અમને અલંકારસ્વરૂપમાં જ અભિમત છે. (૩૬૭)

सन्ध्यङ्ग – 'મુખ' આદિ પાંચ સંધિઓ અને તેનાં 'ઉપક્ષેપ' વગેરે ૬૪ અંગો.

वृत्त्यङ्ग – તે તે રસ માટે નિયત થયેલી 'કૈશિકી' આદિ ચાર વૃત્તિઓ અને તેનાં 'નર્મ' આદિ ૧૬ અંગો.

लक्षण – ૩૬ લક્ષણો

आदि – નાટ્યાલંકારો.

आगमान्तरे – ભરતમુનિ-પ્રણીત નાટ્યશાસ્ત્રમાં.

**પરિચ્છેદનો ઉપસંહાર :**

पन्थाः स एष विवृतः परिमाणवृत्त्या संहृत्य विस्तरमनन्तमलङ्क्रियाणाम् ।
वाचामतीत्य विषयं परिवर्तमानान् अभ्यास एव विवरीतुमलं विशेषान् ॥३६८॥

અલંકારોના અનન્ત વિસ્તારનો સંક્ષેપ કરીને આ માર્ગનું (અહીં) પરિમિત દૃષ્ટિએ વિવરણ કરવામાં આવ્યું છે; વાણીના વિષયને આતંક્રમીને રહેલા એ (અલંકાર) પ્રભેદોનું વિવરણ કરવા માટે તો અભ્યાસ જ શક્તિમાન છે. (૩૬૮)

**નોંધ :** (૧) ભામહે કુલ ૩૬ અર્થાલંકારો નિરૂપ્યા છે, તેમાંથી ઉપમારૂપક, ઉપમેયોપમા, સસંદેહ; અનન્વય, અને ઉત્પ્રેક્ષા વયવ,– એ પાંચનો સ્વતંત્ર અલંકારો તરીકે દંડીએ સ્વીકાર કર્યો નથી, તે આપણે આ પહેલાં જોયું છે. એથી ઊલટું, ભામહે નહીં નિરૂપેલા એવા ચાર અલંકારો – આવૃત્તિ હેતુ, સૂક્ષ્મ અને લેશ – ને દંડીએ સ્વતંત્ર અલંકારો તરીકે નિરૂપ્યા છે. આમ, આમ, દંડી-નિરૂપિત અલંકારોની સંખ્યા ૩૫ થાય છે.

(૨) દંડીએ ઉપમાના ૩૨ પ્રભેદો નિરૂપ્યા છે. અનુગામી આલંકારિકોને આ ઉપમા-પ્રભેદોમાંથી સ્વતંત્ર અલંકારો સર્જવાની સારી અનુકૂળતા સાંપડી છે, જેનાં થોડાં ઉદાહરણો આ પ્રમાણે આપી શકાય :

| દંડી-નિરૂપિત ઉપમા-પ્રભેદો | સ્વતંત્ર અલંકારો |
|---|---|
| ૧. વિપર્યાસોપમા | પ્રતીપ |
| ૨. અન્યોન્યોપમા | ઉપમેયોપમા |
| ૩. મોહોપમા | ભ્રાન્તિમાન |
| ૪. સંશયોપમા | સંદેહ અથવા સસંદેહ |
| ૫. અસાધારણોપમા | અનન્વય |
| ૬. પ્રતિવસ્તૂપમા | પ્રતિવસ્તૂપમા |

## તૃતીય પરિચ્છેદ (શબ્દાલંકાર-દોષ-વિભાગ)

**યમકનું લક્ષણ**

अव्यपेतव्यपेतात्मा व्यावृत्तिर्वर्णसंहतेः ।
यमकं तच्च पादानामादिमध्यान्तगोचरम् ॥१॥

વર્ણસમુદાયની વ્યવધાનપૂર્વક કે વ્યવધાનરહિત વ્યાવૃત્તિ એટલે યમક; અને તે (યમક) પાદોના આદિ, મધ્ય અને અંતમાં હોય છે. (૧)

अव्यपेतव्यपेतात्मा – વ્યાવૃત્તિવાળા વર્ણસમુદાયો વચ્ચે અંતર હોય તે વ્યવધાન–સહિત વ્યાવૃત્તિ. વ્યાવૃત્તિવાળા વર્ણસમુદાયો પરસ્પર સમીપ હોય તે વ્યવધાન–રહિત વ્યાવૃત્તિ.

व्यावृत्तिः – સ્વર–વ્યંજન–સમુદાયનું પુનઃ પુનઃ ઉચ્ચારણ.

**યમકના ભેદો અને પ્રભેદો**

एकद्वित्रिचतुष्पादयमकानां विकल्पना ।
आदिमध्यान्तमध्यान्तमध्याद्याद्यन्तसर्वतः ॥२॥

એક, બે, ત્રણ, ચાર પાદ,—એ પ્રમાણે પાદયમકના (ભેદોના વળી) આદિ, મધ્ય અને અંત વગેરેમાંના વર્ણ(સમુદાયની આવૃત્તિ)ને કારણે અનેક પ્રભેદો બને છે. (૨)

આ શ્લોકમાના નિર્દેશ અનુસાર, યમકના ભેદો અને પ્રભેદો નીચે પ્રમાણે શકય બને :

એકપાદ-યમકના ૪ ભેદ : પ્રથમપાદ, દ્વિતીયપાદ, તૃતીયપાદ, ચતુર્થપાદ

દ્વિપાદ-યમકના ૬ ભેદ : પ્રથમદ્વિતીયપાદ, પ્રથમતૃતીયપાદ, પ્રથમચતુર્થપાદ દ્વિતીય-તૃતીયપાદ, દ્વિતીયચતુર્થપાદ, તૃતીયચતુર્થપાદ.

ત્રિપાદ-યમકના ૪ ભેદ : પ્રથમદ્વિતીયતૃતીયપાદ, પ્રથમદ્વિતીયચતુર્થપાદ, પ્રથમ-તૃતીયચતુર્થપાદ, દ્વિતીયતૃતીયચતુર્થપાદ.

ચતુષ્પાદ-યમકના ૧ ભેદ : પ્રથમદ્વિતીયતૃતીયચતુર્થપાદ

આમ, પાદ યમકના ૧૫ ભેદ થાય. આમાંના પ્રત્યેકના પણ આદિ-મધ્ય-અન્ત વગેરે સાથેના પરસ્પર મિશ્રણમાથી નીચે પ્રમાણે ૭ પ્રભેદો શકય બને:

આદિ-યમક, મધ્ય-યમક, આદિમધ્ય-યમક, આદ્યન્ત-યમક, મધ્યાન્ત-યમક, આદિ-મધ્યાન્ત-યમક.

આ રીતે, પ્રભેદોની કૂલ સંખ્યા ૧૦૫ થાય. આમાંના પ્રત્યેકના, વળી, સવ્યવધાન, અવ્યવધાન અને વ્યવધાન–અવ્યવધાન એ ૩ પ્રભેદો શક્ય બને, અને પરિણામે યમકના કૂલ પ્રભેદો ૩૧૫ થાય.

આટલા, પ્રભેદો જાણે ઓછા હોય તેમ, 'સન્દષ્ટ', 'સમુદ્ગ' (અર્ધાભ્યાસ), 'શ્લોકાભ્યાસ,' 'મહાયમક', 'પ્રતિલોમયમક' વગેરે અનેક પ્રભેદો દંડી ઉમેરે છે અને સોદાહરણ નિરૂપે છે (૩;–૧–૭૭).

પુરોગામી ભામહ તો આદિયમક, મધ્યાન્તયમક, પાદાભ્યાસ, આવલી અને સમસ્ત પાદયમક,—એ પાંચ જ યમક–ભેદો માન્ય રાખે છે, એટલું જ નહીં પણ 'સન્દષ્ટક' અને સમુદ્ગ'નો પણ આ પાંચમાં જ અંતર્ભાવ કરે છે (૨, ૯–૧૮) એ હકીકત દંડીના આ નિરૂપણને પડછે નોંધવા જેવી છે.

अत्यन्तवहवस्तेषां भेदाः संभेदयोनयः ।
सुकरा दुष्कराश्चैव दर्श्यन्ते तत्र केचन ॥३॥

તે (સર્વે)ના પરસ્પર–મિશ્રણમાંથી ઉત્પન્ન થતા ભેદો અતિ ઘણા છે; અને તે સુકર અને દુષ્કર (બંને પ્રકારના) છે; તેમાંથી કેટલાક (સુકર)-ને અહીં દર્શાવવામાં આવ્યા છે. (૩)

सुकरा दुष्कराश्चैव – જેની રચના સુખ–સાધ્ય છે અને પરિણામે જે આસ્વાદ્ય બને, તે 'સુકર'. જેની રચના કષ્ટ–સાધ્ય છે અને પરિણામે જે ઉદ્ગકાર અને ક્લેશ જનક બને, તે 'દુષ્કર'.

અલબત્ત, આ સર્વ પ્રભેદો દંડી પોતે જ કહે છે તે પ્રમાણે, એક સરખા 'સુકર' નથી; તે છતાં એમાંના મોટા ભાગના પ્રભેદોનાં ઉદાહરણો દંડીએ સવિસ્તર આપ્યા છે. तत्तु नैकान्तमधुरम् । (૧, ૬૧)–યમક વિશેના પોતાના આ અભિપ્રાય સાથે આવું અને આટલું સવિસ્તર નિરૂપણ કેટલું સુસંગત છે, એ વિચારણીય બંને છે.

**વ્યવધાનરહિત ચતુષ્પાદગત–આદિભાગ–યમકનું ઉદાહરણ**

रमणी रमणीया मे पाटलापाटलांशुका ।
वारुणीवारुणीभूतसौरभा सौरभास्पदम् ॥१८॥

"ગુલાબનાં ફૂલ જેવાં રક્ત–શ્વેત વસ્ત્રો ધારણ કરતી, સુગંધી શરીરવાળી મારી પ્રિયતમા લાલ સૂર્યકાન્તિ વડે સુશોભિત પશ્ચિમ-દિશાની જેમ મનોહર (લાગે) છે." (૧૮)

અહીં रमणी–रमणी, पाटला–पाटला, वारुणी–वारुणी, सौरभा–सौरभा, એ પ્રમાણે, ચારેય પાદના આદિ ભાગમાં, અવ્યવહિત પ્રકારે, આ વર્ણ-સમુદાયો યોજવામાં આવ્યા હોવાથી, આ શ્લોક યમકના ઉપર્યુક્ત પ્રભેદનું ઉદાહરણ બને છે.

નોંધ : વિસ્તાર ટાળવા માટે આ એક જ યમક-ઉદાહરણ અહીં સમાવિષ્ટ કરવામાં આવ્યું છે.

## ચિત્રાલંકારો

### (૧) ગોમૂત્રિકા :

वर्णानामेकरूपत्वं यत्त्वेकान्तरमर्धयोः ।
गोमूत्रिकेति तत् प्राहुर्दुष्करं तद्विदो यथा ॥७८॥

(શ્લોકના ઉપર-નીચે લખેલા પૂર્વ તથા ઉત્તર) અર્ધ ભાગોમાં પ્રત્યેક એકાન્તર વર્ણની એકરૂપતા હોય, તેને તદ્‌વિદો 'ગોમૂત્રિકા' (નામનો) દુષ્કર (અલંકાર) કહે છે. ૭૮

वर्णानामेकान्तरम् – ૧, ૩, ૫...એ રીતે વિષમ ક્રમમાં, અને ૨, ૪, ૬....એ રીતે સમ ક્રમમાં હોય તે એકાન્તર વર્ણો.

एकारूपत्वम् – એકરૂપતા, સમાનતા,

નોંધ : પાદ–ગોમૂત્રિકા, અર્ધ–ગોમૂત્રિકા અને શ્લોક–ગોમૂત્રિકા – એવા આ અલંકારના ત્રણ ભેદો ટીકાકારો દર્શાવે છે

ગોમૂત્રિકાનું ઉદાહરણ :

मदनो मदिराक्षीणामपाङ्गास्त्रो जयेदयम् ।
मदेनो यदि तत्क्षीणमनङ्गायाञ्जलिं ददे ॥७९॥

"મદિરાક્ષીના કટાક્ષ જેનું અસ્ત્ર છે એ કામદેવ જો મારા પર જીત મેળવશે તો મારૂં પાપ નાશ પામ્યું (એમ હું માનીશ), અને તેથી હું કામદેવને પ્રણામ કરું છું." (૭૯)

આ શ્લોકના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના વિષમ વર્ણો એકસરખા છે, તેથી અહીં અર્ધ–ગોમૂત્રિકા અલંકાર બને છે.

અહીં ઉત્તરાર્દ્ધનો પહેલો અક્ષર (म), પૂર્વાર્ધનો બીજો અક્ષર (द), ઉત્તરાર્ધનો ત્રીજો અક્ષર (नो), પૂર્વાર્ધનો ચોથો અક્ષર (म),—એ ક્રમમાં શ્લોક વાંચવાથી પૂર્વાર્ધ નીકળી આવશે. એ જ રીતે પૂર્વાર્ધનો પહેલો અક્ષર (म), ઉત્તરાર્ધનો બીજો અક્ષર (दे), પૂર્વાર્ધનો ત્રીજો અક્ષર (नो), ઉત્તરાર્ધનો ચોથો અક્ષર (य),—એ ક્રમમાં શ્લોક વાંચવાથી ઉત્તરાર્ધ નીકળી આવશે.

### (૨) અર્ધભ્રમ અને (૩) સર્વતોભદ્ર

प्राहुरर्धभ्रमं नाम श्लोकार्धभ्रमणं यदि ।
तदिष्टं सर्वतोभद्रं भ्रमणं यदि सर्वतः ॥८१॥

શ્લોક (અથવા તેના પાદો)નું અર્ધે માર્ગે ભ્રમણ થાય, તેને 'અર્ધ-ભ્રમ' કહે છે; સર્વ પ્રકારે ભ્રમણ થાય તો તેને 'સર્વતોભદ્ર' તરીકે માનવામાં આવે છે. (૮૦)

श्लोकार्धभ्रमणम् : બન્ધના આકારમાં લખેલા શ્લોકપાદનું ભ્રમણ (એટલે કે પાદોત્થાન) અનુલોમ પાઠ અને પ્રતિલોમ પાઠ એ બેમાંથી માત્ર અનુલોમ પાઠથી થાય, તે પરિસ્થિતિ.

सर्वतो भ्रमणम् : ઉપર્યુક્ત બંને પ્રકારના પાઠથી ભ્રમણ (એટલે કે, પાદોત્થાન) થાય, તે પરિસ્થિતિ.

मनोभव तवानीकं नोदयाय न मानिनी ।
भयादमेयामा मा वा वयमेनोमया नत ॥८१॥

(જેમકે—)"હે નત(કામિજન-વંદિત) કામદેવ, તારી સેનાસ્વરૂપ આ માનિની ઉદય માટે નથી એમ નથી; અમે કશું પાપ કર્યું નથી, તે છતાં ભયને લીધે અમે અપરિમિત પીડા ભોગવીએ છીએ" (૮૧)

અર્ધભ્રમનું ઉદાહરણ :

ચિત્રાત્મક રીતે આ ઉદાહરણની રજુઆત નીચે પ્રમાણે થઈ શકે :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| म | नो | भ | व | त | वा | नी | कं |
| नो | द | या | य | न | मा | नि | नी |
| भ | या | द | मे | या | मा | मा | वा |
| व | य | मे | नो | म | या | न | त |
| वा | मा | मा | या | मे | द | या | भ |
| नी | नि | मा | न | य | या | द | नो |
| कं | नी | वा | त | व | भ | ना | म |
| त | न | या | म | नो | मे | य | व |

सामायामा माया मासा मारानायायाना रामा ।
यानावारारावानाया मायारामा मारायामा ॥८२॥

"અતિશયવિરહજ્વરવાળી, કામોત્પાદક ચાલવાળી લક્ષ્મી કરતાં યે અધિક સુંદર નૂપુરઝંકારરૂપી જાળ ધારણ કરતી, માયામયી (આ સુંદરી) ચન્દ્રની સાથે મારા વધ માટે (તૈયાર થઈ) (૮૨)

સર્વતોભદ્રનું ઉદાહરણ :

ચિત્રાત્મક રીતે આ ઉદાહરણની રજુઆત નીચે પ્રમાણે થઇ શકે :

| सा | मा | या | मा | मा | या | मा | सा |
|---|---|---|---|---|---|---|---|
| मा | रा | ना | या | या | ना | रा | या |
| या | ना | वा | रा | रा | वा | ना | या |
| मा | या | रा | मा | मा | रा | या | मा |
| मा | या | रा | मा | मा | रा | या | मा |
| या | ना | वा | रा | रा | वा | ना | या |
| मा | रा | ना | या | या | ना | रा | मा |
| सा | मा | या | मा | मा | या | मा | सा |

**સ્વર, સ્થાન અને વર્ણના નિયમોથી શોભતા શબ્દાલંકારો :**

यः स्वरस्थानवर्णानां नियमो दुष्करेष्वसौ ।
इष्टश्चतुःप्रभृत्येष दर्श्यते सुकरः परः ॥८३॥

સ્વરો, સ્થાનો અને વર્ણોનો જે નિયમ દુઃસાધ્ય (કાવ્યો)માં અભિમત છે, તેને ચાર (સ્વર, સ્થાન, વર્ણ) સુધી અહીં દર્શાવવામાં આવ્યો છે; ત્યાર પછી (પાંચ, છ,....સ્વર, સ્થાન, વર્ણ વગેરે)નો તો સુખસાધ્ય છે. (૮૩)

स्वरस्थानवर्णानां नियम:

**સ્વરો** : 'અ' વગેરે

**સ્થાનો** : કંઠ્ય વગેરે તથા તે તે સ્થાનેથી ઉચ્ચારાતા અક્ષરો

**વર્ણો** : વ્યંજનાક્ષરો

**નિયમ :** 'આ અને આટલા જ સ્વરો, અથવા સ્થાનાક્ષરો, અથવા વ્યંજનાક્ષરોની મદદથી જ આખા યે શ્લોકની રચના કરવી', એ પ્રકારનું નિયંત્રણ.

चतुष्प्रभृति : ૧–સ્વર, ૧–સ્થાન, ૧–વર્ણ
૨–સ્વર, ૨–સ્થાન, ૨–વર્ણ
૩–સ્વર, ૩–સ્થાન, ૩–વર્ણ
૪–સ્વર, ૪–સ્થાન, ૪–વર્ણ
} સ્વર–સ્થાન–વર્ણોની આ મર્યાદા સુધી. ]

**૧–સ્વર, ૧–સ્થાન, ૧–વર્ણના, નિયમનાં ઉદાહરણો**

सामायामा माया मासा मारानायायाना रामा ।
यानावारारावानाया मायारामा मारायामा ॥८७॥
અનુવાદ : શ્લોક નં. ૮૨ પ્રમાણે.

આખાયે શ્લોકમાં એક જ સ્વર 'આ' ને પ્રયોજવામાં આવ્યો છે, તેથી તે '૧–સ્વર નિયમ'નું ઉદાહરણ બને છે

अगा गाङ्गाङ्ककाकाकगाहकाघककाकहा ।
अहाहाङ्क खगाङ्कागकङ्कागखगकाकक ॥९१॥

"ગંગાના પ્રવાહમાં સ્નાન કરનાર, સંસારના કલેશો વડે (ઉત્પન્ન થતા) 'હા, હા,' (શબ્દો) થી અપરિચિત, સુમેરુ પર્વત સુધી પહોંચવાને સમર્થ, કુટિલ ઈન્દ્રિયોના વશમાં ન રહેનાર,—એવા આપ પાપરૂપી કાગડાઓને પરિહરીને આ ધરતી પર આવી પહોંચ્યા છો." (૯૧)

આ આખાયે શ્લોકની રચના માત્ર કંઠ્યવર્ણોના વિન્યાસ પર આધારિતહોવાથી તે '૧ સ્થાન નિયમ'નું ઉદાહરણ બને છે.

नूनं नुन्नानि नानेन नाननेनानना‍नि नः ।
नानेना नानु नानूने नैनेनानानिनो निनीः ॥९५॥

"આ શુરવીર રાજાએ પોતાના પરાક્રમ વડે અમારાં પરાક્રમને પાછું નથી હઠાવ્યું એમ નથી; આ અધિક બળવાન (વિજેતા વીર) સામે ઓછા બળવાળા અમને યુદ્ધમાં યોજનાર અમારા સ્વામી નિરપરાધ નથી." (૯૫)

આ સમગ્ર શ્લોકમાં માત્ર એક જ વ્યંજનાક્ષર 'न' ને ઉપયોગમાં લેવામાં આવ્યો છે, તેથી તે ૧–વર્ણ નિયમ'નું ઉદાહરણ બને છે.

**નોંધ :** સ્વર–સ્થાન–વર્ણના નિયમોથી શોભતા શબ્દાલંકારો દુઃસાધ્ય હોવા છતાં પણ એના થોડાક પ્રકારોનું નિરૂપણ કર્યું છે એમ દણ્ડી કહે છે :

इति दुष्करमार्गेऽपि कश्चिदादर्शितः क्रमः । ૯૬ (પૂર્વાર્ધ). તેમના આ કથનનું તાત્પર્ય એ જણાય છે કે 'સર્વવ્યંજન', 'છન્દોઽક્ષર વ્યંજન', મુરજાક્ષર વ્યંજન', 'દીર્ઘૈક સ્વર' વગેરે સ્વર-સ્થાન-વર્ણના નિયમ પર આધારિત, તેમજ પદ્મબન્ધ, મુસલબન્ધ, ખડ્ગબન્ધ, હલબન્ધ વગેરે બન્ધસ્વરૂપ શબ્દાલંકારોનું નિરૂપણ તેમણે વિસ્તારભયને કારણે ટાળ્યું છે.

પ્રહેલિકા

प्रहेलिकाप्रकाराणां पुनरुद्दिश्यते गतिः ॥९६॥ (ઉત્તરાર્ધ)

પ્રહેલિકાના પ્રકારોની (લક્ષણ, ઉદાહરણ વગેરે) ગતિ હવે દર્શાવવામ આવે છે. (૯૬ ઉત્તરાર્ધ)

क्रीडागोष्ठीविनोदेषु तज्ज्ञैराकीर्णमन्त्रणे ।
परव्यामोहने चापि सोपयोगाः प्रहेलिकाः ॥९७॥

ક્રીડા માટેની સભામાંના વિનોદો, ભીડવાળાં સ્થાનોમાં (કરવા ધારેલી ગુપ્ત) વાતચીત, સામા પક્ષને (આવશ્યક અર્થ સમજવામાં) મુંઝવવો,—વગેરેમાં તદ્દ્વિદોને પ્રહેલિકા ઉપયોગી બને છે. (૯૭)

सह्या सगजा सेना सभटेयं न चेज्जिता ।
अमातृकोऽयं मूढः स्यादक्षरज्ञश्च नः सुतः ॥१२३॥

(જેમકે—)પ્રગટ અર્થ : અશ્વો, ગજો અને યોદ્ધાઓથી યુક્ત આ (શત્રુ)સેનાનો પરાજય નહીં કરવામાં આવે તો અમારો આ પુત્ર આ પુત્ર પરમ અર્થનો જાણકાર હોવા છતાં પર-અપર સામર્થ્યના જ્ઞાન વગરનો હોવાથી મૂઢ બની રહેશે." (૧૨૩)

ગુપ્ત અર્થ : "હ,ય,ગ,જ, ભ,ટ, ઈ,ન,—વગેરે (અક્ષરોથી યુક્ત વર્ણમાલા)નો (લેખન તેમજ ઉચ્ચારણમાં) યોગ્ય અભ્યાસ ન કરવામાં આવે તો, આ અમારો પુત્ર વેદજ્ઞ હોવા છતાં વર્ણપરિચયવિહોણો હોવાથી મૂર્ખ બની રહેશે." (૧૨૩)

આ પ્રહેલિકાના સંકીર્ણ નામક પ્રભેદનું ઉદાહરણ છે. જેણે વેદો કંઠસ્થ કર્યા છે પરંતુ જેને લખતાં-વાંચતાં આવડતું નથી, એવા પુત્રના પિતાની સ્વાભાવિક ચિન્તા આ શ્લોકમાં વ્યક્ત થઈ છે.

પ્રહેલિકાના આ ઉદાહરણમાં નામાન્તરિતા અને વંચિતા, એ બે પ્રભેદોનો સંકર થયો હોવાથી આ પ્રભેદને સંકીર્ણ કહેવામાં આવ્યો છે.

**નોંધ** : જેમાં ગુપ્ત રીતે કોઈકને કશુંક જણાવવામાં આવે એવી વાચો-યુક્તિને સામાન્યતઃ પ્રહેલિકા કહેવામાં આવે છે. શ્લોક-૯૭માં પ્રહેલિકાનું લક્ષણ આપ્યા પછી, દંડી પ્રહેલિકાના સમાગતા, વંચિતા, વ્યુત્ક્રાન્તા, પ્રમુષિતા, સમાનરૂપા, પરુષા, સંખ્યાતા, પ્રકલ્પિતા નામાન્તરિતા, નિભૃતાર્થા, સમાનશબ્દા, સંમૂઢા, પરિહારિકા, એકચ્છન્ના, ઉભયચ્છન્ના અને સંકીર્ણા – એ ૧૬ પ્રભેદો લક્ષણ-ઉદાહરણ સહિત નિરૂપે છે (શ્લોકો ૯૮ થી ૧૨૪).

આ ૧૬ ઉપરાંત, સદોષ પ્રહેલિકાના ૧૪ પ્રભેદો પૂર્વાચાર્યોએ નિરૂપ્યા છે, એમ દંડી આ રીતે જણાવે છે :

एताः षोडशनिर्दिष्टाः पूर्वाचार्यैः प्रहेलिकाः ।
दुष्टप्रहेलिकाश्चान्यास्तैरधीताश्चतुर्दश ॥१०६॥

પરંતુ વિસ્તાર-ભયને કારણે, અથવા તો પ્રહેલિકા જેવો આ શબ્દાલંકાર વિસ્તારપાત્ર નથી એમ સમજીને, તેમણે એ ૧૪ પ્રભેદોનું નિરૂપણ કર્યું નથી.

આમ, પૂર્વાચાર્યોએ, કૂલ ૩૦ પ્રહેલિકા-પ્રકારોનું નિરૂપણ કર્યું છે, તેમ દંડી અહીં કહે છે, પરંતુ તેમના પુરોગામી ભામહે તો પ્રહેલિકાનું નિરૂપણ નીચે પ્રમાણેના એક જ શ્લોક પૂરતું મર્યાદિત રાખ્યું છે એ હકીકત સૂચક છે :

नानाधात्वर्थगम्भीरा यमकव्यपदेशिनी ।
प्रहेलिका सा ह्युदिता रामशर्माच्युतोत्तरे ॥ (૨,૨૯)

સાહિત્ય-વિનોદ માટેની કાવ્યગોષ્ઠીઓમાં શ્રોતાઓને આનંદ આપવો અથવા તો અર્થબોધની બાબતમાં પૂર્વપક્ષને મુંઝવવો, એ જ, એકંદરે ભામહ તથા દંડી બંનેની દૃષ્ટિએ, પ્રહેલિકાનું મુખ્ય પ્રયોજન છે. આવી રચનાઓનો શુદ્ધ કાવ્યમાં સમાવેશ ન કરવો જોઈએ એમ આ બંને પ્રાચીન આલંકારિકો માનતા હોય એમ જણાય છે.

[નોંધ : કાવ્યદર્શ'ની મદ્રાસ-આવૃત્તિ અનુસાર અહીં (શ્લોક-૧૨૪) તૃતીય પરિચ્છેદ પૂરો થાય છે, અને શ્લોકો ૧૨૫થી ૧૮૭ સુધીના અંતિમ વિભાગને ચતુર્થ પરિચ્છેદ તરીકે ગણવામાં આવ્યો છે.]

## કાવ્યદોષો

अपार्थं व्यर्थमेकार्थं ससंशयमपक्रमम् ।
शब्दहीनं यतिभ्रष्टं भिन्नवृत्तं विसन्धिकम् ॥१२५॥

देशकालकलालोकन्यायागमविरोधि च ।
इति दोषा दशैवैते वर्ज्याः काव्येषु सूरिभिः ॥१२६॥

- અપાર્થ, વ્યર્થ, એકાર્થ, સસંશય, અપક્રમ, શબ્દહીન, યતિભ્રષ્ટ, ભિન્નવૃત્ત, વિસન્ધિ અને દેશ કાલ-કલા-લોક-ન્યાય-આગમ-વિરોધી, – એ દશ જ દોષો છે; પંડિતોએ કાવ્યોમાં (એ દોષોને) વર્જ્ય ગણવા. (૧૨૫–૧૨૬)

प्रतिज्ञाहेतुदृष्टान्तहानिर्दोषो न वेत्यसौ ।
विचारः कर्कशः प्रायस्तेनालीढेन किं फलम् ।

પ્રતિજ્ઞાહીન, હેતુહીન અને દૃષ્ટાન્તહીન એ ત્રણને દોષો ગણવા કે નહીં, એવો વિચાર જ સામાન્ય રીતે કર્કશ છે; પછી એની ચર્ચા (કરવા)નો શો લાભ ? (૧૨૭)

**નોંધ :** (૧) શ્લોકો ૧૨૫–૧૨૬માં દંડીએ અપાર્થ વગેરે ૧૦ કાવ્ય-દોષો ગણાવ્યા છે, અને ત્યાર પછી ૧૨૮ થી ૧૮૫ સુધીના શ્લોકોમાં આ ૧૦ દોષોનાં લક્ષણો અને ઉદાહરણો નિરૂપ્યાં છે. ૧૦ કાવ્ય દોષોનું આ નિરૂપણ દંડીએ ભામહ (કાવ્યાલંકાર; પરિચ્છેદ ૪)ને અનુસરીને જ કર્યું છે.

(૨) પરંતુ ભામહે આ ૧૦ ઉપરાંત પ્રતિજ્ઞાહીન, હેતુહીન, અને દૃષ્ટાન્ત-હીન એ ૩ વધુ કાવ્યદોષો प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते । (૨.૪) એમ કહીને સ્વીકાર્યા છે. અને તેમને (૫,૧૩–૨૯માં) નિરૂપ્યા છે. દંડીએ આ ૩ વધુ કાવ્યદોષો માન્ય નથી, તેથી તેનું નિરાકરણ તેમણે શ્લોક–૧૨૭માં કર્યું છે. દંડી દૃઢતાપૂર્વક માને છે કે આ ૩ કાવ્યદોષોનાં મહત્ત્વ કે ઉપયોગિતા મોટે ભાગે શાસ્ત્રીય ચર્ચા–વિચારણા તથા શાસ્ત્રાર્થના સંદર્ભમાં રહ્યાં છે, રસ-યુક્ત કાવ્યોના આસ્વાદમાં નહીં; અને તેથી તેમણે આ દોષ–વિચારણાને નિરર્થક માની છે. આમ, કાવ્યદોષોની સંખ્યા, દંડીના મત અનુસાર, દસ રહે છે, જેનો ભારપૂર્વક નિર્દેશ તેમણે શ્લોક–૧૨૬માં કર્યો છે.

(૩) ભામહને અનુસરીને પૂર્વોક્ત જે ૧૦ કાવ્યદોષો દંડીએ નિરૂપ્યા છે. તેમાં પણ તેમની આ એક વિશેષતા રહી છે : એ દોષોમાંથી કેટલાકનું અદોષત્વ અથવા ગુણત્વ પણ તેમણે સોદાહરણ દર્શાવ્યું છે. (૧૩૩–૧૪૪; ૧૪૧–૧૪૨, ૧૪૬–૧૪૭; ૧૫૦–૧૫૧, ૧૫૪–૧૫૫; ૧૭૯–૧૮૦; ૧૮૨–૧૮૫).

## ગ્રંથનો ઉપસંહાર

शब्दार्थालङ्क्रियाश्चित्रमार्गाः सुकरदुष्कराः ।
गुणा दोषाश्च काव्यानामिह संक्षिप्य दर्शिताः ॥१८६॥

કાવ્યોના શબ્દાલંકારો, અર્થાલંકારો અને સુખસાધ્ય તથા કષ્ટસાધ્ય ચિત્રાલંકારો, તેમજ ગુણો અને દોષોનું અહીં દર્શન કરવવામાં આવ્યું છે. (૧૮૬)

**નોંધ :** (૧) ચિત્રાલંકારો સામાન્યતઃ, શબ્દાલંકારોમાં સમાવિષ્ટ કરવામાં આવે છે. એનો શબ્દાલંકાર-બાહ્ય અને સ્વતંત્ર ઉલ્લેખ કરીને દંડી એનું મહત્ત્વ સ્થાપિત કરવા માગે છે ?

(૨) કાવ્ય વિવેચનમાં માર્ગનું નિરૂપણ દંડીનું મૌલિક અને નવીન પ્રદાન છે. ગ્રંથનો ઉપસંહાર કરતી વેળા એ મહત્ત્વના વિવેચન-વિભાગનું વિસ્મરણ શાથી થયું હશે ? સંભવતઃ, ગુણાઃ' એ શબ્દથી તેમને માર્ગનું નિરૂપણ વિવક્ષિત હોય. (चित्रमार्गाःમાંનો 'માર્ગ' શબ્દ તદ્દન જુદા સંદર્ભમાં વપરાયો છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય).

## ગ્રંથફલનો નિર્દેશ

व्युत्पन्नबुद्धिरमुना विधिदर्शितेन मार्गेण दोषगुणयोर्वशवर्तिनीभिः ।
वाग्भिः कृताभिसरणो मदिरेक्षणाभिर्धन्यो युवेव रमते लभते च कीर्तिम् ॥१८७॥

આ પ્રમાણે વિધિપૂર્વક દર્શાવવામાં આવેલી દોષો અને ગુણોની વિવેચન પદ્ધતિ વડે જેની બુદ્ધિ વ્યુત્પન્ન બને છે. એવો (વિદ્વાન), વશવર્તી વાણીનું (સામે ચાલીને) કરવામાં આવેલું અભિસરણ પામીને માદક નેત્રોવાળી યુવતીઓના સ્વયંપ્રેરિત અભિસારનો ઉપભોગ માણતા કોઈ ધન્ય યુવાનની જેમ, તેની સાથે ક્રીડા કરે છે અને કીર્તિ પ્રાપ્ત કરે છે. (૧૮૭)

**નોંધ :** 'કાવ્યાદર્શ'માં નિરૂપિત વિવેચન પદ્ધતિનું અધ્યયન કરવાથી અભ્યાસીની બુદ્ધિ પરિષ્કૃત થાય છે અને વાણી તેને વશવર્તી બની રહે છે એવો દંડીનો દાવો છે. પરંતુ પોતાનું આ નિરૂપણ ભરત આદિ પૂર્વાચાર્યોના આદેશને અનુસરીને કરવામાં આવ્યું છે (विधिदर्शितेन) એવો ઋણ-સ્વીકાર પણ તેમણે નમ્રતાપૂર્વક કર્યો છે.

# ઉદ્ભટ

## (આશરે ઇ. સ. ૮૦૦)

ડૉ. નારાયણ મ. કંસારા

### ઉદ્ભટનો સમય

'કાવ્યાલંકારસારસંગ્રહ'ના રચયિતા ઉદ્ભટ અને કાશ્મીરી પરંપરા અનુસાર ઇ. સ. ૭૭૯–૮૧૩ દરમિયાન કાશ્મીરમાં રાજ કરી જનાર રાજા જયાપીડની રાજસભામાં 'સભાપતિ' પદ પ્રાપ્ત કરનાર ભટ્ટોદ્ભટ[1] એ બંને એક જ વ્યક્તિ હશે એમ સામાન્યતઃ વિદ્વાનોએ સ્વીકારી લીધું છે.[2] ઇ. સ. ૭૦૦ પછી તરતમાં જ જીવી ગયેલ ભામહે રચેલા 'કાવ્યાલંકાર' ઉપર ઉદ્ભટે 'ભામહવિવરણ' નામક વ્યાખ્યાગ્રંથ લખ્યો છે, અને ઈ.સ.ની નવમી સદીમાં જીવી ગયેલ આનંદવર્ધને ઉદ્ભટના ગ્રંથોમાંથી અવતરણ ટાંક્યાં છે: આ બે સાંયોગિક પુરાવાઓને આધારે ઉદ્ભટનો હયાતિકાળ આશરે ઇ. સ.ની આઠમી સદી ઠરે છે.[3] ડૉ. ડે નોંધે છે કે ડૉ. યાકોબીના મતે ઉદ્ભટનો ઉન્નતિકાળ જયાપીડના રાજ્યકાળના આરંભના ભાગમાં હોવો જોઇએ.[4]

---

૧ વાંચો–ડૉ. કાણેએ ટાંકેલો : विद्वान्दीनारलक्षेण प्रत्यहं कृतवेतनः । भट्टोभूदुद्भटस्तस्य भूमिभर्तुः सभापतिः ।। (૪.૪૯૫) એ કલ્હણકૃત 'રાજતરંગિણી'માંનો શ્લોક. ડૉ. કૃષ્ણમાચારીઅરે પણ ક્ષીરશંકરે ઉદ્ભટને વાદવિવાદમાં હરાવ્યા હોવાનું નોંધ્યું છે : જુઓ 'सद्गुरुसन्तानपरिमलः'માંનો નીચેનો શ્લોક–क्षीरस्वामिमनोरथेशचटकश्रीसन्धिमच्छङ्कक- श्रीदामोदरढक्यवामनमहोपाध्यायमुख्यान् कवीन् । अद्यावप्यभिभूय दुर्जयतया भट्टोद्भटः प्रत्यहं यो दीनारकलक्षवेतनवहः कोऽस्याग्रतः सोऽप्यभूत् ।। (Hist. Skt. Lit., પૃ. ૩૨૩)

૨ જુઓ, ડૉ. બ્યૂલરનો Kashmir Report, પૃ. ૬૫; ડૉ. પી. વી. કાણે, History of Sanskrit Poetics, પૃ. ૧૩૮; ડૉ. સુશીલ કુમાર ડે, History of Sanskrit Poetics, Vol. I, પૃ. ૭૨.

૩ જુઓ, કાણે, HSP., પૃ. ૧૩૮–૧૩૯.

૪ ડે HSP., પૃ. ૭૩.

## ઉદ્ભટની કૃતિઓ

અલંકારશાસ્ત્રના ક્ષેત્રે ઉદ્ભટની મહત્ત્વની કૃતિઓ છે : ભામહના 'કાવ્યાલંકાર'ની 'કાવ્યાલંકારવિવૃતિ' કે 'ભામહવિવરણ' નામક વ્યાખ્યા; ભરતના 'નાટ્યશાસ્ત્ર' ઉપરની 'આત્મસંવિત્તિ' કે 'ફલવૃત્તિ' નામક વ્યાખ્યા; અને 'અલંકારસંગ્રહ' કે 'કાવ્યાલંકારસંગ્રહ' કે 'કાવ્યાલંકારસારસંગ્રહ' નામક અલંકારગ્રંથ. આ ઉપરાંત ઉદ્ભટે રસવત્તાની દૃષ્ટિએ કાલિદાસના 'કુમારસંભવ'ની હોડમાં ઊભું રહી શકે તેવું 'કુમારસંભવ' નામક મહાકાવ્ય રચ્યું હોવાનું, અને ઉદ્ભટે 'કાવ્યાલંકાર'માં ટાંકેલાં ઉદાહરણો તેમાંથી લીધેલાં હોવાનું ઉદ્ભટના ગ્રંથ ઉપર 'લઘુવૃત્તિ' વ્યાખ્યા રચનાર પ્રતીહારેન્દુરાજે નોંધ્યું છે.[૫]

## 'કાવ્યાલંકારસારસંગ્રહ'

ઉદ્ભટનો આ ગ્રંથ કુલ ૭ 'વર્ગ'માં વહેંચાયેલો છે; એમાં કુલ ૭૯ કારિકાઓમાં મળીને ૪૧ અલંકારોનાં લક્ષણ આપ્યાં છે અને એમના વિશદીકરણ માટે ૯૦ ઉદાહરણો ટાંક્યાં છે.[૬] ઉદ્ભટે નિરૂપેલા અલંકારો નીચે મુજબ છે : (પ્રથમ વર્ગ) પુનરુક્તવદાભાસ, છેકાનુપ્રાસ, અનુપ્રાસ (ત્રિવિધ વૃત્તિ), લાટાનુપ્રાસ, રૂપક (ચાર પ્રકાર), ઉપમા, દીપક (ત્રણ પ્રકાર), પ્રતિવસ્તૂપમા; (દ્વિતીય વર્ગ) આક્ષેપ, અર્થાન્તરન્યાસ, વ્યતિરેક, વિભાવના, સમાસોક્તિ; અતિશયોક્તિ; (તૃતીય વર્ગ) યથાસંખ્ય, ઉત્પ્રેક્ષા, સ્વભાવોક્તિ; (ચતુર્થ વર્ગ) પ્રેયઃ, રસવત્, ઊર્જસ્વિ, પર્યાયોક્ત, સમાહિત, ઉદાત્ત (બે પ્રકાર), શ્લિષ્ટ (બે પ્રકાર); (પંચમ વર્ગ) અપહ્નુતિ, વિશેષોક્તિ, વિરોધ, તુલ્યયોગિતા, અપ્રસ્તુતપ્રશંસા, વ્યાજસ્તુતિ, વિદર્શના, ઉપમેયોપમા, સહોક્તિ, સંકર (ચાર પ્રકાર), પરિવૃત્તિ; (ષષ્ઠ વિભાગ) અનન્વય, સસંદેહ, સંસૃષ્ટિ, ભાવિક, કાવ્યલિંગ અને દૃષ્ટાંત.

ડૉ. કાણે, ડૉ. ડે અને ડૉ. દેશપાંડે નોંધે છે કે અલંકારનાં લક્ષણો બાંધવામાં અને નિરૂપણક્રમમાં ઉદ્ભટ મહદંશે ભામહને અનુસર્યા છે, જો કે તેમણે ભામહના યમક, ઉપમારૂપક અને ઉત્પ્રેક્ષાવયવ એ અલંકારો ગાળ્યા છે, જ્યારે પુનરુક્તવદાભાસ, સંકર, કાવ્યલિંગ અને દૃષ્ટાંત એ ચાર અલંકાર નવા

---

૫ વાંચો, अनेन ग्रन्थकृता स्वोपरचितकुमारसम्भवैकदेशोऽत्रोदाहरणत्वेनोपन्यस्तः । (પ્રતીહારેન્દુરાજકૃત 'લઘુવૃત્તિ', પૃ. ૧૭).

૬ વિશેષ વિગતો માટે જુઓ, કાણે, HSP., પૃ. ૧૩૪.

ઉમેર્યા છે;[7] ઉદ્ભટની વ્યાખ્યાઓ ઘણીવાર ભામહની અલંકારોની વ્યાખ્યાઓ સાથે અક્ષરશઃ, અથવા નજીવા ફેરફાર સાથે, મળતી આવે છે.[8]

## ઉદ્ભટનું મૌલિક ચિંતન

ઉદ્ભટની વિચારધારાની મૌલિકતા મુખ્યત્વે તેના 'ભામહવિવરણ' ગ્રંથમાં પ્રગટ થઈ હશે એમ જણાય છે, કારણ કે ઉત્તરકાલીન આલંકારિકો મોટે ભાગે ભામહના ગ્રંથને બદલે ઉદ્ભટના વ્યાખ્યાગ્રંથને જ વધુ ટાંકે છે ! ઉદ્ભટના ગ્રંથના વ્યાખ્યાકાર પ્રતીહારેન્દુરાજે અનેક સ્થળે ભામહથી ઉદ્ભટ કયા મુદ્દાઓ પરત્વે જુદું મંતવ્ય ધરાવે છે તે નોંધ્યું છે; દા. ત. ભામહ બે પ્રકારના અનુપ્રાસ નિરૂપે છે, જ્યારે ઉદ્ભટ ત્રણ પ્રકારના ; ભામહ શ્લિષ્ટના ત્રણ પ્રકાર માને છે, જ્યારે ઉદ્ભટ બે પ્રકાર ; ભામહ પરૂષા, ગ્રામ્યા અને ઉપનાગરિકા એમ ત્રિવિધ વૃત્તિઓની વાત કરતા નથી, જ્યારે ઉદ્ભટ તે નિરૂપે છે.[9] ઉત્તરકાલીન આલંકારિકો ઉપર ઉદ્ભટના ચિંતનની એટલી ઘેરી અસર પડી છે કે તેના મતનો વિમર્શ કર્યા વિના ભાગ્યે જ કોઈ આલંકારિક પોતાના મતની રજૂઆત કરતા હોય. ડૉ. દેશપાંડે જણાવે છે તેમ, કાવ્યવિવેચનાનું એક પણ અંગ એવું ન હતું જેના વિષે ઉદ્ભટે કંઈક ને કંઈક ન કહ્યું હોય.[10]

ઉદ્ભટનાં પોતાનાં આગવાં મંતવ્યો નીચે મુજબ છે :[11]

(૧) બાહ્ય દૃષ્ટિએ શબ્દ ભલે એક રૂપ દેખાતા હોય, છતાં જો તેમના અર્થો ભિન્ન હોય, તો શબ્દોને પણ ભિન્ન માનવા જોઈએ; શ્લેષમાં એક જ શબ્દના બે અર્થ થતા હોય એવું બનતું નથી, બલ્કે બે શબ્દ સરખા રૂપના હોવાથી એક હોવાનો આભાસ થાય છે.

(૨) શ્લેષના બે પ્રકાર છે–શબ્દશ્લેષ અને અર્થશ્લેષ; અને આ બંને અર્થાલંકારો છે. આ મંતવ્યની મમ્મટે 'કાવ્યપ્રકાશ'ના નવમા ઉલ્લાસમાં આકરી ટીકા કરી છે.

---

૭ કાણે, HSP., પૃ. ૧૩૪–૧૩૫; ડે, HSP., Vol. II, પૃ. ૫૪–૫૫; ડૉ. ગણેશ ત્ર્યંબક દેશપાંડે, ભા. સા. શા. (હિન્દી આવૃત્તિ, ૧૯૬૦), પૃ. ૧૦૩.

૮ કાણે, HSP., પૃ. ૧૩૪; ડે, HSP., પૃ. ૫૫, દેશપાંડે, ભા. સા. શા. પૃ. ૧૦૩.

૯ જુઓ, કાણે, પૃ. ૧૩૬.

૧૦ જુઓ, દેશપાંડે, ભા. સા. શા., પૃ. ૧૦૫ અને પૃ. ૧૦૩,

૧૧ કાણે, HSP., પૃ. ૧૩૬–૧૩૭; ડે, HSP., પૃ. ૫૪–૫૯; દેશપાંડે ભા. સા. શા. પૃ. ૧૦૩–૧૦૫.

(૩) ગુણ અને અલંકાર વચ્ચે ખાસ ફરક નથી, એ બંને શબ્દ અને અર્થમાં સમવાય, અર્થાત્ અવિનાભાવ, સંબંધે રહેલા હોય છે; વિશેષતા એટલી જ કે ગુણ સંઘટના ઉપર આધારિત છે, જ્યારે અલંકાર શબ્દ ઉપર આધાર રાખે છે.

(૪) ભાવ ચાર પ્રકારે અને રસ પાંચ પ્રકારે કાવ્યમાં આવિર્ભાવ પામે છે.

(૫) શૃંગાર વગેરે રસો સ્વશબ્દથી અભિહિત થતાં, અને અન્ય ચાર રીતે આવિર્ભાવ પામે છે. મમ્મટ 'શૃંગાર' વગેરે શબ્દોના પ્રયોગને દોષરૂપ ગણે છે.

(૬) કુલ રસો નવ છે.

(૭) કાવ્યમાં ત્રૈભક્ત, શાક્ત અને શક્તિ–વિભક્તિમય એમ ત્રિવિધ શબ્દવ્યાપાર હોય છે, અને એમના દ્વારા શબ્દોની અમુખ્ય, અર્થાત્ ગુણવૃત્તિ, પ્રવૃત્ત થાય છે.

(૮) અર્થ બે પ્રકારનો હોય છે, વિચારસુસ્થ અને અવિચારિતરમણીય; પ્રથમ પ્રકારનો અર્થ હોય છે શાસ્ત્રમાં, જ્યારે બીજા પ્રકારનો અર્થ હોય છે કાવ્યમાં.

(૯) જે કાવ્યમાં અનુભાવ વગેરે દ્વારા રતિ વગેરે ભાવોનું સૂચન થાય તે કાવ્યને 'પ્રેયસ્વત્' કહે છે.

(૧૦) ભાવ, અનુભાવ વગેરે પારિભાષિક સંજ્ઞાઓનો ઉપયોગ કરીને ઉદ્ભટે કાવ્યમાં રસની મહત્તાની, અને અલંકારોમાં તેના સ્થાનની સ્થાપના કરી.

(૧૧) ઉદ્ભટને 'ધ્વનિ' વિચારની ઝાંખી થઈ હતી, સ્પષ્ટતઃ 'અલંકારધ્વનિ'ની.[૧૨]

ભામહે નાટ્યશાસ્ત્રથી કાવ્યાશાસ્ત્રને સ્વતંત્ર કરીને તેને વ્યાકરણ વગેરે શાસ્ત્રોની સમાન કક્ષાનું સ્થાન અપાવ્યું તે ખરું, પરંતુ આ સ્વતંત્ર કાવ્યશાસ્ત્રની સોપપત્તિક રચનાનું મહત્ત્વનું કાર્ય કર્યું ઉદ્ભટે; પરિણામે તેણે અલંકારોને આપેલ શાસ્ત્રીય સ્વરૂપ અપનાવવાની મમ્મટને પ્રેરણા મળી.

ઉદ્ભટના આ પ્રભાવને લીધે તેને અસંખ્ય અનુયાયીઓ મળ્યા અને તેઓ 'ઔદ્ભટાઃ' તરીકે ઓળખાવા લાગ્યા. આનંદવર્ધનના અસાધારણ પ્રભાવી કાળ બાદ પણ ઉદ્ભટના મતનું આગ્રહપૂર્વક પ્રતિપાદન કરનાર પ્રતિહારેન્દુરાજ જેવા આલંકારિકો પાક્યા તે નોંધપાત્ર બીના આની પ્રતીતિ કરાવે છે; જો કે, ડૉ. ડે નોંધે છે કે ઉદ્ભટનાં મંતવ્યોને સમજવામાં પ્રતિહારેન્દુરાજ સર્વાંશે વિશ્વાસપાત્ર નથી.[૧૩]

---

૧૨ જુઓ, ડૉ. વે. રાઘવન્, Bhojas Śṛṅgara-prakāśa, પૃ. ૧૩૯

૧૩ દેશપાંડે, भा. सा. शा. પૃ. ૧૦૫; ડે, HSP., ૫૮–૫૯.

ઉદ્ભટ–વિરચિત

# કાવ્યાલંકારસારસંગ્રહ

ડૉ. સુરેશ કાંટાવાળા

## प्रथमो वर्गः ।

अलङ्काराः

(૧) અલંકારભેદ : (૧) શબ્દાલંકાર અને (૨) અર્થાલંકાર

पुनरुक्तवदाभासं[1] छेकानुप्रास एव च ।
अनुप्रासस्त्रिधा लाटानुप्रासो रूपकं चतुः ॥१॥
उपमा दीपकं चैव प्रतिवस्तूपमा तथा ।
इत्येत एवालङ्कारा वाचां कैश्चिदुदाहृताः ॥२॥

પુનરુકતવદાભાસ, છેકાનુપ્રાસ, ત્રિવિધ અનુપ્રાસ, લાટાનુપ્રાસ, ચતુર્વિધ રૂપક ઉપમા, દીપક અને પ્રતિવસ્તૂમા—આને કેટલાકે વાણીના અલંકારો ગણાવ્યા છે;

[ ટિપ્પણ : [1] पुनरुक्तवदाभासम्. v. l. पुनरुक्तवदाभासः (મ, બ, નોંધ પૃ, ૧. GOS ૧. ૧. પૃ. ૧.)

वाचाम्-(૧) શબ્દાલંકાર અને અર્થાલંકાર. જુઓ. तत्र चादौ चत्वारः शब्दालङ्कारा निरूपिताः । रूपकादीनां तु चतुर्णामत्रार्थालङ्कारता । (પ્રતીહારેન્દુરાજ, પૃ. ૧.). (अ) શબ્દાલંકારો : (૧) પુનરુકતવદાભાસ, (૨) છેકાનુપ્રાસ, (૩) ત્રિવિધ અનુપ્રાસ અને (૪) લાટાનુપ્રાસ (ब) અર્થાલંકારો–ઉપમા, દીપક વગેરે. વિશેષ માટે જુઓ પ્રસ્તાવના. अलङ्काराः वाचाम्–સરખાવો वाचामलङ्कृतिः (ભામહ, કાવ્યાલંકાર, ૧.૩૬.

(૨) પુનરુકતવદાભાસ

पुनरुक्ताभासमभिन्नवस्त्विवोद्भासिभिन्नरूपपदम् । ३*ab*

ભિન્નભિન્નરૂપવાળા પદોમાં અભિન્નવસ્તુ (અર્થાત્ જુદી નહીં તેવી વસ્તુ) ફરીથી કહેવામાં આવી હોય, તેને પુનરુકતવદાભાસ કહેવામાં આવે છે.

[ ટિપ્પણ : ૧.૧ માં પાઠ पुनरुक्तवदाभासम् છે GOS ab पुनरुक्तवदाभास०. રુય્યક. (અલંકારસર્વસ્વ, ૩. પૃ. ૨૫) સિવાય બધા જ આલંકારિકો અલંકારનું નામકરણ पुनरुक्तवदाभासः સ્વીકારે છે. (બ. નોંધ, પૃ. ૩. S. S. Janaki, Alaṁkāra Sarvasva of Ruyyaka, Introdution, પૃ. ૫૪.)

ઉદાહરણ :

तदाप्रभृति निःसङ्गो नागकुञ्जरकृत्तिभृत् ।
शितिकण्ठः कालगलत्सतीशोकानलव्यथः ॥*१॥

ત્યારથી (સતીના વિયોગથી માંડીને) પ્રશસ્ત ગજચર્મ ધારણ કરનારા, દિવંગત સતીના શોકાગ્નિથી વ્યથા પામતા, વિષયવ્યાસંગરહિત શંકરે (દિવસો પસાર કર્યા).

[ ટિપ્પણ : अत्र नागकुञ्जरशब्दौ शितिकण्ठकालगलशब्दौ च पुनरुक्तवत् आभासेते । ....नागशब्दः खल्वत्र हस्तिवाची । कुञ्जरशब्दस्तु तत्प्रशंसावगतिहेतुः । પ્રતીહારેન્દુ રાજ, પૃ. ૩. कालगलत्सतीशोकानलव्यथः—कालेन गलन्ती सतीशोकानलव्यथा यस्य सः । વિવૃત્તિ પૃ. ૩.

## (૩) છેકાનુપ્રાસ

छेकानुप्रासस्तु द्वयोर्द्वयोः सुसदृशोक्तिकृतौ ॥३॥

સારી અને સરખી રીતે ઉચ્ચારી શકાય એવા, અદૂર બે સ્વર અને વ્યંજનના સમૂહને છેકાનુપ્રાસ કહેવામાં આવે છે.

[ ટિપ્પણ : द्वयोर्द्वयोरज्झलसमुदाययोः सुष्ठु सदृशे उच्चारणे क्रियमाणे सति छेकानुप्रासो भवति । પ્રતીહારેન્દુ રાજ પૃ, ૩. द्वयोर्द्वयोः सुसदृशोक्तिकृतौ द्वयोर्द्वयो वर्णयोः सुष्ठु—अदूरे सदृशोच्चारणे क्रियमाणे भवति । વિવૃતિ, પૃ. ૩. છેકાનુપ્રાસ વિષે વિશેષ માહિતી માટે જુઓ, ત્રિપાઠી, ભૂમિકા, પૃ. ૬૧-૭૬.]

## (૪) ત્રિવિધ અનુપ્રાસ

### (1) પરુષા વૃત્તિ

शषाभ्यां रेफसंयोगैष्टवर्गेण च योजिता ।
परुषा नाम वृत्तिः स्यात् ह्लह्वह्याद्यैश्च संयुता ॥४॥

શકાર, ષકાર, રેફ અને ટવર્ગથી યુક્ત, ह्ल, ह्व, ह्य વગેરેથી યુક્ત વૃત્તિ "પરુષા"નામથી ઓળખાય છે.

(૨) ઉપનાગરિકા વૃત્તિ

सरूपसंयोगयुतां मूर्ध्नि वर्गान्त्ययोगिभिः ।
स्पर्शैर्युतां च मन्यन्त उपनागरिकां बुधाः ॥५॥

સરખા રૂપવાળા વર્ણોના સંયોગવાળી અને આદિમાં (પ્રત્યેક) વર્ગના અન્તિમ વર્ણથી (અનુનસિકથી) યુક્ત એવા સ્પર્શ (ક્ થી મ્ સુધીના) વર્ણોવાળી વૃત્તિને વિદ્વાનો "ઉપનાગરિકા"માને છે.

(૩) ગ્રામ્યા વૃત્તિ

शेषैर्वर्णैर्यथायोगं कथितां[1] कोमलाख्यया ।
ग्राम्यां वृत्तिं प्रशंसन्ति काव्येष्वादृतबुद्धयः ॥

કાવ્યતરફ આદર બુદ્ધિવાળા (વિદ્વાનો) યથાયોગ (પરુષા અને ઉપનાગરિક વૃત્તિમાં ઉપયુક્ત થતાં) બાકી રહેલા વર્ણોવાળી "કોમલા" નામથી જાણીતી એવી વૃત્તિને "ગ્રામ્ય" વૃત્તિ કરે છે.

[ટિપ્પણ : 1. v. l. ग्रथितां GOS, પૃ. ૫.

ઉદાહરણ :

केलिलोलालिमालानां कलैः कोलाहलैः क्वचित् ।
कुर्वती काननारूढश्रीनूपुररवभ्रमम् ॥*२॥

કોઈ કોઈ જગાએ (શરદ્ ઋતુ) ક્રીડાલંપટ ભમરાઓની હારમાળાના મધુર કોલાહલ દ્વારા વનમાં આરૂઢ એવી શ્રીના ઝાંઝરના આવાજનો ભ્રમ ઉત્પન્ન કરે છે.

सरूपव्यञ्जनन्यासं तिसृष्वेतासु वृत्तिषु ।
पृथक् पृथगनुप्रासमुशन्ति कवयः सदा ॥७॥

આ ત્રણ (પરુષા, ઉપનાગરિકા અને ગ્રામ્યા અથવા કોમલા) વૃત્તિઓમાં સમાનવ્યંજન ગોઠવણી (ન્યાસ) કવિઓ હંમેશા જુદા જુદા અનુપ્રાસ ઇચ્છે છે.

[ટિપ્પણ : वृत्तयः–वृत्तयो रसाद्यभिव्यक्त्यनुगुणवर्णव्यवहारात्मिकाः प्रथममभिधीयन्ते । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૫. વૃત્તિ માટે જુઓ. V.

Raghavan, Studies on Some Concepts of the Alamkaraśāstra, પૃ ૨૦૩. એ નોંધવું જોઈએ કે ઉદ્ભટ અનુપ્રાસ પહેલાં છેકાનુપ્રાસની ચર્ચા કરે છે અને ત્યાર બાદ અનુપ્રાસના ત્રિવિધ ભેદ સોદાહરણ જણાવી અનુપ્રાસનું સામાન્ય લક્ષણ આપે છે. ઉત્તરકાલવર્તી આલંકારિકો અનુ-પ્રાસના પ્રભેદો તરીકે છેક અને લાટને ગણે છે.(સરખાવો ત્રિપાઠી, પૃ. ૭૬) વિશેષ માટે જુઓ ત્રિપાઠી, ભૂમિકા પૃ. ૭૧–૭૬ ]

(૫) લાટાનુપ્રાસ

स्वरूपार्थाविशेषेऽपि पुनरुक्तिः फलान्तरात् ।
शब्दानां वा पदानां वा लाटानुप्रास इष्यते ॥८॥

स पदद्वितयस्थित्या द्वयोरेकस्य पूर्ववत् ।
तदन्यस्य स्वतन्त्रत्वाद् द्वयोर्वैव पदाश्रयात् ॥९॥

स्वतन्त्रपदरूपेण द्वयोर्वापि प्रयोगतः ।
भिद्यतेऽनेकधा भेदैः पादाभ्यासक्रमेण च ॥१०॥

સ્વરૂપ અને અર્થનો ભેદ ન હોવા છતાં તાત્પર્યભેદના કારણે શબ્દો અને પદોની પુનરુક્તિને લાટાનુપ્રાસ કહે છે. (૮) (અ) જ્યારે બે (પરતન્ત્ર) શબ્દો જુદા પદોમાં આવેલાં હોય, (આ) જ્યારે એક શબ્દ જુદા પદનો પૂર્વવત્ હોય (એટલે કે પરતંત્ર હોય), પણ બીજો શબ્દ સ્વતંત્ર પદ રચતો હોય ત્યારે (ઇ) જ્યારે બન્ને શબ્દો એક જ પદમાં આવેલા હોય ત્યારે (૯), (ઈ) જ્યારે બન્ને શબ્દો જુદાં અને સ્વતંત્ર પદ તરીકે આવેલાં હોય ત્યારે, અને (ઉ) જ્યારે કે પાદનું કે પાદોનું તે જ ક્રમમાં આવર્તન થાય, ત્યારે લાટાનુપ્રાસ કહેવાય છે; અને આ અનેક રીતે એના પ્રકાર પડે છે. (૧૦)

[ ટિપ્પણ : पदम्=सुप्तिङन्तं पदम् । (पाणिनि १. ४. १४)

लाटानुप्रास:–लाटदेशनिवासिजनवल्लभत्वाल्लाटानुप्रासोऽभिधीयते । પ્રતિહારેન્દુરાજ પૃ. ૭. लाटजनवल्लभत्वात् लाटानुप्रासः । વિવૃતિ, પૃ. ૫. આ રીતે લાટાનુપ્રાસ અલંકાર અલંકારોના ઇતિહાસમાં ગુજરાતનું પ્રદાન છે. વિશેષ માટે જુઓ, V. Raghavan, Studies on Some Concepts of the Alamkaraśāstra પૃ. ૨૦૨ અને પછીના; ત્રિપાઠી, ભૂમિકા, પૃ ૬૬–૮૦. લાટાનુપ્રાસના આપેલા પ્રભેદોની આનુપૂર્વી તેના ઉદાહરણો

આપતી વખતે ઉદ્ભટ સાચવતા નથી. પ્રતીહારેન્દુરાજ (પૃ. ૭-૯) અને રાજાનક તિલક (વિવૃત્તિ, પૃ. ૬–૭) લાટાનુપ્રાસનાં ઉદાહરણો વિભિન્નક્રમમાં આપે છે. ]

ઉદાહરણ :

(ઇ પ્રકાર)

काशाः काशा इवोद्भांसि[1] सरांसीव सरांसि च ।
चेतांस्याचिक्षिपुर्यूनां निम्नगा इव निम्नगाः ॥*६॥

(શરદ્ ઋતુમાં) ઉદ્ભાસનશીલ કાશપુષ્પોએ કાશપુષ્પોની માફક, સરોવરોએ સરોવરોની માફક, નદીઓએ નદીઓની માફક (ઉદ્ભાસનશીલ થઈને) યુવકોના ચિત્તને આક્ષિપ્ત કર્યાં

[ ટિપ્પણ : 1 v. l. आभान्ति GOS, પૃ. ૭ ]

(ઉ પ્રકાર)

स्त्रियो महति भर्तृभ्य आगस्यपि न चुक्रुधुः ।
भर्तारोऽपि सति स्त्रीभ्य आगस्यपि न चुक्रुधुः ॥*७॥

મોટો અપરાધ હોવા છતાં પણ સ્ત્રીઓ પતિઓ ઉપર ગુસ્સે ન થઈ; (અને) અપરાધ હોવા છતાં પણ પતિઓ સ્ત્રીઓ ઉપર ગુસ્સે ન થયા.

(અ પ્રકાર)

क्वचिदुत्फुल्लकमला कमलभ्रान्तषट्पदा ।
षट्पदक्वाणमुखरा मुखरस्फारसारसा ॥*८॥

(શરદ્ ઋતુ) કોઈક ઠેકાણે વિકસિત કમળવાળી છે, (તો કોઈક સ્થળે) કમળો ઉપર ઘુમી રહેલા ભમરાઓવાળી છે, (તો કોઈક સ્થળે) ભમરાઓના ગુંજારવથી ગુલબાન છે, (તો વળી કોઈક સ્થળે) કૂજતા અને ઘૂમતા સારસ પક્ષીઓવાળી છે.

[ ટિપ્પણ : अत्र कमलषट्पदमुखरशब्दानां स्वरूपार्थाभेदेऽपि तात्पर्यभेदेन पुनरुक्तिः पदद्वितयाश्रयित्वं च । तात्पर्यभेदश्चात्र कमलषट्पदशब्दयोः कारकशक्ति भेदात् ।...मुखरशब्दौ तु विशेषणभूतं सशब्दत्वं भिन्नार्थनिष्ठतयावगमयतः । तथाहि । पूर्वेण मुखरशब्देन षट्पदनिष्ठं-मौखर्यमगम्यते अपरेण तु सारसनिष्ठम् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૯. ]

ઉદાહરણ :

(ઈ પ્રકાર)

जितान्यपुष्पकिञ्जल्ककिञ्जल्कश्रेणिशोभितम् ।
लेभेऽवतंसतां नारीमुखेन्दुष्वसितोत्पलम् ॥*९॥

અન્ય પુષ્પોના કેસરતંતુઓ જેણે જીત્યાં છે એવા કેસરોની હાર-માળાથી શોભતા નીલકમળે સ્ત્રીઓના મુખચન્દ્રો ઉપર કર્ણભૂષણનું સ્થાન પ્રાપ્ત કર્યું.

(આ પ્રકાર)

पद्मिनीं[1](नीः) पद्मिनीगाढस्पृहयागत्य मानसात् ।
अन्तर्दन्तुरयामासुर्हंसा हंसकुलालयात् ॥*१०॥

હંસોના સમૂહના નિવાસરૂપ માનસરોવરથી કમલિની પ્રત્યે ગાઢ પ્રેમના કારણે હંસોએ આવીને (મેદાનના સરોવરોની) કમલિનીઓને અંદરથી રોમાંચિત કરી.

[ટિપ્પણ : 1 पद्मिनीः GOS. પૃ. ૬, બ. पद्मिनीं પાઠ સ્વીકારે છે, પણ તે જણાવે છે કે पद्मिनीः પાઠ જોઈએ. (બ, નોંધ પૃ, ૧૫]

(૬) રૂપક

श्रुत्या सम्बन्धविरहाद् यत्पदेन पदान्तरम् ।
गुणवृत्ति प्रधानेन युज्यते रूपकं तु तत् ॥११॥

જ્યારે અભિધાશક્તિથી સંબંધના અભાવને લીધે એક પદ સાથે બીજા પદનો સંબંધ સ્થપાય — ગુણવૃત્તિ(પદ) પ્રધાન(પદ) સાથે જોડાય – તેને રૂપક કહે છે (૧૧)

वन्धस्तस्य यतः श्रुत्या श्रुत्यर्थाभ्यां च तेन तत् ।
समस्तवस्तुविषयमेकदेशविवर्ति च ॥१२॥

અભિધાશક્તિથી પ્રાપ્ત અર્થ વડે જ્યારે બે પદોનો સંબંધ સ્થપાય છે ત્યારે તે સમસ્તવસ્તુવિષય રૂપક બને છે; જ્યારે સંબંધ શ્રૌત અને આર્થ હોય ત્યારે તે એકદેશવિવર્તિ રૂપક થાય છે. (૧૨)

समस्तवस्तुविषयं मालारूपकमुच्यते ।
यद्वैकदेशवृत्ति स्यात्पररूपेण रूपणात् ॥१३॥

માલારૂપકને પણ સમસ્તવસ્તુવિષય રૂપક કહેવામાં આવે છે. જ્યારે પ્રકૃત અર્થ અપ્રકૃત રૂપથી વર્ણવવામાં આવે, ત્યારે એકદેશવૃત્તિ રૂપક થાય છે. (૧૩)

[ટિપ્પણ : श्रुत्या—श्रुतिर्निरन्तरार्थनिष्ठः शब्दव्यापार....निरन्तरार्थनिष्ठेन अभिधा व्यापारेण । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૧૦–૧૧ श्रुतिर्निरन्तरार्थनिष्ठः शब्दव्यापारः । વિવૃત્તિ પૃ. ૭ श्रुतिर्निरन्तरार्थनिष्ठोऽभिधाव्यापारः । પ્રતીહારેન્દુરાજ પૃ. ૧૨.]

ઉદાહરણ :

ज्योत्स्नाम्बुनेन्दुकुम्भेन ताराकुसुमशारितम् ।
क्रमशो रात्रिकन्याभिर्व्योमोद्यानमसिच्यत ॥*११॥

(સમસ્તવસ્તુવિષય રૂપક) તારારૂપી પુષ્પોથી પચરંગી કરાયેલા આકાશરૂપી ઉપવનને રાત્રીરૂપી કન્યાઓએ ચાંદનીરૂપી જલથી ચંદ્રરૂપી ઘડાવડે ક્રમશઃ સિંચન કર્યું.

(એકદેશવિવર્તિ)

उत्पतद्भिः पतद्भिश्च पिञ्छालीवालशालिभिः ।
राजहंसैरवीज्यन्त शरदेव सरोनृपाः ॥*१२॥

ઉપર નીચે ઉડતા રાજહંસો વડે (પાંખોના) પીંછાઓની હારમાળાઓરૂપી વાળના ગુચ્છાઓ વડે સરોવરોરૂપી રાજાઓને પંખો નંખાયો.

(માલારૂપક)

वनान्तदेवतावेण्यः पान्थस्त्रीकालशृङ्खलाः ।
मारप्रवीरासिलता भृङ्गमालाश्चकाशिरे ॥*१३॥

ભૃંગમાળાઓ વનના એક ભાગમાં રહેલા દેવતાઓના કેશપાશરૂપે પથિકોની સ્ત્રીઓને કાળની સાંકળો રૂપે (અને) કામદેવના યોદ્ધાઓની અસિલતા રૂપે (અને) કામદેવના યોદ્ધાઓની અસિલતા રૂપે શોભી ઉઠી.

[ટિપ્પણ : एकस्यैव रूपकमालान्यासाच्च मालारूपकत्वम् ।....अत्र भृङ्गमालानामेव रूपमालान्यासात् समस्तवस्तुविपयता ।... मालारूपकं समस्तवस्तुविषयमुच्यते । વિવૃતિ, પૃ. ૧૦ ]

(એકદેશવૃત્તિ રૂપક)

आसारधाराविशिखैर्नभोभागप्रभासिभिः ।
प्रसाध्यते स्म धवलैराशाराज्यं बलाहकैः ॥*१४॥

આકાશ પ્રદેશમાં પ્રભાયુક્ત વેગવતી વર્ષાની ધારારૂપી બાણોથી સફેદ વાળાએ દિશાઓ રૂપી રાજ્ય સર કર્યું.

[ ટિપ્પણ : शरत्समयो ह्यत्र प्रस्तुतः । પ્રતીહારેન્દુ પૃ. ૧૪. अत्र प्रसाध्यते इत्ययं शब्दः श्लेषच्छायया द्वयोरर्थयोर्वर्तते भूषणे उपार्जने च । तत्र भूषणंप्रकृतम् । तत्र च शुक्लैर्बलाहकैर्दिशो भूष्यन्ते । यदुपार्जनं तदप्रकृतत्वादत्र परमन्यत् । तस्य च परस्याप्रकृतस्य उपार्जनस्य यत्तद्रूपं कारककदम्बकं येन तद्रूपवत् क्रियते नृपत्रिशिखराज्य-संग्रामभूम्यात्मकं तेनात्र यथाक्रमं बलाहकाधाराढिङ्नभोभागानां रूपणा विहिता । तेनात्रैकदेशवृत्तित्वम् । एकदेशवृत्तीत्यत्र हि एकदा अन्यदा ईशः प्रभविष्णुर्योऽसौ वाक्यार्थस्तद्वृतित्वं रूपकस्याभिमतम् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૧૪ ]

## द्वितीयो वर्गः ।

### (૭) વ્યતિરેક

विशेषापादनं यत्स्यादुपमानोपमेययोः ।
निमित्तादृष्टिदृष्टिभ्यां व्यतिरेको द्विधा तु सः ॥६॥

જ્યારે ઉપમાનનું અને ઉપમેયનું (પરસ્પર) આધિક્ય બતાવ્યું હોય ત્યારે વ્યતિરેક (અલંકાર) થાય છે. ખરેખર આ વ્યતિરેક (અલંકાર)ના બે પ્રકાર છે : (૧) નિમિત્ત વિદ્યમાન હોય તે, અને (૨) નિમિત્ત અવિદ્યમાન હોય તે.

ટિપ્પણ : उपमानोपमेययोः परस्पर यत्र विशेषः ख्याप्यते स व्यतिरेकः । तत्र ह्युपमानादुपमेयस्योपमेयदुपमानस्य वा केनचिद्विशेषेणातिरेक अधिक्यं तस्माद् व्यतिरेकः । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૩૭–૩૮

ઉદાહરણ :

सा (स)[1] गौरीशिखरं गत्वा ददर्शोमां तपःकृशाम् ।
राहुपीतप्रभस्येन्दोर्जयन्तीं दूरतस्तनुम् ॥*७॥

### અનુપાત્તનિમિત્ત વ્યતિરેક

તેણે (શંકરે) ગૌરીશિખર ઉપર જઈને, રાહુ વડે જેની કાન્તિ પીવાઈ ગઈ છે (અર્થાત્ ઝાંખી પડી ગઈ છે) તેવા ચંદ્રમંડળને જીતની તપથી કૃશ થયેલા શરીરવાળી ઉમાને દૂરથી જોઈ.

ટિપ્પણ : 1. GOS, પૃ. ૨૫; બ. નોંધ. ૬૯; Additions and Corrections પૃ, ૩૪.

तस्य च विशेषस्य ख्याप्यमानस्य निमित्तमत्र न स्वकण्ठेनोपात्तम् । अर्थसामर्थ्यात्तु तदवगम्यते । राहुरिंदुप्रभापाने तथा न समर्थः यथा तपःसातिशयत्वात्पार्वत्याः क्षामत्वे इति राहुतोऽपि तपःशातिशयत्वमुपमानादुपमेयस्य विशेषनिमित्तमत्रावगम्यते । एवमयमनुपात्तनिमित्तो व्यतिरेकः । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૩૮.]

ઉદાહરણ :

(ઉપાત્તનિમિત્ત વ્યતિરેક)

पद्मं च निशि निःश्रीकं दिवा चन्द्रं च निष्प्रभम् ।
स्फुरच्छायेन सततं मुखेनाधःप्रकुर्वतीम् ।।*૮।।

રાતે સૌન્દર્યવિહીન કમળને અને દિવસે તેજોહીન ચંદ્રને (પોતાના) તેજસ્વી કાન્તિયુક્ત મુખથી સતત તિરસ્કૃત કરતી (પાર્વતીને શંકરે જોઈ).

यो वैधर्म्येण दृष्टान्तो यथेवादिसमन्वितः[1] ।
व्यतिरेकोऽत्र सोऽपीष्टो विशेषापादनान्वयात् ।।७।।

यथा, इव ઇત્યાદિ (શબ્દો)થી સમન્વિત જે ઉદાહરણ વૈધર્મ્યથી આપવામાં આવે છે, ત્યારે આધિક્ય પ્રતિપાદિત થયાને લીધે તે પણ વ્યતિરેક (અલંકાર) કહેવાય છે.

[ ટિપ્પણ : વ્યતિરેક અલંકારના લક્ષણમાં विशेषापादनम् પદ અગત્યનું છે. ઉપર્યુક્ત કારિકામાં આવેલાં 'वैधर्म्येण दृष्टान्तः' ("वैधर्म्यं ह्युपमेयधर्मस्योपमाने विगमः" । પ્રતી હારેન્દુરાજ, પૃ. ૩૯) પદો દ્વારા વ્યતિરેક અલંકારનો બીજો પ્રકાર અહીં ઉદ્ભટ દર્શાવે છે અને તે કહેવા માગે છે કે यथा, इव પદો હોવા છતાં પણ ત્યાં ઉપમા અલંકાર નહીં થાય, પણ વ્યતિરેક અલંકાર થશે; કારણ કે જ્યારે ઉપમાન અને ઉપમેય વચ્ચે વિરુદ્ધધર્મ (वैधर्म्यम्) બતાવવામાં આવે, ત્યારે તેનો અર્થ એ થાય કે અમુક બાબતોમાં ઉપમાન ઉપમેયથી હીન છે અને તેથી જ વ્યતિરેક અલંકાર ત્યાં થાય છે. (જુઓ બ, નોંધ પૃ, ૭૦–૭૧)]

ઉદાહરણ :

शीर्णपर्णाम्बुवाताशकष्टेऽपि तपसि स्थिताम् ।
समुद्वहन्तीं नापूर्वं गर्वमन्यतपस्विवत् ।। *९।।

જીર્ણ પાદડાં, પાણી અને વાયુનું ભક્ષણ કષ્ટદાયક હોવા છતાં પણ, અન્ય તપસ્વીઓની માફક અપૂર્વ ગર્વ ન કરતી, તપસ્યા કરતી તેને (=પાર્વતીને શંકરે જોઇ).

श्लिष्टोक्तियोग्यशब्दस्य पृथक्पृथगुदाहृतौ ।
विशेषापादनं यत्स्याद्व्यतिरेकः स च स्मृतः ॥८॥

શ્લેષને યોગ્ય શબ્દનું પૃથક્ પૃથક્ ઉચ્ચારણ કરવામાં આવે અને આધિક્યનું પ્રતિપાદન હોય, ત્યારે તે વ્યતિરેક અલંકાર કહેવાય છે.

ઉદાહરણ :

या शैशिरी श्रीस्तपसा मासेनैकेन विश्रुता ।
तपसा तां सुदीर्घेण दूराद् विदधतीमधः ॥* १०॥

જે શિશિર ઋતુની શોભા છે, તે એક માઘ માસથી (तपसा) વિખ્યાત છે; તેને (અર્થાત્ શિશિર ઋતુની શોભાને) પોતાની સુદીર્ઘ અને મોટા પ્રમાણની તપશ્ચર્યાથી (तपसा) તિરસ્કૃત કરતી (પાર્વતીને શંકરે જોઈ).

(૮) અતિશયોક્તિ

निमित्ततो यत्तु वचो लोकातिक्रान्तगोचरम् ।
मन्यन्तेऽतिशयोक्तिं तामलङ्कारतया बुधाः ॥११॥

કોઈ કારણસર અલૌકિક વચન કહેવામાં આવે છે, તેને વિદ્વાન્ લોકો અલંકારતાની રીતે અતિશયોક્તિ માને છે (૧૧)

भेदेऽनन्यत्व[1]मन्यत्र नानात्वं यत्र वध्यते ।
तथा सम्भाव्यमानार्थनिबन्धेऽतिशयोक्तिगीः ॥१२॥
कार्यकारणयोर्यत्र पौर्वापर्यविपर्ययात् ।
आशुभावं समालम्ब्य वध्यते सोऽपि पूर्ववत् ॥१३॥

(૧) ભેદમાં ઐક્ય, (૨) અન્યત્ર (અભેદમાં) ભેદ, (૩) કલ્પતવસ્તુનું વર્ણન (અને) (૪) કાર્યની શીઘ્રતાનું સમાલંબન કરીને કાર્યકારણના પૌર્વાપર્યનો વિપર્યય — આને પૂર્વવત્ અતિશયોક્તિ કહે છે. (૧૨-૧૩).

[ટિપ્પણ : [1] v. l. नान्यत्वम० GOS, પૃ. ૨૮]

ઉદાહરણ :

(પ્રથમ પ્રકાર)

तपस्तेजःस्फुरितया निजलावण्यसम्पदा ।
कृशामप्यकृशामेव दृश्यमानामसंशयम् ॥*१३॥

તપના તેજથી સ્ફુરણમય સ્વકીય સૌન્દર્યસંપત્તિથી કૃશ હોવા છતાં નિઃસંદેહ અકૃશ દેખાતી (પાર્વતીને શંકરે જોઈ).

[ટિપ્પણ : भगवत्याः कार्श्यमकार्श्यं चाभिन्नीकृतम् । हेतुश्चात्र तपस्तेजोजनिता सौन्दर्यसमृद्धिः । વિવૃતિ, પૃ. ૨૮].

(દ્વિતીય પ્રકાર)

अचिन्तयच्च भगवानहो नु रमणीयता ।

तपसाऽस्याः कृताऽन्यत्वं कौमाराद्येन लक्ष्यते ॥*१४॥

ભગવાને (શંકરે) વિચાર્યું. "અહો ! ખરેખર શું સૌન્દર્ય ! તેની તપશ્ચર્યાને લીધે આનું (પાર્વતીનું) કૌમાર્યથી જુદું જ દેખાય છે (અર્થાત્ યૌવન દેખાય છે).

[ટિપ્પણ : एकैवात्र कुमारी भगवती तरुणी चेत्यन्यत्वं गमिता । हेतुश्च तपोजनितं रामणीयकम् । વિવૃતિ, પૃ. ૨૮.]

(તૃતીય પ્રકાર)

पतेद्यदि शशिद्योतच्छटा पद्मे विकाशिनि[1] ।

मुक्ताफलाक्षमालायाः करेऽस्याः स्यात्तदोपमा ॥*१५॥

જો ચંદ્રની ચમકતી પ્રભા ખીલતા પદ્મ ઉપર પડે તો તેની તેના હાથમાં રહેલી મુક્તાફલાક્ષમાળાની સરખામણી થશે.

[ટિપ્પણ : I. v. l. विकानिनि (મ, ૫. Appendix I. p. iv, GOS, પૃ, ૨૯) प्रफुल्ले पद्मे चन्द्रकरप्रकराभावादसंभवन्नयमर्थः संभावनायां निबद्धः । हेतुश्च गौरीकरेऽक्षमालावलोकनम् । વિવૃતિ, પૃ. ૨૯].

(ચતુર્થ પ્રકાર)

मन्ये च निपतन्त्यस्याः कटाक्षा दिक्षु पृष्ठतः ।

प्रायेणाग्रे तु गच्छन्ति स्मरबाणपरम्पराः ॥*१६॥

હું માનું છું કે દિશાઓમાં તેના કટાક્ષો પાછળથી પડે છે; પણ ઘણું કરીને કામદેવની બાણપરમ્પરા પહેલાં આગળ દોડે છે.

ટિપ્પણ : कटाक्षपातस्य पश्चद्भावः स्मरबाणपरम्परागमनस्य पूर्वभावित्वमुक्तं समानजाति(काल)त्वप्रतिपादनाय । વિવૃતિ, પૃ. ૨૯. अत्र दिक्षु कटाक्षपातः कारणम् । स्मरबाणपरम्परागमनं कार्यम् । कार्यकारणयोस्तु कारणस्य नैसर्गिकं प्राग्भावित्वं कार्यस्य तु पश्चाद्भावित्वम् । इह तु विपर्ययः... अत्र निमित्तं कार्यस्य शीघ्रमेवोत्पादः । तेनेदं निमित्ततो लोकातिक्रान्तगोचरं वचनम् । अतोऽतिशयोक्तिः । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૪૪.]

## तृतीयो वर्गः ।

(૯) ઉત્પ્રેક્ષા

साम्यरूपाविवक्षायां वाच्येवाद्यात्मभिः पदैः ।
अतद्गुणक्रियायोगादुत्प्रेक्षाऽतिशयान्विता ॥३॥
लोकातिक्रान्तविषया भावाभावाभिमानतः ।
संभावनेयमुत्प्रेक्षा वाच्येवादिभिरुच्यते ॥४॥

(પ્રકૃત અને અપ્રકૃત વચ્ચે) સામ્યનું રૂપ વિવક્ષિત ન હોય; પણ અપ્રકૃત(=અતત્=ઉપમાન)ના ગુણ અને ક્રિયા (પ્રકૃતમાં=ઉપમેયમાં) અતિશયોક્તિપૂર્ણ રીતે યોજવામાં આવે, ત્યારે ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે અને તે इव ઇત્યાદિશબ્દોથી બોધિત થાય છે. આ ઉત્પ્રેક્ષા સંભાવના છે; આ સંભાવના લોકોત્તરવિષયા છે. આ (સંભાવના) : (૧) ભાવાત્મક; અને (૨) અભાવાત્મક છે. इव ઇત્યાદિ (શબ્દો) દ્વારા વાચ્યા ઉત્પ્રેક્ષા અભિહિત થાય છે.

ઉદાહરણ :

(गुणयोगाध्यासेन भावोत्प्रेक्षा)

अस्याः सदार्कबिम्बस्थदृष्टिपीतातैपर्जपैः ।
श्यामिकाङ्केन पतितं मुखे चन्द्रभ्रमादिव[1] ॥* २॥

હંમેશા સૂર્યના બિંબ ઉપર રહેલી દૃષ્ટિથી તડકાનું પાન થયું છે તેવા જપને લીધે ચંદ્રની ભ્રાન્તિને કારણે જાણે કે તેના મુખ ઉપર કલંકબિન્દુ પડેલું લાગે છે.

[ટિપ્પણ : 1. v.l. मुख इन्दुभ્રमादिव (GOS પૃ. ૩૧; मुखमिन्दु (મ. બ. Appendix I, iv. अत्राङ्कस्य मुखविषयपातक्रियायोगादिन्दुभ्रमो भावरूपो हेतुत्वेनोत्प्रेक्षितः । વિવૃતિ પૃ. ૩૧.]

(अभावविषयक्रियाध्यासोत्प्रेक्षा)

कपोलफलकावस्याः कष्टं भूत्वा तथाविधौ ।
अपश्यन्ताविवान्योन्यमीदृशां क्षामतां गतौ ॥* ३॥

તેના (પાર્વતીના) તેવા બે વિશાળ ગાલ કષ્ટ પામીને એવા કૃશ થઇ ગયા હતા કે જાણે કે (તેને લીધે) તે (ગાલ) એક બીજાને જોઈ શકતા ન હતા,

[ટિપ્પણ : अत्र क्षामतागमनक्रियायोगाददर्शनं हेतुत्वेनाभावरूपं संभावितम् । વિવૃતિ પૃ. ૩૧.]

## चतुर्थो वर्गः ।

### (૧૦) પ્રેયસ્વત્

रत्यादिकानां भावानामनुभावादिसूचनैः[1] !
यत्काव्यं वध्यते सद्भिस्तत्प्रेयस्वदुदाहृतम् ॥२॥

અનુભવાદિ દ્વારા રત્યાદિભાવનાં સૂચનોથી જે કાવ્યનું નિર્માણ થાય છે, તેને સજ્જનો પ્રેયસ્વત્ કહે છે.

[ ટિપ્પણ : I. v. l. सूचने GOS ૩૨, મ (બ. Appentix I, સ્થાયિભાવ, વ્યભિચારિભાવ અને સાત્ત્વિક ભાવ માટે જુઓ પ્રતીહારેન્દુરાજ, પૃ. ૫૦–૫૧

प्रेयस्वत्–प्रेयःशब्दवाच्येन प्रियतरेण रत्यालम्बनेन विभावनेन रतिरुपलक्ष्यते । तया च साहचर्याद् रत्यादयो भावाः पञ्चाशदवगम्यन्ते । एवं च भावकाव्यस्य प्रेयस्वदिति लक्षणया व्यपदेशः । अत्र भावानामलङ्कारता काव्यमलङ्कार्यम् । પ્રતીહારેન્દુરાજના અર્થઘટનની મીમાંસા માટે જુઓ, વિવૃતિ, પૃ. ૩૨–૩૩. ]

ઉદાહરણ :

इयं च सुतवाल्लभ्यान्निर्विशेषा[1] स्पृहावती ।
उल्लापयितुमारब्धा कृत्वेमं क्रोड आत्मनः ॥* १॥

બાળક તરફના પ્રેમને લઈને, કોઈપણ ભેદભાવ વગરની, તે પ્રેમાળ પાર્વતીએ તે તે (મૃગશાવકને) પોતાના ખોળામાં બેસાડીને સાન્ત્વન આપવાનું શરૂ કર્યું.

ટિપ્પણ : I. v. l. ० निर्विशेषस्पृहावती GOS પૃ. ૩૩. अत्र वक्षसि निधानमाङ्गिकोऽभिनयः । उल्लापनं वाचिकः । इदं मृगार्भक आलम्बनमिति (वि)भावः । वाल्लभ्योन्मीलितमौत्सुक्यं शब्दवाच्योव्यभिचारिभावः । एभिश्चतुभिर्भावो रत्यात्मकः सूच्यते । विवृति, પૃ. ૩૩. ]

### (૧૧) રસવત્

रसवद्दर्शितस्पष्ट[1]शृङ्गारादिरसोदयम् ।
स्वशब्दस्थायिसञ्चारिविभावाभिनयास्पदम् ॥३॥

જ્યારે શૃંગારદિરસનો ઉદય સ્પષ્ટ બતાવવામાં આવ્યો હોય અને જ્યારે સ્વવાચક શબ્દ (સ્વશબ્દ) સ્થાયી, સંચારી વિભાવ અને અભિનયને તેમાં સ્થાન હોય, ત્યારે રસવત્ અલંકાર થાય છે.

ટિપ્પણ : V.l. स्फुट. म. (જુ. Appendix 1. પૃ. v).શિવપ્રસાદ ભટ્ટાચાર્ય પણ स्पष्टशृङ्गारादि પાઠ પસંદ કરે છે (જુઓ.Abhidhavṛtti in Udbhaṭa, *Our Heritage*,Vol. X, No. 2, પૃ. ૭૭)]

(૧૨) ઊર્જસ્વિ

अनौचित्यप्रवृत्तानां कामक्रोधादिकारणात् ।
भावानां च रसानां च बन्ध ऊर्जस्वि कथ्यते ॥५॥

કામક્રોધાદિકારણોને લીધે અનુચિત રીતે રસ અને ભાવ પ્રવૃત્ત હોય, ત્યાં ઊર્જસ્વિ (અલંકાર) થાય છે.

(૧૩) સમાહિત

रसभावतदाभासवृत्तेः प्रशमबन्धनम् ।
अन्यानुभावनिःशून्यरूपं यत्तत्समाहितम् ॥७॥

રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસની વૃત્તિનું જ્યારે પ્રશમન થાય છે અને બીજા રસોના અનુભાવો શૂન્યરૂપ હોય છે, ત્યારે તે સમાહિત (અલંકાર કહેવાય છે).

(૧૪) શ્લિષ્ટ

एकप्रयत्नोच्चार्याणां तच्छायां चैव बिभ्रताम् ।
स्वरितादिगुणैर्भिन्नैर्बन्धः श्लिष्टमिहोच्यते ॥९॥
अलङ्कारान्तरगतां प्रतिभां जनयेत्पदैः ।
द्विविधैरर्थशब्दोक्तिविशिष्टं तत्प्रतीयताम् ॥१०॥

(ભિન્નાર્થ હોવા છતાં તેમનું) ઉચ્ચારણ એક પ્રયત્નથી (એક રીતે) થતું હોય, (૨) સ્વરિતાદિ ગુણોથી વિભિન્ન હોવા છતાં તેની જ ઉચ્ચારણની છાયાવાળા કાવ્યબન્ધને શ્લિષ્ટ કહેવામાં આવે છે.

અન્ય અલંકારોની પ્રતિભાને દ્વિપ્રકારક પદોને લીધે (૧) શબ્દવિશિષ્ટ અને (૨) અર્થવિશિષ્ટ શ્લિષ્ટ અલંકાર સમજવો.

ઉદાહરણ :

(उपमाप्रतिभोत्पत्तिहेतुश्लिष्टम्)

स्वयं च पल्लवाताम्रभास्वत्करविराजिनी ।
प्रभातसन्ध्येवास्वापफललुब्धेहितप्रदा ॥*१५॥

સ્વયં પલ્લવના સમાન લાલ અને દીપ્તિમાન હાથોથી સુશોભિત અને દુર્લભ ફળોના લોભીઓને વાંછિત આપવાવાળી (પાર્વતી) પલ્લવોના જેવાં સૂર્યનાં લાલ કિરણોથી શોભતી, જાગરણના ફળના ઇચ્છુઓને ઇષ્ટ વસ્તુઓનું પ્રદાન કરતી પ્રાભાતિક સંધ્યા જેવી લાગે છે (૧૫)

[ટિપ્પણ : વધુ માટે જુઓ, પ્રતીહારેન્દુરાજ, પૃ. ૫૯–૬૦; વિવૃતિ પૃ. ૩૮–૩૯]

इन्दुकान्तमुखी स्निग्धमहानीलशिरोरुहा ।
मुक्ताश्रीस्त्रिजगद्रत्नं पद्मरागाङ्घ्रिपल्लवा ॥*१६॥
(रूपकप्रतिभोत्पत्तिहेतुश्लिष्टम्)

(પાર્વતીપક્ષે) ચંદ્રના સમાન સુન્દર મુખવાળી, સુંવાળા, લાંબા અને કાળા કેશવાળી, અશોભા જેનાથી પરિત્યક્ત છે તે, કમળના જેવી લાલિમાયુક્ત પાદ-પલ્લવવાળી પાર્વતી ત્રિભુવનરત્ન છે. (રત્નસમૃદ્ધિપક્ષે : ચન્દ્રકાન્તમણિ (જેમાં મુખ્ય છે) ઇન્દ્રનીલ, મૌક્તિકશોભા અને પદ્મરાગમણિ એ ત્રિભુવનરત્ન છે) (૧૬)

[ટિપ્પણ : વધુ માટે જુઓ, પ્રતીહારેન્દુરાજ પૃ. ૬૦; વિવૃતિ, પૃ. ૩૯]

(रूपकानुप्राणितविरोधोत्पत्तिहेतुश्लिष्टम्)
अपारिजातवार्तापि नन्दनश्रीर्भुविस्थिता ।
अविन्दुसुन्दरी नित्यं गलल्लावण्यविन्दुका ॥*१७॥

**અપારિજાતવાર્તા** હોવા છતાં તે (પાર્વતી) પૃથ્વી ઉપર રહેલી **નંદનશ્રી** છે. નિત્ય તે **અબિન્દુસુન્દરી ગલલ્લાવણ્યબિન્દુસુન્દરી** છે [૧૭)

[પારિજાતવૃક્ષો ન હોવા છતાં પણ (अपारिजातवार्ताः, શ્લેષે – જેના વિષે શત્રુસમૂહની વાર્તા નથી) તે (=પાર્વતી) પૃથ્વી પર રહેલી નન્દન(વન)શ્રી છે. (नन्दनश्रीः, શ્લેષે – આનંદદાયિની છે). બિન્દુરહિત સુન્દરી હોવા છતાં (अविन्दु-सुन्दरी=કલંકરહિત સુંદરી હોવા છતાં પણ; શ્લેષે – જલમાં પ્રતિબિંબિત ચન્દ્રની કાંતિવાળી) તે નિત્ય ઝરતા સૌન્દર્યનાં બિન્દુઓ વાળી છે.]

[ટિપ્પણ : વધુ માટે જુઓ, પ્રતીહારેન્દુરાજ, પૃ, ૬૧; વિવૃતિ, પૃ. ૩૯]

## पञ्चमो वर्गः ।

### ૧૫. વિશેષોક્તિ

यत्सामग्र्येऽपि शक्तीनां फलानुत्पत्तिबन्धनम् ।
विशेषस्याभिधित्सातस्तद्विशेषोक्तिरुच्यते ॥४॥

કાંઈક વિશેષ કહેવાની ઈચ્છાને લીધે, બધાં કારણો હોવા છતાં, કાર્યની અનુત્પત્તિનું કથન હોય, ત્યારે (તેને) વિશેષોક્તિ (અલંકાર) કહે છે. (૪)

दर्शितेन निमित्तेन निमित्तादर्शनेन च ।
तस्या बन्धो द्विधा लक्ष्ये दृश्यते ललितात्मकः ।।५।।

લલિતાત્મક કાવ્યબંધ લક્ષ્યમાં (કાવ્યમાં) બે જાતનો જોવા મળે છે : (૧) નિમિત્ત (કારણ) જણાવવામાં આવ્યું છે તે; (અને) (૨) નિમિત્ત (કારણ) જણાવવાં આવ્યું નથી તે. (૫)

ઉદાહરણ :

(निमित्तादर्शनविशेषोक्तिः/अदृष्टनिमित्ता विशेषोक्तिः)

महर्द्धिनि गृहे जन्म रूपं स्मरसुहृद् वयः ।
तथाऽपि न सुखप्राप्तिः कस्य चित्रीयते न धीः ।।*२।।

અત્યન્ત સમૃદ્ધ ઘરમાં (તમારો) જન્મ, (અનુત્તમ) લાવણ્ય, કામદેવની સુહૃદ્ એવી ઉમ્મર (=યૌવનાવસ્થા) છે, છતાં પણ સુખની પ્રાપ્તિ નથી; તો કોની બુદ્ધિને આશ્ચર્ય ન થાય ?

[ટિપ્પણ : अत्र च निमित्तं स्वकण्ठेनानुपात्तमप्यर्थसामर्थ्यादवगम्यते विधिवैधुर्यादि । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૬૩. विधिवैधुर्यमचिन्त्यं वा निमित्तमनुक्तम् । વિવૃતિ, પૃ. ૪૨]

(निमित्तदर्शनविशेषोक्तिः / दृष्टनिमित्ता विशेषोक्तिः)

इत्थं विसंष्ठुलं[1] दृष्ट्वा तावकीनं विचेष्टितम् ।
नोदेति किमपि प्रष्टुं सत्वरस्यापि मे वचः ।।*३।।

આ પ્રકારનું તારું વિચિત્ર અને વિસંગત વર્તન જોઈને હું ત્વરાશીલ હોવા છતાં પણ, મારી જીભ (શબ્દશઃ વાણી) પૂછવાને કેમે કરીને ઉપડતી નથી (૩)

[ટિપ્પણ : 1.v.l. विसंस्थुलं GOS, પૃ. ૪૨; M અને D (બ. Appendix I, પૃ. v.).

अत्र च निमित्तं भगवतीगति त)विसंष्ठुलचेष्टितदर्शनं स्वकण्ठेनोपात्तम् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૬૩. अत्र विसंस्थुलचेष्टितदर्शनं निमित्तमुक्तम् । વિવૃતિ, પૃ. ૪૨]

## ૧૬. તુલ્યયોગિતા

उपमानोपमेयोक्तिशून्यैरप्रस्तुतैर्वचः ।
साम्याभिधायि प्रस्तावभाग्भिर्वा तुल्ययोगिता ।।७।।

ઉપમાન–ઉપમેયવાચક ઉક્તિરહિત (૧) (બન્ને) અપ્રસ્તુત અથવા (૨) (બન્ને) પ્રસ્તુતનું સામ્યનું વિધાન કરતી ઉક્તિ તુલ્યયોગિતા છે.

ઉદાહરણ :

(अप्रस्तुतैर्वचः)

त्वदङ्गमार्दवं द्रष्टुः[1] कस्य चित्ते न भासते ।

मालतीशशभृल्लेखा कदलीनां कठोरता ॥*५॥

તારા અંગની કોમળતાને જોનાર કઈ (વ્યક્તિ)ના મનમાં માલતી, ચંદ્રકલા અને કેળની કઠોરતા દેખાતી નથી. (૫)

[ટિપ્પણ : 1.V.l. दृष्ट्वा GOS. પૃ. ૪૩; M (જ. Appendix I, પૃ.v). अत्र मालत्यादीनामप्रस्तुतानां कठोरता समानधर्मो निबद्धः । વિવૃતિ. પૃ. ૪૩.]

(प्रस्तुतैर्वचः)

योगपट्टो जटाजालं तारवी त्वङ् मृगाजिनम् ।

उचितानि तवाङ्गस्य यद्यमूनि तदुच्यताम् ॥*६॥

યોગપટ્ટ; જટાજાલ, વલ્કલ તથા મૃગચર્મ: શું આ તારા શરીર માટે યોગ્ય છે ? તો (તું) કહે. (૬)

[ટિપ્પણ : अत्र योगपट्टादीनां प्रस्तुतानां शरीरस्पर्शानौचित्यं साधारणधर्मः । વિવૃત્તિ. પૃ. ૪૩]

૧૭. અપ્રસ્તુતપ્રશંસા

अधिकारादपेतस्य वस्तुनोऽन्यस्य या स्तुतिः ।

अप्रस्तुतप्रशंसेयं प्रस्तुतार्थानुबन्धिनी[1] ॥८॥

પ્રસ્તુત વસ્તુની સાથે સંબંધ રાખનારી બીજી કોઈ અપ્રસ્તુત વસ્તુની પ્રશંસા કરવામાં આવે, ત્યારે આ અપ્રસ્તુત પ્રશંસા કહેવાય છે.

[ટિપ્પણ : 1.V.l. प्रस्तुतार्थनिबन्धिनी. GOS. પૃ. ૪૩; M (જ. Appendix I, પૃ. v.]

૧૮. વ્યાજસ્તુતિ

शब्दशक्तिस्वभावेन यत्र निन्देव[1] गम्यते ।

वस्तुतस्तु स्तुतिः श्रेष्ठा[2] व्याजस्तुतिरसौ मता ॥९॥

જ્યાં શબ્દશક્તિના સ્વભાવને (–અભિધા શક્તિને) લીધે નિન્દા જેવું જ્ઞાન થાય છે, (પણ) હકીકતમાં શ્રેષ્ઠ સ્તુતિ કરવામાં આવી હોય, ત્યાં આ વ્યાજ સ્તુતિ કહેવાય છે,

[ટિપ્પણ : 1.V.l. निन्दैव GOS. પૃ. ૪૪; 2.V.l. चेष्टा GOS. પૃ. ૪૪ પાઠાન્તરોની ચર્ચામાટે જુઓ બ. Appendix I, પૃ. v]

## ૧૯. વિદર્શના

अभवन्वस्तुसम्बन्धो भवन्वा यत्र कल्पयेत् ।
उपमानोपमेयत्वं कथ्यते सा विदर्शना[1] ॥१०॥

જ્યારે વસ્તુઓનો અશક્ય સંબંધ અથવા વસ્તુઓનો શક્ય સંબંધ ઉપમાન-ઉપમેયભાવથી કલ્પવામાં આવે, ત્યારે તે વિદર્શના કહેવાય છે.

[ટિપ્પણ : 1.V.l. निदर्शना GOS. પૃ. ૪૫; M. (બ. Appendix I, પૃ.v]

ઉદાહરણ :

विनोचितेन पत्या च रूपवत्यपि कामिनी ।
विधुवन्ध्यविभावर्याः प्रबिभर्ति विशोभताम् ॥*९॥

યોગ્ય પતિ વિનાની રૂપવતી કામિની પણ ચન્દ્ર વિનાની રાત્રીની શોભાહીનતા ધારણ કરે છે (૯)

## ૨૦. સંકર

### (क) સંદેહ-સંકર

अनेकालङ्क्रियोल्लेखे समं तद्वृत्त्यसम्भवे ।
एकस्य च ग्रहे न्यायदोषाभावे च सङ्करः ॥११॥

જ્યાં અનેક અલંકારોનો ઉલ્લેખ હોય અને તેમનો એક જ સમયે અસંભવ હોય, અને તેમાંના એકના સ્વીકાર માટે સાધકપ્રમાણ (ન્યાય) અથવા બાધકપ્રમાણ (દોષ)નો અભાવ હોય, ત્યારે (સંદેહ-)સંકર (અલંકાર) થાય છે.

ઉદાહરણ :

यद्यप्यत्यन्तमुचितो वरेन्दुस्ते न लभ्यते ।
तथाऽपि वच्मि कुत्रापि क्रियतामादरोऽपरे ॥*१०॥

(હે ગિરિજા !) જો તેને અત્યન્ત ઉચિત વરેન્દુ ન મળે, તો પણ હું (તને) કહું છું કે તું બીજા ગમે તે વરમાં આદર કર. (એટલે કે ગમે તે બીજા વરને પસંદ કર). (૧૦)

[ટિપ્પણ : अत्र वर एवेन्दुः किं [वा] वर ईन्दुरिवेति सन्देहः । तेन सन्देहसङ्करोऽयम् । વિવૃતિ. પૃ. ૪૬.]

(ख) શબ્દાર્થવર્ત્યલંકાર-સંકર

शब्दार्थवर्त्यलङ्कारा वाक्य एकत्र भासिनः ।
संकरो वा....                    ॥१२॥

જ્યારે શબ્દાલંકાર અને અર્થાલંકાર (પૃથક્ પૃથક્) એક જ વાક્યમાં ઉદ્ભાસિત થાય, ત્યારે શબ્દાર્થવર્ત્યલંકાર-સંકર થાય છે.

ઉદાહરણ :

इत्थं स्थितिर्वरार्था चेन्मा कृथा व्यर्थमर्थिताम् ।
रूपेण ते युवा सर्व पादवद्धो हि किङ्करः ॥*११॥

વર માટે જો આ સ્થિતિ હોય, તો વૃથા યાચના ન કર; તારા રૂપને લીધે બધા યુવાનો ખરેખર તારા પારા પાદબદ્ધ દાસ છે. (૧૧)

[ ટિપ્પણ : अत्राद्येऽर्धेऽनुप्रासः । द्वितीयेऽर्थान्तरन्यासः । વિવૃતિ, પૃ. ૪૬ ]

(ग) એકશબ્દાભિધાન-સંકર

एकत्राक्यांशप्रवेशाद्वभिधीयते ॥१२॥

એક વાક્યાંશમાં (=વાક્યના એક ભાગમાં)(અનેક અલંકારોની) ઉપસ્થિતિ હોય, તો એકશબ્દાભિધાન-સંકર થાય છે.

ઉદાહણ :

मैवमेवास्स्व सच्छायवर्णिका चारुकर्णिका ।
अम्भोजिनीव चित्रस्था दृष्टिमात्रसुखप्रदा ॥*१२॥

તે ચિત્રમાં દોરેલી ગુલાબી રંગવાળી અને સુંદર કળીઓવાળી (सच्छायवर्णिका चारुकर्णिका) કમલિનીની જેમ તું(=પાર્વતી) સુન્દર ગૌરવર્ણવાળા અને સુન્દરકાનવાળી (सच्छायवर्णिका चारुकार्णिका) દૃષ્ટિમાત્રને સુખ આપનારી ન થા.

[ટિપ્પણ : अत्रोपमालङ्कार उपमाप्रतिभोत्पत्तिहेतुभूतश्च શ્લેષ इत्येतौ द्वावलङ्कारावेकस्मिन्वाक्यांशे इव शब्देऽनुप्रविष्टौ । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૦. सच्छायेत्यादौ पदद्वये શ્લેपानुप्रासयोः स्थितिः। વિવૃતિ ૪૬]

(घ) અનુગ્રાહ્યાનુગ્રાહક-સંકર

परस्परोपकारेण यत्रालङ्कृतयः स्थिताः ।
स्वातन्त्र्येणात्मलाभं नो लभन्ते सोऽपि सङ्करः ॥१३॥

જ્યાં અલંકારો પરસ્પર ઉપકારક હોય (અર્થાત્ તેમની વચ્ચે ઉપકાર્ય–ઉપકારક ભાવ હોય, અને પોતાની જાતે એક બીજાથી સ્વતંત્ર ન રહી શકતા હોય, ત્યાં તે પણ (અનુગ્રાહ્યાનુગ્રાહક–)સંકર (અલંકાર) થાય છે.

ઉદાહરણ :

हरेणेव स्मरव्याधस्त्वयाऽनङ्गीकृतोऽपि सन् ।
त्वद्वपुः क्षणमप्येष धार्ष्ट्यादिव न मुञ्चति ॥१३॥

શંકરની જેમ તેં સ્મરવ્યાધને અનંગીકૃત (શંકર પક્ષે શરીરરહિત, પાર્વતી પક્ષે અસ્વીકાર) કર્યો હોવા છતાં પણ તે તારા શરીરને ક્ષણવાર પણ જાણે કે ધૃષ્ટતાથી ત્યજતો નથી.

[ ટિપ્પણ : अत्र 'धार्ष्ट्यादिव न मुञ्चति' इति याऽसावुत्प्रेक्षा सा 'हरेणेव स्मरव्याधस्त्वयाऽनङ्गीकृतो सन्' इत्युपमाप्रतिभोत्पत्तिहेतुश्लेषवशेन स्वरूपं प्रतिलभते। अनङ्गीकृतो हि अनंङ्गत्वमशरीरत्वामापदितः अनूरी कृतश्च । यश्चानूरीकृतः क्षणमपि न मुञ्चति तत्र धार्ष्ट्यं हेतुतयोत्प्रेक्षितुं शक्यते । तेन श्लेषवशेनोत्प्रेक्षा आसादितस्वभावा । अतोऽयमंग्राह्यानुग्राहकसङ्करः। પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૧. अत्र चोपमाविरोधप्रतिभोत्पत्तिहेतुश्लेषवशादुत्प्रेक्षा । तद्वशाच्च श्लेषश्चमत्कुरुते । વિવૃતિ પૃ. ૪૭ ]

## ૨૧. પરિવૃત્તિ

समन्यूनविशिष्टैस्तु कस्यचित् परिवर्तनम् ।
अर्थानर्थस्वभावं यत्परिवृत्तिरभाणि सा ॥१६॥

(જ્યાં) કોઈ વસ્તુનો (બીજી) સમ, ન્યૂન અને અધિક (વિશિષ્ટ) વસ્તુની સાથે વિનિમય હોય, તેને પરિવૃત્તિ કહેવામાં આવે છે આ વિનિમય (૧) અર્થ સ્વભાવ અને (૨) અનર્થસ્વભાવ છે.

[ ટિપ્પણ : अर्थशब्देन हि उपादेयोऽर्थोऽभिधीयते ।.. यत्र च साम्यं तत्रार्थनीयत्वं नास्ति । तेनार्थ्यत्वाभावानुगमात्तत्रानर्थत्वमभिधीयते ।... यत्रापि च निकृष्टपरिग्रहेणोत्कृष्टपरित्यागः क्रियते तत्राप्यनर्थस्वभावता उपादेयविपरीतस्योपादानात् ।.....अनर्थशब्देन अर्थप्रतिपक्षस्यैवाभिधानम्....यत्रोत्कृष्टेन निकृष्टः परिगृह्यते तत्र दुःखहेतुत्वादर्थप्रतिपक्षत्वेनानर्थस्वभावता । यत्र तु निकृष्टेनोत्कृष्टः परिगृह्यते तत्रोत्कृष्टस्य सुखहेतुत्वेनोपादेयत्वादर्थस्वभावता । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૪ ]

ઉદાહરણ :

(अ) समवृत्तिः

उरो दत्वामरारीणां येन युद्धेष्वगृह्यत ।
हिरण्याक्षवधाद्येपु यशः साकं जयश्रिया ॥१६॥

જેણે (વિષ્ણુએ) તે યુદ્ધોમાં વક્ષોદાન કરી (उरोदानेनोत्साहः लक्ष्यते પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૪, વીરતા બતાવીને) હિરણ્યાક્ષનો વધ કરીને અસુરોની જય લક્ષ્મી (=વિજય રૂપી લક્ષ્મી) સાથે યશ પ્રાપ્ત કર્યો. (૧૬)

[ ટિપ્પણ : समेन समस्य परिवर्तनम् उरोयशसोः समत्वात् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૪ ]

(आ) न्यूनपरिवृत्तिः

नेत्रोरगबलभ्राम्यन्मन्दराद्रिशिरश्च्युतैः ।
रत्नैरापूर्य दुग्धाब्धिं यः समादत्त कौस्तुभम् ॥१७॥

નેતરું બનેલ સર્પ (વાસુકિ)ના બળથી વલોવાતા મન્દર પર્વતના શિરોભાગ ઉપરથી પડેલા રત્નોથી ક્ષીરસાગરને ભરી દઈને જેણે (=વિષ્ણુએ) કૌસ્તુભમણિને ગ્રહણ કર્યો. (૧૭)

[ ટિપ્પણ : अत्र कौस्तुभस्योत्कृष्टस्य निकृष्टरत्नपरित्यागेन ग्रहणान्निकृष्टेनोत्कृष्टस्य परिवर्तनम् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૪ ]

(इ) विशिष्टपरिवृत्तिः

यो बलौ व्याप्तभूसीम्नि मखेन द्यां जिगीषति ।
अभयं स्वर्गसद्मभ्यो दत्वा जग्राह खर्वताम् ॥१८॥

જ્યારે યજ્ઞથી જે પૃથ્વીની સીમા સુધી વ્યાપ્ત છે એવા બલિ રાજાએ સ્વર્ગને જીતવાની ઇચ્છા કરી, ત્યારે સ્વર્ગનિવાસીઓને (=દેવોને) અભય આપીને તેણે (=વિષ્ણુએ) ઠીંગણાપણું (અર્થાત્ વામન સ્વરૂપ) સ્વીકાર્યું (અર્થાત્ ધારણ કર્યું) (૧૮)

[ ટિપ્પણ : अत्र अभयेनोत्कृष्टेन निकृष्टस्य खर्वत्वस्य परिवर्तनम् । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૫ ].

## षष्ठो वर्गः ।

### ૨૨. સસંદેહ

उपमानेन तत्त्वं च भेदं च वदतः पुनः ।
ससन्देहं वचः स्तुत्यै ससन्देहं विदुर्बुधाः ॥२॥

(ઉપમેયની) ઉપમાનની સાથે અભિન્નતા બતાવીને અને ફરીથી (ઉપમેયની) સ્તુતિમાટે ઉપમાનથી ભિન્નતા દર્શાવવામાં આવે; ત્યારે (આવી) સંદેહયુક્ત ઉક્તિને વિદ્વાનોએ સસંદેહ (અલંકાર) કહ્યો છે.

ઉદાહરણ :

हस्ते किमस्य निःशेषदैत्यहृद्दलनोद्भवः ।
यशःसञ्चय एष स्यात् पिण्डीभावोऽस्य किं कृतः ॥१॥

नाभिपद्मस्पृहायातः किं हंसो नैष चञ्चलः ।
इति यस्याभितः शङ्खमशङ्किष्टार्जवो जनः ॥२॥

જેના (હાથમાં રહેલા શંખ વિશે) મૂર્ખ માણસોએ શંકા કરીકે – સમસ્ત દૈત્યોના હૃદયના ચૂરેચૂરામાંથી ઉદ્ભવેલ યશોરાશિ શું એના હાથમાં છે? (યશ તો પ્રસરણશીલ; છે, તો) એનો પિણ્ડીભાવ શા માટે કર્યો છે? (૧)

નાભિકમળની સ્પૃહાથી શું (તેના ઉપર બેસવા) હંસ આવ્યો છે? (હંસ તો ચંચળ હોય છે, પણ) આ તો ચંચળ નથી. (૨)

(ससन्देहस्य भेदान्तरमाह । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૭૭; विवृति, ४९)

अलङ्कारान्तरच्छायां यत्कृत्वा धीषु बन्धनम् ।
असन्देहेऽपि सन्देहरूपं सन्देहनाम तत् ॥३॥

અન્ય અલંકારજનિત સૌન્દર્ય ઉત્પન્ન કરીને, મનમાં સંદેહ ન હોવા છતાં પણ જે સંદેહરૂપ કાવ્યનિબંધન હોય, તેને સંદેહ કહે છે (અર્થાત્ ત્ય સંદેહ અલંકાર થાય છે).

ઉદાહરણ :

नीलाब्दः किमयं मैरो धूमोऽयं प्रलयानले ।
इति यः शङ्क्यते श्यामः पक्षीन्द्रेऽर्कत्विषि स्थितः ॥३॥

મેરુ પર્વત ઉપર શું કાળું વાદળ છે! કે પ્રલયગ્નિનો ધૂમાડો છે? સૂર્યના સમાન તેજવાળા પક્ષિરાજ(=ગરુડ) ઉપર બેઠેલા શ્યામ (=વિષ્ણુભગવાન) આ રીતે આ શંક્તિ થાય છે, (૩)

## ૨૩. સંસૃષ્ટિ

अलङ्कृतीनां बह्वीनां द्वयोर्वापि समाश्रयः ।
एकत्र निरपेक्षाणां मिथः संसृष्टिरुच्यते ॥५॥

એક જ સ્થાનમાં બે અથવા અનેક નિરપેક્ષ અલંકારોના સમાશ્રયને સંસૃષ્ટિ કહે છે.

ઉદાહરણ :

त्वत्कृते सोऽपि वैकुण्ठः शशीवोषसि चन्द्रिकाम् ।
अप्यधारां सुधावृष्टिं मन्ये त्यजति तां श्रियम् ॥*५॥

तदुत्तिष्ठातिधन्येन केनापि कमलेक्षणे ।
वरेण सह तारुण्यं निर्विशन्ती गृहे वस ॥*६॥

હું માનું છું કે જેવી રીતે ઉષઃકાળે ચન્દ્રમા ધારાહીન સુધાવર્ષિણી ચંદ્રિકાનો ત્યાગ કરે છે, તેવી રીતે ધારાહીન સુધાવર્ષિણી લક્ષ્મીનો ત્યાગ વિષ્ણુ પણ તારે માટે કરે છે; તેથી હે કમલાક્ષી ! અતિધન્ય અને અનિર્વચનીય વરની સાથે જોબનનો ભોગ ભોગવતી ઘરમાં નિવાસ કર. (૫–૬)

[ ટિપ્પણ : *अत्र शशी उषसि चन्द्रिकामिव वैकुण्ठस्त्वत्कृते श्रियं त्यजतीत्युपमा ।* अधारा सुधावृष्टिमिति रूपकम् ।........एतस्मिन् श्लोके उपमायाः रूपकस्य च द्वयोरलङ्कारयोः संसृष्टिः तयोः केवलाभिधेयाश्रयत्वात्पर स्परनिरपेक्षत्वाच्च । तदुत्तिष्ठेत्येतच्छ्लोकापेक्षया तु कमलेक्षणे इति समासोपमात्मकमुपमाभेदमाश्रित्य पूर्वोक्तालङ्कारद्वयसंकलनया बहूनामलङ्काराणां संसृष्ट्युदाहरणदिक्प्रदर्शनं द्रष्टव्यम् । પ્રતીહારેન્દુરાજ, પૃ, ૭૯. વળી જુઓ : शशीवेत्यादिरुपमा । अधारामिति विरोधः । सुधावृष्टिं श्रियमिति रूपकम् । मन्ये इत्युत्प्रेक्षा । कमलेक्षणे इति संकरः । वरेणेत्यादिः सहोक्तिः । एवमेकत्र चत्वारोऽपरत्र द्वावलङ्कारौ । વિવૃત્તિ; પૃ. ૫૧.]

## ૨૪. કાવ્યહેતુ (કાવ્યલિંગ)

श्रुतमेकं यदन्यत्र स्मृतेरनुभवस्य वा ।
हेतुतां प्रतिपद्येत काव्यलिङ्गं तदुच्यते ॥७॥

જ્યારે એક વસ્તુ શ્રવણગોચર થતાં, તે બીજી વસ્તુની સ્મૃતિનું અથવા અનુભવનું કારણ બને છે, ત્યારે તે કાવ્યલિંગ (અલંકાર) કહેવાય છે.

ઉદાહરણ :

छायेयं तव शेषाङ्गकान्तेः किञ्चिदनुज्ज्वला ।
विभूषाघटनादेशान्[1] दर्शयन्ती दुनोति माम् ॥*८॥

તારા અવશિષ્ટ અંગોની આ થોડી અનુજ્જ્વલ કાન્તિ ભૂષણવિન્યાસના સ્થાનોને દર્શાવતી મને દ્વેષ કરાવે છે. (૮)

[ટિપ્પણ : 1.v.l. ०घटनोद्देशान् GOS. પૃ. પર; M. (બ. Appendix I, પૃ. vi].

૨૫. કાવ્યદૃષ્ટાન્ત

इष्टस्यार्थस्य विस्पष्टप्रतिबिम्बनिदर्शनम् ।
यथेवादिपदैः शून्यं बुधैर्दृष्टान्त उच्यते ॥८॥

यथा इव વગેરે પદોરહિત ઇષ્ટઅર્થના (=પ્રાકરણિક અભિમત અર્થના) સ્પષ્ટ પ્રતિબિંબનું દર્શન થાય છે, તેને વિદ્વાનો (કાવ્ય) દૃષ્ટાંત કહે છે.

ઉદાહરણ :

किं चात्र[1] बहुनोक्तेन व्रज भर्तारमाप्नुहि ।
उदन्वन्तमनासाद्य महानद्यः किमासते ॥९॥

અને બહુ બોલવાથી શો લાભ ? જા (અને) પતિને પ્રાપ્ત કર. સાગરને મળ્યા વગર શું નદીઓ રહે છે ? (૯)

[ટિપ્પણ : 1.v.l वात्र GOS. પૃ. પર.]

अत्र भगवतीकर्तृकाया वरप्राप्तेर्महानदीकर्तृका उदन्वत्प्राप्तिर्विस्पष्टतया प्रतिबिम्ब-त्वेनोपनिबद्धा । अतो दृष्टान्तः । પ્રતીહારેન્દુરાજ, પૃ. ૮૫]

•

# વામન

## ( સમય : ઈ. સ. ૮૦૦ આસપાસ )

### પ્રાચાર્ય જયાનંદ દવે

આનંદવર્ધન અને અભિનવગુપ્તના પ્રયાસો દ્વારા કાવ્યશાસ્ત્રના કેટલાક સિદ્ધાન્તોને, ઈ. સ. ના. નવમા-દશમા શતક બાદ, સ્થાયી સ્વરૂપ સાંપડયું, તે પહેલાંના અલંકારશાસ્ત્રના વિકાસ-ઇતિહાસના યુગમાં વામનનું પોતાની અનેક દૃષ્ટિએ વિશિષ્ટ પ્રદાન રહ્યું છે. વિવેચક તરીકેની પોતાની કારકિર્દી ભરત પછી લાંબે સમયગાળે સિદ્ધ કરતા ભામહ-દંડીના વિવેચનગ્રંથોમાંના કાવ્યશાસ્ત્રવિષયક અનેક સિદ્ધાન્તો અને સંપ્રદાયો વિશે અવિશદતા અને અનિશ્ચિતતા પ્રવર્તતી હતી, અને કાવ્યના જીવાતુભૂત તત્ત્વના સંબંધમાં વિવેચકોની વિચારણા, સાચી દિશાના દર્શનના અભાવે, હજુ પ્રયોગદશામાં અત્ર-તત્ર અટવાઈ રહી હતી, તેવે સમયે રીતિ-સિદ્ધાન્તની સ્થાપના કરીને વામને અલંકારશાસ્ત્રના વિવેચન-પ્રવાહને સાચી દિશા તરફ પ્રયાણ અને પ્રસ્થાન કરવાની પ્રેરણા આપી.

ભરતમુનિનો ગ્રંથ – નાટ્યશાસ્ત્ર' – તો કાવ્ય, નાટક, નૃત્ય, સંગીત વગેરે અનેક લલિતકલાઓ અંગેની સૌપ્રથમ શાસ્ત્રીય અને સવિસ્તર વિચારણાનો વિશ્વકોશ (encyclopaedia) જેવો હતો; આમ છતાં તેમાં સમાવિષ્ટ કરવામાં આવેલી સામગ્રી વેર-વિખેર અને વધુ પડતા વ્યાપવાળી હોવાથી, આવશ્યક સિદ્ધાન્તોનું તેના જેવા આકરગ્રંથમાં દોહન કરાવવું કાવ્યસ્ત્રના અભ્યાસી માટે અતિ મુશ્કેલ હતું. ભામહ અને દંડીના ગ્રંથોએ આ મુશ્કેલ કાર્યને સરળ બનાવવાના સારા અને સ્તુત્ય પ્રયાસો કર્યા હતા: તે છતાં કાવ્ય-વિવેચનના સિદ્ધાન્તોની માંડણી સ્થિરાવસ્થાયી મૂલ્યવાળાં તત્ત્વોની નક્કર ભૂમિકા પર થવાનું હજુ બાકી હતું. આ પ્રકારની અપેક્ષિત 'માંડણીનો આરંભ વામનના ગ્રંથથી થાય છે, એ હકીકત 'કાવ્યાલંકારસૂત્રવૃત્તિ'માંની સામગ્રીનો અભ્યાસ કરતાં પ્રતીત થાય છે.

પોતાના ઉક્ત ગ્રંથની રચના, શ્લોકો અને કારિકાઓની ચાલી આવતી પરંપરાનો ભંગ કરીને, અલંકારશાસ્ત્રના ઈતિહાસમાં સૌપ્રથમ કહી શકાય તેવી સૂત્ર-શૈલીમાં વામને કરી છે, એ ઘટના તેમની પ્રગલ્ભતા અને પ્રયોગશીલતાને પુરવાર કરે છે. વળી, સૂત્ર-શૈલીના લેખકો પોતાના દર્શન-ગ્રંથોને સૌપ્રથમ

અધ્યાયોમાં અને પછી તેના પેટા-વિભાગોને અધિકરણોમાં વિભક્ત કરતા. આ પદ્ધતિને ઊલટાવીને વામને પોતાના ગ્રંથને પાંચ અધિકરણોમાં અને તે પ્રત્યેક અધિકરણને આવશ્યકતા અનુસાર બે કે ત્રણ અધ્યાયોમાં વિભક્ત કર્યા છે. ગ્રંથની આ વિભાગ-વ્યવસ્થા પણ વામનને પ્રણાલિકા-ભંજક તરીકે સ્થાપે છે. પરંતુ કાવ્યશાસ્ત્રના એક અગ્રયાયી વિવેચક અને મૂલગામી વિચારક તરીકેની તેમની સિદ્ધિ તો તેમણે સૌપ્રથમ સ્થાપેલા રીતિ-સિદ્ધાન્ત પર પ્રતિષ્ઠિત છે. ગુણ અને અલંકાર તેમનાં વ્યક્તિગત સ્વરૂપ અને લક્ષણ, તે બંનેનો પરસ્પર તેમ જ કાવ્ય સાથેનો સંબંધ, અને તે બંનેના સમુચિત તથા સમન્વિત વિન્યાસથી પ્રગટતું વિશિષ્ટ કાવ્યસૌન્દર્ય—આ સર્વ અંગેની વિશદ અને વ્યવસ્થિત વિચારણાના અનુરૂપ આધાર પર કાવ્યના આત્મા વિશે વામને સંશોધન કર્યું છે. કાવ્યના શરીર કરતાં તેના આત્મા પ્રત્યે વિશેષ લક્ષ કેન્દ્રિત કરવાનો આ સૌપ્રથમ પ્રગલ્ભ અને પ્રશસ્ય પ્રયાસ છે. 'કાવ્યનો આત્મા રીતિ છે'—સિદ્ધાન્તનું પ્રતિપાદન કરીને તથા એ રીતિનાં સ્વરૂપ, લક્ષણ, પ્રભેદ વગેરેનું સવિસ્તર અને સોદાહરણ નિરૂપણ કરીને, કાવ્યનાં જીવાતુભૂત તત્ત્વની સાક્ષાત્કરણપ્રક્રિયામાં, વામને પુરોગામીઓ કરતાં સવિશેષ નોંધપાત્ર પ્રગતિ કરી છે. કાવ્યનું આત્યન્તિક સૌન્દર્ય અલંકાર પર નહીં પણ ગુણ પણ નિર્ભર છે, એ વાત અન્વય-વ્યતિરેક પદ્ધતિથી પુરવાર કરીને, અલંકારને કાવ્યમાં પ્રમાણાધિક મહત્ત્વ આપવાની અત્યાર સુધી એકધારી ચાલી આવતી પ્રણાલિકા પર વામને સૌપ્રથમ પ્રહાર કર્યો. એ, અલબત્ત, સાચું છે કે વામન પોતે પોતાના ગ્રંથમાં અલંકાર-નિરૂપણ સવિસ્તર કરે છે અને ત્રણ અધ્યાયોવાળું આખુંયે ચોથું અધિકરણ તે માટે રોકે છે; તે છતાં ગુણ-અલંકાર-વિવેક દ્વારા કાવ્યમાં અલંકારના ગૌણ અને મર્યાદિત સ્થાન પ્રત્યે સ્પષ્ટ અંગુલિનિર્દેશ તેમણે કર્યો છે, અને તે પહેલાં, ગ્રંથના ત્રીજા અધિકરણમાં, કાવ્યના આત્માને સ્થાને રહેલી રીતિ માટે આધારભૂત એવા ગુણનું દંડી, નિરૂપિત ૧૦ ગુણને સ્થાને, ગુણનાં નામ તેનાં તે જ રાખીને, ૧૦ શબ્દગુણ અને ૧૦ અર્થગુણ, એમ કુલ ૨૦ ગુણનું તેમણે અભૂતપૂર્વ નિરૂપણ કર્યું છે.

દંડીએ કરેલા કાવ્યમાર્ગના નિરૂપણમાંથી વામને રીતિસિદ્ધાન્તના પ્રતિપાદન માટેની જરૂરી પ્રેરણા પ્રાપ્ત કરી હશે, તે સંભવિત છે; આમ છતાં દંડીની ઉક્ત યોજનામાં, વિભાવના, સ્વરૂપ અને નિરૂપણ, અંગેની જે કંઈ અપૂર્ણતા કે સંદિગ્ધતા રહી જવા પામી હતી તે વામનનાં નિરૂપણમાં વરતાતી નથી, એટલું જ નહીં, રીતિ-સિદ્ધાંતનું સમગ્ર નિરૂપણ સંપૂર્ણ, સુનિશ્ચિત અને સુવિશદ સ્વરૂપમાં જોવા મળે છે; તે જોતાં રીતિ-સિદ્ધાન્ત વામન પૂર્વે પણ

કોઈક સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતો હશે, એવું અનુમાન અનિવાર્ય બને છે. વામનનાં કેટલાંક વિધાનો અને ગ્રંથમાં મળતા કેટલાક અવતરણ–શ્લોકો આ અનુમાનનું સમર્થન કરે છે. પોતાની પૂર્વે પ્રચલિત થઈ ચૂકેલા આ રીતિ–સિદ્ધાન્તને વામને અંતિમ અને અસંદિગ્ધ સ્વરૂપ આપ્યું અને તેથી તેના આ સિદ્ધાન્તને પણ સારો એવો અનુયાયી-વર્ગ સાંપડયો હશે, એમ જણાય છે; કારણ કે રાજશેખર, હેમચન્દ્ર અને જયરથ જૂના પ્રસિદ્ધ અનુગામી આલંકારિકો વામનના તે અનુયાયીઓ માટે વામનીયાઃ એવો શબ્દ પ્રયોગ કરીને તેમના અભિપ્રાયનો પોતપોતાના ગ્રંથોમાં સબહુમાન ઉલ્લેખ કરે છે.

વામન પ્રસ્થાપિત રીતિ--સિદ્ધાન્તનું અલંકારશાસ્ત્રના વિકાસ--ઇતિહાસમાં આટલું બધું મહત્ત્વ હોવા છતાં, અનુગામી આલંકારિકોના ગ્રંથો પર એ સિદ્ધાન્તે બહુ મોટો પ્રભાવ પાડયો હોય તેમ જણાતું નથી. આનું મુખ્ય કારણ એ છે કે એ પ્રભાવની અસર હજુ તો પ્રારંભ દશામાં જ હતી ત્યાં ઈ. સ. ના નવમા શતકના મધ્યભાગમાં, અલંકારશાસ્ત્રના ઈતિહાસમાં શકવર્તી મહત્ત્વ ધરાવતા ગ્રંથ 'ધ્વન્યાલોક'નું નિર્માણ થયું, જેણે વામનના રીતિ-સિદ્ધાન્તનું વ્યવસ્થિત અને પ્રતીતિજનક ખંડન કરી ધ્વનિસિદ્ધાન્તની સ્થાપના કરી. આ ધ્વનિ–સિદ્ધાન્ત અલંકારશાસ્ત્રના ત્યારપછીના સમગ્ર ઈતિહાસમાં સર્વોપરિ સ્થાન અને સન્માનનો એવો સમર્થ અધિકારી નીવડયો, કે રીતિ, અલંકાર, વક્રોક્તિ વગેરેના સિદ્ધાન્તો તેની સમક્ષ લાંબો સમય ટકી શકયા નહીં. આમ છતાં, વામનને ન્યાય આપવા માટે એટલું અવશ્ય કહેવું જોઈએ કે ધ્વનિકારના સિદ્ધાન્ત અનુસાર કાવ્યના આત્માના – રસધ્વનિના – સાક્ષાત્કાર માટે પણ વામન-નિરૂપિત કાવ્યગુણો એક અનિવાર્ય માધ્યમ બની રહ્યા. કાવ્યગુણોને આધારે રીતિને કાવ્યના આત્મા તરીકે સ્થાપીને વામન જ્યાં અટકી ગયા ત્યાંથી, રીતિ–સિદ્ધાન્તનું ખંડન કરીને, એ જ કાવ્યગુણોને ધ્વનિકાર એક ડગલું આગળ લઈ ગયા અને રસધ્વનિની નિષ્પત્તિના અનિવાર્ય પૂર્વભૂમિકાના મહત્ત્વના સ્થાને તે કાવ્યગુણોની તેમણે નિયુક્તિ કરી.

આમ, એકંદરે જોતાં, અલંકારશાસ્ત્રના ઈતિહાસમાં વામનનું સ્થાન, એક બાજુ અલંકાર જેવા સ્થૂળ અને બાહ્ય તત્ત્વને કાવ્યમાં વધુ પડતું મહત્ત્વ આપનાર ભામહાદિ પુરોગામીઓ અને બીજી બાજુ કાવ્યના આત્માને સ્થાને રસધ્વનિ જેવા સૂક્ષ્મ અને સહૃદય-હૃદય-સંવેદ્ય તત્ત્વની પ્રતિષ્ઠા કરતા ધ્વનિકાર અને તમના અનુયાયીઓ વચ્ચે, સંક્રાન્તિકાળના એક સમર્થ વિવેચક અને મૌલિક વિચારક તરીકે તથા રીતિસિદ્ધાન્તના પ્રથમ અને પ્રખર પુરસ્કારક તરીકે, નોંધપાત્ર અને ન-વિસ્મરણીય રહ્યું છે.

—o—

वामन–विरचित

# काव्यालंकारसूत्रवृत्ति

## અધિકરણ-૧ ("શારીર")

### અધ્યાય-૧

#### કાવ્યની ઉપયોગિતા

काव्यं ग्राह्यमलङ्कारत् ॥१॥

काव्यशब्दोऽयं गुणालङ्कारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते । भक्त्या तु शब्दार्थमात्रवचनऽत्र गृह्यते ॥१॥

અલંકાર(ના યોગ)ને લીધે કાવ્ય ઉપાદેય (બને) છે. (૧)

'કાવ્ય' એ શબ્દ (અહીં) ગુણ અને અલંકારથી સંસ્કારવામાં આવેલા શબ્દ અને અર્થ માટે (પ્રયોજવામાં આવ્યો) છે; પરન્તુ અહીં લક્ષણાથી 'શબ્દાર્થમાત્ર'ના વાચક તરીકે ગ્રહણ કરવામાં આવે છે. (૧)

ग्राह्यम् – ઉપાદેય, સ્વીકાર્ય, આદરણીય. કાવ્યવિવેચક એવા ગ્રંથકારની, કાવ્યની આદરણીયતા માટેની આ ચિંતા સંપૂર્ણતઃ સ્થાને છે. એ ચિંતાના સમુચિત નિરાકરણથી જ ગ્રંથનો આરંભ કરવામાં આવ્યો છે, તે પણ સૂચક છે.

गुणालंकारसंस्कृतयो: शब्दार्थयो: – શબ્દની અભિધાશક્તિથી કાવ્યનો આ અર્થ મુખ્યાર્થ અથવા વાચ્યાર્થ છે. એનો સાદોસીધો અર્થ એ થાય કે અલંકાર એ કાવ્યનું કોઈ સાવ બાહ્ય તત્ત્વ નથી, જેથી એના યોગની અપેક્ષા રાખવી પડે. આમ છતાં, શબ્દ - અર્થ અને કાવ્ય વચ્ચેની ભિન્નતા સ્વીકારીને આ શબ્દપ્રયોગ કરવામાં આવ્યો છે.

भक्त्या तु – પરન્તુ શબ્દની લક્ષણાશક્તિથી શબ્દ-અર્થ અને કાવ્ય વચ્ચેની ઉક્ત ભિન્નતા દૂર થાય છે, અને સૂત્રનો અર્થ આ રીતે ઉપપન્ન બને છે.

सौन्दर्यमलङ्कारः ॥२॥

अलङ्कृतिरलङ्कारः । करणव्युत्पत्त्या पुनरलङ्कारशब्दोऽयमुपमादिषु वर्तते ॥

અલંકાર એટલે (કાવ્યમાં) સૌન્દર્ય (અર્પનાર તત્ત્વ). (૨)

सौन्दर्यम् – કાવ્યમાં શોભા અથવા સૌન્દર્ય અર્પનાર ધર્મ તરીકે અલંકારનું નિરૂપણ આ પહેલાં દંડીએ આ પ્રમાણે કર્યું છે : काव्यशोभाकरान् धर्मानलङ्कारान् प्रचक्षते । (૨,૨)

अलङ्कृतिः – અલંકારનો વાચ્યાર્થ તો અલંકૃતિ, આભૂષણ, ઘરેણું, એ થાય; પરંતુ અહીં એ અર્થ વિવક્ષિત નથી.

**નોંધ** : સૂત્રકારે અહીં 'અલંકાર' શબ્દનો સ્વાભિપ્રેત અર્થ સમજાવ્યો છે.

करणव्युत्पत्त्या – 'અલંકાર' શબ્દનો 'અલંકૃતિ' એટલે કે, સૌન્દર્ય એવો અર્થ, વ્યાકરણશાસ્ત્રની પરિભાષા અનુસાર, 'ભાવ'ના અર્થમાં क्तिन् પ્રત્યય પ્રયોજવાથી નિષ્પન્ન થાય છે; અને काव्यं ग्राह्यमलंकारात् એ સૂત્ર(૧,૧,૧)માં 'અલંકાર શબ્દથી ગ્રંથકારને એ જ અભિપ્રેત છે. એ ઉક્ત સૌન્દર્યના સાધન કે કારણના અર્થમાં 'ઉપમા વગેરે અલંકારો' એ અર્થ તો વ્યાકરણશાસ્ત્રકથિત करण ના અર્થમાં घञ् પ્રત્યય પ્રયુક્ત થાય. ત્યારે જ નિષ્પન્ન થાય

સંક્ષેપમાં, ગ્રંથકારને સૂત્ર ૧માં 'અલંકાર' શબ્દનો અભિપ્રેત અર્થ 'સૌન્દર્ય' છે, સૌન્દર્યનાં સાધન સમા ઉપમા વગેરે અલંકારો નહીં.

स दोषगुणालङ्कारहानादानाभ्याम् ॥३॥

**(સૌન્દર્ય સ્વરૂપ) તે (અલંકાર) દોષોના અને ગુણો-અલંકારોના (અનુક્રમે) ત્યાગ અને સ્વીકારથી (સંપાદ્ય બને) છે. (૩)**

हानादानाभ्याम् – हान (એટલે, પરિત્યાગ) અને आदान (એટલે ઉપાદાન, સ્વીકાર) એ બે શબ્દોનો 'દોષો' અને 'ગુણો–અલંકારો' સાથે અનુક્રમે અન્વય સમજવાનો છે, તે આ રીતે : दोष-हान અને गुणालंकार-आदान દોષ-ત્યાગના મહત્ત્વ માટે વાંચો :

ભામહ : सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥१,२२)

દંડી : तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथञ्चन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥१,७॥

शास्त्रतस्तौ ॥४॥

**તે બંને શાસ્ત્રને કારણે (શક્ય બને) છે. (૪)**

ते – 'તે બંને' એટલે આ પહેલાંના સૂત્રમાં નિર્દિષ્ટ दोष–हान અને गुणालंकार–आदान.

शास्त्रतः – અહીં નિરૂપિત કાવ્યશાસ્ત્રના અધ્યયનથી દોષો પરિત્યાજ્ય છે અને ગુણો-અલંકારો સ્વીકાર્ય છે એ મહત્ત્વની વાત ત્યારે જ સમજાય, જ્યારે ગુણો, દોષો અને અલંકારોના સ્વરૂપનું નિરૂપણ કરનાર અલંકારશાસ્ત્રના ગ્રંથોનો સાવધાનતાપૂર્વક સ્વાધ્યાય કરવામાં આવે.

## અધ્યાય–૨

## અધિકારી-નિરૂપણ (બે પ્રકારના કવિઓ)

अरोचकिनः सतृणाभ्यवहारिणश्च कवयः ॥१॥

अरोचकिसतृणाभ्यवहारिशब्दौ गौणार्थौ । कोऽसावर्थः ? विवेकित्वमविवेकित्वं चेति ॥२॥

'અરોચકી' અને 'સતૃણાભ્યવહારી' (એ બે પ્રકારના) કવિઓ હોય છે. (૧)

'અરોચકી' અને સતૃણાભ્યવહારી' એ બે શબ્દો ગૌણ અર્થમાં (પ્રયોજવામાં આવ્યા) છે. એ અર્થ કયો છે ? (એમ જો પૂછવામાં આવે તો એમ કહી શું કે) 'વિવેકિત્વ' અને અવિવેકિત્વ' (એ તે બે શબ્દોનો, અનુક્રમે, અર્થ) છે. (૧)

अरोचकिनः कवयः – વિવેકશીલ કવિઓ.

सतृणाभ्यवहारिणः कवयः – વિવેકરહિત કવિઓ.

**નોંધ** : આ બંને શબ્દોનો મુખ્યાર્થ ભોજનની સ્થૂલ પ્રક્રિયા સાથે સંકળાયેલો છે : ભોજન કરતો વખતે ખાદ્ય પદાર્થોની સાથે આવી ગયેલા ઘાસનાં તરણાં (એટલે ખાવા માટે વર્જ્ય એવા પદાર્થો) પણ ખાઈ જનાર માણસ 'સતૃણાભ્યવહારી' કહેવાય. ભોજનની સમગ્રી તૈયાર કરવામાં કે ખાવામાં જરા જેટલી પણ ભૂલ દૃષ્ટિગોચર થાય તો જેઓ તેને નિભાવી લેવા તૈયાર ન હોય તેમને 'અરોચકી' કહેવામાં આવે.

गौणार्थौ – ઉપર કહ્યો તે, આ બે શબ્દોનો મુખ્યાર્થ થયો. પરંતુ ગ્રંથકારને અહીં આ શબ્દોનો ગૌણ અથવા લક્ષ્ય અર્થ અભિપ્રેત છે : સાદૃશ્યમૂલક ગૌણી લક્ષણાને આધારે 'આરોચકી' અને 'સતૃણાભ્યવહારી' એ બે શબ્દોનો ગૌણ અર્થ, અનુક્રમે, 'વિવેકશીલ' અને 'અવિવેકશીલ' (કવિઓ) એવો થાય.

**નોંધ** : અનુગામી આલંકારિક રાજશેખરે વામનકથિત આ બે પ્રકારના કવિઓનો ઉલેખ કર્યો છે અને તેમાં 'મત્સરી અને 'તત્ત્વાભિનિવેશી' એવા વધારાના બે પ્રકારો આ રીતે ઉમેર્યા છે :'

"ते च द्विधा । अरोचकिनः सतृणाभ्यवहारिणश्च" इति 'मङ्गलः' । "कवयोऽपि भवन्ति", इति वामनीयाः । "चतुर्धा" इति यायावरीयः । "मत्सरिणस्तत्त्वाभिनिवेशिनश्च"। 'કાવ્યમીમાંસા' (અધ્યાય–૪)

पूर्वे शिष्याः, विवेकित्वात् ॥२॥

**વિવેકશીલ હોવાને કારણે, પ્રથમ (પ્રકારના કવિઓ) શિક્ષાના અધિકારી બને છે. [૨)**

पूर्वे – પ્રથમ પ્રકારના, એટલે 'અરોચકી'-કોટિના, વિવેકશીલ કવિઓ.
शिष्याः – કવિશિક્ષા મેળવાને પાત્ર, અધિકારી.

नेतरे तद्विपर्ययात् ॥३॥

न च शीलमपाकर्तुं शक्यम् ॥३॥

**તેનાથી વિપરીત હોવાને કારણે, બીજા (પ્રકારના કવિઓ શિક્ષાના અધિકારી બનતા) નથી. (૩)**

અને (કોઈનાયે) શીલનું અપાકરણ શકય નથી. (૩)

इतरे – બીજા પ્રકારના, એટલે 'સતૃણાભ્યવહારી'-કોટિના, વિવેકરહિત કવિઓ.

तद्विपर्ययात् – તે (વિવેકશીલતા)થી વિપરીત, એટલે કે ઉલટા પ્રકારના, અવિવેકી, વિવેકરહિત હોવાથી,

न च शीलं....। – કોઇ શંકાકાર એવી શંકા ઊઠાવે કે શાસ્ત્રના અધ્યયનથી 'સતૃણાભ્યવહારી' પ્રકારના કવિઓનો વિવેકનો અભાવ દૂર થઈ જશે; એ શંકાનું નિરાકરણ આ દલીલ વડે કરવામાં આવ્યું છે કે કોઇનાયે સ્વભાવને દૂર કરવો કે અન્યથા કરવો શકય નથી. સરખાવો, સુપ્રસિદ્ધ સુભાષિત : स्वभावो दुरतिक्रमः ।

न शास्त्रमद्रव्येष्वर्थवत् ॥४॥

અદ્રવ્યોમાં શાસ્ત્ર સફળ (થઈ શકતું) નથી. (૪)

न कतकं पङ्कप्रसादाय ॥५॥

**કતક (વૃક્ષનું ફળ) કાદવને શુદ્ધ કરવા માટે હોતું નથી. (૫)**

अद्रव्येषु–વિવેકરહિત કવિ; અયોગ્ય અથવા અપાત્ર અને અનધિકૃત વ્યક્તિ.
अर्थवत्–સફળ, સાર્થક.

**નોંધ** : શાસ્ત્ર પણ શીલના અપાકરણ માટે સમર્થ ન હોય તો એવું શાસ્ત્ર સહુને માટે સ્વીકાર્ય કેમ બની શકે ? આવી શંકાનું નિરસન આ સૂત્ર (૧, ૨, ૪)

માં કરવામાં આવ્યું છે. અન્યશાસ્ત્રોમાં પણ અનધિકૃત વ્યક્તિને ઉપદેશ આપવાનું નિષિદ્ધ માનવામાં આવ્યું છે. 'निरुक्त'કાર યાસ્કનો નીચેનો શ્લોક આ અનુસંધાનમાં યાદ રાખવા જેવો છે :

विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मां शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मां ब्रूया वीर्यवती यथा स्याम् ॥ २, १ ॥

कतकम् – નિર્મળીવૃક્ષનું ફળ તેને ખાંડીને ગંદા પાણીમાં નાખવાથી તે પાણી ચોકખું થઇ જાય છે. પરંતુ કાદવને તો આ કતક પણ સ્વચ્છ ન કરી શકે.

નોંધ : સત્ર ૧, ૨, ૪ માંના પોતાના વિધાનના સમર્થન માટે સૂત્રકારે આ દૃષ્ટાન્ત આપ્યું છે : કતક પણ જેમ કાદવને સ્વચ્છ ન કરી શકે તેમ, શાસ્ત્રાધ્યયન પણ વિવેકરહિત મનુષ્યની બાબતમાં નિરર્થક અને નિષ્ફળ નીવડે છે.

## રીતિ સિદ્ધાંત-નિરૂપણ

### (अ) લક્ષણ અને વિશિષ્ટતા

**रीतिरात्मा काव्यस्य ॥६॥**

रीतिर्नामेयमात्मा काव्यस्य शरीरस्येवेति वाक्यशेषः ॥६॥

**રીતિ કાવ્યનો આત્મા છે. (૬)**

આ રીતિ, ખરેખર, કાવ્યનો આત્મા છે. 'જેમ શરીરનો' એટલો વાકયનો બાકીનો ભાગ (સમજવો). (૬).

आत्मा – પ્રાણીના શરીરમાં આત્મા પ્રાણપ્રદ તત્ત્વ છે, તેમ શબ્દાર્થ-રૂપ શરીર-વાળા કાવ્યમાં રીતિ તેનું જીવાતુભૂત તત્ત્વ બની રહે છે.

**विशिष्टा पदरचना रीतिः ॥७॥**

**પદોની વિશિષ્ટ (પ્રકારની) રચના (એજ) રીતિ છે. (૭)**

નોંધ : ગ્રંથકારને કાવ્યના આત્મા તરીકે જે અભિમત છે, તે રીતિનું લક્ષણ આ સૂત્રમાં આપવામાં આવ્યું છે.

**विशेषो गुणात्मा ॥८॥**

**વિશેષ ગુણનું સ્વરૂપ છે. (૮**

विशेषः – 'પદોની વિશિષ્ટ પ્રકારની રચના એ જ રીતિ'–એમ સૂત્ર (૧, ૨, ૭) માં કહેવામાં આવ્યું, એટલે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઉપસ્થિત થાય કે એ વિશિષ્ટતા અથવા વિશેષતાનું સ્વરૂપ કયું અને કેવું હોય ? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવ્યો છે : એ વિશિષ્ટતા ગુણાત્મક છે.

પદ રચનાને વિશિષ્ટ બનાવનાર આ ગુણોના સ્વરૂપનું નિરૂપણ હવે પછી કરવામાં આવશે.

### (આ) રીતિના ત્રણ ભેદો અને તેમનાં નામ

सा त्रेधा वैदर्भी गौडाया पाञ्चाली चेति ॥९॥

તે (રીતિ) વૈદર્ભી, ગૌડી અને પાંચાલી, એમ ત્રણ પ્રકારની છે. (૯)

किं पुनर्देशवशाद् द्रव्यगुणोत्पत्तिः काव्यानां येनायं देशविशेषव्यपदेशः ? नैवम्। यदाह—

विदर्भादिषु दृष्टत्वात् तत्समाख्या ॥१०॥

विदर्भगौडपाञ्चालेषु तत्रत्यैः कविभिर्यथास्वरूपमुपलब्धत्वात्तद्देशसमाख्या। न पुनर्देशैः किञ्चिदुपक्रियते काव्यानाम् ॥१०॥

કાવ્યના દ્રવ્યગુણની ઉત્પત્તિ શું (કોઇ) દેશ(વિશેષ) ને કારણે થાય છે, જેથી (રીતિભેદોનાં આ નામમાં) દેશ વિશેષનો નામોલ્લેખ કરવામાં આવ્યો છે ? (ના) એવું નથી. જેથી (આ પ્રમાણે) કહ્યું છે :

વિદર્ભ વગેરે (દેશો)માં પ્રગટ થઈ હોવાથી (તે તે દેશોનાં નામથી આ રીતિ ભેદોને) તે તે સંજ્ઞાઓ (આપવામાં આવી) છે. (૧૦)

વિદર્ભ, ગૌડ અને પાંચાલ (એ પ્રદેશો)માં ત્યાંના કવિઓ વડે (ત્યાં પ્રવર્તમાન એવા વિશિષ્ટ)સ્વરૂપ અનુસાર (તે તે ભેદો) ઉપલબ્ધ થતા હોવાથી (રીતિ-ભેદોનાં) તે તે નામ (રાખવામાં આવ્યાં) છે; બાકી પ્રદેશો કાંઇ કાવ્યોને જરાયે ઉપકૃત કરતા નથી. (૧૦)

द्रव्यगुणोत्पत्तिः – કાવ્યના ગુણોની, એટલે કે ગુણયુક્ત કાવ્યની ઉત્પત્તિ.

**નોંધ** : આ ત્રણેય રીતિભેદોનાં નામમાં કોઈક પ્રદેશવિશેષનો ઉલ્લેખ છે, એનો અર્થ એટલો જ કે અમુક વિશિષ્ટ પ્રકારની કાવ્યલેખનશૈલીનો ઉદ્ભવ, ત્યાંના કવિજનોને હાથે, તે તે પ્રદેશમાં સૌપ્રથમ થયો. આ સિવાય, અન્ય કોઈ રીતે, કોઇ ભૌગોલિક વિસ્તાર કાવ્યને – કાવ્યની સર્જન પ્રક્રિયાને – ઉપકારક બનતો નથી.

### (ઇ) ગુણભેદ-આધારિત રીતિભેદો

### (૧) વૈદર્ભી

समग्रगुणोपेता वैदर्भी ॥११॥

समग्रैरोजःप्रसादप्रमुखैर्गुणैरुपेता वैदर्भी नाम रीतिः।

अत्र श्लोकः —

'अस्पृष्टा दोषमात्राभिः समग्रगुणगुम्फिता ।
विपञ्चीस्वरसौभाग्या वैदर्भी रीतिरिष्यते ॥'.

तामेतां कवयः स्तुवन्ति—

'सति वक्तरि सत्यर्थे सति शब्दानुशासने ।
अस्ति तन्न विना येन परिस्रवति वाङ्मधु ॥'

अत्रोदाहरणम्—

'गाहन्तां महिषा निपानसलिलं शृङ्गैर्मुहुस्ताडितं
छायाबद्धकदम्बकं मृगकुलं रोमन्थमभ्यस्यतु ।
विस्रब्धैः क्रियतां वराहततिभिर्मुस्ताक्षतिः पल्वले
विश्रान्तिं लभतामिदं च शिथिलज्याबन्धमस्मद्धनुः' ॥११॥

વૈદર્ભી (રીતિ) સર્વ ગુણોથી યુક્ત હોય છે. (૧૧)

ઓજસ્ પ્રસાદ વગેરે સર્વ ગુણોથી યુક્ત (રીતિ)નું નામ વૈદર્ભી રીતિ છે.

આ બાબતમાં (એક) શ્લોક (આ પ્રમાણે મળે) છે :

'દોષની માત્રાથી પણ અસ્પૃષ્ટ, સર્વ ગુણોથી યુક્ત, વીણાના સ્વર જેવી સુમધુર હોય, તેને વૈદર્ભી રીતિ માનવામાં આવે છે.'

આ તે (વૈદર્ભી રીતિ)ની સ્તુતિ કવિજનો આ પ્રમાણે કરે છે :

'(સુકવિસ્વરૂપ) વક્તા હોવા છતાં, (સુંદર કથાવસ્તુસ્વરૂપ) અર્થ હોવા છતાં, જે (વિશિષ્ટ સર્જનશૈલી) વિના વાણીનો મધુરસ ઝરતો નથી, તે (વૈદર્ભી રીતિ) છે.'

અહીં (આ) ઉદાહરણ છે :

'શિંગડાંઓ વડે વારંવાર તળાવનાં જળને અફાળીને તેમાં ભેંસો ભલે ન્હાય; છાંયડામાં ટોળું વળીને મૃગસમૂહો ભલે વગોળવું શરૂ કરે; વરાહની પંક્તિઓ ખાબોચિયામાં સુખપૂર્વક મોથ (ઘાસ) ખોદી રહે; અને પણછનો બંધ ઢીલો થતાં આ ધનુષ પણ ભલે વિશ્રાંતિ પામે !' (૧૧)

प्रमुखैः – ગ્રંથનાં તૃતીય અધિકરણના પ્રથમ અને દ્વિતીય અધ્યાયોમાં આ સર્વ ગુણોનું સવિસ્તર નિરૂપણ કરવામાં આવ્યું છે. તે ગુણોની યાદી ત્યાં ઓજસ્ અને પ્રસાદથી શરૂ થાય છે, તેથી તે અર્થમાં અહીં प्रमुखैः શબ્દ પ્રયોજવામાં આવ્યો છે.

નોંધ : (૧) વૈદર્ભી રીતિમાં દશેદશ ગુણોના પ્રભાવનો સમાવેશ કરવામાં આવે છે. આ બાબતમાં વામન દંડીના મતને અનુસરતા જણાય છે. જુઓ. इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः । (૧, ૪૨)

(૨) જે બે શ્લોકો ગ્રંથકારે અહીં ટાંક્યા છે, તે કોણે રચ્યા છે, તેની સ્પષ્ટતા કરવામાં આવી નથી. રીતિ-સિદ્ધાન્તનું આવું વ્યવસ્થિત નિરૂપણ વામન પહેલાંના આલંકારિકોના ઉપલબ્ધ ગ્રંથોમાં મળતું નથી, તે જોતાં બે વિકલ્પો શક્ય બને છે : એવા ગ્રંથો વામનના સમયમાં ઉપલબ્ધ હોય અને અત્યારે લુપ્ત થઈ ગયા હોય, અથવા આ શ્લોકો વામનના સ્વરચિત હોય.

(૩) કાલિદાસના 'અભિજ્ઞાનશાકુન્તલ' (૨, ૬)ના આ શ્લોકમાં, રાજા દુષ્યન્ત સેનાપતિને મૃગયા બંધ કરવાનું સૂચવે છે. વામનને તેમાં દશેદશ ગુણોનો પ્રભાવ જણાયો છે. તેથી વૈદર્ભી રીતિના ઉદાહરણ તરીકે તેમણે તેને ટાંક્યો છે.]

## (૨) ગૌડી

ओजःकान्तिमती गौडीया ॥१२॥

ओजः कान्तिश्च विद्येते यस्यां सा ओजःकान्तिमती गौडीया नाम रीतिः । माधुर्यसौकुमार्ययोरभावात् समासबहुला अत्युल्बणपदा च । अत्र श्लोकः —

'समस्तात्युद्भटपदामोजःकान्तिगुणान्विताम् ।
गौडीयामिति गायन्ति रीतिं रीतिविचक्षणाः ॥'

उदाहरणम्—

'दोर्दण्डाञ्चितचन्द्रशेखरधनुर्दण्डावभङ्गोद्यत-
ष्टङ्कारध्वनिरार्यबालचरितप्रस्तावनाडिण्डिमः ।
द्राक्पर्यस्तकपालसंपुटमिलद्ब्रह्माण्डभाण्डोदरे
भ्राम्यत्पिण्डितचण्डिमा कथमहो नाद्यापि विश्राम्यति' ॥१२॥

**ગૌડી (રીતિ) ઓજસ્ અને કાન્તિ(-માત્ર એ બે ગુણો)થી યુક્ત હોય છે. (૧૨)**

જેમાં ઓજસ અને કાન્તિ (એ બે જ ગુણો) હોય તે ઓજસ-કાન્તિ-યુક્ત ગૌડી નામની રીતિ છે. માધુર્ય અને સૌકુમાર્ય એ બે (ગુણો તેમાં) ન હોવાને કારણે, તે (ગૌડી રીતિ)માં સમાસની બહુલતા અને શબ્દોની અતિ ઉગ્રતા હોય છે.

આ વિશેનો (એક) શ્લોક (આ પ્રમાણે મળે) છે :

'(વધુ પડતા) સમાસવાળી, અતિ ઉત્કટ શબ્દોથી યુક્ત અને ઓજસ્ તથા કાન્તિ (એ બે) ગુણોથી સમન્વિત રીતિને રીતિ(સિદ્ધાંત)ના પંડિતો ગૌડી કહે છે.'

ઉદાહરણ :—

'(શ્રી રામચંદ્રજી વડે સરળતાપૂર્વક) બાહુદંડ વડે ઊંચકવામાં આવેલા શિવ-ધનુષના ભાંગવાથી ઉત્પન્ન થયેલો, અને મોટાભાઇ (રામચંદ્રજી)ના બાલચરિત્રરૂપ પ્રસ્તાવનાનો ઉદ્ઘોષક એવો આ ટંકારધ્વનિ, ઝડપથી કંપી ઊઠતા (પૃથ્વી તથા આકાશ રૂપી) કપાલસંપુટમાં સમાઇ ગયેલા બ્રહ્માંડરૂપી વાસણની અંદર ભ્રમણ કરવાને લીધે સવિશેષ ભયંકર થયો હોવાથી, હજુયે કેમ શમતો નથી, એ એક આશ્ચર્ય છે ! (૧૨)

[ નોંધ : (૧) વામનના મત અનુસાર, ગૌડી રીતિ ઓજસ્ અને કાન્તિ, એ બે ગુણોથી યુક્ત હોય છે. એમાં દૃષ્ટિગોચર થતા સમાસબાહુલ્ય અને કર્કશ શબ્દો માટે માધુર્ય અને સૌકુમાર્ય—એ બે ગુણોના અભાવને તે કારણભૂત માને છે. ગૌડમાર્ગનું દંડીનું લક્ષણ આની સાથે સરખાવવા જેવું છે : एषां विपर्ययः प्रायो दृश्यते गौडवर्त्मनि । (૨, ૪૨). દંડીની દૃષ્ટિએ તો ગૌડમાર્ગમાં દશેય ગુણોની વિપરીતતા અપેક્ષિત છે.

(૨) ભવભૂતિના મહાવીરચરિત'ના આ શ્લોક(૧, ૧૪)માં લક્ષ્મણ રામે કરેલા શિવધનુષ્યભંગના અવાજનું વર્ણન કરે છે. અહીં બન્ધની ગઢતા અને શબ્દોની કર્કશતાને કારણે ઓજસ્ અને કાન્તિ એ બે ગુણોનો પ્રભાવ વરતાય છે; તેથી આ શ્લોક ગૌડી રીતિનું ઉદાહરણ બને છે. ]

## - પાંચાલી

माधुर्यसौकुमार्योपपन्ना पाञ्चाली ॥१३॥

माधुर्येण सौकुमार्येण च गुणेनोपपन्ना पाञ्चाली नाम रीतिः । ओजःकान्त्यभावादनुल्बणपदा विच्छाया च ।

तथा च श्लोकः —

'अश्लिष्टश्लथभावां तां पुराणच्छाययान्विताम् ।
मधुरां सुकुमारां च पाञ्चालीं कवयो विदुः ॥'

अत्रोदाहरणम् —

'ग्रामेऽस्मिन्पथिकाय पान्थ वसतिर्नैवाधुना दीयते
रात्रावत्र विहारमण्डपतले पान्थः प्रसुप्तो युवा ।
तेनोत्थाय खलेन गर्जति घने स्मृत्वा प्रियां तत्कृतं
येनाद्यापि करङ्कदण्डपतनाशङ्की जनस्तिष्ठति ॥'

एतासु तिसृषु रीतिषु रेखास्विव चित्रं काव्यं प्रतिष्ठितमिति ॥१३॥

**પાંચાલી (રીતિ) માધુર્ય અને સૌકુમાર્ય– (એ બે ગુણો)થી યુક્ત હોય છે. (૧૩)**

માધુર્ય અને સૌકુમાર્ય એ બે ગુણોથી ઉપપન્ન રીતિને પાંચાલી (એવું) નામ (અપાયું) છે. ઓજસ અને કાન્તિ એ બે ગુણોના અભાવને કારણે તેમાંના શબ્દો કર્કશતા વિનાના, અને તે (પોતે) નિસ્તેજ હોય છે.

અને આ શ્લોક (આ સંદર્ભમાં મળે) છે :

'ગાઢબન્ધ-રહિત શિથિલ શબ્દોવાળી, પુરાણા તેજથી યુક્ત (એટલે કે, નિસ્તેજ), મધુર અને સુકુમાર એવી તે (રીતિ)ને કવિઓ પાંચાલી કહે છે'

અહીં (આ) ઉદાહરણ છે :

'હે પથિક, આ ગામમાં પ્રવાસીને હવે (રાત)વાસો આપવામાં આવતો નથી, કારણ કે (અગાઉ એક વાર કોઈક પ્રવાસીને અહીં રાતવાસો આપવામાં આવ્યો હતો ત્યારે વિહાર (બૌદ્ધમઠ)ના મંડપ નીચે રાત્રે અહીં સૂતેલા તે દુષ્ટ યુવાન મુસાફરે ઘનગર્જન થતાં ઊઠીને, પ્રિયતમાને યાદ કરીને, એવું કર્મ કર્યું, જેને લીધે (અહીંના લોકો (પ્રવાસીનું) મૃત્યુ નિપજાવવાના દંડની શિક્ષાથી (હજુ પણ) ડરે છે.

રેખાઓમાં ચિત્રની જેમ, આ ત્રણ રીતિઓમાં કાવ્ય પ્રતિષ્ઠિત થયું છે (૧૩)

[ **નોંધ** : (૧) જે બે ગુણો – ઓજસ અને કાન્તિ –ગૌડી રીતિ માટે આવશ્યક છે, તેનાથી તદ્દન વિપરીત એવા બે ગુણો – માધુર્ય અને સૌકુમાર્ય – પાંચાલી રીતિ માટે આવશ્યક છે, એ હકીકત આ બંને રીતિઓનાં સ્વરૂપવિશે સૂચક બની રહે છે.

(૨) 'શાંર્ગધર પદ્ધતિ'માંના ग्रामेऽस्मिन्... એ શ્લોક(નં. ૩૮૩૯)માં માધુર્ય અને સૌકુમાર્ય એ બે ગુણોનો પ્રભાવ સ્પષ્ટ રીતે વરતાય છે, તેથી ગ્રંથકારે તેને પાંચાલી રીતિના ઉદાહરણ તરીકે ટાંક્યો છે. ]

(૩) રેખાઓ અને ચિત્ર વચ્ચેના સંબંધની ઉપમા દ્વારા રીતિઓ સાથેના કાવ્યના ઘનિષ્ઠ સંબંધનુ સૂચન પ્રતીત થાય છે. ]

### (ઈ) રીતિઓના મહત્ત્વનું તારતમ્ય

तासां पूर्वा ग्राह्या गुणसाकल्यात् ॥१४॥

તેમાંની પહેલી (વૈદર્ભી રીતિ)સર્વ ગુણો ધરાવતી હોવાથી, (હંમેશાં) સ્વીકારવા લાયક છે. (૧૪)

[ पूर्वा – ક્રમાનુસાર સૌપ્રથમ જેનો નિર્દેશ થયો છે તે, વૈદર્ભી રીતિ.

ग्राह्या – સંપૂર્ણરીતે અને સર્વ પ્રકારે અપનાવવા – ઉપયોગમાં લેવા – જેવી.
गुणसाकल्यात् – સર્વે – દશેદશ – ગુણોથી યુક્ત હોવાને કારણે. સરખાવો, સૂત્ર, ૧,૨,૧૧ : समग्रगुणोपेता वैदर्भी ।]

न पुनरितरे स्तोकगुणत्वात् ॥१५॥

બાકીની બે (ગૌડી અને પાંચાલી રીતિઓ), થોડા ગુણો(થી યુક્ત હોવા)ને કારણે, (તેટલી સ્વીકારવા યોગ્ય) નથી. (૧૫)

[स्तोकगुणत्वात् – ગૌડી અને પાંચાલી એ બે રીતિઓમાં બબ્બે ગુણો જ (અનુક્રમે) ઓજસ્ અને કાન્તિ તથા માધુર્ય અને સૌકુમાર્ય) હોવાને કારણે.

न ग्राह्ये – વૃત્તિમાંનાં – "ગ્રાહ્ય નથી,"–આ વિવરણનો અર્થ 'વૈદર્ભી' જેટલી સ્વીકાર્ય નથી', અથવા 'અલ્પગ્રાહ્ય છે,' એમ ઘટાવવાનો છે.]

तदारोहणार्थमितराभ्यास इत्येके ॥१६॥

તે (વૈદર્ભી સુધી પહોંચવા માટે બાકીની બે (ગૌડી અને પાંચાલી)નો અભ્યાસ (આવશ્યક) છે, એમ કેટલાક (માને છે.) (૧૬)

[तदारोहणार्थम् – વૈદર્ભીની ગુણવત્તાની કક્ષા ઉચ્ચ છે, એટલે તેની તે ઉચ્ચતા સુધી 'ઊંચે ચઢવા માટે,' ત્યાં સુધી પહોંચી શકાય તે માટે.

इत्येके – 'કેટલાક' એ શબ્દથી વામન પોતાના કોઈક પુરોગામી પૂર્વપક્ષનો અભિપ્રાય અહીં ટાંકે છે. એ પૂર્વપક્ષ કોણ છે તે સ્પષ્ટ નથી. (વામનની પૂર્વે પણ રીતિની વ્યવસ્થિત ચર્ચા થઈ હશે અને તેનું નિરૂપણ કરતા ગ્રંથો તે સમયે ઉપલબ્ધ હશે. એવું અનુમાન આ ઉલ્લેખ પરથી પણ શક્ય બને છે.]

तत्तु न, अतत्त्वशीलस्य तत्त्वानिष्पत्तेः ॥१७॥

न ह्यतत्त्वं शीलयतस्तत्त्वं निष्पद्यते ॥१७॥

પરંતુ તે (બરાબર) નથી, કારણ કે અતત્ત્વના અભ્યાસથી તત્ત્વની નિષ્પત્તિ થતી નથી, (૧૭)

કેમકે અતત્ત્વનો અભ્યાસ કરનારને તત્ત્વની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. (૧૩)

[अतत्त्वम्–'અતત્ત્વ' એટલે ક્ષુદ્ર વસ્તુ; જેમાં કશું જ ગણનાપાત્ર અથવા સાત્ત્વિક તત્ત્વ નથી, કોઈક નિષ્કિંચન વસ્તુ. આ શબ્દથી ગૌડી–પાંચાલી એ બે રીતિઓ પ્રત્યેનો વામનનો અંગત અભિગમ વ્યક્ત થાય છે.

तत्त्वम् – 'तत्त्व' એટલે કોઈક સમૃદ્ધ, સંપન્ન, સત્ત્વશીલ વસ્તુ. આ શબ્દથી વામનને અભિમત એવાં વૈદર્ભી રીતિનાં મહત્ત્વ અને મૂલ્યવત્તા તથા તેના પ્રત્યેનું મમત્વ વ્યક્ત થાય છે.

આ ચર્ચાનો પિણ્ડિતાર્થ એ છે કે વૈદર્ભી રીતિની ઉચ્ચ સિદ્ધિ કરવામાં અન્ય બે રીતિઓનો અભ્યાસ કોઈ પણ રીતે ઉપકારક નથી.

न शणसूत्रवानाभ्यासे त्रसरसूत्रवानवैचित्र्यलाभः ॥१८॥

શણના દોરાને વણવાનું કાર્ય કરવાથી રેશમના દોરાને વણવાના કાર્યમાં કુશળતા પ્રાપ્ત થતી નથી. (૧૮)

वानम् – વણવાનું કામ.

वैचित्र्यम् – વિચક્ષણતા, કુશળતા.

નોંધ : સૂત્ર–૧૭માંના પોતાના મંતવ્યના સમર્થન માટે સૂત્રકારે વણકરના કાર્ય સાથે સંબંધ ધરાવતું આ દૃષ્ટાન્ત આપ્યું છે.]

सापि समासाभावे शुद्धवैदर्भी ॥१९॥

તે (વૈદર્ભી રીતિ) પણ, સમાસનો અભાવ હોય તો, શુદ્ધ વૈદર્ભી (કહેવાય) છે. (૧૯)

[शुद्धवैदर्भी વૈદર્ભીનું ઉત્તમ અને ઉત્કૃષ્ટ સ્વરૂપ.

तस्यामर्थगुणसम्पदास्वाद्या ॥२०॥

તે (વૈદર્ભી રીતિ)માં અર્થગુણોની સંપત્તિ આસ્વાદયોગ્ય હોયછે.(૨૦)

अर्थगुणसंपद् – કાવ્યગુણોની વામનની વિશિષ્ટ વિભાવના અનુસાર, ૧૦ શબ્દગુણો છે અને ૧૦ અર્થગુણો છે. બંને પ્રકારના ગુણોનાં નામ અને સંખ્યા સમાન હોવા છતાં તેનાં સ્વરૂપ, લક્ષણ અને કાર્યક્ષેત્રમાં મોટો તફાવત છે. શબ્દગુણોનો કાર્યપ્રદેશ મર્યાદિત છે, જ્યારે અર્થગુણોનો કાર્યપ્રદેશ અતિવ્યાપક છે. શબ્દગુણો કરતાં અર્થગુણોની મૂલ્યવત્તા પણ, સર્વ દૃષ્ટિએ, સવિશેષ છે. આ બને પ્રકારના ગુણોનું નિરૂપણ આ ગ્રંથના તૃતીય અધિકરણમાં કરવામાં આવ્યું છે. सम्पद् શબ્દથી વામનને અર્થગુણોનો સમગ્ર વૈભવ, એનું સંપૂર્ણ સૌન્દર્ય અભિપ્રેત છે.]

तदुपारोहादर्थगुणलेशोऽपि ॥२१॥

तदुपाधानतः खल्वर्थलेशोऽपि स्वदते, किमङ्ग पुनरर्थगुणसम्पत् ।

तथा चाहुः—

'किं त्वस्ति काचिदपरैव पदानुपूर्वी
यस्यां न किञ्चिदपि किञ्चिदिवावभाति ।
आनन्दयत्यथ च कर्णपथं प्रयाता
चेतः सतामम्रृतवृष्टिरिव प्रविष्टा ॥
'वचसि यमधिशय्य स्पन्दते वाचकश्री-
र्वितथमवितथत्वं यत्र वस्तु प्रयाति ।
उदयति हि स तादृक् क्वापि वैदर्भरीतौ
सहृदयहृदयानां रञ्जकः कोऽपि पाकः ॥

**તે (વૈદર્ભી રીતિ) ની સહાયથી અર્થગુણોનો લેશ પણ (આસ્વાદ) યોગ્ય બને છે. (૨૧)**

તે (વૈદર્ભી રીતિ)ની સહાયથી, ખરેખર, અર્થનો લેશ પણ આસ્વાદયોગ્ય બને છે, તો પછી અર્થગુણોની સંપત્તિનું તો પૂછવું જ શું ? અને આ પ્રમાણે કહ્યું છે :

'પરંતુ (વૈદર્ભી રીતિ તો) કોઈ જુદા જ પ્રકારની (અદ્‌ભુત) પદરચના છે, જેમાં તુચ્છ વસ્તુ પણ જાણે સત્ત્વશીલ (વસ્તુ)ની જેમ શોભાં રહે છે; અને સહૃદયોને કર્ણગોચર થતાં તે ચિત્તને એવી રીતે આનંદ આપી રહે છે, જાણે (ક્યાંકથી) અમૃતની વૃષ્ટિ થઈ રહી હોય !

'જેને વાણીમાં પ્રાપ્ત કરીને શબ્દસૌન્દર્ય સ્પન્દી રહે છે, જેમાં નીરસ વસ્તુ પણ સરસ બની રહે છે, – સહૃદયોનાં હૃદયોનું રંજન કરનાર તેવો કોઈક (અનિર્વચનીય શબ્દ-)પાક વૈદર્ભી રીતિમાં પ્રગટે છે. (૧)

[अर्थगुणलेशोऽपि – એનો સંપૂર્ણ વિકાસ ન થયો હોય, અને થોડો અંશ પણ કાવ્યમાં પ્રયુક્ત થયો હોય, તોયે કાવ્યમાં સૌન્દર્યના કોઈક લોકોત્તર સ્વરૂપનાં દર્શન થાય છે.

**નોંધ** : વૈદર્ભી રીતિમાં અર્થગુણોના 'લેશ'નો પણ આટલો પ્રભાવ હોય, તો પછી તેમની સમગ્ર સંપત્તિનો પ્રભાવ, અને એ પ્રભાવનું પરિણામ, કેવાં અદ્‌ભુત હોય તેની કલ્પના સુગમ્ય છે.

सा – સૂત્ર ૨૦માં જેનો નિર્દેશ થયો છે, તે અર્થગુણસંપત્તિ.]

सापि वैदर्भी तात्स्थ्यात् ॥२२॥

**તે (અર્થગુણસંપત્તિ) પણ તે (વૈદર્ભી રીતિ)માં હોવાને કારણે 'વૈદર્ભી' (કહેવાય) છે. (૨૨)**

[ तात्स्थ्यात् – આ શબ્દને આમ સમજાવી શકાય : तस्मिन् तिष्ठति असौ तत्स्थः । 'તેમાં' જે રહે છે અથવા હોય છે તે 'તત્સ્થ'. तस्य भावः तात्स्थ्यम् । એટલે કે તેમાં હોવાની પરિસ્થિતિ તે 'તાત્સ્થ્ય'.

પારિભાષિક દૃષ્ટિએ 'તાત્સ્થ્ય' એક સંબંધ છે, જેને Containedના Container સાથેના સંબંધ સાથે સરખાવી શકાય. मञ्चाः क्रोशान्ति । એ ઉદાહરણમાં 'માંચડાઓ' નહીં પરંતુ હકીકતમાં 'માંચડા પર બેઠેલા માણસો' બૂમ માડે છે, અને છતાં 'માંચડા પર બેઠેલા માણસો'નો 'માંચડા' સાથેનો તાત્સ્થ્ય કે સંબંધ હોવાથી 'માંચડાઓ બૂમ મારે છે' એમ કહેવામાં આવ્યું છે. તે જ રીતે અર્થગુણસંપત્તિ પણ વૈદર્ભી રીતિમાં હોવાને કારણે, તેનો તે રીતિ સાથે તાત્સ્થ્ય સંબંધ કહેવાય. અને તેથી તે અર્થગુણસંપત્તિને પણ ઔપચારિક અર્થમાં, લક્ષણાને કારણે, 'વૈદર્ભી' કહેવામાં આવે છે. ]

## અધ્યાય ૩

### કાવ્યના પ્રકારો

काव्यं गद्यं पद्यं च ॥२२॥

गद्यस्य पूर्वनिर्देशो दुर्लक्ष्यविशेषत्वेन दुर्बन्धत्वात् । यथाहुः – 'गद्यं कवीनां निकषं वदन्ति' इति ॥२२॥

કાવ્ય ગદ્ય અને પદ્ય (એમ બે પ્રકારનું) હોય છે. (૨૧)

ગદ્યની વિશિષ્ટતાઓનું જ્ઞાન તથા તેની રચના કઠિન હોવાથી (કાવ્યના એ બે પ્રકારોમાંથી, તેનો) નિર્દેશ પ્રથમ કર્યો છે. જેમકે (આ સંબંધમાં) કહ્યું છે : '(જાણકારો)ગદ્યને કવિઓની (શક્તિની) કસોટી(રૂપ) કહે છે.' (૨૧)

[ पूर्वनिर्देशः – ગદ્ય અને પદ્ય, એ બેમાંથી પદ્ય વધુ કઠિન અને સાધનાની અપેક્ષા રાખનારૂં છે એવી સામાન્ય માન્યતા છે; પરંતુ કવિપ્રતિભાની સાચી કસોટી તો ગદ્યમાં છે, એમ તદ્‌વિદો કહે છે. પદ્યમાં તો કવિને માટે છંદનું સ્વાભાવિક બંધન હોય છે, એટલે પદ્યબંધ શિથિલ થતો અટકે છે; પરંતુ ગદ્યમાં આવું કશું બંધન ન હોવાથી, એની રચનાને શિથિલ થતી અટકાવવા માટે કવિએ સવિશેષ સાવધાન રહેવું પડે છે. ગદ્યરચના અને એની વિશિષ્ટતાઓનું જ્ઞાન દુઃસાધ્ય છે તે આ અર્થમાં. ]

गद्यं वृत्तगन्धि चूर्णमुत्कलिकाप्रायं च ॥२२॥

ગદ્ય 'વૃત્તગન્ધિ', 'ચૂર્ણ' અને 'ઉત્કલિકાપ્રાય' (એ ત્રણ પ્રકારનું હોય) છે. (૨૨)

**નોંધ :** ગદ્યના આ પ્રકારો અપૂર્વ છે. પુરોગામી આલંકારિકોના ઉપલબ્ધ ગ્રંથોમાં એવું આ પ્રકારનું નિરૂપણ મળતું નથી.

पद्यभागवद्वृत्तगन्धि ॥२३॥

पद्यस्य भागाः पद्यभागाः । तद्वद् वृत्तगन्धि । यथा – 'पातालतालुतलवासिषु दानवेषु' इति । अत्र हि वसन्ततिलकाख्यस्य वृत्तस्य भागः प्रत्यभिज्ञायते ॥२३॥

(જે ગદ્ય) પદ્યભાગથી યુક્ત હોય તે 'વૃત્તગન્ધિ' (કહેવાય) છે. (૨૩)

પદ્યના ભાગો એટલે પદ્ય(માંના વૃત્ત અથવા છંદ)ભાગો. તેના વડે યુક્ત હોય તે (ગદ્ય) 'વૃત્તગન્ધિ' (કહેવાય). જેમકે, 'પાતાલતાલુતલમાં સ્થિર દાનવોમાં.' વસંતતિલકા નામના વૃત્તનો ભાગ અહીં જણાઈ આવે છે. (૨૩)

[ पद्यभागाः– પદ્ય મહદંશે છંદોબદ્ધ કે વૃત્તયુક્ત હોય છે. તે છંદ કે વૃત્તનો થોડો અંશ કે ભાગ.

वृत्तगन्धि – ગદ્યના આ પ્રકારનું નામ પણ સૂચક અને તેના સ્વરૂપનું દ્યોતક છે.

प्रत्यभिज्ञायते – 'પાતાલતાલુ૦' વગેરે આમ તો કવિએ ગદ્યમાં કરેલું વર્ણન છે; પરંતુ એ ગદ્યવર્ણનમાં અભાનપણે અને અનાયાસ કવિને હાથે છંદની રચના — વસંતતિલકા નામના વૃત્તના એક પાદની રચના — થઈ ગઈ છે; અને વાંચતાંની સાથે જ સહૃદયોને એ વૃત્ત જણાઇ આવે છે. ]

अनाविद्धललितपदं चूर्णम् ॥२४॥

अनाविद्धान्यदीर्घसमासानि ललितान्यनुद्धतानि पदानि यस्मिंस्तदनाविद्धललितपदं चूर्णमिति । यथा –अभ्यासो हि कर्मणां कौशलमावहति । न हि सकृन्निपातमात्रेणोदबिन्दुरपि ग्रावणि निम्नतामादधाति ।' ॥२४॥

અનાવિદ્ધ અને લલિત પદોવાળું (ગદ્ય) 'ચૂર્ણ' (કહેવાય) છે. (૨૪)

'અનાવિદ્ધ' એટલે કે નાના સમાસવાળાં, અને 'લલિત' એટલે સુંદર – સુકોમલ, – એવાં પદો જેમાં હોય તે, અનાવિદ્ધલલિતપદ(ગદ્ય) 'ચૂર્ણ' (કહેવાય) છે. જેમકે—'કર્મના અભ્યાસથીજ કૌશલ સાંપડે છે: માત્ર એક વાર પડવાથી જલબિંદુ પણ પત્થરમાં ખાડો નથી જ પાડી શકતું.' (૨૪)

[ अनाविद्धम् – સમાસરહિત, એટલે કે દીર્ઘસમાસરહિત.

अभ्यासो हि० વગેરે – આ રચનામાં સમાસો છે, પણ તે લાંબા નથી; અને

તેમાંનાં સર્વ પદો ઉચ્ચારની દૃષ્ટિએ મૃદુ અને મધુર છે. તેથી આ રચના 'ચૂર્ણ' પ્રકારના ગદ્યનું ઉદાહરણ બને છે. ]

विपरीतमुत्कलिकाप्रायम् ॥२५॥

विपरीतमाविद्धोद्धतपदमुत्कलिकाप्रायम् । यथा– 'कुलिशशिखरखरनखरप्रचय-प्रचण्डचपेटापाटितमत्तमातङ्गकुम्भस्थलगलन्मदच्छटाच्छुरितचारुकेसरभारभासुरमुखे केसरिणि' इति ।

વિપરીત (પ્રકારનું ગદ્ય) 'ઉત્કલિકાપ્રાય' (કહેવાય) છે. (૨૫)

વિપરીત એટલે કે આવિદ્ધ અને ઉદ્ધત પદોથી યુક્ત (તે ગદ્ય) 'ઉત્કલિકા-પ્રાય' (કહેવાય) છે. જેમકે—'વજ્રકોટિ જેવા તીક્ષ્ણ નખસમૂહનીપ્રચંડ થપ્પડ વડે ભાંગવામાં આવેલા મત્તગજના ગંડસ્થલમાંથી પડતી મદધારાથી છવાયેલી સુંદર યાળના સમૂહથી પ્રકાશતા મુખવાળા સિંહ પર....'

[ विपरीतम् – 'વિપરીત' એટલે પૂર્વોક્ત 'ચૂર્ણ' પ્રકારના ગદ્યથી ઉલટા સ્વરૂપવાળું, દીર્ઘસમાસયુક્ત તથા કર્કશ અને શ્રવણકટુ શબ્દોવાળું.

आविद्धम् – દીર્ઘસમાસયુક્ત.

उद्धतम् – ઉગ્ર અને ઉત્કટ પદોથી યુક્ત. ]

पद्यमनेकभेदम् ॥२६॥

पद्यं खल्वनेकेन समार्धसमविषमादिना भेदेन भिन्नं भवति ।२६॥

પદ્ય અનેક પ્રકારનું (હોય) છે. (૨૬)

સમ, અર્ધસમ, વિષમ વગેરે અનેક ભેદોને કારણે, પદ્ય, ખરેખર, અનેક ભિન્ન (પ્રકારનું) હોય છે. (૨૬)

[ समार्धसमविषमादिना भेदेन – પદ્યના અનેક ભેદો સમ, અર્ધસમ, વિષમ વગેરે વિવિધ વૃત્ત-પ્રકારો પર આધારિત છે.

**સમવૃત્ત** – સમ વૃત્તમાં રચાયેલા શ્લોકમાંના ચારેય પાદમાં એક સરખી સંખ્યાના અને એક સરખા (લઘુ–ગુરુ વગેરે) માપવાળા અક્ષરો હોય છે. દા. ત. વસન્તતિલકા, શિખરિણી, મન્દાક્રાન્તા વગેરે.

**અર્ધસમ વૃત્ત** – આ વૃત્તમાં રચાયેલા શ્લોકનાં તૃતીય અને ચતુર્થ પાદ, તેમાંના અક્ષરોની સંખ્યા અને તેનાં માપની દૃષ્ટિએ, અનુક્રમે, પ્રથમ અને દ્વિતીય પાદ સમાન હોય છે. દા. ત. પુષ્પિતાગ્રા, વૈતાલીય વગેરે.

**વિષમ વૃત્ત** – આ વૃત્તમાં રચાયેલા શ્લોકનાં ચારેય પાદો તેમાં નાઅક્ષરોની સંખ્યા અને તેનાં માપની દૃષ્ટિએ, જુદા જુદા હોય છે. દા. ત. ઉદ્‌ગતા.]

तदनिबद्धं निबद्धं च ॥२७॥

तदिदं गद्यपद्यरूपं काव्यमनिबद्धं निबद्धं च । अनयोः प्रसिद्धत्वाल्लक्षणं नोक्तम् ॥२७॥

**તે (પદ્ય) અનિબદ્ધ અને નિબદ્ધ (બે પ્રકારનું હોય) છે. (૨૭)**

ગદ્યપદ્યસ્વરૂપનું તે આ કાવ્ય અનિબદ્ધ, અને નિબદ્ધ (એમ બે પ્રકારનું) હોય છે. આ બંને (પ્રકારો) પ્રસિદ્ધ હોવાથી તેમનું લક્ષણ નિરૂપ્યું નથી. (૨૭)

[अनिबद्धम् – જેના શ્લોકો પરસ્પર સંબંધ ધરાવતા નથી, જે વ્યક્તિગત રીતે સ્વયં સ્વતંત્ર છે, એવા છૂટક, પરચુરણ, મુક્તકો જેવા શ્લોકના સ્વરૂપનું.

निबद्धम् – પરસ્પર સુસંબદ્ધ શ્લોકોવાળી રચના; સળંગ સૂત્ર રચવામાં આવેલાં પ્રબંધકાવ્યો, મહાકાવ્યો, ખંડકાવ્યો વગેરે.

प्रसिद्धत्वात् – પદ્યના આ પ્રકારો સુપ્રસિદ્ધ હોવાથી અને તેનાં લક્ષણોનું નિરૂપણ પુરોગામી આલંકારિકોના ગ્રંથોમાં સુલભ હોવાથી સૂત્રકાર એની પુનરુક્તિ વિવેકપૂર્વક ટાળે છે ]

क्रमसिद्धिस्तयोः स्रगुत्तंसवत ॥२८॥

**માલા અને ઉત્તંસની જેમ તે બેની સિદ્ધિ ક્રમાનુસાર હોય છે. (૨૮)**

[तयोः – તે બે–એટલે કે, આગલા સૂત્રમાં જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે પદ્યના બે પ્રકારો,–અનિબદ્ધ અને નિબદ્ધ.

क्रमसिद्धिः – અનિબદ્ધ પ્રકારના પદ્યની રચનામાં સફળ થયા પછી જ નિબદ્ધ કોટિની પદ્યરચનામાં સફળ થઈ શકાય; સિદ્ધિના એ સ્વાભાવિક ક્રમનો અહીં નિર્દેશ છે,

उत्तंस – મસ્તક પર ધારણ કરવાનું આભૂષણ, શેખર. શિરમોર.

**નોંધ** : પુષ્પમાળાની રચના હસ્તગત થયા પછી જ ઉત્તંસની રચના સાધ્ય થઈ શકે, એ દૃષ્ટાંતથી પ્રસ્તુત સિદ્ધાન્ત સમર્થિત બને છે.]

केचिदनिबद्धा एव पर्यवसितास्तद्दूषणार्थमाह—

नानिबद्धं चकास्त्येकतेजःपरमाणुवत् ॥२९॥

न खल्वनिबद्धं काव्यं चकास्ति दीप्यते । यथैकतेजःपरमाणुरिति ।

अत्र श्लोकः—

'असंकलितरूपाणां काव्यानां नास्ति चारुता ।
न प्रत्येकं प्रकाशन्ते तैजसाः परमाणवः ॥२९॥

કેટલાંક (કાવ્યો) અનિબદ્ધ (પ્રકારની રચનાની પરિસ્થિતિમાં જ) પરિસમાપ્ત થઈ જાય છે, તેનું દૂષણ દર્શાવવા કહે છે—

**અગ્નિના એક પરમાણુની જેમ અનિબદ્ધ (કાવ્ય) ચમકી શકતું નથી. (૨૯)**

અનિબદ્ધ, કાવ્ય, ખરેખર, ચમકતું નથી, દીપતું નથી, જેમ અગ્નિનું એક પરમાણુ.

આ બાબતમાં (એક) શ્લોક (આ પ્રમાણે મળે) છે :

'અસંકલિત સ્વરૂપવાળાં કાવ્યોમાં સૌન્દર્ય હોતું નથી, અગ્નિના જૂદા જૂદા પરમાણુઓ પ્રકાશી શકતા નથી' (૨૯)

[નોંધ : અનિબદ્ધ પ્રકારનાં કાવ્યોની રચનામાં જ રાચતા અને તેની સિદ્ધિમાં જ કવિત્વની ઇતિકર્તવ્યતા માનતા કવિજનોને ગ્રંથકારે અહીં ઉચિત ચીમકી આપી છે.]

संदर्भेषु दशरूपकं श्रेयः ॥३०॥

**સંદર્ભોમાં દશ (પ્રકારનાં) રૂપકો વધુ સારાં હોય છે. (૩૦)**

[संदर्भेषु – પ્રબન્ધકાવ્યોમાં,

दशरूपकम् – 'નાટ્યશાસ્ત્ર'માં દશ રૂપકોનાં નામ આ રીતે ગણાવવામાં આવ્યાં છેઃ

नाटकं सप्रकरणमङ्को व्यायोग एव च ।
भाणः समवकारश्च वीथी प्रहसनं डिमः ॥
ईहामृगश्च विज्ञेयो दशमो नाट्यलक्षणे ॥ (१८, २-३)

श्रेयः – વધુ આસ્વાદ્ય, દશરૂપકો દશ્ય પ્રકારનાં કાવ્યો હોવાને કારણે.]

तद्धि चित्रं चित्रपटवद्विशेषसाकल्यात् ॥३१॥

**(દશ પ્રકારનાં) તે (રૂપકો) ચિત્રપટની જેમ, સર્વ વિશિષ્ટતાઓથી પૂર્ણ હોવાને કારણે, ચિત્રરૂપ હોય છે. (૩૧)**

[चित्रम् – આનન્દપ્રદ, આશ્ચર્યજનક, આસ્વાદ્ય.

चित्रपटः – ચિત્રપટમાં (=કપડા ઉપર દોરેલા ચિત્રમાં) અનેક રંગોનું મિશ્રણ હોય છે, વળી ચિત્રપટ દશ્ય હોય છે.

विशेषसाकल्यम् – દશ્ય–શ્રવ્ય બંને પ્રકારનાં કાવ્યોની સર્વ વિશિષ્ટતાઓ.

નોંધ : પૂર્વોક્ત સૂત્રમાંનાં પોતાના વિધાનનું કારણ સૂત્રકારે અહીં આપ્યું છે.]

ततोऽन्यभेदक्लृप्तिः ॥३२॥

ततो दशरूपकादन्येषां भेदानां क्लृप्तिः कल्पनमिति । दशरूपकस्यैव हीदं सर्वं विलसितं, यच्च कथाख्यायिके महाकाव्यमिति । तल्लक्षणं च नातीव हृदयंगममित्युपेक्षितमस्माभिः । तदन्यतो ग्राह्यम् ॥३२॥

તે (દશરૂપક) પરથી અન્યભેદોની કલ્પના કરવામાં આવે છે. (૩૨)

તે દશરૂપક સિવાયના અન્ય ભેદોની કલૃપ્તિ એટલે કલ્પના.

કથા, આખ્યાયિકા, મહાકાવ્ય (વગેરે) જે (કાંઈ ભેદો) છે, તે આ બધો દશરૂપકનો જ વિસ્તાર છે. તેમનાં લક્ષણો બહુ હૃદયગમ ન હોવાથી અમે તેની ઉપેક્ષા કરી છે. તે (વિશેની માહિતી) અન્ય (ગ્રંથો) માંથી મેળવી લેવી. (૩૨)

[विलासितम् – કથા, આખ્યાયિકા, મહાકાવ્ય, વગેરે અન્ય સર્વ કાવ્યભેદોના અંશોનું નિરૂપણ રૂપકોમાં સમાવિષ્ટ થઈ જાય છે, એ અર્થમાં.

कथाख्यायिके महाकाव्यम् – કાવ્યના આ પ્રકારોનો અહીં માત્ર નામ નિર્દેશ જ છે. ભામહ અને દંડીએ એમનાં લક્ષણ, સ્વરૂપ વિશિષ્ટતા વગેરેનું સવિસ્તર નિરૂપણ પોતપોતાના વિવેચન ગ્રંથોમાં કર્યું છે.

नातीव हृदयंगमम् – કથા વગેરે કાવ્યપ્રકારોનાં લક્ષણાદિ વામનને બહુ ચિત્તાકર્ષક જણાતાં નથી. પુરોગામી આલંકારિકોએ એ સહુનું સવિસ્તર નિરૂપણ કર્યું હોવાથી, એનું માત્ર પુનર્નિરૂપણ જ કરવાનું રહે, એ કારણે ! કે પછી એ કાવ્યપ્રકારોના સ્વરૂપો વામનને મૂળભૂત રીતે જ અનાકર્ષક જણાયાં છે ? આવી કશી સ્પષ્ટતા તેમણે કરી નથી. કદાચ, भिन्नरुचिर्हि लोकः । એ એકમાત્ર કારણ હોય !

अन्यतः – ભામહ, દંડી વગેરેના ગ્રંથોમાંથી.]

## અધિકરણ–૨ ("દોષદર્શન")

### અધ્યાય –૧

### દોષનું સામાન્ય લક્ષણ

गुणविपर्ययात्मानो दोषाः ॥१॥

દોષો ગુણોથી વિપરીત સ્વરૂપવાળા હોય છે.

[गुणविपर्ययः – આ શબ્દનો અર્થ 'ગુણોનોઅભાવ' એવો પણ થઈ શકે; પરંતુ વામનને દોષનું અભાવાત્મક સ્વરૂપ માન્ય નથી; તેથી 'વિપર્યય' શબ્દનો

'વિપરીત' અથવા 'વિરુદ્ધગામી' એવો તેમણે કરેલો અર્થ દોષની તેમની વિશિષ્ટ વિભાવના સાથે સુસંગત બને છે. ]

## દોષ-નિરૂપણની આવશ્યક્તા

अर्थतस्तदवगमः ॥२॥

गुणस्वरूपनिरूपणात्तेषां दोषाणामर्थादवगमोऽर्थात् सिद्धिः ॥२॥

અર્થાપત્તિ વડે તે (દોષો)નું જ્ઞાન (થઈ શકે) છે. (૨)

ગુણ સ્વરૂપના નિરૂપણને કારણે, તે દોષોનું જ્ઞાન એટલે કે તેમની સિદ્ધિ, અર્થાપત્તિ વડે (થઈ શકે) છે. (૨)

[ अर्थतः – અર્થાપત્તિ વડે.

**નોંધ** : આ સૂત્રમાં પૂર્વપક્ષની દલીલનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ દલીલ આ પ્રમાણે છે : ગુણ સ્વરૂપના નિરૂપણ પરથી દોષ-સ્વરૂપનું અર્થાપત્તિ દ્વારા અનુમાન સહેલાઈથી કરી શકાય છે, તો પછી દોષોનાં સ્વરૂપ અને લક્ષણના પૃથક્ નિરૂપણનું શું પ્રયોજન છે ? પૂર્વપક્ષની આ દલીલનો ઉત્તર સૂત્રકારે હવે પછીના સૂત્રમાં આપ્યો છે. ]

सौकर्याय प्रपञ्चः ॥३॥

उद्दिष्टा लक्षणलक्षिता हि दोषाः सुज्ञाना भवन्ति ॥२॥

સરળતાને માટે (દોષોનું આ) નિરૂપણ કરવામાં આવ્યું છે. (૩)

ઉદ્દેશ અને લક્ષણ આપવામાં આવ્યાં હોય તો દોષો સહેલાઈથી સમજાય છે. (૩)

[ उद्देशः – નામ નિર્દેશ, નામોની યાદી અથવા સૂચિ, નામોલ્લેખ. વાંચો – नाममात्रेण वस्तुसंकीर्तनमुद्देशः । સૂત્રકારે દોષોનાં નામોની આવી સૂચિ આ અધિકરણમાં આપી છે, તેની વિગતો આ પ્રમાણે છે:—

પદ-દોષો – અધ્યાય-૧, સૂત્ર-૪
પદાર્થ દોષો – „ „ સૂત્ર-૧૦
વાક્ય-દોષો – અધ્યાય ૨, સૂત્ર-૧
વાક્યાર્થ-દોષો – „ „ સૂત્ર-૯

लक्षणम् – વ્યાખ્યા, જેના માટે અંગ્રેજીમાં સામાન્યતઃ definition શબ્દ પ્રયોજાય છે. વાંચો - असाधारणधर्मवचनं लक्षणम् । પદ-પદાર્થ-દોષોનાં લક્ષણ-ઉદાહરણ આ અધિકરણના પ્રથમ અધ્યાય અને વાક્ય-વાક્યાર્થ દોષોનાં લક્ષણ-ઉદાહરણ દ્વિતીય અધ્યાયમાં ગ્રંથકારે નિરૂપ્યાં છે.

**નોંધ :** પૂર્વપક્ષની (સૂત્ર ૨ માંની દલીલનો ઉત્તર આપતાં સૂત્રકાર યોગ્ય રીતે જ કહે છે કે ગુણસ્વરૂપનાં નિરૂપણથી દોષોનાં સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ ન આવી શકે, એટલે અભ્યાસીઓની અનુકૂળતા માટે દોષ–સ્વરૂપનું સવિસ્તર નિરૂપણ અહી આપવામાં આવ્યું છે. ]

**અધ્યાય—૨ :**

**વાક્યાર્થ-દોષ : 'અપ્રયુક્ત'**

मायादिकल्पितार्थमप्रयुक्तम् ।।२१।।

છળ–કપટ વગેરે વડે કલ્પિત અર્થ (વાક્યમાં હોય), તે 'અપ્રયુક્ત' (નામક વાક્યાર્થ-દોષ) છે. (૨૧)

[**નોંધ** : (૧) વામન–નિરૂપિત દોષોમાંથી માત્ર આ એક જ દોષનું નિરૂપણ પુરોગામી આલંકારિકોના ગ્રંથમાં મળતું નથી.

(૨) ગ્રંથકારને પોતાને પણ આ દોષ વિરલ અથવા કઠિન જણાય છે, એમ अत्र स्तोकमुदाहरणम् । કહીને તેમણે આ દોષનાં ઉદાહરણો આપ્યાં નથી, તે પરથી અનુમાન કરી શકાય. ]

## અધિકરણ–૩ ("ગુણવિવેચન")

**અધ્યાય—૧**

**ગુણ–અલંકાર–વિવેક :**

काव्यशोभायाः कर्तारो धर्मा गुणाः ।।१।।

ये खलु शब्दार्थयोर्धर्माः काव्यशोभां कुर्वन्ति ते गुणाः । ते चौजःप्रसादादयः । न यमकोपमादयः । कैवल्येन तेषामकाव्यशोभाकरत्वात् । ओजःप्रसादादीनां तु केवलानामस्ति काव्यशोभाकरत्वमिति ।।१।।

કાવ્યમાં શોભા (ઉત્પન્ન) કરનાર ધર્મો (ને) ગુણો (કહેવામાં આવે) છે (૧)

શબ્દ અને અર્થના જે ધર્મો કાવ્યમાં શોભા (ઉત્પન્ન) કરે છે, તે ગુણો છે; અને તે ઓજસ્, પ્રસાદ વગેરે (ગુણો) છે, યમક–ઉપમા વગેરે (અલંકારો) નહીં; કારણ કે એકલા તેઓ કાવ્યમાં શોભા (ઉત્પન્ન) કરી શકતા નથી. પરંતુ ઓજસ્, પ્રસાદ વગેરે તો એકલા હોય તો યે કાવ્યમાં શોભા (ઉત્પન્ન) કરી શકે છે. (૧)

[ कैवल्येन – ઓજસ્ આદિ ગુણોની ગેરહાજરીમાં, તેઓ એકલા હોય ત્યારે.
तेषाम् – યમક આદિ અલંકારો.

केवलानाम् – યમક ઉપમા આદિની ગેરહાજરીમાં પણ, તેઓ એકલા હોય ત્યારે.]

तदतिशयहेतवस्त्वलङ्काराः ॥२॥

तस्याः काव्यशोभाया अतिशयस्तदतिशयस्तस्य हेतवः । तु-शब्दो व्यतिरेके । अलङ्काराश्च यमकोपमादयः । अत्र श्लोकौ—

'युवतेरिव रूपमङ्ग काव्यं स्वदते शुद्धगुणं तदप्यतीव ।
विहितप्रणयं निरन्तराभिः सदलङ्कारविकल्पकल्पनाभिः ॥'
'यदि भवति वचश्च्युतं गुणेभ्यो वपुरिव यौवनवन्ध्यमङ्गनायाः ।
अपि जनदयितानि दुर्भगत्वं नियतमलङ्करणानि संश्रयन्ते ॥२॥

પરંતુ તે (કાવ્યશોભા)ના અતિશયના હેતુરૂપ અલંકારો છે. (૨)
[तदतिशयहेतवः – એટલે તે કાવ્યશોભાનો અતિશય, અને તેના હેતુ (રૂપ). 'तु' શબ્દ (ગુણોથી અલંકારનો) ભેદ (દર્શાવવા) માટે (પ્રયોજવામાં આવ્યો) છે;

અને અલંકારો એટલે યમક, ઉપમા વગેરે.]

અહીં (આ પ્રતિપાદનના સમર્થનમાં) બે શ્લોકો (આ પ્રમાણે મળે) છે :

'(અલંકાર વિહીન) શુદ્ધ ગુણોવાળું કાવ્ય હોય તો પણ યુવતીના (અલંકાર-વિહીન શુદ્ધ) સૌન્દર્યની જેમ (સહૃદયોને) અત્યંત પસંદ પડે છે; અને વિવધ સુંદર અલંકારોથી વિભૂષિત રૂપ પણ અત્યંત આનંદપ્રદ નીવડે છે.'

'(પરંતુ) જો સ્ત્રીના યૌવન (એટલેકે, સૌન્દર્ય)વિહીન શરીરની જેમ (કાવ્ય–)વાણી ગુણરહિત હોય, તો લોકોને બહુ ગમતા અલંકારો પણ ચોક્કસ વરવા લાગે છે.' (૨)

[अतिशयः – ઉત્કર્ષ, વૃદ્ધિ, પુષ્કળતા.
व्यतिरेकः – ભેદ, ભિન્નતા, નફાવત.]

पूर्वे नित्याः ॥३॥

पूर्वे गुणा नित्याः । तैर्विना काव्यशोभानुपपत्तेः ॥३॥

(આ બેમાંથી) પ્રથમ (દર્શાવેલા) નિત્ય છે. (૩)

પ્રથમ (દર્શાવેલા, એટલે કે) ગુણો નિત્ય છે, કારણ કે તે (ગુણો) વિના કાવ્યશોભાની ઉપપત્તિ બેસી શકતી નથી. (૩)

[पूर्वे – ગુણો અને અલંકારો, એ બેમાંથી (સૂત્ર–૧ માં) પ્રથમ જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યોછે તે ગુણો.

સૂત્ર ૧–૨–૩ : ઉપસંહાર :

(૧) ગુણો જ કાવ્યશોભમાં જનક છે, એ હકીકત ગ્રંથકારે અન્વયવ્યતિરેકની શાસ્ત્રીય પદ્ધતિ પ્રયોજીને સિદ્ધ કરી છે.

(૨) ગુણો જ કાવ્યશોભા નિપજાવી શકે છે, અલંકારો તો ગુણોએ નિષ્પન્ન કરેલી કાવ્યશોભાના અતિશયનું કારણ બને છે, એટલે કે એ શોભાનો ઉત્કર્ષ કરે છે.

(૩) 'કામધેનુ' —ટીકામા, આ વસ્તુસ્થિતિનું વિવરણ કરતાં, યોગ્ય રીતે જ કહેવામાં આવ્યું છે કે ગુણોનો કાવ્ય સાથેનો 'સમવાય' સંબંધ છે. જ્યારે અલંકારોનો 'સંયોગ' સંબંધ છે.

[નોંધ : 'विशिष्टा पदरचना' એવું રીતિનું લક્ષણ આપીને (સૂત્ર ૧-૨-૭) એ પદરચનાની વિશિષ્ટતાનું વિવરણ કરતાં ગ્રંથકારે 'विशेषो गुणात्मा' એમ કહ્યું હતું (સૂત્ર ૧-૨-૮). અહીં આ દશ ગુણોને પદરચનાના ગુણો કહીને, રીતિની એ જ પૂર્વોક્ત ગુણાત્મકતા પર ગ્રંથકારે ભાર મૂક્યો છે.]

(૧) ઓજસ્

गाढबन्धत्वमोजः ॥५॥

बन्धस्य गाढत्वं यत्तदोजः । यथा—

'विलुलितमकरन्दा मञ्जरीर्नर्तयन्ति ।'

न पुनः,—

'विलुलितमधुधारा मञ्जरीर्लोलयन्ति' ॥५॥

પદરચનાની ગાઢતા તે જ ઓજસ્ (૫)

પદરચનાની જે ગાઢતા તે જ ઓજસ્. જેમકે—

'પુષ્પરસને કંપિત કરતા (ભ્રમરો) (આમ્ર)મંજરીઓને નચાવે છે.'

નહીં કે,

'મધુધારાને કંપિત કરતા (ભ્રમરો) (આમ્ર)મંજરીઓને હલાવે છે.' (૫)

[નોંધ : (૧) પદરચનાની ગાઢતા એટલે કાવ્યપંક્તિમાં અક્ષરવિન્યાસનો પરસ્પર-સંશ્લેષ.

પ્રથમ ઉદાહરણમાં '°मकरन्दा मञ्जरीर्नर्तयन्ति ।' માં બન્ધની ગાઢતા છે. જ્યારે એ જ અર્થવાળા બીજા ઉદાહરણમાં मकरन्द ને સ્થાને मधुधारा અને नर्तयन्ति ને સ્થાને लोलयन्ति મૂકવાથી એ ગાઢતા લુપ્ત થાય છે.

(૨) દંડીની ઓજસ્-ગુણની વિભાવના સાવ જૂદી જ છે, તે તેના આ લક્ષણથી સ્પષ્ટ થઇ જશે :

ओजः समासभूयस्त्वमेतद् गद्यस्य जीवितम् । (१, ८०)]

(૨) પ્રસાદ

शैथिल्यं प्रसादः ॥६॥

बन्धस्य शैथिल्यं शिथिलत्वं प्रसादः ॥६॥

પ્રસાદ એટલે શિથિલતા. (૬)

બન્ધનું શૈથિલ્ય, શિથિલત્વ એ જ પ્રસાદ. (૬)

સૂત્ર ૧–૨–૩ : ઉપસંહાર :

(૧) ગુણો જ કાવ્યશોભમાં જનક છે, એ હકીકત ગ્રંથકારે અન્વયવ્યતિરેકની શાસ્ત્રીય પદ્ધતિ પ્રયોજીને સિદ્ધ કરી છે.

(૨) ગુણો જ કાવ્યશોભા નિપજાવી શકે છે, અલંકારો તો ગુણોએ નિષ્પન્ન કરેલી કાવ્યશોભાના અતિશયનું કારણ બને છે, એટલે કે એ શોભાનો ઉત્કર્ષ કરે છે.

(૩) 'કામધેનુ'—ટીકામાં, આ વસ્તુસ્થિતિનું વિવરણ કરતાં, યોગ્ય રીતે જ કહેવામાં આવ્યું છે કે ગુણોનો કાવ્ય સાથેનો 'સમવાય' સંબંધ છે, જ્યારે અલંકારોનો 'સંયોગ' સંબંધ છે.

(૪) પોતે પ્રતિપાદિત કરેલા ગુણ–અલંકાર–વિવેકના વિશિષ્ટ સિદ્ધાન્તના સમર્થન માટે ગ્રંથકારે ટાંકેલા બંને શ્લોકો, યુવતીનાં સ્વકીય સૌન્દર્ય અને બાહ્ય ઘરેણાંનું ઉદાહરણ આપીને, પૂર્વોક્ત અન્વય–વ્યતિરેક બંને દૃષ્ટિએ, ગુણ અને અલંકારના ઉક્ત ભેદને સવિશેષ સ્પષ્ટ કરે છે.

(૫) 'ગુણો નિત્ય છે,' એમ કહીને 'અલંકારો અનિત્ય છે' એમ ગ્રંથકારે સૂચવી દીધું છે. ગુણાલંકાર-ભેદનો આ બીજો મહત્ત્વનો મુદ્દો છે. वाच्योः पुनरलङ्कारा अनित्या इति गम्यत एव । 'કામધેનુ'–ટીકા

(૬) વામનના બંને પુરોગામીઓ ભામહે અને દંડીએ ગુણો અને અલંકારોનું પોતપોતાની રીતે નિરૂપણ કર્યું છે; પરંતુ તે બેમાંથી કોઇએ ગુણ–અલંકાર–વિવેક નિરૂપ્યો નથી, તે હકીકત અલંકારશાસ્ત્રના વિકાસ-પ્રતિહાસના સંદર્ભમાં અને વામનના તે પરત્વેના મૌલિક પ્રદાનના અનુસંધાનમાં નોંધપાત્ર બની રહે છે.]

## શબ્દગુણ-નિરૂપણ

ओजःप्रसादश्लेषमतासमाधिमाधुर्यसौकुमार्योदारतार्थव्यक्तिकान्तयो बन्धगुणाः ॥४॥

बन्धः पदरचना । तस्य गुणा बन्धगुणा ओजःप्रभृतयः ॥४॥

ઓજસ્, પ્રસાદ, શ્લેષ, સમતા, સમાધિ, માધુર્ય સૌકુમાર્ય ઉદારતા, અર્થવ્યક્તિ અને કાન્તિ,—એ (દશ) બન્ધના ગુણો છે. (૪)

'બન્ધ' એટલે પદરચના. તેના ગુણો તે ઓજસ્ વગેરે બન્ધગુણો. (૪)

बन्धः કાવ્યમાં કવિએ પ્રયોજેલી શબ્દોની વિશિષ્ટ ગોઠવણ.

[નોંધ : 'विशिष्टा पदरचना' એવું રીતિનું લક્ષણ આપીને (સૂત્ર ૧–૨–૭) એ પદરચનાની વિશિષ્ટતાનું વિવરણ કરતાં ગ્રંથકારે 'विशेषो गुणात्मा' એમ કહ્યું હતું (સૂત્ર ૧–૨–૮). અહીં આ દશ ગુણોને પદરચનાના ગુણો કહીને, રીતિની એ જ પૂર્વોક્ત ગુણાત્મકતા પર ગ્રંથકારે ભાર મૂક્યો છે.]

(૧) ઓજસ્

गाढवन्धत्वमोजः ॥५॥

वन्धस्य गाढत्वं यत्तदोजः । यथा—

'विलुलितमकरन्दा मञ्जरीर्नर्तयन्ति ।'

न पुनः,—

'विलुलितमधुधारा मञ्जरीर्लोलयन्ति' ॥५॥

પદરચનાની ગાઢતા તે જ ઓજસ્ (૫)

પદરચનાની જે ગાઢતા તે જ ઓજસ્. જેમકે—

'પુષ્પરસને કંપિત કરતા (ભ્રમરો) (આમ્ર)મંજરીઓને નચાવે છે.'

નહીં કે,

'મધુધારાને કંપિત કરતા (ભ્રમરો) (આમ્ર)મંજરીઓને હલાવે છે.' (૫)

[નોંધ : (૧) પદરચનાની ગાઢતા એટલે કાવ્યપંક્તિમાં અક્ષરવિન્યાસનો પરસ્પર-સંશ્લેષ.

પ્રથમ ઉદાહરણમાં '०मकरन्दा मञ्जरीर्नर्तयन्ति ।' માં બન્ધની ગાઢતા છે. જ્યારે એ જ અર્થવાળા બીજા ઉદાહરણમાં मकरन्द ને સ્થાને मधुधारा અને नर्तयन्ति ને સ્થાને लोलयन्ति મૂકવાથી એ ગાઢતા લુપ્ત થાય છે.

(૨) દંડીની ઓજસ્-ગુણની વિભાવના સાવ જૂદી જ છે, તે તેના આ લક્ષણથી સ્પષ્ટ થઇ જશે :

ओजः समासभूयस्त्वमेतद् गद्यस्य जीवितम् । (१, ८०)]

(૨) પ્રસાદ

शैथिल्यं प्रसादः ॥६॥

वन्धस्य शैथिल्यं शिथिलत्वं प्रसादः ॥६॥

પ્રસાદ એટલે શિથિલતા. (૬)

બન્ધનું શૈથિલ્ય, શિથિલત્વ એ જ પ્રસાદ. (૬)

नन्वयमोजोविपर्ययात्मा दोषस्तत्कथं गुण इत्यत आ।

गुणः संप्लवात् ॥७॥

गुणः प्रसादः। ओजसा सह संप्लवात् ॥७॥

'ઓજસ્ ના વિપર્યય-સ્વરૂપ આ (પ્રસાદ) તો (કાવ્ય)દોષ ગણાય, તે વળી ગુણ કેવી રીતે હોઇ શકે ?'(આ પ્રશ્નનો ઉત્તર આપવા) માટે કહ્યું છે–

ગુણ છે, મિશ્રિત હોવાથી. (૭)

ગુણ એટલે પ્રસાદ (ગુણ), ઓજસ્‌ની સાથે મિશ્રિત હોવાથી (૭)

[નોંધ : તાત્પર્ય એ કે જ્યાં ઓજસ્ અને પ્રસાદ બંને પરસ્પર મિશ્રિત હોય, ત્યાં પ્રસાદ એ ગુણ બને.]

न शुद्धः ॥८॥

शुद्धस्तु दोष एवेति ॥८॥

શુદ્ધ (પ્રસાદ) (ગુણ) નથી. (૮)

પરંતુ (પ્રસાદ) શુદ્ધ (સ્વરૂપમાં) હોય તો તે દોષ જ (બને), એ (લક્ષમાં રાખવું). (૮)

[शुद्धः–એટલે કે ઓજસ્‌ની સાથે અમિશ્રિત, શુદ્ધ સ્વરૂપમાં રહેલો પ્રસાદ, જેમાં પદરચનાની શિથિલતા જ હોય. આ પ્રકારનો પ્રસાદ દોષ જ બને.

નોંધ : કેટલીક આવૃત્તિઓમાં સૂત્ર ૮ ને જૂદા અને સ્વતંત્ર સૂત્ર તરીકે આપવામાં આવ્યું નથી; પરંતુ તેમાંની સામગ્રીનો સૂત્ર ૭માંના વૃત્તિભાગમાં સમાવેશ કરી લેવામાં આવ્યો છે.]

ननु विरुद्धयोरोजःप्रसादयोः कथं संप्लव इत्यत आह–

स त्वनुभवसिद्धः ॥९॥

स तु संप्लवस्त्वनुभवसिद्धस्तद्विदां रत्नादिविशेषवत् ।

अत्र श्लोकः—

करुणप्रेक्षणीयेषु संप्लवः सुखदुःखयोः ।
यथानुभवतः सिद्धस्तथैवौजःप्रसादयोः ॥९॥

'વિરુદ્ધ(સ્વરૂપ)વાળા ઓજસ્ અને પ્રસાદનું મિશ્રણ કેવી રીતે (શક્ય બને) ?'– એ (પ્રશ્ન પૂછવામાં આવે તે) માટે કહ્યું છે—

પરંતુ તે તો અનુભવસિદ્ધ છે. (૯)

રત્નો વગેરેની વિશિષ્ટતા જેમ તેના જાણકારો (ઝવેરીઓ) માટ અનુભવ-સિદ્ધ હોય છે તેમ, તે મિશ્રણ પણ (સહૃદયો માટે અનુભવસિદ્ધ) છે.

(આ સંબંધમાં) અહીં એક શ્લોક (આ પ્રમાણે મળે) છે:

'કરુણ (રસ)નાં નાટકોમાં સુખ અને દુઃખનું મિશ્રણ જેમ (સહૃદયોને) અનુભવસિદ્ધ હોય છે, તેમજ ઓજસ્ અને પ્રસાદનું (મિશ્રણ પણ)'. (૯)

[ સઃ – એટલે કે, પદરચનાની અનુક્રમે ગાઢતા અને શિથિલતાના સ્વરૂપવાળા ઓજસ્ અને પ્રસાદ એ બે ગુણોનું મિશ્રણ.

**નોંધ** : રત્નોની વિશેષતાઓને જેમ તેના તજ્જ્ઞો–ઝવેરીઓ–જ પારખી શકે, તેમ ઓજસ્ અને પ્રસાદનું આ મિશ્રણ પણ સહૃદયોની જ અનુભૂતિનો વિષય બની શકે. એ માટે અન્ય કોઇ સ્થૂલ અને બાહ્ય કે ભૌતિક સાબિતી ન હોઇ શકે. સુખદુઃખના મિશ્રણની અનુભૂતિનું ઉદાહરણ સૂત્રકારના ઉક્ત વિધાનને પુષ્ટિ અર્પે છે.]

साम्योत्कर्षौ च ॥१०॥

साम्यमुत्कर्षश्चौजःप्रसादयोरनुभवादेव । साम्यं यथा—

'अथ स विषयव्यावृत्तात्मा यथाविधि सूनवे
नृपतिककुदं दत्त्वा यूने सितातपवारणम् ।'

क्वचिदोजः प्रसादादुत्कृष्टम् । यथा—

'व्रजति गगनं भल्लातक्याः फलेन सहोपमाम् ।'

क्वचिदोजसः प्रसादस्योत्कर्षः । यथा—

'कुसुमशयनं न प्रत्यग्रं न चन्द्रमरीचयो
न च मलयजं सर्वाङ्गीणं न वा मणियष्टयः ॥१०॥

સામ્ય અને ઉત્કર્ષ પણ (અનુભવસિદ્ધ) છે. [૧૦]

ઓજઃ અને પ્રસાદનાં સામ્ય અન ઉત્કર્ષ પણ અનુભવથી જ (સિધ્ધ થઈ શકે). સામ્ય, જેમકે–

'પછી, વિષય-વિરક્ત થઈને, શ્વેતછત્રરૂપી રાજચિહ્ન યુવાન પુત્ર (રઘુ)ને વિધિપૂર્વક સોંપીને તે (દિલીપ રાજા વનમાં ગયા).'

ક્યાંક ઓજસ્ પ્રસાદ કરતાં ઉત્કૃષ્ટ હોય છે, જેમકે–

'આકાશ (નીલરંગની બાબતમાં) ભિલામાના ફળની સાથે સામ્ય ધારણ કરી રહ્યું છે.'

ક્યાંક ઓજસ્ કરતાં પ્રસાદનો ઉત્કર્ષ (વરતાય) છે, જેમકે—

'ન તાજી (બનાવેલી) પુષ્પશય્યા, ન ચન્દ્રકિરણો, ન સર્વાંગ ચન્દનલેપ કે ન મણિના હાર (વિરહીજનોને શાન્તિપ્રદ નીવડી શકે). (૧૦)
[च – તે બંનેનું મિશ્રણ જ નહીં, તેમનાં સામ્ય અને ઉત્કર્ષ પણ અનુભવ સિદ્ધ છે, તે દર્શાવવા આ 'च' પ્રયોજવામાં આવ્યો છે.

**નોંધ :** દંડીની પ્રસાદગુણની વિભાવના પણ આથી જુદી જ છે, તે વાત તેમણે આપેલા આ લક્ષણ પરથી પ્રતીત થશે :

प्रसादवत्प्रसिद्धार्थमिन्दोरिन्दीवरद्युति ।
लक्ष्म लक्ष्मीं तनोतीति प्रतीतिसुभगं वचः ॥ (१.४६)]

## (૩) શ્લેષ

मसृणत्वं श्लेषः ॥११॥

मसृणत्वं नाम यस्मिन् सति बहून्यपि पदान्येकवद्भासन्ते । यथा—
'अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः' ॥११॥

શ્લેષ એટલે મસૃણતા (૧૧)

જેની ઉપસ્થિતિને કારણે પદો અનેક હોવાં છતાં એક જેવાં (એટલે સંમિલિત) પ્રતીત થાય તે મસૃણતા. જેમકે—

'ઉત્તર દિશામાં હિમાલય નામનો દેવતા-સ્વરૂપ પર્વતરાજ છે'. (૧૧)
[मसृणत्वम् – શબ્દોમાં રહેલી એક પ્રકારની સ્નિગ્ધતા, ચિક્કણતા, ચીકણાપણું.

**નોંધ :** આ ગુણનું પણ દંડીને અભિમત સ્વરૂપ જૂદું છે. વાંચો–
श्लिष्टमस्पृष्टशैथिल्यमल्पप्राणाक्षरोत्तरम् । (१,४३)]

## (૪) સમતા :

मार्गाभेदः समता ॥१२॥

मार्गस्याभेदो मार्गाभेदः समता । येन मार्गेणोपक्रमस्तस्यात्याग इत्यर्थः । श्लोके प्रबन्धे चेति । पूर्वोक्तमुदाहरणम् ॥१२॥

સમતા એટલે માર્ગનો અભેદ. ૧૨

માર્ગનો અભેદ એ માર્ગાભેદ, એ જ સમતા. જે માર્ગે (કાવ્યનો) આરંભ થયો હોય, તેનો ત્યાગ ન કરવો તે, એ તાત્પર્ય. (આ માર્ગાભેદ) શ્લોક અને પ્રબન્ધ (બંને)માં હોય છે. પૂર્વોક્ત (શ્લોક अस्त्युत्तरस्यां दिशि० સમતાગુણનું) ઉદાહરણ છે. (૧૨)

[ मार्गः – કાવ્યની રચનાશૈલી. 'રીતિ માટે દંડીએ પ્રયુક્ત કરેલો શબ્દ 'માર્ગ' અહીં સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવે.

अभेदः – જે રચનાશૈલી સ્વીકારીને કાવ્યનો આરંભ કર્યો હોય તેને જ (કાવ્યના એક અંતભાગ સુધી) ટકાવી રાખવી તે.

નોંધ: (૧) માર્ગના અભેદસ્વરૂપ આ સમતાગુણ છુટક શ્લોકમાં તેમ જ સળંગ પ્રબન્ધ, બંનેમાં આવશ્યક છે.

(૨) દંડીની આ ગુણની વિભાવના વામનની વિભાવનાને મળતી આવે છે. વાંચો—समं बन्धेष्वविषमम्...। (૧, ૪૭)]

आरोहावरोहक्रमः समाधिः ॥१३॥

आरोहावरोहयो क्रमः आरोहावरोहक्रमः । समाधिः परिहारः । आरोहस्यावरोहे सति परिहारः, अवरोहस्य वाऽऽरोहे सतीति । तत्रारोहपूर्वकोऽवरोहो यथा—

'निरानन्दः कौन्दे मधुनि परिभुक्तोज्झितरसे' ।

अवरोहपूर्वकस्त्वारोहो यथा—

'नराः शीलभ्रष्टा व्यसन इव मज्जन्ति तरवः' ।

आरोहस्य क्रमोऽवरोहस्य च क्रम आरोहावरोहक्रमः । क्रमेणारोहणमवरोहणं चेति केचित् । यथा—

'निवेशः स्वःसिन्धोस्तुहिनगिरिवीथीषु जयति' । (१३)

સમાધિ એટલે આરોહ-અવરોહ-ક્રમ. (૧૩)

'આરોહાવરોહક્રમ' એટલે આરોહ–અવરોહનો ક્રમ. સમાધિ એટલે પરિહાર. અવરોહ થઈ ગયા પછી આરોહનો પરિહાર, અને આરોહ થઈ ગયા પછી અવરોહનો પરિહાર, એમ (સમાધિના બે પ્રકાર થાય).

'આરોહપૂર્વક અવરોહ' જેમકે—

'રસોપભોગ કર્યા બાદ છોડી દીધેલા કુન્દ(પુષ્પ)ના રસમાં આનન્દ ન પામનાર...'

અને અવરોહપૂર્વક આરોહ, જેમકે—

'ચારિત્ર્યભ્રષ્ટ મનુષ્યો જેમ વ્યસનોમાં, તેમ વૃક્ષો (જળમાં) ડૂબી રહ્યાં છે.' 'આરોહાવરોહક્રમ' એટલે આરોહનો ક્રમ અને અવરોહનો ક્રમ (એ રીતે પણ પદને સમજાવી શકાય). 'ક્રમશઃ આરોહણ અને અવરોહણ' એમ પણ કેટલાક (માને છે). જેમકે—

'હિમાલયના માર્ગોમાં સ્વર્ગ–સરિતા (ગંગા)નો પ્રવેશ જય પામે છે.' (૧૩

न पृथग्, आरोहावरोहयोरोजःप्रसादरूपत्वात् ॥१४॥

न पृथक्समाधिर्गुणः । आरोहावरोहयोरोजःप्रसादरूपत्वात् । ओजोरूपश्चारोहः प्रसादरूपश्चावरोह इति ॥१४॥

આરોહ અને અવરોહ (અનુક્રમે) ઓજસ્ અને પ્રસાદ સ્વરૂપ હોવાને કારણે (આ સમાધિ) સ્વતંત્ર (ગુણ) નથી. (૧૪)

સમાધિ સ્વતંત્ર ગુણ નથી, કારણ કે આરોહ અને અવરોહ (અનુક્રમે) ઓજસ્ અને પ્રસાદ સ્વરૂપ છે. આરોહ ઓજસ્-સ્વરૂપ છે અને અવરોહ પ્રસાદ-સ્વરૂપ છે. (૧૪)

[નોંધ : આ સૂત્રમાં પૂર્વપક્ષનો મત આપવામાં આવ્યો છે.]

न संपृक्तत्वात् ॥१५॥

यदुक्तमोजःप्रसादरूपत्वमारोहावरोहयोः, तन्न संपृक्तत्वात् । संपृक्तौ खल्वोजःप्रसादौ नदीवेणिकावद् वहतः ॥१५॥

(બંને) સંમિશ્રિત હોવાને કારણે (તમારો આ મત) યોગ્ય નથી. (૧૫)

આરોહ અને અવરોહ ઓજસ્ અને પ્રસાદ સ્વરૂપ છે એમ (તમે કહ્યું) તે (યોગ્ય) નથી; કારણકે તે બંને સંમિશ્રિત છે. ઓજસ્ અને પ્રસાદ એ બંને (આ સમાધિગુણમાં) નદીના બે પ્રવાહોની જેમ, સાથે મળીને વહે છે. (૧૫)

[નોંધ : આ સૂત્રમાં પૂર્વોક્ત સૂત્રમાંના પૂર્વપક્ષમતનું ખંડન કરવામાં આવ્યું છે.]

अनैकान्त्याच्च ॥१६॥

न चायमेकान्तो नियमः यदोजस्यारोहः प्रसादे चावरोह इति ॥१६॥

અનૈકાન્તિક હોવાને કારણે પણ. (૧૬)

વળી, એવો કોઇ 'એકાન્ત' એટલે કે (વ્યાવર્તક) નિયમ નથી કે ઓજસ્માં આરોહ હોય અને પ્રસાદમાં અવરોહ હોય (૧૬)

[ अनैकान्त्यम् – કોઈ નિશ્ચિત નિયમ ન હોવાની પરિસ્થિતિ.

एकान्तः – વ્યાવર્તક નિયમ.

નોંધ : (૧) આ કારણે સમાધિ એક સ્વતંત્ર ગુણ તરીકે યોગ્ય બને છે; (૨) સ્વમત પ્રતિપાદન માટેની સિદ્ધાન્તપક્ષની આ વધારાની દલીલ છે.]

ओजःप्रसादयोः क्वचिद्भागे तीव्रावस्थायां ताविति चेदभ्युपगमः ॥१७॥

ओजःप्रसादयोः क्वचिद्भागे तीव्रावस्थायामारोहोऽवरोहश्चेत्येवं चेन्मन्यसे,–अभ्युपगमः, न विप्रतिपत्तिः ॥१७॥

'ઓજસ્ અને પ્રસાદના કોઈક ભાગમાં તીવ્રાવસ્થા હોય ત્યારે તે બે (આરોહ અને અવરોહ) સંભવે છે'—એમ કહો તો તે અભ્યુપગમ છે. (૧૭)

'ઓજસ્ અને પ્રસાદના કોઈક ભાગમાં તીવ્રાવસ્થા હોય ત્યારે આરોહ અને અવરોહ (સંભવે છે), એમ તમે માનતા હો તો, અમને એ માન્ય છે. એમાં કશો વાંધો નથી. (૧૭)

[क्वचिद्भागे – ઓજસ્ અને પ્રસાદના કોઈક ભાગમાં જ, સર્વત્ર નહીં

अभ्युपगमः – સ્વીકાર. પૂર્વપક્ષ અને સિદ્ધાન્ત પક્ષ બંનેને આ દલીલ સ્વીકારવામાં વાંધો ન હોય.

विप्रतिपत्तिः – વાંધો, વિરોધ.

**નોંધ**: આ સૂત્રમાં પૂર્વપક્ષની પૂર્વાપેક્ષિત દલીલને રજુ કરીને તેનો સિદ્ધાન્તપક્ષે ઉત્તર આપ્યો છે.]

विशेषापेक्षित्वात्तयोः ॥१८॥

स विशेषो गुणान्तरमेव ॥१८॥

તે બંનેના વિશેષની અપેક્ષા રહેતી હોવાથી. (૧૮)

[तयोः – ઓજસ્ અને પ્રસાદ ગુણોમાંની આરોહ અને અવરોહની નિયત થયેલી પરિસ્થિતિઓનો.

विशेषः – સમાધિરૂપ અન્ય (સ્વતંત્ર) ગુણ સ્વરૂપની વિશિષ્ટતા,

गुणान्तरम् – અન્ય, પૃથક્, સ્વતંત્ર ગુણ.

**નોંધ**: ઓજસ્ અને પ્રસાદ એ બે ગુણોમાંના કોઈક ભાગમાં જે તીવ્રાવસ્થા ઉદ્ભવે છે, તેનું કોઈ વિશિષ્ટ કારણ તો હેવું જ જોઈએ; અને એ વિશિષ્ટ કારણ એટલે સમાધિ નામનો સ્વતંત્ર ગુણ.]

आरोहावरोहनिमित्तं समाधिराख्यायते ॥१९॥

आरोहावरोहक्रमः समाधिरिति गौण्या वृत्त्या व्याख्येयम् ॥१९॥

આરોહ અને અવરોહનું નિમિત્ત જ સમાધિ (ગુણ) કહેવાય છે. (૧૯)

આરોહ–અવરોહ–ક્રમ એટલે સમાધિ' એ (લક્ષણ વાક્ય)ને ગૌણી વૃત્તિ અનુસાર સમજાવવું જોઈએ. (૧૯)

[નોંધ: 'આરોહ અને અવરોહનો ક્રમ એટલે સમાધિ'–એમ સમાધિગુણના લક્ષણ પ્રસંગે (સૂત્ર ૧૩માં) જે કહેવામાં આવ્યું હતું, તેમાંના 'ક્રમ' શબ્દનું અર્થઘટન, ગૌણી લક્ષણ અનુસાર, 'નિમિત્ત' એમ કરવું જોઈએ.]

क्रमविधानार्थं वा ॥२०॥

पृथक्करणमिति । पाठधर्मश्च न संभवतीति 'न पाठधर्माः सर्वत्रादृष्टेः' इत्येवं वक्ष्यामः ॥२०॥

અથવા (આરોહ અને અવરોહમાં) ક્રમના વિધાન માટે. (૨૦)

(સમાધિગુણને) જૂદો ગણવામાં આવ્યો છે–એમ (સૂત્ર સાથે અનુસંધાન કરવું જોઈએ). '(આ ક્રમ) પાઠ ધર્મ ન સંભવી શકે' એ વાત અમે 'પાઠ-ધર્મ નથી, કારણ કે તે સર્વત્ર દેખાતા નથી' એ (આ અધ્યાયના અંતિમ સૂત્રમાં) સમજાવીશું (૨૦)

[पृथक्करणमिति – 'સમાધિને અમે પૃથક્ ગુણ તરીકે માનીએ છીએ,' એટલું સૂત્રાર્થમાં ઉમેરવાનું રહે.

पाठधर्मश्च० – 'ક્રમ તો પાઠનો – બોલવામાં આરોહણ-અવરોહણરૂપી ધર્મ છે, એ કાંઈ કાવ્યનો ગુણ નથી,'–એવી દલીલ પૂર્વપક્ષ તરફથી કરવામાં આવે તો, સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે–'આરોહ અવરોહની' બાબતમાં પાઠધર્મ ન સંભવી શકે'–એ વાત અમે આ અધ્યાયના અંતિમ સૂત્રમાં સમજાવીશું.

નોંધ: (૧) સમાધિ–ગુણને એક જૂદા સ્વતંત્ર ગુણ તરીકે સ્થાપિત કરવા માટે ગ્રંથકારે લાંબી ચર્ચા અને અનેક દલીલો કરી છે, તે છતાં એમનું પ્રતિ-પાદન સંપૂર્ણતઃ પ્રતીતજનક જણાતું નથી. આ કારણે કેટલાક વિવેચકો સમાધિને સ્વતંત્ર ગુણ તરીકે સ્વીકારતા નથી, તે વસ્તુસ્થિતિ અસ્વાભાવિક નથી.

(૨) સમાધિગુણથી દંડીને જૂદો જ કોઈક અર્થ અભિપ્રેત છે, એ સમ-જવા માટે તેમનું આ લક્ષણ લક્ષમાં રાખવા જેવું છે—

अन्यधर्मस्ततोऽन्यत्र लोकसीमानुरोधिना ।
सम्यगाधीयते यत्र सः समाधिः स्मृतो यथा ॥ (१, ९३)]

(૬) માધુર્ય

पृथक्पदत्वं माधुर्यम् ॥२१॥

માધુર્ય એટલે પદોનું પૃથક્ત્વ. (૨૧)

[पृथक्पदत्वम्– કાવ્યની પદરચનામાંનાં પદો જૂદાં જૂદાં હોવાં તે. આ વિશેષણનું તાત્પર્ય દીર્ઘસમાસનો નિષેધ કરવાનું છે.

ઉદાહરણ – આગળ કહ્યું તે જ–'अस्त्युतस्यां दिशि० ।'

**નોંધ :** દંડીને અભિમત માધુર્યગુણનું લક્ષણ આ પ્રમાણે છે :

मधुरं रसवद्वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः ॥(१, ५१)

આ લક્ષણ ઉપર્યુક્ત વામનકથિત લક્ષણથી જૂદું પડે છે, તે દેખીતું છે,

(૭) સૌકુમાર્ય

[ अजरठत्वं सौकुमार्यम् ॥२२॥

સૌકુમાર્ય એટલે અપરુષતા. (૨૧)

अजरठत्वम् : કાવ્યની પદરચનામાંના પદોમાં કઠોરતા અથવા પરુપતાનો અભાવ, એટલે કે કોમલતાનો ભાવ,

ઉદાહરણ – આગળ કહ્યું તે જ–'अस्त्युत्तरस्यां दिशि'० ।

**નોંધ :** દંડી–કથિત સુકુમારતાગુણનું લક્ષણ આને મળતું આવે છે.

વાંચો : अनिष्ठुराक्षरप्रायं सुकुमारमिहेष्यते। (१. ६९)]

(૮) ઉદારતા

विकटत्वमुदारता ॥२३॥

बन्धस्य विकटत्वं यदसावुदारता । यस्मिन् सति नृत्यन्तीव पदानीति जनस्य वर्णभावना भवति तद्विकटत्वम् । लीलायमानत्वमित्यर्थः ।

यथा–'स्वचरणविनिविष्टैर्नूपुरैर्नर्तकीनां
झटिति रणितमासीत्तत्र चित्रं कलं च ॥२३॥

ઉદારતા એટલે વિકટતા. (૨૩)

પદરચનાની જે વિકટતા એ જ ઉદારતા, જે ઉપસ્થિત હોવાને કારણે પદો જાણે કે નાચી રહ્યાં છે એવી વર્ણો (વિશે)ની શ્રોતાજનની ભાવના થાય, તે વિકટતા; એટલે (નૃત્યમાં હોય છે તેવું, વર્ણોનું) લીલાયમાનત્વ, એવું (તાત્પર્ય થયું). જેમકે–

'નર્તકીઓનાં પોતાનાં ચરણોમાં પહેરેલાં નૂપુરોનો સુંદર અને મધુર ઝણકાર તરત જ થવા લાગ્યો.' (૨૩)

[**નોંધ :** ઉદારતાગુણનું દંડીકથિત લક્ષણ આને લગભગ મળતું આવે છે. વાંચો :

उत्कर्षवान् गुणः कश्चिद्यस्मिन्नुक्ते प्रतीयते ।
तदुदाराह्वयं तेन सनाथा काव्यपद्धतिः ॥१, ७६॥ ]

(૯) અર્થવ્યક્તિ

अर्थव्यक्तिहेतुत्वमर्थव्यक्तिः ॥२४॥

यत्र झटित्यर्थप्रतिपत्तिहेतुत्वं स गुणोऽर्थव्यक्तिरिति । पूर्वोक्तमुदाहरणम् ।

**અર્થવ્યક્તિ એટલે અર્થની અભિવ્યક્તિનો હેતુભૂત (શબ્દગુણ).(૨૪)**

અર્થની સ્પષ્ટ પ્રતીતિ તરત જ કરાવવાની ક્ષમતા ધરાવનાર ગુણ, તે અર્થ-વ્યક્તિ,

ઉદાહરણ – પૂર્વોક્ત–'अस्त्युत्तरस्यां दिशि०' ।

[ નોંધ : અર્થવ્યક્તિગુણનું દંડીએ આપેલું લક્ષણ આને લગભગ મળતું આવે છે. વાંચોઃ—

*अर्थव्यक्तिरनेयत्वमर्थस्य..........* (૧,૭૩)]

(૧૦) કાન્તિ

औज्ज्वल्यं कान्तिः ॥२५॥

बन्धस्योज्ज्वलत्वं नाम यदसौ कान्तिरिति । यदभावे पुराणच्छायेत्युच्यते । यथा-

कुरङ्गीनेत्रालीस्तबकितवनालीपरिसरः ।

**કાન્તિ એટલે ઉજ્જવલતા. (૨૫)**

પદરચનાની જે ઉજ્જવલતા, એ જ આ કાન્તિ (નામક શબ્દગુણ) જેની ગેરહાજરીમાં (કાવ્ય વિશે) 'તેની જૂની છાયા છે' એમ કહેવામાં આવે. જેમકે–

'હરિણીઓની નેત્રપંક્તિઓને કારણે વનશ્રેણીનો પ્રદેશ (પુષ્પ)ગુચ્છોથી યુક્ત હોય તેવો જણાય) છે.'

[ નોંધ : દંડીકથિત લક્ષણ સાથે આનું ખાસ સામ્ય જણાતું નથી. વાંચો–कान्तं सर्वजगत्कान्तं लौकिकार्थानतिक्रमात् ॥१, ८६॥ ]

**શબ્દગુણ-નિરૂપણના સમર્થક શ્લોકો**

श्लोकाश्चात्र भवन्ति–

पदन्यासस्य गाढत्वं वदन्त्योजः कवीश्वराः ।
अनेनाधिष्ठिता प्रायः शब्दाः श्रोत्ररसायनम् ॥१॥
श्लथत्वमोजसा मिश्रं प्रसादं च प्रचक्षते ।
अनेन न विना सत्यं स्वदते काव्यपद्धतिः ॥२॥

यत्रैकपदवद्भावं पदानां भूयसामपि ।
अनालक्षितसन्धीनां स श्लेषः परमो गुणः ॥३॥

प्रतिपादं प्रतिश्लोकमेकमार्गपरिग्रहः ।
दुर्बन्धो दुर्विभावश्च समतेति गुणो मतः ॥४॥

आरोहन्त्यवरोहन्ति क्रमेण यतयो हि यत् ।
समाधिर्नाम स गुणस्तेन पूता सरस्वती ॥५॥

बन्धे पृथक्पदत्वं च माधुर्यमुदितं बुधैः ।
अनेन हि पदन्यासाः कामं धाराममुच्युताः ॥६॥

बन्धस्य जरठत्वं च सौकुमार्यमुदाहृतम् ।
एतेन वर्जिता वाचो रूक्षत्वान्न श्रुतिक्षमाः ॥७॥

विकटत्वं च बन्धस्य कथयन्ति ह्युदारताम् ।
वैचित्र्यं न प्रपद्यन्ते यया शून्याः पदक्रमाः ॥८॥

पश्चादिव गतिर्वाचः पुरस्तादिव वस्तुतः ।
अत्रार्थव्यक्तिहेतुत्वात्सोऽर्थव्यक्तिः स्मृतो गुणः ॥९॥

औज्ज्वल्यं कान्तिरित्याहुर्गुणं गुणविशारदाः ।
पुराणचित्रस्थानीयं तेन वन्ध्यं कवेर्वचः ॥११॥

यथा हि छिद्यते रेखा चतुरं चित्रपण्डितैः ।
तथैव वागपि प्राज्ञैः समस्तगुणगुम्फिता ॥१२॥

અહીં (શબ્દગુણોના સંબંધમાં) (આ પ્રમાણે) શ્લોકો (મળે) છે–

મહાકવિઓ પદરચનાની ગાઢતાને ઓજસ્ (શબ્દગુણ) કહે છે–આ (શબ્દ-ગુણ)થી યુક્ત શબ્દો સામાન્યતઃ શ્રોત્રરસાયણ (સમા બની રહે છે.) (૧)

ઓજસ્ સાથે મિશ્રિત (પદરચનાની શિથિલતાને પ્રસાદ (શબ્દગુણ) કહે છે : આ (શબ્દગુણ) વિના, કાવ્યરચના, આસ્વાદદાયક બનતી નથી, એ એક હકીકત છે. (૨)

જેમાં સન્ધિ ન દેખાતી હોય તેવા અનેક શબ્દોની પણ એક શબ્દ જેવી પ્રતીતિ થાય, તે શ્લેષ (નામક) પરમ (શબ્દ-)ગુણ છે. (૩)

પ્રત્યેક શ્લોકમાં તેમજ (શ્લોકના) પ્રત્યેક પાદમાં એક જ માર્ગ ગ્રહણ કરવામાં આવ્યો હોય, જેની રચના અને વિભાવના દુઃસાધ્ય છે, તે સમતા (નામક) (શબ્દ–)ગુણ છે. (૪)

કાવ્યની પદરચના સાથે, ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર કાવ્યનાં જીવાતુભૂત તત્ત્વો છે. જો માત્ર પાઠધર્મો જ હોત તો ગમે ત્યાં સ્વેચ્છાએ આરોહ-અવરોહ કરી દેવાથી જ એ ગુણો સર્વત્ર દૃષ્ટિગોચર થાત. પરંતુ હકીકતમાં એવું નથી. દા. ત. મૂળ પદરચનામાં જ ઓજસ્નું અસ્તિત્વ ન હોય તો કાવ્યના પઠનમાં માત્ર આરોહ દર્શાવવાથી કાંઈ ઓજસ્ની પ્રતીતિ થઈ શકતી નથી. આ ચર્ચાનો પિણ્ડિતાર્થ એ થયો કે આ શબ્દગુણો કાવ્યમાં કોઈક વિશિષ્ટતાની અપેક્ષા રાખે છે. એ વિશેષતા પરિપૂર્ણ થાય તો જ આ શબ્દગુણોની પ્રતીતિ થાય છે.]

## અધ્યાય—૨

## અર્થગુણ-નિરૂપણ

त एवार्थगुणाः ॥१॥

તે જ અર્થગુણો છે. (૧)

[त एव – તે જ, એટલે આ અધિકરણના પ્રથમાધ્યાયમાં શબ્દગુણો તરીકે નિરૂપિત ઓજસ્, પ્રસાદ વગેરે.

નોંધ : બંને પ્રકારના ગુણો શબ્દગુણો અને અર્થગુણો–નાં નામ અને સંખ્યા તે જ રહે છે. તેમનાં લક્ષણો, અલબત્ત, જૂદાં પડે છે. લક્ષણોમાંનો એ ભેદ પ્રમાણે છે : શબ્દગુણો અને અર્થગુણોનાં લક્ષણોમાં નિરૂપવામાં આવેલી સામગ્રી, અનુક્રમે, વાચક એટલે કે શબ્દનો અને વાચ્ય એટલે કે અર્થનો ધર્મ બને છે.]

### (૧) ઓજસ્

अर्थस्य प्रौढिरोजः ॥२॥

पदार्थे वाक्यवचनं वाक्यार्थे च पदाभिधा ।
प्रौढिर्व्याससमासौ च साभिप्रायत्वमेव च ॥

पदार्थे वाक्यवचनं यथा–

'अथ नयनसमुत्थं ज्योतिरत्रेरिव द्यौः ।'

अत्र चन्द्रपदवाच्येऽर्थे 'नयनसमुत्थं ज्योतिरत्रेः इति वाक्यं प्रयुक्तम् ।

वाक्यार्थे पदाभिधानं यथा–

'दिव्येयं न भवति किं तु मानुषी' ।

इति वक्तव्ये 'निमिषति' इत्याहेति ।

अस्य वाक्यार्थस्य व्याससमासौ । व्यासो यथा–

'अयं नानाकारो भवति सुखदुःखव्यतिकरः

सुखं वा दुःखं वा न भवति भवत्येव च ततः ।
पुनस्तस्मादूर्ध्वं भवति न च दुखं न च सुखम् ॥

समासो यथा—

'ते हिमालयमामन्त्र्य पुनः प्रेक्ष्य च शूलिनम् ।
सिद्धं चास्य निवेद्यार्थं तद्विसृष्टाः खमुद्ययुः ॥

साभिप्रायत्वं यथा--

'सोऽयं संप्रति चन्द्रगुप्ततनयश्चन्द्रप्रकाशो युवा
जातो भूपतिराश्रयः कृतधियां दिष्ट्या कृतार्थश्रमः ।'

'आश्रयः कृतधियां' इत्यस्य च सुबन्धुसाचिव्योपक्षेपपरत्वात् साभिप्रायत्वम् । एतेन—

'रतिविगलितबन्धे केशपाशे सुकेश्याः'

इत्यत्र 'सुकेश्याः इत्यस्य च साभिप्रायत्वं व्याख्यातम् ॥२॥

ઓજસ્ એટલે અર્થની પ્રૌઢિ. (૨)

'પદ(થી પ્રતિપાદ્ય) અર્થના (બોધન) માટેની વાકયરચના; વાકય(થી પ્રતિપાદ્ય) અર્થના (બોધન) માટેનું પદ-કથન; વ્યાસ (એટલે કે) (અર્થનો) વિસ્તાર કરવો; સમાસ (એટલે કે (પદાર્થનો) સંક્ષેપ કરવો; અને સાભિપ્રાયત્વ - એ (પાંચ પ્રકારની અર્થની) પ્રૌઢિ હોય છે.'

પદાર્થ માટે વાકયરચના (એ પ્રકારની પ્રૌઢિ) જેમકે—

'અત્રિ (ઋષિ)ના નેત્રમાંથી ઉત્પન્ન થયેલ જ્યોતિને જેમ સ્વર્ગ માર્ગ (ધારણ કરે)......'

અહીં 'ચન્દ્ર' એ પદ વાચ્ય છે, પરંતુ એ અર્થ માટે 'અત્રિ (ઋષિ)ના નેત્રમાંથી ઉત્પન્ન થયેલ જ્યોતિ' એ (આખું) વાક્ય પ્રયોજવામાં આવ્યું છે.

વાકયાર્થ માટે પદકથન, જેમકે—

'આ (સ્ત્રી) દિવ્ય (અપ્સરા) નથી, પરંતુ માનુષી સ્ત્રી છે,' એમ કહેવું હોય તેને બદલે '(તે) સનિમિષ (છે)' એમ કહેવામાં આવે છે.

વાકયાર્થનાં વ્યાસ અને સમાસનાં ઉદાહરણો :

વ્યાસ, જેમકે—

'સુખ અને દુઃખનો આ સંબંધ વિવિધ પ્રકારનો હોય છે – સુખ ન હોય અને દુઃખ હોય; અથવા દુઃખ ન હોય અને સુખ હોય; સુખ અને દુઃખ બંને હોય; સુખ પણ ન હોય, દુઃખ પણ ન હોય.'

સમાસ, જેમકે –

'હિમાલય સાથે મંત્રણા કરીને, ફરીથી શિવને મળીને, સિદ્ધ થયેલું કાર્ય તેમને જણાવીને, તેમની વિદાય લઈને તેઓ (સપ્તર્ષિઓ) આકાશ તરફ ઊડયા.'

સાભિપ્રાયત્વ, જેમકે–

'વિદ્વાનોના આશ્રયરૂપ, ચન્દ્ર જેવા પ્રકાશવાળો ચન્દ્રગુપ્તનો યુવાન પુત્ર હવે રાજા બન્યો છે.'

'વિદ્વાનોના આશ્રયરૂપ' એ પદ સુબન્ધુના સાચિવ્યનું સૂચન કરવા માટે (પ્રયોજવામાં આવ્યું) છે, તેથી તે સાભિપ્રાયત્વ(નું ઉદાહરણ બને) છે.

આનાથી–

'રતિક્રીડાને લીધે છુટી ગયેલા બંધવાળા સુકેશીના કેશપાશમાં.......'

—અહીં 'સુકેશી' એ શબ્દના સાભિપ્રાયત્વનું વિવરણ થઈ જાય છે.

[पदार्थे वाक्यवचनम् – પદથી પ્રતિપાદ્ય એવા અર્થને વ્યક્ત કરવા માટે વાક્યની રચના કરવી તે.

वाक्यार्थे पदाभिधा – વાક્યથી પ્રતિપાદ્ય એવા અર્થને વ્યક્ત કરવા માટે પદની રચના કરવી તે.

व्याससमासौ – અર્થના, અનુક્રમે, વિસ્તાર અને સંક્ષેપ.

साभिप्रायत्वम् – કોઈક પદ વિશિષ્ટ અર્થનું સૂચન કરતું હોય તે પરિસ્થિતિ.

निमिषति इति आह – સ્વર્ગમાંનાં દેવો અને અપ્સરાઓ 'અનિમિષ' છે, એટલે તેમની આંખો પલકારા મારતી નથી, એવી એક કાવ્યપ્રસિદ્ધ માન્યતા છે. આને પડછે, મનુષ્યો 'સનિમિષ' છે એ એક સુપ્રસિદ્ધ અને સર્વવિદિત હકીકત છે.

अयं नानाकार: – સુખદુ:ખસંબંધના વાક્યાર્થનો કવિએ આ શ્લોકમાં વિસ્તાર કર્યો છે.

ते हिमालयमामन्त्र्य० – ઘણાં વાક્યો દ્વારા પ્રતિપાદ્ય થઈ શકે એટલો બધો અર્થ-સંભાર અહીં એક નાના અનુષ્ટુપ્-શ્લોકમાં કવિએ સમાવી લીધો છે.

सोऽयं संप्रति० – આ શ્લોકના વિવરણમાં ગ્રંથકારે इत्यस्य च सुबन्धुसाचिव्योपक्षेपपरत्वात्–એવા શબ્દો છે, તેને બદલે આ પ્રમાણે પાઠાંતર પણ મળે છે: इत्यस्य वसुबन्धुसाचिव्योपक्षेपपरत्वात् ।

નોંધ : સરખાવો: દંડીએ આપેલું ઓજસ્ ગુણનું લક્ષણ (૧, ૮૦)].

**પ્રસાદ :**

अर्थवैमल्यं प्रसादः ॥३॥

अर्थस्य वैमल्यं प्रयोजकमात्रपरिग्रहे प्रसादः ।:यथा–
'सवर्णा कन्यका रूपयौवनारम्भशालिनी ॥३॥

**પ્રસાદ એટલે અર્થની નિર્મલતા. (૩)**

અર્થની નિર્મલતા એટલે વિવક્ષિત અર્થના સમર્પક એવા પદનો વિનિયોગ. જેમકે—

"સૌન્દર્ય અને ઊગતા યૌવનથી શોભતી આ કન્યા સવર્ણા છે." (૩)

[अर्थवैमल्यम् : અર્થની સ્પષ્ટતા, વિશદતા.

(૧) શ્લોકમાંનો सवर्णा શબ્દ 'આ કન્યા તમારા માટે વિવાહયોગ્ય છે' એવા વિવક્ષિત અર્થનો સમર્પક છે.

(૨) સરખાવો : દંડીનું પ્રસાદ ગુણનું લક્ષણ: (૧,૪૫)]

**(૩) શ્લેષ**

घटना श्लेषः ॥४॥

क्रमकौटिल्यानुल्बणत्वोपपत्तियोगो घटना । स श्लेषः । यथा–
'दृष्ट्वैकासनसंस्थिते प्रियतमे पश्चादुपेत्यादरा–
–देकस्या नयने निमील्य विहितक्रीडानुबन्धच्छलः ।
ईषद्वक्रितकन्धरः सपुलकः प्रेमोल्लसन्मानसा–
मन्तर्हासलसत्कपोलफलकां धूर्तोऽपरां चुम्बति ॥'
शूद्रकादिरचितेषु प्रबन्धेष्वस्य भूयान्प्रपञ्चो दृश्यते ॥४॥

**શ્લેષ એટલે ઘટના. (૪)**

ક્રમ, કૌટિલ્ય, અનુલ્બણત્વ અને ઉપપત્તિ,–એ (સહુ)નો યોગ એટલે (અહીં) ઘટના. (અને) એ (જ) શ્લેષ છે. જેમકે—

'(પોતાની) બંને પ્રિયતમાઓને એક જ આસન પર બેઠેલી જોઈને, પાછળથી (છૂપાઈને) આવીને, રમતનું બહાનું યોજીને એકની આંખો બંધ કરીને, સ્હેજ ગરદન નમાવીને પ્રેમથી આનંદિત મનવાળી અને અંતર્હાસથી શોભતા ગાલવાળી બીજી પ્રિયતમાને રોમાંચિત એવો ધૂર્ત (નાયક) ચૂમે છે.'

શૂદ્રક વગેરેએ રચેલા પ્રબન્ધોમાં આ (શ્લેષ)નો ઘણો વિસ્તાર દૃષ્ટિગોચર થાય છે. (૪)

[ क्रमः – અનેક ક્રિયાઓની પરંપરા; ઉદાહૃત શ્લોકમાં दृष्ट्वा, उपेत्य, पिधाय, विहितक्रीडा, वक्रितकन्धरः, चुम्बति વગેરે અનેક ક્રિયાઓની પરંપરા યોજવામાં આવી છે.

कौटिल्यम् : કુટિલતા, પ્રગલ્ભતા, ચાતુર્ય, યુક્તિ. ઉદાહૃત શ્લોકમાં ધૂર્ત નાયકની વિવિધ પ્રવૃત્તિઓમાં જે વિદગ્ધ–ચેષ્ટા જણાય છે તે જ કૌટિલ્ય.

अनुल्बणत्वम् : અપ્રસિદ્ધ અને અપરિચિત વર્ણનશૈલીની અનુપસ્થિતિ. ઉદાહૃત શ્લોકમાં કવિએ પ્રયોજેલી વર્ણનશૈલી અત્યંત પ્રસિદ્ધ અને સહૃદય-ગમ્ય છે.

उपपत्तिः – વાણી–વર્તનની આસ્વાદ્ય યુક્તિનો સમુચિત વિન્યાસ, જે ઉદાહૃત શ્લોકમાંના ધૂર્તનાયકના પાત્રનિરૂપણમાં પ્રતીત થાય છે.

સરખાવો : પ્રસાદગુણનું દણ્ડીએ આપેલું લક્ષણ. (૧,૪૩)]

**(૪) સમતા :**

अवैषम्यं समता ।।५।।

अवैषम्यं प्रक्रमाभेदः समता । क्वचित्क्रमोऽपि भिद्यते । यथा–

च्युतसुमनसः कुन्दाः पुष्पोद्गमेष्वलसा द्रुमाः ।
मलयमरुतः सर्पन्तीमे वियुक्तधृतिच्छिदः ।
अथ च सवितुः शीतोल्लासं लुनन्ति मरीचयो
न च जरठतामालम्बन्ते क्लमोदयदायिनीम् ।।'

ऋतुसन्धिप्रतिपादनपरेऽत्र द्वितीये पादे क्रमभेदो मलयमरुतामसाधारणत्वात् । एवं तु द्वितीयपादः पठितव्यः—

'मनसि च गिरं बध्नन्तीमे किरन्ति न कोकिलाः ।' इति ।।६।।

સમતા એટલે અવૈષમ્ય. (૫)

અવૈષમ્ય એટલે પ્રક્રમનો અભેદ, અને એ જ સમતા. ક્યાંક ક્રમનો ભેદ પણ દેખાય છે; જેમ કે—

'કુન્દ (વૃક્ષો)માંથી પુષ્પો ખરી ગયાં છે; (અન્ય) વૃક્ષો પુષ્પોદ્‌ગમ વિશે ધીમાં છે; વિરહીના ધૈર્યનો વિનાશ કરનાર આ મલયપવન વહી રહ્યો છે; અને સૂર્યકિરણો ઠંડીના ઉલ્લાસને નષ્ટ કરી રહ્યાં છે, પરંતુ પ્રસ્વેદ ઉત્પન્ન કરે એવી તીવ્રતા તેમણે હજુ ધારણ કરી નથી.'

(શિશિર-વસંતના) ઋતુ-સન્ધિનું પ્રતિપાદન કરતા (આ શ્લોકના) બીજા પાદમાં ક્રમભેદ છે, કારણ કે મલયપવન (માત્ર વસંતઋતુનો જ) વિશિષ્ટ ધર્મ છે, એ બીજા પાદનો પાઠ આ પ્રમાણે હોવો જોઈએ :

અર્થવ્યક્તિ એટલે વસ્તુના સ્વભાવની સ્પષ્ટતા. (૧૪)

જેમકે

'દલોના શંખ-ટુકડા જેવી કાંતિવાળા પૃષ્ઠભાગમાં, અળતા જેવી લાલ રેખાઓથી અંકિત, ગોરોચના જેવાં લીલાં અને બહારના ભાગમાં ભૂરાં પાંદડાં-વાળું કુમુદ તળાવ-જળને સુવાસિત કરે છે.' (૧૪)

(૧૦) કાન્તિ

दीप्तरसत्वं कान्तिः ॥१५॥

यथा—

'प्रेयान् सायमपाकृतः सशपथं पादानतः कान्तया
द्वित्राण्येव पदानि वासभवनाद्यावन्न यात्युन्मनाः ।
तावत्प्रत्युत पाणिसम्पुटगलन्नीवीनितम्बं धृतो
धावित्वैव कृतप्रणामकमहो प्रेम्णो विचित्रा गतिः' ॥

एवं रसान्तरेष्वप्युदाहार्यम् ।

अत्र श्लोकाः—

'गुणस्फुटत्वसाकल्यं काव्यपाकं प्रचक्षते ।
चूतस्य परिणामेन स चायमुपमीयते ॥१॥
सुप्तिङ्संस्कारमात्रं यत् क्लिष्टवस्तुगुणं भवेत् ।
काव्यं वृन्ताकपाकं स्याज्जुगुप्सन्ते जनास्ततः ॥२॥
गुणानां दशतामुक्तो यस्यार्थस्तदपार्थकम् ।
दाडिमानि दशेत्यादि न विचारक्षमं वचः ॥३॥'१५॥

કાન્તિ એટલે દીપ્તરસત્વ. (૧૫)

જેમકે

'સંધ્યા સમયે શપથપૂર્વક પગે પડતાં પ્રિયતમને પ્રિયતમાએ તરછોડયા. અસ્વસ્થ મનવાળો તે વાસભવનમાંથી હજુ તો બે ત્રણ પગલાં જ જ્યાં ચાલ્યો, ત્યાં તો નિતંબ(પ્રદેશ) પરથી સરી પડતી નીવીને બંને હાથે પકડી લઇને, તેણીએ, દોડીને, પ્રણામપૂર્વક તેને પકડી લીધો : અહો, પ્રેમની ગતિ કેવી વિચિત્ર છે !'

આ રીતે, અન્ય રસો(ની બાબત)માં પણ ઉદાહરણ આપી શકાય. અહીં (આ સંબંધમાં) (આ) શ્લોકો (મળે) છે—

ગુણોની સ્ફુટતા અને સંપૂર્ણતાને 'કાવ્યપાક' કહે છે, અને તેને 'આમ્ર-પાક'ની ઉપમા આપવામાં આવે છે. (૧)

જેમાં સુપ્–તિઙના સંસ્કાર એ જ સારભૂત હોય અને જેનો વસ્તુગુણ ક્લિષ્ટ હોય, તે કાવ્ય 'વૃન્તાક–પાક' છે; સહૃદયો તેનાથી જુગુપ્સિત બને છે. (૨)

જે (કાવ્ય) નો અર્થ આ દશેદશ ગુણોથી રહિત હોય, તે વ્યર્થ છે; 'દશ દાડમ' વગેરેની જેમ તે નિર્ગુણ વાણી વિચારક્ષમ પણ નથી.' (૩) (૧૫)

[दीप्तरसत्वम् –શૃંગાર વગેરે રસો દીપ્ત હોય એવી પરિસ્થિતિ.

प्रेयान् सायम् – અહીં, આ ઉદાહરણમાં વિપ્રલમ્ભપૂર્વક સંભોગશૃંગાર રસનું દીપ્ત વર્ણન છે.

एवं रसान्तरेषु – વીર, બીભત્સ વગેરે અન્ય રસોની બાબતમાં પણ આવું દીપ્ત નિરૂપણ કરી શકાય.

काव्यपाकम् – કાવ્યમાં ગુણનિરૂપણને સર્વોચ્ચ મહત્ત્વ આપનાર વામન ગુણોની સ્ફુટતા અને સંપૂર્ણતાના સમન્વયને 'કાવ્યપાક' એવું નામ આપે છે, તે સર્વથા સમુચિત છે. 'કાવ્યપાક'ના વામનના આ સિદ્ધાન્તનું સવિસ્તર નિરૂપણ રાજશેખરની 'કાવ્યમીમાંસા'ના પાંચમા અધ્યાયમાં મળે છે. ત્યાં રાજશેખર પિચુમન્દપાક, બદરપાક, મૃદ્વીકાપાક, વાર્તાકપાક, તિન્તિડીકપાક, સહકારપાક, ક્રમુકપાક, ત્રપુસપાક, અને નાલિકેરપાક–એમ નવ પ્રકારના 'કાવ્યપાક' નિરૂપે છે. રાજશેખરે આ નવમાંથી પિચુમન્દ, વાર્તાક અને ક્રમુક–એ ત્રણ પાકને ત્યાજ્ય; બદર, તિન્તિડીક અને ત્રપુસ–એ ત્રણને સંસ્કાર્ય; અને મૃદ્વીકા, સહકાર અને નારિકેલ – એ ત્રણને સ્વીકાર્ય તરીકે ગણાવ્યા છે.

વામન આ નવમાંથી માત્ર આમ્રપાક અને વૃન્તાકપાક એ બે જ કાવ્યપાક-નો ઉલ્લેખ કરે છે.

दाडिमानि दश – 'દશ દાડમ' જેવાંને વ્યાકરણમહાભાષ્યકારે અનર્થક પદો તરીકેનું ઉદાહરણ આપ્યું છે.

**નોંધ** : (૧) કાન્તિ–અર્થગુણનું લક્ષણ વામન दीप्तरसत्वम् કહીને આપે છે, એ હકીકત કાવ્યના જીવાતુભૂત તત્ત્વની વિભાવનાના સંદર્ભમાં વિકાસના એક સોપાનનું સૂચન કરી રહે છે. ગુણસ્વરૂપ રીતિને કાવ્યના આત્માને સ્થાને સૌ-પ્રથમ સ્થાપિત કરનાર વામન એ ગુણના માધ્યમ દ્વારા, કદાચ અસંપ્રજ્ઞાત રીતે, રસને કાવ્યના એક મહત્ત્વના તત્ત્વ તરીકે માન્યતા આપી રહ્યા છે એમ જણાય છે. કાવ્યના સર્વ પ્રકારોમાંથી દશ રૂપકોને વામન ઉત્તમ તરીકે ગણાવે છે. (સરખાવો : संदर्भेषु दशरूपकं श्रेयः ॥ तद्धि चित्रं चित्रपटवद्विशेषसाकल्यात् ॥ અને ततोऽन्यभेदक्लृप्तिः ॥ ૧, ૩, ૩૦–૩૧–૩૨ ॥ ) તે વસ્તુસ્થિતિ પણ રસવિષયક ઉપર્યુક્ત વાતનું સમર્થન કરી રહે છે.

અર્થવ્યક્તિ એટલે વસ્તુના સ્વભાવની સ્પષ્ટતા. (૧૪)

જેમકે

'દલોના શંખ-ટુકડા જેવી કાંતિવાળા પૃષ્ઠભાગમાં અળતા જેવી લાલ રેખાઓથી અંકિત, ગોરોચના જેવાં લીલાં અને બહારના ભાગમાં ભૂરાં પાંદડાં-વાળું કુમુદ તળાવ-જળને સુવાસિત કરે છે.' (૧૪)

(૧૦) કાન્તિ

दीप्तरसत्वं कान्तिः ॥१५॥

यथा–

'प्रेयान् सायमपाकृतः सशपथं पादानतः कान्तया
द्वित्राण्येव पदानि वासभवनाद्यावन्न यात्युन्मनाः ।
तावत्प्रत्युत पाणिसम्पुटगलन्नीवीनितम्बं धृतो
धावित्वैव कृतप्रणामकमहो प्रेम्णो विचित्रा गतिः' ॥

एवं रसान्तरेष्वप्युदाहार्यम् ।

अत्र श्लोकाः—

'गुणस्फुटत्वसाकल्यं काव्यपाकं प्रचक्षते ।
चूतस्य परिणामेन स चायमुपमीयते ॥१॥
सुप्तिङ्संस्कारमात्रं यत् क्लिष्टवस्तुगुणं भवेत् ।
काव्यं वृन्ताकपाकं स्याज्जुगुप्सन्ते जनास्ततः ॥२॥
गुणानां दशतामुक्तो यस्यार्थस्तदपार्थकम् ।
दाडिमानि दशेत्यादि न विचारक्षमं वचः ॥३॥'१५

કાન્તિ એટલે દીપ્તરસત્વ. (૧૫)

જેમકે

'સંધ્યા સમયે શપથપૂર્વક પગે પડતા પ્રિયતમને પ્રિયતમાએ તરછોડયો. અસ્વસ્થ મનવાળો તે વાસભવનમાંથી હજુ તો બે ત્રણ પગલાં જ જ્યાં ચાલ્યો, ત્યાં તો નિતંબ(પ્રદેશ) પરથી સરી પડતી નીવીને બંને હાથે પકડી લઈને, તેણીએ, દોડીને, પ્રણામપૂર્વક તેને પકડી લીધો : અહો, પ્રેમની ગતિ કેવી વિચિત્ર છે !'

આ રીતે, અન્ય રસો(ની બાબત)માં પણ ઉદાહરણ આપી શકાય. અહીં (આ સંબંધમાં) (આ) શ્લોકો (મળે) છે—

ગુણોની સ્ફુટતા અને સંપૂર્ણતાને 'કાવ્યપાક' કહે છે, અને તેને 'આમ્ર-પાક'ની ઉપમા આપવામાં આવે છે. (૧)

જેમાં સુપ્–તિઙના સંસ્કાર એ જ સારભૂત હોય અને જેનો વસ્તુગુણ ક્લિષ્ટ હોય, તે કાવ્ય 'વૃન્તાક-પાક' છે; સહૃદયો તેનાથી જુગુપ્સિત બને છે. (૨)

જે (કાવ્ય) નો અર્થ આ દશેદશ ગુણોથી રહિત હોય, તે વ્યર્થ છે; 'દશ દાડમ' વગેરેની જેમ તે નિર્ગુણ વાણી વિચારક્ષમ પણ નથી.' (૩) (૧૫)

[दीप्तरसत्वम् —શૃંગાર વગેરે રસો દીપ્ત હોય એવી પરિસ્થિતિ.

प्रेयान् सायम् – અહીં, આ ઉદાહરણમાં વિપ્રલમ્ભપૂર્વક સંભોગશૃંગાર રસનું દીપ્ત વર્ણન છે.

एवं रसान्तरेषु – વીર, બીભત્સ વગેરે અન્ય રસોની બાબતમાં પણ આવું દીપ્ત નિરૂપણ કરી શકાય.

काव्यपाकम् – કાવ્યમાં ગુણનિરૂપણને સર્વોચ્ચ મહત્ત્વ આપનાર વામન ગુણોની સ્ફુટતા અને સંપૂર્ણતાના સમન્વયને 'કાવ્યપાક' એવું નામ આપે છે, તે સર્વથા સમુચિત છે. 'કાવ્યપાક'ના વામનના આ સિદ્ધાન્તનું સવિસ્તર નિરૂપણ રાજશેખરની 'કાવ્યમીમાંસા'ના પાંચમા અધ્યાયમાં મળે છે. ત્યાં રાજશેખર પિચુમન્દપાક, બદરપાક, મૃદ્વીકાપાક, વાર્તાકપાક, તિન્તિડીકપાક, સહકારપાક, ક્રમુકપાક, ત્રપુસપાક, અને નાલિકેરપાક–એમ નવ પ્રકારના 'કાવ્યપાક' નિરૂપે છે. રાજશેખરે આ નવમાંથી પિચુમન્દ, વાર્તાક અને ક્રમુક–એ ત્રણ પાકને ત્યાજ્ય; બદર, તિન્તિડીક અને ત્રપુસ–એ ત્રણને સંસ્કાર્ય; અને મૃદ્વીકા, સહકાર અને નારિકેલ – એ ત્રણને સ્વીકાર્ય તરીકે ગણાવ્યા છે.

વામન આ નવમાંથી માત્ર આમ્રપાક અને વૃન્તાકપાક એ બે જ કાવ્યપાક-નો ઉલ્લેખ કરે છે.

दाडिमानि दश – 'દશ દાડમ' જેવાંને વ્યાકરણમહાભાષ્યકારે અનર્થક પદો તરીકેનું ઉદાહરણ આપ્યું છે.

**નોંધ** : (૧) કાન્તિ–અર્થગુણનું લક્ષણ વામન दीप्तरसत्वम् કહીને આપે છે, એ હકીકત કાવ્યના જીવાતુભૂત તત્ત્વની વિભાવનાના સંદર્ભમાં વિકાસના એક સોપાનનું સૂચન કરી રહે છે. ગુણસ્વરૂપ રીતિને કાવ્યના આત્માને સ્થાને સૌ-પ્રથમ સ્થાપિત કરનાર વામન એ ગુણના માધ્યમ દ્વારા, કદાચ અસંપ્રજ્ઞાત રીતે, રસને કાવ્યનાં એક મહત્ત્વના તત્ત્વ તરીકે માન્યતા આપી રહ્યા છે એમ જણાય છે. કાવ્યના સર્વ પ્રકારોમાંથી દશ રૂપકોને વામન ઉત્તમ તરીકે ગણાવે છે. (સરખાવો : संदर्भेषु दशरूपकं श्रेयः ॥ तद्धि चित्रं चित्रपटवद्विशेषसाकल्यात् ॥ અને ततोऽन्यभेदक्लृप्तिः ॥ १, ३; ३०–३१–३२ ॥) તે વસ્તુસ્થિતિ પણ રસવિષયક ઉપર્યુક્ત વાતનું સમર્થન કરી રહે છે.

(૨) સરખાવો : કાન્તિ-ગુણનું દંડીનું લક્ષણ (૧, ૮૫)]

## અધિકરણ-૪ ("આલંકારિક")

**અધ્યાય—૧**

**(૧) યમકભંગને કારણે ઉદ્‌ભવતું ઉત્કૃષ્ટ સ્વરૂપ**

भङ्गादुत्कर्षः ॥३॥

उत्कृष्टं खलु यमकं भङ्गाद्भवति ॥३॥

ભંગને કારણે (યમકનો સવિશેષ) ઉત્કર્ષ થાય છે. (૩)

ભંગને કારણે યમકનો, ખરેખર, ઉત્કર્ષ થાય છે. (૩)

[ भङ्गः – પદોનો વિચ્છેદ, પદોનું પૃથક્કરણ.

**નોંધ** – દંડીએ યમકનું નિરૂપણ સવિસ્તર કર્યું છે (૩,૧-૭૭); છતાં પદોના વિશિષ્ટ ભંગને કારણે નિષ્પન્ન થતી યમકની કેટલીક વિશિષ્ટતાઓનો સમાવેશ ત્યાં થયો જણાતો નથી. ]

शृङ्खला परिवर्तकश्चूर्णमिति भङ्गमार्गः ॥४॥

एते खलु शृङ्खलादयो यमकभङ्गानां प्रकारा भवन्ति ॥४॥

શૃંખલા, પરિવર્તક અને ચૂર્ણ, એ ભંગનો માર્ગ છે. (૪)

શૃંખલા વગેરે આ (ત્રણ) ખરેખર, યમકભંગના પ્રકારો છે. (૪)

वर्णविच्छेदचलनं शृङ्खला ॥५॥

वर्णानां विच्छेदो वर्णविच्छेदः । तस्य चलनं यत् सा शृङ्खला । यथा 'कलिकामधु'-शब्दे 'काम'-शब्दविच्छेदे 'मधु'-शब्दविच्छेदे च तस्य चलनम् । लि-म-वर्णयोर्विच्छेदात् ॥५॥

શૃંખલા એટલે વર્ણવિચ્છેદનું ચલન. (૫)

વર્ણોનો વિચ્છેદ એટલે વર્ણવિચ્છેદ. તેનું જે ચલન, તે શૃંખલા. જેમકે–'કલિકામધુ' એ શબ્દમાં 'કામ' એ શબ્દનો વિચ્છેદ કરવાથી અને 'મધુ' એ શબ્દનો વિચ્છેદ કરવાથી તે (વિચ્છેદની પ્રક્રિયા)નું ચલન થાય છે; કારણ કે 'લિ' અને 'મ' એ બે વર્ણોનો વિચ્છેદ થાય છે. (૫)

[वर्णविच्छेदः – વર્ણોને જુદા પાડવા તે.

तस्य चलनम् : વર્ણોને જુદા પાડવાની આ પ્રક્રિયાને શબ્દની અંદર આગળ ચલાવવી તે.

कलिकामधु० – સૂત્ર–૨માં, પાદયમકના ઉદાહરણ તરીકે આપેલા શ્લોકનું બીજું પાદ कलिकामधुगर्हितम् છે, તેમાંનો આ શબ્દ છે.

लि-म–वर्णयोर्विच्छेदः – 'કલિકામધુ' એ શબ્દમાંના 'કા' વર્ણનો, એક તરફ 'લિ' થી, અને બીજી તરફ 'મ'થી વિચ્છેદ થાય છે; અને આ રીતે વિચ્છેદના ચલનની એક શૃંખલા બની રહે છે. ]

सङ्गविनिवृत्तौ स्वरूपापत्तिः परिवर्तकः ॥६॥

अन्यवर्णसंसर्गः सङ्गः । तद्विनिवृत्तौ स्वरूपस्यान्यवर्णतिरस्कृतस्यापत्तिः प्राप्तिः परिवर्तकः । यथा—

'कलिकामधुगर्हितम्' । इति ।

अत्र 'अर्हितम्' इति पदं गकारस्य व्यञ्जनस्य सङ्गाद् 'गर्हितम्' इत्यन्यस्य रूपमापन्नम् । तत्र व्यञ्जनस्य गकारस्य सङ्गे विनिवृत्ते स्वरूपमापद्यते 'अर्हितम्' इति । अन्यवर्णसंक्रमेण भिन्नरूपस्य पदस्य ताद्रूप्यविधिरयमिति तात्पर्यार्थः । एतेनेतरावपि व्याख्यातौ ॥६॥

'પરિવર્તક' એટલે સંગમાંથી મુકત થવાને કારણે સ્વરૂપની પ્રાપ્તિ. (૬)

'સંગ' એટલે (બાજુમાંના) બીજા કોઈ વર્ણ સાથેનો સંસર્ગ. તે (સંગ)-માંથી મુકત થવાને કારણે, અન્ય વર્ણ(ના સંસર્ગ)ને લીધે તિરસ્કૃત એવા સ્વરૂપની પ્રાપ્તિ (જે યમકમાં હોય), તે 'પરિવર્તક': જેમ કે—

'कलिकामधुगर्हितम्'—એ (શબ્દ)માં अर्हितम् એ પદ વ્યંજનરૂપ 'ગ'કાર સાથેના સંસર્ગને કારણે गर्हितम् એવું અન્યનું રૂપ પ્રાપ્ત કરે છે. 'ગ'કાર-રૂપ વ્યંજનના એ રૂપમાંથી મુક્ત થતાં 'अर्हितम्' એવું પોતાનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. આ (પ્રક્રિયા)નો તાત્પર્યાર્થ એ થયો કે અન્ય વર્ણના સંસર્ગથી જેણે ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, તેવું પદ પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ કરે છે. આથી અન્ય બેની પણ વ્યાખ્યા થઈ ગઈ. (૬)

[ सङ्गः – પોતાની આજુબાજુના અન્ય કોઈ વર્ણ સાથેનો શબ્દનો સંબંધ, સંસર્ગ.

पदस्य ताद्रूप्यविधिः – અન્ય એટલે કે ભિન્ન–વર્ણ સાથેના સંસર્ગથી જેણે ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, એવું પદ પૂર્વોક્ત સંસર્ગમાંથી મુકત થતાં પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ કરે, ત્યારે તેને 'પરિવર્તક' એવું નામ આપવામાં આવે છે.

एतेन – 'પરિવર્તક'ના પ્રકારના નિરૂપણથી.

इतरौ – 'પરિવર્તક'ના અન્ય બે પ્રભેદો.]

(૨) સરખાવો : કાન્તિ-ગુણનું દંડીનું લક્ષણ (૧, ૮૫)]

## અધિકરણ-૪ ("આલંકારિક")

**અધ્યાય—૧**

**(૧) યમકભંગને કારણે ઉદ્ભવતું ઉત્કૃષ્ટ સ્વરૂપ**

भङ्गादुत्कर्षः ॥३॥

उत्कृष्टं खलु यमकं भङ्गाद्भवति ॥३॥

ભંગને કારણે (યમકનો સવિશેષ) ઉત્કર્ષ થાય છે. (૩)

ભંગને કારણે યમકનો, ખરેખર, ઉત્કર્ષ થાય છે. (૩)

[ भङ्गः – પદોનો વિચ્છેદ, પદોનું પૃથક્કરણ.

**નોંધ** – દંડીએ યમકનું નિરૂપણ સવિસ્તર કર્યું છે (૩,૧-૭૭); છતાં પદોના વિશિષ્ટ ભંગને કારણે નિષ્પન્ન થતી યમકની કેટલીક વિશિષ્ટતાઓનો સમાવેશ ત્યાં થયો જણાતો નથી.]

शृङ्खला परिवर्तकश्चूर्णमिति भङ्गमार्गः ॥४॥

एते खलु शृङ्खलादयो यमकभङ्गानां प्रकारा भवन्ति ॥४॥

શૃંખલા, પરિવર્તક અને ચૂર્ણ, એ ભંગનો માર્ગ છે. (૪)

શૃંખલા વગેરે આ (ત્રણ) ખરેખર, યમકભંગના પ્રકારો છે. (૪)

वर्णविच्छेदचलनं शृङ्खला ॥५॥

वर्णानां विच्छेदो वर्णविच्छेदः । तस्य चलनं यत् सा शृङ्खला । यथा 'कलिकामधु'-शब्दे 'काम'-शब्दविच्छेदे 'मधु'-शब्दविच्छेदे च तस्य चलनम् । लि-म-वर्णयोर्विच्छेदात् ॥५॥

શૃંખલા એટલે વર્ણવિચ્છેદનું ચલન. (૫)

વર્ણોનો વિચ્છેદ એટલે વર્ણવિચ્છેદ. તેનું જે ચલન, તે શૃંખલા. જેમકે– 'કલિકામધુ' એ શબ્દમાં 'કામ' એ શબ્દનો વિચ્છેદ કરવાથી અને 'મધુ' એ શબ્દનો વિચ્છેદ કરવાથી તે (વિચ્છેદની પ્રક્રિયા)નું ચલન થાય છે; કારણ કે 'લિ' અને 'મ' એ બે વર્ણોનો વિચ્છેદ થાય છે. (૫)

[वर्णविच्छेदः – વર્ણોને જુદા પાડવા તે.

तस्य चलनम् : વર્ણોને જુદા પાડવાની આ પ્રક્રિયાને શબ્દની અંદર આગળ ચલાવવી તે.

कलिकामधु० – સૂત્ર–૪માં, પાદયમકના ઉદાહરણ તરીકે આપેલા શ્લોકનું બીજું પાદ कलिकामधुगर्हितम् છે, તેમાંનો આ શબ્દ છે.

लि-म–वर्णयोर्विच्छेदः – 'કલિકામધુ' એ શબ્દમાંના 'કા' વર્ણનો, એક તરફ 'લિ' થી, અને બીજી તરફ 'મ'થી વિચ્છેદ થાય છે; અને આ રીતે વિચ્છેદના ચલનની એક શૃંખલા બની રહે છે. ]

सङ्गविनिवृत्तौ स्वरूपापत्तिः परिवर्तकः ।।६।।

अन्यवर्णसंसर्गः सङ्गः । तद्विनिवृत्तौ स्वरूपस्यान्यवर्णतिरस्कृतस्यापत्तिः प्राप्तिः परिवर्तकः । यथा—

'कलिकामधुगर्हितम्' । इति ।

अत्र 'अर्हितम्' इति पदं गकारस्य व्यञ्जनस्य सङ्गाद् 'गर्हितम्' इत्यन्यस्य रूपमापन्नम् । तत्र व्यञ्जनस्य गकारस्य सङ्गे विनिवृत्ते स्वरूपमापद्यते 'अर्हितम्' इति । अन्यवर्णसंक्रमेण भिन्नरूपस्य पदस्य ताद्रूप्यविधिरयमिति तात्पर्यार्थः । एतेनेतरावपि व्याख्यातौ ।।६।।

'પરિવર્તક' એટલે સંગમાંથી મુકત થવાને કારણે સ્વરૂપની પ્રાપ્તિ. (૬)

'સંગ' એટલે (બાજુમાંના) બીજા કોઈ વર્ણ સાથેનો સંસર્ગ. તે (સંગ)-માંથી મુકત થવાને કારણે, અન્ય વર્ણ(ના સંસર્ગ)ને લીધે તિરસ્કૃત એવા સ્વરૂપની પ્રાપ્તિ (જે યમકમાં હોય), તે 'પરિવર્તક': જેમ કે—

'कलिकामधुगर्हितम्'—એ (શબ્દ)માં अर्हितम् એ પદ વ્યંજનરૂપ 'ગ'કાર સાથેના સંસર્ગને કારણે गर्हितम् એવું અન્યનું રૂપ પ્રાપ્ત કરે છે. 'ગ'કાર-રૂપ વ્યંજનના એ રૂપમાંથી મુક્ત થતાં 'अर्हितम्' એવું પોતાનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. આ (પ્રક્રિયા)નો તાત્પર્યાર્થ એ થયો કે અન્ય વર્ણના સંસર્ગથી જેણે ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, તેવું પદ પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ કરે છે. આથી અન્ય બેની પણ વ્યાખ્યા થઈ ગઈ. (૬)

[ सङ्गः – પોતાની આજુબાજુના અન્ય કોઈ વર્ણ સાથેનો શબ્દનો સંબંધ, સંસર્ગ.

पदस्य ताद्रूप्यविधिः – અન્ય એટલે કે ભિન્ન–વર્ણ સાથેના સંસર્ગથી જેણે ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, એવું પદ પૂર્વોક્ત સંસર્ગમાંથી મુકત થતાં પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ કરે, ત્યારે તેને 'પરિવર્તક' એવું નામ આપવામાં આવે છે.

एतेन – 'પરિવર્તક'ના પ્રકારના નિરૂપણથી.

इतरौ – 'પરિવર્તક'ના અન્ય બે પ્રભેદો.]

पिण्डाक्षरभेदे स्वरूपलोपश्चूर्णम् ॥७॥

पिण्डाक्षरभेदे सति पदस्य स्वरूपलोपश्चूर्णम् । यथा–

योऽचलकुलमवति चलं दूरसमुन्मुक्तशुक्तिमीनां कान्तः ।

साग्नि बिभर्ति च सलिलं दूरसमुन्मुक्तशुक्तिमीनाक्रान्तः ॥

अत्र 'शुक्ति'पदे 'क्ति'–इति पिण्डाक्षरम् । तस्य भेदे शुक्तिपदं लुप्यते । ककारतिकारयोरन्यत्र सङ्क्रमात् । दूरसमुन्मुक्तशुक् अचलकुलम्, तिमीनां कान्तः समुद्रः ॥७॥

'ચૂર્ણ'' એટલે સંયુકત અક્ષરોને જુદા કરવામાં આવતાં (શબ્દના) પોતાના રૂપનો લોપ થાય તે. (૭)

સંયુકત અક્ષરોને જુદા પાડવામાં આવતાં શબ્દના સ્વરૂપનો લોપ થાય તે 'ચૂર્ણ'. જેમકે—

અહીં (योऽचलकुल० એ શ્લોકના બીજા પાદમાં) 'शुक्ति' એ પદમાં क्ति એ સંયુકતાક્ષર છે; તેને જુદો પાડવાથી 'ક્'–કાર અને 'તિ'–કારનું અન્યત્ર સંક્રમણ થવાને કારણે, 'શુક્તિ' એ પદ લુપ્ત થઈ જાય છે. 'જેણે શોકને દૂર કરી નાખ્યો છે' અને 'માછલીઓનો પ્રિય' એવો 'આ સમુદ્ર' 'પર્વતસમૂહને' (રક્ષે છે)'' (એવો અર્થ નિષ્પન્ન થાય છે). (૭)

[ पिण्डाक्षरभेदः – સંયુકત અક્ષરમાંના અક્ષરોને જુદા પાડવાની પ્રક્રિયા.
तस्य भेदे – क्ति એ સંયુક્તાક્ષરમાંના क् અને ति ને જુદા પાડવામાં આવે તો.
अन्यत्र संक्रमात् – क्ति માંના જુદા પાડવામાં આવેલા क् અને ति એ બે અક્ષરોનું, અનુક્રમે, આગળના शु પછી અને પછીના मी પહેલાં, સંક્રમણ થવાને કારણે.
लुप्यते – शुक् અને तिमीनां, એવાં નવાં શબ્દસંયોજનો થવાને કારણે. शुक्ति એ શબ્દ પોતાનું મૂળ સ્વરૂપ ગુમાવે છે,—તેનો લોપ, અથવા તેનું 'ચૂર્ણ' થાય છે, તે આ અર્થમાં. ]

अत्र श्लोकाः–

अखण्डवर्णविन्यासचलनं शृङ्खला मता ।
अनेन खलु भङ्गेन यमकानां विचित्रता ॥१॥
यदन्यसङ्गमुत्सृज्य नेपथ्यमिव नर्तकः ।
शब्दस्वरूपमारोहेत् स ज्ञेयः परिवर्तकः ॥२॥
पिण्डाक्षरस्य भेदेन पूर्वापरपदाश्रयात् ।
वर्णयोः पदलोपो यः स भङ्गश्चूर्णसंज्ञकः ॥३॥

अप्राप्तचूर्णभङ्गानि यथास्थानस्थितान्यपि ।
अलकानीव नात्यर्थं यमकानि चकासति ॥४॥
विभक्तिपरिणामेन यत्र भङ्गः-क्वचिन्द्भवेत् ।
न तदिच्छन्ति यमकं यमकोत्कर्षकोविदाः ॥५॥
आरूढं भूयसा यत्तु पदं यमकभूमिकाम् ।
दुष्येच्चेन्न पुनस्तस्य युक्तानुप्रासकल्पना ॥६॥
विभक्तीनां विभक्तत्वं संख्यायाः कारकस्य च ।
आवृत्तिः सुप्तिङन्तानां मिथश्च यमकाद्भुतम् ॥७॥

(આ સંબંધમાં) અહીં (આ) શ્લોકો (મળે) છે :

અખંડ વર્ણોના વિન્યાસના ચલનને 'શૃંખલા' માનવામાં આવે છે. આ (શૃંખલારૂપ) ભંગથી યમકમાં, ખરેખર વૈચિત્ર્ય (પ્રતીત થાય) છે. (૧)

(કોઈ) નર જેમ (પોતે ધારણ કરેલો) વેશ ઊતારી નાખીને પોતાના (મૂળ) સ્વરૂપને પ્રાપ્ત કરે છે, તેમ જો (કોઈ વર્ણ) અન્ય (વર્ણ) સાથેના સંસર્ગને ત્યજીને પોતાના (મૂળ) શબ્દરૂપને પ્રાપ્ત કરે, તો તેને 'પરિવર્તક' (નામનો ભંગ—ભેદ) જાણવો. (૨)

સંયુક્ત અક્ષરોને જુદાં કરવાથી (તે બે અક્ષરો, અનુક્રમે,) આગળના તેમ જ પાછળના પદો સાથે ભળી જવાને કારણે (મૂળ શબ્દનો) જે પદલોપ થાય, તે 'ચૂર્ણ'નામનો ભંગ (કહેવાય) છે. (૩).

કેશ પોતાના યોગ્ય સ્થાને હોવા છતાં તેને 'ચૂર્ણભંગ' (=કેશપાશની એક પ્રકારની વિશિષ્ટ રચના)નો લાભ ન મળ્યો હોય તો તે જેમ બહુ શોભતા નથી, તેમ યમકરચનાઓ પણ પોતાના યોગ્ય સ્થાને હોવા છતાં (આ) 'ચૂર્ણ-ભંગ' (નામક ભંગ)ની પ્રાપ્તિ વિના ખાસ શોભતા નથી. (૪)

વિભક્તિઓનાં પરિવર્તનને કારણે ક્યાંક 'ભંગ' સંભવે, (તો પણ) યમકના ઉત્કર્ષના જાણકારો તેવા યમકને ઇચ્છતા નથી. (૫)

યમકભૂમિકાનું ઘણુંબધું આરોહણ કર્યા પછી પણ જે પદ દૂષિત બને (એટલે કે યમકનું ઉદાહરણ ન બની શકે), તેના માટે તો અનુપ્રાસ(ના ઉદા-હરણ તરીકે)ની કલ્પના પણ યોગ્ય નથી. (૬)

'સુપ્'-અન્ત અને 'તિઙ્'—અન્ત (પદો)ની જુદી જુદી કે એક સાથે આવૃત્તિ થવાને કારણે વિભક્તિઓ, વચનો અને કારકોનો ભેદ થાય, તે 'યમકાદ્ભુત' (કહેવાય) છે. (૭)

અધ્યાય-૨

(૨) ઉપમા-દોષો :

हीनत्वाधिकत्वलिङ्गवचनभेदासादृश्यासंभवास्तद्दोषाः ॥८॥

तस्या उपमाया दोषा भवन्ति हीनत्वमधिकत्वं लिङ्गभेदो वचनभेदोऽसादृश्यमसंभव इति ॥८॥

હીનત્વ, અધિકત્વ, લિંગ-વચન-ભેદ, અસાદૃશ્ય, અસંભવ,—એ તેના દોષો છે. (૮)

તે ઉપમાના (આ) દોષો હોય છે : હીનત્વ, અધિકત્વ, લિંગભેદ, વચનભેદ, અસાદૃશ્ય અને અસંભવ. (૮)

[ तस्या उपमायाः – તે ઉપમાના, જેનું નિરૂપણ સૂત્રકારે આ અધ્યાયના પ્રથમ ૭ સૂત્રોમાં, આ પહેલાં, કર્યું છે.

નોંધ : (૧) ઉપમાના આ દોષોનું નિરૂપણ વામને ભામહને અનુસરીને જ કર્યું છે. વાંચો :

हीनताऽसंभवो लिङ्गवचोभेदो विपर्ययः ।
उपमानाधिकत्वं च तेनासदृशतापि च ॥
त एत उपमादोषाः सप्त मेधाविनोदिताः ।
सोदाहरणलक्ष्माणो वर्ण्यन्तेऽत्र च ते पृथक् ॥ (૨, ૩૯-૪૦)

(૨) આ નિરૂપણમાં માત્ર એક જ ફરક પડે છે, અને તે એ કે ભામહ-કથિત ૭ દોષોમાંથી વામન 'વિપર્યય'ને એક પૃથક્ અને સ્વતંત્ર ઉપમા-દોષ તરીકે સ્વીકારતા નથી. તેમના મત અનુસાર આ વિપર્યય-નામક ઉપમાદોષનો અંતર્ભાવ 'હીનત્વ' અને 'અધિકત્વ'—એ બે ઉપમા-દોષોમાં થઈ જાય છે. વાંચો :

अनयोर्दोषयोर्विपर्ययाख्यस्य दोषस्यान्तर्भावान्न पृथगुपादानम् ।
(સૂત્ર-૧૧ની વૃત્તિ)

(૩) આ કારણે, વામન-નિરૂપિત ઉપમાદોષોની સંખ્યા ૭ ને બદલે ૬ રહે છે. વાંચો :

अत एवास्माकं मते षड् दोषा इति । (સૂત્ર-૧૧ની વૃત્તિ)

(૪) અહીં એ હકીકતની પણ નોંધ લેવી જોઈએ કે પુરોગામી વિવેચક દંડીએ 'લિંગભેદ' 'વચનભેદ, 'હીનત્વ' અને 'અધિકત્વ'—એ ચાર જ ઉપમાદોષો નિરૂપ્યા છે. એટલું જ નહીં પણ તેમનો એ દૃઢ અભિપ્રાય છે કે આ

ચાર દોષો હોવા છતાં પણ જો તેમની ઉપસ્થિતિ સહૃદયોનાં હૃદયો માટે ઉદ્વેગ-જનક ન નીવડે તો તે ઉપમા-દોષો રહેતા નથી, એટલે કે તેઓ ઉપમાને દૂષિત કરવા સમર્થ નીવડતા નથી. વાંચો :

न लिङ्गवचने भिन्ने न हीनाधिकतापि वा ।
उपमादूषणायालं यत्रोद्वेगो न धीमताम् ॥ (२, ५१) ]

## અધ્યાય-૩

### (૩) અર્થાલંકારો :

उपमेयस्योक्तौ समानवस्तुन्यासः प्रतिवस्तु ॥२॥

ઉપમેયનું કથન થતાં સમાન વસ્તુનો ન્યાસ થાય તે પ્રતિવસ્તુ.(૨)

तद्यथा–

'देवीभावं गमिता परिवारपदं कथं भजत्येषा ।
न खलु परिभोगयोग्यं दैवतरूपाङ्कितं रत्नम् ॥२॥

જેમકે—

"મહારાણીપદને પામેલી આ (નાયિકા) પરિવારપદને કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? દેવતારૂપથી અંકિત રત્ન ઉપભોગયોગ્ય હોતું નથી." (૨)

[ उपमेयस्योक्तौ – પદાર્થરૂપ નહીં, પરંતુ વાક્યાર્થરૂપ ઉપમેયનું કથન થતાં.
समानवस्तुन्यासः – વાક્યાર્થરૂપ ઉપમાનભૂત સમાનવસ્તુનું વર્ણન.
प्रतिवस्तु – 'પ્રતિવસ્તૂપમા' અલંકાર માટેનો વામનનો શબ્દ.

**નોંધ :** અહીં ઉપમેય અને ઉપમાન બંને વાક્યાર્થરૂપ હોવાથી બે વાક્યો હોય છે, જ્યારે વાક્યાર્થોપમામાં ઉપમેય અને ઉપમાન બંને મળીને એક વાક્યાર્થ બને છે : તે બંને (ઉપમા અને પ્રતિવસ્તૂપમા) વચ્ચેનો આ ભેદ છે.]

सादृश्याल्लक्षणा वक्रोक्तिः ॥८॥

बहूनि हि निबन्धनानि लक्षणायाम् । तत्र सादृश्याल्लक्षणावक्रोक्तिरसाविति ।

यथा–

'उन्मिमील कमलं सरसीनां कैरवं च निमिमील मुहूर्तात् ।' अत्र नेत्रधर्मावुन्मीलने सादृश्याद्विकाससंकोचौ लक्षयतः ।

'इह च निरन्तरनवमुकुलपुलकिता हरति माधवी हृदयम् ।
मदयति च केसराणां परिणतमधुगन्धि निःश्वसितम् ॥'

इत्येवमादिषु लक्षणार्थो निरूप्यत इति । लक्षणायां च झटित्यर्थप्रतिपत्तिक्षमत्वं रहस्यमाचक्षत इति ।

असादृश्यनिबन्धना तु लक्षणा न वक्रोक्तिः । यथा-

'जरठकमलकन्दच्छेदगौरैर्मयूखैः ।'

अत्र 'छेदः' सामीप्याद् द्रव्यं लक्षयति । तस्यैव गौरत्वोपपत्तेः ॥

**વક્રોકિત એટલે સાદૃશ્યને કારણે (નિષ્પન્ન થતી) લક્ષણા. (૮)**

લક્ષણાનાં અનેક નિયમનો હોય છે, તેમાંથી સાદૃશ્યને કારણે (નિષ્પન્ન થતી) લક્ષણા આ વક્રોક્તિ છે. જેમકે—

'(સૂર્યોદય થતાં) તળાવોમાં કમળો તરત જ ખીલી ઉઠયાં અને ક્ષણવારમાં કુમુદો બિડાઈ ગયાં.'

અહીં ઉન્મીલન–નિમીલન એ બે નેત્રધર્મો સાદૃશ્યને કારણે વિકાસ-સંકોચ (=ખીલવું-બિડાવું)નો અર્થ લક્ષણાથી અર્પી રહે છે.

'અહીં (ઉદ્યાનમાં) નિરંતર નવીન કળીઓ વડે પુલકિત થયેલી માધવી (સહૃદયોનાં) હૃદય હરી રહી છે; અને પરિપકવ મધુગન્ધથી યુક્ત કેસર (વૃક્ષો)નું નિઃશ્વસિત મત્ત કરી રહે છે.'

અહીં 'નિશ્વસિત' એ શબ્દનો લક્ષ્યાર્થ 'પરિમલ–નિર્ગમન' (=સુગંધનું નીકળવું) એવો થાય છે.

—ઇત્યાદિ (ઉદાહરણો)માં લક્ષણ દ્વારા અર્થનું નિરૂપણ કરવામાં આવ્યું છે, અને લક્ષણા પ્રતીત થતાં વેંત અર્થપ્રતિપત્તિક્ષમતા પ્રતિપન્ન થાય છે, એને જ (લક્ષણાનું) રહસ્ય કહે છે

પરંતુ અસાદૃશ્ય પર આધારિત લક્ષણા વક્રોક્તિ ન (બની શકે), જેમકે—

'પરિપકવ કમલકન્દના ટૂકડા સમાન શ્વેત કિરણો વડે.' અહીં 'ટૂકડો' (એ શબ્દ) સામીપ્ય (સંબંધ)થી દ્રવ્યને લક્ષિત કરે છે, કારણ કે તેમાં જ શ્વેતત્વનો સંભવ છે. (૮)

[बहूनि हि निबन्धनानि लक्षणायाम् – લક્ષણાની ત્રણ અપેક્ષાઓ પૈકીની એક એ છે કે લક્ષ્યાર્થ કોઈક પ્રકારે મુખ્યાર્થ સાથે સંકળાયેલો હોવો જોઈએ. (વાંચો : ....तद्योगे) લક્ષ્યાર્થ–મુખ્યાર્થ વચ્ચેનો આ સંબન્ધ નીચે પ્રમાણે પાંચ પ્રકારનો હોઈ શકે, તેમ ભર્તૃમિત્રને નામે ચઢેલા આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે:—

अभिधेयेन सम्बन्धात्सादृश्यात्समवायतः ।
वैपरीत्यात्क्रियायोगाल्लक्षणा पञ्चधा मता ॥

આમાંના લક્ષ્યાર્થ–મુખ્યાર્થ વચ્ચેના સાદૃશ્ય-સંબંધમાંથી નિષ્પન્ન થતી લક્ષણા એ જ વક્રોક્તિ, એમ ગ્રંથકાર કહે છે.

असादृश्यनिबन्धना तु लक्षणा न वक्रोक्तिः – આ વિધાન અને તે માટે આપવામાં આવેલું ઉદાહરણ પુનરપિ દર્શાવે છે કે વામનને અભિપ્રેત એવી વક્રોક્તિ એટલે સાદૃશ્યમૂલક લક્ષણા.

**નોંધ** : (૧) વામનનિરૂપિત આ વક્રોક્તિનું સ્વરૂપ 'वक्रोक्तिः काव्यजीवितम्' એ સિદ્ધાન્ત અથવા સંપ્રદાયના પ્રવર્તક કુન્તકને 'वक्रोक्तिरेव वैदग्ध्यभङ्गीभणितिरुच्यते ।' તેમ જ અન્ય અનુગામી આલંકારિકોને અભિમત સ્વરૂપથી ભિન્ન છે.

(૨) આના અનુસંધાનમાં ભામહ અને દંડીના નીચે આપેલા શ્લોકો પણ લક્ષમાં રાખવા જેવા છે, જેમાં 'વક્રોક્તિ' શબ્દથી ભામહ અને દંડીને, અનુક્રમે, 'અતિશયોક્તિ' અને 'સ્વભાવોક્તિ' સિવાયના અન્ય, 'ઉક્તિવૈચિત્ર્યમૂલક અલંકારો'–એવો અર્થ અભિપ્રેત છે :—

सैषा सर्वैव वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलङ्कारोऽनया विना ॥ (२,८६)
श्लेषः सर्वासु पुष्णाति प्रायो वक्रोक्तिषु श्रियम् ।
भिन्नं द्विधा स्वभावोक्तिर्वक्रोक्तिश्चेति वाङ्मयम् ॥ (२, ३६३)]

व्याजस्य सत्यसारूप्यं व्याजोक्तिः ॥२५॥

यथा—'शरच्चन्द्रांशुगौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं कृतम् ॥८॥

વ્યાજનું સત્ય સાથે સારૂપ્ય (પ્રદર્શિત કરવું), તે વ્યાજોક્તિ. (૨૫)

જેમકે—'હે સુંદરી ! શરચ્ચંદ્રનાં કિરણો સમાન શ્વેત અને પવનને લીધે લાવવામાં આવેલાં કાશપુષ્પનાં તણખલાંને કારણે મારું મુખ અશ્રુપાતયુક્ત બન્યું છે.' (૮)

[ व्याजः – અસત્યનું બહાનું, છદ્મ.
सारूप्यम् – સાદૃશ્યનું પ્રતિપાદન કરવું તે.

**નોંધ** : (૧) આ અલંકારને કેટલાક 'માયોક્તિ' એવું નામ આપે છે, એમ ગ્રંથકાર કહે છે.

(૨) વ્યાજોક્તિનાં આ વામન-નિરૂપિત સ્વરૂપલક્ષણથી અનુગામી આલંકારિકોએ નિરૂપેલાં વ્યાજોક્તિનાં સ્વરૂપ-લક્ષણ જુદાં પડે છે.]

अलङ्कारस्यालंकारयोनित्वं संसृष्टिः ॥३०॥

अलङ्कारस्यालङ्कारयोनित्वं यदसौ संसृष्टिरिति । संसृष्टिः संसर्गः सम्बन्ध इति ॥३०॥

**સંસૃષ્ટિ એટલે અલંકારનું અલંકારયોનિત્વ.** (૩૦)

એક અલંકાર અન્ય અલંકારનો ઉત્પત્તિ-હેતુ બને એવી જે પરિસ્થિતિ, તે આ સંસૃષ્ટિ-સંસૃષ્ટિ એટલે સંસર્ગ, સંબંધ. (૩૦)

[ **નોંધ :** આ અલંકારના સ્વરૂપની તાત્ત્વિક વિભાવના અંગે થયેલી ઉત્તરોત્તર પ્રગતિ નોંધવા જેવી છે. વાંચો—

(अ) वरा विभूषा संसृष्टिर्बह्वलङ्कारयोगतः ।
रचिता रत्नमालेव सा चैवमुदिता यथा ॥ (३,४९)

—અહીં 'સંસૃષ્ટિ'થી ભામહને 'અનેક અલંકારોનો યોગ' અને 'તેમાંથી નિષ્પન્ન થતું ઉત્તમ વિભૂષણ' એટલું જ અભિપ્રેત છે.

(ब) नानालङ्कारसंसृष्टिः संसृष्टिस्तु निगद्यते ॥
अङ्गाङ्गिभावावस्थानं सर्वेषां समकक्षता ।
इत्यलङ्कारसंसृष्टेर्लक्षणीया द्वयी गतिः ॥ (२,३६९-३१०)

—અહીં દંડી 'સંસૃષ્ટિ'ના બે પ્રભેદ નિરૂપે છે : (૧) જેમાં, એક સ્થાનમાં પ્રયોજાયેલા અનેક અલંકારો વચ્ચે અંગાંગિભાવ હોય; અને (૨) જેમાં, પૂર્વોક્ત અલંકારો વચ્ચે સમકક્ષતા હોય.

અનુગામી આલંકારિકોએ આમાંના પ્રથમ પ્રભેદમાંથી 'સંકર' નામક સ્વતંત્ર અલંકારને વિકસાવ્યો અને નિરૂપ્યો છે, અને દ્વિતીય પ્રભેદને 'સંસૃષ્ટિ' તરીકે ચાલુ રાખ્યો છે.

(क) અહીં વામન એક ડગલું આગળ જાય છે અને 'સંસૃષ્ટિ'માં સમાવિષ્ટ અલંકારો વચ્ચે કાર્યકરણ સંબંધ સ્થાપે છે.]

तद्भेदावुपमारूपकोत्प्रेक्षावयवौ ॥३१॥

તે (સંસૃષ્ટિ) ના બે ભેદ છે, ઉપમારૂપક અને ઉત્પ્રેક્ષાવયવ. (૩૧)

[ **નોંધ :** (૧) એક અલંકાર અન્ય અલંકારનો ઉત્પત્તિહેતુ બને, એવું 'સંસૃષ્ટિ' અલંકારનું લક્ષણ આપ્યા પછી, એ લક્ષણની યથાર્થતા દર્શાવવા માટે વામન 'ઉપમારૂપક' અને ઉત્પ્રેક્ષાવયવ' એ બે અલંકારોને તેના પ્રભેદો તરીકે નિરૂપે છે, અને તેનાં લક્ષણ અને ઉદાહરણ આ પછીનાં બે સૂત્રોમાં આપે છે. ઉપમામાંથી ઉત્પન્ન થતું રૂપક તે 'ઉપમારૂપક' (સૂત્ર-૩૨) અને ઉત્પ્રેક્ષાનો

કેતુ તે 'ઉત્પ્રેક્ષાવયવ' (સૂત્ર—૩૩),—એ રીતે આ બે અલંકારોનાં લક્ષણ વામન આપે છે.

(૨) આ બે અલંકારોને ભામહ સ્વતંત્ર અલંકારો તરીકે આ રીતે નિરૂપે છે :

उपमानेन तद्भावमुपमेयस्य साधयन् ।
यां वदत्युपमामेतदुपमारूपकं यथा ॥ (३, ३६)
श्लिष्टस्यार्थेन संयुक्तः किंचिदुत्प्रेक्षयान्वितः ।
रूपकार्थेन च पुनरुत्प्रेक्षावयवो यथा ॥ (३, ४७)

જ્યારે દંડી 'ઉપમારૂપક' અને 'ઉત્પ્રેક્ષાવયવ'ને સ્વતંત્ર અલંકારો તરીકે સ્થાન ન આપતાં, તે બંનેને અનુક્રમે, રૂપક અને ઉત્પ્રેક્ષાના પ્રભેદ તરીકે, આ પ્રમાણે નિરૂપે છે :

उपमारूपकं चापि रूपकेष्वेव दर्शितम् ॥
उत्प्रेक्षाभेद एवासावुत्प्रेक्षावयवोऽपि च ॥ (२, ३६८–३६९)

(૩) વામન પણ, દંડી માફક, આ બે અલંકારોને સ્વતંત્ર અલંકારોનાં ગૌરવ અને પ્રતિષ્ઠા અર્પતા નથી; તેમ છતાં તે બંનેને, દંડીથી વિભિન્ન રીતે, 'સંસૃષ્ટિ'ના પ્રભેદો તરીકે, 'સંસૃષ્ટિ'ના તેમણે આપેલા લક્ષણ સાથે સુસંગત બને તે રીતે, નિરૂપે છે.]

**અધ્યાયનો ઉપસંહાર**

एभिर्निदर्शनैः स्वीयैः परकीयैश्च पुष्कलैः ।
शब्दवैचित्र्यगर्भेयमुपमैव प्रपञ्चिता ॥

સ્વરચિત તેમ જ અન્યનાં આ પુષ્કળ ઉદાહરણો દ્વારા શબ્દવૈચિત્ર્યથી પરિપૂર્ણ એવી આ ઉપમાનો જ પ્રપંચ કરવામાં આવ્યો છે.

[નોંધ : (૧) સર્વ અર્થાલંકારો ઉપમાગર્ભ હોય છે, એવી વામનની વિશિષ્ટ માન્યતા અહીં વ્યક્ત થઈ છે.

(૨) ગ્રંથકારની એ જ માન્યતાને કારણે, 'ઉપમાપ્રપંચ' એવું આ તૃતીય અધ્યાયનું નામ સાર્થક બને છે.

(૩) ગ્રંથકારની આ માન્યતાનું એક પરિણામ એ આવ્યું છે કે સાદૃશ્ય-મૂલક સિવાયના અર્થાલંકારોનું નિરૂપણ આ ગ્રંથમાં ઉપલબ્ધ થતું નથી, અથવા તો તેવા અલંકારોને પણ વામન સાદૃશ્યમૂલક માને છે, એમ સ્વીકારવું પડે.

(૪) અતિશયોક્તિ અને વક્રોક્તિ—સ્વભાવોક્તિ આધારિત અર્થાલંકારોનું પણ નિરૂપણ કરતા ભામહ અને દંડી આ સંદર્ભમાં તુલનાક્ષમ બની રહે છે.

## અધિકરણ-૫ (પ્રાયોગિક)

**અધ્યાય—૧**

**(૧) કાવ્યસમય :**

नैकं पदं द्विः प्रयोज्यं प्रायेण ॥१॥

यथा–'पयोद पयोद' इति ।

किंचिदेव चादिपदं द्विरपि प्रयोक्तव्यमिति ।

यथा–'सन्तः सन्तः खलाः खलाः' इति ॥१॥

એક પદને સામાન્યતઃ બે વાર ન પ્રયોજવું. (૧)

જેમકે –'પયોદ પયોદ'.

'च' વગેરે કોઈક પદ જ (એક વાક્યમાં) બે વાર પ્રયોજી શકાય.

જેમકે–'સજ્જનો સજ્જનો (રહે) છે, દુર્જનો દુર્જનો (રહે) છે.' (૧)

[द्विः – એકીસાથે અથવા એક જ વાક્યમાં, બે વાર.

प्रायेण – મોટે ભાગે, સાધારણ સંજોગોમાં, સામાન્યતઃ.

सन्तः सन्तः – આ ઉદાહરણમાં, બીજી વાર પ્રયુક્ત થયેલા सन्तः અને खलाः એ શબ્દોને અર્થ, અનુક્રમે, "સૌજન્ય-સંસ્કાર-સહાનુભૂતિયુક્ત મનુષ્યો" અને "દુર્જનતા-દુષ્ટતા-નિર્દયતા-યુક્ત મનુષ્યો" એવો થાય છે. આ શબ્દો, આમ, વિશિષ્ટ અર્થમાં પ્રયોજયા હોવાથી, વાક્યમાં પુનરુક્તિ થતી નથી અને પરિણામે આવો પ્રયોગ સદોષ બનતો નથી.

સૂત્રમાં प्रायेण શબ્દ આવા અપવાદભૂત પ્રયોગોની સદોષતા નિવારવા માટે છે, તે આ રીતે સાર્થક બને છે.]

नित्या संहितैकपदवत्पादेष्वर्धान्तवर्जम् ॥२॥

तत्र हि नित्या संहितेत्याम्नायः । यथा–

'संहितैकपदे नित्या नित्या धातूपसर्गयोः ।' इति ॥२॥

(શ્લોકાર્ધ-સૂચક) અર્ધાન્ત સિવાય, (શ્લોકના) પાદોમાં, એક પદની, જેમ, સન્ધિ અવશ્ય કરવી જોઈએ. (૨)

સન્ધિ હમેશ કરવી જોઈએ, તે વિશે શાસ્ત્રવચન(નો આદેશ) છે. જેમકે— "એક પદમાં સન્ધિ નિત્ય (હોવી જોઈએ), (અને) ધાતુ તથા ઉપસર્ગની વચ્ચે (પણ) સન્ધિ નિત્ય (હોવી જોઈએ)." (૨)

[एकपदवत् – એક શબ્દમાં, એ શબ્દના પેટા ભાગરૂપ શબ્દો વચ્ચે, જેમ સન્ધિ અનિવાર્ય અને અપરિહાર્ય હોય છે, તેમ.

अर्धान्तवर्जम् – શ્લોકના ચાર પાદમાં, પ્રથમ-દ્વિતીય પાદોનો સમૂહ અને તૃતીય-ચતુર્થ પાદોનો સમૂહ, એમ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ રૂપ બે પૃથક્ ઘટક અંગો, સન્ધિના નિયમો પૂરતા, સ્વીકારવામાં આવ્યા છે; એટલે દ્વિતીય પાદના અંતિમ પદ સાથે તૃતીય પાદના પ્રથમ પદની સન્ધિ કરવાની જરૂર રહેતી નથી.

न पादान्तलघोर्गुरुत्वं च सर्वत्र ॥३॥

पादान्तलघोर्गुरुत्वं प्रयोक्तव्यं न सर्वत्र न सर्वस्मिन्वृत्त इति । यथा–

'यासां वलिर्भवति मद्गृहदेहलीनां हंसैश्च सारसगणैश्च विलुप्तपूर्वः ।
तास्वेव पूर्वबलिरूढयवाङ्कुरासु बीजाञ्जलिः पतति कीटमुखावलीढः ॥'

एवंप्रायेष्वेव वृत्तेष्विति । न पुनः—

'वरूथिनीनां रजसि प्रसर्पति समस्तमासीद्विनिमीलितं जगत् ।' इत्यादिषु ।

चकारोऽर्धान्तवर्जमित्यस्यानुकर्षणार्थः ॥३॥

**અને પાદના અંતમાં રહેલો લઘુ (મોટે ભાગે) ગુરુ બની શકે છે, (પરંતુ) સર્વત્ર નહીં. (૩)**

પાદના અંતમાં આવતા લઘુને ગુરુ તરીકે પ્રયોજી શકાય, (પરંતુ) સર્વત્ર નહીં, (એટલે કે) સર્વ વૃત્તોમાં નહીં. જેમકે—

'यासां वलि०' એ (શ્લોકમાં) છે. તેવા વૃત્તોમાં જ; પરંતુ—

'वरूथिनीनां रजसि०' એ (શ્લોકમાં) છે, તેવા (વૃત્તો)માં નહીં. (સૂત્રમાંનો) 'च' શબ્દ (આગલા સૂત્રમાંના) अर्धान्तवर्णम् એ શબ્દની અનુવૃત્તિ માટે (પ્રયોજવામાં આવ્યો) છે. (૩)

[ पादन्तलघोः गुरुत्वम् पादान्तस्थं विकल्पेन – એવા છન્દઃશાસ્ત્રના એક સામાન્ય નિયમ પ્રમાણે, પાદને અન્તે આવતા લઘુને છન્દની આવશ્યકતા અનુસાર ગુરુ તરીકે સ્વીકારી શકાય છે.

न सर्वत्र – ઉપર્યુક્ત સામાન્ય નિયમનો અપવાદ સૂચવવા માટે અહીં કહેવામાં આવ્યું છે કે એ નિયમ સર્વત્ર, એટલે કે સર્વ પ્રકારના છન્દોમાં લાગુ પાડી શકાય નહીં.

ઉદાહરણોની સમજૂતી—

(૧) यासां वलि० એ શ્લોકનો છન્દ 'વસન્તતિલકા' છે, અને એના લક્ષણ (उक्ता वसन्ततिलका तभजा जगौ गः ।) અનુસાર, એનો પ્રત્યેક પાદનો છેલ્લો ૧૪મો અક્ષર ગુરુ હોવો જોઈએ; પરંતુ તૃતીય પાદનો છેલ્લો અક્ષર सु લઘુ

છે; તેમ છતાં पादान्तस्थं विकल्पेन એ નિયમનો લાભ જે છન્દોને આપી શકાય, તેમાં 'વસન્તતિલકા'નો સમાવેશ થતો હોવાથી, અહીં છન્દોભંગ થતો નથી.

(૨) वरुथिनीनां रजसि० એ શ્લોકનો છન્દ 'વંશસ્થ' છે અને એના લક્ષણ (जतौ तु वंशस्थमुदीरितं जरौ ।) અનુસાર, એના પ્રત્યેક પાદનો છેલ્લો–૧૨મો અક્ષર ગુરુ હોવો જોઈએ; અહીં પ્રથમ પાદનો છેલ્લો અક્ષર ति લઘુ છે, પરંતુ पादान्तस्थं विकल्पेन એ નિયમનો લાભ જે છન્દોને આપી શકાય, તેમાં 'વંશસ્થ'નો સમાવેશ થતો નથી, તેથી અહીં છન્દોભંગ થાય છે.

સંક્ષેપમાં, આ રીતે, पादान्तलघोः गुरुत्वम् એ નિયમ છન્દઃશાસ્ત્ર અનુસાર સ્વીકૃત અમુક છન્દોમાં જ લાગુ પડે છે, બધાં જ વૃત્તોમાં નહીં, તે સિદ્ધ થાય છે.

चकार – આગલા સૂત્રમાં अर्धान्तवर्जम् એ શબ્દ છે. એ જ શબ્દ પછીના સૂત્રમાં કે સૂત્રોમાં ચાલુ છે, એમ સૂચવવા માટે च શબ્દ પ્રયોજવામાં આવે છે. સૂત્રશૈલીની આ એક વિશિષ્ટતા છે, અને એનો પ્રયોગ અહીં થયો છે. એ પ્રયોગ અનુસાર, આ સૂત્રમાં अर्धान्तवर्जम् શબ્દ ન પ્રયોજવામાં આવ્યો હોવા છતાં, એને અહીં પ્રયુક્ત સમજવાનો છે; એટલે કે છન્દઃશાસ્ત્રનો જે નિયમ અહીં સમજાવવામાં આવ્યો છે, તેનું કાર્યક્ષેત્ર 'શ્લોકાર્ધસ્વરૂપ અર્ધાન્ત સિવાય'નું બને છે. સૂત્રશૈલીની આ સ્વીકૃત વ્યવસ્થાને 'અનુવૃત્તિ' કહેવામાં આવે છે.

अनुकर्षणार्थः – પૂર્વોક્ત શબ્દને પાછળના (अनु) સૂત્રમાં ખેંચી લાવવા માટે; અનુવૃત્તિ કરવા માટે.

न गद्ये समाप्तप्रायं वृत्तमन्यत्रोद्गतादिभ्यः संवादात् ॥४॥

ગદ્યમાં, 'ઉદ્ગતા' વગેરે સિવાય, અપૂર્ણ વૃત્ત ન (પ્રયોજવું); કારણ કે ('ઉદ્ગતા' વગેરેનો તો ગદ્ય સાથે) મેળ છે. (૪)

[समाप्तप्रायम् - અધૂરું, અપૂર્ણ.
उद्गतादिभ्यः – 'ઉદ્ગતા' વગેરે વિષમ વૃત્તો.
संवाद – મેળ, સામ્ય,–ગદ્ય સાથેનો.

**નોંધ :** (૧) 'ઉદ્ગતા' વગેરે વિષમ પ્રકારનાં વૃત્તોમાં રચાયેલા શ્લોકોનાં ચારેય પાદો, તેમાંના અક્ષરોની સંખ્યા અને તેનાં લઘુગુરુનાં માપની દૃષ્ટિએ, જુદાં જુદાં હોય છે. આ પ્રકારની અનિયમિતતા, અસામનતા અને અવ્યવસ્થાને કારણે આવાં વૃત્તોમાંનું લખાણ ગદ્યમાંનાં લખાણને મળતું આવે છે; અને તેથી

જ ગદ્યમાં આવાં વિષમ વૃત્તો અપૂર્ણ સ્વરૂપમાં પ્રયુક્ત થયાં હોય તો કાવ્યમાં ખાસ કશી સૌન્દર્યહાનિ ન થાય.

(૨) પરંતુ સમ કે અર્ધસમ પ્રકારનાં વૃત્તો અપૂર્ણ સ્વરૂપમાં પ્રયુક્ત થયાં હોય તો તે તરત જ વરતાઈ આવે અને પરિણામે ગદ્યકાવ્યના સૌન્દર્યને નિશ્ચિત હાનિ પહોંચે છે.]

न पादादौ खल्वादयः ॥५॥

पादादौ खल्वादयः शब्दाः न प्रयोज्याः । 'आदि' शब्दः प्रकारार्थः । येषामादौ प्रयोगो न श्लिष्यते ते गृह्यन्ते, न पुनर्वत–हन्त–प्रभृतयः ॥६॥

**પાદના આરંભમાં 'खलु' વગેરેને ન (પ્રયોજવા). (૫)**

પાદના આરંભમાં, 'खलु' આદિ શબ્દો ન પ્રયોજવા જોઈએ. (સૂત્રમાંનો) 'आदि' શબ્દ પ્રકારના અર્થમાં (સમજવાનો) છે. (એટલે કે) જે (શબ્દો)નો પ્રયોગ (પાદના) આરંભમાં શોભતો નથી, તે (સર્વ શબ્દો 'आदि–શબ્દથી સૂચિત શબ્દોમાં) સમાવિષ્ટ થઈ જાય છે, પરંતુ 'वत', 'हन्त' વગેરે શબ્દોનો સમાવેશ 'आदि' માં થાય) નહીં. (૫)

[प्रकारार्थः 'खलु'ની જેમ જે શબ્દો પાદારંભે પ્રયોજાયા હોય તો શોભાસ્પદ ન નીવડે, તે સર્વ શબ્દોનો સમાવેશ, સૂત્રમાંના 'आदि'–શબ્દથી સૂચવાય છે, એ અર્થમાં આ 'आदि' શબ્દ પ્રકારાર્થક છે.

न श्लिष्यते - બંધબેસતો નથી, સુસંગત કે શોભાસ્પદ નથી.

न पुनः० 'वत' 'हन्त एे શબ્દોને પાદારંભમાં પ્રયુક્ત કરવામાં આવ્યા હોય તો પણ તે પ્રયોગ અરુચિકર નીવડતો નથી, તેથી આ શબ્દો સૂત્રમાંના 'आदि શબ્દથી સૂચવાઈ શકે નહીં.]

नार्धे किंचिदसमाप्तं वाक्यम् ॥६॥

यथा—'जयन्ति ताण्डवे शंभोर्भङ्गुराङ्गुलिकोटयः ।
करा: कृष्णस्य च भुजाश्चक्रांशुकपिशत्विषः' ॥६॥

**(શ્લોકના) અર્ધ(ભાગ)માં અપૂર્ણ જેવું કોઈ વાક્ય ન (પ્રયોજવું). (૬)**

જેમકે—'जयन्ति०' એ શ્લોકમાં ઉત્તરાર્ધના પ્રથમ શબ્દ 'कराः'નો સંબંધ અર્થની દૃષ્ટિએ, પૂર્વાર્ધ સાથે છે; અને છતાં તે ઉત્તરાર્ધમાં પ્રયુક્ત થયો હોવાથી શ્લોકનો પૂર્વાર્ધ અપૂર્ણ બની રહે છે. કાવ્યના સૌન્દર્યની દૃષ્ટિએ આમાં અનૌચિત્ય છે. (૬)

[अर्धे – શ્લોકના પૂર્વાર્ધના અંતભાગમાં.

નોંધ : આ સૂત્રમાંના किंचिदसमाप्तं માટે किंचित्समासं એવું પાઠાન્તર પણ મળે છે. પ્રથમ પાઠ અનુસાર किंचित् શબ્દ वाक्यम् સાથે અન્વિત બને છે, જ્યારે પાઠાન્તરમાં किंचित् શબ્દ समाप्तं સાથે અન્વિત બને છે. પરિણામે, સૂત્રાર્થમાં ખાસ ફેર પડતો નથી ]

न कर्मधारयो बहुव्रीहिप्रतिपत्तिकरः ॥७॥

—यथा–'अध्यासितश्चासौ तरुश्चाध्यासिततरुः ।' इति ॥७॥

બહુવ્રીહિ (સમાસ)ની પ્રતીતિ (પણ) કરાવે, તેવો કર્મધારય (સમાસ) ન (પ્રયોજવો.) (૭)

જેમકે–'अध्यासिततरुः' (૭)

[નોંધ : આ સમાસનો વિગ્રહ નીચે પ્રમાણે બંને પ્રકારે થઈ શકે :

अध्यासितश्चासौ तरुश्चासौ तरुश्चाध्यासिततरुः । કર્મધારય

अध्यासितस्तरुर्येन सः अध्यासिततरुः । બહુવ્રીહિ

આમ, આ સમાસ કર્મધારય હોવા છતાં બહુવ્રીહિની પ્રતીતિ પણ કરાવે છે, અને તેથી શબ્દનો અર્થ સંદિગ્ધ બને છે.

કવિજનોએ આ પ્રકારના સમાસનો પ્રયોગ ટાળવો.]

तेन विपर्ययो व्याख्यातः ॥८॥

बहुव्रीहिरपि कर्मधारयप्रतिपत्तिकरो न प्रयोक्तव्यः । यथा—

'वीराः पुरुषा यस्य स वीरपुरुषः' ।

'कलो रवो यस्य स कलरवः' ।

તેનાથી વિપરીત (પ્રયોગ)ની વ્યાખ્યા થઈ ગઈ. (૮)

કર્મધારયની (સમાસ)ની પ્રતીતિ કરાવે તેવો બહુવ્રીહિ (સમાસ) પણ ન પ્રયોજવો.

જેમકે—वीरपुरुषः; कलरवः.

[ विपर्ययः –સૂત્ર ૭માં સમજાવવામાં આવેલા પ્રયોગથી વિપરીત કોટિનો પ્રયોગ– એટલે કે, કર્મધારય (સમાસ)ની પ્રતીતિ કરાવે તેવા બહુવ્રીહિ (સમાસ)નો પ્રયોગ.

तेन – સૂત્ર–૭માં પ્રતિપાદિત નિયમ વડે.

व्याख्यातः – સમજાવવામાં આવ્યો, પ્રતિપાદિત કરવામાં આવ્યો.

નોંધ : ઉદાહરણમાં આપેલા બંને બહુવ્રીહિ સમાસ–वीरपुरुषः प्रदेशः અને कलरवः विहंगः–નો નીચે પ્રમાણે, કર્મધારય સમાસ તરીકે પણ વિગ્રહ થઈ શકે :

वीरश्चासौ पुरुषः ।
कलश्चासौ रवः ।

અને પરિણામે સહૃદયોનાં મનમાં સમાસના અભિપ્રેત અર્થ વિશે સંદેહ ઊભો થાય.]

संभाव्यनिषेधनिवर्तने द्वौ प्रतिषेधौ ॥९॥

यथा—

'समरमूर्धनि येन तरस्विना न न जितो विजयी त्रिदशेश्वरः ।
स खलु तापसबाणपरम्पराकवलितक्षतजः क्षितिमाश्रितः ॥

સંભવિત (અર્થ)ના નિષેધનું નિવારણ કરવા માટે બે પ્રતિષેધ (શબ્દો) (પ્રયોજવા). (૯)

જેમકે—'જે બળવાન (રાવણે) યુદ્ધને મોખરે (સર્વ) વિજેતા ઈન્દ્રને નહોતો જિત્યો એમ નહીં (એટલે કે જિત્યો હતો), તે (રાવણ), તપસ્વી (રામ)ની બાણ પરંપરા વડે જેનું રક્તપાન કરવામાં આવ્યું છે તેવો, ધરણી પર ઢળી પડ્યો.' (૯)

[નોંધ: અહીં, આ ઉદાહરણમાં, 'રાવણે ઈન્દ્રને જીત્યો' એમ કહેવાને બદલે 'રાવણે ઈન્દ્રને ન જિત્યો એમ નહીં'–न न जितः–એમ બે પ્રતિષેધ–શબ્દોનો પ્રયોગ કરીને, રાવણના ઈન્દ્રના પરના વિજયના અસંભવ રૂપી નિષેધને નિવારવામાં આવ્યો છે.]

विशेषणमात्रप्रयोगो विशेष्यप्रतिपत्तौ ॥१०॥

विशेष्यस्य प्रतिपत्तौ जातायां विशेषणमात्रस्यैव प्रयोगः । यथा—

'निधानगर्भामिव सागराम्बराम्' ।

अत्र हि पृथिव्या विशेषणमात्रमेव हि प्रयुक्तम् ॥१०॥

વિશેષ્યની પ્રતીતિ થઈ જતાં માત્ર વિશેષણનો જ પ્રયોગ કરવો. (૧૦)

વિશેષ્યની પ્રતીતિ ઉત્પન્ન થઈ જાય ત્યારે માત્ર વિશેષણનો જ પ્રયોગ (થવો જોઈએ). જેમકે—

'ભંડારોથી પૂર્ણ સાગરામ્બરા (પૃથ્વી)ની જેમ.' (૧૦)

[विशेष्यप्रतिपत्तौ – વિશેષ્ય પ્રસિદ્ધ હોવાને કારણે, અથવા અન્ય કોઈ કારણે અથવા પ્રકારે, તેની પ્રતીતિ થઈ જાય ત્યારે.

નોંધ: અહીં ઉદાહરણમાં વિશેષ્ય (પૃથ્વી)ની પ્રતીતિ, તેની એ પ્રકારની પ્રસિદ્ધિને કારણે, થઈ જતી હોવાથી, તેનાં માત્ર વિશેષણો–'ભંડારોથી પૂર્ણ' અને 'સાગરામ્બરા'–નો જ પ્રયોગ કરવામાં આવ્યો છે.]

सर्वनाम्नानुसन्धिर्वृत्तिच्छन्नस्य ॥११॥

यथा—

'तवापि नीलोत्पलपत्रचक्षुषो मुखस्य तद्रेणुसमानगन्धिनः ।' इति ॥११॥

**સમાસમાં ગુણીભૂત(અર્થ)નો પરામર્શ સર્વનામથી થઈ શકે છે. (૧૧)**

જેમકે—'નીલકમલદલ જેવાં નેત્રોવાળા અને તે (નીલકમલ)ની રજ જેવી સુગંધવાળા તારા મુખનો....'

[ अनुसन्धिः – પરામર્શ

वृत्तिच्छन्नः – સમાસમાં ગુણીભૂત થયેલો અર્થ.

**નોંધ :** અહીં ઉદાહરણમાં, तद्रेणुसमानगन्धिनः સમાસમાં ગુણીભૂત થયો છે અર્થ જેનો, તે 'નીલોત્પલ'નો પરામર્શ, तद् એ સર્વનામથી થઈ શકે છે.]

संबन्धसंबन्धेऽपि षष्ठी क्वचित् ॥१२॥

यथा—'कमलस्य कन्दः' ॥१२॥

**સંબંધના સંબંધની બાબતમાં પણ ક્યારેક ષષ્ઠી પ્રયોજી શકાય. (૧૨)**

જેમકે 'કમળનું મૂળ.'

[संबन्धसंबन्धेऽपि – આ શબ્દથી સંબંધના સંબંધનું : એટલે કે પરંપરાસંબંધનું બોધન સૂત્રકારને અભિપ્રેત છે.

क्वचित् – ક્યારેક, બધે સ્થળે નહીં

**નોંધ :** ઉદાહરણમાં પરંપરાસંબંધના બોધન અર્થે ષષ્ઠી આ રીતે પ્રયોજવામાં આવી છે :

કમલ સાથે સંબંધિત કમલિની–કમળવેલ, તેનું મૂળ.]

अतिप्रयुक्तं देशभाषापदम् ॥१३॥

अतीव कविभिः प्रयुक्तं देशभाषापदं प्रयोज्यम् । यथा—

'योषिदित्यभिललाष न हालाम्' इति ।

अत्र 'हाला' इति देशभाषापदम् ।

अनतिप्रयुक्तं तु न प्रयोज्यम् । यथा—

'कङ्केलीकाननालीरविरलविलसत्पल्लवा नर्तयन्तः ।' इति । अत्र 'कङ्केली पदम्॥१३॥

**અતિ પ્રયોજવામાં આવેલો દેશભાષાનો શબ્દ પ્રયોજી શકાય. (૧૩)**

કવિઓ વડે અતિશય પ્રયોજવામાં આવેલો દેશભાષાનો શબ્દ પ્રયોજી શકાય. જેમ કે—

"તે હાલા (મદિરા) 'સ્ત્રી' છે એમ માનીને, તેણે તેની અભિલાષા સેવી નહીં."

અહીં 'હાલા' શબ્દ દેશભાષાનો છે.

પરંતુ અતિપ્રયુક્ત ન હોય તો તેને ન પ્રયોજી શકાય; જેમકે—"અવિરલ પલ્લવોથી શોભતા અશોકવનની પંક્તિઓને નચાવતા..." અહીં 'કંકેલી' એ શબ્દ. (૧૩)

[अतिप्रयुक्तम् – કવિઓને હાથે કાવ્યોમાં જેનો પ્રચુર રીતે પ્રયોગ થયો હોય.
देशभाषापदम् – કોઇક વિશિષ્ટ પ્રદેશની ભાષાનો શબ્દ.
प्रयोज्यम् – સંસ્કૃત કાવ્યોમાં પણ આવો શબ્દ પ્રયોજી શકાય.

**નોંધ** : પ્રથમ ઉદાહરણમાં 'હાલા' શબ્દ દેશભાષાનો છે, પરંતુ કવિઓને હાથે તેનો સતત અને પ્રચુર પ્રયોગ થતો રહ્યો હોવાથી, સંસ્કૃત કાવ્યમાં પણ તેનો પ્રયોગ કરી શકાય.

દ્વિતીય ઉદાહરણમાં 'કંકેલી' શબ્દ પણ દેશભાષાનો છે, પરંતુ કવિઓને હાથે તેનો પ્રચુર પ્રયોગ થયો ન હોવાથી, સંસ્કૃત કાવ્યમાં તેનો પ્રયોગ અનુચિત ગણાય.]

लिङ्गाध्याहारौ ॥१४॥

लिङ्गं चाध्याहारश्च लिंगाध्याहारावतिप्रयुक्तौ प्रयोज्याविति ।

यथा—

'वत्से ! मा वहु निःश्वसीः कुरु सुरागण्डूषमेकं शनैः ।' इत्यादिषु गण्डूष-शब्दः पुंसि भूयसा प्रयुक्तः, न स्त्रियाम्, आम्नातोऽपि स्त्रीत्वे ।

अध्याहारो यथा—

'मा भवन्तमनलः पवनो वा वारणो मदकलः परशुर्वा ।
वाहिनीजलभरः कुलिशं वा स्वस्ति तेऽस्तु लतया सह वृक्षः ॥'

अत्र हि 'अबाक्षित्' इत्यादीनामध्याहारोऽन्वयोऽतिप्रयुक्तः ॥१४॥

**(એ જ પ્રમાણે, અતિપ્રયુક્ત) લિંગ અને અધ્યાહાર એ બે(ને પણ પ્રયોજી શકાય). (૧૪)**

લિંગ અને અધ્યાહાર પણ અતિપ્રયુક્ત હોય તો પ્રયોજી શકાય. (લિંગ) જેમકે—

'વત્સે ! બહુ નિસાસા નાખ મા : મદિરાનો એક કોગળો (પેટમાં) ઉતારી જા.'

—વગેરેમાં 'ગંડૂષ' એ શબ્દ. આ શબ્દ શાસ્ત્રીય રીતે સ્ત્રીલિંગનો હોવા છતાં, એનો પ્રયોગ સ્ત્રીલિંગમાં નહીં પરંતુ મહદંશે પુંલિંગમાં જ થતો રહ્યો છે.

અધ્યાહાર, જેમકે—

सर्वनाम्नानुसन्धिर्वृत्तिच्छन्नस्य ॥११॥

यथा—

'तवापि नीलोत्पलपत्रचक्षुषो मुखस्य तद्रेणुसमानगन्धिनः ।' इति ॥११॥

**સમાસમાં ગુણીભૂત(અર્થ)નો પરામર્શ સર્વનામથી થઈ શકે છે. (૧૧)**

જેમકે—'નીલકમલદલ જેવાં નેત્રોવાળા અને તે (નીલકમલ)ની રજ જેવી સુગંધવાળા તારા મુખનો....'

[अनुसन्धिः – પરામર્શ

वृत्तिच्छन्नः – સમાસમાં ગુણીભૂત થયેલો અર્થ.

**નોંધ** : અહીં ઉદાહરણમાં, तद्रेणुसमानगन्धिनः સમાસમાં ગુણીભૂત થયો છે અર્થ જેનો, તે 'નીલોત્પલ'નો પરામર્શ, तद् એ સર્વનામથી થઈ શકે છે.]

संवन्धसंवन्धेऽपि षष्ठी क्वचित् ॥१२॥

यथा—'कमलस्य कन्दः' ॥१२॥

**સંબંધના સંબંધની બાબતમાં પણ ક્યારેક ષષ્ઠી પ્રયોજી શકાય. (૧૨)**

જેમકે 'કમળનું મૂળ.'

[संबन्धसंबन्धेऽपि – આ શબ્દથી સંબંધના સંબંધનું : એટલે કે પરંપરાસંબંધનું બોધન સૂત્રકારને અભિપ્રેત છે.

क्वचित् – ક્યારેક, બધે સ્થળે નહીં

**નોંધ** : ઉદાહરણમાં પરંપરાસંબંધના બોધન અર્થે ષષ્ઠી આ રીતે પ્રયોજવામાં આવી છે :

કમલ સાથે સંબંધિત કમલિની–કમળવેલ, તેનું મૂળ.]

अतिप्रयुक्तं देशभाषापदम् ॥१३॥

अतीव कविभिः प्रयुक्तं देशभाषापदं प्रयोज्यम् । यथा—

'योषिदित्यभिललाष न हालाम्' इति ।

अत्र 'हाला' इति देशभाषापदम् ।

अनतिप्रयुक्तं तु न प्रयोज्यम् । यथा—

'कङ्केलीकाननालीरविरलविलसत्पल्लवा नर्तयन्तः ।' इति । अत्र 'कङ्केली पदम्॥१३॥

**અતિ પ્રયોજવામાં આવેલો દેશભાષાનો શબ્દ પ્રયોજી શકાય. (૧૩)**

કવિઓ વડે અતિશય પ્રયોજવામાં આવેલો દેશભાષાનો શબ્દ પ્રયોજી શકાય. જેમ કે—

"તે હાલા (મદિરા) 'સ્ત્રી' છે એમ માનીને, તેણે તેની અભિલાષા સેવી નહીં."

અહીં 'હાલા' શબ્દ દેશભાષાનો છે.

પરંતુ અતિપ્રયુક્ત ન હોય તો તેને ન પ્રયોજી શકાય; જેમકે—"અવિરલ પલ્લવોથી શોભતા અશોકવનની પંક્તિઓને નચાવતા..." અહીં 'કંકેલી' એ શબ્દ. (૧૩)

[अतिप्रयुक्तम् – કવિઓને હાથે કાવ્યોમાં જેનો પ્રચુર રીતે પ્રયોગ થયો હોય.
देशभाषापदम् – કોઈક વિશિષ્ટ પ્રદેશની ભાષાનો શબ્દ.
प्रयोज्यम् – સંસ્કૃત કાવ્યોમાં પણ આવો શબ્દ પ્રયોજી શકાય.

**નોંધ** : પ્રથમ ઉદાહરણમાં 'હાલા' શબ્દ દેશભાષાનો છે, પરંતુ કવિઓને હાથે તેનો સતત અને પ્રચુર પ્રયોગ થતો રહ્યો હોવાથી, સંસ્કૃત કાવ્યમાં પણ તેનો પ્રયોગ કરી શકાય.

દ્વિતીય ઉદાહરણમાં 'કંકેલી' શબ્દ પણ દેશભાષાનો છે, પરંતુ કવિઓને હાથે તેનો પ્રચુર પ્રયોગ થયો ન હોવાથી, સંસ્કૃત કાવ્યમાં તેનો પ્રયોગ અનુચિત ગણાય.]

लिङ्गाध्याहारौ ॥१४॥

लिङ्गं चाध्याहारश्च लिंगाध्याहारावतिप्रयुक्तौ प्रयोज्याविति ।

यथा—

'वत्से ! मा वहु निःश्वसीः कुरु सुरागण्डूषमेकं शनैः ।' इत्यादिपु गण्डूष-शब्दः पुंसि भूयसा प्रयुक्तः, न स्त्रियाम्, आम्नातोऽपि स्त्रीत्वे ।

अध्याहारो यथा—

'मा भवन्तमनलः पवनो वा वारणो मदकलः परशुर्वा ।
वाहिनीजलभरः कुलिशं वा स्वस्ति तेऽस्तु लतया सह वृक्षः ॥'

अत्र हि 'अधाक्षित्' इत्यादीनामध्याहारोऽन्वयोऽतिप्रयुक्तः ॥१४॥

(એ જ પ્રમાણે, અતિપ્રયુક્ત) લિંગ અને અધ્યાહાર એ બે(ને પણ પ્રયોજી શકાય). (૧૪)

લિંગ અને અધ્યાહાર પણ અતિપ્રયુક્ત હોય તો પ્રયોજી શકાય. (લિંગ) જેમકે—

'વત્સે ! બહુ નિસાસા નાખ મા : મદિરાનો એક કોગળો (પેટમાં) ઉતારી જા.'

—વગેરેમાં 'ગંડૂષ' એ શબ્દ. આ શબ્દ શાસ્ત્રીય રીતે સ્ત્રીલિંગનો હોવા છતાં, એનો પ્રયોગ સ્ત્રીલિંગમાં નહીં પરંતુ મહદંશે પુંલિંગમાં જ થતો રહ્યો છે. અધ્યાહાર, જેમકે—

'હે વૃક્ષ ! તને અગ્નિ ન (બાળે), અથવા પવન ન (તોડી પાડે), મદોન્મત્ત હાથી ન (ન ઊખેડી નાંખે), ફરશી ન (કાપે), નદીનો જલપ્રવાહ ન (ખેંચી જાય, અથવા વીજળી ન (બાળી નાંખે) : (તારી પત્નીરૂપ) લતા સાથે તારું કલ્યાણ હો !'

અહીં 'બાળી નાંખે' વગેરે (ક્રિયાપદો)નો અન્વય અધ્યાહાર હોવા છતાં અતિપ્રયુક્ત (હોવાને કારણે, સમજાય છે). (૧૪)

[નોંધ : પ્રથમ ઉદાહરણમાં 'ગંડૂષ' શબ્દ શાસ્ત્રોક્ત પ્રકારે સ્ત્રીલિંગનો હોવા છતાં પુંલિંગમાં તે અતિપ્રયુક્ત હોવાથી એનો પુંલિંગ–પ્રયોગ નિર્વાહ્ય બને છે, અથવા દોષાધાયક બનતો નથી.

દ્વિતીય ઉદાહરણમાં, अनलः વગેરે પછી अधाक्षीत् વગેરે અનુરૂપ ક્રિયાપદો જોઈએ, તે અધ્યાહાર રહ્યાં છે, તે છતાં અતિપ્રયુક્ત હોવાને કારણે એવાં ક્રિયાપદોની ગેરહાજરીમાં પણ અન્વય સરળતાથી થઈ જાય છે

लक्षणाशब्दाश्च ॥१५॥

लक्षणाशब्दाश्चातिप्रयुक्ताः प्रयोज्याः । यथा 'द्विरेफ'-'रोदर'-शब्दौ 'भ्रमर'-'चक्रवाका'र्थौ लक्षणापरौ ।

अनतिप्रयुक्ताश्च न प्रयोज्याः । यथा–'द्विकः' 'काकः' इति ॥१५॥

અને લક્ષણા શબ્દો (પણ અતિપ્રયુક્ત હોય તો પ્રયોજી શકાય). (૧૫)

અને લક્ષણા શબ્દો (પણ) અતિપ્રયુક્ત હોય તો પ્રયોજી શકાય.

જેમકે—'દ્વિરેફ' અને 'રોદર' એ બે શબ્દો અનુક્રમે, ભ્રમર અને ચક્રવાકના અર્થમાં લક્ષણમાં પરક બને છે.

પરંતુ અતિપ્રયુક્ત ન હોય તો ન પ્રયોજી શકાય.

જેમકે—'કાગડા'ના અર્થમાં 'દ્વિક' એ શબ્દ. (૧૫)

[रोदरः – 'र' उदरे यस्य सः । જેના નામની અંદર 'ર' છે, તે–ચક્રવાક.

द्विकः – द्वौ ककारौ यस्य नाम्नि सः । જેના નામની અંદર બે 'ક'કાર છે, તે 'કાક' એટલે કે કાગડો.

નોંધ : 'દ્વિરેફ' અને 'રોદર' શબ્દો, અનુક્રમે, 'ભ્રમર' અને 'ચક્રવાક'ના અર્થમાં અતિપ્રયુક્ત હોવાથી, લક્ષણા શબ્દો તરીકે તેમનો પ્રયોગ કરી શકાય.

પરંતુ, 'દ્વિક' શબ્દ 'કાગડા'ના અર્થમાં અતિ પ્રયુક્ત નથી, તેથી તેને લક્ષણા શબ્દ તરીકે પ્રયોજી શકાય નહીં.

न तद्बाहुल्यमेकत्र ॥१६॥

तेषां लक्षणाशब्दानां बाहुल्यमेकस्मिन् वाक्ये न प्रयोज्यम् ।
शक्यते ह्येकस्यावाचकस्य वाचकवद्भावः कर्तुम्, न बहुनामिति ॥१६॥

(પરંતુ) તેવા(શબ્દો)નું બાહુલ્ય એક જ સ્થળે ન(હોવું જોઈએ).(૧૬)

તે લક્ષણા શબ્દોનું બાહુલ્ય એક જ વાક્યમાં ન પ્રયોજવું. એક અવાચક-(શબ્દ)નો વાચકવદ્ભાવ કરવો શક્ય છે, ઘણાંનો નહીં. (૧૬)

[तद् – 'દ્વિરેફ' જેવા અતિ પ્રયુક્ત લક્ષણા શબ્દો.
बाहुल्यम् – અતિશય અથવા વધુ પડતો ઉપયોગ.
एकत्र – એક જ સ્થળે, એક જ વાક્યમાં
एकस्य – કોઈક વાક્યમાં પ્રયુક્ત કરવામાં આવેલા 'દ્વિરેફ' જેવા એકાદ લક્ષણા-શબ્દનો.
अवाचकस्य वाचकवद्भावः कर्तुम्० શબ્દ જે અર્થનો વાચક ન હોય, તે અર્થનો 'અવાચક' કહેવાય. તેવા અવાચક શબ્દને, જે શબ્દનો તે વાચક નથી તે અર્થનો તે વાચક છે, એમ સ્વીકારવું તે પ્રક્રિયા.

સ્વીકારની આવી પ્રક્રિયા એકાદ અવાચક શબ્દ પૂરતી મર્યાદિત હોય તો શક્ય બને, અનેક શબ્દોની બાબતમાં વારંવાર આવું કરવું પડતું હોય તો તે સહૃદય હૃદયમાં ઉદ્વેગ અને ક્લેશ ઉત્પન્ન કરે.]

स्तनादीनां द्वित्वाविष्टा जातिः प्रायेण ॥१७॥
स्तनादीनां द्वित्वाविष्टा द्वित्वाध्यासिता जातिः प्रायेण बाहुल्येनेति ।

यथा–'स्तनयोस्तरुणीजनस्य' इति । 'प्रायेण' इति वचनात्क्वचिन्न भवति । यथा–'स्त्रीणां चक्षुः' इति ।

अथ कथं द्वित्वाविष्टं जातेः । तद्धि द्रव्ये न जातौ । अतद्रूपत्वात्तस्याः । न दोषः । तदतद्रूपत्वाज्जातेः । कथं तदतद्रूपत्वं जातेः । तद्धि जैमिनीया जानन्ति । वयं तु लक्ष्यसिद्धौ सिद्धपरमतानुवादिनः । न चैवमतिप्रसङ्गः, लक्ष्यानुसारित्वान्न्यायस्येति । एवमन्यापि व्यवस्थोह्या ॥१७॥

સ્તન આદિની જાતિ મોટે ભાગે દ્વિવચનમાં પ્રયુક્ત હોય છે. (૧૭)

સ્તન આદિની જાતિ મોટે ભાગે એટલે કે ઘણાખરા પ્રયોગોમાં 'દ્વિત્વા-વિષ્ટ' એટલે કે દ્વિવચન–પ્રયુક્ત હોય છે.

જેમકે–'તરુણીજનનાં બે સ્તન પર.'

'પ્રાયેણ' (મોટે ભાગે એ શબ્દને કારણે ક્યારેક (એવું) ન (પણ) બને. જેમકે—'સ્ત્રીઓની આંખ (એકવચન)'.

"હવે, આ જાતિ વળી દ્વિત્વાવિષ્ટ કેવી રીતે હોઈ શકે ? કારણ કે તે (દ્વિવચનપણું) તો દ્રવ્યમાં રહે છે, જાતિમાં નહીં; અને તે જાતિ તે (દ્રવ્ય)થી ભિન્ન હોય છે."

"(એમાં) દોષ નથી; કારણ કે જાતિ તે (વ્યક્તિ)થી ભિન્ન અને અભિન્ન બંને સ્વરૂપમાં હોય છે."

"જાતિ તે (વ્યક્તિ)થી ભિન્ન-અભિન્ન બંને સ્વરૂપમાં હોય, તે વળી કેવી રીતે (શક્ય છે) ?"

એ તો જૈમિનિ-દર્શનના અનુયાયીઓ (મીમાંસકો) જાણે ! અમે તો અમારા ધ્યેયની સિદ્ધિ માટે (પ્રમાણ) સિદ્ધ પરમતનો માત્ર અનુવાદ કરીએ છીએ. અને આમ કરવામાં અતિ પ્રસંગ (પણ) નથી; કારણ કે ન્યાય લક્ષ્યાનુસારી છે."

આ રીતે અન્ય (બાબતો)ની વ્યવસ્થા સમજી લેવી. (૧૭)

[स्तनादीनां – 'આદિ' શબ્દથી ચક્ષુ, કર, જેવા યુગ્મ-અવયવોના બોધક શબ્દો અહીં વિવક્ષિત છે.

अथ कथं ........ तस्याः । પૂર્વપક્ષની દલીલ.

न दोषः ........ जातेः । સિદ્ધાન્તપક્ષનો ઉત્તર.

कथं ...... जातेः। પૂર્વપક્ષે ઉપસ્થિત કરેલો પુનઃ પ્રશ્ન.

तद्धि ....... न्यायस्येति । સિદ્ધાન્તપક્ષે રજુ કરેલો પ્રત્યુત્તર.]

●

રુદ્રટ કૃત

# કાવ્યાલંકાર

**ડૉ. એ. એન. જાની**

રુદ્રટનો કાવ્યાલંકાર ગ્રન્થ આરંભના અલંકારમતવાદીઓના ગ્રન્થોમાં આગવું અને વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એક બાજુ ધ્વનિપૂર્વવર્તી અલંકાર ગ્રન્થો અને બીજી બાજુ ધ્વન્યાલોક, એ બન્ને પ્રવાહોને જોડનારી વચલી મહત્ત્વની કડી જેવો આ ગ્રન્થ છે. તેમાં ૧૬ અધ્યાયોમાં કુલ ૭૩૪ કારિકા-શ્લોકો છે. (૧૨મા અધ્યાયની ૧૪ કારિકાઓ ઉમેરતાં કુલ સંખ્યા ૭૪૮ થાય છે). તેમાં ૪૯૫ કારિકાઓ અને ૨૫૩, ઉદાહરણ શ્લોકો છે. તે પૈકી અમુક ગણ્યા ગાંઠ્યા શ્લોકો બાદ કરતાં બાકીના આર્યા છંદમાં લખાયેલ છે.

**કાવ્યાલંકાર વર્ણ્યવિષય : પ્રથમાધ્યાયમાં** મંગલશ્લોક પછી કાવ્યપ્રયોજન, કાવ્યહેતુ અને કવિમહિમા આપ્યા છે. **બીજા** અધ્યાયમાં કાવ્યલક્ષણ આપી શબ્દના પાંચ ભેદ દર્શાવી, શબ્દની સમાસવતી વૃત્તિ પર આધારિત પાંચાલી, લાટી અને ગૌડી એ ત્રણ રીતિઓ વર્ણવી છે અને અસમસ્તામાં વૈદર્ભી ગણાવી છે. ફરી શબ્દ અને તેના ગુણદોષો ચર્ચી ૧૩મી કારિકાથી શબ્દાલંકારોની ચર્ચા આરંભી વક્રોક્તિ અને અનુપ્રાસ વર્ણવ્યા છે.

**ત્રીજા, ચોથા** અને **પાંચમા** અધ્યાયમાં અનુક્રમે બાકી રહેલા યમક, શ્લેષ અને ચિત્ર અલંકારોનું નિરૂપણ છે.

**છઠ્ઠા** અધ્યાયમાં ૭ પદગત અને ત્રણ વાક્યગત દોષોની ચર્ચા છે.

આમ શબ્દગત ચર્ચા સમાપ્ત કરી **સાતમા** અધ્યાયમાં અર્થની ચર્ચા આરંભી તેનું લક્ષણ અને વાચક શબ્દોના ભેદો આપી અર્થાલંકારોની ચર્ચા શરૂ થાય છે. સહુ પ્રથમ અર્થાલંકારોનું વાસ્તવ, ઔપમ્ય, અતિશય અને શ્લેષ આ ચાર વર્ગોમાં વર્ગીકરણ કરી વાસ્તવના ત્રેવીસ અલંકારોની છણાવટ કરી છે.

**આઠ, નવ** અને **દસમા** અધ્યાયમાં અનુક્રમે બાકી રહેલા ઔપમ્યના એકવીસ અલંકારો, અતિશયના બાર અલંકારો અને શ્લેષના દસ અલંકારો આપી અન્તે બે પ્રકારના સંકીર્ણ અલંકારોની ચર્ચા છે.

**અગિયારમા** અધ્યાયમાં નવ અર્થદોષો અને ચાર ઉપમાદોષોની ચર્ચા સાથે અર્થાલંકારોની ચર્ચા પૂર્ણ થાય છે.

**બારમા** અધ્યાયમાં ફરીથી કાવ્યપ્રયોજન આપી રસપ્રકરણનો આરંભ કરાયો છે. તેમાં દસ રસોનાં નામ આપી મુખ્ય શૃંગાર રસની ચર્ચા આરંભી નાયક-નાયિકાભેદનું વિશદ પ્રતિપાદન છે.

**તેર, ચૌદ** અને **પંદરમા** અધ્યાયોમાં આ રસપ્રકરણની ચર્ચા અનુસ્યૂત છે. તે પૈકી **તેરમા** અધ્યાયમાં સંભોગ શૃંગારનું સ્વરૂપ, સ્ત્રીઓની દશાઓ તથા ચેષ્ટાઓનું વર્ણન, નવોઢાનું સ્વરૂપ વગેરે આપી **ચૌદમા** અધ્યાયમાં વિપ્રલંભ શૃંગારના બે ભેદો ચર્ચી **પંદરમા** અધ્યાયમાં બાકીના નવ રસોનું નિરૂપણ છે.

છેલ્લા **સોળમા** અધ્યાયમાં કાવ્યની ઉપાદેયતા, કાવ્યના ભેદો અને કાવ્યમાં નિષિદ્ધ વિષયોની ચર્ચા છે. અંતમાં મંગલ શ્લોકથી ગ્રન્થસમાપ્તિ કરવામાં આવી છે.

ઉપર જણાવેલા વર્ણ્યવિષયો ઉપર દૃષ્ટિ નાખતાં સ્પષ્ટ થાય છે કે રુદ્રટે પોતાના ગ્રન્થમાં કાવ્યશાસ્ત્રના સંપ્રદાયો પૈકી અલંકાર, રસ અને રીતિ આ ત્રણ તત્ત્વોની ચર્ચા કરી છે. તેમાંય કુલ સોળ અધ્યાયો પૈકી બીજાથી અગિયારમા સુધી કુલ દસ અધ્યાયોમાં અલંકારનું નિરૂપણ છે. અને બારથી પંદર એમ ચાર અધ્યાયોમાં રસનું નિરૂપણ કર્યું છે. વક્રોક્તિનો સમાવેશ શબ્દાલંકારમાં કર્યો છે; જ્યારે ધ્વનિનો ઉલ્લેખ કર્યો જ નથી. પર્યાય, પર્યાયોક્ત અને ભાવ જેવા અલંકારોમાં વ્યંગ્યાર્થનો વાચ્યાર્થના અંગ તરીકે જ નિર્દેશ કર્યો છે.

રુદ્રટે રીતિઓનો ઉલ્લેખ જરૂર કર્યો છે. પરંતુ એના પર રીતિસંપ્રદાયની અસર વર્તાતી નથી. એના પુરોગામીઓ ભામહ, ઉદ્ભટ વગેરે રીતિઓને અને તેના ઘટકરૂપ ગુણોને જે રીતે મહત્ત્વ આપે છે તે રીતે રુદ્રટ તેમને મહત્ત્વ આપતા નથી. ભામહે સમસ્તપદોના વત્તાઓછા પ્રમાણના આધારે જે રીતે ગુણોનું વર્ગીકરણ કર્યું છે તે રીતે રુદ્રટે વૃત્તિઓનું વર્ગીકરણ તે જ સિદ્ધાન્તને આધારે કર્યું છે. તે પરથી સિદ્ધ થાય છે કે રુદ્રટની દૃષ્ટિએ રીતિ શબ્દનો વિષય છે, ગુણનો નહિ. પુરોગામીઓએ સ્વીકારેલા ગુણોનો રુદ્રટે કરેલો અસ્વીકાર તેમની પરંપરાના ગુલામ ન હોવાની વૃત્તિનો સૂચક છે.

રુદ્રટના ગ્રન્થની વિલક્ષણતા અલંકારનો નિરૂપણમાં રહી છે. ઉપર જોયું તેમ દસ અધ્યાઓમાં રુદ્રટે કરેલું અલંકારોનું સાંગોપાંગ નિરૂપણ તથા

'કાવ્યાલંકાર' એ પ્રકારનું ગ્રન્થનું નામકરણ સ્પષ્ટ સૂચવે છે કે રુદ્રટ અલંકાર-વાદી છે અને તેમના મતે કાવ્યનું સૌન્દર્ય (=આત્મા) અલંકાર જ છે.

અલંકાર ક્ષેત્રમાં પણ રુદ્રટનું કેટલુંક આગવું પ્રદાન છે. પોતાના પુરોગામીઓ ભરત, ભામહ, દંડી, ઉદ્‌ભટ અને વામન કરતાં અલંકારોનું રુદ્રટનું નિરૂપણ વધારે વિગતોવાળું, સંપૂર્ણ અને શાસ્ત્રીય છે. વિષયનું નિરૂપણ અને માવજત બંને બાબતમાં રુદ્રટ પોતાના પુરોગામીઓથી ચઢી જાય છે.

શબ્દાલંકાર અને અર્થાલંકારનો ભેદ એના પુરોગામીઓએ સ્વીકાર્યો હોવા છતાં સ્પષ્ટ પ્રતિપાદિત કર્યો નથી. ઉદ્‌ભટે આરંભમાં ચાર શબ્દાલંકારોની છણાવટ કરીને પછી અર્થાલંકારો લીધા છે. દંડીએ પણ લગભગ તેમ જ કર્યું છે. પરંતુ કોઈએ એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ શબ્દોમાં કહ્યો નથી; જોકે રુદ્રટે પણ મમ્મટની માફક સ્પષ્ટ શબ્દોમાં આ ભેદ બતાવ્યો નથી, છતાં તેણે શબ્દાલંકાર અને અર્થાલંકારની પૃથક્ પૃથક્ છણાવટ કરી છે. તે બતાવે છે કે રુદ્રટનું આ વર્ગીકરણ શબ્દ અને અર્થની આપેક્ષિક મુખ્યતા અથવા પ્રાધાન્ય પર આધારિત છે.

રુદ્રટે પાંચ શબ્દાલંકારો અને સત્તાવન અર્થાલંકારોનું નિરૂપણ કર્યું છે. સત્તાવન અર્થાલંકાર પૈકી બબ્બે વાર આવતા ચાર અલંકારો બાદ કરતાં ત્રેપન અલંકારો પૈકીના છવ્વીસ અલંકારો એના પુરોગામીઓએ ચર્ચ્યા હોવાથી બાકીના સત્તાવીસ અલંકારો એ રુદ્રટનું આગવું પ્રદાન છે.

શબ્દાલંકારની ચર્ચામાં પણ વક્રોક્તિ અંગેની રુદ્રટની કલ્પના નોંધપાત્ર છે. એના પુરોગામીઓએ એને અલંકાર તરીકે નહિ પરંતુ એક ચમત્કારિક કાવ્યતત્ત્વ તરીકે સ્વીકારી છે. વામને એનો સર્વપ્રથમ અલંકાર તરીકે સ્વીકાર કર્યો, પરંતુ તે પણ અર્થાલંકાર તરીકે. પછીના સમયમાં કુન્તકે એને 'काव्यजीवितम्' કહી વ્યાપક સ્વરૂપ આપ્યું. પરંતુ સર્વસામાન્ય કાવ્યચમત્કૃતિની પ્રતિપાદિકા આ વક્રોક્તિને રુદ્રટે જ સર્વપ્રથમ શબ્દાલંકાર તરીકે પ્રતિપાદિત કરી. અને તેને સંકુચિત અર્થમાં મૂકી વિશિષ્ટ રૂપ આપ્યું.

દંડીએ ચિત્રાલંકારોની ચર્ચા કરી છે. પરંતુ રુદ્રટે એને વધારે વ્યાપક બનાવી અનેક ભેદોનું પ્રતિપાદન કરતો એક આખો અધ્યાય ઉમેર્યો છે. તે જ પ્રમાણે યમક અને શ્લેષના નિરૂપણમાં પણ રુદ્રટે નવા પેટાભેદો નિરૂપણમાં ઉમેર્યા છે.

આ રીતે રુદ્રટે શબ્દાલંકારોને વધુ વ્યવસ્થિત, વિશદ અને સ્પષ્ટ રૂપે રજૂ કર્યા છે.

અર્થાલંકારોમાં સત્તાવીસ નવા અલંકારો આપવા ઉપરાંત રુદ્રટનું વધારાનું પ્રદાન અર્થાલંકારના વર્ગીકરણના સિદ્ધાન્તનું છે. રુદ્રટની પૂર્વે ઉદ્ભટે અલંકારોને ૭ વર્ગમાં વિભક્ત કરવાનો પ્રયાસ કર્યો છે, પરંતુ ઉદ્ભટ અને ભામહ તથા દંડીના પ્રયાસો સામાન્ય કોટિના છે, જ્યારે રુદ્રટનો પ્રયાસ મૌલિક છે. અલંકારોને ચાર વિભાગમાં યથાસંભવ વ્યવસ્થિત રૂપમાં વિભક્ત કરવાનું શ્રેય રુદ્રટને જ ફાળે જાય છે. એણે અલંકારોનાં મૂળ તત્ત્વો પર પૂર્ણ વિચાર કરીને આ વર્ગીકરણ પ્રસ્તુત કર્યું છે. તેથી તેનો પ્રયત્ન મહત્ત્વપૂર્ણ, સ્તુત્ય અને ઉપાદેય મનાયો છે.

અલંકારક્ષેત્રે આ ઉપરાંત બીજી એક નોંધપાત્ર બાબત એ છે કે રુદ્રટના અનેક અલંકારો મોટે ભાગે એ ને એ જ રૂપમાં મમ્મટ વગેરે અનેક પરવર્તી આચાર્યો દ્વારા સ્વીકારાયા છે. રુદ્રટની આ સિદ્ધિ પણ સામાન્ય કોટીની નથી.

ઉપરાંત અલંકારોનાં સ્વરૂપ અને પ્રકારોની ચર્ચાની બાબતમાં પણ રુદ્રટ પોતાના પુરોગામીઓનું આંધળું અનુકરણ કરતો નથી કે તેમનાથી ખોટી રીતે પ્રભાવિત થતો નથી. પરંતુ ઘણી બાબતોમાં તેમનાથી વિરુદ્ધ પણ પોતાની મૌલિકતા અને સ્વતંત્રતાની ઝાંખી કરાવે છે.

દોષોની ચર્ચામાં પણ રુદ્રટની મૌલિકતા સ્પષ્ટ વરતાઈ આવે છે. ભરત, ભામહ, દંડી અને વામને દોષો પર યથાસંભવ પ્રકાશ જરૂર નાખ્યો છે. પરંતુ રુદ્રટે સર્વપ્રથમ આ દોષોને પદ, વાક્ય તથા અર્થગત એ રીતે વર્ગીકૃત કરી વ્યવસ્થિત કર્યા છે, એનાં લક્ષણો અને ઉદાહરણો આપ્યાં છે; એટલું જ નહિ પરંતુ અસમર્થ, દેશ્ય વગેરે પંદર નવીન દોષોનું સર્વપ્રથમ નિરૂપણ કરવાનું શ્રેય પણ રુદ્રટને જ આપવું ઘટે છે. દોષોની આ વ્યવસ્થિત ચર્ચાને લીધે પરવર્તી આચાર્યો માટે પણ આ દોષપ્રકરણ ઉપજીવ્ય બન્યું છે. આ પણ રુદ્રટની મહાન સિદ્ધિ જ છે.

રસ પ્રકરણમાં પણ રુદ્રટે અનેક નોંધપાત્ર પ્રદાન કર્યાં છે. તેથી એનું રસપ્રકરણ પણ મહત્ત્વનું છે, વિષયની સામગ્રીની દૃષ્ટિએ અને ખાસ કરીને નિરૂપણ શૈલીની દૃષ્ટિએ રુદ્રટનું રસ પ્રકરણ ભરત કરતાં ઘણું ચઢીઆતું છે.

ભરતના આઠ રસોમાં શાન્ત અને પ્રેયાન્ એ બે વધારાના રસો ઉમેરી રુદ્રટે રસની સંખ્યા દસની કરી છે આમાં પ્રેયાન્ રસનું નિરૂપણ એ રુદ્રટનું

મૌલિક પ્રદાન છે. ઉપરાંત શૃંગારરસની સાંગોપાંગ ચર્ચા તથા તે દ્વારા તેની પ્રતિપાદિત કરેલી ઉત્કૃષ્ટતા એ પણ નોંધપાત્ર છે. પરંતુ તેમાંય સવિશેષ નોંધપાત્ર છે નાયક-નાયિકાભેદનું નિરૂપણ. રુદ્રટનું આ નિરૂપણ એટલું શાસ્ત્રીય અને સુવ્યવસ્થિત છે કે પછીના આચાર્યોએ એને માત્ર અનુમોદન આપ્યું છે એટલું જ નહિ પરંતુ તેનું અનુકરણ પણ કર્યું છે. વિશ્વનાથ અને ભાનુદત્તનાં ગ્રન્થોમાં અનેક સ્થળોમાં આનું અનુકરણ દેખાઈ આવે છે.

શૃંગારરસના નિરૂપણના અનુસંધાનમાં રુદ્રટે કરેલી કેટલીક કામશાસ્ત્રીય ચર્ચાઓ પણ નોંધ માગી લે છે. વિપ્રલંભ શૃંગારના ચાર ભેદોનું નિરૂપણ, કામની દસ દશાઓનું વર્ણન, માનવિમોચનના ઉપાયો, શૃંગારાભાસનો ઉલ્લેખ અને શૃંગારરસસમ્બદ્ધ રીતિઓ વગેરેનું રુદ્રટે જ સર્વપ્રથમ કરેલું નિરૂપણ રુદ્રટનું રસ સિદ્ધાંતમાં મૌલિક અને મહત્ત્વનું પ્રદાન છે.

રુદ્રટની વિચારસ્વતન્ત્રતા અને મૌલિકતા આપણે જોઈ. પોતાના પુરોગામીઓનું એ આંધળું અનુકરણ ન કરતાં નવીન વિચારો અને અલંકારો વગેરેને સુવ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતે આપે છે. ઉપરાંત પરવર્તી આચાર્યો પર પણ તેનો પ્રભાવ સારો કહી શકાય તેવો છે. તેના અનેક અલંકારોને મમ્મટ જેવા આચાર્યોએ પણ સ્વીકાર્યા છે. તેમ જ તેના નાયક-નાયિકાભેદોને પણ પરવર્તી આચાર્યો દ્વારા માન્યતા તથા પુષ્ટિ મળી છે. ઉદ્ભટના કાવ્યાલંકારના ટીકાકાર પ્રતીહારેન્દુરાજે રુદ્રટની ત્રણ કારિકાઓ; (૭.૩૫-૩૬;૧૨-૪) ઉદ્ધૃત કરી છે. શિશુપાલવધના ટીકાકાર વલ્લભદેવે (જેણે રુદ્રટના કાવ્યાલંકાર પર પણ ટીકા લખી છે તેણે) ટીકામાં રુદ્રટનાં અનેક પદ્યો ટાંક્યાં છે. મમ્મટે પણ રુદ્રટનાં ઉદાહરણો ઉદ્ધૃત કર્યાં છે. આ બધું બતાવી આપે છે કે અલંકારસંપ્રદાયના છેલ્લા આચાર્ય રુદ્રટનું કાવ્યશાસ્ત્રના વિકાસના ઇતિહાસમાં મહત્ત્વનું અને આગવું સ્થાન છે.

*

## (૧) કાવ્યપ્રયોજન (૧. ૪, ૭, ૮, ૨૧; ૧૨. ૧)

> ज्वलदुज्ज्वलवाक्प्रसरः सरसं कुर्वन् महाकविः काव्यम् ।
> स्फुटमाकल्पमनल्पं प्रतनोति यशः परस्याऽपि ॥१.४॥

વાણીના ઉજ્જવળ પ્રસારવાળો, સરસ કાવ્ય રચનારો મહાકવિ (પોતાના અને) બીજાના પણ ઝગઝગતા, સ્ફુટ અને વિપુલ યશને કલ્પ ચાલે ત્યાં સુધી ફેલાવે છે. (૧.૪)

अन्योपकारकरणं धर्माय महीयसे च भवतीति ।
अधिगतपरमार्थानामविवादो वादिनामत्र ॥१.७॥

'બીજાના ઉપર ઉપકાર કરવાથી મોટો ધર્મ થાય છે' આ કારણે જેમણે પરમાર્થને પ્રાપ્ત કર્યો છે એવા વાદિઓને પણ (કાવ્ય વડે ધર્મની પ્રાપ્તિ થાય છે) આ બાબતમાં વિવાદ નથી. (૧.૭)

अर्थमनर्थोपशमं शमसममथवा मतं यदेवास्य ।
विरचितरुचिरसुरस्तुतिरखिलं लभते तदेव कविः ॥१.८॥

જેણે દેવોની સુંદર સ્તુતિઓ રચી છે તેવો કવિ અર્થ [ધન,] અનર્થ [દુઃખ]નો ઉપશમ [દૂરીકરણ], કરી અત્યંત સુખ અથવા એને જે કંઈ ઇષ્ટ છે તે બધું મેળવે છે. (૧.૮)

स्फारस्फुरदुरुमहिमा हिमधवलं सकललोककमनीयम् ।
कल्पान्तस्थायि यशः प्राप्नोति महाकविः काव्यात् ॥१.२१॥

જેનો વિશાળ મહિમા ખૂબ ઝળહળતો છે એવો મહાકવિ કાવ્ય દ્વારા હિમાલય જેવા સફેદ, બધા લોકોથી ઇચ્છવામાં આવતા, અને કલ્પના અંત સુધી રહેનારા યશને પ્રાપ્ત કરે છે. (૧.૨૧)

ननु काव्येन क्रियते सरसानामवगमश्चतुर्वर्गे ।
लघु मृदु च नीरसेभ्यस्ते हि त्रस्यन्ति शास्त्रेभ्यः ॥१२.१॥

કાવ્ય દ્વારા સ–રસ લોકોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપ ચતુર્વર્ગનું જ્ઞાન આપવામાં આવે છે. નીરસ લોકોને પણ તે જ્ઞાન (કાવ્ય દ્વારા) જલદીથી અને સરળતાથી આપવામાં આવે છે. કારણ કે તે (નીરસ) લોકો શાસ્ત્રથી કંટાળતા હોય છે. (૧૨.૧)

૨ કાવ્યહેતુ : (૧.૧૪–૨૦)

तस्याऽसारनिरासात् सारग्रहणाच्च चारुणः करणे ।
त्रितयमिदं व्याप्रियते, शक्तिर्व्युत्पत्तिरभ्यासः ॥१.१४॥

તે કાવ્યમાંથી સાર વગરની વસ્તુને કાઢી નાખીને અને સારવાળી વસ્તુનો ઉમેરો કરીને તેને ચારુ બનાવવામાં શક્તિ, વ્યુત્પત્તિ અને અભ્યાસ–આ ત્રિપુટી કામ કરે છે. (૧.૧૪)

૨ (અ) શક્તિની વ્યાખ્યા :

मनसि सदा सुसमाधिनि विस्फुरणमनेकधाऽभिधेयस्य ।
अक्लिष्टानि पदानि च विभान्ति यस्यामसौ शक्तिः ॥१.१५॥

મન જ્યારે સારી રીતે શાંત થયું હોય ત્યારે જેને કારણે અભિધેયનું અનેક પ્રકારે સ્ફુરણ થાય છે અને (તેને વ્યક્ત કરવા માટે) અક્લિષ્ટ પદોની ઉપસ્થિતિ થાય છે, તેને **શક્તિ** (અથવા પ્રતિભા) કહેવામાં આવે છે (૧.૧૫)

**૨ (ખ) શક્તિ (અથવા પ્રતિભા) ના ભેદો (૧.૧૬–૧૭)**

प्रतिभेत्यपरैरुदिता सहजोत्पाद्या च सा द्विधा भवति ।
पुंसां सह जातत्वादनयोस्तु ज्यायसी सहजा ॥१.१६॥

બીજા લોકો જેને **પ્રતિભા** કહે છે તે **શક્તિ સહજા** અને **ઉત્પાદ્યા** એ રીતે બે પ્રકારની છે. માણસોની સાથે જ ઉત્પન્ન થતી હોવાથી સહજા શક્તિ આ બંને પ્રકારોમાં વધારે મહત્ત્વની છે. (૧.૧૬)

स्वस्याऽसौ संस्कारे परमपरं मृगयते यतो हेतुम् ।
उत्पाद्या तु कथंचिद् व्युत्पत्त्या जन्यते परया ॥१.१७॥

પોતાના સંસ્કાર માટે **ઉત્પાદ્યા શક્તિ** પર અને અપર એવા હેતુઓની અપેક્ષા રાખતી હોય છે. તે ઉત્તમ વ્યુત્પત્તિ વડે ઉત્પન્ન કરવામાં આવે છે. (૧.૧૭)

**૨ (ક) વ્યુત્પત્તિની વ્યાખ્યા : (૧.૧૮–૧૯)**

छन्दोव्याकरणकलालोकस्थितिपदपदार्थविज्ञानात् ।
युक्तायुक्तविवेको व्युत्पत्तिरियं समासेन ॥१.१८॥

છન્દ, વ્યાકરણ, કળાઓ, સામાજિક સ્થિતિ, પદ અને પદાર્થના વિશિષ્ટ જ્ઞાન વડે યોગ્ય અને અયોગ્યનો જે વિવેક ઉત્પન્ન થાય છે, તેને ટૂંકમાં **વ્યુત્પત્તિ** કહે છે. (૧.૧૮)

विस्तरतस्तु किमन्यत् तत इह वाच्यं न वाचकं लोके ।
न भवति यत्काव्याऽङ्गं, सर्वज्ञत्वं ततोऽन्यैषा ॥१.१९॥

વધારે વિસ્તારની શી જરૂર છે ? જગતમાં એવું કાંઈ વાચ્ય નથી કે એવું કંઈ વાચક નથી જે કાવ્યનું અંગ ન હોય. ટૂંકાણમાં સર્વજ્ઞપણું એ જ (વિસ્તરવ્યુત્પત્તિ નામની) બીજી વ્યુત્પત્તિ છે. (૧–૧૯)

**૨ (ડ) અભ્યાસ :**

अधिगतसकलज्ञेयः सुकवेः सुजनस्य संनिधौ नियतम् ।
नक्तन्दिनमभ्यस्येदभियुक्तः शक्तिमान् काव्यम् ॥१.२०॥

જેણે જાણવા તેવી તમામ વસ્તુઓ જાણી લીધી છે એવા વિદ્વાન અને શક્તિવાળા માણસે સજ્જન સુકવિની પાસે નિયમ પૂર્વક રાતદિવસ કાવ્યનો અભ્યાસ કરવો જોઇએ. (૧.૨૦)

૩ કાવ્યનું લક્ષણ : (૨.૧)

नन् शब्दार्थौ काव्यम्....।(२.१)

શબ્દ અને અર્થના સમુદાયને કાવ્ય કહે છે.

૪ રુદ્રટના શબ્દાલંકારો : (૨.૧૩)

वक्रोक्तिरनुप्रासो यमकं श्लेषस्तथा परं चित्रम् ।

शब्दस्याऽलङ्काराः, (श्लेषोऽर्थस्याऽपि सोऽन्यस्तु) ॥२.१३॥

વક્રોક્તિ, અનુપ્રાસ. યમક, શ્લેષ અને ચિત્ર આ શબ્દાલંકારો છે. (અર્થનો શ્લેષ પણ છે. પણ તે જુદો અલંકાર છે.) (૨.૧૩)

૪ (અ) અનુપ્રાસનું લક્ષણ : (૨.૧૮)

एकद्वित्रान्तरितव्यञ्जनमविवक्षितस्वरं बहुशः ।

आवर्त्यते निरन्तरमथवा यदसावनुप्रासः ॥१८॥

જેમાં સ્વરની ગણુતરી કરવામાં આવતી નથી એવું એકનું એક વ્યંજન એક, બે કે ત્રણ અક્ષર પછી અનેક વાર ફરી ફરી આવૃત્ત થાય અથવા નિરંતર આવૃત્ત થાય ત્યારે અનુપ્રાસ અલંકાર થાય છે. (૨.૧૮)

૪ (બ) અનુપ્રાસની પાંચ વૃત્તિઓ

मधुरा प्रौढा परुषा ललिता भद्रेति वृत्तयः पञ्च ।

वर्णानां नानात्वादस्येति यथार्थनामफलाः ॥२.१९॥

વર્ણોના જુદા જુદા પ્રકારોને લીધે મધુરા, પ્રૌઢા, પરુષા, લલિતા અને ભદ્રા એ નામની યર્થાથ નામ અને ફળવાળી અનુપ્રાસની પાંચ વૃત્તિઓ છે. (૨.૧૯)

(૧) મધુરા વૃત્તિનું લક્ષણ

निजवर्गान्त्यैर्वर्ग्याः संयुक्ता उपरि सन्ति मधुरायाम् ।

तद्युक्तश्च लकारो रणौ च ह्रस्वस्वरान्तरितौ ॥२ २०॥

तत्र यथाशक्ति रणौ द्विस्त्रिर्वा युक्तितो लकारं च ।

पञ्चभ्यो न कदाचिद् वर्ग्यानूर्ध्वं प्रयुञ्जीत ॥२.२१॥

મધુરા વૃત્તિમાં કાદિ પાંચ વર્ગો પોતપોતાના અંત્ય અનુનાસિકો વડે જોડાયેલા હોય છે. તેમની સાથે કોઈ વાર લકાર પણ જોડાયેલો હોય છે. તથા હ્રસ્વ સ્વરના વ્યવધાનવાળા રેફ અને ણકાર પણ જોડાયેલા હોય છે. તેમાંય રેફ અને ણકાર પ્રયોગ જરૂર જેટલા પ્રમાણમાં જ કરવો. લકારનો પ્રયોગ પણ ચતુરાઈથી બે ત્રણ વાર જ કરવો. અને

કાદિ પાંચ વર્ગના વર્ણોનો પણ પાંચ કરતાં વધુ પ્રયોગ ન કરવો (૨.૨૦–૨૧).

उदाहरणम्—

भण तरुणि रमणमन्दिरमानन्दस्यन्दि सुन्दरेन्दुमुखि ।
यदि सल्लीलोल्लापिनि गच्छसि तत्किं त्वदीयं मे ॥
अनणुरणन्मणिमेखलमविरतशिञ्जानमंजुमञ्जीरम् ।
परिसरणमरुणचरणे रणरणकमकारणं कुरुते ॥युग्मम् ॥२.२२–२३॥

ઉદાહરણ :

(પોતાના દયિતને ત્યાં જતી નાયિકાને જોઈને કોઈ એક કહે છે :–) આનંદ વર્ષાવનારા, સુંદર અને ચન્દ્ર જેવા મુખવાળી, સુંદર વિલાસ યુક્ત વચનો બોલવાના સ્વભાવવાળી અને રક્ત ચરણોવાળી હે તરુણિ ! તું જ્યારે તારા પતિના ગૃહે જાય છે ત્યારે મણિજડિત મેખલાનું જેમાં ખૂબ રણન થાય છે એવું, અને પગના નૂપુરનો જેમાં સતત મંજુ અવાજ થાય છે એવું તારું આગમન મને કારણ વગર કેમ આકુળવ્યાકુળ બનાવે છે ? તે કહે. (૨. ૨૨–૨૩)

(૨) પ્રૌઢા વૃત્તિનું લક્ષણ : (૨.૨૪)

अन्त्यटवर्गान्मुक्त्वा वर्ग्ययणा उपरि रेफसंयुक्ताः ।
कपयुक्तश्च तकारः प्रौढायां क्तयुक्तश्च ॥२.२४॥

પ્રૌઢા વૃત્તિમાં અનુનાસિકો અને ट વર્ગનાં વ્યંજનો સિવાયના બાકીના વર્ગ્ય વર્ણો તથા य અને णની સાથે રેફનો સંયોગ હોય છે. क અને प સાથે त કારનો સંયોગ તેમ જ त ની સાથે क નો પણ સંયોગ હોય છે. (૨·૨૪)

उदाहरणम्—

कार्याकार्यमनार्यैरुन्मार्गनिरर्गलैर्गलन्मतिभिः ।
नाकर्ण्यते विकर्णैर्युक्तोक्तिमिरुक्तमुक्तमपि ॥२.२५॥

ઉદાહરણ :

ઉન્માર્ગમાં સ્વચ્છન્દ બનેલા, જેમની બુદ્ધિ નાશ પામવા માંડી છે એવા જડ [બહેરા] અનાર્ય લોકો ડાહ્યા માણસો વડે [વારંવાર કહેવામાં આવતાં છતાં કાર્ય અને અકાર્યને સાંભળતા નથી. (૨.૨૫)

[કેટલાકના મતે અનુપ્રાસની વૃત્તિઓ ૮ છે. કેટલાકના મતે ત્રણ છે. પરંતુ રુદ્રટ પાંચ જ સ્વીકારે છે. બીજા આલંકારિકો આ વૃત્તિને 'ઓજ' કહે છે.]

(૩) પરુષા વૃત્તિનું લક્ષણ:–(૨.૨૬)

सर्वैसपरि सकारः सर्वे रेणोभयत्र संयुक्ताः।

एकत्रापि हकारः परुषायां सर्वथा च शषौ ॥२.२६॥

પરુષા વૃત્તિમાં બધા વર્ણો સાથે स પાછળ જોડાયેલા હોય છે. બધા વર્ણો રેફ સાથે આગળ તેમજ પાછળ જોડાયેલા હોય છે. જ્યારે રેફ સાથે ટ નો સંયોગ કાં તો આગળ કાં તો પાછળ હોય છે. જ્યારે श અને ष નો સંયોગ રેફ તથા અન્ય વર્ણો સાથે હોય છે. અથવા श અને स સ્વતંત્ર પણ આવૃત્ત થાય છે. (૨.૨૬)

उदाहरणम्—

लिप्सून्सर्वान्सोऽन्तर्ब्रह्मोच्चैर्ब्राह्मणैर्वृतः पश्यन् ।

जिह्रेत्यगर्ह्ये बर्हिःशेषशयः लेषशून्यः सन् ॥२.२७॥

ઉદાહરણ :

જેનો ખજાનો ખાલી થઈ ગયો છે અને જે પ્રશસ્ત દર્ભની પથારી પર સૂઈ રહે છે એવો, અને વેદપારગ બ્રાહ્મણોથી વીંટળાએલો તે (દાનવીર) બધા યાચકોને જોઈને (પોતાની દીન સ્થિતિને કારણે) મનમાં ને મનમાં શરમાય છે (૨.૨૭)

[પરુષા વૃત્તિનો પ્રયોગ ક્યારે કરવો તે સમજાવતાં રુદ્રટ લખે છે:—]

परुषाभिधायिवचनादनुकरणाच्चापरत्र नो परुषाम् ।

रचयेदथागतिः स्यात्तत्रापि ह्लादयो हेयाः ॥२.२८॥

કઠોર વચનની રજુઆત કરવી હોય ત્યારે અથવા કોઈના અનુકરણની રજુઆત કરવી હોય ત્યારે જ પરુષા વૃત્તિનો ઉપયોગ કરવો, (તે સિવાય બીજે ન કરવો.) ન છૂટકે કરવાનો પ્રસંગ આવે ત્યારે 'ह्ल' (જેવા કઠોર વર્ણો)નો ત્યાગ કરવો જોઈએ. (श, ष નો પ્રયોગ ચાલી શકે છે). (૨.૨૮)

(૪–૫) લલિતા અને ભદ્રા વૃત્તિનું લક્ષણ :

ललितायां घधभरसा लघवो लश्चापरैरसंयुक्तः ।

परिशिष्टा भद्रायां पृथगथवा श्रव्यसंयुक्ताः ॥२.२९॥

લલિતા વૃત્તિમાં घ, ध, भ, र, અને स એટલા વર્ણોનો ઉપયોગ કરવો. અને તે લઘુ હોવા જોઈએ. તેમાં બીજા વર્ણોથી સંયુક્ત ન હોય તેવો (કેવળ) ल પણ વપરાય છે.

ભદ્રા વૃત્તિમાં ઉપરની ચારે વૃત્તિઓમાં વપરાતા બાકી રહેલા વર્ણો અસંયુક્ત અથવા કર્ણમધુર વર્ણોથી સંયુક્ત હોય એ રીતે યોજાય છે. (૨. ૨૯)

**લલિતા વૃત્તિનું ઉદાહરણ**

मलयानिलललनोल्ललमदकलकलकण्ठकलकलललामः ।
मधुरमधुविधुरमधुपो मधुरयमधुना धिनोति धराम् ॥२.३०॥

મલય પવનના વહેવાથી થએલા, અને મદથી મધુર એવા કોકિલોના ટહુકાઓથી શ્રેષ્ઠ તેમ જ મધુર મધુથી જેમાં ભમરાઓ મત્ત બન્યા છે એવો આ વસન્ત માસ હાલમાં પૃથ્વીને રાજી કરી રહ્યો છે. (૨.૩૦)

**ભદ્રાવૃત્તિનું ઉદાહરણ :**

उत्कटकरिकरटतटस्फुटपाटनसुपटुकोटिभिः कुटिलैः ।
खेलेऽपि न खलु नखरैरुल्लिखति हरिः खरैराखुम् ॥२.३१॥

મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળને સારી રીતે ચીરી નાખવામાં અત્યંત કુશળ છે ધાર જેની એવા, કુટિલ અને કઠોર નખો વડે સિંહ ખરેખર રમતમાંય ઉંદરને ચીરતો નથી. (૨.૩૧)

**૫. અર્થાલંકારોનું વર્ગીકરણ : (૭.૯)**

अर्थस्याऽलङ्कारा वास्तवमौपम्यमतिशयः श्लेषः ।
एषामेव विशेषा अन्ये तु भवन्ति निःशेषाः ॥७.९॥

વાસ્તવ, ઔપમ્ય, અતિશય અને શ્લેષ આ ચાર અર્થાલંકારો છે. બાકીના તમામ અલંકારો આ ચારના જ ભેદો છે. (૭.૯)

**૫ (અ). વાસ્તવની વ્યાખ્યા–(૭.૧૦)**

वास्तवमिति तज्ज्ञेयं क्रियते वस्तुस्वरूपकथनं यत् ।
पुष्टार्थमविपरीतं निरुपममनतिशयमश्लेषम् ॥७.१०॥

જેમાં અર્થ પુષ્ટ થાય એ રીતે, વિપરીત ન હોય એ રીતે, ઉપમા, અતિશય અને શ્લેષ વગરનું હોય એ રીતે, વસ્તુના સ્વરૂપનું કથન કરવામાં આવે છે, તેને વાસ્તવ અલંકાર જાણવો. (૭.૧૦)

**વાસ્તવના પ્રકારો : (૭. ૧૧–૧૨)**

तस्य सहोक्तिसमुच्चयजातियथासंख्यभावपर्यायाः ।
विषमानुमानदीपकपरिकरपरिवृत्तिपरिसंख्याः ॥७.११॥
हेतुः कारणमाला व्यतिरेकोऽन्योन्यमुत्तरं सारम् ।
सूक्ष्मं लेशोऽवसरो मीलितमेकावली भेदाः ॥७.१२॥

સહોક્તિ, સમુચ્ચય, જાતિ, યથાસંખ્ય, ભાવ, પર્યાય, વિષમ, અનુમાન, દીપક, પરિકર, પરિવૃત્તિ, પરિસંખ્યા, હેતુ, કારણમાલા,

વ્યતિરેક, અન્યોન્ય, ઉત્તર, સાર, સૂક્ષ્મ, લેશ, અવસર, મીલિત અને એકાવલી–આટલા વાસ્તવના ભેદો છે. (૭.૧૧–૧૨)

**(૧) ભાવ અલંકાર**

यस्य विकारः प्रभवन्नप्रतिबद्धेन हेतुना येन ।
गमयति तदभिप्रायं तत्प्रतिबन्धं च भावोऽसौ ॥७.३८॥

કોઈ પણ વ્યક્તિમાં ઉત્પન્ન થતો વિકાર [કાર્ય, ચેષ્ટા વિ. નો ફેરફાર], અપ્રતિબદ્ધ [અનૈકાન્તિક] હેતુ વડે વ્યક્તિના અભિપ્રાયને અથવા વિકાર અને વિકારહેતુના કાર્યકારણભાવને સૂચવે, ત્યારે ભાવ અલંકાર કહેવાય છે. (૭.૩૮)

उदाहरणम्—

ग्रामतरुणं तरुण्या नववञ्जुलमञ्जरीसनाथकरम् ।
पश्यन्त्या भवति मुहुर्नितरां मलिना मुखच्छाया ॥७.३९॥

ઉદાહરણ :

મંજુલ વૃક્ષની તાજી મંજરી જેના હાથમાં છે એવા ગ્રામતરુણને વારંવાર જોનારી તરુણીના મુખની છાયા ખૂબ કાળી પડી જાય છે. (૭.૩૯)

[આમાં મુખની મલિનતા એ વિકાર છે. તેનું કારણ મંજરીદર્શન છે. તરુણીનું તે માલિન્ય તેના જોનારાને તે તરુણીના ભાવનું સૂચન કરે છે. તરુણીએ તરુણને મંજુલ વૃક્ષ નીચે મળવાનો સંકેત કરેલો. પરંતુ કારણવશાત્ તે સરકી ગઈ. તરુણના હાથમાં મંજુલ મંજરી જોઈ તેને ત્યાં થઈને આવેલો જોઈ તરુણી તેનાં સમાગમસુખથી વંચિત રહી તેનું દુઃખ મુખમાલિન્યથી સૂચવાય છે.]

**ભાવ અલંકારનો બીજો ભેદ :**

अभिधेयमभिदधानं तदेव तदसदृशसकलगुणदोषम् ।
अर्थान्तरमवगमयति यद्वाक्यं सोऽपरो भावः ॥७.४०॥

અભિધેયને કહેનારું તેનું તે જ વાક્ય તેનાથી તદ્દન વિપરીત વિધિ અને નિષેધનું પ્રતિપાદન કરનાર બીજા અર્થનું ભાન કરાવે ત્યારે ભાવનો બીજો પ્રકાર થાય છે. (૭.૪૦)

उदाहरणम्—

एकाकिनी यदबला तरुणी तथाऽहमस्मिन् गृहे गृहपतिश्च गतो विदेशम् ।
किं याचसे तदिह वासमियं वराकीश्वश्रूर्ममान्धबधिरा ननु मूढ पान्थ ॥७.४१॥

હે મૂર્ખ મુસાફર, આ ઘરમાં હું જુવાન જોધ અબલા એકલી જ છું. મારો પતિ વિદેશ ગયો છે. આ મારી સાસુ બિચારી આંધળી અને બહેરી છે. તો તું અહીં ઉતારા માટે કેમ યાચના કરે છે ? (૭.૪૧)

[આમાં સ્ત્રીનું કહેવાનું તાત્પર્ય તદ્દન વિપરીત છે. આ પરિસ્થિતિમાં તું અહીં રહે એવો ભાવ એમાં વ્યક્ત થાય છે.]

(૨) પર્યાય અલંકાર :

वस्तु विवक्षितवस्तुप्रतिपादनशक्तमसदृशं तस्य ।
यदजनकमजन्यं वा तत्कथनं यत्स पर्यायः ॥७.४२॥

વિવક્ષિત વસ્તુનું પ્રતિપાદન કરવામાં સમર્થ એવી વસ્તુનું જેમાં કથન હોય છે તેને પર્યાય અલંકાર કહેવામાં આવે છે. આ વસ્તુ વાચ્ય વસ્તુના જેવું ન હોવું જોઈએ અને તે તેનું જનક (કારણ) અથવા જન્ય (કાર્ય) પણ ન હોવું જોઈએ. (૭.૪૨)

उदाहरणम्—

राजञ्जहासि निद्रां रिपुबन्दीनिविडनिगडशब्देन ।
तेनैव यदन्तरितः स कलकलो वन्दिवृन्दस्य ॥७.४३॥

ઉદાહરણ :

હે રાજન્ ! દુશ્મન કેદીઓની મજબૂત બેડીઓના અવાજથી તું નિદ્રા તજે છે. તેની સાથે જે (ધ્વનિ) મિશ્રિત થયો છે તે (તારા) ચારણોના સમૂહનો કલકલ (અસ્ફુટ મધુર અવાજ) છે. (૭.૪૩)

(૩) હેતુ અલંકાર :

हेतुमता सह हेतोरभिधानमभेदकृद्भवेद्यत्र ।
सोऽलङ्कारो हेतुः स्यादन्येभ्यः पृथग्भूतः ॥७.८२॥

જેમાં કાર્યની સાથે કારણનું કથન અભેદ રૂપે રજુ કરવામાં આવે છે તે હેતુ અલંકાર છે. તે બીજા અલંકારોથી ભિન્ન છે. (૭.૮૨)

उदाहरणम्—

अविरलकमलविकासः सकलालिमदश्च कोकिलानन्दः ।
रम्योऽयमेति संप्रति लोकोत्कण्ठाकरः कालः ॥७.८३॥

ઉદાહરણ :

ઘણાં કમળોનો વિકાસ કરનારો, બધા ભ્રમરોને ઉન્મત્ત બનાવનારો, કોયલોને આનંદ ઉત્પન્ન કરનારો અને લોકોની ઉત્કંઠાને જન્માવનારો એવો આ સુંદર વસંતસમય હવે આવી રહ્યો છે. (૭.૮૩)

(૪) વ્યતિરેક અલંકાર

यो गुण उपमेये स्यात्तत्प्रतिपन्थी च दोष उपमाने ।
व्यस्त समस्तन्यस्तौ तौ व्यतिरेकं त्रिधा कुरुतः ॥७.८६॥

ઉપમેયમાં જે ગુણ હોય તેનાથી વિરુદ્ધ હોવાનું જ્યારે ઉપમાનમાં વર્ણન કરવામાં આવે ત્યારે વ્યતિરેક અલંકાર થાય છે. તેમાં વ્યસ્ત રીતે (૧) એકલા ગુણનું કે (૨) એકલા દોષનું, અને (૩) સમસ્ત રીતે ગુણ-દોષ બંનેનું કથન કરવાથી તે બે (ગુણ અને દોષ) વ્યતિરેકના ત્રણ ભેદો બનાવે છે. (૭.૮૬)

उदाहरणम्—

सकलङ्केन जडेन च साम्यं दोषाकरेण कीदृक्ते ।
अभुजंगः समनयनः कथमुपमेयो हरेणाऽसि ॥७.८७॥
तरलं लोचनयुगलं कुवलयमचलं किमेतयोः साम्यम् ।
विमलं मलिनेन मुखं शशिना कथमेतदुपमेयम् ॥७.८८॥

ઉદાહરણ :

કલંકવાળા અને જડ એવા દોષાકર [રાત્રિ કરનાર] ચન્દ્ર સાથે તારી સરખામણી તે કેવી ? ભુજંગ [૧. સાપ ૨. કપટ] વગરનો અને સમ [૧. બે સંખ્યાવાળી ૨. પક્ષપાતરહિત] આંખોવાળો તું શંકર સાથે કેવી રીતે સરખાવી શકાય ? (૭.૮૭)

[નોંધ : દોષાકરનો બીજો ધ્વનિત અર્થ દોષોની ખાણ શ્લેષ દ્વારા સૂચવાયો છે. ]

(સમસ્ત ગુણ અને દોષનું ઉદાહરણ :—)

લોચનયુગલ તરલ છે અને કુવલય અચલ [સ્થિર એટલે] છે. (તેથી) એ બંનેમાં સામ્ય કેવું ? આ વિમલ મુખ મલિન ચન્દ્ર સાથે કેવી રીતે સરખાવી શકાય ? (૭.૮૮)

અન્ય પ્રકારે વ્યતિરેક અલંકાર :

यो गुण उपमाने वा तत्प्रतिपन्थी य दोष उपमेये ।
भवतो यत्र समस्तौ स व्यतिरेकोऽयमन्यस्तु ॥७.८९॥

ઉપમાનમાં જે ગુણ હોય તેનાથી વિરુદ્ધ દોષ ઉપમેયમાં હોય એ તે બંને સમસ્ત (=સાથે) હોય તો બીજો વ્યતિરેક થાય છે. (૭.૮૯)

उदाहरणम्—

क्षीणः क्षीणोऽपि शशी भूयो भूयो विवर्धते सत्यम् ।
विरम प्रसीद सुन्दरि यौवनमनिवर्ति यातं तु ॥७.९०॥

ઉદાહરણ :—

હે સુંદરી (ગુસ્સો) છોડી દે. પ્રસન્ન થા. (કારણકે) વારંવાર ક્ષીણ થતો ચન્દ્ર સાચે જ ફરીથી વધે છે. પરંતુ યૌવન એકવાર ગયા પછી પાછું આવતું નથી. (૭.૯૦)

(૫) સૂક્ષ્મ :

यत्रायुक्तिमदर्थो गमयति शब्दो निजार्थसंबद्धम् ।
अर्थान्तरमुपपत्तिमदिति तत्संजायते सूक्ष्मम् ॥७.९८॥

જ્યારે યુક્તિ વગરનો અર્થવાળો શબ્દ પોતાના અર્થ સાથે જોડાયેલા અને ઉપપત્તિવાળા બીજા અર્થનું ભાન કરાવે, ત્યારે સૂક્ષ્મ અલંકાર થાય છે. (૭.૯૮)

उदाहरणम्—

आदौ पश्यति बुद्धिर्व्यवसायोऽकालहीनमारभते ।
धैर्यं व्यूहमहाभरमुत्साहः साधयत्यर्थम् ॥७.९९॥

ઉદાહરણ :

પહેલાં બુદ્ધિ જુએ છે. પછી વ્યવસાય સમયની હાનિ ન થાય એ રીતે (કામને) આરંભે છે. ધૈર્ય મોટા ભારને ઊંચકે છે અને (છેવટે) ઉત્સાહ અર્થને સિદ્ધ કરે છે. (૭.૯૯)

(૬) લેશ :—

दोषीभावो यस्मिन् गुणस्य, दोषस्य वा गुणीभावः ।
अभिधीयते तथाविधकर्मनिमित्तः स लेशः स्यात् ॥७.१००॥

જે (શ્લોક)માં ગુણ દોષ તરીકે અથવા દોષ ગુણ તરીકે વર્ણવાય છે, તેમાં તે પ્રકારના કર્મના નિમિત્ત રૂપ લેશ અલંકાર થાય છે. (૭.૧૦૦)

उदाहरणे—

अन्यैव यौवनश्रीस्तस्याः सा कापि दैवहतिकायाः ।
मथ्नाति यया यूनां मनांसि दूरं समाकृष्य ॥७.१०१॥

ઉદાહરણ (ગુણ દોષ તરીકે) :—

તે કમનસીબ (સુંદરી)ની તે યૌવનશ્રી (=જુવાનીનું સૌન્દર્ય) કંઈક જુદી જ જાતની છે. (કારણ કે) એના વડે તે યુવકોનાં મનોને દૂરથી ખેંચીને મથી નાખે છે (૭.૧૦૧)

हृदयं सदैव येषामनभिज्ञं गुणवियोगदुःखस्य ।
धन्यास्ते गुणहीना विदग्धगोष्ठीरसापेताः ॥७.१०२॥

બીજું ઉદાહરણ (દોષ ગુણ તરીકે) :—

જે લોકોનું હૃદય કાયમને માટે ગુણના વિયોગના દુઃખનું અનભિજ્ઞ હોય છે (=જેમને ગુણરહિતપણાનું દુઃખ સાલતું નથી), અને વિદગ્ધ લોકોની ગોષ્ઠીના આનંદથી જેઓ વંચિત છે, એવા ગુણ વગરના તે લોકો ધન્ય છે. (૭.૧૦૨)

(૭) અવસર :

अर्थान्तरमुत्कृष्टं सरसं यदि वोपलक्षणं क्रियते ।
अर्थस्य तदभिधानप्रसङ्गतो यत्र सोऽवसरः ॥७.१०३॥

જેમાં ઉત્કૃષ્ટ અથવા રસવાળો અર્થ (ન્યૂન અર્થની) ઉત્કૃષ્ટતા કે સરસતા બતાવવાના પ્રસંગ દ્વારા (ન્યૂન અર્થના) ગૌણ તરીકે વર્ણવાય છે, ત્યાં અવસર અલંકાર થાય છે. (૭.૧૦૩)

उदाहरणे—

तदिदमरण्यं यस्मिन् दशरथवचनानुपालनव्यसनी ।
निवसन् बाहुसहायश्चकार रक्षःक्षयं रामः ॥७.१०४॥

सा सिप्रा नाम नदी यस्यां मङ्क्षुर्मयो विशीर्यन्ते ।
मज्जन्मालवललनाकुचकुम्भास्फालनव्यसनात् ॥७.१०५॥

આ તે વન છે-જેમાં દશરથના વચનનું પાલન કરવાના સ્વભાવવાળા અને માત્ર કાપ જ જેમનો સહાય (=મિત્ર) છે એવા રામે નિવાસ કરીને રાક્ષસોનો નાશ કર્યો હતો. (૭.૧૦૪)

બીજું ઉદાહરણ (રસનું ઉપલક્ષણ) :

તે સિપ્રા નામની નદી છે, જેમાં સ્નાન કરતી માલવ સ્ત્રીઓનાં ઘડા જેવાં સ્તનો સાથે અફળાવાના દુઃખથી મોજાંઓ એકદમ છિન્ન ભિન્ન થઈ જાય છે. (૭.૧૦૫)

**૫ (બ) ઔપમ્યની વ્યાખ્યા (૮.૧)**

सम्यक् प्रतिपादयितुं स्वरूपतो वस्तु तत्समानमिति ।
वस्त्वन्तरमभिदध्याद् वक्ता यस्मिंस्तदौपम्यम् ॥ ८.१)

(એક) વસ્તુ સ્વરૂપથી તે (અપ્રકૃત) વસ્તુના જેવી છે એ પ્રમાણે સારી રીતે પ્રતિપાદન કરવા માટે વકતા જ્યારે બીજી (અપ્રકૃત) વસ્તુ રજુ કરે છે ત્યારે 'ઔપમ્ય' બને છે. (૮.૧)

**ઔપમ્યના પ્રકારો :**

उपमोत्प्रेक्षारूपकमपह्नुतिः संशयः समासोक्तिः ।
मतमुत्तरमन्योक्तिः प्रतीपमर्थान्तरन्यासः ॥८.२॥
उभयन्यासभ्रान्तिमदाक्षेपप्रत्यनीकदृष्टान्ताः ।
पूर्वसहोक्तिसमुच्चयसाम्यस्मरणानि तद्भेदाः ॥८.३॥

ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક, અપહ્નુતિ, સંશય, સમાસોક્તિ, મત, ઉત્તર, અન્યોક્તિ, પ્રતીક અર્થાન્તરન્યાસ, ઉભયન્યાસ, ભ્રાન્તિમાન્ આક્ષેપ, પ્રત્યનીક, દૃષ્ટાન્ત પૂર્વ, સહોક્તિ, સમુચ્ચય, સામ્ય અને સ્મરણ (આ ૨૧) ઔપમ્યના ભેદો છે. (૮.૨–૩)

(૧) મત અલંકાર—

तन्मतमिति यत्रोक्त्वा वक्ताऽन्यमतेन सिद्धमुपमेयम् ।
ब्रूयादथोपमानं तथा विशिष्टं स्वमतसिद्धम् ॥८.६९॥

જ્યારે વક્તા બીજાના મત તરીકે સિદ્ધ ઉપમેયનું કથન કરી તે ઉપમેયના ધર્મો જેવું જ અને પોતાના અભિપ્રાયથી સિદ્ધ એવું ઉપમાન રજુ કરે, ત્યારે 'મત' અલંકાર થાય છે. (૮.૬૯)

उदाहरणम्—

मदिरामदभरपाटलमलिकुललीलालकालिधम्मिल्लम् ।
तरुणीमुखमिति यदिदं कथयति लोकः समस्तोऽयम् ॥८.७०॥
मन्येऽहमिन्दुरेषः स्फुटमुदयेऽरुणरुचिः स्थितैः पश्चात् ।
उदयगिरौ छद्मपरैर्निशातमोभिगृहीत इव ॥८.७१॥

ઉદાહરણ :

આ આખી દુનિયા જેને 'મદિરાના મદભારથી લાલ અને ભમરાના ટોળા જેવા કેશકલાપવાળું આ તરુણીનું મુખ છે', એમ કહે છે તેને હું 'ઉદય વખતે લાલ રંગવાળો અને ઉદયગિરિ પર પાછળ રહેલા છેતરનારા રાત્રીના અંધકાર વડે જાણે કે પકડાયેલો હોય એવો ચન્દ્ર છે,' એમ માનું છું. (૮.૭૦–૭૧)

(૨) ઉભયન્યાસ અલંકાર :–

सामान्यावप्यर्थौ स्फुटमुपमायाः स्वरूपतोऽपेतौ ।
निर्दिश्येते यस्मिन्नुभयन्यासः स विज्ञेयः ॥८.८५॥

ઉપમાના સ્વરૂપથી જુદા એવા બે સામાન્ય અર્થો જેમાં સ્ફુટ રીતે નિર્દેશવામાં આવે છે, તેને ઉભયન્યાસ કહે છે. (૮.૮૫)

उदाहरणम्—

सकलजगत्साधारणविभवा भुवि साधवोऽधुना विरलाः ।
सन्ति कियन्तस्तरवः सुस्वादुसुगन्धि चारुफलाः ॥८.८६॥

ઉદાહરણ :

આખા જગતને માટે જેમનો વૈભવ સર્વસાધારણ છે, એવા સજ્જનો આ દુનિયામાં હાલમાં વિરલા છે. સ્વાદિષ્ટ અને સુગંધિદાર સુંદર ફળવાળાં વૃક્ષો (જગતમાં) કેટલાં છે? (૮.૮૬)

(૩) પૂર્વઅલંકાર—

यत्रैकविधावर्थौ जायेते यौ तयोरपूर्वस्य ।
अभिधानं प्राग्भवतः सतोऽभिधीयेत तत्पूर्वम् ॥८.९७॥

જ્યાં (ઉપમાન અને ઉપમેય રૂપી) બે અર્થો એક જ પ્રકારના (=સમાન કર્મવાળા) હોય છે ત્યાં તે બે પૈકી જે અપૂર્વ (=પહેલાં નહિ તે એટલે કે સમકાલિક અથવા પશ્ચાદ્‌ભાવી) અર્થ રૂપ (ઉપમેય) છે તેનું પહેલાં વિદ્યમાન હોય તે રીતે અભિધાન થાય છે, તે પૂર્વ નામનો અલંકાર છે (૮.૯૭)

उदाहरणम्—

काले जलदकुलाकुलदशदिशि पूर्वं वियोगिनीवदनम् ।
गरदविरलसलिलभरं पश्चादुपजायते गगनम् ॥८.९८॥

ઉદાહરણ :

વાદળાંઓના સમૂહથી જેમાં દશે દિશાઓ છવાઈ જાય છે એવા (વર્ષાના) કાળમાં પહેલાં વિયોગિનીનું મુખ નિરંતર ટપકતા જળપ્રવાહવાળું બને છે અને પછી આકાશ (એવું બનેછે) (૮.૯૮)

(૪) સામ્ય અલંકાર :

अर्थक्रियया यस्मिन्नुपमानस्यैति साम्यमुपमेयम् ।
तत्सामान्यगुणादिककारणया तद्भवेत्साम्यम् ॥८.१०५॥

તે (ઉપમાન અને ઉપમેય)ના સામાન્ય ગુણ વગેરે કારણ છે જેના એવી અર્થક્રિયા દ્વારા જ્યારે ઉપમાનનું ઉપમેય સાથે સામ્ય કહેવાય છે, ત્યારે સામ્ય અલંકાર થાય છે. (૮.૧૦૫)

उदाहरणम्—

अभिसर रमणं किमिमां दिशमैन्द्रीमाकुलं विलोकयसि ।
शशिनः करोति कार्यं सकलं मुखमेव ते मुग्धे ॥८.१०६॥

ઉદાહરણ :

હે ભોળી સ્ત્રી ! તારા પ્રિયતમ પાસે જા. આકુળવ્યાકુળ બનીને આ પૂર્વ દિશાને કેમ જોઈ રહી છે ? ચન્દ્રનું બધું કામ તારું મુખ કરે છે. (૮.૧૦૬)

**સામ્ય અલંકારનો બીજો પ્રકાર :**

सर्वाकारं यस्मिन्नुभयोरभिधातुमन्यथा साम्यम् ।
उपमेयोत्कर्षकरं कुर्वीत विशेषमन्यत् तत् ॥८.१०७॥

જ્યારે (ઉપમેયનો ઉત્કર્ષ કરનાર ચાલુ) વિશેષ કરતાં જુદી રીતે, ઉપમાન અને ઉપમેયનું બધી રીતે સામ્ય બતાવવા ઉપમેયનો ઉત્કર્ષ કરનારો કોઈ વિશેષને કવિ કહે, ત્યારે જુદો સામ્યાલંકાર બને છે.(૮.૧૦૭)

उदाहरणम् :

मृगं मृगाङ्क सहजे कलङ्कं बिभर्ति तस्यास्तु मुखं कदाचित् ।
आहार्यमेवं मृगनाभिपत्रमियानशेषेण तयोर्विशेषः ॥८.१०८॥

ઉદાહરણ :

ચન્દ્ર પોતાની સાથે જન્મેલા મૃગરૂપી કલંકને (કાયમ માટે) ધારણ કરે છે. જ્યારે તે (સુંદરી)નું મુખ મૃગનાભિ (=કસ્તૂરીના) પત્ર (=ચાંલ્લા) રૂપી મરજિયાત કલંકને ક્યારેક ક્યારેક ધારણ કરે છે. તે બંનેમાં આટલો જ ફરક છે. (૮.૧૦૮)

**૫ (ક) અતિશયની વ્યાખ્યા : (૯–૧)**

यत्राऽर्थधर्मनियमः प्रसिद्धिबाधाद् विपर्ययं याति ।
कश्चित् क्वचिदतिलोकं स स्यादित्यतिशयस्तस्य ॥९.१॥

જે (અલંકાર)માં અર્થ અને ધર્મનો કોઈ એક નિયમ ક્યારેક પ્રસિદ્ધિના બાધને લીધે દુનિયાના નિયમોનું ઉલ્લંઘન કરીને ફેરફાર પામે છે, તેને અતિશય અલંકાર કહે છે (૯.૧).

**અતિશયના પ્રકારો (૯–૨)**

पूर्वविशेषोत्प्रेक्षाविभावनातद्‌गुणाधिकविरोधाः ।
विषमाऽसंगतिपिहितव्याघाताहेतवो भेदाः ॥९.२॥

પૂર્વ, વિશેષ, ઉત્પ્રેક્ષા, વિભાવના, તદ્‌ગુણ, અધિક, વિરોધ, વિષમ અસંગતિ,પિહિત,વ્યાઘાત અને અહેતુ–આ ૧૨ અતિશયના ભેદો છે.(૯.૨)

**(૧) પૂર્વ અલંકાર :**

यत्रातिप्रबलतया विवक्ष्यते पूर्वमेव जन्यस्य ।
प्रादुर्भावः पश्चाज्जनकस्य तु तद्भवेत् पूर्वम् ॥९.३॥

જ્યાં અતિપ્રબળતાને લીધે કાર્યની ઉત્પત્તિ પહેલાં કહેવામાં આવે છે અને કારણની પછીથી (કહેવામાં આવે છે), ત્યાં પૂર્વ અલંકાર થાય છે. (૯.૩)

उदाहरणम् :

जनमसुलभमभिलषतामादौ दन्दह्यते मनो यूनाम् ।
गुरुरनिवारप्रसरः पश्चान्मदनानलो ज्वलति ॥९.४॥

ઉદાહરણ :

અસુલભ પ્રિયાની અભિલાષા કરનાર યુવાનોનું પહેલાં મન વારંવાર બળે છે અને જેનો ફેલાવો અટકાવી શકાય નહિ તેવો ભારે કામજ્વર પછીથી સળગે છે. (૯.૪)

(૨) ઉત્પ્રેક્ષા

(अ) यत्रातितथाभूते संभाव्येत क्रियाद्यसंभाव्यम् ।
संभूतमतद्वृत्ति वा विज्ञेया सेयमुत्प्रेक्षा ॥९.११॥

જ્યાં અસંભાવ્યની સંભાવનાને યોગ્ય વસ્તુમાં અસંભાવ્ય ક્રિયા વગેરેની સંભાવના કરવામાં આવે છે અથવા જે વસ્તુમાં ક્રિયાદિનો અભાવ હોય છે તેવી વસ્તુમાં ક્રિયાદિ ઉત્પન્ન થયેલું કહેવાય છે, ત્યાં ઉત્પ્રેક્ષા થાય છે. (૯.૧૧)

उदाहरणम् :

घनसमयसलिलधौते नभसि शरच्चन्द्रिका विसर्पन्ती ।
अतिसान्द्रतयेह नृणां गात्राण्यनुलिम्पतीवेयम् ॥९.१२॥

ઉદાહરણ :

(૧) વર્ષાના પાણીથી ધોવાએલા આકાશમાં પ્રસરતી આ શરદ્‌–ચંદ્રિકા અત્યંત સાન્દ્રતાને કારણે જાણે કે માણસોના શરીરોને લેપ કરી રહી છે. (૯.૧૨)

पल्लवितं चन्द्रकरैरखिलं नीलाश्मकुट्टिमोर्वीषु ।
तारा प्रतिमाभिरिदं पुष्पितमवनीपतेः सौधम् ॥९.१३॥

(૨) નીલમ જડેલી ભૂમિ પર ચન્દ્રનાં કિરણો (પડવાથી) રાજાના આ મહેલ જાણે કે પલ્લવવાળો બન્યો છે અને તારાઓના પ્રતિબિંબોને લીધે જાણે કે ફૂલવાળો બન્યો છે. (૯.૧૩)

ઉત્પ્રેક્ષાનો બીજો પ્રકાર :

(ब) अन्यनिमित्तवशाद्यद्यथा भवेद्वस्तु तस्य तु तथात्वे ।
हेत्वन्तरमतदीयं यत्रारोप्येत सान्येयम् ॥९.१४॥

જ્યારે કોઈ બીજા કારણને લીધે વસ્તુ જે રીતે બને છે, તેના તે રીતે બનવામાં એ વસ્તુ સાથે સંબંધ ન ધરાવતું બીજું કોઈ કારણ આરોપવામાં આવે, ત્યારે બીજા પ્રકારની ઉત્પ્રેક્ષા થાય છે. (૯.૧૪)

उदाहरणम् :

सरसि समुल्लसदम्भसि कादम्बवियोगदूयमानेव ।
नलिनी जलप्रवेशं चकार वर्षागमे सद्यः ॥९.१५॥

ઉદાહરણ :

વર્ષાનું આગમન થતાં હંસોના વિયોગથી જાણે કે દુઃખી થઈ હોય તેવી નલિનીએ વધતા પાણીવાળા સરોવરમાં એકદમ ડૂબકી મારી. (૯.૧૫)

(૩) અધિક અલંકાર :

(अ) यत्रान्योन्यविरुद्धं विरुद्धबलवत्क्रियाप्रसिद्धं वा ।
वस्तुद्वयमेकस्माज्जायत इति तद्भवेदधिकम् ॥९.२६॥

જ્યારે એક જ કારણમાંથી (૧) એક બીજાથી વિરુદ્ધ એવી બે વસ્તુઓ ઉત્પન્ન થાય, અથવા(૨) બલવતી બે વિરુદ્ધ ક્રિયાઓ દ્વારા જાણીતી એવી બે વસ્તુઓ ઉત્પન્ન થાય, ત્યારે અધિક અલંકાર બને છે. (૯.૨૬)

उदाहरणम् :

मुञ्चति वारि पयोदो ज्वलन्तमनलं च यत्तदाश्चर्यम् ।
उदपद्यत नीरनिधेर्विषममृतं चेति तच्चित्रम् ॥९.२७॥

द्वितीयः प्रकारः— अथ प्रचलित एव ।

(૧) વાદળ [એકી સાથે) પાણી અને બળતા અગ્નિનો વરસાદ વર્ષાવે છે તે આશ્ચર્ય છે, અને (૨) સમુદ્રમાંથી ઝેર અને અમૃત ઉત્પન્ન થયું તે પણ વિચિત્ર છે. (૯.૨૭)

(બ) અધિકનો બીજો પ્રકાર જાણીતો છે.

(૪) પિહિત અલંકાર :

यत्रातिप्रबलतया गुणः समानाधिकरणमसमानम् ।
अर्थान्तरं पिदध्यादाविर्भूतमपि तत्पिहितम् ॥९.५०॥

જ્યારે કોઈ ગુણ અતિપ્રબળ હોવાને લીધે સમાન અધિકરણવાળી, અસમાન અને પ્રગટ થયેલી વસ્તુને ઢાંકી દે, ત્યારે પિહિત અલંકાર બને છે. (૯.૫૦)

उदाहरणम् :

प्रियतमवियोगजनिता कृशता कथमिव तवेयमङ्गेषु ।
लसदिन्दुकलाकोमलकान्तिकलापेषु लक्ष्येत ॥९.५१॥

ઉદાહરણ :

સુંદર ચન્દ્રકળા જેવી કોમળ કાન્તિના સમુદ્રો જેમાં છે એવાં તારાં અંગોમાં પ્રિયતમના વિયોગથી ઉત્પન્ન થએલી આ કૃશતા કેવી રીતે જોઈ શકાય ? (૯.૫૧)

**(૫) વ્યાઘાત અલંકાર :**

अन्यैरप्रतिहतमपि कारणमुत्पादनं न कार्यस्य ।
यस्मिन्नभिधीयते व्याघातः स इति विज्ञेयः ॥९.५२॥

જે (અલંકાર)માં બીજાં કારણોથી પ્રતિહત ન હોવા છતાં કારણ કાર્યને ઉત્પન્ન કરતું નથી એમ કહેવાય છે, તેમાં વ્યાઘાત અલંકાર સમજવો. (૯.૫૨)

उदाहरणम् :

यत्र सुरतप्रदीपा निष्कज्जलवर्तयो महामणयः ।
माल्यस्यापि न गम्या कृतवसनवधूविसृष्टस्य ॥९.५३॥

ઉદાહરણ :

જ્યાં જેમનાં વસ્ત્રો દૂર કરવામાં આવ્યાં છે તેવી વધૂઓ વડે ફેંકાયેલા હારો વડે પણ અગમ્ય (ન હોલવાય તેવા) મેસ અને વાટ વગરના મહામણિઓ સુરતપ્રદીપો (બને) છે. (૯.૫૩)

**(૬) અહેતુ અલંકાર :**

बलवति विकारहेतौ सत्यपि नैवोपगच्छति विकारम् ।
यस्मिन्नर्थः स्थैर्यान्मन्तव्योऽसावहेतुरिति ॥९.५४॥

જેમાં બળવાન વિકારહેતુ હોવા છતાં વસ્તુ સ્થિરતાને કારણે વિકાર પામતો નથી તેમાં અહેતુ અલંકાર માનવો. (૯.૫૪)

उदाहरणम् :

रुक्षेऽपि पेशलेन प्रखलेऽप्यखलेन भूषिता भवता ।
वसुधेयं वसुधाधिप मधुरगिरा परुषवचनेऽपि ॥९.५५॥

ઉદાહરણ :

કઠોર પ્રત્યે પણ કોમળ રહેતા, અત્યન્ત દુષ્ટ પ્રત્યે પણ દુર્જન ન બનતા અને કઠોર વચનવાળા પ્રત્યે પણ મધુર વાણીવાળા તારા વડે હે રાજન્! આ પૃથ્વી અલંકૃત થઇ છે. (૯.૫૫)

૫ (૬) અર્થશ્લેષની વ્યાખ્યા (૧૦.૧)

यत्रैकमनेकार्थैर्वाक्यं रचितं पदैरनेकस्मिन् ।
अर्थे कुरुते निश्चयमर्थश्लेषः स विज्ञेयः ॥१०.१॥

જ્યારે અનેકાર્થવાળાં પદો વડે રચાયેલું એક વાકય અનેક અર્થની પ્રતીતિ કરાવે છે ત્યારે અર્થશ્લેષ અલંકાર થાય છે. (૧૦.૧)

અર્થશ્લેષના પ્રકારો :

अविशेषविरोधाधिकवक्रव्याजोक्त्यसंभवावयवाः ।
तत्त्वविरोधाभासाविति भेदास्तस्य शुद्धस्य ॥१०.२॥

અવિશેષ, વિરોધ, અધિક, વક્ર, વ્યાજ, ઉક્તિ, અસંભવ, અવયવ, તત્ત્વ, અને વિરોધાભાસ એ રીતે શુદ્ધશ્લેષના (દસ) પ્રકાર છે. (૧૦.૨)

(૧) અવિશેષ શ્લેષ :

अविशेषः श्लेषोऽसौ विज्ञेयो यत्र वाक्यमेकस्मात् ।
अर्थादन्यं गमयेदविशिष्टविशेषणोपेतम् ॥१०.३॥

જ્યારે કોઈ વાકય એક અર્થમાંથી અવિશિષ્ટ (=સમાન) વિશેષણોથી યુક્ત એવા બીજા અર્થની પ્રતીતિ કરાવે, ત્યારે તેને અવિશેષ શ્લેષ જાણવો. (૧૦.૩)

उदाहरणम् :

शरदिन्दुसुन्दररुचं सुकुमारां सुरभिपरिमलामनिशम् ।
निदधाति नाल्पपुण्यः कण्ठे नवमालिकां कान्ताम् ॥१०.४॥

ઉદાહરણ :

શરચ્ચન્દ્ર જેવી સુંદર કાન્તિવાળી, નાજુક, સુગંધીદાર અને તાજી માળાવાળી પ્રિયાને ઓછા પુણ્યવાળો ગળે લગાડતો નથી. [બીજો અર્થ–શરચ્ચન્દ્ર જેવી સુંદર કાંતિવાળી, નાજુક, સુગંધીદાર અને મનોહર નવમાલિકા (એ નામના પુષ્પો)ને ઓછા પુણ્યવાળો ગળે લગાડતો નથી.] (૧૦.૪)

જ્યારે કોઈ ગુણ અતિપ્રબળ હોવાને લીધે સમાન અધિકરણવાળી, અસમાન અને પ્રગટ થયેલી વસ્તુને ઢાંકી દે, ત્યારે પિહિત અલંકાર બને છે. (૯.૫૦)

उदाहरणम् :

प्रियतमवियोगजनिता कृशता कथमिव तवेयमङ्गेषु ।
लसदिन्दुकलाकोमलकान्तिकलापेषु लक्ष्येत ॥९.५१॥

ઉદાહરણ :

સુંદર ચન્દ્રકળા જેવી કોમળ કાન્તિના સમુદ્રો જેમાં છે એવાં તારાં અંગોમાં પ્રિયતમના વિયોગથી ઉત્પન્ન થએલી આ કૃશતા કેવી રીતે જોઈ શકાય ? (૯.૫૧)

**(૫) વ્યાઘાત અલંકાર :**

अन्यैरप्रतिहतमपि कारणमुत्पादनं न कार्यस्य ।
यस्मिन्नभिधीयते व्याघातः स इति विज्ञेयः ॥९.५२॥

જે (અલંકાર)માં બીજાં કારણોથી પ્રતિહત ન હોવા છતાં કારણ કાર્યને ઉત્પન્ન કરતું નથી એમ કહેવાય છે, તેમાં વ્યાઘાત અલંકાર સમજવો. (૯.૫૨)

उदाहरणम् :

यत्र सुरतप्रदीपा निष्कज्जलवर्तयो महामणयः ।
माल्यस्यापि न गम्या कृतवसनवधूविसृष्टस्य ॥९.५३॥

ઉદાહરણ :

જ્યાં જેમનાં વસ્ત્રો દૂર કરવામાં આવ્યાં છે તેવી વધૂઓ વડે ફેંકાયેલા હારો વડે પણ અગમ્ય (ન હોલવાય તેવા) મેસ અને વાટ વગરના મહામણિઓ સુરતપ્રદીપો (બને) છે. (૯.૫૩)

**(૬) અહેતુ અલંકાર :**

बलवति विकारहेतौ सत्यपि नैवोपगच्छति विकारम् ।
यस्मिन्नर्थः स्थैर्यान्मन्तव्योऽसावहेतुरिति ॥९.५४॥

જેમાં બળવાન વિકારહેતુ હોવા છતાં વસ્તુ સ્થિરતાને કારણે વિકાર પામતો નથી તેમાં અહેતુ અલંકાર માનવો. (૯.૫૪)

उदाहरणम् :

रूक्षेऽपि पेशलेन प्रखलेऽप्यखलेन भूषिता भवता ।
वसुधेयं वसुधाधिप मधुरगिरा परुषवचनेऽपि ॥९.५५॥

ઉદાહરણ :

કઠોર પ્રત્યે પણ કોમળ રહેતા, અત્યન્ત દુષ્ટ પ્રત્યે પણ દુર્જન ન બનતા અને કઠોર વચનવાળા પ્રત્યે પણ મધુર વાણીવાળા તારા વડે હે રાજન્! આ પૃથ્વી અલંકૃત થઇ છે. (૯.૫૫)

૫ (૭) અર્થશ્લેષની વ્યાખ્યા (૧૦.૧)

यत्रैकमनेकार्थैर्वाक्यं रचितं पदैरनेकस्मिन् ।
अर्थे कुरुते निश्चयमर्थश्लेषः स विज्ञेयः ॥१०.१॥

જયારે અનેકાર્થવાળાં પદો વડે રચાયેલું એક વાકય અનેક અર્થની પ્રતીતિ કરાવે છે ત્યારે અર્થશ્લેષ અલંકાર થાય છે. (૧૦.૧)

અર્થશ્લેષના પ્રકારો :

अविशेषविरोधाधिकवक्रव्याजोक्त्यसंभवावयवाः ।
तत्त्वविरोधाभासाविति भेदास्तस्य शुद्धस्य ॥१०.२॥

અવિશેષ, વિરોધ, અધિક, વક્ર, વ્યાજ, ઉક્તિ, અસંભવ, અવયવ, તત્ત્વ, અને વિરોધાભાસ એ રીતે શુદ્ધશ્લેષના (દસ) પ્રકાર છે. (૧૦.૨)

(૧) અવિશેષ શ્લેષ :

अविशेषः श्लेषोऽसौ विज्ञेयो यत्र वाक्यमेकस्मात् ।
अर्थादन्यं गमयेदविशिष्टविशेषणोपेतम् ॥१०.३॥

જયારે કોઈ વાકય એક અર્થમાંથી અવિશિષ્ટ (=સમાન) વિશેષણોથી યુક્ત એવા બીજા અર્થની પ્રતીતિ કરાવે, ત્યારે તેને અવિશેષ શ્લેષ જાણવો. (૧૦.૩)

उदाहरणम् :

शरदिन्दुसुन्दररुचं सुकुमारां सुरभिपरिमलामनिशम् ।
निदधाति नाल्पपुण्यः कण्ठे नवमालिकां कान्ताम् ॥१०.४॥

ઉદાહરણ :

શરચ્ચન્દ્ર જેવી સુંદર કાન્તિવાળી, નાજુક, સુગંધીદાર અને તાજી માળાવાળી પ્રિયાને ઓછા પુણ્યવાળો ગળે લગાડતો નથી. [બીજો અર્થ–શરચ્ચન્દ્ર જેવી સુંદર કાંતિવાળી, નાજુક, સુગંધીદાર અને મનોહર નવમાલિકા (એ નામના પુષ્પો)ને ઓછા પુણ્યવાળો ગળે લગાડતો નથી.] (૧૦.૪)

(૨) વિરોધ શ્લેષ :

यत्र विरुद्धत्वविशेषणमवगमयेदन्यदर्थसामान्यम् ।
प्रक्रान्तमतोऽन्यादृग्वाक्यश्लेषो विरोधोऽसौ ॥१०.५॥

જ્યારે પ્રક્રાન્ત (=પ્રસ્તુત) વાક્ય વિરુદ્ધ વિશેષણવાળા અને પ્રક્રાન્ત વાક્યથી જુદા એવા બીજા સામાન્ય અર્થનું ભાન કરાવે, ત્યારે તે વાક્યશ્લેષ વિરોધશ્લેષ કહેવાય છે. (૧૦.૫)

उदाहरणम् :

संवर्धितविविधाधिककमलोऽप्यवदलितनालिकः सोऽभूत् ।
सकलारिदाररसिकोऽप्यनभिमतपराङ्गनासङ्गः ॥१०.६॥

ઉદાહરણ :

જાતજાતનાં અનેક કમળોને જેણે ઉછેર્યાં છે એવો, મૂર્ખાઓનો નાશ કર્યો છે એવો, બધા દુશ્મનોને ચીરવાના શોખવાળો અને પરસ્ત્રીનું આલિંગન જેને અભિમત નથી એવો તે (રાજા) થઈ ગયો. [બીજો અર્થ–જાતજાતનાં કમળો જેણે ઉછેર્યાં એવો હોવા છતાં તે કમળનો નાશ કરનારો હતો. દુશ્મનોની બધી પત્નીઓનો રસિક હોવા છતાં તે પરસ્ત્રીના આલિંગનને નાપસંદ કરનારો હતો.] (૧૦.૬)

[મમ્મટાદિના મતે આ શ્લિષ્ટ વિરોધાલંકારનું ઉદાહરણ છે.]

(૩) અધિક શ્લેષ :

यत्राधिकमारब्धादसमानविशेषणं तथा वाक्यम् ।
अर्थान्तरमवगमयेदधिकश्लेषः स विज्ञेयः ॥१०.७॥

જ્યારે જુદા અર્થવાળાં વિશેષણોવાળું વાક્ય પ્રકૃત અર્થથી બીજા અધિક (ઉત્કૃષ્ટ) અર્થનું ભાન કરાવે, ત્યારે તે અધિક શ્લેષ જાણવો. (૧૦.૭)

उदाहरणम् :

प्रेम्णा निधाय मूर्धनि वक्रमपि बिभर्ति यः कलावन्तम् ।
भूतिं च वृषारूढः स एव परमेश्वरो जयति ॥१०.८॥

ઉદાહરણ :

(પ્રક્રાન્ત અર્થ)– ધર્મમાં રત અને કપટી હોવા છતાં કલાવન્તને જે પ્રેમથી મસ્તક પર ધારણ કરે છે અને વૈભવવાળો છે તે જ રાજા જય પામે છે.

(ગમ્ય ઉત્કૃષ્ટ અર્થ)– જે વાંકો રહ્યા છતાં ચન્દ્રને મસ્તક ઉપર પ્રેમથી

ધારણ કરે છે, જે વૃષ પર આરૂઢ છે, અને ભસ્મ ધારણ કરે છે, તે મહાદેવ જ જય પામે છે. (૧૦.૮)

(૪) વક્રશ્લેષ :

यत्रार्थादन्यरसस्तत्प्रतिबद्धश्च गम्यतेऽन्योऽर्थः ।
वाक्येन सुप्रसिद्धो वक्रश्लेषः स विज्ञेयः ॥१०.९॥

જ્યારે એક વાકય વડે પ્રસ્તુત અર્થ કરતાં જુદા રસવાળો, પ્રકૃત સાથે સંકળાયેલો અને સારી રીતે જાણીતો એવો બીજો અર્થ જણાવાય છે, ત્યારે વક્રશ્લેષ સમજવો. (૧૦.૯)

उदाहरणम् :

आक्रम्य मध्यदेशं विदधत्संवाहनं तथाङ्गानाम् ।
पतति करः काञ्च्यामपि तव निर्जितकामरूपस्य ॥१०.१०॥

ઉદાહરણ :

કામરૂપ દેશ જેણે જીત્યો છે એવો તારો કર (=વેરો) મધ્યદેશ પર આક્રમણ કરીને, અંગદેશનું ઉપમર્દન કરતો (હવે) કાંચી દેશમાં પણ પડયો છે.

(શૃંગાર રસયુક્ત ગમ્ય અર્થ)– જેણે કામદેવનું રૂપ જીત્યું છે એવા તારો હાથ મધ્યદેશ (પેટ) પર આક્રમણ કરી (સ્તન, જાંઘ વગેરે) અંગો (અવયવો)–નું મર્દન કરતો હવે કંદોરા પર પડે છે. (૧૦.૧૦)

[ વ્યાજશ્લેષ એ મમ્મટાદિનો વ્યાજસ્તુતિ અલંકાર છે. ]

(૫) ઉક્તિશ્લેષ :

यत्र विवक्षितमर्थं पुष्यन्ती लौकिकी प्रसिद्धोक्तिः ।
गम्येतान्या तस्मादुक्तिश्लेषः स विज्ञेयः ॥१०.१४॥

જ્યારે વિવક્ષિત અર્થમાંથી તેને પુષ્ટ કરતી કોઈ બીજી લૌકિક પ્રસિદ્ધ ઉક્તિનું જ્ઞાન થાય છે, ત્યારે તેને ઉક્તિશ્લેષ જાણવો. (૧૦.૧૪)

उदाहरणम् :

कलावतः संभृतमण्डलस्य यया हसन्त्यैव हृताशु लक्ष्मीः ।
नृणामपाङ्गेन कृतश्च कामस्तस्याः करस्था ननु नालिकश्रीः ॥१०.१५॥

ઉદાહરણ :

(પ્રકૃત અર્થ)–જે સ્ત્રીએ પૂર્ણ મંડળવાળા (=સંપૂર્ણ) ચન્દ્રની લક્ષ્મી હસતાંમાં જ એકદમ હરી લીધી અને પોતાના કટાક્ષ વડે માણસોને કામ ઉત્પન્ન કર્યો–(તો પછી) કમળની શોભા તો તેના હાથમાં જ છે. (અર્થાત્ મુખ વડે ચન્દ્રને જીતનારી સ્ત્રી માટે હાથ વડે કમળને જીતવાનું અત્યન્ત સહેલું છે.)

(ગમ્ય અર્થ)–જેણે કળાવાન (=કળાને જાણનારી) અને (અમાત્ય વગેરે) મંડળથી યુક્ત એવા રાજાનું ધન હસતાં હસતાં જ હરી લીધું અને કટાક્ષ વડે માણસોમાં કામ ઉત્પન્ન કર્યો, એવી (વેશ્યાને માટે) મૂર્ખ માણસની લક્ષ્મી તો હાથમાં જ છે. (૧૫)

**(૬) અસંભવ શ્લેષ :**

गम्येत प्रक्रान्तादसंभवत्तद्विशेषणोऽन्योऽर्थः ।
वाक्येन सुप्रसिद्धः स ज्ञेयोऽसंभवश्लेषः ॥१०.१६॥

એક વાક્ય વડે અપ્રસ્તુત અર્થને જેનાં વિશેષણો લાગુ ન પડી શકે એવા પ્રસ્તુત અર્થમાંથી જ્યારે બીજો સુપ્રસિદ્ધ અર્થ સમજાય, ત્યારે તેને અસંભવ શ્લેષ જાણવો. (૧૦.૧૬)

उदाहरणम् :

परिहृतभुजङ्गसङ्गः समनयनो न कुरुषे वृषं पाद्यः ।
नन्वन्य एव दृष्टस्त्वमत्र परमेश्वरो जगति ॥१०.१७॥

ઉદાહરણ :

જેણે ભુજંગો [(૧) દુષ્ટ લોકો (૨) સાપ] ના સંગનો ત્યાગ કર્યો છે એવો, સમનયન [(૧) પક્ષપાત રહિત દૃષ્ટિવાળો (૨) બે આંખોવાળો] એવો તું વૃષ [(૧) ધર્મ (૨) નંદી] ને નીચે કરતો નથી. [(૧) તિરસ્કાર કરતો નથી (૨) વાહન બનાવતો નથી]. તેથી ખરેખર આ દુનિયામાં તું કોઈ જુદી જાતનો જ પરમેશ્વર [ ૧ ચક્રવર્તી રાજા (૨) શંકર] છે. (૧૦.૧૭)

**(૭) અવયવ શ્લેષ :**

यत्रावयवमुखस्थितसमुदायविशेषणं प्रधानार्थम् ।
पुष्यन् गम्येतान्यः सोऽयं स्यादवचयश्लेषः ॥१०.१८॥

જ્યારે અવયવ દ્વારા કરાયેલા સમુદાયનાં વિશેષણોવાળા પ્રકૃતાર્થને ઉત્કર્ષ આપનારો બીજો અર્થ સમજાય, ત્યારે અવયવશ્લેષ થાય. (૧૦.૧૮)

उदाहरणम् :

भुजयुगले बलभद्रः सकलजगल्लङ्घने तथा बलिजित् ।
अक्रूरो हृदयेऽसौ राजाऽभूदर्जुनो यशसि ॥१०.१९॥

ઉદાહરણ :

તે રાજા બંને હાથોમાં બળ વડે શ્રેષ્ઠ, આખા જગતનું આક્રમણ કરવામાં બળવાનોને જીતનારો, હૃદયમાં ક્રૂરતા વગરનો અને યશમાં શ્વેત હતો.

બીજો અર્થ–તે રાજા બંને હાથમાં બળદેવ, આખા જગતને ઓળંગવામાં (બલિને જીતનાર) વામન, હૃદયમાં અક્રૂરજી અને યશમાં અર્જુન હતો. (૧૦.૧૯)

(૮) તત્ત્વ શ્લેષ :

यस्मिन् वाक्येन तथा प्रक्रान्तस्य प्रसाधयत्तत्त्वम् ।
गम्येतान्यद्वाच्यं तत्त्वश्लेषः स विज्ञेयः ॥१०.२०॥

જ્યારે એક વાક્ય વડે પ્રસ્તુત અર્થમાં તત્ત્વને (ઉપર કહેલા ભેદની માફક) અલંકૃત કરનારો બીજો અર્થ સમજાય, ત્યારે તેને તત્ત્વશ્લેષ જાણવો. (૧૦.૨૦)

उदाहरणम् :

नयने हि तरलतारे सुतनु कपोलौ च चन्द्रकान्तौ ते ।
अधरोऽपि पद्मरागस्त्रिभुवनरत्नं ततो वदनम् ॥१०.२१॥

ઉદાહરણ :

હે સુંદરિ ! તારી બે આંખો ચંચળ કીકીઓવાળી છે; બંને ગાલો ચન્દ્ર જેવા સ્વચ્છ છે; નીચેનો હોઠ પણ જેવો લાલ છે, તેથી તારું વદન ત્રણે લોકમાં શ્રેષ્ઠ છે.

બીજો અર્થ–હે સુંદરિ ! તારી બે આંખો તરલતાર (હારના પદકના મોટા મોતી જેવી) છે; બન્ને ગાલ ચન્દ્રકાન્ત (મણિ જેવા) છે; નીચલો હોઠ પદ્મરાગ (મણિ જેવો) છે. તેથી તારું મુખ ત્રિભુવનરત્ન (ચિંતામણિ) છે. (૧૦.૨૧)

(૯) વિરોધાભાસ શ્લેષ :

स इति विरोधाभासो यस्मिन्नर्थद्वयं पृथग्भूतम् ।
अन्यद्वाक्यं गमयेदविरुद्धं सद्विरुद्धमिव ॥१०.२२॥

જેમાં એક જ વાક્ય, વિરુદ્ધ ન હોય છતાં વિરુદ્ધ જેવા લાગતા બે જુદા જુદા અર્થો બતાવે, ત્યારે તેમાં વિરોધાભાસ શ્લેષ અલંકાર છે. (૧૦.૨૨)

उदाहरणम् :

तव दक्षिणोऽपि वामो बलभद्रोऽपि प्रलम्ब एष भुजः ।
दुर्योधनोऽपि राजन् युधिष्ठिरोऽस्तीत्यहो चित्रम् ॥१०.२३॥

ઉદાહરણ :

હે રાજન્ ! તારો હાથ દક્ષિણ (=ચાહકો પ્રત્યે અનુકૂળ) હોવા છતાં વામ (=દુશ્મનો માટે પ્રતિકૂળ) છે, બળભદ્ર (=બળથી શ્રેષ્ઠ) હોવા છતાં પ્રલમ્બ-

[ (૧) લાંબો (૨) પ્રલમ્બાસુર] છે. દુર્યોધન [દુઃખથી લઢી શકાય તેવો] હોવા છતાં યુધિષ્ઠિર (=યુદ્ધમાં સ્થિર) છે. તેથી મોટું આશ્ચર્ય થાય છે. (૧૦.૨૩)

**૬. રુદ્રટના મતે રસની સંખ્યા દસ છે : (૧૨.૩)**

शृङ्गार-वीर-करुणा वीभत्सभयानकाद्भुता हास्यः ।
रौद्रः शान्तः प्रेयान् इति मन्तव्या रसाः सर्वे ॥

શૃંગાર, વીર, કરુણ, બીભત્સ, ભયાનક, અદ્ભુત, હાસ્ય, રૌદ્ર, શાન્ત અને પ્રેયાન્ આ બધા (દસ) રસો માનવા જોઈએ. (૧૨.૩)

**રસની વ્યાખ્યા : (૧૨. ૪)**

रसनाद्रसत्वमेषां मधुरादीनामिवोक्तमाचार्यैः ।
निर्वेदादिष्वपि तन्निकाममस्तीति तेऽपि रसाः ॥१२.४)

મધુર (મીઠો) વગેરે (ભોજનના રસોની) જેમ આનો પણ રસન (=આસ્વાદ) થતો હોવાથી આચાર્યોએ એમને પણ રસો કહ્યા છે. નિર્વેદ વગેરે (વ્યભિચારી ભાવો)માં આ રસન (=આસ્વાદ) પૂરતા પ્રમાણમાં છે, તેથી તે પણ રસ છે. (૧૨.૧૭)

**પ્રેયાન્ રસનું વિવરણ (૧૫. ૧૭–૧૯)**

स्नेहप्रकृतिः प्रेयान् संगतशीलार्यनायको भवति ।
स्नेहस्तु साहचर्यात् प्रकृतेरुपचारसम्बन्धात् ॥१५.१७॥
निर्व्याजमनोवृत्तिः सनर्मसद्भावपेशलालापः ।
अन्योन्यं प्रति सुहृदोर्व्यवहारोऽयं मतस्तत्र ॥१५.१८॥
प्रस्यन्दिप्रमदाश्रुः सुस्निग्धस्फारलोचनालोकः ।
आर्द्रान्तःकरणतया स्नेहपदे भवति सर्वत्र ॥१५.१९॥

પ્રેયાન્ રસની પ્રકૃતિ (=સ્થાયીભાવ) સ્નેહ છે. તેમાં સારા આચિત્ત્ય-વાળો સજ્જન નાયક હોય છે. સ્વભાવગત સેવાના સંબંધને લીધે થયેલા સાહચર્યમાંથી સ્નેહ ઉત્પન્ન થાય છે. (૧૫.૧૭)

તેમાં (પ્રેયાન્ રસમાં) બે મિત્રોનો એક બીજા પ્રત્યેનો વ્યવહાર નિઃસ્વાર્થ મનોવૃત્તિવાળો અને ઠઠ્ઠામશ્કરી તથા સદ્ભાવને કારણે કોમળ વાર્તાલાપવાળો માનવામાં આવ્યો છે. સ્નેહમાં અન્તઃકરણ આર્દ્ર હોવાથી તેમાં હર્ષનાં આંસુ વહે છે અને સ્નેહયુક્ત પહોળી થયેલી આંખો વડે જોવામાં આવે છે. (૧૫.૧૮–૧૯)

[એટલે કે પ્રેયાન્ રસનો સ્થાયીભાવ સ્નેહ છે. વિભાવ સાહચર્ય વગેરે છે, અને અનુભાવ હર્ષાશ્રુ વગેરે છે.)

**૭. કાવ્યના પ્રકારો : (૧૬.૨ અને ૩૬**

सन्ति द्विधा प्रबन्धाः काव्यकथाख्यायिकादयः काव्ये ।
उत्पाद्यानुत्पाद्या महल्लघुत्वेन भूयोऽपि ॥१६.२॥

કાવ્યમાં કાવ્ય, કથા, આખ્યાયિકા વગેરે પ્રબન્ધો બે પ્રકારના છે– ઉત્પાદ્ય અને અનુત્પાદ્ય આ બે પ્રકારો મહાન અને લઘુ એમ વળી બે પ્રકારના છે. આ રીતે–




अन्यद्वर्णकमात्रं प्रशस्तिकुलकादि नाटकाद्यन्यत् ।
काव्यं तद्बहुभाषं विचित्रमन्यत्र चाऽभिहितम् ॥१६.३६॥

આ ઉપરાંત પ્રશસ્તિ, કુલક વગેરે વર્ણન માત્રના પ્રકારો છે. નાટકાદિ પ્રકારો જુદા છે. તેમાં અનેક ભાષાઓ હોય છે. અને તે (સંધિ, સન્ધ્યંગ, અભિનય વગેરેથી યુક્ત હોવાને લીધે) વિચિત્ર છે. અને બીજા (ભરતના નાટયશાસ્ત્ર જેવા) ગ્રન્થોમાં કહેવાયા છે. (૧૬.૩૬).

[પ્રશસ્તિ અને કુલકનું વિવરણ કરતાં ટીકાકાર નમિસાધુ લખે છે :– પ્રશસ્તિ–જેમાં રાજાના કુળનું વર્ણન તેના યશ માટે કરવામાં આવે છે તે. કુલક–પાંચથી માંડીને દસ શ્લોકોમાં વાક્યાર્થ સમાપ્ત થાય તેવું કાવ્ય. આદિ

શબ્દથી બીજા પ્રકારોનો. ઉલ્લેખ નીચે પ્રમાણે ગણાવ્યો છે :

મુક્તક : એક જ શ્લોકમાં વાક્યાર્થ સમાપ્ત થાય તેને મુક્તક કહે છે.

સંદાનિત : આમાં બે શ્લોકમાં વાક્યાર્થ પૂરો થાય છે.

વિશેષક : આમાં ત્રણ શ્લોકમાં વાકયાર્થ સમાય છે. કલાપક–આમાં ચાર શ્લોકમાં વાકયાર્થ પૂર્ણ થાય છે.

કોષ : પર્યાયોથી બનેલો અનેક મુકતકોનો સંગ્રહ.

પરિકથા : જાત જાતના છન્દોની એકવાકયતા થાય અને તેવાં વાક્યોનો એક સમૂહ બને તેને પરિકથા કહે છે.

## ૮. કાવ્યમાં નિષિદ્ધ વર્ણનાદિ : (૧૬. ૩૭, ૪૦)

कुलशैलाम्बुनिधीनां न ब्रूयाल्लङ्घनं मनुष्येण ।
आत्मीययैव शक्त्या सप्तद्वीपावनिक्रमणम् ॥१६.३७॥
दारिद्र्यव्याधिजराशीतोष्णाद्युद्भवानि दुःखानि ।
बीभत्सं च विदध्यादन्यत्र न भारताद्वर्षात् ॥१६.४०॥

મનુષ્ય પોતાની જ શક્તિથી કુલપર્વતો અને સાગરો ઓળંગી જાય તેવું તથા સાત દ્વીપોવાળી પૃથ્વી પર ભ્રમણ કરે એ પ્રમાણે વર્ણન (અશક્ય હોવાથી) ન કરવું. (૧૬.૩૭)

તેમ જ ગરીબાઈ, રોગ ઘડપણ, ટાઢ અને તડકાથી ઉત્પન્ન થનારાં દુઃખોનું અને બીભત્સનું વર્ણન (બીજે તે ન હોવાથી) ભારતવર્ષ સિવાય બીજે કયાંય ન કરવું (૧૬.૪૦)

આનન્દવર્ધનરચિત

# ધ્વન્યાલોક

ડૉ. રમેશ બેટાઈ

## પ્રાસ્તાવિક પરિચય

સંસ્કૃત કાવ્યમીમાંસાના શ્રેષ્ઠ આચાર્યો અને ઉત્તમ પ્રતિનિધિ ગ્રંથો કયા એમ કોઈ આપણને પ્રશ્ન કરે તો ખાસ કોઈ મતભેદ વિના નિઃસંકોચ આપણે નિમ્નલિખિત આચાર્યો અને તેમના ગ્રન્થોનાં નામ આપીશું.

ભરત — નાટ્યશાસ્ત્ર
ભામહ — કાવ્યાલંકાર
આનન્દવર્ધન — ધ્વન્યાલોક
અભિનવગુપ્ત — ધ્વન્યાલોકલોચન, અભિનવભારતી
કુન્તલ — વક્રોક્તિજીવિત
મમ્મટ — કાવ્યપ્રકાશ
રાજશેખર — કાવ્યમીમાંસા
ભોજ — સરસ્વતીકંઠાભરણ
જગન્નાથ — રસગંગાધર.

આ બધા આચાર્યો અને ગ્રંથો પૈકી પણ અનેક દૃષ્ટિએ, અનુક્રમે 'ધ્વન્યાલોક' તથા 'અભિનવભારતી' અને 'ધ્વન્યાલોકલોચન'ના રચયિતાઓ આનન્દવર્ધન અને અભિનવગુપ્ત શ્રેષ્ઠ આચાર્યો તથા શ્રેષ્ઠ ગ્રંથો આપનારાઓ છે. 'વાગ્દેવતાવતાર'નું માનભર્યું બિરુદ ભલે પ્રશંસકોએ મમ્મટાચાર્યને આપ્યું હોય, પરન્તુ સંસ્કૃત કાવ્યમીમાંસાની ઇમારત પલટી નાખનારા, પુરાણા છતાં નવીન આચાર્યો તો આનન્દવર્ધન અને અભિનવગુપ્ત જ છે. ધ્વનિની સર્વાંગીણ, વિસ્તૃત, આમૂલક, સૂક્ષ્મ, વિદ્વત્તાપૂર્ણ અને તાત્ત્વિક પરીક્ષા તથા મીમાંસા કરનાર આનન્દવર્ધન અને ભરત તથા [illegible] જ આનન્દવર્ધનના ગ્રંથો પર પ્રસિદ્ધ ટીકાઓ — 'ભારતી' તથા 'લોચન' — રચવાને મિષે ખરેખર તો પોતાની મૌલિક, સૂક્ષ્મ, કાવ્ય માટે તો સર્વાંગસ્પર્શી, તાત્ત્વિક અને શાસ્ત્રીય આલોચના આપી રસસિદ્ધાન્તને [illegible] મીમાંસાજગતમાં અનોખા સ્થાને

સ્થાપનાર અભિનવગુપ્ત, એ બે સંસ્કૃત કાવ્યમીમાંસાના આકાશના વધુમાં વધુ તેજસ્વી તારકો છે; તેમને 'સૂર્યાચન્દ્રમસૌ' કહીએ તો તેમાં પણ અતિશયોક્તિ થતી નથી. એક રીતે તો એમ પણ કહી શકાય કે આનન્દવર્ધન અને અભિનવગુપ્તના આ ગ્રંથો ન હોય તો સંસ્કૃત કાવ્યમીમાંસાનું જે ગૌરવ છે તે નામનું જ બની જાય.

આનન્દવર્ધનના પુરોગામી આચાર્યોમાં ધ્વનિ કિંવા પ્રતીયમાન અર્થ પરત્વે જે વિભિન્ન વાદાવાદ પ્રવર્તતા હતા, તેનો તે પોતાના ગ્રંથના આરંભે જ ઉલ્લેખ કરે છે (ધ્વન્યાલોક ૧.૧). તે ખરેખર એમ બતાવવા માગે છે કે પ્રતીયમાન અર્થ, વ્યંગ્ય, રસવત્ વગેરે પ્રત્યે આનંદવર્ધનના પુરોગામી આચાર્યોનું ધ્યાન થોડુંક ખેંચાયું છે અને કેટલાક અછડતા અને અધૂરા નિર્દેશો અને વિધાનો તેમણે કર્યાં છે. તો પણ વાસ્તવિક રીતે તો ધ્વનિ અને રસના કાવ્યગત મહત્ત્વ બાબત પુરોગામી આચાર્યોમાં મોટે ભાગે અજ્ઞાન જ પ્રવર્તે છે. આશ્ચર્ય એ બાબતનું થાય છે કે 'નાટ્યશાસ્ત્ર'માં જે રસવિષયક ચર્ચા છે તેનો લાભ કાવ્યદષ્ટ્યા કાવ્યમીમાંસાગ્રંથોમાં, નિદાન ઉપલબ્ધ એવા ગ્રંથોમાં નહિવત્ લેવાયો છે. આ ભૂમિકામાં આનંદવર્ધનનો કાવ્યમીમાંસાગ્રંથ 'ધ્વન્યાલોક' એ કાવ્યમીમાંસાના ક્ષેત્રમાં માત્ર નૂતન પ્રસ્થાન કરનારો નહીં, પરન્તુ ક્રાન્તિ જગાડી દેનારો, કાવ્યમીમાંસકો તેમ જ કાવ્યાસ્વાદકોને પણ નવીન દૃષ્ટિ આપનારો ગ્રંથ છે. આ ગ્રંથમાં પ્રાચીનોને લગભગ અજાણ્યા ધ્વનિને તે કાવ્યના આત્મારૂપે એટલે કે સારભૂત તત્ત્વ રૂપે સ્થાપે છે; ધ્વનિ એ જ કાવ્ય અને એ જ કાવ્યનું સૌન્દર્ય એ સિદ્ધ કરે છે. આ ઉપરાન્ત તે કાવ્યનાં અન્ય અલંકરણો—અલંકાર, ગુણ, ઔચિત્ય, અદોષત્વ, રસ, વૃત્તિ આદિને પણ ધ્વનિના પોતે નિયત કરેલા નિર્ણયાત્મક કાવ્યગત સ્થાનના સંદર્ભમાં જ મૂલવે છે. જુદા પાડી ચિન્તવી શકાતા હોય તો કાવ્યના કલાપક્ષના પુરોગામીઓએ સ્થિર કરેલા વધારે પડતા મહત્ત્વને છોડી, કાવ્યના ભાવપક્ષને જ કાવ્યનું સર્વસ્વ માની નિરૂપતાં આનન્દવર્ધન કાવ્યના અંતર્ગત રહસ્ય, ચમત્કૃતિ, સૌન્દર્ય,

અને એવી સંભાવના તો રહે જ છે. કાલિદાસાદિ કવિઓ જ્યારે લખે છે ત્યારે આનન્દવર્ધનના શબ્દોમાં કહીએ તો :

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥

એવું બને છે. અને આ કારણસર જ તે ઉમેરે છે કે:

येनास्मिन्नतिविचित्रकविपरम्परावाहिनि संसारे कालिदासप्रभृतयो द्वित्राः पञ्चषो वा महाकवय इति गण्यन्ते ।

આ સન્દર્ભમાં કાવ્યનું અન્તર્ગત સૂક્ષ્મ, તાત્ત્વિક અને હાર્દરૂપ સૌન્દર્ય શોધવા માટે કાવ્ય અને કવિરહસ્યમાંનું આચાર્ય આનન્દવર્ધનનું અવગાહન એ સંસ્કૃત કાવ્યમીમાંસામાં એક અનોખી રીતે પ્રશસ્ય કાર્ય છે. આથી સાચી રીતે જ એ કહેવાયું છે કે :

" 'ધ્વન્યાલોક' એક યુગપ્રવર્તક ગ્રન્થ હતો. એના રચયિતાએ પોતાની અસાધારણ મેધ[illegible] માન્ય રહે એવા સાર્વભૌમ સિદ્ધાન્તોનું સ્થાપન કર્યું. [illegible] થયેલા સિદ્ધાન્તો મોટે ભાગે એકાંગી હતા. અલંકારો અને વ્યંગ્ય માત્ર બહિરંગનો સ્પર્શ કરતાં હતાં અને રસસિદ્ધાન્ત [illegible] અને ગુણીભૂ[illegible]નન્દને સર્વસ્વ માની જાણે બુદ્ધિ અને કલ્પનાના આનન્દ પ્રતિ [illegible] હતો. વિશેષમાં અન્ય દોષ એ હતો કે પ્રબન્ધકાવ્ય સાથે તો તે રસસિદ્ધાન્તનો સંબંધ બંધબેસતો થતો હતો, પરન્તુ સ્ફુટ છંદોમાં વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ આદિની સંઘટના બધે ન થવાને કારણે મુશ્કેલી પડતી હતી અને તેને લીધે ઘણીયે વખત અત્યન્ત સુંદર પદ્યોને પણ તેમનું ઘટતું કાવ્યગૌરવ પ્રાપ્ત થતું ન હતું. ધ્વનિકાર આ મર્યાદાઓને પામી ગયા અને એ તમામનો પરિહાર કરી શબ્દની તૃતીયા શક્તિ વ્યંજના પર આધારિત ધ્વનિને કાવ્યના આત્મા તરીકે તેણે ઘોષિત કર્યો."
(ડૉ. નગેન્દ્ર – ध्वन्यालोक – ९)

ધ્વનિકાર અને વૃત્તિકાર 'ધ્વન્યાલોક'માં જુદા છે એવો એક અભિપ્રાય અને વળી અભિનવગુપ્ત એ અભિપ્રાય સ્વીકારતો હોય એમ લાગે છે. ગીણ, વિસ્તૃત, આમૂલક, સૂક્ષ્મ, વિદ્રુમ જ લાગે કે ધ્વનિકાર અને વૃત્તિ- મીમાંસા કરનાર આનન્દવર્ધન અને ભરત આવેલી અને કારિકામાં ન આવેલી પ્રસિદ્ધ ટીકાઓ — 'ભારતી' તથા જે. બંનેની વિચારશૈલી સમાન છે. પોતાની મૌલિક, સૂક્ષ્મ, કાવ્ય માટે તો વૃત્તિકારની [illegible] નથી શાસ્ત્રીય આલોચના આપી રસસિદ્ધાન્તને કાવ્ય

આ બધું જોતાં કારિકાઓ રચનાર ધ્વનિકાર અને વૃત્તિકાર એક જ છે એમ માનીને ચાલવું એ વધારે સયુક્તિક લાગશે. આ છતાં અભિનવગુપ્તે 'ધ્વનિના આલોકને ઝીલવા માટેનું લોચન' આપ્યું તેનાથી આ ગ્રંથનું મૂલ્ય સારા પરિપ્રેક્ષ્યમાં સમજાયું અને તેથી અનેકગણું વધ્યું, તે વાત નિઃશંક સાચી છે. આથી પ્રથમ ઉદ્દ્યોતને અંતે પોતાના 'લોચન'માં અભિનવગુપ્ત તદ્દન વાસ્તવિક અને તેથી સાચો દાવો કરે છે કે:

किं लोचनं विना लोको भाति चन्द्रिकयापि हि ।
तेनाभिनवगुप्तोऽत्र लोचनोन्मीलनं व्यधात् ॥
यदुन्मोलनशक्त्यैव विश्वमुन्मीलति क्षणात् ।
स्वात्मायतनविश्रान्तां तां वन्दे प्रतिभां शिवाम् ॥

અભિનવગુપ્ત આનન્દવર્ધનના ધ્વનિસિદ્ધાન્તને સમજાવવાનું અને એ રીતે માત્ર વિસ્તારવાનું કામ નથી કરતો. તે પોતાના દાર્શનિક ચિન્તનનો લાભ કાવ્યકલાના ક્ષેત્રમાં ધ્વનિ અને ધ્વન્યાંસાગ્રંથોમાં, નિદા. સિદ્ધાન્તને આપે છે, ભરતના 'નાટ્યશાસ્ત્ર'માં અધૂરા ચર્ચાયેલા એવા ાં આનંદવર્ધનનો કાવ્યેસાસામાં ખાસ કરીને રસધ્વનિના સંદર્ભમાં લઈ અમાત્ર નૂતન પ્રસ્થાન કાટ્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રનો યોગ તે કરે છે. ભરતનાતેમ જ કાવ્ય...રાના ગ્રંથોના જ્ઞાનનો લાભ પણ ધ્વન્યાલોકને મળે છે. આ રીત ધ્વનિ અને રસનો પરસ્પર સંબંધ તે નવા અને વાસ્તવિક પરિપ્રેક્ષ્યમાં મૂકી આપે છે. 'ધ્વન્યાલોક'ની ઘણા ઓછા શબ્દોમાં કહેવાયેલી વાતો તેણે વિસ્તારી સોદાહરણ ચર્ચી વિશદ કરી છે. અન્ય કાવ્યશાસ્ત્રના ગ્રંથોનો લાભ પણ આ ગ્રંથના સિદ્ધાન્તોને સમજાવવામાં તે લે છે. આમ 'ધ્વન્યાલોક'ના ધ્વનિસિદ્ધાન્તને વિસ્તારીને તેના સાચા ગૌરવ સહ રજૂ કરી અભિનવગુપ્તે આનંદવર્ધનના વિચારોનું તત્ત્વ પ્રગટ કર્યું છે.

આનન્દવર્ધનનો ગ્રંથ ચાર ઉદ્દ્યોતમાં વહેંચાયેલો છે અને તેમાં ચર્ચાયેલા કાવ્યશાસ્ત્રના મુદ્દા ધ્વનિના સંદર્ભમાં મૂલવાય છે. આ ગ્રંથે ચર્ચેલા મુદ્દા આ પ્રમાણે છે :

### પ્રથમ ઉદ્દ્યોત

૩. એક સ્વતંત્ર અલંકરણ તરીકે ધ્વનિ અન્ય કોઈ અલંકરણમાં અન્તર્ગત થઈ શકતો નથી અને તેથી તે સ્વતંત્ર છે તે બાબતનું સ્થાપન.

૪. 'ધ્વનિ' શબ્દનું મૂળ અને વ્યાકરણ.

૫. ધ્વનિના બે પ્રકારોનો પ્રાથમિક પરિચય.

## દ્વિતીય ઉદ્દ્યોત

૬. બે ભેદેના પ્રભેદો.

૭. રસવદ્ અલંકારથી રસ જુદો.

૮. રસ, ગુણ અને અલંકાર.

૯. રસધ્વનિમાં શબ્દાલંકાર અર્થાલંકાર, અને અલંકાર પ્રયોજવાના નિયમો.

૧૦. અનુરણન, પ્રકારો.

૧૧. અનુરણનવ્યંગ્યવિસ્તાર.

૧૨. અર્થાલંકારો અને વ્યંગ્ય, અલંકારધ્વનિની વિસ્તૃત મીમાંસા.

૧૩. ધ્વન્યાભાસ અને ગુણીભૂતવ્યંગ્ય.

## તૃતીય ઉદ્દ્યોત

૧૪. વ્યંજક અને ધ્વનિસ્વરૂપ.

૧૫. સંઘટના.

૧૬. પ્રબન્ધમાં રસ, ધ્વનિ.

૧૭. રસને પોષક વ્યંજકો.

૧૮. સહૃદયત્વ.

૧૯. રસભંગ અને તેના હેતુઓ.

૨૦. રસનું વિરોધિત્વ, તેનો પરિહાર.

૨૧. વૃત્તિઓ.

૨૨. ગુણીભૂત વ્યંગ્ય અને ચિત્રકાવ્ય.

૨૩. ધ્વનિની મુખ્યતા.

૨૪. ધ્વનિભેદોનું આનન્ત્ય.

ચતુર્થ ઉદ્દ્યોત

૨૫. ધ્વનિથી કવિપ્રતિભાની અનન્તતા.

૨૬. પ્રબંધનો અંગી રસ

૨૭. વાચ્યથી પણ અર્થનું આનન્ત્ય.

૨૮. કાવ્યનું નવીનત્વ શેનાથી ?

૨૯. કાવ્યસંવાદ.

અહીં સ્પષ્ટ પણે જોઈ શકાશે કે આનન્દવર્ધનનો મુખ્ય ઉદ્દેશ ધ્વનિમીમાંસા માત્ર છે અને તેના જ અનુસંધાન અને સંદર્ભે કાવ્યનાં વિભિન્ન અલંકરણો મીમાંસિત થયાં છે. આનાથી ધ્વનિનું કાવ્યમાંનું મહત્ત્વ નિયત રીતે સ્થાપિત થવા ઉપરાન્ત, અન્ય અલંકરણોના પણ કાવ્યગત મહત્ત્વ પર અને સ્વરૂપ પર વિશેષ પ્રકાશ પડચો છે. અને આ તમામના એકત્વથી કાવ્યસમગ્રત્વ તથા તેનું સૌન્દર્ય શું બને છે તેનો પણ ખ્યાલ સ્પષ્ટ થાય છે. આ રીતે આચાર્ય આનન્દવર્ધન જે વિષયો ચર્ચે છે અને જે દૃષ્ટિબિન્દુ તથા પદ્ધતિએ, તે તેની પોતાની મૌલિક રીત છે. આ શૈલીમાં લખાયેલા ગ્રંથો અલંકારશાસ્ત્રમાં ઘણા ઓછા છે. તરત ધ્યાન પર આવતા પરમ્પરા કરતાં જુદી રીતે રચાતા ગ્રંથો છે–કુંતલનું 'વક્રોક્તિજીવિત' રાજશેખરનું 'કાવ્યમીમાંસા' અને ક્ષેમેન્દ્રરચિત 'ઔચિત્યવિચારચર્ચા'.

આનન્દવર્ધને ધ્વનિના મુખ્ય ત્રણ ભેદો રસધ્વનિ, અલંકારધ્વનિ અને વસ્તુધ્વનિ એ માન્યા છે. પરન્તુ વાસ્તવિક રીતે જોઈએ તો ધ્વનિ એ અનન્તભેદ છે. તેણે અને તેના પરની 'લોચન' ટીકામાં જે કોઈ વિસ્તાર અભિનવગુપ્તે કર્યો છે તેને આધારે ધ્વનિના જે પ્રભેદો પાડી શકાય, તે આપણે અહીં સમજી લઈએ. એ સાથે એ ખ્યાલ રાખવો જરૂરી છે કે આનન્દવર્ધને આ તમામનો પૂર્ણ વિ તાર કર્યો નથી, અને કર્યો છે ત્યાં ત્યાં પણ તેણે વધુ વિસ્તારનો અવકાશ જોયો છે.

ધ્વનિ

- અવિવક્ષિતવાચ્ય (લક્ષણામૂલ)
  - અર્થાન્તર-સંક્રમિત વાચ્ય ૧
  - અત્યન્ત તિરસ્કૃત વાચ્ય ૨
- (અભિધાઃમૂલ) વિવક્ષિતાન્યપરવાચ્ય
  - અસંલક્ષ્યક્રમ ૩
  - સંલક્ષ્યક્રમ
    - શબ્દશક્તિમૂલ ૪
    - અર્થશક્તિમૂલ ૫
      - સ્વતઃસંભવી
      - કવિપ્રૌઢોક્તિ સિદ્ધ
      - કવિનિબદ્ધવક્તૃ-પ્રૌઢોક્તિસિદ્ધ

(અ) અર્થશક્તિમૂલ વસ્તુ દ્વારા વસ્તુ, વસ્તુ દ્વારા અલંકાર, અલંકાર દ્વારા વસ્તુ, અલંકાર દ્વારા અલંકાર—એ રીતે પ્રત્યેક ચાર પ્રકારનો થતાં કુલ બાર પ્રકારો.

(બ) આ બાર અને બાકીના ચાર એટલે કુલ સોળ, પ્રત્યેક પદપ્રકાશ્ય અને વાક્યપ્રકાશ્ય થતાં કુલ બત્રીસ.

(ક) ઉપરાન્ત વર્ણધ્વનિ, સંઘટનાધ્વનિ અને પ્રબન્ધગત ધ્વનિ થતાં કુલ મૂળ ૩૫ પ્રકારો.

(ડ) અસંલક્ષ્યક્રમના આઠ પ્રકાર અને નવ રસો તથા ૪૮ ભાવો, પરસ્પર મિશ્રણ આદિથી અનન્ત પ્રકાર.

(ઈ) સંલક્ષ્યક્રમ વસ્તુ અને અલંકારધ્વનિ પણ વસ્તુપ્રકારો તથા અલંકારોના ગુણાંકને અનન્ત પ્રકારનો.

આનન્દવર્ધને અને એના આધારે સ્પષ્ટતા કરતાં અભિનવગુપ્તે જે ધ્વનિ-પ્રભેદો કલ્પ્યા છે તેના આનન્ત્યનો ખ્યાલ આપણને એ હકીકતો પરથી આવશે કે:

(અ) જે આ મૂળ પાંચ પ્રકારો છે તેમાં ત્રીજો અસંલક્ષ્યક્રમવ્યંગ્ય અભિધામૂલ ધ્વનિ છે, તે આમ તો રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવપ્રશમ, ભાવોદય, ભાવસન્ધિ અને ભાવશબલતા—એમ આઠ પ્રકારનો એટલે કે શિવ ભગવાનની માફક અષ્ટમૂર્તિ છે. પરન્તુ મુખ્ય આઠ પ્રભેદોમાં તેના

અનંત પ્રભેદો સંભવે છે, કારણ નવરસ, તેના આભાસ, વિભિન્ન ભાવો, તેના આભાસ, તેના પ્રશમ આદિ વિચારતાં સંખ્યાં ઘણી મોટી થાય. અને તે પણ પાછા પદગત, વાક્યગત આદિ થતાં બમણા થાય. આ ઉપરાન્ત તેમના સંકર, સંસૃષ્ટિ આદિ થતાં તેમનું આનન્ત્ય સંભવે. આથી જ આનંદવર્ધન આ સંદર્ભમાં કહે છે કે :

तस्याङ्गानां प्रभेदा ये प्रभेदा स्वगताश्च ये ।
तेषामानन्त्यमन्योन्यसम्बन्धपरिकल्पने ॥ (२, १२)
दिङ्मात्रं तूच्यते येन व्युत्पन्नानां सचेतसाम् ।
बुद्धिरासादितालोका सर्वत्रैव भविष्यति ॥ (२. १३)

(બ) અર્થશક્તિમૂલ સંલક્ષ્યક્રમવ્યંગ્ય અભિધામૂલ ધ્વનિના ત્રણ પ્રકાર કલ્પવામાં આવ્યા છે તે વિસ્તરીને બાર થાય છે, કારણ તેમાં દરેકમાં વસ્તુથી વસ્તુ વસ્તુથી અલંકાર, અલંકારથી વસ્તુ અને અલંકારથી અલંકાર એમ મુખ્ય ચાર પ્રકારો સંભવે છે.

(ક) આમ, અર્થાન્તરસંક્રમિતવાચ્યધ્વનિ, અત્યન્તતિરસ્કૃતવાચ્યધ્વનિ, અસંલક્ષ્યક્રમવ્યંગ્યધ્વનિ, શબ્દશક્તિમૂલ સંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિ એ ચાર અને બાર પ્રકારનો અર્થશક્તિમૂલસંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિ એમ ધ્વનિના કુલ ૧૬ પ્રકારો થયા. આ સોળ પ્રકારો પ્રત્યેક પદપ્રકાશ્ય અને વાક્યપ્રકાશ્ય ગણતાં કુલ ૩૨ પ્રભેદો થયા.

(ડ) આ ઉપરાન્ત આનન્દવર્ધને જે જુદા ત્રણ પ્રભેદો ચર્ચ્યા છે તે વર્ણ, સંઘટના અને પ્રબન્ધગત ધ્વનિ એ ત્રણ ઉમેરાતાં મુખ્ય ૩૫ પ્રકારો થયા.

(ઈ) વળી અર્થશક્તિમૂલમાં જેટલા અલંકાર, તેમના પરસ્પર સંબંધે અને વસ્તુને સંબંધે પ્રકારો સંભવે.

આ તો થયા ધ્વનિકાવ્ય એટલે કે મમ્મટ જેને ઉત્તમ કાવ્ય કહે છે તેના જ માત્ર પ્રકારો. આ પછી ગુણીભૂતવ્યંગ્ય અને ચિત્રકાવ્યના પ્રકારો પણ આચાર્ય આનન્દવર્ધને આપ્યા છે.

ધ્વનિકાવ્યના આ આનન્ત્યથી એક હકીકત સિદ્ધ થાય છે કે આનન્દવર્ધન કવિને તેના ક્ષેત્રમાં બને તેટલો સ્વતન્ત્ર જોવા ઇચ્છે છે. કોઈપણ અવરોધ વિના પોતાની અનોખી પ્રતિભાથી કવિ યથેચ્છ વિહાર કરે અને છન્દતઃ અનેક પ્રકારો આપી શકે તે આનન્દવર્ધનને માન્ય છે. કવિ પર બને તેટલાં ઓછાં નિયંત્રણો

મૂકવાનો અહીં અને અન્યત્ર પ્રગટ થયેલો આગ્રહ, આનન્દવર્ધન પછી આવતા, કવિને કાવ્યમાં સર્વ રીતે કેન્દ્રમાં લાવી દેતા વક્રોક્તિવાદી કુન્તકને સમુચિત એવી ભૂમિકા પૂરી પાડે છે.

ધ્વનિ તથા તેના પ્રકારોની આલોચના એ મુખ્ય કાર્ય કરતાં આનન્દવર્ધને એ સ્થાપિત કર્યું છે કે શબ્દની ત્રણ શક્તિઓ છે અને તે ત્રણેય કાવ્યમાં કામ આવે છે. વાચ્ય શબ્દ અને વાચ્ય અર્થ જાતે જ પોતાને ગૌણ બનાવીને કાવ્યવિશેષ એવા વ્યંગ્યને પ્રગટ કરે છે, અર્થાત્ જ્યારે કાવ્યમાં આ વ્યંગ્યાર્થનું પ્રાધાન્ય હોય ત્યારે તેને ધ્વનિ કહે છે. આ ધ્વનિના અનંત પ્રકારો સંભવે છે. આ ધ્વનિ વાચ્યાર્થની અપેક્ષાએ પ્રધાનભૂત ન રહે ત્યારે તેને ધ્વનિનો આભાસ કહે છે અને એ કાવ્યને ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય કહે છે. અને ધ્વનિ કાવ્યમાં ન હોય ત્યારે તેને ચિત્રકાવ્ય તરીકે ઓળખે છે. પરમ્પરાને જાણે માન્યતા આપતો હોય તેમ તે ચિત્રકાવ્યને ઉલ્લેખે છે. છતાં તેને મન કાવ્ય તો ધ્વનિકાવ્ય અને ધ્વન્યાભાસકાવ્ય એ બે જ છે. આના સંદર્ભમાં કવિની પ્રતિભાની પ્રૌઢી તથા કવિનિબદ્ધવક્તૃપ્રૌઢીની પણ તેણે સારી એવી ચર્ચા કરી છે. પ્રબન્ધકાવ્યની મીમાંસા પણ આનન્દવર્ધનનું એક અગત્યનું પ્રદાન છે.

આ પછી આનન્દવર્ધને કાવ્યમાં અદોષત્વ, ગુણ, અલંકાર અને સંઘટના તથા ઔચિત્યના સ્થાનને નિયત કર્યું છે. તેમાં આગલા યુગના કેટલાક ચિન્તનનું પુનરીક્ષણ છે. કાવ્યનાં આ અલંકરણોને તેણે ધ્વનિ તથા ખાસ રસાદિના સંદર્ભે ચર્ચ્યાં છે અને તે નિર્ણય આપે છે કે કાવ્યમાં જે કંઈ અન્ય છે તે રસાદિનું ઉપકારક છે, રસાદિને અભિવ્યક્ત કરવામાં મદદ કરે છે, તેની પાસે ગૌણ છે. આમ કહ્યા પછી આનન્દવર્ધન ગુણો ત્રણ જ માન્ય કરે છે અને તેમને રસના ધર્મો બનાવે છે. આ ત્રણ ગુણો છે માધુર્ય, ઓજસ અને પ્રસાદ, જે શબ્દાર્થના મટી રસના ધર્મો અહીં બને છે. આ પછી ત્રણ પ્રકારની સંઘટના–અસમાસા, મધ્યમસમાસા અને દીર્ઘસમાસા–તેણે ગુણોને આશ્રયે રહી રસાદિને વ્યક્ત કરવામાં મદદ કરે છે તેમ કલ્પ્યું છે. આમ સંઘટનાઓ ગુણોને આશ્રયે છે, ગુણો રસના ધર્મો છે અને ગુણો તથા સંઘટના બંને રસાદિને પ્રગટ કરવામાં મદદરૂપ થાય છે એવી વ્યવસ્થા આનન્દવર્ધન કલ્પે છે. આ બાબત તેનાં વિધાનો છે કે,

तमर्थमवलम्बन्ते येऽङ्गिनं ते गुणाः स्मृताः । (२.६)

ये तमर्थं रसादिलक्षणमङ्गिनं सन्तमवलम्बन्ते ते गुणाः शौर्यादिवत् ।

અને

असमासा समासेन मध्यमेन च भूषिता ।
तथा दीर्घसमासेति त्रिधा संघटनोदिता ।।(३.५)

गुणानाश्रित्य तिष्ठन्ती माधुर्यादीन् व्यनक्ति सा ।
रसान् तन्नियमे हेतुरौचित्यं वक्तृवाच्ययोः ।। (३.६)

આ સાથે જે વિસ્તૃત મીમાંસા આચાર્ય આનન્દવર્ધન ગુણોની અને ખાસ કરીને સંઘટનાની, કરે છે, તે તેનું અત્યન્ત વિદ્વત્તાપૂર્ણ પ્રદાન છે. સંઘટના ધ્વનિ પાસે ગૌણ છે, તેને પ્રગટ કરનારી છે સાથે તેણે દેશવિશેષનામક રીતિઓનો ઉલ્લેખ કર્યો નથી અને વામને જે 'રીતિ કાવ્યનો આત્મા છે' એવું વિધાન કર્યું છે તેને સમુચિત પ્રત્યુત્તર આપી દીધો છે. છતાં, આપણે આગળ જોઈશું તેમ આ સંઘટના પણ કુંતલનો માર્ગ style બનતી નથી. છતાં કુન્તલને તેનો માર્ગવિષયક મૌલિક સિદ્ધાન્ત સ્થાપિત કરવાની ભૂમિકા આપે છે. વક્તા અને વાચ્યનું ઔચિત્ય એ સંઘટનાનો નિયામક હેતુ છે એ વિધાન અને તેનો વિસ્તાર સંઘટનાને વિશેષ સ્પષ્ટાકાર કરે છે અને નિદાન રીતિ કરતાં કાવ્ય સાથે વિશેષ આત્મીય બનાવે છે.

ઔચિત્યની આનન્દવર્ધનની ચર્ચા એ પણ આચાર્યનું અગત્યનું પ્રદાન છે. ઘણા વિદ્વાનો માને છે કે કાવ્યમાં ઔચિત્ય જીવાતુભૂત તત્ત્વ છે તેવું સ્થાપન કરવા માટે ક્ષેમેન્દ્રને મૂળ પ્રેરણા આનન્દવર્ધન પાસેથી મળી છે. ઔચિત્ય અને સંઘટનાના સંબંધ બાબત તેનાં નોંધપાત્ર વિધાનો આ છે.

एतद् यथोक्तमौचित्यमेव तस्या नियामकम् ।
सर्वत्र गद्यबन्धेऽपि छन्दोनियमवर्जिते ।।(३.८)

અને

रसबन्धोक्तमौचित्यं भाति सर्वत्र संश्रिता ।
रचना विषयापेक्षं तत्तु किंचिद् विभेदवत् ।। (३.९)

આના અનુસંધાનમાં તેણે કાવ્યના ઔચિત્યની જે ચર્ચા ઔચિત્યનું લક્ષણ આપ્યા સિવાય કરી છે, તેમાં પાયાની વાત એ માની છે કે રસનિષ્પત્તિ અને ઔચિત્યનો સીધો સંબંધ છે. કાવ્યમાં એક વસ્તુ બીજાના સંબંધે ઉચિત કે અનુચિત હોય છે. રસ એટલે કે રસધ્વનિ અથવા વિશાળ રીતે ધ્વનિ માટે જે કંઈ પ્રયોજાઈને તેને સારામાં સારી રીતે નિષ્પન્ન કરે, તે તેને ઉચિત

છે. અનૌચિત્ય રસસંબંધે જ છે; અનૌચિત્ય સિવાય રસભંગનું બીજું કોઈ કારણ નથી. અને પ્રસિદ્ધ ઔચિત્યબંધ એ રસનું પરમ રહસ્ય છે. તે કહે છે :

अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम् ।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा ॥

આના અનુસંધાનમાં ઔચિત્યની જે કોઈ ચર્ચા કરવામાં આવી છે, અને વિભાવૌચિત્ય, અનુભાવૌચિત્ય વગેરે ચર્ચવામાં આવ્યાં છે, તે તમામ રસ-સંબંધી જ છે.

ઔચિત્યને આ રીતે રસસંબદ્ધ કરીને પછી, આનન્દવર્ધન અલંકારો અને ધ્વનિ અથવા રસધ્વનિના સંબંધની ચર્ચા કરે છે તે પણ નોંધપાત્ર રીતે મૌલિક છે. વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિમાં, અર્થાત્ અર્થશક્તિમૂલક સંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિમાં અલંકારનો વિશેષ અને વધુ મુક્ત અવકાશ હોવા છતાં રસ વિષેની વિચારણાના જ અનુસંધાનમાં અલંકારો બાબતમાં આનન્દવર્ધન સ્પષ્ટ છે કે :

अङ्गाश्रितास्त्वलङ्कारा मन्तव्याः कटकादिवत् ॥ (२.६)
वाच्यवाचकलक्षणान्यङ्गानि ये पुनस्तदाश्रितास्तेऽलङ्काराः मन्तव्याः कटकादिवत् ।
અને
रसाक्षिप्ततया यस्य बन्धः शक्यक्रियो भवेत् ।
अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलङ्कारो ध्वनौ मतः ॥ (२.१६)

અને તેથી જ જરૂરી છે કે શૃંગારાદિ રસોના નિરૂપણમાં અત્યન્ત વિવેકપૂર્વક અને ગૌણ રૂપે જ અલંકારપ્રયોગ કરવો ઘટે. બાહ્ય આભૂષણો જેમ ચેતનામય આત્માના શરીરના અલંકાર બને છે અને એ રીતે ચેતના સાથે આબદ્ધ થાય છે, તે જ રીતે કાવ્યના અલંકારો શબ્દાર્થ દ્વારા રસના ગૌણીભૂત બની યથાર્થતાને પામે છે. તે કહે છે :

ध्वन्यात्मभूते शृङ्गारे समीक्ष्य विनिवेशितः ।
रूपकादिरलङ्कारवर्ग एति यथार्थताम् ॥ (२. १७)

અને તે પછી અલંકારોના કાવ્યપ્રયોજનની તેણે જે જુદી જુદી શરતો આપી છે તે આ પ્રમાણે છે :

विवक्षा तत्परत्वेन नाङ्गित्वेन कदाचन ।
काले च ग्रहणत्यागौ नातिनिर्वहणैषिता ॥ (२.१८)

निर्व्यूढावपि चाङ्गत्वे यत्नेन प्रत्यवेक्षणम् ।
रूपकादिरलङ्कारवर्गस्याङ्गत्वसाधनम् ॥ (२.१९)

અહીં તેણે આપેલી શરતો આ પ્રમાણે છે :

(૧) રૂપકાદિ અલંકાર રસપરત્વ રૂપે જ વર્ણ્ય બને.
(૨) એ અલંકારો પ્રધાન દશામાં કદીપણ વર્ણવાય નહીં.
(૩) ઉચિત સમયે અલંકારોનું ગ્રહણ થાય.
(૪) ઉચિત સમયે અલંકારોનો ત્યાગ થાય.
(૫) અલંકારપ્રયોગ આદિથી અન્ત સુધી સતત કરવાનો આગ્રહ કદી ન રાખવો.
(૬) અને કદાચ એ રીતે પ્રયોગ થઇ જાય તો પણ તે અંગરૂપે જ એટલે કે ગૌણ રૂપે જ હોય.

આ કસોટીને અલંકારોના કાવ્યગત એટલે કે રસપ્રધાન કાવ્યગત પ્રયોગ બાબત અંતિમ વિધાન– final word–ગણીએ તો પણ તેમાં અત્યુક્તિ થતી નથી.

અલંકારધ્વનિની બાબતમાં પણ તેની આ સ્પષ્ટતા નોંધપાત્ર છે કે એક અલંકારને આધારે બીજાની પ્રતીતિ થાય અર્થાત્ તેના દ્વારા પ્રતીયમાન અલંકારનો બોધ થાય ત્યારે જ તે ધ્વનિનો વિષય બને.

अलङ्कारान्तरस्यापि प्रतीतौ यत्र भासते ।
तत्परत्वं न वाच्यस्य नासौ मार्गो ध्वनेर्मतः ॥ (२. २७)
અને
शरीरीकरणं येषां वाच्यत्वे न व्यवस्थितम् ।
तेऽलङ्काराः परां छायां यान्ति ध्वन्यङ्गतां गताः ॥ (२.२८)

આમ, એમ કહી શકાય કે આનન્દવર્ધને જે વિસ્તારથી અલંકારોના કાવ્યગત સ્થાન બાબત ચર્ચા કરી છે, તેટલી વિસ્તૃત અને વિશદ ચર્ચા આપણને અન્ય કોઈ આલંકારિકમાં મળતી નથી. વળી તેણે

अङ्गाश्रितास्त्वलङ्कारा मन्तव्याः कटकादिवत् ।

એ પ્રમાણે આરંભમાં વિધાન કર્યું છે તે છતાં રસ અને ધ્વનિની અભિવ્યક્તિમાં અલંકારો પાસેથી ઘણા આત્મીય કાર્યની અપેક્ષા રાખી છે. અલંકારોની બાબતમાં પણ આ રીતે તેની વિચારણા સુચિન્તિત છે, વ્યવસ્થિત છે, તાત્ત્વિક અને શાસ્ત્રીય છે. આથી જ ડૉ. દ્વિવેદી કહે છે કે :

"કાવ્યનો આત્મા છે ધ્વનિ અને ધ્વનિમાં પ્રધાન છે રસ. અલંકારોની યોજના રસની દૃષ્ટિએ જ કરવામાં આવે છે. અલંકાર રસરૂપી અલંકાર્યનું અલંકરણ બની રહે ત્યાં સુધી જ અલંકાર રહે છે. અલંકાર આ કામ ન બજાવે ત્યારે (કાવ્યગત) અલંકાર ન રહે. આથી જ તો અલંકારનો પ્રયોગ કરતી વખતે એ ધ્યાનમાં રાખવાનું રહે છે કે રસની અનુભૂતિથી જુદા પાડીને અલંકારો બૌદ્ધિક પ્રયત્નથી સમજવાની સ્થિતિમાં તો નથી આવી જતા ! અલંકારો સતત કવિના રસસમાહિત ચિત્તમાંથી નિષ્પન્ન થતા રહેવા ઘટે. રસસમાધિ તોડીને નિષ્પન્ન થાય તે અલંકાર અલંકાર જ રહેતા નથી." (आनन्दवर्धन પા. ૫૧૩.)

દોષની બાબતમાં આનન્દવર્ધનનું વિવરણ પ્રમાણમાં ઘણું ટૂંકું છે. તેની તે બાબતની મુખ્ય વાત આ છે :

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः।
ध्वन्यात्मन्येव शृङ्गारे ते हेया इत्युदाहृताः॥ (૨.૧૧)

अनित्या दोषाश्च ये श्रुतिदुष्टादयः सूचितास्तेऽपि न वाच्ये अर्थमात्रे, न च व्यङ्ग्ये शृङ्गारव्यतिरेकिणि, शृङ्गारे वा ध्वनेरनात्मभूते। किन्तर्हि ध्वन्यात्मन्येव शृङ्गारोऽङ्गितया व्यङ्ग्ये ते हेया इत्युदाहृताः अन्यथा हि तेषामनित्यदोषतैव न स्यात्।

શ્રુતિદુષ્ટ વગેરે દોષો અનિત્ય મનાય છે અને તે ધ્વન્યાત્મક શૃંગારમાં જ ત્યાજ્ય છે. આ દોષો વાચ્યાર્થ માત્રમાં નહીં, નહીં શૃંગારથી ભિન્ન રસાદિમાં, નહીં ધ્વનિના અનાત્મભૂત શંગારમાં, પરન્તુ પ્રધાનતયા વ્યંગ્ય ધ્વન્યાત્મક એવા શૃંગારમાં જ ત્યાજ્ય છે. દોષોનો આ અછડતો નિર્દેશ રસના સંદર્ભમાં જ નેણે કર્યો છે.

મહાભારત અને રામાયણમાં મુખ્ય રસ કયો, તેની નિષ્પત્તિ કઈ રીતે થઇ, તેમાંની કવિપ્રતિભા કેવી, ઇત્યાદિ પ્રશ્નોની ચર્ચા દ્વારા આચાર્ય આનન્દવર્ધન પ્રબન્ધના રસની વિશદ મીમાંસા કરે છે. તે કહે છે કે :

प्रबन्धे चाङ्गी रस एक एवोपनिबध्यमानोऽर्थविशेषलाभं छायातिशयं च पुष्णाति। कस्मिन्निति चेत्, यथा रामायणे यथा वा महाभारते। रामायणे हि करुणो रसः स्वयमादिकविना सूत्रितः "शोकः श्लोकत्वमागतः" इत्येवंवादिना। निर्व्यूढश्च स एव सीतात्यन्तवियोगपर्यन्तमेव स्वप्रबन्धमुपरचयता।

महाभारतेऽपि शास्त्रकाव्यरूपछायान्वयिनि वृष्णिपाण्डवविरसावसानवैमनस्यदायिनीं समाप्तिमुपनिबध्नता महामुनिना वैराग्यजननतात्पर्यं प्राधान्येन स्वप्रबन्धस्य दर्शयता

मोक्षलक्षणः पुरुषार्थः शान्तो रसश्च मुख्यतया विवक्षाविषयत्वेन सूचितः।

આ ઉપરાન્ત કવિપ્રતિભા પર આધારિત કાવ્યો તરીકે આ બે પ્રબંધ-કાવ્યોના રસની, ખાસ કરીને મહાભારતના રસની વિસ્તૃત મીમાંસા આનન્દ-વર્ધને કરી છે તે પણ તેની પરમ વિદ્વત્તા અને તેના સૂક્ષ્મ તત્ત્વદર્શનના પ્રમાણ રૂપ બની રહે છે.

આ ઉપરાન્ત સહૃદયત્વ, કવિસંવાદ અને અન્ય સમાન તત્ત્વોની તેની ચર્ચા પણ મૌલિક છે. આમાં એ સ્પષ્ટ છે કે કાવ્યનો આત્મા જે ધ્વનિ છે, તેમાં પણ મુખ્ય એવા રસધ્વનિથી તે મુગ્ધ બન્યો છે, આપણને બનાવે છે. આને લીધે જ તેનાં આ વિધાનો ખાસ નોંધપાત્ર બની રહે છે.

एवं ध्वनेः प्रभेदाः प्रभेदभेदाश्च केन शक्यन्ते।
संख्यातुं, दिङ्मात्रं तेषामिदमुक्तमस्माभिः ॥(३.४५)

ધ્વનિ અને ગુણીભૂતવ્યંગ્યના માર્ગે જવાથી કવિવાણી અનન્ત વૈવિધ્ય પામી શકે તેવો પ્રતિભાગુણ ધરાવતી થાય છે અને કવિવાણી સતત નવીનતાને ધારણ કરતી રહે છે. આ સમજાવતાં તે કહે છે :

ध्वनेर्यः सगुणीभूतव्यंग्यस्याध्वा प्रदर्शितः।
अनेनानन्त्यमायाति कवीनां प्रतिभागुणः ॥ (४.१)

અને

अतो ह्यन्यतमेनापि प्रकारेण विभूषिता।
वाणी नवत्वमायाति पूर्वार्थान्वियवत्यपि ॥ (४.२)

આનન્દવર્ધન આ તમામ પ્રકારના ચિન્તન અને પ્રદાનને લીધે આચાર્ય-શિરોમણિ બન્યો છે અને તેના વિરોધીઓ સબળ હોવા છતાં પરમ્પરાએ તો મોટે ભાગે તેને જ સન્માન્યો છે.

નોંધ : મૌલિક ફકરાઓની પસંદગી, પાઠ તથા અનુવાદ માટે નીચેની આવૃત્તિઓની મદદ લીધી છે.

१. ध्वन्यालोकः — આચાર્ય વિશ્વેશ્વર

२. ध्वन्यालोक १–२–રામસાગર ત્રિપાઠી

૩. ધ્વન્યાલોક — ડોલરરાય માંકડ.

४. Dhvanyaloka–K. Krishnamoorthy

## ૧. ધ્વનિવિષયક વાદાવાદ

काव्स्ययात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्व
स्तस्याभावं जगदुरपरे भाक्तमाहुस्तमन्ये ।
केचिद्वाचां स्थितमविषये तत्त्वमूचुस्तदीयं
तेन ब्रूमः सहृदयमनःप्रीतये तत्स्वरूपम् ॥१.१॥

(પહેલાં થઈ ગયેલા) જ્ઞાનીઓએ જે ધ્વનિને પૂર્વે કાવ્યનો આત્મા કહ્યો છે, તેનો (કાવ્યમાં) અભાવ છે એમ બીજાઓ [અર્થાત્ બીજા વિદ્વાનો] કહે છે, અને (વળી) બીજાઓ તેને ગૌણ કહે છે. બીજા (કેટલાક) તેને વાણીનો વિષય નહીં એવું તત્ત્વ કહે છે. તેથી [અર્થાત્ આવી મતભેદભરી અથવા વાદાવાદ યુક્ત સ્થિતિને કારણે] સહૃદયોનાં હૃદયોના આનન્દ માટે તેનું સ્વરૂપ અમે વર્ણવીએ છીએ. (૧.૧)

[પોતાના પુરોગામીઓમાં કેટલાક ધ્વનિને કાવ્યનો આત્મા કહે છે એમ આનન્દવર્ધન કહે છે. તેના આ પુરોગામીઓ કોણ તે સ્પષ્ટ નથી. ધ્વનિ કિંવા પ્રતીયમાન અર્થ બાબત પુરોગામીઓમાં મુખ્ય ત્રણ વાદો છે–(૧) ધ્વનિનો કાવ્યમાં અભાવ છે એમ માનનારાઓ, (૨) ધ્વનિ એ કાવ્યમાં ગૌણ છે એમ કહેનારાઓ, અને (૩) ધ્વનિ એ વાણીનો વિષય જ નથી એવું પ્રતિપાદન કરનારાઓ. આ વાદાવાદયુક્ત સ્થિતિને કારણે ધ્વનિમીમાંસાનું નિમિત્ત આનન્દવર્ધનને પ્રાપ્ત થાય છે. તે આ મીમાંસા સહૃદયોના હૃદયના આનંદ માટે કરે છે. આ સહૃદયો એટલે કાવ્યના આસ્વાદનું રહસ્ય જાણનારા, કાવ્યરચનાનું રહસ્ય પણ જાણનારા એટલે સર્જકો અને આસ્વાદકો. અભાવવાદીઓ પાછા ત્રણ છે: (૧) કાવ્યનાં પરંપરાપ્રસિદ્ધ જે અલંકરણો છે તેનાથી જુદો ધ્વનિ નામે અલંકાર જાણ્યો નથી. (૨) કાવ્યમાં ધ્વનિનો પૂર્ણ અભાવ છે. (૩) ધ્વનિ કોઈ અપૂર્વ તત્ત્વ નથી. માક્ત એટલે તેને ગૌણ ગણનારા ધ્વનિ અને લક્ષણાને એકરૂપ માને છે.

આ પ્રાસ્તાવિક ભૂમિકા પછી તે ધ્વનિની વ્યાખ્યા કરે છે અને સાથે તે કાવ્યમાં કઈ રીતે મુખ્ય છે તે સિદ્ધ કરે છે. ધ્વનિલક્ષણ આપવું સરળ નથી, કારણ, લક્ષણા અથવા અભિધા જેવું તેનું નિશ્ચિત સ્વરૂપ નથી. છતાં તે કાવ્યમાં છે જ, કારણ તે છે અને તે જ આસ્વાદ્ય છે તેની સાક્ષી સહૃદયો પૂરે છે. આ બીજી ચર્ચાની સાથે સાથે ધ્વનિના એક અનોખા કાવ્યાલંકાર તરીકે સ્વતંત્ર

અસ્તિત્વને પણ આનન્દવર્ધન સ્થાપિત કરે છે. આ તમામ કાર્યો એક સાથે સિદ્ધ કરનાર મુખ્ય કારિકાઓ અને તેના પરની અગત્યની વૃત્તિ નીચે પ્રમાણે છે.]

૨. ધ્વનિલક્ષણ

अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥१.२॥

સહૃદયોને ગરવો લાગતો જે અર્થ કાવ્યના આત્મા તરીકે નિરૂપાયો છે, તેના વાચ્ય અને પ્રતીયમાન એવા બે ભેદ જાણીતા છે. (૧.૨)

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥१.४॥

જ્યારે મહાકવિઓની વાણીમાં પ્રતીયમાન અર્થ એ તો કોઈક જુદી જ વસ્તુ છે, જે પ્રસિદ્ધ અવયવોથી અતિરિક્ત સુંદરીઓના લાવણ્યની માફક (પ્રસિદ્ધ અલંકરણોથી તદ્દન અતિરિક્ત એવી કાવ્યમાં) શોભે છે. (૧.૪)

यत्तत्सहृदयहृदयसुप्रसिद्धं प्रसिद्धेभ्योऽलंकृतेभ्यः प्रतीतेभ्यो वावयवेभ्यो व्यतिरिक्तत्वेन प्रकाशते लावण्यमिवाङ्गनासु । यथा ह्यङ्गनासु लावण्यं पृथङ्निर्वर्ण्यमानं निखिलावयव-व्यतिरेकि किमप्यन्यदेव सहृदयलोचनामृतं तत्त्वान्तरं तद्वदेव सोऽर्थः ।

સહૃદયોનાં હૃદયોને પ્રસિદ્ધ હોવાથી જે પરિચિત એવા પ્રસિદ્ધ અલંકારોથી કે સ્પષ્ટ અવયવોથી જુદી જ રીતે પ્રકાશે છે. અંગનાઓના લાવણ્યની માફક. જેમ અંગનાઓમાં જુદું દેખાતું લાવણ્ય (તેના દેહના) તમામ અવયવોથી ભિન્ન હોવાથી, કોઈ અનોખા જ પ્રકારનું એવું સહૃદય [અર્થાત્ રસિક જનને માટે] નયનોને અમૃત સમું તત્ત્વ છે, તે રીતે તે જ તે અર્થ (પણ અનોખો છે).

काव्यस्यात्मा स एवार्थस्तथा चादिकवेः पुरा ।
क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः ॥ (१.५)

એ જ (પ્રતીયમાન) અર્થ એ કાવ્યનો આત્મા છે, જે પહેલાં ક્રૌંચ જોડલીના વિયોગથી ઉદ્ભવેલ શોક આદિકવિના (મુખમાંથી) શ્લોકત્વને પામ્યો. (૧.૫)

शोको हि करुणरसस्थायिभावः प्रतीयमानरूप एवेति प्रतिपादितम् । प्रतीयमानस्य चान्यप्रभेददर्शनेऽपि रसभावमुखेनैवोपलक्षणम् । प्राधान्यात् ।

....કરુણ રસનો સ્થાયિભાવ શોક, તે પ્રતીયમાન રૂપ જ છે પ્રતિપાદિત કર્યું. (વળી આગળ) પ્રતીયમાનના (રસધ્વનિ સિવાય) અન્ય પ્રભેદો [વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ] પણ બતાવ્યા છે તો પણ પ્રાધાન્યને કારણે રસભાવ દ્વારા જ તેમનું જ્ઞાપન થાય છે.

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥ (१.६)

એ આસ્વાદમય [રસભાવરૂપ] અર્થતત્ત્વને પ્રવાહિત કરનારી [અર્થાત્ કે અભિવ્યંજિત કરનારી] મહાકવિઓની વાણી આ જગતમાં અનોખી એવી તેમની (કવિએ કવિએ) વિશિષ્ટ પ્રતિભાને પ્રતિભાસિત થતી વ્યક્ત કરે છે. (૧.૬)

शब्दार्थशासनज्ञानमात्रेणैव न वेद्यते ।
वेद्यते सहि काव्यार्थतत्त्वज्ञैरेव केवलम् ॥ (१.७)

એ (પ્રતીયમાન અર્થ) માત્ર શબ્દશાસ્ત્ર [વ્યાકરણાદિ] અને અર્થશાસ્ત્ર [કોષાદિના જ્ઞાનથી પ્રતીત થતો થથી, પરન્તુ તે માત્ર કાવ્યસૌંદર્યના મર્મજ્ઞોને જ વિદિત થાય છે. (૧.૭)

यत्रार्थः शब्दो वा तमुपसर्जनीकृतस्वार्थौ ।
व्यङ्क्तः काव्यविशेष स ध्वनिरिति सूरिभिः कथितः ॥ (१.१३)

જ્યાં અર્થ પોતાને અથવા શબ્દ પોતાના અર્થને ગૌણ બનાવી દઈને જે (પ્રતીયમાન અર્થને) અભિવ્યંજિત કરે છે, તે કાવ્યવિશેષને (કાવ્ય-તત્ત્વના) વિદ્વાનો ધ્વનિ તરીકે ઓળખાવે છે. (૧.૧૩)

यत्रार्थो वाच्यविशेषः वाचकविशेषः शब्दो वा तमर्थं व्यङ्क्तः, स काव्यविशेषो ध्वनिरिति । अनेन वाच्यवाचकचारुत्वहेतुभ्य उपमादिभ्योऽनुप्रासादिभ्यश्च विभक्त एव ध्वनेर्विषय इति दर्शितम् ।

જ્યાં અર્થ એટલે કે વાચ્યવિશેષ અથવા તો વાચકવિશેષ શબ્દ તે (પ્રતીયમાન) અર્થને પ્રગટ કરે છે, તે કાવ્યવિશેષ ધ્વનિ તરીકે (ઓળખાય છે.) આ રીતે (કાવ્યમાં) વાચ્ય તથા વાચકનાં ચારુત્વના હેતુ ઉપમા આદિથી તથા અનુપ્રાસ વગેરેથી ધ્વનિનો વિષય જુદો જ છે તે પ્રગટ કર્યું છે.

[ધ્વનિની ન્યાયશાસ્ત્રાનુસારી અને એ રીતે તર્કબદ્ધ એટલે અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, તથા અસંભવ એ દોષોથી સર્વથા મુક્ત સંક્ષિપ્ત વ્યાખ્યા કરી

શકાય તેમ નથી. આથી કારિકા ૧–૨ થી ૧–૧૩ તથા તેમની વૃત્તિમાં આનન્દવર્ધન ધ્વનિ એટલે શું તે સમજાવે છે. તે કાવ્યનાં અન્ય અલંકરણોથી સ્વતંત્ર અલંકરણ છે તે સ્થાપિત કરે છે, અને તે કાવ્યમાં સારભૂત તત્ત્વ છે તે સિદ્ધ કરે છે. અહીં તેમાંથી મુખ્ય કારિકાઓ તથા જરૂરી વૃત્તિ લીધાં છે. આમાં ધ્વનિને તેના પુરોગામીઓમાં પ્રસિદ્ધ શબ્દથી પ્રતીયમાન તરીકે ઓળખાવી તે કહે છે કે : (અ) આ પ્રતીયમાન મહાકવિઓની વાણીનું કોઈ અનોખું જ તત્ત્વ છે. (૨) અંગનાનું સમગ્ર દેહનું લાવણ્ય સહૃદયના લોચનનું અમૃત બને તેમ કાવ્યનું આ પ્રતીયમાન સહૃદયોને મુગ્ધ કરે છે. (૩) રસધ્વનિ એ પ્રતીયમાનનું મુખ્ય રૂપ છે. (૪) પ્રતીયમાન મહાન કવિઓની વિશિષ્ટ પ્રતિભાના, જગતને માટે અનોખા એવા વ્યક્તિત્વને પ્રકાશિત કરતો આસ્વાદ્ય અર્થ છે. (૫) આ કાવ્યનો આસ્વાદ્ય અર્થ સહૃદયો જ જાણી મ્હાણી શકે છે. (૬) કાવ્યનો શબ્દ પોતાનો વાચ્યાર્થ ગૌણ બનાવી દઈને અને વાચ્ય અર્થ પોતાને ગૌણ બનાવી દઈને કાવ્યના વિશિષ્ટ તત્ત્વ એવા ધ્વનિને પ્રગટ કરે છે. આ રીતે પ્રતીયમાન કિંવા ધ્વનિની જે મીમાંસા કરી, તે સિદ્ધ કરે છે કે વાચ્ય તથા વાચકના ચારુત્વના હેતુ એવા શબ્દાલંકારો તથા અર્થાલંકારોથી આ ધ્વનિ સ્વતંત્ર છે. ધ્વનિનું પોતાનું એક અનોખું ક્ષેત્ર છે. આગળ અલંકારો, ગુણો તથા દોષોના કાવ્યગત સ્થાનને તેણે આ ધ્વનિના સંદર્ભમાં જ મૂલવ્યું છે. અભિનવગુપ્ત કહે છે તે આ જ સ્પષ્ટતા કરે છે :

सत्तां साधुभावं प्राधान्यं चेत्यर्थः । द्वयं हि प्रतिपिपादयिषितम् ।.. अर्थो वा शब्दो वा व्यापारो वा । अर्थोऽपि वाच्यो वा ध्वनतीति, शब्दोऽप्येवम् । व्यङ्ग्यो वा ध्वन्यत इति व्यापारो वा शब्दार्थयोर्ध्वननमिति । कारिकया तु प्राधान्येन समुदाय एव काव्यरूपो मुख्यतया ध्वनिरिति प्रतिपादितम् ।...गुणालंकाराणां वाच्यवाचकभावप्राणत्वात् । अस्य च तदन्यव्यङ्ग्यव्यञ्जकभावसारत्वान्नास्य तेष्वन्तर्भाव इति । अनन्यत्रभावो विषय शब्दार्थः । एवं तद्व्यतिरिक्तः कोऽयं ध्वनिरिति निराकृतम् ।]

## ૩. 'ધ્વનિ' મૂળ વ્યાકરણનો

'सूरिभिः कथित' इति विद्वदुपज्ञेयमुक्तिः न यथाकथंचित्प्रवृत्तेति प्रतिपाद्यते । प्रथमे हि विद्वांसो वैय्याकरणाः व्याकरणमूलत्वात् सर्वविद्यानाम् । ते च श्रूयमाणेषु वर्णेषु ध्वनिरिति व्यवहरन्ति । तथैवान्यैस्तन्मतानुसारिभिः सूरिभिः काव्यतत्त्वार्थदर्शिभिर्वाच्यवाचकसंमिश्रः शब्दात्मा काव्यमिति व्यपदेश्यो व्यञ्जकत्वसाम्याद्ध्वनिरित्युक्तः । (કારિકા ૧૬ નીચેની વૃત્તિ, ઉદ્દ્યોત ૧ લો)

'વિદ્વાનોએ કહ્યો છે' એ વિધાન બતાવે છે કે આ (ધ્વનિની) ઉક્તિ [એટલે ધ્વનિવાદ]નું મૂળ વિદ્વાનોના મતોમાં છે, એટલે કે (અહીં) પ્રતિપાદન એવું છે કે તે ગમે તે રીતે પ્રચલિત થયો નથી. કારણ એ છે કે વૈયાકરણો એ આદ્ય [અર્થાત્ શ્રેષ્ઠ] વિદ્વાનો છે, કારણ બધી વિદ્યાઓનું મૂળ વ્યાકરણમાં છે. તેઓ સંભળાતા વર્ણો બાબત ધ્વનિ એવો પ્રયોગ કરે છે. તે જ રીતે તેમના મતને અનુસરનારા અન્ય વિદ્વાનોએ પણ વાચ્ય, વાચક, વ્યંગ્યાર્થ, વ્યંજના-વ્યાપાર અને કાવ્ય પદથી વ્યવહાર્ય (એવા કાવ્યને) ધ્વનિ કહેલ છે.

[અહીં અભિનવગુપ્તનું વિધાન છે કે – यथाह भगवान् भर्तृहरिः –

य: संयोगवियोगाभ्यां करणैरुपजन्यते ।
स स्फोटः शब्दजाः शब्दाः ध्वनयोऽन्यैरुदाहृताः ॥

एवं घण्टानिह्रादस्थानीयोऽनुरणनात्मोपलक्षितो व्यङ्ग्योऽप्यर्थो ध्वनिरिति व्यवहृतः । तथा श्रूयमाणा ये वर्णा नादशब्दवाच्या अन्त्यबुद्धिनिर्ग्राह्यस्फोटाभिव्यञ्जकास्ते ध्वनि-शब्देनोक्ताः ।...तेन व्यञ्जकौ शब्दार्थावपीह ध्वनिशब्देनोक्तौ ।...तेन वाच्योऽपि ध्वनिः, वाचकोऽपि शब्दो ध्वनिः, द्वयोरपि व्यञ्जकत्वं ध्वनतीति कृत्वा । संमिश्र्यते विभावानुभावसंवलनयेति व्यङ्ग्योऽपि ध्वनिः, ध्वन्यत इति कृत्वा । शब्दनं शब्दः शब्द-व्यापारः । न चासावभिधादिरूपः अपि त्वात्मभूतः सोऽपि ध्वननं ध्वनिः । काव्यमिति व्यपदेश्यश्च योऽर्थः सोऽपि ध्वनिः । उक्तप्रकारध्वनिचतुष्टयमयत्वात् । अत एव साधारणहेतुमाह—व्यञ्जकत्वसाम्यादिति । व्यङ्ग्यव्यञ्जकभावः सर्वेषु पक्षेषु सामान्यरूपः साधारण इत्यर्थः । આ અનુસાર સમજતાં કાવ્યતત્ત્વને જાણનારા વિદ્વાનો ધ્વનિના આ પ્રકારો જાણે છે : (૧) वाच्य (૨) वाचक [सम्मिश्र्यते विभावानुभावसंवल-नयेति सम्मिश्रः व्यङ्ग्यार्थः] (૩) व्यंग्यार्थ [शब्दनं शब्दः तदात्मा व्यञ्जनरूपः शब्द व्यापारः] (૪) વ્યંજના વ્યાપાર અને (૫) કાવ્ય. અહીં ध्वनतीति ध्वनिः એ વ્યુ-ત્પત્તિથી વાચક શબ્દ અને વાચ્યાર્થ; ध्वन्यते इति ध्वनिः એ વ્યુત્પત્તિથી વ્યં-ગ્યાર્થ, ध्वननं ध्वनिः એ વ્યુત્પત્તિથી વ્યંજના વ્યાપાર અને ध्वन्यतेऽस्मिन्निति ध्वनिः એ વ્યુત્પતિથી આગલ કહેલા ચારેય ધ્વનિથી યુક્ત કાવ્યધ્વનિ સમજાય છે. આનન્દવર્ધન આડકતરી રીતે અહીં વ્યાકરણ અને વૈયાકરણોનો ધ્વનિવિષયક ઋણસ્વીકાર કરે છે. આ સ્પષ્ટતા અતિ વિદ્વતાપૂર્ણ અને સચોટ છે.]

## ૪. દ્વિપ્રકાર ધ્વનિ–તેના પેટા પ્રકારો

अस्ति ध्वनिः । स चासावविवक्षितवाच्यो विवक्षितान्यपरवाच्यश्चेति द्विविधः सामान्येन ।

एवमविवक्षितवाच्यविवक्षितान्यपरवाच्यत्वेन ध्वनिर्द्विप्रकारः प्रकाशितः । तत्राविवक्षितवाच्यस्य प्रभेदप्रतिपादनायेदमुच्यते—

(આ રીતે) ધ્વનિ (એક સ્વતંત્ર વ્યાપાર) છે (તે સિદ્ધ થયું.) અને તે સામાન્ય રૂપે અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષતાન્યપરવાચ્ય એમ બે પ્રકારનો છે. (પ્રથમ ઉદ્દ્યોત)

આ રીતે અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષિતાન્યપરવાચ્ય એ રીતે ધ્વનિ બે પ્રકારનો પ્રકાશિત કર્યો. ત્યાં અવિવક્ષિતવાચ્યના પ્રભેદોના પ્રતિપાદન માટે આમ કહે છે :

अर्थान्तरे सङ्क्रमितमत्यन्तं वा तिरस्कृतम् ।
अविवक्षितवाच्यस्य ध्वनेर्वाच्यं द्विधा मतम् ॥ (२.१)

અવિવક્ષિતવાચ્ય (અર્થાત્ લક્ષણામૂલક] ધ્વનિમાં વાચ્ય ક્યાંક અર્થાન્તરસંક્રમિત હોય છે. અને ક્યાંક અત્યન્તતિરસ્કૃત હોય છે, તેથી (તે અવિવક્ષિતવાચ્યના) બે પ્રકારો માન્યા છે. (૨.૧)

तथाविधाभ्यां चेताभ्यां व्यङ्ग्यस्यैव विशेष इति व्यङ्ग्यप्रकाशनपरस्य ध्वनेरेवायं प्रकारः ।.......

આ પ્રકારના બે વાચ્યોથી વ્યંગ્યનો જ (કાવ્યમાં) ઉત્કર્ષ થાય છે તેથી (આખરે તો) વ્યંગ્યના પ્રકાશન માટે તત્પર ધ્વનિ (એટલે કે ઉપર કહેલા અવિવક્ષિતવાચ્યના જ) આ પ્રકારો છે.

असंलक्ष्यक्रमोद्योतः क्रमेण द्योतितः परः ।
विवक्षिताभिधेयस्य ध्वनेरात्मा द्विधा मतः ॥ (२.२)

વિવક્ષિતવાચ્ય [અર્થાત્ અભિધામૂલક] ધ્વનિના આત્મસ્વરૂપ (પ્રથમ) અસંલક્ષિત ક્રમમાં અને બીજો સંલક્ષિત ક્રમથી પ્રકાશિત (થાય છે), તેથી તે (વિવક્ષિતવાચ્ય) બે પ્રકારનો મનાયો છે. (૨.૨)

मुख्यतया प्रकाशमानो व्यङ्ग्योऽर्थो ध्वनेरात्मा । न च वाच्यार्थापेक्षया कश्चिदलक्ष्यक्रमतया मुख्यं प्रकाशते, कश्चित्क्रमेणेति द्विधा मतः ।

પ્રધાન રૂપે પ્રકાશિત થતો વ્યંગ્ય અર્થ એ ધ્વનિનો આત્મા છે. અને તે કોઈક વાચ્ય અર્થની અપેક્ષાએ અલક્ષિત ક્રમમાં પ્રકાશિત થાય છે, અને કોઈક (લક્ષિત) ક્રમમાં (પ્રકાશિત થાય છે) તેથી, તે બે પ્રકારનો મનાયો છે.

[ ધ્વનિ શબ્દ આલંકારિકોએ વ્યાકરણ પાસેથી મેળવ્યો છે તે બાબત આનન્દવર્ધને સ્પષ્ટ કરી છે. 'લોચન' ટીકા અનુક્રમે વ્યાકરણનો ધ્વનિ અને

કાવ્યનો ધ્વનિ આનન્દવર્ધનને આધારે આ રીતે સમજાવે છે : श्रोत्रशष्कुलीं सन्तानेनागता अन्त्याः शब्दा श्रयन्त इति प्रक्रियायां शब्दजा शब्दाः श्रूयमाणा इत्युक्तम् । तेषां घण्टानुरणनरूपत्वं तावदस्ति । ते च ध्वनिशब्देनोक्ताः ।... ... एवं घण्टानिर्ह्लादस्थानीयोऽनुरणनात्मोपलक्षितो व्यङ्ग्योऽप्यर्थो ध्वनिरिति व्यवहृतः । तथा श्रूयमाणा ये वर्णा नादशब्दवाच्या अन्त्यबुद्धिनिर्ग्राह्यस्फोटाभिव्यञ्जकास्ते ध्वनिशब्देनोक्ताः । અને अस्माभिरपि प्रसिद्धेभ्यः शब्दव्यापारेभ्योऽभिधातात्पर्यलक्षणारूपेभ्योऽतिरिक्तो व्यापारो ध्वनिरित्युक्तः । एवं चतुष्कमपि ध्वनिः । तद्योगाच्च समस्तं काव्यमपि ध्वनिः । ધ્વનિ છે, એટલે કે અન્ય વ્યાપારોની અપેક્ષાએ સ્વતંત્ર અને અમત્યનો એવો વ્યાપાર છે, એ સ્થાપિત કર્યા પછી તેણે આ ધ્વનિના બે મુખ્ય પ્રકારો આપ્યા—અવિવક્ષિતવાચ્યધ્વનિ અને વિવક્ષતાન્યપરવાચ્યધ્વનિ. બીજી રીતે આ બંને અનુક્રમે લક્ષણામૂલક અને અભિધામૂલક ધ્વનિપ્રકારો કહી શકાય. આ બંનેની સ્પષ્ટતા પણ 'લોચન' ટીકા આ પ્રમાણે સુંદર રીતે કરે છે :

वाच्येऽर्थे तु ध्वनौ वाच्यशब्देन स्वात्मा तेनाविवक्षितोऽप्रधानीकृतः स्वात्मा येनेत्यविवक्षितवाच्यो व्यञ्जकोऽर्थः । અને एवं विवक्षितान्यपरवाच्यश्चेति । विवक्षितान्यपरश्चासौ वाच्यश्चेति । तत्रार्थः कदाचिदनुपपद्यमानत्वादिना निमित्तेनाविवक्षितो भवति । અહીં જે બે પ્રકારો બતાવ્યા છે તે અવિવક્ષિતવાચ્યના, એટલે કે લક્ષણામૂલક ધ્વનિના છે. અન્ય અર્થમાં જ્યાં વાચ્ય સંક્રમણ કરે તે અર્થાન્તરસંક્રમિત અને જ્યાં વાચ્ય અત્યન્ત તિરસ્કૃત હોય તે અત્યંતતિરસ્કૃતવાચ્ય. આ બંનેમાં કર્તાની અપેક્ષા સ્પષ્ટ છે. અને તેથી સમજાય છે કે વ્યંજના વ્યાપારમાં જે લક્ષણા, વક્તૃવિવક્ષાદિ છે, તેમના જ પ્રભાવથી પ્રભાવિત વાચ્યાર્થની બંને ય અવસ્થાઓ છે. 'લોચન' ટીકા અનુસાર : येन वाच्येन अविवक्षितेन सताऽविवक्षितवाच्यो ध्वनिर्व्यपदिश्यते तद्वाच्यं द्विधेति सम्बन्धः । योऽर्थ उपपद्यमानोऽपि तावतैवानुपयोगाद्धर्मान्तरसंवलनयान्यतामिव गतो लक्ष्यमाणोऽनुगतधर्मी सूत्रन्यासेनास्ते, स रूपान्तरपरिणत उक्तः । यस्त्वनुपपद्यमान उपायतामात्रेणार्थान्तरप्रतिपत्तिं कृत्वा पलायत इव स तिरस्कृत इति । આ પછી જેને અભિધામૂલધ્વનિ કહ્યો છે તે વિવક્ષિતાન્યપરવાચ્ય ધ્વનિના બે પ્રકારો અહીં આપ્યા છે. પ્રથમ પ્રકાર જે અસંલક્ષ્યક્રમવ્યંગ્ય અર્થાત્ જેમાં વ્યંગ્યનો ક્રમ સ્પષ્ટ રીતે લક્ષિત થતો નથી, તે 'લોચન' આ રીતે સમજાવે છે : सम्यक् न लक्षयितुं शक्यः क्रमो यस्य तादृश उद्योतः उद्योतनव्यापारोऽस्येति बहुव्रीहिः । ध्वनिशब्दसान्निध्याद्विवक्षिताभिधेयत्वेनान्यपरत्वमत्राक्षिप्तमिति स्वकण्ठेन नोक्तम् । આ ક્રમ નિશ્ચિતપણે જ્યાં બતાવી શકાય

તે બીજો પ્રકાર. અહીં આચાર્ય વિશ્વેશ્વરની સ્પષ્ટતા પણ નોંધપાત્ર છે : "રસ, ભાવ, તદાભાસ, ભાવશાન્તિ, ભાવોદય, ભાવસન્ધિ, ભાવશબલતા રૂપ આસ્વાદનપ્રધાન ધ્વનિને અસંલક્ષ્યક્રમવ્યંગ ધ્વનિ કહે છે. તેના પેટા ભેદોનો વિસ્તાર અનન્ત થઈ જાય તેમ છે તેથી તેમનો વિસ્તાર કર્યો નથી. આ ભેદ એક જ માનવામાં આવ્યો છે. બીજા સંલક્ષ્યક્રમવ્યંગ્યના અનેક ભેદ પાડયા છે."]

## ૫. રસાદિ અને ધ્વનિ

रसाभावतदाभास तत्प्रशान्त्यादिरक्रमः ।
ध्वनेरात्माङ्गिभावेन भासमानो व्यवस्थितः ॥ (२.३)

रसादिरर्थो हि सहैव वाच्येनावभासते । स चाङ्गत्वेनावभासमानो ध्वनेरात्मा । इदानीं रसवदलंकारादलक्ष्यक्रमद्योतनात्मनो ध्वनेर्विभक्तो विषय इति प्रदर्श्यते—

वाच्यवाचकचारुत्वहेतूनां विविधात्मनाम् ।
रसादिपरता यत्र स ध्वनेर्विषयो मतः ॥ (२.४)

रसभावतदाभासतत्प्रशमलक्षणं मुख्यमर्थमनुवर्तमाना यत्र शब्दार्थालंकारा गुणाश्च परस्परं ध्वन्यपेक्षया च विभिन्नरूपा व्यवस्थितास्तत्र काव्ये ध्वनिरिति व्यपदेशः ।

प्रधानेऽन्यत्र वाक्यार्थे यत्राङ्गं तु रसादयः ।
काव्ये तस्मिन्नलंकारो रसादिरिति मे मतिः ॥ (२.५)

यद्यपि रसवदलंकारस्यान्यैर्दर्शितो विषयस्तथापि यस्मिन्काव्ये प्रधानतयाऽन्योऽर्थो वाक्यार्थीभूतस्तस्य चाङ्गभूता ये रसादयस्ते रसादेरलंकारस्य विषयः इति मामकीनः पक्षः । तद्यथा चाटुषु प्रेयोऽलंकारस्य वाक्यार्थत्वेऽपि रसादयोऽङ्गभूता दृश्यन्ते ।....तथा चायमत्र संक्षेपः—

रसभावादितात्पर्यमाश्रित्य विनिवेशनम् ।
अलंकृतीनां सर्वासामलंकारत्वसाधनम् ॥ (२.६)

રસ, ભાવ, તેમનો આભાસ [અર્થાત્ રસાભાસ અને ભાવાભાસ] તથા ભાવશાન્તિ વગેરે [અર્થાત્ ભાવોદય, ભાવસન્ધિ અને ભાવશબલતા પણ] અક્રમ [અર્થાત અસંલક્ષ્યક્રમવ્યંગ્ય] એવા પ્રધાનભાવે પ્રતીત થતો ધ્વનિના આત્મ રૂપે [અર્થાત્ સ્વરૂપ કિંવા સારતત્ત્વ રૂપે] સ્થિર હોય છે. (૨.૩)

રસાદિ રૂપ અર્થ વાચ્યની સાથે હોય તેવી રીતે પ્રતીત થાય છે. અને તે પ્રધાન રૂપે પ્રતીત થતા ધ્વનિનો આત્મસ્વરૂપ બને છે.

હવે રસવદ્ અલંકાર કરતાં અસંલક્ષ્યક્રમ રૂપે પ્રકાશિત થતા ધ્વનિનો વિષય જુદો છે તે સ્પષ્ટ બતાવે છે.

**વિભિન્ન પ્રકારના શબ્દ અને અર્થ [વાચક અને વાચ્ય] તથા તેમના ચારુત્વના હેતુ [અલંકારાદિ] રસાદિનાં અંગ હોય ત્યાં તે ધ્વનિનો વિષય મનાયો છે. (૨.૪)**

રસ, ભાવ, રસાભાસ તથા ભાવાભાસ અને તેમના પ્રશમ રૂપ મુખ્ય અર્થને અનુસરતા શબ્દ, અર્થ, તેમના અલંકારો અને ગુણો, પરસ્પર અને ધ્વનિથી ભિન્ન સ્વરૂપે [અર્થાત્ અનુગામી રૂપે] રહેલ હોય ત્યાં ધ્વનિકાવ્ય કહેવાય છે.

**જ્યાં અન્ય (અંગભૂત રસાદિથી ભિન્ન રસ કે વસ્તુ કે અલંકાર) પ્રધાન વાક્યાર્થ હોય તે કાવ્યમાં રસાદિ અલંકાર [એટલે કે રસવત્, પ્રેય; ઊર્જસ્વી, વગેરે] હોય છે એવો મારો અભિપ્રાય છે. (૨.૫)**

બીજાઓએ રસવત્ અલંકારનો વિષય વર્ણવ્યો છે તો પણ જે કાવ્યમાં પ્રધાન રૂપે કોઈ અન્ય અર્થ [અર્થાત્, રસ કે વસ્તુ કે અલંકાર] વાક્યાર્થ હોય, તે પ્રધાનભૂત એવા વાક્યાર્થના અંગભૂત રસાદિ જે હોય તે રસાદિ અલંકારનો [અર્થાત્ રસવત્ વગેરે અલંકારનો] વિષય બને છે એવો મારો પક્ષ છે. જેમકે ચાટુ [અર્થાત્ ખુશામતનાં મીઠાં] (વાક્યોમાં) પ્રેય અલંકારનો મુખ્ય વાક્યાર્થ હોવા છતાં રસાદિ અંગરૂપે દેખાય છે (તેથી ત્યાં રસવત્ વગેરે અલંકાર થશે.)

તેથી અહીં સારાંશ આ થયો—

**રસ, ભાવ, વગેરેના તાત્પર્ય દ્વારા [અર્થાત્ રસ, ભાવ વગેરેને પ્રધાન માનીને તેમના અંગ રૂપે] અલંકારોની સ્થિતિ હોય તે જ તમામ અલંકારોના અલંકારત્વની સાધક છે. (૨.૬)**

[આપણે એટલું સ્પષ્ટ સમજ્યા છીએ કે પ્રધાન રૂપે પ્રકાશિત વ્યંગ્ય જ ધ્વનિ કહેવાય છે. જ્યાં વ્યંગ્યાર્થપ્રધાનતા હોય ત્યાં જ ધ્વનિકાવ્ય મનાયું છે. આથી સ્વાભાવિક અપેક્ષા એ રહે છે કે કાવ્યમાં રસાદિ વ્યંગ્ય પ્રધાન બને તો જ ધ્વનિ કહેવાય. તેમનું અંગી જુદું હોય તેના તે અંગરૂપ બની જાય તો તે ધ્વનિકાવ્ય ન રહે. આનન્દવર્ધન રસાદિ વ્યંગ્યને અક્રમવ્યંગ્ય માને છે તેથી ત્રીજી કારિકામાં સ્પષ્ટતા કરી છે કે રસ, ભાવ વગેરે અક્રમ હોય અને

પ્રધાનરૂપ હોય ત્યારે ધ્વનિના આત્મરૂપ બને. આ તમામને આનન્દવર્ધન રસ-ધ્વનિરૂપે ઓળખે છે, રસ તરીકે નહીં. આનું કારણ એ છે કે કાવ્યોમાં રસ-ભાવાદિની અવસ્થિતિ ધ્વનિરૂપા જ હોય છે અને એમ હોય ત્યારે જ એ રસાદિ સાચા અર્થમાં કાવ્યના રસાદિ બને છે. આમ વિભિન્ન વાચ્ય, વાચક અને અલંકારાદિ કાવ્યના ચારુત્વનાં કારણો કાવ્યમાં રસાદિપર બની પ્રવર્તે, ત્યારે તેમને ધ્વનિ, એટલે કે રસધ્વનિ તરીકે ઓળખવામાં આવે છે. પરન્તુ રસાદિથી ભિન્ન કંઈક પ્રધાન વાક્યાર્થ હોય અને રસાદિ તેના અંગરૂપે પ્રવર્તે, ત્યારે તેને રસવદ્ અલંકાર કહે છે, રસ અથવા રસધ્વનિ નહીં. રસવદ્ અલંકાર અને પ્રધાન રસનો આ આનન્દવર્ધને પાડેલો ભેદ ખાસ નોંધપાત્ર છે, આનન્દ-વર્ધનના સૂક્ષ્મ, તાત્ત્વિક ચિન્તનનું આ એક સુંદર પ્રમાણ છે.]

## ૬. કાવ્યમાં ગુણો

तमर्थमवलम्बन्ते येऽङ्गिनं ते गुणाः स्मृताः ।
अङ्गाश्रितास्त्वलङ्कारा मन्तव्याः कटकादिवत् ॥ (२.७)

ये तमर्थं रसादिलक्षणमङ्गिनमवलम्बन्ते ते गुणाः शौर्यादिवत् । वाच्यवाच्यंगानि ये पुनराश्रितास्तेऽलंकारा मन्तव्याः । कटकादिवदिति । तथा च—

शृंगार एव मधुरः परः प्रह्लादनो रसः ।
तन्मयं काव्यमाश्रित्य माधुर्यं प्रतितिष्ठते ॥ (२.८)

शृंगार एव रसान्तरापेक्षया मधुरः प्रह्लादहेतुत्वात्प्रकाशनपरः । शब्दार्थयोः काव्यस्य स माधुर्यलक्षणो गुणः । श्रव्यत्वं पुनरोजसोऽपि साधारणमिति ।

शृंगारे विप्रलम्भाख्ये करुणे च प्रकर्षवत् ।
माधुर्यमार्द्रतां याति यतस्तत्राधिकं मनः ॥ (२.९)

विप्रलम्भशृंगारकरुणयोस्तु माधुर्यमेव प्रकर्षवत् । सहृदयहृदयावर्जनातिशयनिमित्तत्वादिति ।

रौद्रादयो रसा दीप्त्या लक्ष्यन्ते काव्यवर्तिनः ।
तद्व्यक्तिहेतू शब्दार्थावाश्रित्योजो व्यवस्थितम् ॥ (२.१०)

रौद्रादयो हि रसाः परां दीप्तिमुज्ज्वलतां जनयन्तीति लक्षणया त एव दीप्तिरित्युच्यन्ते । तत्प्रकाशनपरः शब्दो दीर्घसमासरचनालंकृतं वाक्यम् ।...

समर्पकत्वं काव्यस्य यत्तु सर्वरसान्प्रति ।
स प्रसादो गुणो ज्ञेयः सर्वसाधारणक्रियः ॥ (२.११)

प्रसादस्तु स्वच्छता शब्दार्थयोः । स च सर्वसाधारणो गुणः सर्वरचनासाधारणश्चेति व्यंग्यार्थापेक्षयैव मुख्यतया व्यवस्थितो मन्तव्यः ।

એ પ્રધાનભૂત (રસ આદિના) આશ્રિત રૂપે રહેનારા (જે માધુર્ય આદિ છે) તેમને ગુણ કહે છે. જ્યારે તેના અંગ (એવા શબ્દ અને અર્થ)માં આશ્રિત રહે તેને કટક આદિની માફક અલંકાર કહે છે. (૨.૭)

જેઓ આ રસાદિ રૂપ અંગીનું અવલંબન કરે છે [અર્થાત્ તેના આશ્રિત બની રહે છે,] તે (માનવ આત્માના) શૌર્ય આદિને સમાન 'ગુણ' કહેવાય છે. અને વાચ્ય તથા વાચક રૂપ [અર્થાત્ અર્થ અને શબ્દ રૂપ] જે તેમના આશ્રિત બની રહે છે તેમને કટક આદિને સમાન અલંકાર સમજવા.

અને આથી—

શૃંગાર એ જ સૌથી વધુ આનન્દદાયી મધુર રસ છે. એ (શૃંગાર)-મય કાવ્યનો આશ્રિત બનીને માધુર્ય (ગુણ) રહે છે. (૨.૮)

અન્ય રસોની અપેક્ષાએ શૃંગાર જ વિશેષ આહ્લાદજનક હોવાથી મધુર છે. તેને પ્રકાશિત કરનાર શબ્દાર્થયુક્ત કાવ્યનો એ માધુર્યલક્ષણ ગુણ બને છે. વળી શ્રવ્યત્વ એ ઓજનો પણ સાધારણધર્મ છે [અર્થાત્ ઓજમાં પણ માધુર્યની માફક શ્રવ્યત્વ રહે છે.]

વિપ્રલંભ શૃંગાર અને કરુણ રસમાં માધુર્ય (ગુણનો પ્રયોગ સવિશેષ) પ્રકર્ષકર હોય છે, કારણ, ત્યાં [અર્થાત્ આ બેમાં] માધુર્ય વિશેષ આર્દ્રતાને પામે છે. (૨.૯)

વિપ્રલંભ શૃંગાર અને કરુણમાં તો માધુર્ય જ પ્રકર્ષકર બને છે, કારણ (તે) સહૃદયના હૃદયને અતિશય આકૃષ્ટ કરવામાં નિમિત્ત રૂપ છે.

કાવ્યમાં વિદ્યમાન રૌદ્ર વગેરે રસો દીપ્તિ થકી [અર્થાત્ ચિત્તવિસ્તાર થકી] લક્ષિત થાય છે. એ (દીપ્તિ)ની અભિવ્યક્તિનાં કારણ રૂપ શબ્દ અને અર્થ ઓજસ્‌ને આશ્રિત રહે છે. (૨.૧૦)

રૌદ્ર વગેરે રસો ભારે દીપ્તિ એટલે કે ઉજ્જવલતાને જન્માવે છે તેથી લક્ષણાએ તેઓ જ દીપ્તિ તરીકે ઓળખાય છે, અને તેમના પ્રકાશક શબ્દો એટલે દીર્ઘ એવી સમાસોની રચનાથી અલંકૃત વાક્યો......

સર્વરસો પ્રતિ કાવ્યનું જે સમર્પકત્વ [અર્થાત્, સહૃદયના હૃદયમાં તરત જ વ્યાપી જવાની સ્થિતિ] છે, તેને તમામ રસો અને ક્રિયાઓ [અર્થાત્ રચનાઓમાં] સમાન રૂપે રહેનાર પ્રસાદ ગુણ જાણવો. (૨.૧૧)

પ્રસાદ એટલે શબ્દ અને અર્થનું અત્યન્ત સારાપણું. એ ગુણ તમામ રસોમાં સરખો (વ્યાપ્ત હોઇ શકે છે.) તમામ રચનાઓમાં પણ સરખો (વ્યાપ્ત હોઈ શકે છે. એ રચના શબ્દગત હોય, અર્થગત હોય, સમસ્ત હોય કે અસમસ્ત પરન્તુ) મુખ્યતઃ વ્યંગ્યાર્થની અપેક્ષાએ જ એને સ્થિત સમજવો વટે.

[ ગુણની ભામહયુગની આખીયે વિચારણામાં આનન્દવર્ધને ક્રાન્તિ કરી દીધી છે. શબ્દના, અર્થના કે શબ્દાર્થના ગુણ અહીં રસના ધર્મ બની જાય છે. આને લીધે તેમની સંખ્યા પણ દસમાંથી ત્રણ થઇ જાય છે. આ ત્રણ ગુણોની વ્યાખ્યા પણ રસદૃષ્ટ્યા માત્ર આપવામાં આવી છે. આનન્દવર્ધને સ્વીકારેલા, રસના ધર્મ માનેલા, અને તે રીતે જેમનું વ્યાખ્યાન કર્યું છે તે ગુણો છે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ. આના જ અનુસંધાનમાં મમ્મટે તો સ્પષ્ટતા કરી છે કે माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश। અલબત્ત તે સમન્વયકાર છે તેથી વિગતે અન્ય ગુણોને તે આ ત્રણમાં એક યા બીજી રીતે સમાવિષ્ટ કરી લે છે, વિશ્વનાથ પણ આમ જ કરે છે. ગુણો રસાદિ પ્રધાન કાવ્યાર્થના આશ્રિત છે તે સ્પષ્ટ કરતાં 'લોચન' કહે છે : ननु शब्दार्थयोर्माधुर्यादयो गुणाः, तत्कथमुक्तं रसादिकमंगिनं गुणा आश्रिता इत्याशंक्याह—तथा चेत्यादि । આની આગળ સ્પષ્ટતા કરી જ છે. શૃંગારને સૌથી વધુ આનન્દદાયી રસ માનવામાં આવ્યો છે, કારણ, જીવનની વાસ્તવિકતાનું એ સત્ય છે. 'લોચન' કહે છે : रतौ हि समस्तदेवतिर्यङ्नरादिजातिष्वविच्छिन्नैव वासनास्त इति त कश्चित्तत्र तादृग्यो न हृदयसंवादमयः । यतेरपि चमत्कारोऽस्त्येव अत एव मधुर इत्युक्तम् । અનેક બીજાં કારણો આપીને ભોજ પોતાના 'શૃંગારપ્રકાશ'માં શૃંગારને એક માત્ર રસ તરીકે સ્વીકારે છે. આ પછી સ્પષ્ટતા કરી છે કે સામાન્યતયા શૃંગારમાં વ્યાપ્ત માધુર્યગુણ વિશેષે કરીને વિપ્રલંભશૃંગારમાં અને કરુણમાં પ્રકર્ષક બને છે. આનું કારણ એ છે કે તેના થકી એટલે કે માધુર્ય થકી મન સવિશેષ આર્દ્રતા આ બે રસોમાં અનુભવે છે. આ બાબતમાં 'લોચન'ની સ્પષ્ટતા આ પ્રમાણે છે : सहृदयस्य चेतः स्वाभाविकमनाविष्टत्वात्मकं काठिन्यं क्रोधादिदीप्तरूपत्वं विस्मयहासादिरागित्वं च त्यजतीत्यर्थः ।...तेन करुणेऽपि सर्वथैव चित्तं द्रवतीत्युक्तं भवति । આનો અર્થ એ થયો કે માધુર્યનો ક્રમિક પ્રકર્ષ આ પ્રમાણે રસોમાં હોય છે—સંયોગશૃંગાર, વિપ્રલંભશૃંગાર અને કરુણ. सहृदयहृदय....સહૃદયોનાં હૃદયોને અતિશય આકર્ષી શકવાના કારણે. રૌદ્ર આદિ રસો ભારે ઉજ્જવલતા એટલે દીપ્ત જન્માવે છે તેથી લક્ષણાએ તેમને જ દીપ્તિ કહેવામાં આવે છે. 'લોચન' કહે છે તેમ : दीप्तिः प्रतिपत्तुर्हृदये विकासविस्तारप्रज्वलनस्वभावा । सा च

मुख्यतया ओजःशब्दवाच्या । तदास्वादमया रौद्राद्याः, तया दीप्त्या आस्वादविशेषात्मिकया कार्यरूपया लक्ष्यन्ते रसान्तरात्पृथक्तया । तेन कारणे कार्योपचारात् रौद्रादिरेवौजःशब्दवाच्यः । ततो लक्षितलक्षणया तत्प्रकाशनपरः शब्दो दीर्घसमासरचनावाक्यरूपोऽपि दीप्तिरित्युच्यते। આ જ રીતે સર્વ રસોમાં જેનો યોગ થઈ શકે તે, સર્વ રસોમાં સમાન રીતે પ્રવર્તી શકનાર પ્રસાદ ગુણ બાબત 'લોચન' કહે છે : समर्पकत्वं सम्यगर्पकत्वं हृदयसंवादेन प्रतिपत्तॄन् प्रति स्वात्मावेशेन व्यापारकत्वं शुष्ककाष्ठाग्निदृष्टान्तेन । अकलुषोदकदृष्टान्तेन च तदकालुष्यं प्रसन्नत्वं नाम सर्वरसानां गुणः । उपचारात्तु तथाविधे व्यंग्येऽर्थे यच्छब्दार्थयोः समर्पकत्वं तदपि प्रसादः । ભામહે ત્રણ ગુણો જ આપ્યા છે, પરન્તુ દંડી દસ ગુણો આપે છે તે આપણને વિદિત છે. અહીં આનન્દવર્ધન ભામહે માન્ય કરેલા ત્રણ ગુણો જ આપે છે–एवं माधुर्यौजःप्रसादा एव त्रयो गुणाः उपपन्ना भामहाभिप्रायेण । છતાં બંનેના ગુણો પ્રત્યેના અભિગમમાં પાયાનો ભેદ છે તે સ્પષ્ટ છે. મમ્મટ વિશ્વનાથાદિ આ ત્રણ ગુણો સ્વીકારવા છતાં અન્ય ગુણોને આ ત્રણમાં સમાવી લે છે અને સાથે તેમની શબ્દ અને અર્થગુણો તરીકેની વ્યાખ્યાઓને પણ ઉપયોગી માની ચાલે છે. ગુણોની બાબતમાં પણ અનુગામીઓ ઉપર આનન્દવર્ધનનો ઊંડો પ્રભાવ છે.]

## ૭. રસ અને દોષ

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः ।
ध्वन्यात्मन्येव शृंगारे ते हेया इत्युदाहृताः ॥ (૨.૧૨)

अनित्या दोषाश्च च श्रुतिदुष्टादयः सूचितास्तेऽपि न वाच्यार्थमात्रे न च व्यङ्ग्ये शृंगारे श्रृंगारव्यतिरेकिणि वा ध्वनेरनात्मभावे। किं तर्हि ध्वन्यात्मन्येव श्रृंगारेऽङ्गितया व्यंग्ये ते हेया इत्युदाहृताः । अन्यथा हि तेषामनित्यदोषतैव न स्यात् ।

શ્રુતિદુષ્ટ વગેરે જે અનિત્ય દોષો બતાવ્યા છે તે ધ્વન્યાત્મક શૃંગારમાં જ ત્યાજ્ય ગણાયા છે. (૨.૧૨)

શ્રુતિદુષ્ટ વગેરે જે અનિત્ય દોષો સૂચિત કર્યા છે તે નહીં વાચ્યાર્થ માત્રમાં, નહીં શૃંગારથી ભિન્ન વ્યંગ્ય (રસાદિ) માં, કે નહીં ધ્વનિના સારભૂત ન બનેલ [अनात्मभूत] (ગુણીભૂત શૃંગારમાં), પરન્તુ પ્રધાનતયા વ્યંગ્ય ધ્વન્યાત્મભૂત શૃંગારમાં જ વર્જ્ય કહેલા છે. આમ ન થાય તો તેમની અનિત્યદોષતા જ ન થાય.

[ દોષો બાબતમાં આનન્દવર્ધનની મીમાંસા પ્રમાણમાં નાની છે. અનિત્ય દોષો એ કહેવાય કે જે અમુક પરિસ્થિતિ અથવા તો રસમાં જ દોષ હોય, જે

પ્રસાદ એટલે શબ્દ અને અર્થનું અત્યન્ત સારાપણું. એ ગુણ તમામ રસોમાં સરખો (વ્યાપ્ત હોઇ શકે છે.) તમામ રચનાઓમાં પણ સરખો (વ્યાપ્ત હોઈ શકે છે. એ રચના શબ્દગત હોય, અર્થગત હોય, સમસ્ત હોય કે અસમસ્ત પરન્તુ) મુખ્યતઃ વ્યંગ્યાર્થની અપેક્ષાએ જ એને સ્થિત સમજવો ઘટે.

[ ગુણની ભામહયુગની આખીયે વિચારણામાં આનન્દવર્ધને ક્રાન્તિ કરી દીધી છે. શબ્દના, અર્થના કે શબ્દાર્થના ગુણ અહીં રસના ધર્મ બની જાય છે. આને લીધે તેમની સંખ્યા પણ દસમાંથી ત્રણ થઇ જાય છે. આ ત્રણ ગુણોની વ્યાખ્યા પણ રસદષ્ટ્યા માત્ર આપવામાં આવી છે. આનન્દવર્ધને સ્વીકારેલા, રસના ધર્મ માનેલા, અને તે રીતે જેમનું વ્યાખ્યાન કર્યું છે તે ગુણો છે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ. આના જ અનુસંધાનમાં મમ્મટે તો સ્પષ્ટતા કરી છે કે माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश। અલબત્ત તે સમન્વયકાર છે તેથી વિગતે અન્ય ગુણોને તે આ ત્રણમાં એક યા બીજી રીતે સમાવિષ્ટ કરી લે છે, વિશ્વનાથ પણ આમ જ કરે છે. ગુણો રસાદિ પ્રધાન કાવ્યાર્થના આશ્રિત છે તે સ્પષ્ટ કરતાં 'લોચન' કહે છે : ननु शब्दार्थयोर्माधुर्यादयो गुणाः, तत्कथमुक्तं रसादिकमंगिनं गुणा आश्रिता इत्याशंक्याह—तथा चेत्यादि । આની આગળ સ્પષ્ટતા કરી જ છે. શૃંગારને સૌથી વધુ આનન્દદાયી રસ માનવામાં આવ્યો છે, કારણ, જીવનની વાસ્તવિકતાનું એ સત્ય છે. 'લોચન' કહે છે : रतौ हि समस्तदेवतिर्यङ्नरादिजातिष्वविच्छिन्नैव वासनास्त इति त कश्चित्तत्र तादृग्यो न हृदयसंवादमयः । यतेरपि चमत्कारोऽस्त्येव अत एव मधुर इत्युक्तम् । અનેક બીજાં કારણો આપીને ભોજ પોતાના 'શૃંગારપ્રકાશ'માં શૃંગારને એક માત્ર રસ તરીકે સ્વીકારે છે. આ પછી સ્પષ્ટતા કરી છે કે સામાન્યતયા શૃંગારમાં વ્યાપ્ત માધુર્યગુણ વિશેષે કરીને વિપ્રલંભશૃંગારમાં અને કરુણમાં પ્રકર્ષક બને છે. આનું કારણ એ છે. કે તેના થકી એટલે કે માધુર્ય થકી મન સવિશેષ આર્દ્રતા આ બે રસોમાં અનુભવે છે. આ બાબતમાં 'લોચન'ની સ્પષ્ટતા આ પ્રમાણે છે : सहृदयस्य चेतः स्वाभाविकमनाविष्टत्वात्मकं काठिन्यं क्रोधादिदीप्तरूपत्वं विस्मयहासादिरागित्वं च त्यजतीत्यर्थः ।...तेन करुणेऽपि सर्वथैव चित्तं द्रवतीत्युक्तं भवति । આનો અર્થ એ થયો કે માધુર્યનો ક્રમિક પ્રકર્ષ આ પ્રમાણે રસોમાં હોય છે—સંયોગશૃંગાર, વિપ્રલંભશૃંગાર અને કરુણ. सहृदयहृदय....સહૃદયોનાં હૃદયોને અતિશય આકર્ષી શકવાના કારણે. રૌદ્ર આદિ રસો ભારે ઉજ્જ્વલતા એટલે દીપ્ત જન્માવે છે તેથી લક્ષણાએ તેમને જ દીપ્તિ કહેવામાં આવે છે. 'લોચન' કહે છે તેમ : दीप्तिः प्रतिपत्तुर्हृदये विकासविस्तारप्रज्वलनस्वभावा । सा च

मुख्यतया ओजःशब्दवाच्या । तदास्वादमया रौद्राद्याः, तया दीप्त्या आस्वादविशेषात्मिकया कार्यरूपया लक्ष्यन्ते रसान्तरात्पृथक्तया । तेन कारणे कार्योपचारात् रौद्रादिरेवौजःशब्दवाच्यः । ततो लक्षितलक्षणया तत्प्रकाशनपरः शब्दो दीर्घसमासरचनावाक्य, रूपोऽपि दीप्तिरित्युच्यते। આ જ રીતે સર્વ રસોમાં જેનો યોગ થઈ શકે તે, સર્વ રસોમાં સમાન રીતે પ્રવર્તી શકનાર પ્રસાદ ગુણ બાબત 'લોચન' કહે છે : समर्पकत्वं सम्यगर्पकत्वं हृदयसंवादेन प्रतिपत्तॄन् प्रति स्वात्मावेशेन व्यापारकत्वं शुष्ककाष्ठाग्निदृष्टान्तेन । अकलुषोदकदृष्टान्तेन च तदकालुष्यं प्रसन्नत्वं नाम सर्वरसानां गुणः । उपचारात्तु तथाविधे व्यंग्येऽर्थे यच्छब्दार्थयोः समर्पकत्वं तदपि प्रसादः । ભામહે ત્રણ ગુણો જ આપ્યા છે, પરન્તુ દંડી દસ ગુણો આપે છે તે આપણને વિદિત છે. અહીં આનન્દવર્ધન ભામહે માન્ય કરેલા ત્રણ ગુણો જ આપે છે–एवं माधुर्यौजःप्रसादा एव त्रयो गुणाः उपपन्ना भामहाभिप्रायेण । છતાં બંનેના ગુણો પ્રત્યેના અભિગમમાં પાયાનો ભેદ છે તે સ્પષ્ટ છે. મમ્મટ વિશ્વનાથાદિ આ ત્રણ ગુણો સ્વીકારવા છતાં અન્ય ગુણોને આ ત્રણમાં સમાવી લે છે અને સાથે તેમની શબ્દ અને અર્થગુણો તરીકેની વ્યાખ્યાઓને પણ ઉપયોગી માની ચાલે છે. ગુણોની બાબતમાં પણ અનુગામીઓ ઉપર આનન્દવર્ધનનો ઊંડો પ્રભાવ છે.]

## ૭. રસ અને દોષ

श्रुतिदुष्टादयो दोषा अनित्या ये च दर्शिताः ।
ध्वन्यात्मन्येव शृंगारे ते हेया इत्युदाहृताः ॥ (२.१२)

अनित्या दोषाश्च च श्रुतिदुष्टादयः सूचितास्तेऽपि न वाच्यार्थमात्रे न च व्यङ्ग्ये शृंगारे शृंगारव्यतिरेकिणि वा ध्वनेरनात्मभावे। किं तर्हि ध्वन्यात्मन्येव शृंगारेऽङ्गतया व्यंग्ये ते हेया इत्युदाहृताः । अन्यथा हि तेषामनित्यदोषतैव न स्यात् ।

**શ્રુતિદુષ્ટ વગેરે જે અનિત્ય દોષો બતાવ્યા છે તે ધ્વન્યાત્મક શૃંગારમાં જ ત્યાજ્ય ગણાયા છે. (૨.૧૨)**

શ્રુતિદુષ્ટ વગેરે જે અનિત્ય દોષો સૂચિત કર્યા છે તે નહીં વાચ્યાર્થ માત્રમાં, નહીં શૃંગારથી ભિન્ન વ્યંગ્ય (રસાદિ) માં, કે નહીં ધ્વનિના સારભૂત ન બનેલ [अनात्मभूत] (ગુણીભૂત શૃંગારમાં), પરન્તુ પ્રધાનતયા વ્યંગ્ય ધ્વન્યાત્મભૂત શૃંગારમાં જ વર્જ્ય કહેલા છે. આમ ન થાય તો તેમની અનિત્યદોષતા જ ન થાય.

[ દોષો બાબતમાં આનન્દવર્ધનની મીમાંસા પ્રમાણમાં નાની છે. અનિત્ય દોષો એ કહેવાય કે જે અમુક પરિસ્થિતિ અથવા તો રસમાં જ દોષ હોય, જે

બીજા રસમાં ગુણ પણ બની શકે. નિત્ય દોષો તો સર્વત્ર દોષ રૂપ જ રહે. श्रुतिदुष्टादयो....વાણીના દોષ ચતુર્વિધ છે એવું વિધાન છે :

श्रुतिदुष्टार्थदुष्टे च कल्पनादुष्टमित्यपि ।
श्रुतिकष्टं तथैवाहुः वाचांदोषं चतुर्विधम् ॥

આ જ દોષોને 'લોચન' પણ વર્ણવે છે. આ કારિકાનો આશય એ છે કે દોષો બે પ્રકારના હોય છે, નિત્ય અને અનિત્ય. જે અનિત્ય દોષો છે તે ક્યાંક દોષ રહે, ક્યાંક ગુણ બની જાય, ક્યાંક ન બને ગુણ કે ન બને દોષ. જેમકે શ્રુતિકષ્ટ કોમળ રસોમાં દોષ છે, પરન્તુ કઠોર રસોમાં ગુણ. આથી દોષોનાં નિત્યાનિત્યતાની વ્યવસ્થા કરવી પડે. આ વ્યવસ્થા ત્યારે જ સંગત બને જ્યારે વ્યંગ્ય રસ તેના અંગીના રૂપમાં સ્થિર થતાં ધ્વનિનો આત્મા માની લેવાય. આ વ્યવસ્થામાં રસવ્યંજનાનો સિદ્ધાન્ત સ્વીકારવો પડે. ત્યારે વ્યવસ્થા એ થાય કે કોમળ રસોમાં કઠોર વર્ણો દોષ બને, કઠોરમાં ગુણ. હેમચન્દ્રે આ જ વાત કહી છે, અન્ય આચાર્યોએ પણ.]

## ૮. રસધ્વનિ અને શબ્દાલંકાર

ध्वन्यात्मभूते श्रृंगारे यमकादिनिबन्धनम् ।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः ॥ (२.१६)

ध्वनेरात्मभूतः श्रृंगारस्तात्पर्येण वाच्यवाचकाभ्यां प्रकाश्यमानस्तस्मिन्यमकादीनां यमकप्रकाराणां निबन्धनं दुष्करशब्दभङ्गश्लेषादीनां शक्तावपि प्रमादित्वम् । प्रमादित्वमित्यनेनैतद्दर्श्यते काकतालीयेन कदाचित्कस्यचिदेकस्य यमकादेर्निष्पत्तावपि भूम्नालंकारान्तरवद्रसाङ्गत्वेन निबन्धो न कर्तव्य इति । विप्रलम्भे विशेषत इत्यनेन विप्रलम्भे सौकुमार्यातिशयः रूपायते । तस्मिन्द्योत्ये यमकादेरङ्गस्य निबन्धो नियमान्न कर्तव्य इति । अत्र युक्तिरभिधीयते—

ધ્વન્યાત્મક શૃંગારમાં અને વિશેષે કરીને વિપ્રલંભ શૃંગારમાં યમકાદિનું નિબંધન (કવિમાં) શક્તિ હોય તો પણ (તેના) પ્રમાદિત્વને જ સૂચવે છે. (૨.૧૬)

(રસાદિ) ધ્વનિનો આત્મભૂત શૃંગાર (રસ) તાત્પર્ય રૂપે [અર્થાત્ પ્રધાનતયા] પ્રકાશિત થાય છે, તેમાં યમકાદિ એટલે કે યમક અને તેને સમાન દુષ્કર શબ્દશ્લેષ કે પછી સભંગશ્લેષ વગેરે (તથા અન્ય ક્લિષ્ટ) અલંકારોનો પ્રયોગ શક્તિ હોવા છતાં (કવિ કરે તો તે તેનું) પ્રમાદિત્વ જ સૂચવે છે.

પ્રમાદિત્વ એમ કહીને એવું સૂચન કર્યું છે કે કાકતાલીય ન્યાયે કોઈક વાર કોઈક યમકાદિની રચના થઈ જાય તો પણ રસાંગ રૂપે અન્ય અલંકારોની માફક તેમનો બહુ પ્રયોગ ન કરવો ઘટે. વિશેષે કરીને વિપ્રલંભમાં એમ કહીને વિપ્રલંભ શૃંગારની અતિશયિત સુકુમારતા સમજાવી છે. એ (વિપ્રલંભ શૃંગાર) દ્યોતિત કરવાનો હોય ત્યારે યમકાદિ (અલંકારોનો) પ્રયોગ (નિશ્ચિત) નિયમ રૂપે ન કરવો. અહીં યુક્તિ કહીએ છીએ.

रसाक्षिप्ततया यस्य वन्धः शक्यक्रियो भवेत् ।
अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलंकारो ध्वनौ मतः ॥ (२.१७)

निष्पत्तावाश्चर्यभूतोऽपि यस्यालंकारस्य रसाक्षिप्ततयैव वन्धः शक्यक्रियो भवेत्सोऽस्मिन्नलक्ष्यक्रमव्यंग्ये ध्वनावलंकारो मतः । तस्यैव रसाङ्गत्वं मुख्यमित्यर्थः ।

રસાદિ (ધ્વનિમાં) જે (અલંકારની) રચના રસ દ્વારા આક્ષિપ્ત રૂપે કોઈ જુદા પ્રયત્ન વિના થઈ શકે એ જ અલંકાર ધ્વનિમાં માન્ય છે. (૨.૧૭)

(યમકાદિની) રચના થઈ જતાં (તે અલંકાર) આશ્ચર્યજનક હોય તો પણ જે અલંકારની રચના રસથી આક્ષિપ્ત થયા રૂપે જ થઇ શકી છે (એવી પ્રતીતિ થાય), એ અસંલક્ષ્યક્રમવ્યંગ્ય (રસાદિ) ધ્વનિમાં માન્ય અલંકાર છે. એ અલંકાર જ મુખ્ય રૂપે રસનું અંગ બને એ (અહીં) અર્થ છે.

[ यमकादि–અહીં आदि દ્વારા યમકના વિભિન્ન પ્રકારો ઉપરાન્ત દુષ્કર એવા શબ્દશ્લેષ, સભંગશ્લેષ વગેરે સમજવાના છે. શબ્દનું સૌંદર્ય માત્ર વધારનારા આ અલંકારોના પ્રયોગની શક્તિ હોય તો પણ તેનો ઝાઝો ઉપયોગ કવિનો પ્રમાદ સૂચવનાર જ થાય, કારણ આનન્દવર્ધનનો આગ્રહ છે કે કોઈ પણ સંજોગમાં અલંકારોનું કાવ્યગત ગૌણ સ્થાન ન વધે અને રસધ્વનિનું પ્રાધાન્ય જેવું ને તેવું જળવાઈ રહે. આથી જ તે કહે છે કે શૃંગાર રસમાં વિશેષે કરીને અત્યન્ત સુકુમાર એવા વિપ્રલંભ શૃંગારમાં એ સુકુમારતા અને માધુર્યનો સંભવતઃ ધ્વંસ કરનાર યમકાદિનો પ્રયોગ કવિ ન કરે. તો પછી પ્રશ્ન થાય કે શૃંગારાદિમાં શબ્દાલંકારપ્રયોગ જ ન કરવો? આનો જવાબ સત્તરમી કારિકામાં આપવામાં આવ્યો છે. તેમાં બે શરતો મૂકી છે : (૧) અલંકાર રસ દ્વારા આક્ષિપ્ત હોય, એટલે કે પ્રગટ થતો હોય અને (૨) કોઈ જુદા યત્નવિશેષ વિના એટલે કે સભાન પ્રયત્ન વિના સહજ ભાવે તેનું પ્રવર્તન થાય. આવો અલંકારપ્રયોગ જ રસાદિ ધ્વનિમાં માન્ય છે. વૃત્તિમાં આથી જ સ્પષ્ટતા કરી છે.

બીજા રસમાં ગુણ પણ બની શકે. નિત્ય દોષો તો સર્વત્ર દોષ રૂપ જ રહે. श्रुतिदुष्टादयो....વાણીના દોષ ચતુર્વિધ છે એવું વિધાન છેઃ

श्रुतिदुष्टार्थदुष्टे च कल्पनादुष्टमित्यपि ।
श्रुतिकष्टं तथैवाहुः वाचांदोषं चतुर्विधम् ॥

આ જ દોષોને 'લોચન' પણ વર્ણવે છે. આ કારિકાનો આશય એ છે કે દોષો બે પ્રકારના હોય છે, નિત્ય અને અનિત્ય. જે અનિત્ય દોષો છે તે ક્યાંક દોષ રહે, ક્યાંક ગુણ બની જાય, ક્યાંક ન બને ગુણ કે ન બને દોષ. જેમકે શ્રુતિકષ્ટ કોમળ રસોમાં દોષ છે, પરન્તુ કઠોર રસોમાં ગુણ. આથી દોષોનાં નિત્યાનિત્યતાની વ્યવસ્થા કરવી પડે. આ વ્યવસ્થા ત્યારે જ સંગત બને જ્યારે વ્યંગ્ય રસ તેના અંગીના રૂપમાં સ્થિર થતાં ધ્વનિનો આત્મા માની લેવાય. આ વ્યવસ્થામાં રસવ્યંજનાનો સિદ્ધાન્ત સ્વીકારવો પડે. ત્યારે વ્યવસ્થા એ થાય કે કોમળ રસોમાં કઠોર વર્ણો દોષ બને, કઠોરમાં ગુણ. હેમચન્દ્રે આ જ વાત કહી છે, અન્ય આચાર્યોએ પણ.]

## ૮. રસધ્વનિ અને શબ્દાલંકાર

ध्वन्यात्मभूते श्रृंगारे यमकादिनिबन्धनम् ।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः ॥ (૨.૧૬)

ध्वनेरात्मभूतः श्रृंगारस्तात्पर्येण वाच्यवाचकाभ्यां प्रकाश्यमानस्तस्मिन्यमकादीनां यमकप्रकाराणां निबन्धनं दुष्करशब्दभङ्गश्लेषादीनां शक्तावपि प्रमादित्वम् । प्रमादित्वमित्यनेनैतद्दर्श्यते काकतालीयेन कदाचित्कस्यचिदेकस्य यमकादेर्निष्पत्तावपि भूम्नालंकारान्तरवद्रसाङ्गत्वेन निबन्धो न कर्तव्य इति । विप्रलम्भे विशेषत इत्यनेन विप्रलम्भे सौकुमार्यातिशयः रूपायते । तस्मिन्द्योत्ये यमकादेरङ्गस्य निबन्धो नियमान्न कर्तव्य इति । अत्र युक्तिरभिधीयते—

ધ્વન્યાત્મક શૃંગારમાં અને વિશેષે કરીને વિપ્રલંભ શૃંગારમાં યમકાદિનું નિબંધન (કવિમાં) શકિત હોય તો પણ (તેના) પ્રમાદિત્વને જ સૂચવે છે. (૨.૧૬)

(રસાદિ) ધ્વનિનો આત્મભૂત શૃંગાર (રસ) તાત્પર્ય રૂપે [અર્થાત્ પ્રધાનતયા] પ્રકાશિત થાય છે, તેમાં યમકાદિ એટલે કે યમક અને તેને સમાન દુષ્કર શબ્દશ્લેષ કે પછી સભંગશ્લેષ વગેરે (તથા અન્ય ક્લિષ્ટ) અલંકારોનો પ્રયોગ શક્તિ હોવા છતાં (કવિ કરે તો તે તેનું) પ્રમાદિત્વ જ સૂચવે છે.

પ્રમાદિત્વ એમ કહીને એવું સૂચન કર્યું છે કે કાકતાલીય ન્યાયે કોઈક વાર કોઈક યમકાદિની રચના થઈ જાય તો પણ રસાંગ રૂપે અન્ય અલંકારોની માફક તેમનો બહુ પ્રયોગ ન કરવો ઘટે. વિશેષે કરીને વિપ્રલંભમાં એમ કહીને વિપ્રલંભ શૃંગારની અતિશયિત સુકુમારતા સમજાવી છે. એ (વિપ્રલંભ શૃંગાર) દ્યોતિત કરવાનો હોય ત્યારે યમકાદિ (અલંકારોનો) પ્રયોગ (નિશ્ચિત) નિયમ રૂપે ન કરવો. અહીં યુક્તિ કહીએ છીએ.

रसाक्षिप्ततया यस्य वन्धः शक्यक्रियो भवेत् ।
अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलंकारो ध्वनौ मतः ॥ (२.१७)

निष्पत्तावाश्चर्यभूतोऽपि यस्यालंकारस्य रसाक्षिप्ततयैव वन्धः शक्यक्रियो भवेत्सोऽस्मिन्नलक्ष्यक्रमव्यंग्ये ध्वनावलंकारो मतः । तस्यैव रसाङ्गत्वं मुख्यमित्यर्थः ।

**રસાદિ (ધ્વનિમાં) જે (અલંકારની) રચના રસ દ્વારા આક્ષિપ્ત રૂપે કોઈ જુદા પ્રયત્ન વિના થઈ શકે એ જ અલંકાર ધ્વનિમાં માન્ય છે. (૨.૧૭)**

(યમકાદિની) રચના થઈ જતાં (તે અલંકાર) આશ્ચર્યજનક હોય તો પણ જે અલંકારની રચના રસથી આક્ષિપ્ત થયા રૂપે જ થઈ શકી છે (એવી પ્રતીતિ થાય), એ અસંલક્ષ્યક્રમવ્યંગ્ય (રસાદિ) ધ્વનિમાં માન્ય અલંકાર છે. એ અલંકાર જ મુખ્ય રૂપે રસનું અંગ બને એ (અહીં) અર્થ છે.

[ यमकादि–અહીં आदि દ્વારા યમકના વિભિન્ન પ્રકારો ઉપરાન્ત દુષ્કર એવા શબ્દશ્લેષ, સભંગશ્લેષ વગેરે સમજવાના છે. શબ્દનું સૌંદર્ય માત્ર વધારનારા આ અલંકારોના પ્રયોગની શક્તિ હોય તો પણ તેનો ઝાઝો ઉપયોગ કવિનો પ્રમાદ સૂચવનાર જ થાય, કારણ આનન્દવર્ધનનો આગ્રહ છે કે કોઈ પણ સંજોગમાં અલંકારોનું કાવ્યગત ગૌણ સ્થાન ન વધે અને રસધ્વનિનું પ્રાધાન્ય જેવું ને તેવું જળવાઈ રહે. આથી જ તે કહે છે કે શૃંગાર રસમાં વિશેષે કરીને અત્યન્ત સુકુમાર એવા વિપ્રલંભ શૃંગારમાં એ સુકુમારતા અને માધુર્યનો સંભવતઃ ધ્વંસ કરનાર યમકાદિનો પ્રયોગ કવિ ન કરે. તો પછી પ્રશ્ન થાય કે શૃંગારાદિમાં શબ્દાલંકારપ્રયોગ જ ન કરવો ? -આનો જવાબ સત્તરમી કારિકામાં આપવામાં આવ્યો છે. તેમાં બે શરતો મૂકી છે : (૧) અલંકાર રસ દ્વારા આક્ષિપ્ત હોય, એટલે કે પ્રગટ થતો હોય અને (૨) કોઈ જુદા યત્નવિશેષ વિના એટલે કે સભાન પ્રયત્ન વિના સહજ ભાવે તેનું પ્રવર્તન થાય. આવો અલંકારપ્રયોગ જ રસાદિ ધ્વનિમાં માન્ય છે. વૃત્તિમાં આથી જ સ્પષ્ટતા કરી છે કે અલં-

કરવામાં આવ્યું છે કે અલંકારપ્રયોગ વ્યંગ્ય હોય તો પણ વ્યંગ્યના પ્રાધાન્યની દશામાં જ તેમનો ધ્વનિમાં અન્તર્ભાવ થઈ શકે. નહીં તો કાવ્ય મધ્યમકાવ્ય બની જાય. બાકી અલંકાર અલંકાર તરીકે જેટલા ચારુ નથી હોતા તેટલું ચારુત્વ એ અલંકારોમાં તેઓ વ્યંગ્યતારૂપ પ્રાપ્ત કરે છે ત્યારે આવે છે. આડકતરી રીતે સૂચન થાય છે કે અલંકાર અલંકાર તરીકે સુન્દર નથી પણ તેમનું સૌન્દર્ય કવિના પ્રયોગવિશેષથી સિદ્ધ થાય છે. આ વ્યંગ્ય તરીકે અલંકાર વસ્તુમાત્રથી વ્યક્ત થાય, અલંકારથી પણ. આ પછી આ બેનો ભેદ આનન્દવર્ધન પાડે છે. વસ્તુમાત્રથી અલંકાર વ્યંગ્ય થાય તો ત્યાં તો તેમની ધ્વન્યંગતા નિશ્ચિત હોય છે. પરન્તુ અન્ય અલંકારથી અલંકાર વ્યંગ્ય થાય ત્યારે શરત એ છે કે અતિશય ચારુત્વને બળે વ્યગ્યતાનું પ્રાધાન્ય હોય તો જ આ અલંકારની વ્યંગ્યતા સિદ્ધ થાય. આ આખી ચર્ચાનો સાર આચાર્ય વિશ્વેશ્વર આ રીતે આપે છે "અહીં એ સ્પષ્ટ કરી દેવામા આવ્યું છે કે વસ્તુ અને અલંકાર બંને વ્યંગ્ય તેમ જ વ્યંજક બની શકે છે. આથી (૧) વસ્તુથી વસ્તુવ્યંગ્ય, (૨) વસ્તુથી અલંકારવ્યંગ્ય, (૩) અલંકારથી વસ્તુવ્યંગ્ય, (૪) અલંકારથી અલંકારવ્યંગ્ય એવા ચાર ભેદ થયા. અર્થશક્ત્યુદ્ભવ ધ્વનિના પહેલાં સ્વતઃસંભવી, કવિપ્રૌઢોક્તિસિદ્ધ અને કવિનિબદ્ધપ્રૌઢોક્તિસિદ્ધ આ ત્રણ ભેદ કર્યા છે. દરેકને આ ત્રણ લાગુ પાડતાં કુલ ધ્વનિના અર્થશક્ત્યુદ્ભવ બાર ભેદ થયા. એ ઉપરાન્ત શબ્દશક્ત્યુત્થવસ્તુ અને અલંકારરૂપ બે ભેદ, ઉભયશક્ત્યુત્થનો એક અને અસંલક્ષ્યક્રમવ્યંગ્યનો એક એમ સોળ ભેદ થયા. તેમાં અવિવક્ષિતવાચ્ય ધ્વનિના બે ભેદ અર્થાન્તરસંક્રમિતવાચ્ય અને અત્યન્તતિરસ્કૃતવાચ્ય ઉમેરતાં કુલ અઢાર ભેદ ધ્વનિના થયા."]

## ૧૧. ધ્વન્યાભાસ કે ગુણીભૂતવ્યંગ્ય

> यत्र प्रतीयमानोऽर्थः प्रक्लिष्टत्वेन भासते ।
> वाच्यस्याङ्गतया वापि नास्यासौ गोचरो ध्वनेः ॥ (२.३२)

જ્યાં પ્રતીયમાન અર્થ અસ્ફુટ રૂપે પ્રતીત થાય અથવા વાચ્યનું અંગ બની જાય ત્યારે તે ધ્વનિને ગોચર નથી [અર્થાત્, ત્યારે તે ધ્વનિનો વિષય નથી.] (૨. ૩૨)

द्विविधोऽपि प्रतीयमानः स्फुटोऽस्फुटश्च । तत्र य एव स्फुटः शब्दशक्त्यार्थशक्त्या वा प्रकाशते स एव ध्वनेर्मार्गो नेतरः । स्फुटोऽपि योऽभिधेयस्याङ्गत्वेन प्रतीयमानोऽवभासते सोऽस्यानुरणनरूपव्यंग्यस्य ध्वनेरगोचरः ।

પ્રતીયમાન દ્વિવિધ છે, સ્ફુટ અને અસ્ફુટ [અર્થાત્ લક્ષણામૂલ અને અભિધામુલ બંને પ્રકારનો ધ્વનિ બે પ્રકારનો છે.] તેમના પૈકી જે શબ્દશક્તિ અથવા તો અર્થશક્તિ થકી સ્ફુટ રૂપે પ્રતીત થાય તે જ ધ્વનિનો વિષય છે, બીજો નહીં. સ્ફુટ રૂપે પણ જે વાચ્યના અંગરૂપે પ્રતીત થાય તે આ સંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિનો અગોચર છે, [અર્થાત્, તેનો વિષય નથી.]

[આ કારિકાના આરંભે આનન્દવર્ધન લખે છે કે एवं ध्वनेः प्रभेदान् प्रतिपाद्य तदाभासविवेकं कर्तुमुच्यते તે બતાવે છે કે ધ્વનિ એટલે જ ઉત્તમ કાવ્ય કિંવા કાવ્ય અને ધ્વનિ એટલે કાવ્યમાં પ્રધાનભૂત ધ્વનિ. ધ્વનિનું આ અંગી એટલે પ્રધાન સ્થાન કાવ્યમાં ન રહે ત્યારે તેને ધ્વનિના આભાસ તરીકે તે ઓળખે છે. આ સાથે ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય તે ચર્ચે છે, જે તેને મન ધ્વનિકાવ્ય નહીં પરન્તુ તેનો આભાસ માત્ર છે. આ ચર્ચાને આધારે જ મમ્મટે ઉત્તમ કાવ્ય, મધ્યમ કાવ્ય અને અધમ કાવ્ય એવા ભેદ પાડ્યા છે, વિશ્વનાથે બે ભેદ આપ્યા છે. આ કારિકા અને તેના પરની વૃત્તિમાં ગુણીભૂતવ્યંગ્યની ચર્ચા આનન્દવર્ધન કરે છે. વૃત્તિમાં કરેલી સ્પષ્ટતા આ છે. વ્યંગ્ય અર્થ બે પ્રકારનો છે. અભિધામૂલ એટલે વિવક્ષિતાન્યપરવાચ્ય અને લક્ષણામૂલ એટલે અવિવક્ષિતવાચ્ય. તે પણ સ્ફુટ અને અસ્ફુટ એવો બે પ્રકારનો હોય છે. તેમાં શબ્દશક્તિ અથવા અર્થશક્તિ વડે જે સ્ફુટ રૂપે પ્રતીયમાન થાય તે વ્યંગ્ય જ ધ્વનિનો વિષય બને; અસ્ફુટ હોય તે ધ્વન્યાભાસ સર્જે. હવે સ્ફુટ વ્યંગ્યમાં પણ જે વાચ્યના અંગરૂપે પ્રવર્તે તે યે ધ્વન્યાભાસ થાય, ધ્વનિનો વિષય ન બને. આમ, ધ્વનિને અગોચર વિષય એટલે ધ્વન્યાભાસ એટલે ગુણીભૂતવ્યંગ્ય બે પ્રકારનો છે.–(૧) શબ્દશક્તિ અને અર્થશક્તિ વડે અસ્ફુટ રૂપે પ્રતીયમાન, (૨) સ્ફુટ રૂપે પ્રતીયમાન થવા છતાં વાચ્યના અંગ રૂપે પ્રવર્તે તે.

## ૧૨. સંઘટનાનું સ્વરૂપ

अलक्ष्यक्रमव्यंग्यः संघटनायां भासते ध्वनिरित्युक्तं तत्र संघटनास्वरूपमेव तावन्निरूप्यते—

असमासा समासेन मध्यमेन च भूषिता ।
तथा दीर्घसमासेति त्रिधा संघटनोदिता ॥ (३.५)

गुणानाश्रित्य तिष्ठन्ती माधुर्यादीन्व्यनक्ति सा ।
रसान्,

અસંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિ સંઘટનામાં પણ વ્યક્ત થાય છે તે અમે (આગળ ૩.૨ માં) કહ્યું જ છે. તેના અનુસંધાનમાં હવે અમે સંઘટનાનું સ્વરૂપ જ વર્ણવીએ છીએ.

**(તદ્દન) સમાસરહિત, મધ્યમ (પ્રમાણમાં) સામાસોથી વિભૂષિત અને લાંબા સમાસોવાળી (એ રીતે) સંઘટના ત્રણ પ્રકારની માનવામાં આવી છે. (અમે તેનો અનુવાદ કરતાં કહીએ છીએ કે) તે માધુર્ય આદિ ગુણોનો આશ્રય લઈને સ્થિર થાય છે (અને) રસોને અભિવ્યક્ત કરે છે. (૩.૫–૬)**

सा सङ्घटना रसादीन् व्यनक्ति गुणानाश्रित्य तिष्ठन्तीति । अत्र च विकल्प्यं गुणानां संघटनायाश्चैक्यं व्यतिरेको वा । व्यतिरेकेऽपि द्वयी गतिः । गुणाश्रया संघटना संघटनाश्रया वा गुणा इति ।

तत्रैक्यपक्षे संघटनाश्रयगुणपक्षे च गुणानात्मभूतान्, आधेयभूतान् वाश्रित्य तिष्ठन्ती सङ्घटना रसादीन् व्यनक्तीत्ययमर्थः । यदा तु नानात्वपक्षे गुणाश्रयसङ्घटनापक्षः तदा गुणानाश्रित्य तिष्ठन्ती गुणपरतन्त्रस्वभावा न तु गुणरूपैवेत्यर्थः ।

किं पुनरेवं विकल्पनस्य प्रयोजनमिति ? अभिधीयते । यदि गुणाः सङ्घटना चेत्येकं तत्त्वं, संघटनाश्रया वा गुणाः, तदा संघटनाया इव गुणानामनियतविषयत्वप्रसङ्गः । गुणानां हि माधुर्यप्रसादप्रकर्षः करुणविप्रलम्भशृङ्गारविषय एव । रौद्राद्भुतादिविषयमोजः । माधुर्यप्रसादौ रसभावतदाभासविषयावेव । इति विषयनियमो व्यवस्थितः । संघटनायास्तु स विघटते । तथाहि शृङ्गारेऽपि दीर्घसमासा दृश्यते, रौद्रादिष्वसमासा चेति ।.......तस्मान्न संघटनास्वरूपाः, न च संघटनाश्रया गुणाः ।......

तस्माद्गुणव्यतिरिक्तत्वे गुणरूपत्वे च संघटनाया अन्यः कश्चिन्नियमहेतुर्वक्तव्यः । इत्युच्यते—

**तन्नियमे हेतु रौचित्यं वक्तृवाच्ययोः ॥ (३.६)**

तत्र वक्ता कविः कविनिबद्धो वा । कविनिबद्धश्चापि रसभावरहितो रसभावसमन्वितो वा । रसोऽपि कथानायकाश्रयस्तद्विपक्षाश्रयो वा । कथानायकश्च धीरोदात्तादिभेदभिन्नः, पूर्वस्तदनन्तरो वेति विकल्पाः ।...

तत्र तदा कविरपगतरसभावो वक्ता तदा रचनायाः कामचारः । यदा हि कविनिबद्धो वक्ता रसभावरहितस्तदा स एव । यदा तु कविः कविनिबद्धो वा वक्ता रसभावसमन्वितो, रसश्च प्रधानाश्रितत्वाद् ध्वन्यात्मभूतस्तदा नियमेनैव तत्रासमासमध्यसमासे एव संघटने । करुणविप्रलम्भशृङ्गारयोस्त्वसमासैव संघटना । कथमिव चेत्,

उच्यते । रसो यदा प्राधान्येन प्रतिपाद्यस्तदा तत्प्रतीतौ व्यवधायका विरोधिनश्च सर्वात्मनैव परिहार्याः । एवं च दीर्घसमासा संघटना समासानामनेकप्रकारसंप्रकारसंभवनया कदाचिद्रसप्रतीतिं व्यवदधातीति तस्यां नात्यन्तमभिनिवेशः शोभते । विशेषतोऽभिनयार्थे काव्ये ततोऽन्यत्र च विशेषतः करुणविप्रलम्भशृंगारयोः ।

तयोर्हि सुकुमारतरत्वात्स्वल्पायामप्यस्वच्छतायां शब्दार्थयोः प्रतीतिर्मन्थरीभवति । रसान्तरे पुनः प्रतिपाद्ये रौद्रादौ मध्यसमासा सङ्घटना कदाचिद्धीरोद्धतनायकसम्बन्धव्यापाराश्रयेण दीर्घसमासापि वा तदाक्षेपाविनाभावाविरसोचितवाच्यापेक्षया न विगुणा भवतीति सापि नात्यन्तं परिहार्या । सर्वासु च सङ्घटनासु प्रसादाख्यो गुणो व्यापी । स हि सर्वरससाधारणः सर्वघटनासाधारणश्चेत्युक्तम् ।

प्रसादातिक्रमे ह्यसमासापि सङ्घटना करुणविप्रलंभशृङ्गारौ न व्यनक्ति । तदपरित्यागे च मध्यसमासापि प्रकाशयति तस्मात्सर्वत्र प्रसादोऽनुसर्तव्यः ।

ગુણોની આશ્રિત બનીને તે સંઘટના રસાદિને વ્યક્ત કરે છે. અહીં આ પ્રકારના વિકલ્પો થાય. ગુણો અને સંઘટનાનો અભેદ છે [અર્થાત્ તેમની વચ્ચે ઐક્ય છે] અથવા ભિન્નતા છે. ભિન્નતામાં પણ બે માર્ગ છે. સંઘટના ગુણોની આશ્રિત છે અથવા ગુણો સંઘટનાના આશ્રિત છે.

ત્યાં અભેદના પક્ષે અને સંઘટનાના આશ્રિત ગુણોના પક્ષે, (અભેદના પક્ષે) આત્મભૂત અને (સંઘટનાશ્રિત પક્ષે) આધેયભૂત ગુણોને આશ્રયે સ્થિર થતી સંઘટના રસાદિને વ્યક્ત કરે છે એ અહીં અર્થ છે. બંનેના ભેદના પક્ષે 'ગુણાશ્રિત સંઘટનાપક્ષ' (એટલે કે સિદ્ધાન્તપક્ષ) લઈ એ ગુણોને આશ્રયે રહેલ ગુણોને આધીન સ્વભાવ ધરાવતી (સંઘટના) ન કે માત્ર ગુણરૂપા (સંઘટના રસોને વ્યક્ત કરે છે,) એવો અર્થ છે.

(પ્રશ્ન એ થાય છે કે) આ રીતે વિકલ્પ કરવાનું શું પ્રયોજન છે ?

(તેનો ઉત્તર અમે) આપીએ છીએ. ગુણો અને સંઘટના એ એક જ તત્ત્વ હોય (એમ માનીએ) અથવા ગુણો સંઘટનાના આશ્રિત છે એમ માનીએ, તો સંઘટનાની માફક ગુણો પણ અનિયમિત વિષયવાળા બની જશે. (ગુણોના વિષયનો નિયમ નિશ્ચિત જ છે, તેથી) જેમકે કરુણ અને વિપ્રલંભ શૃંગારમાં જ માધુર્ય અને પ્રસાદનો પ્રકર્ષ થાય છે. ઓજસ્, રૌદ્ર અને અદ્ભુતના વિષયમાં જ (પ્રધાનતઃ રહે છે). માધુર્ય અને પ્રસાદ રસ, ભાવ અને તદાભાસવિષયક જ

હોય છે -આ રીતે (ગુણોના) વિષયનિયમ બનેલા છે. પરંતુ સંઘટનામાં તે બગડી જાય છે. કારણ કે (કેટલીકવાર) શૃંગારમાં પણ દીર્ઘસમાસા સંઘટના જોવા મળે છે, રૌદ્ર વગેરેમાં અસમાસા પણ...તેથી ગુણો નથી સંઘટનાસ્વરૂપ, કે નથી સંઘટનાના આશ્રિત........

તેથી ગુણવ્યતિરિક્તત્વ અને ગુણરૂપત્વ (એ બંને પક્ષોમાં) સંઘટનાના નિયમ માટે કોઈક હેતુ બતાવવો જોઈએ. તેથી કહે છે–

**વક્તા અને વાચ્યનું ઔચિત્ય (એ જ) તે (સંઘટનાના) નિયમનનો હેતુ છે. (૩–૬)**

ત્યાં વક્તા, કવિ કે કવિનિબદ્ધ (એમ બે પ્રકારનો) હોઈ શકે છે. રસ પણ કથાનાયકનિબદ્ધ કે તેનો વિરોધી (પ્રતિનાયક)માં નિષ્ઠ (એમ બે પ્રકારનો) હોઈ શકે છે. કથાનાયક પણ ધીરોદાત્ત વગેરે (ચાર પ્રકારના) ભેદથી ભિન્ન પૂર્વ [એટલે કે મુખ્ય નાયક] અથવા તેના પછીનો [એટલે કે ઉપનાયક કે પીઠમર્દ] હોઈ શકે છે. આવા (અનેક) વિકલ્પો છે........ત્યાં જો રસભાવરહિત કવિ વક્તા હોય તો (તેને) રચનાની સ્વતંત્રતા હોય છે. વળી રસભાવરહિત કવિનિબદ્ધ વક્તા હોય ત્યારે પણ એમ જ [અર્થાત્, રચનાની સ્વતંત્રતા હોય છે.] હવે રસભાવસમન્વિત કવિ કે કવિનિબદ્ધ વક્તા હોય અને રસ પણ પ્રધાન (એવા ધ્વનિનો) આશ્રિત એવો હોતાં ધ્વન્યાત્મભૂત હોય તો ત્યાં નિયમ(બદ્ધ) રીતે અસમાસા અથવા તો મધ્યમસમાસા સંઘટના હોય. જ્યારે કરુણ અને વિપ્રલંભ શૃંગારમાં અસમાસા જ હોય.

કોઈ એમ કહે કે આમ શા માટે, તો અમારો જવાબ (આ) છે. રસ પ્રધાનતયા પ્રતિપાદ્ય હોય ત્યારે તેની પ્રતીતિમાં વિઘ્નકર અને વિરોધીઓનો પૂર્ણતયા પરિહાર કરવો જોઈએ. આ રીતે અનેક સામાસપ્રકારોની સંભાવનાને લીધે દીર્ઘસમાસ-યુક્તા સંઘટના [અર્થાત્, રચના] કેટલીકવાર રસપ્રતીતિમાં બાધક બનતી હોવાથી તેવી (રચનાનો) અત્યન્ત આગ્રહ રાખવો શોભે નહીં; વિશેષે કરીને અભિનેયાર્થ કાવ્યમાં. તેનાથી જુદાં કાવ્યોમાં (વિશેષે કરીને) કરુણ તથા વિપ્રલંભ શૃંગારમાં. તે એના અત્યંત સુકુમારપણાને લીધે શબ્દ અને અર્થની અતિ અલ્પ અસ્પષ્ટતા પણ હોય તો (રસની) પ્રતીતિ શિથિલ બની જાય છે. જ્યારે રૌદ્ર આદિ બીજા રસોના પ્રતિપાદનમાં તો ધીરોદ્ધત નાયકના સંબંધ કે વ્યાપાર આદિની સહાયે મધ્યમસમાસા સંઘટના કે દીર્ઘસમાસા સંઘટના પણ એ (દીર્ઘ સમાસરચના) વિના પ્રતીત ન થઈ શકનારા પરન્તુ રસોચિત વાચ્યાર્થપ્રતીતિની

આવશ્યકતાને લીધે પ્રતિકૂળ બનતી નથી તેથી તેનો પણ પૂર્ણ ત્યાગ ન કરવો ઘટે. વળી સર્વ સંઘટનાઓમાં પ્રસાદ નામે ગુણ વ્યાપક છે. તે તમામ રસો તથા તમામ ઘટનાઓમાં સાધારણ (ગુણ) છે તે કહ્યું જ છે પ્રસાદ ગુણનો અતિક્રમ થતાં અસમાસા રચના પણ કરુણ રસ તથા વિપ્રલંભ શૃંગારને પ્રગટ કરતી નથી. તેનો ત્યાગ ન કરવામાં આવે [અર્થાત્, સ્વીકાર કરવામાં આવે] ત્યારે મધ્યમસમાસા પણ તેમને પ્રગટ કરે છે. તેથી બધે જ પ્રસાદગુણનું અનુસરણ કરવું.

[વામને 'રીતિ કાવ્યનો આત્મા છે' એમ કહીને વિશિષ્ટા પદરચનાને રીતિ કહી છે. આ શબ્દ અને અર્થની ગુણવિશિષ્ટ રીતિને જુદા જ સંદર્ભમાં જુદી જ દૃષ્ટિએ અહીં આનન્દવર્ધન અપનાવે છે. ગુણ તથા અલંકારની માફક રીતિ પણ કાવ્યમાં રસાદિ ધ્વનિની પોષક, ઉપકારક બની રહે એવો આનંદવર્ધનનો આગ્રહ છે. તેણે રીતિ માટે સંઘટના શબ્દ ઉપયોગમાં લઈને પોતાની વિચારણા સમુચિત એવા વિસ્તાર સાથે આપી છે. તેમાંથી તેના હાર્દને પ્રગટ કરે તેટલો ભાગ અહીં લીધો છે. સંઘટનાની બાબતમાં અહીં આનન્દવર્ધન આટલી સ્પષ્ટતા કરે છે :

(૧) સંઘટના રસાદિને વ્યક્ત કરે છે, અર્થાત્ પ્રધાનભૂત રસાદિ સાથે અંગભૂત તરીકે સંઘટના સમન્વિત છે. ગુણો, તથા અલંકારોની માફક આમ રીતિ અથવા સંઘટના પણ ધ્વનિની અંગભૂત બને છે.

(૨) સંઘટના અને ગુણો એક નથી અને ગુણો સંઘટનાના આશ્રિત નથી, પરન્તુ વાસ્તવિક રીતે સંઘટના જ ગુણોની આશ્રિત છે.

(૩) સંઘટના ગુણો પર આશ્રિત છે તે સાથે સંઘટનાનું નિયમન વક્તા તથા વાચ્યના ઔચિત્યથી થાય છે. આ રીતે આ બેનું ઔચિત્ય સંઘટના સાથે સંકળાયેલું છે.

(૪) આમ સંઘટના અસમાસા હોય કે સમાસપ્રચુરા હોય તે કૃતિગત રસ તથા વક્તાના વૈશિષ્ટ્યથી નક્કી થશે.

(૫) સંઘટના ત્રણ પ્રકારની મુખ્યતયા છે. અસમાસા, મધ્યમસમાસા અને દીર્ઘસમાસા. તે ત્રણેય રીતે માધુર્યાદિ વિભિન્ન ગુણોને વ્યક્ત કરે છે.

આ સાથે સંઘટનાની જ ચર્ચામાં આચાર્ય આનન્દવર્ધન રીતિઓને પણ અનોખી રીતે ઉલ્લેખે છે. તે કહેવા માગે છે કે રીતિની ચર્ચા કરનારા

આચાર્યોના મનમાં રીતિનો પ્રતિપાદ્ય રસ વગેરે હશે તે સંભવિત છે. પરન્તુ તે રીતે તેઓ તેની સ્પષ્ટતા કરી શક્યા નથી અને રીતિને શબ્દ અર્થ સાથે સંબદ્ધ તથા ગુણરૂપી ધર્મોવાળી અને ગુણની ભૂમિકા પર પ્રકારોવાળી બતાવી આગળ ન વધ્યા. આનંદવર્ધન સંઘટનાના જ સંદર્ભમાં રીતિઓને આ રીતે ઉલ્લેખે છે, અને નિર્ણય પર આવે છે કે ધ્વનિતત્ત્વથી ભિન્ન રીતિઓની કશી આવશ્યકતા નથી.

अस्फुटस्फुरितं काव्यतत्त्वमेतद् यथोदितम् ।
अशक्नुवद्भिर्व्याकर्तुं रीतयः संप्रवर्तिताः ॥ (३.४६)

एतद् ध्वनिप्रवर्तनेन निर्णीतं काव्यतत्त्वं अस्फुटस्फुरितं सद् अशक्नुवद्भिः प्रतिपादयितुं वैदर्भी, गौडी, पाञ्चाली चेति रीतयः प्रवर्तिताः । रीतिलक्षमणविधायिनां हि काव्यतत्त्वमेतदस्फुटतया मनाक् स्फुरितमासीदिति लक्ष्यते । तदत्र स्फुटतया संप्रदर्शिते नान्येन रीतिलक्षणेन किंचित् ।

આ રીતે એક બાજુ આનન્દવર્ધન રીતિના પોતાના પુરોગામીઓના અભિગમને અમાન્ય કરે છે અને બીજી બાજુ તેને સંઘટના કહી તેનાં નવાં નામ આપી તેને રસાદિ તથા ધ્વનિનો પ્રકાશક અને તે રીતે તેની અંગભૂત બનાવી દે છે. આ છતાં હજી સંઘટના શૈલી style બનતી નથી, dictionથી બહુ આગળ વધી નથી. સંઘટના અને કવિપ્રતિભાના સંબંધની ચર્ચા પણ આનંદવર્ધન ખાસ કરતો નથી.]

## ૧૩. સહૃદયત્વ એટલે શું

...... किमिदं सहृदयत्वं नाम ? किं रसभावानपेक्षकाव्याश्रितसमयविशेषाभिज्ञत्वं, उत रसभावादिमयकाव्यस्वरूपपरिज्ञाननैपुण्यम् । पूर्वस्मिन्पक्षे तथाविधसहृदयव्यवस्थापितानां शब्दविशेषाणां चारुत्वनियमो न स्यात् । पुनः समयान्तरेणान्यथापि व्यवस्थापनसंभवात् । द्वितीयस्मिंस्तु पक्षे रसज्ञतैव सहृदत्वमिति । तथाविधैः सहृदयैः संवेद्यो रसादिसमर्पणसामर्थ्यमेव नैसर्गिकं शब्दानां विशेष इति व्यञ्जकत्वाश्रय एव तेषां मुख्यं चारुत्वम् । वाचकत्वाश्रयस्तु प्रसाद एवार्थापेक्षायां तेषां विशेषः । अर्थानपेक्षायां त्वनुप्रासादिरेव । (तृतीय उद्द्योतः)

આ સહૃદયત્વ એ શું છે ? રસભાવથી અનપેક્ષ કાવ્યાશ્રિત સંકેત વિષયનું જ્ઞાન કે પછી રસભાવાદિમય કાવ્યસ્વરૂપના પરિજ્ઞાનની નિપુણતા ? પહેલો

પક્ષ (સ્વીકારીએ તો) આ પ્રકારના સહૃદયોએ નિર્ધારિત કરેલ શબ્દવિશેષોના ચારુત્વના નિયમ જ ન બની શકે, કારણ, બીજી વાર અન્ય સંકેતોથી પણ તેમનું વ્યવસ્થાપન થઈ શકે.

જ્યારે બીજા પક્ષે રસજ્ઞતા એ જ સહૃદયત્વ એવો અર્થ થાય છે. આવા સહૃદયો વડે સંવેદ્ય રસાદિના સમર્પણ [અર્થાત્ રસાભિવ્યક્તિ]નું નૈસર્ગિક સામર્થ્ય એ જ શબ્દોની વિશેષતા છે, તેથી મુખ્યતયા વ્યંજકત્વનું આશ્રિત જ શબ્દોનું ચારુત્વ (નક્કી થાય છે). વાચકત્વાશ્રય એ (શબ્દોના) અર્થની અપેક્ષા હોતાં પ્રસાદ ગુણ જ તેમનો વિશેષ [અર્થાત્ ભેદક] છે. અને અર્થની અપેક્ષા ન હોતાં અનુપ્રાસાદિ માત્ર (અન્ય સાધારણ શબ્દોથી તેમનો વિશેષ એટલે ભેદક છે.)

[કવિ કાલિદાસ પોતાના સહૃદય વાચકોને सन्तः તથા विद्वांसः તરીકે ઓળખે છે અને પોતે તેમની પાસે પોતાનાં કાવ્યો રજૂ કરતાં કહે છે કે : आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् (શાકુન્તલ) અને तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः । हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥ (રઘુવંશ). સહૃદય એટલે કોણ તેની વ્યાખ્યાઓ આલંકારિકો પણ આપે છે. કવિપ્રતિભા એ અભિનવગુપ્ત કહે છે તેમ अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा છે, તો એ કવિને વાંચી સમજી શકનાર એ સહૃદયની પણ એક વિશેષા પ્રજ્ઞા છે. કાવ્યસર્જન શક્તિ માગી લે છે તે જ રીતે કાવ્યનું આસ્વાદન પણ શક્તિ માગી લે છે. આ સહૃદયત્વ શેમાં છે તે પ્રશ્નની ચર્ચા કરતા અહીં આનન્દવર્ધન કહે છે કે રસજ્ઞતા એજ સહૃદયત્વ છે અને રસજ્ઞ કિંવા સહૃદયના હૃદયમાં રસાદિમય કાવ્યસ્વરૂપના પરિજ્ઞાનની અને તેની પાછળ રસાસ્વાદનની નિપુણતા હોય છે. ટૂંકામાં સહૃદયતા એટલે કાવ્યના સૌંદર્યને સમજવા, પામવા, આસ્વાદવાની હૃદયની સૂઝ. આ સૂઝ હોય તે જ કાવ્યનો રસાસ્વાદ માણી શકે. અને કૃતિના રસ દ્વારા કવિહૃદયનો વાચકહૃદયની સાથે સંવાદ આ રીતે જ સંભવે. વળી આચાર્ય આનન્દવર્ધન સહૃદય એટલે કાવ્યસ્વરૂપ, કાવ્યસર્જન વગેરેનાં રહસ્ય સમજી શકનાર એવો અર્થ પણ કરે છે અને તેથી જ તેનું વિધાન છે કે : तेन ब्रूमः सहृदयमनःप्रीतये तत्स्वरूपम् (૧.૧) અને અભિનવગુપ્ત કહે છે કે : येषां काव्यानुशीलनाभ्यासवशाद् विशदीभूते मनोमुकुरे वर्णनीयतन्मयीभवनयोग्यता ते सहृदयसंवादभाजः सहृदयाः । આ સહૃદયત્વ હોય ત્યાં જ આનન્દવર્ધન અપેક્ષા રાખે છે તેવી રસજ્ઞતા એટલે કે રસાસ્વાદનક્ષમતા તેમ જ રસભાવાદિમય કાવ્યસ્વરૂપના જ્ઞાનની નિપુણતા સંભવે.]

## ૧૪. રસભંગના હેતુઓ

कानि पुनस्तानि विरोधीनि यानि यत्नतः कवेः परिहर्तव्यानीत्युच्यते–

विरोधिरससंबन्धिविभावादिपरिग्रहः ।
विस्तरेणान्वितस्यापि वस्तुनोऽन्यस्य वर्णनम् ॥ (३.१८)

अकाण्ड एव विच्छित्तिरकाण्डे च प्रकाशनम् ।
परितोषं गतस्यापि पौनःपुन्येन दीपनम् ।
रसस्य स्याद् विरोधाय वृत्त्यनौचित्यमेव च ॥ (३.१९)

प्रस्तुतरसापेक्षया विरोधी यो रसस्तस्य सम्बन्धिनां विभावानुभावव्यभिचारिणां परिग्रहो रसविरोधहेतुरेकः सम्भावनीयः । तत्र विरोधिरसविभावपरिग्रहो यथा, शान्तरस विभावेषु तद्विभावतयैव निरूपितेष्वनन्तरमेव शृङ्गारादिविभाववर्णने । विरोधिरसभावपरिग्रहो यथा प्रियं प्रति प्रणयकलहकुपितासु कामिनीषु वैराग्यकथाभिरनुनये । विरोधिरसानुभावपरिग्रहो यथा प्रणयकुपितायां प्रियायामप्रसीदन्त्यां नायकस्य कोपावेशविवशस्य रौद्रानुभाववर्णने ।

अयं चान्यो रसभङ्गहेतुर्यत् प्रस्तुतरसापेक्षया वस्तुनोऽन्यस्य कथंचिदन्वितस्यापि विस्तरेण कथनम् । यथा विप्रलम्भशृंगारे नायकस्य कस्यचिद् वर्णयितुमुपक्रान्ते कवेर्यमकाद्यलंकारनिबन्धनरसिकतया महता प्रबन्धेन पर्वतादिवर्णने ।

अयं चापरो रसभङ्गहेतुरवगन्तव्यो यदकाण्ड एव विच्छित्ती रसस्याकाण्ड एव च प्रकाशनम् ।........

पुनश्चायमन्यो रसभङ्गहेतुरवधारणीयो यत्परिपोषं गतस्यापि रसस्य पौनःपुन्येन दीपनम् । उपभुक्तो हि रसः स्वसामग्रीलब्धपरिपोषः पुनः पुनः परामृश्यमाणः परिम्लानकुसुमकल्पः कल्पते ।

तथावृत्तेर्व्यवहारस्य यदनौचित्यं तदपि रसभंगहेतुरेव । यथा नायकं प्रति नायिकायाः कस्याश्चिदुचितां भङ्गिमन्तरेण स्वयं सम्भोगाभिलाषकथने । यदि वा वृत्तीनां भरतप्रसिद्धानां कैशिक्यादीनां काव्यालंकारान्तरप्रसिद्धानामुपनागरिकाद्यानां वा यदनौचित्यमविषये निबन्धनं तदपि रसभङ्गहेतुः ।

કવિએ સપ્રયત્ન નિવારવા યોગ્ય એ કવિ માટેનાં વિરોધી સ્થાન કયાં એ બાબતમાં કહે છે કે—

**વિરોધી રસસંબંધી વિભાવાદિનું ગ્રહણ કરી લેવું, (રસની સાથે) સંબદ્ધ હોવા છતાં પણ અન્ય વસ્તુનું વિશેષ વિસ્તાર સહ વર્ણન**

કરવું, એકાએક (રસની) સમાપ્તિ અને એકાએક રસનું પ્રકાશન, પૂર્ણ રીતે પોષાવા છતાં રસનું ફરી ફરી ઉદ્દીપન, અને વ્યવહારનું અનૌચિત્ય (આ પાંચ) રસના વિરોધી છે. (૩.૧૮–૧૯)

પ્રસ્તુત રસની અપેક્ષાએ વિરોધી એવા રસની સાથે સંબંધ ધરાવનાર વિભાવ અનુભાવોનો સ્વીકાર એ રસવિરોધનો (પ્રથમ) સંભાવિત હેતુ છે. તેમાં વિરોધી રસના વિભાવનો પરિગ્રહ જેમકે, શાન્ત રસના વિભાવોના તેના વિભાવ-રૂપમાં જ કરેલા વર્ણન પછી તરત જ શૃંગારાદિના વિભાવોનું વર્ણન કરવું તે.

વિરોધી રસના ભાવના [ અર્થાત્ વ્યભિચારીના ] પરિગ્રહનું ઉદાહરણ જેવું કે, પ્રણયકલહના (પ્રિય પ્રતિ) કુપિતા કામિનીઓને વૈરાગ્યકથાઓથી મનાવવાની (પ્રવૃત્તિ કરવી તે.)

વિરોધી રસના અનુભાવના પરિગ્રહનું ઉદાહરણ જેવું કે, (પ્રિય પ્રતિ) પ્રણયકલહમાં કુપિતા પ્રિયા પ્રસન્ન થતાં કોપના આવેશથી વિવશ નાયક રૌદ્રના અનુભાવોનું વર્ણન (કરે તે.)

પ્રસ્તુત રસ સાથે કોઈક રીતે સંબદ્ધ હોવા છતાં (તે રસથી ભિન્ન) કોઈ બીજી વસ્તુનું સવિસ્તર વર્ણન એ રસભંગનો બીજો હેતુ છે. ઉદાહરણ લઈએ તો, કોઈ એક નાયકના વિપ્રલંભ શૃંગારના વર્ણનમાં યમકાદિ અલંકારની યોજ-નાનો અનુરાગી કવિ ભારે વિસ્તાર સાથે પર્વતાદિનું વર્ણન કરે તે.

આકસ્મિક રીતે અથવા અનવસર રસને વિચ્છિન્ન કરવોઅ થવા અનવસર તેનું પ્રકાશન કરવું એ વધારાનો રસભંગનો હેતુ છે.

વળી પરિપોષને પામેલા એવા રસનું પણ ફરી ફરી ઉદ્દીપન કરવું એ અન્ય [ ચોથો ] રસભંગનો હેતુ છે. (કારણ) એ કે પોતાની સામગ્રીથી પોષણ પામેલો અને ઉપભોગ કરાયેલો રસ વારંવાર ફરી સ્પર્શ કરવાથી ચોળાયેલા ફૂલના જેવો (મ્લાન) બની જાય છે.

આ જ રીતે વૃત્તિના વ્યવહારનું અનૌચિત્ય એ પણ રસભંગનો હેતુ જ છે. ઉદાહરણ તરીકે નાયક પ્રતિ કોઈ નાયિકા યોગ્ય હાવભાવ વિના પોતે જ પોતાની સંભોગની અભિલાષા કહે (ત્યારે રસભંગ થાય છે.) અથવા ભરતમાં પ્રસિદ્ધ કૈશિકી આદિ વૃત્તિઓનું અને અન્ય કાવ્યાલંકારોમાં પ્રસિદ્ધ ઉપનાગરિકા આદિ વૃત્તિઓનું જે અનૌચિત્ય અર્થાત્ અવિષયમાં નિબંધન તે પણ (પાંચમો) રસભંગનો હેતુ છે.

[ અહીં આનન્દવર્ધને રસભંગના પાંચ હેતુ આપ્યા છે. તેની વિગતો ૨૫૪ છે. આ પછી તેણે સત્કવિઓએ રસભંગથી બચવા માટે જે સાવધાની રાખવી જરૂરી છે તે શ્લોકો રૂપે આપ્યું છે તે મહત્ત્વપૂર્ણ છે.

मुख्याः व्यापारविषयाः सुकवीनां रसादयः।
तेषां निबन्धने भाव्यं तैः सदैवाप्रमादिभिः ॥
नीरसस्तु प्रबन्धो यः सोऽपशब्दो महान् कवेः ।
स तेनाकविरेव स्यादन्येनास्मृतलक्षणः ॥
पूर्वे विशृंखलगिरः कवयः प्राप्तकीर्तयः ।
तान् समाश्रित्य न त्याज्या नीतिरेषा मनीषिणा ॥
वाल्मीकिव्यासमुख्याश्च ये प्रख्याता कवीश्वराः ।
तदभिप्रायबाह्योऽयं नास्माभिर्दर्शितो नयः ॥ ]

## ૧૫. રસોના વિરોધિત્વનું દૂરીકરણ

एवमेषां रसविरोधनामन्येषां चानया दिशा स्वयमुत्प्रेक्षितानां परिहारे सत्कविभिरवहितैर्भवितव्यम्। परिकरश्लोकाश्चात्र––

मुख्या व्यापारविषयाः सुकवीनां रसादयः ।
तेषां निबन्धने भाव्यं तैः सदैवाप्रमादिभिः ॥
नीरसस्तु प्रबन्धो यः सोऽपशब्दो महान्कवेः ।
स तेनाकविरेव स्यादन्येनास्मृतलक्षणः ॥
पूर्वे विशृङ्खलगिरः कवयः प्राप्तकीर्तयः ।
तान्समाश्रित्य न त्याज्या नीतिरेषा मनीषिणा ॥
वाल्मीकिव्यासमुख्याश्च ये प्रख्याता कवीश्वराः ।
तदभिप्रायबाह्योऽयं नास्माभिर्दर्शितो नयः ॥

**विवक्षिते रसे लब्धप्रतिष्ठे तु विरोधिनाम् ।**
**बाध्यानामङ्गभावं वा प्राप्तानामुक्तिरुच्छला ॥ (३.२०)**

स्वसामग्रीलब्धपरिपोषे तु विवक्षिते रसे विरोधिनां विरोधिरसाङ्गानां बाध्यानामङ्गभावं वा प्राप्तानां सतामुक्तिरदोषा । बाध्यत्वं हि विरोधिनां शक्याभिभवत्वे सति नान्यथा । तेषामुक्तिः प्रस्तुतरसपरिपोषायैव संपद्यते । अङ्गभावं प्राप्तानां च तेषां तावदुक्तावविरोध एव । यथा विप्रलम्भशृ गारे तदङ्गानां व्याध्यादीनां तदङ्गानामेवादोषो नातदङ्गानाम् । तदङ्गत्वे च सभवत्यपि मरणस्योपन्यासो न न्याय्यः । आश्रयविच्छेदे रसस्यात्यन्तविच्छेदप्राप्तेः । करुणस्य तु तथाविधे विषये परिपोषो भविष्यतीति चेत्।

न। तस्याप्रस्तुतत्वात् प्रस्तुतस्य च विच्छेदात्। यत्र तु करुणस्यैव काव्यार्थत्वं तत्राविरोधः। शृंगारे वा मरणस्यादीर्घकालप्रत्यापत्तिसंभवे कदाचिदुपनिबन्धो नात्यन्तविरोधी। दीर्घकालप्रत्यापत्तौ तु तस्यान्तरा प्रवाहविच्छेद एवेत्येवंविधेतिवृत्तोपनिबन्धनं रसबन्धप्रधानेन कविना परिहर्तव्यम्।

આ રીતે આ (પાંચ) રસવિરોધી (હેતુઓ)ના અને આ માર્ગે જાતે સમજી લીધેલા (અન્ય રસભંગના હેતુઓના) પરિહાર બાબત (સતત) સારા કવિઓએ સાવધાન રહેવું જોઈએ. અહીં આ એ મતલબના શ્લોકો છે :

રસાદિ કવિઓના મુખ્ય વ્યાપારના વિષય છે. તેમના નિબન્ધનમાં તેમણે હમેશાં પ્રમાદરહિત બની રહેવું જોઈએ.

નીરસ પ્રબન્ધ (જે રચાય) તે કવિને માટે ભારે અપકીર્તિ (કરાવનાર) બને છે. આથી તે અકવિ જ બની જાય. બીજાઓ તેનું નામ (પણ) યાદ ન કરે.

પહેલાં જે સ્વચ્છંદ રચના કરનારા કવિઓ કીર્તિ પ્રાપ્ત કરી ચૂક્યા છે, તેમના (દાખલાને) આધારે બુદ્ધિશાળી (નવા કવિએ) આ (રસભંગના તમામ હેતુ નિવારવાની) નીતિ ન છોડવી.

(કારણ કે) વ્યાસ, વાલ્મીકિ વગેરે જે પ્રસિદ્ધ કવીશ્વરો થઈ ગયા છે, તેમના અભિપ્રાયથી જુદી નીતિ અમે બતાવી નથી.

વિવક્ષિત (પ્રધાન) રસ પૂરો પોષાયેલો થઈ જતાં તો વિરોધી-(રસના) બાધ્ય અથવા અંગરૂપતાની પ્રાપ્તિનાં કથન દોષરહિત બને છે. (૩.૨૦)

વિવક્ષિત રસ પોતાની (વિભાવાદિ) સામગ્રીથી પરિપુષ્ટ થઈ જતાં વિરોધીઓનાં એટલે કે વિરોધી રસોનાં અંગોનાં બાધ્યત્વ કે અંગભાવની પ્રાપ્તિરૂપ વર્ણન કરવામાં કોઈ દોષ નથી. (કારણ કે) વિરોધીઓ (એટલે વિરોધી રસાંગો)-નું બાધ્યત્વ, તેમનો અભિભવ સંભવિત બને તો જ શક્ય બને છે, બીજી રીતે નહીં. અને તેમનું (બાધ્ય રૂપ) વર્ણન પ્રસ્તુત રસનો પરિપોષ જ કરે છે.

તે તમામ અંગભાવને પ્રાપ્ત કરે ત્યારે તો વિરોધિત્વનું જ શમન થઈ જાય છે. એ વિરોધી રસાંગોનો અંગભાવ પણ સ્વાભાવિક અથવા સમારોપિત (એમ બે) પ્રકારે થઈ શકે છે. એ બે પૈકી એમાં જેમનો સ્વાભાવિક અંગભાવ હોય તેમના વર્ણનમાં તો અવિરોધ જ છે. જેમકે વિપ્રલંભ શૃંગારમાં (તેમના

અંગભૂત) વ્યાધિ વગેરેનો (અવિરોધ). એ (વ્યાધિ આદિ વ્યભિચારી ભાવોમાં) એના [ એટલે કે વિપ્રલંભશૃંગારના ] અંગભૂત (વ્યભિચારીઓનું) વર્ણન જ દોષરહિત છે, તેમનાથી ભિન્ન તે (વિપ્રલંભશૃંગાર) નાં અંગ નથી તેમનું નહીં. તેના અંગ તરીકે સંભવે તો પણ મરણનું વર્ણન કરવું એ ઉચિત નથી. કારણકે આશ્રયનો [ અર્થાત્ આલમ્બનવિભાવનો ] જ નાશ થઈ જતાં રસનો (પણ) અત્યન્ત નાશ થઈ જાય છે. કોઈ એમ કહે કે એવી પરિસ્થિતિમાં કરુણરસનો પરિપોષ થાય છે, તો તેમ કહેવું એ યોગ્ય નથી. કારણ કે તે (કરુણરસ) પ્રસ્તુત નથી અને જે પ્રસ્તુત (વિપ્રલંભશૃંગાર) છે, તેનો અત્યન્ત વિચ્છેદ થઈ જાય છે. (છતાં) કરુણ રસ જ કાવ્યનો મુખ્ય રસ હોય ત્યાં તો (મરણના વર્ણનમાં પણ) વિરોધ નથી. અથવા તો શૃંગારમાં (પણ) થોડા જ સમય બાદ (પુનર્જીવિત થવાને પરિણામે) ફરી સમાગમની શક્યતા હોય તો મરણનું પણ વર્ણન કોઈક વખત બહુ વિરોધકર બનતું નથી. (પરન્તુ જ્યાં) લાંબા સમય પછી જ (આવો) સમાગમ સંભવે, ત્યાં તો વચ્ચે જ રસપ્રવાહનો વિચ્છેદ થઈ જાય છે. રસમય રચનાને મુખ્યતઃ સર્જનારા કવિએ આ પ્રકારના ઇતિવૃત્તનું વર્ણન નિવારવું ઘટે.

[ કવિઓ ગમે તેટલા પ્રમાણમાં આચાર્યોને અનુસરે તો પણ કવિઓ પોતાની મરજી પ્રમાણે યે ચાલતા હોય છે. આથી એવું પણ બને કે કવિઓ માટે જે લક્ષણો રસના વિરોધી ગણાયાં હોય તેને જ પ્રયોજી કવિ રસાવિરોધિત્વમાં કાવ્યને પડવા ન દે. આવાં ઉદાહરણોમાંથી પછી આલોચકો નવા સિદ્ધાન્તો તારવે. તે રીતે આ રસના વિરોધિત્વના દૂરીકરણના સિદ્ધાન્તો અહીં નિષ્પન્ન થાય છે. આનન્દવર્ધનની તીક્ષ્ણ વેધક દૃષ્ટિ કાવ્યનાં અનેકાનેક ગૂઢતમ રહસ્યો તારવવાની ક્ષમતા ધરાવે છે તેનું આ પ્રમાણ છે.]

## ૧૬. ગુણીભૂતવ્યંગ્યનું સ્વરૂપ

विमतिविषयो य आसीन्मनीषिणां सततमविदित सतत्त्वः ।
ध्वनिसंज्ञितः प्रकारः काव्यस्य व्यञ्जितः सोऽयम् ॥ (३.३४)

प्रकारोऽन्यो गुणीभूतव्यङ्ग्यः काव्यस्य दृश्यते ।
यत्र व्यंग्यान्वये वाच्यचारुत्वं स्यात्प्रकर्षवत् ॥ (३.३५)

व्यङ्ग्योऽर्थो ललनालावण्यप्रख्यो यः प्रतिपादितस्तस्य प्राधान्ये ध्वनिरित्युक्तम् । तस्यैव तु गुणीभावेन वाच्यचारुत्वप्रकर्षे गुणीभूतव्यङ्ग्यो नाम प्रभेदः प्रकल्प्यते । तत्र वस्तुमात्रस्य व्यङ्ग्यस्य तिरस्कृतवाच्येभ्यः शब्देभ्यः प्रतीयमानस्य कदाचिद्वाच्यरूपवाक्या-

र्थापेक्षया गुणीभावे गुणीभूतव्यंग्यता । ........अतिरस्कृतवाच्येभ्योऽपि शब्देभ्यः प्रतीयमानस्य व्यङ्ग्यस्य कदाचिद्वाच्यप्राधान्येन चारुत्वापेक्षया गुणीभावे सति गुणीभूतव्यंग्यता ।....

प्रसन्नगम्भीरपदाः काव्यबन्धाः सुखावहाः ।
ये च तेषु प्रकारोऽयमेवं योज्यः सुमेधसा ॥ (३.३६)

ધ્વનિ નામે જે કાવ્યભેદ (તાર્કિકો અને અન્ય) વિદ્વાનોના મતભેદનો વિષય હોવાથી (આજ સુધી) સતત લગભગ અવિદિત રહ્યો હતો, તેને અમે આ રીતે પ્રગટ કર્યો છે. (૩.૩૪)

કાવ્યનો ગુણીભૂતવ્યંગ્ય નામે બીજો પ્રકાર પણ જોવા મળે છે, જ્યાં વ્યંગ્યનો સંબંધ હોતાં (તેની તુલનાએ) વાચ્યનું ચારુત્વ અધિક પ્રકર્ષયુક્ત હોય છે. (૩.૩૫)

લલનાઓના લાવણ્યને સમાન જે વ્યંગ્ય અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું તેનું પ્રાધાન્ય હોય ત્યારે ધ્વનિ(કાવ્ય બને છે) તે અમે કહી ચૂકયા છીએ. એ (વ્યંગ્યપ્રધાન ધ્વનિ) નો ગુણીભાવ થવાથી વાચ્ય (અર્થના) ચારુત્વનો પ્રકર્ષ થાય છે (તેનાથી) ગુણીભૂતવ્યંગ્ય નામે કાવ્યભેદ કલ્પવામાં આવે છે. ત્યાં તિરસ્કૃત વાચ્યવાળા શબ્દોથી પ્રતીયમાન વસ્તુ વાચ્ય રૂપ વાકયાર્થની અપેક્ષાએ વ્યંગ્યનો કોઈકવાર ગુણીભાવ થતાં ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય બને છે........કોઈક વાર અતિતિરસ્કૃતવાચ્ય શબ્દોથી પ્રતીયમાન વ્યંગ્ય કાવ્યના ચારુત્વની તુલનાએ વાચ્યનું પ્રાધાન્ય હોવાથી (તેનો) ગુણીભાવ થઈ જવાથી ગુણીભૂતવ્યંગ્યતા થઈ જાય છે.

પ્રસન્ન અને ગંભીર [અર્થાત પ્રસાદ ગુણયુક્ત અને વ્યંગ્યના સંબંધે અર્થગાંભીર્યયુક્ત] જે આનન્દદાયી કાવ્યરચનાઓ થાય, તેમાં બુદ્ધિશાળી કવિએ આ (બીજા) પ્રકારનો પ્રયોગ કરવો. (૩ ૩૬)

[ વ્યંગ્યનું કાવ્યમાં પ્રાધાન્ય એટલે ધ્વનિ અને ધ્વનિ જેમાં પ્રવર્તે તે ધ્વનિકાવ્ય એ વાત આનંદવર્ધને સવિસ્તર ચર્ચી છે. આ પછી વાચ્યાર્થની અપેક્ષાએ ધ્વનિનો ગુણીભાવ હોય તેવી સ્થિતિમાં પણ કાવ્યરચનાઓ થતી હોય છે અને તે ધ્વનિકાવ્ય જેવી ઉત્તમ ન હોવા છતાં પ્રમાણમાં સારી હોય છે તે જોતાં આનન્દવર્ધન ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય પણ સ્વીકારે છે અને તેના પ્રયોગોને પણ આવકારે છે. મમ્મટ આને મધ્યમકાવ્ય કહે છે. આનન્દવર્ધને અહીં સ્પષ્ટ

કર્યું છે કે જ્યાં વ્યંગ્યાર્થની અપેક્ષાએ વાચ્યાર્થ અધિક ચમત્કારી હોય, છતાં કાવ્યમાં વ્યંગ્યાર્થનું પ્રવર્તન અવશ્ય હોય, ત્યાં ગુણીભૂતવ્યંગ્યકાવ્ય બને છે. આમ કહી તેણે તેના આઠ પ્રકારો આપ્યા છે, જે આ પ્રમાણે છે : (૧) ઇતરાંગ વ્યંગ્ય, (૨) કાકુથી આક્ષિપ્ત વ્યંગ્ય, (૩) વાચ્યસિદ્ધિનો અંગભૂતવ્યંગ્ય, (૪) સંદિગ્ધપ્રાધાન્યવ્યંગ્ય, (૫) તુલ્યપ્રાધાન્યવ્યંગ્ય, (૬) અસ્ફુટવ્યંગ્ય, (૭) અગૂઢ વ્યંગ્ય (૮) અસુન્દર વ્યંગ્ય. આ તમામમાં વ્યંગ્યનું પ્રાધાન્ય એટલે ધ્વનિ ઝાંખો પડે છે તેથી તેને ધ્વનિકાવ્ય કહેવાને બદલે આ નામ આપે છે.]

## ૧૭. ચિત્રકાવ્યનું સ્વરૂપ

प्रधानगुणभावाभ्यां व्यङ्ग्यस्यैवं व्यवस्थिते ।
काव्ये उभे ततोऽन्यद्यत्तच्चित्रमभिधीयते ॥ (३.४२)
चित्रं शब्दार्थभेदेन द्विविधं च व्यवस्थितम् ।
तत्र किंचिच्छब्दचित्रं वाच्यचित्रमतः परम् ॥ (३.४३)

............रसभावादितात्पर्यरहितं व्यंग्यार्थविशेषप्रकाशनशक्तिशून्यं च काव्यं केवलवाच्यवाचकवैचित्र्यमात्राश्रयेणोपनिबद्धमालेख्यप्रख्यं यदाभासते तच्चित्रम् । न तन्मुख्यं काव्यम् । काव्यानुकारो ह्यसौ ।

આ રીતે વ્યંગ્ય પ્રધાન અને ગુણભાવે (કાવ્યમાં) વ્યવસ્થિત થતાં તે બંને (ધ્વનિ અને ગુણીભૂતવ્યંગ્ય) કાવ્ય (અનુક્રમે) થાય છે. આ બેથી જુદું જે (બાકી) કાવ્ય રહી જાય તેને ચિત્રકાવ્ય કહે છે. શબ્દ અને અર્થના ભેદે ચિત્રકાવ્ય બે પ્રકારનું છે. તેમાં કેટલાંક શબ્દચિત્ર હોય છે અને તે સિવાયનાં બીજાં વાચ્યચિત્ર હોય છે. (૩.૪૨–૪૩)

.........રસ, ભાવ આદિનો તાત્પર્યથી રહિત, વ્યંગ્યાર્થવિશેષના પ્રકાશનની શક્તિ વિનાનું કાવ્ય, જે વાચ્ય તથા વાચકના વૈચિત્ર્યના આશ્રયે ચિત્રને સમાન પ્રતીત થાય છે, તેને ચિત્રકાવ્ય કહે છે. તે મુખ્યતયા કાવ્ય નથી. તે કાવ્યની નકલ માત્ર છે.

[ આનન્દવર્ધન ચિત્રકાવ્યની વ્યાખ્યા કરે છે ત્યારે તેના મનમાં એક બાબતની સ્પષ્ટતા છે. આ કાવ્ય નથી પરન્તુ કાવ્યની નકલ માત્ર છે. તેણે ધ્વનિકાવ્ય અને જેમાં ધ્વનિનો આભાસ છે તે ગુણીભૂતવ્યંગ્ય, બેને કાવ્ય તરીકે સ્વીકાર્યાં છે અને ત્રીજાને ચિત્રકાવ્ય તરીકે ઉલ્લેખ્યું છે. કાવ્ય નામે તે રચાયા કરે છે તેને લીધે ચિત્રકાવ્યને કાવ્યની નકલ કહેવાનાં તેણે આ કારણો

આપ્યાં છે : (૧) રસભાવાદિના તાત્પર્યથી રહિત આ કાવ્ય છે. (૨) તેમાં વ્યંગ્યાર્થના વિશેષ પ્રકાશનની શક્તિ એટલે કે ક્ષમતા નથી. (૩) તેમાં માત્ર અર્થ અને શબ્દનું વૈચિત્ર્ય હોય છે. (૪) વિશેષે તે વાચ્યચિત્ર જેવું આભાસી હોય છે. (૫) તેમાં શબ્દચિત્ર મળે છે, વાચ્યચિત્ર પણ. આમાંથી જ પ્રશ્ન થયો કે આ કાવ્યને કાવ્ય તરીકે માન્ય કરાય કે નહીં ? અને આનન્દવર્ધનની પાછળ મમ્મટે તેને અધમ કાવ્ય તરીકે માન્ય કર્યું, પણ વિશ્વનાથે તેનો સ્વીકાર ન કર્યો.]

## ૧૮. ધ્વનિથી અનન્ત બનતી કવિપ્રતિભા

एवं ध्वनिं सप्रपञ्चं विप्रतिपत्तिनिरासार्थं व्युत्पाद्य तद्व्युत्पादने प्रजोजनान्तरमुच्यते—

ध्वनेर्यः सगुणीभूतव्यंग्यस्याध्वा प्रदर्शितः ।
अनेनानन्त्यमायाति कवीनां प्रतिभागुणः ॥ (४.१)

य एष ध्वनेर्गुणीभूतव्यंग्यस्य च मार्गः प्रकाशितस्तस्य फलान्तरं कविप्रतिभानन्त्यम् ।......

अतो ह्यन्यतमेनापि प्रकारेण विभूपिता ।
वाणी नवत्वमायाति पूर्वार्थान्वयवत्यपि ॥ (४.२)

अतो हि ध्वनेरुक्तप्रभेदमध्यादन्यतमेनापि प्रकारेण विभूषिता सती वाणी पुरातनकविनिबद्धार्थसंस्पर्शवत्यपि नवत्वमायाति ।

આમ વિપ્રતિપત્તિઓના નિરાકરણ માટે (ભેદો અને ઉપભેદોના) પ્રપંચ સહિત ધ્વનિનું નિરૂપણ કરીને, તેના નિરૂપણનું અન્ય પ્રયોજન પણ (ગ્રંથકાર) બતાવે છે.

**ગુણીભૂતવ્યંગ્ય સહિત ધ્વનિનો જે આ માર્ગ પ્રદર્શિત કર્યો, તેથી કવિની પ્રતિભાશક્તિ અનન્તતાને પ્રાપ્ત કરે છે. (૪.૧)**

ધ્વનિ અને ગુણીભૂતવ્યંગ્યનો જે આ માર્ગ પ્રગટ કર્યો છે તેનું વધારાનું ફળ છે કવિની પ્રતિભાની અનન્તતા.

**આથી (આ બે પૈકી) કોઈપણ એક એક પ્રકારેયે વિભૂષિત (કવિની) વાણી આગલા અર્થ અને અન્વયથી યુક્ત હોય (વાચ્યવાચકભાવ સાથે સંબદ્ધ હોય) તો પણ નવીનતાને પ્રાપ્ત કરે છે. (૪-૨)**

આથી જ ધ્વનિના ઉક્ત પ્રભેદો પૈકી કોઈ પણ એક પ્રકારે વિભૂષિત, પુરાતન કવિઓએ નિબદ્ધ અર્થોનું વર્ણન કરનારી વાણી પણ નવીનતા [અર્થાત્ નવા ચારુત્વને] પ્રાપ્ત કરે છે.

[ધ્વનિકાવ્ય અને ગુણીભૂતવ્યંગ્ય કાવ્યથી કવિપ્રતિભા વૈવિધ્યપૂર્ણ અને અનન્ત બને છે તેમ કહીને પણ આચાર્ય આનન્દવર્ધન ધ્વનિનું ગૌરવગાન કરે છે તે સ્પષ્ટ છે.]

## ૧૯. પ્રબન્ધોમાં રસ

व्यंग्यव्यञ्जकभावेऽस्मिन्विविधे संभवत्यपि ।
रसादिमय एकस्मिन्कविः स्यादवधानवान् ।। (४.५)

अस्मिन्नर्थानन्त्यहेतौ व्यङ्ग्यव्यञ्जकभावे विचित्रे संभवत्यपि कविरपूर्वलाभार्थी रसादिमय एकस्मिन्व्यङ्ग्यव्यञ्जकभावे यत्नादवधीत । रसभावतदाभासरूपे हि व्यंग्ये तद्व्यञ्जकेषु च यथानिर्दिष्टेषु वर्णपदवाक्यरचनाप्रबन्धेष्ववहितमनसः कवेः सर्वमपूर्वं काव्यं सम्पद्यते । तथा च रामायणमहाभारतादिषु सङ्ग्रामादयः पुनःपुनरभिहिता अपि नवनवाः प्रकाशन्ते । प्रबन्धे चाङ्गीरस एक एवोपनिबध्यमानोऽर्थविशेषलाभं छायातिशयं च पुष्णाति । कस्मिन्निवेति चेत्, यथा रामायणे यथा वा महाभारते । रामायणे हि करुणो रसः स्वयमादिकविना सूत्रितः 'शोकः श्लोकत्वमागतः' इत्येवंवादिना । निर्व्यूढश्च सीतात्यन्तवियोगपर्यन्तमेव स्वप्रबन्धमुपरचयता । महाभारतेऽपि शास्त्रकाव्यरूपच्छायान्वयिनि वृष्णिपाण्डवविरसावसानवैमनस्यदायिनीं समाप्तिमुपनिबध्नता महामुनिना वैराग्यजननतात्पर्यं प्राधान्येन स्वप्रबन्धस्य दर्शयता मोक्षलक्षणः पुरुषार्थः शान्तो रसश्च मुख्यतया विवक्षाविषयत्वेन सूचितः । एतच्चांशेन विवृतमेवान्यैर्व्याख्याविधायिभिः । स्वयं चोद्गीर्णं तेनोदीर्णमहामोहमग्नमुज्जिहीर्षता लोकमतिविमलज्ञानालोकदायिना लोकनाथेन—

यथा यथा विपर्येति लोकतन्त्रमसारवत् ।
तथा तथा विरागोऽत्र जायते नात्र संशयः ।।

इत्यादि बहुशः कथयता । ततश्च शान्तो रसो रसान्तरैर्मोक्षलक्षणः पुरुषार्थः पुरुषार्थान्तरैस्तदुपसर्जनत्वेनानुगम्यमानोऽङ्गित्वेन विवक्षाविषय इति महाभारततात्पर्यं सुव्यक्तमेवावभासते । ... ननु महाभारते यावान्विवक्षाविषयः सोऽनुक्रमण्यां सर्व एवानुक्रान्तो न चैतत्तत्र दृश्यते । प्रत्युत सर्वपुरुषार्थप्रबोधहेतुत्वं सर्वरसगर्भत्वं च महाभारतस्य तस्मिन्नुद्देशे स्वशब्दनिवेदितत्वेन प्रतीयते । अत्रोच्यते–सत्यं शान्तस्यैव

रसस्याङ्गित्वं महाभारते मोक्षस्य च सर्वपुरुषार्थेभ्यः प्राधान्यमित्येतन्न स्वशब्दाभिधेयत्वेनानुक्रमण्यां दर्शितं दर्शितं तु व्यंग्यत्वेन । 'भगवान्वासुदेवश्च कीर्त्यतेऽत्र सनातनः' इत्यस्मिन्वाक्ये । अनेन ह्ययमर्थो व्यंग्यत्वेन विवक्षितो यदत्र महाभारते पाण्डवादिचरितं यत्कीर्त्यते तत्सर्वमवसानविरसमविद्याप्रपंचरूपं च परमार्थसत्यरूपस्तु भगवान्वासुदेवोऽत्र कीर्त्यते तस्मात्तस्मिन्नेव परमेश्वरे भगवति भवत भावितचेतसो मा भूत् विभूतिषु निःसारासु रागिणा गुणेषु वा नयविनयपराक्रमादिस्वमीषु केवलेषु केषुचित्सर्वात्मना प्रतिनिविष्टधियः । तथा चाग्रे पश्यत निःसारतां संसारस्येत्यमुमेवार्थं द्योतयन्स्फुटमेवावभासते । व्यञ्जकशक्त्यनुगृहीतश्च शब्दः । एवंविधमेव चार्थं गर्भीकृतं सन्दर्शयन्तोऽनन्तरश्लोका लक्ष्यन्ते 'स हि सत्यं–' इत्यादयः । अयं च निगूढरमणीयोऽर्थो महाभारतावसाने हरिवंशवर्णनेन समाप्तिं विदधता तेनैव कविवेधसा कृष्णद्वैपायनेन सम्यक्स्फुटीकृतः । अनेन चार्थेन संसारातीते तत्त्वान्तरे भक्त्यतिशयं प्रवर्तयता सकल एव सांसारिको व्यवहारः पूर्वपक्षीकृतोऽभ्यक्ष्येण प्रकाशते ।

આ વ્યંગ્યવ્યંજકભાવ વિવિધ પ્રકારે સંભવે છે તો પણ કવિ એક જ રસાદિમય ભેદ પર ધ્યાન કેન્દ્રિત કરે. (૪–૫)

અર્થની અનન્તતાને કારણે વૈવિધ્યપૂર્ણ વ્યંગ્યવ્યંજકભાવનો સંભવ હોવા છતાં યે અપૂર્વ લાભ માટે [અર્થાત્ રસાન્વિત લોકોત્તર ચમત્કારપૂર્ણ રચના કરવા માટે] રસાદિમય એવા એક જ વ્યંગ્યવ્યંજકભાવ ઉપર કવિ પ્રયત્નપૂર્વક ધ્યાન આપે. રસ, ભાવ, તદાભાસ [અર્થાત્ રસાભાસ અને ભાવાભાસ] રૂપ વ્યંગ્ય અને તેના વ્યંજક વર્ણ, પદ, વાક્ય, રચના તથા પ્રબંધ જે નિર્દેશ્યા છે તેમાં એકાગ્રચિત્ત થતા કવિની (પોતાની) સમગ્ર કાવ્ય(રચના) અપૂર્વ કાવ્ય બની જાય છે. આ કારણે જ મહાભારત રામાયણ વગેરેમાં સંગ્રામ આદિ ફરી ફરી વર્ણવવામાં આવે છે તો પણ નવા નવા શા ભાસે છે. અને પ્રબન્ધમાં એક જ પ્રધાન રસ ઉપનિબદ્ધ થઈને અર્થવિશેષની સિદ્ધિ તથા સૌન્દર્યાતિશયની પુષ્ટી કરે છે. કોઈ એમ પૂછે કે ક્યાં, તો અમારો પ્રત્યુત્તર છે કે જેવી રીતે રામાયણ કે મહાભારતમાં. "શોક શ્લોકત્વને પામ્યો" વગેરે કહેતા આદિ કવિ (વાલ્મીકિએ) જાતે જ રામાયણમાં કરુણ રસ ગ્રથિત કર્યો છે, અને પોતાના પ્રબન્ધની રચના કરતાં છેક સીતાના અત્યન્ત વિયોગ પર્યન્ત નભાવ્યો છે. શાસ્ત્રના અને કાવ્યના સૌંદર્યથી અન્વિત મહાભારતમાં પણ યાદવો તેમ જ પાંડવોના વિરસ અવસાનથી વૈમનસ્ય ઉપજાવે તેવી સમાપ્તિ યોજતાં મહામુનિ (વ્યાસે) પોતાના પ્રબન્ધમાં પ્રધાનતઃ વૈરાગ્યોત્પાદન રૂપ તાત્પર્ય છે તે બતાવતાં મોક્ષરૂપ પુરુષાર્થ અને શાન્ત રસ મુખ્ય રૂપે વિવક્ષાના વિષય તરીકે સૂચવ્યો છે. અન્ય

વ્યાખ્યાકારોએ પણ આ થોડુંઘણું દર્શાવ્યું છે. ઘેરા મહામોહમાં મગ્ન જગતનો ઉદ્ધાર કરવાની વાંછાથી અતિ નિર્મળ એવા જ્ઞાનનો પ્રકાશ આપનારા લોકનાથ (મહર્ષિ વ્યાસે) જાતે જ ઉદ્‌ગાર કર્યો છે કે :

આ લોકતંત્રની અસારતાની જેમ જેમ પ્રતીતિ થતી જાય છે, તેમ તેમ અહીં વૈરાગ્ય જન્મે છે તેમાં શંકા નથી.

આ અને આવું અનેક સ્થાનોએ વારંવાર કહ્યું છે. તે પછી અન્ય રસો વડે શાન્તરસ અને અન્ય પુરુષાર્થો વડે મોક્ષ નામ પુરુષાર્થ ગૌણભાવે અનુસરતાં તે બંને [શાન્તરસ અને મોક્ષ પુરુષાર્થ] પ્રધાનપણે મહાભારતનો વિષય છે તે સુસ્પષ્ટ રીતે દેખાય છે.......કોઈ એમ કહે કે "મહાભારતમાં જે કોઈ પ્રતિપાદ્ય વિષયો છે તે તમામ તેની અનુક્રમણિકામાં (જાતે જ) લખેલા છે. તેમાં આ (શાન્તરસનું અને મોક્ષ પુરુષાર્થનું પ્રાધાન્ય) જોવા મળતું નથી. જ્યારે બીજી બાજુ સર્વ પુરુષાર્થોનું જાગૃતિહેતુત્વ અને સર્વરસગર્ભત્વ મહાભારતના તે તે સ્થાનમાં પોતાના જ શબ્દોમાં નિવેદિત પ્રતીત થાય છે." અહીં (પ્રત્યુત્તરમાં) કહેવાનું કે : એ વાત સાચી છે કે મહાભારતની અનુક્રમણિકામાં (સ્પષ્ટ શબ્દોમાં) (તેમાં) શાન્ત રસ જ પ્રધાન છે અને મોક્ષ એ જ સર્વ પુરુષાર્થોમાં મુખ્ય છે. તે પોતાનાં વચનોમાં કહ્યું નથી. પરન્તુ તે વ્યંગ્યત્વરૂપે "આ (મહાભારત)માં સનાતન ભગવાન વાસુદેવનું ગાન છે" એ (અને તેને સમાન) વાકયોમાં બતાવ્યું છે. આ વાકયથી એ અર્થ વિવક્ષિત છે કે અહીં મહાભારતમાં જે પાંડવો વગેરેનું ચરિત્રવર્ણન કરવામાં આવે છે તે તમામ વિરસાવસાન અને અવિદ્યાપ્રપંચ છે, જ્યારે પરમાર્થ સત્યસ્વરૂપ ભગવાન વાસુદેવની કીર્તિ અહીં ગાવામાં આવી છે. "આથી એ પરમ ઐશ્વર્યશાળી ભગવાનમાં જ દત્તચિત્ત બનો; નિઃસાર વિભૂતિઓમાં અનુરક્ત ન બનો; અથવા માત્ર નય, વિનય, પરાક્રમ વગેરે ગુણોમાં પૂર્ણરૂપે અનુરકત ન બનો" અને આગળ "સંસારની નિ:સારતાને જુઓ" એ જ અર્થને વ્યંગ્ય–વ્યંજક શકિતથી યુક્ત શબ્દ અભિવ્યક્ત કરતા પ્રતીત થાય છે. આ જ નિગૂઢ અને રમણીય અર્થ મહાભારતના અન્તે હરિવંશવર્ણનમાં સમાપ્તિ કરતાં તે પ્રજાપતિ કવિ કૃષ્ણદ્વૈપાયન (વ્યાસે) સુંદર રીતે સ્પષ્ટ કરી દીધો છે. અને આ અર્થથી લોકોત્તર ભગવત્ તત્ત્વમાં અતિશય ભક્તિ પ્રવૃત્ત કરતા (કવિ વ્યાસમુનિએ) સમગ્ર સાંસારિક વ્યવહારને પૂર્વપક્ષરૂપ (બાધિત) કરી દીધો છે તે વાત પ્રત્યક્ષ પ્રતીત થાય છે.

[વ્યંગ્યવ્યંજકભાવ વૈવિધ્યપૂર્ણ છે, તેથી ધ્વનિનું આનન્ત્ય છે તેથી કોઈ કવિ ફાવે તેમ રચના કરી શકતો નથી. તેણે પૂર્ણ કાળજી લેવી જરૂરી છે. આમ

નૈસર્ગિકી પ્રતિભાથી કાવ્યરચના કરવા છતાં કવિ સ્વસ્થ અને કાળજીવાળો બને તે બાબતનો આગ્રહ આનન્દવર્ધન રાખે છે. આની પાછળ તે પ્રબંધોના રસની મીમાંસા કરે છે. તેમાં સ્થાપન એટલું જ છે કે પ્રબંધોમાં ધ્વનિ અને રસ સમગ્રમાંથી શોધવાના, આસ્વાદવાના હોય છે અને તે અનિવાર્યપણે વ્યંગ્ય હોય છે. આમ કહીને તેણે મહાભારત તથા રામાયણના કાવ્યસૌન્દર્યના રહસ્યમાં અવગાહન કર્યું છે. વાલ્મીકિ તથા વ્યાસની જે પ્રશંસા વિશેષણો રૂપે તેણે કરી છે અને તેણે આ બે પ્રબંધોના રસાદિધ્વનિની સૂક્ષ્મ સમજ જે દાખવી છે તે આડકતરી રીતે સિદ્ધ કરે છે કે આનન્દવર્ધનને તેના ધ્વનિસિદ્ધાંત અનુસાર પણ આ કાવ્યો શ્રેષ્ઠ, આદર્શ કાવ્યો લાગે છે.]

## ૨૦ કાવ્યનું નવીનત્વ શેનાથી ?

अवस्थादेशकालादि विशेषैरपि जायते ।
आनन्त्यमेव वाच्यस्य शुद्धस्यापि स्वभावतः ॥ (૪.૭)

અવસ્થા, દેશ, કાલ આદિની વિશેષતાથી શુદ્ધ (અર્થાત્ વ્યંગ્યનિરપેક્ષ) વાચ્યનું પણ સ્વભાવતઃ આનન્ત્ય સંભવે છે. (૪–૭)

शुद्धस्यानपेक्षितव्यंग्यस्यापि वाच्यस्यानन्त्यमेव जायते स्वभावतः । स्वभावो ह्ययं वाच्यानां चेतनाचेतनानां यदवस्थाभेदाद्देशभेदाकालभेदात्स्वालक्षण्यलक्षणभेदाच्चानन्तता भवति । तैश्च तथाव्यवस्थितैः सद्भिः प्रसिद्धानेकस्वभावानुसरणरूपया स्वभावोक्त्यापि तावदुपनिबध्यमानैर्निरवधिः काव्यार्थः संपद्यते ।... अयमपरश्चावस्थाभेदप्रकारो यदचेतनानां सर्वेषां चेतनं द्वितीयं रूपमभिमानित्वप्रसिद्धं हिमवद्गंगादीनां तच्चोचितचेतनविषयस्वरूपयोजनयोपनिबध्यमानमन्यदेव संपद्यते ।...

देशभेदान्नानात्वमचेतनानां तावत् । यथा वायूनां नानादिग्देशचारिणामन्येषामपि सलिलकुसुमादीनां प्रसिद्धमेव । चेतनानामपि मानुषपशुपक्षिप्रभृतीनां ग्रामारण्यसलिलादिसमेधितानां परस्परं महान्विशेषः समुपलक्ष्यत एव । स च यथायथमुपनिबध्यमानस्तथैवानन्त्यमायाति । तथा हि मानुषाणामेव तावद्दिग्देशादिभिन्नानां ये व्यवहारव्यापारादिषु विचित्रा विशेषास्तेषां केनान्तः शक्यते गन्तुम् । विशेषतो योषिताम् । उपनिबध्यते च तत्सर्वमेव सुकविभिर्यथायथम् ।

कालभेदाच्च नानात्वं यथर्तुभेदाद्दिग्व्योमसलिलादीनामचेतनानाम् । चेतनानामौत्सुक्यादयः कालविशेषाश्रयिणः प्रसिद्धा एव । स्वालक्षण्याभेदाच्च सकलजगद्गतानां वस्तूनां विनिबन्धनमवगीतमेव । तच्च यथावस्थितमपि तावदुपनिबध्यमनन्ततामेव काव्यार्थस्यापादयति ।

શુદ્ધ એટલે કે વ્યંગ્યનિરપેક્ષ વાચ્યાર્થનું પણ સ્વભાવતઃ આનન્ત્ય થઈ જ જાય છે. ચેતન તેમ જ અચેતન વાચ્ય અર્થોનો એ સ્વભાવ છે કે તેમની અવસ્થાભેદે, દેશભેદે, કાલભેદે અને સ્વરૂપભેદે અનન્તતા થઈ જાય છે. અને તે (અર્થો) તે રીતે યોજાતાં અનેક પ્રકારના પ્રસિદ્ધ સ્વભાવોના વર્ણનરૂપ સ્વભાવોક્તિઓ વડે પણ (વાચ્યાર્થોની) રચના કરતાં નિરવધિ કાવ્યાર્થ ઉદ્દ્ભવે છે.

......વળી હિમાલય, ગંગા વગેરે તમામ અચેતન પદાર્થોનું અભિમાની રૂપે અન્ય (દેવતાદિ) ચેતન રૂપ પણ પ્રસિદ્ધ છે એ અવસ્થાભેદનો બીજો પ્રકાર પણ છે. અને તે ઉચિત ચેતન વિષયની સ્વરૂપયોજનાથી ગ્રથિત થઈને (અચેતનથી જુદું) કોઈ અનેરું જ બની જાય છે...

સર્વપ્રથમ દેશભેદે અચેતનોનો ભેદ જેમકે, જુદાં જુદાં દિશા અને દેશમાં વહેતા (એક જ) વાયુનાં ભેદો અને તે જ રીતે અન્ય જળ, પુષ્પાદિના ભેદો પ્રસિદ્ધ જ છે. ચેતનોમાં પણ ગ્રામ, અરણ્ય, જળ આદિમાં મોટાં થયેલાં મનુષ્ય, પશુ, પક્ષી વગેરેનો પરસ્પર મોટો ભેદ દેખાય જ (તેવો) છે. અને તે પણ વિચાર કરીને યોગ્ય રીતે વર્ણિત થતાં તે જ રીતે અનંતતાને પામે છે. જેમકે, જુદાં જુદાં દિશા અને દેશાદિના મનુષ્યોનાં જે વ્યવહાર તથા વ્યાપાર આદિનાં વિચિત્ર વૈવિધ્યો છે તેનો પાર કોણ શક્યતઃ પામી શકે, ખાસ કરીને સ્ત્રીઓના? સુકવિઓ પોતાની પ્રતિભા અનુસાર આ તમામને વર્ણવે છે (તેનાથી પણ વૈવિધ્ય વધે છે).

કાલભેદે નાનાત્વ (જોઈએ તો) જેમકે ઋતુઓના ભેદે દિશા, આકાશ, જળ આદિ અચેતનોના ભેદ થાય છે. અને (વસંતાદિ) કાળવિશેષોના આશ્રયે ચેતનોના પણ ઔત્સુક્યાદિ (ભાવવિશેષે ભેદ) પ્રસિદ્ધ જ છે. પોતાના સ્વરૂપભેદે સમગ્ર જગતમાં રહેલી વસ્તુઓનું વિશેષ વર્ણન પ્રસિદ્ધ જ છે, તે જેવું હોય તેવું જ (કાવ્યમાં) વર્ણવાય તો પણ કાવ્યાર્થમાં અનન્તતા ઉત્પન્ન કરે છે.

## ૨૧. કવિસંવાદ

संवादास्तु भवन्त्येव बाहुल्येन सुमेधसाम् ।

स्थितं ह्येतत् संवादिन्य एव मेधाविनां बुद्धयः। किन्तु,

नैकरूपतया सर्वे ते मन्तव्या विपश्चिता ॥ (૪.૧૧)

कथमिति चेत्,

संवादो ह्यन्यसादृश्यं तत्पुनः प्रतिबिम्बवत् ।

आलेख्याकारवत्तुल्यदेहिवच्च शरीरिणाम् ॥ (૪.૧૨)

संवादो हि काव्यार्थस्योच्यते यदन्येन काव्यवस्तुना सादृश्यम् । तत्पुनः शरीरिणां प्रतिबिम्बवदालेख्याकारवत्तुल्यदेहिवच्च त्रिधा व्यवस्थितम् । किञ्चिद्धि काव्यवस्तु वस्त्वन्तरस्य शरीरिणः प्रतिबिम्बकल्पनम्, अन्यदालेख्यप्रख्यम्, अन्यत्तुल्येन शरीरिणा सदृशम् ।

तत्र पूर्वमनन्यात्म तुच्छात्म तदनन्तरम् ।
तृतीयं तु प्रसिद्धात्म नान्यसाम्यं त्यजेत्कविः ॥ (४.१३)

तत्र पूर्वं प्रतिबिम्बकल्पं काव्यवस्तु परिहर्तव्यं सुमतिना । तदनन्तरमालेख्यप्रख्यमन्यसाम्यं शरीरान्तरयुक्तमपि तुच्छात्मत्वेन त्यक्तव्यम् । तृतीयन्तु विभिन्नकमनीयशरीर सद्भावे सति ससंवादमपि काव्यवस्तु न त्यक्तव्यं कविना । न हि शरीरी शरीरिणान्येन सदृशोऽप्येक एवेति शक्यते वक्तुम् ।

પ્રતિભાશાળી કવિઓમાં સમાન એવી ઉક્તિઓ તો ઘણી ઘણી પ્રાપ્ત થાય છે.

એ તો સિદ્ધ જ છે કે પ્રતિભાશાળી (એવા કવિઓની) બુદ્ધિ પરસ્પર સમાન હોઈ શકે છે. પરન્તુ,

વિદ્વાન જનોએ એ તમામ (સંવાદોને) એકરૂપ ન સમજવા. (૪–૧૧)

શા માટે (ન સમજવા) એમ પૂછો (તો અમારો ઉત્તર છે કે,)

બીજા સાથેના સાદૃશ્યને સંવાદ કહે છે. અને એ (સાદૃશ્ય) પ્રાણીઓના પ્રતિબિમ્બને સમાન, ચિત્રના આકારને સમાન તથા સમાન દેહધારીના જેવું (એમ ત્રણ) પ્રકારનું હોય છે. (૪–૧૨)

(અહીં) સંવાદ, માત્ર કાવ્યાર્થનો અને તે (એક કાવ્યવસ્તુનું) અન્ય કાવ્ય વસ્તુ સાથે સાદૃશ્ય (એ રીતે સમજવાનો છે.) અને તે દેહધારીઓનાં પ્રતિબિમ્બને સમાન, ચિત્રગત આકારને સમાન અને તુલ્ય દેહીને સમાન એમ ત્રણ પ્રકારનો થાય છે. કોઈક કાવ્યવસ્તુ (અન્ય કાવ્યવસ્તુના) શરીરના પ્રતિબિમ્બને સમાન, બીજું ચિત્રને સમાન અને ત્રીજું તુલ્ય દેહીને સમાન હોઈ શકે છે.

આમાં પ્રથમ પોતાના સ્વતંત્ર સ્વરૂપ વિનાનું છે (તેથી ત્યાજ્ય છે), બીજું તુચ્છસ્વરૂપ છે (તેથી ત્યાજ્ય છે), અને ત્રીજું પ્રસિદ્ધ-સ્વરૂપ છે તેથી (એક વસ્તુ સાથે) અન્ય વસ્તુના (આ) સામ્યને કવિ છોડી ન દે. (૪–૧૩)

ત્યાં પ્રથમ કાવ્યવસ્તુ પ્રતિબિમ્બને સમાન હોવાથી બુદ્ધિમાન (કવિ) તેનો ત્યાગ કરે. કારણ એ કે તે અનન્યાત્મ છે (અર્થાત્) તાત્ત્વિક રૂપથી રહિત છે. તે પછીનું ચિત્રતુલ્ય સામ્ય (સ્વરૂપાન્તર)થી યુક્ત હોવા છતાં તુચ્છ પ્રકારનું હોવાથી ત્યાજ્ય છે. જ્યારે ત્રીજું, (સમાન હોવા છતાં) ભિન્ન (અને) સુંદર શરીરથી યુક્ત કાવ્યવસ્તુ અન્ય સાથે સંવાદી હોવા છતાં કવિએ જતું ન કરવું. (કારણ અહીં એ છે કે) એક દેહધારી (મનુષ્ય કે પ્રાણી) અન્ય દેહધારીને સમાન હોવા છતાં બે (તદ્દન અભિન્ન) એક છે એમ કહી શકાતું નથી.

**૨૨. જીવનની રમ્યતા અને કાવ્ય**

यदपि तदपि रम्यं तत्र लोकस्य किंचित्
स्फुरितमिदमितीयं बुद्धिरभ्युज्जिहीते ।
अनुगतमपि पूर्वच्छायया वस्तु तादृक्
सुकविरुपनिबध्नन्निन्द्यतां नोपयाति ॥ (૪.૧૬)

प्रतायन्तां वाचो निमितविविधार्थामृतरसा
न सादः कर्तव्यः कविभिरनवद्ये स्वविषये ।
परस्वादानेच्छाविरमनसो वस्तु सुकवेः
सरस्वत्येवैषा घटयति यथेष्टं भगवती ॥ (૪.૧૭)

જ્યાં (જે વસ્તુવિષયમાં) લોકોને (અર્થાત્ સહૃદયોને) 'આ કોઈ નવીન સ્ફુરણા છે' એવી અનુભૂતિ થાય તે જેવું હોય તેવું (અર્થાત્, જૂનું હોય કે નવીન) પણ રમ્ય ગણાય છે. પૂર્વ (કવિઓના વર્ણનની) છાયાથી યુક્ત તે હોય તો પણ તો આ પ્રકારનું વર્ણન કરનારો કવિ નિન્દાને પામતો નથી. (૪–૧૬)

...... (કવિઓ) વિવિધ અર્થના અમૃતરસથી પરિપૂર્ણ વાણીનો પ્રસાર કરે. (કલ્પનાસભર એવા સ્વવિષયમાં કવિઓએ કોઈપણ પ્રકારે પ્રમાદ ન કરવો ઘટે. જેનું મન બીજા (કવિઓના) અર્થનું ગ્રહણ કરવાની ઈચ્છાથી મુક્ત છે તેવા કવિને માટે દેવી સરસ્વતી જાતે જ યથેષ્ટ વસ્તુ ઉપસ્થિત કરી દે છે. (૪–૧૭)

# આચાર્ય અભિનવગુપ્ત

ડૉ. નારાયણ મ. કંસારા

૧. જીવન :

સ્વજીવન વિષયક અંગત ઉલ્લેખ કરવામાં મૌન સેવવા ટેવાયેલા કાલિદાસ કે ભાસ જેવા સંસ્કૃત ગ્રંથકારોની વચ્ચે એ મૌન તોડનાર આચાર્ય અભિનવગુપ્ત જૂદા તરી આવે છે. પોતાના 'તન્ત્રાલોક' અને 'પરાત્રિંશિકા-વિવરણ' એ બે ગ્રંથોને અને તથા અન્ય ગ્રંથોમાં તેમણે પોતાના અંગત જીવનને લગતી કેટલીક વિગતો સંક્ષેપમાં આપી છે. આ ઉપરાંત એમના શિષ્યો, વ્યાખ્યાકારો અને અનુયાયીઓએ સરજેલા વિપુલ સાહિત્યમાંથી અને પરંપરામાં ઉતરી આવેલી કિંવદંતીઓમાં એમના જીવન વિશેની બીજી ઘણી પૂરક માહિતી મળી આવે છે.

'આચાર્ય અભિનવગુપ્ત'નામના બે સંસ્કૃતગ્રંથકારો જાણીતા છે. એક છે શાક્ત અભિનવગુપ્ત અને બીજા છે શૈવ અભિનવગુપ્ત. પ્રથમ અભિનવગુપ્ત વિષે માધવના 'શંકર-દિગ્વિજય' કાવ્યમાંથી એટલું જાણવા મળે છે કે તેમણે શાક્તભાષ્યની રચના કરી. શંકરાચાર્યની મઠસંસ્થાના વિરોધી હોઈ તે આસામમાં આવ્યા ત્યારે આ અભિનવગુપ્તે તેમની સાથે શાસ્ત્રાર્થ કર્યો, પણ તેમાં પોતે હાર્યા, અને શંકરાચાર્યના શિષ્ય બન્યા. માધવાચાર્યના ઉલ્લેખને આધારે ડૉ. કાન્તિચંદ્ર પાંડેય આપણા શૈવ આચાર્ય અભિનવગુપ્તથી આ શાક્ત આચાર્ય અભિનવગુપ્તને જૂદા ગણે છે.[૧]

આપણા અભિવનગુપ્તના જાણીતા પ્રાચીનતમ પૂર્વજ હતા અત્રિગુપ્ત, જે ગંગાયમુનાની વચમાં આવેલા અંતર્વેદી પ્રદેશમાં કનોજના રાજા યશોવર્મા (ઈ.સ. ૭૩૦–૭૪૦)ના અરસામાં જીવી ગયા. એમના બહુશ્રુત પાંડિત્યથી પ્રભાવિત થઈને કાશ્મીરનો રાજા લલિતાદિત્ય (ઈ.સ.૭૨૫–૭૬૧), યશોવર્માને હરાવ્યા બાદ, આ પંડિતને વિનવીને કાશ્મીર તેડી ગયો. અત્રિગુપ્ત અને વરાહગુપ્ત વચ્ચેના બીજા પૂર્વજો વિષે વિગતો નથી મળતી, પણ એ બધાનો 'અન્વય' તરીકે ઉલ્લેખ થયો છે.

---

૧. ડૉ. કાન્તિચંદ્ર પાંડેય કૃત Abhinavagupta, A Historical and Philosophical Study, પૃ. ૧–૨૧.

પંડિત નરસિંહગુપ્ત અને માતા વિમલકલાના પુત્ર તે આપણા શૈવ અભિનવગુપ્ત. જ્ઞાનની તેમની ભૂખ એટલી ઉગ્ર હતી કે તેમણે પિતા નરસિંહગુપ્ત પાસેથી વ્યાકરણનું, વામનનાથ પાસેથી દ્વૈતાદ્વૈતતાન્ત્રોનું, ભૂતિરાજ પાસેથી બ્રહ્મવિદ્યાનું, ભૂતિરાજતનય પાસેથી દ્વૈતવાદી શૈવમતનું, લક્ષ્મણગુપ્ત પાસેથી ક્રમ અને ત્રિક દર્શનોનું, ઇન્દુરાજ પાસેથી ધ્વનિસિદ્ધાન્તનું અને ભટ્ટતૌત પાસેથી નાટ્યશાસ્ત્રનું અધ્યયન કર્યું; આ ઉપરાંત શ્રીચંદ્ર, યોગાનંદ, અભિનંદ, વિચિત્રનાથ શિવ, ઉદ્ભટ, ભાસ્કર, ભક્તિવિલાસ, ચંદ્રવર, શિવભક્તિ, ધર્મ, વામન અને ભૂતીશ વગેરે આચાર્યો પાસેથી વિવિધ અન્ય શાસ્ત્રો તે ભણ્યા. તેમના બાળપણમાં તેમની માતા ગુજરી ગઈ હતી, અને પિતાએ સંન્યાસ લીધો. પરિણામે તે પોતે પણ સંસારથી વિરક્ત થયા અને આજીવન બ્રહ્મચારી રહ્યા. અને શૈવઆગમોનું આકંઠ પાન કર્યા બાદ સંન્યાસી બન્યા.

## ૨. વ્યક્તિત્વ :

ઈ. સ. ની દશમી સદીના ઉત્તરાર્ધ અને અગિયારમી સદીના પૂર્વાર્ધ દરમિયાન કાશ્મીરમાં જીવી જઈ ભારતમાં અલંકારશાસ્ત્રના ક્ષેત્રે ધ્વનિસિદ્ધાન્તનો અને દર્શનક્ષેત્રે શૈવપ્રત્યભિજ્ઞાસિદ્ધાન્તનો પાયો દૃઢમૂલ કરી જનાર પ્રખર તાન્ત્રિક યોગી અને આચાર્ય,[૨] સિદ્ધપુરુષો અને દાર્શનિકોની મંડળીમાં અગ્રગણ્ય, મહામહેશ્વર અભિનવગુપ્તપાદની શ્મશ્રુવિભૂષિત શાંતમૂર્તિનું વર્ણન એમના શિષ્યોએ નીચેના શબ્દોમાં કર્યું છે :

> आनन्दान्दोलिताक्षः स्फुटकृततिलको भस्मना भालमध्ये
> रुद्राक्षोल्लासिकर्णः कलितकचभरो मालया लम्बकूर्चः ।
> रक्ताङ्गो यक्षपङ्कोल्लसितसितगलो लम्बमुक्तोपवीतः
> क्षौमं वासो वसानः शशिकरधवलं वीरयोगासनस्थः ॥

આનંદે ડોલતી આંખો, ભાલની મધ્યમાં સ્પષ્ટ દેખાઈ આવતું ભસ્મ તિલક, કાનમાં ચમકતો રુદ્રાક્ષ ભરચક જટાભાર અને એટલી જ ભરચક માળાઓ, લાંબી દાઢીમૂછ, લાલચુંદ અંગો, યક્ષપંક નામક મહાસુગંધી લેપથી શ્વેતવર્ણ ભાસતો કંઠ, દીર્ઘ ફેલાયેલ યજ્ઞોપવીત, અને ચંદ્રકિરણશી શ્વેત રેશમી કફની પહેરી વીરયોગાસનમાં વિરાજતી, આ દિવ્યભવ્ય વિભૂતિનું વ્યક્તિત્વ તેમના

૨. જુઓ. મ. મ. ડૉ. ગોપીનાથ કવિરાજ કૃત 'भारतीय संस्कृति और साधना भाग २, पृ. १२२.

પીસતાલીસથી વધુ સંખ્યામાં લખાયેલા[3] ગ્રન્થો, પ્રબંધો, ભાષ્યો વ્યાખ્યાઓ, સંગ્રહો–વિવરણો, અને સ્તોત્રસ્વરૂપનાં ગ્રંથોમા પ્રકાંડ પાંડિત્યના ભાર નીચે છુપાયેલું હોવા છતાં પદે પદે ચમકતી તેમની પ્રતિભાનો તેજઃ પુંજ જગતના હરકોઈ વિદ્વાનને આંજી નાખે એવો પ્રખર છે.

૩. ગ્રંથપ્રણયન :

આપણા આચાર્ય અભિનવગુપ્તે નીચેના ગ્રંથો રચ્યા હોવાનાં પ્રમાણ મળે છે : બોધપંચદશિકા, માલિનીવિજયવાર્તિક, પરાત્રિંશિકાવિવરણ, તન્ત્રાલોક, તન્ત્રસાર, તંત્રવટધાનિકા, ધ્વન્યાલોકલોચન, અભિનવભારતી, ભગવદ્ગીતાર્થસંગ્રહ પરમાર્થસાર, પ્રત્યભિજ્ઞાવિમર્શિની, ક્રમકેલિ, શિવદૃષ્ટ્યાલોચન, પૂર્વપંચિકા, પદાર્થ-પ્રવેશનિર્ણય ટીકા, પ્રકીર્ણકવિવરણ, પ્રકરણવિવરણ, કાવ્યકૌતુકવિવરણ, કથામુખ-તિલક, ભેદવાદવિદારણ, દેવીસ્તોત્રવિવરણ, તત્ત્વાધ્વપ્રકાશિકા અને શિવશક્ત્ય-વિનાભાવસ્તોત્ર. આ ઉપરાંત અનુત્તરાષ્ટિકા વગેરે ચાર લઘુ ગ્રંથો કે પત્રિકાઓ અને ક્રમસ્તોત્ર વગેરે ચાર સ્તોત્રો પણ જાણીતાં છે.

૪. સાહિત્યશાસ્ત્રમાં પ્રદાન :

સંસ્કૃત સાહિત્યાલોચન શાસ્ત્રના ઇતિહાસમાં 'ભરતનાટ્યશાસ્ત્ર' ઉપરની 'અભિનવભારતી' નામક વિવૃતિ અને આનંદવર્ધનના 'ધ્વન્યાલોક પરની લોચન નામક વ્યાખ્યાના રચયિતા તરીકે, ધ્વનિસંપ્રદાયમાં, વ્યાખ્યાકાર હોવાથી બીજા સ્થાને સ્થાપવામાં આવેલા, છતાં ધ્વનિસિદ્ધાન્તને મત્ત પ્રતિપક્ષી ગજેન્દ્રોના સ્થૂળ હસ્તાવલેપોમાંથી મુક્ત કરી સ્વયંસિદ્ધ સામ્રાજ્યે સુસ્થાપિત કરવામાં મૂર્ધન્ય સ્થાને બિરાજે છે. પાણિનીયસંસ્કૃતવ્યાકરણ શાસ્ત્રના ક્ષેત્રે મહર્ષિ પતંજલિની, વેદાંતક્ષેત્રે આદ્ય શ્રીશંકરાચાર્યની છે, તેટલી જ મહત્તા અલંકાર-શાસ્ત્રના ક્ષેત્રે આચાર્ય અભિનવગુપ્તની છે.

અભિનવગુપ્તનું સંસ્કૃત અલંકારશાસ્ત્રના આચાર્ય તરીકેનું મહત્ત્વ મુખ્યત્વે ધ્વનિસિદ્ધાન્તના તેમણે કરેલા પાંડિત્યપૂર્ણ વિવરણ ઉપર આધારિત છે. પરતુ વ્યાખ્યાકાર હોવા ઉપરાંત એક મૌલિક વિચારક હોઈ, તેમણે આ સિદ્ધાન્તને પૂર્ણ અને વધુ વિશદ સ્વરૂપ આપ્યું અને પુરાણા વૈચારિક અને જીવનવિષયક આદર્શોનું નવઘડતર કર્યું. અભિનવગુપ્તનું કાવ્યશાસ્ત્રના ક્ષેત્રે

૩ કાન્તિચંદ્ર પાંડેય, એજન; પૃ. ૨૨–૬૭; ડૉ. પી. વી. કાણે, History of Sanskrit Poetics, પૃ. ૨૩૬–૨૪૩.

સૌથી મહત્ત્વનું પ્રદાન તો છે એમણે કરેલું રસનિષ્પત્તિપ્રક્રિયાનું સૂક્ષ્મ વિવરણ. આનંદવર્ધને સંદિગ્ધ રાખેલા કે માત્ર અછડતો ઉલ્લેખ કરીને જતા કરેલા મુદ્દાઓનું અભિનવગુપ્તે ઉદાહરણો આપીને અસરકારક સ્પષ્ટીકરણ કર્યું છે. સાહિત્યના પ્રયોજન અંગે અભિનવગુપ્તને ઘણું મૌલિક કહેવાનું છે. સૌથી વધુ ધ્યાનખેંચનારી બાબત તો છે, અતિશય ગુંચવણભર્યા વાદગ્રસ્ત દાર્શનિક મુદ્દાઓની સૂક્ષ્મ ચર્ચામાં પણ દેખાઈ આવતી અભિનવગુપ્તની આશ્ચર્યપ્રદ સ્પષ્ટ દૃષ્ટિ. અલંકાર શાસ્ત્રના ક્ષેત્રે કદાચ અભિનવગુપ્ત જ એક એવો ગ્રંથકાર છે જેમાં વાક્પટુતા અને પરિણતપ્રજ્ઞા તેમજ પ્રકાંડ પાંડિત્ય અને ચમકારા મારતી હાસ્યવૃત્તિનો દુર્લભ સુમેળ સધાયો છે.

જીવનમાં સાહિત્ય અને તાન્ત્રિકયોગ સિવાય બીજો રસ ન ધરાવતા અભિનવગુપ્તમાં કવિ અને દાર્શનિક તરીકેની કુદરતી બક્ષિસ ઉતરી આવી હતી.[૪]

અભિનવગુપ્તનું સાહિત્યવિવેચના ક્ષેત્રે, આગવું પ્રદાન નીચે મુજબ ડૉ. ગણપતિચન્દ્રે દર્શાવ્યું છેઃ રસસિદ્ધાન્તના સ્પષ્ટીકરણ અને વિકાસમાં એમનો ફાળો મહત્ત્વપૂર્ણ છે. સ્થાયિભાવ અને રસના અન્તરને આચાર્ય અભિનવગુપ્તે સૂક્ષ્મતા પૂર્વક સ્પષ્ટ કર્યું. એમણે એક તરફ રસને કાવ્યાર્થના ભાવન તરીકે દર્શાવ્યો તો બીજી બાજુ તેને કાવ્ય કે નાટકનું અંગ ન માનતાં સંપૂર્ણ રચનામાં વ્યાપી રહેલ સર્વોપરિ તત્ત્વ તરીકે સ્થાપ્યો. આ રીતે કાવ્યના અર્થપક્ષની સાથે બૌદ્ધિક પક્ષને સમુચિત મહત્ત્વ આપ્યું. ઉપરાંત રસાનુભૂતિમાં કાવ્યના શૈલીપક્ષ અર્થાત્ ગુણ અલંકાર વગેરેના મહત્ત્વનો સ્વીકાર કરી કાવ્યવસ્તુ અને શૈલી વચ્ચે સમન્વય સ્થાપ્યો. રસાનુભૂતિના મૂળ આધારના રૂપમાં તેમની મહત્ત્વની શોધ છે સહૃદયની વાસનાઓના ઉદ્વેલન અને અભિવ્યંજન અંગેની. રસાનુભૂતિના બાધક તત્ત્વોના રૂપમાં એમણે કરેલી સાત વિઘ્નોની સ્થાપના પણ મહત્ત્વની છે. રસસિદ્ધાન્તનાં કેટલાંયે ઉપેક્ષિત અંગો અને તત્ત્વોને વ્યાપક સ્વરૂપ આપ્યું અને સાથે સાથે રસાસ્વાદની પ્રક્રિયાનાં સાધક અને બાધક તત્ત્વોની ગવેષણા કરીને તેને મનોવૈજ્ઞાનિક આધાર આપ્યો.[૫]

---

૪ ડૉ. કાન્તિચંદ્ર પાંડેય, 'Comparative Aesthetics, Vol. I. પૃ. ૭૨.

૫ ડૉ. ગણપતિચન્દ્ર ગુપ્ત, रससिद्धान्तका पुनर्विवेचन', દિલ્હી ૧૯૫૭, પૃ. ૫૪–૫૫.

### ૫. લોચનનો ગ્રંથપાઠ :

'लोचन' નામે પ્રસિદ્ધ ધ્વન્યાલોકવ્યાખ્યાનો ગ્રંથપાઠ નિશ્ચિત કરવામાં નીચેની આવૃત્તિઓનો ઉપયોગ તુલના અર્થે કર્યો છે : (૧) પં. મહાદેવ શાસ્ત્રી તથા પં. પટ્ટાભિરામ શાસ્ત્રી સંપાદિત પં. રામષારકકૃત 'બાલપ્રિયા' ટીકા સાથેની આવૃત્તિ, કાશી સંસ્કૃત ગ્રંથમાળા, ગ્રંથાંક ૧૩૫, વારાણસી, ઈ. સ. ૧૯૪૦; (૨) મહામહોપાધ્યાય પ્રો. એસ કુપ્પુસ્વામી શાસ્ત્રી સંપાદિત ઉત્તુંગોદયકૃત 'કૌમુદી' તેમજ સ્વરચિત 'ઉપલોચન' ટીકા સાથેની આવૃત્તિ, મદ્રાસ, ઈ. સ. ૧૯૪૪; (૩) મહામહોપાધ્યાય પં. દુર્ગાપ્રસાદ તથા પં. વાસુદેવ લક્ષ્મણશાસ્ત્રી પણશીકર સંપાદિત ત્રીજી આવૃત્તિ, કાવ્યમાલા ગ્રંથાંક ૨૫, નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ, ઈ. સ. ૧૯૨૮; (૪) ડૉ. સુશીલકુમાર દે દ્વારા સંપાદિત ચતુર્થ ઉદ્યોત પરની લોચન વ્યાખ્યાનો પાઠ, Some Problems of Sanskrit Poetics, પૃ. ૨૩૬–૨૬૭, કલકત્તા, ઈ. સ. ૧૯ ; (૫) ડૉ. રામસાગર ત્રિપાઠી કૃત 'તારામતી' હિન્દી વ્યાખ્યા સહિતની આવૃત્તિ, મોતીલાલ બનારસીદાસ, વારાણસી, ઈ. સ. ૧૯૬૩; અને (૬) આચાર્ય જગન્નાથ પાઠક કૃત હિન્દી અનુવાદ તથા ટિપ્પણી સહિતની આવૃત્તિ, ચૌખંબા વિદ્યાભવન, વારાણસી, ઈ. સ. ૧૯૬૫. સંક્ષેપોનું વિવરણ : ધ્વ०=ध्वन्यालोकः; का०=कारिका ; वृ०= वृत्तिग्रंथः, लो०=लोचनव्याख्या ; लोचनव्याख्याના સંદર્ભ અર્થે પૃષ્ઠક્રમાંક કાશી સંસ્કૃત ગ્રંથમાળાની આવૃત્તિને અનુસરતા આપ્યા છે.

### ૬. અનુવાદવિષે નિવેદન :

'લોચન'નો ગુજરાતી અનુવાદ કરવામાં અન્ય કોઈ અનુવાદોનો કે રસપ્રક્રિયાનું વિવેચન કરતા ગ્રંથોનો આધાર લેવાનો બદલે બાલપ્રિયા અને કૌમુદી એ બે વ્યાખ્યાઓનો જ આધાર લેવાનું ઉચિત લેખ્યું છે. તત્સમ શબ્દોનું પ્રમાણ વધુ રાખીને અનુવાદની ભાષાને શિષ્ટ બનાવી શકાત છતાં આજના અનુસ્નાતક વિદ્યાર્થીઓને તેવું ગુજરાતી સમજવામાં પણ તકલીફ પડતી જોવામાં આવી છે એ લક્ષમાં લઈને કદિક ઇષ્ટ શિષ્ટતાના ભોગે પણ અનુવાદ સરળ, સુગમ અને અર્થબોધક નીવડે, માત્ર ગુજરાતી અનુવાદ વાંચનારને માટે પણ વાંચનક્ષમ લાગે, અને સંસ્કૃત ગ્રંથપાઠની સમજણ કેળવવા ઇચ્છુક વિદ્યાર્થીને મૂળમાંની વાક્ય અને ચર્ચા પદ્ધતિની સંગતિ પદેપદે બેસે, તે ત્રિવિધ હેતુ નજર સમક્ષ રાખીને પ્રસ્તુત અનુવાદ કરવામાં આવ્યો છે. કૌંસ વિન્યાસ હેતુસર હોવાથી, માત્ર ગુજરાતી લખાણ વાંચનાર વાંચકો કૌંસ પ્રત્યે દુર્લક્ષ કરશે, તો પણ અર્થપ્રવાહમાં વિઘ્ન નહીં નડે તેવી વાક્ય યોજના કરવામાં આવી છે. પદ્યોનો પદ્યમય અનુવાદ પણ મેં જાતે જ કર્યો છે, કોઈનો ઉછીનો લીધો નથી.

અભિનવગુપ્ત-વિરચિત

# ધ્વન્યાલોકલોચન

ડૉ. નારાયણ મ. કંસારા

## પ્રથમ ઉદ્યોત

### § ૧) 'લોચન'કારનું મંગલાચરણ :

अपूर्वं यद्वस्तु प्रथयति विना कारणकलां
जगद्ग्रावप्रख्यं निजरसभरात् सारयति च ।
क्रमात् प्रख्योपाख्याप्रसरसुभगं भासयति तत्
सरस्वत्यास्तत्त्वं कविसहृदयाख्यं विजयते ॥

भट्टेन्दुराजचरणाब्जकृताधिवासहृद्यश्रुतोऽभिनवगुप्तपदाभिधोऽहम् ।
यत्किञ्चिदप्यनुरणन् स्फुटयामि काव्यालोकं स्वलोचननियोजनया जनस्य ॥

(લો. पृ. १-२)

વગરકારણસામગ્રીએ અજાણ્યા-અદ્ભુત વસ્તુનો જે સર્જન-વિસ્તાર કરે છે, અને પથ્થરશા નીરસ જગતને પોતાની રસસભરતાથી રસવાળું બનાવી તેને ક્રમે ક્રમે કવિપ્રતિભા તેમજ વાગ્વ્યાપારના પ્રસારથી જે સુંદર-આસ્વાદયુક્ત બનાવી દે છે, તેવું કવિ-સહૃદય-સ્ફુરિત સરસ્વતીનું પરમાર્થ સ્વરૂપ વિજય પામે છે

ભટ્ટેન્દુરાજનાં ચરણકમળમાં સેવાભ્યાસે વસીને શાસ્ત્રને હૃદયંગમ કરી લેનાર હું નામે અભિનવગુપ્તપાદ ('ધ્વન્યાલોક'કાર આનંદવર્ધનના ગ્રંથનાં વચનોને અનુસરીને અને મારા ગુરૂ ભટ્ટેન્દુરાજનાં) વચનોનો થોડો ઘણો પડઘો પાડીને સ્વરચિત 'લોચન' (નામની) વ્યાખ્યાની યોજના દ્વારા લોકોને માટે 'કાવ્યાલોક'નું સ્પષ્ટીકરણ કરું છું.

(લો. પૃ. ૧-૨)

### § ૨) ધ્વનિસ્વરૂપની બાબતે પાંચ મતભેદ પ્રકારો :

तत्र समयापेक्षणेन शब्दोऽर्थप्रतिपादक इति कृत्वा वाच्यव्यतिरिक्तं नास्ति व्यङ्ग्यम्; सदपि वा तद् अभिधावृत्त्याक्षिप्तं शब्दावगतार्थबलाकृष्टत्वाद् भाक्तम्; तद् अनाक्षिप्तमपि वा न वक्तुं शक्यम्, कुमारीष्विव भर्तृसुखमतद्विदत्सु; इति त्रय एवैते प्रधानविप्रतिपत्तिकाराः ॥

तत्राभावविकल्पस्य त्रयः प्रकाराः । शब्दार्थगुणालङ्काराणामेव शब्दार्थशोभाकारित्वाल्लोकशास्त्रातिरिक्तसुन्दरशब्दार्थमयस्य काव्यस्यानन्यशोभाहेतुः कश्चिदन्यो नास्ति योऽस्माभिर्न गणित इत्येकः प्रकारः । यो वा न गणितः स शोभाकार्येव न भवतीति द्वितीयः प्रकारः । अथ शोभाकारी भवति तर्ह्यस्मदुक्त एव गुणे वालङ्कारे वान्तर्भवति, नामान्तरकरणे तु कियदिदं पाण्डित्यम्; अथापि गुणेष्वलङ्कारेषु वा नान्तर्भावः, किञ्चिद्विशेषलेशमाश्रित्य नामान्तरकरणम्, उपमाविच्छित्तिप्रकाराणामसंख्यत्वात्; तथापि गुणालङ्कारव्यतिरिक्तत्वाभाव एव, तावन्मात्रेण च किं कृत्यम्, अन्यस्यापि वैचित्र्यस्य शक्योत्प्रेक्षत्वात्; चिरन्तनैर्हि भरतमुनिप्रभृतिभिर्यमकोपमे शब्दार्थालङ्कारत्वेनेष्टे, तत्प्रपञ्चदिक्प्रदर्शनं त्वन्यैरलङ्कारकारैः कृतम्; तत्र यथा 'कर्मण्यण्' (पा० अ० सू०† ३।२।१) इत्यत्र कुम्भकाराद्युदाहरणं श्रुत्वा स्वयं नगरकारादिशब्दा उत्प्रेक्ष्यन्ते, तावता क आत्मनि बहुमानः; एवं प्रकृतेऽपि; इति तृतीयः प्रकारः ।

एवमेकस्त्रिधा विकल्पः, अन्यौ च द्वौ इति पञ्च विकल्पा इति तात्पर्यार्थः ॥

(ध्व. १-१ लो. पृ. १४-१६)

તે (ધ્વનિસ્વરૂપ વિચારની) બાબતમાં, શબ્દ સંકેતને અનુલક્ષીને અર્થનો બોધક બને છે એ કારણે વાચ્યથી અલગ એવું વ્યંગ્યતત્ત્વ હોતું નથી; અથવા હોય તો પણ, તે અભિધાવૃત્તિથી સૂચિત થઈ શબ્દ દ્વારા જણાવાતા—જાણીતા—અર્થના બળે ખેંચાઈ આવતું હોઈ, ગૌણ હોય છે; અથવા, અભિધાવૃત્તિથી સૂચિત નથી થયું તેમ કહો તો, તેની વાત જ ન કરી શકાય, જેમકે, કુંવારી છોકરી આગળ તેનાથી વણજાણ્યા પતિસુખની વાત કરવી અશક્ય હોય છે તેમ; આ રીતે મતભેદના મુખ્ય પ્રકાર આ ત્રણ જ છે.

તેમાં પાછા અભાવને લાગતા (ઉપર ગણાવેલ મતભેદોમાંના છેલ્લા) વિકલ્પના ત્રણ પેટા પ્રકારો પડે છે : (૧) 'શબ્દ અને અર્થ એ બન્નેના ગુણો તથા અલંકારો જ શબ્દ અને અર્થમાં સુંદરતા આણતા હોવાથી, લોકવ્યવહાર અને શાસ્ત્રવ્યવહારથી અલગ એવા સુંદર શબ્દ અને અર્થરૂપના કાવ્યની બાબતમાં સુંદરતા આણનાર એવું બીજું કોઈ હેતુભૂત તત્ત્વ નથી જે અમે ગણત્રીમાં ન લીધું હોય',—આવું માનનારાઓનો એક પ્રકાર છે. અથવા, (૨) 'જેને ગણત્રીમાં ન લીધું હોય તે તત્ત્વ સુંદરતા આણતું જ નથી'—આવું માનનારાઓનો બીજો પ્રકાર છે. અથવા, (૩) 'તેવું તત્ત્વ સુંદરતા આણે છે એમ માનો તો અમે જણાવેલ ગુણો કે અલંકારોમાં તેનો સમાવેશ થઈ જાય છે, નવું નામ પાડવામાં

† पा० अ० सू०=पाणिनीयाष्टाध्यायीसूत्रम् ।

શી પંડિતાઈ ! છતાં ધારો કે, ગુણો કે અલંકારોમાં તેનો સંમાવેશ થઈ જતો નથી તેમ માનીએ, તો કાંઇક વિશિષ્ટ અંશને આધારે નવું નામ પાડવું પડે, કેમકે ઉપમાવૈચિત્ર્યના પ્રકારો અસંખ્ય છે, તેમ છતાં ગુણો કે અલંકારોથી તે અલગ તો સિદ્ધ નથી જ થતું. અને ધારો કે થાય, તો માત્ર તેટલાથી શું વળ્યું ? કેમકે, બીજાં વૈચિત્ર્યોનું પણ અનુમાન થઈ શકે. ભરત વગેરે પ્રાચીન મુનિઓએ યમક અને ઉપમાને અનુક્રમે શબ્દ અને અર્થના અલંકાર તરીકે માનવા ઇષ્ટ ધાર્યા, અને તેના વિસ્તારનું દિશાસૂચન તો બીજા આલંકારિકોએ કર્યું, જેમકે, "कर्मणि अण्"—"કર્મ ઉપપદ તરીકે હોય તો ધાતુને 'अण्' પ્રત્યય લાગે" એ પાણિનીય સૂત્ર (૩.૨.૧)—ને આધારે "कुम्भकार" (માટલાં બનાવનાર, કુંભાર) વગેરે ઉદાહરણ સાંભળીને પોતાની મેળે 'नगरकार' (નગરનો રચનાર) વગેરે શબ્દોની કલ્પના કરવામાં આવે છે, તો આટલામાં પોતાની શી મોટાઈ ! આ ધ્વનિની બાબતમાં પણ આમ જ અનુમાન થઈ શકે'.— આવું માનનારાઓનો ત્રીજો પ્રકાર છે.

આમ એક અભાવવિકલ્પના ત્રણ પેટા વિકલ્પો અને બાકીના પ્રથમ બે વિકલ્પો એમ કુલ મળીને પાંચ મતભેદ પ્રકારો પડે છે, એવો (વૃત્તિગ્રંથકારના કહેવાનો) ભાવાર્થ છે.

(ધ્વ. ૧,૧; લો. પૃ ૧૧-૧૬)

§ ૩) ત્રણ અભાવ-વિકલ્પોનો પરસ્પર સંબંધ :

एते चाभावविकल्पाः शृङ्खलाक्रमेणागताः, न त्वन्योन्यमसम्बद्धा एव । तथाहि तृतीयाभावप्रकारनिरूपणोपक्रमे 'पुनः'शब्दस्याय[1]मेवाभिप्रायः । उपसंहारैक्येन[2] च सङ्गच्छते । अभाववादस्य सम्भावनाप्राणत्वेन [3]भूतत्वमुक्तम् ॥

(ध्व. १,१; लो. पृ. २७)

---

૧. જુઓ, ધ્વ૦ ૧,૧, ઉપરના વૃત્તિગ્રંથમાં 'पुनरपरे तस्याभावमन्यथा कथयेयुः' એ વાક્ય.

૨. જુઓ, ધ્વ૦ વૃ૦ પૃ૦ ૨૬ ઉપરનું 'तस्मात् प्रवादमात्रं ध्वनिः' એ ઉપસંહાર વાક્ય.

૩. જુઓ, ધ્વ૦ का० ૧,૧, केचिद्वाचां स्थितमविषये तत्त्वमूचुस्तदीयम्'માં, અને તે ઉપરની વૃ૦માંના 'तस्य सहृदजनमनःप्रकाशमानस्याप्यभावमन्ये जगदुः' એ વાક્યમાં.

વળી, આ અભાવ વિકલ્પો સંકળાઈને આવેલા છે, એક બીજા સાથે સંબંધ ધરાવ્યા વિના નહીં જ. તેથી જ તો, ત્રીજા અભાવ વિકલ્પના પ્રકારોનું નિરૂપણ આરંભતાં વાપરેલા 'पुनः' એ શબ્દનો[1] આ જ અભિપ્રાય છે. ઉપસંહારમાંની એકતા[2] સાથે આનો મેળ બેસે છે. સંભાવના એ અભાવવાદનો પ્રાણ હોવાથી, તેની બાબતમાં (ऊचुः અને जगदुः એમ) ભૂતકાળને પ્રયોગ[3] કર્યો છે.

(ધ્વ. ૧,૧; લો.પૃ. ૨૭)

§ ૪) લક્ષણાનું બીજ :

भाक्तवादस्त्वविच्छिन्नः पुस्तकेष्वित्यभिप्रायेण 'भाक्तमाहुः' इति[४] नित्यप्रवृत्त-वर्तमानापेक्षयाभिधानम् । भज्यते सेव्यते, पदार्थेन प्राच्चेन प्रसिद्धतयोत्प्रेक्ष्यत इति भक्तिर्धर्मः, अभिधेयेन सामीप्यादिः सारूप्यात् समवायतः; तत आगतो[५] भाक्तो लाक्षणिकोऽर्थः । यदाह—

'अभिधेयेन सामीप्यात् सारूप्यात् समवायतः ।
वैपरीत्यात् क्रियायोगाल्लक्षणा पञ्चधा मता ॥' इति ।

गुणसमुदायवृत्तेश्च शब्दस्यार्थभागस्तैक्ष्ण्यादिर्भक्तिः; तत आगतो गौणोऽर्थो भाक्तः । भक्ति प्रतिपाद्ये सामीप्यतैक्ष्ण्यादौ श्रद्धातिशयः; तां प्रयोजनत्वेनोद्दिश्य तत आगतो भाक्त इति गौणो लाक्षणिकश्च । मुख्यस्य चार्थस्य भङ्गो भक्तिः[६] । इत्येवं मुख्यार्थबाधा निमित्तं प्रयोजनमिति त्रयसद्भाव उपचारबीजमित्युक्तं भवति ॥

(ध्व. १,१; लो. पृ. २७-३०)

'ભાક્તવાદ' (એટલે કે, લક્ષણાવાદ) તો લક્ષણકારોના પુસ્તકોમાં સળંગ ચાલ્યો આવે છે એવા ભાવાર્થે (કારિકાકારે) '..ગૌણ કહે છે' એમ કહ્યું છે.[૭] આ વચન નિત્ય હયાતી ધરાવનાર વર્તમાનકાળને અનુલક્ષીને છે. भज्यते—सेव्यते.

---

૧. જુઓ વૃત્તિગ્રંથમાંનું पुनरपरे વગેરે વાક્ય.

૨. અર્થાત્, એક જ 'ધ્વનિ' વિષેની ચર્ચા.

૩. ધ્વ. કા. ૧,૧ અને તેના ઉપરની વૃત્તિમાં.

૪. જુઓ, ध्व० का०; પૃ૦ ૯ ઉપરના શ્લોકનું 'तस्याभावं जगदुरपरे भाक्तमाहुस्तमन्ये' એ બીજું ચરણ.

૫. સરખાવો, तत आगतः (पा० अ० सू० ४.३.७४) જેને અનુસરીને अण् પ્રત્યય લાગતાં 'भाक्तः' એ શબ્દ નિષ્પન્ન થયો છે.

૬. 'भञ्जो आमर्दने' इति रुधादि (પંચમ) ગણના ધાતુ ઉપરથી.

૭. ધ્વ. શ્લો. ૧,૧ના બીજા ચરણમાં.

એ પદના અર્થ દ્વારા તે ઉપરથી બુદ્ધિશાળી વ્યક્તિ દ્વારા પ્રસિદ્ધ તરીકે કલ્પવામાં આવે છે તે 'ભક્તિ' (-લક્ષણા), અર્થધર્મ છે; (જેમકે,) અભિધેય (ગંગાપ્રવાહ) દ્વારા (તટ વગેરેની) સમીપતા વગેરે. તેમાંથી નિષ્પન્ન થયેલો[૧] તે 'ભાક્ત', અર્થાત્ લાક્ષણિક (લક્ષ્ય) અર્થ; કહ્યું; છે કે—

> 'અભિધેય સાથેની સમીપતાને લીધે, સમાનરૂપતાને લીધે, સંમવાયને લીધે, વિપરીતપણાને લીધે અને ક્રિયાસંબંધને લીધે લક્ષણા પાંચ પ્રકારની માનવામાં આવી છે.

ગુણસમુદાય પ્રતિપાદક શબ્દના 'તીક્ષ્ણતા' વગેરે જે અર્થાંશ તે 'ભક્તિ'; એમાંથી નિષ્પન્ન થતો ગૌણ અર્થ તે 'ભાક્ત'. પ્રતિપાદન કરવા ધારેલ સમીપતા, તીક્ષ્ણતા, વગેરે અંગે અતિશય શ્રદ્ધા તે 'ભક્તિ' તેને પ્રયોજન તરીકે ઉદ્દેશતાં તેમાંથી આવેલો અર્થ તે 'ભાક્ત' તેથી ગૌણ અને લાક્ષણિક. અને મુખ્ય અર્થનો ભંગ[૨] તે 'ભક્તિ'. આ રીતે મુખ્યાર્થબાધ, નિમિત્ત અને પ્રયોજન એ ત્રણેની હયાતી 'ઉપચાર'નું, અર્થાત્ લક્ષણાનું, બીજ છે એમ કહેવાનો ભાવાર્થ છે.

### § ૫) 'ઉપચાર' એ પોતે જ 'ધ્વનિ' નથી :

यद्यप्यविवक्षितवाच्ये ध्वनिभेदे 'निःश्वासान्ध इवादर्शः' इत्यादावुपचारोऽस्ति, तथापि न तदात्मतैव ध्वनिः, तद्व्यतिरेकेणापि भावात् विवक्षितान्यपरवाच्यप्रभेदादौ । अविवक्षितवाच्येऽप्युपचार एव, न ध्वनिरिति वक्ष्यामः । तथा च वक्ष्यति[३]–

> "भक्त्या बिभर्ति नैकत्वं रूपभेदादयं ध्वनिः ।
> अतिव्याप्तेरथाव्याप्तेर्न चासौ लक्ष्यते तया ।।" इति ।
> "कस्यचिद् ध्वनिभेदस्य सा तु स्यादुपलक्षणम् ।" इति च ।।
>
> (ध्व. १,१; लो. पृ. ३०)

જો કે 'ધ્વનિ'ના 'અવિવક્ષિતવાચ્ય' એ પ્રકારમાં 'ઉપચાર'ની (=લક્ષણાની) પ્રવૃત્તિ હોય છે,—જેમકે, 'અરીસો જાણે કે નિસાસાથી આંધળો થયો તેમ....' વગેરે શ્લોકમાં,—છતાં 'ધ્વનિ' એ સ્વરૂપનો જ નથી, કેમકે તેના વિના પણ

---

૧. भक्ति શબ્દને 'तत आगतः' એ પાણિનીય સૂત્રના આધારે 'अण्' પ્રત્યય લાગીને.

૨. भञ्ज्–ભાંગવું, એ પાંચમા ગણના ધાતુથી નિષ્પન્ન થતાં.

૩. ध्व० का० १,१४.

'વિવક્ષિતાન્યપરવાચ્ય' વગેરે પ્રકારોમાં 'ધ્વનિ' હોઈ શકે છે. વળી 'અવિવક્ષિત-વાચ્ય'માં 'ઉપચાર' જ છે, ધ્વનિ નહીં, એમ અમે આગળ ઉપર કહેવાના છીએ જ.

વળી કારિકાકાર પણ કહેવાના છે[1] કે—

"રૂપભેદને લીધે આ 'ધ્વનિ' 'ભક્તિ' (લક્ષણા) સાથે એકરૂપતા ધારણ કરતો નથી; અતિવ્યાપ્તિદોષને લીધે પણ તે એ સ્વરૂપે લક્ષમાં આવતો નથી; ઉલટું તે (લક્ષણા) 'ધ્વનિ'નું કોઈક પ્રકારનું સૂચક-લક્ષણ થઇ શકે."

(ધ્વ. ૧,૧; લો. પૃ. ૩૦)

## § ૬) 'સહૃદય'ની વ્યાખ્યા :

येषां काव्यानुशीलनाभ्यासवशाद् विशदीभूते स्वहृदयसंवादभाजः सहृदयाः । यथोक्तम्—

"योऽर्थो हृदयसंवादी तस्य भावो रसोद्भवः ।
शरीरं व्याप्यते तेन शुष्कं काष्ठमिवाग्निना ॥" इति ॥

(ध्व. १,१; लो. पृ. ३८–३९)

કાવ્યોના દીર્ઘ સેવનના અભ્યાસથી ઘડાઇને સ્વચ્છ બનેલા જેમના ચિત્ત-દર્પણમાં વર્ણનીયવસ્તુ સાથે એકરૂપ થઇ જવાની યોગ્યતા આવી હોય તે 'સ્વહૃદય સાથે સંવાદ ધરાવનારા' હોવાથી 'સહૃદયો' કહેવાય છે.

જેમકે, કહ્યું છે કે—

'વિભાવાદિ વસ્તુરૂપ જે અર્થ હૃદય સાથે સંવાદિતા ધરાવતો હોય છે તેનો ભાવ રસની અભિવ્યક્તિમાં કારણભૂત બને છે. તે (અર્થ, ભાવ કે રસ) એના શરીરને એવું વ્યાપી લે છે કે જેમ સૂકા લાકડાને અગ્નિ.'

(ધ્વ. ૧,૧; લો. પૃ. ૩૮–૩૯)

## § ૭) આનંદ એ જ કાવ્યનું અંતિમ ફળ :

रसस्य चर्वणात्मनः प्राधान्यं दर्शयन् रसध्वनेरेव सर्वत्र मुख्यभूतमात्मत्वमिति दर्शयति । तेन यदुक्तम्—

"ध्वनिर्नामापरो योऽसौ व्यापारो व्यञ्जनात्मकः ।
तस्य सिद्धेऽपि भेदे स्यात् काव्येंऽशत्वं न रूपता ॥"

इति — तदपहस्तितं भवति । तथा हि, अभिधाभावनारसचर्वणात्मकेऽपि त्र्यंशे काव्ये रसचर्वणा तावज्जीवितभूतेति भवतोऽप्यविवादोऽस्ति । यथोक्तं त्वयैव—

---

૧. જુઓ, ધ્વ. કા. ૧,૨૪.

"काव्ये रसयिता सर्वो न बोद्धा न नियोगभाक् ॥"

इति, — तद् वस्त्वलङ्कारध्वन्यभिप्रायेणांशमात्रत्वमिति सिद्धसाधनम्; रसध्वन्यभिप्रायेण तु स्वाभ्युपगमप्रसिद्धिसंवेदनविरुद्धमिति ।

तत्र कवेस्तावत् कीर्त्यापि प्रीतिरेव सम्पाद्या । यदाह—"कीर्तिं स्वर्गफलामाहुः"—इत्यादि । श्रोतॄणां च व्युत्पत्तिप्रीती यद्यपि स्तः, यथोक्तम्[1]—

"धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥"

इति । तथापि तत्र प्रीतिरेव प्रधानम् । अन्यथा, प्रभुसम्मितेभ्यो वेदादिभ्यो मित्रसम्मितेभ्यश्चेतिहासादिभ्यो व्युत्पत्तिहेतुभ्यः कोऽस्य काव्यरूपस्य व्युत्पत्तिहेतोर्जायासम्मितत्वलक्षणो विशेष इति प्राधान्येनानन्द एवोक्तः । चतुर्वर्गव्युत्पत्तेरपि चानन्द एव पार्यन्तिकं मुख्यं फलम् ॥

(ध्व. १,१; लो. पृ. ३९-४१)

ચર્વણાના (=ચગળવું, મમળાવવું એ ક્રિયાના) સ્વરૂપના રસની પ્રધાનતા દર્શાવતાં રસધ્વનિ એ જ સર્વત્ર મુખ્ય આત્મભૂત તત્ત્વ છે એમ (આનંદવર્ધન) દર્શાવે છે. તેથી (ભટ્ટનાયકે) જે કહ્યું છે કે—

'વ્યંજનાના સ્વરૂપનો એ જે બીજો વ્યાપાર છે, તેના ભેદ તરીકે (અભિધા અને ભાવના એ બે) સિદ્ધ થાય તો પણ (તે તો) કાવ્યમાં અંશ તરીકે રહેશે, કાવ્યસ્વરૂપ તરીકે નહીં,

— તે ખોટું ઠરે છે. તેથી જ તો અભિધા ભાવના અને રસચર્વણા સ્વરૂપના ત્રણ અંશભૂત વ્યાપારવાળું હોવા છતાં કાવ્યમાં રસચર્વણા જ પ્રાણભૂત તત્ત્વ છે એ બાબતમાં આપનો મતભેદ નથી. જેમકે, તમે જ કહ્યું છે કે—

'કાવ્યમાં રસ માણનાર સર્વે (અધિકારી છે), નહીં કે બોધ પ્રાપ્ત કરનાર, નહીં કે (કર્તવ્યનો) આદેશ પ્રાપ્ત કરનાર.' તો વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિને અનુલક્ષીને 'ધ્વનિ'ને કાવ્યનો માત્ર અંશ માનતા હોવ, તો સિદ્ધ થયેલ બાબતને જ (વગર પ્રયોજને ફરીથી) સાબીત કર્યાનો દોષ આવે; રસધ્વનિને લક્ષમાં રાખીને માનતા હોવ તો (તમારા) પોતાના સ્વીકારેલ સિદ્ધાન્તની જાણીતાં કાવ્યોની અને (રસિકોના) સંવેદનની વિરૂદ્ધ ઠરે.

---

1. જુઓ, काव्यालङ्कारः, १,२.

તેની (=કાવ્યની) બાબતમાં કવિને તો કીર્તિદ્વારા પણ અંતે તો પ્રીતિ (=આનંદ) સંપાદાન કરવાની હોય છે. કહ્યું છે કે—"કીર્તિ સ્વર્ગનું ફળ આપનારી છે." વગેરે. અને શ્રોતાઓને જો કે જ્ઞાન અને આનંદ બન્ને મળે છે, જેમકે (ભામહે[1]) કહ્યું છે કે—

"સારા કાવ્યનું સારી પેઠે કરેલું સેવન ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં અને કલાઓમાં વિચક્ષણતા લાવે છે, અને કીર્તિ તથા પ્રીતિ ઉત્પન્ન કરે છે."

—તેમાં પણ પ્રીતિ જ મુખ્ય છે. નહીંતર પ્રભુસંમિત એવા વેદ વગેરે કરતાં અને મિત્રસંમિત જ્ઞાનના હેતુભૂત ઇતિહાસ વગેરે કરતાં પત્નીસંમિત સ્વરૂપના જ્ઞાનના હેતુભૂત કાવ્યરૂપમાં શો અધિક ફરક હશે જેથી આનંદને જ મુખ્ય તરીકે ગણાવવો પડયો? ચાર પુરૂષાર્થના બોધનું પણ છેવટનું મુખ્ય ફળ તો આનંદ જ છે.

(ધ્વ. ૧, ૧; લો. પૃ. ૩૯–૪૧)

## § ૮) બે પ્રકારમાં વિભાજિત હોવા છતાં એકલો 'ધ્વનિ' જ કાવ્યનો આત્મા છે:

"शब्दार्थशरीरं काव्यम्" इति यदुक्तं तत्र शरीरग्रहणादेव केनचिदात्मना तदनुप्राणकेन भाव्यमेव । तत्र शब्दस्तावच्छरीरभाग एव संनिविशते, सर्वजनसंवेद्य-धर्मत्वात् स्थूलकृशादिवत् । अर्थः पुनः सकलजनसंवेद्यो न भवति; न ह्यर्थमात्रेण काव्यव्यपदेशः लौकिकवैदिकवाक्येषु तदभावात् । तदाह—"सहृदयश्लाघ्यः"[2]—इति । स एक एवार्थो द्विशाखतया विवेकिभिर्विभागबुद्ध्या विभज्यते । तथा हि, तुल्येऽर्थ-रूपत्वे किमिति कस्मैचिदेव सहृदयाः श्लाघन्ते; तद् भवितव्यं तत्र केनचिद् विशेषेण । यो विशेषः स प्रतीयमानभागो, विवेकिभिर्विशेषहेतुत्वादात्मेति व्यवस्थाप्यते । वाच्य-संवलनाविमोहितहृदयैस्तु तत्पृथग्भावे विप्रतिपद्यते, चार्वाकैरिवात्मपृथग्भावे । अत एव 'अर्थः' इत्येकतयोपक्रम्य 'सहृदयश्लाघ्यः' इति विशेषणद्वारा हेतुमभिधायापोद्धार-दृशा तस्य द्वौ 'भेदौ' अंशावित्युक्तम्, न तु द्वावप्यात्मानौ काव्यस्येति । कारिकागतं काव्यशब्दं व्याकर्तुमाह–'काव्यस्य हि' इति[3] ।

---

૧ જુઓ, કાવ્યાલંકાર, ૧,૨. ]

૨. જુઓ, ध्व० का० १,२ : योऽर्थः सहृदयश्लाघ्यः काव्यात्मेति व्यवस्थितः । वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥

૩. જુઓ, ध्व० वृ० १,२ : काव्यस्य हि ललितोचितसन्निवेशचारुणः शरीरस्येवात्मा साररूपतया स्थितः सहृदयश्लाघ्यो योऽर्थः...। એ વાકયમાં.

'ललित'-शब्देन गुणालङ्कारानुग्रहमाह । 'उचित'-शब्देन रसविषयमेवौचित्यं भवतीति दर्शयन् रसध्वनेर्जीवितत्वं सूचयति । तदभावे हि किमपेक्षयेदमौचित्यं नाम सर्वत्रोद्घोष्यत इति भावः । 'योऽर्थः' इति यदानुवदन् परेणाप्येतत् तावदभ्युपगतमिति दर्शयति । 'तस्य' इत्यादिना तदभ्युपगम एव द्व्यंशत्वे सत्युपपद्यत इति दर्शयति । तेन, यदुक्तं 'चारुत्वहेतुत्वाद्गुणालङ्कारव्यतिरिक्तो न ध्वनिः' इति, तत्र ध्वनेरात्मस्वरूपत्वाद् हेतुरसिद्ध इति दर्शितम् । न ह्यात्मा चारुत्वहेतुर्देहस्येति भवति । अथाप्येवं स्यात्, तथापि वाच्येऽनैकान्तिको[1] हेतुः । न ह्यलङ्कार्य एवालङ्कार, गुण्येव वा गुणः । एतदर्थमपि वाच्यांशस्योपक्षेपः । अत एव वक्ष्यति 'वाच्यः प्रसिद्धः'[2] इति ॥

(ध्व. १,२; लो. पृ. ४३–४७)

(અભાવવાદી પ્રતિપક્ષીએ) 'શબ્દ અને અર્થરૂપી શરીરવાળું તે કાવ્ય' એવું જે કહ્યું છે, તેમાં 'શરીર'નો સ્વીકાર કરી લીધો હોવાથી તેમાં પ્રાણ પૂરનાર કોઈક આત્મા હોવો જ જોઈએ (એવું ફલિત થાય છે). (આત્મા તરીકે કોઈક તત્ત્વની કલ્પના કરવાનું માન્ય રાખીએ) તે સ્થિતિમાં 'શબ્દ'ને 'શરીર'ના ભાગે મૂકવો પડે, કેમકે જેમ (શરીરમાં) જાડું પાતળું વગેરે (ગુણધર્મો હોય છે) તેમ (શબ્દમાં પણ) સર્વ જનો સંવેદન પામી શકે તેવા ગુણધર્મો હોય છે; જ્યારે અર્થ તો બધા જ માણસો સંવેદન પામી શકે એવો હોતો નથી. ઉપરાંત, અર્થ હોવા માત્રથી 'કાવ્ય' ન કહેવાય. કેમકે લૌકિક અને વૈદિક વાક્યોમાં (અર્થની હયાતી હોવા છતાં) 'કાવ્ય'નો અભાવ જોવા મળે છે. તેથી જ કહે છે કે– "સહૃદયજનોએ વખાણવા લાયક." (કાવ્યનો આત્મા 'ધ્વનિ') એ એક જ તત્ત્વ હોવા છતાં વિભાજનની દૃષ્ટિએ વિવેકીજનો તેના બે અંશમાં ભાગ પાડે છે. તે રીતે સાચે જ (એવું ફલિત થાય છે કે) (લોકવ્યવહાર અને વેદવ્યવહારમાંના અને કાવ્યમાંના અર્થ વચ્ચે) અર્થની દૃષ્ટિએ સમાનતા હોવા છતાં સહૃદયો અમુકનાં જ વખાણ શા કારણે કરતા હોય છે? તેથી તેમાં કાંઈક વિશિષ્ટતા હોવી જોઈએ; આ જે વિશિષ્ટતા તે છે 'પ્રતીયમાન', અર્થાત્ વ્યંગ્ય, અંશ; વિશિષ્ટ હેતુભૂત હોવાથી (તે અંશને જ) વિવેકીજનો (કાવ્યના) 'આત્મા' તરીકે ઉપપત્તિપૂર્વક સ્થાપે છે. 'વાચ્ય' અંશના મિશ્રણથી જેમનું મન ભ્રમમાં પડી જાય છે તેવા (વાચ્ય અંશ અંગેની ઊંડી ગાઢ તદ્રૂપતાની ભાવનાના સંસ્કારબળે વિવેકસામર્થ્ય ગુમાવી બેસેલા)

---

૧. વાંચો, अनैकान्तो व्यभिचारी । तल्लक्षणं च साध्याभाववद्वृत्तित्वम् અર્થાત સાધ્યાભાવગ્રસ્ત હોવું તે 'વ્યભિચાર'. 'અનૈકાન્ત'=સવ્યભિચારદોષગ્રસ્ત.

૨. જુઓ, ધ્વ.का. १,३ : तत्र वाच्यः प्रसिद्धो यः प्रकारैरुपमादिभिः । बहुधा व्याकृतः सोऽन्यैः...॥

લોકો તે અંશ અલગ હોવાની બાબતમાં વાંધો ઉઠાવે છે, જેમકે (શરીરથી) અલગ આત્માની હયાતીની બાબતમાં ચાર્વાકો (વાંધો ઉઠાવે છે.) તેમ' આ કારણે જ (કારિકાકારે બીજી કારિકામાં) આરંભે 'અર્થ' શબ્દ એકવચનમાં મૂકીને 'સહૃદયોએ વખાણવા લાયક, એ વિશેષણદ્વારા હેતુનું કથન કરી, વિભાજનની દૃષ્ટિએ તેના બે 'ભેદો' અર્થાત્ અંશો, છે એમ કહ્યું છે, નહીં કે ('વાચ્ય' અને 'પ્રતીયમાન', એ બંને ય 'કાવ્ય'ના બે આત્મા છે એમ. કારિકામાંના 'કાવ્ય' શબ્દની સ્પષ્ટતા કરતાં (વૃત્તિકાર) 'સાચે જ...કાવ્યનો ....' વગેરે કહે છે;[1] (તેમાં 'લલિત' શબ્દ દ્વારા ગુણો અને અલંકારોની સૌંદર્યસહાયકતા દર્શાવી છે; 'ઉચિત' શબ્દ દ્વારા ઔચિત્ય રસ અંગેનું જ હોય છે એવું દર્શાવી રસધ્વનિ એ પ્રાણભૂત તત્ત્વ છે એવું સૂચવે છે, કેમકે તે ન હોય તો 'સર્વત્ર ઔચિત્યનો જયજયકાર કરવામાં આવે છે, તે ખરેખર કોને ઉદ્દેશીને છે ?' (તાત્પર્ય કે રસધ્વનિ સિવાય ઔચિત્યવિચાર માટે બીજું કોઈ તત્ત્વ જ નથી) એવો ભાવાર્થ છે. 'જે અર્થ' એમ 'યદ્' ('જે' અર્થના સંસ્કૃત સર્વનામના પ્રયોગ) દ્વારા ઉલ્લેખ કરીને 'સામા પક્ષવાળાએ પણ આ તો સ્વીકાર્યું છે' એવું દર્શાવ્યું છે, 'તેના...' વગેરે શબ્દો દ્વારા એવું દર્શાવ્યું છે કે ('વાચ્ય' અને 'પ્રતીયમાન' એ) બે અંશ માન્ય રાખીએ તો જ તેનો (સહૃદયો દ્વારા વખાણવા યોગ્ય તરીકે કરેલો) સ્વીકાર બંધ બેસે. તેથી 'સુંદરતા આણવામાં હેતુભૂત હોવાથી ધ્વનિ એ ગુણો અને અલંકારોથી અલગ તત્ત્વ નથી' એવું કહેવામાં આવ્યું છે તે વિષે એવું દર્શાવ્યું છે કે ધ્વનિ આત્મા તરીકે હોવાથી ('સુંદરતા આણવામા હેતુભૂત હોવાથી' એ) હેતુ અસિદ્ધ ઠરે છે; કારણ કે, દેહની સુંદરતા અંગે આત્મા હેતુભૂત હોય એવું ન બની શકે. છતાં (દેહની સુંદરતા અંગે આત્મા હેતુભૂત છે) એમ હોય તો પણ, વાચ્યની બાબતમાં તે હેતુ અનૈકાન્તિક ઠરે (અર્થાત્, પ્રતીયમાન સાથે મિશ્રિત થયેલ હોવાથી ચારુત્વહેતુતા વાચ્યને પણ લાગુ પડે; પરંતુ વાચ્ય તો ગુણો અને અલંકારોથી અલગ છે તેથી તેમાં ચારુત્વહેતુતાને સવ્યભિચાર દોષ[2] આવી પડે); કેમકે, જેને શણગારવાનો હોય તે પોતે જ શણગાર ન હોઈ શકે, તેમ ગુણ

---

૧. જુઓ, ધ્વ. કા. ૧,૨ ઉપરની વૃત્તિમાંના 'સાચે જ ઉચિત લલિત ગોઠવણીથી સુંદર **કાવ્યનો જે અર્થ**, શરીરનો જેમ આત્મા તે રીતે, સારરૂપે રહેલો **સહૃદયોએ વખાણવા લાયક** જે અર્થ તેના વાચ્ય અને પ્રતીયમાન એ બે **ભેદો છે**', એ શબ્દો.

૨. સવ્યભિચાર=સાધ્યાભાવદોષવાળા હોવું તે.

ધરાવનારો પોતે જ ગુણ ન હોઈ શકે. આ અર્થે જ 'વાચ્ય' અંશનો ઉલ્લેખ કર્યો છે. તેથી જ તો (કારિકાકાર) કહેવાના છે કે–"... વાચ્ય ....જાણીતો છે'.[૧]

(ધ્વ. ૧,૨; પૃ. ૪૩. ૪૭ લો.)

## § ૯) વસ્તુ, અલંકાર અને રસને અનુલક્ષીને પ્રતીયમાન અર્થના ત્રણ પ્રકારના ભેદ :

तत्र प्रतीयमानस्य तावद् द्वौ भेदौ—लौकिकः, काव्यव्यापारैकगोचरश्चेति । लौकिको यः स्वशब्दवाच्यतां कदाचिदध्यशेत, स च विधिनिषेधाद्यनेकप्रकारो वस्तु-शब्देनोच्यते; सोऽपि द्विविधः; यः पूर्वं क्वापि वाक्यार्थेऽलङ्कारभावमुपमादिरूपतया-न्वभूद्, इदानीं त्वनलङ्काररूप एवान्यत्र गुणीभावाभावात्, स पूर्वप्रत्यभिज्ञानबलाद् अलङ्कारध्वनिरिति व्यपदिश्यते, ब्राह्मणश्रमणन्यायेन ; तद्रूपताभावेन तूपलक्षितं वस्तु-मात्रमुच्यते ; मात्रग्रहणेन[२] हि रूपान्तरं निराकृतम् । यस्तु स्वप्नेऽपि न स्वशब्दवाच्यो न लौकिकव्यवहारपतितः, किन्तु शब्दसमर्प्यमाणहृदयसंवादसुन्दरविभावानुभावसमुदित-प्राङ्निविष्टरत्यादिवासनानुरागसुकुमारस्वसंविदानन्दचर्वणाव्यापाररसनीयरूपो रसः, स काव्यव्यापारैकगोचरो रसध्वनिरिति ; स च ध्वनिरेवेति स एव मुख्यतयात्मेति ।

यदूचे भट्टनायकेन—अंशत्वं न रूपता' इति[३], तद् वस्त्वलङ्कारध्वन्योरेव यदि नामोपालम्भः । रसध्वनिस्तु तेनैवात्मतयाङ्गीकृतः तृतीयस्यांशस्याभिधाभावनांशद्वयोत्तीर्ण-त्वेन निर्णयात् । वस्त्वलङ्कारध्वन्योः रसध्वनिपर्यन्तत्वमेवेति वयमेव वक्ष्यामस्तत्र तत्र इत्यास्तां तावत् ॥

(ध्व. १,४; लो. पृ. ५०-५३)

('પ્રતીયમાન' અર્થનું અસ્તિત્વ સ્વીકારીએ પછી,) તે બાબતમાં 'પ્રતીયમાન' અર્થના પ્રથમ તો 'લૌકિક' અને એકલા કાવ્યકર્મથી જ પ્રતીતિ-વિષય થનારો,' એમ બે ભેદ પડે છે. (એમાં) પોતાના શબ્દથી કદિક વાચ્યપણાને પામતો જે 'લૌકિક' તે તો વિધિ નિષેધ વગેરે અનેક પ્રકારનો હોય છે; એને 'વસ્તુ' નામે ઓળખવામાં આવે છે. તે ('લૌકિક')

---

૧. જુઓ, ધ્વ. કા. ૧,૩ : તેમાં વાચ્ય, જે જાણીતો છે, તેને અન્ય કાવ્યલક્ષણકારોએ ઉપમા વગેરે પ્રકારો દ્વારા અનેક રીતે વિસ્તાર્યો છે;

૨. જુઓ, ध्व. का. १,४ ઉપરની વૃત્તિમાંના 'वस्तुमात्रमलङ्कारा रसादयश्चेत्यनेकप्रभेदप्रभिन्नः...' એ શબ્દો.

૩. જુઓ, ઉપર પરિચ્છેદ § ૭માં ટાંકેલ શ્લોકમાં.

પણ ('અલંકારધ્વનિ' અને 'વસ્તુમાત્ર' એમ) બે (પેટા) પ્રકારનો હોય છે; (એમાંનો પહેલો), જે પહેલાં જે ક્યાંક વાક્યાર્થમાં ઉપમા વગેરના રૂપે અલંકારભાવને પામ્યો હતો પણ અત્યારે તો, (વ્યંગ્યરૂપે હોવાથી) બીજે તેનો જે ગુણીભાવ થતો તે ન થતો હોવાથી અલંકારભાવ વગરનો છે, તેને પૂર્વેના (અલંકારભાવની) ઓળખાણના બળે 'બ્રાહ્મણશ્રમણ' ન્યાયે[1] 'અલંકારધ્વનિ' તરીકે ઓળખાવવામાં આવે છે; તેનું (અલંકાર-)સ્વરૂપ ન પામતા તરીકે જણાય તેને 'વસ્તુમાત્ર' કહેવામાં આવે છે. (વસ્તુમાત્ર એ શબ્દમાં) 'માત્ર' શબ્દના પ્રયોગથી (અલંકાર તરીકેના તેના) બીજા રૂપ માટે અવકાશ હોવાનું ટાળ્યું છે. ઉલટું, જે નથી સ્વપ્નમાં પણ સ્વશબ્દ વડે વાચ્ય બનતો કે નથી લોકવ્યવહારમાં પણ જેનો સમાવેશ થઈ શકતો; પરંતુ શબ્દથી સંક્રમિત થઈ, હૃદય સામંજસ્યથી (સહૃદયોને) સુંદર (જણાઈ) વિભાવ અને અનુભાવથી ઉદય પામતી, પૂર્વનિહિત, રતિ વગેરેની વાસનાના રંગે રંગાઈ અત્યંત કોમળ અને જાતે અનુભવાતા આનંદની ચર્વણાસ્વરૂપની ક્રિયા દ્વારા માણવા યોગ્ય રૂપ પામતો, જે રસ; તે એકલા કાવ્યકર્મ દ્વારા જ પ્રતીતિ પામે છે; અને તે 'ધ્વનિ' જ છે તેથી મુખ્ય તરીકે ગણીને તેને આત્મા કહ્યો છે.

ભટ્ટનાયકે – અંશપણું નહીં, એવું–જે કહ્યું છે (તે બાબતમાં અમારે કહેવાનું એ છે કે) જો તેને નિન્દા ગણતા હોવ તો તે 'વસ્તુધ્વનિ' અને 'અલંકારધ્વનિ'ને જ લાગુ પડશે. 'રસધ્વનિ'ને તો તેણે પોતે જ (કાવ્યના) આત્મા તરીકે સ્વીકાર્યો છે; કેમકે (રસચર્વણારૂપ) ત્રીજો અંશ 'અભિધા' અને 'ભાવના' એ બે અંશની પેલે પારનો છે એવો તેણે નિર્ણય આપ્યો છે. વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ પણ છેવટે તો રસધ્વનિમાં જ પર્યવસાન પામે છે એમ અમે તે તે પ્રસંગે કહેવાના છીએ જ; તેથી હમણાં (આ ચર્ચા) રહેવા દઈએ.

(ધ્વ. ૧, ૩; લો. પૃ. ૫૦–૩૧)

### § ૧૦) પ્રતીયમાન અર્થના બોધમાં અર્થસામર્થ્ય સહકારી બને છે :

यद्यपि हि ध्वननं शब्दस्यैव व्यापारः, तथाप्यर्थसामर्थ्यस्य सहकारिणः सर्वत्रानपायाद् वाच्यसामर्थ्याक्षिप्तत्वम् । शब्दशक्तिमूलानुरणनरूपव्यङ्ग्येऽप्यर्थसामर्थ्यादेव प्रतीय-

૧. પહેલાં 'બ્રાહ્મણ' હતો તેવો વ્યક્તિ પાછળથી 'શ્રમણ' (બૌદ્ધસાધુ)થઈ જાય ત્યારે બ્રાહ્મણ મટી જાય છે; છતાં લોકો તેના પૂર્વજીવન વિષેની બ્રાહ્મણ તરીકેની સ્મૃતિને લીધે તેને 'બ્રાહ્મણ' તરીકે યાદ રાખીને 'બ્રાહ્મણશ્રમણ' કહીને ઓળખતા હોય છે. આવી લોકવ્યવહારગત રૂઢિ તે 'બ્રાહ્મણશ્રમણન્યાય.'

मानावगतिः; शब्दशक्तिः केवलमवान्तरसहकारिणीति वक्ष्यामः[1] ॥

ध्व. १,४; लो. पृ. ५३

જો કે 'ધ્વનન' એ શબ્દનો જ વ્યાપાર (=કાર્ય) છે, છતાં તેમાં સહકારી બનતા અર્થ સામર્થ્યને (ક્યાંય પણ) દૂર રાખી શકાતું ન હોવાથી તે વાચ્યના સામર્થ્યે સર્વત્ર સૂચિત થાય છે. શબ્દશક્તિમૂલક અનુરણન રૂપના વ્યંગ્યની બાબતમાં પણ અર્થના સામર્થ્યે જ પ્રતીયમાન અર્થનો બોધ થાય છે; (તેમાં) શબ્દશક્તિ માત્ર આડકતરી રીતે જ સહકારી બને છે એવું અમે (આગળ ઉપર) કહેવાના છીએ.

(ધ્વ. ૧,૪; લો. પૃ. ૫૩)

## § ૧૧) વાચ્ય વિધિરૂપ હોય ત્યારે પ્રતિષેધરૂપ પ્રતીયમાન અર્થ લક્ષણા વગેરેથી ઉદ્ભવતા સ્વરૂપનો હોઈ શકે એવી અભિહિતાન્વયવાદી મીમાંસકના મતે શંકા :

ननु 'तात्पर्यशक्तिः, अपर्यवसिता विवक्षया, "दृस–" "धार्मिक–" "तद्–"आदि[2]-पदार्थानन्वयरूपमुख्यार्थबाधकबलेन विरोधनिमित्तया विपरीतलक्षणया च, वाक्यार्थीभूत-निषेधप्रतीतिम् अभिहितान्वयदृशा करोतीति शब्दशक्तिमूल एव सोऽर्थः; "एवमनेनोक्तम्" इति हि व्यवहारः । तन्न 'वाच्यातिरिक्तोऽन्योऽर्थः' इति ॥

(ध्व. १,४; लो. ५५–५६.)

(અહીં પૂર્વપક્ષવાદી મીમાંસક વાંધા ઉઠાવે છે તે તમે ભલે વ્યંજનાશક્તિ માનો) પણ (અમારા મતે તો) કહેવાનો ઉદ્દેશ (હજુ બાકી) રહેવાથી પૂરી વપરાઈ ન જતાં, 'છકેલા' 'ધરમી' 'તે' વગેરે પદોનો[3] અન્વય નથી બેસતો એ મુખ્યાર્થબાધકતત્ત્વને બળે વિરોધનિમિત્તની વિપરીતલક્ષણા દ્વારા 'તાત્પર્યશક્તિ' અભિહિતાન્વયવાદની દૃષ્ટિએ વાક્યાર્થરૂપ નિષેધની પ્રતીતિ કરાવે છે; તેથી એ અર્થ શબ્દશક્તિમૂલક જ છે, કેમકે 'આણે આમ કહ્યું' એ રીતનો (આ) વ્યવહાર છે. તેથી (અમારું કહેવું એમ છે કે) વાચ્યથી પેલેપારનો બીજો અર્થ નથી હોતો.

(ધ્વ. ૧,૪; લો. પૃ. ૫૫ ૫૬.)

---

૧. જુઓ, ध्व. का. २,२० તેની ध्व. वृ. તથા लो.

૨. જુઓ, ध्व. वृ. પૃ. ૫૨ : भ्रम धार्मिक विस्रब्धः स शुनकोऽद्य मारितस्तेन । गोदावरीनदीकूललतागहनवासिना दृप्तसिंहेन ॥ એ શ્લોકમાં.

૩. ધરમી ! ભમ નિશ્ચિંતે ! તે કૂતરો હણાઈ ગ્યો આજે ગોદાવરી નદી કાંઠે ઝાડીમાં વસતા છકેલા સાવજને હાથે.–એ પદ્યમાંના પદો.

## (§ ૧૨) અભિહિતાન્વયવાદીના મતનું ખંડન[1] :

नैतत् । त्रयो ह्यत्र व्यापाराः संवेद्यन्ते । पदार्थेषु सामान्यात्मसु अभिधाव्यापारः ; समयापेक्षार्थावगमनशक्तिर्हि अभिधा ; समयश्च तावत्येव, न विशेषांशे ; आनन्त्याद् व्यभिचाराच्च[2] एकस्य । ततो विशेषरूपे वाक्यार्थे तात्पर्यशक्तिः परस्परान्विते सामान्ये ; 'सामान्यान्यन्यथासिद्धेर्विशेषं गमयन्ति हि' इति न्यायात् । तत्र च द्वितीयकक्ष्यायां 'भ्रम'–इतिविध्यतिरिक्तं न किञ्चित् प्रतीयते ; अन्वयमात्रस्यैव प्रतिपन्नत्वात् । न हि– 'गङ्गायां घोषः' 'सिंहो वटुः' इत्यत्र यथान्वय एव बुभूषन् प्रतिहन्यते योग्यताविरहात्, तथा 'तव भ्रमणनिषेद्धा स श्वा सिंहेन हतः तद् इदानीं भ्रमणनिषेधकारणवैकल्याद् भ्रमणं तवोचितम्' इत्यत्र—अन्वयस्य काचित् क्षतिः । अत एव, मुख्यार्थबाधा नात्र शङ्क्या इति, न विपरीतलक्षणाया अवसरः ।

भवतु वासौ । तथापि द्वितीयस्थानसंक्रान्ता तावदसौ न भवति । तथा हि— मुख्यार्थबाधायां लक्षणाप्रक्लृप्तिः; बाधा च विरोधप्रतीतिरेव ; न चात्र पदार्थानां स्वात्मनि विरोधः ; परस्परं विरोध इति चेत्, सोऽयं तर्हि अन्वये विरोधः प्रत्येयः ; न चाप्रतिपन्नेऽन्वये विरोधप्रतीतिः ; प्रतिपत्तिश्चान्वयस्य नाभिधाशक्त्या, तस्याः पदार्थप्रतिपत्त्युपक्षीणाया विरम्याव्यापारात् ;—इति तात्पर्यशक्त्यैवान्वयप्रतीतिः ।

नन्वेवमपि 'अङ्गुल्यग्रे करिवरशतम्' इत्यत्राप्यन्वयप्रतीतिः स्यात् । किं न भवत्यन्वयप्रतीतिः, दशदाडिमादिवाक्यवत्[3] । किन्तु प्रमाणान्तरेण सोऽन्वयः प्रत्यक्षादिना बाधितः, प्रतिपन्नोऽपि शुक्तिकायां रजतमिव, इति तदवगमकारिणो वाक्यस्याप्रामाण्यम् । 'सिंहो माणवकः' इत्यत्र तु द्वितीयकक्ष्यानिविष्टतात्पर्यशक्तिसमर्पितान्वयबाधकोल्लासानन्तरमभिधातात्पर्यशक्तिद्वयव्यतिरिक्ता तावत् तृतीयैव शक्तिस्तद्बाधकविधुरीकरणनिपुणा लक्षणाभिधाना समुल्लसति ।

नन्वेवं 'सिंहो वटुः' इत्यत्रापि काव्यरूपता स्यात्, ध्वननलक्षणस्यात्मनोऽत्रापि समनन्तरमेव वक्ष्यमाणतया भावात् । ननु घटेऽपि जीवव्यवहारः स्यात्, आत्मनो

---

૧. આ મત ભટ્ટતૌતના અનુયાયીઓનો છે એવું પંડિત મહાદેવશાસ્ત્રી જણાવે છે.

૨. વાંચો : साधारणाद्यन्यतमत्वं सव्यभिचारसामान्यलक्षणम् । साधारणत्वं साध्याभाववद्वृत्तित्वम् । 'તર્કસંગ્રહ' ખંડ ૫૩ ઉપરની ન્યાયબોધિની વ્યાખ્યા.

૩. જુઓ अर्थवद् अधातुरप्रत्ययः प्रातिपदिकम् ॥ पा० अ० सू० १.२.४५॥ ઉપરના મહાભાષ્યમાં 'अर्थवत्यनेकपदप्रसङ्गः' એ ભાષ્યવાર્તિકના વિવરણમાં પતંજલિએ ટાંકેલાં 'दश दाडिमानि, षड् अपूपाः' વગેરે ઉદાહરણો.

विभुत्वेन तत्रापि भावात् । शरीरस्य खलु विशिष्टाधिष्ठानयुक्तस्य सत्यात्मनि जीवव्यवहार, न यस्य कस्यचित्, इति चेत्; तर्हि गुणालङ्कारौचित्यसुन्दरशब्दार्थशरीरस्य सति ध्वननाख्यात्मनि काव्यरूपताव्यवहारः । 'न चात्मनोऽसारता काचिद्' इति समानम् ।

न चैवं भक्तिरेव ध्वनिः । भक्तिर्हि लक्षणाव्यापारस्तृतीयकक्ष्यानिवेशी । चतुर्थ्यां तु कक्ष्यायां ध्वननव्यापारः । तथा हि—'त्रितयसन्निधौ लक्षणा प्रवर्तत' इति तावद् भवन्त एव वदन्ति । तत्र मुख्यार्थबाधा तावत् प्रत्यक्षादिप्रमाणान्तरमूला । निमित्तं च यदभिधीयते सामीप्यादि तदपि प्रमाणान्तरावगम्यमेव । यत्त्विदं घोषस्यातिपवित्रत्वशीतलत्वसेव्यत्वादिकं प्रयोजनमशब्दवाच्यं प्रमाणान्तराप्रतिपन्नं, बटौ वा पराक्रमातिशयशालित्वं, तत्र शब्दस्य न तावन्न व्यापारः । तथा हि—तत्सामीप्यात् तद्धर्मत्वानुमानमनैकान्तिकम्, सिंहशब्दवाच्यत्वं च बटोरसिद्धम्; अथ यत्र यत्रैवं शब्दप्रयोगस्तत्र तत्र तद्धर्मयोग इत्यनुमानम्, तस्यापि व्याप्तिग्रहणकाले मौलिकं प्रमाणान्तरं वाच्यम्; न चास्ति; न च स्मृतिरियम्, अननुभूते तदयोगात्, नियमाप्रतिपत्तेर्वक्तुरेतदेव विवक्षितमित्यध्यवसायाभावप्रसङ्गाच्च—इत्यस्ति तावदत्र शब्दस्य व्यापारः । व्यापारश्च नाभिधात्मा, समयाभावात्; न तात्पर्यात्मा, तस्यान्वयप्रतीतावेव परिक्षयात्; न लक्षणात्मा, उक्तादेव हेतोः स्खलद्गतित्वाभावात्; तत्रापि हि स्खलद्गतित्वे पुनर्मुख्यार्थबाधा निमित्तं प्रयोजनमित्यनवस्था स्यात्; अत एव यत् केनचिल्लक्षितलक्षणेति नाम कृतं तद् व्यसनमात्रम् । तस्मात्, अभिधातात्पर्यलक्षणाव्यतिरिक्तः चतुर्थोऽसौ व्यापारो ध्वननद्योतनव्यञ्जनप्रत्यायनावगमनादिसोदरव्यपदेशनिरूपितोऽभ्युपगन्तव्यः । यद् वक्ष्यति[1]—

मुख्यां वृत्तिं परित्यज्य गुणवृत्त्यार्थदर्शनम् ।
यदुद्दिश्य फलं तत्र शब्दो नैव स्खलद्गतिः ॥

तेन,—समयापेक्षा वाच्यार्थावगमनशक्तिः 'अभिधाशक्तिः'; तदन्यथानुपपत्तिसहायार्थावबोधनशक्तिः 'तात्पर्यशक्तिः'; मुख्यार्थबाधादिसहकार्यपेक्षार्थप्रतिभासनशक्तिः 'लक्षणाशक्तिः'; तच्छक्तित्रयोपजनितार्थावगममूलजाततत्प्रतिभासपवित्रितप्रतिपत्तृप्रतिभासहायार्थद्योतनशक्तिः 'ध्वननव्यापारः'; स च प्राग्वृत्तं व्यापारत्रयं न्यक्कुर्वन् प्रधानभूतः काव्यात्मा—इत्याशयेन, निषेधप्रमुखतया च, प्रयोजनविषयोऽपि 'निषेधविषय' [2]इत्युक्तः ।

अभ्युपगममात्रेण चेदमुक्तम् । न त्वत्र लक्षणा, अत्यन्ततिरस्कृतत्वान्यसंक्रमणयोरभावात् । न चार्थशक्तिमूलेऽस्या व्यापारः । सहकारिभेदाच्च शक्तिभेदः स्पष्ट एव;

१. ध्व. का. १,१७.

२. વાંચો : ध्व. वृ. पृ. ५२ : स हि कदाचिद् वाच्ये विधिरूपे प्रतिषेधरूपः । એ શબ્દો.

यथा तस्यैव शब्दस्य व्याप्तिस्मृत्यादिसहकृतस्य विवक्षावगतावनुमापकत्वव्यापारः, अक्षादिसहकृतस्य वा विकल्पकत्वव्यापारः । एवम्, अभिहितान्वयवादिना तावद् इयद् अनपह्नवनीयम् ॥ 	ध्व. १,४; लो. ५६–६४

આ (અભિહિતાન્વયવાદીનો મત) બરાબર નથી. અહીં (લોકવ્યવહારમાં અભિધા, તાત્પર્યશક્તિ અને લક્ષણા એમ) ત્રણ ક્રિયાવ્યાપારનું જ્ઞાન થાય છે એ જાણીતું છે. (એમાંથી) સામાન્યસ્વરૂપના શબ્દાર્થની બાબતમાં અભિધાવ્યાપાર હોય છે; કેમકે શબ્દસંકેતને અનુસરીને અર્થનો બોધ કરવનારી શક્તિ 'અભિધા' છે; સંકેત પણ તેટલા (સામાન્ય સ્વરૂપ) પૂરતો જ હોય છે, વિશેષ અંશને લગતો નહીં; કારણ કે (વશિષ્ટ વ્યક્તિસ્વરૂપો તો) અનંત હોવાથી (અસંખ્ય સંકેત માનવા પડે), તેમજ અમુક વિશિષ્ટ વ્યક્તિસ્વરૂપને (સંકેત લાગુ પડતાં અન્યને તે લાગુ પડી શકશે નહીં તેથી સંકેતના સ્વરૂપમાં) 'વ્યભિચાર' દોષ[1] આવી પડશે. તેથી ('વિશેષ'નો બોધ ન કરાવે તો કેવળ પદના અર્થનો બોધ કરાવવા જ પદનો પ્રયોગ કરવામાં આવે છે એમ માનવા જતાં શબ્દાર્થની જ પ્રતીતિ થશે વિશિષ્ટ વ્યક્તિસ્વરૂપની નહીં તે જોતાં) "અન્ય રીતે (વિશિષ્ટ વ્યક્તિ-સ્વરૂપને લગતો સંકેત) સિદ્ધ ન થઈ શકવાથી 'સામાન્ય' પણ 'વિશેષ'નો બોધ કરાવે છે" એવી પ્રચલિત તર્કરૂઢિને અનુસરતાં (આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિને લીધે ગૌણમુખ્યભાવે) એક બીજા સાથે અન્વયસંબંધ ધરાવતા પદાર્થસમુદાયવાળા વિશેષસ્વરૂપના વાક્યાર્થની બાબતમાં (બોધ કરાવનારી શક્તિ તે) 'તાત્પર્યશક્તિ' છે. આ બીજા તબક્કે 'ભમ' એ પદમાં આજ્ઞા (અનુજ્ઞા)ના અર્થથી વધુ કોઈ જ બોધ થતો નથી, કેમકે કેવળ અન્વયનો—વાક્યાર્થનો—જ બોધ થાય છે એવું સ્વીકારવામાં આવ્યું છે. 'ગંગામાં નેસડો,' 'છોકરો સિંહ (છે)' એવા વાક્પ્રયોગોમાં જેમ 'યોગ્યતા'નો અભાવે અન્વય-વાક્યાર્થ– બેસવા જતાં પાછો પડે છે, તેવી રીતે 'તને ભમતો રોકનાર તે કૂતરો સિંહના હાથે માર્યો ગયો છે, તેથી હવે ભમવાના નિષેધનું કારણ નબળું પડતાં તારે માટે ભમવું ઉચિત છે' આ રીતે અન્વય બંધ બેસવામાં કોઈ વાંધો આવતો નથી. તેથી અહીં મુખ્યાર્થ થાય છે એવી શંકા અસ્થાને હોઈ 'વિપરીતલક્ષણા' માનવાને અવકાશ જ નથી.

---

૧. તાત્પર્ય કે, જેમાં સંકેત ન હોય તેવા શબ્દાર્થને પણ સંકેત લાગુ પાડવો પડશે, અને તેથી તે તેના ક્ષેત્રની સીમાનું ઉલ્લંઘ કરે; આ તર્કદોષ ગણાય છે, કેમકે એક વખત અમુક એક વ્યાખ્યા બાંધો પછી તેને લાગુ કરતી વખતે તેમાં બાંધ છોડને અવકાશ ન રહેવો જોઈએ.

અથવા (માની લો કે 'વિપરીત લક્ષણા'ને અવકાશ છે, તો પણ) તે છો ને રહી ! તેમ છતાં તે (તાત્પર્યશક્તિરૂપી) બીજા તબક્કામાં તો નથી પહોંચી શકતી. કેમકે–મુખ્યાર્થનો બાધ થાય તો જ 'લક્ષણા'ની કલ્પના કરી શકાય; અને 'બાધા' એટલે (પદોનો પરસ્પર અન્વય બેસાડવામાં) વિરોધની પ્રતીતિ થવી તે જ ને? અહીં તો પદોનો પોતપોતાની બાબતમાં વિરોધ છે જ નહીં. એક-બીજા સાથે વિરોધ છે' એમ (તમે) કહેતા હોવ તો તે વિરોધ અન્વયમાં પ્રતીત થવો જોઈએ; પણ જ્યાં સુધી (આનો વિરોધ છે' એવા પ્રકારની વિશિષ્ટ પ્રતીતિના વિશેષણભૂત એવા) અન્વયની પ્રતીતિ ન થાય ત્યાં સુધી વિરોધની પ્રતીતિ ન થઇ શકે; અન્વયનો બોધ અભિધાશક્તિ દ્વારા થઈ શકે નહિ, કેમકે તે તો પદના અર્થનો બોધ કરાવવામાં વપરાઈ જતાં વિરમી જઈને આગળ કામ આપતી નથી;–આ રીતે 'તાત્પર્યશક્તિ' દ્વારા જ અન્વયનો બોધ થાય છે (એવું સિદ્ધ થાય છે).

પણ (અહીં શંકા ઉપસ્થિત થાય છે કે) એ રીતે (માનતાં) તો 'આંગળીના ટેરવે સેંકડો હાથી' એવા વાકપ્રયોગોમાં અન્વયનો બોધ થશે (એવું માનવું રહ્યું). (તે શંકાના સમધાનમાં કહેવાતું કે વ્યાકરણમહાભાષ્યકાર પતંજલિએ ઉદાહરણ તરીકે ટાંકેલા) 'દસ દાડમ' વગેરે પ્રયોગોમાં જેમ (અન્વય પ્રતીતિ) થાય છે, એ રીતે અહીં (તમે ટાંકેલા ઉપરના પ્રયોગોમાં) અન્વયપ્રતીતિ ક્યાં નથી થતી? તેમ છતાં, એ અન્વયનો બોધ થયા પછી પણ (પહેલી નજરે ભ્રમને લીધે પ્રતીત થના) છીપલીમાંના રૂપાની જેમ, પ્રત્યક્ષ વગેરે અન્ય પ્રમાણોના આધારે એ ખોટો ઠરતાં તે અન્વયનો બોધ કરાવનાર વાક્ય અપ્રમાણભૂત ઠરે છે. પરંતુ 'છોકરો સિંહ (છે)' એ પ્રયોગની બાબતમાં બીજા તબક્કે રહેલી તાત્પર્યશક્તિથી પ્રાપ્ત થતા અન્વયમાં વિરોધની પ્રતીતિ થતાં, એ બન્નેથી તો અલગ તેમજ તે વિરોધને નિષ્ફળ કરવામાં સમર્થ એવી 'લક્ષણા' નામની ત્રીજી જ શક્તિ ક્રિયા-શીલ બને છે.

પણ (અહીં પ્રતિપક્ષી વાંધો ઉઠાવે છે કે), એ રીતે (માનીએ) તો 'છોકરો સિંહ (છે)' એ પ્રયોગમાં પણ 'કાવ્ય'ના ગુણધર્મો છે એવું માનવું રહ્યું, કેમકે (જેના વિષે ચતુર્થ તબક્કાની ચર્ચા વખતે) તરત પછી વાત કરવાના છીએ તે ધ્વનન' સ્વરૂપનો કાવ્યાત્મા અહીં હયાતી ધરાવે છે: (તેના જવાબમાં સિદ્ધાન્તી જણાવે છે કે તમારી આ દલીલ માન્ય રાખીએ) તો પછી ઘડાને પણ 'જીવ' તરીકે ગણવો પડે, કારણકે આત્મા સર્વવ્યાપક હોવાથી તેમાં–ઘડામાં–પણ તેની હયાતી છે. જો તમે સામી) દલીલ કરો કે (જીભ, આંખ વગેરે ઇન્દ્રિયો, તેમજ મન

વગેરે દ્વારા) વિશિષ્ટ અવસ્થા ધરાવતા શરીરને તો આત્માની હયાતીમાં 'જીવ' ગણવામાં આવે છે, પરંતુ ગમે તે વસ્તુને નહીં, તો (અમારે જવાબમાં કહેવાનું કે) ગુણ અને અલંકારના ઔચિત્યથી સુભગ શબ્દ અને અર્થરૂપી શરીરની પણ ધ્વનનરૂપ કાવ્યાત્માની હયાતીમાં 'કાવ્ય' તરીકે ગણના થઈ શકે. (અસાર એવા ઘડા વગેરે સાથે સંબંધ ધરાવવા છતાં જેમ આત્મા સારહીન ઠરતો નથી તેમ અસાર એવા લૌકિક વાક્યમાં હયાતી ધરાવતાં ધ્વનનરૂપી કાવ્યાત્મા અસાર ઠરે નહીં એ રીતે) આત્મામાં તો કોઇ જ અસારતા હોતી નથી' એ બાબત બન્ને-(ઉદાહરણો-)માં મળતી આવે છે.

પણ આ રીતે (જોતાં) તો, 'ભક્તિ'[1] એ જ ધ્વનિ છે, એવું નહીં કહી શકાય. કેમકે 'ભક્તિ' તે તો છે લક્ષણાવ્યાપાર, જેને ત્રીજા તબક્કે સ્થાપ્યો છે. જ્યારે (તેનાથી પણ પછીનો) ધ્વનનવ્યાપાર તો ચોથા તબક્કે (સ્થાપેલો) છે. તેથી જ તો 'મુખ્યાર્થબાધ, નિમિત્ત અને પ્રયોજન એ) ત્રણની સહકારિતાની અવસ્થામાં લક્ષણા ક્રિયાશીલ બને છે' એવું તો તમે પોતે જ કહો છો. તે બાબતમાં મુખ્યાર્થબાધા તો પ્રત્યક્ષ વગેરે અન્ય પ્રમાણો પર આધારિત છે. 'સમીપતા' વગેરે જે નિમિત્ત કહેવા ધાર્યું હોય તે પણ અન્ય પ્રમાણોથી જ જાણવાનું હોય છે. 'નેસડાની અતિશય પવિત્રતા શીતળતા અને માણવાની યોગ્યતા' વગેરે અથવા છોકરાનું 'અતિશય પરાક્રમી સ્વભાવના હોવું' તે પ્રયોજન (કહ્યું છે) તેમાં, શબ્દનો વ્યાપાર છે જ નહીં એવું (અમારું કહેવાનું તાત્પર્ય) નથી. તેથી જ તો તેની સમીપતાને લીધે તેના ધર્મવાળા હોવા અંગેનું અનુમાન 'અનૈકાન્તિક' (તરીકે ઓળખાતા તર્કદોષથી ગ્રસ્ત) ઠરે છે (કારણકે એ અનુમાન નેસડા ઉપરાંત ગંગાના કિનારે પડેલી ખોપરી વગેરે વસ્તુઓને પણ લાગુ પડશે!) અને છોકરાને 'સિંહ' શબ્દથી નવાજ્યો એ પણ 'અસિદ્ધ' (એટલે કે સ્વરૂપાસિદ્ધ' નામના તર્કદોષથી ગ્રસ્ત) ઠરશે; હવે જો 'જ્યાં જ્યાં આ રીતનો શબ્દ-પ્રયોગ હોય ત્યાં ત્યાં તેના ધર્મનો સંબંધ હોય છે' એવું અનુમાન માનીએ તો વ્યાપ્તિનું ગ્રહણ કરતી વખતે મૂળવસ્તુ સાથે સંબંધ ધરાવતું કોઈક અન્ય પ્રમાણ દર્શાવવું જોઈએ; પણ તે તો છે નહીં. આ 'સ્મરણ' છે એવું પણ (કહી શકાય તેમ) નથી, પહેલાં અનુભવ ન થયો હોય એવી બાબતમાં તેનો (સ્મરણનો) સંબંધ સંભવતો નથી; વળી નિયામકતત્ત્વનો બોધ ન થતો હોવાથી 'વક્તાના કહેવાનું તાત્પર્ય આ છે' એવો નિશ્ચય પણ નથી થતો એવું સ્વીકારવાની

---

૧. મુખ્ય અર્થ ગૌણ કરતાં લક્ષણા દ્વારા નવો અર્થ સૂચવાય છે તે પ્રક્રિયાને 'ભક્તિ' એવા પારિભાષિક શબ્દથી ઓળખવામાં આવે છે.

(તર્કદૃષ્ટિએ અસ્વીકાર્ય) પરિસ્થિતિ આવી પડશે, તેથી આ બાબતમાં શબ્દનો વ્યાપાર છે જ (એવું તો કબૂલ રાખીએ). પરંતુ (આ શબ્દવ્યાપાર તે) નથી અભિધાના સ્વરૂપનો, કેમકે સંકેતનો અભાવ છે; નથી તાત્પર્યશક્તિના સ્વરૂપનો, કેમકે અન્વયની પ્રતીતિ કરાવવામાં જ તે વપરાઈ જાય છે; નથી લક્ષણાના સ્વરૂપનો, કેમકે ઉપર જણાવેલા (મુખ્યાર્થબાધ વગેરેના અભાવને) કારણે (અહીં) અર્થબોધ પ્રવાહમાં અવરોધ થતો હોવાનું, એટલે કે અર્થબોધ પાછો પડતો હોવાનું જણાતું નથી; (પ્રયોજનને નિમિત્ત માનીને લક્ષ્યાર્થને આધારે બોધગતિમાં અવરોધ થાય છે એવું સ્વીકારીએ તો) તેમાં પણ બોધપ્રવાહમાં અવરોધ થવાની બાબતમાં ફરીથી મુખ્યાર્થબાધા, નિમિત્ત (અને) પ્રયોજન (ખોળવાં પડશે. અને તેનાં વળી ફરીથી ત્રીજાં મુખ્યાર્થબાધા, નિમિત્ત અને પ્રયોજન. તેનાં ચોથાં, તેનાં પાંચમાં......આમ કોઈ સ્થિર અવસ્થારૂપ અંતિમ આધાર પ્રાપ્ત ન થતાં) 'અનવસ્થા' (નામનો તર્કદોષ) આવી પડશે; આ કારણે જ (અમારું મંતવ્ય છે કે) કોઈક ('ગંગા' વગેરે શબ્દદ્વારા લક્ષણાશક્તિ વડે તટનું સૂચન થતાં ફરીથી પવિત્રતા વગેરે પ્રયોજનનું પણ બીજી લક્ષણા દ્વારા સૂચન થતું માનીને) 'લક્ષિતલક્ષણા' એવું (નવું) નામ પાડ્યું છે તે તો (ધ્વનિસિદ્ધાન્તને માન્ય ન રાખવાની બાબતનો) તેને ચસકો પડી ગયો છે (એવું દર્શાવે છે). માટે, અભિધાશક્તિ, તાત્પર્યશક્તિ અને લક્ષણાશક્તિ ઉપરાંતનો ધ્વનન, દ્યોતન, વ્યંજન, પ્રત્યાયન, અવગમન વગેરે પર્યાયો દ્વારા વર્ણવવામાં આવતો આ ચોથો ક્રિયાવ્યાપાર સ્વીકારવો જ રહ્યો. એથી જ તો (ધ્વનિકારિકાકાર પોતે જ) કહેવાના છે કે –

> મુખ્યવૃત્તિ પરહરીને, થાય ગુણવૃત્તિથી અર્થદર્શન,
> અમુક ફળને ઉદ્દેશીને તેમાં શબ્દને અર્થબોધવિઘ્ન નહીં. (ધ્વ. કા. ૧-૭)

તેથી–(આમ ધ્વનન એ પહેલા ત્રણથી અલગ અને વધારાનો ચોથો શબ્દાર્થબોધક વ્યાપાર છે એવું સ્વીકારીએ ત્યારે તે ચારે વ્યાપારનું સ્વરૂપ આ રીતે સ્પષ્ટ થાય છે કે) સંકેત ઉપર આધાર રાખતી વાચ્યાર્થબોધક શક્તિ તે 'અભિધા' શક્તિ છે; (પ્રયોજન વગેરેના અભાવે) તે શક્તિ બીજી રીતે યુક્તિસંગત ન ઠરતાં (અન્વય દ્વારા) તેને સહાય કરીને અર્થબોધ કરાવનારી શક્તિ તે 'તાત્પર્ય' શક્તિ છે; મુખ્ય અર્થનો બાધ થવો વગેરે સહકારી પરિસ્થિતિઓની અપેક્ષા રાખતી અર્થબોધક શક્તિ તે 'લક્ષણા' છે; (અને) એ ત્રણે શક્તિઓએ ઉપસાવેલ અર્થબોધ રૂપી બીજમાંથી અંકુરિત થતા તે તે (અભિધેય વગેરે અર્થોની) નિરંતર પ્રતીતિના ઉત્કૃષ્ટ સંસ્કાર દ્વારા ભાવકની પ્રતિભાને સહાયભૂત બનીને (સૂચવવા ધારેલા) અર્થ ઉપર પ્રકાશ પાડનારી શક્તિ તે 'ધ્વનનવ્યાપાર'

છે; આ (છેલ્લો 'ધ્વનનવ્યાપાર') તો પહેલાં થઈ ગયેલા ત્રણે ક્રિયાવ્યાપારોને દબાવી દઈને પોતે જ મુખ્યભાવ પામતો કાવ્યનો આત્મા છે.—આ આશયથી જ (ધ્વનિકારિકા ઉપરની વૃત્તિમાં) પ્રયોજન વિષય પણ નિષેધ અંગેનો છે[1] એવું કહ્યું છે, કેમકે આમાં નિષેધ પોતે મુખ્ય છે.

(ખરું જોતાં તો અહીં લક્ષણા છે જ નહીં, છતાં સ્વીકારીએ તો શું પરિસ્થતિ ઉપસ્થિત થાય એ દર્શાવવા) અભ્યુપગમવાદ-પ્રૌઢિવાદ-તરીકે જ આ ચર્ચા કરી. અહીં તો લક્ષણા છે જ નહીં, કેમકે (વાચ્ય અર્થનું) અત્યંત દબાઈ જવું (તથા) અન્ય અર્થનું સંક્રમણ થવું એ બે (પ્રક્રિયાઓ અહીં) વરતાતી નથી. અર્થશક્તિમૂલક (ધ્વનિમાં) આ (લક્ષણાની) પ્રવૃત્તિ હોતી નથી. વળી (અર્થશક્તિમૂલક ધ્વનિમાં વક્તાની તેમજ જેને ઉદ્દેશીને કહેવામાં આવે તે વ્યક્તિની વિશિષ્ટતા વગેરે સહકારી તત્ત્વો હોય છે, જ્યારે લક્ષણામાં મુખ્યાર્થબાધ વગેરે સહકારી તત્ત્વો હોય છે આમ) સહકારીની બાબતમાં ભેદ પડવાથી (ધ્વનન અને લક્ષણા એ) બે શક્તિઓ વચ્ચેની ભિન્નતા સ્પષ્ટ છે; જેમકે તેના તે જ શબ્દને વ્યાપ્તિ સ્મૃતિ વગેરેની સહાય મળતાં, અને કહેવાનો ઉદ્દેશ સમજાઈ જતાં, તેની અનુમાન સૂચવવાની શક્તિ પ્રવૃત્ત થાય છે, અથવા તો (શબ્દને) આંખ વગેરે (ઇંદ્રિયોનો) સહકાર પ્રાપ્ત થતાં તેની સવિકલ્પક જ્ઞાન કરાવવાની શક્તિ (પ્રવૃત્ત થાય છે, તેમ). આ રીતે અભિહિતાન્વયવાદી માટે તો આ બધું ખોટું ઠરાવવું મુશ્કેલ છે. (ધ્વ. ૧, ૪; લો. પૃ. ૫૬-૬૪.)

## § ૧૩) અન્વિતાભિધાનવાદીના મતને અનુસરીને શંકા અને તેનું ખંડન :

योऽप्यन्विताभिधानवादी "यत्परः शब्दः स शब्दार्थः" इति हृदये गृहीत्वा शरवद् अभिधाव्यापारमेव दीर्घदीर्घमिच्छति, तस्य यदि दीर्घदीर्घो व्यापारः, तद् एकोऽसाविति कुतः ? भिन्नविषयत्वात्; अथानेकोऽसौ, तद् विषयसहकारिभेदादसजातीय एव युक्तः; सजातीये च कार्ये विरम्य व्यापारः शब्दकर्मबुद्ध्यादीनां पदार्थविद्भिः निषिद्धः; असजातीये चास्मन्नय एव ।

अथ, योऽसौ चतुर्थकक्ष्यानिविष्टोऽर्थः, स एव झटिति वाक्येनाभिधीयते इत्येवंविधं दीर्घदीर्घत्वं विवक्षितम; तर्हि तत्र सङ्केताकरणात् कथं साक्षात् प्रतिपत्तिः निमित्तेषु सङ्केतः, नैमित्तिकस्त्वसावर्थः सङ्केतानपेक्ष एव, इति चेत्; पश्य श्रोत्रियस्योक्तिकौशलम् !

---

૧. વાંચો, ધ્વ. વૃ. પૃ. ૫૨ : 'તે (વ્યંગ્યાર્થ) તો કદિક વિધિરૂપ વાચ્યમાં પ્રતિષેધ સ્વરૂપનો હોય છે'.

योऽसौ पर्यन्तकक्ष्याभाग्यर्थः प्रथमं प्रतीतिपथमवतीर्णः, तस्य पश्चात्तनाः पदार्थावगमा निमित्तभावं गच्छन्ति इति, नूनं मीमांसकस्य प्रपौत्रं पति नैमित्तिकत्वमभिमतम् ।

अथोच्यते—पूर्वं तत्र सङ्केतग्रहणसंस्कृतस्य तथा प्रतिपत्तिर्भवति, इत्यमुया वस्तुस्थित्या निमित्तत्वं पदार्थानाम्,—तर्हि तदनुसरणोपयोगि न किञ्चिदप्युक्तं स्यात् । न चापि प्राक् पदार्थेषु सङ्केतग्रहणं वृत्तम्, अन्वितानामेव सर्वदा प्रयोगात् । आवापोद्वापाभ्यां तथाभाव इति चेत्, सङ्केतः पदार्थमात्र एवेत्यभ्युपगमे पाश्चात्यैव विशेष. प्रतीतिः ॥

अथोच्यते—'दृष्टैव झटिति तात्पर्यप्रतिपत्तिः, किमत्र कुर्मः' इति,—तदिदं वयमपि न नाङ्गीकुर्मः; यद्वक्ष्यामः[1]—

"तद्वत् सचेतसां सोऽर्थो वाच्यार्थविमुखात्मनाम् ।
बुद्धौ तत्त्वार्थदर्शिन्यां झटित्येवावभासते ॥"

इति । किन्तु, सातिशयानुशीलनाभ्यासात् तत्र सम्भाव्यमानोऽपि क्रमः सजातीयतद्विकल्पपरम्परानुदयाद् अभ्यस्तविषयव्याप्तिसमयस्मृतिक्रमवन् न संवेद्यते, इति निमित्तनैमित्तिकभावश्चावश्याश्रयणीयः; अन्यथा 'गौणलाक्षणिकयोः मुख्याद्भेदः', 'श्रुतिलिङ्गादिप्रमाणषट्कस्य पारदौर्बल्यम्', इत्यादिप्रक्रियाविघातः, निमित्ततावैचित्र्येणैवास्याः समर्थितत्वात्; निमित्ततावैचित्र्ये चाभ्युपगते किमपरमस्मास्वसूयया ।

येऽप्यविभक्तं स्फोटं वाक्यं तदर्थं चाहुः, तैरप्यविद्यापदपतितैः सर्वैयमनुसरणीया प्रक्रिया । तदुत्तीर्णत्वे तु 'सर्वं परमेश्वराद्वयं ब्रह्म' इत्यस्मच्छास्त्रकारेण न न विदितं 'तत्त्वालोक'-ग्रन्थं विरचयता; इत्यास्ताम् ॥

(ध्व. १,४; लो. पृ. ६४–६७)

વળી અન્વિતાભિધાનવાદને અનુસરીને "શબ્દ જેનું પ્રતિપાદન કરે તે શબ્દાર્થ" એવું મનમાં રાખીને બાણની જેમ (એટલે કે, બાણાવળીએ છોડેલુ બાણ વેગ નામના એક જ ક્રિયાવ્યાપારથી શત્રુના કવચનું ભેદન, શરીરના અવયવોનું છેદન, પ્રાણોનું હરણ અને પૃથ્વીમાં ગમન વગેરે અનેક ક્રિયાઓ કરે છે એવી રીતે સારા કવિએ યોજેલ શબ્દ એક માત્ર અભિધાવ્યાપારના બળે જ પદોના અર્થની અને વાક્યના અર્થની લક્ષ્ય કે વ્યંગ્ય તરીકે પ્રતીતિ કરાવી શકે છે એમ) અભિધાવ્યાપારને જે લાંબેલાંબો ખેંચી જવા માગે છે (તેને અમારે પૂછવાનું છે કે) જો તેને આ દીર્ઘદીર્ઘ વ્યાપાર માન્ય હોય તો તે (વ્યાપાર) એક જ છે એવું શી રીતે કહી શકાશે ? કેમકે (તે વ્યાપારના વાચ્યાર્થ વગેરે)

१. જુઓ, ध्व. का. १,१२.

વિષયો તો ભિન્ન છે (કારણકે વિષયને અનુસરીને જ વ્યાપારનું સ્વરૂપ નિશ્ચિત થઈ શકે); હવે જો તેને અનેક માનીએ તો (તે અનેક વ્યાપારોને સંકેત, મુખ્યાર્થબાધ, વક્તાની વિશિષ્ટતા વગેરે) સહકારીઓના ભેદને લીધે વિજાતીય જ માનવા યુક્તિયુક્ત ગણાશે. (અનેક) વ્યાપારને સજાતીય માનીએ, તો શબ્દ કર્મ બુદ્ધિ વગેરેનો અટકી અટકીને ક્રિયા વ્યાપાર (થાય છે એવું માનવું પડે, પરંતુ એવી) શક્યતાને પદાર્થજ્ઞાતા (નૈયાયિકો) નકારી કાઢે છે; (એમાંથી બચવા આ ક્રિયાવ્યાપારોને) વિજાતીય માનો તો (તે તે વિજાતીય કાર્યવ્યાપારના કારણભૂત વ્યાપારને પણ વિજાતીય માનવો પડશે અને એ રીતે) અમારો મત જ (સ્વીકારવાનું અનિવાર્ય બનશે).

હવે જે પેલો ચોથા તબક્કે સ્થાપ્યો છે તે જ અર્થ ચર્ દઈને વાક્યદ્વારા કહેવાઇ જાય છે એ રીતનું દીર્ઘદીર્ઘપણું છે એવું (તમારા) કહેવાનું તાત્પર્ય હોય; તો તેની બાબતમાં સંકેત કરવામાં આવ્યો ન હોવાથી સાક્ષાત્ બોધ કેવી રીતે થાય ? જો (તમે) કહો કે સંકેત તો નિમિત્તોની (=પદાર્થોની) બાબતમાં હોય, નૈમિત્તિક એવો આ અર્થ (=વાક્યાર્થ) સંકેતની અપેક્ષા રાખતો નથી; તો (અમારે જવાબમાં એટલો જ ઉદ્‌ગાર કાઢવાનો રહે કે) વાહ ! જુઓ આ શાસ્ત્રપારંગત બ્રાહ્મણમીમાંસકના બોલવાની કુશળતા ! (કેમકે) જે વાક્યાર્થ (કે વ્યંગ્યાર્થ) અંતિમ તબક્કે રહેલો છે અને પહેલાં પ્રતીતિનો વિષય બને છે તેની બાબતમાં (વાક્યાર્થ કે વ્યંગ્યાર્થની પ્રતીતિ થયા) પછી ઉદ્‌ભવતો પદાર્થને લગતો બોધ નિમિત્ત રૂપ બને છે એવું માનનાર મીમાંસકમહાશયે કબૂલ કરવું પડશે કે તે પોતે પોતાના નિમિત્તભૂત એવા પ્રપૌત્રની સાથે નૈમિત્તિક ભાવે સંકળાયેલ છે (એટલે કે, તેની પોતાની હયાતી માટે તેનો દીકરાનો દીકરો નિમિત્તરૂપ છે એવું એણે માનવું પડશે ! જ્યારે વાસ્તવમાં તો એથી ઉલટું પોતે પોતાના દીકરાની હયાતિ માટે અને પોતાનો દીકરો એના દીકરાની હયાતિ માટે – આ રીતે મીમાંસક પોતે પોતાના પૌત્ર કે પ્રપૌત્રની હયાતિ માટે નિમિત્તભૂત હોય છે !!)

હવે (પદના અર્થની પ્રતીતિ પછી થાય તો પણ તે વિષેના સંકેતનું ગ્રહણ પ્રથમ થયેલું હોય છે જ તેથી પદના અર્થને નિમિત્તરૂપ માનવામાં કોઈ તર્ક-વિરોધ આવતો નથી એવું માનીને) જો મીમાંસક) એમ કહે કે પહેલાં સંકેતગ્રહણ કરીને સંસ્કાર પામેલ પદાર્થની તે (વાક્યાર્થ કે વ્યંગ્યાર્થ રૂપની અંતિમ તબક્કાની) રીતની પ્રતીતિ થાય તેવી વસ્તુસ્થિતિમાં પદાર્થ નિમિત્તરૂપ બની શકે, તો તે (અંતિમ પ્રતીતિના) અનુસરણમાં ઉપયોગી એવું કશું જ (નિમિત્ત)

નથી એવું કહેવું પડે. વળી, પહેલાં પદના અર્થની બાબતમાં સંકેતનું ગ્રહણ કરવામાં આવ્યું નથી, કેમકે (તમે તો માનો છો કે) અન્વય ધરાવતા પદાર્થોનો જ હંમેશાં પ્રયોગ થતો હોય છે. જો (તમે) કહેશો કે (જેમ 'ગાયને લાવ' એ વાક્યમાં 'લાવ' એ પદનો 'ઉદ્‌વાપ', અર્થાત્ ત્યાગ, કરીને તેની જગ્યાએ 'બાંધ' એ પદનો 'આવાપ', અર્થાત્ ગ્રહણ, કરીએ ત્યારે લાવ' એ અર્થને દૂર સારીને 'બાંધ' એ અર્થનું ગ્રહણ થતાં અનુક્રમે અન્વય અને વ્યતિરેક અનુમાનો દ્વારા 'લાવ' એ પદમાંનો 'લાવવાની ક્રિયા'નો અંશ સમજમાં ઉતરે છે એ રીતે) 'આવાપ' અને 'ઉદ્‌વાપ' દ્વારા પદના અર્થો વચ્ચેની તે પ્રકારની (અલગ અલગ પદાર્થોમાં સંકેતગ્રહણ થવાની) પરિસ્થિતિ સંભવી શકે. તો (અમારે જવાબમાં કહેવાનું કે) સંકેત પદના અર્થને લગતો જ હોય છે એવું (તમારે) સ્વીકારવું પડશે (અને ફલતઃ) વિશેષ એવી (વાક્યાર્થની) પ્રતીતિ પાછળથી થાય છે (એવું સિદ્ધ થશે).

હવે (તમે) કહેશો કે (સંકેતગ્રહણ ભલે નિમિત્તભૂત હોય કે ન પણ હોય પણ અમને તો) તાત્પર્યની પ્રતીતિ ચટ્ દઇને થતી જોવામાં આવે છે જ એમાં અમારો શો વાંક ? તો (અમારે જવાબમાં કહેવાનું કે) આ બાબત અમે પણ નથી સ્વીકારતા એવું નથી; કેમકે (ધ્વનિકારિકાકારને ટાંકીને) અમે કહેવાના જ છીએ કે —

તે રીતે અર્થતણો વાક્યાર્થવિમુખ સહૃદયોને
તત્ત્વદર્શનક્ષમ બુદ્ધિમાં ઝટ્ દઈને થાય છે ભાસ. (ધ્વ. કા. ૧. ૧૨).

પરંતુ વિશિષ્ટતાયુક્ત અતિશય અનુશીલન અને અભ્યાસને બળે તેમાં ક્રમ હયાતી ધરાવતો હોવા છતાં, સજાતીય અને તેના વિકલ્પની પરંપરાનો ઉદય ન થવાથી, તે વારંવાર ચિંતવેલા વિષયની વ્યાપ્તિ સંકેત અને સ્મૃતિના ક્રમવાળો હોય એવા સ્વરૂપમાં પ્રતીત થતો નથી તેથી નિમિત્તનૈમિત્તિકભાવનો આધાર તો લેવો જ પડશે; નહીંતર "ગૌણ અને લાક્ષણિક એ મુખ્યથી ભિન્ન છે,' 'શ્રુતિ અનુમાન વગેરે છ પ્રમાણોમાંનું પછીપછીનું ક્રમે ક્રમે દુર્બળ છે' — આવી પ્રક્રિયાઓને હાનિ પહોંચશે, કેમકે (આ બધી પ્રક્રિયા) નિમિત્તપણાના ભેદ ઉપર જ આધારિત છે; જો નિમિત્તપણાનું વૈવિધ્ય સ્વીકારી લેતા હોવ (અને છતાં તમારો કક્કો ખરો કરવાનો આગ્રહ રાખતા હોવ) તો અમારા મત વિષે અસૂયા રાખવા સિવાય બીજું શું (કારણ) હોય શકે ?

વળી, (સ્ફોટવાદી વૈયાકરણો વગેરે) જે લોકો અવિભક્ત સ્ફોટને જ વાક્ય તેમજ વાક્યાર્થરૂપ ગણે છે, તેમણે પણ પોતે અવિદ્યાની અવસ્થામાં જ રહેલા

હોવાથી આ બધી પ્રક્રિયા અનુસરવી રહી. એ (અવિદ્યાની) પેલે પાર ગયા બાદ તો (આ જગતમાંનું) સર્વ કોઈ પરમેશ્વરથી અભિન્ન છે એ (સત્ય) 'તત્ત્વાલોક' (જેવો) ગ્રન્થ રચનાર અમારા શાસ્ત્રકાર (આનંદવર્ધન)થી અજાણ્યું નથી; તો (હવે) રહેવા દો.

(ધ્વ. ૧, ૪; લો. પૃ. ૬૪-૬૭.)

§ ૧૪) 'ધરમી ભમ' એ ઉદાહરણ વિષે ભટ્ટનાયકના મતનું સ્પષ્ટીકરણ અને તેનું ખંડન :

यत्तु भट्टनायकेनोक्तम्—इह 'दृप्तसिंह'-आदिपदप्रयोगे 'धार्मिक'-पदप्रयोगे च भयानकरसावेशकृतैव निषेधावगतिः, तदीयभीरुत्वप्रकृतिनियमावगममन्तरेणैकान्ततो निषेधावगत्यभावाद् इति, तन्न केवलार्थसामर्थ्यं निषेधगतेर्निमित्तम् इति;—

तत्रोच्यते; केनोक्तमेतद् 'वक्तृप्रतिपत्तृविशेषावगमविरहेण शब्दगतध्वननव्यापारविरहेण च निषेधावगतिः' इति ? प्रतिपत्तृप्रतिभासहकारित्वं ह्यस्माभिर्द्योतनस्य प्राणत्वेनोक्तम् । भयानकरसावेशश्च न वार्यते, तस्य भयमात्रोत्पत्त्यभ्युपगमात् । प्रतिपत्तुश्च रसावेशो रसाभिव्यक्त्यैव । रसश्च व्यङ्ग्य एव । तस्य च शब्दवाच्यत्वं तेनापि नोपगतमिति व्यङ्ग्यत्वमेव । प्रतिपत्तुश्च रसावेशो न नियतः; न ह्यसौ नियमेन भीरुधार्मिकसब्रह्मचारी सहृदयः ।

अथ तद्विशेषोऽपि सहकारी कल्प्यते, तर्हि वक्तृप्रतिपत्तृप्रतिभाप्राणितो ध्वननव्यापारः किं न सह्यते ? किं च वस्तुध्वनिं दूषयता रसध्वनिस्तदनुग्राहकः समर्थ्यत इति सुतरां ध्वनिध्वंसोऽयम् ! यदाह—"क्रोधोऽपि देवस्य वरेण तुल्य" इति !! अथ रसस्यैवेयता प्राधान्यमुक्तं, तत् को न सहते । अथ वस्तुमात्रध्वनेरेतदुदाहरणं न युक्तमित्युच्यते, तथापि काव्योदाहरणत्वाद् द्वावप्यत्र ध्वनी स्ताम् को दोषः ?

यदि तु रसानुवेधेन विनापि न तुष्यते, तद् भयानकरसानुवेधोऽपि नात्र सहृदयहृदयदर्पणमध्यास्ते; अपि तूक्तनीत्या सम्भोगाभिलापविभावसङ्केतस्थानोचितविशिष्टकाक्वाद्यनुभावसंवलनोदितशृङ्गाररसानुवेधः रसस्यालौकिकत्वात्, तावन्मात्रेण चानवगमात्, प्रथमं निर्विवादसिद्धविविक्तनिषेधप्रदर्शनाभिप्रायेण चैतद् वस्तुध्वनेरुदाहरणं दत्तम् ।

यस्तु ध्वनिव्याख्यानोद्यतस्तात्पर्यशक्तिमेव, विवक्षासूचकत्वमेव वा, ध्वननमवोचत्; स नास्माकं हृदयमावर्जयति । यदाहुः—"भिन्नरुचिर्हि लोकः" इति । तदेतदग्रे यथायथं प्रतनिष्याम इत्यास्तां तावत् ॥

(ध्व. १,४; लो. पृ. ६८–७०)

ભટ્ટનાયકે તો — આ બાબતમાં 'છકેલો' 'સિંહ' વગેરે પદોનો પ્રયોગ અને 'ધરમી' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે જોતાં ભયાનકરસનો આવેશ થવાથી જ નિષેધનો બોધ થાય છે, કેમકે તે (ધરમી, સિંહ વગેરે) સંબંધી (અનુક્રમે) ડરપોકપણું ધીરતા વગેરેનો સ્વભાવ અનિવાર્યપણે રહેલો છે એમ જણાયા સિવાય (વગરકારણે માત્ર ધ્વનનવ્યાપારથી) એમ ને એમ નિષેધનો બોધ થઈ શકતો નથી; તેથી કેવળ અર્થનું સામર્થ્ય (ભમવાના) નિષેધ અંગેના બોધની બાબતમાં નિમિત્તરૂપ બનતું નથી—એવું જે કહ્યું છે;

તેના જવાબમાં (અમે નીચે મુજબ) કહીએ છીએ; એવું કોણે કહ્યું કે વક્તાવિશેષ કે સહૃદયજ્ઞાતાવિશેષના જ્ઞાન વિના અને શબ્દસંબંધી ધ્વનનવ્યાપાર વિના નિષેધની પ્રતીતિ થાય છે ? અમે તો સહૃદયજ્ઞાતાની પ્રતિભાનો સહકાર દ્યોતનના પ્રાણરૂપ છે એવું કહ્યું છે. ભયાનક રસનો આવેશ (થતો હોય તેને) રોકતા નથી કેમકે તે તો ફક્ત ભમથી ઉત્પન્ન થાય છે એવું સ્વીકારવામાં આવ્યું છે. સહૃદયજ્ઞાતામાં રસનો આવેશ થાય છે તેમાં રસની અભિવ્યક્તિને લીધે થાય છે (રસની નવેસરથી ઉત્પત્તિ થવાને લીધે નહી; તાત્પર્ય કે મૂળમાં સ્થાયિભાવ તરીકે જે વાસનાસંસ્કાર રહેલા હોય છે તે અભિવ્યક્ત થતાં સહૃદયના મનમાં રસનો આવેશ જાગે છે). અને રસ તો વ્યંજનવ્યાપારગમ્ય જ છે. વળી તે (રસ) શબ્દવાચ્ય હોવાનું તો તેણે (ભટ્ટનાયકે પોતે) પણ સ્વીકાર્યું નથી તેથી (રસ) વ્યંજનાગમ્ય (હોવાનું સિદ્ધ થાય) છે. સહૃદયજ્ઞાતાને રસાવેશ થાય જ એવો નિયમ નથી, કેમકે તે અચૂક રીતે બીકણ ધરમીના જેવા સ્વભાવનો હોય જ એવું (બનવું શકય) નથી.

હવે (એને બદલે) તેવી (બીકણ ધરમીના જેવા સ્વભાવના હોવું એ) વિશેષતાવાળો (સહૃદયજ્ઞાતા) સહકારી છે એવું કલ્પતા હોવ, તો પછી વક્તા અને સહૃદયજ્ઞાતાની પ્રતિભાથી પ્રાણવાન બનાતો ધ્વનનવ્યાપાર (તમને) કેમ જીરવાતો નથી ? અને વળી (એકબાજુ) વસ્તુધ્વનિમાં દોષ શોધવા જતાં (બીજી-બાજુ) રસધ્વનિ એમાં મદદરૂપ થાય છે એવું સમર્થન કરો છો, તે તો ધ્વનિ-સિદ્ધાન્તનું બહુ સુંદર ખંડન થયું ગણાય ! કહે છે કે "દૈવનો ક્રોધ પણ વરદાન સમો (હોય છે)" !! હવે (એને બદલે) જો આટલા (વિવેચન) પછી રસને જ અહીં પ્રાધાન્ય છે (વસ્તુધ્વનિનું દૂષણ દર્શાવવાનો ઉદ્દેશ નથી) એમ કહેવા માગતા હોવ, તો એમાં ન જીરવવા જેવું શું છે ? (કેમકે વસ્તુધ્વનિને અમે રસધ્વનિના અંગ તરીકે માન્ય રાખીએ છીએ જ.) હવે (એમ કહેવા માગતા હોવ, કે) આ ('ધમી ભમ' એ) ઉદાહરણ ફક્ત વસ્તુધ્વનિનું છે એમ કહેવું યોગ્ય નથી,

(તો અમારે જવાબમાં કહેવાનું કે) તેમ છતાં ઉદાહરણ કાવ્યનું છે તે કારણે ભલે બન્ને ધ્વનિ માનો; (એમાં) વાંધો શો છે ?

છતાં (તમને) જો રસનો આવેશ (માન્યા) વગર સંતોષ ન થતો હોય, તો (અમારે કહેવાનું કે) અહીં સહૃદયના દર્પણ જેવા (નિર્મળ) હૃદયમાં ભયાનક રસના આવેશને બદલે ઉપર જણાવેલ[1] સમજૂતિ મુજબ (અભિધા વગેરે ત્રણે વ્યાપારના પેલે પાર જઈને ધ્વનન વ્યાપાર અને તેના વિષયભૂત) સંભોગની અભિલાષારૂપી (રતિસ્વરૂપના સ્થાયી ચિત્તવૃત્તિના) વિભાવનું આલંબનભૂત એવું સંકેતસ્થાન અને વિશિષ્ટ કાકુયોજના વગેરે અનુભાવના સંવલન દ્વારા અભિવ્યક્ત થતો શૃંગાર રસનો આવેશ પ્રતીત થયા વગર) ફક્ત તેટલા (ઉદાહરણના) આધારે તેનો બોધ થતો નથી, તેથી (આનંદવર્ધને) પહેલાં નિર્વિવાદ રીતે સિદ્ધ થતા સ્પષ્ટ નિષેધની સમજૂતિ આપવાના ઉદ્દેશથી જ આ વસ્તુધ્વનિનું ઉદાહારણ ટાંક્યું છે. પરંતુ જે લોકો ધ્વનિની સમજૂતિ આપવા બેઠા હોય છતાં (અભિહિતાન્વયવાદને અનુસરીને) તાત્પર્યશક્તિને, અથવા (બૌદ્ધમતને અનુસરીને) વિવક્ષાસૂચકતાને જ 'ધ્વનન' કહેતા હોય તેમની વાત અમારા હૃદયને સંતોષકારક જણાતી નથી. કહ્યું છે કે — લોકો ભિન્ન ભિન્ન રૂચિ ધરાવતા હોય છે. તો આ (બધું) આગળ યોગ્ય જણાશે તે રીતે વિસ્તારથી વિચારીશું, તેથી અહીં રહેવા દઈએ.

ધ્વ. ૧, ૪; લો. પૃ. ૬૮–૭૦.

## § ૧૫) રસ, ભાવ, તેમના આભાસ, તેમના પ્રશમ વગેરે અભિધેયના સામર્થ્યથી સૂચવાતા હોવા અંગેનું પ્રતિપાદન :

वस्त्वलङ्कारावपि शब्दाभिधेयत्वमध्यासाते तावत् । रसभावतदाभासतत्प्रशमाः पुनर्न कदाचिदभिधीयन्ते, अथ चास्वाद्यमानताप्राणतया भान्ति । तत्र ध्वननव्यापारादृते नास्ति कल्पनान्तरम्; स्खलद्गतित्वाभावे मुख्यार्थबाधादेर्लक्षणानिबन्धनस्यानाशङ्कनीयत्वात् । औचित्येन प्रवृत्तौ चित्तवृत्तेरास्वाद्यत्वे, स्थायिन्या रसो, व्यभिचारिण्या भावः; अनौचित्येन तदाभासः, रावणस्येव सीतायां रतेः । यद्यपि तत्र हास्यरसरूपतैव "शृङ्गाराद्धि भवेद्धासः" इति वचनात्, तथापि पाश्चात्येयं सामाजिकानां स्थितिः । तन्मयीभवनदशायां तु रतेरेवास्वाद्यतेति शृङ्गारतैव भाति पौर्वापर्यविवेकावधीरणेन, "दूराकर्षणमोहमन्त्र इव मे तन्नाम्नि याते श्रुतिम्" इत्यादौ । तद्, असौ शृङ्गाराभास एव । तदङ्ग भावाभासः । चित्तवृत्तेः प्रशम एव प्रक्रान्ताया हृदयमाह्लादयति

1. જુઓ લો. પૃ. ૫૪ (કા સ. સી. આવૃત્તિ).

यतो विशेषेण, तत एव तत्सङ्गृहीतोऽपि पृथग् गणितोऽसौ यथा—

एकस्मिञ्शयने पराङ्मुखतया वीतोत्तरं ताम्यतो-
रन्योन्यं हृदयस्थितेऽप्यनुनये संरक्षतोर्गौरवम् ।
दम्पत्योः शनकैरपाङ्गवलनामिश्रीभवच्चक्षुषो-
र्भग्नो मानकलिः सहासरभसव्यावृत्तकण्ठग्रहम् ॥

—इत्यत्रेर्ष्यारोषात्मनो मानस्य प्रशमः । न चायं रसादिरर्थः 'पुत्रस्ते जातः' इत्यतो यथा हर्षो जायते तथा; नापि लक्षणया; अपि तु सहृदयस्य हृदयसंवादबलाद् विभावानुभावप्रतीतौ तन्मयीभावेनास्वाद्यमान एव रस्यमानैकप्राणः सिद्धस्वभावसुखादिविलक्षणः परिस्फुरति ॥ (ध्व. १,४; लो. पृ. ७८–८०)

વસ્તુ અને અલંકાર તો કદાચ શબ્દ દ્વારા અભિધા વ્યાપારના વિષય બની શકે છે, પરંતુ રસ, ભાવ, તે બન્નેના આભાસ અને તે બન્નેના પ્રશમ તો કદી પણ અભિધાના વિષય બની શકતા નથી, બલ્કે આસ્વાદને યોગ્ય બનવાની પ્રક્રિયાના પ્રાણ તરીકે જ ભાસે છે. (તેથી) તેમાં ધ્વનન વ્યાપાર સિવાય બીજી કલ્પનાને અવકાશ નથી. (અર્થ બોધની બાબતમાં) બોધગતિમાં વિઘ્ન નડતું ન હોવાથી મુખ્યાર્થબાધ વગેરે હેતુઓના આધારે લક્ષણાનો સંબંધ હોવાની શંકાને પણ અવકાશ નથી. ઔચિત્યપૂર્વક પ્રવૃત્તિ થાય ત્યારે ચિત્તવૃત્તિ આસ્વાદ યોગ્ય બનતાં સ્થાયી (ચિત્તવૃત્તિ) દ્વારા રસ, વ્યભિચારી (ચિત્તવૃત્તિ) દ્વારા ભાવ; (જ્યારે બીજી તરફ) અનૌચિત્યપૂર્વક પ્રવૃત્તિ થાય ત્યારે (ચિત્તવૃત્તિ આસ્વાદ યોગ્ય બનતાં) સ્થાયી (ચિત્તવૃત્તિ) દ્વારા તેનો (=રસનો) આભાસ જાગે છે; દા. ત., રાવણની સીતા વિષેની રતિ (એ રસાભાસ છે.) (હવે, રસાભાસ તે હાસ્ય રૂપ નથી બલ્કે તેનાથી ભિન્ન છે તે દર્શાવવા નમૂના તરીકે અહીં રાવણની સીતા પ્રત્યેની રતિનું જે ઉદાહરણ ટાંક્યું) તેમાં જો કે હાસ્યરસના જ ગુણધર્મો છે, કેમકે "શૃંગારમાંથી જ હાસ્ય ઉદ્ભવે છે" એમ કહેવામાં આવ્યું છે, છતાં સામાજીકોની આ અવસ્થા (તન્મયીભાવ પામ્યા) પછીના તબક્કાની છે. તન્મય થઈ ગયાની અવસ્થામાં તો (સ્થાયીભાવ) રતિ જ આસ્વાદયોગ્ય (બન્યો) હોવાથી શૃંગારના જ ગુણધર્મો જણાય છે, કેમકે (વિભાવ અને રતિ વચ્ચેના પરસ્પર) પૂર્વ અને અપર હોવાપણા અંગેના વિવેકની અવગણના થઈ હોય છે, (જેમકે) "દૂર (છતાં) આકર્ષણ (જમાવતા) મોહનમંત્ર સમું તેનું નામ કાને પડતાં...." વગેરે (પદ્યોની) બાબતમાં (બને છે તેમ). તેથી, આ શૃંગારાભાસ જ છે. (ઉપર જે રસાભાસ નિરૂપ્યો) તેનો અંગભૂત (ભાવ તે) ભાવાભાસ. (ભાવમાં ખરું જોતાં ભાવાભાસની ગણત્રી પણ સમાઈ જાય છતાં કેટલીકવાર

રસની વ્યંજના કરવા) પ્રવૃત્ત થયેલી (પણ હજુ રસભાવ ન પામેલી) ચિત્તવૃત્તિનો પ્રશમ (પોતે) જ વિશિષ્ટ રૂપે હૃદયને આલ્હાદક બની રહેતો હોય છે તે કારણે જ તેમાં સમાઈ જવો જોઈતો હોવા છતાં તેને જુદો ગણત્રીમાં લીધો છે. દા. ત.—

એક સેજે તોયે વિમુખ થઈને, ટાળી ઉત્તર, ટળવળતાં,
એક બીજાના હૈયે મનામણું, તેમ છતાં માન માગંતાં,
વરવહૂનાં—ધીમે રહીને તીરછું જોતાં—મળતાં નેણાં,
હસતાં, ઝડપે પડખું ફેરવી ભેટતાં, ભાંગ્યાં રિસામણાં.

આ (પદ્યમાં)ઈર્ષ્યા અને રોષના મિશ્રણસ્વરૂપના 'માન'નો પ્રશમ (પ્રતીત થાય) છે. વળી આ રસાદિ તત્ત્વો 'તેને દીકરો થયો' વગેરે (સુખકારક સમાચારનું વાક્ય) સાંભળતાં જેમ હર્ષ થાયછે તેવા (અર્થાત્, તાત્પર્યશક્તિ દ્વારા વિશિષ્ટ વિભાવનું પ્રતિપાદન કરીને શ્રોતાને હર્ષ વગેરેની ચિત્તવૃત્તિ ઉપજાવે તેવા) સ્વરૂપે નથી (ઉદ્ભવતાં) કે નથી લક્ષણા દ્વારા (ઉદ્ભવતાં); બલ્કે સહૃદયનું હૃદય એકતાન થવાને બળે વિભાવ અને અનુભાવની પ્રતીતિ થતાં, તન્મયતા સધાતાં, આસ્વાદની અવસ્થા પામતાં, એકમાત્ર પ્રાણભૂત રસાસ્વાદના સ્વરૂપે (અને લોકવ્યવહારમાં રોજબરોજના અનુભવમાં આવતા) જાણીતા સ્વરૂપનાં સુખ વગેરેથી જુદા ગુણધર્મો ધરાવતા તત્ત્વ તરીકે, નિર્વિઘ્નપ્રતીતિમાં પરિણમે છે.

(ધ્વ૦ ૧, ૪, લો૦ પૃ. ૭૮–૮૦.)

§ ૧૬) રસ વગેરે તો અભિધેયના બળે સૂચવાય છે; તેથી તેમનું અભિધેયપણું સંભવતું નથી :

अभिधेयमेव सामर्थ्यं सहकारिशक्तिरूपं विभावादिकं रसध्वनने शब्दस्य कर्तव्ये, अभिधेयस्य च पुत्रजन्महर्षभिन्नयोगक्षेमतया जननव्यतिरिक्ते दिवाभोजनाभावविशिष्टपीनत्वानुमितरात्रिभोजनविलक्षणतया चानुमानव्यतिरिक्ते ध्वनने कर्तव्ये सामर्थ्यं शक्तिविशिष्टसमुचितवाचकसाकल्यम्,—इति द्वयोरपि शब्दार्थयोर्ध्वननव्यापारः; एवं द्वौ पक्षावुपक्रम्याद्यो दूषितः। द्वितीयस्तु कथञ्चिद् दूषितः, कथञ्चिदङ्गीकृतः; जननानुमानव्यापाराभिप्रायेण दूषितः, ध्वननाभिप्रायेणाङ्गीकृतः।

यस्त्वत्रापि तात्पर्यशक्तिमेव ध्वननं मन्यते, स न वस्तुतत्त्ववेदी। विभावानुभावप्रतिपादके हि वाक्ये तात्पर्यशक्तिर्भेदे संसर्गे वा पर्यवसेत्; न तु रस्यमानतासारे रसे, इत्यलं बहुना ॥

(ध्व. १,४; लो. पृ. ८३–८४)

શબ્દના રસનું ધ્વનન કરવાનું હોય ત્યારે અભિધેયનું (એટલે વાચ્યાર્થનું) સામર્થ્ય જ વિભાવાદિ સહકારી શક્તિ (તરીકે કામ આપે) છે; અને પુત્રજન્મથી ઉદ્ભવતા હર્ષથી અલગ એવા યોગક્ષેમની ઉત્પત્તિથી જુદા સ્વરૂપનું, (અમુક માણસ) દિવસે ભોજન ન કરવા છતાં (તે) નોંધપાત્ર રીતે જાડા પરિસ્થિતિ ઉપરથી તારવવામાં આવતા (તેણે) રાત્રિ ભોજન (કર્યું હોવા) સંબંધી અનુમાનથી જુદા સ્વરૂપનું, અભિધેયનું (=વાચ્યાર્થનું) ધ્વનન અભિપ્રેત હોય ત્યારે (ગુણ અને અલંકાર વગેરેની) વિશેષતાવાળા (અને રસને અનુકૂળ) વાચકની (સંયોજનસૌન્દર્યના સ્વરૂપની) પરિપૂર્ણતા સામર્થ્ય, અર્થાત્ શક્તિ, (તરીકે કામ આપે) છે.—આ રીતે બે પક્ષો પાડીને (સ્વશબ્દથી રસનું નિવેદન થાય છે એવું માનનારાઓના) પ્રથમ પક્ષમાંના દોષ દર્શાવ્યા. જ્યારે (વિભાવાદિ દ્વારા રસનું નિવેદન થાય છે તેવું માનનારાઓનો) બીજો પક્ષ તો અમુક અંશે દોષયુક્ત દર્શાવ્યો અને અમુક અંશે સ્વીકાર્યો; (અર્થાત્, પુત્રજન્મથી ઉદ્ભવતા હર્ષની જેમ વિભાવાદિ દ્વારા નવેસરથી રસ નામના તત્ત્વની) ઉત્પત્તિ થાય છે એવા અનુમાનવ્યાપાર તરીકે (માનતાં તેમાં આવી પડતા) દોષ દર્શાવ્યા, (જ્યારે) 'ધ્વનન' તરીકે (તેનો) સ્વીકાર કર્યો.

પરંતુ આમાં પણ જે (હજુ પોતાનો આગ્રહ જારી રાખીને) 'તાત્પર્ય-શક્તિ'ને જ 'ધ્વનન' માને રાખે છે, તેને તે (સહૃદયના રસાનુભવની) સાચી પરિસ્થિતિનું જ્ઞાન નથી (એવું જ કહેવું પડે). વાક્યને વિભાવ અને અનુભાવનું પ્રતિપાદક માનીએ તો તાત્પર્યશક્તિ કાં તો ('ગાયને લાવ' વગેરે વાક્યમાં બને છે તેમ ગાયરૂપી એક કર્મથી ઘોડારૂપી બીજા કર્મનો ભેદ દર્શાવે છે અથવા લાવવા રૂપી એક ક્રિયાથી લઈ જવા રૂપી બીજી ક્રિયાના ભેદનું પ્રતિપાદન કરે છે તે રીતે) ભેદનું પ્રતિપાદન કરવામાં પરિણમશે, કાં તો (ગાય રૂપી અમુક વિશિષ્ટ કર્મના લાવવારૂપી અમુક વિશિષ્ટ ક્રિયા સાથેના) સંસર્ગનું (પ્રતિપાદન કરવામાં પરિણમશે); પરંતુ આસ્વાદના વિષય બનવું એ જ જેમાં સારભૂત તત્ત્વ છે એવા રસમાં નહીં (પરિણમે) તો, લંબાણ કરવું રહેવા દઈએ.

(ધ્વ૦ ૧, ૪; લો૦ પૃ. ૮૩–૮૪.)

## § ૫૭) રસ કાવ્યનો આત્મા હોવા અંગેની ઇતિહાસ પર આધારિત સાબિતી :

प्रतीयमानमात्रेऽपि प्रक्रान्ते तृतीय एव रसध्वनिरिति मन्तव्यम् ; इतिहासबलात्, प्रक्रान्तवृत्तिग्रन्थार्थबलाच्च । तेन रस एव वस्तुत आत्मा, वस्त्वलङ्कारध्वनी तु सर्वथा

रसे पर्यवस्येते इति वाच्याद् उत्कृष्टौ तौ, इत्यभिप्रायेण 'ध्वनिः काव्यस्यात्मा' इति सामान्येनोक्तम् ।...क्रौञ्चस्य द्वन्द्ववियोगेन सहचारिहननोद्भूतेन साहचर्यध्वंसनेनोत्थितो यः शोकः स्थायीभावो निरपेक्षभावत्वाद् विप्रलम्भशृङ्गारोचितरतिस्थायिभावाद् अन्य एव । स एव तथाभूतविभावतदुत्थाक्रन्दाद्यनुभावचर्वणया हृदयसंवादतन्मयीभवनक्रमाद् आस्वाद्यमानतां प्रतिपन्नः करुणरसरूपतां लौकिकशोकव्यतिरिक्तां स्वचित्तवृत्तिद्रुतिसमास्वाद्यसारां प्रतिपन्नो, रसपरिपूर्णकुम्भोच्चलनवत्, चित्तवृत्तिनिःष्यन्दस्वभाववाग्विलापादिवच्च, समयानपेक्षत्वेऽपि चित्तवृत्तिव्यञ्जकत्वाद् इति नयेनाकृतकतयैवावेशवशात् समुचितच्छन्दोवृत्तादिनियन्त्रितश्लोकरूपतां प्राप्तः—

"मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत् क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

इति; *न तु मुनेः शोक इति मन्तव्यम् । एवं हि सति तद्दुःखेन सोऽपि* दुःखित इति कृत्वा 'रसस्यात्मता' इति निरवकाशं भवेत् । न च दुःखसन्तप्तस्यैषा दशा, इति । एवं चर्वणोचितशोकस्थायिभावात्मककरुणरससमुच्चलनस्वभावत्वात् स एव काव्यस्यात्मा सारभूतोऽपरशब्दवैलक्षण्यकारकः । एतदेवोक्तं हृदयदर्पणे—

"यावत् पूर्णो न चैतेन तावन्नैव वमत्यमुम् ।"

इति' ।

....तेन यदाह भट्टनायकः—

"शब्दप्राधान्यमाश्रित्य तत्र शास्त्रं पृथग् विदुः ।
अर्थे तत्त्वेन युक्ते तु वदन्त्याख्यानमेतयोः ॥
द्वयोर्गुणत्वे व्यापारप्राधान्ये काव्यगीर्भवेत् ॥"

इति,—तदपास्तम् । व्यापारो हि यदि ध्वननात्मा रसनास्वभावः, तन्नापूर्वमुक्तम् । अथाभिधैव व्यापारः, तथाप्यस्याः प्राधान्यं न, इत्यावेदितं प्राक् ॥

(ध्व. १,५; लो. पृ. ८४–८७)

(ત્રણેમાંના) પ્રત્યેક પ્રકારના પ્રતીયમાન અર્થની વિચારણા કરવામાં આવી હોવા છતાં ત્રીજો (પ્રકાર રસધ્વનિ જ (કાવ્યના આત્મા તરીકે અભિમત છે એમ માનવાનું છે, (એક તો) ઇતિહાસના બળે, (અને બીજું) સંબંધિત વૃત્તિગ્રંથમાંના (શબ્દોના) અર્થને બળે. તેથી વાસ્તવમાં રસ જ (કાવ્યનો) આત્મા છે. જ્યારે વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ એ બંને તો, છેવટે રસમાં જ પર્યવસાન પામે છે એ દ્રષ્ટિએ, વાચ્યાર્થ કરતાં ચઢિયાતા એવા તાત્પર્યથી (પ્રતીયમાનના પ્રથમ બે પ્રકારમાં તેમની ગણત્રી ધ્વનિમાં કરીને) 'ધ્વનિ એ કાવ્યનો

આત્મા છે' એવું સામાન્યસ્વરૂપનું વિધાન કર્યું....ક્રૌંચનું જોડું તૂટતાં સહચર હણાવાથી ઉદ્‌ભવેલો, અર્થાત્ સાહચર્યનો ધ્વંસ થતાં ઉઠેલો, જે શોક સ્થાયિભાવ તે નિરપેક્ષ સ્વરૂપનો ભાવ હોવાથી, વિપ્રલંભશૃંગારને ઉચિત એવા રતિસ્થાયિભાવથી જુદો જ છે. તેવા પ્રકારના વિભાવ અને તેનાથી ઉઠેલા આક્રંદ વગેરે અનુભાવોની ચર્વણા દ્વારા હૃદયસંવાદ અને તન્મયીભાવ પામવાના ક્રમે આસ્વાદ યોગ્ય બની, લૌકિક શોકથી અલગ અને સ્વચિત્તના દ્રવીભાવ દ્વારા આસ્વાદરૂપી સાર (સ્થિર અંશ) ધરાવતા કરુણરસમાં પરિણમી, જેમ જળ ભરેલું બેડું માથે ઉપાડતાં છલકાય તે રીતે, અને જેમ ચિત્તવૃત્તિના છલકાવાના સ્વરૂપનો વાણીનો વિલાપ વગેરે (ઉઠે) તે રીતે, (વાચકપણાની ઉપાધિરૂપ) સંકેતની ગરજ ન રાખવા છતાં (શબ્દ) ચિત્તવૃત્તિનો વ્યંજક બનતો હોય છે એ ન્યાયે, (અમુક અર્થને જ પ્રગટ કરું એવો બુદ્ધિપૂર્વકનો વિચાર કર્યા વિના) અકૃત્રિમ રીતે જ, આવેશને વશ થઈને તે (શોક સ્થાયિભાવ) જ યોગ્ય છન્દોવૃત્તના નિયમમાં બંધાયેલા—

> મા નિષાદ પ્રતિષ્ઠા તું ચિરકાળે ય પામજે
> કેમકે ક્રૌંચજોડીનું એક કામાર્ત તે હણ્યું.

—એવા શ્લોકરૂપને પામ્યો હતો એમ માનવું જોઈએ, નહીં કે મુનિનો શોક (પોતે જ શ્લોકરૂપને પામ્યો એવું). એમ જ હોત તો તેના (=ક્રૌંચના) દુઃખે તે (મુનિ) દુઃખી થયા એમ માનવું પડે અને રસને કાવ્યનો આત્મા ગણવાને અવકાશ જ ન રહે. ઉપરાંત (આવા શ્લોકની રચનામાં પરિણમવાની) આ દશા દુઃખે સંતાપ પામેલા (વ્યક્તિની) નથી. તો, આ રીતે ચર્વણાને યોગ્ય શોકસ્થાયિભાવનો સ્વભાવ ધરાવતા કરુણ રસના છલકાટના સ્વરૂપનો હોવાથી તે (રસ) જ કાવ્યનો આત્મા, અર્થાત્ સારભૂત તત્ત્વ હોઈ, બીજા શબ્દ (બોધ) વગેરેથી જુદુ સ્વરૂપ સ્પષ્ટ કરે છે. આ (વાત ભટ્ટનાયકે) હૃદયદર્પણમાં—

> જ્યાં લગી ન ભરાય પૂરો તે થકી,
> ત્યાં લગી તેને નથી છલકાવતો.

— એ રીતે કહી છે....

....તેથી ભટ્ટનાયકે—

શબ્દપ્રાધાન્યને આધારે (થતી) તે (પ્રવૃત્તિ) બાબતમાં 'શાસ્ત્ર'ને (આખ્યાન કાવ્યથી) અલગ માનવામાં આવે છે; અર્થને પ્રાધાન્ય મળતાં (શબ્દ અને અર્થ) એ બન્નેને 'આખ્યાન' કહે છે; (શબ્દ અને અર્થ) બન્ને

ગૌણભાવ પામતાં વ્યાપારને પ્રાધાન્ય મળે ત્યારે 'કાવ્ય' નામ આપવામાં આવે છે.

—એવું જે કહ્યું છે, તે ખોટું ઠરે છે. જો 'વ્યાપાર' ધ્વનનના ગુણધર્મ ધરાવતા આસ્વાદસ્વરૂપનો (છે એવું તમારૂં કહેવાનું તાત્પર્ય) હોય તો નવું કહ્યું ન ગણાય. જો 'અભિધા'ને જ 'વ્યાપાર' ગણતા હોવ, તો પણ તેને તો પ્રાધાન્ય ન હોઈ શકે, એવું પહેલાં (અમે) જણાવ્યું છે જ.

(ધ્વ. ૧, ૫; લો. પૃ. ૮૪–૮૭)

### § ૧૮) શબ્દ અને અર્થની પ્રયત્નપૂર્વક સૂઝ કેળવવાનું ફળ :

सर्वो हि तथा यतते इतीयता प्राधान्येन लोकसिद्धत्वं प्रमाणमुक्तम् । नियोगार्थेन च कृत्येन शिक्षाक्रम उक्तः । प्रत्यभिज्ञेयशब्देनेदमाह ;

"काव्यं तु जातु जायेत कस्यचित् प्रतिभावतः ।"[१]

इति नयेन यद्यपि स्वयमस्यैतत् परिस्फुरति, तथापि 'इदमित्थम्' इति विशेषतो निरुप्यमाणं सहस्रशाखीभवति; यथोक्तमस्मत्परमगुरुभिः श्रीमदुत्पलपादैः—

तैस्तैरप्युपयाचितैरुपनतस्तन्व्याः स्थितोऽप्यन्तिके<br>
कान्तो लोकसमान एवमपरिज्ञातो न रन्तुं यथा ।<br>
लोकस्यैष तथानवेक्षितगुणस्यात्मापि विश्वेश्वरो<br>
नैवालं निजवैभवाय तदियं तत्प्रत्यभिज्ञोदिता ॥"

इति । तेन, ज्ञातस्यापि विशेषतो निरूपणमनुसन्धानात्मकमत्र प्रत्यभिज्ञानम् ; न तु तदेवेदमित्येतावन्मात्रम् ।...

एवं व्यङ्ग्यस्यार्थस्य व्यञ्जकस्य शब्दस्य च प्राधान्यं वदता व्यङ्ग्यव्यञ्जकभावस्यापि प्राधान्यम् इति 'ध्वनति' 'ध्वन्यते' 'ध्वनन' इति त्रितयमप्युपपन्नमित्युक्तम् ॥

(ध्व. १,८; लो. पृ. ९७–९९)

(શબ્દ–અર્થમાંથી સૂચવાતા વ્યંગ્યાર્થની સૂઝ કેળવવી જરૂરી છે) કેમકે સર્વ જનો તે રીતે (શબ્દાર્થનું રહસ્ય પામવાના ઉદ્દેશથી) પ્રયત્ન કરે છે. એવું કહીને (વ્યંગ્ય અર્થના) પ્રાધાન્ય મારફત (મહાકવિઓના શબ્દો અને અર્થનો બાબતમાં તેમનું) લોકસિદ્ધ હોવું એ પ્રમાણ તરીકે ગણાવ્યું છે. (કારિકાકારે 'પ્રત્યભિજ્ઞેયૌ', અર્થાત્ "સમજી લેવા જરૂરી છે" એમ કહીને) ફરજના અર્થના 'કૃત્ય' પ્રત્યયના (પ્રયોગ) દ્વારા શિક્ષણક્રમની વાત કરી છે. (કારિકાકાર) 'પ્રત્યભિજ્ઞેય' એ શબ્દ દ્વારા આમ કહેવા માગે છે કે,—

---

१. भामह., १,५.

કાવ્ય તો કોઈક પ્રતિભાવાનનું જ સરજાય. (ભામહ. ૧.૫)
—એ ન્યાયે જો કે એને (=પ્રતિભાવાન કવિને) એ પોતાની મેળે જ સ્ફુરે, છતાં તે આવી રીતનું હોય છે એમ વિશેષ રીતે નિરૂપણ કરતાં તે હજાર ફાંટાવાળું બને છે; જેમકે, અમારા દાદાગુરુ શ્રીમદ્ ઉત્પલપાદે કહ્યું છે કે —

“તે તે (વિવિધ) ઉપાયો વડે પાસે તેડી લાવવામાં આવ્યો, સુંદરીની પાસે ખડો કર્યો છતાં (આવો લોકોત્તર સૌંદર્ય વગેરે ગુણો ધરાવે છે એ રીતે તેની) પૂરી ઓળખાણ ન પડતાં, સામાન્ય જન જેવો (લાગતાં રમણીને) આનંદ આપવા જેમ (સમર્થ બની શકતો) નથી, તે રીતે વિશ્વનિયંતા પરમેશ્વર (લોકોનો પોતાનો) આત્મા હોવા છતાં તેવા ગુણવાળો છે એવી પરખ ન થતાં જનસામાન્યને પોતાના ઐશ્વર્યની (ઝાંખી કરાવવા) સમર્થ બનતો નથી તેથી તો તેની ઓળખાણ પાડવા સારૂ આ પ્રત્યભિજ્ઞાદર્શન ઉપદેશવામાં આવ્યું છે.”

તેથી (એકવાર સામાન્ય સ્વરૂપે) જાણેલું હોય તેનું વિશેષ રીતે અનુસંધાનના સ્વરૂપનું નિરૂપણ કરવું તેવું ‘પ્રત્યભિજ્ઞાન’ અહીં (વિવક્ષિત) છે, નહીં કે ‘તે જ આ’ એટલી જ માત્ર (સાદી ઓળખાણ). ...

આ રીતે વ્યંગ્ય અર્થ અને વ્યંજક શબ્દની પ્રધાનતાનું કથન કરીને વ્યંગ્યવ્યંજકભાવની પ્રધાનતા જણાવી, આ રીતે ‘ધ્વનન કરે છે,’ ‘ધ્વનિત થાય છે’ અને ‘ધ્વનન’ એ ત્રણે (અર્થો) પણ યુક્તિસંગત છે એમ કહી દીધું છે.
(ધ્વ. ૧, ૮; લો. પૃ. ૯૭-૯૯.)

## § ૧૯) શબ્દ અને અર્થ એ બન્નેનો ધ્વનનવ્યાપાર હોય છે એ વિષયનું પ્રતિપાદન :

यद्यप्यविवक्षितवाच्ये शब्द एव व्यञ्जकः, तथाप्यर्थस्यापि सहकारिता न त्रुट्यति; अन्यथाऽज्ञातार्थोऽपि शब्दस्तद्व्यञ्जकः स्यात्; विवक्षितान्यपरवाच्ये च शब्दस्यापि सहकारित्वं भवत्येव, विशिष्टशब्दाभिधेयतया विना तस्यार्थस्याव्यञ्जकत्वात्;—इति सर्वत्र शब्दार्थयोरुभयोरपि ध्वननं व्यापारः। तेन यद् भट्टनायकेन द्विवचनं[1] दूषितं तद् गजनिमीलिकयैव। “अर्थः शब्दो वा” इति तु विकल्पाभिधानं प्राधान्याभिप्रायेण ॥ (ध्व. १,१३; लो. पृ. १०४-१०६)

જો કે ‘અવિવક્ષિતવાચ્ય’ની બાબતમાં શબ્દ જ વ્યંજક બનતો હોય છે,

૧. જુઓ, ध्व. का. १,१३ यत्रार्थः शब्दो वा तमर्थमुपसर्जनीकृतस्वार्थौ ।
व्यङ्क्तः काव्यविशेषः स ध्वनिरिति सूरिभिः कथितः ॥
એ કારિકામાં.

છતાં તેમાં અર્થની સહકારિતાને બાધ આવતો નથી; નહીંતર અજાણ્યા અર્થવાળો શબ્દ પણ તેના (અર્થનો) વ્યંજક બની શકે (એવું માનવું પડે). 'વિવક્ષિતાન્યપરવાચ્ય'ની બાબતમાં તો શબ્દની પણ સહકારિતા હોય છે જ, કેમકે (ગુણ અને અલંકારની) વિશિષ્ટતાવાળું શબ્દાર્થવાચકપણું ન હોય તો તે અર્થ વ્યંજનક્ષમ ન બની શકે;—આમ સર્વત્ર 'ધ્વનન' એ વ્યાપાર શબ્દ અને અર્થ એ બન્નેનો હોય છે (એવું સિદ્ધ થાય છે). તેથી ભટ્ટનાયકે ('વ્યંક્તઃ' = બન્ને વ્યક્ત કરે છે એવા ધ્વનિકારિકામાંના) દ્વિવચનના પ્રયોગમાંનો દોષ દર્શાવ્યો છે તે હાથીના આંખમીંચામણની રીતે જ (તાત્પર્ય કે હાથી સ્વાભાવિક પ્રવૃત્તિને લીધે જ આંખ મીંચે છે, એના આંખમીંચામણામાં બુદ્ધિપૂર્વકનો કોઈ જ સંકેત હોતો નથી)! (ધ્વનિકારિકામાં) "અર્થ કે શબ્દ" એમ વિકલ્પનું કથન કર્યું છે તે (વ્યંગ્ય અર્થનું) પ્રાધાન્ય (દર્શાવવાના) ઉદ્દેશથી છે.

(ધ્વ. ૧, ૧૩; લો. પૃ. ૧૦૪–૧૦૬.)

## § ૨૦) વાચ્યના સાધન તરીકે જ વ્યંગ્ય ગૌણભાવ પામે અને અલંકાર બને :

व्यङ्ग्यस्य प्राधान्यं च यद्यपि ज्ञप्तौ न चकास्ति "बुद्धौ तत्त्वावभासिन्याम्" इति तु नयेनाखण्डचर्वणाविश्रान्तेः, तथापि विवेचकैर्जीवितान्वेषणे क्रियमाणे यदा व्यङ्ग्योऽर्थः पुनरपि वाच्यमेवानुप्रणयन्नास्ते तदा तदुपकरणत्वादेव तस्यालङ्कारता, यतो वाच्यादेव तदुपस्कृताच्चमत्कारलाभ इति । यद्यपि पर्यन्ते रसध्वनिरस्ति तथापि मध्यकक्ष्यानिविष्टोऽसौ व्यङ्ग्योऽर्थो न रसोन्मुखीभवति स्वातन्त्र्येण, अपि तु वाच्यमेवार्थं संस्कर्तुं धावतीति गुणीभूतव्यङ्ग्यतोक्ता ॥ (ध्व. १,१३; लो. पृ. १०८–१०९.)

વ્યંગ્યાર્થ મુખ્ય છે. મુખ્યપણું જો કે પ્રતીતિદશામાં પ્રગટ થતું નથી, કેમકે 'તત્ત્વદર્શન કરાવતી બુદ્ધિમાં' એ ન્યાયે તો (વ્યંગ્ય એવા રસાદિની સહૃદયના ચિત્તની) અખંડચર્વણામાં વિશ્રાન્તિ થાય છે, છતાં વિવેકીસહૃદયો દ્વારા (કાવ્યના) આત્માની ખોજ કરવામાં આવતાં જ્યારે વ્યંગ્યાર્થ ફરીથી વાચ્યને પ્રાણવાન બનાવતો જણાય ત્યારે તે (વાચ્યના પ્રાણવાન થવામાં) સાધન તરીકે ઉપયોગમાં આવતો હોવાથી તેનું અલંકારપણું માનવામાં આવે છે), તેનાથી સંસ્કાર પામેલા વાચ્ય અર્થમાંથી જ ચમત્કૃતિ પ્રાપ્ત થાય છે તે કારણે. જો કે છેવટે તો રસધ્વનિ જ (પ્રાપ્ત થાય) છે છતાં વચલા તબક્કે રહેલો (હોવાથી) એ વ્યંગ્ય અર્થ સ્વતંત્ર રીતે તો રસપ્રતીતિ કરાવવા તત્પર થઈ શકતો નથી, બલ્કે વાચ્ય અર્થને જ સંસ્કારવા દોડી જાય છે, તેથી તે 'ગુણીભૂતવ્યંગ્ય' હોવાનું કહ્યું છે.

(ધ્વ. ૧, ૧૩; લો. ૧૦૮–૧૦૯)

§ ૨૧) સમાસોક્તિમાં વ્યંગ્યને અનુસરતા વાચ્યનું જ પ્રાધાન્ય હોય છે :

यत्रोक्तौ गम्यतेऽन्योऽर्थस्तत्समानैर्विशेषणैः ।
सा समासोक्तिरुदिता संक्षिप्तार्थतया बुधैः ॥

इत्यत्र समासोक्तेर्लक्षणस्वरूपं हेतुंनाम तन्निर्वचनमिति पादचतुष्टयेन क्रमादुक्तम् । ...अत्र[1] च नायकेन पश्चादगतेन चुम्बनोपक्रमे पुरो नीलांशुकस्य गलनं पतनम् । यदि वा 'पुरोऽग्रे नायकेन तथा गृहीतं मुखम्' इति सम्बन्धः । तेनात्र व्यङ्ग्ये प्रतीतेऽपि न प्राधान्यम् । तथा हि नायकव्यवहारो निशाशशिनावेव शृङ्गारविभावरूपौ संस्कुर्वाणोऽलङ्कारतां भजते, ततश्च वाच्याद् विभावीभूताद् रसनिःष्यन्दः ।

यस्तु व्याचष्टे—"तया निशया" इति कर्तृपदम्; न चाचेतनायाः कर्तृत्वमुपपन्नमिति शब्देनैवात्र नायकव्यवहार उन्नीतोऽभिधेय एव, न व्यङ्ग्य; इत्यत एव समासोक्तिः, इति—स प्रकृतमेव ग्रन्थार्थमत्यजद्, व्यङ्ग्येनानुगतम् इति । एकदेशविवर्ति चेत्थं रूपकं स्यात्, 'राजहंसैरवीज्यन्त शरदैव सरो नृपाः' इतिवत्, न तु समासोक्ति, तुल्यविशेषणाभावात्, 'गम्यते' इति चानेनाभिधाव्यापारनिरासाद्, इत्यलम् अवान्तरेण बहुना । नायिकाया नायके यो व्यवहारः स निशायां समारोपितः, नायिकायां नायकस्य यो व्यवहारः स च शशिनि समारोपित इति व्याख्याने नैकशेषप्रसङ्गः ॥

(ध्व. १,१३; लो. पृ. १०९–१११)

જે ઉક્તિમાં બીજો અર્થ તેને મળતાં આવતાં વિશેષણો દ્વારા સમજાય છે તેને, સંક્ષિપ્ત અર્થવાળી હોવાને લીધે, વિદ્વાનો 'સમાસોક્તિ' કહે છે.

એ રીતે અહીં 'સમાસોક્તિ'નાં વ્યાખ્યાસ્વરૂપ, હેતુ, નામ અને તેનું નિર્વચન એમ (ચારેનું) અનુક્રમે ચાર ચરણ દ્વારા દ્વારા (ભામહે) કથન કર્યું છે. .... અહીં (આ ઉદાહરણ પદ્યમાં)[2] પાછળ (છૂપા પગલે) પહોંચેલા નાયકે નાયિકાનું

---

૧. જુઓ, ધ્વ. વૃ. માં સમાસોક્તિના ઉદાહરણ તરીકે ટાંકેલો નીચેનો શ્લોક : उपोढरागेण विलोलतारकं तथा गृहीतं शशिना निशामुखम् ।
यथा समस्तं तिमिरांशुकं तया पुरोऽपि रागाद् गलितं न लक्षितम् ॥

૨ જુઓ, ધ્વ. રૂ. પૃ. ૧૦૯ :
રાગે ભર્યા શશીએ પકડ્યું એણી પેરે
ચંચળતારકનિશાતણું મુખડું
કે સામે સરકી ગૈ સઘળી તિમિરતણી સાડી
નેહભરે તો યે તેણે નવ લેખી.

ચુંબન આરંભતાં તેણીની રેશમી નીલરંગી સાડી સરકી પડી. અથવા તો 'સામે', એટલે કે આગળથી, નાયકે મુખ એવી રીતે મુખ પકડયું, એ રીતે (શબ્દોનો અન્વય)સંબંધ (બેસાડી શકાય) તેથી અહી વ્યંગ્યાર્થ પ્રતીત થવા છતાં (તેને) પ્રાધાન્ય નથી તેથી જ તો નાયકનું વર્તન શૃંગારવિભાવરૂપના 'નિશા' અને 'શશી' એ શબ્દોને સંસ્કારતાં અલંકારભાવને પામે છે. તેને લીધે વિભાવરૂપ પામેલ વાક્યમાંથી રસનિષ્પત્તિ થાય છે.

પરંતુ (આ પદ્યને બીજી રીતે સમજાવતાં) જે—'તેણે' એટલે કે 'નિશાએ' એ કર્તાપદ છે; અને અચેતનનું કર્તાપણું યુક્તિસંગત ન ઠરે તેથી ('શશી' અને 'નિશા' એ) શબ્દ દ્વારા અનુમાન કરાતું નાયકનું (અને નાયિકાનું) વર્તન એ વાચ્યાર્થ જ છે, વ્યંગ્યાર્થ નહીં; આમ આ કારણે જ 'સમાસોક્તિ' છે—એ રીતે વ્યાખ્યા કરે છે, તે (ધ્વનિવૃત્તિકારે) કથેલા 'વ્યંગ્યથી અનુસરાતા" એ ગ્રન્થાર્થને જતો કરે છે. એ રીતે તો (એનાથી વધુ સારો અર્થ બેસાડીએ તો) એકદેશવિવર્તિ રૂપક ગણાય. જેમકે "રાજહંસોએ વીંજણો વાયો શરદે જ સરોવર નૃપતિઓને" એ (ઉદાહરણમાં); પરંતુ સમાસોક્તિ નથી, કેમકે (અહીં બન્નેને) સરખી રીતે લાગુ પડતાં વિશેષણો વરતાતાં નથી, અને (ભામહની વ્યાખ્યામાંના) 'સમજાય છે' એ (કથન) ઉપરથી અભિધાવ્યાપારનો નિરાસ થઈ જાય છે તે કારણે પણ. તો અવાંતર વિષયનું લંબાણ બસ થયું. નાયિકાનું નાયક પ્રત્યે (રેશમી સાડી સરકી પડવી અને તેને લક્ષમાં ન લેવી વગેરે) જે વર્તન છે તેનું નિશામાં આરોપણ થયું છે, અને નાયિકા પ્રત્યે નાયકનું (તેના મુખનું ચુંબન કરવું વગેરે) જે વર્તન તેનું શશીમાં આરોપણ થયું છે એમ સમજાવીએ તો ('નાયકનાયિકા' એમ કહેવાને બદલે એકશેષસમાસ કરી માત્ર 'નાયક' કહ્યું છે એમ એકશેષસમાસ માનવાની (અસ્વીકાર્ય) પરિસ્થિતિમાં ન મૂકાવું પડે.

(ધ્વ. ૧, ૧૩; લો. પૃ. ૧૦૯–૧૧૧)

§ ૨૨) આક્ષેપમાં પણ વિશિષ્ટ વ્યંગ્ય સૂચવતા વાચ્યની જ સુંદરતા હોય છે :

"प्रतिषेध इवेष्टस्य यो विशेषाभिधित्सया ।
वक्ष्यमाणोक्तिविषयः स आक्षेपो द्विधा मतः ॥"[1]

१. भामह, २. ६८.

तत्राद्यो यथा—

"अहं त्वां यदि नेक्षेय क्षणमप्युत्सुका ततः ।
इयदेवास्त्वतोऽन्येन किमुक्तेनाप्रियेण ते ॥"[१]

इति वक्ष्यमाणमरणविषयो निषेधात्माक्षेपः । तत्र 'इयदस्तु' इत्येतदेव 'अत्र म्रिये' इत्यस्याक्षेपकं सत्, चारुत्वनिबन्धनम्; इत्याक्षेप्येणाक्षेपकमलङ्कृतं सत् प्रधानम् ।

उक्तविषयस्तु यथा ममैव—

"भो भोः किं किमकाण्ड एव पतितस्त्वं पान्थ कान्या गति-
स्तत् तादृक् तृषितस्य मे खलमतिः सोऽयं जलं गूहते ।
अस्थानोपनतामकालसुलभां तृष्णां प्रति क्रुध्य भोः
त्रैलोक्यप्रथितप्रभावमहिमा मार्गः पुनर्मारवः ॥"

अत्र कश्चित् सेवकः प्रातः 'प्राप्तव्यमस्मात् किमिति न लभे' इति प्रत्याशा विशस्यमानहृदयः केनचिद् अमुनाक्षेपेण प्रतिबोध्यते ।

तत्राक्षेपेण निषेधरूपेण वाच्यस्यैवासत्पुरुष सेवा तद् वैफल्यतत्कृतोद्वेगात्मनः शान्तरसस्थायिभूतनिर्वेदविभावरूपतया चमत्कृतिदायित्वम् ।

वामनस्य तु 'उपमानाक्षेपः'[२], इत्याक्षेपलक्षणम् । उपमानस्य चन्द्रादेराक्षेपः, 'अस्मिन् सति किं त्वया कृत्यम्' इति । यथा—

"तस्यास्तन्मुखमस्ति सौम्यसुभगं किं पार्वणेनेन्दुना
सौन्दर्यस्य पदं दृशौ यदि च तैः किं नाम नीलोत्पलैः ।
किं वा कोमलकान्तिभिः किसलयैः सत्येव तत्राधरे[३]
ही[४] धातुः पुनरुक्तवस्तुरचनारम्भेष्वपूर्वो ग्रहः ॥"[५]

अत्र व्यङ्ग्योऽप्युपमार्थो वाच्यस्यैवोपस्कुरुते । 'किं तेन कृत्यम्' इति त्वपहस्तानारूप आक्षेपो वाच्य एव चमत्कारकारणम् ।

यदि वोपमानस्याक्षेपः सामर्थ्यादाकर्षणम् । यथा—

"ऐन्द्रं धनुः पाण्डुपयोधरेण शरद् दधानार्द्रनखक्षताभम् ।
प्रसादयन्ती सकलङ्कमिन्दुं तापं रवेरभ्यधिकं चकार ॥"[६]

---

१. भामह, २. ६९

२. वामन, ४ ३, २७

३. वामन ४. ३. २७માં ટાંકેલા આ ઉદાહરણમાં 'बिम्बाधरे' પાઠ છે

४. वामन ४. ३. २७માં ટાંકેલા આ ઉદાહરણમાં 'हा' પાઠ છે.

५. જુઓ वामन ४. ३. २७નું ઉદાહરણ.

६. એજન.

इत्यत्रेर्ष्याकलुषितनायकान्तरमुपमानमत्राक्षिप्तमपि वाच्यार्थमेवालङ्करोति, इत्येषा तु समासोक्तिरेव ॥

'अनुरागवती' इति ।[१] ....वामनाभिप्रायेणायमाक्षेपः, भामहाभिप्रायेण तु समासोक्तिरित्यमुमाशयं हृदये गृहीत्वा समासोक्त्याक्षेपयोर्युक्त्येदमेकमेवोदाहरणं व्यतरद् ग्रन्थकृत् । एवं हि–समासोक्तिर्भवतु, आक्षेपो वा, किमनेनास्माकम् ! समासोक्त्यादिषु सर्वथालङ्कारेषु व्यङ्ग्यं वाच्ये गुणीभवतीति नः साध्यम्,—इत्याशयोऽत्र ग्रन्थेऽस्मद्गुरुभिर्निरूपितः ॥

(ध्व० १, १३, लो० पृ. ११३–११५)

ઇષ્ટનો જે પ્રતિષેધ, વિશેષના પ્રતિપાદનની ઇચ્છાથી,
(અને) કહેવા ધારેલા કથિત વિષય અંગેનો (એમ) તે
'આક્ષેપ' બે પ્રકારનો મનાય છે. (ભામહ, ૨, ૬૮).

એમાં (વિશેષના પ્રતિપાદનની ઇચ્છાવાળો) પ્રથમ (પ્રકાર), જેમકે—

ક્ષણ માટે પણ જો હું અધીરી એવી તને ન પેખું તો,
આટલું જ બસ, આથી આગળ કથવું અપ્રિય શેં તમને.

અહીં કહેવા ધારેલા મરણ વિષેના નિષેધ સ્વરૂપનો 'આક્ષેપ' છે. તેમાં 'આટલું બસ' એ શબ્દો જ 'હું મરી જઇશ' એવો આક્ષેપ (=સૂચન) કરી દઈને ચારુતા આણે છે તેથી જેનો આક્ષેપ થાય છે તે (=મરણના નિશ્ચયરૂપી વ્યંગ્યાર્થ) દ્વારા આક્ષેપ કરનાર (='આટલું જ બસ' એ વાચ્યાર્થ) અલંકૃત બનતો હોવાથી (તે વાચ્યાર્થ જ) મુખ્ય છે.

જ્યારે (કહેવા ધારેલા) કથિત વિષય અંગેનો (બીજો પ્રકાર મારા જ રચેલા (પદ્યમાં છે), દા. ત.—

રે રે પાન્થ પડયો અચાનક જ શેં તું ? બીજું તે થાય શુ ?
તેવો હું તરસ્યો છતાં ખળમતિ તે આ છુપાવે જગ.
રે તૃષ્ણા પર કોપ, જે કવખતે આવી વિના નોંતરી.
ત્રૈલોક્યે સ્ફુરતા પ્રભાવમહિમાવાળો મરુમાર્ગ આ.

અહીં, આવી ચડેલા અને 'ભેગવવું ધાર્યું હતું તે આ (શેઠની) પાસેથી કેમ નથી

---

૧. જુઓ ધ્વ. વૃ. માંનો अनुरागवती सन्ध्या दिवसस्तत्पुरः सरः ।
अहो दैवगतिः कीदृक् तथापि न समागमः ॥

મળતું ?’ એવા વિચારે ક્ષણે ક્ષણે ઉદ્ભવતી આશા(ને નિરાશા)ને કારણે કપાઈ જતા હૈયાવાળા કોઈ સેવકને આ ‘આક્ષેપ’ દ્વારા ભાન કરાવવામાં આવે છે. તેમાં નિષેધસ્વરૂપના આક્ષેપ દ્વારા (અને) શાન્તરસના સ્થાયિભાવભૂત નિર્વેદ વિભાવરૂપે ચમત્કૃતિ આવે છે.

વામનની ‘ઉપમાનાક્ષેપ’ એવી ‘આક્ષેપ’ની (સૂત્રાત્મક) વ્યાખ્યા છે. ઉપમાન એવા ચંદ્ર વગેરેનો આક્ષેપ, ‘આ રીતે (મુખ વગેરે ઉપમેય) છે તો પછી (ચંદ્ર વગેરે ઉપમાનને) તારે શું કરવું છે ?’ એ રીતનો. જેમકે—

> છે તેનું મુખ સૌમ્ય ને સુભગ તો પૂર્ણેન્દુની શી તમા ?
> નેણાં સુન્દરતાનું ધામ યદિ તો નીલોત્પલે કામ શું ?
> તેના ઓઠ છતાં, શું કામ કળીનું ? છો કાન્તિ રે કૂમળી,
> એની એ રચના કરે અહહ ! રે ! આ તો હઠીલો વિધિ.

અહીં, વ્યંગ્ય હોવા છતાં પણ, ઉપમાનો અર્થ વાચ્યને અલંકૃત કરે છે. ‘તેની શી તમા, એ રીતની અવગણનાના રૂપનો વાચ્ય ‘આક્ષેપ’ જ ચમત્કૃતિ નીપજાવવામાં કારણભૂત છે. અથવા તો (બીજી રીતે વામનના સૂત્રનો) ‘ઉપમાનનો આક્ષેપ એટલે કે (તેનું) અર્થના બળે આકર્ષણ કરવું તે, (એમ અર્થ કરી શકાય). દા. ત.—

> પાંડુ પયોધરે ધરી શરદ્ ભીનાનખવણસમું ઇન્દ્રચાપ
> મનાવતી સકલંક ઇન્દુને, અતિશય તાપ વધારે રવિ તણો.

અહીં ઈર્ષ્યાથી ક્લેશ પામતા બીજા નાયકરૂપી ઉપમાનનો આક્ષેપ થયો છે છતાં તે વાચ્યાર્થને જ અલંકૃત કરે છે, તેથી આ સમાસોક્તિ જ છે

“અનુરાગવતી સંધ્યા” એ (ઉદાહરણ લઈએ).... વામનના મતે આ આક્ષેપ’ છે, તો ભામહના મતે ‘સમાસોક્તિ’ છે, આવો આશય મનમાં રાખીને ગ્રંથકારે યુક્તિપૂર્વક આ એક જ (પદ્ય) સમાસોક્તિ અને આક્ષેપ (એ બન્નેના) ઉદાહરણ (તરીકે) ટાંક્યું છે. ‘આ ભલે ને સમાસોક્તિ હોય કે આક્ષેપ. અમારે એનું શું કામ છે ? સર્વ રીતે (પણ જોતાં) અલંકારોમાં વ્યંગ્યાર્થ વાચ્યાર્થની (સહાયમાં) ગૌણભાવ પામે છે એવું જ અમારે તો સિદ્ધ કરવું છે’ એવો આ ફકરાની (ચર્ચાનો) આશય છે એવું અમારા ગુરુજીએ દર્શાવ્યું છે.

(ધ્વ. ૧ ૧૩; લો. પૃ. ૧૧૧-૧૧૫)

## ૨૩) વિશેષોક્તિમાં પણ વ્યંગ્યની ફક્ત પ્રતીતિ થાય છે

"एकदेशस्य विगमे या गुणान्तरसंस्तुतिः ।
विशेषप्रथनायासौ विशेषोक्तिरिति स्मृता ॥"[1]

यथा—

"स एकस्त्रीणि जयति जगन्ति कुसुमायुधः ।
हरतापि तनुं यस्य शम्भुना न हृतं बलम् ॥"[2]

इयं चाचिन्त्यनिमित्तेति नास्यां व्यङ्ग्यस्य सद्भावः । उक्तनिमित्ततायामपि वस्तु-स्वभावमात्रत्वे पर्यवसानमिति तत्रापि न व्यङ्ग्यसद्भावशङ्का । यथा—

"कर्पूर इव दग्धोऽपि शक्तिमान् यो जने जने ।
नमोऽस्त्ववार्यवीर्याय तस्मै कुसुमधन्वने ॥"

(ध्व० १, १३; लो० पृ. ११६–११७.)

"એક ભાગ થતાં દૂર અન્યગુણની જે સ્તુતિ
વિશેષના દર્શનાર્થે તે વિશેષોક્તિ કહી સ્મરી.

જેમકે—

એકલો તે છતાં જીતે કુસુમાસ્ત્ર જગત્રય

તનુ તેનું હર્યું તો યે શંભુએ બળ ના હર્યું".

આ તો છે અચિન્ત્યનિમિત્તપણું (એટલે કે શું નિમિત્ત હશે તે ચિંતવવું મુશ્કેલ પડે એવી પરિસ્થિતિ), તેથી આમાં વ્યંગ્યની હયાતિ નથી. નિમિત્તનું કથન થયું હોય તેવી (વિશેષોક્તિમાં) પણ ફકત વસ્તુના સ્વરૂપમાં જ પર્યવસાન પમાય છે, તેથી ત્યાં પણ વ્યંગ્યનું અસ્તિત્વ હોવાથી શંકા ઉદ્ભવી શકે નહિ.

જેમકે—

કર્પૂર શો બળ્યો તો યે શકિતશાળી જને જને
અવાર્યશકિતશાળી તે કુસુમાયુધને નમું.

(ધ્વ. ૧, ૧૩; લો. પૃ, ૧૧૬–૧૧૭)

---

૧. આ વ્યાખ્યા તથા તેના ઉદાહરણ માટે જુઓ, भामह ૩. ૨૩; ત્યાં विशेषोक्तिर्मता यथा એવો પાઠ છે.

૨. જુઓ, भामह ૩. ૨૪.

§ ૨૪) પર્યાયોક્તમાં પ્રતીયમાન અર્થનો ધ્વનિમાં સમાવેશ થાય છે, નહીં કે ધ્વનિનો તેનામાં :

"पर्यायोक्तं यदन्येन प्रकारेणाभिधीयते ।[१]
वाच्यवाचकवृत्तिभ्यां शून्येनावगमात्मना ॥"

इति लक्षणम् । यथा—

"शत्रुच्छेददृढेच्छस्य मुनेरुत्पथगामिनः ।
रामस्यानेन धनुषा देशिता धर्मदेशना ॥"

इत्यत्र भीष्मस्य भार्गवप्रभावाभिभावो प्रभाव इति यद्यपि प्रतीयते, तथापि तत्सहायेन 'देशिता धर्मदेशना' इत्यभिधीयमानेनैव काव्यार्थोऽलङ्कृतः । अत एव पर्यायेण प्रकारान्तरेणावगमात्मना व्यङ्ग्येनोपलक्षितं सद् यदभिधीयते तदभिधीयमानमुक्तमेव सत् पर्यायोक्तमिति । "अभिधीयते" इति लक्षणपदम्, "पर्यायोक्तम्" इति लक्ष्यपदम्, अर्थालङ्कारत्वं सामान्यलक्षणम्-इति सर्वं युज्यते । यदि तु "अभिधीयते" इत्यस्य बलाद्व्याख्यानम् 'अभिधीयते प्रतीयते प्रधानतया' इति, उदाहरणं च "भम धम्मिअ" इत्यादि, तदालङ्कारत्वमेव दूरे सम्पन्नम्, आत्मतायां पर्यवसानात्; तदा चालङ्कारमध्ये गणना न कार्या, भेदान्तराणि चास्य वक्तव्यानि ।....

यादृशोऽलङ्कारत्वेन विवक्षितस्तादृशे ध्वनिर्नान्तर्भवति । न तादृगस्माभिर्ध्वनिरुक्तः । ध्वनिर्हि महाविषयः, सर्वत्र भावाद् व्यापकः, समस्तप्रतिष्ठास्थानत्वाच्चाङ्गी । न चालङ्कारो व्यापकोऽन्यालङ्कारवत्; न चाङ्गी, अलङ्कार्यतन्त्रत्वात् । अथ व्यापकत्वाङ्गित्वे तस्योपगम्येते, त्यज्यते चालङ्कारता, तर्ह्यस्मन्नय एवायमवलम्ब्यते । केवलं मात्सर्यग्रहात् पर्यायोक्तवाचीति भावः ।.......

भामहस्य यादृक् तदीयं रूपमभिमतं तादृग् उदाहरणेन दर्शितम् । तत्रापि नैव व्यङ्ग्यस्य प्राधान्यं चारुताहेतुत्वात् । तेन तदनुसारितया तत्सदृशं यदुदाहरणान्तरमपि कल्प्यते तत्र नैव व्यङ्ग्यस्य प्राधान्यमिति सङ्गतिः ।

यदि तु तदुक्तमुदाहरणमनाहत्य 'भम धम्मिअ' इत्याद्युदाह्रियते, तत् अस्मच्छिष्यतैव । केवलं तु नयमनवलम्ब्यापश्रवणेनात्मसंस्कार इत्यनार्यचेष्टितम् । यदाहुरैतिहासिकाः —

"अवज्ञयाप्यवच्छाद्य शृण्वन्नरकमृच्छति ।"

---

१. જુઓ ભામહ ૩. ૮ પ્રથમ બે ચરણ માટે

इति । भामहेन ह्युदाहृतम्—

"गृहेष्वध्वसु वा नान्नं भुञ्ज्महे यदधीतिनः ।
विप्रा न भुञ्जते..........।।"[1]

इति एतद्धि भगवद्वासुदेववचनं पर्यायेण रसदानं निषेधति । यत्त एवाह—

"..........तच्च रसदाननिवृत्तये ।।"

इति । न चास्य रसदाननिषेधस्य व्यङ्ग्यस्य किञ्चिच्चारुत्वमस्ति येन प्राधान्यं शङ्क्येत । अपि तु तद् व्यङ्ग्योपोद्बलितं,—'विप्रभोजनेन विना यन्न भोजनं' तदेवोक्तप्रकारेण पर्यायोक्तं सत् प्राकरणिकं भोजनार्थमलङ्कुरुते, न ह्यस्य निर्विषं भोजनं भवतु इति विवक्षितम्—इति पर्यायोक्तमलङ्कार एव चिरन्तनानामिमत इति तात्पर्यम् ।।

(ध्व. १,१३; लो. पृ. ११७–१२०)

વાચ્યવાચકવૃત્તિવિહીન અર્થબોધસ્વરૂપના
અન્ય પ્રકાર દ્વારા જે કથન કરવામાં આવે છે
તે પર્યાયોક્ત.

આમ (પર્યાયોક્ત અલંકારની) વ્યાખ્યા છે, જેમકે —

શત્રુચ્છેદની દૃઢ ઇચ્છા ધરાવતા (મુનિ તરીકેના સ્વધર્મની દૃષ્ટિએ ક્ષત્રિયધર્મરૂપી) આડે માર્ગે ચઢી ગયેલા મુનિ (પરશુરામને ભીષ્મના) આ ધનુષ્યે ધર્મનો ઉપદેશ આપ્યો.

અહીં ભીષ્મનો પ્રભાવ ભાર્ગવના પ્રભાવને દબાવી દે એવો છે એમ અર્થપ્રતીતિ જો કે થાય છે, છતાં તેની મદદથી 'ધર્મનો ઉપદેશ આપ્યો' એવા અભિધામૂલક કથન દ્વારા જ (વીરરસરૂપી) કાવ્યાર્થ અલંકૃત બન્યો છે. માટે જ પર્યાય દ્વારા એટલે કે જુદા પ્રકારે બોધ કરાવવાના સ્વરૂપના વ્યંગ્યાર્થ દ્વારા સૂચવાઈને જે અભિધાવ્યાપારનો વિષય બને છે તે અભિધાનો વિષય બનતાં કહેવાયું તેથી 'પર્યાયોક્ત' છે. 'અભિધાનો વિષય બને છે', તે વ્યાખ્યાના શબ્દો છે. 'પર્યાયોક્ત' એ જેની વ્યાખ્યા આપવામાં આવે છે તે (અલંકારનું) નામ છે. અર્થાલંકારપણું એ સામાન્ય લક્ષણ છે—આ રીતે બધું બંધ બેસે છે. પરંતુ જો 'અભિધાવ્યાપારનો વિષય બને છે' એ (લક્ષણપદ) ખેંચીતાણીને 'કથવામાં આવે છે', 'સૂચવાય છે મુખ્ય તરીકે' એમ સમજાવવામાં આવે, અને (તેનું) ઉદાહરણ 'ધરમી ભમ' વગેરેને (ગણાવવામાં આવે) તો અલંકારતા જ દૂર સરી પડશે, કારણ કે (લક્ષ્યપદનું) પર્યવસાન (કાવ્યના) આત્મામાં થઈ જશે; તે સંજોગોમાં તેની ગણના અલંકારમાં કરી શકાશે નહીં, અને એના અન્ય પ્રકારો પણ પાડવા પડશે. (તાત્પર્ય કે તેના પ્રસિદ્ધ સ્વરૂપને જતું કરવું પડશે અને અજાણ્યા પેટાભેદ પાડવા પડશે જે પરિસ્થિતિ અનિચ્છનીય છે....

---

૧. જુઓ भामह; ३.९.

(પર્યાયોક્ત અલંકારને) અલંકાર તરીકે જોવા (=ગુણીભૂતવ્યંગ્યાર્થના) સ્વરૂપે નિરૂપવો ધાર્યો છે તેવા તેના સ્વરૂપમાં ધ્વનિનો સમાવેશ થઈ શકતો નથી. અમે ધ્વનિની (તેને વ્યંગ્યાર્થપ્રધાન તરીકે માનતા હોવાથી) તેવા (=ગુણીભૂતવ્યંગ્યાર્થવાળા અલંકારના) સ્વરૂપે નિરૂક્તિ કરી નથી. ધ્વનિ તો મોટો વિષય છે. સર્વત્ર રહેલો હોવાથી વ્યાપક છે, અને સમસ્ત (ગુણાલંકારાદિની એકબીજામાં ભળી ગયા વગર પોતપોતાના સ્વતંત્ર નિશ્ચિત લક્ષણવાળી સ્થિર અવસ્થારૂપ) પ્રતિષ્ઠાના આધાર તરીકે હોવાથી અંગી (એટલે કે, અનેક ગૌણ તત્ત્વોનો પોતાનામાં સમાવેશ કરતું મુખ્ય તત્ત્વ) છે. જ્યારે અલંકાર (તો લોકપ્રસિદ્ધ કડાં, સાંકળાં વગેરે) અન્ય ઘરેણાંની જેમ (અમુક એક અંગ સાથે સંકળાયેલ) હોવાથી વ્યાપક ન હોઈ શકે; તેમ અંગી પણ ન હોઈ શકે, કેમકે તે અલંકૃત થનારા વિષય પર આધાર રાખે છે. હવે જો તેને વ્યાપક અને અંગી તરીકે સ્વીકારો અને તેનું અલંકારસ્વરૂપ જતું કરો, તો અમારા સિદ્ધાન્તને જ શરણે આવી પડશો. -(એમાં)કેવળ (એટલો જ ફરક કે) અમારા પ્રત્યેના) મત્સર (કે તમારા પોતાના મત માટેના) દુરાગ્રહને લીધે પર્યાયોક્ત નામે ઓળખાવો છો, એમ (વૃત્તિકારના) કહેવાનું તાત્પર્ય છે. ...

ભામહે (પોતાને) તો તેનું (=પર્યાયોક્તનું) જેવું સ્વરૂપ સ્વીકાર્ય હતું તેવું જ ઉદાહરણ દ્વારા દર્શાવ્યું છે. તેમાં પણ વ્યંગ્ય અર્થને પ્રાધાન્ય નથી જ, કેમકે (તે) ચારુતા આણવામાં હેતુરૂપ બનતો નથી. તેથી તેને અનુસરીને તેને છાજતું બીજું ઉદાહરણ,પણ કલ્પવામાં આવે તેમાં પણ વ્યંગ્યાર્થને પ્રાધાન્ય ન જ હોય – આ રીતે સંગતિ (બેસે) છે.

પરંતુ જો તેમણે ટાંકેલાં ઉદાહરણને અવગણીને 'ધરમી ભમ' વગેરેને (તેનું) ઉદાહરણ ગણો, તો (તમારા પોતાના સિદ્ધાન્તને ખોટો ઠરાવીને) અમારા ચેલા બની જશો ! પણ માત્ર (એટલો જ ફરક પડશે કે) વિધિપૂર્વક ગુરુને શરણે જઈને ગુરુમુખે જ શાસ્ત્રના રહસ્યનો બોધ કરાવનાર) ન્યાયને અનુસરવાને બદલે (મૂળ ઉપદેશને) અવળી રીતે સમજીને તેમાં સુધારો કરી લીધો (અને એ રીતે સામાવાળાના મતનો સ્વીકાર કરી લીધો) એવી અવળચંડાઈ ઠરશે ! કેમકે, ઐતિહાસિકોએ કહ્યું છે કે —

> (વિદ્યા કે ગુરુની) અવગણનાને લીધે પણ જે (પોતાના મૂળ ગુરુના મતને) છુપાવીને (બીજાના વધુ સારા જણાતા સિદ્ધાન્તનું) શ્રવણ કરે છે તે નરકે જાય છે.

વળી, ભામહે જ (નીચે મુજબ) ઉદાહરણ ટાંક્યુ છે, કે—

ઘરમાં કે રસ્તે ન આરોગીએ અમે એ અન્ન, જે સ્વાધ્યાયી
વિપ્રો આરોગે ના................. (ભામહ, ૩, ૯)

ભગવાન વાસુદેવનું આ વચન તો આડકતરી રીતે વિષદાનનો નિષેધ કરે છે, કેમકે તેમણે (=ભામહે જાતે) જ કહ્યું છે કે—

"............. તે તો વિષદાનના નિષેધાર્થે." વિષદાન નિષેધના આ વ્યંગ્યાર્થમાં તો (એવી) કોઈ જ ચારુતા નથી જેને આધારે તેનું પ્રાધાન્ય હોવાથી શંકા કરી શકાય. ઉલટું, તે વ્યંગ્યાર્થ દ્વારા સમર્થિત થતો 'વિપ્ર ભોજન વગરનું જે (ભોજન) તે ભોજન (કહેવાય) નહીં' એવો જે (વાચ્યાર્થ) તે જ ઉપર જણાવેલ (બોધસ્વરૂપના વ્યંગ્યાર્થ દ્વારા સૂચિત થવાની) રીતે 'પર્યાયોક્ત' ઠરીને, સંદર્ભ દ્વારા સિદ્ધ થતા (સ્વાધ્યાયી વિપ્રે આરોગ્યા બાદ શેષ રહેલા અન્નને જ અમે આરોગીએ છીએ એવા) 'ભોજન' અર્થને અલંકૃત કરે છે; કારણ કે (ભગવાન વાસુદેવનો શિશુપાલને ઉદ્દેશીને) કહેવાનો ભાવાર્થ એવો નથી કે 'એનુ ભોજન વિષ વગરનું હો';—આ રીતે (અહીં) 'પર્યાયોક્ત' તરીકે જ પ્રાચીન (આચાર્યોને) સંમત છે એમ (ભામહના કહેવાનું) તાત્પર્ય છે.

(ધ્વ. ૧ ૧૩; લો. ૧૧૭–૧૨૦.)

### § ૨૫) સંકર વગેરે અલંકારોમાં પણ વ્યંગ્યાર્થ મુખ્ય તરીકે વિવક્ષિત ન હોવા અંગે નિરૂપણ :

(क) विरुद्धालङ्क्रियोल्लेखे समं तद्वृत्त्यसम्भवे ।
एकस्य च ग्रहे न्यायदोषाभावे च सङ्करः ॥"

इति लक्षणादेकः प्रकारः । यथा ममैव—

"शशिवदनासितसरसिजनयना सितकुन्ददशनपङ्क्तिरियम् ।
गगनजलस्थलसम्भवहृद्याकारा कृता विधिना ॥"

इति । अत्र 'शशी वदनमस्याः', 'तद्वद् वा वदनमस्या' इति रूपकोपमोल्लेखात् युगपद् द्वयासम्भवात्, एकतरपक्षत्यागग्रहे प्रमाणाभावात् सङ्करः; इति व्यङ्ग्यवाच्यताया एवानिश्चयात् का ध्वनिसम्भावना ?

(ख) योऽपि द्वितीयः प्रकारः, 'शब्दार्थालङ्काराणामेकत्रभावः' इति, तत्रापि प्रतीयमानस्य का शङ्का ? यथा—

"स्मर स्मरमिव प्रियं रमसे यदालिङ्गनात्"

इति । तत्रैव यमकमुपमा च ।

(ग) तृतीयः प्रकारः, यत्रैकत्र वाक्यांशेऽनेकोऽर्थालङ्कारः । तत्रापि द्वयोः साम्यात् कस्य व्यङ्ग्यता ? यथा—

"तुल्योदयावसानत्वाद् गतेऽस्तं प्रति भास्वति ।
वासाय वासरः क्लान्तो विशतीव तमोगुहाम् ॥"[1]

इति । अत्र हि स्वामिविपत्तिसमुचितव्रतग्रहणहेवाकिकुलपुत्रकरूपणमेकदेशविवर्तिरूपकं दर्शयति । उत्प्रेक्षा चेव शब्देनोक्ता । तदिदं प्रकारद्वयमुक्तम् ;

"शब्दार्थवर्त्यलङ्कारा वाक्य एकत्र वर्तिनः ।
सङ्करो वैकवाक्यांशप्रवेशाद् वाभिधीयते ॥"[2]

इति ।

(घ) चतुर्थस्तु प्रकारो, यत्रानुग्राह्यानुग्राहकभावोऽलङ्काराणाम् । यथा—

"प्रवातनीलोत्पलनिर्विशेषमधीरविप्रेक्षितमायताक्ष्याः ।
तया गृहीतं नु मृगाङ्गनाभ्यस्ततो गृहीतं नु मृगाङ्गनाभिः ॥"

अत्र मृगाङ्गनावलोकनेन तदवलोकनस्योपमा यद्यपि व्यङ्ग्या, तथापि वाच्यस्य ससन्देहालङ्कारस्याभ्युत्थानकारिणीत्वेनानुग्राहकत्वाद् गुणीभूता । अनुग्राह्यत्वेन हि ससन्देहे पर्यवसानम् । यथोक्तम्—

"परस्परोपकारेण यत्रालङ्कृतयः स्थिताः ।
स्वातन्त्र्येणात्मलाभं नो लभन्ते सोऽपि सङ्करः ॥"

... एवं चतुर्थेऽपि प्रकारे ध्वनिता निराकृता । मध्यमयोस्तु व्यङ्ग्यसम्भावनैव नास्तीत्युक्तम् । आद्ये तु प्रकारे 'शशिवदना' इत्याद्युदाहृते [अलङ्कारद्वयसम्भावनायां वाच्यव्यङ्ग्ययोः समं प्राधान्यम्] ।[3]

(ङ) ननु यत्र व्यङ्ग्यमेव प्राधान्येन भाति तत्र किं कर्तव्यम् ? यथा—

"होइ ण गुणाणुराओ खलाणँ णवरं पसिद्धिसरणाणं ।
किर पह्लवइ ससिमणी चन्दे ण पिआमुहे दिट्ठे ॥"

अत्रार्थान्तरन्यासस्तावद् वाच्यत्वेन भाति, व्यतिरेकापह्नुति तु व्यङ्ग्यत्वेन प्रधानतयेति...... । तत्रोत्तरम्—सङ्करालङ्कार एवायं न भवति, अपि त्वलङ्कारध्वनिनामायं

---

૧. જુઓ, भामह, ३, ४८.
૨. જુઓ, उद्भट, ५, १२.
૩. કૌંસમાંનો ભાગ ધ્વ.વૃ.માંથી સંબંધ જોડવા મૂકયો છે.

ध्वनेर्द्वितीयो भेदः । यच्च पर्यायोक्ते निरूपितं तत्सर्वमत्राप्यनुसरणीयम् । ... सङ्कीर्णता तु मिश्रत्वं लोलीभावः; तत्र कथमेकस्य प्राधान्यं क्षीरजलवत् ?

(च) "अधिकारादपेतस्य वस्तुनोऽन्यस्य या स्तुतिः
अप्रस्तुतप्रशंसा सा त्रिविधा परिकीर्तिता ॥"[1]

अप्रस्तुतस्य वर्णनं प्रस्तुताक्षेपिण इत्यर्थः । स चाक्षेपस्त्रिभिः प्रकारैर्भवति —सामान्यविशेषभावात्, निमित्तनिमित्तिभावात्, सारूप्याच्च । तत्र प्रथमे प्रकारद्वये प्रस्तुताप्रस्तुतयोस्तुल्यमेव प्राधान्यम्.... ।

(छ) तत्र सामान्यविशेषभावेऽपि द्वयी गतिः; सामान्यमप्राकरणिकं शब्देनोच्यते, गम्यते तु प्राकरणिको विशेषः; स एकः प्रकारः । यथा—

"अहो संसारनैर्घृण्यमहो दौरात्म्यमापदाम् ।
अहो निसर्गजिह्मस्य दुरन्ता गतयो विधेः ॥"

अत्र हि दैवप्राधान्यं सर्वत्र सामान्यरूपमप्रस्तुतं वर्णितं सत् प्रकृते क्वापि वस्तुनि विनष्टे विशेषात्मनि पर्यवस्यति । तत्रापि च विशेषांशस्य सामान्येन व्याप्यत्वाद् व्यङ्ग्यविशेषवद् वाच्यसामान्यस्यापि प्राधान्यम् । न हि सामान्यविशेषयोर्युगपत् प्राधान्यं विरुध्यते ।

(ज) यदा तु विशेषोऽप्राकरणिकः प्राकरणिकं सामान्यमाक्षिपति तदा द्वितीयः प्रकारः । यथा—

"एतत् तस्य मुखात् कियत्कमलिनीपत्रे कणं पाथसो
यन्मुक्तामणिरित्यमंस्त स जडः शृण्वन् यदस्मादपि ।
अङ्गुल्यग्रलघुक्रियाप्रविलयिन्यादीयमाने शनै-
स्तत्रोड्डीयगतो ममेत्यनुदिनं निद्राति नान्तःशुचा ॥"

इति । अत्रास्थाने महत्त्वसम्भावना सामान्यं प्रस्तुतम्; अप्रस्तुतं तु जलबिन्दौ मणित्वसम्भावनं विशेषरूपं वाच्यम् । तत्रापि सामान्यविशेषयोर्युगपत् प्राधान्ये न विरोध इत्युक्तम् । एवमेकः प्रकारो द्विभेदोऽपि विचारितः । ...

(झ) कदाचिन्निमित्तमप्रस्तुतं सद् अभिधीयमानं नैमित्तिकं प्रस्तुतमाक्षिपति । यथा—

"ये यान्त्यभ्युदये प्रीतिं नोज्झन्ति व्यसनेषु च ।
ते बान्धवास्ते सुहृदो लोकः स्वार्थपरोऽपरः ॥"

अत्राप्रस्तुतं सुहृद्बान्धवरूपत्वं निमित्तं सज्जनासक्त्या वर्णयति नैमित्तिकीं श्रद्धेयवचनतां प्रस्तुतामात्मनोऽभिव्यङ्क्तुम् । तत्र नैमित्तिकप्रतीतावपि निमित्तप्रतीतिरेव प्रधानीभवत्यनुप्राणकत्वेनेति व्यङ्ग्यव्यञ्जकयोः प्राधान्यम् ।

---

१. જુઓ. भामह., ३.-२९.

(ञ) कदाचित् तु नैमित्तिकमप्रस्तुतं वर्ण्यमानं सत् प्रस्तुतं निमित्तं व्यनक्ति। यथा सेतौ—

"सग्गं अपारिजाअं कोत्थुहलच्छिरहिअं महुमहस्स उरं ।
सुमरामि महणपुरओ अमुद्धअन्दं च हरजडापब्भारं ॥"

अत्र जाम्बवान् कौस्तुभलक्ष्मीविरहितहरिवक्षःस्मरणादिकमप्रस्तुतं नैमित्तिकं वर्णयति प्रस्तुतं वृद्धसेवाचिरजीवित्वव्यवहारकौशलादि निमित्तभूतं मन्त्रितायामुपादेयमभिव्यङ्क्तुम् । तत्र निमित्तप्रतीतावपि नैमित्तिकं वाच्यभूतं प्रत्युत तन्निमित्तानुप्राणित्वेनोद्धुरकन्धरीकरोत्यात्मानमिति समप्रधानतैव वाच्यव्यङ्ग्ययोः ।

(ट) एवं द्वौ प्रकारौ प्रत्येकं द्विविधौ विचार्य, तृतीयः प्रकारः परीक्ष्यते सारूप्यलक्षणः । तत्रापि द्वौ प्रकारौ । अप्रस्तुतात् कदाचिद् वाच्याच्चमत्कारः, व्यङ्ग्यं तु तन्मुखप्रेक्षम् । यथास्मदुपाध्यायभट्टेन्दुराजस्य—

"प्राणा येन समर्पितास्तव बलाद्येन त्वमुत्थापितः
स्कन्धे यस्य चिरं स्थितोऽसि विदधे यस्ते सपर्यामपि ।
तस्यास्य स्मितमात्रकेण जनयञ्जीवापहारक्रियां
भ्रातः प्रत्युपकारिणां धुरि परं वेताललीलायसे ॥"

अत्र यद्यपि सारूप्यवशेन कृतघ्नः कश्चिद् अन्यः प्रस्तुत आक्षिप्यते, तथाप्यप्रस्तुतस्यैव वेतालवृत्तान्तस्य चमत्कारकारित्वम् । न ह्यचेतनोपालम्भवद् असम्भाव्यमानोऽयमर्थो, न च न हृद्यः, इति वाच्यस्यात्र प्रधानता ।

(ठ) यदि पुनरचेतनादिनात्यन्तासम्भाव्यमानतदर्थविशेषणेनाप्रस्तुतेन वर्णितेन प्रस्तुतमाक्षिप्यमाणं चमत्कारकारि, तदा वस्तुध्वनिरसौ । यथा ममैव—

"भावव्रात हठाज्जनस्य हृदयान्याक्रम्य यन्नर्तयन्
भङ्गीभिर्विविधाभिरात्महृदयं प्रच्छाद्य सङ्क्रीडसे ।
स त्वामाह जडं ततः सहृदयम्मन्यत्वदुःशिक्षितो
मन्येऽमुष्य जडात्मता स्तुतिपदं त्वत्साम्यसम्भावनात् ॥"

कश्चिन्महापुरुषः 'वीतरागोऽपि सरागवत्' इति न्यायेन गाढविवेकालोकतिरस्कृततिमिरप्रतानोऽपि लोकमध्ये स्वात्मानं प्रच्छादयन्, लोकं च वाचालयन्, आत्मन्यप्रतिभासमेवाङ्गीकुर्वन्, तेनैव लोकेन मूर्खोऽयमिति यदावज्ञायते, तदा तदीयं लोकोत्तरं चरितं प्रस्तुतं व्यङ्ग्यतया प्राधान्येन प्रकाश्यते । जडोऽयमिति ह्युद्यानेन्दूदयादिर्भावो लोकेनावज्ञायते । स च प्रत्युत कस्यचिद् विरहिण औत्सुक्यचिन्तादूयमानतामन्यस्य प्रतर्षपरवशतां करोतीति हठादेव लोकं यथेष्टं विकारकारणाभिर्नर्तयति ; न च तस्य हृदयं केनापि

विज्ञायते कीदृगयमिति । प्रत्युत महागम्भीरोऽतिविदग्धः सुष्ठुगर्वहीनोऽतिशयेन क्रीडाचतुरः स यदि लोकेन जड इति तत एव कारणात् प्रत्युत वैदग्ध्यसम्भावनानिमित्तात् सम्भावितः ; आत्मा च यत एव कारणात् प्रत्युत जाड्येन सम्भाव्यस्तत एव सहृदयः सम्भावितः ; तद् अस्य लोकस्य जडोऽसीति यदुच्यते तदा जाड्यमेवंविधस्य भावव्रातस्यातिविदग्धस्य प्रसिद्धमिति सा प्रत्युत स्तुतिरिति जडादपि पापीयानयं लोक इति ध्वन्यते ।

... उद्देशे यद् 'आदि'-ग्रहणं कृतं "समासोक्ति"-इत्यत्र द्वन्द्वे,[1] तेन व्याजस्तुतिप्रभृतिरलङ्कारवर्गोऽपि सम्भाव्यव्यङ्ग्यानुप्रवेशः सम्भावितः । ...

तत्र व्याजस्तुतिर्यथा—

"किं वृत्तान्तैः परगृहगतैः किन्तु नाहं समर्थ-
स्तूष्णीं स्थातुं प्रकृतिमुखरो दाक्षिण्यात्मस्वभावः[2] ।
गेहे गेहे विपणिषु तथा चत्वरे पानगोष्ठ्या-
मुन्मत्तेव भ्रमति भवतो वल्लभा हन्त कीर्तिः ॥"

अत्र व्यङ्ग्यं यत् स्तुत्यात्मकं तेन वाच्यमेवोपस्क्रियते । यत्तदुदाहृतं केनचित्—

'आसीन्नाथ पितामही तव मही माता ततोऽनन्तरं
जाता संप्रति साम्बुराशिरशना जाया कुलोद्भूतये ।
पूर्णे वर्षशते भविष्यति पुनः सैवानवद्या स्नुषा
युक्तं नाम समग्रनीतिविदुषां किं भूपतीनां कुले ॥'

इति, तदस्माकं ग्राम्यं प्रतिभाति, अत्यन्तासभ्यस्मृतिहेतुत्वात् । का चानेन स्तुतिः कृता ? 'त्वं वंशक्रमेण राजा' इति हि कियदिदम् ? एवंप्राया व्याजस्तुतिः सहृदयगोष्ठीषु निन्दितेत्युपेक्ष्यैव ।

"यस्य विकारः प्रभवन्नप्रतिबद्धेन हेतुना येन ।
गमयति तदभिप्रायं तत्प्रतिबन्धं च भावोऽसौ ॥"

इत्यत्रापि वाच्यप्राधान्ये भावालङ्कारता । यस्य चित्तवृत्तिविशेषस्य सम्बन्धी वाग्व्यापारादिविकारोऽप्रतिबद्धोऽनियतः प्रभवन्, तं चित्तवृत्तिविशेषरूपमभिप्रायं येन हेतुना गमयति स हेतुर्यथेष्टोपभोग्यत्वादिलक्षणोऽर्थो भावालङ्कारः । यथा—

"एकाकिनी यदबला तरुणी तथाहमस्मिन् गृहे गृहपतिश्च गतो विदेशम् ।
कं याचसे तदिह वासमियं वराकी श्वश्रूर्ममान्धबधिरा ननु मूढ पान्थ ॥"

---

१. ध्व. वृ. पृ. १०८ : 'समासोक्त्याक्षेपानुक्तनिमित्तविशेषोक्तिपर्यायोक्तापह्नुतिदीपकसङ्करालङ्कारादौ' એ દ્વન્દ્વસમાસના અંતે આવેલા 'आदि' પદનો અહીં નિર્દેશ છે.

२. છંદની દૃષ્ટિએ અહીં दक्षिणात्म० એવો પાઠ જોઈએ.

अत्र व्यङ्ग्यमेकैकत्र पदार्थ उपस्कारकारीति वाच्यं प्रधानम् । व्यङ्ग्यप्राधान्ये तु न काचिदलङ्कारतेति निरूपितम्, इत्यलं बहुना ॥

(ध्व. १, १३; लो. पृ. १२१–१३०.)

(ક) વિરૂદ્ધ અલંકારોનો ઉલ્લેખ કરવામાં આવતાં, (એક જ સ્થાનમાં) સાથે તેમની હયાતી સંભવી ન શકે, અને (બેમાંથી) એકને (જ) સ્વીકારવામાં (જેને સ્વીકારીએ તેના સાધક)ન્યાય (અને પડતો મૂકીએ તેના બાધક) દોષના અભાવે 'સંકર' (અલંકાર બને) છે.

આ પ્રમાણેની વ્યાખ્યા મુજબ એક પ્રકાર છે, જેમકે મારું જ (નીચે મુજબનું પદ્ય)—

શશીવદની નીલકમળનયની કુન્દશુભ્રદંતપંક્તિવાળી આ,

ગગને જળે સ્થળે ઉદ્ભવતી મનોહર આકૃતિધારી કરી વિધિએ. અહીં, 'શશી છે વદન જેતું તે', અથવા 'તેના જેવું વદન છે આનું' એ રીતે (અનુક્રમે) રૂપક અને ઉપમાનો ઉલ્લેખ થયો છે; એકી સાથે બે સંભવે નહીં, બન્નેમાંથી એક પક્ષ સ્વીકારી (બીજાને) પડતો મૂકવા માટે પ્રમાણ ઉપલબ્ધ નથી, આ (બધાં) કારણોસર (અહીં) 'સંકર' (અલંકાર) છે; આ રીતે (કયો) વ્યંગ્ય (અને કયો) વાચક છે એ વિષેનો જ નિશ્ચય નથી થતો ત્યાં ધ્વનિની સંભાવનાની વાત જ શી ?

(ખ) વળી બીજો જે પ્રકાર, 'શબ્દલંકાર અને અર્થાલંકાર એક સ્થાનમાં રહેલો હોય' એ રીતનો (હોય છે), તેમાં પણ પ્રતીયમાનની કેવી શંકા ? જેમ કે—

સ્મર સ્મરસમા પ્રિયને, કરે છે તું રાજી જેને આલિંગનો થકી.

અહીં યમક અને ઉપમા છે.

(ગ) ત્રીજો પ્રકાર, જેમાં એક જ વાક્યાંશમાં અનેક અર્થાલંકારો હોય, તેમાં પણ બન્નેની સમાનતા હોવાથી કોની વ્યંગ્યતા (માનવી) ? જેમકે—

તુલ્ય ઉદય અવસાન થકી, અસ્તાચળ પ્રતિ સૂર્ય જતાં
વાસ કરવા વાસર થાકયોપાકયો જાણે પ્રવેશે તમોગુહામાં. (ભામહ:૩.૪૮)

અહીં તો સ્વામીની વિપત્તિને છાજતું વ્રત લેવાના આગ્રહી કુળવાન ઘરના છોકરાના નિરૂપણ દ્વારા ('તમોગુહા' શબ્દ પર આધારિત) 'એકદેશવિવર્તિરૂપક' દર્શાવ્યું છે. અને 'જાણે' દ્વારા 'ઉત્પ્રેક્ષા' નિરૂપી. આ રીતે (બીજો અને ત્રીજો એ) બે પ્રકાર નિરૂપ્યા;

> શબ્દાલંકાર અને અર્થાલંકાર (એ બન્ને) એક જ વાક્યમાં રહેલા હોય
> તો, અથવા એક વાક્યાંશમાં જ (એવા અનેક અલંકારોનો) પ્રવેશ થાય
> તો, 'સંકર' કહેવાય છે. (ઉદ્ભટ. ૫,૧૨)

એ રીતે.

(ઘ) ચોથો પ્રકાર તો જેમાં અલંકારોનો (પરસ્પર) અનુગ્રાહ્ય (=મદદ પ્રાપ્ત કરનાર) અને અનુગ્રાહક (=મદદ કરનાર) તરીકેનો સંબંધ હોય છે તે. દા. ત.—

> પ્રવાતે કંપતા નીલકમળ શા અધીર
> દૃષ્ટિપાતો દીર્ઘનયનાના,
> હરણીઓ થકી લીધા તેણે
> કે પછી તેની કનેથી હરિણીઓએ.

અહીં જો કે હરણીઓની નજર ઉપરથી તેની નજરની ઉપમા વ્યંગ્ય થાય છે, છતાં તે વાચ્ય એવા સંદેહ અલંકારને ઉઠાવ આપવામાં મદદરૂપ થતી હોવાથી ગૌણભાવ પામી છે. (આ રીતે વાચ્યાર્થ) અનુગ્રાહ્ય (મદદ પ્રાપ્ત કરનાર) બનતો હોવાથી જ સંસદેહ અલંકારમાં પર્યવસાન પામે છે. જેમકે, કહ્યું છે કે—

> કરતા અન્યોન્યને ઉપકાર, અલંકારો રહે જહીં,
> સ્વતંત્ર રીતે સ્વસ્વરૂપ પામે નહી, તે ય સંકર.

....આમ ચોથા પ્રકારમાં પણ 'ધ્વનિ' હોવાથી શક્યતા ખોટી ઠરાવી. વચલા બે (પ્રકારોમાં) તો વ્યંગ્યની સંભાવના જ નથી એમ જણાવ્યું છે. પ્રથમ પ્રકારમાં, 'શશીવદની' વગેરે ઉદાહરણ આપ્યું છે તેમાં, કોઈક રીતે 'ધ્વનિ' હોવાનો સંભવ રહે એવી આશંકાને સ્થાન નથી, કેમ કે તેમાં) બે અલંકારોની સંભાવના ગણતાં વાચ્ય અને વ્યંગ્ય એ બન્નેની સરખી પ્રધાનતા (માનવી પડશે.)

(ઙ) પણ અહીં શંકા થાય કે) જ્યાં વ્યંગ્યાર્થ જ પ્રધાન તરીકે હોવાનું જણાતું હોય ત્યાં શું કરવું ? દા. ત.

> "થાય ન ગુણો પ્રતિ અનુરાગ, પ્રસિદ્ધિને શરણે રહ્યા દુર્જનોને;
> કહે છે, નીતરે ચંદ્રકાંતમણિ જોઈ ચંદ્રને, નહીં પ્રિયામુખને."

અહીં (તમે કહેશો કે) અર્થાન્તરન્યાસ તો વાચ્ય તરીકે વિલસે છે, જ્યારે વ્યતિરેક અને અપહ્નુતિ તો વ્યંગ્ય હોવાથી મુખ્ય તરીકે....તો તેને જવાબ (આ છે કે) આ (રીતે) તો સંકર અલંકાર જ નથી થતો, બલ્કે આ તો છે અલંકારધ્વનિ નામનો ધ્વનિનો બીજો પ્રકાર. વળી પર્યાયોક્તની બાબતમાં જે

વિચારણા (ઉપર) કરી છે તે સર્વ પણ અનુસરવાની છે...'સંકીર્ણતા' એટલે તો મિશ્રિત થવું તે, અત્યંત ભળી જવું તે; તેમાં એકનું મુખ્યપણું ક્યાંથી સંભવે ? જેમ દૂધ અને જળ. (તાત્પર્ય કે, 'સંકીર્ણતા'નો અર્થ 'મિશ્રણ' કરીએ ત્યારે તલ અને ચોખા એક બીજા સાથે સેળભેળ થઈ જઈ પરસ્પર સંબંધ ધરાવતા છતાં પોતપોતાનું આગવું સ્વરૂપ જાળવી રાખે છે એવું મિશ્રણ નથી સમજવાનું, બલ્કે દૂધ અને જળ સેળભેળ થતાં એક બીજા સાથે સંબંધમાં આવતાં બન્ને પોતપોતાનું અલગ સ્વરૂપ ગુમાવી દે છે તેવું આત્યંતિક સંશ્લેષના સ્વરૂપનું મિશ્રણ સમજવાનું છે.)

(ચ) અધિકાર ગુમાવેલા અન્ય વસ્તુની જે સ્તુતિ
અપ્રસ્તુતપ્રશંસા તે, કહી ત્રણ પ્રકારની. (ભામહ, ૩,૨૯)

અપ્રસ્તુતનું વર્ણન (એટલે કે) પ્રસ્તુત દ્વારા સૂચવાતા (અપ્રસ્તુતનું વર્ણન) એમ અર્થ છે. આ સૂચન ત્રણ પ્રકારે થાય છે – સામાન્યવિશેષભાવને લીધે, નિમિત્તનિમિત્તિ ભાવને લીધે અને સારૂપ્યને લીધે. તે બાબતે પ્રથમ પ્રકારમાં પ્રસ્તુત અને અપ્રસ્તુતનું પ્રાધાન્ય સરખું જ હોય છે.

(છ) તે બાબતે સામાન્યવિશેષભાવમાં બે પ્રકારની ગતિ છે; સામાન્ય એવા અપ્રસ્તુતને શબ્દ દ્વારા નિર્દેશવામાં આવે છે, જ્યારે વિશેષ એવું પ્રસ્તુત તો સૂચનગમ્ય રહે; તે એક પ્રકાર. જેમકે—

અહો ! સંસારની ક્રૂરતા, અહો ! આપદાઓની દુર્જનતા,
અહો ! સ્વભાવે આડા વિધિની દુઃખાન્ત ગતિવિધિઓ.

અહીં તો સર્વત્ર સામાન્યરૂપે (જોવામાં આવતું) દૈવપ્રાધાન્ય અપ્રસ્તુત તરીકે વર્ણવ્યું છે, છતાં કોઈક નાશ પામેલ વિશેષરૂપની પ્રસ્તુત બાબતમાં પર્યવસાન પામે છે. વળી તેમાં પણ વિશેષ અંશ સામાન્ય દ્વારા વ્યાપવામાં આવ્યો હોઈ વ્યંગ્ય એવા વિશેષ અંશની જેમ વાચ્ય એવા સામાન્યની પણ પ્રધાનતા છે કેમકે, સામાન્ય અને વિશેષની એકીસાથે પ્રધાનતા હોય તેમાં કશો વિરોધ આવતો નથી.

(જ) પરંતુ જ્યારે અપ્રસ્તુત એવો વિશેષ પ્રસ્તુત એવા સામાન્યનું સૂચન કરે ત્યારે બીજો પ્રકાર. જેમકે—

તેના મુખેથી (સાંભળેલું) આ,—કે, કમલિની પત્ર પરના
જળબિંદુને તે જડ (માણસ) મુક્તામણિ સમજી બેઠો,

— શી વિસાતમાં છે (આ) ? એથી પણ (આગળ)
બીજું સાંભળો આંગળીના ટેરવાથી હળવે રહીને
(મોતી માનેલા) તેને (લેવાની) ક્રિયા કરતાં તે વિખરાઈ ગયું
ત્યારે મારો તે (મણિ) ઉડી ગયો એમ (સમજીને)
રોજે રોજ અંતરમાં સંતાપ પામીને તે ઉંઘતો નથી !

અહીં (જળબિંદુ જેવી) નગણ્ય વસ્તુને સ્થાને (મુક્તામણિ જેવા) મહાન વસ્તુની સંભાવનારૂપી સામાન્ય પ્રસ્તુત છે; જ્યારે જળબિંદુમાં મણિની સંભાવના એ વિશેષરૂપનું વાચ્ય અપ્રસ્તુત છે. તેમાં પણ સામાન્ય અને વિશેષ બન્નેને એકી સાથે મુખ્ય ગણીએ તો વિરોધ નથી આવતો એમ (અમે પહેલાં) જણાવ્યું છે જ. આ રીતે બે પેટાભેદવાળો પણ એક પ્રકાર વિચાર્યો.

(ઝ) (હવે નિમિત્તનૈમિત્તિકભાવને લગતો વિચાર કરીએ.) કેટલીકવાર નિમિત્ત અપ્રસ્તુત તરીકે અભિધાવ્યાપારનો વિષય બનીને, પ્રસ્તુત નૈમિત્તિકને સૂચવે છે. જેમકે –

"અભ્યુદયમાં જે કરે પ્રીતિ ને, સંકટોમાં ન તરછોડે,
તે બાન્ધવો, તે સુહૃદો, સ્વાર્થી બાકી બધા જનો.

અહીં પ્રસ્તુત એવું સુહૃદ્બાન્ધવપણું એ નિમિત્ત પોતાની વચન અંગેની વિશ્વાસપાત્રતારૂપી પ્રસ્તુત નૈમિત્તિકને અભિવ્યક્ત કરવા સારૂ, સજ્જનો પ્રત્યેના બહુમાન દ્વારા વર્ણવવામાં આવ્યું છે. તેમાં, નૈમિત્તિકની પ્રતીતિ થવામાં નિમિત્તની પ્રતીતિ જ પ્રાણપૂરક તરીકે મુખ્ય ઠરે છે, એ રીતે વ્યંગ્ય અને વ્યંજક બન્નેનું પ્રાધાન્ય છે.

(ટ) કેટલીકવાર તો અપ્રસ્તુત નૈમિત્તિકનું વર્ણન થતાં તે પ્રસ્તુત એવા નિમિત્તને વ્યક્ત કરે છે. જેમકે સેતુબન્ધ (કાવ્યમાં)—

સ્વર્ગ પારિજાતક વિહોણું, કૌસ્તુભલક્ષ્મીવિહોણું મધુસૂદનવક્ષઃસ્થળ,
સ્મરૂં છું, મંથન પૂર્વેનો ચંદ્રકળાવિહોણો હરમુખપરનો જટાભાર."

અહીં પ્રસ્તુત એવા વૃદ્ધસેવા, ચિરંજીવીપણું, વ્યવહારકુશળતા વગેરે નિમિત્તની મન્ત્રીપણામાં ઉપયોગી તરીકેની સ્વીકાર્યતા અભિવ્યક્ત કરવા, જામ્બવાન કૌસ્તુભ અને લક્ષ્મીવિનાના વિષ્ણુના વક્ષઃસ્થળના સ્મરણ વગેરે સ્વરૂપનું અપ્રસ્તુત નૈમિત્તિક વર્ણવે છે. તેમાં નિમિત્તની પ્રતીતિ થવામાં પણ વાચ્યભૂત નૈમિત્તિક ઉલટું તે નિમિત્તથી પ્રાણવાન બનીને પોતાની જાતને ઉન્નતમસ્તક બનાવે છે. તેથી વાચ્ય અને વ્યંગ્યની પ્રધાનતા સરખી જ છે.

(ઢ) આ રીતે બબ્બે પેટાભેદવાળા બે પ્રકારોનો વિચાર કરીને (હવે) સારૂપ્યલક્ષણવાળો ત્રીજો પ્રકાર તપાસીએ. તેમાં પણ બે પ્રકાર છે. કદિક અપ્રસ્તુત વાચ્યના આધારે ચમત્કૃતિ (ઉદ્‌ભવે) જ્યારે વ્યંગ્ય તો તેના મુખ સામે તાકી રહે છે (એટલે કે ગૌણ બની રહે છે). જેમકે, અમારા ઉપાધ્યાય ભટ્ટેન્દુરાજના (રચેલા નીચેના પદ્યમાં) —

જેણે પ્રાણ સમર્પ્યા તારે અર્થે, બળે કર્યો ખડો તને જેણે
બાંધે જેને રહ્યો ચિરકાળ તું, સેવા ય જેણે કરી તારી,
તેવા આના પ્રાણહરણનું સ્મિતમાત્રમાં કરતાં કર્મ, હે ભાઈ,
સામો ઉપકાર કરનારાઓના મોખરે ભજવી વેતાળલીલા તેં.

અહીં જો કે સારૂપ્યને કારણે પ્રસ્તુત એવા કોઈક બીજા કૃતઘ્નીવ્યકિતનું સૂચન થાય છે, છતાં અપ્રસ્તુત એવો વેતાળવૃત્તાન્ત જ ચમત્કૃતિકારક છે. કેમકે, આ અર્થ અચેતનને ઠપકો આપવા જેવો અસંભવિત નથી, તેથી જ અહીં વાચ્યની પ્રધાનતા છે.

(ડ) પરંતુ જો સાવ જ અસંભવિત એવા તે (અપ્રસ્તુત) અર્થને લગતાં વિશેષણોવાળા અચેતન વગેરે સ્વરૂપના અપ્રસ્તુતના વર્ણન દ્વારા થતું પ્રસ્તુતનું સૂચન ચમત્કૃતિકારક બને ત્યારે તે 'વસ્તુધ્વનિ' હોય છે. જેમકે મારા જ(નીચેના પદ્યમાં)—

(ચંદ્ર ઉદ્યાન વગેરે સ્વરૂપના) હે પદાર્થસમૂહ, હઠપૂર્વક લોકોના હૃદયો પર આક્રમણ કરી, (તેમને) વિવિધ ચેષ્ટાઓ વડે નચાવીને, પોતાની જાતને છૂપાવીને તું ખેલે છે; (છતાં પોતાની જાતને) સહૃદય માની લેવાથી મોઢે ચઢાવેલા તે તને જડ કહે છે. તે ઉપરથી મને લાગે છે કે તારી સાથેનું સામ્ય સંભવતું હોવાથી તેની (તારા વિષે નિરૂપવામાં આવેલી) જડસ્વરૂપતા પ્રશંસારૂપ છે.

(અહીં ભાવાર્થ આવો છે :) કોઈક મહાપુરૂષ 'વિરાગી તો ય રાગી' એ ન્યાયે ગાઢવિવેકજ્ઞાનના પ્રકાશે અજ્ઞાનતિમિરને દૂર સારી ચૂકયો હોવા છતાં જનસમાજમાં પોતાના ખરા સ્વરૂપને છૂપાવીને (પોતાને વિષે) લોકોને (હલકું) બોલવા દઈને પોતાની બાબતમાં (લોકોએ આરોપેલ) અજ્ઞાનીપણાને સ્વીકારી લઈ, તે જ લોકો દ્વારા 'આ મૂર્ખો છે' એ રીતે અપમાનિત થાય છે, તે સંજોગોમાં તેનું પ્રસ્તુત લોકોત્તર આચરણ વ્યંગ્યાર્થ તરીકે પ્રધાનપણે પ્રગટે છે. ખરું જોતાં 'આ તો જડ છે' એમ કહીને ઉદ્યાન ચંદ્ર વગેરે પદાર્થોની

લોકો અવગણના કરે છે. પરંતુ, ઉલટું તે (પદાર્થો) કોઈક વિરહીજનના મનને ઉત્સુકતાથી ઉદ્ભવેલ ચિન્તાથી કપાઈ જતું હોય એવી અવસ્થાવાળું (બનાવે છે) જ્યારે બીજાને અતિશય હરખઘેલું બનાવે છે. આમ પોતાની મરજી મુજબ વિકાર માટે કારણભૂત બનીને લોકોને પરાણે નચાવે છે. તે (મહાપુરૂષનું) હૃદય કેવું છે તેને કોઈ જાણતું નથી. ઉલટું, તે મહાગંભીર અતિશય વિદગ્ધ સ્વભાવવાળો, સારો એવો નિરભિમાની, અતિશય-ક્રીડાચતુર છે (છતાં) તેને, તેવો હોવાને કારણે જ અને ઉલટું તેનામાં વિદગ્ધતાની હયાતિ છે તેને કારણે જ, લોકો 'જડ' કહીને નવાજે છે. ઉલટું તેમણે પોતાની જાતને એ જ કારણે જડ માનવી જોઈએ (છતાં) તે જ કારણે સહૃદય ગણી છે ! તેથી લોકો દ્વારા 'તું જડ છે' એમ જે કહેવામાં આવે છે ત્યારે તો આવાં પ્રકારના (ચંદ્ર ઉદ્યાન વગેરે) અવિદગ્ધ પદાર્થોની જડતા જાણીતી છે તે તો ઉલટી સ્તુતિરૂપ બની જાય છે. લોકો તો જડ કરતાં પણ હલકટ છે એવું ધ્વનિત થાય છે. ...

(૯) ("વ્યંગ્ય તત્ત્વવાળા અલંકારોમાં ધ્વનિનો સમાવેશ થતો નથી" એને લગતા ધ્વનિવૃત્તિગ્રંથમાંના પરિચ્છેદના આરંભે "જેમકે, સમાસોક્તિ આક્ષેપ, કારણ ન કહ્યું હોય તેવી વિશેષોક્તિ, પર્યાયોક્ત, અપહ્નુતિ, દીપક, સંકર વગેરે અલંકારોમાં", એ રીતનો નિર્દેશ કરતી વખતે) મૂળગ્રંથમાં 'સમાસોક્તિ....' એ રીતે (સંસ્કૃત) દ્વન્દ્વસમાસમાં 'આદિ' (=વગેરે) પદ પ્રયોજ્યું છે, તે ઉપરથી વ્યંગ્યનો પ્રવેશ જેમાં સંભવતો હોય તેવા વ્યાજસ્તુતિ વગેરે અલંકારસમૂહની સંભાવના ગણી લીધી છે... તે બાબતમાં, વ્યાજ સ્તુતિ (તપાસીએ), જેમકે—

> પારકાના ઘરની વાતો કર્યાનો શો અર્થ ? છતાં દાક્ષિણાત્યસ્વભાવનો હું મૂળે જ બોલકણો હોવાથી ચૂપ રહી શકતો નથી (તેથી કહું છું કે —'હાય ! રે ! આપની પ્રિયતમા કીર્તિ ઘેરે ઘેરે, ચૌટને ચોરે, (તેમજ) સુરાની મહેફિલોમાં ઉન્મત્તશી ભટક્યા કરે છે !

અહીં સ્તુત્યાત્મક વ્યંગ્યાર્થ દ્વારા વાચ્યાર્થની જ શોભા વધે છે. પરંતુ કોઈકે

> હે નાથ, પૃથ્વી (પહેલાં) તમારી દાદી હતી; પછી થઈ માતા;
> હવે સમુદ્રરૂપી કંદોરો પહેરેલી (તે) કુળની ઉન્નતિકારક
> પત્ની (બની છે); (આપનાં) સો વર્ષ પૂરાં થતાં વળી
> તેની તે જ બનશે નિર્દોષ પુત્રવધૂ ! સમગ્ર નીતિના જાણકાર
> રાજાઓનાં કુળમાં (આ જે બધું બને છે તે) શું ખરેખર યોગ્ય છે ?

એવું જે ઉદાહરણ ટાંક્યું છે, તે અમને તો ગ્રામ્ય જણાય છે. કેમકે તે

અત્યંત અસભ્ય બાબતનું સ્મરણ કરાવવામાં હેતુરૂપ બને છે. અને આ શ્લોક દ્વારા શી સ્તુતિ થઈ ? 'તમે વંશના ક્રમને અનુસરીને રાજા થયા એમાં તો શું મોટું કહી નાખ્યું ? (કેમકે અહીં બીજા રાજાઓની તુલનામાં આ રાજાની કોઈ વિશેષતા હોવાની પ્રતીતિ થતી નથી.) તેથી આવા પ્રકારની વ્યાજસ્તુતિઓની સહૃદયગોષ્ઠીઓમાં ઉપેક્ષા કરવી જોઈએ.

(ણ) (હવે 'ભાવાલંકાર'ની રૂદ્રટે આપેલી વ્યાખ્યા ટાંકે છે કે—)

જેનો વિકાર વિના પ્રતિબંધે પ્રભાવી ઠરીને જે હેતુ દ્વારા તે અભિપ્રાયનો અને તે પ્રતિબંધનો બોધ કરાવે તે 'ભાવ'(= ભાવાલંકાર) કહેવાય છે.

અહીં પણ વાચ્યને પ્રાધાન્ય મળતાં ભાવાલંકાર બને છે. (ઉપરની વ્યાખ્યાની સમજૂતિ આ પ્રમાણે છે :) 'જેનો' (એટલે કે) વિશિષ્ટ ચિત્તવૃત્તિનો, વાણીવ્યવહાર વગેરે સ્વરૂપનો 'વિકાર'. 'વિના પ્રતિબંધે' (એટલે કે) નિયત રીતે, પ્રભાવી ઠરીને 'તે' (એટલે કે) વિશિષ્ટચિત્તવૃત્તિસ્વરૂપના "અભિપ્રાયનો" જે હેતુ દ્વારા બોધ કરાવે "તે" (એટલે કે) યથાયોગ્ય ઉપભોગ્ય હોવું વગેરે સ્વરૂપનો હેતુભૂત, અર્થ તે ભાવાલંકાર (કહેવાય છે).

દા. ત.—

એકલી, ને વળી અબળા, તરૂણી,<br>
ને આ ઘરમાં, વળી ઘરધણી ગયો વિદેશ;<br>
તો કોની કને યાચે (રાત-)વાસો અહીં;<br>
આ મારી સાસુ બાપડી આંધળી બહેરી;<br>
પથિક, તું સાચે મૂરખ !

અહીં વ્યંગ્યાર્થ દરેકે દરેક પદના અર્થમાં શોભાદાયક થતો હોવાથી વાચ્યાર્થને (જ) પ્રાધાન્ય છે. વ્યંગ્યાર્થનું પ્રાધાન્ય ગણો તો કશી જ અલંકારતા નહીં રહે એમ (અમે પહેલાં) નિરૂપણ કર્યું છે (જ) તેથી બહુ (ચર્ચા) રહેવાદઈએ.

(ધ્વ. ૧, ૧૩; લો. પૃ. ૧૨૧–૧૩૩.)

§ ૨૬) 'નાદ' શબ્દથી ઓળખાવતા (અને) 'સ્ફોટ'ના અભિવ્યંજક બનતા વર્ણોને 'ધ્વનિ' કહેવાય એવા વૈયાકરણોના મતની ઉથાપના:

श्रोत्रशष्कुलीं सन्तानेनागता अन्त्याः शब्दाः श्रूयन्त इति प्रक्रियायां शब्दजाः शब्दाः श्रूयमाणा इत्युक्तम् । तेषां घण्टानुरणनरूपत्वं तावदस्तिः ते च 'ध्वनि'-शब्देनोक्ताः । यथाह भगवान् भर्तृहरिः—

"यः संयोगवियोगाभ्यां करणैरुपजन्यते ।
स स्फोटः शब्दजाः शब्दा ध्वनयोऽन्यैरुदाहृता : ॥"

एवं घण्टानिर्ह्रादस्थानीयोऽनुरणनात्मोपलक्षितो व्यङ्ग्योऽप्यर्थो ध्वनिरिति व्यवहृतः । तथा श्रूयमाणा ये वर्णा नादशब्दवाच्या अन्त्यबुद्धिनिर्ग्राह्यस्फोटाभिव्यञ्जकास्ते 'ध्वनि'-शब्देनोक्ताः । यथाह भगवान् स एव—

"प्रत्ययैरनुपाख्येयैर्ग्रहणानुगुणैस्तथा ।
ध्वनिप्रकाशिते शब्दे स्वरूपमवधार्यते ॥"

इति । तेन व्यञ्जकौ शब्दार्थावपीह ध्वनिशब्देनोक्तौ । किं च, वर्णेषु तावन्मात्रपरिमाणेष्वपि सत्सु, यथोक्तम्—

"अल्पीयसापि यत्नेन शब्दमुच्चारितं मतिः ।
यदि वा नैव गृह्णाति वर्णं वा सकलं स्फुटम् ॥"

इति,—तेषु तावत्स्वेव श्रूयमाणेषु वक्तुर्योऽन्यो द्रुतविलम्बितादिवृत्तिभेदात्मा प्रसिद्धादुच्चारणव्यापारदभ्यधिकः स व्यापारो 'ध्वनिः' उक्तः यदाह स एव—

"शब्दस्योर्ध्वमभिव्यक्तेर्वृत्तिभेदं तु वैकृताः ।
ध्वनयः समुपोहन्ते स्फोटात्मा तैर्न भिद्यते ॥"

इति । अस्माभिरपि प्रसिद्धेभ्यः शब्दव्यापारेभ्योऽभिधातात्पर्यलक्षणारूपेभ्योऽतिरिक्तो व्यापारो 'ध्वनिः' उक्तः । एवं चतुष्कमपि ध्वनिः । तद्योगाच्च समस्तमपि काव्यं ध्वनिः । तेन व्यतिरेकव्यपदेशोऽपि न न युक्तः ।

(ध्व. १.१४ लो. पृ. १३३–१३५)

કાનની નળીમાં (અવાજનાં મોજાંની) હારમાળા દ્વારા આવી પહોંચેલા અંતિમ શબ્દો સંભળાય છે એવી (વૈશેષિક) પ્રક્રિયાને અનુસરીને (વૃત્તિગ્રંથમાં) શબ્દોથી ઉદ્‌ભવેલા શબ્દોને 'શ્રૂયમાણ' (=સાંભળવામાં આવતા) કહ્યા છે. તેમનું સ્વરૂપ ઘંટડીના રણકારના પડઘા જેવું તો હોય છે જ; તેમને જ 'ધ્વનિ' શબ્દથી (વૈયાકરણોએ) નિર્દેશ્યા છે. જેમકે, ભગવાન ભર્તૃહરિએ કહ્યું છે કે—

સંયોગ ને વિયોગે જે ઉદ્‌ભવે કારણો થકી
સ્ફોટ તે, શબ્દજ શબ્દોને બીજા તો 'ધ્વનિઓ' કહે.

આ રીતે ઘંટડીના અવાજ તુલ્ય, રણકારના પડઘાના સ્વરૂપનો જણાતો (હોવાથી) વ્યંગ્યાર્થનો પણ 'ધ્વનિ' શબ્દ દ્વારા વ્યવહાર કરવામાં આવ્યો છે. તે રીતે

સાંભળવામાં આવતા, નાદ શબ્દથી નિર્દેશાયેલ અને અંત્ય(વર્ણ) તરીકે પૂર્ણતઃ ગ્રાહ્ય બનતા સ્ફોટને અભિવ્યક્ત કરનારા, જે વર્ણો તેને 'ધ્વનિ' શબ્દ દ્વારા નિર્દેશવામાં આવ્યા છે. જેમકે, તે પૂજ્યશ્રીએ કહ્યું છે —

> અનિર્વચનીય અને ગ્રહણને અનુકૂળ પ્રત્યયો વડે
> 'ધ્વનિ' જ્યારે શબ્દને પ્રગટ કરે છે ત્યારે તેનું
> સ્વરૂપ સમજમાં આવે છે.

તેથી વ્યંજક શબ્દો અને (વ્યંજક) અર્થોને પણ અહીં 'ધ્વનિ' શબ્દથી નિર્દેશ્યા છે. વળી વર્ણો ભલે તેવડા જ પરિમાણના હોય, જેમકે, કહ્યું છે કે—

> ઘણા ઓછા યત્ને પણ ઉચ્ચારેલા શબ્દને બુદ્ધિ કાં તો સાવ જ ગ્રહણ કરતી નથી અથવા તો વર્ણને પૂરેપૂરો સ્પષ્ટ રીતે ગ્રહણ કરે છે.

તેથી તે તેટલા જ સાંભળવામાં આવતાં વક્તાનો દ્રુત વિલંબિત વગેરે વૃત્તિના સ્વરૂપનો અને જાણીતી ઉચ્ચારણક્રિયા કરતાં કાંઈક વધારે એવો જે ઉચ્ચારણ-વ્યાપાર તેને 'ધ્વનિ' કહ્યો છે. જેમકે તેમણે પોતે જ કહ્યું છે કે—

> (સ્ફોટની) અભિવ્યક્તિ થયા પછી શબ્દો
> વૃત્તિભેદ થવામાં વિકૃતિરૂપના ધ્વનિઓ કારણભૂત બને છે;
> (પરંતુ) તેને લીધે તેમના સ્ફોટરૂપી આત્મામાં ભેદ પડતા નથી.

અમે પણ જાણીતા એવા અભિધા, તાત્પર્ય (અને) લક્ષણારૂપના શબ્દવ્યાપારોથી અલગ વધારાના શબ્દવ્યાપારને 'ધ્વનિ' કહ્યો છે. આ રીતે ચારે 'ધ્વનિ' છે. તેની સાથે સંબંધ આવવાથી સમસ્ત કાવ્ય પણ 'ધ્વનિ' છે. તેથી 'કાવ્યનો આત્મા' એમ કહેવામાં પ્રયોજાતો ભેદ અને 'વિશિષ્ટ કાવ્ય તે જ ધ્વનિ' એમ કહેવામાં પ્રયોજાતો અભેદ એ રીતના) વ્યતિરેક અને અવ્યતિરેક (એટલે કે ભેદ અને અભેદ) એમ બન્ને રીતનું કથન યુક્તિયુક્ત નથી એવું કહી શકાશે નહીં.

(ધ્વ. ૧, ૧૪; લો. પૃ. ૧૩૩–૧૩૫.)

§ ૨૭) 'ધ્વનિ' શબ્દનું નિર્વચન :

तेन वाच्योऽपि ध्वनिः, वाचकोऽपि शब्दो ध्वनिः; द्वयोरपि व्यञ्जकत्वं, ध्वनतीति कृत्वा । संमिश्यते विभावानुभावसंवलनयेति व्यङ्ग्योऽपि ध्वनिः, ध्वन्यत इति कृत्वा । शब्दनं शब्दः शब्दव्यापारः; न चासावभिधादिरूपः अपि त्वात्मभूतः,

सोऽपि ध्वननं, ध्वनिः । काव्यमितिव्यपदेश्यश्च योऽर्थः सोऽपि ध्वनिः, उक्तप्रकारध्वनिचतुष्टयमयत्वात् ॥

(ध्व. १,१४; लो. पृ. १३५)

તેથી 'ધ્વનન કરે છે' એમ (નિર્વચન) કરીએ તો વાચ્યાર્થ પણ 'ધ્વનિ' છે, વાચક શબ્દ પણ 'ધ્વનિ' છે (અને) બન્નેનું વ્યંજકપણું છે. 'ધ્વનિત થાય છે' એમ (નિર્વચન) કરીએ તો વિભાવ (અને) અનુભાવના સંવલન દ્વારા મિશ્રિત કરવામાં આવે છે તેથી વ્યંગ્યાર્થ પણ 'ધ્વનિ' છે. 'ધ્વનન' (એવું નિર્વચન કરીએ તો) અવાજ કરવો તે શબ્દ (એટલે કે) શબ્દ વ્યાપાર, તે કાંઈ અભિધા વગેરે રૂપનો નથી હોતો, બલ્કે આત્મા સ્વરૂપનો છે, (તેથી) તે પણ 'ધ્વનિ' છે. 'કાવ્ય' તરીકે ઓળખાતો જે અર્થ તે પણ, ઉપરના ચાર પ્રકારના ધ્વનિના સ્વરૂપનો હોવાથી, 'ધ્વનિ' છે.

(ધ્વ. ૧, ૧૪, લો. પૃ. ૧૩૫)

## § ૨૮) ધ્વનિના બે પ્રકારનું નિરૂપણ :

मुख्ये द्वे रूपे; [अविवक्षितवाच्यो विवक्षितान्यपरवाच्यश्चेति ][1] । तद्भेदा यथा — अर्थान्तरसङ्क्रमितवाच्यः, अत्यन्ततिरस्कृतवाच्यः, इत्यविवक्षितवाच्यस्य; असंलक्ष्यक्रमव्यङ्ग्यः, संलक्ष्यक्रमव्यङ्ग्य, इति विवक्षितान्यपरवाच्यस्य—इति । तत्राप्यवान्तरभेदाः...

पञ्चधापि ध्वनिशब्दार्थे येन यत्र यतो यस्य यस्मै इति बहुव्रीह्यर्थाश्रयेण यथोचितं सामानाधिकरण्यं सुयोज्यम् । वाच्येऽर्थे तु ध्वनौ वाच्यशब्देन स्वात्मा तेनाविवक्षितोऽप्रधानीकृतः स्वात्मा येन इति अविवक्षितवाच्यो व्यञ्जकोऽर्थः । एवं विवक्षितान्यपरवाच्येऽपि । यदि वा कर्मधारयेणार्थपक्षे अविवक्षितश्चासौ वाच्यश्चेति, विवक्षितोऽन्यपरश्चासौ वाच्यश्चेति । तत्रार्थः कदाचिद् अनुपपद्यमानत्वादिना निमित्तेनाविवक्षितो भवति; कदाचिद् उपपद्यमान इति कृत्वा विवक्षित एव; व्यङ्ग्यपर्यन्तां तु प्रतीतिं स्वसौभाग्यमहिम्ना करोति । अत एवार्थोऽत्र प्राधान्येन व्यञ्जकः, पूर्वत्र शब्दः ।

ननु च विवक्षितश्चान्यपरश्चेति विरुद्धम् । अन्यपरत्वेन विवक्षणात् को विरोधः ? 'सामान्येन' इति । वस्त्वलङ्काररसात्मना हि त्रिभेदोऽपि ध्वनिरुभाभ्यामेवाभ्यां सङ्गृहीत इति भावः । ननु तन्नामपृष्ठे एतन्नामनिवेशनस्य किं फलम् । उच्यते—अनेन हि नामद्वयेन ध्वननात्मनि व्यापारे पूर्वप्रसिद्धाभिधातात्पर्यलक्षणात्मकव्यापारत्रितयावगतार्थ-

---

[1] જુઓ, ध्व. वृ. पृ १३६.

प्रतीतेः प्रतिपत्तृगतायाः प्रयोक्त्रभिप्रायरूपायाश्च विवक्षायाः सहकारित्वमुक्तमिति 'ध्वनि-' स्वरूपमेव नामन्याभेव प्रोज्जीवितम् ॥

(ध्व. १४; लो. पृ. १३५–१३७)

(ધ્વનિનાં) મુખ્ય રૂપ બે છે (અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષિતાન્યપરવાચ્ય). તેના ભેદો આ પ્રમાણે છે: અવિવક્ષિતવાચ્યના 'અર્થાન્તરસંક્રમિતવાચ્ય' અને 'અત્યંતતિરસ્કૃતવાચ્ય' એમ (બે પ્રકાર) અને વિવક્ષિતાન્યપરવાચ્યના 'અસંલક્ષ્યક્રમવ્યંગ્ય' અને 'સંલક્ષ્યક્રમવ્યંગ્ય' એમ (બે પ્રકાર છે). તેમાં પણ પેટા પ્રકારો છે......

પાંચે પ્રકારે 'ધ્વનિ' શબ્દનો અર્થ કરીને 'જેના દ્વારા', 'જેમાં', 'જેમાંથી', 'જેનું', 'જેને' એ રીતે બહુવ્રીહિસમાસના અર્થને આધારે યથાયોગ્ય સામાનાધિકરણ્યની યોજના સહેલાઈથી થઈ શકે છે. વાચ્યાર્થને ધ્વનિ ગણીએ તો 'વાચ્ય' શબ્દ દ્વારા 'પોતાનો આત્મા' અને તે ઉપરથી 'અવિવક્ષિત' એટલે કે 'ગૌણ બનાવ્યો છે પોતાનો આત્મા જેણે' તે 'અવિવક્ષિતવાચ્ય' વ્યંજક અર્થ (એવું સમજાશે). એ જ રીતે વિવક્ષિતાન્યપરવાચ્યની બાબતમાં (સમજવું). અથવા કર્મધારય (સમાસ) સમજીને અર્થ કરીએ તો અવિવક્ષિત (પણ ખરો) અને તે વાચ્ય પણ, તથા વિવક્ષિત (પણ ખરો) અને અન્યપરક પણ (એમ અર્થ સમજાશે). તે બાબતમાં કેટલીકવાર અર્થ, બંધ બેસતા ન હોવું વગેરે નિમિત્તને લીધે અવિવક્ષિત બને છે; કેટલીકવાર, બંધ બેસતો આવે છે તે કારણે, વિવક્ષિત હોવા છતાં વ્યંગ્ય સુધીની પ્રતીતિ તો પોતાની સુભગતાના મહિમાને લીધે ઠરાવે છે. એટલે જ અહીં અર્થ મુખ્યતયા વ્યંજક છે, બીજો શબ્દ (મુખ્યતયા વ્યંજક હોય છે).

પણ (અહીં કોઈ વાંધો ઉઠાવશે કે) વિવક્ષા અને અન્યપરત્વ એમ (એ બન્ને એકી સાથે હોવાનું કહેવું તે તો) વિરુદ્ધવચન થયું. (તેનો જવાબ આ કે) અન્યપરત્વ તરીકે જ વિવક્ષા હોય તો શો વિરોધ આવે ? (વૃત્તિગ્રંથમાં 'બે પ્રકારનો સામાન્ય રીતે' એમ કહ્યું છે તેમાંનો) 'સામાન્ય' એ (શબ્દનો), વસ્તુ અલંકાર અને રસ સ્વરૂપે ત્રણે પ્રકારનો ધ્વનિ આપણે બન્નેએ સ્વીકારી લીધો છે એવો, ભાવાર્થ છે પણ (અહીં સામો પ્રશ્ન થાય કે) તેનું નામ પૂછીએ ત્યારે આનું નામ મુકવાથી શો ફાયદો ? (જવાબમાં) કહીએ છીએ કે, આ બે નામ પાડવાથી ધ્વનનસ્વરૂપના વ્યાપારમાં પૂર્વેના જાણીતા અભિધા, તાત્પર્ય (અને) લક્ષણા સ્વરૂપના વ્યાપારો દ્વારા બોધ કરાતા અર્થની પ્રતીતિ થઈ જવાથી, જ્ઞાતામાં રહેલી અને વક્તાના અભિપ્રાયરૂપની વિવક્ષાના સહકારીપણનો નિર્દેશ

થઈ જાય છે, આમ આ બે નામ દ્વારા જ ધ્વનિનું સ્વરૂપ જ જીવતું થાય છે.
(ધ્વ. ૧, ૧૪; લો. પૃ. ૧૩૫–૧૩૭)

§ ૨૯) ધ્વનિના બન્ને પ્રકારોનું ઉદાહરણ દ્વારા વિવરણ :

[ अविवक्षितवाच्यस्योदाहरणम्—

"सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥"][1]

एतच्च वाक्यमेवासम्भवत्स्वार्थमिति कृत्वाविवक्षितवाच्यम् । तत एव पदार्थमभिधायान्वयं च तात्पर्यशक्त्यावगमय्यैव बाधकेवशेन तमपहस्त्य साद्दश्यात् सुलभसमृद्धिसम्भारभाजनतां लक्षयति । तल्लक्षणाप्रयोजनं शूरकृतविद्यसेवकानां प्राशस्त्यम शद्वाच्यत्वेन गोप्यमानं सन् नायिकाकुचकलशयुगलमिव महार्घतामुपयद् ध्वन्यत इति, शब्दोऽत्र प्रधानतया व्यञ्जकः; अर्थस्तु तत्सहकारितयेति चत्वारोऽत्र व्यापाराः ।

[विवक्षितान्यपरवाच्यस्योदाहरणम्—
"शिखरिणि क्व नु नाम कियच्चिरं किमभिधानमसावकरोत्तपः ।
तरुणि येन तवाधरपाटलं दशति बिम्बफलं शुकशावकः ॥"][2]

न हि निर्विघ्नोत्तमसिद्धयोऽपि श्रीपर्वतप्रभृतय इमां सिद्धिं विदध्युः । दिव्यकल्पसहस्रादिश्चात्र परिमितः कालः । न चैवंविधोत्तमफलत्वेन पञ्चाग्निप्रभृत्यपि तपः श्रुतम् । ...दशतीत्यास्वादयत्यविच्छिन्नप्रबन्धतया, न त्वौदरिकवत्परं भुङ्क्ते, अपि तु रसज्ञोऽत्रेति तत्प्रातिवदेव रसमेताप्यस्य तपःप्रभावादेव । शुकशावक इति तारुण्याद् उचितकाललाभोऽपि तपसैवेति । अनुरागिणश्च प्रच्छन्नस्वाभिप्रायख्यापनवैदग्ध्यचारुविरचनात्मकविभावोद्दीपनं व्यङ्ग्यम । अत्र च त्रय एव व्यापाराः, अभिधा तात्पर्य ध्वननं चेति; मुख्यार्थबाधादि विरहे मध्यमकक्ष्याया लक्षणायास्तृतीयस्या अभावात् ।

यदि वाकस्मिकविशिष्टप्रश्नार्थानुपपत्तेर्मुख्यार्थबाधायां साद्दश्यात्, लक्षणा भवतु मध्ये; तस्यास्तु तत्प्रयोजनं ध्वन्यमानमेव; तत्तुर्यकक्ष्यानिवेशि । केवलं पूर्वत्र लक्षणैव प्रधानं ध्वननव्यापारे सहकारि; इह त्वभिधातात्पर्यशक्ती, वाक्यार्थसौन्दर्यादेव व्यङ्ग्यप्रतिपत्तेः; केवलं लेशेन लक्षणव्यापारोऽप्यस्तीत्युक्तम् । असंलक्ष्यक्रमव्यङ्ग्ये तु लक्षणा समुन्मेषमात्रमपि नास्ति, असंलक्ष्यत्वादेव क्रमस्येति वक्ष्यामः; तेन द्वितीयेऽपि भेदे चत्वार एव व्यापाराः ॥

(ध्व. १,१४; लो. पृ. १३७-१४०

---

૧. જુઓ, ध्व. वृ. પૃ. ૧૩૭.

૨. જુઓ, ध्व. वृ. પૃ. ૧૩૮.

प्रतीतेः प्रतिपत्तृगतायाः प्रयोक्त्रभिप्रायरूपायाश्च विवक्षायाः सहकारित्वमुक्तमिति ध्वनिस्वरूपमेव नामस्यामेव प्रोज्जीवितम् ॥

(ध्व. १४; लो. पृ. १३५–१३७)

(ધ્વનિનાં) મુખ્ય રૂપ બે છે (અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષિતાન્યપરવાચ્ય). તેના ભેદો આ પ્રમાણે છે: અવિવક્ષિતવાચ્યના 'અર્થાન્તરસંક્રમિતવાચ્ય' અને 'અત્યંતતિરસ્કૃતવાચ્ય' એમ (બે પ્રકાર) અને વિવક્ષિતાન્યપરવાચ્યના 'અસંલક્ષ્યક્રમવ્યંગ્ય' અને 'સંલક્ષ્યક્રમવ્યંગ્ય' એમ (બે પ્રકાર છે). તેમાં પણ પેટા પ્રકારો છે......

પાંચે પ્રકારે 'ધ્વનિ' શબ્દનો અર્થ કરીને 'જેના દ્વારા', 'જેમાં', 'જેમાંથી', 'જેનું', 'જેને' એ રીતે બહુવ્રીહિસમાસના અર્થને આધારે યથાયોગ્ય સામાનાધિકરણ્યની યોજના સહેલાઈથી થઈ શકે છે. વાચ્યાર્થને ધ્વનિ ગણીએ તો 'વાચ્ય' શબ્દ દ્વારા 'પોતાનો આત્મા' અને તે ઉપરથી 'અવિવક્ષિત' એટલે કે 'ગૌણ બનાવ્યો છે પોતાનો આત્મા જેણે' તે 'અવિવક્ષિતવાચ્ય' વ્યંજક અર્થ (એવું સમજાશે). એ જ રીતે વિવક્ષિતાન્યપરવાચ્યની બાબતમાં (સમજવું). અથવા કર્મધારય (સમાસ) સમજીને અર્થ કરીએ તો અવિવક્ષિત (પણ ખરો) અને તે વાચ્ય પણ, તથા વિવક્ષિત (પણ ખરો) અને અન્યપરક પણ (એમ અર્થ સમજાશે). તે બાબતમાં કેટલીકવાર અર્થ, બંધ બેસતા ન હોવું વગેરે નિમિત્તને લીધે અવિવક્ષિત બને છે; કેટલીકવાર, બંધ બેસતો આવે છે. તે કારણે, વિવક્ષિત હોવા છતાં વ્યંગ્ય સુધીની પ્રતીતિ તો પોતાની સુભગતાના મહિમાને લીધે કરાવે છે. એટલે જ અહીં અર્થ મુખ્યતયા વ્યંજક છે, બીજે શબ્દ (મુખ્યતયા વ્યંજક હોય છે).

પણ (અહીં કોઈ વાંધો ઉઠાવશે કે) વિવક્ષા અને અન્યપરત્વ એમ (એ બન્ને એકી સાથે હોવાનું કહેવું તે તો) વિરૂદ્ધવચન થયું. (તેનો જવાબ આ કે) અન્યપરત્વ તરીકે જ વિવક્ષા હોય તો શો વિરોધ આવે ? (વૃત્તિગ્રંથમાં 'બે પ્રકારનો સામાન્ય રીતે' એમ કહ્યું છે તેમાંનો) 'સામાન્ય' એ (શબ્દનો), વસ્તુ અલંકાર અને રસ સ્વરૂપે ત્રણે પ્રકારનો ધ્વનિ આપણે બન્નેએ સ્વીકારી લીધો છે એવો, ભાવાર્થ છે પણ (અહીં સામો પ્રશ્ન થાય કે) તેનું નામ પૂછીએ ત્યારે આવું નામ મુકવાથી શો ફાયદો ? (જવાબમાં) કહીએ છીએ કે, આ બે નામ પાડવાથી ધ્વનનસ્વરૂપના વ્યાપારમાં પૂર્વેના જાણીતા અભિધા, તાત્પર્ય (અને) લક્ષણા સ્વરૂપના વ્યાપારો દ્વારા બોધ કરાતા અર્થની પ્રતીતિ થઈ જવાથી, જ્ઞાતામાં રહેલી અને વક્તાના અભિપ્રાયરૂપની વિવક્ષાના સહકારીપણનો નિર્દેશ

થઈ જાય છે, આમ આ બે નામ દ્વારા જ ધ્વનિનું સ્વરૂપ જ છતું થાય છે.
(ધ્વ. ૧, ૧૪; લો. પૃ. ૧૩૫–૧૩૭)

§ ૨૯) ધ્વનિના બન્ને પ્રકારોનું ઉદાહરણ દ્વારા વિવરણ :

[ अविवक्षितवाच्यस्योदाहरणम्—

"सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥"][1]

एतच्च वाक्यमेवासम्भवत्स्वार्थमिति कृत्वाविवक्षितवाच्यम् । तत एव पदार्थमभिधायान्वयं च तात्पर्यशक्त्यावगमय्यैव बाधकेवशेन तमपहस्त्य सादृश्यात् सुलभसमृद्धिसम्भारभाजनतां लक्षयति । तल्लक्षणाप्रयोजनं शूरकृतविद्यसेवकानां प्राशस्त्यम शद्वाच्यत्वेन गोप्यमानं सन् नायिकाकुचकलशयुगलमिव महार्घतामुपयद् ध्वन्यत इति, शब्दोऽत्र प्रधानतया व्यञ्जकः; अर्थस्तु तत्सहकारितयेति चत्वारोऽत्र व्यापाराः ।

[विवक्षितान्यपरवाच्यस्योदाहरणम्—

"शिखरिणि क्व नु नाम कियच्चिरं किमभिधानमसावकरोत्तपः ।
तरुणि येन तवाधरपाटलं दशति बिम्बफलं शुकशावकः ॥"][2]

न हि निर्विघ्नोत्तमसिद्धयोऽपि श्रीपर्वतप्रभृतय इमां सिद्धिं विदध्युः । दिव्यकल्पसहस्रादिश्चात्र परिमितः कालः । न चैवंविधोत्तमफलत्वेन पञ्चाग्निप्रभृत्यपि तपः श्रुतम् । ...दशतीत्यास्वादयत्यविच्छिन्नप्रबन्धतया, न त्वौदरिकवत्परं भुङ्क्ते, अपि तु रसज्ञोऽत्रेति तत्प्रातिवदेव रसमेताप्यस्य तपःप्रभावादेव । शुकशावक इति तारुण्याद् उचितकाललाभोऽपि तपसैवेति । अनुरागिणश्च प्रच्छन्नस्वाभिप्रायख्यापनवैदग्ध्यचाटुविरचनात्मकविभावोद्दीपनं व्यङ्ग्यम् । अत्र च त्रय एव व्यापाराः, अभिधा तात्पर्यं ध्वननं चेति; मुख्यार्थबाधादि विरहे मध्यमकक्ष्याया लक्षणायास्तृतीयस्या अभावात् ।

यदि वाकस्मिकविशिष्टप्रश्नार्थानुपपत्तेर्मुख्यार्थबाधायां सादृश्यात्, लक्षणा भवतु मध्ये ; तस्यास्तु तत्प्रयोजनं ध्वन्यमानमेव ; तत्तुर्यकक्ष्यानिवेशि । केवलं पूर्वत्र लक्षणैव प्रधानं ध्वननव्यापारे सहकारि ; इह त्वभिधातात्पर्यशक्ती, वाक्यार्थसौन्दर्यादेव व्यङ्ग्यप्रतिपत्तेः ; केवलं लेशेन लक्षणव्यापारोऽप्यस्तीत्युक्तम् । असंलक्ष्यक्रमव्यङ्ग्ये तु लक्षणा समुन्मेषमात्रमपि नास्ति, असंलक्ष्यत्वादेव क्रमस्येति वक्ष्यामः ; तेन द्वितीयेऽपि भेदे चत्वार एव व्यापाराः ॥

(ध्व. १,१४; लो. पृ. १३७-१४०

१. જુઓ, ध्व. वृ. પૃ. ૧૩૭.
૨. જુઓ, ध्व. वृ. પૃ. ૧૩૮.

[અવિવક્ષિત વાચ્યનું ઉદાહરણ —
"સુવર્ણપુષ્પા પૃથ્વીને શોધે છે પુરૂષો ત્રણ,
શૂરો, વિદ્યાપારંગત, વળી જે સેવા કરી જાણે."]

આ તો વાક્ય પોતે જ સંભવતા સ્વઅર્થવાળું છે, તેથી કરીને (અહીં) અવિવક્ષિતવાચ્ય છે. તેથી તો પદના અર્થનો અભિધા દ્વારા અને અન્વયનો તાત્પર્ય-શક્તિ દ્વારા બોધ કરાવીને, બાધકને બળે તેને પાછો પાડીને, સાદૃશ્ય દ્વારા (શોધના વિષય એવી પૃથ્વીની) સહેલાઇથી સમૃદ્ધિની સામગ્રી મળે તેની યોગ્યતા લક્ષિત કરે છે. તે લક્ષણાનું પ્રયોજનભૂત એવું શૂરવીર વિદ્યાપારંગત સેવકોનું પ્રશસ્તપણું, શબ્દવાચ્ય ન હોઈ છૂપાયું હોવાને કારણે, નાયિકાનું કમળશા ઉન્નત સ્તનયુગલ છૂપાયેલ હોય ત્યારે જેમ (વધુ કિમતી જણાય છે) તે રીતે, મહા-મૂલ્યવાન બનીને ધ્વનિત થાય છે. અહીં શબ્દ મુખ્યપણે વ્યંજક છે, જ્યારે અર્થ તો તેના સહકારી તરીકે (વ્યંજક છે.) આમ અહીં ચાર વ્યાપાર (થાય છે).

[વિવક્ષિતાન્યપરવાચ્યનું ઉદાહરણ—
"કયા પર્વત પર ? હેં ! કેટલું ?
વળી તેણે તપ તે કરિયું કયું ?
તરૂણી હે ! તવ અધરપાટલ બિંબફળને
જેથી દશે છે શુકશાવક."]

ખરે જ, નિર્વિઘ્ને ઉત્તમ સિદ્ધિઓ પ્રાપ્ત કરનારા શ્રીપર્વત વગેરેને પણ આ સિદ્ધિ (તો) નહોતી પ્રાપ્ત થઈ. (આવી સિદ્ધિ માટે તો) દેવોનાં હજાર કલ્પો વગેરે (જેટલો) સમય ઓછો પડે. વળી પંચાગ્નિ વગેરે તપ પણ આવા પ્રકારનું ઉત્તમ ફળ આપતાં સાંભળવામાં આવ્યાં નથી.....'ડંખે છે' એટલે કે, આસ્વાદે છે, વિચ્છેદ ન પડે (અને પરિણામે યથેચ્છ સતત આસ્વાદ લઈ શકાય) એ રીતની સગવડ હોવાને લીધે; નહીં કે ખાઉધરાની જેમ પૂરેપૂરો ખાઈ જાય છે; એટલું જ નહીં પણ આ બાબતમાં રસજ્ઞ છે તેથી તેની પ્રાપ્તિની જેમ તેની રસજ્ઞતા પણ તપના પ્રભાવે જ છે. 'શુકશાવક', એટલે કે, તરૂણ અવસ્થા હોવાથી ઉચિત કાળે પ્રાપ્તિ થઈ, તે પણ તપને લીધે જ. અનુરાગી (પ્રેમીના) પોતાના, છૂપા અભિપ્રાયને જણાવવાની ચતુરાઈને (છાજતી) ચાટુરચનાના સ્વરૂપના, વિભાવનું ઉદ્દીપન થવું તે વ્યંગ્યાર્થ છે. અહીં તો અભિધા, તાત્પર્ય અને ધ્વનન એ ત્રણ જ વ્યપાર છે; મુખ્યાર્થબાધ વગેરેને અભાવે વચલા તબક્કે ત્રીજા નંબરે આવનાર લક્ષણાનો (અહીં) અભાવ છે.

અથવા આકસ્મિક વિશિષ્ટ પ્રશ્નો અને તેમના અર્થ બંધ ન બેસવાથી થતા મુખ્યાર્થબાધને લીધે (અધરપાટલ અને બિંબફળ વચ્ચેના) સાદૃશ્યને આધારે (કોઈક કામુક યુવાનને લગતી) લક્ષણા ભલે રહે. પણ તેના પ્રયોજન તરીકે (ઉપર જણાવેલા) ધ્વનિત થતા અર્થને (જ લેવો પડશે; તે તો ચોથા તબક્કે (આવે) છે. ફક્ત (ફરક એટલો જ કે) પહેલામાં લક્ષણા જ ધ્વનનવ્યાપારમાં મુખ્ય (સહકારી) છે. જ્યારે અહીં અભિધા અને તાત્પર્યશક્તિ (મુખ્યતઃ સહકારી છે). (હૃદયસૌન્દર્ય ઉપરથી જ વ્યંગ્યાર્થનો બોધ થતો હોવાથી સાવ અલ્પપણે (લક્ષ)ણાવ્યાપારનો ઉપયોગ પણ છે એમ કહ્યું છે. અસંલક્ષ્યક્રમવ્યંગ્યમાં તો, 'આ' (ક્રમ) પોતે અસંલક્ષ્ય હોવાથી, લક્ષણાનો પલકારો સુદ્ધાં નથી એ (અમે આગળ) (કહે)વાનાં છીએ; તેથી બીજા પ્રકારમાં પણ ચાર જ વ્યાપાર છે.

(ધ્વ. ૧,૧૪; લો. પૃ, ૧૩૭-૧૪૦)

## ૩૦) ઉપચરિત શબ્દોનો પ્રયોગ કરવામાં આવે ત્યાં ધ્વનિ હોતો નથી એ અંગે પ્રતિપાદન :

लावण्याद्या ये शब्दाः स्वविषयात् , लवणरसयुक्तत्वादेः स्वार्थाद् , अन्यत्र हृद्यत्वादौ रूढाः; रूढत्वादेव च त्रितयसन्निध्यपेक्षणव्यवधानशून्याः, यदाह—"निरूढा लक्षणाः काश्चित् सामर्थ्यादभिधानवत् " इति,—ते तस्मिन् स्वविषयादन्यत्र प्रयुक्ता अपि न ध्वनेः पदं भवन्ति; न तत्र ध्वनिव्यवहारः। उपचरिता शब्दस्य वृत्तिर्गौणी लाक्षणिकी चेत्यर्थः। आदिग्रहणेना[1]नुलोम्यं प्रातिकूल्यं सब्रह्मचारीत्येवमादयः शब्दा लाक्षणिका गृह्यन्ते। लोम्नामनुगतम् 'अनुलोमं' मर्दनम् ; कूलस्य प्रतिपक्षतया स्थितं स्रोतः प्रतिकूलम् ; तुल्यगुरुः सब्रह्मचारी—इति मुख्यो विषयः। अन्यः पुनरुपचरित एव। न चात्र प्रयोजनं किञ्चिदुद्दिश्य लक्षणा प्रवृत्तेति न तद्विषयो ध्वननव्यापारः।

ननु,

दीवडी तिल्लु णाहि पल्लु, द्रम्मु गविट्ठा।
लावण्णुज्जलंगु घरि ढोल्लु पइट्ठा ॥[2]

इत्यादौ लावण्यादिशब्दसन्निधानेऽस्ति प्रतीयमानाभिव्यक्तिः। सत्यम्; सा तु न लावण्यशब्दात् , अपि तु समग्रवाक्यार्थप्रतीत्यनन्तरं ध्वनिव्यापारादेव। अत्र हि प्रियतममुखस्यैव समस्ताशाप्रकाशकत्वं ध्वन्यते। इत्यलं बहुना॥

(ध्व. १६; लो. १४६-१४७.)

---

૧. જુઓ, ध्व. का. ૧,૧૬ના ત્રીજા ચરણ "लावण्याद्याः प्रयुक्तास्ते–"માં.
૨. નિર્ણયસાગર આવૃત્તિ કાશીસંસ્કૃત સિરીઝની ટીકાવાળી આવૃત્તિ અને (ફુટનોટ ચાલુ–જુઓ પૃ. ૬૧૬.)

'લાવણ્ય' વગેરે જે શબ્દો 'લવણ રસવાળા હોવું' એવા સ્વવિષયગત સ્વ-અર્થ ઉપરાંત 'હૃદયહારીપણું' વગેરે અર્થમાં રૂઢ થયા છે; તે (તેમના) રૂઢપણાને લીધે જ (મુખ્યાર્થબાધ, મુખ્યાર્થ સાથેનો સંબંધ અને પ્રયોજન એ) ત્રણના સાન્નિધ્યરૂપી વ્યવધાન (=વચલાં સોપાન) ધરાવતા નથી. કહ્યું છે કે—

કેટલીક લક્ષણા નિરૂઢ, સામર્થ્યે, અભિધાનશી.

તેવા શબ્દો સ્વવિષયથી અન્ય એવા વિષયમાં પ્રયોજાવા છતાં 'ધ્વનિ' પદ પામી શકતા નથી; તે બાબતમાં (તેમના પ્રયોગને) 'ધ્વનિ' નામે ઓળખવામાં આવતો નથી. શબ્દની ઉપચરિત વૃત્તિ ગૌણ હોય છે; એટલે કે, લાક્ષણિક (હોય છે) એમ અર્થ છે. (મૂળ કારિકામાંના "લાવણ્ય વગેરે" એ કથનમાં) "વગેરે" પદનું ગ્રહણ કરીને આનુલોમ્ય, પ્રાતિલોમ્ય, સબ્રહ્મચારી વગેરે લક્ષણાગમ્ય શબ્દો ગણી લેવાના છે. રૂંવાટાંને અનુસરીને તે 'અનુલોમ', (એટલે કે) મર્દન, (આ) કિનારાની સામી બાજુએ રહેલો પ્રવાહ તે 'પ્રતિકૂળ', સમાન ગુરૂ ધરાવતા (શિષ્યો તે) સબ્રહ્મચારી; આ મુખ્ય (વિષયને લગતો) અર્થ છે. બીજો (અર્થ) તો ઉપચરિત છે. વળી અહીં કોઈ પ્રયોજનને ઉદ્દેશીને લક્ષણાની પ્રવૃત્તિ થઈ નથી તેથી તેને લગતો ધ્વનનવ્યવહાર નથી.

---

મ. મ. કુપ્પુસ્વામી શાસ્ત્રી સંપાદિત કૌમુદી ટીકાવાળી આવૃત્તિઓમાં આ ગાથાનો અશુદ્ધ પાઠ આ રીતે આપેલો છે :

"देवडिति लुणाहि पलुत्रम्मिगसिज्वालवणुज्वल्लं गुमरिफोल्लपरण्य (?,"

બાલપ્રિયા, કૌમુદી કે ઉપલોચન એ ત્રણેમાંથી કોઈજ ટીકાના કર્તાને આનો અર્થ સમજાયો નથી. તેથી છાયા આપવાની ટાળી છે, અને અર્થ બેસાડવાનું સહૃદય જાણકારો પર છોડી દીધું છે. આચાર્ય જગન્નાથ પાઠક અને ડૉ. રામસાગર ત્રિપાઠીએ તો માત્ર નિ.ઃસા. આવૃત્તિનો પાઠ જ ઉતાર્યો છે. સમજૂતિ ટાળી છે ! ઉપર ગ્રંથપાઠમાં સ્વીકારેલો પાઠ ડૉ. વી. એમ. કુલકર્ણીએ શોધી કાઢેલો શુદ્ધ પાઠ છે, એ માટે જુઓ ડૉ. કુલકર્ણીનો લેખ—Some Aspects of Prakrit Verses in Alaṁkāra Works, p. 52, Journal of University of Bombay, Vol. 38, No. 34, 1969.

આ ગાથા અંગેની વાતચિત નીકળતાં ડૉ. કુલકર્ણીના લેખ પ્રત્યે મારું લક્ષ ખેંચવા બદલ અને ડૉ. કુલકર્ણીએ આપેલા પાઠમાંના द्रम्मि ને બદલે द्रम्मु તેમજ गमिट्ठा ને બદલે गविट्ठा એવો સુધારો પોતે સૂચવ્યો છે તે તરફ મારું ધ્યાન ખેંચવા બદલ, પ્રો. ડૉ. હરિવલ્લભ ભાયાણીનો હું આભારી છું.

—ના. મ. કંસારા.

પણ (અહીં કોઈ વાંધો ઉઠાવશે કે નીચેના—
ડાંકલી યે તેલ નહોતું દીવડીમાં, (તેથી હું તો) ગોતતી તી દ્રમ્મ;
લાવણ્યે દમકંતો અંગે, (ત્યાં તો) ઘરમાં પિયુ પધાર્યો ![1]

—એ (ઉદાહરણ) વગેરેમાં 'લાવણ્ય' વગેરે શબ્દોના સાન્નિધ્યથી પ્રતીયમાન અર્થની અભિવ્યક્તિ થાય છે; (તો જવાબમાં કહીશું કે) વાત સાચી; પણ તે (અભિવ્યક્તિ) 'લાવણ્ય' શબ્દને લીધે નથી થતી, બલ્કે સમગ્ર વાક્યના અર્થની પ્રતીતિ થયા બાદ ધ્વનનવ્યાપારને લીધે જ (થાય છે,) કેમકે, અહીં તો પ્રિયતમનું મુખ જ સમગ્ર દિશાઓને પ્રકાશિત કરતું હોવાનું ધ્વનિત થાય છે. તો બહુ (ચર્ચા) બસ કરીએ.

(ધ્વ. ૧,૧૬; લો. પૃ. ૧૪૬-૧૪૭)

## § ૩૧) 'ભક્તિ' એ ધ્વનિસ્વરૂપની છે એવા મતનું ખંડન :

एवं यत्र यत्र भक्तिस्तत्र तत्र ध्वनिरिति तावन्नास्ति । तेन ध्वनेर्यदि भक्तिर्लक्षणं तदा भक्तिसन्निधौ सर्वत्र ध्वनिव्यवहारः स्याद् इति अतिव्याप्तिः । अभ्युपगम्यापि ब्रूमः भवतु यत्र यत्र भक्तिस्तत्र तत्र ध्वनिः, न च भिन्नविषययोः धर्मधर्मिभावः; धर्म एव च लक्षणमित्युच्यते; तत्र लक्षणा तावदमुख्यार्थविषयो व्यापारः; ध्वननं च प्रयोजनविषयम् न च तद्विषयोऽपि द्वितीयो लक्षणाव्यापारो युक्तः लक्षणासामग्र्यभावात्...।

प्रयोजनावगमस्य सुखसम्पत्तये हि स शब्दः प्रयुज्यते तस्मिन्नमुख्येऽर्थे । यदि च 'सिंहो बटुः' इति शौर्यातिशयेऽप्यवगमयितव्ये स्खलद्गतित्वं शब्दस्य, तत्तर्हि प्रतीतिं नैव कुर्याद् इति किमर्थं तस्य प्रयोगः ? उपचारेण करिष्यतीति चेत्, तत्रापि प्रयोजनान्तरमन्वेष्यम्; तत्राप्युपचारेऽनवस्था । अथ न तत्र स्खलद्गतित्वं, तर्हि प्रयोजनेऽवगमयितव्ये न लक्षणाख्यो व्यापारः, तत्सामग्र्यभावात् । न च नास्ति व्यापारः । न चासावभिधा, समयस्य तत्राभावात् । यद् व्यापारानन्तरमभिधालक्षणातिरिक्तं स ध्वननव्यापार; ।...न च प्रयोगे दुष्टता काचित् । प्रयोजनस्याविघ्नेनैव प्रतीतेः । तेनेयमभिधैव मुख्येऽर्थे बाधकेन विधुरीकृता प्रविवित्सुर्निरुध्यमाना सती, अचरितार्थत्वाद् अन्यत्र प्रसरति; अत एवामुख्योऽस्यायमर्थ इति व्यवहारः; तथैव चामुख्यतया सङ्केतग्रहणमत्रे तत्रास्तीत्यभिधापुच्छभूतैव लक्षणा । ...सा कथं ध्वनेर्व्यञ्जनात्मनो लक्षणं स्यात् , भिन्न विषयत्वादिति ।

---

[1] તાત્પર્ય કે એવો પિયુ પધારતાં હૈયે અજવાળું થઈ ગયું ,અને ઘરમાં દીવાની જરૂર ન રહી, બલ્કે તે અનિચ્છનીય બન્યો !

यत्र यत्र ध्वनिस्तत्र तत्र यदि भक्तिर्भवेत्, न स्याद् अतिव्याप्तिः ; न चैवम् । अविवक्षितवाच्ये ह्यस्ति भक्तिः "सुवर्णपुष्पां" इत्यादौ; "शिखरिणि" इत्यादौ तु सा कथम् ? ननु लक्षणा तावद् गौणमपि व्याप्नोति। केवलं शब्दस्तमर्थं लक्षयित्वा तेनैव सह सामानाधिकरण्यं भजते "सिंहो बटुः" इति । अर्थो वार्थान्तरं लक्षयित्वा स्ववाचकेन तद्वाचकं समानाधिकरणं करोति । शब्दार्थौ वा युगपत् तं लक्षयित्वा अन्याभ्यामेव शब्दार्थाभ्यां मिश्रीभवतः, इत्येवं लाक्षणिकाद् गौणस्य भेदः । यदाह–"गौणे शब्दप्रयोगः, न लक्षणायाम्" इति, तत्रापि तु लक्षणास्त्येवेति सैव सर्वत्र व्यापिका । सा च पञ्चविधा । तद्यथा–अभिधेयेन संयोगात् ; द्विरेफशब्दस्य हि योऽभिधेयो भ्रमरशब्दो, द्वौ रेफौ यस्येति कृत्वा, तेन भ्रमरशब्देन यस्य संयोगः सम्बन्धः षट्पदलक्षणस्ययार्थस्य, सोऽर्थो द्विरेफशब्देन लक्ष्यते, अभिधेयसम्बन्धं व्याख्यातरूपं निमित्तीकृत्य । सामीप्यात् ; "गङ्गायां घोषः" । समवायतः, इति सम्बन्धादित्यर्थः; "यष्टीः प्रवेशय" इति यथा । वैपरीत्यात् ; यथा शत्रुमुदिश्य कश्चिद् ब्रवीति "किमिवोपकृतं न तेन मे' इति । क्रियायोगात्, इति कार्यकारणभावादित्यर्थः ; यथान्नापहारिणि व्यवहारः "प्राणानयं हरति" इति । एवमनया लक्षणया पञ्चविधा विश्वमेव व्याप्तम् ।। तथाहि—"शिखरिणि" इत्यत्राकस्मिकप्रश्नविशेषादिबाधकानुप्रवेशे सादृश्याल्लक्षणास्त्येव । नन्वत्राङ्गीकृतैव मध्ये लक्षणा ? कथं तर्ह्युक्तं विवक्षितान्यपरेति ? तद्भेदोऽत्र मुख्योऽसंलक्ष्यक्रमात्मा विवक्षितः, तद्भेदशब्देन च रसभावतदाभासतत्प्रशमभेदास्तदवान्तरभेदाश्च । न च तेषु लक्षणाया उपपत्तिः । तथा हि — विभावानुभावप्रतिपादके काव्ये मुख्येऽर्थे तावद् बाधानुप्रवेशोऽप्यसम्भाव्य इति को लक्षणावकाशः ?

ननु किं बाधया ? इयदेव लक्षणायाः स्वरूपम्–"अभिधेयाविनाभूतप्रतीतिर्लक्षणेष्यते" इति । इह चाभिधेयानां विभावानुभावादीनामविनाभूता रसादय इति लक्ष्यन्ते, विभावानुभावयोः कारणकार्यरूपत्वात्, व्यभिचारिणां च तत्सहकारित्वादिति चेत्, मैवम् । धूमशब्दाद्धूमे प्रतिपन्ने ह्यग्निस्मृतिरपि लक्षणाकृतैव स्यात्, ततोऽग्नेः शीतापनोदनस्मृतिरित्याद्यपर्यवसितः शब्दार्थः स्यात् । धूमशब्दस्य स्वार्थविश्रान्तत्वान्न तावति व्यापार इति चेत्, आयातं तर्हि मुख्यार्थबाधो लक्षणाया जीवितमिति, सति हि तस्मिन् स्वार्थविश्रान्त्यभावात् । न च विभावादिप्रतिपादने बाधकं किञ्चिदस्ति ।

नन्वेवं धूमावगमानन्तराग्निस्मरणवद् विभावादिप्रतिपत्त्यनन्तरं रत्यादिचित्तवृत्तिप्रतिप्रत्तिरिति शब्दव्यापार एवात्र नास्ति । इदं तावदयं प्रतीतिस्वरूपज्ञो मीमांसकः प्रष्टव्यः — किमत्र परचित्तवृत्तिमात्रे प्रतिपत्तिरेव रसप्रतिपत्तिरभिमता भवतः ? न चैवं भ्रमितव्यम् । एवं हि लोकगतचित्तवृत्त्यनुमानमिति का रसता ? यस्त्वलौकिकचमत्कारात्मा रसास्वादः काव्यगतविभावादिचर्वणाप्राणः, नासौ स्मरणानुमानादिसाम्येन खिलीकारपात्रीकर्तव्यः । किं तु

लौकिकेन कार्यकारणानुमानादिना संस्कृतहृदयो विभावादिकं प्रतिपद्यमान एव न ताटस्थ्येन प्रतिपद्यते, अपि तु हृदयसंवादापरपर्यायसहृदयत्वपरवशीकृततया पूर्णीभविष्यद्रसास्वादाङ्कुरीभावेनानुमानस्मरणादिसरणीमनारुह्यैव तन्मयीभवनोचितचर्वणाप्राणतया । न चासौ चर्वणा प्रमाणान्तरतो जाता पूर्वं येनेदानीं स्मृतिः स्यात् । न चाधुना कुतश्चित् प्रमाणान्तरादुत्पन्ना, अलौकिके प्रत्यक्षाद्यव्यापारात् । अत एवालौकिक एव विभादिव्यवहारः । यदाह—"विभावो विज्ञानार्थः" । लोके तु कारणमेवाभिधीयते, न विभावः, अनुभावोऽप्यलौकिक एव । यदाह—"यदयमनुभावयति वागङ्गसत्त्वकृतोऽभिनयस्तस्मादनुभावः" इति । तत्, चित्तवृत्ति तन्मयीभवनमेव ह्यनुभवनम् । लोके तु कार्यमेवोच्यते नानुभावः । अत एव परकीया न चित्तवृत्तिर्गम्यत इत्यभिप्रायेण "विभावानुभावव्यभिचारिसंयोगाद् रसनिष्पत्तिः" इति सूत्रे[1] स्थायिग्रहणं न कृतम् । तत्प्रत्युतशल्यभूतं स्यात् । स्थायिनस्तु रसीभाव औचित्यादुच्यते, तद्विभावानुभावोचितचित्तवृत्तिसंस्कारसुन्दरचर्वणोदयात् । हृदयसंवादोपयोगि लोकचित्तवृत्तिपरिज्ञानावस्थायामुद्यानपुलकादिभिः स्थायिभूतरत्याद्यवगमाच्च । व्यभिचारी तु चित्तवृत्त्यात्मत्वेऽपि मुख्यचित्तपरवश एव चर्व्यत इति विभावानुभावमध्ये गणितः । अत एव रस्यमानताया एषैव निष्पत्तिः, यत् प्रबन्धप्रवृत्तबन्धुसमागमादिकरणोदितहर्षादिलौकिकचित्तवृत्तिन्यग्भावनेन चर्वणारूढत्वम् । अतः, चर्वणात्राभिव्यञ्जनमेव; न तु ज्ञापनं, प्रमाणव्यापारवत्; नाप्युत्पादनं, हेतुव्यापारवत् ।

ननु यदि नेयं ज्ञप्तिः, न वा निष्पत्तिः, तर्हि किमेतत् ? नन्वयमसावलौकिको रसः । ननु विभावादयोऽत्र किं ज्ञापको हेतुः, उत कारकः ? न ज्ञापको न कारकः; अपि तु चर्वणोपयोगी । ननु क्वैतद् दृष्टमन्यत्र ? यत एव न दृष्टं तत एवालौकिकमित्युक्तम् । नन्वेवं रसोऽप्रमाणं स्यात् ? अस्तु; किं ततः ? तच्चर्वणात एव प्रीतिव्युत्पत्तिसिद्धेः; किमन्यदर्थनीयम् । नन्वप्रमाणकमेतत् ; न, स्वसंवेदनसिद्धत्वात् , ज्ञानविशेषस्यैव चर्वणात्मत्वात्; इत्यलं बहुना ।

अतश्च रसोऽयमलौकिकः, येन ललितपरुषाद्यनुप्रासस्यार्थाभिधानानुपयोगिनोऽपि रसं प्रति व्यञ्जकत्वम् । का तत्र लक्षणायाः शङ्कापि ? काव्यात्मकशब्दनिष्पीडनेनैव तच्चर्वणा दृश्यते । दृश्यते हि तदेव काव्यं पुनः पुनः पठंश्चर्व्यमाणश्च सहृदयलोकः । न तु, काव्यस्य तत्र "उपादायापि ते हेयाः" इति न्यायेन कृतप्रतीतिकस्यानुपयोग एव इति शब्दस्यापीह ध्वननव्यापारः । अत एवालक्ष्यक्रमता ।

---

१. જુઓ ના. શા. અધ્યાય ૬, શ્લોક ૩૧ પછીનું ત્રીજું સૂત્ર.

यत्तु 'वाक्यभेदः स्याद्' इति केनचिदुक्तम्, तद् अनभिज्ञतया। शास्त्रं हि सकृदुच्चारितं समयबलेनार्थं प्रतिपादयद् युगपद् विरुद्धानेकसमयस्मृतियोगात् कथमर्थद्वयं प्रत्याययेत् ? अविरुद्धत्वे वा तावान् एको वाक्यार्थः स्यात्। क्रमेणापि विरम्यव्यापारायोगः। पुनरुच्चारितेऽपि वाक्ये स एव, समयादिप्रकरणादेस्तादवस्थ्यात्; प्रकरणसमयप्राप्यार्थतिरस्कारेणार्थान्तरप्रत्यायकत्वे नियमाभाव इति। तेन 'अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः, इति श्रुतौ 'खादेच्छ्वमांसम् इत्येष नार्थ इत्यत्र का प्रमा' इति प्रसज्यते। तत्रापि, न काचिदियत्ता इत्यनाश्वासता, इत्येवं वाक्यभेदो दूषणम्। इह तु विभावाद्येव प्रतिपद्यमानं चर्वणाविषयतोन्मुखमिति समयाद्युपयोगाभावः। न च 'नियुक्तोऽहमत्र करवाणि' 'कृतार्थोऽहम्' इति शास्त्रीयप्रतीतिसदृशम् अदः; तत्रोत्तरकर्तव्यौन्मुख्येन लौकिकत्वात्। इह तु विभावादिचर्वणा, अद्भुतपुष्पवत्, तत्कालसारैवोदिता न तु पूर्वापरकालानुबन्धिनि, इति लौकिकास्वादाद् योगिविषयाद् वान्य एवायं रसास्वादः।

अत एव "शिखरिणि" इत्यादावपि मुख्यार्थबाधादिकमनपेक्ष्यैव सहृदया वक्त्रभिप्रायं चारुप्रीत्यात्मकं संवेदयन्ते। अत एव ग्रन्थकारः सामान्येन विवक्षितान्यपरवाच्ये ध्वनौ भक्तेरभावमभ्यधात्। अस्माभिस्तु दुर्दुरूढं प्रत्याययितुमुक्तम् 'भवत्वत्र लक्षणाः,' अलक्ष्यक्रमे तु कुपितोऽपि किं करिष्यसीति। यदि तु न कुप्यते "सुवर्णपुष्पाम्" इत्यादावविवक्षितवाच्येऽपि मुख्यार्थबाधादिलक्षणासामग्रीमनपेक्ष्यैव व्यङ्ग्यार्थविश्रान्तिः, इत्यलं बहुना॥

(ध्व. १,१७; लो. पृ. १४७-१६१)

॥ इति प्रथमोद्योतः॥

●

આમ, જ્યાં જ્યાં 'ભક્તિ', ત્યાં ત્યાં ધ્વનિ (હોય જ) એવો (નિયમ) નથી. તેથી જો 'ભક્તિ'ને ધ્વનિનું લક્ષણ (એટલે કે વિશિષ્ટ ગુણધર્મ) માનીએ તો 'ભક્તિ'નું સાન્નિધ્ય જ્યાં જ્યાં હોય ત્યાં બધે જ 'ધ્વનિ' છે એવો વ્યવહાર કરવો પડે, (અને) એ રીતે તો અતિવ્યાપ્તિ દોષ (આવી પડે). (છતાં, 'ભક્તિ'ને ધ્વનિનું લક્ષણ ઘડીભર) માની લઈએ તો પણ, અમારે કહેવાનું કે—ભલે, જ્યાં જ્યાં 'ભક્તિ' ત્યાં ત્યાં 'ધ્વનિ' એમ રાખો; તેમ છતાં (એ તમારે કબૂલ કરવું પડશે, કે) લક્ષણાવ્યાપાર જે વિષેનો હોય છે, તે (જ) વિષય ધ્વનિનો નથી હોતો; વળી જેમના વિષયો ભિન્ન હોય તેવા (પદાર્થો) વચ્ચે ધર્મધર્મીસંબંધ ન (સંભવે); કેમકે (સજાતીય અને વિજાતીય ફરક દર્શાવનાર અસાધારણ) ધર્મને જ લક્ષણ કહેવામાં આવે છે; તેમાં લક્ષણા તો ગૌણ અર્થને, લગતો વ્યાપાર

છે; જ્યારે ધ્વનન તો પ્રયોજનને લગતો (વ્યાપાર છે); વળી તે (ધ્વનિ) બાબતમાં પણ બીજો લક્ષણા-વ્યાપાર (સ્વીકારવો) યુક્તિયુક્ત નથી, કેમકે લક્ષણા માટેની સામગ્રી છે નહીં....

પ્રયોજનનો બોધ સહેલાઈથી થવા માટે તો તે ('સિંહ' વગેરે લક્ષક-) શબ્દ તે તેવા ('છોકરો' વગેરે) ગૌણઅર્થમાં પ્રયોજવામાં આવે છે. પણ જો 'છોકરો સિંહ છે' એમ (કહીને) અતિશય શૂરવીરતાનો બોધ કરાવવામાં પણ શબ્દની બોધનગતિમાં વિઘ્ન આવે તો તેની (=અતિશયશૌર્યની) પ્રતીતિ ન જ કરાવી શકે, તો પછી તેનો પ્રયોગ શા કામનો ? ઉપચાર (=ગૌણ પ્રયોગ= લક્ષણા) દ્વારા (પ્રતીતિ) કરાવશે એમ કહો, તો તે બાબત અંગે પણ પ્રયોજન ખોળવું પડશે; તે (પ્રયોજન ખોળવા) માટે પણ (પાછો ફરીથી) ઉપચાર (ખોળવો પડશે, આ રીતે) અનવસ્થા (નામનો તર્કદોષ આવી પડશે). હવે (એમ માનીએ કે) તેમાં બોધનગતિવિઘ્ન નથી, તો પછી પ્રયોજન ખોળવા સારુ લક્ષણા નામનો વ્યાપાર (માનવાથી જરૂર જ) નથી, કેમકે તેની સામગ્રી છે નહીં. વ્યાપાર (જ) નથી એવું તો નથી વળી તે (વ્યાપાર) અભિધા નથી, કેમકે (તે અંગેના) સંકેતનો તેમાં અભાવ છે. (તેથી) અભિધા અને લક્ષણાથી ઉપરવટનો જે બીજો વ્યાપાર તે (જ) ધ્વનનવ્યાપાર છે....વળી પ્રયોગમાં કોઈ જ દોષ નથી. કારણ કે વિનાવિઘ્ને જ પ્રયોજનનો બોધ થઈ જાય છે, તેથી આ અભિધાશક્તિ જ મુખ્ય અર્થમાં પ્રવેશવા જતાં, બાધક દ્વારા રોકાઈ જવાથી, કાર્ય પાર પાડચા વગર જ બીજે પ્રસરે છે; તેથી જ આનો આ અર્થ ગૌણ છે એવું કહેવામાં આવે છે; તે જ રીતે ગૌણભાવે સંકેતનું ગ્રહણ પણ તે બાબતમાં થાય છે તે જોતાં લક્ષણા તો અભિધાના પુચ્છ રૂપે જ છે....(તેવી હોવાથી) તે વ્યંજના સ્વરૂપના ધ્વનિનું (અસાધારણ ધર્મરૂપ) લક્ષણ કેવી રીતે બની શકે ? કેમકે, તે બન્નેના વિષયો ભિન્ન છે.

જ્યાં જ્યાં ધ્વનિ ત્યાં ત્યાં 'ભક્તિ', (એવી વ્યાપ્તિ) સંભવે તો અતિ-વ્યાપ્તિ (દોષ) ન નડે; પણ એવું નથી. અવિવક્ષિતવાચ્યમાં તો 'ભક્તિ' હોય છે, જેમકે 'સુવર્ણપુષ્પા'...વગેરેમાં; પણ "પર્વત પે" વગેરે (ઉદાહરણ જેનું આપ્યું છે તે વિવક્ષિતાન્યપરવાચ્યની) બાબતમાં તે કેવી રીતે (સંભવે) ? પણ (અહીં પ્રતિપક્ષી વાંધો ઉઠાવશે કે) લક્ષણા તો ('છોકરો સિંહ છે' એવા) ગૌણ (પ્રયોગને) પણ (તેમાંની લક્ષણાસામગ્રીને બળે) વ્યાપી લે છે. (તો, ગૌણ અને લક્ષણાગત અર્થ વચ્ચે ફરક શો રહ્યો ? એવું તમે પૂછો તો સમાધાન કરીશું કે) શબ્દ તે અર્થને માત્ર લક્ષિત કરીને તેની સાથે (ભિન્ન ભિન્ન સ્વ-

રૂપના) 'છોકરો સિંહ છે' એ રીતે સમાન અધિકરણભાવને પામે છે (એમ માનવું. કેમકે લક્ષણાગત અર્થ કરતાં ગૌણ અર્થની આ જ વિશેષતા છે.) અથવા ('સિંહ' વગેરે પદનો) અર્થ ('છોકરો' વગેરે) બીજા અર્થને લક્ષિત કરીને સ્વવાચક (સિંહ વગેરે પદ) સાથે તેના વાચક ('છોકરો' વગેરે શબ્દને) સમાન અધિકરણવાળો બનાવે છે (એમ માનવું). અથવા ('સિંહ') શબ્દ અને (તેનો) અર્થ એ બન્ને તે ('છોકરો' વગેરે અર્થને લક્ષિત કરીને બીજા શબ્દ અને અર્થમાં સેળભેળ થઈ જાય છે (એમ માનવું). આમ આ રીતે લક્ષણાગત અર્થથી ગૌણનો ભેદનો પડશે. 'ગૌણ (પ્રયોગની) બાબતમાં (લક્ષ્યવાચક) શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે, નહીં કે લક્ષણાની બાબતમાં" એમ જે કહેવામાં આવ્યું છે તે બાબતમાં પણ લક્ષણા તો છે જ, તેથી તે જ સર્વત્ર વ્યાપી રહેલી છે. વળી તે પાંચ પ્રકારની હોય છે. તે આ રીતે—(૧) અભિધેય સાથેના સંયોગને લીધે, 'દ્વિરેફ' શબ્દનો અભિધેય એવો જે 'ભ્રમર' શબ્દ, એ રેફ છે જેના એમ (સમાસના વિગ્રહ અને અર્થ) કરીને, તે 'ભ્રમર' શબ્દ સાથે છ પગ જેનું લક્ષણ છે એવા (ભમરા રૂપી) પદાર્થ સાથે જેનો સંયોગસંબંધ છે તે અર્થ, (ઉપર) સમજાવેલા સ્વરૂપના અભિધેય સંબંધને નિમિત્ત બનાવીને, 'દ્વિરેફ' શબ્દ દ્વારા લક્ષિત થાય છે. (૨) સમીપતાને લીધે; દા, ત. 'ગંગામાં નેસડો' (૩) સમવાયને લીધે, એટલે કે (સામાન્ય પ્રકારના) સંબંધને લીધે (નહીં કે વૈશેષિકોએ માનેલા 'સમવાય' નામના નિત્યવસ્તુસંબંધને લીધે); દા, ત. 'લાકડીઓને પ્રવેશવા દો; (૪) વિપરીતપણાને લીધે ; જેમકે, શત્રુને ઉદ્દેશીને કોઈક કહે કે 'શો તેણે ઉપકાર કર્યો ના મારો !' (૫) ક્રિયાયોગને લીધે, એટલે કે કાર્યકારણભાવને લીધે એવો અર્થ (સમજવો); જેમકે, અનાજ ચોરી જનારને ઉદ્દેશીને કહેવામાં આવે કે 'આ પ્રાણોને હરી જાય છે !' આ રીતે આ પાંચે પ્રકારની લક્ષણા (મળીને) આખા જગતને વ્યાપી રહી છે. તે રીતે જોતાં તો "પર્વત પે...." એ ઉદાહરણમાં વિશિષ્ટ આકસ્મિક પ્રશ્નને લીધે (મુખ્યાર્થ)બાધકનો પગપેસારો થતાં સાદૃશ્યને આધારે લક્ષણા છે જ. પણ (તમે કહેશો કે અમે અહીં) વચમાં લક્ષણા સ્વીકારી છે જ. તો (અમે પૂછીશું કે) પછી તે વિવક્ષિતઅન્યપરક છે એવું કેમ કહ્યું ? (જવાબમાં અભિનવગુપ્ત કહે છે કે) અહીં તો તેનો અસંલક્ષ્યક્રમના સ્વરૂપનો મુખ્ય પ્રકાર નિરૂપવા ધાર્યો છે, અને 'તેનો પ્રકાર' એ શબ્દ દ્વારા રસ ભાવ તેમના પ્રકાર તેમના પ્રશમ એ પ્રકારો અને તેના પેટા પ્રકારો (નિરૂપવા ધાર્યા છે), વળી તેમાં લક્ષણા' બંધ બેસતી નથી. તેથી જ તો— વિભાવ અને અનુભવના પ્રતિપાદક એવા કાવ્યમાં મુખ્ય અર્થની બાબતમાં તો તેના બાધકનો પગપેસારો જ અસંભવિત છે તો લક્ષણાને અવકાશ ક્યાંથી રહે ?

પણ (અહીં પ્રતિપક્ષી ફરીથી વાંધો ઉઠાવશે કે મુખ્યાર્થ-)બાધાની શી જરૂર છે ? લક્ષણાનું સ્વરૂપ આટલું જ છે કે—અભિધેય (અર્થની) સાથે અનિવાર્યપણે સંકળાયેલ (અર્થની) પ્રતીતિ (કરાવનાર શક્તિને) 'લક્ષણા' માનવામાં આવે છે. અને અહીં (અસંલક્ષ્યક્રમવ્યંગ્યમાં) અભિધેય એવા વિભાવ અનુભાવ વગેરે સાથે રસ વગેરે, અનિવાર્યપણે સંકળાયેલા હોવાથી, લક્ષિત થાય છે, કેમકે વિભાવ અને અનુભાવ (રસપ્રતીતિ અંગે) અનુક્રમે કારણરૂપના અને કાર્યરૂપના છે, જ્યારે વ્યભિચારી તેમાં સહકારીરૂપ છે; તો (અમે જવાબ આપીશું કે) એમ નહીં. 'ધુમાડો' શબ્દ દ્વારા ધુમાડાનો બોધ થયા બાદ જ અગ્નિનું સ્મરણ પણ લક્ષણાને લીધે જ થાય; પછી અગ્નિ ઉપરથી ('ધુમાડા' શબ્દનો) ટાઢ દૂર થવાને લગતું સ્મરણ વગેરે પર્યવસાન પામ્યા વગરનો શબ્દાર્થ થાય. (તમે) કહેશો કે 'ધુમાડો' શબ્દ સ્વઅર્થમાં વિશ્રામ પામી ચૂકવાથી તેટલા (અગ્નિ વગેરે) અર્થમાં વ્યાપાર કરી શકશે નહીં, તો (અમારે તમારું ધ્યાન ખેંચવું પડશે કે) મુખ્યાર્થબાધ એ લક્ષણાનું પ્રાણભૂત તત્ત્વ છે એ જ (બાબતનો આધાર લેવા પડશે એવી પરિસ્થિતિ પાછી) આવી પડી ! કેમકે તે (=મુખ્યાર્થબાધની) હયાતિમાં જ ('ધુમાડો' શબ્દની) સ્વઅર્થમાં વિશ્રાન્તિ થતી નથી. પરંતુ વિભાવ વગેરેના પ્રતિપાદનમાં તો કાંઈક બાધક નથી (તેથી અહીં મુખ્યાર્થબાધ ગણીને લક્ષણા છે એવું માનવા તમને અવકાશ જ નથી).

પરંતુ (અહીં પ્રતિપક્ષી પાછો વાંધો ઉઠાવશે કે) એ રીતે ધુમાડાનો બોધ થયા પછી જેમ અગ્નિનું સ્મરણ થાય છે તેમ વિભાવ અનુભાવ વગેરેનો બોધ થયા પછી રતિ વગેરે ચિત્તવૃત્તિઓનો બોધ થશે, (એમ માનીએ) તો અહીં શબ્દ વ્યાપાર જ નથી (એવું સિદ્ધ થઈ જશે). (તો અમારે જવાબમાં કહેવાનું કે) પ્રતીતિના સ્વરૂપના જાણકાર (હોવાનો દાવો કરનાર) આ મીમાંસકમહાશયને આટલું પૂછી જુઓ કે—'શું અહીં બીજાની ચિત્તવૃત્તિનો બોધ થવો એટલા પૂરતી જ આપ રસપ્રતિપત્તિ માનો છો ?' એવો ભ્રમ સેવવાની જરૂર નથી. એ રીતે તો (રસપ્રતીતિ ઉપરથી) લોકવ્યવહારમાંની ચિત્તવૃત્તિનું માત્ર અનુમાન થાય છે એમ ગણતાં એમાં રસપણું શું રહ્યું ? ઊલટું, અલૌકિક ચમત્કૃતિસ્વરૂપનો, અને કાવ્યમાંના વિભાવ અનુભાવ વગેરેની ચર્વણાનો પ્રાણભૂત, એવો જે રસાસ્વાદ (પ્રતીત થાય છે) તેને, સ્મરણ અનુમાન વગેરે સાથે તેનું સામ્ય હોવાને કારણે, હાંસીને પાત્ર ન બનાવવો જોઈએ. પરંતુ કાર્યકારણ વગેરેના લૌકિક અનુમાન દ્વારા હૃદયસંસ્કાર પામીને વિભાવ વગેરેની પ્રતીતિ પામતાં પામતાં જ તટસ્થભાવે (રસનો આસ્વાદ) પામે છે એવું નથી;

બલ્કે હૃદયસંવાદના પર્યાયરૂપ સહૃદયપણાને પરવશ થવાથી પૂર્ણતા પામવા જતાં, રસાસ્વાદનો અંકૂર ફુટતાં, અનુમાન સ્મરણ વગેરેની સોપાનપરંપરામાં આરોહણ કર્યા વગર જ, (રસપ્રતીતિ થાય છે) કેમકે તન્મયીભાવને યોગ્ય એવી ચર્વણા તેમાં પ્રાણભૂત છે. આ ચર્વણા અન્ય પ્રમાણથી પૂર્વે ઉદ્ભવી હોતી નથી, જેથી અત્યારે તેનું સ્મરણ થાય. વળી અત્યારે કોઈક અન્ય પ્રમાણને આધારે ઉત્પન્ન થઈ નથી. કેમકે અલૌકિક (અનુભવની) બાબતમાં પ્રત્યક્ષ વગેરે (પ્રમાણોની) પ્રવૃત્તિ (થઈ શકતી) નથી. તેથી જ (સિદ્ધ થાય છે કે) વિભાવાદિનો વ્યવહાર અલૌકિક જ છે. માટે કહ્યું છે કે "વિભાવ વિશિષ્ટજ્ઞાન અર્થે છે." લોકવ્યવહારમાં તો કારણ જ જણાવવામાં આવે છે, વિભાવ નહીં; અનુભાવ પણ અલૌકિક જ છે. કેમકે—"જે કારણે અંગ અને ચિત્તને લગતો આ અભિનય (સ્થાયી વ્યભિચારી વગેરેને) અનુસરતો અનુભવ કરાવે છે તે કારણે (આને) 'અનુભાવ' (નામે ઓળખવામાં આવે છે), એમ (ભરતે તેની વ્યાખ્યા આપતાં) કહ્યું છે. તો ચિત્તવૃત્તિનું તન્મય બનવું તે જ વાસ્તવમાં 'અનુભવન' (એવું સિદ્ધ થાય છે). લોકવ્યવહારમાં તો કાર્યનેજ નિરૂપવામાં આવે છે, અનુભાવને નહીં. તે કારણે જ 'પારકાની ચિત્તવૃત્તિને જાણી શકાતી નથી, એવું સૂચવવા માટે (ભરતે) "વિભાવ અનુભાવ અને વ્યભિચારીના સંયોગથી રસનિષ્પત્તિ થાય છે" એ સૂત્રમાં 'સ્થાયી' (એ પદનો) સમાવેશ ન કર્યો. ઉલટું તે (પારકાની ચિત્તવૃત્તિનો બોધ તે જ રસ એવી અર્થપ્રતીતિ કરાવીને અનિષ્ટ મંતવ્ય સ્વીકારવાની ફરજ પાડી) કાંટારૂપ ઠરે! (નાયક વગેરેમાં રહેલા) સ્થાયીભાવ રસરૂપમાં પરિણામે એવું તો ઔચિત્યને અનુલક્ષીને કહેવામાં આવે છે, કારણ કે તેને લગતા (=પારકામાં રહેલા સ્થાયી સાથે સંકળાયેલા) વિભાવ અનુભાવને ઉચિત ચિત્તવૃત્તિ દ્વારા (સહૃદયમાં) સંસ્કાર (જાગતાં) સુંદર ચર્વણાનો ઉદય થાય છે, અને હૃદયસંવાદમાં મદદરૂપ એવી જનસામાન્યની ચિત્તવૃત્તિના પૂર્ણજ્ઞાનની અવસ્થા ઉદ્ભવતાં ઉદ્યાન વગેરે (કારણો) અને રોમાંચ વગેરે (કાર્યો) દ્વારા સ્થાયિભૂત રતિ વગેરેનો બોધ થાય છે. વ્યભિચારીભાવને તો, તે ચિત્તવૃત્તિના સ્વરૂપનો હોવા છતાં મુખ્ય ચિત્તવૃત્તિને અનુલક્ષીને જ ચવર્ણાનો વિષય બને છે તે કારણે, વિભાવ અને અનુભાવની સાથે ગણત્રીમાં લીધો છે. તેથી 'રસપ્રતીતિના વિષય બનવું', એનું આ જ (સૂત્રગત) તાત્પર્ય છે કે (કાવ્યગત ઉચિત યોજનાને અનુસરતા) સાતત્યપૂર્વક પ્રવર્તતાં બંધુ સમાગમ વગેરે કારણોથી ઉદ્ભવતી હર્ષ વગેરેની લૌકિકચિત્તવૃત્તિને દબાવીને ચર્વણારૂપ પામવું. તેથી, 'ચર્વણા' એટલે માત્ર અભિવ્યક્ત કરવું (એટલું જ સમજવાનું છે); નહીં કે, પ્રમાણવ્યાપારમાં (ઇન્દ્રિયો વગેરેના વ્યાપાર દ્વારા) બને છે તે રીતે, જ્ઞાન કરાવવું

તે; તેમ નહીં કે હેતુવ્યાપારમાં (દંડ ચક્ર વગેરેના વ્યાપાર દ્વારા) બને છે તે રીતે ઉત્પન્ન કરવું તે.

પણ (અહીં પ્રતિપક્ષી વાંધો ઉઠાવે છે કે) જો જ્ઞાન થવાના સ્વરૂપની ન હોય કે ન હોય નિષ્પત્તિ સ્વરૂપની, તો પછી આ (રસચર્વણા) છે શું ? (તેનો જવાબ આ છે કે) આ તો પેલો અલૌકિક રસ છે. (સામાવાળો પૂછશે કે) તો શું અહીં વિભાવ વગેરે જ્ઞાન કરાવનાર હેતુ છે ? કે પછી (ઉત્પત્તિ) કરાવનાર (હેતુ) છે ? (તેનો જવાબ એ છે કે) નથી જ્ઞાપક હેતુ કે નથી કારક (હેતુ); બલ્કે ચર્વણામાં ઉપયોગી છે. (સામાવાળો પૂછશે કે) પણ આવું બીજે ક્યાંય જોવામાં આવ્યું છે ખરું ? (જવાબ એ કે) જોવામાં નથી આવ્યું તે કારણે જ તો 'અલૌકિક' એમ કહ્યું છે. (સામાવાળો વાંધા ઉઠાવશે કે) એ રીતે તો રસ અપ્રમાણભૂત (=પ્રમાણો દ્વારા સિદ્ધ ન થયેલો) ઠરશે. (અમારે કહેવાનું કે) ભલે; તેથી શું (નુકસાન) ? તેની ચર્વણાથી જ પ્રીતિ અને વ્યુત્પત્તિની સિદ્ધિ થતી હોવાથી બીજું શું પ્રાપ્ત કરવા જેવું (બાકી) રહે છે ? (સામાવાળો કહેશે કે) પણ આ તો અપ્રમાણભૂત છે; (તો અમે કહીશું કે) નથી, કેમકે જાત અનુભવને આધારે સિદ્ધ થયેલું છે, કારણકે વિશિષ્ટજ્ઞાન પોતે જ ચર્વણાસ્વરૂપનું છે. તો બહુ (ચર્ચા) રહેવા દઈએ.

અને આ કારણે પણ આ રસ અલૌકિક છે, કે જેથી (વાચકવિહોણા હોઈ અર્થનું અભિધાન કરવામાં બિનઉપયોગી એવા) લલિત પરુષ અનુપ્રાસોમાં પણ રસની વ્યંજકતા (જોવા મળે છે). (આમ જ્યાં અભિધાનો અભાવ હોય તેવા સંજોગામાં પણ રસની વ્યંજના સંભવી શકે છે તો) ત્યાં લક્ષણાની શંકા પણ કેવી ? કાવ્યસ્વરૂપના શબ્દને પીલવાથી જ (રસની) ચર્વણા (થતી) જોવામાં આવે છે. કેમકે, સહૃદય લોકો તેનું તે જ કાવ્ય વારંવાર વંચતા અને મમળાવતા જોવામાં આવે છે. તો તેમાં એવું નથી કે "(જે) ઉપયોગમાં લઈને છોડી દેવા જેવા હોય છે (તેને 'ઉપાય' કહેવામાં આવે છે) "એ ન્યાયે (એક વખત) પ્રતીતિ કરાવી દે પછી કાવ્યનો ઉપયોગ જ રહેતો નથી. તેથી અહીં શબ્દનો પણ ધ્વનનવ્યાપાર છે. માટે જ ક્રમની અલક્ષ્યતા છે.

'વાક્યભેદ થશે' એવું જે કોઈકે કહેલું, તે તો (તેણે પોતાના) અજ્ઞાનને લીધે. (કાવ્યથી અલગ પ્રકારનું એવું શાસ્ત્ર વાક્ય તો એક વખત ઉચ્ચારવામાં આવતાં સંકેતનાં બળે અર્થનું પ્રતિપાદન કરતું હોવાથી, એકી સાથે અનેક

વિરોધી સંકેતોની સ્મૃતિ સંભવિત ન હોવાથી, બે અર્થ બોધ કેવી રીતે કરાવી શકે ? અથવા (સાક્ષાત્ એક ક્રિયામાં અન્વય થતો હોઈ પરસ્પર સંબંધ બેસી જતાં) વિરોધ રહેતો નથી (એમ માનીએ) તો વાક્યનો (જેટલો સમજવામાં આવે) તેટલો અર્થ થાય (તાત્પર્યકે, વાક્યાર્થમાં ભેદ ન સ્વીકારી શકાય). શાસ્ત્રવાક્ય એક પછી એક એમ બે અર્થનો બોધ કરાવી શકે તેમ કહો, તો જણાવવાનું કે) ક્રમદ્વારા પણ અટકી અટકીને શબ્દવ્યાપાર સંભવે બોધ થાય); કેમકે સંકેત વગેરે અને સંદર્ભ વગેરે તો તેની તે જ અવસ્થામાં હોય છે. (તે) સંકેત અને સંદર્ભને અનુસરીને પ્રાપ્ત થવા યોગ્ય અર્થની અવગણના કરીને (શબ્દને) અન્ય અર્થનો બોધક બનતો માનવાનો હોય તો (એવું થવામાં જવાબદાર એવું કોઈ) નિયામક તત્ત્વ (અહીં) વરતાતું નથી. તેથી (જો સંકેત અને સંદર્ભની અવગણના જ કરીએ તો) "સ્વર્ગની કામના કરનારે અગ્નિહોત્ર હવન કરવો" એવા શ્રુતિવાક્યમાં "કૂતરાનું માંસ ખાવું" એવો અર્થ નથી એમ ઠરાવવામાં શું યથાર્થ જ્ઞાન થયું ? (તાત્પર્ય કે કશું જ પ્રમાણભૂત જ્ઞાન ન થયું) એવું માનવાનો (અનિષ્ટ) પ્રસંગ આવી પડશે. (તે તે પદ સંકેત અને સંદર્ભની અપેક્ષા રાખ્યા વિના વાક્ય મૂળ શબ્દો વગેરેનો સામાન્યતઃ પ્રચલિત, અને તેથી થવો જોઈએ તેવા, અર્થ કરતાં સાવ જ જુદો અર્થ દર્શાવે છે એવું ઘડીભર માની લઈએ તો) તે સંજોગોમાં પણ આપલો જ (અર્થ થશે) એવો નિયમ નથી તે કારણે (નિશ્ચિત અર્થનો બોધ થશે જ એવું) આશ્વાસન લઈ શકાશે નહીં. આ રીતે (કાવ્યથી અલગ એવું લૌકિક કે વૈદિક વાક્ય તો સંકેત અને સંદર્ભ વગેરેને અનુલક્ષીને એકી સાથે અથવા ક્રમેક્રમે એકેક અર્થનું જ પ્રતિપાદન કરી શકે એમ માનો તો જ અનેક અર્થનો બોધ કરાવવા છતાં વાક્યભેદનો દોષ ન આવે; પરંતુ સંકેતાદિની અવગણના કરીને વાક્યને અનેકાર્થબોધક માનો તો અર્થની અવ્યવસ્થા અને અર્થબોધ ન થવારૂપી પ્રમાણરહિતતા આવી પડશે તેથી) વાક્યભેદ દૂષણરૂપ બનશે. અહીં તો (સંકેતાદિના સહકારમાં કાવ્યવાક્ય દ્વારા) વિભાવ વગેરે જ પ્રતિપાદિત થતાં ચર્વણાનો વિષય બનવામાં તત્પર થાય છે તેથી સંકેત વગેરેનો (રસપ્રતીતિમાં) ઉપયોગ નથી "આ બાબતમાં આજ્ઞા કરવામાં આવવાથી હું આ કરું", "હું ધન્ય છું" એવા (સ્વરૂપની) શાસ્ત્રવાક્યને લગતી (તેના અનુષ્ઠાનની દશાની તથા તે પૂર્ણ થયા પછીની) પ્રતીતિ જેવી આ (રસપ્રતીતિ) નથી. કેમકે તેમાં (=શાસ્ત્રીયપ્રતીતિમાં) ઉત્તરકાલીન કર્તવ્ય પ્રત્યે અભિમુખતા હોવાથી તેનું સ્વરૂપ લૌકિક છે. જ્યારે અહીં (કાવ્યપ્રતીતિમાં) જાદુઈ પુષ્પ સમી, તે સમયે જ સારભૂત એવી વિભાવ વગેરેની ચર્વણા ઉદય પામે છે, તે

પૂર્વાપર કાળ સાથે સંબંધ ધરાવતી નથી તેથી લૌકિક આસ્વાદ કે યોગીઓના (અનુભવના) વિષય (બનતા વિશુદ્ધ આત્માનંદના આસ્વાદ) કરતાં આ રસાસ્વાદ જુદો જ છે.

તેથી તો ક્યા પર્વત પર ''વગેરે (ઉદાહરણમાં) મુખ્યાર્થબાધ વગેરે ક્રમની અપેક્ષા રાખ્યા વિના સહૃદયોને ચાટુવચનસૂચિત પ્રીતિના સ્વરૂપે વક્તાના અભિપ્રાયનું સંવેદન થાય છે. માટે જ ગ્રન્થકાર (આનંદવર્ધને) વિવક્ષિતાન્યપરવાચ્ય ધ્વનિમાં 'ભક્તિ'નો અભાવ હોવાનું જણાવ્યું છે. છતાં અમે તો હઠીલા નાસ્તિકને ભાન કરાવવા કહ્યું કે, '(હે નાસ્તિક ! તું) ભલે અહીં વિવક્ષિતાન્યપરવાચ્યમાં લક્ષણા છે (એવું ઘડીભર માની લે), પરંતુ અસંલક્ષ્યક્રમવ્યંગ્યમાં તો તું ચીડાઈ જઈને પણ શું કરી લેવાનો છે ?' પણ જો ચીડાય નહીં તો 'સુવર્ણપુષ્પા....' વગેરે અવિવક્ષિતવાચ્યના (ઉદાહરણમાં) પણ મુખ્યાર્થબાધ વગરે સ્વરૂપની સામગ્રીની અપેક્ષા રાખ્યા વિના જ વ્યંગ્યાર્થમાં વિશ્રાન્તિ થાય તે (એવું તેણે માનવું પડશે). તો બહુ (ચર્ચા) રહેવા દઈએ.

(ધ્વ. ૨, ૩; લો. પૃ. ૧૭૪–૧૮૦.)

**પ્રથમ ઉદ્યોત સમાપ્ત.**

●

## દ્વિતીય ઉદ્યોત

### § ૩૨) રસ વગેરેનું ધ્વનિપણું, અને રસ, ભાવ, તેમના આભાસ, તેમના પ્રશમ વગેરેનાં ઉદાહરણો :

यो रसादिरर्थः स एवाक्रमो ध्वनेरात्मा, न त्वक्रम एव सः । क्रमत्वमपि हि तस्य कदाचिद् भवति । तदा चार्थशक्त्युद्भवानुस्वानरूपभेदता इति वक्ष्यते। 'आत्म'–शब्दः[१] स्वभाववचनः प्रकारमाह। तेन रसादिर्योऽर्थः स ध्वनेः 'अक्रमः' नामभेदः ; असंलक्ष्यक्रम इति यावत् ।

ननु किं सर्वदैव रसादिरर्थो ध्वनेः प्रकारः ? नेत्याह ; किन्तु यदाङ्गित्वेन प्रधानत्वेनावभासमानः । एतच्च सामान्यलक्षणे 'गुणीकृतस्वार्थौ' इत्यत्र[२] यद्यपि निरूपितं, तथापि रसवदाद्यलङ्कारप्रकाशनावकाशदानायानूदितम् ।

---

૧. જુઓ, ध्व. का. ૨ ૨, માં છેલ્લા ચરણમાંના અને ध्व वृ. માંના 'ध्वनेरात्मा' એ શબ્દો.

૨. જુઓ, ध्व. का ૧, ૧૩ માંના બીજા ચરણમાંના ''उपसर्जनीकृतस्वार्थौ એ શબ્દો.

स च रसादिर्ध्वनिर्व्यवस्थित एव ; न हि तच्छून्यं काव्यं किञ्चिदस्ति । यद्यपि च रसेनैव सर्वं जीवति काव्यं तथापि तस्य रसस्यैकघनचमत्कारात्मनोरपि कुतश्चिदंशात् प्रयोजकीभूतादसौ चमत्कारो भवति ।

तत्र, यदा कश्चिदुद्रिक्तावस्थां प्रतिपन्नो व्यभिचारी चमत्कारातिशयप्रयोजको भवति, तदा भावध्वनिः । यथा—

'तिष्ठेत् कोपवशात् प्रभावपिहिता दीर्घं न सा कुप्यति
स्वर्गायोत्पतिता भवेन्मयि पुनर्भावार्द्रमस्या मनः ।
तां हर्तुं विबुधद्विषोऽपि न च मे शक्ताः पुरोवर्तिनी
सा चात्यन्तमगोचरं नयनयोर्यातेति कोऽयं विधिः ।।

अत्र हि विप्रलम्भरससद्भावेऽपीयति वितर्काख्यव्यभिचारिचमत्क्रियाप्रयुक्त आस्वादातिशयः ।

व्यभिचारिण उदयस्थित्यपायत्रिधर्मकाः । यदाह—"विविधमाभिमुख्येन चरन्तीति व्यभिचारिणः" इति ।

तत्रोदयावस्थाप्रयुक्तः कदाचित् । यथा—

याते गोत्रविपर्यये श्रुतिपथं शय्यामनुप्राप्तया
निर्ध्यातं परिवर्तनं पुनरपि प्रारब्धुमङ्गीकृतम् ।
भूयस्तत्प्रकृतं कृतं च शिथिलक्षिप्तैकदोर्लेखया
तन्वङ्ग्या न तु पारितः स्तनभरः क्रष्टुं प्रियस्योरसः ।।

अत्र हि प्रणयकोपस्योज्जिगमिषयैव यदवस्थानं न तु पारित इत्युदयावकाशनिराकरणात् तदेवास्वादजीवितम् । स्थितिः पुनरुदाहृता "तिष्ठेत् कोपवशात्" इत्यादिना ।

क्वचित् तु व्यभिचारिणः प्रशमावस्थया प्रयुक्तश्चमत्कारः । यथोदाहृतं प्राक्[1] "एकस्मिन् शयने पराङ्मुखतया" इति । अयं तत्प्रशम इत्युक्तः । अत्र चेर्ष्याविप्रलम्भस्य रसस्यापि प्रशम इति शक्यं योजयितुम् ।

क्वचित्तु व्यभिचारिणः सन्धिनैव चर्वणास्पदम् । यथा—

"इसासुसुभिआए मुहु चुंबिउ जेण ।
अमिअरसघोण्टाणं पडिजाणिउ तेण ।।"

इत्यत्र श्रुत्युक्ते तु कोपे कोषकषायगद्गदमन्दरुदिताया येन मुखं चुम्बितं तेनामृतरसनिगरणविश्रान्तिपराणां तृप्तिर्ज्ञातेति कोपप्रसादसन्धिश्चमत्कारस्थानम् ।

---

१. જુઓ, ઉપર § ૧૫

क्वचिद् व्यभिचार्यन्तरशबलतैव विश्रान्तिपदम् ।

"क्वाकार्यं शशलक्ष्मणः क्व च कुलं भूयोऽपि दृश्येत सा
दोषाणां प्रशमाय मे श्रुतमहो कोपेऽपि कान्तं मुखम् ।
किं वक्ष्यन्त्यपकल्मषाः कृतधियः स्वप्नेऽपि सा दुर्लभा
चेतः स्वास्थ्यमुपैहि कः खलु युवा धन्योऽधरं धास्यति ॥"

अत्र हि वितर्कौत्सुक्ये मतिस्मरणे शङ्कादैन्ये धृतिचिन्तने परस्परं बाध्यबाधकभावेन द्वन्द्वशो भवन्ती, पर्यन्ते तु चिन्ताया एव प्रधानतां ददती परमास्वादस्थानम् ।

एवमन्यद् अप्युत्प्रेक्ष्यम् । एतानि चोदयसन्धिशबलत्वादिकानि कारिकायाम् 'आदि'-ग्रहणेन[2] गृहीतानि ।

नन्वेवं विभावानुभावमुखेनाप्यधिकश्चमत्कारो दृश्यत इति विभावध्वनिरनुभाव-ध्वनिश्च वक्तव्यः । मैवम्; विभावानुभावौ तावत् स्वशब्दवाच्यावेव ; तच्चर्वणापि चित्तवृत्तिष्वेव पर्यवस्यतीति रसभावेभ्यो नाधिकं चर्वणीयम् । यदा तु विभावानुभावावपि व्यङ्ग्यौ भवतस्तदा वस्तुध्वनिरपि किं न सह्यते । यदा तु विभावाभासाद् रत्याभासो-दयस्तदा विभावानुभासाच्चर्वणाभास इति रसाभासस्य विषयः । यथा रावणकाव्याकर्णने शृङ्गाराभासः ।

यद्यपि "शृङ्गारानुकृतिर्या तु स हास्यः" इति मुनिना निरूपितं तथाप्यौत्तरकालिकं तत्र हास्यरसत्वम् ।

"दूराकर्षणमोहमन्त्र इव मे तन्नाम्नि याते श्रुतिम् ।
चेतः कालकलामपि प्रकुरुते नावस्थितिं तां विना ॥"

इत्यत्र तु न हास्यचर्वणावसरः । ननु नात्र रतिः स्थायिभावोऽस्ति परस्परास्थाबन्धा-भावात् । केन तदुक्तं रतिरिति ? रत्याभासो हि सः । अतश्चाभासता, येनास्य 'सीता मय्युपेक्षिका द्विष्टा वा' इति प्रतिपत्तिर्हृदयं न स्पृशत्येव ; तत्स्पर्शे हि तस्याप्यभिलापो विलीयेत । न च 'मयीयमनुरक्ता' इत्यपि निश्चयेन कृतं, कामकृतान्मोहात् । अत एव तदाभासत्वं वस्तुतस्तत्र स्थाप्यते, शुक्तौ रजताभासवत् । एतच्च "शृङ्गारानुकृति-" शब्दं प्रयुञ्जानो मुनिरपि सूचितवान् । 'अनुकृतिः', 'अमुख्यता', 'आभासः' इति ह्येकोऽर्थः ।

अत एवाभिलापे एकतरनिष्ठेऽपि शृङ्गारशब्देन तत्र तत्र व्यवहारस्तदाभासतया मन्तव्यः । शृङ्गारेण वीरादीनामप्याभासरूपतोपलक्षितैव । एवं रसध्वनेरेवामी भावध्वनि-

---

२. જુઓ, ध्व. का. २, ३: रसभावतदाभासतत्प्रशान्त्यादिरक्रमः । માં બીજા ચરણમાં.

स च रसादिर्ध्वनिर्व्यवस्थित एव; न हि तच्छून्यं काव्यं किञ्चिदस्ति। यद्यपि च रसेनैव सर्वं जीवति काव्यं तथापि तस्य रसस्यैकघनचमत्कारात्मनोरपि कुतश्चिदंशात् प्रयोजकीभूतादसौ चमत्कारो भवति।

तत्र, यदा कश्चिदुद्रिक्तावस्थां प्रतिपन्नो व्यभिचारी चमत्कारातिशयप्रयोजको भवति, तदा भावध्वनिः। यथा—

'तिष्ठेत् कोपवशात् प्रभावपिहिता दीर्घं न सा कुप्यति
स्वर्गायोत्पतिता भवेन्मयि पुनर्भावार्द्रमस्या मनः।
तां हर्तुं विबुधद्विषोऽपि न च मे शक्ताः पुरोवर्तिनीं
सा चात्यन्तमगोचरं नयनयोर्यातेति कोऽयं विधिः॥

अत्र हि विप्रलम्भरससद्भावेऽपीयति वितर्काख्यव्यभिचारिचमत्क्रियाप्रयुक्त आस्वादातिशयः।

व्यभिचारिण उदयस्थित्यपायत्रिधर्मकाः। यदाह—"विविधमाभिमुख्येन चरन्तीति व्यभिचारिणः" इति।

तत्रोदयावस्थाप्रयुक्तः कदाचित्। यथा—

याते गोत्रविपर्यये श्रुतिपथं शय्यामनुप्राप्तया
निर्ध्यातं परिवर्तनं पुनरपि प्रारब्धुमङ्गीकृतम्।
भूयस्तत्प्रकृतं कृतं च शिथिलक्षिप्तैकदोर्लेखया
तन्वङ्ग्या न तु पारितः स्तनभरः क्रष्टुं प्रियस्योरसः॥

अत्र हि प्रणयकोपस्योज्जिगमिषयैव यदवस्थानं न तु पारित इत्युदयावकाशनिराकरणात् तदेवास्वादजीवितम्। स्थितिः पुनरुदाहृता "तिष्ठेत् कोपवशात्" इत्यादिना।

क्वचित् तु व्यभिचारिणः प्रशमावस्थया प्रयुक्तश्चमत्कारः। यथोदाहृतं प्राक्[1] "एकस्मिन् शयने पराङ्मुखतया" इति। अयं तत्प्रशम इत्युक्तः। अत्र चेर्ष्याविप्रलम्भस्य रसस्यापि प्रशम इति शक्यं योजयितुम्।

क्वचित्तु व्यभिचारिणः सन्धिनैव चर्वणास्पदम्। यथा—

"इसासुसुभिआए मुहु चुंबिउ जेण।
अमिअरसघोण्टाणं पडिजाणिउ तेण॥"

इत्यत्र श्रुत्युक्ते तु कोपे कोषकषायगद्गदमन्दरुदिताया येन मुखं चुम्बितं तेनामृतरसनिगरणविश्रान्तिपराणां तृप्तिर्ज्ञातेति कोपप्रसादसन्धिश्चमत्कारस्थानम्।

---

૧. જુઓ, ઉપર § ૧૫

क्वचिद् व्यभिचार्यन्तरशबलतैव विश्रान्तिपदम् ।

> "क्वाकार्यं शशलक्ष्मणः क्व च कुलं भूयोऽपि दृश्येत सा
> दोषाणां प्रशमाय मे श्रुतमहो कोपेऽपि कान्तं मुखम् ।
> किं वक्ष्यन्त्यपकल्मषाः कृतधियः स्वप्नेऽपि सा दुर्लभा
> चेतः स्वास्थ्यमुपैहि कः खलु युवा धन्योऽधरं धास्यति ॥"

अत्र हि वितर्कौत्सुक्ये मतिस्मरणे शङ्कादैन्ये धृतिचिन्तने परस्परं बाध्यबाधकभावेन द्वन्द्वशो भवन्ती, पर्यन्ते तु चिन्ताया एव प्रधानतां ददती परमास्वादस्थानम् ।

एवमन्यद् अप्युत्प्रेक्ष्यम् । एतानि चोदयसन्धिशबलत्वादिकानि कारिकायाम् 'आदि'-ग्रहणेन[२] गृहीतानि ।

नन्वेवं विभावानुभावमुखेनाप्यधिकश्चमत्कारो दृश्यत इति विभावध्वनिरनुभावध्वनिश्च वक्तव्यः । मैवम्; विभावानुभावौ तावत् स्वशब्दवाच्यावेव ; तच्चर्वणापि चित्तवृत्तिष्वेव पर्यवस्यतीति रसभावेभ्यो नाधिकं चर्वणीयम् । यदा तु विभावानुभावावपि व्यङ्ग्यौ भवतस्तदा वस्तुध्वनिरपि किं न सह्यते । यदा तु विभावाभासाद् रत्याभासोदयस्तदा विभावानुभासाच्चर्वणाभास इति रसाभासस्य विषयः । यथा रावणकाव्याकर्णने शृङ्गाराभासः ।

यद्यपि "शृङ्गारानुकृतिर्या तु स हास्यः" इति मुनिना निरूपितं तथाप्यौत्तरकालिकं तत्र हास्यरसत्वम् ।

> "दूराकर्षणमोहमन्त्र इव मे तन्नाम्नि याते श्रुतिम् ।
> चेतः कालकलामपि प्रकुरुते नावस्थितिं तां विना ॥"

इत्यत्र तु न हास्यचर्वणावसरः । ननु नात्र रतिः स्थायिभावोऽस्ति परस्परास्थाबन्धाभावात् । केन तदुक्तं रतिरिति ? रत्याभासो हि सः । अतश्चाभासता, येनास्य 'सीता मय्युपेक्षिका द्विष्टा वा' इति प्रतिपत्तिर्हृदयं न स्पृशत्येव ; तत्स्पर्शे हि तस्याप्यभिलाषो विलीयेत । न च 'मयीयमनुरक्ता' इत्यपि निश्चयेन कृतं, कामकृतान्मोहात् । अत एव तदाभासत्वं वस्तुतस्तत्र स्थाप्यते, शुक्तौ रजताभासवत् । एतच्च "शृङ्गारानुकृति-" शब्दं प्रयुञ्जानो मुनिरपि सूचितवान् । 'अनुकृतिः', 'अमुख्यता', 'आभासः' इति ह्येकोऽर्थः ।

अत एवाभिलाषे एकतरनिष्ठेऽपि शृङ्गारशब्देन तत्र तत्र व्यवहारस्तदाभासतया मन्तव्यः । शृङ्गारेण वीरादीनामप्याभासरूपतोपलक्षितैव । एवं रसध्वनेरेवामी भावध्वनि-

---

२. જુઓ, ध्व. का. २, ३: रसभावतदाभासतत्प्रशान्त्यादिरक्रमः । માં બીજા ચરણમાં.

प्रभृतयो निष्यन्दाः । आस्वादे प्रधानं प्रयोजकमेव भावादिकमंशं विभज्य पृथग् व्यङ्ग्यं स्थाप्यते ; यथा गन्धयुक्तिज्ञैरेकरससंमूर्च्छितामोदोपभोगेऽपि 'शुद्धमांस्यादिप्रयुक्तमिदं सौरभम्' इति ।

रसध्वनिस्तु स एव योऽत्र मुख्यतया विभावानुभावव्यभिचारिसंयोजनोदितस्थायिप्रतिपत्तिकस्य प्रतिपत्तुः स्थाय्यंशचर्वणाप्रयुक्त एवास्वादप्रकर्षः । यथा—

"कृच्छ्रेणोरुयुगं व्यतीत्य सुचिरं भ्रान्त्वा नितम्बस्थले
मध्येऽस्यास्त्रिवलीतरङ्गविषमे निःस्पन्दतामागता ।
मद्दृष्टिस्तृषितेव सम्प्रति शनैरारुह्य तुङ्गौ स्तनौ
साकाङ्क्षं मुहुरीक्षते जललवप्रस्यन्दिनी लोचने ॥"

अत्र हि नायिकाकारानुवर्ण्यमानस्वात्मप्रतिकृतिपविचित्रितचित्रफलकावलोकनाद् वत्सराजस्य परस्परास्थाबन्धरूपो रतिस्थायिभावो विभावानुभावसंयोजनवशेन चर्वणारूढ इति । तद्, अलं, बहुना । स्थितमेतत् – रसादिरर्थोऽङ्गित्वेन भासमानोऽसंलक्ष्यक्रमव्यङ्ग्यस्य ध्वनेः प्रकारः – इति ॥

(ध्व. २,३; लो. १७४–१८०)

રસ વગેરે (સ્વરૂપનો) જે અર્થ છે તે જ ક્રમરહિત (=અસંલક્ષ્યક્રમ અવસ્થામાં) ધ્વનિનો આત્મા છે, પણ તે (માત્ર) ક્રમરહિત જ છે એવું નથી. કેમકે કેટલીકવાર તેમાં ક્રમસહિતતા (=સંલક્ષ્યક્રમપણું) પણ હોય છે. અને તે સંજોગોમાં અર્થશક્તિથી ઉદ્ભવતા રણકારરૂપનો તેનો પ્રકાર બને છે એ (અમે આગળ) કહેવાના છીએ. ((મૂળ કારિકા ૨. ૨.માંના 'ધ્વનિનો આત્મા' એ કથનમાં) 'આત્મા' શબ્દ સ્વભાવ (=પોતાની આગવી મૂળભૂત વિશેષતા) નિર્દેશી પ્રકાર દર્શાવે છે. તે ઉપરથી (ફલિત થાય છે કે) રસ વગેરે જે અર્થ છે તે તે ધ્વનિનો 'ક્રમરહિત' તરીકે ઓળખાતો પ્રકાર છે, એટલે કે 'અસંલક્ષ્યક્રમ' (નામે ઓળખાતો પ્રકાર છે).

પણ (તમે પૂછશો કે) શું સર્વે સંજોગોમાં રસ વગેરે અર્થ ધ્વનિનો પ્રકાર છે? (તો) કહીશું કે ના. (સર્વદા તો નહી,) પરંતુ જ્યારે અંગી તરીકે, (એટલે કે) મુખ્ય તરીકે, પ્રકાશે ત્યારે (તે ધ્વનિનો પ્રકાર બને છે) જો કે "સ્વઅર્થને ગૌણ બનાવી" એવું ('ધ્વનિ'નું) સામાન્ય લક્ષણ આપતી વખતે આનું નિરૂપણ કર્યું છે, છતાં 'રસવત્' વગેરે અલંકારોના પ્રાગટ્યને અવકાશ મળે તે સારૂ (અહીં) ફરીથી નિર્દેશ કર્યો છે. અને તે રસ વગેરે (સ્વરૂપનો) ધ્વનિ (કાવ્યમાં) વિશિષ્ટ નિશ્ચિત સ્વરૂપે રહેલો હોય છે. જ;

કેમકે કોઈ જ કાવ્ય તેના વગરનું હોતુ નથી. જોકે રસને આધારે જ કાવ્ય જીવંત બને છે છતાં એકઘન ચમત્કૃતિ સ્વરૂપના રસનો થોડોક અંશ પણ પ્રયોજક બનવાથી તે ચમત્કૃતિ ઓર વધી જાય છે.

તેમાં, જ્યારે પૂર્ણપ્રાગટ્યની અવસ્થા પ્રાપ્ત કરેલો વ્યભિચારી (ભાવ) અતિશય ચમત્કૃતિમાં પ્રયોજક બને, ત્યારે 'ભાવધ્વનિ' કહેવાય છે. દા. ત.,—

કોપને વશ થૈ, દિવ્યપ્રભાવે છૂપી રહે,
તો ય દીર્ઘ ટકે ના કોપ તેણીનો;
પાછી સ્વર્ગે ઉડી જવા જતાં,
ભાવે ભીંજાયેલું પાછું પડે મન;
મારી સામેથી તો હરી જવા તેને,
છાતી ચાલે ના દાનવોની યે;
તે વળી મારાં નેણાંથી અળગી
સાવ જ, શી આ દૈવગતિ !

અહીં વિપ્રલંભ રસની આટલી હયાતિ હોવા છતાં વિતર્ક નામના વ્યભિચારી ભાવની ચમત્કૃતિના પ્રયોગથી અતિશય આસ્વાદ આવે છે.

વ્યભિચારીભાવો 'ઉદય' 'સ્થિતિ' અને 'અપાય' એમ ત્રણ ગુણધર્મવાળા હોય છે. કહ્યું છે કે—"વિવિધરીતે અભિમુખ બનીને ચરમાણ બને છે (=રજૂ થાય છે) તેથી 'વ્યભિચારી' (કહેવાય છે).

તેમાં કેટલીકવાર વ્યભિચારીભાવનો 'ઉદય'ની અવસ્થામાં પ્રયોગ થયો હોય છે. દા. ત., —

સેજે આવી પડી, ત્યાં કાને પડિયો ગોત્રવિપર્યય,
પડખું ફરવા મન કર્યું, ને વળી નિશ્ચાર્યો પ્રારંભ,
વળી તે આરંભ્યું, ને વળી એક હાથને —
કરી શિથિલ — ફેંકીને, ફેરવિયું યે;
પણ તન્વંગી પ્રિયના ઉપરથી સ્તનભર
ક્રમે કરીને પાછો ખેંચી શકી ના !

અહીં પ્રણયકોપ ઉદય પામું પામું કરતો રહે છે પણ "શકી ના" કહીને તેના ઉદયના અવકાશનું નિરાકરણ કર્યું હોવાથી તે (નિરાકરણ) જ આસ્વાદના પ્રાણરૂપ બની રહ્યું છે.

વ્યભિચારીભાવની 'સ્થિતિ'ની અવસ્થાનું ઉદાહરણ 'કોપને વશ થૈ....' વગેરેમાં આવી ગયું છે.

કેટલીક વાર તો વ્યભિચારીભાવની ('અપાય'=) પ્રશમ અવસ્થાના પ્રયોગ દ્વારા ચમત્કૃતિ (ઉદ્ભવે છે), જેમકે ઉપર (પરિચ્છેદ § ૧૫ માં) 'એક સેજે તો ય વિમુખ થઈ ને....' એ ઉદાહરણમાં. (ત્યાં) આને તેનો 'પ્રશમ' કહ્યો છે. અને અહીં ઈર્ષ્યાવિપ્રલંભ રસનો પ્રશમ છે એવો અર્થ બેસાડી શકાય.

કેટલીકવાર તો વ્યભિચારીભાવની સંધિ જ ચર્વણાને પાત્ર બને છે, જેમકે—
ઈર્ષ્યાનાં આસુ થકી શોભતી—(પ્રિયા-)તણું મુખ ચૂમ્યું જેણે,
અમરતરસના ઘૂંટડા તણી (સાચી). તૃપ્તિ જાણી તેણે.

અહીં તો શ્રવણ થાય તે રીતે (='ઇર્ષ્યા શબ્દનો પ્રત્યક્ષ પ્રયોગ કરીને) કોપનું કથન કર્યું છે તે સંજોગોમાં, કોપના ક્લેશે ગદ્ગદ થઈને મન્દ મન્દ રુદન કરતી (પ્રિયાનું) મુખ જેણે ચૂમ્યું તેણે અમૃતરસના ઘૂંટડાભરવારૂપી (રસાસ્વાદપરક) વિશ્રાન્તિ પરંપરાની (=ઉપરાઉપરી છલકાતા આનંદની) તૃપ્તિ અનુભવી એ રીતે (નાયિકાને અનુલક્ષીને નિરૂપાયેલી) પ્રણયકોપ અને મનામણા વચ્ચેની સંધિ ચમત્કૃતિ પદ પામે છે.

કેટલીકવાર અન્ય વ્યભિચારીભાવ સાથેનું સુભગ સંમિશ્રણ જ (રસાસ્વાદમાં) વિશ્રાન્તિ પામે છે. જેમકે (દેવયાનીના-અભિલાષુક યયાતિની નીચેની ઉક્તિમાં),—

"'ક્યાં દુષ્કર્મ, શશીતણું ક્યાં કુળ;
દેખાયે ફરી જો કદિ યે તે;
દોષોતણા પ્રશમ અર્થે કર્યું શાસ્ત્રપઠન મેં;
અહો ! કોપ છતાં મુખ સુંદર તેનું;
કહેશે શું નિષ્પાપ બુધજનો ?;
સ્વપ્નમહીં યે દુર્લભ તે તો;
ચિત્ત ! શાન્ત થા.
ખરે જ, ધન્ય યુવક તે કયો,
કરશે પાન અધરનું તેના !!"

સાચું જોતાં, અહીં વિતર્ક અને ઉત્સુકતા, મતિ અને સ્મરણ, શંકા અને દીનતા, ધીરજ અને ચિંતા (એ બધાં), બાધ્યબાધકભાવે જોડકાંના રૂપમાં એક બીજા સાથે રહીને, અંતે તો ચિંતાને જ પ્રાધાન્ય આપીને, પરમ આસ્વાદને પાત્ર બને છે.

આ રીતે બીજાં (ઉદાહરણોની) કલ્પના કરી લેવી. ઉદય, સંધિ, મિશ્રણ વગેરે આ બધા (પ્રકારોનો કારિકા ૨.૩ માં આનંદવર્ધને) 'આદિ' શબ્દ મૂકીને સમાવેશ કરી લીધો છે.

પણ (અહીં કોઈ શંકા કરશે કે) વિભાવ અને અનુભાવ દ્વારા પણ અધિક ચમત્કૃતિ (ઉદ્ભવતી) જોવામાં આવે છે, તેથી 'વિભાવધ્વનિ' અને 'અનુભાવધ્વનિ' પણ નિરૂપવા જોઈએ. (અમારો જવાબ છે કે) ના, એમ નહીં; વિભાવ અને અનુભાવ તો સ્વશબ્દવાચ્ય જ હોય છે; તેમની ચર્વણા પણ (રસ વગેરે સ્વરૂપની) ચિત્તવૃત્તિમાં પરિણમે છે, તેથી રસ અને ભાવ ઉપરાંત ચર્વણા કરવા જેવું (બીજું કાંઇ) છે જ નહીં. પરંતુ જો વિભાવ અને અનુભાવ સુદ્ધાં વ્યંગ્ય અને (એવું માનવા તમે તૈયાર થયા છો) તો 'વસ્તુધ્વનિ' (હોવાનો સ્વીકાર કરવાનું) કેમ જીરવી શકતા નથી ? ઉલટું જ્યારે વિભાવના આભાસને લીધે રતિનો આભાસ વગેરે (ઉદ્ભવે) ત્યારે વિભાવને અનુસરતા આભાસને લીધે ચર્વણાનો આભાસ થાય છે. તેથી (આ બાબત) રસાભાસને લગતી છે. જેમકે, રાવણકાવ્યનું શ્રવણ કરતાં થતો શૃંગારનો આભાસ

જો કે "શૃંગારનું તો જે અનુકરણ, તે હાસ્ય" એવું (ભરત) મુનિએ નિરૂપ્યું છે, છતાં તેમાં હાસ્યરસનું તત્ત્વ પાછળથી ઉદ્ભવતું હોય છે. જેમકે —

"દૂરે છતાં આકર્ષણ કરતા મોહનમંત્ર સમું
નામ પડયું જ્યાં કાને તેનું,
ક્ષણભર પણ ના તેના વિરહે
ચિતડું મારૂં ઠામ ઠરે."

અહીં તો હાસ્ય ચર્વણાનો અવસર નથી. પણ (સામાવાળો કહેશે કે) અહીં તો રતિ સ્થાયિભાવ છે નહીં; કેમકે પરસ્પરની પ્રીતિનું બંધન નથી. (અમારો જવાબ છે કે) તો કોણે કહ્યું કે રતિ છે ? તે તો રસાભાસ છે અને રસાભાસ માનવાનું બીજું આ કારણ પણ છે કે 'સીતા મારા પ્રત્યે ઉપેક્ષા કે દ્વેષ ધરાવે છે' એવી આની (=રાવણની) પ્રતીતિ (હોય એવું સહૃદયના) હૃદયને સ્પર્શી શકતું જ નથી; તે (પ્રકારની પ્રતીતિનો) સ્પર્શ થતાં જ તેનો અભિપ્રાય ઓસરી જાય. 'મારામાં તે અનુરાગ ધરાવે છે' એવા નિશ્ચયની તો વાત જ જવા દો, કેમકે કામને લીધે તેને મોહ ઉદ્ભવેલો છે. તે કારણે જ, છીપમાં (ભાસતા) રૂપાની જેમ, ત્યાં (=રાવણના ચિત્તમાં) વસ્તુતઃ તેનું (=રતિનું) સ્વરૂપ આભાસ તરીકેનું છે એવું (સહૃદયો) નક્કી કરે છે. અને આ (બાબતનું) સૂચન, 'શૃંગારનું અનુકરણ' એ શબ્દોના પ્રયોગ દ્વારા, (ભરત) મુનિએ પણ કર્યું

દીધું છે. 'અનુકરણ', 'અમુખ્યતા', 'આભાસ' આ (બધું) તો એક જ બાબત છે. તેથી જ (બે પ્રેમીઓમાંથી) એકમાં જ અભિલાષ રહેલો હોય છતાં 'શૃંગાર' શબ્દ વડે તેને ઓળખાવવામાં આવે ત્યારે તે આભાસ તરીકે છે એમ માનવું જોઈએ. શૃંગારના (નિર્દેશ) દ્વારા વીર વગેરે (રસોનું) પણ આભાસ સ્વરૂપ હોય એવું સૂચવાઈ જાય છે જ. આ રીતે રસધ્વનિનાં જ ભાવધ્વનિ વગેરે આ બધાં ઝરણાં છે. આસ્વાદ કાળે મુખ્ય પ્રયોજક અંશને આ રીતે જુદો પાડીને (રસધ્વનિ ભાવધ્વનિ વગેરે પ્રકારોની) વ્યવસ્થા ગોઠવવામાં આવે છે. જેમકે, સુગંધી દ્રવ્યોના જાણકાર યોજકો એકરસ આસ્વાદ સ્વરૂપે વ્યાપેલી સુગંધનો ઉપભોગ કરે છે છતાં આ (સુગંધી પદાર્થ) શુદ્ધ જટામાંસી (=બાલછડ) વગેરેના પ્રયોગવાળો છે (એમ કહીને વિશિષ્ટ સુગંધનો ભેદ પાડે છે).

પરંતુ, રસધ્વનિ (તો) તે જ છે, જે અહીં પ્રધાનપણે વિભાવ અનુભાવ અને વ્યભિચારીના સંયોજનથી ઉદ્ભવ પામતા વિભાવની પ્રતીતિ થતાં સહૃદય જ્ઞાતાના સ્થાયી અંશની ચર્વણા પ્રવૃત્ત થવાને લીધે ઉદ્ભવતા અતિશય આસ્વાદ (તરીકે અનુભવાય છે.) જેમકે—

> "ઉરુયુગને ઓળંગી મહાપ્રયત્ને, નિતંબભાગે રખડીને ચિર કાળ,
> વચ્ચે ત્રિવલીતરંગે વિષમ થએલા મધ્યમ — ઠરી જ,— એના અંગે,
> દૃષ્ટિ મારી તરસી જાણે, અવ તો ધીમે, ઉચ્ચ કુચો પર ચઢતી,
> ઉત્કંઠાથી વળી વળી નીરખે જલલવઝરતાં લોચનને."

અહીં તો (ચિત્રમાં દોરેલા) નાયિકાના સ્વરૂપને અનુસરીને વર્ણવાતા, (અને) ખુદ (નાયકના) પોતાના (ઉપસતા), ચિત્રથી પાવન થયેલા, ચિત્રફલકનું અવલોકન કરવાથી પરસ્પર પ્રેમબંધન રૂપનો વત્સરાજનો રતિ સ્થાયિભાવ, વિભાવ અને અનુભાવના સંયોજનને બળે, ચર્વણામાં પરિણમ્યો છે. તો બહુ (ચર્ચા) રહેવા દઈએ. આ નિશ્ચિત થયું કે — અંગી તરીકે ભાસતો રસ વગેરે અર્થ અસંલક્ષ્ય-ક્રમવ્યંગ્ય ધ્વનિનો પ્રકાર છે.

(ધ્વ. લો. ૨, ૩; પૃ. ૧૭૪–૧૮૦)

## § 33) રસ વિષે ભટ્ટનાયકનો મત :

ननूक्तं भट्टनायकेन-रसो यदा परगततया प्रतीयते तर्हि ताटस्थ्यमेव स्यात् । न च स्वगतत्वेन रामादिचरितमयात् काव्याद् असौ प्रतीयते । स्वात्मगतत्वेन प्रतीतौ स्वात्मनि रसस्योत्पत्तिरेवाभ्युपगता स्यात् । सा चायुक्ता सीतायाः सामाजिकं प्रत्यविभा-वत्वात् । कान्तात्वं साधारणं वासनाविकासहेतुर्विभावतायां प्रयोजकम् इति चेत् । देव-

तावर्णनादौ तदपि कथम् ? न च स्वकान्तास्मरणं मध्ये संवेद्यते । अलोकसामान्यानां च रामादीनां ये समुद्रसेतुबन्धादयो विभावास्ते कथं साधारण्यं भजेयुः । न चोत्साहादिमान् रामः स्मर्यते; अननुभूतत्वात् । शब्दादपि तत्प्रतिपत्तौ न रसोपजनः; प्रत्यक्षादिव नायकमिथुनप्रतिपत्तौ । उत्पत्तिपक्षे च करुणस्योत्पादाद् दुःखित्वे करुणप्रेक्षासु पुनरप्रवृत्तिः स्यात्; तन्न उत्पत्तिरपि । नाप्यभिव्यक्तिः, शक्तिरूपस्य हि शृङ्गारस्याभिव्यक्तौ विषयार्जनतारतम्यप्रवृत्तिः स्यात् । तत्रापि किं स्वगतोऽभिव्यज्यते रसः परगतो वेति पूर्ववदेव दोषः ।

तेन, न प्रतीयते, नोत्पद्यते, नाभिव्यज्यते काव्येन रसः । किन्तु, अन्यशब्दवैलक्षण्यं काव्यात्मनः शब्दस्य, त्र्यंशताप्रसादात् । तत्र, अभिधायकत्वं वाच्यविषयं, भावकत्वं रसादिविषयं, भोगकृत्त्वं सहृदयविषयम्, इति त्रयोंऽशभूता व्यापारा । तत्र, अभिधाभागो यदि शुद्धः स्यात्, तत् तन्त्रादिभ्यः शास्त्रन्यायेभ्यः श्लेषाद्यलङ्काराणां को भेदः ? वृत्तिभेदवैचित्र्यं चाकिञ्चित्करम् । श्रुतिदुष्टादिवर्जनं च किमर्थम् ? तेन, रसभावनाख्यो द्वितीयो व्यापारः, यद्वशाद् अभिधा विलक्षणैव । तच्चैतत् भावकत्वं नाम रसान् प्रति, यत् काव्यस्य तद्विभावादीनां साधारणत्वापादनं नाम । भाविते च रसे तस्य भोगः, योऽनुभवस्मरणप्रतिपत्तिभ्यो विलक्षण एव द्रुतिविस्तरविकासात्मा रजस्तमोवैचित्र्यानुविद्धसत्त्वमय निजचित्स्वभावनिर्वृतिविश्रान्तिलक्षणः परब्रह्मास्वादसविधः । स एव च प्रधान भूतोंऽशः सिद्धरूप इति । व्युत्पत्तिर्नामाप्रधानमेव । — इति ॥

(ध्व. २, ४, लो. पृ. १८०-१८३)

પણ ભટ્ટનાયકે તો કહ્યું છે કે — રસ જ્યારે પરગત તરીકે પ્રતીત થાય છે (એવું કહો) ત્યારે તો તેનું સ્વરૂપ તટસ્થતાનું (=સહૃદય સાથેના સંબંધ વગરનું) જ હોવું ઘટે. રામ વગેરેના ચરિત્રસ્વરૂપના કાવ્યમાંથી એની સ્વગત તરીકે તો પ્રતીતિ થતી નથી. (સહૃદયને) સ્વગત તરીકે પ્રતીતિ થાય છે એવું માનીએ તો (સહૃદયની) પોતાની અંદર રસની ઉત્પત્તિ જ થાય છે એવું સ્વીકારી લીધું ગણાશે (તાત્પર્ય કે, સહૃદય જ્ઞાતાની પોતાની ચિત્તવૃત્તિની જ પ્રત્યક્ષ રૂપે પ્રતીતિ થાય છે. અને તેથી તે ચિત્તવૃત્તિની ઉત્પત્તિ માન્યા વગર છૂટકો નહીં થાય). આ સીતાની બાબતમાં તો બંધ નહીં બેસે, કેમકે સામાજિક માટે તે (=સીતા) વિભાવરૂપ નથી. જો (તમે) કહેશો કે વાસનાના વિકાસમાં હેતુરૂપ એવા વિભાવપણાની બાબતમાં (સર્વ-)સાધારણ (સ્વરૂપનું) પ્રિયતમાપણું પ્રયોજક બનશે; તો (અમે પૂછીશું કે) દેવતા વર્ણન વગેરેમાં તે પણ કેવી રીતે (સંભવે)? વળી વચ્ચે પોતાની પ્રિયતમાના સ્મરણનું સંવેદન નથી થતું. ઉપરાંત સામાન્ય લોકથી ભિન્ન (=અલૌકિક) એવા રામ વગેરેના સમુદ્ર સેતુબંધ વગેરે જે વિભાવો (કાવ્યમાં નિરૂપેલા મળે છે) તે કેવી રીતે સાધારણીભાવ પામી શકે ? અને

ઉત્સાહ વગેરે ધરાવતા રામનું સ્મરણ થાય છે (એમ પણ કહી શકાશે) નહીં; કેમકે (પહેલાં એવા રામનો) અનુભવ થયો હોતો નથી. (કાવ્યમાંના) શબ્દ વગેરે ઉપરથી તેની પ્રતીતિ થતી માનવામાં આવે તો પણ (સહૃદયોને) રસ ઉદ્ભવે નહીં; જેમકે, નાયક (નાયિકાના) જોડકાને નજરોનજર જોતાં (રસ ઉદ્ભવતો નથી). (રસની) ઉત્પત્તિ થાય છે એવો પક્ષ સ્વીકારો તો કરુણની ઉત્પત્તિ થતાં દુઃખીપણું ઉદ્ભવે, (અને પરિણામે) કરુણ નાટકો પ્રત્યે (સહૃદયો) ફરીથી (જોવા) પ્રવૃત્ત ન બને. તેથી (રસની) ઉત્પત્તિ પણ નથી થતી. તેમ નથી થતી અભિવ્યક્તિ પણ; કેમકે શક્તિ સ્વરૂપના શૃંગારની (સહૃદયના હૃદયમાં) અભિવ્યક્તિ (થાય છે એવું) માનતાં વિષય પ્રાપ્તિ અંગેની ઓછાવત્તાપણે પ્રવૃત્તિ થશે (એવું માનવું પડશે). તેમાં પણ (સહૃદયમાં અભિવ્યક્ત થતો શૃંગાર વગેરે રસ) સ્વગત તરીકે અભિવ્યક્ત થાય છે કે પરગત તરીકે એમ (પ્રશ્ન ઉપસ્થિત થશે અને એમાંથી ગમે તે વિકલ્પ સ્વીકારો તો પણ) ઉપર દર્શાવ્યા મુજબ જ દોષ લાગુ પડશે.

તેથી (ફલિત થાય છે કે) કાવ્યમાં રસની નથી થતી પ્રતીતિ, નથી થતી ઉત્પત્તિ, કે નથી થતી અભિવ્યક્તિ. એને બદલે, કાવ્ય સ્વરૂપનો શબ્દ અન્ય શબ્દથી વિલક્ષણ છે, ત્રણ અંશો સાથે સંબંધ ધરાવવાને કારણે તેમાં ( આ ત્રણ અંશો પૈકી) અભિધાયકપણું વાચ્યવિષક છે, ભાવકપણું રસ વગેરે વિષયક છે, ભોગીપણું સહૃદય વિષયક છે, એ રીતે ત્રણ અંશરૂપ વ્યાપાર છે. તેમાં જો અભિધાભાગ (=અભિધાયકપણાનો અંશ) શુદ્ધ (=અન્ય વ્યાપારથી અસ્પૃષ્ટ) હોય તો (એક અર્થના બોધની વિવક્ષામાં એક પદનું એકવાર ઉચ્ચારણ કરવું એવા સ્વરૂપના) શાસ્ત્ર ન્યાય વગેરે તન્ત્રો અને શ્લેષ વગેરે અલંકારો વચ્ચે શો ફરક રહે ?, (તાત્પર્ય કે, જો શાસ્ત્રમાં પણ એકાર્થબોધને સ્થાને અનેકાર્થબોધનો સંભવ માનો તો શ્લેષ જેવા અલંકારાત્મક કાવ્યગત વાક્ય અને શાસ્ત્ર વાક્યવચ્ચે કોઈ ફરક જ ન રહે). વળી (કાવ્યમાં માત્ર અભિધા જ સ્વીકારીએ તો ઉપનાગરિકા વગેરે) ભિન્ન ભિન્ન વૃત્તિઓનું વૈવિધ્ય નકામું ઠરશે. પછી શ્રુતિદુષ્ટ વગેરે (કાવ્યદોષો) શા અર્થે પરહરવા ? તેથી રસભાવન (=રતિ વગેરેનું ભાવન) નામનો બીજો વ્યાપાર (માનવો પડે છે), જેને લીધે (કાવ્યગત) અભિધા (શાસ્ત્રીય વગેરે શબ્દમાંની અભિધા કરતાં) જુદાં જ લક્ષણોવાળો (ઠરે છે). અને કાવ્યમાંના તેના (=રસના) વિભાવ) વગેરેનું જે સાધારણીકરણ તે જ રસો પ્રત્યેના ભાવકપણા તરીકે ઓળખાય છે. રસનું ભાવન થતાં, તેનો ભોગ થાય છે જે અનુભવ સ્મરણ અને પ્રતીતિથી જુદાં જ લક્ષણોવાળો,

દ્રવીભવન વિસ્તાર અને વિકાસના સ્વરૂપનો, રજોગુણ અને તમોગુણના વૈચિ-ત્ર્યથી મિશ્રિત થયેલા સત્ત્વપ્રધાન સ્વાત્મચૈતન્ય સ્વરૂપની નિવૃત્તિમાં વિશ્રાન્તિ પામવાની વિશેષતાવાળો, (અને) પરબ્રહ્મ રસાસ્વાદ સમો હોય છે. અને એ જ, સિદ્ધસ્વરૂપનો હોઈ, મુખ્યભૂત અંશ છે. સહૃદયની (ચતુર્વર્ગના ઉપાય અંગેની વ્યુત્પત્તિ તો ગૌણ (અંશ) જ છે.

(ધ્વ. ૨, ૪; લો૦પૃ. ૧૮૪-૧૯૦)

## § ૩૪) ભટ્ટનાયકના મતનું ખંડન :

### (અ) રસના સ્વરૂપ અંગે મતમતાંતરો :

अत्रोच्यते । रसस्वरूप एव तावद् विप्रतिपत्तयः प्रतिवादिनाम् । तथा हि,—

(१) पूर्वावस्थायां यः स्थायी स एव व्यभिचारिसम्पातादिना प्राप्तपरिपोषोऽनु-कार्यगत एव रसः । नाट्ये तु प्रयुज्यमानत्वान्नाट्यरस इति केचित् ।

(२) प्रवाहधर्मिण्यां चित्तवृत्तौ चित्तवृत्तेः चित्तवृत्त्यन्तरेण कः परिपोषार्थः ? विस्मयशोकक्रोधादेश्च क्रमेण तावन्न परिपोष इति नानुकार्ये रसः । अनुकर्तरि च तद्-भावे लयाद्यननुसरणं स्यात् । सामाजिकगते वा कश्चमत्कारः ? प्रत्युत करुणादौ दुःख-प्राप्तिः । तस्मान्नायं पक्षः । कस्तर्हि ? इहानन्त्यान्नियतस्यानुकारो न शक्यः ; निष्प्रयोजनश्च, विशिष्टताप्रतीतौ ताटस्थ्येन व्युत्पत्त्यभावात् । तस्माद् अनियतावस्थात्मकं स्थायिनमुद्दिश्य विभावानुभावव्यभिचारिभिः संयुज्यमानैः 'अयं रामः सुखी' इति स्मृति-विलक्षणा स्थायिनि प्रतीतिगोचरतयास्वादरूपा प्रतिपत्तिरनुकर्त्रालम्बना नाट्यैकगामिनी रसः । स च न व्यतिरिक्तमाधारमपेक्षते ; किन्तु, अनुकार्यभिमते नर्तके आस्वादयिता सामाजिक इत्येतावन्मात्रमदः । तेन, 'नाट्य एव रसः, नानुकार्यादिषु' इति केचित् ।

(३) अन्ये तु, अनुकर्तरि यः स्थाय्यवभासोऽभिनयादीसामग्र्यादिकृतो भित्ताविव हरितालादिना अश्वावभासः, स एव लोकातीततयास्वादापरसंज्ञया प्रतीत्या रस्यमानो रस इति, नाट्याद् रसा नाट्यरसाः ।

(४) अपरे पुनर्विभावानुभावमात्रमेव विशिष्टसामाग्र्या समर्प्यमाणं तद्विभावनीय-स्थायिरूपचित्तवृत्त्युचितवासनानुषक्तं स्वनिर्वृतिचर्वणाविशिष्टमेव रसः । तन्नाट्यमेव रसाः ।

(५) अन्ये तु शुद्धं विभावम् ; (६) अपरे शुद्धमनुभावम् ; (७) केचित् तु स्थायिमात्रम् ; (८) इतरे व्यभिचारिणम् ; (९) अन्ये तत्संयोगम् ; (१०) एकेऽनुकार्यम् ; (११) केचन सकलमेव समुदायं ; रसमाहुः । इत्यलं बहुना ॥

(ध्व. २,३; लो. पृ. १८४–१९०)

આ બાબતમાં (અમે જવાબમાં) કહીએ છીએ કે : પ્રથમ તો રસના (ખુદ) સ્વરૂપ વિષે જ પ્રતિવાદીઓનો મતભેદ છે. તો તેમ (જોતાં) :

(૧) (પરિપોષ થયા) પૂર્વેની અવસ્થામાં જે (રતિ વગેરે) સ્થાયિભાવ (તરીકે) હોય છે, (અને વાસ્તવમાં અનુકાર્યમાં =જેનું અનુકરણ કરવામાં આવે છે તે નાયકમાં, ઉત્પન્ન થાય છે. અને અનુકર્તામાં =અનુકરણ કરનાર નટમાં આરોપિત થાય છે, છતાં નજરે જોનારને તો) અનુકાર્યમાં રહેલો (જણાતો હોય છે), તે જ, વ્યભિચારિભાવનું આવી પડવું વગેરે કારણોસર, પરિપોષ પામતાં 'રસ' (કહેવાય છે), પરંતુ નાટ્યમાં પ્રયોજાતાં તેને (ભરતે) 'નાટ્યરસ' (કહ્યો છે), એવું કેટલાક (માને) છે.

(૨) (આના વિરોધમાં શંકુક વગેરે પૂછે છે કે) ચિત્તવૃત્તિ પ્રવાહરૂપની હોય છે (એવું સ્વીકારો) પછી એક ચિત્તવૃત્તિનો બીજી ચિત્તવૃત્તિ દ્વારા પરિપોષ થવાનો (સ્વીકાર કરીને) શો ફાયદો ? અને વિસ્મય શોક ક્રોધ વગેરેનો પરિપોષ એક પછી એક એ રીતે તો થતો નથી. (ઉલટું, ઇષ્ટજનના વિયોગે ઉદ્ભવેલો મોટો શોક ક્રમે ક્રમે શમે છે, દૃઢ થતો નથી, તેમ પોતપોતાને કારણે ઉદ્ભવેલા ક્રોધ ઉત્સાહ રતિ વગેરે પણ કાળધર્મને વશવર્તીને અમર્ષસ્થિરતા, સેવાવિપર્યય વગેરેથી ઓસરે છે.) તેથી અનુકાર્યમાં (=નાયકમાં) રસ હોતો નથી (એવું સિદ્ધ થાય છે). (હવે જો) અનુકરણ કરનારમાં (=નટમાં) તે હોય છે એવું માનો તો (તેણે નૃત્ત ગીત વાદ્ય એ ત્રણેની એકતાનતાના સ્વરૂપના) લય વગેરેને અનુસરવાનું નહી રહે. અને સામાજીકમાં છે એમ માનો તો ચમત્કૃતિ ક્યાં રહી ? (એટલે કે, રામ વગેરેની જેમ સામાજીકને પણ રતિ વગેરે ઉદ્ભવતાં ચમત્કૃતિનો અનુભવ થતો નથી.) ઉલટું કરૂણ વગેરેમાં દુઃખપ્રાપ્તિ થશે. માટે આ પક્ષ (બરાબર) નથી. તો પછી કયો (બરાબર છે) ? આ બાબતમાં (રતિ વગેરે ભાવોની મંદતમ મંદતર મંદ મધ્યમ વગેરે અવસ્થાઓ) અસંખ્ય હોવાથી, અમુક ચોક્કસ (અવસ્થાનું) અનુકરણ શકય નથી; અને (શકય હોય તો) નિષ્પ્રયોજન છે, કેમકે (રામ વગેરે વ્યક્તિવિશેષમાં સ્થાયીની અમુક વિશિષ્ટ વૃત્તિ સમજીને નટ તેનું અનુકરણ કરે છે તેથી સામાજીકમાં તેવી જ) વિશિષ્ટ પ્રતીતિ થાય છે એવું સ્વીકારીએ તો (સામાજીક તો) તટસ્થ હોવાથી (તેનામાં ચતુર્વર્ગના ઉપાય અંગેની) વ્યુત્પત્તિ ઉદ્ભવતી નથી. (આ રીતે સ્થાયીનું અનુકરણ તે રસ એ પક્ષ બરાબર નથી એવું દર્શાવ્યું.) તેથી અનિયત અવસ્થાના સ્વરૂપના સ્થાયીની (પ્રતીતિને ઉદ્દેશીને (નટ વગેરે દ્વારા ભજવાતા) વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવો સંયોજીત બનતાં 'રામ સુખી છે, એવી સ્મૃતિથ જુદાં લક્ષણો ધરાવતી, સ્થાયીમાં

પ્રતીતિનો વિષય બનતી હોવાથી આસ્વાદરૂપ પામતી, અનુકર્તા (=નટ) ઉપર આધારિત, અને માત્ર નાટ્યમાં જ રહેલી (કે અનુભવાતી) પ્રતીતિ (તે જ) રસ (એવું ફલિત થાય છે). વળી તે (આગળ જેના વિષે કહેવાના છીએ તે સિવાયના) અન્ય આધારની અપેક્ષા રાખતો નથી; પરંતુ અનુકાર્ય (રામાદિ નાયક) સાથે નર્તકને અભિન્ન માનતાં સામાજિકને તેનો આસ્વાદ આવે છે. આમ (રસ પ્રતીતિ) એ આટલી જ (સાદી) બાબત છે. તેથી 'નાટ્યમાં જ રસ હોય છે, નહીં કે અનુકાર્ય વગેરેમાં', એવું કેટલાક (માને છે).

(૩) તો બીજા (કેટલાક)—અનુકર્તા (નટમાં) અભિનય વગેરે સામગ્રીને કારણે, સ્થાયીનો જે આભાસ (ખડો થાય છે), જેમકે હરતાળ વગેરે (રંગો) દ્વારા ભીંત ઉપર ઘોડાનો આભાસ (ખડો થાય છે, તેવા પ્રકારનો) તે જ, લોકાતીત સ્વરૂપનો હોવાથી 'સ્વાદ' એવા જુદા નામની પ્રતીતિ દ્વારા રસનો વિષય બનતાં 'રસ' (કહેવાય છે). આ રીતે નાટ્યને લીધે (ઉદ્ભવતા) રસો (તે) નાટ્ય-રસો—(એવું માને છે).

(૪) વળી બીજા (કેટલાક)—(ભાવકપણાની વિશેષતાથી રંગાયેલી) અમુક ખાસ સ્વરૂપની સામગ્રી દ્વારા રજૂ કરવામાં માત્ર વિભાવ અને અનુભાવો જ, તેમના દ્વારા (અનુક્રમે) વિભાવ તરીકે અને અનુભાવ તરીકે અનુભવવાની સ્થાયિ-રૂપી ચિત્તવૃત્તિને અનુરૂપ એવી ચિત્તવાસના સાથે સંબંધ ધરાવતી (સામાજિકની) પોતાની ચિત્તવૃત્તિની ચર્વણાનો વિષય બનતાં, રસ (કહેવાય છે). તેથી નાટ્ય એ જ રસ છે.

(૫) (કેટલાક) અન્ય તો શુદ્ધ વિભાવને, (૬) બીજા (કેટલાક વળી) શુદ્ધ અનુભાવને, (૭) કેટલાક તો ફક્ત સ્થાયીને, (૮) બીજા (વળી) વ્યભિચારીને (૯) અન્ય (કેટલાક વળી) તેમના સંયોગને, (૧૦) કેટલીક (વળી) અનુકાર્યને (=નાયકને), (૧૧) કેટલાક (વળી આ) બધા સમુદાયને જ, 'રસ' કહે છે. તો વિસ્તાર બસ કરીએ.

## (આ) રસની પ્રતીયમાનતા :

काव्येऽपि च लोकनाट्यधर्मिस्थानीयेन स्वभावोक्तिवक्रोक्तिप्रकारद्वयेनालौकिकप्रसन्नमधुरौजस्विशब्दसमर्प्यमाणविभावादियोगाद् इयमेव रसवार्ता । अस्तु वात्र नाट्याद् विचित्ररूपा रसप्रतीतिः, उपायवैलक्षण्याद्; इयमेव तावद् अत्र सरणिः । एवं स्थिते, प्रथमपक्ष एवैतानि दूषणाणि, प्रतीतेः स्वपद्गतत्वादिविकल्पनेन । सर्वपक्षेषु च प्रतीतिरपरिहार्या रसस्य ; अप्रतीतं हि पिशाचवद् अव्यवहार्यं स्यात् । किन्तु, यथा प्रतीति-

मात्रत्वेनाविशिष्टत्वेऽपि प्रात्यक्षिकी आनुमानिकी आगमोत्था प्रतिभानकृता योगिप्रत्यक्षजा च प्रतीतिरुपायवैलक्षण्यथाद् अन्यैव, तद्वद् इयमपि प्रतीतिश्चर्वणास्वादनभोगापरनामा भवतु; तन्निदानभूताया हृदयसंवादाद्युपकृताया विभावादिसामग्र्या लोकोत्तररूपत्वात्। रसाः प्रतीयन्त इति, ओदनं पचति इतिवद् व्यवहारः; प्रतीयमान एव हि रसः। प्रतीतिरेव विशिष्टा रसना। सा च नाट्ये लौकिकानुमानप्रतीतेर्विलक्षणा, तां च प्रमुखे उपायतया सन्दधाना; एवं काव्ये अन्यशाब्दप्रतीतेर्विलक्षणा, तां च प्रमुखे उपायतयापेक्षमाणा। तस्माद् अनुत्थानोपहतः पूर्वपक्षः।

'रामादिचरितं तु न सर्वस्य हृदयसंवादी' इति महत् साहसम्; चित्रवासनाविशिष्टत्वाच्चेतसः। यदाह—"तासामनादित्वं चाशिषो नित्यत्वात्"[१] "जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात्[२]" इति। तेन प्रतीतिस्तावद् रसस्य सिद्धा। सा च, रसनारूपा प्रतीतिरुत्पद्यते। वाच्यवाचकयोस्तत्राभिधादिविविक्तो व्यञ्जनात्मा ध्वननव्यापार एव।

ઉપરાંત, કાવ્યમાં પણ (નાટ્યમાંના) લોકધર્મી અને નાટ્યધર્મીની ગરજ સારતા (કાવ્યગત) સ્વભાવોક્તિ વક્રોક્તિ એ બે પ્રકારે અલૌકિક મધુર ઓજસ્વી શબ્દો દ્વારા રજૂ કરવામાં આવતા વિભાવ વગેરેના યોગે રસની વાત આવી જ છે. (તાત્પર્ય કે રસનું સ્વરૂપ અને પ્રતીતિ નાટ્યમાં હોય છે તેવાં જ કાવ્યમાં પણ હોય છે). અથવા, ભલે ને અહીં (=કાવ્યમાં) નાટ્ય કરતાં જુદા સ્વરૂપની રસપ્રતીતિ થાય, કેમકે (બન્નેમાંના રસનિષ્પતિ માટેના) ઉપાયો જુદા સ્વરૂપના છે; (પરંતુ) આ બાબતમાં (રસનિષ્પત્તિની) પ્રક્રિયા તો આ જ (સ્વીકારવી પડશે). આ પરિસ્થિતિમાં (ભટ્ટલોલ્લટે પ્રતિપાદિત કરેલા 'ઉત્પત્તિવાદ' નામે ઓળખાતા) પ્રથમ પક્ષને જ 'પ્રતીતિની બાબતમાં સ્વગત અને પરગત એવા વિકલ્પ દ્વારા (ઉપર દર્શાવ્યા છે) એ દોષો લાગુ પડશે. (ગમે તે પક્ષ માનો તો પણ) સર્વ પક્ષોમાં (સહૃદયોને રસની) પ્રતીતિ થાય છે એ માન્યા વગર છૂટકો નથી; કેમકે, જેની પ્રતીતિ ન થઈ હોય તેવી વસ્તુ વ્યવહારને પાત્ર બની શકતી નથી, જેમકે પિશાચ. પરંતુ જેમ પ્રતીતિ તરીકેના માત્ર (સામાન્ય ધર્મને) આધારે, વિશેષ સ્વરૂપની ન હોવા છતાં, પ્રત્યક્ષથી ઉદ્ભવેલી, અનુમાનથી તારવેલી, આગમથી મળેલી, પ્રતિભા શક્તિથી જાગેલી અને યોગિપ્રત્યક્ષથી જન્મેલી પ્રતીતિ, (તેના તેના) ઉપાયો જુદા જુદા સ્વરૂપના હોવાથી, જુદી જુદી ઠરે છે, તે રીતે અહીં (કાવ્યને લગતી) ચર્વણા, રસાસ્વાદન અને ભોગ એવા નામોવાળી માનો,

---

१. यो. सू. ४, १०.

२. यो. सू. ४, ९.

કારણ કે તેના નિદાનરૂપ, હૃદયસંવાદ વગેરેની મદદ પામતી, વિભાવ વગેરે સામગ્રી લોકોત્તર સ્વરૂપની છે. 'રસો પ્રતીત થાય છે' એવો વાક્પ્રયોગ 'ભાત રાંધે છે, એવા વાક્પ્રયોગ જેવો છે. (તાત્પર્ય કે, રાંધેલા ચોખા તે જ 'ભાત' હોઈ, તેને વળી ફરીથી રાંધવાના રહેતા નથી, છતાં લોકવ્યવહારમાં આપણે 'ભાત રાંધે છે' એવો ઉપચારપરક પ્રયોગ કરીએ છે, તેમ રસ એ તો સ્થાયિભાવની પૂર્ણ પ્રતીતિની અવસ્થા હોઈ એક વખત સ્થાયિભાવ 'રસ' અવસ્થાને પામે પછી તેને ફરીથી પ્રતીત થવાનું રહેતું નથી, છતાં 'રસ પ્રતીત થાય છે' એવો વાક્-પ્રયોગ કરવામાં આવે છે તે ઉપરથી તેની ઉપચારમૂલકતા સિદ્ધ થાય છે). ખરું જોતાં પ્રતીતિનો વિષય બનવું એજ રસ છે. (વિભાવ વગેરેની વિશેષતા ધરાવતી સ્થાયીવિષયક) વિશિષ્ટ પ્રતીતિ એ જ 'રસના' છે. તે તો નાટ્યમાં લૌકિક અનુમાનપ્રતીતિથી જુદા સ્વરૂપની હોય છે, અને તેને (=લૌકિક અનુમાન પ્રતીતિને) આરંભમાં ઉપાય તરીકે ઉપયોગમાં લે છે; એ જે રીતે કાવ્યમાં લૌકિક કે વૈદિક એવા) શબ્દથી ઉદ્ભવેલી પ્રતીતિ કરતાં જુદા સ્વરૂપની છે અને તેની આરંભમાં ઉપાય તરીકે અપેક્ષા રાખે છે. તેથી, ઉભો ન થઈ શકવાથી પૂર્વપક્ષ ખંડિત થઈ જાય છે.

(અલૌકિક હોવાથી) રામ વગેરેનું ચરિત્ર તો સર્વને હૃદયસંવાદી (લાગતું) નથી (એવું કહેવું) એ મોટું સાહસ (=અવિચારીપણું) કહેવાય; કેમકે (સહૃદયનું) ચિત્ત વિવિધ પ્રકારની વાસનાઓથી વાસિત થયેલું હોય છે (તેથી લોકોત્તર ચરિતની બાબતમાં પણ સહૃદયોના હૃદયસંવાદ સધાઈ શકે છે). (યોગસૂત્ર-કારે) કહ્યું છે કે 'અને તે (=વાસનાઓ) અનાદિ હોય છે, કેમકે આશાઆકાંક્ષાઓ નિત્યસ્વરૂપની છે' (યો. સૂ. ૪. ૧૦), 'જાતિ દેશ અને કાળ દ્વારા (એક-બીજાથી) સંકળાયેલી ન હોવા છતાં (વાસનાઓ) અવિચ્છિન્ન (રહેતી) હોય છે, કેમકે સ્મૃતિ અને સંસ્કાર (એ બન્ને) એક સ્વરૂપના છે' (યો. સૂ. ૪. ૯.) તેથી રસની પ્રતીતિ (થાય છે એવું) તો સિદ્ધ થઈ જાય છે. વળી તે પ્રતીતિ (સહૃદયોમાં) 'રસના' રૂપે ઉદ્ભવે છે. તેમાં વાચ્ય અને વાચકનો, અભિધા વગેરેથી જુદો, વ્યંજનાસ્વરૂપનો ધ્વનનવ્યાપાર જ (હોય છે),

### (ઈ) ભોગીકરણ, ભાવકપણું અને ભોગમાં ધ્વનનની હયાતિ છે:

भोगीकरणव्यापारश्च काव्यस्य रसविषयो ध्वननात्मैव, नान्यत् किञ्चित् ।

भावकत्वमपि समुचितगुणालङ्कारपरिग्रहात्मकम् अस्माभिरेव वितत्य वक्ष्यते । किमेतद् अपूर्वम् ? 'काव्यं च रसान् प्रति भावकम्' इति यद् उच्यते, तत्र भवतैव

मात्रत्वेनाविशिष्टत्वेऽपि प्रात्यक्षिकी आनुमानिकी आगमोत्था प्रतिभानकृता योगिप्रत्यक्षजा च प्रतीतिरुपायवैलक्षण्यथाद् अन्यैव, तद्वद् इयमपि प्रतीतिश्चर्वणास्वादनभोगापरनामा भवतु; तन्निदानभूताया हृदयसंवादाद्युपकृताया विभावादिसामग्र्या लोकोत्तररूपत्वात् । रसाः प्रतीयन्त इति, ओदनं पचति इतिवद् व्यवहारः; प्रतीयमान एव हि रसः । प्रतीतिरेव विशिष्टा रसना । सा च नाट्ये लौकिकानुमानप्रतीतेर्विलक्षणा, तां च प्रमुखे उपायतया सन्दधाना; एवं काव्ये अन्यशाब्दप्रतीतेर्विलक्षणा, तां च प्रमुखे उपायतयापेक्षमाणा । तस्माद् अनुत्थानोपहतः पूर्वपक्षः ।

'रामादिचरितं तु न सर्वस्य हृदयसंवादी' इति महत् साहसम्; चित्रवासनाविशिष्टत्वाच्चेतसः । यदाह—"तासामनादित्वं चाशिषो नित्यत्वात्"[1] "जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात्[2]" इति । तेन प्रतीतिस्तावद् रसस्य सिद्धा । सा च, रसनारूपा प्रतीतिरुत्पद्यते । वाच्यवाचकयोस्तत्राभिधादिविविक्तो व्यञ्जनात्मा ध्वननव्यापार एव ।

ઉપરાંત, કાવ્યમાં પણ (નાટ્યમાંના) લોકધર્મી અને નાટ્યધર્મીની ગરજ સારતા (કાવ્યગત) સ્વભાવોક્તિ વક્રોક્તિ એ બે પ્રકારે અલૌકિક મધુર ઓજસ્વી શબ્દો દ્વારા રજૂ કરવામાં આવતા વિભાવ વગેરેના યોગે રસની વાત આવી જ છે. (તાત્પર્ય કે રસનું સ્વરૂપ અને પ્રતીતિ નાટ્યમાં હોય છે તેવાં જ કાવ્યમાં પણ હોય છે). અથવા, ભલે ને અહીં (=કાવ્યમાં) નાટ્ય કરતાં જુદા સ્વરૂપની રસપ્રતીતિ થાય, કેમકે (બન્નેમાંના રસનિષ્પતિ માટેના) ઉપાયો જુદા સ્વરૂપના છે; (પરંતુ) આ બાબતમાં (રસનિષ્પત્તિની) પ્રક્રિયા તો આ જ (સ્વીકારવી પડશે). આ પરિસ્થિતિમાં (ભટ્ટલોલ્લટે પ્રતિપાદિત કરેલા 'ઉત્પત્તિવાદ' નામે ઓળખાતા) પ્રથમ પક્ષને જ 'પ્રતીતિની બાબતમાં સ્વગત અને પરગત એવા વિકલ્પ દ્વારા (ઉપર દર્શાવ્યા છે) એ દોષો લાગુ પડશે. (ગમે તે પક્ષ માનો તો પણ) સર્વે પક્ષોમાં (સહૃદયોને રસની) પ્રતીતિ થાય છે એ માન્યા વગર છૂટકો નથી; કેમકે, જેની પ્રતીતિ ન થઈ હોય તેવી વસ્તુ વ્યવહારને પાત્ર બની શકતી નથી, જેમકે પિશાચ. પરંતુ જેમ પ્રતીતિ તરીકેના માત્ર (સામાન્ય ધર્મને) આધારે, વિશેષ સ્વરૂપની ન હોવા છતાં, પ્રત્યક્ષથી ઉદ્ભવેલી, અનુમાનથી તારવેલી, આગમથી નિકેલી, પ્રતિભા શક્તિથી જાગેલી અને યોગિપ્રત્યક્ષથી જન્મેલી પ્રતીતિ, (તેના તેના) ઉપાયો જુદા જુદા સ્વરૂપના હોવાથી, જુદી જુદી ઠરે છે, તે રીતે અહીં (કાવ્યને લગતી) ચર્વણા, રસાસ્વાદન અને ભોગ એવા નામોવાળી માનો,

---

१. यो. सू. ४, १०.

२. यो. सू. ४, ९.

કારણ કે તેના નિદાનરૂપ, હૃદયસંવાદ વગેરેની મદદ પામતી, વિભાવ વગેરે સામગ્રી લોકોત્તર સ્વરૂપની છે. 'રસો પ્રતીત થાય છે' એવો વાક્પ્રયોગ 'ભાત રાંધે છે, એવા વાક્પ્રયોગ જેવો છે. (તાત્પર્ય કે, રાંધેલા ચોખા તે જ 'ભાત' હોઈ, તેને વળી ફરીથી રાંધવાના રહેતા નથી, છતાં લોકવ્યવહારમાં આપણે 'ભાત રાંધે છે' એવો ઉપચારપરક પ્રયોગ કરીએ છે, તેમ રસ એ તો સ્થાયિભાવની પૂર્ણ પ્રતીતિની અવસ્થા હોઈ એક વખત સ્થાયિભાવ 'રસ' અવસ્થાને પામે પછી તેને ફરીથી પ્રતીત થવાનું રહેતું નથી, છતાં 'રસ પ્રતીત થાય છે' એવો વાક્-પ્રયોગ કરવામાં આવે છે તે ઉપરથી તેની ઉપચારમૂલકતા સિદ્ધ થાય છે). ખરું જોતાં પ્રતીતિનો વિષય બનવું એજ રસ છે. (વિભાવ વગેરેની વિશેષતા ધરાવતી સ્થાયીવિષયક) વિશિષ્ટ પ્રતીતિ એ જ 'રસના' છે. તે તો નાટ્યમાં લૌકિક અનુમાનપ્રતીતિથી જુદા સ્વરૂપની હોય છે, અને તેને (=લૌકિક અનુમાન પ્રતીતિને) આરંભમાં ઉપાય તરીકે ઉપયોગમાં લે છે; એ જે રીતે કાવ્યમાં લૌકિક કે વૈદિક એવા) શબ્દથી ઉદ્ભવેલી પ્રતીતિ કરતાં જુદા સ્વરૂપની છે અને તેની આરંભમાં ઉપાય તરીકે અપેક્ષા રાખે છે. તેથી, ઉભો ન થઈ શકવાથી પૂર્વપક્ષ ખંડિત થઈ જાઇ છે.

(અલૌકિક હોવાથી) રામ વગેરેનું ચરિત્ર તો સર્વને હૃદયસંવાદી (લાગતું) નથી (એવું કહેવું) એ મોટું સાહસ (=અવિચારીપણું) કહેવાય; કેમકે (સહૃદયનું) ચિત્ત વિવિધ પ્રકારની વાસનાઓથી વાસિત થયેલું હોય છે (તેથી લોકોત્તર ચરિતની બાબતમાં પણ સહૃદયોના હૃદયસંવાદ સધાઈ શકે છે). (યોગસૂત્ર-કારે) કહ્યું છે કે 'અને તે (=વાસનાઓ) અનાદિ હોય છે, કેમકે આશાઆકાં-ક્ષાઓ નિત્યસ્વરૂપની છે' (યો. સૂ. ૪. ૧૦), 'જાતિ દેશ અને કાળ દ્વારા (એક-બીજાથી) સંકળાયેલી ન હોવા છતાં (વાસનાઓ) અવિચ્છિન્ન (રહેતી) હોય છે, કેમકે સ્મૃતિ અને સંસ્કાર (એ બન્ને) એક સ્વરૂપના છે' (યો. સૂ. ૪. ૯.) તેથી રસની પ્રતીતિ (થાય છે એવું) તો સિદ્ધ થઈ જાય છે. વળી તે પ્રતીતિ (સહૃદયોમાં) 'રસના' રૂપે ઉદ્ભવે છે. તેમાં વાચ્ય અને વાચકનો, અભિધા વગેરેથી જુદો, વ્યંજનાસ્વરૂપનો ધ્વનનવ્યાપાર જ (હોય છે),

## (ઈ) ભોગીકરણ, ભાવકપણું અને ભોગમાં ધ્વનનની હયાતિ છે:

भोगीकरणव्यापारश्च काव्यस्य रसविषयो ध्वननात्मैव, नान्यत् किञ्चित् ।

भावकत्वमपि समुचितगुणालङ्कारपरिग्रहात्मकम् अस्माभिरेव वितत्य वक्ष्यते । किमेतद् अपूर्वम् ? 'काव्यं च रसान् प्रति भावकम्' इति यद् उच्यते, तत्र भवतैव

भावनाद् उत्पत्तिपक्ष एव प्रत्युज्जीवितः । न च काव्यशब्दानां केवलानां भावकत्वम्, अर्थापरिज्ञाने तदभावात् । न च केवलानामर्थानाम्, शब्दान्तरेणार्प्यमाणत्वे तदयोगात् । द्वयोस्तु भावकत्वम् अस्माभिरेवोक्तं "यत्रार्थः शब्दो वा तमर्थं....व्यङ्क्तः"[1] इत्यत्र । तस्माद् व्यञ्जकत्वाख्येन व्यापारेण गुणालङ्कारौचित्यादिकया इतिकर्तव्यतया, काव्यं भावकं रसान् भावयति इति, त्र्यंशायामपि भावनायां करणांशे ध्वननमेव निपतति ।

भोगोऽपि न काव्यशब्देन क्रियते, अपि तु घनमोहान्ध्यसङ्कटतानिवृत्तिद्वारेण आस्वादापरनाम्नि अलौकिके द्रुतिविस्तरविकासात्मनि भोगे कर्तव्ये लोकोत्तरे, ध्वननव्यापार एव मूर्धाभिषिक्तः । तच्चेदं भोगकृत्त्वं रसस्य ध्वननीयत्वे सिद्धे दैवसिद्धम्; रस्यमानतोदितचमत्कारानतिरिक्तत्वाद् भोगस्य, इति । सत्त्वादीनां च अङ्गाङ्गिभाववैचित्र्यस्य आनन्त्याद् द्रुत्यादित्वेन आस्वादगणना न युक्ता । परब्रह्मास्वादसब्रह्मचारित्वं चास्तु रसास्वादस्य ।

व्युत्पादनं च शासनप्रतिपादनाभ्यां शास्त्रेतिहासकृताभ्यां विलक्षणम् । 'यथा रामस्तथाहम्' इत्युपमानातिरिक्तां रसास्वादोपायस्वप्रतिभाविजम्भारूपां व्युत्पत्तिम् अन्ते करोति इति कम् उपालभामहे ?

तस्मात्, स्थितमेतत् — अभिव्यज्यन्ते रसाः, प्रतीत्यैव च रस्यन्ते — इति । तत्राभिव्यक्तिः प्रधानतया भवतु, अन्यथा वा; प्रधानत्वे ध्वनिः अन्यथा रसावलङ्कारः ॥

(ध्व. २, ४; लो. पृ. १८४–१९०)

'ભોગીકરણ' વ્યાપાર તો કાવ્યના રસવિષયક ધ્વનનના સ્વરૂપનો જ (હોય છે), નહીં કે બીજું કાંઈક.

'ભાવકપણું' પણ (તે તે રસને) અનુરૂપ એવા ગુણાલંકારનો સ્વીકાર કરવાના સ્વરૂપનું જ (હોય છે એમ) અમે જ વિસ્તારથી કહેવાના છીએ. એમાં નવું શું છે ? રસ પ્રત્યે કાવ્ય 'ભાવક' છે એવું જે (તમે) કહો છો, તેમાં તમે પોતે જ 'ભાવન' (થવું, બનવું, ઉત્પન્ન થવું તે) દ્વારા ઉત્પત્તિપક્ષને જ જીવતદાન આપ્યું છે વળી કેવળ કાવ્યગત શબ્દો જ ભાવક બને છે એવું નથી, કેમકે અર્થનું પૂર્ણ જ્ઞાન ન થાય તો તે (ભાવકપણું) ઉદ્ભવતું નથી, તેમ માત્ર અર્થોનું પણ (ભાવકપણું હોતું) નથી, કેમકે અન્ય (લૌકિક કે શાસ્ત્રવાક્યમાંના) શબ્દો દ્વારા તેની રજૂઆત થતાં તેમાં (ભાવકપણાનો) સંબંધ આવતો નથી. જ્યારે 'જ્યાં અર્થ કે શબ્દ તે અર્થને વ્યક્ત કરે છે' એ (કારિકાનું વિવરણ કરતી) વખતે વૃત્તિકારને અનુસરીને) ભાવકપણું તો બન્નેનું છે એમ અમે જ

---

१. આ વાક્ય ધ્વ. વૃ. માંનું છે. જુઓ પૃ. १९१.

કહ્યું છે. માટે વ્યંજકત્વ નામના વ્યાપાર(રૂપી સાધન દ્વારા) ગુણ અલંકાર વગેરેનું ઉચિતપણું વગેરે (સ્વરૂપની) 'ઇતિકર્તવ્યતા (=આ પ્રકારે કાર્ય કરવું જોઇએ એવી પ્રક્રિયા=ઉપકારકતા) દ્વારા કાવ્ય ભાવકને (=સહૃદયને) રસોનું ભાવન કરાવે છે. આ રીતે 'ભાવિત કરાવવું' એ સાધ્ય, 'વ્યંજકત્વ' એ સાધન અને 'ગુણાલંકારાદિનું ઔચિત્ય' એ ઇતિકર્તવ્યતા, એવા) ત્રણ અંશવાળી ભાવનામાં (=ચમત્કારને થવા માટેના અનુકૂળ વ્યાપારમાં) કરણઅંશ તરીકે 'ધ્વનન' મૂકાય છે.

વળી 'ભોગ' પણ કાવ્યગત શબ્દ દ્વારા નથી થતો, બલ્કે ગાઢ મોહાન્ધકારના ઘેરાના નિવારણ દ્વારા, 'આસ્વાદ' એવા પર્યાયથી ઓળખાતો, અલૌકિક દ્રવીભાવ વિકાસ અને વિસ્તારના સ્વરૂપનો લોકોત્તર એવો 'ભોગ' કરવાનો હોય છે; તેમાં ધ્વનનવ્યાપાર જ (રાજ્યસિંહાસન પર) અભિષેક કરી સ્થાપેલો (=સમ્રાટ સમો, અને તેથી મુખ્યતઃ હેતુભૂત) છે. (તમે કહેલું) તે આ ભોગીપણું' તો રસની ધ્વનનીયતા સિદ્ધ થતાં દૈવયોગે (=પોતે જાતે જ=વિના પુરુષાર્થે) સિદ્ધ થઈ ચૂક્યું (જ સમજો); કેમકે 'ભોગ' (પોતે) રસમાં પરિણમવાની પ્રક્રિયાથી ઉદ્ભવતી ચમત્કૃતિથી ઉપરવટ (એવું વધારાનું તત્ત્વ) નથી. વળી (ઓછાવત્તા હોવું એ પ્રકારે) અંગાંગિભાવના વૈવિધ્યને સીમા ન હોવાથી, દ્રવીભવન વગેરે સ્વરૂપે સત્ત્વ વગેરેના આસ્વાદની ગણત્રી કરવી ઠીક નથી. અને આ રસાદવાદનું પરબ્રહ્મના રસાસ્વાદ સાથેનું સામ્ય તો ભલે રહ્યું.

(કાવ્યમાંની) વ્યુત્પાદકતા તો શાસ્ત્ર અને ઈતિહાસ દ્વારા કરવામાં આવતાં અનુક્રમે આજ્ઞા અને પ્રતિપાદનથી (=બોધપરક સમજાવટથી) જુદા સ્વરૂપનાં છે. 'જેવા રામ તેવો હું' એવા ઉપમાવ્યાપારથી અલગ ચડિઆતી, રસાસ્વાદના ઉપાયરૂપ (સહૃદયની) પોતાની પ્રતિભાશક્તિના ઉન્મેષસ્વરૂપની વ્યુત્પત્તિ, (કાવ્ય) અંતે ઉપજાવે છે એમ (તમે કહેવા માગતા હોવ) તો અમારે કોને ઠપકો આપવાનો રહે ?

તેથી આ ચોક્કસ છે કે—રસો અભિવ્યક્ત થાય છે, અને પ્રતીતિ દ્વારા જ (તેમનું) રસન થાય છે. તેમાં અભિવ્યક્તિ મુખ્યપણે થાય કે બીજી (=ગૌણ) રીતે (પણ) થાય; પ્રધાનપણે (અભિવ્યક્તિ થાય તો) ધ્વનિ કહેવાય, બીજી રીતે (અભિવ્યક્તિ થાય તો) રસાદિ અલંકારો (કહેવાય).

## § ૩૫) રસવત્ વગેરે અલંકારોનું સ્વરૂપ :

यस्मिन् काव्ये ते पूर्वोक्ता रसादयोऽङ्गभूता, वाक्यार्थभूतश्चान्योऽर्थः, ... तस्य काव्यस्य सम्बन्धिनो ये रसादयोऽङ्गभूतास्ते रसादेरलङ्कारस्य रसवदाद्यलङ्कारशब्दस्य

विषया; स एवालङ्कारशब्दवाच्यो भवति योऽङ्गभूतः, न त्वन्य इति यावत् । .. ... भामहाभिप्रायेण 'चाटुषु, प्रेयोऽलङ्कारस्य वाक्यार्थत्वेऽपि रसादयोऽङ्गभूता दृश्यन्ते' इतीदमेकं वाक्यम्[२] । भामहेन हि गुरुदेवनृपतिपुत्रविषयप्रीतिवर्णनं प्रेयोऽलङ्कार इत्युक्तम् । तत्र प्रेयान् अलङ्कारो यत्र स प्रेयोऽलङ्कारोऽलङ्करणीय इहोक्तः । न त्वलङ्कारस्य वाक्यार्थत्वं युक्तम् । यदि वा वाक्यार्थत्वं प्रधानत्वं चमत्कारकारिता इति यावत् । ... उद्‌भटमते हि भावालङ्कारा एव प्रेय इत्युक्तः, प्रेम्णा भावानामुपलक्षणात्, न केवलं रसवदलङ्कारस्य विषयः यावत् प्रेयप्रभृतेरपि .... । 'रसवत्',-शब्देन 'प्रेयः'-शब्देन च सर्वे एव रसवदाद्यलङ्कारा उपलक्षिताः ॥

(ध्व. २. ५; लो. पृ. १९१-१९२)

જે કાવ્યમાં તે ઉપર (કારિકા ૨.૫ માં) જણાવેલા રસ વગેરે અંગરૂપ (=ગૌણ) બન્યા હોય અને અન્ય અર્થ વાક્યાર્થરૂપ હોય,....તેવા કાવ્ય સાથે સંબંધ ધરાવતા જે અંગભુત રસ વગેરે, તે રસાદિના (એટલે કે) 'રસવત્' વગેરે અલંકાર નામના વિષય (બને છે). જે (અર્થ) અંગભૂત હોય તે જ 'અલકાર' શબ્દ દ્વારા ઓળખાવા લાયક બને છે, નહીં કે બીજો, એમ તાત્પર્ય છે....ભામહના મતે "ચાટુઉક્તિઓમાં પ્રેયોલંકાર વાકયાર્થ સ્વરૂપનો હોય છતાં રસાદિ અંગભૂત જણાય છે: એ રીતે એક જ વાકય (ગણ્યુ) છે. કેમકે ભામહે ગુરૂ દેવ રાજા અને પુત્ર વિષયક પ્રીતિનું વર્ણન (તે) 'પ્રેયોલંકાર' એમ કહ્યું છે. તેમાં પ્રેમ (પદાર્થ) અલંકાર (તરીકે છે), જયાં તે પ્રેયોલંકાર (એ ઉપરના સમાસવિગ્રહ વાકયમાં 'અલંકાર' શબ્દથી) અલંકૃત કરવા યોગ્ય (નહીં કે જાતે જ અલંકાર એ અર્થમાં અહીં નિરૂપ્યો છે. અલંકાર તો (પોતે જ) વાકયાર્થ હોય તે બરાબર ન કહેવાય. અથવા વાકયાર્થપણું (એટલે) પ્રધાનતા એટલે કે ચમત્કૃતિકારકતા (એવો અર્થ સમજી શકાય) .... ઉદ્ભટના મતે તો ભાવાલંકારોને જ 'પ્રેયસ્' (અલંકાર) તરીકે ગણાવ્યા છે, કેમકે ('પ્રેયસ્' શબ્દના ઘટક અર્થ રતિ રૂપ) પ્રેમ દ્વારા 'ભાવ'ના ગુણધર્મો સૂચવાય છે; (ભાવ) ફકત રસવત્ અલંકારનો વિષય છે એવું નથી, બલ્કે પ્રેયસ્ વગેરે (અલંકારોનો) પણ (વિષય છે). 'રસવત્' શબ્દ દ્વારા અને 'પ્રેયસ્, શબ્દ દ્વારા રસવત્ વગેરે બધા જ અલંકારોનું સૂચન (કારિકાકારે) કરી દીધું છે.

(ધ્વ. ૨,૫; લો. પૃ. ૧૯૧-૧૯૨)

---

૨ આ વાકય ધ્વ. વૃ. માંનું છે. જુઓ પૃ. ૧૯૧.

§ ૩૬) રસ વગેરેનું અલંકાર સ્વરૂપ :

ननु रसेन किं कुर्वता प्रकृतोऽर्थोऽलङ्क्रियते ? तर्हि उपमयापि किं कुर्वत्यालङ्क्रियते ? ननु तयोपमीयते प्रस्तुतोऽर्थः । रसेनापि तर्हि सरसीक्रियते सोऽर्थ इति स्वसंवेद्यमेतत् । तेन यत् केचिद् अचूचदन्—'अत्र रसेन विभावादीनां मध्ये किमलङ्क्रियते' इति,—तद् अनभ्युपगमपराहतम्; प्रस्तुतार्थस्यालङ्कार्यत्वेनाभिधानात् ।... उपमादीनामलङ्कारत्वे यादृशी वार्ता, तादृश्येव रसादीनाम् । तद् अवश्यम् अन्येनालङ्कार्येण भवितव्यम् । तच्च यद्यपि वस्तुमात्रमपि भवति, तथापि तस्य पुनरपि विभावादिरूपतापर्यवसानाद् रसादितात्पर्यमेव, इति सर्वत्र रसध्वनेरेवात्मभावः ।...

उपमया यद्यपि वाच्योऽर्थोलङ्क्रियते तथापि तस्य तदेवालङ्करणं यद् व्यङ्ग्यार्थाभिव्यञ्जनसामर्थ्याभिधानम्, इति वस्तुतो ध्वन्यात्मैवालङ्कार्यः । कटककेयूरादिभिरपि हि शरीरसमवायिभिश्चेतन आत्मैव तत्तच्चित्तवृत्तिविशेषौचित्यसूचनात्मतयालङ्क्रियते । तथा हि, अचेतनं शवशरीरं कुण्डलाद्युपेतमपि न भाति:, अलङ्कार्यस्याभावात्; यतिशरीरं कटकादियुक्तं हास्यावहं भवति, अलङ्कार्यस्यानौचित्यात् । न हि देहस्य किञ्चिदनौचित्यम्, इति । वस्तुत आत्मैवालङ्कार्यः, 'अहमलङ्कृतः' इत्यभिमानात् ।........

यत्र रसस्यालङ्कारता, रसान्तरं चाङ्गभूतं नास्ति, तत्र शुद्धा एवोपमादयः । तेन संसृष्ट्या नोपमादीनां विषयापहार इति भावः । भावाद्यलङ्कारा अपि प्रेयस्वि-ऊर्जस्वि-समाहिता गृह्यन्ते ॥

(ध्व. २, ५; लो. पृ. १९४-१९८)

પણ (અહીં તમે પ્રશ્ન ઉઠાવશો કે) રસ દ્વારા કેમ કરીને પ્રસ્તુત અર્થ અલંકૃત બને ? તો (અમારો સામો પ્રશ્ન છે કે) ઉપમા દ્વારા પણ કેમ કરીને અલંકૃત બને ? પણ (તમે કહેશો કે) તેના દ્વારા પ્રસ્તુત અર્થની ઉપમા (=તુલના) કરવામાં આવે છે. તો (અમે કહીશું કે) રસ દ્વારા પણ તે અર્થને સરસ બનાવવામાં આવે છે, એ તો (તમે) જાતે જ અનુભવી શકો તેમ છો. તેથી કેટલાકે — 'અહીં રસદ્વારા વિભાવ વગેરેમાંથી કોને અલંકૃત કરવામાં આવેછે ?' એવો જે — પ્રશ્ન ઉઠાવ્યો હતો તે (વિભાવ વગેરેમાંનું તો કાંઇ જ અલંકાર્ય તરીકે) સ્વીકારવામાં આવ્યું નથી તેથી નકામો ઠરે છે; કેમકે પ્રસ્તુત (એવો જ) અર્થ (તે જ) અલંકૃત થવાનો વિષય છે એમ કથન કરવામાં આવ્યું છે. ... ઉપમા વગેરેને અલંકાર માનવામાં જેવી વાત (=જે હેતુ) છે તેવી જ વાત રસ વગેરેને (અલંકાર માનવામાં છે). તેથી અવશ્ય

(તેનાથી) અન્ય (એવું) અલંકૃત થવા યોગ્ય (તત્ત્વ) હોવું જોઈએ. તે જો કે વસ્તુમાત્ર પણ હોય, છતાં તેનું વળી ફરી વિભાવ વગેરે રૂપમાં પરિવર્તન થવાથી રસ વગેરે તાત્પર્ય (ઠરે છે), તેથી સર્વત્ર રસધ્વનિ જે આત્મરૂપે રહેલો ને...

ઉપમા દ્વારા જો કે વાચ્ય અર્થ અલંકૃત બને છે, છતાં તેનું વ્યંગ્યાર્થને અભિવ્યક્ત કરવાના સામર્થ્યનું જે કથન તે જ તેની (=ઉપમાની) અલંકરણક્રિયા છે. આમ ખરું જોતાં તો ધ્વનિરૂપ આત્મા તે જ અલંકારનો વિષય ઠરે છે. ખરે જ, કડાં સાંકળાં વગેરે દ્વારા પણ શરીર સાથે સમવાય (=અવિનાભાવની રીતે સંકળાયેલા રહેવાના) સંબંધે રહેલ ચેતન આત્મા જ, તે તે વિશિષ્ટ ચિત્તવૃત્તિના ઔચિત્યના સૂચન સ્વરૂપે, અલંકૃત બને છે. તેથી જ, અચેતન મડદારૂપનું શરીર કુંડળ વગેરે (પહેરેલાં) હોય તો પણ શોભતું નથી, કેમકે અલંકાર્ય આત્મા (તેમાં) હોતો નથી; તેમ સંન્યાસીનું શરીર (પણ) કડાં વગેરે પહેરેલું) હોય તો હાસ્યાપદ બને છે, કેમકે અલંકાર્ય (સંન્યાસીના આત્માને) શણગારવો છાજતો નથી. તેથી વસ્તુતઃ તો આત્મા જ અલંકાર્ય છે, કેમકે (તેને જ) 'હું અલંકૃત થયો' એવું અભિમાન થાય છે. ...

જ્યાં રસ અલંકાર્ય હોય અને બીજો રસ અંગભૂત ન હોય ત્યાં ઉપમા વગેરે શુદ્ધ જ (હોય છે). તેથી સંસૃષ્ટિ વગેરે (અલંકારોમાં) ઉપમા વગેરેના વિષયો ખેંચાઈ જતા નથી. ભાવ વગેરે અલંકારોને પણ પ્રેયસ્વી ઉર્જસ્વી (વગેરેમાં) સમાવીને સ્વીકારવામાં આવે છે.

(ધ્વ. ૨, ૫; લો. ૧૯૪-૧૯૮)

## § ૩૭) ભાવાલંકાર વગેરેનાં ઉદાહરણ :

तत्र भावालङ्कारस्य शुद्धस्योदाहरणं यथा—

"तव शतपत्रपत्रमृदुताम्रतलश्चरणश्चलकलहंसनूपुरकलध्वनिना मुखरः ।
महिषमहासुरस्य शिरसि प्रसभं निहितः कनकमहामहीध्रगुरुतां कथमम्ब गदः ॥"

—इति । अत्र देवीस्तोत्रे वाक्यार्थीभूते वितर्कविस्मयादिभावस्य चारुत्वहेतुतेति तस्याङ्गत्वाद् भावालङ्कारस्य विषयः ।

रसाभासस्यालङ्कारता ; यथा ममैव स्तोत्रे—

समस्तगुणसम्पदः सममलङ्क्रियाणां गणै-
र्भवन्ति यदि भूषणं तव तथापि नो शोभसे ।
शिवं हृदयवल्लभं यदि तथा रञ्जये-
स्तदेव ननु वाणि ते भवति सर्वलोकोत्तरम् ॥

अत्र हि, परमेशस्तुतिमात्रं वाचः परमोपादेयम् , इति वाक्यार्थे शृङ्गाराभासश्चारुत्वहेतुः श्लेषसहितः । न ह्ययं पूर्णः शृङ्गारो नायिकाया निर्गुणत्वे निरलङ्कारत्वे च भवति ; "उत्तमयुवप्रकृतिः" "उज्ज्वलवेषात्मकः"[1] इति चाभिधानात् ।

भावाभासाङ्गता ; यथा—

स पातु वो यस्य हतावशेषास्तत्तुल्यवर्णाञ्जनरञ्जितेषु ।
लावण्ययुक्तेष्वपि वित्रसन्ति दैत्याः स्वकान्तानयनोत्पलेषु ॥

अत्र रौद्रप्रकृतीनामनुचितस्त्रासो भगवत्प्रभावकारणकृत इति भावाभासः ।

एवं तत्प्रशमस्याङ्गत्वमुदाहार्यम् ॥

(ध्व. २,५; लो. पृ. १९९-२००)

તે બાબતમાં, શુદ્ધ ભાવાલંકારનું ઉદાહરણ (આ છે). જેમકે, —

"તારો —
કમળપત્રશો મૃદુ, તામ્રતલયુક્ત,
ચલકલહંસકલરવશા નૂપુરધ્વનિએ મુખરિત,—
ચરણ,
પડતાં વેગે મહિષાસુરના શિર પે,
મહાસુમેરૂપર્વતની ગુરૂતાને શેં પામ્યો, મા !"

અહીં દેવીની સ્તુતિ વાક્યાર્થરૂપ છે, તેમાં વિતર્ક, વિસ્મય વગેરે ભાવ ચારૂતામાં હેતુરૂપ બને છે, આમ તે (=વાક્યાર્થ) અંગભૂત હોવાથી ભાવાલંકાર'નો વિષય (બન્યો છે).

રસાભાસનું અલંકારપણું (અહીં જોવા મળે છે). જેમકે, મારા જ (રચેલા) સ્તોત્રમાં—

સમસ્ત ગુણસંપદા અલંકૃતિગણો થકી
ધરેણું તવ જો બને, નવ તથાપિ તું શોભતી.
પરંતુ હૃદયપ્રિય શિવનું યત્ને કરે રંજન યદિ,
બને જ તદિ વાણિ ! તે નવ અલંકરણ સર્વલોકોત્તર ! .....

---

૧. જુઓ ના. શા, ગા, ઓ. સીરીઝ પૃ ૩૦૧ અને ૩૦૦. આ બે વિશેષણો ભરતે આપેલા શૃંગારરસના લક્ષણ પ્રતિપાદક વાક્યમાંથી ટાંકવામાં આવ્યાં છે. આચાર્ય જગન્નાથ પાઠકને આનો ખ્યાલ નથી આવ્યો. ડૉ. રામસાગર ત્રિપાઠીએ અર્થ તો ઠીક કર્યો છે પણ આ અવતરણનું મૂળ દર્શાવ્યું નથી.

અહીં તો ફક્ત પરમેશ્વરની સ્તુતિ એ જ વાણી માટે પરમ પ્રાપ્ત કરવી યોગ્ય (વસ્તુ) છે એવો વાક્યાર્થ છે, તેમાં શ્લેષવાળો શૃંગારાભાસ ચારુતામાં હેતુરૂપ બને છે. પણ નાયિકા નિર્ગુણ અને અલંકારવિહીન હોવાથી, આ શૃંગાર (એટલે કે, શણગાર પણ !) પૂર્ણ બનતો નથી, કેમકે (ભરતમુનિએ શૃંગારનું લક્ષણ દર્શાવતાં જણાવ્યું છે કે તે "શ્રેષ્ઠ યુવાનીથી ઉદ્ભવે છે" (ના. શા. પૃ. ૩૦૧), અને "ઉજ્જવળ વેષભૂષાસ્વરૂપનો" (હોય છે, ના. શા. પૃ. ૩૦૦) એવું કથન કર્યું છે.

ભાવાભાસની અંગરૂપતા (આવા પ્રકારની હોય છે). જેમકે—

રક્ષો તમોને તે,
જેના થકી થઇને હતાવશેષ;—
તેના સમ રંગે રંગાયા અંજનવાળાં,
લાવણ્યે લસતાં છતાં,
નિજકામિનીનાં નયન કમળ થકી,
પામે ત્રાસ જ દૈત્યો.

અહીં રૌદ્ર સ્વભાવવાળા (દૈત્યોને) માટે અનુચિત (ગણાય એવો) ત્રાસ ભગવાનના પ્રભાવને કારણે ઉદ્ભવ્યો છે. આમ ભાવાભાસ છે.

આ રીતે તેના પ્રશમનું પણ ઉદાહરણ ટાંકી શકાય.

(ધ્વ ૨, ૫; લો પૃ. ૧૯૯–૨૦૦)

## § ૩૮) ગુણો અને અલંકારોની ધ્વનિની તુલનાએ પૃથકૃતા :

अलङ्कार्यव्यतिरिक्तश्चालङ्कारोऽभ्युपगन्तव्यः, लोके तथा सिद्धत्वात्; यथा गुणिव्यतिरिक्तो गुणः। गुणालङ्कारव्यवहारश्च गुणिन्यलङ्कार्ये च सति युक्तः। स चास्मत्पक्ष एवोपपन्नः....। न केवलमेतावद् युक्तिजातं रसस्याङ्गित्वे, यावद् अन्यदपि....।

ननु शब्दार्थयोर्माधुर्यादयो गुणाः। तत्कथमुक्तं रसादिकमङ्गिनं गुणा आश्रिता? ...एतदुक्तं भवति—वस्तुतो माधुर्यं नाम शृङ्गारादे रसस्यैव गुणः। तन्मधुररसाभिव्यञ्जकयोः शब्दार्थयोरुपचरितं मधुरशृङ्गाररसाभिव्यक्तिसमर्थता शब्दार्थयोर्माधुर्यमिति हि लक्षणम् ।........

दीप्तिः प्रतिपत्तुर्हृदये विकासविस्तारप्रज्वलनस्वभावा। सा च मुख्यतया ओजःशब्दवाच्या। तदास्वादमया रौद्राद्याः, तया दीप्त्या आस्वादविशेषात्मिकतया कार्यरूपया लक्ष्यन्ते रसान्तरात् पृथक्कृतया। तेन कारणे कार्योपचाराद् रौद्रादिरेवौजःशब्दवाच्यः। ततो लक्षितलक्षणया तत्प्रकाशनपरः शब्दो दीर्घसमासरचनवाक्यरूपोऽपि दीप्ति-

અહીં તો ફક્ત પરમેશ્વરની સ્તુતિ એ જ વાણી માટે પરમ પ્રાપ્ત કરવી યોગ્ય (વસ્તુ) છે એવો વાક્યાર્થ છે, તેમાં શ્લેષવાળો શૃંગારાભાસ ચારુતામાં હેતુરૂપ બને છે. પણ નાયિકા નિર્ગુણ અને અલંકારવિહીન હોવાથી, આ શૃંગાર (એટલે કે, શણગાર પણ !) પૂર્ણ બનતો નથી, કેમકે (ભરતમુનિએ શૃંગારનું લક્ષણ દર્શાવતાં જણાવ્યું છે કે તે "શ્રેષ્ઠ યુવાનીથી ઉદ્ભવે છે" (ના. શા. પૃ. ૩૦૧), અને "ઉજ્જ્વળ વેષભૂષાસ્વરૂપનો" (હોમ છે, ના. શા. પૃ. ૩૦૦) એવું કથન કર્યું છે.

ભાવાભાસની અંગરૂપતા (આવા પ્રકારની હોય છે). જેમકે—

રક્ષો તમોને તે,
જેના થકી થઇને હતાવશેષ;—
તેના સમ રંગે રંગાયા અંજનવાળાં,
લાવણ્યે લસતાં છતાં,
નિજકામિનીનાં નયન કમળ થકી,
પામે ત્રાસ જ દૈત્યો.

અહીં રૌદ્ર સ્વભાવવાળા (દૈત્યોને) માટે અનુચિત (ગણાય એવો) ત્રાસ ભગવાનના પ્રભાવને કારણે ઉદ્ભવ્યો છે. આમ ભાવાભાસ છે.

આ રીતે તેના પ્રશમનું પણ ઉદાહરણ ટાંકી શકાય.

(ધ્વ ૨, ૫; લો પૃ. ૧૯૯–૨૦૦)

## § ૩૮) ગુણો અને અલંકારોની ધ્વનિની તુલનાએ પૃથક્તા :

अलङ्कार्यव्यतिरिक्तश्चालङ्कारोऽभ्युपगन्तव्यः, लोके तथा सिद्धत्वात्; यथा गुणिव्यतिरिक्तो गुणः। गुणालङ्कारव्यवहारश्च गुणिन्यलङ्कार्ये च सति युक्तः। स चास्मत्पक्ष एवोपपन्नः....। न केवलमेतावद् युक्तिजातं रसस्याङ्गित्वे, यावद् अन्यदपि....।

ननु शब्दार्थयोर्माधुर्यादयो गुणाः। तत्कथमुक्तं रसादिकमङ्गिनं गुणा आश्रिता? ...एतदुक्तं भवति—वस्तुतो माधुर्यं नाम शृङ्गारादे रसस्यैव गुणः। तन्मधुररसाभिव्यञ्जकयोः शब्दार्थयोरुपचरितं मधुरशृङ्गाररसाभिव्यक्तिसमर्थता शब्दार्थयोर्माधुयमिति हि लक्षणम्।........

दीप्तिः प्रतिपत्तुर्हृदये विकासविस्तारप्रज्वलनस्वभावा। सा च मुख्यतया ओजःशब्दवाच्या। तदास्वादमया रौद्राद्याः, तया दीप्त्या आस्वादविशेषात्मिकतया कार्यरूपया लक्ष्यन्ते रसान्तरात् पृथक्कृतया। तेन कारणे कार्योपचाराद् रौद्रादिरेवौजःशब्दवाच्यः। ततो लक्षितलक्षणया तत्प्रकाशनपरः शब्दो दीर्घसमासरचनवाक्यरूपोऽपि दीप्ति-

रुच्यते ।...तत्प्रकाशनपरश्चार्थः प्रसन्नैर्गमकैर्वाचकैरभिधीयमानः समासानपेक्ष्यपि दीप्ति-रित्युच्यते ।.......

एवं माधुर्यदीप्ती परस्परप्रतिद्वन्द्वितया स्थिते शृङ्गारादिरौद्रादिगते इति प्रदर्शयता तत्समावेशवैचित्र्यं हास्यभयानकबीभत्सशान्तेषु दर्शितम् । हास्यस्य शृङ्गाराङ्गतया माधुर्यं प्रकृष्टं, विकासधर्मतया चौजोऽपि प्रकृष्टम् , इति साम्यं द्वयोः । भयानकस्य मग्नचित्तवृत्तिस्वभावत्वेऽपि विभावस्य दीप्ततया ओजः प्रकृष्टं, माधुर्यमल्पम् । बीभत्सेऽप्येवम् । शान्ते तु विभाववैचित्र्यात् कदाचिद् ओजः प्रकृष्टं कदाचिन् माधुर्यम् ; इति विभागः ।

समर्पकत्वं सम्यगर्पकत्वं, हृदयसंवादेन पतिपत्तॄन प्रति स्वात्मावेशेन व्यापारकत्वं झटिति, शुष्ककाष्ठाग्निदृष्टान्तेन ; अकलुषोदकदृष्टान्तेन च तदकालुष्यम् । प्रसन्नत्वं नाम सर्वरसानां गुणः । उपचारात्तु तथाविधे व्यङ्ग्येऽर्थे यच्छब्दार्थयोः समर्पकत्वं तदपि प्रसादः ।

ननु रसगतो गुणः, तत् कथं शब्दार्थयोः स्वच्छता ?...सर्वरससाधारण एव गुणः । स एव च गुण एवंविधः ; सर्वा येयं रचना शब्दगता चार्थगता च समस्ता चासमस्ता च तत्र साधारणः ।....अर्थस्य तावत् समर्पकत्वं व्यङ्ग्यं प्रत्येव सम्भवति, नान्यथा । शब्दस्यापि स्ववाच्यार्पकत्वं नाम कियद् अलौकिकं येन गुणः स्यादिति भावः ।

एवं माधुर्यौजःप्रसादा एव त्रयो गुणा उपपन्ना भामहाभिप्रायेण । ते च प्रति-पत्त्रास्वादमया मुख्यतया, तत आस्वाद्ये उपचरिता रसे, ततस्तद्व्यञ्जकयोः शब्दार्थयोः इति तात्पर्यम् ।

एवमस्मत्पक्ष एव गुणालङ्कारव्यवहारो विभागेनोपपद्यते...। नित्यानित्यदोषविभागो-ऽप्यस्मत्पक्ष एव सङ्गच्छते । ... श्रुतिदुष्टा अर्थदुष्टा वाक्यार्थबलादश्लीलार्थप्रतिपत्ति कारिणः । यथा—'छिद्रान्वेषी महांस्तव्यो घातायैवोपसर्पति' इति । कल्पनादुष्टास्तु द्वयोः पदयोः कल्पनया । यथा 'कुरु रुचिम्' इत्यत्र क्रमव्यत्यासे । श्रुतिकष्टास्तु अघाक्षीत् अक्षोत्सीत् तृणेढि इत्यादि ।....न त्वेषां विषयविभागप्रदर्शनेनानित्यत्वं भिन्नवृत्तादि-दोषेभ्यो विविक्तं प्रदर्शितम्, नापि गुणेभ्यो व्यतिरिक्तत्वम् । बीभत्सहास्यरौद्रादौ त्वेषा-मस्माभिरुपगमात् , शृङ्गारादौ च वर्जनाद् , अनित्यत्वं च दोषत्वं च समर्पितमेव, इति भावः ॥

(ध्व. २ ६–११; लो. पृ. २०४–२१५)

વળી અલંકાર્યથી અલગ (તત્ત્વ) તરીકે સ્વીકાર કરવો રહ્યો, કેમકે લોક-વ્યવહારમાં એ રીતે સિદ્ધ થયેલું છે; જેમકે, ગુણીથી જુદો ગુણ. 'ગુણ' અને

'અલંકાર' એવો વ્યવહાર તો 'ગુણી' અને 'અલંકાર્ય'ની હયાતિ હોય તો જ યુક્તિયુક્ત ઠરે. આ અમારા પક્ષમાં જ બંધ બેસે છે....રસના અંગીપણાની બાબતમાં માત્ર આટલી જ દલીલો છે એવું નથી, વળી બીજી પણ છે.

પણ (અહીં પ્રશ્ન ઉઠશે કે) માધુર્ય વગેરે ગુણો તો શબ્દ અને અર્થના છે. તો ગુણો રસાદિરૂપ અંગીના આશ્રયે રહેલા છે, એવું કેમ કહ્યું ? (જવાબમાં અમારે) આ કહેવાનું છે કે—વાસ્તવમાં માધુર્ય એ તો શૃંગાર વગેરે રસનો જ ગુણ છે, મધુરરસના અભિવ્યંજક શબ્દ અને અર્થમાં તે ઉપચરિત (=લક્ષિત) બને છે, કેમકે, મધુર શૃંગારરસને અભિવ્યકત કરવાનું શબ્દ અને અર્થનું સામર્થ્ય તે 'માધુર્ય' એવી વ્યાખ્યા છે ....

દીપ્તિનો સ્વભાવ સહૃદયજ્ઞાતાના હૃદયમાં વિકાસ વિસ્તાર અને પ્રજ્વલન કરવાનો છે, અને મુખ્યત્વે તેને 'ઓજસ' શબ્દથી ઓળખાવવામાં આવે છે. તેના આસ્વાદરૂપ રૌદ્ર વગેરે રસો, વિશિષ્ટ આસ્વાદસ્વરૂપની તે કાર્યરૂપ દીપ્તિ દ્વારા, બીજા રસોથી જુદા પડીને લક્ષમાં આવે છે. તેથી, કારણમાં કાર્યની લક્ષણા માનીને રૌદ્ર વગેરે (રસોને) જ 'ઓજસ્' શબ્દ દ્વારા ઓળખાવવામાં આવે છે. તે ઉપરથી, લક્ષિતલક્ષણા દ્વારા તેને પ્રકાશિત કરતા દીર્ઘસમાસ-રચનાવાળા વાકયરૂપના શબ્દને પણ 'દીપ્તિ' કહેવામાં આવે છે.... તેને પ્રકાશિત કરતા, પ્રસન્ન અને શીઘ્રતયા અર્થબોધક એવા વાચક શબ્દો દ્વારા કથન કરાતા અને સમાસની અપેક્ષા ન રાખતા અર્થને પણ 'દીપ્તિ' કહેવામાં આવે છે....

આ રીતે માધુર્ય અને દીપ્તિ (એ બે ગુણો) એક બીજાના વિરોધી હોય (અનુક્રમે) શૃંગાર અને રૌદ્ર વગેરેમાં રહેલા હોય છે એવું દર્શાવીને (વૃત્તિકારે) હાસ્ય ભયાનક બીભત્સ અને શાન્ત એ રસોમાં તેમના સમાવેશથી વૈચિત્ર્ય (ઉદ્ભવે છે એમ) દર્શાવી દીધું છે, શૃંગારના અંગ તરીકે હોય ત્યાં હાસ્યનુ માધુર્ય ઉત્તમ રીતે (સધાય છે), જ્યારે (હાસ્યની) વિકાસધર્મતાને લીધે તેનું ઓજસ્ પણ ઉત્તમ રીતે (સધાય છે). આ રીતે બન્નેનું (હાસ્યમાં સરખો પ્રકર્ષ સાધવા રૂપી) સામ્ય છે. ભયાનક રસનું સ્વરૂપ મગ્ન થયેલી ચિત્તવૃત્તિનું છે, છતાં વિભાવ દીપ્ત હોવાથી ઓજસ્નો પ્રકર્ષ (સધાય છે) જ્યારે માધુર્ય અલ્પ (બને છે). બીભત્સમાં પણ એમ (જ બને છે). શાન્તમાં તો વિભાવોના વૈવિધ્યને લીધે કદિક ઓજસ્ પ્રકર્ષ પામે છે તો કદિક માધુર્ય; આ રીતે (રસોને અનુલક્ષીને ગુણોનો વિષય–)વિભાગ છે.

સમર્પકપણું (એટલે) સારી પેઠે રજૂ કરવું તે, એટલે કે, હૃદયસંવાદ દ્વારા સહૃદય જ્ઞાતા પ્રત્યે પોતાની જાતનો આવેશ આણીને (સહૃદયના હૃદયને) ઝટ દઈને પ્રવૃત્ત કરવું તે, દા. ત. સૂકાં લાકડાં અને અગ્નિના દૃષ્ટાન્ત દ્વારા (જેમ, શુષ્ક કાષ્ઠને અગ્નિ જલ્દી વ્યાપી વળે છે તે રીતે). (અને ઉપરની રીતે જ આવેશ આણીને ડહોળાયા વગરના પાણીના દૃષ્ટાન્ત દ્વારા તેનું (=સહૃદયના હૃદયનું) અકલુષિતપણું (સાધવું તે પણ સમર્પકત્વ). પ્રસન્નતા તો સર્વરસોને લાગુ પડતો ગુણ છે. તેવા પ્રકારના વ્યંગ્ય અર્થમાં શબ્દ અને અર્થનું જે સમર્પકપણું (હોય છે) તેને પણ ઉપચાર દ્વારા 'પ્રસાદ' (કહેવામાં આવે છે).

પણ (અહીં શંકા થશે કે પ્રસાદ) ગુણ તો રસમાં રહેલો હોય છે તો અર્થની સ્વચ્છતા કેવી રીતે સંભવે ? (તેનો જવાબ એ છે કે) તે ગુણ સર્વ-રસોમાં સાધારણ સ્વરૂપે રહેલો છે. અને એ જ ગુણ આવા પ્રકારનો છે. જે આ સઘળી રચના, શબ્દગત હોય કે અર્થગત હોય, સમાસવાળી હોય કે સમાસ-વગરની હોય, તે (બધીમાં તે) સમાન રીતે રહેલો છે......અર્થનું સમર્પકપણું તો વ્યંગ્યને અનુલક્ષીને જ સંભવે છે, બીજી રીતે નહીં તાત્પર્ય કે, શબ્દનું પણ સ્વવાચ્ય સમર્પકપણું એવું કેવું અલૌકિક હોય છે કે જેથી તે 'ગુણ' બને ?

આ રીતે ભામહના મતે માધુર્ય ઓજસ્ અને પ્રસાદ એ જ ત્રણ ગુણ (એવું) યુક્તિયુક્ત ઠરે છે. તે ઉપરથી ઉપચાર દ્વારા રસને, તે ઉપરથી તેના વ્યંજક શબ્દ અને અર્થને લાગુ પડે છે, એવું (કહેવાનું) તાત્પર્ય છે.

આ રીતે, અમારા પક્ષને અનુસરવાથી જ ગુણ અને અલંકારોનો વ્યવહાર વિભાગપુરઃસર યુક્તિયુક્ત ઠરે છે... નિત્યદોષ અને અનિત્યદોષ એવો વિભાગ પણ અમારા પક્ષે જ સંગતિયુક્ત ઠરે છે. ...'શ્રુતિદુષ્ટ' અને અર્થદુષ્ટ' (નામના કાવ્યદોષો) એટલે વાક્યાર્થના બળે અશ્લિલ અર્થની પ્રતીતિ કરાવે તેવા. દા.ત., —"છિદ્રને શોધતો, મોટો, સ્થિર, પ્રહાર કરવા નજીક સરકે છે." (અહીં રાજાનું વર્ણન પ્રસ્તુત છે છતાં પુરુષના લિંગનો અર્થ પણ અનાયાસે જ પ્રતીત થઈ જાય છે). 'કલ્પનાદુષ્ટ' તો એ પદોની કલ્પનાને લીધે (ઉદ્ભવે છે). જેમકે 'કુરૂ ચિર'મા ક્રમનો વિપર્યય થતાં 'રૂચિંકુરૂ' (બને છે, જેમાંનો 'ચિંકુ' શબ્દ કાશ્મીરી ભાષામાંના તેના અશ્લાલ અર્થની પ્રતીતિ અનાયાસે કરાવી જાય છે) શ્રુતિકષ્ટ તો 'અધાક્ષીત્' (=બાળી નાખ્યું). અક્ષૌત્સીત્ (=કચરી નાખ્યું), તૃણેઢિ (=મારી નાખે છે) વગેરે (કર્ણકટુ વર્ણોવાળા શબ્દોના પ્રયોગોમાં જોવા મળે છે). આ સર્વે (દોષોનો) વિષયવિભાગ દર્શાવીને એમનું અનિત્યત્વ ભિન્નવૃત્ત

વગેરે દોષોથી અલગ, દર્શાવ્યું નથી, તેમ ગુણોથી પૃથક્પણું પણ દર્શાવ્યું નથી. બીભત્સ હાસ્ય રૌદ્ર વગેરેમાં તો અમે એનો સ્વીકાર કર્યો હોવાથી, અને શૃંગાર વગેરેમાં અસ્વીકાર્ય કર્યો હોવાથી, અનિત્યપણું અને દોષપણું સમર્થિત બન્યું છે જ એવો (વૃત્તિકારના કહેવાનો) ભાવાર્થ છે.

(ધ્વ. ૨, ૬-૧૧; લો. પૃ. ૨૦૪-૨૧૫)

§ ૩૯) બાધિત થવા છતાં પણ અભિધાશકિત ધ્વનિનો વિષય બનતી નથી :

उभयार्थप्रतिपादनशक्तशब्दप्रयोगे, यत्र तावद् एकतरविषयनियमन करणमभिधाया नास्ति;....यत्र वा प्रत्युत द्वितीयाभिधान्यापारसद्भावावेदकं प्रमाणं नास्ति,...सोऽर्थोऽभिधेय एवेति स्फुटम् अदः । यत्राप्यभिधाया एकत्र नियमहेतुः प्रकरणादिर्विद्यते, तेन द्वितीयस्मिन्नर्थे नाभिधा सङ्क्रामति, तत्र द्वितीयोऽर्थोऽसावाक्षिप्त इत्युच्यते; तत्रापि यदि पुनस्तादृक् शब्दो विद्यते, येनासौ नियामकः प्रकरणादिरपहतशक्तिकः सम्पाद्यतेऽत एव साभिधाशक्तिर्बाधितापि सती प्रतिप्रसूतेव, तत्रापि न ध्वनेर्विषय इति तात्पर्यम् ॥

(ध्व. २, २०; लो. पृ. २३८–२३९)

(કાવ્યમાં કેટલીકવાર દ્વિઅર્થી શબ્દ પ્રયોજવામાં આવે છે ત્યારે જો બન્ને અર્થનું પ્રતિપાદન કરવા સમર્થ શબ્દપ્રયોગ કરવામાં આવ્યા હોય તે સંજોગોમાં જ્યાં એમાંથી એક વિષયમાં અભિધાનું નિયમન કરવા કારણ ન હોય, અથવા ઊલટું જ્યાં બીજા અભિધાવ્યાપારની હયાતિ જણાવતું પ્રમાણ હોય નહીં... તે અર્થ અભિધાનો જ વિષય છે આ બાબત તો સ્પષ્ટ છે. વળી જ્યાં અભિધાને (બેમાંથી) એક અર્થમાં નિયત રાખવા સંદર્ભ વગેરે હેતુ હયાત હોય અને તેને લીધે અભિધા બીજા અર્થમાં સંક્રાન્ત થઇ શકતી ન હોય, ત્યાં એ બીજો અર્થ 'આક્ષેપ પામેલો' (=સૂચિત) કહેવાય છે; તેમાં યે વળી જો તેવો શબ્દ મળી આવે કે જેને લીધે એ નિયામક સંદર્ભ વગેરે અસમર્થ બનાવી દેવાતો હોય અને તેથી જ તે અભિધાશક્તિ બાધિત થવા છતાં ફરી પાછી જીવતદાન પામતી હોય, તો ત્યાં પણ ધ્વનિનો વિષય નથી, એવું (કહેવાનું) તાત્પર્ય છે.

(ધ્વ. ૨, ૨૦; લો. પૃ. ૨૩૮-૨૩૯)

§ ૪૦) શબ્દ શક્તિમૂલક અનુરણાત્મક ધ્વનિ અને શ્લેષના વિષયો જુદા હોય છે :

["अत्रान्तरे कुसुमसमययुगमुपसंहरन्नजृम्भत ग्रीष्माभिधानः फुल्लमल्लिकाधवलाट्टहासो

महाकालः'' [1]इति] अत्र ऋतुवर्णनप्रस्तावनियन्त्रिताभिधाशक्तयः। अत एव 'अवयवप्रसिद्धेः समुदायप्रसिद्धिर्बलीयसी' इति न्यायमपाकुर्वन्तो 'महाकाल'-प्रभृतयः शब्दा एतमेवार्थमभिधाय कृतकृत्या एव। तदनन्तरमर्थावगतिर्ध्वननव्यापारादेव शब्दशक्तिमूलात्।

अत्र केचिन्मन्यन्ते—यत एतेषां शब्दानां पूर्वमर्थान्तरेऽभिधान्तरं दृष्टं, ततस्तथाविधेऽर्थान्तरे दृष्टतदभिधाशक्तेरेव प्रतिपत्तुर्नियन्त्रिताभिधाशक्तिकेभ्य एतेभ्यः प्रतिपत्तिर्ध्वननव्यापारादेव; इति शब्दशक्तिमूलत्वं व्यङ्ग्यत्वं चेत्यविरुद्धम्—इति।

अन्ये तु—साभिधैव द्वितीया, अर्थसामर्थ्यं ग्रीष्मस्य भीषणदेवताविशेषसादृश्यात्मकं सहकारित्वेन यतोऽवलम्बते, ततो ध्वननव्यापाररूपोच्यते—इति।

एके तु—शब्दश्लेषे तावद् भेदे सति शब्दस्य, अर्थश्लेषेऽपि शक्तिभेदाच्छब्दभेद इति दर्शने द्वितीयः शब्दस्तत्रानीयते। स च कदाचिद् अभिधाव्यापारात्, यथोभयोरुत्तरदानाय 'श्वेतो धावति' इति, प्रश्नोत्तरादौ वा। तत्र वाच्यालङ्कारता।। यत्र तु ध्वननव्यापारादेव शब्द आनीतः, तत्र शब्दान्तरबलादपि तदर्थान्तरं प्रतिपन्नं प्रतीयमानमूलत्वात् प्रतीयमानमेव युक्तम्—इति।

इतरे तु—द्वितीयपक्षव्याख्याने यद् अर्थसामर्थ्यं तेन द्वितीयाभिधैव प्रतिप्रसूयते, ततश्च द्वितीयोऽर्थोऽभिधीयत एव; न ध्वन्यते, तदनन्तरं तु तस्य द्वितीयार्थस्य प्रतिपन्नस्य प्रथमार्थेनाप्राकरणिकेन साकं या रूपणा, सा तावद् भात्येव, न चान्यतः शब्दाद् इति सा ध्वननव्यापारात्, तत्राभिधाशक्तेः कस्याश्चिदप्यनाशङ्कनीयत्वात्। तस्यां च च द्वितीया शब्दशक्तिमूलम्, तया विना रूपणाया अनुत्थानात्। अत एवालङ्कारध्वनिरयमिति युक्तम्। वक्ष्यते च ''असम्बद्धार्थाभिधायित्वं मा प्रसाङ्क्षीत्''—इत्यादि॥

(ध्व. २, २१; लो. पृ २४१-२४३)

[''એવામાં, કુસુમસમયયુગનો ઉપસંહાર કરતો, પ્રગટ્યો ગ્રીષ્મ નામનો ખીલેલાં મલ્લિકા (પુષ્પો સમા) ધવલ અટ્ટહાસવાળો મહાકાલ.''] અહીં ઋતુ-વર્ણનના સંદર્ભમાં જેમની અભિધાશક્તિ નિયંત્રિત થઈ છે એવા. (અને) તેથી જ ''અવયવની સિદ્ધિ કરતાં સમુદાયની સિદ્ધિ વધુ બળવાન (હોય છે)'' એ ન્યાયને દૂર સારતા 'મહાકાલ' વગેરે શબ્દો એ જ અર્થનું અભિધાન કરીને કૃતકૃત્ય થઈ રહે છે જ. તે પછી (ભયંકર મહાકાલને લગતો) અર્થબોધ શબ્દ-શક્તિમૂલક ધ્વનનવ્યાપારને લીધે જ (થાય છે).

---

૧. કૌંસમાં આટલો ભાગ ધ્વ. વૃ. માંથી ચર્ચાનો સંદર્ભ સ્પષ્ટ કરવા ટાંક્યો છે.

આ બાબતમાં કેટલાકનું માનવું એવું છે કે — કેમકે પહેલાં આ શબ્દોની બીજા અર્થમાં બીજી અભિધા જોવામાં આવી હતી, તે ઉપરથી (ફલિત થાય છે કે) તેના જેવા બીજા અર્થમાં તે અભિધાશક્તિ જોઈ હોય તેવા સહૃદય જ્ઞાતાને નિયંત્રિત અભિધા ધરાવતા આ (શબ્દો) દ્વારા (થતી) પ્રતીતિ ધ્વનનવ્યાપારથી જ થતી હોય છે; એ જોતાં શબ્દશક્તિમૂલક હોવું અને વ્યંગ્ય હોવું એ બે (પરસ્પર) વિરૂદ્ધ નથી (તાત્પર્ય કે જેણે એક વખત અમુક શબ્દની બીજા અર્થને લગતી અભિધાશક્તિ જોઇ હોય તેવા સહૃદયને જ તે બીજા અર્થની પ્રતીતિ થાય છે એમ કહ્યું. તેથી તેમાં શબ્દશક્તિમૂલકતા સ્વીકારી, જ્યારે વિરમ્યવ્યાપાર સંભવિત ન હોવાથી તે પ્રતીતિ ધ્વનિવ્યાપાર દ્વારા જ થાય છે એમ કહ્યું તેથી તે અર્થ વ્યંગ્ય છે એવું સ્વીકાર્યું. બે વ્યાપાર એકી સાથે થતા સ્વીકારવામાં વિરોધ આવત પરંતુ એક પછી એક થાય છે એ રીતે સ્વીકારતાં વિરોધ રહેતો નથી).

તો બીજા લોકો (માને છે) કે — જે કારણે તે બીજી અભિધા જ (મહાકાલ નામના) અમુક ભીષણ દેવતા સાથેના સાદૃશ્યતાસ્વરૂપના ગ્રીષ્મને લગતા અર્થસામર્થ્યનો સહકારી તરીકે આધાર લે છે, તે કારણે જ (તે) ધ્વનનવ્યાપારના-સ્વરૂપની (છે એવું) કહેવામાં આવે છે.

કેટલાક વળી (માને છે) કે — શબ્દશ્લેષમાં તો શબ્દના (વિવિધ રીતે) ટૂકડા પડવાને લીધે, અર્થશ્લેષમાં પણ (તે તે અર્થનો બોધ કરાવવામાં અનુકૂળ) શક્તિ ભિન્ન હોવાથી શબ્દભેદ (સરજાય છે) એવું જોવા મળે છે તેથી ત્યાં (સંદર્ભને આધારે) બીજો શબ્દ આણવામાં આવે છે. તે (બીજો શબ્દ) તો કદિક અભિધાવ્યાપારથી (આવે છે), જેમકે (એક જ પ્રશ્નના) બન્ને ઉત્તર આપવા માટેનું (સંસ્કૃત વાક્ય) 'श्वेतो धावति' (જેમાં એક વાર 'श्वेतः' એ પદને 'श्वेतः' અને બીજી વાર 'श्वा इतः' એ રીતે ઘટાવીને અનુક્રમે 'ધોળો દોડે છે' અને 'કૂતરો આ તરફ દોડે છે' એમ બે અર્થ સમજી શકાય એવા એક જ વાક્યનો પ્રયોગ થયો છે), અથવા પ્રશ્નોત્તર (પ્રકારના કાવ્યવાક્ય) વગેરેમાં. તેવા સંજોગોમાં (શ્લેષ વગેરે) વાચ્યાલંકાર હોય છે. પરંતુ જ્યાં ધ્વનનવ્યાપાર દ્વારા જ શબ્દ આણવામાં આવે છે ત્યાં બીજા શબ્દની (અભિધાને) બળે તે બીજો અર્થ પ્રતીતિ થતો હોવા છતાં, તેના મૂળમાં પ્રતીયમાન અર્થ રહેલો હોઈ, તેને પ્રતીયમાન ગણવો એ જ યોગ્ય લેખાશે.

વળી બીજા (કેટલાક) માને છે કે — (શબ્દનો) બીજા પક્ષે અર્થ કરવામાં જે અર્થસામર્થ્ય (ઉપયોગમાં આવે છે), તેના દ્વારા બીજી અભિધા જ નવેસરથી

ઉદ્ભવે છે; અને તેથી બીજો અર્થ અભિહિત જ બને છે, નહીં કે ધ્વનિત; ત્યારબાદ તો પ્રસ્તુત એવા પ્રથમ અર્થની સાથે પ્રતીત થયેલા તે બીજા અર્થની જે રૂપણા (=અભેદભાવે આરોપ) તે તો પ્રકાશે છે ખરી, પણ (તે) બીજા શબ્દને કારણે નહીં, તેથી તે (બીજા અર્થની રૂપણા) ધ્વનનવ્યાપારને કારણે (જ પ્રકાશે છે એવું ફલિત થાય છે), કેમકે ત્યાં (બીજી) કોઈ જ અભિધાશક્તિ (રહેલી હોવા) અંગેની શંકા કરી શકાય તેમ નથી. અને તે (રૂપણાના) મૂળમાં (આ) બીજી શબ્દશક્તિ (રહેલી છે). કેમકે તેના વિના રૂપણા ઉદ્ભવતી જ નથી. તેથી આ અલંકારધ્વનિ છે. એમ માનવું (જ) ઠીક ગણાશે. (વૃત્તિગ્રંથમાં પૃ. ૨૪૪ ઉપર) કહેવામાં આવશે કે "અસંબદ્ધ અર્થનું અભિધાન થયું હોવાનો પ્રસંગ ન આવે...." વગેરે.

(ધ્વ. ૨, ૨૧; લો. પૃ. ૨૪૧-૨૪૩).

§ ૪૧) અર્થશક્તિ દ્વારા ઉદ્ભવતા ધ્વનિનું ઉદાહરણ સહિત નિરૂપણ :

यद्यपि रसभावादिरर्थो ध्वन्यमान एव भवति, न वाच्यः कदाचिदपि, तथापि न सर्वोऽलक्ष्यक्रमस्य विषयः । यत्र हि विभावानुभावेभ्यः स्थायिगतेभ्यो व्यभिचारिगतेभ्यश्च पूर्णेभ्यो झटित्येव रसव्यक्तिः, तत्रास्तु अलक्ष्यक्रमः; यथा—

"निर्वाणभूयिष्ठमथास्य वीर्यं सन्धुक्षयन्तीव वपुर्गुणेन ।
अनुप्रयाता वनदेवताभिरदृश्यत स्थावरराजकन्या ॥"

इत्यादौ सम्पूर्णालम्बनोद्दीपनविभावतायोग्यस्वभाववर्णनम् ;

"प्रतिग्रहीतुं प्रणयिप्रियत्वात् त्रिलोचनस्तामुपचक्रमे च ।
संमोहनं नाम च पुष्पधन्वा धनुष्यमोघं समधत्त बाणम् ॥"

इत्यनेन विभावतोपयोग उक्तः;

"हरस्तु किञ्चित्परिवृत्तधैर्यश्चन्द्रोदयारम्भ इवाम्बुराशिः ।
उमामुखे बिम्बफलाधरोष्ठे व्यापारयामास विलोचनानि ॥"

अत्र हि भगवत्याः प्रथममेव तत्प्रवणत्वात्, तस्य चेदानीं तदुन्मुखीभूतत्वात्, प्रणयिप्रियतया च पक्षपातस्य, सूचितस्य, गाढीभावाद् रत्यात्मनः स्थायिभावस्य, औत्सुक्यावेगचापल्यहर्षादेश्च व्यभिचारिणः, साधारणीभूतोऽनुभाववर्गः प्रकाशित इति विभावानुभावचर्वणैव व्यभिचारिचर्वणायां पर्यवस्यति । व्यभिचारिणां पारतन्त्र्यादेव स्त्रक्सूत्रकल्पस्थायिचर्वणाविश्रान्तेरलक्ष्यक्रमत्वम् । इह तु, पद्मदलगणनमधोमुखत्वं चान्यथापि कुमारीणां सम्भाव्यत इति, झटिति न लज्जायां विश्रमयति हृदयं, अपि

तु प्राग्वृत्ततपश्चर्यादिवृत्तान्तानुस्मरणेन तत्र प्रतिपत्तिं करोति, इति क्रमव्यङ्ग्यतैव । रसस्त्वत्रापि दूरत एव व्यभिचारिस्वरूपे पर्यालोच्यमाने भाति, इति तदपेक्षया अलक्ष्यक्रमतैव । लज्जापेक्षया तु तत्र लक्ष्यक्रमत्वम् ॥

(ध्व. २,२२; लो. २४८–२५०)

રસ ભાવ વગેરે (સ્વરૂપનો) અર્થ જો કે ધ્વનિત જ થતો હોય છે, (અને) કદી પણ વાચ્ય નથી (થતો હોતા) છતાં તે સઘળો (ધ્વનન વ્યાપાર) અલક્ષ્ય ક્રમનો વિષય નથી (હોતો) કેમકે, જ્યાં સ્થાયીમાં રહેલા અને વ્યભિચારીમાં રહેલા વિભાવ અને અનુભાવ પૂર્ણ હોવાથી ઝડપથી રસની અભિવ્યક્તિ થાય ત્યાં (જ) અલક્ષ્યક્રમ (હોય છે) જેમકે—

"(ત્યાં તો) મહદંશે ઓલવાઈ ગયેલા એના (હરના) વીર્યને
(પોતાના) દેહના (સૌંદર્ય) ગુણે પ્રજ્વલિત કરતી,
(અને) વનદેવતાઓ દ્વારા અનુસરણ કરાતી,
પર્વતરાજની કન્યા નજરે પડી."

એ રીતે આરંભાતા (વર્ણનમાં, પાર્વતીરૂપી) આલંબન અને (સૌંદર્ય, વસંત, પુષ્પાભરણ વગેરે) ઉદ્દીપન વિભાગના સ્વરૂપને અનુકૂલ સંપૂર્ણ વર્ણન છે.

"ભક્ત પ્રત્યેની પ્રીતિને લીધે, ત્રિલોચન (શિવે)
તેનો સ્વીકાર કરવાની (ચેષ્ટા) પણ (જે ઘડીએ) આરંભી,
ત્યાં પુષ્પધન્વાએ સંમોહન નામના અમોઘ બાણનું
ધનુષ્ય પર (ચડાવી) સંધાન કર્યું."

આમ આ (વર્ણન) દ્વારા વિભાવ તરીકે ઉપયોગનું કથન કર્યું.

"હર તો, ચંદ્રોદયના આરંભે (જેવી અવસ્થામાં) જળરાશી
(મૂકાય છે) તે રીતે, કંઈક અંશે ધૈર્યમાં પલટો આવતાં,
(ઘડીકમાં) ઉમાના મુખ પર (તો ઘડીકમાં તેનાં) બિંબફળશા
અધરોષ્ઠ પર સૂચક દૃષ્ટિપાત કરવા લાગ્યા."

અહીં ભગવતી (પાર્વતી) પહેલેથી તેમના (હરના) પ્રત્યે આસક્ત હતાં, અને તે હવે અભિમુખ થવા લાગ્યા હતા, વળી પક્ષપાત ભક્ત પ્રત્યેની પ્રીતિના સ્વરૂપનો હોય છે. આ (બધાં) કારણોસર સૂચવાયેલ રતિસ્વરૂપના સ્થાયિભાવ તેમજ ઉત્સુકતા આવેગ ચંચળતા હર્ષ વગેરે વ્યભિચારિભાવો ગાઢ બનતાં, સાધારણીભાવ પામેલો અનુભાવ સમૂહ પ્રકાશ્યો; આ રીતે વિભાવ અને અનુભાવની ચર્વણા જ વ્યભિચારિભાવોની ચર્વણામાં પર્યવસાન પામે છે. વ્યભિચારીભાવો પરતંત્ર હોય છે

તે કારણેજ, માળા (રૂપી વ્યભિચારિભાવની અંદર આધાર રૂપે રહેલ સ્થાયિભાવ રૂપી) દોરાની જેમ સ્થાયિભાવની ચર્વણામાં વિશ્રાન્તિ થતી હોવાથી (અહીં) ક્રમ અલક્ષ્ય સ્વરૂપનો છે. જ્યારે અહીં (ઉપર ધ્વ કા. ૨. ૨૨ ઉપરની વૃત્તિમાં ટાંકેલો. "આમ જયાં બોલ્યા...." એ ઉદાહરણમાં) તો બીજી રીતે (બીજા સંજોગોમાં) પણ કુંવારી કન્યાઓની બાબતમાં સંભવે છે, તેથી ઝટ દઈને સહૃદયનું) હૃદય લજ્જાના ભાવમાં વિશ્રામ પામતું નથી, બલ્કે પહેલાં કરેલી તપશ્ચર્યા વગેરે બાબતોની યાદ તાજી કરાવીને તેને (=લજ્જાને) લગતી પ્રતીતિ (વિલંબથી) કરાવે છે, તેથી વ્યંગ્યાર્થ ક્રમસ્વરૂપનો જ છે. રસ તો અહીં પણ વ્યભિચારિભાવનું સ્વરૂપ પૂર્ણપણે નજરમાં આવે ત્યારે જ પ્રકાશે છે તેથી તે (રસની) દૃષ્ટિએ ક્રમનું સ્વરૂપ અલક્ષ્ય છે. પરંતુ લજ્જાની દૃષ્ટિએ ત્યાં ક્રમનું સ્વરૂપ લક્ષ્ય છે.

## § ૪૨) અર્થશકિત દ્વારા ઉદ્ભવતા અલંકારધ્વનિનું નિરૂપણ :

यत्रालङ्कारोऽप्यलङ्कारान्तरं ध्वनति तत्र वस्तुमात्रेणालङ्कारो ध्वन्यत इति कियद् इदमसम्भाव्यम् । अर्थशक्त्युद्भवे ध्वनौ वस्त्विवालङ्कारोऽपि व्यङ्ग्यः...। तदयमर्थः— वाच्यालङ्कारविशेषविषये व्यङ्ग्यालङ्कारविशेषो भाति, इत्युद्भटादिभिरुक्तमेव, इति अर्थशक्त्यालङ्कारो व्यज्यत इति तैरुपगतमेव , केवलं तेऽलङ्कारलक्षणकारत्वाद् वाच्यालङ्कार विशेषविषयत्वेनाहुरिति भावः ॥

(ध्व. २,२६; लो. २५८–२५९)

જ્યાં (પોતે) અલંકાર (હોવા છતાં) પણ બીજા અલંકારને ધ્વનિત કરે છે (એવું સ્વીકારો) ત્યાં વસ્તુમાત્ર દ્વારા અલંકાર ધ્વનિત થાય છે એમ (માનવામાં તો) એવી શી અસંભવિનતા (નડે) ? અર્થશક્તિથી ઉદ્ભવતા ધ્વનિમાં વસ્તુની જેમ અલંકાર પણ વ્યંગ્ય બને છે.... તેથી અર્થ આમ છે: 'અમુક વાચ્યાલંકારનો વિષય હોય ત્યાં અમુક વ્યંગ્યાલંકાર પ્રકાશે છે' એવું ઉદ્ભટ વગેરેએ કહ્યું છે જ, તેથી અર્થશક્તિ દ્વારા અલંકારની વ્યંજના થાય છે એમ તેમણે સ્વીકારી લીધું છે જ. માત્ર (ફરક એટલો જ છે કે) અલંકારનું સ્વરૂપ નિરૂપનારા હોવાથી, તેમણે વિશિષ્ટ વાચ્યાલંકારના વિષય તરીકે (આ બાબતનું) કથન કર્યું છે, એમ (કહેવાનો) ભાવાર્થ છે.

(ધ્વ. ૨,૨૬; લો. પૃ. ૨૫૮–૨૫૯.)

§ ૪૩) સર્વે અર્થાલંકારો ધ્વનિવ્યાપારના વિષય બને છે :

सर्वेषामेवार्थलङ्काराणां ध्वन्यमानता दृश्यते । यथा च दीपकध्वनिः—

"मा भवन्तमनलः पवनो वा वारणो मदकलः परशुर्वा ।
वज्रमिन्द्रकरविप्रसृतं वा स्वस्ति तेऽस्तु लतया सह वृक्ष ॥"

—इत्यत्र 'बाधिष्ट' इति गोप्यमानादेव दीपकाद् अत्यन्तस्नेहास्पदत्वप्रतिपत्त्या चारुत्व-निष्पत्तिः ।

अप्रस्तुतप्रशंसाध्वनिरपि [यथा]—

"ढुण्ढुल्लंतो मरिहिसि कंटिअकलिलाइं केअइवणाइं ।
मालइकुसुमसरिच्छं भमर भमंतो ण पावहिसि ॥"

[अत्र] प्रियतमेन साकमुद्याने विहरन्ती काचिन्नायिका भ्रमरमेवमाह, इति भृङ्गस्या-भिधायां प्रस्तुतत्वमेव । न चामन्त्रणाद् अप्रस्तुतत्वावगतिः, प्रत्युतामन्त्रणं तस्या मौग्ध्य-विजृम्भितमिति, अभिधया तावन्नाप्रस्तुतप्रशंसा समाप्या । समाप्तायां पुनरभिधायां वाच्यार्थबलाद् अन्यापदेशता ध्वन्यते यत् सौभाग्याभिमानपूर्णा सुकुमारपरिमलमालती-कुसुमसदृशी कुलवधूर्निर्व्याजप्रेमपरतया कृतकवैदग्ध्यलब्धप्रसिद्ध्यतिशयानि शम्भलीकण्टक व्याप्तानि दूरामोदकेतकीवनस्थानीयानि वेश्याकुलानि इतश्चेतश्च चञ्चूर्यमाणं प्रियतममु-पालभते ।

अपह्नुतिध्वनिर्यथास्मदुपाध्यायभट्टेन्दुराजस्य—

"यः कालागुरुपत्रभङ्गरचनावासैकसारायते
गौराङ्गीकुचकुम्भभूरिसुभगाभोगे सुधाधामनि ।
विच्छेदालवदीपितोत्कवनिताचेतोधिवासोद्भवं
सन्तापं विनिनीषुरेष विततैरङ्गैर्नताङ्गि स्मरः ॥

अत्र चन्द्रमण्डलमध्यवर्तिनो लक्ष्मणो वियोगाग्निपरिचितवनिताहृदयोदितप्लोषमलीमसच्छवि-मन्मथाकारतया अपह्नवो ध्वन्यते ।

अत्रैव ससन्देहध्वनिः, यतश्चन्द्रवर्तिनस्तस्य नामापि न गृहीतम् । अपि तु गौराङ्गी-स्तनाभोगस्थानीये चन्द्रमसि कालागुरुपत्रभङ्गविच्छित्त्यास्पदत्वेन यः सारताम् उत्कृष्टताम् आचरति इति तन्न जानीमः किमेतद् वस्तु, इति ससन्देहोऽपि ध्वन्यते ।

[ अत्रैव प्रतिवस्तूपमाध्वनिर्यथा — ] पूर्वमनङ्गीकृतप्रणयामनुतप्तां विरहोत्कण्ठितां वल्लभागमनप्रतीक्षापरत्वेन कृतसाधनादिविधतया वासकसज्जीभूतां पूर्णचन्द्रोदयावसरे दूती-मुखानीतः प्रियतमः 'त्वदीयकुचकलशन्यस्तकालागुरुपत्रभङ्गरचना मन्मथोद्दीपनकारिणी'

इति चाटुकं कुर्वाणः, चन्द्रवर्तिनी चेयं कुवलयदलश्यामलकान्तिरेवमेव करोति इति प्रति-वस्तूपमाध्वनिरपि ।

'सुधाधामनि' इति चन्द्रपर्यायतयोपात्तमपि पदं सन्तापं विनिनीषुरित्यत्र हेतुतामपि व्यनक्तीति हेत्वलङ्कारध्वनिरपि ।

त्वदीयकुचशोभा मृगाङ्कशोभा च सह मदनमुद्दीपयत इति सहोक्तिध्वनिरपि ।
त्वत्कुचसदृशश्चन्द्रः, चन्द्रसमस्त्वत्कुचाभोगः इत्यर्थप्रतीतेरुपमेयोपमाध्वनिरपि ।
एवमन्येऽप्यत्र भेदाः शक्योत्प्रेक्षाः महाकविवाचोऽस्याः कामधेनुत्वात् ; यतः—

"हेलापि कस्यचिदचिन्त्यफलप्रसूत्यै
कस्यापि नालमणवेऽपि फलाय यत्नः ।
दिग्दन्तिरोमचलनं धरणीं धुनोति
खात् सम्पतन्नपि लतां चलयेन्न भृङ्गः ॥"

एषां तु भेदानां संसृष्टित्वं सङ्करत्वं च यथायोगं चिन्त्यम् ।

अतिशयोक्तिध्वनिर्यथा ममैव—

"केलीकन्दलितस्य विभ्रममधोर्धुर्यं वपुस्तते दृशौ
भङ्गीभङ्गुरकामकार्मुकमिदं भ्रूनर्मकर्मक्रमः ।
आपातेऽपि विकारकारणमहो वक्त्राम्बुजन्मासवः
सत्यं सुन्दरि वेधसस्त्रिजगतीसारस्त्वमेका कृतिः ॥"

अत्र हि मधुमासमदनासवानां त्रैलोक्ये सुभगता, अन्योन्यं परिपोषकत्वेन । ते तु त्वयि लोकोत्तरेण वपुषा सम्भूय स्थिता; इति अतिशयोक्तिर्ध्वन्यते । 'आपातेऽपि विकार-कारणम्' इत्यास्वादपरम्पराक्रिययापि विना, विकारात्मनः फलस्य सम्पतिरिति विभावना-ध्वनिरपि । 'विभ्रममधोर्धुर्यम्' इति तुल्ययोगिताध्वनिरपि ।

एवं सर्वालङ्काराणां ध्वन्यमानत्वमस्तीति वाच्यम्, न तु यथा कैश्चिन्नियत विषयीकृतम् ॥

(ध्व. २,२७; लो. २७४–२७८)

બધા જ અલંકારો ધ્વનિ વ્યાપારના વિષય બનતા જોવામાં આવે છે. જેમકે, દીપકધ્વનિ—

"ના તમને, અગ્નિ કે મારુત, કે મદમસ્ત હસ્તિ, કે પરશુ,
કે મઘવાથકી છૂટયું વજ્ર, હો કલ્માણુ, વૃક્ષ હે !
લતા સહ તારું !"

અહીં 'નડો' એ (ક્રિયાપદ) છૂપું રાખીને દીપક (અલંકાર) દ્વારા સ્નેહપાત્રતાની પ્રતીતિ થતાં ચારૂતા નિષ્પન્ન થાય છે.

અપ્રસ્તુતપ્રશંસાધ્વનિ પણ, [જેમકે]—

"મરીશ ખોળીખોળીને તું કેવડાતણાં વન કાંટાળાં,
ભમીભમીને પણ નહીં પામે માલતીકુસુમ સમું (કંઈ યે) !"

(અહીં) પ્રિયતમ સાથે ઉદ્યાનમાં વિહરતી કોઈક નાયિકા ભ્રમરને ઉદ્દેશીને આવું બોલી, તેથી અભિધામાં 'ભ્રમર' તો પ્રસ્તુત જ છે. પણ પ્રસ્તુતપણાનો બોધ ભ્રમરને આમંત્રણ (આપ્યું) છે એ કારણે નથી થતો, ઉલટું આમંત્રણ તે (નાયિકાની) મુગ્ધતાનું પ્રદર્શન છે. તેથી અભિધા દ્વારા તો અપ્રસ્તુતપ્રશંસા પાર પડી શકતી નથી. પરંતુ અભિધા સમાપ્ત થતાં વેંત જ વાચ્યાર્થના બળે એવી અન્યાપદેશતા (=એકના બહાને બીજાને સંબોધન થયું તે) ધ્વનિત થાય છે કે સૌભાગ્યના અભિમાને ભરી, સુકુમાર પરિમલ ધરાવતાં માલતી કુસુમ સમી કુળવધૂ અકૃત્રિમ પ્રેમને વશ થઈ, કૃત્રિમ વિદગ્ધતાને લીધે અતિશય પ્રસિદ્ધિ પામી ચૂકેલાં દલાલણરૂપી કાંટાળાં, સુગંધ વગરનાં કેતકીનાં વન સમાં વેશ્યાઓનાં ઘરો પાસે અહીં તહીં રખડતા પ્રિયતમને ઠપકો આપે છે.

અપહ્નુતિધ્વનિ, જેમકે અમારા ઉપાધ્યાય ભટ્ટેન્દુરાજના (શ્લોકમાં)—

"ગૌરાંગીના અત્યંતસુભગ કુચકુંભ પ્રદેશરૂપી સુધાધામ (=ચંદ્ર) ઉપર જે કાલાગુરૂ પત્રભંગરચનાના નિવાસનો એકમાત્ર સાર બની રહ્યો છે એવો આ કામદેવ, હે નમણાં અંગવાળી, વિરહાગ્નિએ પ્રજળતી ઉત્કંઠિત વનિતાઓનાં ચિત્તમાં (તારી) હાજરીથી ઉદ્ભવેલા સંતાપને વિસ્તરેલાં અંગો વડે હરવા તત્પર થયો છે."

અહીં ચંદ્રબિંબની અંદર રહેલા ડાઘને વિરહાગ્નિના અનુભવે સ્ત્રીઓના હૃદયમાં ઉદ્ભવેલા, અને બળવાથી કાળા પડી ગયેલા, કામદેવના આકારરૂપે (રજૂ કરીને) અપહ્નવ ધ્વનિત થાય છે

અહીં જ સસંદેહધ્વનિ (પણ) છે, કેમકે ચંદ્રમાં રહેલા તે (ડાઘનું) નામ સુદ્ધાં લીધું નથી. એને બદલે ગૌરાંગીના સ્તનપ્રદેશરૂપી ચંદ્ર ઉપર કાલાગુરૂની પત્રભંગશોભાના સ્થાન તરીકે જે સારપણું, એટલે કે ઉત્કૃષ્ટતા, આચરે છે, તેને એમ જાણતા નથી કે શું વસ્તુ છે. આમ સસંદેહધ્વનિ પણ છે,

[અહીં જ પ્રતિવસ્તુપમા ધ્વનિ (પણ છે), જેમકે—] પહેલાં (નાયકના) પ્રેમને ન સ્વીકારી (હવે) પસ્તાઈને વિરહાકુળ બની વલ્લભના આરાધનની

પ્રતીક્ષામાં શણગાર સજીને વાસકસજ્જા બનેલી (નાયિકાને પૂર્ણચંદ્રોદયના અવસરે દૂતીના સંદેશ દ્વારા આવી પહોંચેલા પ્રિયતમ, 'તારા કુચકળશ પર દોરેલી કાલાગુરૂની પત્રભંગરચના કામોદ્દીપક છે' એ મતલબનાં વખાણ કરવા (કહે છે કે) ચંદ્રમાની આ નીલકમળશી શુભ્ર આકૃતિ આવું જ કરે છે, તેથી પ્રતિવસ્તૂપમાધ્વનિ પણ છે

'સુધાધામ' એવો ચંદ્રના પર્યાય તરીકે પ્રયોજેલો શબ્દ પણ "સંતાપને હરવા તત્પર થયો છે" એમાં હેતુપણાને પણ પ્રગટ કરે છે, તેથી હેતુઅલંકારધ્વનિ પણ છે

તારા કુચની શોભા અને મૃગાંકની શોભા બન્ને (એકી) સાથે કામનું ઉદ્દીપન કરે છે, એ રીતે સહોક્તિધ્વનિ પણ છે.

'તારા કુચ જેવો ચંદ્ર છે અને ચંદ્ર જેવો તારો કુચપ્રદેશ છે' એમ અર્થપ્રતીતિ થતી હોવાથી ઉપમેયોપમાધ્વનિ પણ છે.

આમ અહીં બીજા પ્રકારોની પણ કલ્પના કરી શકાય, કેમકે મહાકવિની વાણી તો આ (પ્રકારના અલંકારધ્વનિઓની) કામધેનુ છે, કારણ કે—

> "કેટલાકનો પ્રયત્ન રમતવાતમાં જ ઉત્તમ ફળ ઉપજાવે છે, જ્યારે કેટલાકનો રજમાત્ર પણ ફળ આપતો નથી. દિગ્ગજનું રેવાંટું ફરકતાં ધરતી ધ્રુજે છે, જ્યારે આકાશમાંથી પડવા છતાં ભ્રમર લતાને પણ હલાવી શકતો નથી."

આવા પ્રકારો સંસૃષ્ટિ છે કે સંકર તે તો પ્રસંગાનુસાર વિચારણીય છે. અતિશયોક્તિધ્વનિ. દા. ત. મારા જ (શ્લોકમાં)—

> "તારી (બન્ને) આંખો શૃંગારચેષ્ટારૂપી નલાંકુરવાળા વિલાસશોભાવસંતનું અગ્રણી શરીર છે. ભ્રુકુટિના આ નર્મકર્મના ક્રમસંગિમાથી વળેલું કામચાપ છે. મુખકમળમાં ઉદ્ભવેલો આસવ સહેજ જ આસ્વાદ લેતાં વિકારનું કારણ બને છે. સાચે જ, હે સુંદરિ ! તું વિધાતાની ત્રણે ભુવનમાંની સારરૂપ એકમાત્રકૃતિ છો."

અહીં, મધુમાસ મદન અને આસવની ત્રણે લોકમાંની સુભગતા એક બીજાના પોષક તરીકે હોવાને લીધે છે. તે (ત્રણે) તો અલૌકિક શરીર દ્વારા તારામાં એકઠાં મળીને રહેલાં છે, એ રીતે અતિશયોક્તિ ધ્વનિત થાય છે. સહેજ જ આસ્વાદ લેતાં વિકારનું કારણ બને છે, એમ કહેવાથી વારંવાર આસ્વાદની ક્રિયા,

વગર પણ વિકારરૂપ ફળની પ્રાપ્તિ થાય છે એમ વિભાવનાધ્વનિ પણ છે. 'વિલાસ શોભા વસંતનું અગ્રણી' એ રીતે તુલ્યયોગિતાધ્વનિ પણ (છે.) આ રીતે બધા જ અલંકારો ધ્વનિત થઈ શકે છે, તેવું મંતવ્ય છે. કેટલાક લોકોએ નિયતવિષયનું બનાવી દીધું છે તે રીતે (જ ધ્વનિત થાય એવું) તો નથી.

(ધ્વ. ૨. ૨૬; લો. પૃ. ૨૭૪-૨૭૮)

§ ૪૪) અલંકારધ્વનિની સપ્રયોજનતા :

येषामलङ्काराणां वाच्यत्वेन शरीरिकरणं शरीरभूतात् प्रस्तुताद् अर्थान्तरभूततया अशरीराणां कटकादिस्थानीयानां शरीरतापादनं व्यवस्थितं, सुकवीनामयत्नसम्पाद्यतया; यदि वा वाच्यत्वे सति येषां शरीरतापादनमपि न व्यवस्थितं, दुर्घटमिति यावत्; तेऽलङ्कारा ध्वनेर्व्यापारस्य काव्यस्य वाऽङ्गतां व्यङ्ग्यरूपतया गताः सन्तः परां दुर्लभां छायां कान्तिम् आत्मरूपतां यान्ति । एतदुक्तं भवति—सुकविर्विदग्धपुरन्ध्रीवद् भूषणं यद्यपि श्लिष्टं योजयति, तथापि शरीरतापत्तिरेवास्य कष्टसम्पाद्या कुङ्कुमपीतिकाया इव; आत्मतायास्तु का सम्भावनापि ? एवंभूता चेयं व्यङ्ग्यता या अप्रधानभूतापि वाच्यमात्रालङ्कारेभ्य उत्कर्षमलङ्काराणां वितरति ॥

(ध्व. २, २८, लो. पृ. २७८-२७९)

જે અલંકારોનું વાચ્ય તરીકે શરીરીકરણ, (એટલે કે) શરીરભૂત પ્રસ્તુત અર્થથી (જુદા) અન્ય અર્થ તરીકે રહેલા (અને મૂળમાં) શરીરરૂપ નથી એવા કડાં વગેરેને શરીરપણું પ્રાપ્ત કરાવવું તે, સારા કવિ દ્વારા વિના પ્રયત્ને સધાતું હોવાથી, નિશ્ચિત થયેલું છે; અથવા (બીજી રીતે સમજીએ તો) વાચ્યપણું હોય તો જેમનું શરીરીકરણ પણ નિશ્ચિત થતું નથી, એટલે કે દુષ્કર હોય છે, તે અલંકારો (વ્યંગ્ય રૂપે) ધ્વનિવ્યાપારના અથવા કાવ્યના અંગરૂપ બનીને પરમ (એટલે કે) દુર્લભ, છાયા (એટલે કે) કાન્તિ ને, એટલે કે આત્મરૂપતાને, પમાડે છે. કહેવાનું આ છે : જોકે ચતુર ગૃહિણીઓની જેમ સુકવિ અલંકારોની યોજના કુશળતાપૂર્વક કરતા હોય છે છતાં એને, ચંદનના લેપની જેમ, શરીરપણું પ્રાપ્ત કરાવવું એ જ મુશ્કેલીથી સિદ્ધ થાય છે, ત્યાં આત્મપણું (પ્રાપ્ત કરવાની) તો શકયતા જ શી ? એવું તો છે આ વ્યંગ્યપણું કે એ ગૌણ હોય તો પણ ફક્ત વાચ્ય અલંકારો કરતાં (વ્યંગ્ય) અલંકારોમાં ઉત્કર્ષ આણે છે.

(ધ્વ. ૨,૨૬; લો. પૃ. ૨૭૪-૨૭૮.)

§ ૪૫) ધ્વનિના પ્રકારો અને પેટાપ્રકારોનો ઉપસંહાર :

अविवक्षितवाच्यो विवक्षितान्यपरवाच्य इति द्वौ मूलभेदौ । आद्यस्य द्वौ भेदौ; अत्यन्ततिरस्कृतवाच्योऽर्थान्तरसंक्रमितवाच्यश्च । द्वितीयस्य द्वौ भेदौ; अलक्ष्यक्रमोऽनुरणन-

रूपश्च । प्रथमोऽनन्तभेदः । द्वितीयो द्विविधः; शब्दशक्तिमूलोऽर्थशक्तिमूलश्च । पश्चिमस्त्रिविधः; कविप्रौढोक्तिकृतशरीरः, कविनिबद्धवक्तृप्रौढोक्तिकृतशरीरः स्वतःसम्भवी च । ते च प्रत्येकं व्यङ्ग्यव्यञ्जकयोरुक्तभेदनयेन चतुर्धेति द्वादशविधोऽर्थशक्तिमूलः । आद्याश्चत्वारो भेदा इति षोडश मुख्यभेदाः । ते च पदवाक्यप्रकाशत्वेन प्रत्येकं द्विविधा लक्ष्यन्ते । अलक्ष्यक्रमस्य तु वर्णपदवाक्यसङ्घटनाप्रबन्धप्रकाश्यत्वेन पञ्चविंशद् भेदाः ॥

(ध्व. २,३१; लो. पृ. २८१-२८२)

॥ इति द्वितीयोद्योतः ॥

અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષિતાન્યપરવાચ્ય એ બે મૂળ પ્રકારો છે. પ્રથમ (પ્રકારના) બે પેટાપ્રકાર છે; અત્યંત તિરસ્કૃતવાચ્ય અને અર્થાન્તરસંક્રમિતવાચ્ય. બીજાના (=વિવક્ષિતાન્યપરવાચ્યના) બે પેટાપ્રકાર છે; અલક્ષ્યક્રમ અને અનુરણનરૂપ. (એમાંનો) પ્રથમ (અલક્ષ્યક્રમ પેટાભેદ) અસંખ્ય પ્રકારનો છે. જ્યારે બીજો (અનુરણનરૂપ પેટાપ્રકાર) બે પ્રકારનો છે; શબ્દશક્તિમૂલક અને અર્થશક્તિમૂલક. તેમનો છેલ્લો (=અર્થશક્તિમૂલક) ત્રણ પ્રકારનો છે; કવિપ્રૌઢોક્તિકૃતશરીર, કવિનિબદ્ધવક્તૃપ્રૌઢોક્તિકૃતશરીર અને સ્વતઃસંભવી. (આ છેલ્લા ત્રણ ગણાવ્યા) તે દરેક વ્યંગ્ય અને વ્યંજકના (ઉપર) જણાવેલા (=વસ્તુ અને અલંકારના) ભેદની રીતે ચાર પ્રકારના હોય છે. આમ અર્થશક્તિમૂલકના (કુલ મળીને) બાર પેટાપ્રકારો પડે છે. પહેલા ચાર પ્રકાનો મળીને (કુલ) સોળ મુખ્ય પેટાપ્રકારો થયા. તેમાંના દરેક પાછા પદપ્રકાશક અને વાક્યપ્રકાશક તરીકે બે પ્રકારના હોય છે. અલક્ષ્યક્રમના તો વર્ણ પદ વાક્ય સંઘટના અને પ્રબંધ (એ દરેકની) પ્રકાશ્યતાને લીધે (કુલ) પાંત્રીસ પ્રકારો છે.

(ધ્વ. ૨, ૩૧; લો. પૃ. ૨૮૧-૨૮૨.)

## દ્વિતીય ઉદ્યોત સમાપ્ત.

●

# તૃતીય ઉદ્યોત

### § ૪૬. અવિવક્ષિતવાચ્યના પદપ્રકાશ્યત્વ વગેરેનું નિરૂપણ :

तत्र वाच्यमुखेन तावद् अविवक्षितवाच्यादयो भेदाः । वाच्यश्च यद्यपि व्यञ्जक एव, यथोक्तं 'यत्रार्थः शब्दो वा' इति, ततश्च व्यञ्जकमुखेनापि भेद उक्तः; तथापि स वाच्योऽर्थो व्यङ्ग्यमुखेनैव भिद्यते । तथा हि, अविवक्षितो वाच्यो व्यङ्ग्येन न्यग्भावितः, विवक्षितान्यपरो वाच्य इति व्यङ्ग्यार्थप्रवण एवोच्यते; इत्येवं मूलभेदयोरेव

यथास्वम् अवान्तरभेदसहितयोर्व्यञ्जकरूपो योऽर्थः स व्यङ्ग्यमुखप्रेक्षिताशरणतयैव भेदमासादयति।.... किञ्च यद्यप्यर्थो व्यञ्जकः तथापि व्यङ्ग्यतायोग्योऽप्यसौ भवति...; शब्दस्तु न कदाचिद् व्यङ्ग्यः, अपि तु व्यञ्जक एव... । न च वाच्यस्याविवक्षितादि-रूपेण यो भेदस्तत्र सर्वथैव व्यञ्जकत्वं नास्ति.... । व्यञ्जकमुखेनापि भेदः सर्वथैव न न प्रकाशितः, किन्तु प्रकाशितोऽप्यधुना पुनः शुद्धव्यञ्जकमुखेन । तथा हि, व्यङ्ग्यमुखप्रेक्षितया विना पदं वाक्यं वर्णाः पदभागः सङ्घटना महावाक्यमिति स्वरूपत एव व्यञ्जकानां भेदः; न त्वेषामर्थवत् कदाचिदपि व्यङ्ग्यता सम्भवति, इति व्यञ्ज-कैकनियतं स्वरूपं यत् तन्मुखेन भेदः प्रकाश्यत इति तात्पर्यम् । ....

तेन, अविवक्षितवाच्यो द्विप्रभेदोऽपि प्रत्येकं पदवाक्यप्रकाश इति द्विधा । तदन्यस्य विवक्षिताभिधेयस्य सम्बन्धी यो भेदः, क्रमद्योत्यो नाम स्वभेदसहितः, सोऽपि प्रत्येकं द्विधैव ।...

यदि परो ब्रूयात् — न मया अवाचकत्वं ध्वन्यभावे हेतूक्तं किं तूक्तं काव्यध्वनिः । काव्यं चानाकाङ्क्षप्रतिपत्तिकारि वाक्यं न पदम् — इति; तत्राह, सत्यमेवं, तथापि पदं न ध्वनिरित्यस्माभिरुक्तम्, अपि तु समुदाय एव; तथा च पदप्रकाशो ध्वनिरिति प्रकाशपदेनोक्तम् ।

ननु भागेषु पदरूपेषु कथं सा चारुत्वप्रतीतिरारोपयितुं शक्या ? तानि हि स्मारकाण्येव । ततः किम् ? मनोहारिव्यङ्ग्यार्थस्मारकत्वाद्धि चारुत्वप्रतीतिनिबन्धनत्वं केन वार्यते ? यथा श्रुतिदुष्टानां पेलवादिपदानामसभ्यपेलाद्यर्थं प्रति न वाचकत्वम्, अपि तु स्मारकत्वम्, तद्वशाच्च चारुस्वरूपं काव्यं श्रुतिदुष्टम्, तच्च श्रुतिदुष्टत्वमन्वय-व्यतिरेकाभ्यां भागेषु व्यवस्थाप्यते तथा प्रकृतेऽपि.... । यत एवमिष्टस्मृतिश्चारुत्वमा-वहति तेन हेतुना सर्वेषु प्रकारेषु निरूपितस्य पदमात्रावभासिनोऽपि पदप्रकाशस्यापि ध्वने रम्यतास्ति, स्मारकत्वेऽपि पदानाम्.......॥

(ध्व. ३, १; लो. पृ, २८८–३०२.)

(બીજા ઉદ્યોતમાં વ્યંગ્યની દૃષ્ટિએ ધ્વનિના ભેદ-પ્રભેદ દર્શાવ્યા. હવે વ્યંજકની દૃષ્ટિએ એ જ વિષયનો વિચાર કરવામાં આવે છે). તેમાં વાચ્યની દૃષ્ટિએ અવિવક્ષિતવાચ્ય વગેરે પ્રકારો (પડે છે.) જો કે વાચ્ય પણ વ્યંજક જ છે, જેમકે કહ્યું છે કે "જ્યાં શબ્દ કે અર્થ," અને તેથી વ્યંજકની દૃષ્ટિએ પણ પ્રકારોનું કથન કર્યું; છતાં તે વાચ્ય અર્થના ભેદ વ્યજકની દૃષ્ટિએ જ પડે છે. માટે તો, અવિવક્ષિત વાચ્ય (તો) વ્યંગ્યાર્થ દ્વારા ગૌણ બની જાય છે, (અને) વિવક્ષિતાન્યપર (તો) વાચ્ય તરીકે વ્યંગ્યાર્થને પરતંત્ર હોય છે; તેથી, આમ

પોતપોતાના પેટાપ્રકારો સહિતના બે મૂળ પ્રકારોનો જે વ્યંજકરૂપનો અર્થ, તે વ્યંગ્યના મુખ સામે જોઈ રહી અશરણ બનીને (એટલે કે, ગૌણભાવ પામી વ્યંગ્યાર્થને પરતંત્ર રહીને) જ પ્રકારોમાં વહેંચાય છે. વળી જો કે અર્થ તો વ્યંજક હોય છે, છતાં તે વ્યંગ્યપણાને લાયક સુદ્ધાં થઈ શકે છે...; જ્યારે શબ્દ તો કદી પણ વ્યંગ્ય નથી બનતો, બલ્કે વ્યંજક જ (રહે છે)... એવું નથી કે વાચ્યના અવિવક્ષિત વગેરે રૂપે જે પ્રકારો પડે છે તેમાં વ્યંજકપણું સાવ જ હોતું નથી..... વ્યંજકપણાની દૃષ્ટિએ પણ ભેદ સાવ જ સ્પષ્ટ નથી કર્યો એવું નથી. પરંતુ સ્પષ્ટ કર્યો હોવા છતાં હવે ફરીથી શુદ્ધ વ્યંજકત્વના આધારે (સ્પષ્ટ કરવામાં આવે છે). તેથી જ તો, વ્યંગ્યના મુખ સામે તાકી રહ્યા વગર પદ વાક્ય વર્ણો પદવિભાગ સંઘટના મહાવાક્ય એમ સ્વરૂપ દૃષ્ટિએ જ વ્યંજકોના ભેદ પડે છે; અને (કેવળ વ્યંજકત્વની દૃષ્ટિએ) કદી પણ અર્થની જેમ તેમની વ્યંગ્યતા સંભવતી નથી, તેથી કેવળ વ્યંજકથી નિયત થયેલું જે સ્વરૂપ તેને આધારે ભેદ દર્શાવવામાં આવે છે, એવું તાત્પર્ય છે....

તેથી, અવિવક્ષિતવાચ્ય બે પ્રકારનો હોવા છતાં પદનો અને વાક્યનો પ્રકાશક એમ બે પ્રકારે (વહેંચાય છે). તેનાથી અલગ વિવક્ષિત નામે ઓળખાવાતા (પ્રકાર સાથે) સંબંધ ધરાવતો 'ક્રમદ્યોત્ય' નામનો, પોતાના પેટાપ્રકારો સહિતનો, જે ભેદ (ગણાવ્યો છે) તેના (અને તેના પેટાપ્રકારોના) દરેકના પદ અને વાક્યના પ્રકાશક તરીકે) બે પ્રકાર (પડે છે)....

જો પ્રતિપક્ષી કહેશે કે—મેં અવાચકત્વને ધ્વનિનો અભાવ (=પદો ધ્વનિ-પ્રકાશક બનતાં નથી એવું) દર્શાવવામાં હેતુભૂત ગણ્યું નથી, બલ્કે કહ્યું છે કે (અમુક વિશિષ્ટ વાક્યના સ્વરૂપનું કાવ્ય એ જ ધ્વનિ છે) અને કાવ્ય એટલે 'આકાંક્ષાની ગરજ રાખ્યા વગર બોધ કરાવનારૂં વાક્ય, નહીં કે પદ'—, તે બાબતમાં જવાબ આપવાનો કે, આ વાત સાચી, પરંતુ પદ એ ધ્વનિ નથી એવું અમે નથી કહ્યું, બલ્કે સમુદાય જ (ધ્વનિ છે) અને તેથી ધ્વનિ પદો દ્વારા પ્રકાશે છે એમ 'પ્રકાશ' શબ્દ દ્વારા કહ્યું છે.

પણ (અહીં પ્રશ્ન ઉપસ્થિત થશે કે) પદરૂપના ભાગોમાં તે ચારુત્વપ્રતીતિનું આરોપણ કેવી રીતે કરી શકાય ? કેમકે તે તો સ્મરણ કરાવનારાં જ છે. (તો અમે જવાબ આપીશું કે) તેથી શો વાંધો ? મનોહર વ્યંગ્ય અર્થનું સ્મરણ કરાવવાને લીધે જ જો ચારુતાપ્રતીતિમાં કારણભૂત બનતાં હોય તો તેમને કોણ રોકે છે ? જેમ 'પેલવ' વગેરે શ્રુતિદુષ્ટ પદો 'પેલ' વગેરે અસભ્ય અર્થના

વાચક નથી હોતા, બલ્કે સ્મારક (=સ્મરણ કરાવનાર) હોય છે, અને તેને લીધે જ ચારુસ્વરૂપનું કાવ્ય (પણ) શ્રુતિદુષ્ટ કહેવાય છે, અને તે શ્રુતિદુષ્ટપણાની અન્વય અને વ્યતિરેક દ્વારા પદવિભાગમાં વ્યવસ્થા બેસાડવામાં આવે છે; તે રીતે પ્રસ્તુત વિષયમાં પણ (વ્યવસ્થા બેસાડી શકાશે)...જે કારણે આ રીતે ઇષ્ટસ્મૃતિ ચારુતા આણે છે તે કારણે (એવું સિદ્ધ થાય છે કે) સર્વ પ્રકારોમાં નિરૂપેલા, કેવળ પદમાં જ ભાસતા, કેવળ પદપ્રકાશક, ધ્વનિમાં રમ્યતા રહેલી હોય છે, ભલેને પદો (માત્ર) સ્મરણ કરાવનારાં હોય...

(ધ્વ. ૩, ૧; લો. પૃ. ૨૮૮–૩૦૨)

## § ૪૭) વિશિષ્ટશ્રુતિવાળા શબ્દોનું રસાસ્વાદમાં મહત્ત્વ :

... यद्यपि विभावानुभावव्यभिचारिप्रतीतिसम्पदेव रसास्वादे निबन्धनं, तथापि विशिष्टश्रुतिकशब्दसमर्थ्यमाणास्ते विभावादयस्तथा भवन्ति, इति स्वसंवित्सिद्धमदः। तेन वर्णानामपि श्रुतिसमयोपलक्ष्यमाणार्थानपेक्ष्यपि श्रोत्रैकग्राह्यो मृदुपरुषात्मा स्वभावो रसास्वादे सहकार्येव ; .... न तु वर्णैरेव रसाभिव्यक्तिः, विभावादि संयोगाद्धि रसनिष्पत्ति-रित्युक्तं बहुशः। श्रोत्रैकग्राह्योऽपि च स्वभावो रसनिष्यन्दे व्याप्रियत एव, अपदगीत-ध्वनिवत्, पुष्करवाद्यनियमितविशिष्टजातिकरणप्राद्यनुकरणशब्दवच्च। ... ... तेन रसप्रतीतिर्विभावादेरेव। ते विभावादयो यदा विशिष्टेन केनापि पदेनार्प्यमाणा रसचमत्कारविधायिनो भवन्ति तदा पदस्यैवासौ महिमा समर्प्यत। ...

वर्णपदतद्भागादिषु सत्स्वेवाक्ष्यक्रमो व्यंङ्ग्यो निर्भासमानोऽपि समस्तकाव्यव्यापक एव निर्भासते, विभावादिसंयोगप्राणत्वात्। ते न वर्णादीनां निमित्तमात्रत्वमेव, वाक्यं तु ध्वनेरलक्ष्यक्रमस्य न निमित्ततामात्रेण वर्णादिवदुपकारि, किन्तु समग्रविभावादिप्रति-पत्तिव्यापृतत्वाद् रसादिमयमेव तन्निर्भासते .... ॥

(ध्व. ३, ४; लो. पृ. ३०४–३०७)

...જો કે વિભાવ અનુભાવ અને વ્યભિચારિભાવની પ્રતીતિરૂપી સામગ્રી એ જ રસાસ્વાદમાં કારણભૂત છે, છતાં વિશિષ્ટ શ્રુતિવાળા શબ્દો દ્વારા સમર્થન પ્રાપ્ત કરીને તે વિભાવ વગેરે એવા બને છે એ બાબત સ્વાનુભવસિદ્ધ છે. તેથી (ફલિત થાય છે કે) વર્ણોનો પણ, શ્રુતિ અને સંકેતથી નિર્દેશાતા અર્થની અપેક્ષા ન રાખતાં માત્ર કર્ણથી ગ્રહણ કરાતો મૃદુ કે કઠોર સ્વરૂપનો મૂળભૂત ગુણધર્મ, રસાસ્વાદમાં સહકારી બને છે જ....પણ માત્ર વર્ણો દ્વારા જ રસની અભિવ્યક્તિ થતી નથી, કેમકે વિભાવ વગેરેના સંયોગથી રસનિષ્પત્તિ થાય છે એક અનેકવાર કહી ચૂક્યા છીએ. વળી, માત્ર શ્રોત્રથી જ ગ્રાહ્ય હોવા છતાં

(વર્ણોનો તે) સ્વભાવ રસનિષ્યન્દ અર્થે પ્રવૃત્ત થાય છે જ; દા. ત., પદ વિનાના ગીતધ્વનિમાં, અને ચામડે મઢેલાં (ઢોલક) વગેરે વાદ્યથી નિયમબદ્ધ થયેલ વિશિષ્ટ (સંગીતની રાગમય) જાતિ (નૃત્યનાં) કરણ અનુનાસિક (ગુંજારવ) વગેરેના (દા ત. શાસ્ત્રીય સંગીતમાંના 'તરાના' પ્રકારની કંઠ્ય ગેયચીજોમાં દ્રીં તોમ્ નામ્ કડાંગૂ ધા તિરકિટ્ તૂન્ વગેરે જોવા મળે છે તેવા) અનુકરણાત્મક શબ્દોમાં... તેથી (સિદ્ધ થાય છે કે) રસપ્રતીતિ તો વિભાવ વગેરેને લીધે જ (થાય છે) તે વિભાવ વગેરે જ્યારે કોઈક વિશિષ્ટ પદ દ્વારા રજૂ કરવામાં આવતાં રસચમત્કૃતિમાં નિમિત્તભૂત બને ત્યારે એનો જશ પદને આપવામાં આવે

વર્ણ પદ તેના ભાગ વગેરે હોય તો જ અલક્ષ્યક્રમવ્યંગ્ય પ્રકાશે છે. (પણ તે) સમસ્ત કાવ્યમાં વ્યાપ્યો હોય તેવા સ્વરૂપમાં જ પ્રકાશે છે, કેમકે વિભાવ વગેરેનો સંયોગ તેમાં પ્રાણભૂત છે. તેથી વર્ણ વગેરે તો નિમિત્ત માત્ર છે. જ્યારે વાક્ય તો, વર્ણોની જેમ ફક્ત નિમિત્ત તરીકે, અલક્ષ્યક્રમ ધ્વનિનું ઉપકારી નથી, બલ્કે સમગ્ર વિભાવ વગેરેની પ્રતીતિમાં પ્રવૃત્ત થયું હોવાથી રસાદિમય બનીને જ તેને પ્રકાશિત કરે છે...

(ધ્વ. ૩, ૪; લો. પૃ. ૩૦૪-૩૦૭.)

## § ૪૮) રસના અભિવ્યંજક ગુણોના આશ્રયની ચર્ચા :

उपचारेण यदि शब्देषु गुणास्तदेदं तात्पर्यम — शृङ्गारादिरसाभिव्यञ्जकवाच्यप्रतिपादनसामर्थ्यमेव शब्दस्य माधुर्यम् ; तच्च शब्दगतं विशिष्टघटनयैव लभ्यते; अथ सङ्घटना न व्यतिरिक्ता काचित् , अपि तु सङ्घटिता एव शब्दाः ; तदाश्रितं तत्सामर्थ्यमिति सङ्घटनाश्रितमेव — इत्युक्तं भवति ... ।

ननु शब्दैकात्मकत्वं वा तावतास्तु, किमयं मध्ये सङ्घटनानुप्रवेशः ? अर्थविशेषैः, न तु पदान्तरनिरपेक्षशुद्धपदवाच्यैः सामान्यैः प्रतिपाद्या व्यङ्ग्या ये रसभावतदाभासतत्प्रशमाः ; तदाश्रितानां मुख्यतया तन्निष्ठानां गुणानाम् असङ्घटिताः शब्दा आश्रया न भवन्त्युपचारेणापि ... । न ह्यसङ्घटिताः व्यङ्ग्योपयोगिनिराकाङ्क्षरूपं वाच्यमाहुः । एतत् परिहरति – 'नैवम्' इति । वर्णव्यङ्ग्यो हि यावद् रस उक्तः, तावद् अवाचकस्यापि पदस्य श्रवणमात्रावसेयेन स्वसौभाग्येन वर्णवदेव यद् रसाभिव्यक्तिहेतुत्वं स्फुटमेव लभ्यत इति तदेव माधुर्यात् , इति किं सङ्घटनया ? तथा च पदव्यङ्ग्यो यावद् ध्वनिरुक्तः, तावच्छुद्धस्यापि पदस्य स्वार्थस्मारकत्वेनापि रसाभिव्यक्तियोग्यार्थावभासकत्वमेव माधुर्यात् इति तत्रापि कः सङ्घटनाया उपयोगः ?

વાચક નથી હોતા, બલ્કે સ્મારક (=સ્મરણ કરાવનાર) હોય છે, અને તેને લીધે જ ચારુસ્વરૂપનું કાવ્ય (પણ) શ્રુતિદુષ્ટ કહેવાય છે, અને તે શ્રુતિદુષ્ટપણાની અન્વય અને વ્યતિરેક દ્વારા પદવિભાગમાં વ્યવસ્થા બેસાડવામાં આવે છે; તે રીતે પ્રસ્તુત વિષયમાં પણ (વ્યવસ્થા બેસાડી શકાશે)...જે કારણે આ રીતે ઇષ્ટસ્મૃતિ ચારુતા આણે છે તે કારણે (એવું સિદ્ધ થાય છે કે) સર્વ પ્રકારોમાં નિરૂપેલા, કેવળ પદમાં જ ભાસતા, કેવળ પદપ્રકાશક, ધ્વનિમાં રમ્યતા રહેલી હોય છે, ભલેને પદો (માત્ર) સ્મરણ કરાવનારાં હોય...

(ધ્વ. ૩, ૧; લો. પૃ. ૨૮૮–૩૦૨)

## § ૪૭) વિશિષ્ટશ્રુતિવાળા શબ્દોનું રસાસ્વાદમાં મહત્ત્વ :

... यद्यपि विभावानुभावव्यभिचारिप्रतीतिसम्पदेव रसास्वादे निबन्धनं, तथापि विशिष्टश्रुतिकशब्दसमर्थ्यमाणास्ते विभावादयस्तथा भवन्ति, इति स्वसंवित्सिद्धमदः। तेन वर्णानामपि श्रुतिसमयोपलक्ष्यमाणार्थानपेक्ष्यपि श्रोत्रैकग्राह्यो मृदुपरुषात्मा स्वभावो रसास्वादे सहकार्येव ; .... न तु वर्णैरेव रसाभिव्यक्तिः, विभावादि संयोगाद्धि रसनिष्पत्तिरित्युक्तं बहुशः। श्रोत्रैकग्राह्योऽपि च स्वभावो रसनिष्यन्दे व्याप्रियत एव, अपदगीतध्वनिवत्, पुष्करवाद्यनियमितविशिष्टजातिकरणप्राद्यनुकरणशब्दवच्च। ... ... तेन रसप्रतीतिर्विभावादेरेव। ते विभावादयो यदा विशिष्टेन केनापि पदेनार्प्यमाणा रसचमत्कारविधायिनो भवन्ति तदा पदस्यैवासौ महिमा समर्प्येत। ...

वर्णपदतद्भागादिषु सत्स्वेवाक्ष्यक्रमो व्यङ्ग्यो निर्भासमानोऽपि समस्तकाव्यव्यापक एव निर्भासते, विभावादिसंयोगप्राणत्वात्। ते न वर्णादीनां निमित्तमात्रत्वमेव, वाक्यं तु ध्वनेरलक्ष्यक्रमस्य न निमित्ततामात्रेण वर्णादिवदुपकारि, किन्तु समग्रविभावादिप्रतिपत्तिव्यापृतत्वाद् रसादिमयमेव तन्निर्भासते .... ॥

(ध्व. ३, ४; लो. पृ. २०४–२०७)

...જો કે વિભાવ અનુભાવ અને વ્યભિચારિભાવની પ્રતીતિરૂપી સામગ્રી એ જ રસાસ્વાદમાં કારણભૂત છે, છતાં વિશિષ્ટ શ્રુતિવાળા શબ્દો દ્વારા સમર્થન પ્રાપ્ત કરીને તે વિભાવ વગેરે એવા બને છે એ બાબત સ્વાનુભવસિદ્ધ છે. તેથી (ફલિત થાય છે કે) વર્ણોનો પણ, શ્રુતિ અને સંકેતથી નિર્દેશાતા અર્થની અપેક્ષા ન રાખતાં માત્ર કર્ણથી ગ્રહણ કરાતો મૃદુ કે કઠોર સ્વરૂપનો મૂળભૂત ગુણધર્મ, રસાસ્વાદમાં સહકારી બને છે જ....પણ માત્ર વર્ણો દ્વારા જ રસની અભિવ્યક્તિ થતી નથી, કેમકે વિભાવ વગેરેના સંયોગથી રસનિષ્પતિ થાય છે એક અનેકવાર કહી ચૂક્યા છીએ. વળી, માત્ર શ્રોત્રથી જ ગ્રાહ્ય હોવા છતાં

(વર્ણોનો તે) સ્વભાવ રસનિષ્યન્દ અર્થે પ્રવૃત્ત થાય છે જ; દા. ત., પદ વિનાના ગીતધ્વનિમાં, અને ચામડે મઢેલાં (ઢોલક) વગેરે વાદ્યથી નિયમબદ્ધ થયેલ વિશિષ્ટ (સંગીતની રાગમય) જાતિ (નૃત્યનાં) કરણ અનુનાસિક (ગુંજારવ) વગેરેના (દા ત. શાસ્ત્રીય સંગીતમાંના 'તરાના' પ્રકારની કંઠ્ય ગેયચીજોમાં દીં તોમ્ નામ્ કડાંગૂ ધા તિરકિટ્ તૂન્ વગેરે જોવા મળે છે તેવા) અનુકરણાત્મક શબ્દોમાં... તેથી (સિદ્ધ થાય છે કે) રસપ્રતીતિ તો વિભાવ વગેરેને લીધે જ (થાય છે) તે વિભાવ વગેરે જ્યારે કોઈક વિશિષ્ટ પદ દ્વારા રજૂ કરવામાં આવતાં રસચમત્કૃતિમાં નિમિત્તભૂત બને ત્યારે એનો જશ પદને આપવામાં આવે

વર્ણ પદ તેના ભાગ વગેરે હોય તો જ અલક્ષ્યક્રમવ્યંગ્ય પ્રકાશે છે. (પણ તે) સમસ્ત કાવ્યમાં વ્યાપ્યો હોય તેવા સ્વરૂપમાં જ પ્રકાશે છે, કેમકે વિભાવ વગેરેનો સંયોગ તેમાં પ્રાણભૂત છે. તેથી વર્ણ વગેરે તો નિમિત્ત માત્ર છે. જ્યારે વાક્ય તો, વર્ણોની જેમ ફક્ત નિમિત્ત તરીકે, અલક્ષ્યક્રમ ધ્વનિનું ઉપકારી નથી, બલ્કે સમગ્ર વિભાવ વગેરેની પ્રતીતિમાં પ્રવૃત્ત થયું હોવાથી રસાદિમય બનીને જ તેને પ્રકાશિત કરે છે...

(ધ્વ. ૩, ૪; લો. પૃ. ૩૦૪–૩૦૭.)

## § ૪૮) રસના અભિવ્યંજક ગુણોના આશ્રયની ચર્ચા :

उपचारेण यदि शब्देषु गुणास्तदेदं तात्पर्यम् — शृङ्गारादिरसाभिव्यञ्जकवाच्य-प्रतिपादनसामर्थ्यमेव शब्दस्य माधुर्यम् ; तच्च शब्दगतं विशिष्टघटनयैव लभ्यते; अथ सङ्घटना न व्यतिरिक्ता काचित् , अपि तु सङ्घटिता एव शब्दाः ; तदाश्रितं तत्सामर्थ्य-मिति सङ्घटनाश्रितमेव — इत्युक्तं भवति ... ।

ननु शब्दैकात्मकत्वं वा तावतास्तु, किमयं मध्ये सङ्घटनानुप्रवेशः ? अर्थविशेषैः, न तु पदान्तरनिरपेक्षशुद्धपदवाच्यैः सामान्यैः प्रतिपाद्या व्यङ्ग्या ये रसभावतदाभास-तत्प्रशमाः ; तदाश्रितानां मुख्यतया तन्निष्ठानां गुणानाम् असङ्घटिताः शब्दा आश्रया न भवन्त्युपचारेणापि ... । न ह्यसङ्घटिताः व्यङ्ग्योपयोगिनिराकाङ्क्षरूपं वाच्यमाहुः । एतत् परिहरति – 'नैवम्' इति । वर्णव्यङ्ग्यो हि यावद् रस उक्तः, तावद् अवाचकस्यापि पदस्य श्रवणमात्रावसेयेन स्वसौभाग्येन वर्णवदेव यद् रसाभिव्यक्तिहेतुत्वं स्फुटमेव लभ्यत इति तदेव माधुर्यात् , इति किं सङ्घटनया ? तथा च पदव्यङ्ग्यो यावद् ध्वनिरुक्तः, तावच्छुद्धस्यापि पदस्य स्वार्थस्मारकत्वेनापि रसाभिव्यक्तियोग्यार्थावभासकत्वमेव माधुर्यात् इति तत्रापि कः सङ्घटनाया उपयोगः ?

ननु वाक्यव्यङ्ग्ये ध्वनौ तर्ह्यवश्यमनुप्रवेष्टव्यं सङ्घटनया, स्वसौन्दर्यं वाच्यसौन्दर्यं वा तया विना कुत इति... । एतदुक्तं भवति — अनुप्रविशतु तत्र सङ्घटना, न हि तस्याः सन्निधानं प्रत्याचक्ष्महे। किन्तु माधुर्यस्य न नियता सङ्घटना आश्रयो वा स्वरूपं वा, तया विना वर्णपदव्यङ्ग्ये रसादौ भावात् माधुर्यादेः, वाक्यव्यङ्ग्येऽपि तादृशीं सङ्घटनां विहायापि वाक्यस्य तद्रसव्यञ्जकत्वात्, सङ्घटना सन्निहितापि रसव्यक्तावप्रयोजिका — इति । तस्माद् औपचारिकत्वेऽपि शब्दाश्रया एव गुणाः... ।

(ध्व. ३, ५-६; लो. पृ. २१३-२१५)

ગુણો શબ્દોમાં રહેલા છે એવું ઔપચારિક રીતે માનીએ તો (કહેવાનું) તાત્પર્ય આ (ઠરે કે) શૃંગાર વગેરે રસોને અભિવ્યક્ત કરનાર વાચ્યનું (તે અંગેનું) પ્રતિપાદન કરવાનું સામર્થ્ય તે જ (તેના વાચક) શબ્દનું 'માધુર્ય' કહેવાય છે; (વાચ્યના તે સામર્થ્ય ઉપર આધારિત) તે શબ્દગત (સામર્થ્ય) તો વિશિષ્ટ સંઘટના દ્વારા જ પ્રાપ્ત થાય છે; હવે સંઘટના એ (શબ્દોથી) અલગ-વધારાની કોઈ ચીજ નથી, બલ્કે સંઘટનાનું રૂપ પામેલા શબ્દો (પોતે જ સંઘટના છે); તેમનું સામર્થ્ય તેમના આશ્રયે રહેલું હોય તેથી સંઘટનાના આશ્રયે રહેલું છે એમ કહેવાય—એમ કહેવાનું (તાત્પર્ય) છે.

પણ તેટલા ઉપરથી તો (ગુણો) શબ્દોના ધર્મ, કે શબ્દ સાથે એકાત્મરૂપના, સિદ્ધ થાય, પણ વચમાં આ સંઘટનાને શા અર્થે પેસવા દેવી ? (તેના જવાબમાં પ્રતિપક્ષી કહેશે કે) વ્યંગ્ય એવા રસ ભાવ તેમના આભાસ તેમના પ્રશમ (વગેરેનું) પ્રતિપાદન વિશિષ્ટ અર્થો દ્વારા,—નહીં કે અન્ય પદોની અપેક્ષા ન રાખનાર સામાન્ય શુદ્ધપદ વાચ્ય અર્થો દ્વારા,—કરવાનું છે; તે (વ્યંગ્યના) આશરે રહેલા, (અને) મુખ્યત્વે તે (રસપ્રક્રિયામાં) સ્થિર થયેલા, ગુણોની બાબતમાં સંઘટના સ્વરૂપ પામ્યા વિનાના (છૂટક છૂટક) શબ્દો, ઔપચારિક રીતે પણ, આશ્રય બની બની શકતા નથી. કેમકે અસંઘટિત (શબ્દો) વ્યગ્યને ઉપયોગી એવા નિરાકાંક્ષ સ્વરૂપના વાચ્યનું કથન કરી શકતા નથી.... આ (દલીલનું) ખંડન કરતાં (વૃત્તિકાર) કહે છે કે—'એમ નથી' રસને જ્યાં વર્ણ દ્વારા વ્યંગ્ય (બનતો) કહ્યો છે, તો તેમાં જે કારણે શ્રવણમાત્રથી જ તેની પોતાની સુંદરતાનું અનુમાન કરી શકાય એવા અવાચક પદની પણ, વર્ણની જેમ, રસાભિવ્યક્તિમાં હેતુતા સ્પષ્ટરીતે પ્રાપ્ત થાય છે. તે કારણે જ (એમ સિદ્ધ થાય કે તે હેતુતા) માધુર્યને લાંઘે છે; તો સંઘટનાની શી જરૂર ? તે જ રીતે જ્યાં ધ્વનિને પદ દ્વારા વ્યંગ્ય (બનતો) કહ્યો છે, તો પોતાના અર્થનું સ્મરણ કરવાનું હોવાથી,

શુદ્ધ પદનું પણ રસને અભિવ્યક્ત કરે તેવા યોગ્ય અર્થને પ્રકાશિત કરવાનું સામર્થ્ય તે જ માધુર્ય (એવું સિદ્ધ થશે); તો સંઘટનાનો શો ઉપયોગ રહેશે?

પરંતુ (અહીં પાછો પ્રશ્ન ઉપસ્થિત થશે કે) વાક્ય દ્વારા વ્યંગ્ય થતા ધ્વનિમાં તો સંઘટનાનો પગપેસારો અવશ્ય થશે, કેમકે તેના વિના (વાક્યનું) પોતાનું સૌંદર્ય કે વાચ્યનું સૌંદર્ય ક્યાંથી (બંધ બેસે ?)...(એના જવાબમાં એમ કહેવાનું છે કે—સંઘટનાનો પગપેસારો તેમાં ભલે થાય, કારણ કે અમારે તેની હાજરીનું ખંડન કરવું નથી પરંતુ (અમુક) નિશ્ચિત સંઘટના માધુર્યના આશ્રયરૂપે કે સ્વરૂપ તરીકે રહેલી હોતી નથી, કેમકે તેના વિના વર્ણ કે પદ દ્વારા વ્યંગ્ય બનતા રસ વગેરેમાં માધુર્ય વગેરે હોઈ શકે છે; (ઉપરાંત) વાક્યવ્યંગ્યમાં પણ તેવી સંઘટના ન હોય તો પણ વાક્ય તે રસનું વ્યંજક બની શકે, તેથી સંઘટના હાજર હોય તો પણ રસની અભિવ્યક્તિમાં પ્રયોજક બનતી નથી.— માટે, ઔપચારિક રીતે માનો તો પણ ગુણો શબ્દોના આશ્રયે જ રહેલા છે (એ કબૂલ કરવું રહ્યું).

(ધ્વ. ૩, ૫–૬; લો. પૃ. ૩૧૩–૩૧૪)

## § ૪૯) મુક્તક વગેરેનો સ્વરૂપવિવેક :

यथा हि सेनाद्यात्मकसङ्घातनिवेशी पुरुषः कातरोऽपि तदौचित्याद् अनुगुणतयैवास्ते, तथा काव्यकवाक्यमपि सङ्घातविशेषात्मकसन्दानितकादिमध्यनिविष्टं तदौचित्येन वर्तते । मुक्तकं तु विषयशब्देन यदुक्तं, तत् सङ्घातभावेन स्वातन्त्र्यमात्रं प्रदर्शयितुं, स्वप्रतिष्ठितमाकाशमिति यथा ।.. सत्यपि वक्तृवाच्यौचित्ये विषयौचित्यं केवलं तारतम्यभेदमात्रव्यापृतम् , न तु विषयौचित्येन वक्तृवाच्यौचित्यं निवार्यते .... ।

मुक्तम् अन्येन अनालिङ्गितम् ; तस्य संज्ञायां कन् । तेन, स्वतन्त्रतया परिसमाप्तनिराकाङ्क्षार्थमपि प्रबन्धवर्ति न मुक्तकम् , इति उच्यते । ... द्वाभ्यां क्रियासमाप्तौ सन्दानितकं, त्रिभिर्विशेषकं, चतुर्भिः कलापकं, पञ्चप्रभृतिभिः कुलकम् , इति क्रियासमाप्तिकृता भेदाः ... । अवान्तरक्रियासमाप्तावपि वसन्तवर्णनादिरेकवर्णनीयोद्देशेन प्रवृत्तः पर्यायबन्धः । एकं धर्मादिपुरुषार्थमुद्दिश्य प्रकारवैचित्र्येणानन्तवृत्तान्तवर्णनप्रकारा परिकथा । एकदेशवर्णना खण्डकथा । समस्तफलान्तेतिवृत्तवर्णना सकलकथा । द्वयोरपि प्राकृतप्रसिद्धत्वाद् द्वन्द्वेन निर्देशः । पूर्वेषां तु मुक्तकादीनां भाषायामनियमः । महाकाव्यरूपः पुरुषार्थफलः समस्तवस्तुवर्णनाप्रबन्धः सर्गबन्धः संस्कृत एव । अभिनेयार्थं दशरूपकं नाटिकात्रोटकरासकप्रकरणिकाद्यवान्तरप्रपञ्चसहितमनेकभाषाव्यामिश्ररूपम् । आख्यायिकोच्छ्वासादिना वक्त्रापरवक्त्रादिना च युक्ता । कथा तद्विरहिता । उभयोरपि

गद्यबन्धस्वरूपतया द्वन्द्वेन निर्देशः। आदिग्रहणाच्चम्पूः। यदाह दण्डी—"गद्यपद्यमयी चम्पूः" इति। ....

एवं सङ्घटनायां चालक्ष्यक्रमो दीप्यत इति निर्णितम्। प्रबन्धे दीप्यत इति तु निर्विवादसिद्धोऽयमर्थ इति नात्र वक्तव्यं किञ्चिदस्ति। केवलं कविसहृदयान् व्युत्पादयितुं रसव्यञ्जने येतिकर्तव्यता प्रबन्धस्य सा निरूप्या... । ... प्रबन्धस्य व्यञ्जकत्वे ये प्रकारास्ते क्रमेणैवोपयोगिनः। पूर्वं हि कथापरीक्षा, तत्राधिकावापः, फलपर्यन्ततानयनं, रसं प्रति जागरणं, तदुचितविभावादिवर्णनेऽलङ्कारौचित्यमिति ।।

(ध्व. ३, ७–९; लो. पृ. ३२३–३२९)

તો, જેમ સેના વગેરે સ્વરૂપના સમૂહમાં રહેલો પુરુષ કાયર હોય તો પણ તેના ઔચિત્યને અનુસરતા ગુણો ધરાવતો હોય છે જ તે રીતે કાવ્યવાક્ય પણ વિશિષ્ટ સંઘાત સ્વરૂપના સંદાનિતક વગેરેની વચમાં મૂકયું હોય ત્યારે તેની સાથેના ઔચિત્યને અનુસરીને જ રહેલું હોય છે. મુક્તકનો તો 'વિષય'શબ્દ દ્વારા જે નિર્દેશ કર્યો તે તો સંઘાતનો અભાવ હોઇ ફક્ત તેનું સ્વાતંત્ર્ય દર્શાવવા અર્થે, જેમકે, આકાશ સ્વપ્રતિષ્ઠિત છે એમ.... વક્તાનું અને વાચ્યનું ઔચિત્ય હોય છે જ, ત્યાં વિષયનું ઔચિત્ય (સુદ્ધાં હોય છે પણ) કેવળ (એટલો જ ફરક કે તે) ઓછાવતાપણાના ભેદમાત્રથી વ્યાપી રહેલું હોય છે. પણ એવું નથી (સમજવાનું) કે વિષયના ઔચિત્ય દ્વારા વક્તા કે વાચ્યના ઔચિત્યનું નિવારણ થાય છે.

મુક્ત, એટલે કે અન્ય સાથે ન સંકળાયેલું; તેને સંજ્ઞાના અર્થમાં 'કન્' (પ્રત્યય લગાડ્યો) તેથી (ફલિત થાય છે કે) સ્વતંત્ર રીતે (પોતાની અંદર જ) પરિસમાપ્ત થઈ જતા (અને અન્ય કોઇ સંદર્ભની) ગરજ ન રાખતા અર્થવાળું હોવા છતાં પ્રબંધમાં વણાયેલું હોય હોય તો તે 'મુક્તક' ન કહેવાય...બે (શ્લોકમાં) મળીને ક્રિયા સમાપ્ત થતી હોય તો 'સંદાનિતક' કહેવાય, ત્રણ મળીને 'વિશેષક' ચાર મળીને 'કલાપક', પાંચ (અને તેથી તે વધુ) વગેરે મળીને 'કુલક'. આમ ક્રિયાની સમાપ્તિને લીધે પ્રકારો પડ્યા છે....ગૌણ ક્રિયા સમાપ્ત થાય છતાં વસંત વર્ણન વગેરે એક વર્ણ્ય વિષયને ઉદ્દેશીને પ્રવૃત્ત થયો હોય તે 'પર્યાયબંધ' (કહેવાય). ધર્મ વગેરે એક પુરુષાર્થને ઉદ્દેશને પ્રકારની વિવિધતાને લીધે અસંખ્ય વૃત્તાન્તોનું વર્ણન ધરાવતો પ્રકાર તે 'પરિકથા'. (જીવનના) એક ભાગનું વર્ણન કરે તે 'ખંડકથા'. સમસ્ત ફળમાં પર્યવસાન પામતા કથાવસ્તુનું વર્ણન કરે તે 'સકળકથા'. પ્રાચીન (ગ્રંથકારોના મતે) તો મુક્તક વગેરેમાં ભાષા અંગે કોઇ નિયમ નથી. મહાકાવ્ય રૂપનો પુરુષાર્થફળયુક્ત સમસ્તવસ્તુવર્ણનપરક પ્રબન્ધ-રૂપ સર્ગબંધ સંસ્કૃતમાં જ (રચવામાં આવે છે). અભિનેય અર્થવાળું (અને)

નાટિકા નાટક રાસક પ્રકરણિકા વગેરે પેટા પ્રકારોના વિસ્તાર સહિતનું દસ (પ્રકારનું) રૂપક અનેક ભાષાઓના મિશ્રણ રૂપનું હોય છે. આખ્યાયિકા (તો) ઉચ્છવાસ વગેરે તથા વક્ત્ર અપરવક્ત્ર વગેરેથી યુક્ત હોય છે. કથા તેના વિનાની હોય છે. તે બન્ને ગદ્યબંધ સ્વરૂપની હોવાથી (વૃત્તિકારે) દ્વન્દ્વ સમાસ દ્વારા નિર્દેશી છે. "વગેરે" કહીને ચમ્પૂ (નામના પ્રકારનો સમાવેશ કર્યો છે), જેમકે, દંડીએ કહ્યું છે કે 'ગદ્યપદ્યમયી ચમ્પૂ'...

આ રીતે સંઘટનામાં અલક્ષ્યક્રમ દીપે છે એવો નિર્ણય કર્યો. પ્રબંધ દીપે છે એ બાબત તો વગર વિવાદે સિદ્ધ જ છે, તેથી તે વિષે કાંઈ જ કહેવાની જરૂર નથી. કવિ અને સહૃદયોને કેવળ જાણકારી આપવા અર્થે જ રસની વ્યંજનામાં પ્રબંધની જે ઈતિકર્તવ્યતા રહેલી હોય છે તેનું નિરુપણ કરવું જોઇએ....(નીચે) જે પ્રકારો ગણાવ્યા છે તે તો પ્રબંધના વ્યંજકત્વમાં ક્રમાનુસાર ઉપયોગી છે. પહેલાં તો કથાપરીક્ષા, (પછી) તેમાં વધુ વિસ્તાર, તેને ફળની પ્રાપ્તિ સુધી તેને પહોંચાડવી, રસ પ્રત્યે જાગ્રત રહેવું, તેને ઉચિત વિભાવ વગેરેના વર્ણનમાં અલંકારોનું ઔચિત્ય જાળવવું, એમ (આ પાંચ પ્રકાર છે).

(ધ્વ. ૩, ૭–૯; લો. પૃ. ૩૨૩–૩૨૯)

## § ૫૦) મુખ પ્રતિમુખ વગેરે સન્ધિઓની અને તેનાં અંગોની કાવ્યમાં આવશ્યકતા અંગે પ્રતિપાદન :

इह प्रभुसम्मितेभ्यः श्रुतिस्मृतिप्रभृतिभ्यः 'कर्तव्यमिदम्' इत्याज्ञामात्रपरमार्थेभ्यः शास्त्रेभ्यो ये न व्युत्पन्नाः ; न चापि 'अस्येदं वृत्तममुष्मात् कर्मणः' इत्येवं युक्तियुक्तकर्मफलसम्बन्धप्रकटनकारिभ्यो मित्रसम्मितेभ्य इतिहासशास्त्रेभ्यो लब्धव्युत्पत्तयः ; अथ चावश्यव्युत्पाद्याः प्रजासम्पादनयोग्यताक्रान्ता राजपुत्रप्रायाः ; तेषां हृदयानुप्रवेशमुखेन चतुर्वर्गोपायव्युत्तिराधेया। हृदयानुप्रवेशश्च रसास्वादमय एव। स च रसश्चतुर्वर्गोपायव्युत्पत्तिनान्तरीयकविभावादिसंयोगप्रसादोपनत, इत्येवं रसोचितविभावाद्यनुबद्धरसास्वादवैवश्यमेव स्वरसभाविन्यां व्युत्पत्तौ प्रयोजकमिति प्रीतिरेव व्युत्पत्तेः प्रयोजिका। प्रीत्यात्मा च रसः, तदेव नाट्यं, नाट्यमेव वेदः, इत्यस्मदुपाध्यायः।

न चैते प्रीतिव्युत्पत्ती भिन्नरूपे एव, द्वयोरप्येकविषयत्वात्। विभावाद्यौचित्यमेव हि सत्यतः प्रीतेर्निदानमित्यसकृदवोचाम। विभावादीनां तद्रसोचितानां यथास्वरूपवेदनं फलपर्यन्तीभूततया व्युत्पत्तिरित्युच्यते। फलं च नाम यद् अदृष्टवशाद् देवताप्रसादाद् अन्यतो वा जायते। न च तदुपदेश्यम्, तत उपाये व्युत्पत्त्योगात्। तेन उपायक्रमेण-

प्रवृत्तस्य सिद्धिः, अनुपायद्वारेण प्रवृत्तस्य नाशः, इत्येवं नायकप्रतिनायकगतत्वेन अर्थानर्थोपायव्युत्पत्तिः कार्या ।

उपायश्च कर्त्राश्रीयमाणः पञ्चावस्था भजते ; तद् यथा – स्वरूपं, स्वरूपात् किंचिद् उच्छूनतां, कार्यसम्पादनयोग्यतां, प्रतिबन्धोपनिपातेनाशङ्क्यमानतां, निवृत्तिप्रतिपक्षतायां बाधकबाधनेन सुदृढफलपर्यन्तताम् । एवम्, आर्तिसहिष्णूनां विप्रलम्भभीरूणां तावद् प्रेक्षापूर्वकारिणां एवं कारणोपादानम् । ता एवंविधाः पञ्चावस्थाः कारणगता मुनिनोक्ताः —

"संसाध्ये फलयोगे तु व्यापारः कारणस्य यः ।
तस्यानुपूर्व्या विज्ञेयाः पञ्चावस्थाः प्रयोक्तृभिः ॥
प्रारम्भश्च प्रयत्नश्च तथा प्राप्तेश्च सम्भवः ।
नियता च फलप्राप्तिः फलयोगश्च पञ्चमः ॥

—इति । एवं, या एताः कारणस्यावस्थाः, तत्सम्पादकं यत्कर्तुरितिवृत्तं पञ्चधा विभक्तं, त एव मुखप्रतिमुखगर्भावमर्शनिर्वहणाख्या अन्वर्थनामानः पञ्च सन्धयः, इतिवृत्तखण्डाः सन्धीयन्त इति कृत्वा । तेषामपि सन्धीनां स्वनिर्वाहं प्रति तथा क्रमदर्शनाद् अवान्तरभिन्ना इतिवृत्तभागाः सन्ध्यङ्गानि, 'उपक्षेपः परिकरः परिन्यासो विलोभनम्' इत्यादीनि ।

अर्थप्रकृत्योऽत्रैवान्तर्भूताः । तथा हि—स्वायत्तसिद्धेर्बीजं विन्दुः कार्यमिति तिस्रः । बीजेन सर्वव्यापाराः, विन्दुनानुसन्धानं, कार्येण निर्वाहः । सन्दर्शनप्रार्थनाव्यवसायरूपा ह्येतास्तिस्रोऽर्थे सम्पाद्ये कर्तुः प्रकृतयः स्वभावविशेषाः । सचिवायत्तसिद्धित्वे तु सचिवस्य तदर्थमेव वा स्वार्थमपि वा प्रवृत्तत्वेन प्रकीर्णत्वप्रसिद्धत्वाभ्यां प्रकरीपताकाव्यपदेश्यतयोभयप्रकारसम्बन्धी व्यापारविशेषः प्रकरीपताकाशब्दाभ्यामुक्तः । — इति ।

एवं प्रस्तुतफलनिर्वहणान्तस्याधिकारिकस्य वृत्तस्य पञ्चसन्धित्वं पूर्णसन्ध्यङ्गता च सर्वजनव्युत्पत्तिदायिनी निबन्धनीया । प्रासङ्गिके त्वितिवृत्तेनायं नियम इत्युक्तम् — 'प्रासङ्गिके परार्थत्वान्न ह्येष नियमो भवेत्'—इति मुनिना ।

एवं स्थिते रत्नावल्यां धीरललितस्य नायकस्य धर्मानिरुद्धसम्भोगसेवायामनौचित्याभावात्, प्रत्युत 'न निःसुखः स्याद्' इति श्लाघ्यत्वात्, पृथ्वीराज्यमहाफलान्तरानुबन्धिककन्यालाभफलोद्देशेन प्रस्तावनोपक्रमे पञ्चापि सन्धयोऽवस्थापञ्चकसहिताः समुचितसन्ध्यङ्गपरिपूर्णा अर्थप्रकृतियुक्ता दर्शिता एव । "प्रारम्भेऽस्मिन् स्वामिनो वृद्धिहेतौ"[1]

१. जुओ रत्नावली अं १. श्लो. ६.

इति हि वीजादेव प्रभृति “विश्रान्तविग्रहकथः”[१] इति “राज्यं निर्जितशत्रुः”[२] इति च वचोभिः ‘उपभोगसेवावसरोऽयम्’ इत्युपक्षेपात् प्रभृति हि निरूपितम्। एतत् तु समस्तसन्ध्यङ्गस्वरूपं, तत्पाठपृष्ठे प्रदर्श्यमानमतितमां ग्रन्थगौरवमावहति, प्रत्युत तु प्रदर्श्यमानं पूर्वापरानुसन्धानवन्ध्यतया केवलं संमोहदायि भवतीति न विततम् ॥

આ જગતમાં 'આ કરવું જોઈએ' એમ આજ્ઞા કરવી એ જ સ્વરૂપનો પરમ અર્થ ધરાવતાં પ્રભુસંમિત શ્રુતિસ્મૃતિ વગેરે શાસ્ત્રો દ્વારા જેમને જાણકારી પ્રાપ્ત થતી નથી; વળી, 'આ કર્મને લીધે આનું આમ થયું' એ રીતે યુક્તિપુરઃસર કર્મ અને ફળનો સંબંધ પ્રકટ કરનારાં મિત્રસંમિત ઈતિહાસ શાસ્ત્રો દ્વારા પણ જેમને બોધ પ્રાપ્ત થતો નથી; છતાં પ્રજાનું (કલ્યાણ) કરવાની યોગ્યતા ધરાવતા હોવાથી જેમને અવશ્ય રીતે જાણકાર કરવા જ જોઇએ એવા રાજપુત્રો વગેરે (જે લોકો હોય છે); તેમને, હૃદયમાં પ્રવેશ કરીને, ચાર પુરૂષાર્થ અંગેના ઉપાયને લગતી જાણકારી પ્રાપ્ત કરાવવી જોઈએ. હૃદયમાં પ્રવેશ કરવો તે રસાસ્વાદ રૂપે જ (શક્ય છે). અને તે રસાસ્વાદ) તો ચાર પુરૂષાર્થની જાણકારી સાથે અનિવાર્યપણે સંકળાયેલા વિભાવ વગેરેના સંયોગની પ્રસન્નતા દ્વારા જ ઉદ્ભવે છે, તેથી આ રીતે (સિદ્ધ થાય છે કે) રસને યોગ્ય વિભાવ વગેરે સાથે સંકળાયેલા રસાસ્વાદને પરતંત્ર બનવું તે જ પોતાની અંદર રસ જાગતાં ઉદ્ભવતી જાણકારીની (જાગૃતિ માટે) પ્રયોજક છે, એટલે કે પ્રીતિ જ વ્યુત્પત્તિની પ્રયોજક છે (એવું) ફલિત થયું. અને પ્રીતિનો આત્મા છે રસ, તે જ છે નાટ્ય, નાટ્ય તે જ વેદ, આવું અમારા ઉપાધ્યાય (સમજાવે છે.)

વળી, આ પ્રીતિ અને વ્યુત્પતિ ભિન્ન સ્વરૂપની હોતી નથી, કેમકે બન્નેનો વિષય એક જ છે. સાચુ જોતાં તો વિભાવ વગેરેનું ઔચિત્ય જ પ્રીતિની ચાવી છે એમ અમે અનેકવાર કહી ચૂક્યા છીએ. તે તે રસને ઉચિત હોય તેવા વિભાવ વગેરેનું અંતિમ ફળને લક્ષમાં રાખીને સાચા-સ્વરૂપે જ્ઞાન કરાવવું તેને જ 'વ્યુત્પતિ' કહેવામાં આવે છે. ખરેખર, ફળ તરીકે જેનો નિર્દેશ કર્યો છે (તે તો) અદૃષ્ટને આધારે કે દેવતાની કૃપાથી કે બીજી રીતે ઉત્પન્ન થાય છે. તેનો ઉપદેશ તો ન કરવો જોઇએ, કેમકે તેના (ઉપદેશ માત્રને) આધારે વ્યુત્પત્તિ થતી (જોવામાં આવતી) નથી. માટે ઉપાયના ક્રમે પ્રવૃત્તિ કરે તેને સફળતા (મળે છે), (કાર્ય

---

૧. જુઓ, રત્નાવલી, અંક ૧, ૭.

૨. એજન, ૧, ૮.

સિદ્ધિમાં) ઉપાયરૂપ ન હોય તેવાં (સાધનો) દ્વારા પ્રવૃત્તિ કરનારનો નાશ થાય છે, આવી રીતે અનુક્રમે નાયક અને પ્રતિનાયકમાં (ઉપાય અને અનુપાય અનુક્રમે) રહેલા દર્શાવી (અનુક્રમે) અર્થ અને અનર્થને લગતી જાણકારી કરાવવી જોઈએ.

કર્તા ઉપાયનો આશરો લે ત્યારે તે (ઉપાય) પાંચ અવસ્થા પામે છે; તે આ રીતે—સ્વરૂપ, (મૂળ) સ્વરૂપ કરતાં કંઈક પુષ્ટતા, કાર્યસંપાદનની યોગ્યતા, વિઘ્નો આવી પડતાં શંકકુશંકા, વિરોધ શમી જતાં બાધકને દૂર કરીને અંતે ફળ પ્રાપ્તિની સુદૃઢતા. આ રીતે, દુઃખ સહન કરી શકનારા, વિયોગમાં ભીરૂ, વિચારીને વર્તનારા, (નાયક) દ્વારા તો આ રીતે (કાર્યકારણસંબંધ દર્શાવીને) કારણનો સ્વીકાર (કરાવવો); આવા પ્રકારની તે પાંચ અવસ્થાઓ કારણસાથે સંબંધ ધરાવતી હોવાનું મુનિએ જણાવ્યું છે—

> "ફળપ્રાપ્તિ સારી પેઠે સિદ્ધ કરવી હોય તો (નાયક વગેરે) કારણનો જે વ્યાપાર (દર્શાવવાનો હોય છે) તેની અનુક્રમે પાંચ અવસ્થાઓ (નાટ્યનો) પ્રયોગ કરનારાઓએ ખાસ જાણી લેવી જોઈએ: (તે અવસ્થાઓ છે) પ્રારંભ, પછી પ્રયત્ન, પછી પ્રાપ્તિનો સંભવ, પછી ફળપ્રાપ્તિની નિશ્ચિતતા, અને પાંચમી (તે) ફળપ્રાપ્તિ."

આ રીતે. આર', આ જે કારણની અવસ્થાઓ (ગણાવી), તેને સંપાદન કરવનારૂં હોવાથી કર્તાના કથાવસ્તુને પાંચ ભાગમાં વહેંચવામાં આવ્યું, તેને જ મુખ પ્રતિમુખ ગર્ભ અવમર્શ અને નિર્વહણ એવાં અર્થાનુસારી નામો ધરાવતી પાંચ સંધિઓ કહેવામાં આવે છે. કથાવસ્તુના ખંડો સાંધવામાં આવે છે, તે કારણે પોતાના પાર પાડવાના પ્રયોજનને ઉદ્દેશીને, તેવો ક્રમ જોવામાં આવતો હોવાથી, કથાવસ્તુના ખંડોના જે પેટાભાગ પાડવામાં આવે છે તે 'સંધિઅંગો' (કહેવાય છે, જેવાં કે,) ઉપક્ષેપ, પરિકર, પરિન્યાસ, વિલોભન વગેરે વગેરે.

અર્થપ્રકૃતિઓનો સમાવેશ આમાં જ થઈ જાય છે. જેમકે,—સ્વાયત્તસિદ્ધિની બીજ બિન્દુ અને કાર્ય એમ ત્રણ. બીજ દ્વારા સર્વ વ્યાપાર, બિન્દુ દ્વારા અનુસંધાન (અને) કાર્ય દ્વારા નિર્વાહ વિવક્ષિત છે). અર્થ સંપાદન કરવામાં સંદર્શન, પ્રાર્થના અને વ્યવસાય- સ્વરૂપની આ ત્રણ (અર્થપ્રવૃત્તિઓ) કર્તાની (=નાયકની) પ્રકૃતિ—એટલે કે સ્વભાવગત વિશેષતાઓ (દર્શાવે) છે. જ્યાં સિદ્ધિ સચિવ ઉપર અવલંબતી હોય ત્યાં સચિવ તેને માટે અથવા પોતાના હિત માટે, પ્રવૃત્ત થતો હોવાથી પ્રકીર્ણપણાને લીધે તેમજ પ્રસિદ્ધપણાને લીધે 'પ્રકરી' અને 'પતાકા' એવા નામે

ઓળખાવવો યોગ્ય હોવાથી, બન્ને પ્રકાર સાથે સંબંધ ધરાવતો વિશિષ્ટ વ્યાપાર 'પ્રકરી' અને 'પતાકા' શબ્દો દ્વારા નિર્દેશ્યો છે.

આ રીતે પ્રસ્તુત ફળના નિર્વાહ સુધી પહોંચતા આધિકારિક કથાવસ્તુની પાંચ સંધિઓ અને સર્વજનોને વ્યુત્પત્તિ પ્રાપ્ત થાય તેવા પ્રકારની પૂર્ણ સંધિ અંગોની યોજના કરવી જોઈએ. પ્રાસંગિક કથાવસ્તુની બાબતમાં તો આવો નિયમ નથી તેથી જ (ઋષિ) મુનિએ કહ્યું છે કે "અન્યને અર્થે હોવાથી પ્રાસંગિકની બાબતમાં આ નિયમ નથી રાખવાનો."

આમ હોવાથી, 'રત્નાવલી' (નાટકમાં) ધીરલલિત નાયક ધર્મની અવિરુદ્ધ સંભોગ સેવે એમાં અનૌચિત્ય ન હોવાથી ઉલટું 'સુખ વગરના ન રહેવું' એ (કથનને અનુસરીને) એ પ્રશંસનીય હોવાથી, પૃથ્વી ઉપરના રાજ્યરૂપી મોટું ફળ (મેળવવામાં) સંકળાયેલા કન્યાલાભ રૂપી ફળને ઉદ્દેશીને, પ્રસ્તાવનાના આરંભે પાંચે અવસ્થાઓ સહિત, સમુચિત સંધિઅંગોથી પરિપૂર્ણ, અર્થપ્રકૃતિથી યુક્ત, પાંચે સન્ધિઓ દર્શાવી દીધી છે જ. "કેમકે પ્રારંભમાં અહીં સ્વામીની વૃદ્ધિ અર્થે" એ રીતે બીજથી શરૂ કરીને "વિગ્રહ કથા શમતાં...." એમ, "અરિને જીતીને રાજ્ય..." એ શબ્દો દ્વારા, "ઉપભોગ સેવવાનો આ અવસર છે"... એમ આરંભ થી જ નિરૂપણ કર્યું. આ સમસ્ત સંધિઓનું સ્વરૂપ તે પાઠની પાછળ દર્શાવવામાં આવે તો ગ્રન્થને ગૌરવ અપાવે છે, જુદુ જુદુ (સ્વતન્ત્ર રીતે દરેકને અનુસરીને) દર્શાવવામાં આવે તો પૂર્વાપર અનુસન્ધાન ન રહેવાથી કેવળ સંમોહકારક બને છે, તેથી વિસ્તારથી દર્શાવ્યું નથી

(ધ્વ. ૩, ૧૪; લો. પૃ. ૩૩૬-૩૩૭)

### § ૫૧) સંધિઅંગોનું પ્રયોજન :

भरतमुनिना सन्ध्यङ्गानां रसाङ्गभूतमितिवृत्तप्राशस्त्योत्पादनमेव प्रयोजनमुक्तम् ; न तु पूर्वरङ्गाङ्गवद् अदृष्टसम्पादणं विघ्नादिवारणं वा ; यथोक्तम्--

"इष्टस्यार्थस्य रचना वृत्तान्तस्यानपक्षयः ।
रागप्राप्तिः प्रयोगस्य गुह्यानां चैव गूहनम् ।
आश्चर्यवदभिख्यानं प्रकाश्यानां प्रकाशनम् ।
अङ्गानां षड्विधं ह्येतद् दृष्टं शास्त्रे प्रयोजनम् ॥"

--इति । ततश्च "समीहा रतिभोगार्था विलासः परिकीर्तितः" इते प्रतिमुखसन्ध्यङ्ग-विलासलक्षणे 'रतिभोग'-शब्द अभिकारिक रसस्थायिभावोपव्यञ्जकविभावाद्युपलक्षणत्वेन प्रत्युक्तः ।...

उद्दीपनं विभावादिपरिपूरणया; यथा—'अयं स राआ उदयणो त्ति'[3] इत्यादि चित्रफलकोल्लेखे । प्रशमनं सुसङ्गताप्रवेशे । गाढं ह्यनवरतपरिमृदितो रसः सुकुमारमालतीकुसुमवज्झटित्येव म्लानिमवलम्बेत; विशेषतस्तु शृङ्गारः; यदाह मुनिः—

"यद् वामाभिनिवेशित्वं यतश्च विनिवार्यते ।
दुर्लभत्वं यतो नार्या कामिनः सा परा रतिः ॥"

—इति । वीररसादावपि यथावसरमुद्दीपनप्रशमनाभ्यां विना झटित्येवाद्भुतफलकल्पे साध्ये लब्धे प्रकटीचिकीर्षित उपायोपेयभावो न प्रदर्शित एव स्यात् ।....

इतिवृत्तवशाद् आरब्धाशङ्क्यमानप्राया, न तु सर्वथैवोपनता, विश्रान्तिर्विच्छेदः । तापसवत्सराजे हि वासवदत्ताविषयो जीवितसर्वस्वाभिमानात्मा प्रेमबन्धः, तद्विभावाद्यौचित्यात् करुणविप्रलम्भादिभूमिका गृह्णन्, समस्तेतिवृत्तव्यापी । राज्यप्रत्यापत्त्या हि सचिवनीतिमहिमोपनतया तदङ्गभूतपद्मावतीलाभानुगतया अनुप्राण्यमानरूपा परमाम् अभिलषणीयतमतां प्राप्ता वासवदत्ताधिगतिरेव तत्र फलम् । निर्वहणे हि "प्राप्ता देवी भूतधात्री च भूयः सम्बधोऽभूद्दर्शकेन" इत्येवं देवीलाभप्राधान्यं निर्वाहितम् । इयति चेतिवृत्तवैचित्र्यचित्रे भित्तिस्थानीयो वासवदत्ताप्रेमबन्धः, प्रथममन्त्रारम्भात्प्रभृति पद्मावतीविवाहादौ तस्यैव व्यापारात् । तेन स एव वासवदत्ताविषयः प्रेमबन्धः कथावशाद् आशङ्क्यमानविच्छेदोऽप्यनुसंहितः । तथा हि–प्रथमे तावदङ्के स्फुटं स एवोपनिबद्धः, "तद्वक्त्रेन्दुविलोकनेन दिवसो नीतः प्रदोषस्तथा तद्गोष्ठ्यैव" इत्यादिना 'ब्रह्मोत्कण्ठमिदं मनः किमथवा प्रेमाऽसमाप्तोत्सवम्' "इत्यन्तेन । द्वितीयेऽपि "दृष्टिर्नामृतवर्षिणी स्मितमधुप्रस्यन्दि वक्त्रं न किम्" इत्यादिना स एव विच्छिन्नोऽप्यनुसंहितः, तृतीयेऽपि,

"सर्वत्र ज्वलितेषु वेश्मसु भयाद् आलीजने विद्रुते
श्वासोत्कम्पविहस्तया प्रतिपदं देव्या पतन्त्या तथा ।
हा नाथेति मुहुः प्रलापपरया दग्धं वराक्या तया
शान्तेनापि वयं तु तेन दहनेनाद्यापि दह्यामहे ॥",

इत्यादिना; चतुर्थेऽपि,

"देवीस्वीकृतमानसस्य नियतं स्वप्नायमानस्य मे
तद्गोत्रग्रहणादियं सुवदना यायात् कथं न व्यथाम् ।
इत्थं यन्त्रणया कथंकथमपि क्षीणा निशा जाग्रते
दाक्षिण्योपहतेन सा प्रियतमा स्वप्नेऽति नासादिता ॥"

इत्यादिना; पञ्चमेऽपि, समागमप्रत्याशया करुणे निवृत्ते, विप्रलम्भेऽङ्कुरिते,

---

३ श्री હર્ષકૃત रत्नावली નાટિકામાં ઉપલબ્ધ પાઠમાં આ વાક્ય મળતું નથી.

"तथाभूते तस्मिन् मुनिवचसि जातागसि मयि
प्रयत्नान्तर्गूढां रुषमुपगता मे प्रियतमा ।
प्रसीदेति प्रोक्ता न खलु कुपितेत्युक्तिमधुरं
समुद्भिन्नापीतैर्नयनसलिलैः स्थास्यति पुनः ॥,"

इत्यादिना; षष्ठेऽपि,

"त्वत्सम्प्राप्तिविलोभितेन सचिवैः प्राणा मया धारिताः,"

इत्यादिना ॥

(ध्व. ३,१४; लो. पृ. ३४०-३४४)

ભરત મુનિએ, રસને અનુકૂળ રહીને કથાવસ્તુમાં પ્રશસ્તપણું ઉત્પન્ન કરવું એને જ સન્ધિઅંગોનું પ્રયોજન ગણાવ્યું છે; નહીં કે પૂર્વરંગના અંગોની જેમ અદષ્ટ (=પુણ્ય) સમ્પાદન કરવું અથવા વિઘ્ન વગેરેનું નિવારણ કરવું એ બાબતોને; કહ્યું છે કે—

"ઇષ્ટ અર્થની રચના, વૃત્તાન્તનો અપક્ષય ન થવો,
પ્રયોગમાં (અભિનય-)રાગની સમૃદ્ધિ, (કથાવસ્તુમાંના)
છુપાવવા યોગ્ય (અંશને) છુપાવવો, ચમત્કૃતિપૂર્ણ કથન,
(કથાવસ્તુમાંના) પ્રગટ કરવા યોગ્ય (અંશને પ્રગટ કરવો,
—આ છ પ્રકારનું પ્રયોજન સંધિઅંગોની બાબતમાં
(આ નાટ્યશાસ્ત્રમાં) જોવામાં આવ્યું છે."

તે કારણે તો, "રતિભોગને લગતી ઇચ્છાને વિલાસ કહેવામાં આવે છે એ રીતે પ્રતિમુખ સંધિના અંગભૂત વિલાસની વ્યાખ્યામાં 'રતિભોગ' શબ્દનો પ્રયોગ આધિકારિક (વૃત્તનો મુખ્ય) રસના સ્થાયિભાવને (અનુકૂળ રહીને) અભિવ્યક્ત કરનાર વિભાવોનાં સૂચક તરીકે કર્યો છે...

વિભાવ વગેરેને પરિપૂર્ણ કરવામાં આવતાં 'ઉદ્દીપન' (થાય છે); જેમકે— "પેલો રાજા ઉદયન તે આ જ" વગેરે સાગરિકાના (ઉદ્ગારોમાં). વાસવદત્તાને લીધે નાસી જવું એમાં 'પ્રશમન' (થાય છે). ચિત્રફલકનો ઉલ્લેખ થતાં ફરીથી 'ઉદ્દીપન' (થાય છે). સુસંગતાનો પ્રવેશ થતાં 'પ્રશમન' (થાય છે). (આ રીતે વારાફરતી ઉદ્દીપન અને પ્રશમન દર્શાવવાનું કારણ એ છે કે) અવિચ્છિન્ન રીતે અતિશય મસળવામાં આવતાં રસ, અતિકોમળ મલતી પુષ્પની જેમ ખૂબ જલદીથી જ, કરમાઇ જાય. શૃંગાર તો વિશેષે કરીને (કરમાઈ જાય છે). તેથી (ભરત) મુનિએ કહ્યું છે કે—

"સ્ત્રીમાં અત્રળું આચરણ કરવાની જે અભિલાષા હોય છે, (ઇચ્છા હોવા છતાં પણ (તેના દ્વારા) જે કારણે (સંભોગ) ટાળવામાં આવે છે, (અને) જે કારણે તે મળવી મુશ્કેલ હોય છે;— આ (ત્રણ બાબતોને લીધે) તે કામીને પરમ રતિ (દાયક લાગે) છે."

વીરરસ વગેરેમાં પણ યોગ્ય અવસરે ઉદ્દીપન અને પ્રશમનની (યોજના કર્યા) વગર જલ્દી જલ્દી અદ્ભુત ફળતુલ્ય સાધ્ય પ્રાપ્તિ થાય તો પ્રગટ કરવા ઇચ્છેલો ઉપાયઉપેયભાવ દાખવી જ ન શકાય.

કથા વસ્તુને અનુસરીને આરંભવામાં આવેલી, ઘણુંખરું આશંકાનો, વિષય બનતી, પરંતુ સંપૂર્ણત: ન ઉદ્ભવેલી વિશ્રાન્તિ. તે 'વિચ્છેદ'.....

'તાપસ વત્સરાજ' (નાટકમાં) તો, સાચે જ, વાસવદત્તા વિષે (તે) જીવનનું સર્વસ્વ હોવા અંગેની મમતાના સ્વરૂપનું પ્રેમબંધન છે; (તે) તેના વિભાવો વગેરેના ઔચિત્યપૂર્વક કરૂણવિપ્રલંભ વગેરે ભૂમિકા ગ્રહણ કરતું સમસ્ત કથા-વસ્તુને વ્યાપી વળે છે. સચિવની નીતિના મહિમા દ્વારા આવેલી, તેના અંગભૂત પદ્માવતીની પ્રાપ્તિને અનુસરતી, રાજ્યની પુન:પ્રાપ્તિથી પુનર્જીવન પામતી (અને) પરમ અભિલાષા સેવવા યોગ્ય બનેલી વાસવદત્તાની પ્રાપ્તિ એ જ તેમાં ફળ છે. તેથી નિર્વહણમાં "સાંપડી દેવી, ફરી ભૂતધાત્રી યે, બંધાયો સંબંધ દર્શક સાથે ..." એ રીતે દેવીની પ્રાપ્તિનું પ્રાધાન્ય નિર્વહણ તરીકે દર્શાવ્યું છે. કથાવસ્તુના આટલા બધા વૈચિત્ર્યરૂપી ચિત્રની બાબતમાં વાસવદત્તાને લાગતો (ઉદયનનો) પ્રેમબંધ ભીંતની ગરજ સારે છે, કેમકે પ્રથમ મન્ત્રણા આરંભાઈ ત્યારથી માંડીને પદ્મા-વતીના વિવાહ વગેરેમાં તેની જ પ્રવૃત્તિ (નજરે પડે છે). તેથી વાસવદત્તા વિષેનો તે જ પ્રેમબંધ કથાને અનુસરીને તૂટી ગયો હોય એવી શંકા આવે (એ રીતે નિરૂપાયો હોવા) છતાં સાંધી લેવામાં આવ્યો છે. તેથી તો —

પ્રથમ અંકમાં તો સ્પષ્ટ રીતે તેનું નિરૂપણ છે, "તેના મુખચંદ્રને નીરખવામાં દિવસ પસાર કર્યો, અને એ જ રીતે તેની જ વાતોમાં રાત્રી" વગેરેથી માંડીને "શું આ મનમાં ઉત્કંઠા બંધાઈ છે ? કે પછી પ્રેમનો ઉત્સવ (કદી) સમાપ્ત થતો (જ) નથી ?" એ (શ્લોક) સુધી.

બીજા (અંકમાં) પણ "શું (તેની) નજર અમીઝરતી નથી ? (શું) મુખ સ્મિતમધુ-ઝરતું નથી ?" વગેરે દ્વારા તે જ પ્રેમબંધન, વિચ્છિન્ન થયું હોવા છતાં, સાંધી લીધું છે.

ત્રીજા (અંકમાં) પણ —

"ચારે તરફ ઘર સળગતાં હતાં, સખીઓ ભયથી નાસી ગઈ હતી, ત્યારે હાંફ, કંપન અને ગભરાટને લીધે તે રીતે નીચે પડતી 'વૃખતે હાય નાથ' એમ વારંવાર રુદન કરતાં કરતાં તે દેવી બિચારી બળી ગઈ. તે અગ્નિ તો ઠંડો પડી ગયો પણ અમે તો હજુપણ એના (બાળ ) બળ્યા કરીએ છીએ," વગેરે (શ્લોકો) દ્વારા;

ચોથા (અંકમાં) પણ —

"દેવીએ મન અપનાવી લીધું છે તેથી નિશ્ચિંત થઈ સ્વામ અનુભવતાં મારાથી તેના ગોત્રનામનો ઉચ્ચાર થઈ જાય તો આ સુમુખી કેમ વ્યથા ન પામે ? આવી વિટંબણામાં જેમ તેમ કરીને રાત વિતાવી (સવારે જાગ્યો) ત્યારે (પદ્માવતીને લગતા) દાક્ષિણ્યે હણાયેલા મને તે પ્રિયતમા (વાસવદત્તા) સ્વપ્નમાં પણ ન પ્રાપ્ત થઈ." વગેરે (શ્લોકો) દ્વારા; (અને) પાંચમા (અંકમાં) પણ સમાગમની આશા બંધાતાં, કરુણરસ નિવૃત્ત થતાં અને વિપ્રલંભ (શૃંગાર) અંકુરિત થતાં, "મુનિનું તે વચન તેવું (સફળ) નીવડતાં, અપરાધી એવા મારા પ્રત્યે પ્રિયતમાને મહામહેનતે છુપાવી રાખેલ રોષ ચઢ્યો. 'પ્રસન્ન થા" એમ (તેને) કહું (ત્યારે) "ખરે જ હું ગુસ્સે નથી થઈ" એમ મધુર રીતે બોલીને (આંખોમાં) પ્રગટ થતાં આંસુ ગળી જઈને ફરીથી ખડી થશે." વગેરે (શ્લોકો) દ્વારા;

છઠ્ઠા (અંકમાં) પણ, "તારી પ્રાપ્તિનો લોભ આપીને સચિવોએ મારા પ્રાણ ધારણ કરાવી રાખ્યા." વગેરે (શ્લોકો દ્વારા આ રીતે વિચ્છેદનું અનુસંધાન કરી લીધું છે).

(ધ્વ. ૩. ૧૪; લો. પૃ. ૩૪૦-૩૪૪)

§ ૫૨) પ્રબંધગત અનુરણનરૂપ વ્યંગ્યનું ઉદાહરણ :

....प्रबन्धेन कदाचिद् अनुरणनरूपव्यङ्ग्यो ध्वनिः साक्षाद् व्यज्यते स तु रसादिध्वनौ पर्यवस्यति... । [यथा—]

"लीलादाढग्गुद्धरिअसअलमहीमण्डलस्स चिअ अज्ज ।
कीस मुणालाहरणं वि तुज्झ गुरु होइ अंगम्मि ॥"[1]

---

૧. અહીં અને નીચેના પદ્યમાં 'લોચન' ગત મુદ્રિત પાઠ ઘણો જ અશુદ્ધ છે. 'બાલપ્રિયા'માંનો પાઠ પણ અશુદ્ધ હોવાથી તેને શુદ્ધ કરીને અહીં મૂક્યો છે; એમાં વ્યાકરણ, સંસ્કૃતછાયાગત અર્થ અને હસ્તપ્રતોની તુલનાનું પ્રમાણ છે.

इत्यादयः [मधुमथनविजये] पाञ्चजन्योक्तयो रुक्मिणीविप्रलब्धवासुदेवाशयप्रतिभेदनाभिप्रायमभिव्यञ्जयन्ति। सोऽभिव्यक्तः प्रकृतरसस्वरूपपर्यवसायी। सहचराः वसन्तयौवनमलयानिलादयः तैः सह समागमे [विषमबाणलीलायां, यथा—]

"हुम्मि अवहत्थिअरेहो णिरंकुसो अह विवेअरहिओ वि।
सिविणे वि तुमम्मि पुणो भत्ति ण पसुमरामि ॥,"

इत्यादयो यौवनस्योक्तयस्तत्तन्निजस्वभावव्यञ्जिकाः; स स्वभावः प्रकृतरसपर्यवसायी। यथा च [महाभारते—][1] श्मशानावतीर्णं पुत्रदाहार्थमुद्योगिनं जनं विप्रलब्धुं गृध्रो दिवा शवशरीरभक्षणार्थी 'शीघ्रमेवापसरत यूयम्' इत्याह—

अलं स्थित्वा श्मशानेऽस्मिन् गृध्रगोमायुसङ्कुले।
कङ्कालबहुले घोरे सर्वप्राणिभयङ्करे॥
न चेह जीवितः कश्चित् कालधर्ममुपागतः।
प्रियो वा यदि वा द्वेष्यः प्राणिनां गतिरीदृशी॥"

इत्याद्यवोचत्। गोमायुस्तु 'निशोदयावधि अमी तिष्ठन्तु, ततो गृध्रादपहृत्याहं भक्षयिष्यामि' इत्यभिप्रायेणावोचत्—

"आदित्योऽयं स्थितो मूढाः स्नेहं कुरुत साम्प्रतम्।
बहुविघ्नो मुहूर्तोऽयं जीवेदपि कदाचन॥
अमुं कनकवर्णाभं बालमप्राप्तयौवनम्।
गृध्रवाक्यात् कथं बालास्त्यक्षध्वमविशङ्किताः॥"[2]

इत्यादि। स चाभिप्रायो व्यक्तः शान्तरस एव परिनिष्ठिततां प्राप्तः॥

(ध्व. ३, १५; लो. पृ. ३४५–३४७)

પ્રબંધ ઉપરથી કોઈકવાર અનુરણનરૂપ વ્યંગ્ય ધ્વનિ પ્રત્યક્ષ રીતે વ્યક્ત થાય છે ત્યારે તે રસાદિધ્વનિમાં પર્યવસાન પામે છે... [ જેમકે — ]

"રમતવાતમાં જ દંતૂશળની ટોચે આખું પૃથ્વીમંડળ ઉખાડી નાખનાર તને (હવે) કમળના આભરણ પણ અંગ ઉપર ભારરૂપ કેમ લાગે છે ?"

---

૧. જુઓ, म. भा. શાન્તિપર્વમાંના આપદ્ધર્મપર્વમાં અધ્યાય ૧૫૩ શ્લોક ૧૧–૧૨ તથા ૧૯ અને ૬૫.

૨. જુઓ, म भा. શાન્તિપર્વાન્તર્ગત આપદ્ધર્મપર્વ અધ્યાય ૧૫૩ શ્લોક ૬૪; म. भा માં પાઠ જુદો છે : इयं कनकवर्णाभं भूषणैः समलङ्कृतम्। गृध्रवाक्यात् कथं पुत्रं त्यजध्वं पितृपिण्डदम्।

વગેરે [ 'મધુમથનવિજય' કાવ્યમાં ] પાંચજન્યની ઉક્તિઓ રૂક્મિણીના વિરહે (ઝૂરતા) વાસુદેવના હૈયાની ઉત્કંઠાના આશયને અભિવ્યક્ત કરે છે. તે અભિવ્યક્ત થઈને પ્રસ્તુત રસના સ્વરૂપમાં પર્યવસાન પામે છે.

સહચરો (એવા) વસંત યૌવન મલયાનિલ વગેરે તેમની સાથેના સમાગમના પ્રસંગે [ 'વિષમબાણલીલા' કાવ્યમાં, જેમકે — ]

'મર્યાદા ઓળંગનારો કે નિરકુંશ કે વિવેક વગરનો પણ હોઉં.

પણ સ્વપ્નમાં યે તારી ભક્તિ કર્યાનું (મને) યાદ આવતું નથી."

વગેરે યૌવનની ઉક્તિઓ જેના તેના પોતપોતાના સ્વભાવને વ્યક્ત કરે છે; તે સ્વભાવ પ્રસ્તુત રસમાં પર્યવસાન પામે છે.

વળી, જેમકે [ મહાભારતમાં ] શ્મશાનમાં આવી પહોંચીને દીકરાના (મડદાનો) અગ્નિસંસ્કાર કરવામાં કામે લાગેલા લોકોને છેતરવાના આશયથી. દિવસે મડદાનું ભક્ષણ કરવા માગતો ગીધ 'તમે બધા જલ્દી નાસી જાવ' એવું સૂચવવાના અભિપ્રાયે કહે છે કે —

"ગીધ અને શિયાળથી ભરચક, પુષ્કળ હાડપીંજરોવાળા,
ભયંકર અને સર્વપ્રાણીઓને ભય પમાડનાર આવા
શ્મશાનમાં ઉભા રહેશો મા, કેમકે (એક વખત)
મરી ગયેલો કોઈ જ આ જગતમાં (ફરી) જીવતો થયો નથી;
વ્હાલો હોય કે દવાલો હોય, સર્વે પ્રાણીઓની આવી જ
ગતિ થાય છે."

ઇત્યાદિ બોલ્યો. બીજી તરફ શીયાળે (મનમાં) 'રાત્ર પડે ત્યાં સુધી) આ બધા (માણસો, ભલે રહ્યા, પછી ગીધ પાસેથી પડાવી લઇને હું ખાઇશ' એવો વિચાર કરી કહ્યું કે —

"હે મૂર્ખાઓ, આ સૂર્ય (હજુ આકાશમાં) છે (ત્યાં સુધી) હમણાં
(તેના પ્રત્યે) સ્નેહ કરો. આ મુહૂર્ત ઘણાં વિઘ્નોવાળું છે.
કદાચ (આ ફરીથી) જીવતો પણ થાય. હે અજ્ઞાનીઓ, આ સોનાવર્ણા,
હજુ જુવાની પણ ન ફૂટેલા, બાળકને શંકા રાખ્યા વગર
(=નિશ્ચિંત મને) ગીધના વચનમાં (વિશ્વાસ મૂકીને)
કેમ છોડી જાવ છો ?"

ઇત્યાદિ. આ આશય પણ વ્યક્ત થતાં શાન્ત રસમાં જ પર્યવસાન પામ્યો છે.

(ધ્વ. ૩, ૧૫; લો. પૃ. ૩૪૫-૩૪૭.)

§ ૫૩) સુપ્ અને તિઙ્ પ્રત્યયો[1] વચન, કારક, સમાસ વગેરે પણ વ્યંજક બને છે :

सुबादिभिः योऽनुस्वानोपमो भासते वक्त्रभिप्रायादिरूपः, अस्यापि सुबादिभिर्व्यक्तस्यानुस्वानोपमस्यालक्ष्यक्रमव्यङ्ग्यो द्योत्यः । ....सर्वत्र हि सुबादीनामभिप्रायविशेषाभिव्यञ्जकत्वमेव । उदाहरणे स त्वभिव्यक्तोऽभिप्रायो यथास्वं विभावादिरूपताद्वारेण रसादीन् व्यनक्ति । एतदुक्तं भवति—वर्णादिभिः प्रबन्धान्तैः साक्षाद् वा रसोऽभिव्यज्यते विभावादिप्रतिपादनद्वारेण, यदि वा विभावादिद्वारेण परम्परया...इति। तत्र ग्रन्थस्यैतत् परम्परया व्यञ्जकत्वं प्रसङ्गादादावुक्तम्; अधुना तु वर्णपदादीनामुच्यते....। [यथा—

"न्यक्कारो ह्ययमेव मे यदरयस्तत्राप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिग्धिक्छक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ॥"]

अत्र हि श्लोके भूयसा सर्वेषामप्येषां स्फुटमेव व्यञ्जकत्वं दृश्यते । तत्र 'मे यदरयः' इत्यनेन ][2] मम शत्रुसद्भावो नोचित इति सम्बन्धानौचित्यं क्रोधविभावं व्यनक्ति अरय इति बहुवचनम्। ('तापसः' इति शब्दे) तपो विद्यते यस्येति पौरुषकथाहीनत्वं तद्धितेन मत्वर्थीयेनाभिव्यक्तम्। 'तत्रापि'-शब्देन निपातसमुदायेनात्यन्तासम्भावनीयत्वम्; मत्कर्तृका यदि जीवनक्रिया तदा हननक्रिया तावद् अनुचिता; तस्यां च स कर्ता 'अपि'-शब्देन मनुष्यमात्रकम् ।' ''अत्रैव' इति मदधिष्ठितो देशोऽधिकरणम्; निःशेषेण हन्यमानतया, 'राक्षसकुलं' च कर्म, इति तदिदमसम्भाव्यमानमुपनतमिति पुरुषकारासम्पत्तिर्ध्वन्यते तिङ्कारकशक्तिप्रतिपादकैश्च शब्दैः । 'रावणः' इति त्वर्थान्तरसङ्क्रमितवाच्यत्वं पूर्वमेव व्याख्यातम् । 'धिग्धिग्' इति निपातस्य 'शक्रं जितवान्' इत्याख्यायिकेयमिति उपपदसमासेन सहकृतः 'स्वर्ग'-इत्यादिसमासस्य स्वपौरुषानुस्मरणं प्रति व्यञ्जकत्वम् । 'ग्रामटिका' इति स्वार्थिकतद्धितप्रयोगस्य स्त्रीप्रत्ययसहितस्याबहुमानास्पदत्वं प्रति, 'विलुण्ठन'-शब्दे 'वि'-शब्दस्य निंदयावस्कन्दनं प्रति, व्यञ्जकत्वम् । 'वृथा'-शब्दस्य निपातस्य

---

૧. सुप्=સંસ્કૃત ભાષામાં નામનાં રૂપોમાં પ્રાતિપદિકને લાગતા स्, औ, अस् વગેરે વિભક્તિપ્રત્યયો; અને तिङ्=ક્રિયાપદનાં રૂપોમાં ધાતુને લાગતા ति, तस्, अन्ति વગેરે ત્રીજા પુરુષ વગેરેના પ્રત્યયો.

૨. કૌંસમાંનો ભાગ ધ્વ. વૃ માંથી અનુસંધાન સ્પષ્ટ કરવા લીધો છે.

स्वात्मपौरुषनिन्दां प्रति व्यञ्जकता । 'भुजैः' इति बहुवचनेन प्रत्युत भारमात्रमेतद् इति व्यज्यते । तेन तिलशस्तिलशोऽपि विभज्यमानेऽत्र श्लोके सर्व एवांशो व्यञ्जकत्वेन भाति, इति किमन्यत् ।

[यत्र हि व्यङ्ग्यावभासिनः पदस्यैकस्यैव तावद् अविर्भावस्तत्रापि काव्ये कापि बन्धच्छाया, किमुत यत्र तेषां बहूनां समवायः ।

...यथा महर्षेर्व्यासस्य—

" अतिक्रान्तसुखाः कालाः प्रत्युपस्थितदारुणाः ।
श्वः श्वः पापीयदिवसा पृथिवी गतयौवना ।।"

अत्र हि कृत्तद्धितवचनैरलक्ष्यक्रमव्यङ्ग्यः ।][1] अतिकान्तं तु न कदाचन वर्तमानतामवलम्बमानं सुखं येषु येषु ते काला इति सर्व एव, न तु सुखं प्रति वर्तमानः स कोऽपि काललेश इत्यर्थः । प्रतीपान्युपस्थितानि वृत्तानि प्रत्यावर्तमानानि तथा दूरभाविन्यपि प्रत्युपस्थितानि निकटतया वर्तमानानि भवन्ति दारुणानि दुःखानि येषु ते । दुःखं बहुप्रकारमेव प्रतिवर्तमानाः सर्वे कालांशा, इत्यनेन कालस्य तावन्निर्वेदमभिव्यञ्जयतः शान्तरसव्यञ्जकत्वम् । देशस्याप्याह–पृथिवी श्वः श्वः प्रातः प्रातर्दिनादिनं पापीयदिवसा पापानां सम्बन्धिनः पापिष्ठजनस्वामिका दिवसा यस्यां सा तथोक्ता । स्वभावत एव तावत् कालो दुःखमयः तत्रापि पापिष्ठजनस्वामिकपृथिवीलक्षणदेशदौरात्म्याद् विशेषतो दुःखमय इत्यर्थः । तथा हि श्वः श्व इति दिनादिनं गतयौवना वृद्धस्त्रीवद् असम्भाव्यमानसम्भोगा गतयौवनतया हि यो यो दिवस आगच्छति स पूर्वपूर्वापेक्षया पापीयान् निकृष्टत्वात् । यदि वा इयसुनन्तोऽयं शब्दो मुनिनैवं प्रयुक्तो, णिजन्तो वा ॥

(ध्व. ३, १६, लो. पृ. ३४७)

'સુપ્' વગેરે દ્વારા જે અનુરણનતુલ્ય (અર્થ) વક્તાના અભિપ્રાય રૂપે ભાસે છે, એ 'સુપ્' વગેરે દ્વારા વ્યક્ત થયેલા અનુરણનતુલ્ય અર્થ દ્વારા અલક્ષ્યક્રમ વ્યંગ્યનું દ્યોતન થાય છે..... સર્વત્ર 'સુપ્' વગેરે અમુક વિશિષ્ટ અભિપ્રાયના વ્યંજક જ બની રહે છે. ઉદાહરણમાં તે અભિવ્યક્ત થયેલો અભિપ્રાય તો યથાયોગ્ય રીતે પોતપોતાના વિભાવ વગેરેનું રૂપ ધારણ કરીને રસોને વ્યક્ત કરે છે. કહેવાનો અભિપ્રાય આ છે : વર્ણથી માંડીને પ્રબંધ સુધીના (પ્રકારનાં કાવ્યો) દ્વારા રસની અભિવ્યંજના કાં તો વિભાવ વગેરેના પ્રતિપાદન દ્વારા સીધી

૧. કૌંસમાંનો આ ભાગ સંદર્ભનું અનુસંધાન સાચવવા ધ્વ. વૃ. માંથી અહીં જોડી દીધો છે.

જ થાય છે, કાં તો વિભાવ વગેરેની વ્યંજના દ્વારા ક્રમેક્રમે....... તેમાં બંધનનું ક્રમ દ્વારા (જોવા મળતું) આ વ્યંજકત્વ તો પ્રસંગ આવતાં આ પહેલાં દર્શાવ્યું છે; હવે તો વર્ણ અને પદ વગેરેનું (વ્યંજકત્વ) દર્શાવીએ છીએ....[ જેમકે —

> "નીચાજોણું જ આ કે હોય મારે શત્રુઓ! તેમાં વળી આ તાપસ! તે ય વળી અહીં જ હણે નિઃશેષ રાક્ષસકુળને. અને વાહ! રાવણ જીવે છે! ધિક્કાર છે ધિક્કાર ઇન્દ્રજીતને. કુંભકર્ણને જગાડીને ય શો ફાયદો થયો? કે સ્વર્ગની ગામડીને રંઝાડી નકામા ફુલાઈ ગયેલા મારા આ હાથ શા કામના?"

આ શ્લોકમાં તો ભરપૂર રીતે (સુપ્ વગેરે) સર્વેનું સ્પષ્ટ રીતે વ્યંજકપણું દેખાઇ આવે છે,[૨] તેમાં "કે હોય મારે શત્રુઓ" એ (શબ્દો) દ્વારા.] મારા શત્રુ હયાત હોય એ જ ઠીક નહીં એમ 'શત્રુઓ'માંનું બહુવચન સંબંધના અનૌચિત્યરૂપી ક્રોધવિભાવને વ્યક્ત કરે છે. ['તાપસ' એ શબ્દમાં] તપ હોય છે જેનું એ રીતે (સમાસનો વિગ્રહ કરતાં જણાય છે કે, 'મત્' અર્થના તદ્ધિત પ્રત્યય દ્વારા 'પરાક્રમની વાત સુદ્ધાં સંભવતી નથી.' એવું અભિવ્યક્ત થયું છે. 'તેમાં ય વળી' એ શબ્દમાં (='તત્ર' અને 'અપિ' એ બે સંસ્કૃત શબ્દો મળીને બનેલા 'તત્રાપિ' શબ્દમાં) નિપાતસમૂહ દ્વારા અત્યંત અસંભવિતપણું (વ્યક્ત થયું છે); મારા હાથમાં જીવાડવાનું (આધીન) હોય તો હણવાની ક્રિયા તો અનુચિત (ગણાય); તેમાં પણ તે કર્તા, 'અપિ' શબ્દ દ્વારા, માત્ર માણસ છે (એવું સૂચવાયું છે.) 'અહીં જ' એટલે કે મારા અધિકાર નીચેનો દેશ એ (એની હણવા અંગેની ક્રિયાનું) અધિકરણ છે; નિઃશેષ રીતે હણાવાને લીધે, અને 'રાક્ષસકુળને' એ કર્મ; આમ તો બધું અસંભવિત થવા બેઠું છે એ રીતની પુરૂષાર્થની નિષ્ફળતા તિઙ્ અને કારકશક્તિનું પ્રતિપાદન કરતા શબ્દો દ્વારા ધ્વનિત થાય છે. 'રાવણ' એ (શબ્દમાંનું) અર્થાન્તરસંક્રમિતવાચ્યપણું પહેલાં સમજાવ્યું છે જ, (કે રાવણ પોતાને માટે જાતે જ 'રાવણ' શબ્દ પ્રયોજે છે તે ઉપરથી માત્ર પોતાનું નામ નહીં પરંતુ અનુપમ પરાક્રમી હોવું વગેરે ગુણો સૂચિત થાય છે). 'ધિક્કાર છે ધિક્કાર છે' એ (અર્થના સંસ્કૃત 'ધિક્' 'ધિક્'

---

૨. આ આખા પરિચ્છેદમાં પ્રત્યયો વગેરેના જે ઉલ્લેખો છે તે મૂળ સંસ્કૃત શ્લોકમાંના શબ્દપ્રયોગોને અનુલક્ષીને છે, નહીં કે અનુવાદમાંના ગુજરાતી પ્રયોગોને લગના. અનુવાદ તો મૂળમાંના શબ્દો સમજવા પૂરતો જ ઉપયોગી છે તે અહીં ન ભૂલવું, નહીંતર સમજને બદલે ગેરસમજ થવા જ વધુ સભવ છે.

એ નિપાતનું 'ઈન્દ્રને જીતનારો' એવી આ આખ્યાયિકા છે એવા ઉપપદ સમાસના સહકારમાં 'સ્વર્ગની ગામડી...' વગેરે (મૂળ સંસ્કૃતમાંના 'સ્વર્ગ...' વગેરે) સમાસ દ્વારા (તેના) પોતાના પરાક્રમની યાદ આપવાને લગતું વ્યંજકત્વ છે. 'ગામડી' (સંસ્કૃત 'ગ્રામટિકા') સ્ત્રીપ્રત્યયસહિતના સ્વાર્થિક તદ્ધિત પ્રયોગનું તિરસ્કારપાત્રતાને લગતું વ્યંજકત્વ છે. 'નકામા' (સંસ્કૃત 'વૃથા') એ નિપાત પોતાની ખુદના પરાક્રમીપણાની નિન્દાને વ્યક્ત કરે છે. તેથી આ શ્લોકનો દાણે દાણો છૂટો પડતાં સર્વે અંશોમાં વ્યંજકતા પ્રકાશતી જણાય છે. તો બીજું (વધુ) શું કહેવું ?

[આ ઉપરાંત, જ્યાં વ્યંગ્યને પ્રકાશિત કરતા માત્ર એક જ પદનો આવિર્ભાવ હોય તે કાવ્યમાં અવર્ણનીય બંધછાયા હોય છે, તો પછી જ્યાં તેવા અનેકનો સમૂહ હોય ત્યાં વાત જ શી કરવી ?... દા. ત. મહર્ષિ વ્યાસનો (શ્લોક) —

"વીત્યાસુખવાળા સમયો સામે ખડા થયા તે ભયંકર,
આવતી, આવતી કાલ અધિકાધિક પાપી દિવસોવાળી
પૃથ્વી ગતયૌવના."

અહીં તો કૃત્ તદ્ધિત પ્રત્યયો અને (એકવચન વગેરે) વચનો દ્વારા અલક્ષ્યક્રમ વ્યંગ્ય છે. 'વીત્યા' (એટલે) તો કદીપણ વર્તમાનપણાને ન પામનારું સુખ છે જેમનું તે સમયો, એટલે સર્વ જ નહીંકે સુખના પ્રત્યે વર્તમાન એવો તે કોઈ કાળખંડ, એવો અર્થ છે. સામે ઉપસ્થિત થતાં વૃત્તો તે પ્રત્યાવર્તમાન (=સામે ખડા થતા), તે જ રીતે દૂર રહેલા હોય છતાં સામે ખડા થયા હોવાથી નિકટ હોવાથી વર્તમાન લગતાં દારૂણ દુઃખ છે જેમાં તે બહુ પ્રકારના દુઃખની સાથે રહેલા સર્વે કાલખંડો, એ દ્વારા કાળનો તો નિર્દેહ અભિવ્યક્ત થતાં, શાન્તરસનો વ્યંજક બને છે. દેશની પણ વાત કરે છે—પૃથ્વી આવતી કાલે સવારે સવારે રોજને રોજ અધિકાધિક પાપી દિવસોવાળી એટલે કે પાપી સાથે સંબંધ ધરાવતા એટલે કે અતિશય પાપીજનોના સ્વામિત્વવાળા દિવસો છે જેમાં તે તે રીતે ઓળખાવાતા સ્વભાવથી જ જોકે કાળ દુઃખમય છે, તેમાં વળી અતિશય પાપી લોકોના સ્વામિત્વવાળી પૃથ્વીરૂપી દેશમાંની દુષ્ટતાને લીધે વિશેષ કરીને દુઃખમય, એવો અર્થ છે. તેથી તો આવતી કાલ આવતી કાલ એટલે કે દિવસે દિવસે ગતયૌવના વૃદ્ધ સ્ત્રીની જેમ એટલે કે જેને માટે સંભોગ અસંભવિત બની ગયો છે એવી, યુવાની ઓસરી જવાથી જે જે દિવસ આવે છે તે પૂર્વપૂર્વની તુલનામાં વધુ પાપી છે, ખરાબ હોવાને કારણે અથવા (તો એમ સમજવું કે)

આ (पापीयस्) શબ્દને મુનિએ કાં તો 'इयस्'–પ્રત્યયાંત તરીકે પ્રયોજ્યો છે કાં તો 'णिच्'–પ્રત્યયાંત તરીકે.

(ધ્વ. ૨, ૧૬; લો. પૃ. ૩૪૭)

§ ૫૪) રસ વગેરેને કાવ્યબંધમાં યોજવા ઇચ્છનારે વિરોધી રસોના પરિહારમાં યત્નશીલ બનવું :

ननु "विभावभावानुभावसञ्चार्यौचित्यचारुणः[१]" इति यदुक्तं तत एव व्यतिरेकमुखेनैतदपि अवगंस्यते । मैवम्; व्यतिरेकेण हि तदभावमात्रं प्रतीयते न तु तद्विरुद्धम् । तदभावमात्रं च न दूषकं यथा तद्विरुद्धम् । पथ्यानुपयोगो हि न तथा व्याधिं जनयति यद्वदपथ्योपयोगः ।....

हास्यशृङ्गारयोर्वीराद्भुतयो रौद्रकरुणयोर्भयानकबीभत्सयोर्न विभावविरोध इत्यभिप्रायेण शान्तशृङ्गारावुपन्यस्तौ, प्रशमरागयोर्विरोधात् । विरोधिनो रसस्य यो भावो व्यभिचारी तस्य परिग्रहः, विरोधिनस्तु यः स्थायी स्थायितया तत्परिग्रहोऽसम्भवनीय एव, तदनुत्थानप्रसङ्गात् । व्यभिचारितया तु परिग्रहो भवत्येव ॥

(ध्व. ३, १७–१९; लो. पृ. ३६०–३६५)

પણ (અહીં કોઈ વાંધો ઉઠાવશે કે ઉપર ધ્વ. કા. ૩. ૧૦ માં) 'વિભાવ ભાવ અનુભાવ સંચારીના ઔચિત્યથી ચારૂ' એવું જે કહ્યું છે તે ઉપરથી જ વ્યતિરેક (અનુમાન) દ્વારા આ (વિરોધી રસોના પરિહાર) વિષે પણ જાણ થઇ જશે. (માટે અહીં આ ચર્ચાની જરૂર નથી). તો એના જવાબમાં અમારે કહેવાનું કે) એમ નથી; વ્યતિરેક દ્વારા તો ફક્ત તેની અભાવની જ પ્રતીતિ થાય છે, નહીં કે તેના વિરોધીની. અને તેનું વિરોધી જેટલું દોષાવહ છે, એટલો તેનો અભાવ (દોષાવહ નથી હોતો. પથ્ય વસ્તુનો ઉપયોગ ન કરવો એ બાબત એટલી વ્યાધિજનક નથી જેટલી અપથ્યકારક વસ્તુનો ઉપયોગ કરવો તે છે...

હાસ્ય અને શૃંગાર વચ્ચે, વીર અને અદ્ભુત વચ્ચે, રૌદ્ર અને કરુણ વચ્ચે, અને ભયાનક અને બીભત્સ વચ્ચે વિભાવોનો વિરોધ નથી હોતો એ અભિપ્રાયે (કા. ૩. ૧૯ની વૃત્તિમાં વૃત્તિકારે) શાન્ત અને શૃંગારનો નિર્દેશ કર્યો છે, કારણકે પ્રશમ અને રાગ વચ્ચે વિરોધ હોય છે. વિરોધીરસનો જે ભાવ વ્યભિચારી હોય તેને સ્વીકારવો પણ વિરોધી રસનો જે જે સ્થાયી હોય તેનો સ્થાયી તરીકે સ્વીકાર કરવો અસંભવિત છે, કેમકે તેના ઉત્થાનનો પ્રસંગ જ નથી આવવાનો. વ્યભિચારી તરીકે તો (તેનો) સ્વીકાર થાય છે જ.

(ધ્વ. ૩, ૧૭–૧૯; લો. પૃ. ૩૬૦–૩૬૫)

---

१. ध्व. का. ३, १०

§ ૫૫) સાધારણપણે પરસ્પર વિરુદ્ધ હોય એવા બે રસોનો પણ સમાવેશ કરવાની રીત અંગે કથન :

स्वयं लब्धपरिपोषत्वे कथमङ्गत्वम्; अलब्धपरिपोषत्वे वा कथं रसत्वम्; इति रसत्वमङ्गत्वं चान्योन्यविरुद्धम्; तेषां चाङ्गत्वायोगे कथमेकस्याङ्गित्वमुक्तम् । [तत्रोच्यते-] प्रस्तुतस्य समस्तेतिवृत्तव्यापिनस्तत एव विततव्याप्तिकत्वेनाङ्गिभावोचितस्य रसस्य रसान्तरैरितिवृत्तवशायातत्वेन परिमितकथाशकलव्यापिभिर्यः समावेशः समुपबृंहणं स तस्य स्थायित्वेन इतिवृत्तिव्यापितया भासमानस्य नाङ्गितामुपहन्ति, अङ्गितां पोषयत्येव ।

एतदुक्तं भवति—अङ्गभूतान्यपि रसान्तराणि स्वविभावादिसामग्र्या स्वावस्थायां यद्यपि लब्धपरिपोषाणि चमत्कारगोचरतां प्रतिपद्यन्ते, तथापि स चमत्कारस्तावत्येव न परितुष्य विश्राम्यति, किन्तु चमत्कारान्तरमनुधावति । सर्वत्रैव ह्यङ्गाङ्गिभावेऽयमेवोदन्तः ।

"गुणः कृतात्मसंस्कारः प्रधानं प्रतिपद्यते ।
प्रधानस्योपकारे हि तथा भूयसि वर्तते ॥"

...न्यायेन चैतदेवोपपद्यते; कार्यं हि तावदेकमेवाधिकारिकं व्यापकं प्रासङ्गिककार्यान्तरोपक्रियमाणमवश्यमङ्गीकार्यम् । तत्पृष्ठवर्तिनीनां नायकचित्तवृत्तीनां तद्वलादेवाङ्गाङ्गिभावः प्रवाहपतित इति किमत्रापूर्वम्....

शृङ्गारेण वीरस्याविरोधो युद्धनयपराक्रमादिना कन्यारत्नलाभादौ । हास्यस्य तु स्पष्टमेव तदङ्गत्वम् । हास्यस्य स्वयमपुरुषार्थस्वभावत्वेऽपि समधिकतररञ्जनोत्पादनेन शृङ्गाराङ्गतयैव तथात्वम् । रौद्रस्यापि तेन कथञ्चिद् अविरोधः । यथोक्तम्— "शृङ्गारश्च तैः प्रसभं सेव्यते" । 'तैः' इति रौद्रप्रकृतिभिः रक्षोदानवोद्धतमनुष्यैरित्यर्थः । केवलं नायिकाविषयमौग्र्यं तत्र परिहर्तव्यम् । असम्भाव्यपृथिवीसम्मार्जनादिजनितविस्मयतया तु वीराद्भुतयोः समावेशः । यथाह मुनिः—"वीरस्य चैव यत्कर्म सोद्भुतः" इति वीररौद्रयोर्धीरोद्धते भीमसेनादौ समावेशः, क्रोधोत्साहयोरविरोधात् । रौद्रकरुणयोरपि मुनिनैवोक्तः— "रौद्रस्यैव च यत्कर्म स ज्ञेयः करुणो रसः" इति ।

ययोर्हि परस्परोन्मूलनात्मतयैवोद्भवस्तत्र कोऽङ्गाङ्गिभावः ; आलम्बननिमग्नरूपतया च रतिरुत्तिष्ठति, ततः पलायमानरूपतया जुगुप्सा. इति समानाश्रयत्वेन तयोरन्योन्यसंस्कारोन्मूलनत्वम् । भयोत्साहावपि एवमेव विरुद्धौ वाच्यौ । शान्तस्यापि तत्त्वज्ञानसमुत्थितसमस्तसंसारविषयनिर्वेदप्राणत्वेन सर्वतो निरीहस्वभावस्य विषयासक्तिजीविताभ्यां रतिक्रोधाभ्यां विरोध एव । ......

अङ्गिरसापेक्षया यस्य रसान्तरस्योत्कर्षो निबध्यते तदा तदविरुद्धोऽपि रसो निबद्धश्चोद्यावहः। अथ तु युक्त्याङ्गिनि रसेऽङ्गभावतानयेनोपपत्तिर्घटते तद् विरुद्धोऽपि रसो वक्ष्यमाणेन विषयभेदादियोजनेनोपनिबध्यमानो न दोषावहः, इति विरोधाविरोधावकिञ्चित्करौ, विनिवेशनप्रकार एव त्ववधातव्यमिति।.... अङ्गिनं रस विशेषमनादृत्य न्यक्कृत्याङ्गभूतो न पोषयितव्य इत्यर्थः।........

विभावानुभावानां चापि उत्कर्षो न कर्तव्योऽङ्गिरसविरोधिनां निवेशनमेव वा न कार्यम्; कृतमपि चाङ्गिरसविभावानुभावैरुपबृंहणीयम्। परिपोषिता अपि विरुद्धरसविभावानुभावा अङ्गत्वं प्रति जागरयितव्या इत्यादि स्वयं शक्यमुत्प्रेक्षितुम्।

(ध्व. ३ २२–२४; लो. पृ. ३७८–३८४)

(અહીં પ્રશ્ન ઉઠે છે કે) જો (રસ) પોતાની મેળે (બીજાની મદદ વગર) પરિપોષ પામતો હોય તો તે અંગભૂત કેવી રીતે ગણાય? અને (એ રીતે) પરિપોષ પામતો હોય તો 'રસ' કેવી રીતે કહેવાય? આમ રસ હોવું તે અને અંગભૂત બનવું તે એક બીજાનું વિરોધી છે; અને તે અંગભૂત જ ન બની શકતા હોય તો (એમાંથી એક અંગી બને છે એવું શી રીતે કહ્યું?....[તેનો જવાબ આ છે કે–] સમસ્ત કથાવસ્તુમાં વ્યાપી રહેલા અને તેને લીધે જ, વિસ્તૃત વ્યાપ્તિવાળો હોવાના બળે, અંગીભાવ પામવા લાયક પ્રસ્તુત રસનું, કથાવસ્તુના યોગે આવી પડેલા અને કથાના પરિમિત ખંડમાં વ્યાપી રહેનારા અન્ય રસો દ્વારા, સમાવેશન એટલે કે સંવર્ધન (તે), તે (પ્રસ્તુત રસ) સ્થાયી હોઈ કથાવસ્તુને વ્યાપી વળેલા તરીકે ભાસતો હોઈ, તેના અંગીપણુને હાની પહોંચાડતું નથી, બલ્કે પોષે જ છે.

કહેવાનું આ છે—જો કે અંગભૂત અન્ય રસો પણ પોતપોતાની વિભાવ વગેરે સામગ્રી દ્વારા પોતપોતાની અવસ્થામાં પરિપોષ પામીને ચમત્કૃતિનો વિષય બને છે, છતાં પણ તે ચમત્કૃતિ તેટલામાંથી સંતોષ માનીને વિશ્રામ નથી પામતી, બલ્કે બીજી ચમત્કૃતિની પાછળ દોડે છે. સર્વપ્રકારના અંગાંગીભાવમાં આ જ વાત (બને) છે. જેમકે તે પૂજ્યશ્રીએ કહ્યું છે કે–

"ગુણ પોતાની જાતનો સંસ્કાર કરીને પ્રધાનને પ્રાપ્ત થાય છે. અને પ્રધાનને મદદગાર થવામાં જ (પાછો અધિક) વૃદ્ધિ પામતો રહે છે."

....ન્યાય દ્વારા પણ આ જ (વાત) બંધ બેસે છે; કેમકે એક આધિકારિક વ્યાપક અને પ્રાસંગિક અન્ય કાર્યો દ્વારા ઉપકૃત કરાતું કાર્ય તો અવશ્ય (અંગી તરીકે) સ્વીકારવું જોઈએ. તેની પાછળ રહેતી નાયકની ચિત્તવૃત્તિઓનો તેના બળે જ

અંગાગીભાવ (પ્રવાહમાં પડેલા કાષ્ઠની જેમ) આપોઆપ (સધાય) એમાં નવું શું છે ?

યુદ્ધ રાજયનીતિ પરાક્રમ વગેરે (વર્ણવીને) કન્યારત્નની પ્રાપ્તિ વગેરે (દર્શાવવાની હોય) ત્યારે શૃંગારની સાથે વીરરસનો વિરોધ નથી હોતો પણ હાસ્ય તો સ્પષ્ટપણે તેનો અંગભૂત છે. હાસ્ય પોતે તો પુરૂષાર્થના સ્વરૂપનો નથી છતાં અતિશય રંજનકારક હોવાથી શૃંગારના અંગ તરીકે પુરૂષાર્થસ્વરૂપનો બને છે. રૌદ્રનો પણ તેની (=શૃંગારની) સાથે કેટલેક અંશે વિરોધ નથી આવતો. જેમકે, કહ્યું છે કે—"તેઓ શૃંગારને તો ખૂબ સેવે છે" 'તેઓ' એટલે કે રૌદ્રપ્રકૃતિ ધરાવતા રાક્ષસો દાનવો ઉદ્ધત મનુષ્યો વગેરે, એવો અર્થ છે. ફક્ત (એટલી જ કાળજી રાખવાની કે) નાયિકાને લગતી ઉગ્રતા ત્યાં ટાળવી જોઈએ. અસંભવિત એવી જમીન વાળવી વગેરે (ઘટનાઓ દ્વારા) વિસ્મય ઉત્પન્ન કરતા હોવાથી વીર અને અદ્ભુત (એ બે) રસોનો સમાવેશ (થઈ શકે છે). જેમકે મુનિએ કહ્યું છે કે—'અને વીરનું જ જે કર્મ તે અદ્ભુત (રસ).'વીર અને રૌદ્રનો ધીરોદ્ધત ભીમસેન વગેરેમાં સમાવેશ (થઈ શકે), કારણ કે ક્રોધ અને ઉત્સાહ વચ્ચે વિરોધ નથી. રૌદ્ર અને કરૂણનો પણ (વિરોધ નથી તે તો) મુનિએ (જાતે) જ કહ્યું છે—"અને રૌદ્રનું જ જે કર્મ તેને કરૂણ(રસ) જાણવો.

સાચે જ, જેમનો ઉદ્ભવ એક બીજાને ઉખાડી નાખવાની પ્રક્રિયા દ્વારા જ થતો હોય તેવા (રસોની) બાબતમાં અંગાગીભાવ વળી કેવો (સંભવે) ? આલંબન (વિભાવમાં) તલ્લીન થવાના સ્વરૂપે રતિ ઉદ્ભવે છે. તે (=રતિ) તરફથી દૂર નાસવું એ સ્વરૂપે જુગુપ્સા (ઉદ્ભવે છે) આ રીતે સમાન આશ્રયમાં હોય ત્યારે તો તે બન્ને એક બીજાના સંસ્કારનું ઉન્મૂલન કરે છે. ભય અને ઉત્સાહને પણ આ જ રીતે (એક બીજાના) વિરોધી ગણવા જોઈએ તત્ત્વજ્ઞાનથી જાગેલો સમસ્ત સંસાર વિષયક નિર્વેદ એ જ શાન્તરસનો પ્રાણ હોઈ સર્વથા નિષ્કામ સ્વભાવનો હોવાથી (શાન્તરસનો) વિષય અને આસક્તિરૂપી પ્રાણભૂત તત્ત્વવાળા રતિ અને ક્રોધની સાથે વિરોધ આવે છે જ....

અંગી રસને અનુલક્ષીને જે બીજા રસનો ઉત્કર્ષ (કાવ્યમાં) યોજવામાં આવે ત્યારે તેના અવિરોધી રસની યોજના પણ કરી હોય તો તે વાંધાજનક બનશે. પરંતુ જો અંગીરસમાં (તેનો) અંગભાવ સાચવીને ઉપપત્તિ બેસી શકતી હોય તો આગળ જેની વાત કરવાના છીએ તે રીતે વિષયભેદ વગેરેની યોજનાપૂર્વક

વિરોધી રસની બાંધણી કરવામાં પણ દોષ આવતો નથી; આમ વિરોધ અને અવિરોધને અસરકારકતા રહેતી નથી; છતાં તેમના વિન્યાસના પ્રકારની બાબતમાં તો ધ્યાન રાખવું જ જોઈએ...તાત્પર્ય કે, અમુક રસ અંગી હોય તેનો અનાદર કરીને, ગૌણ બનાવીને, અંગભૂત (રસને) પોષવો ન જોઇએ.

અંગીરસના વિરોધી હોય તેવા વિભાવ અને અનુભાવનો પણ ઉત્કર્ષ ન સાધવો જોઇએ અથવા તેનો વિન્યાસ જ ન કરવો; કર્યો હોય તો અંગીરસના વિભાવ અને અનુભાવથી તેમનું સમર્થન કરવું. વિરોધી રસના વિભાવ અને અનુભાવને પોષવામાં આવ્યા હોય તો પણ તે અંગભૂત રહે તે બાબતમાં જાગૃતિ રાખવી જોઈએ, આ બધું તો જાતે જ કલ્પી શકાય તેમ છે (તેથી કહેવાની જરૂર નથી).

## § ५६) વિરોધીવિષયક અસાધારણ દોષ પરહરવાની રીત :

उपकार्योपकारकभावो रसानां नास्ति, स्वचमत्कारविश्रान्तत्वात्, 'अन्यथा रसत्वायोगात्, तदभावे च कथमङ्गाङ्गिता, — इत्यपि येषां मतं तैरपि कस्यचिद् रसस्य प्रकृष्टत्वं भूयः प्रबन्धव्यापकत्वम्, अन्येषां चाल्पप्रबन्धानुगामित्वम् अभ्युगन्तव्यम्; -इति वृत्तसङ्घटनाया एवान्यथानुपपत्तेः । भूयः प्रबन्धव्यापकस्य च रसस्य रसान्तरैर्यदि न काचित् सङ्गतिः, तद् इतिवृत्तस्यापि न स्यात् । सङ्गतिश्चेद्, अयमेवोपकार्योपकारकभावः । न च चमत्कारविश्रान्तेर्विरोधः कश्चिद् इति समनन्तरमेवोक्तम्...... ।
भावाध्यायसमाप्तावस्ति श्लोकः —

"बहुनां समवेतानां रूपं यस्य भवेद् बहु ।
स मन्तव्यो रसः स्थायी शेषाः सञ्चारिणो मताः ।।"

इति । तत्र, उक्तक्रमेणाधिकारिकेतिवृत्तव्यापिका चित्तवृत्तिरवश्यमेव स्थायित्वेन भाति, प्रासङ्गिकवृत्तान्तगामिनी तु व्यभिचारितया, इति रस्यमानतासमये स्थायिव्यभिचारिभावस्य न कश्चिद् विरोध इति केचिद् व्याचचक्षिरे । तथा च भागुरिरपि, किं रसानामपि स्थायिसञ्चारितास्ति इत्याक्षिप्य, अभ्युपगमेनैवोत्तरमवोचद् बाढमस्तीति ।

अन्ये तु स्थायितया पठितस्यापि रसस्य रसान्तरे व्यभिचारित्वमस्ति, यथा क्रोधस्य वीरे व्यभिचारितया पठितस्यापि स्थायित्वमेव रसान्तरे, यथा तत्त्वज्ञानविभावकस्य निर्वेदस्य शान्ते;व्यभिचारिणो वा सत एव व्यभिचार्यन्तरापेक्षया स्थायित्वमेव, यथा विक्रमोर्वश्यामुन्मादस्य चतुर्थेऽङ्के, इतीयन्तमर्थमवबोधयितुमयं श्लोकः—बहूनां चित्तवृत्तिरूपाणां भावानां मध्ये यस्य बहुलं रूपं यथोपलभ्यते स स्थायी भावः; स च रसो रसीकरणयोग्यः, शेषास्तु सञ्चारिण इति व्याचक्षते; न तु रसानां स्थायिसञ्चारिभावेनाङ्गाङ्गितोक्ता—इति ।

यस्तु स्थायी स्थाय्यन्तरेणासम्भाव्यमानैकाश्रयत्वाद् विरोधी भवेद्, यथोत्साहेन भयं, स विभिन्नाश्रयत्वेन नायकविपक्षादिगामित्वेन कार्यः ।....तस्य विरोधिनोऽपि तथाकृतस्य तथानिबद्धस्य परिपुष्टतायाः प्रत्युत निर्दोषता, नायकोत्कर्षाधानात् । अपरिपोषणं तु दोष एवेति यावत् ।... ऐकाधिकरण्यमेकाश्रयेण सम्बन्धमात्रम् । तेन विरोधी, यथा भयनोत्साहः । एकाश्रयत्वेऽपि सम्भवति कश्चिन्निरन्तरत्वेन निर्व्यवधानत्वेन विरोधी, यथा रत्या निर्वेदः ।... एकाश्रयत्वेन निमित्तेन यो निर्दोषः न विरोधी, किंतु निरन्तरत्वेन निमित्तेन विरोधमेति, स तथाविधविरुद्धरसद्वयाविरुद्धेन रसान्तरेण मध्ये निवेशितेन युक्तः कार्यः...॥

(ध्व. ३, २४–२६; लो. पृ. ३८५–३८९)

રસોનો (પરસ્પર) ઉપકાર્ય અને ઉપકારકભાવ હોતો નથી, કેમકે (રસ તો) પોતાની ચમત્કૃતિમાં જ વિશ્રાન્ત થઈ જાય છે, નહીતર રસપણું સંભવે નહીં, અને તેના (=રસપણાના) અભાવે અંગાંગીભાવ કેવો ? — આવો પણ જેમનો મત છે; તેમણે પણ (એટલું તો) સ્વીકારવું પડશે કે કોઈક રસ પ્રકૃષ્ટ હોઈ વધુ પ્રમાણમાં પ્રબંધને વ્યાપી રહ્યો હોય છે, જ્યારે બીજા (રસો) પ્રબંધના અલ્પભાગને જ અનુસરતા હોય છે; કેમકે બીજી રીતે કથાવસ્તુની સંઘટના જ બંધ ન બેસી શકે. અધિકાંશે પ્રબંધને વ્યાપી વળતા રસની બીજા રસો સાથે જો કોઈક સંગતિ ન હોય તો કથાવસ્તુની પણ સંગતિ) ન રહે. (અને) જો સંગતિ હોય તો આ ઉપકાર્યઉપકારકભાવ (પાછો આવી જ પડે). ચમત્કૃતિમાં વિશ્રાન્તિ થઈ જાય તેમાં તો કોઈ વિરોધ આવતો નથી, એમ આગળ કહ્યું છે જ....

(નાટ્યશાસ્ત્રના) ભાવાધ્યાયની સમાપ્તિમાં એક શ્લોક છે કે—
"એકત્ર મળેલા અનેકમાંથી જેનું રૂપ વૃદ્ધિ પામ્યું હોય તેને સ્થાયી રસ માનવો. બાકીનાને સંચારી માનવા"

તેમાં (= આ શ્લોકમાં) દર્શાવેલ ક્રમાનુસાર આધિકારિક કથાવસ્તુને વ્યાપેલી ચિત્તવૃત્તિ અવશ્ય સ્થાયી ભાસે છે, જ્યારે પ્રાસંગિક વૃત્તાન્તમાં રહેલી (ચિત્તવૃત્તિ) તો વ્યભિચારી તરીકે (ભાસે છે) તેથી રસના આસ્વાદની પ્રક્રિયા વખતે સ્થાયી અને વ્યભિચારિભાવનો કોઈ જ વિરોધ નથી એમ કેટલાકે સમજૂતિ આપી છે. અને તે મુજબ જ ભાગુરિએ પણ 'શું રસોને પણ સ્થાયીપણું અને સંચારીપણું હોય છે ?' એવો પ્રશ્ન ઉપસ્થિત કરી, એનો સ્વીકાર કરતાં જવાબમાં કહ્યું કે 'હા, છે !'

બીજા તો (એવું માને છે કે —) સ્થાયી તરીકે કહેલા રસનું બીજા રસને અનુલક્ષીને વ્યભિચારીપણું હોય છે, જેમકે ક્રોધને વીરનો વ્યભિચારી કહ્યો છે છતાં બીજા રસમાં સ્થાયીપણું હોય છે; જેમકે તત્ત્વજ્ઞાનરૂપી વિભાવવાળા નિર્વેદનું શાન્તમાં; અથવા વ્યભિચારી તરીકે જ હોય તેનું બીજા વ્યભિચારીની તુલનામાં સ્થાયીપણું જ (હોય છે), જેમકે વિક્રમોર્વશી નાટકમાં ચોથા અંકમાં ઉન્માદનું; આમ આટલા અર્થનો બોધ કરાવવા આ શ્લોક (ટાંક્યો છે) કે — અનેક ચિત્તવૃત્તિરૂપના ભાવોમાંથી જેનું વૃદ્ધિપામેલું રૂપ મળી આવે તે સ્થાયીભાવ (માનવો); અને તે જ રસ રસાસ્વાદને યોગ્ય (ગણવો), બાકીના સંચારી (માનવા) એમ સમજાવે છે; નહીં કે રસોનો (પોતાનો જ) સ્થાયી અને સંચારી તરીકે અંગાંગિભાવ કહેવા (માગે છે).

પરંતુ જે સ્થાયી બીજા સ્થાયી સાથે એક આશ્રયમાં (રહેવો) અસંભવિત હોવાથી (તેનો) વિરોધી બનતો હોય, દા. ત. ઉત્સાહની સાથે ભય, તેનું નિરૂપણ નાયક અને (તેના) વિપક્ષીમાં રહેલા દર્શાવીને અલગ અલગ આશ્રયવાળા તરીકે (દર્શાવીને) કરવું. ઉલટું, તે વિરોધી હોય તો પણ તે રીતે કરીને, તે રીતે યોજીને પરિપોષ કરવામાં તો દોષ નથી, કેમકે નાયકનો ઉત્કર્ષમાં સહાયભૂત થાય છે. પરિપોષ ન કરવામાં તો દોષ જ આવે એમ ભાવ છે.... ઐકાધિકરણ્ય એટલે એક આશ્રયમાં રહેવાને કારણે સંબંધમાં આવવું એટલું જ. તેથી વિરોધી, દા. ત. ભયની સાથે ઉત્સાહ, એક આશ્રયમાં રહેલા હોય છતાં કેટલાક નિરંતરપણાને લીધે (એટલે કે) વચ્ચે વ્યવધાન ન હોવાને લીધે વિરોધી બને છે, દા. ત. રતિની સાથે નિર્વેદ....એક આશ્રયમાં રહેલો હોવાના નિમિત્તે જે દોષરહિત હોઈ વિરોધ ન ધરાવતો હોય, પરંતુ નિરંતરપણાને નિમિત્તે વિરોધી બનતો હોય, તો તે તેવા વિરુદ્ધ બે રસોની વચ્ચે બીજો (બન્નેનો) અવિરોધી રસ મૂકીને (અવિરોધ) યુક્ત કરવો જોઈએ.

(ધ્વ૦ ૩, ૨૪–૨૬: લો૦ પૃ. ૩૮૫–૩૮૯.)

§ ૫૭) શાન્તરસની સાબિતિઃ

ननु नास्त्येव रसः, तस्य तु स्थाय्येव नोपदिष्टो मुनिनेति...। [तदुच्यते –] तृष्णानां विषयाभिलाषाणां, यः क्षयः सर्वतो निवृत्तिरूपो निर्वेदः, तदेव सुखं, तस्य स्थायिभूतस्य, यः परिपोषो रस्यमानताकृतः, तदेव लक्षणं यस्य स शान्तो रसः ।... स्वानुभवेनापि निवृत्तभोजनाद्यशेषविषयेच्छाप्रसरत्वकाले सम्भाव्यत एव ।

अन्ये तु सर्वचित्तवृत्तिप्रशम एवास्य स्थायीति मन्यन्ते ; तृष्णासद्भावस्य प्रसज्य-

प्रतिषेधरूपत्वे चेतोवृत्तित्वाभावेन भावत्वायोगात् । पर्युदासे त्वस्मत्पक्ष एवायम् ।

अन्ये तु —

"स्वं स्वं निमित्तमादाय शान्ताद् भावः प्रवर्तते ।
पुनर्निमित्तापाये तु शान्त एव प्रलीयते ॥"[१]

—इति भरतवाक्यं दृष्टवन्तः सर्वरससामान्यस्वभावं शान्तमाचक्षाणा अनुपजातविशेषान्तरचित्तवृत्तिरूपं शान्तस्य स्थायिभावं मन्यन्ते । एतच्च नातीवास्मत्पक्षाद् दूरम् । प्रागभावप्रध्वंसाभावकृतस्तु विशेषः । युक्तश्च प्रध्वंस एव तृष्णानाम् ; यथोक्तं — 'वीतरागजन्मादर्शनात्'[२] इति ।... मुनिनाप्यङ्गीक्रियत एव 'क्वचिच्छमः' इत्यादि वदता । न च तदीया पर्यन्तावस्था वर्णनीया येन सर्वचेष्टोपरमादनुभावाभावेनाप्रतीयमानता स्यात् । शृङ्गारादेरपि फलभूमाववर्णनीयतैव ; पूर्वभूमौ तु — 'तस्य प्रशान्तवाहिता संस्कारात्',[३] 'तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः'[४] इति — सूत्रद्वयनीत्या चित्राकारा यमनियमादिचेष्टा, राज्यधुरोद्वहनादिलक्षणा वा, शान्तस्यापि जनकादेर्दृष्टैव ; इत्यनुभावसद्भावाद् यमनियमादिमध्यसम्भाव्यमानभूयोव्यभिचारिसद्भावाच्च प्रतीयते एव ।

ननु न प्रतीयते नास्य विभावाः सन्तीति चेत् — न; प्रतीयत एव तावदसौ । तस्य च भवितव्यमेव प्राक्तनकुशलपरिपाकपरमेश्वरानुग्रहाध्यात्मरहस्यशास्त्रवीतरागपरिशीलनादिभिर्विभावैरिति, इयतैव विभावानुभावव्यभिचारिसद्भावः स्थायी च दर्शितः । ननु तत्र हृदयसंवादाभावाद् रस्यमानतैव नोपपन्ना । क एवमाह स नास्तीति, यतः प्रतीयत एवेत्युक्तम् ।

ननु प्रतीयत, सर्वस्य श्लाघास्पदं न भवति । तर्हि वीतरागाणां शृङ्गारो न श्लाघ्य इति सोऽपि रसत्वाच्च्यवताम् ...। ननु धर्मप्रधानोऽसौ वीर एव [ इति चेत्—न ], ... वीरस्य उत्साहो ह्यहमेवंविध इत्येवं प्राणः ; ... शान्तस्य [ चाहङ्कारप्रशमैकरूपतया स्थितेः] । ईहामयत्वनिरीहत्वाभ्यामत्यन्तविरुद्धयोरपि ... [ यद्यैक्यं परिकल्प्यते, तद्वीररौद्रयोरपि तथा प्रसङ्गः ।] वीररौद्रयोस्त्वत्यन्तविरोधोऽपि नास्ति; समानं रूपं च धर्मार्थकामार्जनोपयोगित्वम् ।

नन्वेवं दयावीरो धर्मवीरो दानवीरो वा नासौ कश्चित् ; शान्तस्यैवेदं नामान्तरकरणम् ; तथा हि मुनिः —

---

૧. જુઓ, ના. શા. ૬, ૮૭. (ગા. ઓ. સિ. આવૃત્તિ પૃ. ૩૩૫).
૨. જુઓ, ન્યાયસૂત્ર ૩, ૧, ૨૪.
૩. જુઓ યોગસૂત્ર ૩, ૧૦
૪. એજન ૪, ૨૭.

"दानवीरं धर्मवीरं युद्धवीरं तथैव च ।
रसवीरमपि प्राह ब्रह्मा त्रिविधसम्मितम् ॥"

इति — आगमपुरःसरं त्रैविध्यमेवाभ्यधात् । तदाह – [दयावीरादीनां च चित्तवृत्ति-विशेषाणां सर्वाकारमहङ्काररहितत्वेन शान्तरसप्रभेदत्वम्, इतरथा तु वीरप्रभेदत्वमिति व्यवस्थाप्यमाने न कश्चिद् विरोधः । तदेवम्, अस्ति शान्तो रसः ] ।

विषयजुगुप्सारूपत्वाद् बीभत्सेऽन्तर्भावः शङ्कयते । सा त्वस्य व्यभिचारिणी भवति, न तु स्थायितामेति, पर्यन्तनिर्वाहे तस्या मूलत एव विच्छेदात् ।

आधिकारिकत्वेन तु शान्तो रसो न निबद्धव्य इति चन्द्रिकाकारः । तच्चेहास्माभिर्न पर्यालोचितं, प्रसङ्गान्तरात् । मोक्षफलत्वेन चायं परमपुरुषार्थनिष्ठत्वात् सर्वरसेभ्यः प्रधानतमः । स चायमस्मदुपाध्यायभट्टतौतेन 'काव्यकौतुके', अस्माभिश्च तद्विवरणे बहुतरकृतनिर्णयः पूर्वपक्षसिद्धान्त इत्यलं बहुना ॥

(ध्व. ३, २६; लो. पृ. ३९०–३९४.)

પણ (પ્રતિપક્ષી વાંધો ઉઠાવે છે કે) શાન્ત (નામનો તો) રસ જ નથી, કેમકે મુનિએ તો તેનો સ્થાયી જ ઉપદેશ્યો નથી.... [તેનો જવાબ આપીએ છીએ કે] તૃષ્ણાઓનો (એટલે કે) વિષયાભિલાષોનો, જે ક્ષય (એટલે કે) સર્વતઃ નિવૃત્તિસ્વરૂપનો નિર્વેદ, તે જ સુખ છે, તેનો એટલે કે સ્થાયીરૂપનો, જે પરિપોષ રસાસ્વાદને લીધે થયેલો, તે જ લક્ષણ છે જેનું તે છે શાન્તરસ... સ્વાનુભવ દ્વારા પણ ભોજન વગેરે સર્વ ઇચ્છાઓનો પ્રસાર ઓસરી જવાના કાળે એની સંભાવના (હોય છે જ).

જ્યારે બીજા તો, સર્વચિત્તવૃત્તિઓનો પ્રશમ એ જ આનો 'સ્થાયી, એવું માને છે; તૃષ્ણાની ક્ષયાતિ પ્રસજ્યપ્રતિષેધરૂપની (= અત્યંતાભાવસ્વરૂપની) થતાં ચિત્તવૃત્તિના અભાવ દ્વારા ભાવપણું જ રહેતું નથી. પર્યુદાસ પક્ષ માનો તો આ અમારો જ પક્ષ (બની જશે).[1]

વળી બીજા —

---

૧. જે વાક્યમાં નિષેધાર્થક 'ન', ક્રિયા સાથે અન્વય ધરાવે તે 'પ્રસજ્ય-પ્રતિષેધ', દા. ત. "અહીં માણસ છે નહીં" (= નથી અહીં માણસ કે નથી તેના જેવો બીજો કોઈ). પર્યુદાસપ્રતિષેધમાં 'ન' નામ સાથે અન્વય ધરાવે છે, દા. ત. 'અહીં અપુરૂપ છે' (= અહીં પુરૂષ નથી પણ તેના જેવો કોઈક બીજો છે).

> "પોતાપોતાના નિમિત્તને લઈને શાન્તમાંથી ભાવ પ્રવૃત્ત થાય છે, ફરી પાછું નિમિત્ત દૂર થતાં ( તે ભાવ ) શાંતમાં લય પામે છે."

— આવું ભરતનું વાક્ય જોઈને, શાન્તરસ સર્વરસોનો સામાન્ય સ્વભાવ છે એમ કહીને શાન્તનો સ્થાયીભાવ, વિશેષતાઓ ઉત્પન્ન ન થઈ હોય તેવી, ચિત્તવૃત્તિના સ્વરૂપનો હોય છે એવું માને છે. આ તો અમારા પક્ષથી ઘણું દૂર નથી. પણ પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવને લીધે ફરક છે. અને તૃષ્ણાનો તો પ્રધ્વંસ જ યોગ્ય ગણાય; જેમકે કહ્યું છે કે "વીતરાગનો પુનર્જન્મ જોવામાં આવતો નથી તેથી." ( ન્યા. સૂ. ૩. ૧. ૨૪)...મુનિએ પણ 'ક્વચિત્ શમ' એવું કહીને સ્વીકાર્યો છે જ. વળી તેની અંતિમ અવસ્થાનું વર્ણન કરવાનું હોય નહીં, જેથી સર્વ ચેષ્ટાઓ ઉપરમ થવાથી અભાવ સિદ્ધ થતાં પ્રતીયમાન થતો નથી એવું કહેવાનો પ્રસંગ આવે. શૃંગાર વગેરે પણ ફળના તબક્કે અવર્ણનીય જ બને છે; પૂર્વ તબક્કે તો—'તેની પ્રશાન્તવહનશીલતા, સંસ્કારને લીધે,' તેનાં છિદ્રોમાં અન્ય પ્રતીતિઓ, સંસ્કારોને લીધે." (યો. સૂ. ૩. ૧૦; ૪. ૨૭) એ બે સૂત્રોને અનુસરીને વિવિધ પ્રકારની વળ નિયમ વગેરે ચેષ્ટાઓ, અથવા રાજ્યની ધુંસરી ઉપાડવી વગેરે સ્વરૂપની ચેષ્ટાઓ, શાન્ત હોવા છતાં જનક વગેરેની બાબતમાં જોવામાં આવી છે. આમ અનુભાવની યમતિ ઉપરથી, અને યમ નિયમ વગેરેની વચ્ચે સંભવતા પુષ્કળ વ્યભિચારિભાવોની હયાતીને લીધે (શાન્તરસની) પ્રતીતિ થાય છે જ (એવું સિદ્ધ થાય છે).

જો (તમે) કહેશો કે—અરે પ્રતીત નથી થતો, (કેમ કે) એના વિભાવો હોતા નથી,—(તો અમે કહીશું) ના, તેની પ્રતીતિ તો થાય છે જ. અને તેના પ્રાચીન સત્કર્મોનો પરિપાક પરમેશ્વરનો અનુગ્રહ અધ્યાત્મરહસ્યશાસ્ત્રનું અને વીતરાગનું પરિશીલન વગેરે વિભાવો હોવા જ જોઈએ, આટલા ઉપરથી જ વિભાવ અને અનુભાવની હયાતિ અને સ્થાયી દર્શાવ્યા. પણ (કોઈ વાંધો ઉઠાવશે કે) હૃદયસંવાદના અભાવે તેમાં રસાસ્વાદ જ યુક્તિસંગત ઠરતો નથી. (તો અમે પૂછીશું કે) એવું કોણ કહ્યું કે તે નથી, કેમકે તેની પ્રતીતિ થાય છે જ એમ કહ્યું છે.

પણ (પાછો કોઈ વાંધો ઉઠાવશે કે) પ્રતીત થાય છે (પણ) સૌનો પ્રશંસાપાત્ર બનતો નથી. (તો અમે કહીશું કે) તો પછી વીતરાગ લોકોને શૃંગાર પ્રશંસાપાત્ર નથી લાગતો તેથી તેને રસપણામાંથી નીચે ઉતારી પાડો...(જો કોઈ વાંધો ઉઠાવશે કે) તે તો ધર્મપ્રધાન વીરરસ જ છે (નહીં કે શાન્ત, તો અમે કહીશું કે, ના)....વીરનું તો 'હું આવો છું" એવો ઉત્સાહ જ પ્રાણભૂત

તત્ત્વ હોય છે; (જ્યારે શાંતની તો અહંકારનો પ્રશમ એ એક જ રૂપની અવસ્થા હોય છે).

ઇચ્છારૂપના અને નિષ્કામરૂપના હોઈ અત્યંત વિરૂદ્ધ હોવા છતાં એ બેનું (જો ઐક્ય કલ્પવામાં આવે, તો વીર અને રૌદ્રને પણ એવા જ માનવા પડે.) વળી વીર અને રૌદ્ર વચ્ચે તો અત્યંત વિરોધ પણ નથી; અને સરખું રૂપ તેમજ ધર્મ અર્થ અને કામની પ્રાપ્તિમાં (સરખું) ઉપયોગીપણું (પણ) છે.

પણ (કોઈ કહેશે કે) એ રીતે (જોતાં તો) તે દયાવીર, ધર્મવીર કે દાનવીરમાંનો કોઇ નથી; આ તો શાન્તનાં જ બીજાં નામ પાડયાં છે; તેથી તો મુનિએ (કહ્યું છે કે)—

"દાનવીર ધર્મવીર યુદ્ધવીર અને વળી રસવીરનો પણ
કર્યો ઉપદેશ બ્રહ્માએ ત્રણ પ્રકારે સમ્મતિથી."

એ રીતે આગમના આધારે (વીરરસના) ત્રણ જ પ્રકારની વાત કરી છે. તેના (જવાબમાં) કહે છે કે — [દયાવીર વગેરે વિશિષ્ટ ચિત્તવૃત્તિઓ દરેક રીતે અહંકારરહિત હોવાથી શાન્ત રસના પ્રકારો ઠરે છે, છતાં બીજી રીતે (તેમને) વીરરસના પ્રકારો તરીકે વ્યવસ્થામાં ગોઠવો તો (પણ) કોઇ વિરોધ નથી, માટે આ રીતે, શાન્ત રસ છે (એવું સિદ્ધ થાય છે).]

વિષયો પ્રત્યે જુગુપ્સાના રૂપનો હોવાથી બીભત્સમાં (તેનો) સમાવેશ થવો શકય છે. પરંતુ તે (જુગુપ્સા) તો આની વ્યભિચારિણી બને છે, પણ સ્થાયીપણાને તો નથી પામતી, કેમ કે અંત સુધી તેનો નિર્વાહ કરવામાં આવતાં મૂળમાંથી જ તેનો (જુગુપ્સાનો) વિચ્છેદ થઇ જાય છે.

આધિકારિક (=મુખ્ય) તરીકે શાન્તરસ ન પ્રયોજવો એવું ચન્દ્રિકાકારનું (માનવું છે). પણ, અહીં બીજી (વાતનો) પ્રસંગ હોવાથી અમે તેની ચર્ચા નથી કરી. વળી, મોક્ષ એ એનું ફળ હોવાથી પરમપુરૂષાર્થનિષ્ઠ ઠરે છે, અને (તે રીતે જોતાં સર્વરસોમાં સૌથી મુખ્ય છે. ઉપરાંત, પૂર્વપક્ષીના આ મતની અમારા ઉપાધ્યાય ભટ્ટતૌતે 'કાવ્યકૌતુક' (નામના ગ્રંથમાં), અને અમે પણ તે (ગ્રંથના) વિવરણમાં બહુ ચર્ચા કરીને નિર્ણય આપ્યો છે, તો વધુ (ચર્ચા) બસ કરીએ.

(ધ્વ. ૩, ૩૬; લો. પૃ. ૩૯૦–૩૯૪)

**§ ૫૮) શૃંગારના વિરોધી રસમાં શૃંગારના અંગોનો સમાવેશ દોષરૂપ નથી :**

शृङ्गारस्य विरुद्धा ये शान्तादयस्तेष्वपि... शृङ्गाराङ्गानां सम्बन्धी स्पर्शो न दुष्टः ।

तथा भङ्ग्या रसान्तरगता अपि विभावानुभावाद्या वर्णनीया यथा शृङ्गाराङ्गभावमुपागमन् ; यथा ममैव स्तोत्रे —

'त्वां चन्द्रचूडं सहसा स्पृशन्ती प्राणेश्वरं गाढवियोगतप्ता ।
सा चन्द्रकान्ताकृतिपुत्रिकेव संविद् विलीयापि विलीयते मे ॥'

इत्यत्र—शान्तविभावानुभावानामपि शृङ्गारभङ्ग्या निरूपणम् ; विनेयान् उन्मुखीकर्तुं या काव्यशोभा तदर्थं नैव दुष्यति... । .... ननु [क्व] काव्यं क्रीडारूपं, क्व च वेदादिगोचरा उपदेशकथा ? ... एतच्च प्रभुमित्रसमितेभ्यः शास्त्रेतिहासेभ्यः प्रीतिपूर्वकं जायासंमितत्वेन नाट्यकाव्यगतं व्युत्पत्तिकारित्वं पूर्वमेव निरूपितमस्माभिरिति न पुनरुक्तभयादिह लिखितम् ।

ननु, शृङ्गाराङ्गताभङ्ग्या यद्विभावादिनिरूपणम् , एतावतैव किं वैनेयोन्मुखीकारः । न ; अस्ति प्रकारान्तरम्....; [ यथा —

'सत्यं मनोरमा रामाः सत्यं रम्या विभूतयः ।
किं तु मत्ताङ्गनापाङ्गभङ्गलोलं हि जीवितम् ॥'

इत्यत्र ] अत्र हि शान्तविभावे सर्वस्यानित्यत्वे वर्ण्यमाने न कस्यचिद् विभावस्य शृङ्गारभङ्ग्या निबन्धः कृतः, किं तु सत्यमिति परहृदयानुप्रवेशेनोक्तम् – 'न खल्वलीकवैराग्यकौतुकरुचिं प्रकटयामः, अपि तु यस्य कृते सर्वमभ्यर्थ्यते तदेवेदं चलम्' इति । तत्र 'मत्ताङ्गनापाङ्गभङ्ग'-स्य शृङ्गारं प्रति सम्भाव्यमानविभावानुभावत्वेन अङ्गस्य लोलतायामुपमानतोक्ता इति, प्रियतमाकटाक्षो हि सर्वस्याभिलषणीय इति च, तत्प्रीत्या प्रवृत्तिमान् गुडजिह्विकया प्रसक्तानुप्रसक्तवस्तुतत्त्वसंवेदनेन वैराग्ये पर्यवस्यति विनेयः । ...

'वृत्तयः काव्यमातृकाः' इति ब्रुवाणेन मुनिना रसोचितेतिवृत्तसमाश्रयणोपदेशेन रसस्यैव जीवितत्वमुक्तम् ; भामहादिभिश्च —

स्वादुकाव्यरसोन्मिश्रं वाक्यार्थमुपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटु भेषजम् ॥

इत्यादिना — रसोपयोगजीवितः शब्दवृत्तिलक्षणो व्यवहार उक्तः ॥

(ध्व. ३, ३०; लो. पृ. ३९७–४०१.)

શૃંગારના વિરોધી જે શાન્ત વગેરે (રસો), તેમાં પણ....શૃંગારના અંગો સાથે સંબંધ ધરાવતો સ્પર્શ દોષરૂપ નથી. બીજા રસો સાથે સંબંધ ધરાવતા વિભાવ અનુભાવ વગેરેનું વર્ણન એવી રીતે કરવું જોઈએ કે જેથી તે શૃંગારના અંગભાવને પામે; જેમ કે, મારા જ (રચેલા) સ્તોત્રમાં—

"તમ પ્રાણેશ્વર ચંદ્રચૂડને સહસા સ્પર્શતી,
ગાઢ વિયોગે સંતાપતી, ચંદ્રકાન્તમણિની પુતળી શી,
સંવિત્ એ મારી, ઓગળી ગઇ છતાં ઓગળી રહી છે."

અહીં શાન્તરસના વિભાવ અને અનુભાવોને પણ શૃંગારની ભંગિમા દ્વારા નિરૂપ્યા છે ; વિદ્યાર્થીઓને (કુતૂહલ દ્વારા) અભિમુખ કરવા જે કાવ્યશોભા (કરી છે) તેને લીધે એ દોષરૂપ નથી...પણ (અહીં- પ્રશ્ન થશે કે ક્યાં) ક્રીડારૂપતું કાવ્ય અને ક્યાં વેદ વગેરેની વિષયભૂત ઉપદેશ કથા ?...(જવાબમાં કહેવાનું કે (અનુક્રમે) પ્રભુસંમિત અને મિત્રસંમિત એવાં શાસ્ત્ર અને ઇતિહાસ કરતાં (જુદું તરી આવતું) પ્રીતિપુરઃસર જાયાસંમિત તરીકે નાટ્ય અને કાવ્યમાં રહેલું વ્યુત્પત્તિકારકપણું તે (આ જ છે એવું) અમે પહેલાં નિરૂપ્યું છે તેથી પુનરૂક્તિના ભયે અહીં (ફરીથી) લખ્યું નથી.

પણ (અહીં પ્રશ્ન થશે કે તમે) જે શૃંગારના અંગની ભંગિમા દ્વારા વિભાવ વગેરેના નિરૂપણ વિષે વાત કરી), તો શું આટલા (એક જ ઉપાય) વડે શિષ્યને અભિમુખ બનાવવાનો છે ? (જવાબ છે કે) ના; બીજા (પણ) ઉપાયો છે...;

[જેમ કે,

"સાચું કે રામા મનોરમ, સાચે રમ્ય વિભૂતિઓ,
કિંતુ, ખરે જ, મદમસ્ત અંગનાની તીરછી નજરશું
ચંચળ જીવન."

એ શ્લોકમાં.] અહીં તો શાન્તના વિભાવ તરીકે સર્વ વસ્તુઓની અનિત્યતાનું વર્ણન કરવા ધાર્યું હોઇ, કોઇ વિભાવનો શંગારની ભંગિમા દ્વારા પ્રયોગ કર્યો નથી, છતાં "સાચું કે" એ રીતે પરહૃદયપ્રવેશ દ્વારા કથન કર્યું છે—(તે એવા ભાવાર્થે) કે 'ખરે જ અમે વૈરાગ્ય પ્રત્યેના કૌતુકની રુચિ પ્રકટ કરતા નથી, બલ્કે પણ જેને માટે (આ) બધું ઝંખવામાં આવે છે તે આ (જીવન) જ ચંચળ છે. તેમાં 'મદમસ્ત અંગનાની તીરછી નજર' એ શૃંગારની બાબતમાં સંભવિત વિભાવ અને અનુભાવ તરીકે અંગભૂત છે કેમકે તેને ચંચળપણાની દૃષ્ટિએ ઉપમાન કહ્યું છે, કારણ કે પ્રિયતમાના કટાક્ષની તો અભિલાષા સર્વને સેવવા યોગ્ય લાગે છે.' તેનાં પ્રત્યેની પ્રીતિને લીધે 'ગુડજીહ્વિકા(ન્યાયે) પ્રસ્તુત અને અપ્રસ્તુત વસ્તુતત્ત્વના સંવેદન દ્વારા શિષ્ય વૈરાગ્ય(ભાવમાં) પર્યવસાન પામે છે...

"વૃત્તિઓ કાવ્યમાતૃકા" એવું કહીને મુનિએ રસને ઉચિત કથાવસ્તુનો આશ્રય લેવાનો ઉપદેશ કરીને રસને જ (કાવ્યનો) પ્રાણ ગણાવ્યો છે. અને ભામહ વગેરે—

"સ્વાદિષ્ટ કાવ્યરસ ભેળવેલા વાક્યાર્થને (હોંશે) આસ્વાદે છે.
આરંભમાં મધ ચાટતાં કડવું ઔષધ (પણ) પી જાય છે"

વગેરે દ્વારા — શબ્દવૃત્તિ નામના વ્યવહારમાં રસનો ઉપયોગ તે પ્રાણભૂત ગણાવ્યો છે.

(ધ્વ. ૩, ૩૦; લો. ૩૯૭-૪૦૧)

## § ૫૯) વાચ્યથી અલગ વ્યંગ્યના પ્રકાશનમાં વ્યંજનાવ્યાપારની અપેક્ષા નથી એવો આક્ષેપ, અને તેનું સમાધન :

यदि रसादयो वाच्यानां धर्माः, तथा सति द्वौ पक्षौ ; रूपादिसदृशा वा स्युः, माणिक्यगतजात्यत्वसदृशा वा । न तावत् प्रथमः पक्षः, सर्वान् प्रति तथानवभासात् । नापि द्वितीयः, जात्यत्ववद् अनतिरिक्तत्वेनाप्रकाशनात् । एष च हेतुरावेऽपि पक्षे सङ्गच्छत एव ।... यतो न वाच्यधर्मत्वेन रसादीनां प्रतीतिः, यतश्च तत्प्रतीतौ वाच्यप्रतीतिः सर्वथानुपयोगिनी, तत एव हेतोः क्रमेणावश्यं भाव्यं, सहभूतयोरुपकारायोगात् । स तु सहृदयभावनाभ्यासान्न लक्ष्यते, अन्यथा तु लक्ष्येतापि इत्युक्तं प्राक् । यस्यापि प्रतीतिविशेषात्मैव रस इत्युक्तिः, प्राक् तस्यापि व्यपदेशिवत्त्वाद् रसादीनां प्रतीतिः, इत्येवमन्यत्र ।

ननु भवन्तु वाच्याद् अतिरिक्ता रसादयः, तत्रापि क्रमो न लक्ष्यत इति तावत् त्वयैवोक्तम् ; तत्कल्पने च प्रमाणं नास्ति ; अन्वयव्यतिरेकाभ्यामर्थप्रतीतिमन्तरेण रसप्रतीत्युदयस्य पदविरहितस्वरालापगीतादौ शब्दमात्रोपयोगकृतस्य दर्शनात् । ततश्चैकस्यैव सामग्र्या सहैव वाच्यं व्यङ्ग्याभिमतं च रसादि भाति, इति वचनव्यञ्जनव्यापारद्वयेन न किञ्चित् । यत्रापि गतिशब्दानामर्थोऽस्ति तत्रापि तत्प्रतीतिरनुपयोगिनी ग्रामरागानुसारेणापहस्तितवाच्यानुसारतया रसोदयदर्शनात्; न चापि सा सर्वत्र भवन्ती दृश्यते... ।

एतदुक्तं भवति — मा भूद् वाच्यं रसादिव्यञ्जकम्; अस्तु शब्दादेव तत्प्रतीतिः, तथापि तेन स्ववाचकशक्तिस्तस्यां कर्तव्यायां सहकारितयावश्यापेक्षणीया, इति आयातं वाच्यप्रतीतेः पूर्वभावित्वम् इति । ननु, गीतशब्दवदेव वाचकशक्तिरत्राप्यनुपयोगिनी, यत्तु क्वचिच्छ्रुतेऽपि काव्ये रसप्रतीतिर्न भवति तत्रोचितः प्रकरणावगमादिः सहकारी नास्ति, इति (चेत्, न ;) प्रकरणावगमो हि क उच्यते ? किं वाक्यान्तरसहायत्वम् , अथ वाक्यान्तराणां सम्बन्धि वाच्यम् ? उभयपरिज्ञानेऽपि न भवति प्रकृतवाक्यार्थावेदने

रसोदयः । ... न चान्वयव्यतिरेकवर्ती वाच्यप्रतीतमपह्नुत्या दृष्टसद्भावाभावौ शरणत्वेनाश्रितौ मात्सर्यादधिकं किञ्चित् पुष्णीत... ।

ननु, अस्तु वाच्यप्रतीतेरुपयोगः, क्रमाश्रयेण किं प्रयोजनम्, सहभावमात्रमेव ह्युपयोग एकसामग्र्यधीनतालक्षणम्, इति [चेत्, न;] एवं ह्युपयोग इति अनुपकारके संज्ञाकरणमात्रं वस्तुशून्यं स्यात्... । उपकारिणो हि पूर्वभावितां समर्थयिष्यामः ... ।

ननु संश्चेत् क्रमः किं न लक्ष्यते इति... [चेत्, न;] क्रिये वाच्यव्यङ्ग्यप्रतीती, यदि वाभिधाव्यापारो ध्वननव्यापारश्चेति क्रिये, तयोः पौर्वापर्यं न प्रतीयते... रसादौ विषये । कीदृशि ? अभिधेयान्तरात् तदभिधेयविशेषाद् विलक्षणे सर्वथैवानभिधेये । अनेन भवितव्यं तावत् क्रमेण इत्युक्तम् । तथा वाच्येनाविरोधिनि । विरोधिनि तु लक्ष्यत एव... । .... यतो गुणवति काव्येऽसङ्कीर्णविषयतया सङ्घटना प्रयुक्ता ततः क्रमो न लक्ष्यते ।

ननु भवत्वेवं सङ्घटनानां स्थितिः, क्रमस्तु किं न लक्ष्यते ? [तत्राह—] ... सङ्घटनाव्यङ्ग्यत्वाद् रसादीनाम् अनुपयुक्तेऽप्यर्थविज्ञाने, पूर्वमेवोचितसङ्घटनाश्रवण एव यत आसूत्रितो रसास्वादः, तेन वाच्यप्रतीत्युत्तरकालभवेन परिस्फुटास्वादयुक्तोऽपि पश्चादुत्पन्नत्वेन न भाति । अभ्यस्ते हि विषयेऽविनाभावप्रतीतिक्रम इत्थमेव न लक्ष्यते । अभ्यासो ह्ययमेव यत् प्रणिधानादिनापि विनैव संस्कारस्य बलवत्त्वात् सदैव प्रबुभुत्सुतया अवस्थापनम्; इत्येवं, यत्र धूमस्तत्राग्निरिति हृदयस्थितत्वाद् व्याप्तेः, पक्षधर्म[ता]ज्ञानमात्रमेवोपयोगि भवतीति परामर्शस्थानमाक्रमति झटिति[1]; उत्पन्ने हि धूमज्ञाने तद्व्याप्तिस्मृत्युपकृते तद्विजातीयप्रणिधानानुसरणादिप्रतीत्यन्तरानुप्रवेशविरहाद् आशुभाविन्याम् अग्निप्रतीतौ क्रमो न लक्ष्यते; तद्वद् इहापि । यदि तु वाच्याविरोधी रसो न स्याद्, उचिता च घटना न भवेत्, तल्लक्ष्येतैव क्रमः ... । ....

एवं रसादयः कैशिक्यादीनामितिवृत्तभागरूपाणां वृत्तीनां जीवितम्, उपनागरिकाद्यानां च, सर्वस्यास्योभयस्यापि वृत्तिव्यवहारस्य रसादिनियन्त्रितविषयत्वाद्; इति यत्प्रस्तुतं तत्प्रसङ्गेन रसादीनां वाच्यातिरिक्तत्वं समर्थयितुं क्रमो विचारितः ... । अभिधानस्य

---

૧. 'બાલપ્રિયા'કારથી જુદા પડીને અહીં झटिति નો સંબંધ 'आक्रमति' સાથે માન્યો છે, કારણ કે 'બાલપ્રિયા'કારના મતને અનુસરીને व्याप्तिस्मृति- સાથે તેનો અન્વય માનીએ તો, उत्पन्ने हि धूमज्ञाने શબ્દો અભિનવગુપ્તે વચ્ચમાં શા માટે મૂક્યા તેનો ખુલાસો થઈ શકતો નથી, અને વાક્યમાં દૂરાન્વય દોષ સ્વીકારવો પડે. ખરૂં જોતાં તો व्याप्तिः परामर्शस्थानमाक्रमति झटिति એમ અન્વય એકદમ સરળતાથી બેસે છે.– ના. મ. કંસારા.

शब्दरूपस्य पूर्वं प्रतीतिः, ततोऽभिधेयस्य ; यदाह तत्र भवान् — 'विषयत्वमनापन्नैः शब्दैर्नार्थः प्रकाश्यते' इत्यादि । 'अतोऽनिर्ज्ञातरूपत्वात् किमाहेत्यभिधीयते' इत्यत्रापि चाविनाभाववत् समयस्याभ्यस्तत्वात् क्रमो न लक्ष्येतापि ॥

(ध्व. ३, ३४; लो. पृ. ४५०–४५७)

રસ વગેરે જો વાચ્યના ધર્મો (માનીએ), તો તે પરિસ્થિતિમાં બે વિકલ્પો (ઉદ્ભવે); કાં તો (તે ધર્મો) રૂપ વગેરેના જેવા છે, કાં તો માણેકમાંના જાતિસ્વરૂપ (= માણેકપણા) જેવા છે. પ્રથમ વિકલ્પ તો (સંભવતો) નથી, કેમ કે સર્વને તેવી રીતનો અભાસ (= અનુભવ) થતો નથી. બીજો વિકલ્પ પણ (સંભવતો) નથી, કેમ કે (તે ધર્મ) જાતિપણાની જેમ અલગ ન હોય એવા સ્વરૂપે પ્રકાશતો નથી. અને આ દલીલ પ્રથમ વિકલ્પને (પણ) લાગુ પડે છે જ...જે કારણે રસ વગેરેની પ્રતીતિ વાચ્યધર્મ તરીકે થતી નથી, અને જે કારણે તેની પ્રતીતિમાં વાચ્યની પ્રતીતિ સાવ નિરૂપયોગી નીવડે છે, તે જ કારણે ક્રમ અવશ્ય હોવો જોઈએ, કેમ કે સાથે જ રહેલી (બે) વસ્તુઓ વચ્ચે ઉપકાર્યઉપકારક ભાવ ન સંભવી શકે. તે (ક્રમ) તો સહૃદયને (રસના) ભાવનનો અભ્યાસ હોવાથી લક્ષમાં આવતો નથી, નહીંતર તો લક્ષમાં આવે પણ ખરો, એ પહેલાં કહી ચૂક્યા છીએ. વળી, રસ તો વિશિષ્ટપ્રતીતિસ્વરૂપનો જ હોય છે એવું જેણે કહ્યું છે તેને પણ પહેલાં ('શાહુનું મસ્તક' એ પ્રકારના) અભેદારોપ તરીકે જ રસ વગેરેની પ્રતીતિ થતી હોય છે. આ રીતે બીજે પણ (વ્યવહાર થાય છે).

પણ (અહીં વાંધો ઉઠાવવામાં આવે છે કે) ભલે રસ વગેરે વાચ્યથી અલગ વધારાના હોય, (પરંતુ) ત્યાં પણ ક્રમ લક્ષમાં આવતો નથી એવું તો તમે જાતે જ કહ્યું છે; વળી તેની (= ક્રમની કલ્પના કરવા માટે કોઈ પ્રમાણ છે નહીં; કેમ કે અન્વય અને વ્યતિરેક દ્વારા (અનુક્રમે અર્થપ્રતીતિ વગર, અને પદ વગરના સ્વર અલાપ ગીત વગેરેમાં ફક્ત શબ્દના ઉપયોગથી જ રસ પ્રતીતિ ઉદય પામતી જોવામાં આવી છે. તે ઉપરથી (ફલિત થાય છે કે) એક જ સામગ્રી દ્વારા વાચ્ય અને વ્યંગ્ય માનવામાં આવેલા રસ વગેરે એકી સાથે જ પ્રકાશે છે, તેથી વચનવ્યાપાર અને વ્યંજનવ્યાપાર એમ બે (વ્યાપાર સ્વીકારવાથી) કશો ફાયદો નથી. વળી જ્યાં ગીતના શબ્દોનો અર્થ (થતો) હોય છે. ત્યાં પણ તેની પ્રતીતિ નિરુપયોગી છે, ગ્રામરાગને અનુસરતાં વાચ્યનું અનુસરણ દૂર સરી જવાથી. રસનો ઉદય (થતો) જોવામાં આવે છે. વળી તે પ્રતીતિ બધે જ થતી જોવામાં આવતી નથી....

કહેવાનું આ છે—વાચ્ય ભલેને રસ વગેરેનો વ્યંજક ન હોય; ભલેને શબ્દ દ્વારા જ તેની (= રસ વગેરેની) પ્રતીતિ થાય; પણ તેને તે (પ્રતીતિ) કરાવવી હોય તો સહકારી તરીકે પોતાની વાચકશક્તિની અવશ્ય અપેક્ષા રહેશે, આ રીતે વાચ્ય પ્રતીતિ પહેલાં હયાતિમાં આવે છે એ તો (પાછું) આવી પડ્યું જ! પણ જો (અહીં સામાવાળો દલીલ કરશે) કે ગીતાના શબ્દની જેમ વાચકશક્તિ અહીં નિરૂપયોગી છે, અને કેટલીકવાર કાવ્ય સાંભળવા છતાં રસપ્રતીતિ થતી નથી ત્યાં સંદર્ભ વગેરેનો બોધ વગેરે સહકારી(કારણ) હોતાં નથી (એમ સમજાવી શકાશે, તો અમે જવાબ આપીશું કે, ના;) સંદર્ભનો બોધ તે વળી કોને કહો છો? શું બીજા વાક્યની સહાય ધરાવતા હોવું તેને? કે પછી અન્ય વાક્યો સાથે સંબંધ ધરાવનારા વાચ્યને? બન્નેનું પૂર્ણજ્ઞાન થવા છતાં પણ પ્રસ્તુત વાક્યનો અર્થ જાણવામાં ન આવે તો રસનો ઉદય થતો નથી....ઉપરાંત, અન્વય અને વ્યતિરેક) દ્વારા સિદ્ધ થતી) વાચ્યપ્રતીતિને છુપાવી દઇને કદી જોવામાં નહીં આવેલ બાબતની હયાતિ અને અભાવ (એ બેનો) તમે આશ્રય લો છો તેમાં (અમારા પ્રત્યેના) માત્સર્યથી વધુ કશું જ પુષ્ટ ન થાય....

પણ (અહીં પાછી દલીલ કરવામાં આવે કે), ભલે, વાચ્યપ્રતીતિનો ઉપયોગ છો રહ્યો, (પરંતુ) ક્રમનો આશ્રય લેવાનું શું પ્રયોજન? એક સામગ્રીને આધીન રહેવાના સ્વરૂપે સાથે રહેવું એટલો જ ઉપયોગ છે એવું (કહેશો, તો અમે કહીશું, ના;) એ રીતનો ઉપયોગ તો, બિનઉપયોગી માટે વગર વસ્તુએ કેવળ નામ પાડવું, એવું ઠરે.... ઉપકારી પૂર્વે હયાત હોય છે એવું તો તમે પણ સ્વીકાર્યું છે.... તે જ દષ્ટાન્તના આધારે અમે વાચ્યપ્રતીતિ પણ પૂર્વે હયાત હોય છે એવું સાબીત કરીશું....

પણ (અહીં પાછો) પ્રશ્ન થશે કે જો ક્રમ હોય (જ) તો લક્ષમાં કેમ આવતો નથી?.... (તો અમે કહીશું, ના).... બે ક્રિયાઓ, એટલે કે વાચ્ય-પ્રતીતિ અને વ્યંગ્યપ્રતીતિ (અલગ અલગ છે). અથવા અભિધાવ્યાપાર અને ધ્વનનવ્યાપાર એ બે ક્રિયાઓ છે. તેમનું પૌર્વાપર્ય પ્રતીત થતું નથી.... રસ વગેરેના વિષયમાં. કેવા (રસ વગેરેના વિષયમાં)? બીજા અભિધેયથી, એટલે કે તે વિશિષ્ટ અભિધેયથી; વિલક્ષણ (અર્થાત્) સર્વથા અનભિધેય એવા (રસ વગેરેના વિષયમાં). આ ઉપરથી એમ કહેવામાં આવ્યું કે ક્રમ તો હોવો જ જોઇએ. તે રીતે વાચ્યના અવિરોધિમાં (ક્રમ લક્ષિત નથી થતો). વિરોધીમાં તો લક્ષિત થાય છે.... ગુણયુક્ત કાવ્યમાં (અન્ય ઘટનાઓ દ્વારા પોતાનો મુખ્ય)

વિષય સંકીર્ણ ન બને તે રીતે સંઘટના પ્રયોજવામાં આવે છે તેથી જ ક્રમ લક્ષમાં આવતો નથી.

પણ (પાછો વાંધો ઉઠાવવામાં આવે છે કે) ભલે ને આ રીતે સંઘટનાની સ્થિતિ માન્ય રાખો, પણ ક્રમ તો કેમ લક્ષમાં આવતો નથી? [તેના જવાબમાં કહે છે કે-] રસ વગેરે તો સંઘટના દ્વારા વ્યંગ્ય બને છે તેથી અર્થનો બોધ નિરૂપયોગી હોવાથી, પહેલાંથી જ ઉચિત સંઘટનાનું શ્રવણ થતાં વેંત રસાસ્વાદ સહેજમાં સ્ફુરે છે, તેથી વાચ્યપ્રતીતિ બાદ ઉદ્ભૂરીતે પૂર્ણ સ્પષ્ટ બનેલા આસ્વાદ-વાળો હોવા છતાં, (તે રસાસ્વાદ) પાછળથી ઉદ્ભવ્યો હોય એવા સ્વરૂપે લક્ષમાં આવતો નથી. અભ્યાસ તે ખરેખર આ જ કે એકાગ્રતા વગેરે ન હોય તો પણ સંસ્કારો વધુ બળવાન હોવાથી સદૈવ પ્રતીતિતત્પરતાની અવસ્થામાં હોવું. આ રીતે, જયાં ધુમાડો ત્યાં અગ્નિ એવી વ્યાપ્તિ હૃદયમાં રહેલી હોવાથી ફક્ત પક્ષ-ધર્મતા જ્ઞાન જ ઉપયોગી હોઈ, (તે વ્યાપ્તિ) પરામર્શ સ્થાન ઝડપથી તરફ દોડી જાય છે; તે વ્યાપ્તિની સ્મૃતિના સહકારથી ધૂમજ્ઞાન ઉદ્ભવતાં જ તેનાથી વિજાતીય એવી એકાગ્રતાને અનુસરવું વગેરે પ્રતીતિઓનો પગપેસારો વચમાં થયા વિના એકદમ અગ્નિની પ્રતીતિ થઈ જાય છે, તેમાં ક્રમ લક્ષમાં આવતો નથી; તે રીતે અહીં પણ (સમજી લેવું). પરંતુ જો રસ વાચ્યનો અવિરોધી ન હોય, અને ઘટના પણ ઉચિત ન હોય, તો ક્રમ લક્ષમાં આવે જ...

આ રીતે રસો કથાવસ્તુના ભાગ રૂપ કૈશિકી વગેરે વૃત્તિઓના પ્રાણભૂત છે, તેમ ઉપનાગરિકા વગેરે (વૃત્તિઓના પણ પ્રાણરૂપ છે), કેમકે આ બન્ને પ્રકારના સર્વે વૃત્તિવ્યવહારનો વિષય રસ વગેરેને આધીન છે; આમ જે વાત ચાલતી હતી તેનો પ્રસંગ હોવાથી રસને વાચ્યથી અલગ સાબીત કરવા સારૂ ક્રમનો વિચાર કરી લીધો. શબ્દરૂપ અભિધાનની પ્રતીતિ પહેલાં (થાય છે), પછી અભિધેય (અર્થની પ્રતીતિ થાય છે); પૂજ્યશ્રી એ કહ્યું છે કે—"વિષયના પામ્યા વિના શબ્દો અર્થ પ્રકાશિત ના કરે' વગેરે. તેથી (શ્રોતાને શબ્દનું) સ્વરૂપ બરાબર ધ્યાનમાં ન આવતાં શું કહ્યું' 'એમ કહેવામાં આવે છે' એવી (અભિધાન અને અભિધેય એ બેની પ્રતીતિમાં) પણ, જેમ અવિનાભાવની (બાબતમાં બને છે તેમ), (તે તે પદના) સંકેતનો અભ્યાસ પડી ગયો હોવાથી, ક્રમ લક્ષ્યમાં ન પણ આવે.

### § ૬૦) ગુણીભૂતવ્યંગ્યના સ્વરૂપનું નિરૂપણ:

...गुणीभूतोऽप्ययं व्यङ्ग्यः कविवाचं पवित्रयतीत्यमुना द्वारेण तस्यैवात्मत्वम्...।
[तत्र वस्तुमात्रस्य व्यङ्ग्यस्य तिरस्कृतवाच्येभ्यः प्रतीयमानस्य कदाचिद् वाच्यरूपवाक्या-

"राजहंसैरवीज्यन्त शरदेव सरोनृपाः"

इत्यत्र — हंसानां यच्चामरत्वं प्रतीयमानं तन्नृपा इति वाच्येऽर्थे गुणतां प्राप्तमलङ्कारैर्यावदेव दर्शितं तावदमुना द्वारेण [सूचितम्].... ।

स्वविषये यद् औचित्यं तेन चेद्धृदयस्थितेन...अतिशयोक्ति कविः करोति [सा] काव्यशोभां पुष्यति; यथा भट्टेन्दुराजस्य —

"यद् विश्रम्य विलोकितेषु बहुशो निःस्थेमनी लोचने
यद् गात्राणि दरिद्रति प्रतिदिनं लूनाब्जिनीनालवत् ।
दूर्वाकाण्डविडम्बकश्च निबिडो यत् पाण्डिमा गण्डयोः
कृष्णे यूनि सयौवनासु वनितास्वेषैव वेषस्थितिः ॥"

अत्र हि भगवतो मन्मथवपुषः सौभाग्यविषयः सम्भाव्यत एवायमतिशय, इति तत् काव्ये लोकोत्तरैव शोभोल्लसति ।

अनौचित्येन तु शोभा लीयत एव , यथा —
"अल्पं निर्मितमाकाशमनालोच्यैव वेधसा ।
इदमेवंविधं भावि भवत्याः स्तनजृम्भणम् ॥"
— इति ।

नन्वतिशयोक्तिः सर्वालङ्कारेषु व्यङ्ग्यतयान्तर्लीनैवास्त इति यदुक्तं तत् कथम् ? यतो भामहोऽतिशयोक्तिं सर्वालङ्कारसामान्यरूपामवादीत् । न च सामान्यं शब्दाद् विशेषप्रतीतेः पृथग्भूततया पश्चात्तनत्वेन चकास्ति, इति कथमस्य व्यङ्ग्यत्वम् ........ ?
[तत्रोच्यते –] भामहेनापि यदुक्तं,—

["सैषा सर्वत्र वक्रोक्तिरनयार्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविभिः कार्यः कोऽलङ्कारोऽनया विना ॥"

इति,] — तत्रायमेवार्थोऽवगन्तव्यः .... । .... यातिशयोक्तिर्लक्षिता सैव सर्वा वक्रोक्तिः, अलङ्कारप्रकारः सर्वः; "वक्राभिधेयशब्दोक्तिरिष्टा वाचामलङ्कृतिः" इति वचनात् । शब्दस्य हि वक्रता, अभिधेयस्य च वक्रता, लोकोत्तीर्णेन रूपेणावस्थानम् , इत्ययमेवालङ्कारस्यालङ्कारभावः ; लोकोत्तरतैव चातिशयः । तेन, अतिशयोक्तिः सर्वालङ्कारसामान्यम् । तथा हि, — अनया अतिशयोक्त्या, अर्थः सकलजनोपभोगपुराणीकृतो विचित्रतया भाव्यते; तथा प्रमदोद्यानादिः विभावतां नीयते ; विशेषेण च भाव्यते, रसमयीक्रियते, — इति तावत् तेनोक्तम् ... ।

....यदि तावदतिशयोक्तेः सर्वालङ्कारेषु सामान्यरूपता, सा तर्हि तादात्म्यपर्यवसायिनी इति तद्व्यतिरिक्तो नैवालङ्कारो दृश्यत इति कविप्रतिभानं न तत्रापेक्षणीयं

स्यात् । अलङ्कारमात्रं च न किञ्चिद् दृश्येत । अथ सा काव्यजीवितत्वेन विवक्षिता, तथाप्यनौचित्त्येनापि निबध्यमाना तथा स्यात् । औचित्यवतो जीवितमिति चेत्, औचित्यनिबन्धनं रसभावादि मुक्त्वा नान्यत् किञ्चिद् अस्ति, इति तदेवान्तर्यामि मुख्यं जीवितमित्यभ्युपगन्तव्यम्; न तु सा। एतेन यदाहुः केचित्, — औचित्यघटितसुन्दर-शब्दार्थमये काव्ये किमनेन ध्वनिनात्मभूतेन इति, — ते स्ववचनमेव ध्वनिसद्भावाभ्युपगम-साक्षिभूतं मन्यमानाः प्रत्युक्ताः। तस्मान्मुख्यार्थबाधाद् उपचारे च निमित्तप्रयोजनसद्-भावाद् अभेदोपचार एवायम् । ततश्चोपपन्नमतिशयोक्तेर्व्यङ्ग्यत्वम्... । ....

[गुणीभूतव्यङ्ग्यत्वे लक्षणे चारुत्वातिशयवन्तः सर्वे एवालङ्काराः सुलक्षिता भवन्ति] सुलक्षिता इति यत् क्लिष्टं तद्विनिर्मुक्तं रूपं न तत्काव्येऽभ्यर्थनीयम् । उपमा हि 'यथा गौस्तथा गवयः' इति । रूपकं 'खलेवाली यूपः' इति । श्लेषः 'द्विर्वचनेऽचि' इति तन्त्रात्मकः । यथासंख्यं 'तुदीशालातुर–' इति । दीपकं 'गामश्वम्' इति । ससन्देहः 'स्थाणुर्वा स्यात्' इति । अपह्नुतिः 'नेदं रजतम्' इति । पर्यायोक्तं 'पीनो दिवा नात्ति' इति । तुल्ययोगिता 'स्थाध्वोरिच्च' इति । अप्रस्तुतप्रशंसा सर्वाणि ज्ञापकानि, यथा पदसंज्ञायामन्तवचनम्; अन्यत्र संज्ञाविधौ 'प्रत्ययग्रहणे तदन्तविधिर्न' इति । आक्षेपश्चोभयत्र विभाषासु विकल्पात्मकविशेषाभिधित्सया इष्टस्यापि विधेः पूर्वं निषेधनात् 'प्रतिषेधेन समीकृते' इति न्यायात् । अतिशयोक्तिः 'समुद्रः कुण्डिका, विन्ध्यो वर्धित-वानर्कवर्त्मागृह्णात्' इति । एवमन्यत् । न च एवमादि काव्योपयोगीति । गुणीभूतव्यङ्ग्य-तैवात्रालङ्कारतायां ममभूता । लक्षिताः तान् सुष्ठु लक्षयति, यया सुपूर्णं कृत्वा लक्षिताः सङ्गृहीता भवन्ति, अन्यथा त्ववश्यमव्याप्तिर्भवेत् । .... न चातिशयोक्तिवक्रोक्त्युपमादीनां सामान्यरूपत्वं चारुताहीनानामुपपद्यते; चारुता चैतदायत्ता; इत्येतदेव गुणीभूतव्यङ्ग्यत्वं सामान्यलक्षणम् । व्यङ्ग्यस्य च चारुत्वं रसाभिव्यक्तियोग्यतात्मकम्, रसस्य त्वात्मनैव विश्रान्तिधाम्न आनन्दात्मकत्वमिति नानवस्था काचिदिति तात्पर्यम् ॥

(ध्व. ३, ३६; लो. पृ ४६४-४७२)

....અલંકારને પણ આના દ્વારા જ વધુ રમ્યતા પ્રાપ્ત થાય છે. [જેમકે,] એકદેશવિવર્તિરૂપકમાં—

"રાજહંસો થકી વાયો વીંજણો શરદથકી સરોવર નૃપોને" એમ અહીં હંસોનું જે ચામરપણું પ્રતીયમાન છે તે 'નૃપ' એ વાચ્યઅર્થને અનુલક્ષીને ગૌણભાવ પામતાં અલંકાર દ્વારા જેટલું દર્શાવાયું તેટલું જ આ (ઉપલક્ષણ) મારફત (સૂચવાયું)....

(અતિશયોક્તિના) પોતાના વિષયમાં જે ઔચિત્ય (રહેલું હોય છે) તેને મનમાં રાખીને જો....કવિ અતિશયોક્તિ પ્રયોજે તો (તે) કાવ્યશોભાને પુષ્ટ કરે છે; જેમકે ભટ્ટેન્દુરાજના (નીચેના શ્લોકમાં)—

"વિરમી વિરમીને વારંવાર નીરખવામાં આંખો, અસ્થિર બની ગઈ છે એ (જોતાં), દિવસે-દિવસે, ગાત્રો ચૂંટી કાઢેલી કમલિનીની જેમ વિલાઈ રહ્યાં છે એ (જોતાં), દર્ભની સળીની (પીળાશનો) ઉપહાસ કરતી ઘેરી પીળાશ બન્ને ગાલ પર (છવાઈ ગઈ) છે એ (જોતાં એમ લાગે છે કે) જુવાન કૃષ્ણને અનુલક્ષીને જુવાન વનિતાઓની વેષસ્થિતિ (=પહેરવેશની અવસ્થા, અથવા કામાતુર અવસ્થા) આવી જ હોય !"

અહીં તો કામશરીરધારી ભગવાનના સૌભાગ્ય વિષે આ અતિશય (=લોકોત્તર ગુણ) સંભવિત છે જ, તેથી તે કાવ્યમાં લોકોત્તર શોભા જ વિલસે છે.

અનૌચિત્ય આવતાં તો શોભા વિલાઈ જાય છે જ; જેમકે—

"અલ્પ નિર્મ્યું આકાશ, બ્રહ્માએ વગર વિચારી,

(કે) આ આવો થશે, સ્તનનો વિસ્તાર, તમારો,"

પણ (અહીં કોઈ વાંધો ઉઠાવશે કે) અતિશયોક્તિ તો સર્વ અલંકારોમાં અંદર છુપાઈને રહેલી હોય છે જ એવું જે કહ્યું હતું તે કેવી રીતે (યુક્તિયુક્ત ઠરશે) ? કેમકે ભામહે તો અતિશયોક્તિને સર્વઅલંકારોના સામાન્યરૂપની ગણાવી છે. વળી, શબ્દ દ્વારા વિશેષની પ્રતીતિ થતી હોવાથી સામાન્ય તો (તેનાથી) અલગ રહેલા (તત્ત્વ) તરીકે, પ્રકાશે છે, તેથી તેને વ્યંગ્ય કેવી રીતે ગણી શકાય ? [તેના જવાબમાં કહે છે કે–] ભામહે પણ—

["તે આ સર્વત્ર વક્રોક્તિ, એના થકી અર્થ પ્રકાશે છે,
કરવો યત્ન એમાં કવિઓએ, એના વિના અલંકાર કેવો !"

એવું] જે કહ્યું છે,—તેનો આ જ અર્થ સમજવો (કે) જે અતિશયોક્તિની વ્યાખ્યા આપી તે જ સર્વ વક્રોક્તિ છે, સર્વ અલંકારોનો પ્રકાર છે; કેમકે, "વક્ર અભિધેયવાળા શબ્દની ઉક્તિને વાણીનો ઇચ્છવા યોગ્ય અલંકાર (કહે છે)" એવું વચન છે. શબ્દની તો વક્રતા અને સાથે સાથે અભિધેય (અર્થની) પણ વક્રતા (એટલે કે) લોકોત્તર રૂપ પામવું તે. આમ આ જ છે અલંકારનો અલંકારભાવ; લોકોત્તરપણું એ જ અતિશય. તે કારણે અતિશયોક્તિ સર્વ અલંકારોમાં સમાન ભાવે છે. તેથી તો આ અતિશયોક્તિ વડે, સકળજનો

દ્વારા ઉપભોગ કરાતાં પુરાણો-બનેલો અર્થ વિચિત્રરૂપનો બનાવવામાં આવે છે; તેમજ પ્રમદા ઉદ્યાન વગેરે (પદાર્થો) વિભાવસ્વરૂપ પામે છે; વિશેષરૂપે અનુભવાય છે, રસમય બનાવાય છે,—એમ જ તેણે કહ્યું છે...

...હવે જો અતિશયોક્તિની સર્વે અલંકારોમાં સામાન્યરૂપતા હોય, તો તે તાદાત્મ્યમાં પર્યવસાન પામે અને તેથી તેનાથી અલગ તરીકે (કોઇ) અલંકાર જ ન જોવા મળે, અને તે સંજોગોમાં તે બાબતમાં કવિની પ્રતિભાની અપેક્ષા ન રહે, અને કેવળ અલંકાર (જેવું) તો કાંઈ જોવા જ નહીં મળે. હવે જો તેને કાવ્યના આત્મા તરીકે ગણાવી છે એવું માનીએ, તો અનૌચિત્યપૂર્વક પ્રયોજવામાં આવવા છતાં તે તેવી (=કાવ્યનો આત્મા) ઠરે. (તમે) કહેશો કે ઔચિત્યવાળી હોય ત્યાં જ આત્મા (ગણવી), તો (અમારે જણાવવાનું કે) રસ ભાવ વગેરેને બાદ કરતાં બીજું કાંઈ જ ઔચિત્યકારક (તત્ત્વ બચતું) નથી, તેથી તે (રસ ભાવ વગેરે) જ અંદર રહીને નિયમન કરનારૂં મુખ્ય પ્રાણભૂત (તત્ત્વ) છે એવું સ્વીકારવું જ રહ્યું; પણ (ઔચિત્યવાળી) તે (અતિશયોક્તિ તો (રસભાવ વગેરે સ્વરૂપનું પ્રાણભૂત તત્ત્વ) નથી તેથી કેટલાક લોકોએ — ઔચિત્યપૂવક યોજવામાં આવેલા સુન્દર શબ્દ અને અર્થ સ્વરૂપના કાવ્યમાં આ આત્મભૂત ધ્વનિની શી જરૂર ? — એવું જે કહેવામાં આવતું હતું તેમાં તેઓ, પોતાના વચનને જ ધ્વનિની હયાતિના સ્વીકારમાં સાક્ષીભૂત માનતા હોવાથી, ખોટા ઠરે છે. તેથી મુખ્યાર્થના બાધને લીધે, અને ઉપચાર અંગે નિમિત્ત (તેમજ) પ્રયોજન મળી આવતાં હોવાથી આ અભેદોપચાર જ છે. તેથી અતિશયોક્તિ વ્યંગ્યસ્વરૂપની હોય છે (એવું માનવું) યુક્તિયુક્ત ઠરે છે....

[(અલંકારને) ગુણીભૂતવ્યંગ્ય સ્વરૂપનો માનતાં ચારુતારૂપી અતિશયવાળા સર્વે અલંકારોની સુંદર વ્યાખ્યા બંધાઈ જાય છે.] "સુંદર વ્યાખ્યા" એમ કહેવાથી (એવું ફલિત થાય છે કે) કે ખરેખર એમનું એના વગરનું રૂપ, તે કાવ્યમાં ઇચ્છવા યોગ્ય નથી, કેમકે, (નહીંતર તો) દા. ત. 'જેવો આખલો તેવો રોજડો' એમાં ઉપમાં ગણાય. 'ખલેવાલી (=ખેતરમાંના ખળામાં બળદને બાંધવા માટેનો થાંભલો તે જ) યૂપ' એ રૂપક (ગણાય). 'દ્વિર્વચન અચ્ પરમાં હોય તો' એ શાસ્ત્રસ્વરૂપનો શ્લેષ (ગણાય), (પાણિનીય સૂત્ર) 'તુદીશીલાતુર..' તે યથાસંખ્ય (ગણાય). 'ગાયને ઘોડાને' એ દીપક (ગણાય). 'થાંભલો યે હોય' એ સસંદેહ (ગણાય). 'આ રૂપું નથી' એ અપહ્નુતિ (ગણાય). 'જાડો દેવદત્ત દિવસે ખાતો નથી' એ પર્યાયોક્ત (ગણાય). 'અને સ્થાધ્વાને ઇત્' એ તુલ્યયોગિતા (ગણાય). સર્વે જ્ઞાપક (પરિભાષા સૂત્રો)

અપ્રસ્તુતપ્રશંસા (ગણાય), જેમકે, ૫૬ સંજ્ઞા થતાં 'અન્ત' શબ્દનું કથન (થયું ગણવું). 'સંજ્ઞાવિધિ બાદ કરતાં બીજે પ્રત્યયગ્રહણની બાબતમાં તદન્તવિધિ (સમજવાનો) નથી' એ રીતે અને ઉભયત્રવિભાષામાં 'વિકલ્પસ્વરૂપની વિશેષતા કહેવાની ઇચ્છાથી ઇષ્ટિવિધિનો પણ નિષેધ કરવાથી પ્રતિષેધથી સરખો કરવામાં આવતાં...' એ ન્યાયે આક્ષેપ પણ (ગણાશે). 'સમુદ્ર કુંડી', 'વધતાં વિન્ધ્યે ગ્રહ્યો સૂર્યનો માર્ગ' એ અતિશયોક્તિ (ગણાશે). આ રીતે બીજા (અલંકારો) પણ આ (ઉપર જણાવ્યા તે) વગેરેને કાવ્ય ગણીને નવાજવામાં આવતા નથી! આ અલંકારપણાની બાબતમાં તો ગુણીભૂતવ્યંગ્યપણું જ મર્મરૂપે છે. (અને એ રીતે) લક્ષિત કરવામાં આવેલી (ગુણીભૂતવ્યંગ્યતાઓ) જ તેને સારી પેઠે નિર્દેશે છે, જેના દ્વારા સારીપેઠે પૂર્ણ કરીને લક્ષિત, એટલે કે સંગૃહીત (= સારીપેઠે ગ્રહણ કરવામાં આવે એવા) બને છે, નહીં તો ચોક્કસ અવ્યાપ્તિ દોષ આવે... વળી, ચારુતા વગરની અતિશયોક્તિ વક્રોક્તિ ઉપમા વગેરેની સમાનરૂપતા યુક્તિસંગત ન ઠરે; ચારુતા તો આના ઉપર આધારિત છે; તેથી આ ગુણીભૂતવ્યંગ્યપણું એ જ સામાન્યલક્ષણ છે (એમ સિદ્ધ થયું) વ્યંગ્યનું ચારુત્વ તો રસની અભિવ્યક્તિની યોગ્યતા હોવાના સ્વરૂપનું (હોય છે), (અને) રસ તો પોતે જાતે જ વિશ્રાન્તિનું ધામ હોવાથી આનંદના સ્વરૂપનો છે તેથી (રસને લીધે આનંદ અને આનંદને લીધે રસ એવા) કોઈ જ (પ્રકારનો) અનવસ્થાદોષ નડશે નહીં એવું તાત્પર્ય છે.

(ધ્વ. ૩, ૩૬; લો. પૃ. ૪૬૪–૪૭૨)

## § ૬૨) 'કાકુ'ને નિમિત્તે થતી અન્ય અર્થની પ્રતીતિ પણ ગુણીભૂતવ્યંગ્ય સ્વરૂપની હોય છે એવું પ્રતિપાદન :

'कक लौल्ये' इत्यस्य धातोः 'काकु'-शब्दः । तत्र हि साकाङ्क्षनिराकाङ्क्षादि-क्रमेण पठ्यमानोऽसौ शब्दः प्रकृतातिरिक्तमपि वाञ्छतीति लौल्यमस्याभिधीयते । यदि वा, ईषदर्थे 'कु'-शब्दः, तस्य 'का'-आदेशः; तेन हृदयस्थवस्तुप्रतीतेरपद्भूमिः 'काकु', तया याऽर्थान्तरगतिः स काव्यविशेष इमं गुणीभूतव्यङ्ग्यप्रकारमाश्रितः । अत्र, हेतुर्व्यङ्ग्यस्य तत्र गुणीभाव एव भवति । 'अर्थान्तरगति'-शब्देनात्र काव्यमेवोच्यते । न तु प्रतीतेरत्र गुणीभूतव्यङ्ग्यत्वं वक्तव्यम्; प्रतीतिद्वारेण वा काव्यस्य निरूपितम् ।

अन्ये त्वाहुः — व्यङ्ग्यस्य गुणीभावेऽयं प्रकारः, अन्यथा तु तत्रापि ध्वनित्वमेव — इति; तच्चासत्, काकुप्रयोगे सर्वत्र शब्दस्पृष्टत्वेन व्यङ्ग्यस्योन्मीलितस्यापि गुणीभावात् । काकुर्हि शब्दस्यैव कश्चिद् धर्मः, तेन स्पृष्टं 'गोप्यैव गदितः सलेशं' इति, 'हसन्नेत्रा-

पिताकूतम्' इतिवच्छब्देनैवानुगृहीतम् । अत एव 'भम धम्मिअ' इत्यादौ काकुयोजने गुणीभूतव्यङ्ग्यतैव, व्यक्तोक्तत्वेन तदभिमानाल्लोकस्य । ["स्वस्था भवन्ति मयि जीवति धार्तराष्ट्राः" इत्यत्र] "स्वस्था" इति "भवन्ति" इति, "मयि जीवति" इति "धार्तराष्ट्राः" इति च साकाङ्क्षदीप्तगद्गदतारप्रशमनोद्दीपनचित्रिता काकुः, असम्भाव्योऽयमर्थोऽत्यर्थमनुचितश्च इति अमु, व्यङ्ग्यमर्थं स्पृशन्ती तेनैवोपकृता सती क्रोधानुभावरूपतां व्यङ्ग्योपस्कृतस्य वाच्यस्यैवावत्ते ।

[काकुयोजने गुणीभूतव्यङ्ग्यताया इदमपरमुदाहरणं, यथा —]

"आम असइओ ओरम पइव्वइए ण तुए मलिणिअं सीलं ।
किं उण जणस्स जाअव्व चंदिलं तं ण कामेमो ॥"

— इति ।'...'आम असत्यो भवामः' इत्यभ्युपगकाकुः साकाङ्क्षतया सूचनगर्भा ; 'पतिव्रते' इति दीप्तस्मितयोगिनी ; 'न त्वया मलिनितं शीलम्' इति सगद्गदाकाङ्क्षा; 'किं पुनर्जनस्य जायेव' मन्मथान्धीकृता 'चन्दिलं' नापितम् इति पामरप्रकृति 'न कामयामहे' इति निराकाङ्क्षगद्गदोपहासगर्भा । एषा हि कयाचिन्नापितानुरक्तया कुवध्वा दृष्टाविनयाया उपहास्यमानायाः प्रत्युपहासावेशगर्भोक्तिः काकुप्रधानैव ।

वाचकत्वेऽनुगमो गुणत्वं व्यङ्ग्यव्यञ्जकभावस्य व्यङ्ग्यविशिष्टवाच्यप्रतीत्या; तत्रैव काव्यस्य प्रकाशकत्वं कल्प्यते ; तेन च तथाव्यपदेश इति काकुयोजनायां सर्वत्र गुणीभूतव्यङ्ग्यतैव । अत एव 'मथ्नामि कौरवशतं समरे न कोपात्' इत्यादौ विपरीतलक्षणां य आहुस्ते न सम्यक् परामम्रुशुः । यतोऽत्र उच्चारणकाल एव 'न कोपात्' इति दीप्ततारगद्गदसाकाङ्क्षकाकुबलात् , निषेधस्य निषिध्यमानतयैव युधिष्ठिराभिमतसन्धिमार्गाक्षमारूपत्वाभिप्रायेण प्रतिपत्तिः; इति मुख्यार्थबाधाद्यनुसरणविघ्नाभावात् को लक्षणाया अवकाशः । 'दर्शे यजेत' इत्यत्र तु तथाविधकाक्वाद्युपायान्तराभावाद भवतु विपरीतलक्षणा इत्यलमवान्तरेण बहुना ॥

(ध्व. ३, ३८–३९; लो. पृ. ४७७–४८०)

॥ इति तृतीयोद्योतः ॥

"कक्' (ધાતુ) ઉત્સુકતા (એ અર્થ-)માં" આ ધાતુમાંથી "કાકુ" શબ્દ (નિષ્પન્ન થયો છે). તે અર્થમાં પણ સાંકાક્ષ નિરાકાંક્ષ વગેરે ક્રમે પાઠ કરવામાં આવતાં તે શબ્દ પ્રસ્તુત કરતાં વધુ અર્થબોધ કરાવવાની વાંચ્છા ધરાવે છે તેથી તેની 'ઉત્સુકતા' કહેવાય છે. અથવા તો, 'થોડુંક' એવા અર્થના 'કુ' શબ્દને 'કા' આદેશ (લગાડયો) તે ઉપરથા હૃદયમાં રહેતી વસ્તુપ્રતીતિની થોડીક ભૂમિ

અપ્રસ્તુતપ્રશંસા (ગણાય), જેમકે, પદ સંજ્ઞા થતાં 'અન્ત' શબ્દનું કથન (થયું ગણવું). 'સંજ્ઞાવિધિ બાદ કરતાં બીજે પ્રત્યયગ્રહણની બાબતમાં તદન્તવિધિ (સમજવાનો) નથી' એ રીતે અને ઉભયત્રવિભાષામાં 'વિકલ્પસ્વરૂપની વિશેષતા કહેવાની ઇચ્છાથી ઇષ્ટિવિધિનો પણ નિષેધ કરવાથી પ્રતિષેધથી સરખો કરવામાં આવતાં...' એ ન્યાયે આક્ષેપ પણ (ગણાશે). 'સમુદ્ર કુંડી', 'વધતાં વિન્ધ્યે ગ્રહ્યો સૂર્યનો માર્ગ' એ અતિશયોક્તિ (ગણાશે). આ રીતે બીજા (અલંકારો) પણ આ (ઉપર જણાવ્યા તે) વગેરેને કાવ્ય ગણીને નવાજવામાં આવતા નથી! આ અલંકારપણાની બાબતમાં તો ગુણીભૂતવ્યંગ્યપણું જ મર્મરૂપે છે. (અને એ રીતે) લક્ષિત કરવામાં આવેલી (ગુણીભૂતવ્યંગ્યતાઓ) જ તેને સારી પેઠે નિર્દેશે છે, જેના દ્વારા સારીપેઠે પૂર્ણ કરીને લક્ષિત, એટલે કે સંગૃહીત (= સારીપેઠે ગ્રહણ કરવામાં આવે એવા) બને છે, નહીં તો ચોક્કસ અવ્યાપ્તિ દોષ આવે... વળી, ચારુતા વગરની અતિશયોક્તિ વક્રોક્તિ ઉપમા વગેરેની સમાનરૂપતા યુક્તિસંગત ન ઠરે; ચારુતા તો આના ઉપર આધારિત છે; તેથી આ ગુણીભૂતવ્યંગ્યપણું એ જ સામાન્યલક્ષણ છે (એમ સિદ્ધ થયું) વ્યંગ્યનું ચારુત્વ તો રસની અભિવ્યક્તિની યોગ્યતા હોવાના સ્વરૂપનું (હોય છે), (અને) રસ તો પોતે જાતે જ વિશ્રાન્તિનું ધામ હોવાથી આનંદના સ્વરૂપનો છે તેથી (રસને લીધે આનંદ અને આનંદને લીધે રસ એવા) કોઈ જ (પ્રકારનો) અનવસ્થાદોષ નડશે નહીં એવું તાત્પર્ય છે.

(ધ્વ. ૩, ૩૬; લો. પૃ. ૪૬૪–૪૭૨)

## § ૬૨) 'કાકુ'ને નિમિત્તે થતી અન્ય અર્થની પ્રતીતિ પણ ગુણીભૂતવ્યંગ્ય સ્વરૂપની હોય છે એવું પ્રતિપાદન :

'कक लौल्ये' इत्यस्य धातोः 'काकु'-शब्दः । तत्र हि साकाङ्क्षनिराकाङ्क्षादि-क्रमेण पठ्यमानोऽसौ शब्दः प्रकृतातिरिक्तमपि वाञ्छतीति लौल्यमस्याभिधीयते । यदि वा, ईषदर्थे 'कु'-शब्दः, तस्य 'का'-आदेशः; तेन हृदयस्थवस्तुप्रतीतेर षद्भूमिः 'काकु', तया याऽर्थान्तरगतिः स काव्यविशेष इमं गुणीभूतव्यङ्ग्यप्रकारमाश्रितः । अत्र, हेतुर्व्य-ङ्ग्यस्य तत्र गुणीभाव एव भवति । 'अर्थान्तरगति'-शब्देनात्र काव्यमेवोच्यते । न तु प्रतीतेरत्र गुणीभूतव्यङ्ग्यत्वं वक्तव्यम्; प्रतीतिद्वारेण वा काव्यस्य निरूपितम् ।

अन्ये त्वाहुः — व्यङ्ग्यस्य गुणीभावेऽयं प्रकारः, अन्यथा तु तत्रापि ध्वनित्वमेव — इति; तच्चासत्, काकुप्रयोगे सर्वत्र शब्दस्पृष्टत्वेन व्यङ्ग्यस्योन्मीलितस्यापि गुणीभावात् । काकुर्हि शब्दस्यैव कश्चिद् धर्मः, तेन स्पृष्टं 'गोप्यैवं गदितः सलेशं' इति, 'हसन्नेत्रा-

पिताकूतम्' इतिवच्छब्देनैवानुगृहीतम् । अत एव 'मम धम्मिअ' इत्यादौ काकुयोजने गुणीभूतव्यङ्ग्यतैव, व्यक्तोक्तत्वेन तदभिमानाल्लोकस्य । [ "स्वस्था भवन्ति मयि जीवति धार्तराष्ट्राः" इत्यत्र ] "स्वस्था" इति "भवन्ति" इति, "मयि जीवति" इति "धार्तराष्ट्रा" इति च साकाङ्क्षदीप्तगद्गदतारप्रशमनोद्दीपनचित्रिता काकुः, असम्भाव्योऽयमर्थोऽत्यर्थमनुचितश्च इति अमु, व्यङ्ग्यमर्थं स्पृशन्ती तेनैवोपकृता सती क्रोधानुभावरूपतां व्यङ्ग्योपस्कृतस्य वाच्यस्यैवाधत्ते ।

[ काकुयोजने गुणीभूतव्यङ्ग्यताया इदमपरमुदाहरणं, यथा —]

"आम असइओ ओरम पइव्वइए ण तुए मलिणिअं सीलं ।

किं उण जणस्स जाअव्व चंदिलं तं ण कामेमो ॥"

— इति ।'...'आम असत्यो भवामः' इत्यभ्युपगमकाकुः साकाङ्क्षतया सूचनगर्भा ; 'पतिव्रते' इति दीप्तस्मितयोगिनी ; 'न त्वया मलिनितं शीलम्' इति सगद्गदाकाङ्क्षा; 'किं पुनर्जनस्य जायेव' मन्मथान्धीकृता 'चन्दिलं' नापितम् इति पामरप्रकृतिं 'न कामयामहे' इति निराकाङ्क्षगद्गदोपहासगर्भा । एषा हि कयाचिन्नापितानुरक्तया कुवध्वा दृष्टाविनयाया उपहास्यमानायाः प्रत्युपहासावेशगर्भोक्तिः काकुप्रधानैव ।

वाचकत्वेऽनुगमो गुणत्वं व्यङ्ग्यव्यञ्जकभावस्य व्यङ्ग्यविशिष्टवाच्यप्रतीत्या; तत्रैव काव्यस्य प्रकाशकत्वं कल्प्यते ; तेन च तथाव्यपदेश इति काकुयोजनायां सर्वत्र गुणीभूतव्यङ्ग्यतैव । अत एव 'मथ्नामि कौरवशतं समरे न कोपात्' इत्यादौ विपरीतलक्षणां य आहुस्ते न सम्यक् परामम्रृशुः । यतोऽत्र उच्चारणकाल एव 'न कोपात्' इति दीप्ततारगद्गदसाकाङ्क्षकाकुबलात् , निषेधस्य निषिध्यमानतयैव युधिष्ठिराभिमतसन्धिमार्गाक्षमारूपत्वाभिप्रायेण प्रतिपत्तिः; इति मुख्यार्थबाधाद्यनुसरणविघ्नाभावात् को लक्षणाया अवकाशः । 'दर्शे यजेत' इत्यत्र तु तथाविधकाक्वाद्युपायान्तराभावाद् भवतु विपरीतलक्षणा इत्यलमवान्तरेण बहुना ॥

(ध्व. ३, ३८–३९; लो. पृ. ४७७–४८०)

॥ इति तृतीयोद्योतः ॥

"'कक्' (ધાતુ) ઉત્સુકતા (એ અર્થ-)માં" આ ધાતુમાંથી "કાકુ" શબ્દ (નિષ્પન્ન થયો છે). તે અર્થમાં પણ સાંકાક્ષ નિરાકાંક્ષ વગેરે ક્રમે પાઠ કરવામાં આવતાં તે શબ્દ પ્રસ્તુત કરતાં વધુ અર્થબોધ કરાવવાની વાંચ્છા ધરાવે છે તેથી તેની 'ઉત્સુકતા' કહેવાય છે. અથવા તો, 'થોડું' એવા અર્થના 'કુ' શબ્દને 'કા' આદેશ (લગાડયો) તે ઉપરથી હૃદયમાં રહેતી વસ્તુપ્રતીતિની થોડીક ભૂમિ

(= કોઇક ઉપાય) 'કાકુ', તેની દ્વારા જે અન્ય અર્થનો બોધ થવો તે વિશિષ્ટ કાવ્ય(પ્રકાર) આ ગુણીભૂતવ્યંગ્યપ્રકારના આશ્રયે રહેલો હોય છે. અહીં વ્યંગ્યાર્થમાં ગુણીભાવ જ હેતુરૂપ બને છે. 'અન્ય અર્થનો બોધ' એ શબ્દો દ્વારા 'કાવ્ય'ની જ વાત છે, અહીં પ્રતીતિના-ગુણીભૂતવ્યંગ્યપણાની તો વાત નથી કરવાની. અથવા પ્રતીતિ દ્વારા કાવ્યનું ગુણીભૂતવ્યંગ્યપણું નિરૂપવામાં આવે આવે છે (એમ સમજવાનું છે).

બીજા તો કહે છે છે — વ્યંગ્યનો ગુણીભાવ થવામાં આ પ્રકાર છે, નહીંતર ત્યાં પણ ધ્વનિપણું જ માનવું પડે. તે તો ખોટું છે. કાકુપ્રયોગમાં સર્વત્ર શબ્દથી સ્પર્શાતો હોવાથી વ્યંગ્ય ખીલવા છતાં ગૌણભાવ પામે છે. કેમકે કાકુ તો શબ્દનો કોઇક ગુણધર્મ છે, તેનો સ્પર્શ થતાં "ગોપી દ્વારા આવું સાભિપ્રાય રીતે કહેવામાં આવતાં (તે કૃષ્ણ)' એ, અને 'આંખ મીંચકારતાં હસીને' એ (ઉદાહરણોમાં હોય છે) એવા (પ્રયોગોની) માફક શબ્દ દ્વારા જ સમર્થિત બને છે. તેથી જ 'ધરમી ભમ' વગેરે (ઉદાહરણોમાં) કાકુયોજના માનીએ તો ગુણીભૂતવ્યંગ્યપણું જ (સિદ્ધ થશે), કેમકે સ્પષ્ટપણે કહેવાયું હોવાથી લોકોને તેમાં મમતા હોય છે. ['સાજા રહે, મારા જીવતે છતે, ધૃતરાષ્ટ્રપુત્રો' એ ઉદાહરણમાં] 'સાજા', 'રહે' 'મારા', 'જીવતે છતે' અને 'ધૃતરાષ્ટ્રપુત્રો' આ (બધામાં) સાકાંક્ષ, દીપ્ત, ગદ્‌ગદ્‌, ઊંચો અવાજ, પ્રશમન, અને પ્રપમના વૈવિધ્યવાળી કાકુ, 'આ બાબત અસંભવિત છે, અને અતિશય અનુચિત છે' એવા આ વ્યંગ્યાર્થને સ્પર્શ કરતાં, તેનાથી સમર્થિત બની, વ્યંગ્યથી સંસ્કારાયેલ વાચ્યના ક્રોધ-અનુભાવનું રૂપ ધારણ કર છે.

[ કાકુની યોજનાની બાબતમાં ગુણીભૂતવ્યંગ્યપણાનું આ છે બીજું ઉદાહરણ, જેમકે—]

"હાસ્તો (અમે તો) અસતીઓ (છીએ) ! ચૂપ મર હે પતિવ્રતા ! તેં ચારિત્ર્ય નથી અભડાવ્યું; પરંતુ (ઇતર) જનની જાયા પેરે તે નાપિતની ન કરીએ કામના અમે !"

'હાસ્તો (અમે તો) અસતીઓ (છીએ)' એ રીતે સાંકાંક્ષ ઉપહાસયુક્ત સ્વીકારની કાકુ છે; 'ચૂપ મર' એ રીતે નિરાકાંક્ષ હોવાથી સૂચનગર્ભા (કાકુ છે). 'હે પતિવ્રતા'! 'એમ ચમકતા સ્મિત સાથેની (કાકુ છે); 'તેં ચારિત્ર્ય નથી અભડાવ્યું' એમ ગદ્‌ગદ્‌ આકાંક્ષા સાથેની (કાકુ છે; 'પરંતુ (ઇતર) જનની જાયા પેરે' કામવાસનાથી આંધળી બનીને, 'નાપિતની' (એટલે કે) હજામની એટલે

કે પામર પ્રકૃતિવાળાની 'ન કરીએ કામના અમે' એમ નિરાકાંક્ષ ગદ્‌ગદ ઉપહાસગર્ભિત (કાકુ છે). આ ઉક્તિ તો નાપિતમાં અનુરાગ ધરાવતી કોઈક કુળવધૂ દ્વારા ઉપહાસ કરવામાં આવતા (તે કુળવધૂનું) અવિનયી આચરણ જાણનારી કોઈક સ્ત્રી દ્વારા સામો ઉપહાસ (કરવાના) આવેશયુક્ત ગર્ભિતાર્થ ધરાવતી હોવાથી, કાકુપ્રધાન જ છે.

વાચકત્વમાં અનુગમ (એટલે કે) ગુણભાવ, વ્યંગ્યવ્યંજકભાવનો વ્યંગ્ય-વિશિષ્ટવાચ્યની પ્રતીતિ દ્વારા (થાય છે); તેમાં જ કાવ્યનું પ્રકાશત્વ કાળવામાં આવે છે; અને, તે ઉપરથી તેવું નામ પડ્યું છે, તેથી કાકુની યોજનામાં સર્વત્ર ગુણીભૂતવ્યંગ્યપણું જ (હોય છે). માટે તો "મથી નાખું સે કડો કૌરવોને સમરમાં, ન કોપથી ?" વગેરેમાં જે લોકો વિપરીતલક્ષણા હોવાનું કહેતા હતા તેમણે બરાબર વિચાર કર્યો ન હોતો. કેમકે અહીં ઉચ્ચારણ કરતી વખતે જ 'ન કોપથી' એમ દીપ્ત તાર ગદ્‌ગદ સાકાંક્ષ કાકુના બળે, યુધિષ્ઠિરને ગમતો સન્ધિનો માર્ગ (ભીમથી) સહન થઈ શકતો નથી એવા અભિપ્રાય દ્વારા, નિષેધને નકારવાના રૂપની જ પ્રતીતિ થાય છે. આમ મુખ્યાર્થનો બાધ થવો વગેરે (અર્થના) અનુસરણમાંના વિઘ્નોના અભાવે લક્ષણાને અવકાશ ક્યાંથી રહે ? 'દર્શમાં યજન કરવું' એવા પ્રયોગોમાં તો તેવા પ્રકારના કાકુ વગેરે અન્ય ઉપાયો ન હોવાથી ભલે વિપરીતલક્ષણા જ હોવાનું સ્વીકારો. તો અવાન્તર વિષયની લાંબી ચર્ચા રહેવા દઈએ.

(ધ્વ. ૩, ૩૮–૩૯; લો. પૃ ૪૭૭–૪૮૦)

## તૃતીય ઉદ્યોત સમાપ્ત

# ચતુર્થ ઉદ્યોત

### § ૬૪) કવિપ્રતિભાના બળે ગુણીભૂતવ્યંગ્યધ્વનિની અનંત ફળવત્તા :

वर्णनीयवस्तुनिष्ठः प्रज्ञाविशेषः प्रतिभानम् । तत्र वर्णनीयस्य पारिमित्याद् आद्य-कविनैव स्पृष्टत्वात् सर्वस्य तद्विषयं प्रतिभानं तज्जातीयमेव स्यात् । ततश्च काव्यमपि तज्जातीयमेव, इति भ्रष्ट इदानीं कविप्रयोग: । उक्तवैचित्र्येण तु त एवार्था निरवधयो भवन्ति, इति तद्विषयाणां प्रतिभानामानन्त्यमुपपन्नम्... । ...तेन वाणीनां काव्य-वाक्यानां तावन्नवत्वमायाति । तच्च प्रतिभानन्त्ये सत्युपपद्यते; तच्चार्थानन्त्ये, तच्च ध्वनिप्रभेदाद् इति ।...

तत्र वस्तुना व्यङ्ग्येन गुणीभूतेन नवत्वं, सत्यपि पुराणार्थस्पर्शे ; यथा ममैव—

"भअविहलरक्खणेकमल्लसरणागआण अत्थाणं ।
खणमत्तं वि ण दिण्णा विस्समकहेति जुत्तमिणं ॥"

अत्र 'त्वम् अनवरतम् अर्थांस्त्यजसि' इत्यौदार्यलक्षणं वस्तु ध्वन्यमानं वाच्यस्योपस्कारकं नवत्वं ददाति, सत्यपि पुराणकविस्पृष्टेऽर्थे; तथाहि पुराणी गाथा —

"चाइअणकरपरंपरसंचारणखेअणिस्सहसरीरा ।
अत्था किवणघरत्था सत्थावत्था सुवंति व्व ॥"

अलङ्कारेण व्यङ्ग्येन वाच्योपस्कारे नवत्वं; यथा ममैव—

"वसन्तमत्तालिपरम्परोपमाः कचास्तवासन् किल रागवृद्धये ।
श्मशानभूभागपरागभासुराः कथं तदेते न मनाग् विरक्तये ॥"

अत्र आक्षेपेण विभावनया च ध्वन्यमानाभ्यां वाच्यमुपस्कृतमिति नवत्वं, सत्यपि पुराणार्थयोगित्वे, तथा हि पुराणश्लोकः—

"क्षुत्तृष्णाकाममात्सर्यं मरणाच्च महद्भयम् ।
पञ्चैतानि विवर्धन्ते वार्धके विदुषामपि ॥"

व्यङ्ग्येन रसेन गुणीभूतेन वाच्योपस्कारेण नवत्वं ; यथा ममैव—

"जरा नेयं मूर्ध्नि ध्रुवमयमसौ कालभुजगः
क्रुधान्धः फुत्कारैः स्फुटगरलफेनान् प्रकिरति ।
तदेनं संपश्यत्यथ च सुखितंमन्यहृदयः
शिवोपायं नेच्छन् बत बत सुधीरः खलु जनः ॥"

अत्राद्भुतेन व्यङ्ग्येन वाच्यमुपस्कृतं शान्तरसप्रतिपत्त्यङ्गत्वाच्चारु भवति, इति नवत्वं, सत्यप्यस्मिन् पुराणश्लोके—

"जराजीर्णशरीरस्य वैराग्यं यन्न जायते ।
तन्नूनं हृदये मृत्युर्दृढं नास्तीति निश्चयः ॥"

इति ॥

(ध्व. ४, २-५ ; लो. पृ. ५२२-५३७)

વર્ણનીય વસ્તુને લગતી વિશિષ્ટ પ્રજ્ઞા તે પ્રતિભાન. તે બાબતમાં વર્ણ્ય-વિષય પરિમિત હોવાને કારણે, (અને) આદ્યકવિએ જ તેને સ્પર્શી લીધો હોવાથી તેને લગતું સર્વનું પ્રતિભાન તે જ જાતનું હોવાનું. અને તેને લીધે કાવ્ય પણ તેવી જ જાતનું થાય, તેથી અત્યારે કવિપ્રયોગ ભ્રષ્ટ થયો છે (એવું માનવું પડે). પરંતુ ઉપર જણાવેલ વૈચિત્ર્યને લીધે તેની તે જ બાબતો નિરવધિ-

(રૂપ ધારણ કરે) છે, તેથી તે વિષેનાં પ્રતિભાન અસંખ્ય હોય એ યુક્તિસંગત ઠરે છે... તેને લીધે વાણીને અને કાવ્યવાકયોને તો (ખાસ) નવતરપણું સાંપડે છે. તે (બધું) તો પ્રતિભાને અંત વગરની માનો તો જ બંધ બેસે; અને તે (વળી) અર્થને અંત વગરનો માનો તો (બંધ બેસે), અને તે (વળી) ધ્વનિના પ્રકારોને લીધે...

તેમાં વસ્તુવ્યંગ્ય ગુણીભૂત બનતાં નવતરપણું (પ્રાપ્ત થાય છે), ભલેને (એમાં) પુરાણા અર્થનો સ્પર્શ હોય; જેમકે મારી જ (રચેલી નીચેની ગાથામાં)—

"ભયથી વિહ્વલ બનેલા (જનોના) રક્ષણમાં અદ્વિતીય મલ્લ (એવા તારે) શરણે આવેલી સંપત્તિઓને (હે રાજન્, તેં) ક્ષણભર પણ વિશ્રાન્તિની વાત ન (કરવા) દીધી; એ આ ઠીક (કર્યું) !

અહીં 'તું નિરંતર ધનનો ત્યાગ કરે છે' એવું ઉદારતા સૂચક વસ્તુ ધ્વનિત થતાં વાચ્યને સંસ્કારીને નવીનતા અર્પે છે, જો કે આ અર્થને પુરાણ કવિએ સ્પર્શ્યો છે જ; તે રીતની પુરાણી ગાથા છે—

"ત્યાગી જનોના હાથની પરંપરામાં સંચરણ કરવાને કારણે થાકીને લોથ થયેલા શરીરવાળી સંપત્તિઓ, કંજૂસના ઘરમાં જતાં સ્વસ્થ અવસ્થા પ્રાપ્ત કરીને જાણે કે સૂઈ જાય છે."

વ્યંગ્ય અલંકાર દ્વારા વાચ્યાર્થનો સંસ્કાર થતાં નવીનતા આવે છે; જેમકે મારા જ (નીચેના શ્લોકમાં)—

"વસન્તમાં મત્ત બનેલા ભ્રમરની હારમાળાની ઉપમા (આપવા યોગ્ય) તારા કેશ, કહે છે કે, આસક્તિ વધારવામાં (કારણભૂત બનતા) હતા. તો (હવે) શ્મશાન ભૂમિમાંના પરાગનો (=ભસ્મ રેણુનો, પાસ લાગતાં ભૂખરા બનેલા (તેના તે જ) આ (કેશ) જરાક વિરક્તિ માટે (કારણભૂત) કેમ નથી (બનતા) !"

અહીં તો આક્ષેપ અને વિભાવના એ બે ધ્વનિત થતાં વાચ્યાર્થ સંસ્કારિત બન્યો છે, તેથી નવીનતા (આવી છે), જૂના અર્થ સાથે સંબંધ હોવા છતાં પણ; જેમકે, જૂનો શ્લોક (નીચે મુજબ છે)—

"ભૂખ તરસ કામ માત્સર્ય ને મરણતણો મહાભય,<br>પાંચ આ વૃદ્ધિ પામે છે, વાર્ધક્યે,—વિદ્વાનોનાં યે"

વ્યંગ્ય રસ ગુણીભૂત થઈને વાચ્યને સંસ્કારે તેથી નવીનતા (આવે છે); જેમકે, મારા જ (શ્લોકમાં)—

અભિનવગુપ્ત-પ્રણીત

# અભિનવભારતી

ડૉ. નીલાંજના શાહ

## § ૧) નાટ્યશાસ્ત્રનું પ્રયોજન : [૧]

तस्मादित्थमेतदिति[२] मद्गुरवः । सकलहितकरणप्रवृत्त उत्साहसम्पदोपेतस्तदभिवृद्धये तत्प्रत्यूहापसिसारयिषया स्वविज्ञानक्रमोपारूढगुरुरूपब्रह्मसर्वाधिपतिपरमेश्वरविषयां स्मृत्यौत्सुक्यधृतिमत्यादिलक्षणां व्यभिचारसरणिं बाह्यकरणीयविषयं च जडतावहित्थप्रभृति भावगणं पुरस्सरीकृत्य धर्मवीरानुप्रविष्टस्तदुचिताङ्गिकवाचिकानुभावप्रकटनपूर्वं स्वप्रवृत्तिप्रयोजनमेव निरूपयति । प्रयोजनस्यैव प्रवर्तकत्वात् । यदाहुः — 'यमर्थमधिकृत्य प्रवर्तते तत्प्रयोजनम्' (न्या सू. १. १. २४) इति ॥

(ना. शा. १. १., अ. भा. पृ. ३:)

['નાટ્યશાસ્ત્ર' એટલે નાટ્ય અને તેનું શાસ્ત્ર એવી વ્યુત્પત્તિ માનતા કેટલાક પૂર્વાચાર્યોના મતને અસુંદર ગણાવી, અભિનવગુપ્ત પોતાના ગુરુનો મત ટાંકતાં કહે છે કે] આનો અર્થ તો આ રીતે છે. એવો મારા ગુરુજીનો મત છે : બધાનું હિત કરવા માટે પ્રવૃત્ત થયેલ, ઉત્સાહસંપત્તિથી યુક્ત (ભરતમુનિ) તેના ઉત્કર્ષ તેમજ તે અંગેના વિઘ્નોને દૂર કરવાની ઇચ્છાથી, પોતાના વિજ્ઞાનમાં ક્રમથી પ્રાપ્ત કરેલ ગુરુરૂપી બ્રહ્મ એવા સર્વના અધિપતિ પરમેશ્વર વિષયક સ્મૃતિ, ઔત્સુક્ય, ધૃતિ, મતિ વગેરે લક્ષણોવાળી વ્યભિચારીભાવોની પરંપરા તથા બાહ્ય અભિનયના વિષયરૂપ જડતા, અવહિત્થ (વિકારગોપન) વગેરે ભાવસમૂહને આગળ કરીને, ધર્મવીરથી રંગાઇને, તેને ઉચિત આંગિક તથા વાચિક અનુ-

---

૧. આ પરિચ્છેદો જે ગ્રંથમાંથી લેવામાં આવ્યા છે, તેમાંના વિષયની ચર્ચા કરતાં ગ્રંથો જેવા કે રાનેરિયો નોલી કૃત 'The Aesthetic Experience According to Abhinavagupta,' આચાર્ય વિશ્વેશ્વર કૃત 'હિન્દી અભિનવભારતી', ડૉ. નગેન્દ્ર કૃત 'રસમીમાંસા' અને શ્રી નગીનદાસ પારેખ કૃત 'અભિનવનો રસવિચાર' વગેરે ગ્રથોની, આ પરિચ્છેદોનો અનુવાદ કરવામાં જે સહાય મળી છે, તેનો અહીં હું સાભાર સ્વીકાર કરું છું.

२. एतदिति='नाटयशास्त्रम्' इति पदस्य व्याख्या ।

ભાવોને પ્રકટ કરતાં, પોતાની પ્રવૃત્તિના પ્રયોજનને નિરૂપે છે, કારણકે પ્રયોજન જ પ્રવર્તન કરાવે છે, જેમકે (ન્યાયસૂત્ર, ૧,૧.૨૪) કહ્યું છે કે, "જે અર્થને ઉદ્દેશીને (અધિકારી) પ્રવૃત્ત થાય છે તે પ્રયોજન."

## § ૨) નાટ્યશાસ્ત્રનું લક્ષણ :

तत्र नाट्यं नाम लौकिकपदार्थव्यतिरिक्तं तदनुकारप्रतिबिम्बालेख्यसादृश्यारोपाध्यवसायोत्प्रेक्षास्वप्नमायेन्द्रजालादिविलक्षणं तद्ग्राहकस्य सम्यग्ज्ञानभ्रान्तिसंशयानवधारणानध्यवसायविज्ञानभिन्नवृत्तान्तास्वादनरूपसंवेदनसंवेद्यं वस्तु रसस्वभावमिति वक्ष्यामः ॥

(ना. शा. १. १, अ. भा. पृ. ३)

તે બાબતમાં નાટ્ય તે લૌકિક પદાર્થથી અલગ છે તેમજ તે (૧) અનુકરણ (૨) પ્રતિબિમ્બ (૩) ચિત્ર (૪) સાદૃશ્ય (૫) આરોપ(૬)અધ્યવસાય (૭) ઉત્પ્રેક્ષા (૮) સ્વપ્ન (૯) માયા અને (૧૦) ઇન્દ્રજાળ વગેરે (લૌકિક પ્રતીતિઓથી) વિલક્ષણ છે, અને તેમને ગ્રહણ કરાવનાર (૧) યથાર્થજ્ઞાન (૨) ભ્રાન્તિ (૩) સંશય (૪) અનવધારણ (=ધારણાનો અભાવ) (૫) અનધ્યવસાય અને (૬) વિજ્ઞાનથી ભિન્ન એવા વૃત્તાંતના આસ્વાદનરૂપી સંવેદનથી જ પામી શકાય એવી રસાત્મક વસ્તુ નાટ્ય છે એમ અમે કહેવાના છીએ.

## § ૩) નાટ્યશાસ્ત્ર ઉપદેશપરક નથી :

तथा हि – नटानां तावदेतत्स्वधर्माम्नायरूपतयाऽनुष्ठेयमेव । न चास्माकं तच्चेष्टितं विचार्यम् । सोमक्रयोपदेशिनो हि वाक्यस्य न तद्विक्रयिब्राह्मणान्तरगतकृत्याकृत्यविचारणोद्योगो युक्तः । न चाप्यस्योपदिश्यते 'गायेन्नृत्येत्' इति । किन्तु प्रथमनाट्यावसरक्रमप्रवृत्तविरिञ्चिवचनप्रवर्तकभरतमुनिशासनानुवर्तिशिष्यपरम्परापरिचयागताद्यतनकाकालावधिमहानटजनस्वकप्रवृत्तिविसेषोपदेशपरम् । अत एव तद्गतसिद्धसदुपायोपदेशनपरमिदं शास्त्रमिति ।

नटस्य तावन्नानेन किञ्चिदुपदिश्यते तं प्रत्युपकारादृते । कवेरपि स्वहृदयायतनसततोदितप्रतिभाभिधानपरवाग्देवतानुग्रहोत्थितविचित्रापूर्वार्थनिर्माणशक्तिशालिनः प्रजापतेरिव कामजनितजगतः । परं प्रत्याशङ्का यदि परमत्रावशिष्यते व्युत्पाद्योपकारः । तस्यापि तु नेह 'गायेन्नृत्येद्वादयेत्तन्निरतो वा भवेत्' इत्युपदेशः क्रियते । अपि तु स्वरसत एव तावन्मनोज्ञविषयास्वादप्रवृत्तस्यात एव वेदशास्त्रपुराणादिभीरुहृदयस्य तन्मनोज्ञवस्तुमध्ये तादृगिदं वस्त्वनुप्रवेशितं यद्बलादेव पुमर्थोपायावगतिं करोतीति वक्ष्यामः ॥

(ना. शा. १. १., अ. भा. पृ. ४.)

વળી નટોએ તો પોતાના સ્વધર્મના શાસ્ત્રસ્વરૂપ હોવાથી આનું અનુસરણ કરવાનું છે જ. આપણે એમના આચરણનો વિચાર કરીએ તે બરાબર નથી. સોમના વેચાણના ઉપદેશને લગતા વાક્યની બાબતમાં તેના વિક્રય કરનાર બીજા કોઈક બ્રાહ્મણે શું કરવું શું ન કરવું એવી વિચારણાનો પ્રયાસ યોગ્ય નથી. વળી આ નટને પણ 'એ ગાય, નાચે' એ પ્રકારનો ઉપદેશ આપવામાં આવતો નથી. પણ નાટકના પ્રથમ અવસરે ક્રમાનુસાર પ્રવૃત્ત થયેલાં બ્રહ્માના વચનને પ્રવર્તાવનાર ભરતમુનિની આજ્ઞાંકિત શિષ્યપરંપરાના પરિચયથી માંડીને, આજ સુધી ચાલી આવતી મહાન નટજનોની પોતાની વિશિષ્ટ પ્રવૃત્તિના ઉપદેશને લગતું આ શાસ્ત્ર છે તેથી જ એ વિષયને લગતા 'સિદ્ધ થયેલા સારા ઉપાયોનો ઉપદેશ કરનારું આ શાસ્ત્ર છે. તો નટને (પોતાનો પરંપરાગત ધર્મ દર્શાવવાના) ઉપકાર શિવાય આ શાસ્ત્ર બીજો કોઈ ઉપદેશ આપતું નથી.

પોતાના હૃદયમંદિરમાં સતત જાગ્રત, પ્રતિભા નામની પરમ વાગ્દેવતાના અનુગ્રહથી ઉદ્ભવેલ, વિચિત્ર અને અપૂર્વ વસ્તુના નિર્માણની ક્ષમતા ધરાવનાર, પ્રજાપતિની માફક ઇચ્છાનુસાર જગત રચવાવાળા કવિ માટે પણ (નાટક વર્જનીય નથી. છતાં પણ જો બીજા કોઇ માટે શંકા હોય (સામાજિક માટે નાટકની વર્જનીયતા અંગે) તો રહે છે વિચારો જ્ઞાનવાંચ્છુ: તેને પણ અહીં 'ગાય, નાચે વગાડે અથવા મશગુલ થાય' એ પ્રકારનો ઉદેશ કરવામાં આવતો નથી. બલ્કે, પોતાના રસને લીધે જ તો સુંદર વિષયોના આસ્વાદ માટે પ્રવૃત્ત થયેલા અને તેથી જ વેદ શાસ્ત્ર પુરાણ વગેરે પ્રત્યે ડરપોક હૃદયવાળા, તેના માટે, તેને ગમતી વસ્તુમાં તેના જેવી જ આ વસ્તુને મૂકી છે, જેના બળે જ તે પુરુષાર્થનો ઉપાય જાણી લે છે એમ કહેવાના છીએ.

### (૪) ભટ્ટનાયકના મતે નાટ્યશાસ્ત્રનું પ્રયોજન :

भट्टनायकस्तु — 'ब्रह्मणा' परमात्मना, यदुदाहृतमविद्याविरचितनिस्सारभेदग्रहे यदुदाहरणीकृतं तन्नाट्यं तद्वक्ष्यामि । यथा हि कल्पनामात्रसारं तत एवानवस्थितैकरूपं क्षणेन कल्पनाशतसहस्रसहं स्वप्नादिविलक्षणमपि सुष्ठुतरां हृदयग्रहनिदानत्यक्तस्वालम्बन-ब्रह्मकल्पनटोपरचितं रामरावणादिचेष्टितमसत्यं कुतोऽप्यमृताद्भुतवृत्त्या भाति । तथा भासमानमपि च पुमर्थोपायतामेति । तथा तादृगेव विश्वमिदमसत्यनामरूपप्रपञ्चात्मकमथ च श्रवणमननादिवशेन परमपुमर्थप्रापकमिति लोकोत्तरपरमपुरुषार्थसूचनेन शान्तरसाक्षेपोऽयं भविष्यति । 'स्वं स्वं निमित्तिमादाय शान्तादुत्पद्यते रसः' (ना. शा. ६, ८७) इति । तदनेन पारमार्थिकं प्रयोजनमुक्तम् ।' — इति व्याख्यानं सहृदयदर्पणे पर्यग्रहीत ।

(ना. शा. १. १ अ, भा. पृ. ५)

ભટ્ટનાયકે તો 'સહૃદયદર્પણ'માં આવી સમજૂતી સ્વીકારી છે : — 'બ્રહ્મ વડે' એટલે કે પરમાત્મા વડે જે ઉદાહરણ તરીકે મૂકાયું છે, એટલે અવિદ્યાથી રચાયેલા અસાર એવા ભેદમૂલક સંસારનું ગ્રહણ કરવામાં જેને ઉદાહરણ તરીકે મૂકેલું છે તે નાટ્ય. તેનું હું કથન કરીશ. જેમકે, કલ્પનાપૂરતા સારવાળું, તેથી જ એકરૂપમાં સ્થિર ન રહેનારૂં ક્ષણમાં સેંકડો હજારો કલ્પનાઓ ખમી શકતા સ્વપ્ન વગેરે કરતાં વિલક્ષણ છતાં હૃદયને પકડી રાખવા માટેના સારા ઉપાયરૂપ અને વધારે સારી રીતે આકર્ષનારૂં, પોતાનો આધાર છોડ્યા વગર બ્રહ્મ રૂપી નટે ખડું કરેલું રામરાવણ વગેરેની અસત્ય ચેષ્ટાવાળું છતાં કોઈક અગોચર રૂપે જણાય છે. આમ પ્રતીત થવા છતાં પુરૂષાર્થનું સાધન બને છે. અને અસત્ય નામરૂપ અને પ્રપંચમય તેવું જ આ જગત પણ છે. તેમ છતાં પણ શ્રવણ મનન વગેરે દ્વારા પરમ પુરૂષાર્થને પ્રાપ્ત કરાવે છે તેથી લોકોત્તર પરમ પુરૂષાર્થના સૂચન દ્વારા આ (શ્લોક) શાન્તરસનું પ્રતિપાદન કરાવનાર પણ બને છે. જેમકે 'પોતપોતાના નિમિત્તને લઈને શાન્ત(રસ)માંથી રસ ઉત્પન્ન થાય છે' (ના. શા. ૬). આ (શ્લોક) દ્વારા (નાટક એ મોક્ષનું સાધન છે) એ પારમાર્થિક પ્રયોજન પણ કહેવાયું છે. (ના. શા. ૧. ૧; અ. ભા. પૃ. ૫)

## § ૫) આ શાસ્ત્ર દ્રષ્ટાને ઉપદેશ આપવા માટે નથી :

एवं प्रश्नपञ्चकात् कविप्रयोक्त्रोरुपदेशपरं शास्त्रमिति लक्ष्यते । तेन यदिह 'तस्मात्कर्तुर्द्रष्टुः प्रयोक्तुरुपदेशपरमिदं शास्त्रम्' इति तत्र द्रष्टुरित्यसत् । न ह्यनेन सामाजिको विनीयते । अयोग्यत्वात् । श्रुतिस्मृतीतिहासादिष्विवात्रापि न च तदुपदेशोऽत्र श्रूयते । द्रष्टा तु यदि प्रेक्षाप्रवर्तक उच्यते तदा तस्यापि न प्रबन्धेनोपदेशः । अपि तु क्वचिदेव 'नर्तकोऽर्थपतिर्वा' इत्यादौ । एवं चोपदेश्यत्वे स्थपतिमालकारप्रभृति विश्वमपीहोपदेश्यं स्यादित्यलमनेन ।

(ना. शा. १, ५; अ. भा. पृ. ८)

તેથી પાંચ પ્રશ્નોને કારણે તે કવિ અને પ્રયોગ કરનારને ઉપદેશ કરનારૂં શાસ્ત્ર છે એમ જણાય છે. અહીં 'તે કારણે કર્તાને, પ્રેક્ષકને અને નટને ઉપદેશ આપનાર આ શાસ્ત્ર છે' એવું (પુરોગામી કોઈ ટીકાકારે) જે કહ્યું છે તેમાં 'પ્રેક્ષકને' એવું વચન ખોટું છે. કેમકે આનાથી સામાજિકને કેળવવાનો નથી; (સામાજિકની કેળવણી માટે આ શાસ્ત્રની) યોગ્યતા ન હોવાને લીધે. શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ વગેરેમાં (ઉપદેશ) જેમ (પ્રયોજન તરીકે હોય છે) તેવી રીતે

આ શાસ્ત્રમાં (સામાજિકને લગતો) ઉપદેશ (પ્રયોજન તરીકે) સાંભળવામાં આવતો નથી. છતાં જો પ્રેક્ષકને પ્રયોગનો પ્રવર્તક કહો તો તેને પણ આખા પ્રબન્ધથી ઉપદેશ કરવામાં આવતો નથી. તેથી પણ 'નર્તક અથવા તો અર્થપતિ' એવા કોઈક સ્થળે જ (ઉપદેશો આપવામાં આવ્યો છે). એ રીતે ઉપદેશની પાત્રતા ગણીએ તો સ્થપતિ માળી વગેરે આખુ વિશ્વ જ આ બાબતમાં ઉપદેશને પાત્ર થયેલું ગણાય. તેથી આટલું જ બસ. (ના. શા. ૧, ૫; અ. ભા. પૃ. ૮)

§ ૬) નાટ્યશાસ્ત્રની ઈતિહાસ–સહિતતા :

न केवलं 'प्रधानपुरुषार्थोपायदर्शकं यावत्सर्वेषां शास्त्राणां कलाप्रधानानां येऽर्था गीतनृत्तवाद्यादयस्तैः सम्पन्नं युक्तम् । तथा सर्वाणि शिल्पानि चित्रपुस्तादीनि प्रवर्तयति स्वोपयोगत्वेनाक्षिपतीत्येवमेकेन यत्नेन समस्तवस्तुसिद्धिर्यतो भवति तन्नाट्यमित्युक्तं भवति । तच्च सेतिहासम् । इतिहासोपदेशकरूपं सप्रभेदम् । इतिरेवमर्थे प्रत्यक्षनिर्देशं द्योतयति । हः इहशब्द आगमः । आसनमासः । एवंप्रकाराः प्रत्यक्षपरिदृश्यमाना आगमिकार्थाः कर्मफलसम्बन्धस्वभावा यत्रासते तेनेतिहासेन सहेतिपाठे मत्वर्थीयोऽकारः । इतिः ज्ञानम् । तस्य हासो हर्षपूर्वको विकासो यत इति केचित् । इतिहासश्च — तल्लक्षणमित्थं किलासनं यत्र रूपकभेदानां भण्यते । उपदेशशब्देन च दशरूपकं तदुपयोगवदेव द्विहस्तादिलक्षणनाट्यवेदशास्त्रम् । तत्सहितस्यैव करणीयत्वेन सङ्कल्पः ।

(ना. शा. १. १५; अ. भा. पृ. १३–१४)

(નાટ્ય) માત્ર મુખ્ય પુરુષાર્થોનો ઉપાય દર્શાવનાર જ નહિ, બલ્કે બધાં કલાપ્રધાન શાસ્ત્રોની ગીતનૃત્યવાદ્ય વગેરે બાબતો હોય તે બધાથી સમ્પન્ન એટલે કે યુક્ત છે. તેમજ ચિત્રકામ મૂર્તિવિધાન વગેરે સર્વ કારીગરીને પ્રવર્તાવે છે અને પોતાના ઉપયોગ દ્વારા સૂચવે છે. તેથી એક જ યત્ન દ્વારા સમગ્ર વસ્તુની સિદ્ધિ જેમાંથી થાય છે તે નાટ્ય એમ કહેવાનો ભાવાર્થ છે અને તે ઈતિહાસ સહિત અર્થાત્ ઈતિહાસના ઉપદેશકરૂપ પેટાપ્રકારો સાથેનું (इतिहास = इति-ह-आस આ શબ્દમાં) 'इति' (એ પદ) 'આ પ્રકારે' એ અર્થમાં પ્રત્યક્ષ નિર્દેશ સૂચવે છે, 'ह' (એ પદ) इह શબ્દના અર્થમાં આગમ છે. 'आस' નો અર્થ છે 'હોવું તે' (આમ આ ત્રણે પદોના યોગથી બનેલા 'ઈતિહાસ' શબ્દનો સંપૂર્ણ અર્થ એ થયો કે) 'પ્રત્યક્ષ સંબંધને (દર્શાવવાના) સ્વભાવવાળા આગમિક અર્થ જેમાં હોય છે તે. 'ઈતિહાસની સાથે' એમ પાઠ લઈએ તો मत् પ્રત્યયના અર્થમાં अकार છે.[1] 'इति' એટલે જ્ઞાન અને તેનો 'हास' એટલે હર્ષપૂર્વક વિકાસ જેથી

---

૧. अर्शादिभ्योऽच् (પા. સૂ. ૫. ૨. ૧૨૭) એ સૂત્રથી 'अर्श' વગેરે શબ્દોને મત્વર્થમાં अच् પ્રત્યયનું વિધાન થાય છે. અર્શાદિગણ એ આકૃતિગણ છે. તેથી 'इतिहास'ને પણ મત્વર્થીય अच् પ્રત્યય લાગે છે.

(તે ઇતિહાસ) એમ કેટલાક (માને છે). અને "ઇતિહાસ" તેનું સ્વરૂપ (એવું કે) જેમાં રૂપકના ભેદોની આ પ્રકારની ખરેખર હયાતિ કહેવામાં આવે છે. ઉપદેશ શબ્દથી દશરૂપક અને તેના ઉપયોગવાળું દ્વિહસ્ત વગેરે લક્ષણવાળું નાટ્યવેદશાસ્ત્ર (સૂચવાય છે) તે સહિતના જ શાસ્ત્રની રચના કરવાનો સંકલ્પ છે, નહિતર બુદ્ધિથી કલ્પેલા નાટ્યનું બીજે સંક્રમણ કઈ રીતે થાય ? અને તેના વિના ભજવાય કેવી રીતે ?

(ના. શા. ૧, ૧૫; અ. ભા: પૃ. ૧૩–૧૪)

## § ૭) નાટ્યશાસ્ત્રની વેદરૂપતા :

तदेवं नाटयादिरूपकोपक्रमं गीतातोद्यप्राणाभिनयवर्गपरिपुष्यद्रसचर्वणात्मकं परप्रीतिमयमेव नाट्यम् । ततस्तद्व्युत्पत्तिरिति नाट्यमेव वेद इति क्रमेण प्रदर्शितम् । तेनाक्रम्य योजनात्मकनियोगात्मकशासनप्राणशास्त्रवैलक्षण्येन स्वयमुपारूढज्ञानाभिधानविदः प्राणवेदरूपता नाट्यस्यैवेति सिद्धम् ॥

(ना. शा. १, १७; अ. भा. पृ. १६)

આ રીતે, નાટક વગેરે રૂપકોથી આરંભાતું, ગીત, વાદ્ય, પ્રાણભૂત અભિનય એ સર્વ સમૂહ દ્વારા પરિપુષ્ટ થતું, રસની ચર્વણામય, પરમ આનંદસ્વરૂપ, એ જ નાટ્ય છે. તેનાથી તેમને જ્ઞાન મળે છે તેથી નાટ્ય એ જ વેદ એમ ક્રમાનુસાર દર્શાવ્યું છે. તેથી પરાણે (કાર્યમાં) યોજવાના સ્વરૂપના, આજ્ઞાપરક, ઉપદેશપ્રધાન શાસ્ત્રથી નિરાળી રીતે આપ મેળે પામી શકાય એવા જ્ઞાનના નિરૂપક નાટ્યમાં વેદનાં પ્રાણરૂપ લક્ષણો છે એમ સિદ્ધ થાય છે.

(ના. શા. ૧, ૧૭; અ. ભા. પૃ. ૧૬)

## § ૮) વૃત્તિચતુષ્ટય :

वृत्तिमिति । धर्मादिपुरुषार्थचतुष्टये साध्ये वागङ्गसत्त्वचेष्टासामान्यम् । तच्च संक्षिप्तेनावान्तरभेदेन चतुर्धा । यद्यत्किल कर्मारभ्यते तत्र वाङ्मनःकायव्यापारस्तावदस्ति । तस्य कस्यचिल्लालित्यवैचित्र्यक्रमस्यानुप्रवेशः । यत उत्तमप्रकृतीनां सौष्ठवमय एव सर्वो व्यापारः । तदेव तद्वृत्तिचतुष्टयम् । भारती वाग्वृत्तिः । मनोव्यापाररूपा सात्त्विकी सात्वती । सदिति प्रख्यारूपं संवेदनम् । तद्यत्रास्ति तत् सत्त्वं मनः । तस्येयमिति "इयर्ति" इत्यरा भटाः सोत्साहा अनलसाः । तेषामियमारभटी कायवृत्तिः । केशाः किञ्चिदाप्यर्थक्रियाजातमकुर्वन्तो देहशोभोपयोगिनः । तद्वत्सौन्दर्योपयोगी व्यापारः कैशिकीवृत्तिरिति तावन्मुख्यः क्रमः ॥

(ना. शा १. ८१, अ. भा. पृ. २०.)

ધર્મ વગેરે ચારે પુરૂષાર્થને સાધ્ય કરવા માટે વાણી, અંગ અને ચિત્તની ચેષ્ટા સામાન્ય હોય છે અને એ પેટાભેદે સંક્ષેપમાં ચાર પ્રકારની છે. કહેવાય છે કે ખરેખર, જે કર્મ આરંભાય છે તેમાં વાણીની મનની અને શરીરની ચેષ્ટા તો હોય છે જ. તેમાં કેટલાકની બાબતમાં અપૂર્વ લાલિત્યનો વૈચિત્ર્યક્રમ પ્રવેશી જાય છે, કેમકે ઉત્તમ પ્રકૃતિના (નટોનું) બધું હલન ચલન સૌષ્ઠવયુક્ત હોય છે. તે જ તેમની ચાર પ્રકારની વૃત્તિઓ. વાણીની વૃત્તિ તે ભારતી. મનની ચેષ્ટાના સ્વરૂપની સાત્વિક વૃત્તિ તે સાત્વતી. સત્ અટલે અનુભવ રૂપી સંવેદન. તે જેમાં હોય તે 'સત્ત્વ' એટલે કે મન. તેની સાથે સંબંધિત તે આ (એટલે કે સાત્વતી વૃત્તિ), 'ગતિ કરે છે' (इयर्ति) તેથી ગતિશીલ (अरा:) ઉત્સાહવાળા અને આળસ વગરના યોદ્ધા. તેમની સાથે સંબંધ ધરાવતી તે આ આરભટી; આ શરીરને લગતી વૃત્તિ છે. કેશ કંઇજિ પ્રયોજન કે ક્રિયા વગેરે ન કરતા, દેહશોભા માટે ઉપયોગી હોય છે. તે રીતે સૌંદર્ય માટે ઉપયોગી ચેષ્ટા તે કૈશિકી વૃત્તિ તો આ રીતે મુખ્ય ક્રમ છે.

(ના. શા. ૧. ૪૧; અ. ભા. પૃ. ૨૦)

## § ૯) પૂર્વરંગ વિષે ભટ્ટતૌતનો મત :

अस्मदुपाध्यायास्तु यावद्दैत्यैस्तत्र विघ्नाद्याचरणं न कृतं तावत्पूर्वरङ्गस्य विधिपूर्वकस्य कोऽवकाशः ? स हि विघ्नरक्षाकरणेन मण्डपभागनिवेशितदेवतापरितोषहेतुः प्राधान्येन । नान्तरीयकतया च दैत्यपरितोषकारणम् । विघ्नास्तु यदा जातास्ततः प्रभृति पूर्वरङ्गः । तथा चतुर्थेऽध्याये वक्ष्यते (ना. शा. ४. १०) पूर्वरङ्गे कृते मया भगवते शिवभट्टारकाय दर्शित इति यथा तथा तु यः कुतपविन्यासादिः स न पूर्वरङ्गशब्दवाच्यः । तस्मादिह नान्दीमात्रस्य प्रयोगः ॥

(ना. शा. १. ५६; अ. भा. पृ. २५)

અમારા ઉપાધ્યાય શ્રી ભટ્ટતૌતનું કહેવુ એમ છે કે જ્યાંસુધી દૈત્યોએ વિઘ્ન વગેરે ઉભાં નહોતાં કર્યાં ત્યાં સુધી વિધિપૂર્વક પૂર્વરંગ કરવાનો અવસર જ ક્યાં હતો ? કારણ કે વિઘ્નોથી રક્ષણ કરતો હોવાથી મુખ્યતઃ તે મંડપ ભાગમાં સ્થાપેલા દેવોને સંતોષ પમાડવામાં હેતુભૂત બન્યો અને અવિનાભાવે સંકળાયેલ બાબત તરીકે દૈત્યોને પણ સંતોષના હેતુરૂપ (બન્યો). પરંતુ જ્યારથી વિઘ્નો ઉત્પન્ન થયાં ત્યારથી પૂર્વરંગ શરૂ થયો. તેથી જ ચોથા અધ્યાયમાં કહેવામાં આવશે કે, પૂર્વરંગ કર્યા બાદ મેં ભગવાન શિવભટ્ટારકને બતાવ્યો (ના. શા. ૪. ૧૦). જેમ તેમ કરવામાં આવેલા 'કુતપ-વિન્યાસ (ગાયક વાદક વૃન્દની ગોઠવણી)

વગેરે માટે પૂર્વરંગ શબ્દ ન પ્રયોજાય. તેથી અહીં કેવળ નાન્દીના પ્રયોગનો ઉલ્લેખ થયો છે. (ના. શા. ૧, ૫૬; અ. ભા. પૃ. ૨૫)

## § ૧૦) ભટ્ટતૌતનો અનુવ્યવસાયવાદ :

अयं भावः — न युष्मत्पृष्ठे केनचिद्योजितम्। देवासुरस्य बहिर्यथास्वमवस्थानम्। अत्रेति—नाट्यवेदे। न देवासुराणामेकान्तेनाभावनम्। नैव तेऽनुभाव्यन्ते केनचित्प्रकारेण।

तथाहि — तेषु न तत्त्वेन धीः। न सादृश्येन यमलकवत्। न भ्रान्तत्वेन रूप्यस्मृतिपूर्वकशुक्तिरूप्यवत्। नारोपेण सम्यग्ज्ञानबाधानन्तरमिथ्याज्ञानरूपम्। न तदध्यवसायेन गौर्वाहीकवत्। नोत्प्रेक्ष्यमाणत्वेन चन्द्रमुखवत्। न तत्प्रतिकृतित्वेन चित्रपुस्तवत्। न तदनुकारेण गुरुशिष्यव्याख्याहेवाकवत्। न तात्कालिकनिर्माणेनेन्द्रजालवत्। न युक्तिविरचिततदाभासतया हस्तलाघवादिमायावत्। सर्वेष्वेतेषु पक्षेष्वसाधारणतया द्रष्टुरौदासीन्ये रसास्वादयोगात्। कवेश्च नियतवर्णनीयनिश्चितत्वे काव्यस्यैवासम्पत्तेरनौचित्यावर्जनयोगात्। लौकिकमिथुनदर्शीव सांसारिकहर्षक्रोधान्वयितापत्तेरुभयदर्शनमुकुलतया मुख्यदृष्टौ प्रयोक्तृदृष्टौ तद्धि सम्पत्त्यभावात्।

किं तर्ह्येतत्? आह—त्रैलोक्यस्येति। एतदुक्तं भवति — एतादृशं ते रामादयो न कदाचन प्रमाणपथमवतार्यन्ते यदाऽऽगमेन वर्ण्यन्ते। तदा तद्विशेषबुद्धिः यद्यपि रामायणप्रायादेकस्मान्महावाक्यादुल्लसति, तथापि वर्तमानतयैव विशेषाणां सम्भाव्यमानार्थक्रियासामर्थ्यात्मकसालक्षण्यपर्यवसानात्। न च तेषां वर्तमानतेत्युपगता तावद्विशेषबुद्धिः। काव्येष्वपि हृदय एव तावत्साधारणीभावो विभावादीनां जातः तत्रापि कथामात्रे साधारणीभावः सम्भवति यद्यपि, तथापि 'एवं ये कुर्वन्ति तेषामेतद्भवति' इति वाक्यवद्रञ्जनातिशयाभावान्न चित्तवृत्तिर्निर्णयगता भवति।

काव्ये तु गुणालङ्कारमनोहरशब्दार्थशरीरे लोकोत्तररसप्राणके हृदयसंवादवशात् निमग्नाकारिका तावद्भवति चित्तवृत्तिः। किन्तु सर्वस्य प्रत्यक्षसाक्षात्कारकल्पा तत्र न धीरुदेति।

नाट्ये तु पारमार्थिकं किञ्चिदत्र मे कृत्यं भविष्यतीत्येवंभूताभिसन्धिसंस्काराभावात्सर्वपरिषत्साधारणप्रमोदसारापर्यन्तविरसनासमादरणीयलोकोत्तरदर्शनश्रवणयोगी भविष्यामीत्यभिसन्धिसंस्कारादुचितगीतातोद्यचर्वणाविस्मृतसांसारिकभावतया विमलमुकुरकल्पीभूतनिजहृदयः, सूच्याद्यभिनयावलोकनोद्भिन्नप्रमोदशोकादितन्मयीभावः, पाठ्याकर्णनपात्रान्तरप्रवेशवशात् समुत्पन्ने देशकालविशेषावेशानालिङ्गिते सम्यङ्मिथ्यासंशयसम्भावनादिज्ञानविज्ञेयत्वपरामर्शानास्पदे, रामरावणादिविषयाध्यवसाये, तत्संस्कारानुवृत्तिकारणभूततत्सहचरहृद्यवस्तुरूपगीतातोद्यप्रमदानुभवसंस्कारसूचितसमनुगततदुक्तरूपरामाध्यव-

ધર્મ વગેરે ચારે પુરુષાર્થને સાધ્ય કરવા માટે વાણી, અંગ અને ચિત્તની ચેષ્ટા સામાન્ય હોય છે અને એ પેટાભેદે સંક્ષેપમાં ચાર પ્રકારની છે. કહેવાય છે કે ખરેખર, જે કર્મ આરંભાય છે તેમાં વાણીની મનની અને શરીરની ચેષ્ટા તો હોય છે જ. તેમાં કેટલાકની બાબતમાં અપૂર્વ લાલિત્યનો વૈચિત્ર્યક્રમ પ્રવેશી જાય છે, કેમકે ઉત્તમ પ્રકૃતિના (નટોનું) બધું હલન ચલન સૌષ્ઠવયુક્ત હોય છે. તે જ તેમની ચાર પ્રકારની વૃત્તિઓ. વાણીની વૃત્તિ તે ભારતી. મનની ચેષ્ટાના સ્વરૂપની સાત્વિક વૃત્તિ તે સાત્વતી. સત્ અટલે અનુભવ રૂપી સંવેદન. તે જેમાં હોય તે 'સત્ત્વ' એટલે કે મન. તેની સાથે સંબંધિત તે આ (એટલે કે સાત્વતી વૃત્તિ), 'ગતિ કરે છે' (इयर्ति) તેથી ગતિશીલ (अरा :) ઉત્સાહવાળા અને આળસ વગરના યોદ્ધા. તેમની સાથે સંબંધ ધરાવતી તે આ આરભટી; આ શરીરને લગતી વૃત્તિ છે. કેશ કંઈજિ પ્રયોજન કે ક્રિયા વગેરે ન કરતા, દેહશોભા માટે ઉપયોગી હોય છે. તે રીતે સૌંદર્ય માટે ઉપયોગી ચેષ્ટા તે કૈશિકી વૃત્તિ તો આ રીતે મુખ્ય ક્રમ છે.

(ના. શા. ૧. ૪૧; અ. ભા. પૃ. ૨૦)

## § ૯) પૂર્વરંગ વિષે ભટ્ટતૌતનો મત :

अस्मदुपाध्यायास्तु यावद्दैत्यैस्तत्र विघ्नाद्याचरणं न कृतं तावत्पूर्वरङ्गस्य विधिपूर्वकस्य कोऽवकाशः ? स हि विघ्नरक्षाकरणेन मण्डपभागनिवेशितदेवतापरितोषहेतुः प्राधान्येन । नान्तरीयकतया च दैत्यपरितोषकारणम् । विघ्नास्तु यदा जातास्ततः प्रभृति पूर्वरङ्गः । तथा चतुर्थेऽध्याये वक्ष्यते (ना. शा. ४. १०) पूर्वरङ्गे कृते मया भगवते शिवभट्टारकाय दर्शित इति यथा तथा तु यः कुतपविन्यासादिः स न पूर्वरङ्गशब्दवाच्यः । तस्मादिह नान्दीमात्रस्य प्रयोगः ।।

(ना. शा. १. ५६; अ. भा. पृ. २५)

અમારા ઉપાધ્યાય શ્રી ભટ્ટતૌતનું કહેવુ એમ છે કે જ્યાંસુધી દૈત્યોએ વિઘ્ન વગેરે ઉભાં નહોતાં કર્યાં ત્યાં સુધી વિધિપૂર્વક પૂર્વરંગ કરવાનો અવસર જ ક્યાં હતો ? કારણ કે વિઘ્નોથી રક્ષણ કરતો હોવાથી મુખ્યતઃ તે મંડપ ભાગમાં સ્થાપેલા દેવોને સંતોષ પમાડવામાં હેતુભૂત બન્યો અને અવિનાભાવે સંકળાયેલ બાબત તરીકે દૈત્યોને પણ સંતોષના હેતુરૂપ (બન્યો). પરંતુ જ્યારથી વિઘ્નો ઉત્પન્ન થયાં ત્યારથી પૂર્વરંગ શરૂ થયો. તેથી જ ચોથા અધ્યાયમાં કહેવામાં આવશે કે, પૂર્વરંગ કર્યા બાદ મેં ભગવાન શિવભટ્ટારકને બતાવ્યો (ના શા. ૪. ૧૦). જેમ તેમ કરવામાં આવેલા 'કુતપ-વિન્યાસ (ગાયક વાદક વૃન્દની ગોઠવણી)

વગેરે માટે પૂર્વરંગ શબ્દ ન પ્રયોજાય. તેથી અહીં કેવળ નાન્દીના પ્રયોગનો ઉલ્લેખ થયો છે. (ના. શા. ૧, ૫૬; અ. ભા. પૃ. ૨૫)

## § ૧૦) ભટ્ટતૌતનો અનુવ્યવસાયવાદ :

अयं भावः — न युष्मत्पृष्ठे केनचिद्योजितम्। देवासुरस्य बहिर्यथास्वमवस्थानम्। अत्रेति—नाट्यवेदे। न देवासुराणामेकान्तेनाभावनम्। नैव तेऽनुभाव्यन्ते केनचित्प्रकारेण।

तथाहि — तेषु न तत्त्वेन धीः। न सादृश्येन यमलकवत्। न भ्रान्तत्वेन रूप्यस्मृतिपूर्वकशुक्तिरूप्यवत्। नारोपेण सम्यग्ज्ञानबाधानन्तरमिथ्याज्ञानरूपम्। न तदध्यवसायेन गौर्वाहीकवत्। नोत्प्रेक्ष्यमाणत्वेन चन्द्रमुखवत्। न तत्प्रतिकृतित्वेन चित्रपुस्तवत्। न तदनुकारेण गुरुशिष्यव्याख्याहेवाकवत्। न तात्कालिकनिर्माणेनेन्द्रजालवत्। न युक्तिविरचिततदाभासतया हस्तलाघवादिमायावत्। सर्वेष्वेतेषु पक्षेष्वसाधारणतया द्रष्टुरौदासीन्ये रसास्वादयोगात्। कवेश्च नियतवर्णनीयनिश्चितत्वे काव्यस्यैवासम्पत्तेरनौचित्यावर्जनयोगात्। लौकिकमिथुनदर्शीव सांसारिकहर्षक्रोधान्वयितापत्तेरुभयदर्शनमुकुलतया मुख्यदृष्टौ प्रयोक्तृदृष्टौ तद्धि सम्पत्त्यभावात्।

किं तर्ह्येतत्? आह—त्रैलोक्यस्येति। एतदुक्तं भवति — एतादृशं ते रामादयो न कदाचन प्रमाणपथमवतार्यन्ते यदाऽऽगमेन वर्ण्यन्ते। तदा तद्विशेषबुद्धिः यद्यपि रामायणप्रायादेकस्मान्महावाक्यादुल्लसति, तथापि वर्तमानतयैव विशेषाणां सम्भाव्यमानार्थक्रियासामर्थ्यात्मकसालक्षण्यपर्यवसानात्। न च तेषां वर्तमानतेत्युपगता तावद्विशेषबुद्धिः। काव्येष्वपि हृदय एव तावत्साधारणीभावो विभावादीनां जातः तत्रापि कथामात्रे साधारणीभावः सम्भवति यद्यपि, तथापि 'एवं ये कुर्वन्ति तेषामेतद्भवति' इति वाक्यवद्रञ्जनातिशयाभावान्न चित्तवृत्तिर्निर्णयगता भवति।

काव्ये तु गुणालङ्कारमनोहरशब्दार्थशरीरे लोकोत्तररसप्राणके हृदयसंवादवशात् निमग्नाकारिका तावद्भवति चित्तवृत्तिः। किन्तु सर्वस्य प्रत्यक्षसाक्षात्कारकल्पा तत्र न धीरुदेति।

नाट्ये तु पारमार्थिकं किञ्चिदद्य मे कृत्यं भविष्यतीत्येवंभूताभिसन्धिसंस्काराभावात्सर्वपरिषत्साधारणप्रमोदसारापर्यन्तविरसनासमादरणीयलोकोत्तरदर्शनश्रवणयोगी भविष्यामीत्यभिसन्धिसंस्कारादुचितगीतातोद्यचर्वणाविस्मृतसांसारिकभावतया विमलमुकुरकल्पीभूतनिजहृदयः, सूच्याद्यभिनयावलोकनोद्भिन्नप्रमोदशोकादितन्मयीभावः, पाठ्याकर्णनपात्रान्तरप्रवेशवशात् समुत्पन्ने देशकालविशेषावेशानालिङ्गिते सम्यङ्मिथ्यासंशयसम्भावनादिज्ञानविज्ञेयत्वपरामर्शानास्पदे, रामरावणादिविषयाध्यवसाये, तत्संकारानुवृत्तिकारणभूततत्सहचरहृद्यवस्तुरूपगीतातोद्यप्रमदानुभवसंस्कारसूचितसमनुगततदुक्तरूपरामाध्यव-

सायसंस्कार एव भवन् पञ्चषैर्दिवसैः सचमत्कारतदीयचरितमध्यप्रविष्टस्वात्मरूप-मतिः स्वात्मद्वारेण विश्वं तथा पश्यन् प्रत्येकं सामाजिको देशकालविशेषणापरामर्शेन एवंकारिणामिदमिति लीढात्मकविधिसमर्पितं संविज्जातीयमेव संविद्विशेपरञ्जकप्राणवल्लभा-प्रतिमरसास्वादसहचररम्यगीतातोद्यादिसंस्काररसानुभववशेन हृदयाभ्यन्तरनिखातं तत एवोत्पुङ्खशतैरपि म्लानिमात्रमप्यभजमानं भजंस्तत्तच्छभाशुभप्रेप्साजिहासासततस्यूत-वृत्तित्वादेव शुभमाचरत्यशुभं समुज्झति । इदानीमुपायसंवेदनालाभात् तदिदमनुकीर्तन-मनुव्यवसायविशेषो नाट्यापरपर्यायः ।

नानुकार इति भ्रमितव्यम् । अनेन भाण्डेन राजपुत्रस्यान्यस्य वानुकृतेऽन्यादि-बुद्धेरभावात् । तद्धि विकारणमिति प्रसिद्धं हासमात्रफलं मध्यस्थानाम् । यदभिप्रायेण मुनिर्वक्ष्यति — 'परचेष्टानुकरणाद्धासस्समुपजायते' ॥ (अ. ७. १०) इति तत्पक्षीयाणां तु तदेव द्वेषासूयानिवृत्त्यादिफलम् । 'तद्बुद्ध्यैव हि दैत्यानां हृदयक्षोभाः 'एवम्भूता वयमुपहासभाजनम्' इति । उपहास्यताभीरवश्च निवर्तन्ते ततः । न तूपदेशेन ।

नन्वेवं तावता नियतानुकारो माभूत् । अनुकारेण तु किमपराद्धम् । न किञ्चिदसम्भवादृते । अनुकार इति हि सदृशकरणम् । तत्कस्य ? न तावद्रामादेः । तस्याननुकार्यत्वात् । एतेन प्रमदादिविभावानामनुकरणं पराकृतम् । न चित्तवृत्तीनां शोकक्रोधादिरूपाणाम् । न हि नटो रामसदृशं स्वात्मनः शोकं करोति । सर्वथैव तस्य तत्राभावात् । भावे वाननुकारत्वात् । न चान्यद्वस्त्वस्ति यच्छोकेन सदृशं स्यात् । अनुभावांस्तु करोति । किन्तु सजातीयानेव । न तु तत्सदृशान् । साधारणरूपस्य कः केन सादृश्यार्थः त्रैलोक्यवार्तेन सदृशत्वं तु न विशेषात्मना यौगपद्येनोपपद्यते । कदाचित्क्रमेण नियत एवानुकृतः स्यात् सामान्यात्मकत्वे कोऽनुकारार्थः ?' तस्मादनियता-नुकारो नाट्यमित्यपि न भ्रमितव्यम् । अस्मदुपाध्यायकृते काव्यकौतुकेऽप्ययमेवाभिप्रायो मन्तव्यः । न त्वनियतानुकारोऽपि ।

तेनानुव्यवसायवत् विशेषविषयीकार्यं नाट्यम् । तथा चाहार्यविशेषादिना निवृत्ते तद्देशकालचैत्रमैत्रादिनटविशेषप्रत्यक्षाभिमाने विशेषलेशोपक्रमेण च विना प्रत्यक्षाप्रवृत्तेरायाते रामादिशब्दस्यात्रोपयोगात्....प्रसिद्धतदर्थतयाऽऽदयणीयचरितवाचकस्यासम्भावनामात्रनिरा-करणेनानुव्यवसायस्य प्रत्यक्षकल्पनाट्ये हृद्यगीताद्यनुस्यूततया चमत्कारस्थानत्वाद्धृदयानु-प्रवेशयोग्यत्वमभिनयचतुष्टयेन स्वरूपप्रच्छादनं ; प्रस्तावनादिना नटज्ञानजसंस्कारसाचिव्यं, तेन रञ्जकसामग्रीमध्यानुप्रविष्टेन प्रच्छादितस्वस्वभावेन प्राक्प्रवृत्तलौकिकप्रत्यक्षानुमानादि-जनितसंस्कारसहायेन सहृदयसंस्कारसचिवेन हृदयसंवादतन्मयीभावनासहकारिणा प्रयोक्त्रा दृश्यमानेन योऽनुव्यवसायो जन्यते सुखदुःखाद्याकारतत्तच्चित्तवृत्तिरूपरूषितनिजसंविदा-

नन्दप्रकाशमयः, अत एव विचित्रो रसनास्वादनचमत्कारचर्वणनिर्वेशभोगाद्यपरपर्यायः तत्र यदवभासते वस्तु तन्नाट्यम ॥

(ना. शा. १., १०५; अ. भा. पृ. ३५)

ભાવાર્થ આ છે : આ કોઈએ તમારા આધારે યોજ્યું નથી. વ્યાવહારિક જગતમાં દેવો અને રાક્ષસો પોતે છે એવા જ રહે છે. અહીં એટલે કે નાટ્ય વેદમાં દેવોનું કે અસુરોના એકલાના ભાવનું અનુકરણ નથી: કોઈ પણ રીતે અહીં એમના ભાવોનું અનુકરણ ન કરાય.

કેમકે, (નાટકમાંના દેવો અને અસુરો વિશે) તેમને વિશે આપણને એવું જ્ઞાન નથી થતું કે (૧) આ સાચા છે, (૨) આ જોડકાંઓની જેમ સરખાં છે, (૩) રૂપાના સ્મરણપૂર્વક છીપમાં થતી રૂપાની ભ્રાન્તિ જેવાં છે, (૪) સમ્યગ્જ્ઞાનનો બાધ થયા પછી થતા મિથ્યાજ્ઞાનની જેમ આરોપરૂપ છે, (૫) 'વાહીક બળદ છે' ની જેમ અધ્યવસાય રૂપ છે, (૬) મુખને વિશે કરાતી ચન્દ્રની ઉત્પ્રેક્ષાની જેમ ઉત્પ્રેક્ષારૂપ છે, (૭) ચિત્ર અને માટીની મૂર્તિની જેમ તેની નકલ છે, (૮) ગુરૂની માફક સમજૂતી આપવાના શિષ્યના શોખની જેમ તેનું અનુકરણ છે, (૯) ઇન્દ્રજાળની જેમ તાત્કાલિક નિર્માણરૂપ છે, (૧૦) હાથચાલાકીની માયાજાળની જેમ યૂક્તિપૂર્વક ઉત્પન્ન કરેલો તેનો આભાસ છે.

આ બધા પક્ષોમાં સાધારણ્યના અભાવને લીધે જોનાર ઉદાસીન હોવાથી રસાસ્વાદ સંભવતો નથી કવિને માટે પણ નિયત વસ્તુનું વર્ણન કરવાનું નિશ્ચિત હોય તો. અનૌચિત્યનો પરિત્યાગ અસંભવિત હોઈ, કાવ્ય જ નહિ બની શકે. લૌકિક યુગલને જોનારમાં જેમ સાંસારિક હર્ષ ક્રોધ વગેરે આવી પડે છે તેમ મુખ્ય પાત્રો અને અભિનેતાઓને જોનાર પ્રેક્ષકમાં પણ (સાંસારિક હર્ષ ક્રોધ વગેરે આવી પડે) એવું માનવું પડે, પણ તેવું બનતું નથી. તો પછી આ (નાટક) છે શું ? કહે છે કે "ત્રૈલોક્યનું". ભાવાર્થ આ છે : જ્યારે આગમો દ્વારા રામ વગેરેનું વર્ણન કરવામાં આવે છે, ત્યારે તેઓ આવા (અસાધારણ) રૂપે કદી પણ આપણા પ્રમાણના વિષય બનતા નથી. એ વખતે જો કે રામાયણ જેવા એકાદ મહાવાક્યમાંથી તેમનો વિશેષ વ્યક્તિરૂપે બોધ થાય છે. તેમ છતાં વિશેષ વ્યક્તિઓ વર્તમાન રૂપમાંજ સંભાવ્યમાન અર્થ ક્રિયા (ફલ પ્રાપ્તિ)ની ક્ષમતા ધરાવતી હોવાથી, સમાન લક્ષણતાને પામી શકે છે. તે વર્તમાન રૂપે હોતા નથી, તેથી વિશેષ વ્યક્તિ-

ત્વની સ્વીકૃતિ આવી જાય છે. કાવ્યોમાં પણ વિભાવ વગેરેનો સાધારણીભાવ હૃદયમાંજ જન્મે છે. તેમાં પણ કથાઓમાં જ આવો સાધારણીભાવ સંભવિત બને છે, તેમ છતાં, 'જે આમ કરે છે તેમને આમ થાય છે' એ વાક્યની માફક તેમાં રંજનાતિશયના અભાવને લીધે ચિત્તવૃત્તિની તન્મયતા સધાતી નથી. ગુણો અને અલંકારોથી સુંદર શબ્દાર્થરૂપી શરીરવાળા અને લોકોત્તર રસથી અનુપ્રાણિત એવા કાવ્યમાં, હૃદય સંવાદને લીધે ચિત્તવૃત્તિ એકાકાર-તો બની શકે છે; પરંતુ બધાને જ તેમાં પ્રત્યક્ષ સાક્ષાત્કાર જેવી પ્રતીતિ થતી નથી.

નાટકની બાબતમાં તો (પ્રેક્ષકના મનમાં) 'આજે મારું કંઈક ઉત્તમ લાભકારક કૃત્ય થશે' એ પ્રકારના ઉદ્દેશ અને સંસ્કારનો અભાવ હોય છે. તેથી, 'સકલ પરિષદને સમાન રીતે આનંદ આપનાર અને વિશિષ્ટ પ્રકારના આસ્વાદનો (અનુભવ કરાવનાર) એવી આદરણીય લોકોત્તર વસ્તુનું દર્શન અને શ્રવણ હું પામવાનો છું,' એવો ઉદ્દેશ અને સંસ્કાર હોય, તેને ઉચિત ગીતવાદ્યની ચર્વણાને લીધે સાંસારિક ભાવો વિસરાઈ ગયા હોવાથી, પ્રેક્ષક દર્પણ જેવા સ્વચ્છ હૃદયવાળો બને છે; સૂચવવા ધારેલા અભિનયના અવલોકનથી જાગેલા પ્રમોદ શોક વગેરેમાં તલ્લીન બનીને, (ભજવાતા નાટકનો) પાઠ સાંભળીને બીજા પાત્રમાં પ્રવેશ પામતાં; વિશિષ્ટ દેશકાલાદિની પકડમાં આવ્યા વિના સમ્યક્, મિથ્યા, સંશય, સંભાવના વગેરેના જ્ઞાનથી જાણવા યોગ્ય હોવાપણાના સંપર્કથી રહિત એવું રામરાવણ વગેરે વિષેનું તેને નિશ્ચિત જ્ઞાન થાય છે. આ રામાદિ જ્ઞાનના સંસ્કારો ગીત વાદ્ય અને સ્ત્રીઓના અનુભાવના સંસ્કારોથી સૂચવાતા અને અનુસરાતા હોય છે. વળી આ સંસ્કારોના ટકવામાં કારણભૂત તેમની સહચર એ આનંદદાયક વસ્તુઓ જ છે. (આ સંસ્કારવાળો થઈને) પાચ કે છ દિવસમાં, ચમત્કારપૂર્વક રજૂ થતા તેના' ચરિતની અંદર પોતાની જાતનો પ્રવેશ થઇ ગયો હોય એવી બુદ્ધિવાળો બનીને, પોતાની જાત દ્વારા સંસારને પણ એ રીતે જોતો, પ્રત્યેક સામાજિક વિશેષ દેશકાળ સાથે સંકળાયા વિના, 'આવું કરનારનું આમ થાય' એવું આસ્વાદાત્મક વિધિથી લાધેલું અનુભવાત્મક સ્વરૂપનું સંવેદન અનુભવે છે. (આ સંવેદન) વિશેષ પ્રકારના સંવેદન દ્વારા આનંદ આપનાર પ્રાણવલ્લભા જેવા રસાસ્વાદનની સહિત રમ્ય ગીતવાદ્ય વગેરેના સંસ્કારથી રસાવાને લીધે હૃદયની અંદર એવું ઉંડુ ખૂંચી જાય છે કે (જેમ ઉંડા ખૂચી ગયેલા બાણને તેનું પીછું પકડીને ખેંચવામાં આવે છે તેમ) તેને ખેંચી કાઢવાના સેંકડો પ્રયત્ન કરવા છતાં જરા ઝાંખું સુદ્ધાં પડતું નથી. આવા અનુભવાત્મક સંવેદનને પામીને, ભાવક (પોતા-

નામાં શુભને પામવાની અને અશુભને ટાળવાની વૃત્તિ સતત રહેલી હોવાથી શુભને આચરે છે અને અશુભને ટાળે છે. આ પરિસ્થિતિમાં (શુભ આચરણ અને અશુભ પરિહારના) ઉપાયનું સંવેદન પ્રાપ્ત થતું હોવાથી, મૂળ ચરિત્રને અનુસરતા આ નિરૂપણ (અનુકીર્તન) જે વિશિષ્ટ પ્રકારના અનુવ્યવસાયના સ્વરૂપનું છે, તેને બીજા શબ્દોમાં નાટચ કહેવામાં આવે છે. અને અનુકરણ માનવાની ભૂલ ન કરવી. આ ભાંડે રાજપુત્રની કે બીજા કોઇની નકલ કરી છે, એવો કે એના જેવો બીજો ખ્યાલ આવતો નથી. એ નકલ તો વિકાર (વિકૃતિ) તરીકે જાણીતી છે અને મધ્યોસ્થોને હસાવવા પૂરતી જ ઉપયોગી છે, એ મત દર્શાવતાં મુનિ હવે કહેવાના છે કે 'પારકી ચેષ્ટાના અનુકરણમાંથી હાસ્ય જન્મે છે' (ના. શા. ૭.૧૦). તે મશ્કરીને બનેલા તેના પક્ષના મનુષ્યોમાં તે (મશ્કરી) દ્વેષ, અસૂયા, નિવૃત્તિ વગેરે જન્માવે છે. 'આવા અમે મશ્કરીનું પાત્ર બન્યા' એ વિચારથી જ દૈત્યોને હૃદય ક્ષોભ થયો હતો. મશ્કરીને પાત્ર થવાની બીકથી જ, નહિ કે ઉપદેશથી, (દૈત્યો) તેનાથી (નાટકથી) પાછા પડે છે. સારૂં, તો પછી નાટકને નિયત (વ્યક્તિ)નું અનુકરણ ભલે ન માનો, પણ (સામાન્યનું) અનુકરણ માનવામાં શો વાંધો? એ અસંભવિત છે એ સિવાય કશો જ (વાંધો) નહિ, અનુકરણ એટલે સદૃશકરણ એવો અર્થ લઇએ તો કોનું (સદૃશકરણ) ? રામ વગેરેનું તો નહિજ, કારણ તેમનું અનુકરણ થઈ શકે એમ નથી. આ કારણે પ્રમદાદિ વિભાવોના અનુકરણનો પ્રશ્ન તો રહેતો જ નથી. શોક, ક્રોધ વગેરે પ્રકારની ચિત્તવૃત્તિઓનું અનુકરણ પણ નહિ. રામને પોતાને શોક થતો નથી, કારણ કે તેનામાં શોકનો સમૂળગો અભાવ હોય છે. જો તેનામાં શોકનો સદ્ભાવ માનીએ તો પછી એ અનુકરણ રહેતું નથી. બીજી એવી કોઇ વસ્તુ નથી કે જે શોકના જેવી હોય. એટલે (નટ) અનુભાવોનો અભિનય કરે છે, પણ તે પ્રકારના જ (અનુભાવોનો અભિનય કરે છે), તેના જેવા (અનુભાવો)-નો નહિ. સાધારણરૂપ ધરાવતી વસ્તુને કોની સાથે શું સરખાપણુ હોય ? ત્રણે લોકમાં રહેલી વસ્તુનું, વિશેષરૂપે સાદૃશ્ય એકી સાથે હોવું યુક્તિસંગત નથી. કદાચ નિયત વસ્તુનું અનુકરણ પાછળથી પણ થાય. સામાન્યરૂપવાળી વસ્તુના અનુકરણ માટેનો પદાર્થ શો હોય ? તે કારણે નાટક એ અનિયતનું અનુકરણ છે એ ભ્રમ પણ સેવવો નહિ. અમારા ઉપાધ્યાયે રચેલા 'કાવ્યકૌતુક'માં આજ અભિપ્રેત છે એમ માનવું. તેથી નાટચ એ અનુવ્યવસાયવાળું, વિશેષ વિષય-વાળું કાર્ય છે. તેથી તો વિશેષ પ્રકારની વેષભૂષા વગેર દ્વારા તે તે દેશકાળ વિશિષ્ટ ચૈત્રમૈત્ર વગેરે નામના અમુક નટ વિશેનું અભિમાન જતું રહેતાં, સહેજ

પણ વિશેષતાના આરંભ વિના પ્રત્યક્ષની પ્રવૃત્તિ સંભવે નહીં, તેથી અહીં રામાદિ શબ્દનો ઉપયોગ કરવાથી, તેનાથી સૂચિત થનાર વ્યક્તિ આદરણીય ચરિતવાચક અર્થમાં પ્રસિદ્ધ હોવાથી અસંભાવના માત્રનું નિરાકરણ થઈ જાય છે. અને અનુવ્યવસાયના પ્રત્યક્ષ અનુભવ સમા નાટ્યમાં મનોહર ગીત વગેરે વણાવાથી, તે (અનુવ્યવસાય) ચમત્કારનું સ્થાન બને છે. તેથી તેનામાં હૃદયમાં અનુપ્રવેશ કરવાની યોગ્યતા આવવાથી ચતુર્વિધ અભિનયને કારણે તેનું (નટનું) સ્વરૂપ ઢંકાઈ જતાં, પ્રસ્તાવના વગેરે દ્વારા નટના જ્ઞાનથી જન્મેલા સંસ્કારનો સાથ મળે છે, તેથી રંજક સામગ્રીની અંદર અનુપ્રવેશ પામેલા, જેનું મૂળ સ્વરૂપ સારી રીતે ઢંકાઈ ગયું છે. તેવા, પહેલાંથીજ પ્રવૃત્ત થયેલા લૌકિક પ્રત્યક્ષ અનુભવ અનુમાન વગેરેમાંથી ઉદ્‌ભવેલા સંસ્કારવાળા સહૃદયતાના સંસ્કારયુક્ત, હૃદયસંવાદને લીધે એકલીન થઈ જવાની ભાવનાવાળા નટને જોતાં સામાજિકમાં જે અનુવ્યવસાય જાગે છે, તે સુખ દુઃખાદિરૂપની તે તે ચિત્તવૃત્તિઓથી ચિત્રિત, પોતાની સંવિત્‌ના આનન્દ અને પ્રકાશમય હોય છે. તેથી જ વિચિત્ર બનેલો (અનુવ્યવસાય) રસના આસ્વાદન, ચમત્કાર, ચર્વણા, નિર્વેશ, ભોગ વગેરે નામે ઓળખાય છે. તેમાં જે વસ્તુ પ્રત્યક્ષ થાય છે, તે જ નાટ્ય છે.

(ના. શા. ૧. ૧૦૫; અ. ભા. પૃ. ૩૫)

## § ૧૧) નાટ્યની ઉપાદેયતા :

एवंभूतं यन्नाट्यं तत्प्रेक्षकाणां दुःखेन व्याध्यादिकृतेन श्रमेणाध्वक्लेशादिजेन शोकेन बन्धुमरणादिकृतेनार्तानां पीडितानां तथा तपस्विनामनवरतकृच्छ्रचान्द्रायणाद्याचरणकलितदौर्बल्यातिशयपरिखिन्नहृदयानां 'विश्रान्तिजननं' दुःखप्रसरणविघातकम् । प्रतिहतदुःखानां चाह्लादात्मकधृत्यादिकारणं यथायोगम् । तद्यथा — शोकार्तस्य धृतिर्व्याध्यार्तस्य क्रीडा श्रमार्तस्य सुखम् । आदिग्रहणेन मतिविनोदादय इति मन्तव्यम् । न चैतावदेव यावत्कालान्तरेऽपि परिपाकं सुखमुपदेशं जनयतीत्येवं दुःखितानां तत्प्रशमसुखवितरणकालान्तरसुखलाभाः प्रयोजनम् । ये पुनरदुःखिताः सुखभूयिष्ठप्रवृत्तय एव राजपुत्राद्यास्तेषां लोकवृत्ते धर्माद्युपायवर्गे उपदेशकार्येतन्नाट्यम् । लोकशब्देन लोकवृत्तम् ।

ननु किं गुरुवदुपदेशं करोति । नेत्याह । किन्तु बुद्धिं विवर्धयति । स्वप्रतिभामेव तादृशीं वितरतीत्यर्थः । न च सा दुष्टा प्रतिभेत्याह—हितं, हितं प्रतिजनकत्वात् । अत्र हेतुमाह—यतो धर्मादनपेतम् । यशश्शब्देन लोकप्रसिद्धिहेतुभूतमद्भुतकारि वस्तूच्यते, यथा रामस्य सप्ततालव्यथनादि तदुपदेशे साधु । आयुर्वृद्धिहेतव आचारा आयुः । तेषु साधु । एवं दुःखितानामदुखितानां चेदमुपादेयमित्युक्तम् ।

(ना. शा. ११३–११५, अ. भा. पृ. ३९–४०)

આવું જે નાટચ છે, તે પ્રેક્ષકોને રોગાદિજનિત દુઃખથી, રસ્તો કાપતાં પડેલા કષ્ટ વગેરેથી ઉદ્ભવેલ શ્રમથી, આપ્તજનના અવસાન વગેરેથી થયેલા શોકથી આર્ત એટલે પીડાયેલાઓને, તેમજ સતત આકરાં ચાન્દ્રાયણાદિ વગેરેના આચરણથી દુર્બળ બનેલા ને એકદમ ખિન્ન બનેલા તપસ્વીઓ માટે વિશ્રાન્તિ-જનક એટલે દુઃખને વધતું અટકાવનાર છે, અને જેમનું દુઃખ દૂર થયું છે એવા લોકો માટે જે તે રીતે આલ્હાદ સ્વરૂપની ધીરજ વગેરેના કારણરૂપ છે; જેમકે શોકાર્તને સાંત્વન, રોગી માટે મનોરંજન, થાકયાપાકયા માટે સુખ પ્રાપ્ત કરાવવામાં કારણભૂત બને છે. (ના. શા. ૧. ૧૧૩ શ્લોકમાંના) 'આદિ' શબ્દનો અર્થ તપસ્વીઓને મતિવિબોધ વગેરે આપનાર છે એમ માનવું.

એટલું જ નહિ કે (તત્કાલ વિશ્રાન્તિ આપે છે), પરંતુ કાલાન્તરે પણ જેમાંથી સુખ સાંપડે એવો ઉપદેશ (નાટચ) આપે છે. આમ દુઃખી (પ્રેક્ષકો) માટે દુઃખનું શમન, સુખનું વિતરણ અને લાંબે ગાળે પણ સુખની પ્રાપ્તિ એ નાટકનું પ્રયોજન છે. ઉલટું દુઃખ વિનાના અને સુખમાં રચ્યાપચ્યા રહેતા રાજ-પુત્રો વગેરે માટે લોકવ્યવહાર અને ધર્મ વગેરે ઉપાય સંઘાતના ઉપદેશ આપનાર આ નાટચ છે. ('લોકવૃત્ત' એ પદમાંના) લોક શબ્દથી લોકવ્યવહારનું (ગ્રહણ થાય છે).

તો શું નાટચ ગુરુની માફક ઉપદેશ આપે છે ? ના એમ નથી, પણ બુદ્ધિને વિકસાવે છે. આપણી પ્રતિભાને જ એ પ્રકારની બનાવે છે એવો અર્થ છે. અને એ પ્રતિભા દુષ્ટ નથી એ સૂચવવા 'हितम्' કહ્યું છે, કારણકે એ (નાટચ) હિતકારક પ્રતિભાને જગાડે છે. અહીં હેતુ જણાવ્યો છે કે ધર્મ વગરનું નથી માટે યશ શબ્દથી લોકપ્રસિદ્ધિના કારણરૂપ આશ્ચર્યજનક વસ્તુ અભિપ્રેત છે, જેમકે રામ વડે સાત તાલવૃક્ષોનું વિંધાવું વગેરે. તેના ઉપદેશ માટે યોગ્ય (સાધુ) હોવાથી (નાટચ 'યશસ્ય' કહેવાયું છે) આયુષ્યની વૃદ્ધિ કરવામાં આચરણ તે જ 'આયુ'. તે બાબતમાં યોગ્ય[1] (સાધુ) હોવાથી (નાટચ આયુષ્ય કહેવાયું છે). આ પ્રમાણે દુઃખી અને સુખી જનો બન્ને માટે (નાટચ) ઉપાદેય છે એમ કહ્યું છે.

---

૧. અહીં 'तत्र साधुः' (પા. ૪. ૪. ૯૮) સૂત્રથી 'यत्' પ્રત્યય લાગીને યશસ્ય અને આયુષ્ય શબ્દો બન્યા છે. આ સૂત્રમાંનો 'સાધુ' શબ્દ પ્રવીણ કે યોગ્યના અર્થમાં લેવાનો છે. જુઓ આ સૂત્ર પરની 'કાશિકા' : साधुरिह प्रवीणोयोग्यो वा गृह्यते ।

§ ૧૨) નાટ્યરસ.

तत्र नाट्यं नाम नटगताभिनयप्रभावसाक्षात्कारायमाणैकघनमानसनिश्चलाध्यवसेयः समस्तनाटकाद्यन्यतमकाव्यविशेषाच्च द्योतनीयोऽर्थः स च यद्यपि अनन्तविभावाद्यात्मा तथापि सर्वेषां जडानां संविदि तस्याश्च भोक्तरि भोक्तृवर्गस्य च प्रधाने भोक्तरि पर्यवसानान्नायकाभिधानभोक्तृविशेषस्थायिचित्तवृत्तिस्वभावः ।

सा चैकचित्तवृत्तिः स्वपरमिति प्रतीयमानान्तचित्तवृत्त्यन्तरशतविशेषिता लौकिकगीतगेयपदादिलास्याङ्गदशकोपजीवनस्वीकृतलक्षणगुणा अलङ्कारगीतातोद्यादिसम्यक्सुन्दरीभूतकाव्यमहिम प्रयोगमालाभ्यां विशेषाश्रयत्वात् प्रच्याविता अत एव साधारणीभूततया सामाजिकानपि स्वात्मसद्भावेन समावेशयन्ती तादात्म्यादेव चानुमानागमयोगिप्रत्यक्षादिकरणकतटस्थप्रमातृप्रमेयपरकीयलौकिकचित्तवृत्तिविलक्षणतया निर्भासमाना परिमितस्वात्मान्याश्रयतानिर्भासिनाविरहाच्च लौकिकप्रमदादिचित्तवृत्त्यन्तरजननाक्षमा तत एव निर्विघ्नस्वसंवेदनात्मकहर्षविश्रान्तिलक्षणेन रसनापरपर्यायेण व्यापारेण गृह्यमाणत्वाद्रसशब्देनाभिधीयते ।

तेन रस एव नाट्यं यस्य व्युत्पत्तिः फलमित्युच्यते । तथा च 'रसादृते' (ना. शा. ६. ३१) इत्यत्रैकवचनोपपत्तिः । ततश्च मुख्यभूतात् महारसात् स्फोटदर्शीवासत्यानि वा अन्विताभिधानदर्शीवोपायात्मकानि सत्यानि वा अभिनिवेशदर्शीव तत्समुदायरूपाणि वा रसान्तराणि भावाभिनिवेशदृष्टानि रूप्यन्ते । तद्वक्ष्यन्ते "काव्यार्थान् भावयन्ति" (ना. शा. ७, पृ ३४२) इति । तेन प्रथमं रसाः । ते च नव । शान्तापलापिनस्त्वष्टाविति पठन्ति ।।

(ना. शा. ६. १५; अ. भा. पृ. २६६.)

નટગત અભિનયના પ્રભાવથી પ્રત્યક્ષ જેવો દેખાતો, (પ્રેક્ષકોના) એકલીન મનમાં સ્થિરરૂપે ગ્રહણ કરાતો, બધાં જ નાટકો અને કોઈ વિશિષ્ટ કાવ્યોમાંથી અભિવ્યક્ત થતો અર્થ તે જ નાટ્ય. તે અર્થ જો કે અનન્ત વિભાવાદિરૂપ છે. છતાં નાયક તરીકે ઓળખાતા વિશિષ્ટ ભોક્તાની સ્થાયી ચિત્તવૃત્તિના સ્વભાવનો છે, કારણકે બધા જડ વિભાવોનું સંવિતમાં, તેનું (=સંવિતનું) ભોક્તામાં અને ભોક્તાવર્ગનું મુખ્ય ભોક્તા (નાયકમાં) પર્યવસાન થાય છે.

આ (પ્રધાન ચિત્તવૃત્તિરૂપ નાયકની) એક ચિત્તવૃત્તિ સ્વગત રૂપે કે પરગત રૂપે પ્રતીત થતી અનેક ચિત્તવૃત્તિઓ કરતાં અનેકગણી વિશિષ્ટતાવાળી બને છે. (આ એક ચિત્તવૃત્તિ) અભિનય પરંપરા દ્વારા વિશેષના આશ્રિત બનવાની સ્થિતિમાંથી સ્ખલિત થયેલી છે. (આ અભિનયપરંપરા) લૌકિક ગીત, ગેયપદ વગેરે

દસ લાસ્યાંગોથી યુક્ત અને નિશ્ચિત લક્ષણોવાળા ગુણો અને અલંકારો, તેમજ ગીત વાદ્ય આદિના (સંયોગથી) ખૂબ સરસ થયેલા કાવ્યથી મહિમાયુક્ત છે. આમ સાધારણીકરણ પામેલી આ ચિત્તવૃત્તિ સામાજિકોને પણ પોતાનામાં સમાવી લે છે. આમ તાદાત્મ્ય સધાવાને લીધે, અનુમાન, આગમ, યોગિપ્રત્યક્ષ વગેરે (પ્રમાણો) વડે તટસ્થ પ્રમાતાના પ્રમેયરૂપ, પરકીય લૌકિક ચિત્તવૃત્તિથી વિલક્ષણરૂપે આ ચિત્તવૃત્તિ પ્રતીત થાય છે. (આ ચિત્તવૃત્તિની પ્રતીતિ પ્રેક્ષકને પણ) પરિમિત આત્મગત કે પરગત રૂપે થતી નથી, એટલે લૌકિક પ્રમદા આદિથી ઉત્પન્ન થતા શોક વગેરેની જેમ તે અન્ય ચિત્તવૃત્તિને ઉત્પન્ન કરવામાં અક્ષમ છે. તેથી જ આત્મપ્રતીતિની વિશ્રાંન્તિરૂપ આસ્વાદન નામના વ્યાપાર વડે (આ ચિત્તવૃત્તિ) અંતરાય વગર ગ્રહણ કરાતી હોવાથી, તેને રસ શબ્દથી ઓળખવામાં આવે છે.

માટે રસ એ જ નાટ્ય, જેનું ફળ બહુજ્ઞતા[1] છે એમ કહેવામાં આવે છે. તેમજ 'રસ સિવાય' (रसाद् ऋते, ૬.૩૧ પરની વૃત્તિ)માં એકવચનનો પ્રયોગ બંધબેસે છે. તેથી મુખ્ય તરીકે રહેલા મહારસમાંથી ભાવબુદ્ધિથી જોવાયેલા અન્ય રસોનું નિરૂપણ કરાય છે તે અન્ય રસો, સ્ફોટવાદની દૃષ્ટિએ અસત્ય, અન્વિતાભિધાનવાદની દૃષ્ટિએ ઉપાયસ્વરૂપના સત્ય અને અભિહિતાન્વયવાદની દૃષ્ટિએ તેના (=મુખ્ય રસના) સમુદાય રૂપે છે. એથી આગળ કહેવાશે કે "રસ કાવ્યાર્થોને ઉત્પન્ન કરે છે." તેથી પ્રથમ રસોનું (નિરૂપણ કરવામાં આવ્યું છે). તે નવ છે. (નાટકમાં) શાંતરસને ન સ્વીકારનારા અહીં 'આઠ' એવો પાઠ સ્વીકારે છે.

(ના. શા. ૧. ૧૦૫; અ. ભા. પૃ. ૩૫)

## § ૧૩) રસનું પ્રાધાન્ય :

[ न हि रसादृते कश्चिदर्थः प्रवर्तते । ] — हि यस्मात् रसं विना विभावादिरर्थो बुद्धौ व्याख्येयतया न प्रवर्तते यतश्च तं विनाऽर्थः प्रयोजनं प्रीतिपुरस्सरं व्युत्पत्तिमयं न प्रवर्तते यतश्च रसं प्रत्यादृते रसनात्मकप्रतीत्येकघनविश्रान्ते सामाजिकलोकेऽन्यो भावादिरर्थः प्रविभागेन बुद्धौ न वर्तते । सर्वस्य जडस्य चित्तवृत्त्यन्तरोपकृतप्रधानस्थायिनामधेयचित्तवृत्तिमग्नत्वेन विभावानुभावादिवर्गस्याभासात् । अतो व्याख्यातृनटसामाजिकाभिप्रायेण तस्यैव प्राधान्यमिति रस एव तावत्पूर्वमुद्दिष्ट इति तस्यैव लक्षणादिकर्तव्यमिति तात्पर्यम् ।

पूर्वत्र बहुवचनमत्र चैकवचनं प्रयुञ्जानस्यायमाशयः — एक एव तावत्परमार्थतो रसः सूत्रस्थानीयत्वेन रूपके प्रतिभाति । तस्यैव पुनर्भागदृशा विभागः । सोऽपि च न

---

૧. बहुज्ञता व्युत्पत्तिः इत्याचार्याः । (રાજશેખર, કાવ્યમીમાંસા, અ.૫, પ્રથમ પંક્તિ).

तदेकमुखप्रेक्षितामतिवर्तते। एतच्चोद्देश एवास्माभिरभिहितचरम्। अभिधास्यते चाग्रे ॥
(ना. शा. ६, ३१; अ. भा. पृ. २७१)

[ખરેખર રસ વગર કોઇ અર્થ પ્રવૃત્ત થતો નથી]. — રસ વિના વિભાવ વગેરે અર્થ બુદ્ધિમાં વ્યાખ્યેયરૂપે પ્રવર્તી શકતો નથી. કારણ કે તેના (=રસના) વિના વ્યુત્પત્તિસ્વરૂપનો અર્થ એટલે કે પ્રયોજન પ્રીતિપૂર્વક ક્રિયાશીલ બની શકતો નથી, કારણ કે રસ તરફ આદરથી વળેલા, રસ સ્વરૂપની એકઘન પ્રતીતિમાં, સામાજિક જનો વિશ્રાન્તિ પામતાં, અન્ય ભાવ વગેરે અર્થ, બુદ્ધિમાં સ્પષ્ટપણે વર્તાતા નથી. સર્વ જડ વિભાવ અનુભાવ સમૂહનો અવભાસ, અન્ય ચિત્તવૃત્તિનો સહકાર પામેલ પ્રધાન સ્થાયિભાવ નામની ચિત્તવૃત્તિમાં મગ્ન થવા રૂપે જ થાય છે. તે કારણે, વ્યાખ્યાતા, નટ અને સામાજિકના (અલગ અલગ) દૃષ્ટિબિંદુથી પણ તેનું જ પ્રાધાન્ય છે. તેથી જ રસનો પ્રથમ નિર્દેશ કર્યો છે, તેથી તેની (પહેલાં) વ્યાખ્યા આપવી જોઇએ એવું તાત્પર્ય છે.

પહેલાં બહુવચન ('रसानेव' ના. શા પૃ. ૨૭૨) વાપર્યું હતું અને હવે એકવચન વાપરવાનો આશય આ છે — પરમાર્થદૃષ્ટિએ તો એક જ એવો રસ સૂત્રરૂપે રૂપકમાં પ્રતીત થાય છે. તેના જ ફરીથી ભાગદૃષ્ટિએ વિભાગ પાડવામાં આવ્યા છે અને તે (વિભાગ) તેના મુખ સામે જોવામાંથી ઉંચા આવતા નથી), અર્થાત્ તેના પર પરાધીન છે). ઉદ્દેશની વાત કરતી વખતે અમે આ કહેલું જ છે, અને આગળ કહેવાના છીએ. (ના. શા ૬. ૩૧; અ. ભા પૃ ૨૭૧)

## § ૧૪) ભટ્ટ લોલ્લટનો મત અને શંકુકે કરેલું તેનું ખંડન[1]:

एवं क्रमहेतुमभिधाय रसविषयलक्षणसूत्रमाह — ["विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः।"] अत्र भट्टलोल्लटप्रभृतयस्तावदेवं व्याचख्युः। विभावादिभिः संयोगोऽर्थात् स्थायिनस्ततो रसनिष्पत्तिः। तत्र विभावाश्चित्तवृत्तेः स्थाय्यात्मिकायाः उत्पत्तौ कारणम्। अनुभावाश्च न रसजन्या अत्र विवक्षिताः, तेषां रसकारणत्वेन गणनानर्हत्वात्, अपि तु भावानामेव येऽनुभावाः। व्यभिचारिणश्च चित्तवृत्त्यात्मकत्वात् यद्यपि न सहभाविनः स्थायिना तथापि वासनात्मतेह तस्य विवक्षिता। दृष्टान्तेऽपि व्यञ्जनादिमध्ये कस्यचिद्वासनात्मकता स्थायिवदन्यस्योद्भूतता व्यभिचारिवत्। तेन स्थाय्येव

---

१. ગાયકવાડ ઓરિયેન્ટલ સિરિઝમાંની 'અભિનવભારતી'નાં પૃ. ૨૭૨–૨૮૫ સુધીના આ અને આ પછીના પરિચ્છેદોમાં સમાયેલા ભાગ માટે શ્રીનોલીનો ગ્રંથપાઠ સ્વીકાર્યો છે.

विभावानुभावादिभिरुपचितो रसः। स्थायी त्वनुपचितः। स चोभयोरपि मुख्यया वृत्त्या रामादावनुकार्येऽनुकर्तरि च नटे रामादिरूपतानुसंधानबलादिति। चिरन्तनानां चायमेव पक्षः। तथा हि दण्डिना स्वालङ्कारलक्षणेऽभ्यधायि "रतिः शृङ्गारतां गता रूपबाहुल्ययोगेन" इति (काव्यादर्शे, २. २८१) "इत्यारुह्य परां कोटिं कोपो रौद्रात्मतां गतः" (२.२८३) इत्यादि च। एतन्नेति श्रीशङ्कुकः। विभावाद्ययोगे स्थायिनो लिङ्गाभावेनावगत्यनुपपत्तेः, भावानां पूर्वमभिधेयताप्रसङ्गात्, स्थितदशायां लक्षणान्तरवैयर्थ्यात्, मन्दमन्दतरमन्दतमनाध्यस्थ्याद्यानन्त्यापत्तेः, हास्यरसे षोढात्वाभावप्राप्तेः, कामावस्थासु दशस्वसङ्ख्यरसभावादिप्रसङ्गात्, शोकस्य प्रथमं तीव्रत्वं कालात् तु मान्द्यदर्शनम्, क्रोधोत्साहरतीनाममर्षस्थैर्यसेवाविपर्यये ह्रासदर्शनमिति विपर्ययस्य दृश्यमानत्वाच्च ॥

(ना. शा. ६, ३१; अ. भा. पृ. २७२)

આ પ્રકારે (ઉદ્દેશ્યમાં) ક્રમ જાળવવાનું કારણ દર્શાવીને, રસવિષયક લક્ષણસૂત્રને આપે છે, "વિભાવો, અનુભાવો અને વ્યભિચારી ભાવોના સંયોગથી રસની નિષ્પત્તિ થાય છે."

ભટ્ટ લોલ્લટ વગેરે તો (આ સૂત્રને) આ રીતે સમજાવે છે કે વિભાવ વગેરે સાથે સંયોગ એટલે કે સ્થાયીભાવની સાથે (વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવોનો સંયોગ), તેનાથી રસની નિષ્પત્તિ (થાય છે). તેમાં સ્થાયિભાવના સ્વરૂપની ચિત્તવૃત્તિની ઉત્પત્તિમાં વિભાવો કારણભૂત બને છે. અને અહીં રસજન્ય અનુભાવો વિવક્ષિત નથી, કારણકે રસના કારણો તરીકે તે ગણવાને પાત્ર નથી. પરંતુ ભાવોના જે અનુભાવો છે, તે જ વિવક્ષિત છે. અને વ્યભિચારી ભાવો, ચિત્તવૃત્તિરૂપના હોવાથી સ્થાયિભાવની સાથે રહી શકતા નથી, છતાં અહીં તેમનું વાસનારૂપ વિવક્ષિત છે.

દૃષ્ટાંતમાં પણ વ્યંજન વગેરેની વચ્ચે કોઈ (રસ)નું, સ્થાયિભાવની જેમ વાસનાત્મકરૂપમાં અસ્તિત્વ હોય છે અને બીજાનું વ્યભિચારીની જેમ ઉદ્‌ભૂત રૂપમાં (અસ્તિત્વ હોય છે). આથી વિભાવ, અનુભાવ આદિથી પરિપુષ્ટ થયેલો સ્થાયીભાવ જ રસ છે, સ્થાયિ ભલે અપરિપુષ્ટ હોય. રસ બન્નેમાં હોય છે, મુખ્ય રૂપે રામ વગેરે અનુકાર્ય અને રામાદિરૂપતાના અનુસંધાનને લીધે અનુકર્તા નટમાં પણ (પ્રતીત થાય છે).

પ્રાચીન આચાર્યોનો આજ મત છે. દંડીએ પોતાના ('કાવ્યાદર્શ' નામના) અલંકારગ્રંથમાં કહ્યું છે કે, "રૂપબાહુલ્યયોગે પામે રતિ શૃંગારભાવને." (૨.૨૮૧)

तदेकमुखप्रेक्षितामतिवर्तते । एतच्चोद्देश एवास्माभिरभिहितचरम् । अभिधास्यते चाग्रे ॥

(ना. शा. ६, ३१; अ. भा. पृ. २७१)

[ખરેખર રસ વગર કોઈ અર્થ પ્રવૃત્ત થતો નથી]. — રસ વિના વિભાવ વગેરે અર્થ બુદ્ધિમાં વ્યાખ્યેયરૂપે પ્રવર્તી શકતો નથી. કારણ કે તેના (=રસના) વિના વ્યુત્પત્તિસ્વરૂપનો અર્થ એટલે કે પ્રયોજન પ્રીતિપૂર્વક ક્રિયાશીલ બની શકતો નથી, કારણ કે રસ તરફ આદરથી વળેલા, રસ સ્વરૂપની એકઘન પ્રતીતિમાં, સામાજિક જનો વિશ્રાન્તિ પામતાં, અન્ય ભાવ વગેરે અર્થ, બુદ્ધિમાં સ્પષ્ટપણે વર્તાતો નથી. સર્વ જડ વિભાવ અનુભાવ સમૂહનો અવભાસ, અન્ય ચિત્તવૃત્તિનો સહકાર પામેલ પ્રધાન સ્થાયિભાવ નામની ચિત્તવૃત્તિમાં મગ્ન થવા રૂપે જ થાય છે. તે કારણે, વ્યાખ્યાતા, નટ અને સામાજિકના (અલગ અલગ) દષ્ટિબિંદુથી પણ તેનું જ પ્રાધાન્ય છે. તેથી જ રસનો પ્રથમ નિર્દેશ કર્યો છે, તેથી તેની (પહેલાં) વ્યાખ્યા આપવી જોઈએ એવું તાત્પર્ય છે.

પહેલાં બહુવચન ('रसानेव' ના. શા પૃ. ૨૭૨) વાપર્યું હતું અને હવે એકવચન વાપરવાનો આશય આ છે — પરમાર્થદષ્ટિએ તો એક જ એવો રસ સૂત્રરૂપે રૂપકમાં પ્રતીત થાય છે. તેના જ ફરીથી ભાગદષ્ટિએ વિભાગ પાડવામાં આવ્યા છે અને તે (વિભાગ) તેના મુખ સામે જોવામાંથી ઉંચા આવતા નથી), અર્થાત્ તેના પરપાધીન છે). ઉદ્દેશની વાત કરતી વખતે અમે આ કહેલું જ છે, અને આગળ કહેવાના છીએ. (ના. શા ૬. ૩૧; અ. ભા પૃ ૨૭૧)

## § ૧૪) ભટ્ટ લોલ્લટનો મત અને શંકુકે કરેલું તેનું ખંડન[૧] :

एवं क्रमहेतुमभिधाय रसविषयलक्षणसूत्रमाह — ["विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः ।" ] अत्र भट्टलोल्लटप्रभृतयस्तावदेवं व्याचख्युः । विभावादिभिः संयोगोऽर्थात् स्थायिनस्ततो रसनिष्पत्तिः । तत्र विभावाश्चित्तवृत्तेः स्थाय्यात्मिकायाः उत्पत्तौ कारणम् । अनुभावाश्च न रसजन्या अत्र विवक्षिताः, तेषां रसकारणत्वेन गणनानर्हत्वात्, अपि तु भावानामेव येऽनुभावाः । व्यभिचारिणश्च चित्तवृत्त्यात्मकत्वात् यद्यपि न सहभाविनः स्थायिना तथापि वासनात्मतेह तस्य विवक्षिता । दृष्टान्तेऽपि व्यञ्जनादिमध्ये कस्यचिद्वासनात्मकता स्थायिवदन्यस्योद्भूतता व्यभिचारिवत् । तेन स्थाय्येव

---

૧. ગાયકવાડ ઓરિયેન્ટલ સિરિઝમાંની 'અભિનવભારતી'નાં પૃ. ૨૭૨–૨૮૫ સુધીના આ અને આ પછીના પરિચ્છેદોમાં સમાયેલા ભાગ માટે શ્રીનોલીનો ગ્રંથપાઠ સ્વીકાર્યો છે.

## § ૧૬. શંકુકના મતનું ખંડન

तदिदमप्यन्ततस्तत्त्वशून्यं न विमर्दक्षममित्युपाध्यायाः । तथा ह्यनुकरणरूपो रस इति यदुच्यते तत् (१) किं सामाजिकप्रतीत्यभिप्रायेण, (२) उत नटाभिप्रायेण, (३) किं वा वस्तुवृत्तविवेचकव्याख्यातृबुद्धिसमवलम्बनेन, यथाहुः — "व्याख्यातारः खल्वेवं विवेचयन्ति" इति, (४) अथ भरतमुनिवचनानुसारेण ।

(१) आद्यः पक्षोऽसङ्गतः । किञ्चिद्धि प्रमाणे नोपलब्धं तदनुकरणमिति शक्यं वक्तुम् । यथा एवमसौ सुरां पिबतीति सुरापानानुकरणत्वेन पयःपानं प्रत्यक्षावलोकितं प्रतिभाति । इह च नरगतं किं तदुपलब्धं यत् स इत्यनुकरणतया भातीति चिन्त्यम् । तच्छरीरं तन्निष्ठं प्रतिशीर्षकादि रोमाञ्चगद्गदिकादि भुजाक्षेपचलनप्रभृति भ्रूक्षेपकटाक्षादिकं च न रतेश्चित्तवृत्तिरूपतयानुकारत्वेन भिन्नाधिकरणत्वेन च ततोऽतिवैलक्षण्यात् । मुख्यामुख्यावलोकने च तदनुकरणप्रतिभासः । न च रामगतां रतिमुपलब्धपूर्विणः केचिद् एतेन रामानुकारी नट इत्यपि निरस्तः प्रवादः ।

अथ नटगता चित्तवृत्तिरेव प्रतिपन्ना सती रत्यनुकारः शृङ्गारः इत्युच्यते, तत्रापि किमात्मकत्वेन सा प्रतीयते इति चिन्त्यम् । ननु प्रमदादिभिः कारणैः कटाक्षादिभिः कार्यैः धृत्यादिभिश्च सहचारिभिर्लिङ्गभूतैर्या लौकिकी कार्यरूपा कारणरूपा सहचारिरूपा च चित्तवृत्तिः प्रतीतियोग्या तदात्मकत्वेन सा नटचित्तवृत्तिः प्रतिभाति । हन्त तर्हि रत्याकारेणैव सा प्रतिपन्नेति दूरे रत्यनुकरणतावाचोयुक्तिः ।

ननु विभावादयोऽनुकार्ये पारमार्थिकाः इह त्वनुकर्तरि न तथेति विशेषः । अस्त्वेवं, किन्तु ते विभावादयोऽतत्कारणातत्कार्यातत्सहचाररूपा अपि काव्यशिक्षादिबलोपकल्पिताः कृत्रिमाः सन्तः किं कृत्रिमत्वेन सामाजिकैः गृह्यन्ते न वा । यदि गृह्यन्ते तदा तैः कथं रतेरवगतिः ।

नन्वत एव तत्प्रतीयमानं रत्यनुकरणम् । मुग्धबुद्धेः । कारणान्तरप्रभवेषु हि कार्येषु सुशिक्षितेन तथा ज्ञाते वस्त्वन्तरस्यानुमानं तावद्युक्तम् । असुशिक्षितेन तु तस्यैव प्रसिद्धस्य कारणस्य । यथा वृश्चिकविशेषाद् गोमयस्यैवानुमानं वृश्चिकस्यैव तत् परं मिथ्याज्ञानम् । यत्रापि लिङ्गज्ञानं मिथ्या तत्रापि न तदाभासानुमानं युक्तम् । न हि वाष्पाद् धूमत्वेन ज्ञातादनुकारप्रतिभासमानादपि लिङ्गात्तदनुकारानुमानं युक्तम् । धूमानुकारत्वेन हि ज्ञायमानान्नीहारान्नाग्न्यनुकारजपापुञ्जप्रतीतिर्दृष्टा ।

नन्वक्रुद्धोऽपि नटः क्रुद्ध इव भाति । सत्यं क्रुद्धेन सदृशः । सादृश्यं च भ्रुकुट्यादिभिः गोरिव गवयेन मुखादिभिरिति नैतावतानुकारः कश्चित् । न चापि सामाजिकानां

ઉંડા, અમર્યાદ અને મહાન એવા મારા શોકને ક્રોધ પી જાય છે."

તેમજ

"શોકથી સ્તબ્ધ થઇને તે એવો પડચો છે કે વધારે ને વધારે રડતા તેના અમાત્યો, તેનું હૃદય ફાટી જવાની બીકે તેને રડવા માટે પ્રેરે છે."
(તાપસવત્સરાજ, ૨.૭)

આ અને આવા શ્લોકોમાં શોક અભિનેય નહીં, બલ્કે અભિધેય છે.

'મારૂં (ચિત્ર) દોરતી હતી ત્યારે (તેના ઉપર) પડેલી ઉમટેલાં અશ્રુકણોની ધારા (ચિત્રમાં દોરેલા) મારા શરીર ઉપર જાણે કે તેના હથેલીના સ્પર્શથી ઉદ્ભવેલા પ્રસ્વેદ જેવી લાગે છે." (રત્નાવલી, ૨.૧૧).

આમ પોતાના અર્થનું અભિધાન કરતા આ વાકયથી સ્થાયિભાવ રતિ ભજવાય છે, કહેવાતો નથી. અવગમન શક્તિ એ જ અભિનયન, જે વાચકત્વ કરતાં ભિન્ન છે. આથી ભરતમુનિએ સૂત્રમાં સ્થાયિપદનો ભિન્ન વિભક્તિમાં પણ પ્રયોગ કર્યો નથી. આથી અનુકરણ કરાતી રતિ શૃંગારરસ બને છે, તેથી એને (શૃંગારરસને) રતિસ્થાયિભાવના સ્વરૂપનો અથવા સ્થાયિભાવમાંથી ઉત્પન્ન થયેલો કહેવો યુક્તિસંગત છે. મિથ્યાજ્ઞાનથી પણ અર્થસાધક ક્રિયા થતી જોવામાં આવે છે

"મણિનું તેજ અને દીવાનું તેજ જોઈને એને મણિ સમજીને દોડનારી બે વ્યક્તિઓમાં મિથ્યાજ્ઞાન સરખું હોવા છતાં, અર્થક્રિયામાં ફરક છે."[૧]

વળી આમાં નટ જ સુખી છે એવી, કે આ જ રામ છે એવી, કે આ સુખી નથી એવી, કે આ રામ હોય અથવા ન પણ હોય એવી, કે તેના જેવો છે એવી પ્રતીતિ પણ થતી નથી. પણ ઘોડાના ચિત્રમાં થતી ઘોડાની પ્રતીતિની માફક, સમ્યક્, મિથ્યા, સંશય અને સાદૃશ્ય એ બધી પ્રતીતિઓથી વિલક્ષણ પ્રતીતિ થાય છે. એવું જે કહ્યું છે કે —

"(નાટકમાં નટને રામના પાત્રમાં જોતી વખતે પ્રેક્ષકોને) સંદેહની, યથાર્થતાની કે ભ્રાન્તિની પ્રતીતિ થતી નથી. તેમને આ (નટ) એ છે એવું લાગે છે અને આ ખરેખર એ નથી એવું પણ લાગે છે. આથી વિરૂદ્ધ બુદ્ધિઓના પરસ્પર સંમિશ્રણના અભાવે, ભ્રાન્તિ તરીકે પણ જુદો ન તારવી શકાય એવા પ્રત્યક્ષાત્મક અનુભવને કઈ યુક્તિથી બંધ બેસાડવો ?"
ના. શા. ૧૬. ૩૧; અ. ભા. પૃ. ૨૭૨–૨૭૩.)

૧. પ્રમાણવાર્તિક, ૨, ૫૭.

किन्तु तत्सदृशः समूहविशेषो निर्वर्त्यते । अतएव सिन्दूरादयो गवावयवसंन्निवेशसदृशेन सन्निवेशविशेषेणावस्थिता गोसदृगिति प्रतिभासस्य विषयो नैवं विभावादिसमूहो रति-सदृशताप्रतिपत्तिग्राह्यः । तस्मात्भावानुकरणं रसा इत्यसत्

(ना. शा. ६. ३१; अ. भा. पृ. २७४–२७६.)

તે આ કથન પણ દમ વગરનું હોવાથી ચર્ચા વિચારણાને ખમી શકે તેમ નથી એમ અમારા ઉપાધ્યાય માને છે. રસ અનુકરણરૂપ છે એવું જે કહેવામાં છે તે શું (૧) સામાજિકની પ્રતીતિને અનુલક્ષીને, (૨) કે નટને (અનુલક્ષીને), (૩) કે પછી "જેમ કહ્યું છે કે વ્યાખ્યાતાઓ ખરેખર આનું વિવેચન આમ કરે છે" — એ (કથન મુજબ) વસ્તુવૃત્તનું વિવેચન કરનાર વ્યાખ્યાતાઓની બુદ્ધિને અવલંબીને, (૪) કે ભરતમુનિના વચનને અનુસરીને (કહેવામાં આવે છે)?

(૧) પ્રથમ પક્ષ અસંગત છે. કંઈક પણ કોઈ પ્રમાણથી ઉપલબ્ધ થયું હોય તેને અનુકરણ કહી શકાય. જેમકે 'આમ આ દારૂ પીએ છે' એમ પ્રત્યક્ષ જોયેલું જળપાન સુરાપાનના અનુકરણ તરીકે જણાય છે. અહીં નટમાં રહેલી એવી કઈ બાબત જણાય છે, જેથી તે (નટ અભિનેય પાત્રના) અનુકરણ તરીકે ભાસે છે, તે વિચારવા જેવું છે. તેનું શરીર, તેણે ધારણ કરેલાં મુકુટ વગેરે, તેનાં રોમાંચ ગળગળો અવાજ વગેરે, તેનું હાથ ઉંચા કરવું, હલાવવું વગેરે, ભવાં ચઢાવવું, તેના કટાક્ષાદિક — આ બધું ચિત્તવૃત્તિરૂપ રતિનું અનુકરણ છે એવું કોઈને લાગતું નથી. આ બધી વસ્તુઓ જડ હોવાથી, જુદી જ ઈન્દ્રિય વડે ગ્રહણ કરાતી હોવાથી જુદા આશ્રયવાળી હોવાથી (રત્યાદિ ચિત્તવૃત્તિ કરતાં) સાવ નિરાળી છે. મૂળ વસ્તુ અને નકલને જોવાથી જ (મૂળનું) આ અનુકરણ છે, એવો ખ્યાલ આવે. રામનો રતિભાવ તો કોઈએ જોયો નથી. એથી નટ રામનું અનુકરણ કરે છે એ મત ઉડી જાય છે.

જો એમ કહેતા હો કે નટગતચિત્તવૃત્તિ જ જ્યારે પ્રતીત થાય છે, ત્યારે તે રતિનું અનુકરણ હોઈ શૃંગાર કહેવાય છે. તો પ્રશ્ન એ ઉઠે છે કે પ્રતીતિ કયા રૂપે થાય છે? (પરંતુ પૂર્વપક્ષીઓ ચોક્કસ વાંધો ઉઠાવશે કે) પ્રમદાદિ વગેરે કાર્યો અને ધૃતિ વગેરે સહચારી લિંગો ઉપરથી કાર્યરૂપ, કારણરૂપ, સહચારીરૂપ જે લૌકિક પ્રતીતિ થાય છે, તેના સ્વરૂપની નટની ચિત્તવૃતિ જણાય છે. (અહીં અભિનવગુપ્ત એના જવાબમાં કહે છે કે) અરે, એમ હોય તો રતિરૂપ જ એની પ્રતીતિ થઈ, તેથી રતિના અનુકરણની વાત કરવી તો દૂર જ રહી. જો (પૂર્વપક્ષી એમ કહે કે) અનુકાર્યમાં એ વિભાવ વગેરે સાચા હોય છે, પણ

सादृश्यमतिरस्ति । सामाजिकानां न च भावशून्या नर्तके प्रतिपत्तिरित्युच्यते । अथ च तदनुकारप्रतिभास इति रिक्ता वाचोयुक्तिः ।

यश्चोक्तं रामोऽयमित्यस्ति प्रतिपत्तिः, तदपि यदि तदात्वेऽतिनिश्चितं तदुत्तरकाल भावबाधकवैधुर्याभावे कथं न तत्त्वज्ञानं स्यात् । बाधकसद्भावे वा कथं न मिथ्याज्ञानम् । वास्तवेन च वृत्ते बाधकानुदयेऽपि मिथ्याज्ञानमेव स्यात् । तेन "विरुद्धबुद्धयसंभेदाद्" इत्यसत् । नर्तकान्तरेऽपि च रामत्वं सामान्यरूपमितगयातम् । यच्चोच्यते विभावाः काव्यादनुसंधीयते तदपि न विद्मः । न हि ममेयं सीता काचिदिति प्रतिपत्तिर्नटस्य । अथ सामाजिकस्य तथा प्रतीतियोग्याः क्रियन्त इत्येतदेवानुसन्धानमुच्यते, तर्हि स्थायिनि सुतरां अनुसन्धानं स्यात् । तस्यैव हि मुख्यत्वेन 'अस्मिन्नयम्' इति सामाजिकानां प्रतिपत्तिः । यस्तु वाग्वाचिकम् इत्यादिना भेदाभिधानसंरम्भगर्भो महीयान् अभिनयरूपता-विवेकः कृतः स उत्तरत्र स्वावसरे (ना. शा. अ. १४) चर्चयिष्यते । तस्मात् सामाजिकप्रतीत्यनुसारेण स्थाय्यनुकरणं रस इत्यसत् ।

(२) न चापि नटस्येत्थं प्रतिपत्तिः रामं तच्चित्तवृत्तिं वाऽनुकरोमीति । सदृशकरणं हि तावदनुकरणमनुपलब्धप्रकृतिना न शक्यं कर्तुम् । अथ पश्चात्करणमनुकरणं तल्लोकेऽप्यनुकरणात्मतातिप्रसक्ता । अथ न नियतस्य कस्यचिदनुकार अपि तूत्तमप्रकृतेः शोकमनुकरोति, तर्हि केनेति चिन्त्यम् । न तावच्छोकेन तस्य तदभावात् । न चाश्रुपातादिना शोकस्यानुकारः, तद्वैलक्षण्यादित्युक्तम् । इयत्तु स्यात्, उत्तमप्रकृतेर्ये शोकानुभावाःताननुकरोमीति । तत्रापि कस्योत्तमप्रकृतेः ? यस्य कस्यचिदिति चेत्सोऽपि विशिष्टतां विना कथं बुद्धावारोपयितुं शक्यः ? य एवं रोदितीति चेत् स्वात्मापि मध्ये नटस्यानुप्रविष्ट इति गलितोऽनुकार्यानुकर्तृभावः । किञ्च नटः शिक्षावशात्स्वविभावस्मरणाच्चित्तवृत्तिसाधारणीभावेन हृदयसंवादात्केवलमनुभावान्प्रदर्शयन् काव्यमुपचितकाकुप्रभृत्युपस्कारेण पठंश्चेष्टत इत्येतावन्मात्रेऽस्य प्रतीतिर्नत्वनुकारं वेदयते । कान्तवेषानुकारवद्धि न रामचेष्टितस्यानुकारः । एतच्च प्रथमाध्यायेऽपि दर्शितमस्माभिः ।

(३) नापि वस्तुत्वानुसारेण तदनुकारत्वम्, असंवेद्यमानस्य वस्तुवृत्तत्वानुपपत्तेः । यच्च वस्तुवृत्तं तद्दर्शयिष्यामः ।

(४) न च मुनिवचनमेवंविधमस्ति क्वचित्स्थाय्यनुकरणं रसा इति । नापि लिङ्गमात्रार्थे मुनेरुपलभ्यते । प्रत्युत ध्रुवागानतालवैचित्र्यलास्याङ्गोपजीवनं निरूपणादिविपर्यये लिङ्गमिति सन्ध्यङ्गाध्यायान्ते वितनिष्यामः । "सप्तद्वीपानुकरणम्" (१.११७) इत्यादि त्वन्यथापि शक्यगमनिकमिति । तदनुकारेऽपि च वद नामान्तरं कान्तवेषगत्यानुकारणादौ ।

यच्चोच्यते वर्णकैर्हरितालादिभिः संयुज्यमान एव गौरित्यादि, तत्र यद्यभिव्यज्यमान इत्यर्थोऽभिप्रेतस्तदसत् । न हि सिन्दूरादिभिः पारमार्थिको गौरभिव्यज्यते प्रदीपादिभिरिव;

તેથી "વિરુદ્ધ બુદ્ધિનું પરસ્પર સંમિશ્રણ ન થવાને લીધે," એવું શંકુકે કરેલું વિધાન પાયા વગરનું છે. વળી બીજા નટમાં પણ આ રામ છે એની પ્રતીતિ થાય છે. તેથી રામપણું સામાન્યરૂપનું છે એમ માનવું પડે છે. વિભાવોનું અનુસંધાન કાવ્યદ્વારા થાય છે, એવું જે તમે કહો છો, તે પણ અમને જણાતું નથી. કેમકે 'આ કોઈક મારી સીતા છે' એમ પણ નટને પ્રતીતિ થતી નથી. હવે જો તમે એમ કહેવા માગતા હો કે સામાજિકને માટે કાવ્ય દ્વારા વિભાવ વગેરેને તે પ્રમાણેની પ્રતીતિ થવા યોગ્ય બનાવવામાં આવે છે, એને જ અનુસંધાન કહેવાય છે, તો સ્થાયીભાવમાં અનુસંધાન ન ધારે થશે. કારણ કે તે જ (સ્થાયીભાવ રત્યાદિ) મુખ્ય હોવાથી, આનામાં (=રામમાં) આ (=રતિ) છે એવી સામાજિકને પ્રતીતિ થાય છે. વળી જે 'વાણી એ વાચિક (અભિનય નથી)' વગેરે વચન દ્વારા ભેદનું કથન કરીને અભિનયરૂપતાનો જે મહાન વિવેક દર્શાવ્યો છે, તેની ચર્ચા આગળ ઉપર યોગ્ય અવસરે (અધ્યાય ૧૪માં) થશે. તેથી સામાજિકની પ્રતીતિની દૃષ્ટિએ સ્થાયીનુ અનુકરણ રસ છે એમ કહેવું ખોટું છે.

(૨) 'રામનું કે તેની ચિત્તવૃત્તિનું હું અનુકરણ કરું છું,' એવી પ્રતીતિ નટને પણ થતી નથી. અનુકરણનો અર્થ 'સદૃશકરણ' (=કોઈ કરે તેવું કરવું) કરીએ તો જેની પ્રકૃતિને આપણે જાણતા નથી, તેનું અનુકરણ કરવું શક્ય નથી. અનુકરણનો અર્થ 'પશ્ચાત્કરણ' (=કોઇ કરે તે પછી કરવું) કરીએ તો વ્યવહારમાં પણ અનુકરણાત્મકતાની અતિવ્યાપ્તિ થશે. વળી જો એમ કહો કે નટ કોઈ વિશેષ વ્યક્તિનુ અનુકરણ કરતો નથી, પણ ઉત્તમપ્રકૃતિવાળા પુરૂષના શોકનું અનુકરણ કરે છે; તો શાનાથી (અનુકરણ કરે છે) એ વિચારવું પડે. શોકથી (ઉત્તમ-પ્રકૃત્તિવાળા પુરૂષના શોકનું) અનુકરણ કરે છે એમ નહીં (કહેવાય), કારણ, કે નટમાં શોક હોતો નથી. વળી અશ્રુપાત વગેરેથી શોકનું અનુકરણ કરે છે એમ પણ ન કહેવાય, કારણ તેનાથી તે જુદુ છે એમ કહ્યું જ છે. એટલું કહી શકાય કે ઉત્તમપ્રકૃતિવાળા પુરૂષના શોકના જે અનુભાવો છે તેનું હું અનુકરણ કરું છું. એમાં પણ કયા ઉત્તમપ્રકૃતિવાળા પુરૂષના? ગમે તે પુરૂષના એમ કહીએ તો વિશિષ્ટતા વિના તે પણ બુદ્ધિમાં કેવી રીતે ઉતરી શકે? 'જે આ પ્રમાણે રડે છે તેનું અનુકરણ કરે છે' એવું જો કહો તો નટનો પોતાનો આત્મા પણ એમાં પ્રવેશી જાય; તેથી અનુકાર્ય અને અનુકર્તાનો ભેદ જ ઓગળી જાય. પરંતુ નટ કેળવણીને લીધે, પોતાના વિભાવોનું સ્મરણ કરી, ચિત્તવૃત્તિના સાધારણીભાવથી સધાતા હૃદય સંવાદને લીધે, કેવળ અનુભાવોને દર્શાવતો કાવ્યને ઉપકારક કાકુ વગેરેના સંસ્કારપૂર્વક (કાવ્યનો) પાઠ કરતાં ચેષ્ટા કરે છે. તેથી

અહીં અનુકર્તા (નટમાં) તેવા નથી, એટલો ફરક છે. (એનો જવાબ એ છે કે) ભલે એમ હોય પણ એ વિભાવ વગેરે, નટના સ્થાયિભાવના કારણ, કાર્ય કે સહચારી ન હોવા છતાં પણ કાવ્ય, કેળવણી વગેરેના બળે કલ્પેલા કૃત્રિમ હોય છે; તો (પ્રશ્ન થાય છે કે) સામાજિકો એમને કૃત્રિમ તરીકે ગ્રહણ કરે છે કે કેમ? જો (સામાજિકો એમને કૃત્રિમ તરીકે ગ્રહણ કરતા હોય તો) આ બધાથી એમને રતિનો બોધ કેવી રીતે થાય ?

(અહીં પૂર્વપક્ષી કહે છે કે) અરે, તેથી જ જેની પ્રતીતિ થાય છે, તે રતિનું અનુકરણ જ છે. (અભિનવગુપ્ત કહે છે કે) મૂઢબુદ્ધિવાળો જ (આવો જવાબ આપે). પ્રસિદ્ધ કારણોથી ભિન્ન બીજાં કારણોમાંથો ઉત્પન્ન થતાં કાર્યોનું એ પ્રકારે જ્ઞાન થાય, ત્યારે સુશિક્ષિત માણસ બીજી વસ્તુનું (=અપ્રસિદ્ધ કારણનું) અનુમાન કરે તે બરાબર છે. અશિક્ષિત માણસ તો તે પ્રસિદ્ધ કારણને જ (ધારવાનો), જેમકે (સુશિક્ષિત માણસ) વિશિષ્ટ પ્રકારના વીંછી રૂપી કાર્યને આધારે એના કારણ તરીકે ગાયના છાણનું અનુમાન કરશે; જ્યારે (અશિક્ષિત માણસ તેના કારણ તરીકે) વીંછીને જ ધારશે અને આ કેવળ મિથ્યાજ્ઞાન છે. જ્યાં જ્યાં લિંગજ્ઞાન મિથ્યા હોય ત્યાં ત્યાં લિંગના આભાસને આધારે અનુમાન કરવું યોગ્ય નથી. ધૂમરૂપે પ્રતીત થતા ધુમ્મસ પરથી, ધુમાડા જેવા લાગતા લિંગ પરથી, અગ્નિ જેવા લાગતાં (સાધ્ય)નું અનમાન યોગ્ય નથી, કેમકે ધુમાડા જેવા લાગતા ધુમ્મસ ઉપરથી, અગ્નિ જેવા લાગતાં જાસુદના ફૂલની પ્રતીતિ થતી નથી.

પરંતુ પૂર્વપક્ષી વાંધો ઉઠાવે છે કે ગુસ્સે ન થવા છતાં નટ ગુસ્સે થયા જેવો દેખાય છે. (અભિનવગુપ્ત જવાબ આપે છે) કે ગુસ્સે થયેલા જેવો એ વાત સાચી, પણ એ સાદૃશ્ય ભ્રૂકુટી વગેરે દ્વારા લાગે છે, જેમ મોં વગેરેથી ગામ રાની ગાયને મળતી આવે છે. પણ એટલાથી કંઈ અનકરણ ન કહેવાય. વળી સામાજિકોને સાદૃશ્યની પ્રતીતિ થતી નથી. તેમજ નટની બાબતમાં સામાજિકની પ્રતીતિ ભાવરહિત પણ નથી હોતી. તેથી તેના (=રતિના) અનુકરણની પ્રતીતિ થાય છે એ દલીલ પોકળ છે.

વળી એવુ જે કહેવામાં આવ્યું છે કે "આ રામ છે" એવી પ્રતીતિ થાય છે તે પણ જો તે કાળને લગતી હોઇ અતિનિશ્ચિત હોય ને પાછળ થતી બાધક પ્રતીતિથી અવરોધાતી ન હોય તો તેને તત્ત્વજ્ઞાન કહેવામાં શું વાંધો ? અને જો બાધક પ્રતીતિનો સદ્ભાવ માનીએ તો મિથ્યાજ્ઞાન કેમ ન કહેવાત ? ખરેખર જોઈએ તો, બાધક પ્રતીતિ ન જાગે, તોયે એ મિથ્યાજ્ઞાન જ કહેવાશે.

તેથી "વિરુદ્ધ બુદ્ધિનું પરસ્પર સંમિશ્રણ ન થવાને લીધે," એવું શંકુકે કરેલું વિધાન પાયા વગરનું છે. વળી બીજા નટમાં પણ આ રામ છે એવી પ્રતીતિ થાય છે. તેથી રામપણું સામાન્યરૂપનું છે એમ માનવું પડે છે. વિભાવોનું અનુસંધાન કાવ્યદ્વારા થાય છે, એવું જે તમે કહો છો, તે પણ અમને જણાતું નથી. કેમકે 'આ કોઈક મારી સીતા છે' એમ પણ નટને પ્રતીતિ થતી નથી. હવે જો તમે એમ કહેવા માગતા હો કે સામાજિકને માટે કાવ્ય દ્વારા વિભાવ વગેરેને તે પ્રમાણેની પ્રતીતિ થવા યોગ્ય બનાવવામાં આવે છે, એને જ અનુસંધાન કહેવાય છે, તો સ્થાયીભાવમાં અનુસંધાન ન ધારે થશે. કારણ કે તે જ (સ્થાયીભાવ રત્યાદિ) મુખ્ય હોવાથી, આનામાં (=રામમાં) આ (=રતિ) છે એવી સામાજિકને પ્રતીતિ થાય છે. વળી જે 'વાણી એ વાચિક (અભિનય નથી)' વગેરે વચન દ્વારા ભેદનું કથન કરીને અભિનયરૂપતાનો જે મહાન વિવેક દર્શાવ્યો છે, તેની ચર્ચા આગળ ઉપર યોગ્ય અવસરે (અધ્યાય ૧૪માં) થશે. તેથી સામાજિકની પ્રતીતિની દૃષ્ટિએ સ્થાયીનુ અનુકરણ રસ છે. એમ કહેવું ખોટું છે.

(૨)'રામનું કે તેની ચિત્તવૃત્તિનું હું અનુકરણ કરું છું,' એવી પ્રતીતિ નટને પણ થતી નથી. અનુકરણનો અર્થ 'સદૃશકરણ' (=કોઈ કરે તેવું કરવું) કરીએ તો જેની પ્રકૃતિને આપણે જાણતા નથી, તેનું અનુકરણ કરવું શક્ય નથી. અનુકરણનો અર્થ 'પશ્ચાત્કરણ' (=કોઈ કરે તે પછી કરવું) કરીએ તો વ્યવહારમાં પણ અનુકરણાત્મકતાની અતિવ્યાપ્તિ થશે. વળી જો એમ કહો કે નટ કોઈ વિશેષ વ્યક્તિનુ અનુકરણ કરતો નથી, પણ ઉત્તમપ્રકૃતિવાળા પુરુષના શોકનું અનુકરણ કરે છે; તો શાનાથી (અનુકરણ કરે છે) એ વિચારવું પડે. શોકથી (ઉત્તમ-પ્રકૃતિવાળા પુરુષના શોકનું) અનુકરણ કરે છે એમ નહીં (કહેવાય), કારણ, કે નટમાં શોક હોતો નથી. વળી અશ્રુપાત વગેરેથી શોકનું અનુકરણ કરે છે એમ પણ ન કહેવાય, કારણ તેનાથી તે જુદુ છે એમ કહ્યું જ છે. એટલું કહી શકાય કે ઉત્તમપ્રકૃતિવાળા પુરુષના શોકના જે અનુભાવો છે તેનું હું અનુકરણ કરું છું. એમાં પણ કયા ઉત્તમપ્રકૃતિવાળા પુરુષના? ગમે તે પુરુષના એમ કહીએ તો વિશિષ્ટતા વિના તે પણ બુદ્ધિમાં કેવી રીતે ઉતરી શકે? 'જે આ પ્રમાણે રડે છે તેનું અનુકરણ કરે છે' એવું જો કહો તો નટનો પોતાનો આત્મા પણ એમાં પ્રવેશી જાય; તેથી અનુકાર્ય અને અનુકર્તાનો ભેદ જ ઓગળી જાય. પરંતુ નટ કેળવણીને લીધે, પોતાના વિભાવોનું સ્મરણ કરી, ચિત્તવૃત્તિના સાધારણીભાવથી સધાતા હૃદય સંવાદને લીધે, કેવળ અનુભાવોને દર્શાવતો કાવ્યને ઉપકારક કાકુ વગેરેના સંસ્કારપૂર્વક (કાવ્યનો) પાઠ કરતાં ચેષ્ટા કરે છે. તેથી

તેને આટલા પૂરતી જ પ્રતીતિ હોય છે; પોતે અનુકરણ કરે છે એવો તેને ખ્યાલ હોતો નથી. જેમ પ્રિયજનના વેષનું અનુકરણ થાય છે, તેમ રામની ચેષ્ટાઓનું અનુકરણ થતું નથી. આ વાત પહેલા અધ્યાયમાં અમે કહી ચૂક્યા છીએ.

(૩) વસ્તુપણાની દૃષ્ટિએ પણ આ (રસ) સ્થાયીભાવોનું અનુકરણ છે એમ ન કહેવાય. જેનું આપણને સંવેદન થતું નથી, તેને વસ્તુવૃત્ત કહી જ ન શકાય. અને જે ખરેખર વસ્તુવૃત્ત છે તેને અમે આગળ દર્શાવીશું.

(૪) વળી 'સ્થાયીનું અનુકરણ તે રસ' એવું ભરતમુનિનું કોઈ વચન પણ મળતું નથી. આવા અર્થનું મુનિએ કરેલું સૂચન પણ ક્યાંય મળતું નથી. ઉલટું, ધ્રુવાગાન તાલવૈચિત્ર્ય લાસ્યાંગો (અને) દ્વારા પરિપોષણનું નિરૂપણ વગેરે તો ઉલટું જ સૂચવે છે. એમ સંધ્યંગ અધ્યાયના અંતે વિસ્તારથી ચર્ચીશું. "(નાટક) સાત દ્વીપના અનુકરણરૂપ છે" (ના.શા. ૧. ૧૧૭)—આ અને આવાં વાક્યોનો અર્થ જુદી રીતે પણ ઘટાવી શકાય. વળી (એને) એનું (=સ્થાયીભાવનું) અનુકરણ માનીએ, તો પણ પ્રિયજનના વેષ, ગતિના અનુકરણમાં અને આમાં શો ફરક છે?

વળી હરિતાલ વગેરે રંગોના સંયોજનથી જ ગાય વગેરેની પ્રતીતિ થાય છે, એવું જે કહેવામાં આવે છે, તેમાં પણ જો (સંયોજનનો) 'અભિવ્યક્ત થતો' એવો અર્થ અભિપ્રેત હોય તો તે ખોટું છે. જેમ દીવા વગેરેથી વાસ્તવિક ગાયથી અભિવ્યક્તિ થાય છે, તેમ સિન્દૂર વગેરે દ્વારા (સાચી ગાયની અભિવ્યક્તિ થતી નથી, પરંતુ ગાય જેવો વિશિષ્ટ સમૂહ કળાય છે. તેથી જ સિન્દૂર વગેરે, ગાયની અવયવોના સંનિવેશને મળતા વિશેષ સંનિવેશરૂપે ઉપસ્થિત થઈ, "ગાય જેવી" એવી પ્રતીતિના વિષય બને છે. આવી રીતે વિભાવ વગેરે સમૂહને "રતિ જેવા છે" એવી પ્રતીતિથી ગ્રહણ નહીં કરી શકાય. તેથી રસ તે ભાવોનું અનુકરણ છે (એમ કહેવું) એ ખોટું છે.

(ના. શા. ૬. ૩૧; અ. ભા. પૃ. ૨૭૪–૨૭૬)

## § ૧૭) સાંખ્યમત :

येन त्वभ्यधायि, — सुखदुःखजननशक्तियुक्ता विषयसामग्री बाह्यैव साङ्ख्यदृशा, सुखदुःखस्वभावो रसः तस्यां च सामग्र्यां दलस्थानीया विभावा, संस्कारका: अनुभाव-व्यभिचारिणः, स्थायिनस्तु तत्समग्रीजन्या आन्तराः सुखदुःखस्वभावा — इति ; तेन "स्थायीभावान् रसत्वमुपनेष्याम:"[१] इत्यादावुपचारमङ्गीकुर्वता ग्रन्थविरोधं स्वयमेव,

१. ना. शा. ६, पृ. २९९,

वुध्यमानेन दूषणाविष्करणमौखर्यात् प्रामाणिको जनः परिरक्षित इति किमस्योच्यते ? यत्त्वन्यत् तत्प्रतीतिवैषम्यप्रसङ्गादि तत्किं यदत्रोच्यताम् ?

(ना॰ शा॰ ६. ३१; अ॰ भा. पृ. २७६)

સુખ દુઃખને ઉત્પન્ન કરવાની શક્તિવાળી વિષયસામગ્રી સાંખ્યની દૃષ્ટિએ બાહ્ય જ હોય છે, (તેથી) રસ પણ સુખદુઃખાત્મક છે; અને તે સામગ્રીમાં વિભાવો પાંદડીઓને સ્થાને છે, અનુભાવો અને વ્યભિચારીભાવો સંસ્કાર કરનારને સ્થાને છે. અને સ્થાયીઓ તો એ સામગ્રીમાંથી ઉત્પન્ન થતા સુખદુઃખસ્વરૂપના હોઈ આંતરિક હોય છે, એવું જેમણે કહ્યું છે. "તેમણે "સ્થાયીભાવોને રસત્વ પ્રાપ્ત કરાવીશું" (ના. શા. ૬.પૃ. ૨૯૯) ઈત્યાદિ ભરતમુનિના વાક્યમાં ઉપચારનો સ્વીકાર કરી, મૂળ ગ્રન્થની સાથે (પોતાના મતનો) વિરોધ જાતે સમજી, દૂષણો દર્શાવવાની મૂર્ખતામાંથી, પ્રમાણિક પુરુષોને બચાવી લીધા; એવાને શું કહીએ ? આ ઉપરાંત (આ મતને સ્વીકાર કરતાં) પ્રતીતિવૈષમ્ય વગેરે દોષો આવશે, તો આ બાબતમાં હવે કહેવા જેવું શું છે ?

(ના. શા. ૬., ૩૧; અ. ભા. પૃ. ૨૭૬)

## § ૧૮. ભટ્ટનાયકનો મત :

भट्टनायकस्त्वाह रसो न प्रतीयते, नोत्पद्यते, नाभिव्यज्यते । स्वगतत्वेन हि प्रतीतौ करुणे दुःखित्वं स्यात् । न च सा प्रतीतिर्युक्ता सीतादेरविभावत्वात् स्वकान्तास्मृत्यसंवेदनात्, देवतादौ साधारणीकरणायोग्यत्वात्, समुद्रोल्लङ्घनादेरसाधारण्यात् । न च तद्वतो रामस्य स्मृतिरनुपलब्धत्वात् । न शब्दानुमानादिभ्यः तत्प्रतीतौ लोकस्य सरसता युक्ता, प्रत्यक्षादिव । नायकयुगलावभासे हि प्रत्युत लज्जाजुगुप्सास्पृहादिस्वोचितचित्तवृत्त्यन्तरोदयव्यग्रतया का सरसत्वकथापि स्यात् ? परगतत्वेन तु प्रतीतौ ताटस्थ्यमेव भवेत् । तन्न प्रतीतिरनुभवस्मृत्यादिरूपा रसस्य युक्ता । उत्पत्तावपि तुल्यमेतद्दूषणम् । शक्तिरूपत्वेन पूर्वं स्थितस्य पश्चादभिव्यक्तौ विषयार्जनतारतम्यापत्तिः स्वगतपरगतत्वादि च पूर्ववद्विकल्प्यम् । तस्मात्काव्ये दोषाभावगुणालङ्कारमयत्वलक्षणेन, नाट्ये चतुर्विधाभिनयरूपेण निबिडनिजमोहसङ्कटतानिवारणकारिणा विभावादसाधारणात्मनाभिधातो द्वितीयेनांशेन भावकत्वव्यापारेण भाव्यमानो रसोऽनुभवस्मृत्यादिविलक्षणेन रजस्तमोऽनुवेधवैचित्र्यबलाद् द्रुतिविस्तरविकासलक्षणेन सत्त्वोद्रेकप्रकाशानन्दमयनिजसंविद्विश्रान्तिलक्षणेन परब्रह्मास्वादसविधेन भोगेन परं भुज्यत इति । यत्सैवाह —

"अभिधा भावना चान्या तद्भोगीकृतमेव च ।
अभिधाधामतां याते शब्दार्थालङ्कृती ततः ॥

भावनाभाव्य एषोऽपि शृङ्गारादिगणो हि यत् ।
तद्भोगीकृतरूपेण व्याप्यते सिद्धिमान्नरः ॥''

तत्र पूर्वपक्षोऽयं भट्टलोल्लटपक्षानभ्युपगमादेव नाभ्युपगत इति तद्दूषणमनुत्थानोपहतमेव । प्रतीत्यादिव्यतिरिक्तश्च संसारे को भोग इति न विद्मः । रसनेतिचेत् सापि प्रतिपत्तिरेव, केवलमुपायवैलक्षण्यान्नामान्तरं प्रतिपद्यतां दर्शनानुमितिश्रुत्युपमितिप्रतिभानादिनामान्तरवत् । निष्पादनाभिव्यक्तिद्वयानभ्युपगमे च नित्यो वाऽसन्वा रस इति न तृतीया गतिः स्यात् । न चाप्रतीतं वस्त्वस्ति व्यवहारे योग्यम् । अथोच्यते प्रतीतिरसस्य भोगीकरणं तच्च द्रुत्यादिस्वरूपम् । तदस्तु, तथापि न तावन्मात्रम् । यावन्तो हि रसास्तावत्य एव रसनात्मनः प्रतीतयो भोगीकरणस्वभावाः । सत्त्वादिगुणानां चाङ्गाङ्गिवैचित्र्यमनन्तं कल्प्यमिति का त्रित्वेनेयत्ता ?

"भावनाभाव्यो एषोऽपि शृङ्गारादिगणो हियत् ।"
इति तु यत् काव्येन भाव्यन्ते रसा इत्युच्यते, तत्र विभावादिजनितचर्वणात्मकास्वादरूपप्रत्ययगोचरतापादनमेव यदि भावनं तदभ्युगम्यत एव । यत्तूक्तम् —

"भावसंयोजनाव्यङ्ग्यपरसंवित्तिगोचरः ।
आस्वदनात्मानुभवो रसः काव्यार्थ उच्यते ॥"

इति तत्र व्यज्यमानतया व्यङ्ग्यो रक्ष्यते । अनुभवेन च तद्विषय इति मन्तव्यम् ॥

(ना. शा. ६. ३१; अ. भा. पृ. २७६–२७७)

ભટ્ટનાયક તો એમ કહે છે કે રસ નથી પ્રતીત થતો, નથી ઉત્પન્ન થતો, નથી અભિવ્યક્ત થતો. જો સ્વગતરૂપે પ્રતીતિ થાય તો કરુણરસમાં સામાજિકને દુ:ખ થવું જોઈએ. પણ એ પ્રકારની પ્રતીતિ યોગ્ય નથી, કેમકે સીતા વગેરે વિભાવરૂપે નથી. (૨) પોતાની પત્નીની સ્મૃતિની પ્રતીતિ થતી નથી. (૩) દેવો વગેરે સાધારણીકરણને માટે યોગ્ય હોતા નથી. અને (૪) સમુદ્રલંઘન વગેરે કાર્યો અસાધારણ હોવાને લીધે (એમનું સાધારણીકરણ શક્ય નથી).

વળી (સીતાના વિભાવવાળા હોવું, પોતાની કાન્તાની સ્મૃતિનું સંવેદન થવું, દેવતારૂપ હોવું અને સમુદ્ર ઓળંગવો વગેરે —તે) તે તે (ગુણ)યુક્ત રામની સ્મૃતિની ઉપલબ્ધિ ન હોઈ શકે, કારણકે એવું જોવામાં આવતું નથી. વળી પ્રત્યક્ષથી તેની પ્રતીતિ થતાં બને છે. તે જ રીતે શબ્દ, અનુમાન વગેરેથી તેની પ્રતીતિ થાય છે એવું માનીએ તો લોકોને રસ પડે એમ માનવું યોગ્ય નથી. ઊલટું, નાયક નાયિકાનું દર્શન થતાં, લજ્જા, જુગુપ્સા, સ્પૃહા વગેરે, બીજા જ પ્રકારની ચિત્તવૃત્તિઓ પોતપોતાના સ્વભાવ અનુસાર જાગવાને લીધે, વ્યગ્ર ચિત્ત–

વાળો પ્રેક્ષક રસ માણે છે એ વાત જ ક્યાં રહી ? જો (રસની) પરગતરૂપે પ્રતીતિ માનીએ તો સામાજિક તટસ્થ જ રહે (અને તેથી રસાસ્વાદ શક્ય જ ન બને). તેથી રસની પ્રતીતિને અનુભવ સ્મૃતિ વગેરે રૂપે માનવી યોગ્ય નથી. રસ ઉત્પન્ન થાય છે એમ માનવામાં પણ આ બધા દોષ સમાન છે. પહેલેથી જ શક્તિરૂપે રહેલો રસ પાછળથી અભિવ્યક્ત થાય છે એમ માનવામાં વિષયોની પ્રાપ્તિમાં ઓછાવત્તાપણું માનવું પડે. આ અભિવ્યક્તિ સ્વગતરૂપે થાય કે પરગતરૂપે, તો પણ પહેલાં ગણાવેલી મુશ્કેલીઓ આવશે તેથી 'દોષ વગરના, ગુણો અને અલંકારવાળા હોવું'' એ લક્ષણ હોવાને લીધે કાવ્યમાં, અને ચતુર્વિધ અભિનય દ્વારા નાટકમાં, પોતાની અંદર રહેલા નિબિડ મોહરૂપી વિઘ્નનું નિવારણ કરનારા વિભાવાદિનો સાધારણીકરણરૂપ, અભિધાથી આગળની કક્ષાએ થનારા ભાવકત્વ વ્યાપાર વડે રસ ભાવ્યમાન બને છે. આ રસ અનુભવ, સ્મૃતિ વગેરેથી વિલક્ષણ, રજોગુણ અને તમોગુણના ભળવાથી આવેલા વૈચિત્ર્યવાળો, દ્રુતિ, વિસ્તાર અને વિકાસ રૂપ સત્ત્વગુણના પ્રાધાન્યથી પ્રકાશરૂપ તથા આનંદમય, સ્વસંવિતની વિશ્રાન્તિરૂપ અને પરબ્રહ્મના આસ્વાદ સમા ભોગ નામના વ્યાપાર વડે ઉત્કટ રીતે અનુભવાય છે. કેમકે તેમણે (ભટ્ટનાયકે) પોતે જ કહ્યું છે કે "અભિધા ભાવના અને ભોગીકરણ એ (કાવ્યના ત્રણ વ્યાપારો છે). શબ્દાર્થ અને અલંકારોનું અભિધા વડે અભિધાન થાય છે, શૃંગારાદિ રસો ભાવના વ્યાપાર વડે ભાવિત થાય છે. આ રસો ભોગીકરણ વડે ભોગવાય છે, ત્યારે અધિકારીના ચિત્તને વ્યાપી લે છે.''

આ નિરૂપણમાં ભટ્ટનાયકે જેનું ખંડન કર્યું છે તે પૂર્વપક્ષનો અમે પણ સ્વીકાર કરતા નથી, કારણ કે અમે લોલ્લટનો મત સ્વીકારતા જ નથી. માટે ભટ્ટનાયકે દર્શાવેલા એ મતના દોષો ઉભા થતાં પહેલાં જ ખંડિત થઈ ગયા. પ્રતીતિથી ભિન્ન એવો ભોગ આ દુનિયામાં શો હોઈ શકે એની અમને ખબર નથી. એ રસનારૂપ છે એમ કહો તો, એ પણ એક પ્રકારની પ્રતીતિ જ થઈને ? ભલે એને પામવાનો ઉપાય જુદો હોવાથી એ જુદા નામે ઓળખાય; જેમ દર્શન, અનુમાન, શ્રુતિ, ઉપમિતિ, પ્રતિભાન વગેરેનાં (જુદાં જુદાં નામ ભિન્ન ઉપાયને લીધે જ પડ્યાં છે). વળી રસની નિષ્પત્તિ અને અભિવ્યક્તિ એ બન્નેનો અસ્વીકાર કરીશું તો પછી રસ નિત્ય છે અથવા એનું અસ્તિત્વ જ નથી, એમ માનવું જ પડશે; એ સિવાય ત્રીજો વિકલ્પ જ નથી. જે વસ્તુની પ્રાપ્તિ થતી નથી, એ મોજૂદ છે એમ તો કહેવાય જ નહી. જો એમ કહો કે રસની પ્રતીતિ એ જ ભોગીકરણ અને તે દ્રુતિ વગેરે સ્વરૂપની હોય છે, તો ભલે, પણ એ ગ્ન્ન

માત્ર એટલી જ હોય એ અશક્ય છે. કારણકે જેટલા રસો છે, તેટલા જ પ્રકારની રસનાત્મક ભોગીકરણના સ્વરૂપની પ્રતીતિઓ પણ છે. વળી સત્ત્વ વગેરે ગુણોના અંગાંગી ભેદો તો અનંત કલ્પી શકાય, તો પછી આ ત્રણની જ મર્યાદા શા માટે? "આ શૃંગાર વગેરે રસનો જે સમૂહ છે તે પણ ભાવનાવ્યાપારથી આસ્વાદ-યોગ્ય બને છે," આમાં અને "કાવ્યદ્વારા રસો આસ્વાદાય છે" એમાં ભાવનનો અર્થ વિભાવ વગેરેથી ઉત્પન્ન થતી ચર્વણાત્મક આસ્વાદરૂપ પ્રતીતિનો વિષય બનાવવાની શક્તિ, એવો જો થતો હોય તો તે સ્વીકાર્ય જ છે. વળી જે એમ કહ્યું છે કે, "ભાવના સંયોજનથી સૂચવાતો, પરા સંવિતને ગોચર, આસ્વાદત-રૂપ અનુભવ એવો જે રસ છે તેને જ કાવ્યાર્થ કહેવામાં આવે છે" તેમાં પણ (ભટ્ટનાયકે) રસને વ્યંજિત થતો કહીને વ્યંગ્યને સાચવી લીધો છે. અનુભવ (શબ્દ)ને લીધે તે (રસ) તેનો (=તે પ્રતીતિનો) વિષય છે એમ માનવું રહ્યું.

(ના. શા. ૬, ૩૧; અ. ભા. પૃ. ૨૭૬–૨૭૭)

## § ૧૯) અભિનવગુપ્તનો મત :

नन्वेवं कथं रसतत्त्वम् ? आस्ताम् । किं कुर्मः ?

आम्नायसिद्धे किमपूर्वमेतत् संविद्विकासेऽधिगतागमित्वम् ।
इत्थं स्वयं ग्राह्यमहार्हहेतुद्वन्द्वेन किं दूषयिता न लोकः ॥

ऊर्ध्वोर्ध्वमारुह्य यदर्थतत्त्वं धीः पश्यति श्रान्तिमवेदयन्ती ।
अलं तदाद्यैः परिकल्पितानां विवेकसोपानपरम्पराणाम् ॥

चित्रं निरालम्बनमेव मन्ये प्रमेयसिद्धौ प्रथमावतारम् ।
तन्मार्गलाभे सति सेतुबन्धपुरप्रतिष्ठादि न विस्मयाय ॥

तस्मात्सतामत्र न दूषितानि मतानि तान्येव तु शोधितानि ।
पूर्वप्रतिष्ठापितयोजनासु मूलप्रतिष्ठाफलमामनन्ति ॥

तर्ह्युच्यतां परिशुद्धतत्त्वम् । उक्तमेव मुनिना न त्वपूर्वं किञ्चित् । तथाह्याह — "काव्यार्थान् भावयन्तीति भावाः"[१] इति तत् काव्यार्थो रसः । यथा हि "रात्रिमासत," "तामग्नौ प्रादात्" इत्यादावर्थितादिलक्षितस्याधिकारिणः प्रतिपत्तिमात्रादतितीव्रप्ररोचितात् प्रथमप्रवृत्तादनन्तरमधिकैवोपात्तकालतिरस्कारेणैवास्ते 'प्रददामि' इत्यादिरूपासंक्रमणादिस्व-भावा यथादर्शनं भावनाविधिनियोगादिभाषाभिर्व्यवहृता प्रतिपत्तिः, तथैव काव्यात्मकादपि शब्दादधिकारिणोऽधिकाऽस्ति प्रतिपत्तिः । अधिकारी चात्र विमलप्रतिभानशालीहृदयः । तस्य च "ग्रीवाभङ्गाभिरामम्" इति (शाकुन्तले, १, ७.), "उमापि-नीलालक" इति (कुमारसंभवे,

१. ना. शा. ७. पृ. ३४२.

३. ६२), "हरस्तु किञ्चित्" (कुमारसंभवे, ३. ६७) इत्यादिवाक्येभ्यो वाक्यार्थप्रतिपत्तेरनन्तरं मानसी साक्षात्कारात्मिकाऽपहसिततत्तद्वाक्योपात्तकालादिविभागा तावत्प्रतीतिरुपजायते । तस्यां यो मृगपोतकादिर्भाति तस्य विशेषरूपत्वाभावाद्भीत इति त्रासकस्यापारमार्थिकत्वाद्भयमेव परं देशकालाद्यनालिङ्गितम्, तत एव भीतोऽहं भीतोऽयं शत्रुर्वयस्यो मध्यस्थो वेत्यादिप्रत्ययेभ्यो दुःखसुखादिकृतहानादिबुद्ध्यन्तरोदयनियमवत्तया विघ्नबहुलेभ्यो विलक्षणं निर्विघ्नप्रतीतिग्राह्यं साक्षादिव हृदये निविशमानं चक्षुषोरिव विपरिवर्तमानं भयानको रसः । तथाविधे हि भये नात्मा तिरस्कृतो न विशेषत उल्लिखितः, एवं परोऽपि । तत एव न परिमितमेव साधारण्यमपि तु विततम्, व्याप्तिग्रह इव धूमाग्न्योः भयकम्पयोरिव वा । तदत्र साक्षात्कारायमाणत्वे परिपोषिका नटादिसामग्री, यस्यां वस्तुसतां काव्यार्पितानां च देशकालप्रमात्रादीनां नियमहेतूनामन्योन्यप्रतिबन्धबलादत्यन्तमपसरणे स एव साधारणीभावः सुतरां पुष्यति ; अत एव सामाजिकानां एकघनतयैव प्रतिपत्तेः सुतरां रसपरिपोषाय ; सर्वेषामनादिवासनाविचित्रीकृतचेतसां वासनासंवादात् । सा चाविघ्ना संविच्चमत्कारः । तज्जोऽपि कम्पपुलकोल्लुकसनादिर्विकारः चमत्कारः । यथा

अज्ज वि हरी चमक्कइ कह कहवि न मन्दरेण कलिआइं ।
चन्दकलाकन्दलसच्छहारां लच्छीइं अंगाइं ॥

तथा हि स चातृप्तिव्यतिरेकेणाच्छिन्नो भोगावेश इत्युच्यते । भुञ्जानस्याद्भुतभोगात्मस्पन्दाविष्टस्य चमतः करणं चमत्कार इति । स च साक्षात्कारस्वभावो मानसाध्यवसायो वा संकल्पो वा स्मृतिर्वा तथात्वेन स्फुरन्ती अस्तु । यदाह —

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् —
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥" (शाकुन्तले, ५. २)

इत्यादि । अत्र हि स्मरतीति या स्मृतिरुपदर्शिता सा न तार्किकप्रसिद्धा, पूर्वमेतस्यार्थस्याननुभूतत्वात् ; अपि तु प्रतिभानापरपर्यायसाक्षात्कारस्वभावेयमिति । सर्वथा तावदेषास्ति प्रतीतिः आस्वादात्मा, यस्यां रतिरेव भाति । तत एव विशेषान्तरानुपहितत्वात्सा रसनीया सती न लौकिकी न मिथ्या नानिर्वाच्या न लौकिकतुल्या न तदारोपादिरूपा । एषैव चोपचयावस्थास्तु देशाद्यनियन्त्रणात् । अनुकारोऽप्यस्त्वनुगामितया करणात् । विषयसामग्र्यपि भवतु विज्ञानवादावलम्बनात् । सर्वथा रसनात्मकवीतविघ्नप्रतीतिग्राह्यो भाव एव रसः । तत्र विघ्नापसारका विभावप्रभृतयः । तथा हि लोके सकलविघ्नविनिर्मुक्ता संवित्तिरेव चमत्कारनिर्वेशरसनास्वादनभोगसमापत्तिलयविश्रान्त्यादिशब्दैरभिधीयते । (ना. शा. ६. ३१; अ. भा. पृ. २

જો આમ હોય તો (કોઇને એવો પ્રશ્ન થાય) કે રસનું સાચું સ્વરૂપ કેવું છે ? ભલે, અમારે શું કરવું ?

> પરંપરાથી જે સિદ્ધ થયું છે, તેમાં નવું શું છે ? એનાથી બુદ્ધિનો વિકાસ થાય છે, એમ માનીએ તો જાણેલી વસ્તુ ન જાણેલી માનવી પડે. આ પ્રમાણે જાતે જ સમજી શકાય એવા બે કિંમતી હેતુઓ વડે શું લોકો દોષ નહીં કાઢે?
>
> થાકનો અનુભવ કર્યા વગર, સત્ય જોવા માટે મનુષ્યની બુદ્ધિ ઉંચે ન ઉંચે આરોહણ કરીને અર્થતત્ત્વને જુએ છે. તેથી વિવેકની સોપાનશ્રેણી જેવા પૂર્વાચાર્યોએ કલ્પેલા વિચારોનું આટલું મનન ઘણું થયું.
>
> પ્રમેયની સિદ્ધિ કરવા માટે, સિદ્ધાંતને પ્રથમવાર માંડવો, એને હું આશ્ચર્યકારક અને સહાય વગરનો (મુશ્કેલ) માનું છું, (પરંતુ) તેનો માર્ગ મળી જતાં તો સેતુબન્ધ, પુરની પ્રતિષ્ઠા કરવી વગેરે (કાર્યો સહેજે) વિસ્મયકારક નથી.
>
> માટે સજ્જનોના મતોનો અહીં દોષ કાઢયો નથી. એના એ જ મતોનું શોધન કર્યું છે. પૂર્વે સ્થપાયેલા મતોની નવેસરથી ગોઠવણી કરીએ તો મૂળ સિદ્ધાંતોની પ્રતિષ્ઠા જેટલું ફળ મળે છે એમ કહેવાય છે.

તો (રસનું) પરિશુદ્ધ તત્ત્વ જણાવો. મુનિએ (તે) કહેલું જ છે, તેમાં કંઈ નવું નથી, કેમકે મુનિએ કહ્યું છે કે, "જે કાવ્યાર્થોને ઉત્પન્ન કરે તે ભાવો." તેથી કાવ્યાર્થ એ રસ છે. "રાત્રે બેઠા", "તેને અગ્નિમાં હોમી" વગેરે વાક્યોના ભાવાર્થની પ્રથમ પ્રતીતિ પછી તરત જ, અર્થિપણાથી લક્ષિત અને પ્રતીતિના વિષયમાં તીવ્ર રસ ધરાવતા અધિકારીને, તેની (=પ્રથમ પ્રતીતિ) સાથે સંકળાયેલા કાળ વગેરેને અવગણતી બીજી ઉત્કટ પ્રતીતિ થાય છે. આ (બીજી પ્રતીતિ) સંક્રમણ વગેરે ગુણધર્મોવાળી, અને "હું અર્પણ કરૂં" એવા રૂપની હોય છે. તે (પ્રતીતિ) જે તે દર્શન અનુસાર, પ્રતિભા, ભાવના વિધિ, ઉદ્યોગ વગેરે નામે ઓળખાય છે. આ જ પ્રમાણે, કાવ્યગત શબ્દોમાથી અધિકારીને અધિક પ્રતીતિ થાય છે. આ બાબતમાં અધિકારી એટલે નિર્મળ પ્રતિભાથી શોભતું હૃદય ધરાવતો (સહૃદય). "ડોક વાળવાથી સુંદર લાગતો..." (શાકુન્તલ, ૧. ૭); "ઉમા પણ કાળા વાળમાં..." (કુમારસંભવ, ૩. ૬૨), "શિવ પણ કંઈક...." (કુમારસંભવ, ૩. ૬૭), વગેરે વાક્યોમાંથી, વાક્યાર્થનો બોધ થયા પછી, તેને (=અધિકારીને) તો, માનસિક, સાક્ષાત્કારસ્વરૂપની, તે તે વાક્યે ખડા કરેલા દેશ કાલ વગેરે વિભાગને અવગણતી, પ્રતીતિ ઉત્પન્ન થાય છે. તેમાં (=તે પ્રતીતિમાં) જે મૃગબાળ વગેરે છે,

તે વિશિષ્ટ પ્રકારના રૂપવાળા ન હોવાથી, તે (મૃગબાળ) બી ગયેલો છે, એમ થાય છે. ત્રાસદાયક બનનાર તત્ત્વ પણ સાચું નથી, તેથી નિર્વિઘ્ન પ્રતીતિથી ગ્રહણ કરી શકાય એવો અને જાણે કે સાક્ષાત્ હૃદયમાં ઘર કરી ગયેલો, જાણે કે આંખો સમક્ષ ઘુમતો તે ભય જ ભયાનક રસ છે. પરંતુ આ ભય દેશકાલ વગેરેથી અસ્પૃષ્ટ છે. તેથી જ "હું બીધેલો છું", "આ બીધેલો છે", "આ શત્રુ, મિત્ર કે તટસ્થ (બીધેલો) છે" એવા અનુભવોથી તે જુદો છે. કારણકે એ અનુભવોમાં, દુઃખસુખથી ઉત્પન્ન થતી ટાળવું વગેરે પ્રકારની બીજી વૃત્તિઓનો અનિવાર્યપણે ઉદય થતો હોવાથી અનેક વિઘ્નો આવી પડે છે. આ પ્રકારના ભયમાં નથી પોતાની જાતની અવગણના થતી કે નથી તેનો વિશેષ પ્રકારે નિર્દેશ થતો. બીજાની બાબતમાં પણ આમ (બને છે.) તેને લીધે જ, સાધારણીકરણ મર્યાદિત નથી હોતું, પણ વ્યાપક હોય છે, જેમ ધુમાડા અને અગ્નિનું અથવા ભય અને કમ્પનું વ્યાપ્તિગ્રહણ વ્યાપક રૂપમાં હોય છે. તેથી આને પ્રત્યક્ષ રૂપે ગ્રહણ કરવામાં નટ વગેરે સામગ્રી પરિપોષક બને છે. જેમાં વાસ્તવિક વસ્તુઓના તેમજ કાવ્યમાં વર્ણન કરાએલી વસ્તુઓના દેશકાળપ્રમાતા વગેરે નિયમહેતુઓ એક બીજાને અવરોધ રૂપ હોવાને લીધે દૂર થઈ જાય છે. આથી તે સાધારણીભાવ અતિશય પુષ્ટ થાય છે. તેથી જ સામાજિકોને અખંડ (એકઘન) પ્રતિપત્તિ થતી હોવાથી (સાધારણીભાવ) રસની અતિશય પુષ્ટિ માટે હેતુરૂપ બને છે. કારણ કે અનાદિ વાસનાથી ચિત્રિત થયેલા ચિત્તવાળા સર્વ સામાજિકોની વાસનાનો સંવાદ સધાય છે. વિઘ્ન વગરની તે સવિત્ એ ચમત્કાર છે. તેમાંથી ઉદ્ભવેલા કમ્પ, રોમાંચ, (ઉલ્લાસમાં આવીને) ડોલવું વગેરે વિકાર પણ ચમત્કાર જ કહેવાય છે. દા.ત., "આજે પણ હરિને ચમત્કાર થાય છે (એટલે કે તેમને રોમાંચ થાય છે) કે ચન્દ્રકલાના કન્દ જેવાં લક્ષ્મીનાં અંગો મન્દર પર્વત વડે કેમ કપાયાં નહીં ?" તેમજ (ચમત્કાર એટલે) અતૃપ્તિથી અલગ એવો અખંડ ભોગનો આવેશ એમ કહેવાય છે. ભોગવનારનું (એટલે કે) અદ્ભુત ભોગના આંતરલયમાં તરબોળ બનેલાનું ચમત્કૃત થવું, તેનું નામ ચમત્કાર. પછી તે સાક્ષાત્કાર સ્વરૂપે, માનસિક અધ્યવસાયરૂપે કે સ્મૃતિરૂપે સ્ફુરતો હોય. જેમ કાલિદાસે કહ્યું છે —

> "રમ્ય પદાર્થો નિહાળીને, મધુર શબ્દો સાંભળીને, સુખી હોવા છતાં પણ પ્રાણી અતિઉત્સુક થઈ જાય છે, તેથી ચોક્કસ એવું લાગે છે કે તેને મનમાં પૂર્વે નં અનુભવેલા સૌહાર્દની યાદ આવે છે. (કેમકે) સૌહાર્દના ભાવ જન્મજન્માંતર સુધી સ્થિર રહે છે."—ઈત્યાદિ, (શાકુન્તલ, ૫. ૨).

આ શ્લોકમાં "(તેને) યાદ આવે છે;" એમ કહીને જે સ્મૃતિ દર્શાવવામાં આવી છે તે તર્કશાસ્ત્રમાંની જાણીતી (પારિભાષિક) સ્મૃતિ નથી; કારણકે પહેલાં

આ બાબતનો અનુભવ થયો નથી. ઉલટું, પ્રતિભાન નામના બીજા પર્યાય દ્વારા ઓળખાતી સાક્ષાત્કારસ્વરૂપની આ સ્મૃતિ છે. સર્વથા આ પ્રતીતિ આસ્વાદસ્વરૂપની છે, જેમાં રતિનું જ ભાન થાય છે. તેથી જ બીજા વિશેષ (ધર્મો) દ્વારા મર્યાદિત બનેલી ન હોવાથી આ પ્રતીતિ આસ્વાદરૂપ હોવા છતાં નથી લૌકિક, નથી મિથ્યા, નથી અનિર્વાચ્ય, નથી લૌકિક જેવી કે નથી તેના આરોપ વગેરેના રૂપની. દેશ વગેરેનું નિયન્ત્રણ ન હોવાને લીધે આને જ ઉપચયાવસ્થા માનો, કે ભાવોનું અનુગમન કરતી હોવાથી અનુકરણ પણ ગણી શકો, તેમ જ વિજ્ઞાનવાદને અવલંબીને એને વિષયસામગ્રી પણ ગણો. સર્વથા રસનાત્મક અને નિર્વિઘ્ન પ્રતીતિ દ્વારા ગ્રહણ થઈ શકે તેવો ભાવ જ રસ છે. વિભાવ વગેરે તેમાંના વિઘ્નોને દૂર કરે છે. તેમ જ વ્યવહારમાં પણ બધાં વિઘ્નોથી પૂરેપૂરી મુક્ત એવી સંવિત્‌ને જ ચમત્કાર, રસના, આસ્વાદન, ભોગ, સમાપત્તિ, લય, વિશ્રાન્તિ, વગેરે શબ્દોથી ઓળખવામાં આવે છે.

(ના. શા. ૬, ૩૧; અ. ભા. પૃ. ૨૭૬–૨૭૭)

## § ૨૦) રસપ્રતીતિનાં વિઘ્નો અને તેને દૂર કરવાના ઉપાયો :

विघ्नाश्चास्यां (१) प्रतिपत्तावयोग्यता सम्भावनाविरहो नाम, (२) स्वगतपरगतत्व-नियमेन देशकालविशेषावेशः, (३) निजसुखादिविवशीभावः, (४) प्रतीत्युपायवैकल्यम्, (५) स्फुटत्वाभावः, (६) अप्रधानता, (७) संशययोगश्च । तथा हि —

(१) संवेद्यमसम्भावयमानः संवेद्ये संविदं विनिवेशयितुमेव न शक्नोति, का तत्र विश्रान्तिरिति प्रथमो विघ्नः । तदपसारणे हृदयसंवादो लोकसामान्यवस्तुविषयः । अलोकसामान्येषु तु चेष्टितेष्वखण्डितप्रसिद्धिजनितगाढारूढप्रत्ययप्रप्ररकारी प्रख्यातरामादि-नामधेयपरिग्रहः । अत एव निस्सामान्योत्कर्षोपदेशव्युत्पत्तिप्रयोजने नाटकादौ प्रख्यातवस्तु-विषयत्वादि नियमेन निरूप्यते, न तु प्रहसनादाविति । तच्च स्वावसर एव वक्ष्याम इत्यासतां तावत् ।

स्वैकगतानां च सुखदुःखसंविदामास्वादे यथासंभवं तदपगमभीरुतया वा तत्परि-रक्षान्यग्रतया वा तत्सदृशार्जिजीषया वा तज्जिहासया वा तत्प्रचिख्यापयिषया वा तद्गोपनेच्छया वा प्रकारान्तरेण वा संवेदनान्तरसमुद्गम एव परमो विघ्नः । परगतत्व-नियमभाजामपि सुखदुःखानां संवेदने नियमेन स्वात्मनि सुखदुःखमोहमाध्यस्थ्यादिसंविद-न्तरोद्गमनसम्भावनादवश्यंभावी विघ्नः । तदपसारणे "कार्यो नातिप्रसङ्गोऽत्र" (ना. शा. ५. १५८) इत्यादिना पूर्वरङ्गानिगूहनेन "नटी विदूषको वापि" (ना. शा. २०. ३०) इतिलक्षितप्रस्तावनावलोकनेन च यो नटरूपताधिगमस्तत्पुरस्सरः प्रतिशीर्षकादिना तत्प्रच्छा-दनप्रकारोऽभ्युपायोऽलौकिकभाषादिभेदलास्याङ्गरङ्गपीठमण्डपगतकक्ष्यादिपरिग्रहनाट्यधर्मीस-

हितः । तस्मिन् हि सत्यस्यैवात्रैवैतर्ह्येव च सुखं दुःखं वेति न भवति प्रतीतिः । स्वरूपस्य निह्नवात् रूपान्तरस्य चारोपितस्य प्रतिभाससंविद्विश्रान्तिवैकल्येन स्वरूपे विश्रान्त्यभावात् सत्यतदीयरूपनिह्नवमात्र एव पर्यवसानात् । तथा ह्यासीनपाठ्यपुष्पगण्डि-कादि लोके न दृष्टम् । न च तन्न किञ्चित्, कथञ्चित्संभाव्यत्वात् इति स एष सर्वो मुनिना साधारणीभावसिद्ध्या रसचर्वणोपयोगित्वेन परिकरबन्धः समाश्रित इति तत्रैव स्फुटीभविष्यति तदिह तावन्नोन्नमनीयम् । ततः स एष स्वपरनियततावि-घ्नापसारणप्रकारो व्याख्यातः ।

(३) निजसुखादिविवशीभूतश्च कथं वस्त्वन्तरे संविदं विश्रामयेदिति तत्प्रत्यूह-व्यपोहनाय प्रतिपदार्थनिष्ठैः साधारण्यमहिम्ना सकलभोग्यत्वसहिष्णुभिः शब्दादिविषय-मयैरातोद्यगानविचित्रमण्डपपदविदग्धगणिकादिभिरुपरञ्जनं समाश्रितं येनाहृदयोऽपि हृदय-वैमल्यप्राप्त्या सहृदयीक्रियते । उक्तं हि "दृश्यं श्रव्यं च" (ना. शा. १. ११) इति ।

(४) किञ्च प्रतीत्युपायानामभावे कथं प्रतीतिभावः ?

(५) अस्फुटप्रतीतिकारिशब्दलिङ्गसम्भवेऽपि न प्रतीतिर्विश्राम्यति स्फुटप्रतीति-रूपप्रत्यक्षोचितप्रत्ययसाकाङ्क्षत्वात् । यथाहुः "सर्वा चेयं प्रमितिः प्रत्यक्षपरा" (न्या. सू. भा. १–३) इति । स्वसाक्षात्कृते आगमानुमानशतैरप्यनन्यथाभावस्य स्वसंवेदनात् । अलातचक्रादौ साक्षात्कारान्तरेणैव बलवता तत्प्रमित्यवधारणादिति, लौकिकस्तावदयं क्रमः । तस्मात्तदुभयविघ्नविघातेऽभिनया लोकधर्मीवृत्तिप्रवृत्त्युपस्कृताः समभिषिच्यन्ते । अभिनयनं हि सशब्दलिङ्गव्यापारविसदृशमेव प्रत्यक्षव्यापारकल्पमिति निश्चेष्यामः ।

(६) अप्रधाने च वस्तुनि कस्य संविद्विश्राम्यति ? तस्यैव प्रत्ययस्य प्रधानान्तर प्रत्यनुधावतः स्वात्मन्यविश्रान्तत्वात् । अतोऽप्रधानत्वं जडे विभावानुभाववर्गे व्यभिचारि-निचये च संविदात्मकेऽपि नियमेनान्यमुखप्रेक्षिणि संभवतीति तदतिरिक्तः स्थाय्येव तथा चर्वणापात्रम् । तत्र पुरुषार्थनिष्ठाः काश्चित्संविद इति प्रधानम् । तद्यथा रतिः कामतदनु-षङ्गिधर्मार्थनिष्ठा, क्रोधस्तत्प्रधानेष्वर्थनिष्ठः, कामधर्मपर्यवसितोऽपि, उत्साहः समस्तधर्मादि-पर्यवसितः, तत्त्वज्ञानजनितनिर्वेदप्रायः शमश्च मोक्षोपाय इति तावदेषां प्राधान्यम् । यद्यपि चैषामप्यन्योन्यं प्रति गुणभावोऽस्ति तथापि तत्प्रधाने रूपके तत्तत्प्रधानं रूपक-भेदपर्यायेण सर्वेषां प्राधान्यमेषां वक्ष्यते । अदूरभागाभिनिविष्टवशात्त्वेकस्मिन्नपि रूपके पृथक्प्राधान्यम् । तत्र सर्वेऽमी सुखप्रधानाः........ स्वसंविच्चर्वणरूपस्यैकघनस्य प्रकाशस्या-नन्दसारत्वात् । तथा ह्येकघनशोकसंविच्चर्वणेऽपि लोके स्त्रीलोकस्य हृदयविश्रान्तिरन्तराय-शून्यविश्रान्तिशरीरत्वात् । अविश्रान्तिरूपतैव दुःखम् । तत एव कापिलैर्दुःखस्य

चाञ्चल्यमेव प्राणत्वेनोक्तं रजोवृत्तितां वदद्भिरित्यानन्दरूपता सर्वरसानाम् । किन्तूपरञ्ज-कविषयवशात्तेषामपि कटुकिम्नास्ति स्पर्शो वीरस्यैव । स हि क्लेशसहिष्णुतादिप्राण एव । एवं रत्यादीनां प्राधान्यम् । हासादीनां तु सातिशयं सकललोकसुलभविभावतयोपरञ्जक-त्वमिति प्राधान्यम् । अत एवानुत्तमप्रकृतिषु बाहुल्येन हासादयो भवन्ति । पामरप्रायः सर्वोऽपि हसति शोचति बिभेति परनिन्दामाद्रियते स्वल्पसुभाषितत्वेन च सर्वत्र विस्म-यते । रत्याद्यङ्गतया तु पुमर्थोपयोगित्वमपि स्यादेषाम् । एतद्गुणप्रधानभावकृत एव च दशरूपकादिभेद इति वक्ष्यामः । स्थायित्वं चैतावतामेव । जात एव हि जन्तुरिय-तीभिः संविद्भिः परीतो भवति । तथा हि — "दुःखसंश्लेषविद्वेषी सुखास्वादनसादरः" इति न्यायेन सर्वो रिरंसया व्याप्तः, स्वात्मन्युत्कर्षमानितया परमुपहसन्नभीष्टवियोग-संतप्तस्तद्धेतुषु कोपपरवशोऽशक्ततया च ततो भीरुः किञ्चिदुज्जिगीषुरप्यनुचितवस्तुविषय-वैमुख्यात्मकतयाक्रान्तः किञ्चिदनभीष्टतयाभिमन्यमानस्तत्तत्स्वपरकर्तव्यदर्शनसमुदित-विस्मयः, किञ्चिच्च जिहासुरेव, जायते । ह्येतच्चित्तवृत्तिवासनाशून्यः प्राणी भवति । केवलं कस्यचित्काचिदधिका चित्तवृत्तिः काचिदूना, कस्यचिदुचितविषयनियन्त्रिता कस्यचिद-न्यथा । तत्काचिदेव पुरुषार्थोपयोगिनीत्युपदेश्या । तद्विभागकृतश्चोत्तमप्रकृत्यादिव्यवहारः । ये पुनरमी ग्लानिशङ्काप्रभृतयश्चित्तवृत्तिविशेषास्ते समुचितविभावाभावाज्जन्मनमध्येऽपि न भवन्त्येव । तथा हि रसायनमुपयुक्तवतो मुनेर्ग्लान्यालस्यश्रमप्रभृतयो नोत्तिष्ठन्ति । यस्यापि वा भवन्ति विभावबलात्तस्यापि हेतुप्रक्षये क्षीयमाणाः संस्कारशेषतां तावत् नावश्यमनुबध्नन्ति । उत्साहादयस्तु संपादितस्वावश्यकर्तव्यतया प्रलीनकल्पा अपि संस्कारशेषतां नातिवर्तन्ते कर्तव्यान्तरविषयस्योत्साहादेरखण्डनात् । यथाह पतञ्जलिः "न हि चैत्र एकस्यां स्त्रियां रक्त इत्यन्यासु विरक्तः" (पातञ्जलयोगसूत्रव्यासभाष्ये, २.४) इत्यादि । तस्मात्स्थायिरूपचित्तवृत्तिसूत्रस्यूता एवामी व्यभिचारिणः स्वात्मान-मुदयास्तमयवैचित्र्यशतसहस्रधर्माणं प्रतिलभमाना रक्तनीलादिसूत्रस्यूतविरलभावोपलम्भन-सम्भावितभङ्गीसहस्रगर्भस्फटिककाचाभ्रकपद्मरागमरकतमहानीलादिमयगोलकवत्तस्मिन् सूत्रे स्वसंस्कारवैचित्र्यमनिवेशयन्तोऽपि तत्सूत्रकृतमुपकारसंदर्भं बिभ्रतः स्वयं च विचित्रार्थैः स्थायिसूत्रं च विचित्रयन्तोऽन्तरान्तरालुब्धमपि स्थायिसूत्रं प्रतिभासावकाशमुपदधतोऽपि पूर्वापरव्यभिचारिरत्नच्छायाशबलिमानमवश्यमानयन्तः प्रतिभासन्त इति व्यभिचारिण उच्यन्ते । तथा हि ग्लानोऽयमित्युक्ते कुत इति हेतुप्रश्नेनास्थायितास्य सूच्यते । न तु राम उत्साहशक्तिमानित्यत्र हेतुप्रश्नमाहुः । अत एव विभावास्तत्रोद्बोधकाः सन्तः स्वल्पापरञ्जकत्वं विदधाना रत्युत्साहादेरुचितत्वमात्रमावहन्ति । न तु तदभावे सर्वथैव ते निरुपाख्याः, वासनात्मना सर्वजन्तूनां तन्मयत्वेनोक्तत्वात् । व्यभिचारिणां तु स्वविभावाभावे नामापि नास्तीति वितनिष्यते चैतद्यथायोगं व्याख्यावसरे । एवमप्रधानत्वनिरासः स्थायिनिरूपणया "स्थायिभावान् रसत्वम् उपनेष्याम" (ना. शा.

अ. ६) इत्यनया सामान्यलक्षणशेषभूतया विशेषुलक्षणनिष्ठया च मुनिना कृतः ।

तत्रानुभावानां विभावानां व्यभिचारिणां च पृथक्स्थायिनि नियमो नास्ति, वाष्पादेरानन्दाक्षिरोगादिजत्वदर्शनाद्व्याघ्रादेश्च क्रोधभयादिहेतुत्वात् श्रमचिन्तादेरुत्साहभयाद्यनेकसहचरत्वालोकनात् । सामग्री तु न व्यभिचारिणी । तथा हि बन्धुविनाशो यत्र विभावः परिदेविताश्रुपातादिश्चानुभावश्चिन्तादैन्यादिश्च व्यभिचारी, सोऽवश्यं शोक एवेत्येवं संशयोदये शङ्कात्मकविघ्नशमनाय संयोग उपात्तः ।

(ना. शा. ६, ३१; अ. भा. पृ. २८०–२८४)

આ (પ્રતીતિ)માં નડનારાં વિઘ્નો નીચે મુજબ છે :

(૧) (રસના) સંભાવનાના વિરહ નામની પ્રતિપત્તિની અયોગ્યતારૂપ, (૨) સ્વગત હોવું કે પરગત હોવું એ નિયમને અનુસરીને વિશિષ્ટ દેશકાળનો આવેશ, (૩) પોતપોતાના સુખ વગેરેને એકરૂપ બનવું તે, (૪) પ્રતીતિના ઉપાયોનું પાંગળાપણું, (૫) સ્ફુટત્વનો અભાવ, (૬) અપ્રધાનતા અને (૭) સંશયયોગ. તેથી તો —

(૧) સંવેદ્યની સંભાવના ન સ્વીકારનાર ભાવક સંવેદ્યના વિષયમાં પોતાની સંવિત્‌ને સ્થાપી શકતો જ નથી. તે સંજોગોમાં વિશ્રાન્તિની વાત જ ક્યાં રહી ? આ પ્રથમ વિઘ્ન છે લોકોમાં પ્રચલિત એવા (અભિનેય) વસ્તુવિષયને લગતો હૃદયસંવાદ એ તેના નિવારણ માટેનું સાધન છે. લોકોમાં પ્રચલિત ન ન હોય તેવી ચેષ્ટાઓની બાબતમાં તો, પ્રખ્યાત રામ વગેરેના નામોનું ગ્રહણ, સળંગ પ્રસિદ્ધિમાંથી ઉત્પન્ન થયેલા અને ઊંડા જામેલા અનુભવનું પ્રસરણ કરે છે. તેથી જ અસામાન્ય ઉત્કર્ષ દ્વારા ઉપદેશ અને જ્ઞાન આપવાનું જેનું પ્રયોજન છે, એવા નાટક વગેરેમાં પ્રખ્યાત વસ્તુવિષય વગેરેને અચૂકપણે નિરૂપવામાં આવે છે, પણ પ્રહસન વગેરેમાં (અચૂક પણે નિરૂપવામાં આવતા નથી). એતો એની (ચર્ચાના) પ્રસંગે કહેવાના જ છીએ. એટલે અત્યારે રહેવા દો.

(૨) જો સામાજિક એકલાં પોતાની અંદર રહેલા સુખદુઃખ વગેરે અનુભવનો આસ્વાદ માણે છે એમ માનીએ તો, સંભવ મુજબ, તે જતો રહેશે એ બીકને લીધે, અથવા તો તેના રક્ષણની વ્યગ્રતાને લીધે, તેના જેવા બીજા અનુભવો પામવાની ઇચ્છાને લીધે, કે તેનાથી છૂટવાની ઇચ્છાને લીધે, કે તેને પ્રગટ કરવાની ઇચ્છાને લીધે, કે તેને છુપાવવ ની ઇચ્છાને લીધે, કે બીજા કોઈ પ્રકારે તેનામાં અન્ય સંવેદનનો ઉદ્ભવ થાય છે મોટું વિઘ્ન છે. પરગતરીતે જ પ્રતીતિ થાય એવું અચૂકપણે સ્વીકારનાર (ભાવકો માટે પણ) સુખદુઃખના સંવેદન વખતે, પોતાનામાં સુખદુઃખ, મોહ તાટસ્થ્ય વગેરે બીજી પ્રતીતિઓ ચોક્કસપણે જાગવાની

સંભાવનાથી અવશ્ય વિઘ્ન આવવાનું છે. તે (વિઘ્નને) દૂર કરવા માટે, "આની બાબતમાં બહુ આગ્રહ રાખવો નહીં", (ના.શા., પ. ૧૫૮) વગેરે દ્વારા પૂર્વરંગને સંતાડયા વગર, તથા "નટી કે વિદૂષક" (ના. શા. ૨૦.૩૦) એમ આપવા ધારેલી પ્રસ્તાવનાના અવલોકનથી, નટરૂપતાની પ્રતીતિપૂર્વક મુકુટ વગેરે દ્વારા તેનું પ્રચ્છાદન કરી, અલૌકિક ભાષાઓ વગેરેના પ્રકારો, લાસ્યાંગો, રંગપીઠ તથા મંડપમાં આવેલી કક્ષાઓ વગેરેના સ્વીકારપૂર્વક નાટયધર્મી (=અભિનયો) નો ઉપયોગ કરવો. આ (બધી સામગ્રીની ઉપસ્થિતિમાં આને જ, અહીં જ, આવા પ્રકારનાં સુખ કે દુઃખ થાય છે એવી પ્રતીતિ થતી નથી. નટનું સ્વરૂપ ઢંકાઇ જવાથી તથા તે ભજવતો હોય છે તે પાત્રના પણ ઢંકાઈ જવાથી, રજૂ થતા પાત્રમાં સંવિત્‌ની પૂરેપૂરી વિશ્રાન્તિ થતી નથી. આથી (નટના) સ્વરૂપમાં વિશ્રાન્તિનો અભાવ થવાથી, તેના સાચા સ્વરૂપને પૂરેપૂરું ઢાંકી શકાતું નથી એમ બને છે. વળી (નાટકમાં રજૂ થતાં) આસીનપાઠ્ય અને પુષ્પગંડિકા વગેરે નૃત્યો બહાર જોવામાં આવતાં નથી. એવું નથી કે તેમની કોઇ કિંમત નથી, કારણ કે કોઇકને કોઇક રીતે તે સંભવિત હોઇ શકે છે. આ હેતુથી જ સાધારણી-ભાવની સિદ્ધિ માટે રસ ચર્વણામાં ઉપયોગી એવી આ બધી સંબંધ ધરાવનાર વસ્તુઓની યોજના કરી છે. આ બધું ત્યાં જ (નૃત્યો અંગેના અધ્યાયોમાં) સ્પષ્ટ થશે. તેથી હાલ તો તેને ઉભું કરવાની જરૂર નથી. આમ સ્વગત કે પરગતરૂપે પ્રતીતિ થવાને લીધે, ઉદ્‌ભવતાં વિઘ્નોને દૂર કરવાનો પ્રકાર સમજાવ્યો.

(૩) પોતાના સુખ વગેરેમાં પરવશ થયેલા (ભાવકની) સંવિત, બીજી વસ્તુમાં વિસામો કેવી રીતે પામે ? તેથી એનું (=વિઘ્નનું) નિરાકરણ કરવા માટે, દરેક પદાર્થમાં રહેલા સાધારણ્યના પ્રભાવને લીધે, બધાના ભોગ્ય થઈ શકવાની ક્ષમતાવાળા શબ્દ વગેરે વિષયોથી યુક્ત, વાદ્ય, ગીત, મંડપવૈચિત્ર્ય. અને ચતુર ગણિકાઓ વગેરે ઉપરંજનનો આધાર લીધો છે, જેથી હૃદયહીન ભાવક પણ હૃદયની નિર્મળતાને પામી, સહૃદય બને છે. વળી કહ્યું જ છે કે, "દૃશ્ય અને શ્રવ્ય પણ" (ના. શા. ૧. ૧૧).

(૪) વળી, પ્રતીતિના ઉપાયોના અભાવે પ્રતીતિ કેવી રીતે થાય ?

(૫) અસ્ફુટ પ્રતીતિ કરાવનાર શબ્દરૂપી લિંગ સંભવે છે છતાં, (તેમાં) પ્રતીતિ ઠરીઠામ થતી નથી, કેમકે, (એવી પ્રતીતિને) સ્ફુટ પ્રતીતિરૂપ પ્રત્યક્ષને યોગ્ય પ્રત્યયની આકાંક્ષા રહે છે. જેમ (વાત્સ્યાયને) કહ્યું છે : "આ બધી પ્રતીતિઓ પ્રત્યક્ષપર હોય છે, (ન્યાયસૂત્રભાષ્ય, ૧-૩)." જાતે અનુભવેલી બાબતમાં,

સેંકડો આગમો અને અનુમાનો દ્વારા પણ (અનુભવથી) વિપરીત પ્રતીતિ નથી થતી, કારણકે એ જાતઅનુભવ છે. અલાતચક્ર વગેરેમાં પણ (આ અગ્નિચક્ર નથી પણ છેડે અગ્નિજવાળા લગાડેલી ગોળ લાકડી છે એવા) બીજા બળવત્તર સાક્ષાત્કાર દ્વારા જ તેના પ્રમાણયુક્ત જ્ઞાનનો નિશ્ચય થાય છે. લૌકિક અનુભવમાં તો આ ક્રમ છે. તેથી આ બન્ને વિઘ્નોના નિવારણ માટે વૃત્તિ સહિતના લોકધર્મી અભિનયને માથે કળશ ઢોળવામાં આવ્યો છે. અભિનયન એ તો શબ્દલિંગ સહિતના વ્યાપારથી વેગળો વ્યાપાર છે અને પ્રત્યક્ષ વ્યાપાર સમો છે એમ અમે નિર્ણય કરવાના છીએ.

(૬) ગૌણ વસ્તુમાં કોનું ચિત્ત ઠરે ? તે પ્રત્યય, પોતે બીજા મુખ્ય (પ્રત્યયની) પાછળ દોડતો હોવાથી; પોતાનામાં વિશ્રામ પામતો નથી. જડ એવા વિભાવ અને અનુભાવોના સમૂહમાં, તેમજ સંવિદાત્મક હોવા છતાં અચૂકપણે પારકાના મુખ તરફ તાકી રહેનારા (=આધાર રાખનારા) વ્યભિચારી સમૂહમાં અપ્રધાનપણું સંભવતુ હોવાથી તેનાથી અલગ એવો સ્થાયિભાવ જ ઉપર કહ્યા પ્રમાણે ચર્વણાને પાત્ર ઠરે છે. તેમાં પણ કેટલીક સંવિત્ પુરૂષાર્થનિષ્ઠ હોય છે, તેથી મુખ્ય છે જેવી રીતે મુખ્યત્વે કામ પર અને અને આનુષંગિ રીતે ધર્મ અને અર્થ પર આધારિત છે; જેમકે મુખ્યત્વે ગરમ પ્રકૃતિના માણસોની બાબતમાં ક્રોધ અર્થપરક હોય છે, પછી ભલેને કામ અને ધર્મમાં પરિણમતો હોય; ઉત્સાહ, ધર્મ વગેરે સર્વમાં પરિણમે છે. મુખ્યત્વે, તત્ત્વજ્ઞાનમાંથી ઉદ્ભવતા નિર્વેદના સ્વરૂપનો શમ મોક્ષનો ઉપાય છે, તેથી તો આ બધાનું પ્રાધાન્ય છે. આમનો (=આ સ્થાયિભાવોનો) પરસ્પર ગૌણભાવ હોય છે છતાં તે (એટલે કે પુરૂષાર્થનિષ્ઠ સંવિત્) જેમાં મુખ્ય હોય છે એવા રૂપકમાં તે તે સ્થાયિભાવ પ્રધાન હોય છે, આમ રૂપકભેદ પ્રમાણે વારાફરતી બધાનું પ્રાધાન્ય જોવા મળે છે. ઝીણવટ જોવાના સ્વભાવવાળા સહૃદયની નજરે તો એકે જ રૂપકમાં જુદું જુદું પ્રાધાન્ય જોવા મળશે. તેમાં આ સર્વે (સ્થાયિભાવો) સુખપ્રધાન છે; કારણ કે પોતાના અનુભવની ચર્વણારૂપ એકઘન પ્રકાશ પોતે આનંદના નિચોડરૂપ છે. એ કારણે જ એકઘન શોકની પ્રતીતિની ચર્વણામાં પણ લૌકિક જીવનમાં સ્ત્રીજનોના હૃદયને વિસામો મળે છે, કારણકે અંતરાય વગર વિશ્રાન્તિ થવી એ જ ચર્વણાનું સ્વરૂપ છે. તેથી જ કાપિલ (=સાંખ્ય) મતના અનુયાયીઓએ દુઃખનું રજોવૃત્તિપણું નિરૂપતાં, ચાંચલ્યને તેના પ્રાણ તરીકે ગણાવ્યું છે. એટલે સર્વ રસોની આનંદ-રૂપતા સિદ્ધ થાય છે. તેમ છતાં પાસ લગાડનાર વિષયોને અનુસરીને કેટલાક રસોનો કટુતા સાથે સંબંધ થાય છે, જેમકે વીરરસનો. ક્લેશને સહન કરવાની

કારણ કે જ તેવું પ્રભુત્વ તત્ત્વ હોય છે. આમ રતિ વગેરેની પ્રધાનતા જરૂર છે. હાસ વગેરે સ્થાયિભાવોમાં સર્વલોકને સુલભ એવા વિભાવો હોવાથી, અતિશય ઉપરંજકત્વ છે, એથી એમનું પ્રાધાન્ય છે. એટલે જ ઉત્તમથી અધમ પ્રકૃતિવાળાં (પાત્રોમાં) હાસ્ય વગેરે વધારે પ્રમાણમાં હોય છે. મરકટો પણ એવાં ચેષ્ટિતો હસે છે, શોક કરે છે, ડરે છે, પારકી નિંદાને ચાહે છે, અને સારું બોલવાના જરા જેટલા પ્રયત્નથી નવાઈ પામે છે. તેમ છતાં રતિ વગેરે રસના અંગ તરીકે પુરુષાર્થોની સિદ્ધમાં આમની ઉપયોગિતા હોઈ શકે. આમના ગૌણપ્રધાન ભાવને આધારે જ રસરૂપકો વગેરેના ભેદ પડે છે એ આગળ કહીશું. અને સ્થાયિપણું આટલાનું જ છે: જન્મતાંની સાથે જ મનુષ્ય આટલી વૃત્તિ-ઓથી વીંટળાયેલો હોય છે. "તેથી જ મનુષ્ય દુઃખના સંસર્ગને તિરસ્કારે છે અને સુખના આસ્વાદને આવકારે છે," એ ન્યાયે સર્વજનોમાં માણવાની ઇચ્છા વ્યાપી રહેલી છે, (મનુષ્ય) પોતાના વિશેના ચઢિયાતાપણાના ખ્યાલને લીધે, બીજાની મશ્કરી કરતો હોય છે, પ્રિયજનના વિયોગથી સંતાપ પામે છે, વિયોગના કારણ ઉપર ગુસ્સે થાય છે. (કોપ હેતુના નિવારણની બાબતમાં) અસમર્થ હોવાને લીધે તે કાયર બને છે. તેમાંથી કંઈક અંશે જીત મેળવવા ઇચ્છા ધરાવે છે, કશાકને અભીષ્ટ ન માનતો, અનુચિત વસ્તુના વિષય પ્રત્યેની વિમુખતાથી ચેરાઇ જાય છે, પોતાના કે પારકાના કર્તવ્યના દર્શનથી વિસ્મય પામે છે અને કંઈક અંશે ત્યાગવાની ઇચ્છાવાળો બને છે. ચિત્તવૃત્તિઓની આ વાસના વગરનો કોઈ મનુષ્ય હોતો નથી. (ફેર માત્ર) એટલો જ કે કોઈકમાં કોઈ ચિત્તવૃત્તિ વધારે હોય છે, કોઈકમાં કોઈ ઓછી હોય છે, કોઈકની ચિત્તવૃત્તિ ઉચિત વિષયથી નિયમનમાં રખાયેલી હોય છે, તો કોઈકની એથી જુદી રીતની હોય છે. તો કેટલીક જ (ચિત્તવૃત્તિઓ) પુરુષાર્થોને ઉપયોગી હોય છે અને તેજ ઉપદેશને લાયક છે. તેમના વિભાગને આધારે જ ઉત્તમ પ્રકૃતિ વિગેરે ભેદનો વ્યવહાર થયો છે. વળી જે ગ્લાનિ, શંકા વગેરે વિશિષ્ટ ચિત્તવૃત્તિઓ છે, તે યોગ્ય વિભાવ ન હોય તો આખા જન્મારામાં પણ જાગતી જ નથી. તેથી જ તો રસાયનનો ઉપયોગ કરનાર મુનિજનને ગ્લાનિ, આળસ, થાક વગેરે કદી ઉદ્ભવતાં જ નથી. અથવા વિભાવોને બળે જેનામાં પણ (આ ચિત્તવૃત્તિઓ) ઉદ્ભવે છે, તેમનામાં પણ હેતુ ઓસરી જતાં, ક્ષીણ પામીને સંસ્કારશેષ તરીકે તો રહે, એવું કાયમ બનતું નથી. ઉત્સાહ વગેરે તો પોતાને કરવાનું આવશ્યક કર્તવ્ય પાર પાડ્યું હોવાથી લગભગ વિરમી જવા છતા, સંસ્કારરૂપે શેષ રહે જ છે, કારણ કે બીજાં કર્તવ્યો વિશેના ઉત્સાહ વગેરે તો ખંડિત થયા હોતાં નથી. તેથી તો પતંજલિએ કહ્યું છે કે, ચૈત્ર એક સ્ત્રીમાં આસક્ત છે એનો અર્થ

એવો ન થાય કે તે બીજી સ્ત્રીઓમાં અનાસક્ત છે.” (પાતંજલ યોગસૂત્ર, વ્યાસ-ભાષ્ય. ૨. ૪) તેથી જ સ્થાયિરૂપ ચિત્તવૃત્તિના સૂત્રમાં આ બધા વ્યભિચારી ભાવો પરોવાયેલા હોઇને, હૃદય અને અસ્તની વિવિધતાના લાખો ધર્મવાળું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. (આ વ્યભિચારી ભાવોને) લાલ કે આસમાની વગેરે રંગના દોરામાં પરોવેલા અને ઓછી સંખ્યામાં હોવાથી, સંભવતા હજારો વૈવિધ્યની શક્યતાઓવાળા સ્ફટિક, કાચ, અબરખ. પદ્મરાગ, મરકત, નીલમ વગેરેના મણકાઓ (સાથે સરખાવી શકાય). (આવા વ્યભિચારીભાવો) તે સૂત્રને પોતાના સંસ્કારની વિચિત્રતાથી રંગતા નથી , પણ તે સૂત્ર દ્વારા મળતી ઝાંયને ધારણ કરીને પોતાને તેમ જ સ્થાયિરૂપી સૂત્રને વિવિધ અર્થથી શોભાવે છે. (આ ભાવો) વચ્ચે વચ્ચે શુદ્ધ એવા સ્થાયિરૂપી સૂત્રને પ્રગટ થવાનો અવકાશ આપતા હોવા છતાં આગળ પાછળ આવતા વ્યભિચારીભાવો રૂપી રત્નોની છાયાથી (એ સૂત્રમાં) કાબરચીતરાપણું અવશ્ય આણીને પ્રકાશે છે, તેથી જ વ્યભિ-ચારીભાવો કહેવાય છે. તેમજ જ્યારે કોઈ કહે કે આ ઉદાસ છે ત્યારે શાથી એવા (પૂછવામાં આવતા) હેતુપ્રશ્નથી આનું અવસ્થાયીપણું સૂચવાય છે. પણ રામ ઉત્સાહશક્તિવાળા છે એમ સાંભળીને, (શાથી એવો) હેતુ-પ્રશ્ન કોઇ પૂછતું જ નથી. તેથી જ વિભાવો આ બાબતમાં સ્થાયિ-ભાવને માત્ર જગાડનાર બનીને, પોતાના સ્વરૂપનો પાસ લગાડીને રતિ, ઉત્સાહ વગેરેમાં ઔચિત્ય અનૌચિત્ય માત્ર લાવે છે. તેમના અભાવે તે (સ્થાયિ-ભાવો) કોઇ રીતે નિરૂપાઈ શકાય નહીં એવું નથી, કારણકે બધા જન્તુઓ વાસનાસ્વરૂપે તેનાં તન્મય થયેલા છે એવું કહેલું છે; જ્યારે વ્યભિચારી ભાવોનું તેમના સ્થાયિભાવોના અભાવમાં નામનિશાન પણ રહેતુ નથી. — આ બધું યોગ્ય સમયે અને સ્થાને વિસ્તારપૂર્વક કહેવામાં આવશે. “સ્થાયિભાવોને રસના સ્વરૂપની પ્રાપ્તિ સુધી પહોંચાડીશું” (ના. શા. ૬. પૃ. ૨૯૯) એમ કહીને, સામાન્ય લક્ષણોના શેષભૂત એવા વિશેષલક્ષણનિષ્ઠ સ્થાયીના નિરૂપણ દ્વારા મુનિએ અપ્રધાનપણાનો નિરાસ કર્યો છે.

તે બાબતમાં, અનુભાવો, વિભાવો અને વ્યભિચારીઓને પોતપોતાના જુદા સ્થાયિભાવ હોવાને લગતો નિયમ હોતો નથી, જેમ કે આંસુ વગેરે (અનુભાવો), આનન્દ, આંખનો રોગ વગેરેને લીધે પણ જન્મેલા હોવાનુ જોવામાં આવી શકે છે અને વાઘ વગેરે ક્રોધ ભય વગેરેના હેતુ તરીકે, શ્રમ અને ચિન્તા વગેરે અને ઉત્સાહ ભય વગેરે અનેક સહચરવાળા જોવામાં આવે છે. પણ સામગ્રી એકરસની બીજામાં યોજાતી નથી. જેમકે જ્યાં સ્વજનનાશ એ વિભાવ હોય, રુદન, અશ્રુપાત

વગેરે અનુભાવ હોય અને ચિન્તા, દૈન્ય વગેરે જ્યાં વ્યભિચારી ભાવો હોય ત્યાં ચોક્કસપણે આ શોક જ (સ્થાયિભાવ) છે આમ સંશય જાગે તો, શંકારૂપી વિઘ્નનું નિવારણ કરવા 'સંયોગ' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

(ના. શા. ૬, ૩૧; અ. ભા. પૃ. ૨૮૦–૨૮૪)

## § ૨૧) રસપ્રતીતિનું સ્વરૂપ :

तत्र लोकव्यवहारे कार्यकारणसहचरात्मकलिङ्गदर्शने स्थाय्यात्मपरिचित्तवृत्त्यनुमानाभ्यासपाटवादधुना तैरेवोद्यानकटाक्षधृत्यादिभिर्लौकिकीं कारणत्वादिभुवमतिक्रान्तैर्विभावनानुभावनासमुपरञ्जकत्वमात्रप्राणैरत एव अलौकिकविभावादिव्यपदेशभाग्भिः प्राच्यकारणादिरूपसंस्कारोपजीवनख्यापनाय विभावादिनामधेयव्यपदेश्यैर्भावाध्यायेऽपि वक्ष्यमाणस्वरूपभेदैर्गुणप्रधानतापर्यायेण सामाजिकधियि सम्यग्योगं सम्बन्धमैकाग्र्यं चासादितवद्भिरलौकिकनिर्विघ्नसंवेदनात्मकचर्वणागोचरतां नीतोऽर्थश्चर्व्यमाणतैकसारो न तु सिद्धस्वभावस्तात्कालिक एव न तु शङ्कुकादिभिरभ्यधीयत "स्थाय्येव विभावादिप्रत्याय्यो रस्यामानत्वाद्रस उच्यते" इति । एवं हि लोकेऽपि किं न रसः, असतोऽपि हि यत्र रसनीयता स्यात्तत्र वस्तुतः कथं न भविष्यति । तेन स्थायिप्रतीतिरनुमितिरूपा वाच्या न रसः । अत एव सूत्रे स्थायिग्रहणं न कृतम् । तत्प्रत्युत शल्यभूतं स्यात् । केवलमौचित्यादेवमुच्यते स्थायी रसीभूत इति । औचित्यं तु तत्स्थायिगतत्वेन कारणादितया प्रसिद्धानामधुना चर्वणोपयोगितया विभावादित्वावलम्बनात् । तथा हि लौकिकचित्तवृत्त्यनुमाने का रसता ? तेनालौकिकचमत्कारात्मा रसास्वादः स्मृत्यनुमानलौकिकस्वसंवेदनविलक्षण एव । तथा हि लौकिकेनानुमानेन संस्कृतः प्रमदादि न ताटस्थ्येन प्रतिपद्यते, अपि तु हृदयसंवादात्मकसहृदयत्वबलात्पूर्णीभविष्यद्रसास्वादाङ्कुरीभावेनानुमानस्मृत्यादिसोपानमनारुह्यैव तन्मयीभावोचितचर्वणाप्राणतया । न च सा चर्वणा प्राङ्मानान्तरात् येनाधुना स्मृतिः स्यात् । न चात्र लौकिकप्रत्यक्षादिप्रमाणव्यापारः । किन्त्वलौकिकविभावादिसंयोगबलोपनतैवेयं चर्वणा । सा च प्रत्यक्षानुमानागमोपमानादिलौकिकप्रमाणजनितरत्याद्यवबोधतस्तथा योगिप्रत्यक्षजतटस्थपरसंवित्तिज्ञानात् सकलवैषयिकोपरागशून्यशुद्धपरयोगिगतस्वानन्दैकघनानुभवाच्च विशिष्यते, एतेषां यथायोगमर्जनादिविघ्नान्तरोदयेन ताटस्थ्यास्फुटत्वेन विषयावेशवैवश्येन च सौन्दर्यविरहात् । अत्र तु स्वात्मैकगतत्वनियमासंभवान्न विषयावेशवैवश्यम्, स्वात्मानुप्रवेशात्परगतत्वनियमाभावान्न ताटस्थ्यास्फुटत्वम्, तद्विभावादिसाधारण्यवशसंप्रबुद्धोचितनिजरत्यादिवासनावेशवशाच्च न विघ्नान्तरादिनां सम्भव इत्यवोचाम बहुशः । अत एव विभावादयो न निष्पत्तिहेतवो रसस्य, तद्बोधापगमेऽपि रससंभवप्रसङ्गात् । नापि ज्ञप्तिहेतवः येन प्रमाणमध्ये पतेयुः, सिद्धस्य कस्यचित्प्रमेयभूतस्य रसस्याभावात् । किं तर्ह्येतद्

विभावादय इति। अलौकिक एवायं चर्वणोपयोगी विभावादिव्यवहारः। क्वायन्त्रेत्थं दृष्टमिति चेद् भूषणमेतदस्माकमलौकिकत्वसिद्धौ। पानकरसास्वादोऽपि किं गुडमरिचादिषु दृष्ट इति समानमेतत्। नन्वेवं रसोऽप्रमेयः स्यात्, एवं युक्तं भवितुमर्हति, रस्यतैकप्राणो ह्यसौ न प्रमेयादिस्वभावः। तर्हि सूत्रे निष्पत्तिरिति कथम्? नेयं रसस्य, अपि तु तद्विषयरसनायाः। तन्निष्पत्त्या तु यदि तदेकायत्तजीवितस्य रसस्य निष्पत्तिरुच्यते न कश्चिदत्र दोषः। सा च रसना न प्रमाणव्यापारो न कारकव्यापारः स्वयं तु नाप्रामाणिकी स्वसंवेदनसिद्धत्वात्। रसना च बोधरूपैव, किन्तु बोधान्तरेभ्यो लौकिकेभ्यो विलक्षणैव, उपायानां विभावादीनां लौकिकवैलक्षण्यात्। तेन विभावादिसंयोगाद्रसना यतो निष्पाद्यते ततस्तथाविधरसनागोचरो लोकोत्तरोऽर्थो रस इति तात्पर्यं सूत्रस्य।

अयमत्र संक्षेपः। मुकुटप्रतिशीर्षककादिना तावन्नटबुद्धिराच्छाद्यते। गाढप्राक्तनसंवित्संस्काराच्च काव्यबलानीयमानापि न तत्र रामधीर्विश्राम्यति। अत एवोभयदेशकालत्यागः। रोमाञ्चादयश्च भूयसा रतिप्रतीतिकारितया दृष्टास्तत्रालोकिता देशकालानियमेन रतिं गमयन्ति। यस्यां स्वात्मापि तद्वासनावत्त्वादनुप्रविष्टः। अत एव न तटस्थतया रत्यवगमः न च नियतकारणतया येनार्जनाभिष्वङ्गादिसंभावना। न च नियतपरात्मैकगततया, येन दुःखद्वेषाद्युदयः। तेन साधारणीभूता संतानवृत्तेरेकस्या एव वा संविदो गोचरीभूता रतिः शृङ्गारः। साधारणीभावना च विभावादिभिरिति॥

(ना. शा. ६. ३१ अ. भा. पृ. २८४-२८५)

તેમાં લોકવ્યવહારમાં કાર્યકારણના સહચર સ્વરૂપના લિંગને જોતાં, તે ઉપરથી બીજાની સ્થાયીરૂપી ચિત્તવૃત્તિનું અનુમાન કરવાના અભ્યાસની કુશળતા આવવાથી, હવે તે જ ઉદ્યાન, કટાક્ષ, ધૃતિ વગેરે, લૌકિક કારણ વગેરેની ભૂમિકા વટાવી જાય છે અને અનુક્રમે માત્ર વિભાવન, અનુભાવન અને સમુપરંજનનાં કાર્ય કરતાં હોય છે, તેથી જ એમને વિભાવ વગેરે અલૌકિક નામે ઓળખવામાં આવે છે. પ્રાચીન કારણ વગેરે રૂપના સંસ્કારો વિભાવ વગેરેનો આશ્રય છે એ આ નામો વડે સૂચવાય છે. આ વિભાવોનું સ્વરૂપ ભેદો દ્વારા ભાવાધ્યાયમાં સમજાવાશે. ગુણપ્રધાનતાના પર્યાયો દ્વારા સામાજિકની બુદ્ધિમાં (આ વિભાવો વગેરે) સમ્યગ્ યોગને, સંબંધને અને એકાગ્રતાને પ્રાપ્ત કરે છે, એ (વિભાવો વગેરે અલૌકિક નિર્વિઘ્ન, સંવેદનસ્વરૂપની ચર્વણાનો વિષય જે અર્થને બનાવે છે; તે જ અર્થ સ્થાયીથી વિલક્ષણ એવો રસ છે. આસ્વાદ્યતા એ જ આનો (=રસનો) સાર હોય છે. તેનું સ્વરૂપ પહેલેથી સિદ્ધ નથી હોતું. તે તત્કાળ પૂરતો જ હોય છે, ચર્વણા ઉપરાંતના સમય સુધી ટકતો નથી. શંકુક વગેરે જે

કહે છે કે, "વિભાવ વગેરે દ્વારા પ્રતીત થતો સ્થાયી જ આસ્વાદ્યતાને કારણે રસ કહેવાય છે", તે બરાબર નથી. જો આમ હોય તો લૌકિક જીવનમાં કેમ રસ નથી ? જો અસત્ (વસ્તુની) પણ આસ્વાદ્યતા સંભવી શકે તો, વસ્તુરૂપે હયાતિ ધરાવનારની (આસ્વાદ્યતા) કેમ ન સંભવે ? તેથી અનુમિતિરૂપની સ્થાયીની પ્રતીતિ જ કહેવી જોઈએ, રસ ન કહી શકાય. તેટલા માટે જ સૂત્રમાં સ્થાયીનો નિર્દેશ કરેલો નથી, કેવળ ઔચિત્યને કારણે જ સ્થાયી રસરૂપ બન્યો છે, એમ કહેવામાં આવે છે. ઔચિત્ય એ કે સ્થાયીના કારણ વગેરે તરીકે પ્રસિદ્ધ વસ્તુઓ અહીં વિભાવત્વ વગેરેના અવલંબનથી ચર્વણાને ઉપયોગી બને છે. તેમજ લૌકિક ચિત્તવૃત્તિનું અનુમાન કરવામાં શી મજા આવે ? તેથી અલૌકિક ચમત્કારરૂપનો રસાસ્વાદ સ્મૃતિ, અનુમાન અને લૌકિક સ્વસંવેદનથી વિલક્ષણ જ છે. તેમજ લૌકિક અનુમાનના સંસ્કારવાળા ભાવકને પ્રમદા વગેરેની પ્રતીતિ તટસ્થપણે થતી નથી, ઉલટું એ પ્રતીતિ હૃદયસંવાદરૂપ સહૃદયપણાના બળે, પરિપૂર્ણતાએ પહોંચનારા રસના આસ્વાદના અંકુરરૂપ હોઈને, અનુમાન, સ્મૃતિ વગેરે સોપાનને પામ્યા વગર જ, તન્મયીભવનને ઉચિત ચર્વણારૂપે થાય છે. પહેલેથી જ શરૂ થયેલા કોઈ પ્રમાણથી એ ચર્વણા ઉદ્ભવતી નથી, જેથી અત્યારે એને સ્મૃતિ કહેવાય વળી આ પ્રતીતિ લૌકિક પ્રત્યક્ષ વગેરે પ્રમાણવ્યાપારના ફળરૂપ પણ નથી પરંતુ અલૌકિક વિભાવ વગેરેના સંયોગને જોરે જ આ ચર્વણા જાગે છે. પ્રતીતિ પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન વગેરે લૌકિક પ્રમાણો દ્વારા થતા રત્યાદિના બોધ કરતાં તેમજ યોગિપ્રત્યક્ષથી જન્મતી તટસ્થ પારકાની સંવિત્‌ના જ્ઞાનથી અને પરમયોગીના, બધા બાહ્ય વિષયોની છાપથી મુક્ત અને શુદ્ધ એવા નિજ આનંદના અખંડ અનુભવથી પણ જુદી હોય છે. આપનામાં, પ્રસંગાનુસાર પ્રાપ્તિ વગેરે બીજાં વિઘ્નો આવવાથી, તટસ્થતા અને અસ્ફુટતાને લીધે, તેમજ વિષયાવેશને પરવશ થવાથી, સૌંદર્યનો અભાવ હોય છે. આમાં (રસની પ્રતીતિમાં પોતાના જ આત્મામાં લીન થવાનો નિયમ ન હોઇ, વિષયના આવેશને લીધે આવતી વિવશતા હોતી નથી, પોતાના જ આત્મામાં અનુપ્રવેશ થતો હોઈ, પરગતત્વનો નિયમ ન હોવાથી, તટસ્થતા અને અસ્ફુટતા હોતા નથી, અને વિભાવ વગેરેના સાધારણ્યને લીધે પૂરેપૂરી જાગેલી અને ઉચિત એવી પોતાની રતિ વગેરે વાસનાના આવેશને વશ થવાથી બીજાં વિઘ્ન વગેરેનો સંભવ રહેતો નથી, એ તો અમે અનેકવાર કહ્યું છે. તેથી વિભાવ વગેરે રસની નિષ્પત્તિના હેતુ નથી, કારણ કે તેમનો બોધ ઓસરી ગયા પછી પણ રસ ટકશે એવું માનવું પડશે. એ રસના જ્ઞાપક હેતુ પણ નથી જેથી પ્રમાણ વગેરેની અંદર તેમનો સમાવેશ થાય, કારણ કે સિદ્ધ અને પ્રમેયભૂત થયો હોય એવા કોઇ રસની હયાતિ જ નથી.

તો પછી આ વિભાવ વગેરે છે શું ? ચર્વણાને ઉપયોગી એવો આ વિભાવ વગેરે વ્યવહાર અલૌકિક જ છે. આવું બીજે ક્યાંય જોયું છે, એમ (પ્રશ્ન કરો 'તો અમારે કહેવાનું કે) તે તો અમારું ભૂષણ છે, કારણકે એથી જ અલૌકિકતા સિદ્ધ થાય છે. પાનકનો રસાસ્વાદ શુ કદી ગોળ, મરી વગેરેમાં હોય છે ? આ પણ એના જેવું જ છે. આમ તો રસ અપ્રમેય થશે, તો એમ ઠરવાને જ લાયક છે. આસ્વાદ્યતા એ જ એનો પ્રાણ છે, પ્રમેયત્વ વગેરેનો સ્વભાવનો એ નથી. તો પછી સૂત્રમાં 'નિષ્પત્તિ' એવો શબ્દ શા અર્થે છે ? એ નિષ્પત્તિ રસની નથી, પણ રસવિષયક રસનાની છે. તેની (=ચર્વણાની) નિષ્પત્તિ જો કેવળ તેના પર જ નભતા જીવનવાળા રસની નિષ્પત્તિ કહેવાતી હોય તો એમાં કશો દોષ નથી. એ રસના નથી પ્રમાણવ્યાપાર, નથી કારકવ્યાપાર, કે નથી પોતે અપ્રમાણિક, કેમકે સ્વસંવેદનથી જ એ સિદ્ધ થાય છે. રસના બોધરૂપ જ છે. પરંતુ બીજા લૌકિક બોધો કરતાં વિલક્ષણ છે, કારણ કે એના ઉપાયો પણ લૌકિક કરતાં વિલક્ષણ છે તેથી વિભાવ વગેરેના સંયોગથી રસના નિષ્પન્ન થાય છે અને એ પ્રકારની રસનાનો વિષય બનનાર લોકોત્તર અર્થ તે રસ, એવું આ સૂત્રનું તાત્પર્ય છે.

આનો સાર આ છે : મુકુટ મ્હોરું વગેરેને લીધે નટબુદ્ધિનું આચ્છાદન થાય છે. પહેલાંના ગાઢ સંવિત્‌ના સંસ્કારને લીધે કાવ્યબળે દોરાતી હોવા છતાં રામબુદ્ધિ ત્યાં ટકતી નથી. તેથી બન્નેના દેશકાળ આપોઆપ છૂટી જાય છે. રોમાંચ વગેરે તો અતિશય પ્રમાણમાં રતિની પ્રતીતિ કરાવતા જોવામાં આવે છે અને ત્યાં અવલોકવામાં આવતા તે દેશકાળના સંબંધથી મુક્ત રતિનો બોધ કરાવે છે. એમાં પોતાનો આત્મા પણ એની વાસનાવાળો હોવાને લીધે પ્રવેશ પામેલો હોય છે. તેથી રતિનો બોધ તટસ્થપણે થતો નથી. એ નિયત કારણોને લઈને થાય છે, એવું પણ નથી, જેથી અર્જન મમત્વ વગેરેની સંભાવના રહે. એ બોધ ચોક્કસપણે પરગતરૂપે પણ નથી થતો, જેથી દુ:ખ દ્વેષ વગેરે (ચિત્તમાં) જાગે. તેથી સાધારણીભાવને પામેલી, સંતાનવાહી અગર તો એક જ સંવિત્‌નો વિષય બનેલી રતિ શૃંગાર છે અને સાધારણીભાવ તો વિભાવ વગેરે દ્વારા થાય છે.

(ના. શા. ૬. ૩૦; અ. ભા. પૃ. ૨૮૪–૨૮૫)

§ ૨૨) રસનું નાટ્યત્વ :

एतदुपसंहरति — तस्मादिति । नाट्यात्समुदायरूपाद्रसाः । यदि वा नाट्यमेव रसाः रससमुदायो हि नाट्यम् । न नाट्य एव च रसाः । काव्येऽपि नाट्यायमान्

एव रसः । काव्यार्थविषये हि प्रत्यक्षकल्पसंवेदनोदये रसोदय इत्युपाध्यायाः ।
यदाहुः काव्यकौतुके —

"प्रयोगत्वमनापन्ने काव्ये नास्वादसम्भवः ।" इति ।
"वर्णनोत्कलिता भोगप्रौढोक्त्या सम्यगर्पिताः ।"
उद्यानकान्ताचन्द्राद्या भावाः प्रत्यक्षवत्स्फुटाः ॥ इति [च] ।

अन्ये तु काव्येऽपि गुणालङ्कारसौन्दर्यातिशयकृतं रसचर्वणमाहुः । वयं तु ब्रूमः—काव्यं तावन्मुख्यतो दशरूपकात्मकमेव । तत्र ह्युचितैर्भाषावृत्तिकाकुनेपथ्यप्रभृतिभिः पूर्यते रसवत्ता । सर्गबन्धादौ हि नायिकाया अपि संस्कृतैवोक्तिरित्यादि बहुतरमनुचितं केवलं शक्तिरहितत्वाद्व्यावर्ण्यते । तावतीव हृद्यमिति न्यायेनानौचित्यं न प्रतिजहाति । तत एवोच्यते 'सन्दर्भेषु दशरूपकम्" (वामनकृतकाव्यालङ्कारे १,३०) इति । तेन तदङ्गसन्ध्यादिसङ्घटनमुद्धृत्य सर्गबन्धादि यावन्मुक्तकम् । यत्तु दशरूपकं तस्य योऽर्थस्तदेव नाट्यम् । यद्वक्ष्यते "नाट्यस्यैषा तनूः" (ना. शा. १८.२) इति । तस्य हृदयसंवादतारतम्यापेक्षया श्रोतृप्रतिपतृस्फुरणं स्फुटास्फुटत्वेनातिविचित्रम् । तत्र ये स्वभावतो निर्मलमुकुरहृदयास्त एव संसारोचितक्रोधमोहाभिलाषपरवशमनसो न भवन्ति । तेषां तथाविधदशरूपकाकर्णनसमये साधारणरसनात्मकचर्वणग्राह्यो रससञ्चयो नाट्यलक्षणः स्फुट एव । ये त्वतथाभूतास्तेषां प्रत्यक्षोचिततथाविधचर्वणालाभाय नटादिप्रक्रिया । स्वगतक्रोधशोकादिसङ्कटहृदयग्रन्थिभञ्जनाय गीतादिप्रक्रिया न मुनिना विरचिता । सर्वानुग्राहकं हि शास्त्रमिति न्यायात् । तेन नाट्य एव रसा न लोक इत्यर्थः । काव्यञ्च नाट्यमेव ॥

(ना. शा. ६, ३३; अ. भा पृ. २९०–२९१)

['तस्मान्नाट्यरसाः स्मृताः' (६.३३) શ્લોકને સમજાવતાં અભિનવગુપ્ત એના ત્રણ રીતે અર્થ કરે છે :] (૧) (વિભાવાદિના) સમુદાયરૂપ નાટ્યમાંથી રસો અભિવ્યક્ત) થાય છે; (૨) અથવા નાટ્ય એ જ રસ છે; (૩) નાટ્ય જ રસ સમુદાય છે. નાટ્યમાં જ રસો હોય છે કાવ્યમાં રસ જ નાટ્યરૂપ પામતો હોય છે. અમારા ઉપાધ્યાયે (પણ કહ્યું છે કે) કાવ્યાર્થના વિષયમાં જ્યારે પ્રત્યક્ષ જેવા સંવેદનનો ઉદય થાય છે ત્યારે રસનો ઉદય થાય છે. જેમકે 'કાવ્યકૌતુક'માં એમણે કહ્યું છે : "પ્રયોગરૂપ પામ્યા વગર કાવ્યમાં રસાસ્વાદનો સંભવ નથી. વર્ણન વડે અંકુરિત થતા, વિસ્તાર અને પ્રૌઢોક્તિ વડે સરસ રીતે અંકિત થયેલા, ઉદ્યાન, કાન્તા, ચન્દ્ર વગેરે ભાવો પ્રત્યક્ષની માફક સ્પષ્ટ પ્રતીત થાય છે."

બીજા કેટલાક, તો ગુણ અને અલંકારના સૌન્દર્યના આધિક્યને લીધે ચર્વણા થાય છે એમ કહે છે. પણ અમે તો આમ કહીએ છીએ : કાવ્ય

તો મુખ્યત્વે દશરૂપકાત્મક હોય છે. તેમાં ઉચિત ભાષા, વૃત્તિ, કાકુ, નેપથ્ય વગેરેથી રસવત્તા પૂરાય છે. સર્ગબન્ધ વગેરેમાં (મહાકાવ્યોમાં) નાયિકાની ઉક્તિ પણ સંસ્કૃતમાં જ હોય, એવું ઘણું અનુચિત માત્ર શક્તિના અભાવે જ વર્ણવવામાં છે. એટલે જ તો એ મજાનાં લાગે છે એ દલીલથી કંઈ એવું અનૌચિત્ય જતું રહેતું નથી. તેથી જ વામને કહ્યું છે કે "રચનાઓમાં દશરૂપક શ્રેષ્ઠ છે" (વામન, કાવ્યાલંકાર ૩. ૩૦). દશરૂપકનો જે અર્થ તે જ નાટ્ય. આ બાબતમાં કહેવામાં આવશે કે "નાટ્યનું આ શરીર છે" (ના. શા. ૧૪.૨). તેમાં હૃદયસંવાદના તારતમ્યના પ્રમાણ અનુસાર, શ્રોતા અને પ્રેક્ષકને સ્ફુટ અસ્ફુટ રીતે, ખૂબ જુદી જુદી સ્ફુરણા થતી હોય છે. જેઓ સ્વભાવથી જ નિર્મળ દર્પણ જેવા હૃદયવાળા છે તેમનું મન સંસારોચિત ક્રોધ, મોહ અને અભિલાષાને વશ થતું નથી. તેમને આ પ્રકારનું દશરૂપક સાંભળતી વખતે સાધારણ રસનારૂપ ચર્વણથી ગ્રહણ કરાતો રસસંચય નાટ્યસ્વરૂપે સ્ફુટ થાય છે. જે એવા નથી, તેમને પ્રત્યક્ષને ઉચિત તે પ્રકારની ચર્વણા લાધે તે માટે નટ વગેરે પ્રક્રિયા છે. તેમની પોતાની ક્રોધ, શોક વગેરે સંકટરૂપ હૃદયગ્રન્થિઓને તોડવા માટે મુનિએ ગીત વગેરે પ્રક્રિયા રચી છે, કારણ કે શાસ્ત્ર તો બધા પર અનુગ્રહ કરતું હોય છે. તેથી નાટ્યમાંજ રસો છે, લોકમાં નહીં એવો અર્થ છે. નાટ્ય એ જ કાવ્ય છે.

(ના. શા. ૬. ૩૩; અ. ભા. પૃ. ૨૯૦–૨૯૧)

## § ૨૩) રસ અને ભાવ ઇતરેતરોત્પાદક હોવા અંગે નિર્ણય :

नर्तकगतेभ्यो रसेभ्यो भावाः सामाजिके । यथा करुणाच्छोकः । ततो विभावाद्युपचितसामाजिके करुण इति रसाद्भावो भावाद्रस इति सन्देहः । अत एव परस्परमपि जन्म कालभेदेनेति तृतीयः पक्षः । यदि वा नट एव राम एव वा पूर्वं भावः । तत उपचये रसः । ततोऽप्यपचये भाव इत्येवं पक्षत्रयोत्थानम् । इदं चासत् । एवम्भूतस्य रसस्वरूपस्य निराकृतत्वात् ।

श्री शङ्कुकस्त्वाह—अनुकर्तारं रसानास्वादयतोऽनुकार्ये भावप्रतीतिः प्रयोगे । लोके प्रकृतिः रसं निष्पादयतीति । द्वितीयपक्षो नाट्यचार्याभिप्रेतशिक्षानुसारेण । अत एव च तृतीयोऽपि संभवति । एतदप्यसत् । न हि सामाजिकोऽनुकार्यानुकर्तृविभागमवैति । दूषितः स्वानुकरणवादः ।

तस्मादित्थमेतत्—किं रसेभ्यो भावा उत विपर्ययः आहो अन्यन्यजनकतेति त्रयः प्रश्नाः । आहो शब्दो भिन्नक्रमः । विभावादिभ्यस्तावद्रसनिष्पत्तिरुक्ता । स एव द्वितीयः पक्षोऽभ्युपगतपूर्वमेतच्च कथम् । न हि लोके विभानुभावादयः केचन भवन्ति ।

हेतुकार्यावस्थामात्रत्वाल्लोके तेषाम् । अथ त एव रसनोपयोगित्वे विभावादिरूपतां प्रतिपद्यन्ते । तर्हि रसप्रसादाद्भावा विभावादयः । अथोच्यते विभावादिप्रसादाद्रसो यथोक्तं प्राक् । रसप्रसादाच्च विभावादिरूपत्वम् । तर्हि परस्पराश्रयत्वम् । इतरेतराश्रयाणि च न प्रकल्पन्त इत्याक्षेपः ।

व्यञ्जनौषधिसंयोगोऽन्नं च कर्तृ यथा परस्परमन्योन्यं कर्मभूतं स्वादुतां नयेत् तथा भावा रसाश्चान्योन्यं भावयन्ति । भावा रसान्भावयन्ति निष्पादयन्ति । रसास्तु भावान् भावयन्ति । भावान्कुर्वन्ति । भावादिव्यपदेश्यान्कुर्वन्तीत्यर्थः ।

एतदुक्तं भवति । एकत्रैकदा क्रियायामन्योन्याश्रयत्वं दोषो न तु क्रियाभेदे । यथा व्यञ्जनादि संयोगेनान्नस्याह्लादि रसवत्ता क्रियते । एवं भावै रस्यमानता । रसैश्च विभावादिव्यपदेश्यता कारणादीनाम् । यथा पटापेक्षया तन्तवः पटकारणमिति व्यपदेश्याः । तन्त्वपेक्षया पटः कार्यः । न चेतरेतराश्रयत्वं तथा प्रकृतेऽपि ।

ननु यदि भावेभ्यो रसास्तर्हि कथमुक्तं "न हि रसादृते कश्चिदप्यर्थः प्रवर्तते । तेन पूर्वं त एवोद्देश्याः" इत्याशंकयाह — यथेत्यादिना । बीजं यथा वृक्षमूलत्वेन स्थितं तथा रसः । तन्मूला हि प्रीतिपूर्विका व्युत्पत्तिरिति त एव च व्याख्यानार्हाः । कविगतसाधारणीभूतसंविन्मूलश्च काव्यपुरस्सरो नटव्यापारः । सैव च संवित्परमार्थतो रसः । सामाजिकस्य च तत्प्रतीत्या वशीकृतस्य पश्चादपोद्धारबुद्ध्या विभावादिप्रतीतिरिति प्रयोजनं नाट्ये काव्ये सामाजिकधियि च । तदेव मूलं बीजस्थानीयः कविगतो रसः । कविर्हि सामाजिकतुल्य एव । तत एवोक्तं "शृङ्गारी चेत्कविः । (ध्वन्यालोके, ३.४२) इत्याद्यानन्दवर्धनाचार्येण । ततो वृक्षस्थानीयं काव्यम् । तत्र पुष्पादिस्थानीयोऽभिनयादिनटव्यापारः । तत्र फलस्थानीयः सामाजिकरसास्वादः । तेन रसमयमेव विश्वम् ॥

(ना' शा. ६, ३३; अ.भा. पृ.२९२-२९४)

નટમાં રહેલા રસોથી સામાજિકમાં ભાવોની (ઉત્પત્તિ થાય છે) જેમ (નટગત) કરુણના અભિનયમાંથી (સામાજિકમાં) શોકની (ઉત્પત્તિ થાય છે). પછી (એ શોકના) વિભાવ વગેરે દ્વારા ઉપચિત થયેલા સામાજિકમાં કરુણની (ઉત્પત્તિ થાય છે), તેથી રસમાંથી ભાવ (ઉત્પન્ન થાય છે) કે ભાવમાંથી રસ ઉત્પન્ન થાય છે, એવો સંદેહ થાય છે. એટલે જ કાલભેદથી એકથી બીજાનો એમ પરસ્પર જન્મ થાય છે, એવો ત્રીજો પક્ષ છે. અથવા પહેલાં નટમાં જ અથવા રામમાં જ ભાવ (જન્મે છે). પછી એનો ઉપચય થાય ત્યારે રસ, એનો પાછો અપચય થાય ત્યારે ભાવ થાય છે; આમ (આ બાબતમાં) ત્રણ પક્ષો ઉઠેલા છે. (અભિનવગુપ્ત

કહે છે કે) આ રીતની વિચારણા બરાબર નથી, કારણકે એ પ્રકારના રસ સ્વરૂપનું પહેલાં ખંડન થઈ ચૂક્યું છે.

શ્રી શંકુક તો માને છે કે અનુકર્તામાં (=નટમાં) રહેલા રસોને માણતા સામાજિકને અનુકાર્ય (રામ)માં ભાવોની પ્રતીતિ થાય છે. લોક વ્યવહારમાં તો પ્રકૃતિ રસને ઉત્પન્ન કરે છે. બીજો પક્ષ નાટ્યાચાર્યને અભિમત સિદ્ધાન્તને અનુસરે છે. તેટલે જ ત્રીજો પણ સંભવી શકે. (અભિનવગુપ્ત કહે છે) કે આ મત પણ બરાબર નથી. સામાજિક કંઈ અનુકાર્ય અને અનુકર્તાના ભેદને જાણતો નથી. અને (શ્રી શંકુકનો) અનુકરણવાદ પણ દોષયુક્ત સિદ્ધ કરેલો છે.

તેથી વાત આમ છે — શું રસોમાંથી ભાવો (જન્મે છે)? એથી ઉલટું (ભાવોમાંથી રસો જન્મે) છે? કે પછી બન્ને એકબીજાને ઉત્પન્ન કરે છે? એમ ત્રણ પ્રશ્નો ઉઠે છે. આ પંક્તિમાંનો 'કે પછી' (आहो) શબ્દ ક્રમની ભિન્નતા દર્શાવે છે. વળી વિભાવ વગેરેમાંથી રસની નિષ્પત્તિ (થાય છે એ વાત) કહેવાઇ ગઇ છે. તે જ બીજો પક્ષ, જેને પહેલાં સ્વીકારવામાં આવ્યો છે. લોકવ્યવહારમાં કંઇ વિભાવ અનુભાવ વગેરે હોતા નથી. લોકવ્યવહારમાં તો તેઓ માત્ર હેતુ અને કાર્ય તરીકે હોય છે તે જ (હેતુ અને કાર્ય) રસનામાં ઉપયોગી બનીને વિભાવ વગેરે રૂપને પામે છે, (એમ કહો) તો પછી રસની કૃપાથી જ વિભાવ વગેરે (એ નામોને યોગ્ય બને છે), એમ માનવું પડશે. (જો એમ કહો કે) વિભાવ વગેરેની કૃપાથી રસ બને છે, અને રસની કૃપાથી વિભાવ વગેરે એ રૂપને પામે છે, તો જેમ પહેલાં કહ્યું છે તેમ અન્યોન્યાશ્રય દોષ આવશે, અને એકબીજા પર આધાર રાખનાર કાર્ય થઈ શકતાં નથી એવો આક્ષેપ છે.

મસાલા અને ઔષધિઓનો સંયોગ તથા અન્ન એ પરસ્પર કર્તા બનીને એકબીજાને કર્મ તરીકે સ્વાદિષ્ટ બનાવે છે, તેમ રસ અને ભાવ એકબીજાને ભાવિત કરે છે એટલે કે ઉત્પન્ન કરે છે. રસો ભાવોને ભાવિત કરે છે, ભાવોને બનાવે છે, એટલે કે ભાવાદિ નામ વડે ઓળખાય તેવા કરે છે.

આમ એક જ સ્થાનમાં એક જ ક્રિયા દર્શાવવામાં આવે ત્યારે અન્યોન્યાશ્રય દોષ આવે છે (જેમ બીજ અંકુરનું ઉત્પાદક છે અને અંકુર બીજનું ઉત્પાદક છે, એમાં ઉત્પાદનરૂપ સમાન ક્રિયા છે તેથી અન્યોન્યાશ્રય દોષ આવે છે). પણ જ્યારે ક્રિયા જુદી જુદી હોય (ત્યારે આ દોષ થતો નથી). જેમ વ્યંજન વગેરેના સંયોગથી અન્નમાં ખટાશ વગેરે રસ ઉત્પન્ન થાય છે, અને આધારભૂત અન્ન વ્યંજનને ભાવે તેવાં બનાવે. આ પ્રમાણે ભાવો દ્વારા (સ્થાયિભાવની) રસ્યમાનતા

થાય છે અને રસો દ્વારા કારણ વગેરેને વિભાવાદિ નામ અપાવાય છે, જેમ પટની અપેક્ષાએ તન્તુઓ કારણ એવા નામે ઓળખાય છે, અને તન્તુની અપેક્ષાએ પટ કાર્ય એવા નામે ઓળખાય છે, પરંતુ અન્યોન્યાશ્રય દોષ લાગતો નથી, તેમ અહીં પણ (ક્રિયાભેદને લીધે અન્યોન્યાશ્રય દોષ થતો નથી) એમ સમજવું. કોઈ (એવો પ્રશ્ન કરે કે) જો ભાવોથી રસનિષ્પત્તિ થતી હોય તો એમ કેમ કહ્યું કે, "રસ વગર કોઈ પણ અર્થ પ્રવર્તતો નથી; તેથી પહેલાં એમનું કથન કરવું જોઈએ," ? તો એ આશંકાનું સમાધાન 'यथा'થી શરૂ થતા શ્લોકથી કરે છે.[1] "જેમ બીજ વૃક્ષના મૂળ તરીકે (તેના કારણરૂપ રહેલું છે, તેમ રસો (કાવ્યના મૂળને સ્થાને છે)" તે (=રસ) જેના મૂળમાં હોય એવી વ્યુત્પત્તિ આનંદદાયક બને છે, તેથી તેમની જ સમજૂતી (પહેલાં) આપવી યોગ્ય છે. નટના વ્યાપારનું મૂળ કવિની સાધારણીભૂત સંવિત્‌માં રહેલું છે, અને એ (નટવ્યાપાર) કાવ્યને પુરસ્કૃત કરીને ચાલે છે. એ (કવિગત) સંવિત્ જ ખરેખર રસ છે. એ પ્રતીતિથી વશીકૃત થયેલા મનવાળા સામાજિકને અપોદ્ધારબુદ્ધિથી પાછળથી વિભાવ વગેરેની પ્રતીતિ થાય, એ પ્રયોજન નાટકમાં કાવ્યમાં અને સામાજિકની બુદ્ધિમાં હોય છે. આમ બીજને સ્થાને રહેલો કવિગત રસ એ મૂળ છે. કવિ અને સામાજિક સમાન જ છે. તેથી જ આનન્દવર્ધને કહ્યું છે કે "જો કવિ શૃંગારી હોય તો (આખું જગત રસમય થઈ જાય છે." (ધ્વન્યાલોક. ૩. ૪૨). તેમાંથી વૃક્ષને સ્થાને કાવ્ય આવે છે. તેમાં પુષ્પ વગેરે સ્થાને અભિનયાદિ નટનો વ્યાપાર આવે છે, તેમાં ફલને સ્થાને સામાજિકનો રસાસ્વાદ આવે છે. આમ સકળ વિશ્વ રસમય જ છે.

(ના. શા. ૬. ૩૩; અ. ભા. પૃ. ૨૯૨–૨૯૪)

## § ૨૪) રતિનું સ્વરૂપ :

स्त्रीपुरुषशब्देन परस्पराभिलापसंभोगलक्षणया लौकिक्या "अस्येयं स्त्री" इति धिया । तेनाभिलाषमात्रसारायाः कामावस्थानुवर्तिन्या व्यभिचारिरूपाणीति या विलक्षणैव इयं स्थायिरूपा प्रारम्भादिकफलप्राप्तिपर्यन्ता व्यापिनी परिपूर्णसुखैकफला रतिरुक्ता भवति हेतुरस्य । कविर्हि लौकिकरतिवासनानुविद्धस्तथा विभावादीनाहरति नटश्चनुभावान् यथा रत्यास्वादः शृङ्गारो भवतीति । आस्वादयितुरपि प्राक्कक्ष्यायां रत्यवगम उपयोगीत्युक्तः प्राक् ।

---

१. ના. શા. ૬. ૩૮ :

यथा बीजाद्भवेद् वृक्षो वृक्षात्पुष्पं फलं यथा ।
तथा मूलं रसाः सर्वे तेभ्यो भावा व्यवस्थिताः ॥

एतदुक्तं भवति — रतिः क्रीडा । सा च परमार्थतः कामिनोरेव । तत्रैव सुखस्य धाराविश्रान्तेः । अपरस्य तु माल्यादिविषयसौन्दर्यस्य कविना कृतस्य संकल्पत्वात्संवेदनद्वितयान्योन्यनिमज्जनात्मकमीलनाख्यो हि परमो भोगः । संविद एव प्रधानत्वात् । अन्यत्र तु जडस्य भोग्यत्वात् ।

अत एवाह —"श्वासायासविडम्बनैव वपुषि प्राणाः पुनर्जानकी" इति

अत एव यत्कैश्चिदचोद्यत — रतेराधारभेदेन भेदात्कथमेको — रस इति । तद-नभिज्ञतया । एकैव ह्यसौ तावती रतिः । यत्रान्योन्यसंविदा एकवियोगो न भवति ॥

(ना. शा. ६,४५; अ. भा. पृ. ३०२)

સ્ત્રીપુરૂષ શબ્દથી પરસ્પર અભિલાપ અને સહયોગના લક્ષણવાળી, "આ આની સ્ત્રી છે" એવી લૌકિક બુદ્ધિનું (ગ્રહણ થાય છે). તેથી અભિલાપરૂપી સારવાળી, કામાવસ્થાને અનુસરનારી વ્યભિચારી ભાવ સ્વરૂપની જે રતિ, તેનાથી ભિન્ન, સ્થાયિભાવના સ્વરૂપની પ્રારમ્ભથી માંડીને ફલપ્રાપ્તિ સુધી ટકનારી, પરિપૂર્ણ, સુખરૂપ ફળ આપનારી રતિ આનો (=શૃંગારરસનો) હેતુ હોય છે.

લૌકિક રતિની વાસનાવાળો કવિ વિભાવોને એવી રીતે ઉપસ્થિત કરે છે, અને નટ અનુભાવોને એવી રીતે દર્શાવે છે કે રતિનો આસ્વાદ શૃંગારરૂપ બને છે, આસ્વાદયિતાને પણ પૂર્વકાલીન રતિનું જ્ઞાન ઉપયોગી નીવડે છે, એ પહેલાં જ કહેવાયું છે.

કહેવાનો ભાવાર્થ આવો છે—રતિ એટલે ક્રીડા. એ ખરૂં જોતાં કામીયુગલમાં જ સંભવે. એમને એમાં જ સુખની ધારાની વિશ્રાન્તિ સાંપડે છે. બીજાને (ભાવકને) તો કવિએ નિરૂપેલું માળા વગેરે વિષયનું સૌન્દર્ય સંકલ્પરૂપનું હોવાથી, સંવેદન વડે પરસ્પરમાં લીન થઇ જવા રૂપ મીલન નામનો પરમ ભોગ પ્રાપ્ત થાય છે; અનુભૂતિ એ જ મુખ્ય છે, એ શિવાયનું બધું જડ લોકો માટે ભોગ્ય છે.

એટલે જ કેટલાકે કહ્યું છે કે : "શ્વાસ લેવાનો પ્રયાસ તો વિડંબના છે, શરીરમાં સાચા પ્રાણ તો જાનકી છે."

એટલે તો કેટલાકે શંકા કરી છે કે રતિના આધાર જુદા જુદા હોવા છતાં રસ એક છે એમ કેમ (કહો છો ?) (તેમને અભિનવગુપ્ત જવાબ આપે છે કે) તે તો અજ્ઞાનને કારણે. આ પ્રકારની હોવા છતાં રતિ તો એક જ છે, કારણકે અન્યોન્ય તરીકે અનુભવ થતો હોવાથી, તેનું એકપણું દૂર થતું નથી.

## ૨૫. શાન્તરસવિચાર :

ये पुनर्नव रसा इति पठन्ति तन्मते शान्तस्वरूपमभिधीयते। तत्र केचिदाहुः— शान्तः शमस्थायिभावात्मकस्तपस्यायोगिसम्पर्कादिभिः विभावैरुत्पद्यते। तस्य कामक्रोधाद्यभावरूपैरनुभावैरभिनयः। व्यभिचारी धृतिमतिप्रभृतिः।

एतदपरे न सहन्ते। शमशान्तयोः पर्यायत्वात्। एकान्नपञ्चाशद्भावा इति सङ्ख्यात्यागात्। किञ्च विभावाऋतुमाल्यादयस्तत्समनन्तरभाविनि शृङ्गारादावनुसन्धीयन्ते इति युक्तम्। तपोऽध्ययनादयस्तु न शान्तस्य शमस्य हेतवः। तत्त्वज्ञानस्यानन्तरहेतव इति चेत्पूर्वकरोदिततत्त्वज्ञानेऽपि तर्हि प्रयोज्यतेति तपोऽध्ययनादीनां विभावता त्यक्ता स्यात्। कामाद्यभावोऽपि नानुभावः। शान्ताद्विपक्षादव्यावृत्तेः। अगमकत्वात्प्रयोगासमवायित्वाच्च। न हि चेष्टाव्युपरमः प्रयोगयोग्यः। सुप्तमोहादयोऽपि हि निःश्वासोच्छ्वासपतनभूषणादिभिश्चेष्टाभिरेवानुभाव्यन्ते धृतिप्रभृतिरपि प्राप्तविषयोपभोगः कथं शान्ते स्यात्। न चाकिंचित्करत्वमात्रेण तत्त्वज्ञानोपाये व्युत्पाद्यन्ते। विनेये चैते परमदुःखदुःखितमनसो दृश्यन्ते सम्यग्दर्शनसमावस्थां प्राप्ताः। अपि तु संसारे। तन्न शान्तो रस इति।

अत्रोच्यते—इह तावद्धर्मादित्रितयमिव मोक्षोऽपि पुरुषार्थः। शास्त्रेषु स्मृतोतिहासादिषु च प्राधान्येनोपायतो व्युत्पाद्यत इति सुप्रसिद्धम्। यथा च कामादिषु समुचिताश्चित्तवृत्तयो रत्यादिशब्दवाच्याः कविनटव्यापारेणास्वादयोग्यताप्रापणद्वारेण तथाविधहृदयसंवादवतः सामाजिकान्प्रति रसत्वं शृङ्गारादितया नीयन्ते तथा मोक्षाभिधानपरमपुरुषार्थोचिता चित्तवृत्तिः किमिति रसत्वं नानीयत इति वक्तव्यम्। या चासौ तथाभूता चित्तवृत्तिः सैवात्र स्थायिभावः। एतत्तु चिन्त्यम्। किं नामासौ ? तत्त्वज्ञानोत्थितो निर्वेद इति केचित्। तथा हि दारिद्र्यादिप्रभवो यो निर्वेद स ततोऽन्य एव। हेतोस्तत्त्वज्ञानस्य वैलक्षण्यात्। स्थायिसञ्चारिमध्ये चैतदर्थमेवायं पठितः। अन्यथा माङ्गलिको मुनिस्तथा न पठेत्। जुगुप्सां च व्यभिचारित्वेन शृङ्गारे निषेधन्मुनिर्भावानां सर्वेषामेव स्थायित्वसञ्चारित्वचिन्तनात्तावत्वानुभावस्थत्वान्नि(भावत्वानि)योग्यतोपनिपातितानिश्शतानि शब्दार्थबलाकृष्टान्यनुजानाति।

तत्त्वज्ञानजश्च निर्वेदः स्थाय्यन्तरोपमर्दकः। भाववैचित्र्यसहिष्णुभ्यो रत्यादिभ्यो यः परमः स्थायिशीलः स एव हि स्थाय्यन्तराणामुपमर्दकः। इदमपि पर्यनुयुञ्जते— तत्त्वज्ञानजो निर्वेदोऽस्य स्थायीति वदता तत्त्वज्ञानमेवात्र विभावत्वेनोक्तं स्यात्। वैराग्यबीजादपु कथं विभावत्वम्। तदुपायत्वादिति चेत्कारणकारणोऽयं विभावताव्यवहारः। स चातिप्रसङ्गावहः।

किञ्च निर्वेदो नाम सर्वत्रानुपादेयताप्रत्ययः । वैराग्यलक्षणस्य स च तत्त्वज्ञानस्य प्रत्युक्तोपयोगी । विरक्तो हि तथा प्रयतते यथाऽस्य तत्त्वज्ञानमुत्पद्यते । तत्त्वज्ञानाद्धि मोक्षः । तु तत्त्वं ज्ञात्वा निर्विद्यते निर्वेदाच्च मोक्ष इति । 'वैराग्यात्प्रकृतिलयः' इति हि तत्रभवन्तः । (इश्वरकृष्णकृतायां सांख्यकारिकायाम् ४५)

ननु तत्त्वज्ञानिनः सर्वत्र दृढतरं वैराग्यं दृष्टम् । तत्रभवद्भिरप्युक्तं — 'तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्' (योगसूत्रे, १.१६) इति । भवत्येवम् । तादृशं तु 'वैराग्यं ज्ञानस्यैव परा काष्ठा ।' (व्यासभाष्ये, १.१६) इति । भुजङ्गविभुनैव भगवताऽभ्यधायी । ततश्च तत्त्वज्ञानमेवेदं तत्त्वज्ञानमालया परिपोष्यमाणमिति न निर्वेदः स्थायी । किन्तु तत्त्वज्ञानमेव स्थायीति भवेत् । यत्तु व्यभिचारिव्याख्यानावसरे वक्ष्यते तच्चिरकालविभ्रमविप्रलब्धस्योपादेयत्वनिवृत्तये । यत्सम्यग्ज्ञानं यथा—

"वृथा दुग्धोऽनड्वांस्तनभरनता गौरिति परं
परिष्वक्तः षण्डो युवतिरिति लावण्यरहितः ।
कृता वैडूर्याशा विकचकिरणे काचशकले
मया मूढेन त्वां कृपणमगुणज्ञं प्रणमता ॥" इति

तन्निर्वेदस्य खेदरूपस्यविभावत्वेन । एतच्च तत्रैव वक्ष्यामः ।

ननु मिथ्याज्ञानमूलो विषयगन्धस्तत्त्वज्ञानात्प्रशाम्यतीति दुःखजन्मसूत्रेणाक्षपादपादैर्वदद्भिर्मिथ्याज्ञानापचयकारणं तत्त्वज्ञानं वैराग्यस्य दोषापायलक्षणस्य कारणमुक्तम् । ननु ततः किम् ? ननु वैराग्यं निर्वेदः । क एवमाह ? निर्वेदो हि शोकप्रवाहप्रसररूपश्चित्तवृत्तिविशेषः । वैराग्यं तु रागादीनां प्रध्वंसः ।

भवतु वा वैराग्यमेव निर्वेदः । तथापि तस्य स्वकारणवशान्मध्यभाविनोऽपि न मोक्षे साध्ये सूत्रस्थानीयतात्ययपादाचारीव (प्रत्ययपादि) । किञ्च तत्त्वज्ञानोत्थितो निर्वेद इति रामस्यैवेदं निर्वेदनाम कृतं स्यात् । शमशान्तयोः पर्यायत्वं तु हासहास्याभ्यां व्याख्यातम् । सिद्धसाध्यते तथालोकिकालौकिकत्वेन साधारणतया च वैलक्षण्यं शमशान्तयोरपि सुलभमेव । तस्मान्न निर्वेदः स्थायीति ।

अन्ये मन्यन्ते रत्यादय एवाष्टौ चित्तवृत्तिविशेषा उक्ताः । त एव कथितविभावविविक्ततया श्रुतात्याद्यलौकिकविभावविशेषसंश्रया विचित्रा एव तावत् । ततश्च तन्मध्यादेवान्यतमोऽत्र स्थायी । तत्राव्याहताननमयस्यात्मविषया रतिरेव मोक्षसाधनमिति सैव शान्ते स्थायिनीति । यथोक्तम्—

यश्चात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।

आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥' इति ॥ (गीता, ३.१७)।

एवं समस्तविषयं वैकृतं पश्यतो विश्वं च शोच्यं विलोकयतः सांसारिकं च वृत्तान्तमपकारित्वेन पश्यतः सातिशयमसम्मोहप्रधानं वीर्यमाश्रितवतः सर्वस्माद्विषयसार्थाद्बिभ्यतः सर्वलोकस्पृहणीयादपि प्रमदादेर्जुगुप्समानस्यापूर्वस्वात्मातिशयलाभाद्विस्मयमानस्य मोक्षसिद्धिरिति । रतिहासादीनां विस्मयान्तानामन्यतमस्य स्थायित्वं निरूपणीयम् । न चैतन्मुनेर्न सम्मतम् । यावदेव हि विशिष्टान्विभावन्परिगणयति आदिशब्देन च तत्प्रकारानेवान्यान्संगृह्णीते तावदेव तद्व्यतिरिक्तालौकिकहेतुपनतानां रत्यादीनामनुपजानात्येवापवर्गविषयत्वम् । एवं वादिनां तु परस्परमेव विचारयतामेकस्य स्थायित्वं विशीर्यत एव । तदुपायभेदात्तस्य तस्य स्थायित्वमित्यप्युच्यमानं प्रत्युक्तमेव । स्थायिभेदेन प्रतिपुरुषं रसस्याप्यानन्त्यापत्तौ मोक्षैकफलत्वादेको रस इति चेत् क्षयैकफलत्वे वीररौद्रयोरप्येकत्वं स्यात् । अन्ये तु पानकरसवदविभागं प्राप्ताः सर्व एव रत्यादयोऽत्र स्थायिन इत्याहुः । चित्तवृत्तीनामयुगपद्भावादन्योन्यं च विरोधादेतदपि न मनोज्ञम् ।

कस्तर्ह्यत्र स्थायी ? उच्यते — इह तत्त्वज्ञानमेव तावन्मोक्षसाधनमिति तस्यैव मोक्षे स्थायिता युक्ता । तत्त्वज्ञानं च नामात्मज्ञानमेव । आत्मनश्चाव्यतिरिक्तमिन्द्रियस्यैव ज्ञानम् । परो ह्येवमात्माऽनात्मैव स्यात् । विपञ्चितं चैतदस्मद्गुरुभिः । अस्माभिश्चान्यत्र वितन्यत इतीह नातिनिर्बन्धः कृतः ।

तेनात्मैव ज्ञानानन्दादिविशुद्धधर्मयोगी परिकल्पितविषयोपरागरहितोऽत्र स्थायी । न चास्य स्थायितयास्थायित्वं वचनीयम् । रत्यादयो हि तत्तत्कारणान्तरोदयप्रलयोत्पद्यमाननिरुध्यमानवृत्तयः कञ्चित्कालमापेक्षिकतया स्थायिरूपात्मभित्तिसंश्रयाः सन्तः स्थायिन इत्युच्यन्ते । तत्त्वज्ञानं तु सकलभावान्तरभित्तिस्थानीयं सर्वस्थायिभ्यः स्थायितमं सर्वाः रत्यादिकास्स्थायिचित्तवृत्तीर्व्यभिचारीभावयत् निसर्गत एव सिद्धस्थायिभावमिति तन्त्रवचनेन । अत एव पृथगस्य गणना न युक्ता । न हि खण्डमुण्डयोर्मध्ये तृतीयं गोत्वमिति गण्यते । तेनैकान्नपञ्चाशद्भावा इत्यव्याहतमेव ।

अस्यापि कथं पृथग्गणनेति चेत् — पृथगास्वादयोगादिति ब्रूमहे । न हि रत्यादय इवेतरासम्पृक्तेन वपुषा तथाविधमात्मरूपं लौकिकप्रतीतिगोचरम् । स्वगतमप्यविकल्परूपं व्युत्थानावसरेऽनुसन्धीयमानं चित्तवृत्त्यन्तरकलुषमेवावभाति ।

भासतां वा लोके तथा । तथापि न संभावनामात्रस्थायिनां गणनम् । रसेपूक्तेष्वनुपयोगात् अपि तु व्यभिचारित्वाल्लक्षणीयत्वं विज्ञायते नेतरथा तथाह्येकान्नपञ्चाशता भावैरित्येतत्प्रघट्टकोपपत्तिः । न चास्यात्मस्वभावस्य व्यभिचारित्वसम्भवादवैचित्र्यावह-

त्वादनौचित्याच्च, शम आत्मस्वभावः । शमशब्देन मुनिर्व्यपदिष्टः । यदि तु स एव शमशब्देन व्यपदिश्यते निर्वेदशब्देन वा तत्र कश्चिद्बाधः । केवलं शमश्चित्तवृत्त्यन्तरम् । निर्वेदोऽपि दारिद्र्यादिविभावान्तरोत्थितनिर्वेदतुल्यजातीयो न भवति तज्जातीय एव । हेतुभेदेऽपि तद्व्यपदेश्यो रतिभयादिभिरिव ।

तदिदमात्मस्वरूपमेव तत्त्वज्ञानं शमता च यत्कालुष्योपरागविशेषा एवात्मनो रत्यादयः । तदनुगमेऽपि विशुद्धमस्य रूपमव्यवधानसमाधिबलादधिशय्य व्युत्थानेऽपि प्रशान्तता भवति । यथोक्तं— ' तस्य प्रशान्तवाहिता संस्कारात्" (पातञ्जलयोगसूत्रे, ३.१०) इति । तत्त्वज्ञानलक्षणस्य च स्थायिनः समस्तोऽयं लौकिकालौकिकचित्तवृत्तिकलापो व्यभिचारितामभ्येति तदनुभावा एव च यमनियमाद्युपकृता अनुभवा आङ्गिकाध्यायत्रये च ये स्वभावाभिनया वक्ष्यन्ते । अत एते एतद्विषया एव । अयमेव हि स्वभावः । विभावा अपि कथम्? ईश्वरानुग्रहप्रभृतयः । प्रक्षयाश्च रत्यादयोऽत्रास्वाद्याः केवलम् । यथा विप्रलम्भे औत्सुक्यं संभोगेऽपि वा 'प्रेमासमाप्तोत्सवम्' (तापसवत्सराजे १.१४) इति । यथा च रौद्रे औग्र्यं तथा च करुणवीरभयानकाद्भुतेषु निर्वेदधृतित्रासहर्षा व्यभिचारिणोऽपि प्रधान्येनावभासन्ते तथा न जुगुप्सायम् । सर्वथैव रागप्रतिपक्षत्वात् ।

तथा हि— महाव्रते नरकपालादिधारणमस्वभार्यादिसम्मदादिविस्तारसंक्षेपादिकर्मीकृतिर्हि धर्मे जुगुप्साहेतुत्वेनैव । घृताभ्येन च च देवरात्पुत्रजन्माद्युपदिष्टम् ।

स्वात्मनि च कृतकृत्यस्य परार्थघटनायामेवोद्यम इत्युत्साहोऽस्य परोपकारविषयेच्छाप्रयत्नरूपो दयापरपर्यायोऽभ्यधिकोऽन्तरङ्गः । अत एव केचित् दयावीरत्वेन व्यपदिशन्ति । अन्ये धर्मवीरत्वेन ।

ननूत्साहोऽहङ्कारः । शान्तस्त्वहङ्कारशैथिल्यात् द्वैविध्यात्मकः । व्यभिचारित्वं हि विरुद्धस्यापि न नोचितं रताविव निर्वेदादेः ।

"शय्या शाद्वलम् [ आसनं शुचि शिला सद्म द्रुमाणामधः
शीतं निर्झरवारि पानमशनं कन्दाः सहाया मृगाः ।
इत्यप्रार्थितसर्वलभ्यविभवे दोषोऽयमेको वने
दुष्प्रापार्थिनि यत्परार्थघटनावन्ध्यैर्वृथा स्थीयते ॥"(नागानन्दे ४,२) ]

इत्यादौ हि परोपकारकरणे ह्युत्साहस्यैव प्रकर्षो लक्ष्यते । न तूत्साहशून्या काचिदप्यवस्था । इच्छाप्रयत्नव्यतिरेकेण पाषाणतापत्तेः । यत एव परिदृष्टपरात्वेन स्वात्मोद्देशेन कर्तव्यान्तरं नावशिष्यते । अत एव शान्तहृदयानां परोपकाराय शरीरसर्वस्वादिदानं न

शान्तविरोधि। 'आत्मानं गोपायेत्' (गौतमधर्मसूत्रे, ९.३५) इत्यादिना ह्यकृतकृत्यविषयं शरीररक्षणमुपदिश्यते। सन्न्यासिनां तद्रक्षादितात्पर्याभावात्। तथा हि—

"धर्मार्थकाममोक्षाणां प्राणाः संस्थितिहेतवः।
तान्निघ्नता किन्न हतं रक्षता किं न रक्षितम्॥" (हितोपदेशे, १.८३) इति सुप्रसिद्धचतुर्वर्गसाधकत्वमेव देहरक्षायाः निदानं दर्शितम्। कृतकृत्यस्य जलेऽग्नौ श्वभ्रे वा 'पतेत्' इति सन्न्यासित्वे श्रवणात्। तद्यथाकथञ्चित्त्याज्यं शरीरं यदि परार्थं न त्यज्यते तत्किमिव सम्पादितं भवति। जिमूतवाहनादीनां न यतित्वमिति चेत् किं तेन नः ? तत्त्वज्ञानित्वं तावदवश्यमस्ति। अन्यथा देहात्ममानिनां देह एव सर्वस्वभूते धर्माद्यनुद्देशेन परार्थे त्यागस्यासम्भवात्। युद्धेऽपि हि न शरीरस्य त्यागायोद्यमः परपराजयोद्देशेनैव प्रवृत्तेः। भृगुपनादावपि शुभतरदेहान्तरसम्पिपादयिषैवाधिकं विजृम्भते। तत्स्वार्थानुद्देशेन परार्थसम्पत्त्यै यद्यच्चेष्टितं देहत्यागपर्यन्तमुपदेशदानादि तत्तदलब्धात्मतत्त्वज्ञानानामसम्भाव्यमेवेति तेऽपि तत्त्वज्ञानिनः। "ज्ञानिनां सर्वेष्वाश्रमेषु मुक्तिः" इति स्मार्तेषु श्रुतौ च। यथोक्तम्—

"देवार्चनरतस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः।
श्राद्धं कृत्वा ददद् द्रव्यं गृहस्थोऽपि हि मुच्यते॥"

इति केवलं परार्थाभिसन्धिजाद्धर्मात्परोकारात्माकफलत्वेनैवाभिसंहितात् पुनरपि देहस्य तदुचितस्यैव प्रादुर्भावो बोधिसत्त्वादीनाम्। तत्वज्ञानिनामपि विश्रान्तिलाभस्वभावौचित्यात्। यथा रामस्य वीरोऽङ्गं पितुराज्ञां पालयितुः। एवं शृङ्गाराद्यङ्गेष्वपि मन्तव्यम्। अत एव शान्तस्य स्थायित्वेऽप्यप्राधान्यम्।

जिमूतवाहने त्रिवर्गसम्पत्तेरेव परोपकृतिप्रधानायाः फलत्वात्। अनेनैवाशयेन नाटकलक्षणे वक्ष्यते 'ऋद्धिविलासादिभिर्गुणैः' (ना. शा. १८.११) इति। अनेन हि ऋद्धिविलासप्रधानमर्थं कामोत्तरं सर्वं चरितं सकललोकहृदयसंवादसुन्दरप्रयोजनं नाटके निवेशयितव्यमित्युक्तम्। एतच्च तत्रैव वर्णयिष्यामः।

अनेनैव चाशयेन न शान्ते कश्चन मुनिना जात्यङ्को विनियोक्ष्यते। तेन जात्यङ्कविनियोगाभावादत्तदसत्त्वमिति प्रत्युक्तम्।

अन्ये तु जीमूतवाहनः 'कस्ते पुत्र त्राता भविष्यति' (नागानन्द, ४–९) इति शरणार्थिनीं वृद्धामेव त्रातवान्। शक्तिश्चास्य न काचित् परहिंसा च न काचिदित्येवमाहुः। तच्चानुमतमेव। न हि बोधिसत्त्वानां पुनरप्युत्थानात्मकजीवितमभिसन्धानानुप्रविष्टं शक्तिश्चेदिति। न च काकतालीयवृत्त्या शास्त्रमुपदिशति। तत्सिद्धं दयालक्षणो ह्युत्साहोऽत्र प्रधानम्।

अन्ये तु व्यभिचारिणो यथायोगं भवन्ति, यथोक्तं "तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः" (पातञ्जलयोगसूत्रे, ४.२७) इति । अत एव निश्चेष्टत्वादनुभावाभाव इति प्रत्युक्तम् । यदा तु पर्यन्तभूमिकालाभहेतुभावाभावस्तदास्याप्रयोज्यत्वम् । रतिशोकादावपि पर्यन्तदशायामप्रयोगस्यैव युक्तत्वात् हृदयसंवादोऽपि तथाविधतत्त्वज्ञानबीजसंस्कारभावितानां भवत्येव । यद्वक्ष्यति 'मोक्षे चापि विरागिणः' (ना. शा. २७.५८) इति । 'सर्वस्य तु' (ना. शा १.१०७) इत्यत्र हृदयसंवादे भयानके वीरप्रकृतेरभावात् ।

ननु तादृशि प्रयोगे वीरस्य क आस्वादः ? उच्यते — यत्रायं निबध्यते तत्रावश्यं पुरुषार्थोपयोगिशृङ्गारवीराद्यन्यतममस्त्येव । तन्निष्ठस्तेषामास्वादः । यत्रापि प्रहसनादौ हास्यादेः प्रधानता तत्राप्यनुनिष्पादिरसान्तरनिष्ठ एवास्वादभिन्नादिकार्यम्.... षिकादाऽप्युद्दशे दैवरूपक [एवास्वादो भिन्नभिन्नाधिकारिणः । एतदुद्देश एव रूपक-] भेदचिन्तननिमित्तमिति केचित् ।

तस्मादस्ति शान्तो रसः । तथा च चिरन्तनपुस्तकेषु 'स्थायिभावान् रसत्वमुपनेष्यामः' (ना. शा. पृ. २९९) इत्यनन्तरं 'शान्तो नाम शमस्थायिभावात्मकः' (ना. शा. पृ. ३३२) इत्यादिशान्तलक्षणं पठ्यते । तत्र सर्वरसानां शान्तप्राय एवास्वादो न विषयेभ्यो विपरिवृत्त्या । तन्मुख्यताऽभात्केवलं वासनान्तरोपहित इत्यस्य सर्वप्रकृतित्वाभिधानाय पूर्वमभिधानम् । लोके च पृथक्पृथक्सामान्यस्य न गणनमिति स्थाय्यस्य पृथङ्नोक्तः । सामान्यमपि तु विवेचकेन पृथगेव गणनीयमिति विवेचकाभिमतसामाजिकास्वादलक्षणप्रतीतिविषयतया स पृथग्भूत एव । इतिहासपुराणाभिधानकोशादौ च नव रसाः श्रूयन्ते श्रीमत्सिद्धान्तशास्त्रेष्वपि । तथा चोक्तम्—

> "अष्टानामिह देवानां शृङ्गारादीन् प्रदर्शयेत् ।
> मध्ये च देवदेवस्य शान्तं रूपं प्रकल्पयेत् ॥" इति ।

तस्य च वैराग्यसंसारभीरुतादयो विभावाः । स हि तैरुपनिबद्धैर्विज्ञायते । मोक्षशास्त्रचिन्तादयोऽनुभावाः । निर्वेदमतिस्मृतिधृत्युत्साहाद्यनुप्रविष्टेभ्योऽन्यथैवाङ्गमिति न तयोः पृथग्रसत्वेन गणनम् । अत्र सङ्ग्रहकारिका—

> मोक्षाध्यात्मनिमित्तस्तत्त्वज्ञानार्थहेतुसंयुक्तः ।
> निःश्रेयसधर्मयुतः शान्तरसो नाम विज्ञेयः ॥

विभावस्थाय्यनुभावयोगः क्रमाद्विशेषणत्रयेण दर्शितः ।

> स्वं स्वं निमित्तमासाद्य शान्ताद्भावः प्रवर्तते ।
> पुनर्निमित्तापाये तु शान्त एव प्रलीयते ॥

इत्यादिना रसान्तरप्रकृतित्वमुपसंहृतम् ।

(ना. शा. ६, ८२; अ भा. पृ. ३३२–३४०)

વળી જેઓ રસ નવ છે એમ સ્વીકારે છે તેમના મતે શાન્તરસનું સ્વરૂપ કહેવામાં આવે છે. એ બાબત કેટલાકે કહ્યું છે: શાન્તરસ શમસ્થાયિભાવાત્મક છે; અને તપસ્યા, યોગીઓનો સમાગમ વગેરે વિભાવોથી ઉત્પન્ન થાય છે કામ ક્રોધ વગેરેના અભાવરૂપ અનુભાવોથી તેનો અભિનય થાય છે અને ધૃતિ મતિ, વગેરે તેના વ્યભિચારી ભાવો છે.

બીજા કેટલાક લેકો આ (બાબતમાં) સંમત થતા નથી. કારણકે (૧) શમ અને શાન્ત એ પર્યાયો છે, (૨) ભાવો ઓગણપચાસ છે તેથી (શમને સ્થાયિભાવ ગણીએ તો) સંખ્યા બંધ ન બેસે, (૩) તેમ જ, ઋતુ માલ્ય વગેરે વિભાવો, પોતાના પછી ઉત્પન્ન થનાર શૃંગાર વગેરે રસ સાથે, કારણ તરીકે સંકળાય છે તે યોગ્ય છે. પરંતુ તપ અધ્યયન વગેરે શાન્તના કે શમના હેતુઓ નથી. જો (એમ કહેવા માગતા હો) કે તત્ત્વજ્ઞાનના પછી ઉત્પન્ન થતા હેતુઓ છે, તો (શમથી પહેલાં ઉત્પન્ન થયેલા) તત્ત્વજ્ઞાનના પણ એ કારણો છે એમ કહેવું પડશે તેથી તપ અધ્યયન વગેરેને વિભાવ નહીં ગણાય, કામ વગેરેના અભાવને પણ (શાન્તરસના) અનુભાવ નહીં ગણાય, કારણકે શાન્તરસના વિરોધી રસોમાં પણ તે (કામાદિનો અભાવ) હોય છે. આમ એ શાન્તરસના બોધક નથી, અને એમનો અભિનય થઈ શકતો નથી. કેમકે, ચેષ્ટાનો અભાવ ભજવવા લાયક હોતો નથી. સુપ્ત, મોહ વગેરે તો નિ:શ્વાસ, ઉચ્છ્વાસ, પતન, ભોંય પર સૂવું વગેરે ચેષ્ટાઓ વડે અનુભવ કરાવી શકાય છે. (૪) વિષયોના ઉપભોગથી ઉત્પન્ન થતી ધૃતિ વગેરે શાન્તરસમાં કેવી રીતે સંભવે ? (૫) અકિંચિત્કર (=કશું પણ ન કરનાર) પુરૂષ તો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાયો પણ નહીં કરે. (૬) સમ્યગ્ દર્શનથી સમાવસ્થાને પ્રાપ્ત કર્યા પછી પણ સાધકો પારકાના દુઃખથી દુખી થતા જોવામા આવે છે. વળી તે સંસારમાં જ રહેતા જણાય છે. માટે શાંતરસનો (સ્વીકાર થઈ શકે એમ) નથી.

(અભિનવગુપ્ત ઉત્તર આપે છે કે) આ બાબતમાં આમ કહી શકાય: સંસારમાં ધર્મ, વગેરે ત્રણ પુરૂષાર્થોના જેવો જ મોક્ષ પણ પુરૂષાર્થ છે. શાસ્ત્રોમાં સ્મૃતિઓમાં અને ઇતિહાસ વગેરેમાં મુખ્યત્વે એને ઉપાયો દ્વારા સિદ્ધ થતો દર્શાવવામાં આવે છે, એ જણીતું છે. જેવી રીતે કામ વગેરેમાં રતિ વગેરે નામે ઓળખાતી સમુચિત્ત ચિત્તવૃત્તિઓ કવિ અને નટના વ્યાપાર દ્વારા આસ્વાદયોગ્ય બનાવાઇને તે પ્રકારના હૃદયસંવાદવાળા સામાજિકો માટે શૃંગાર વગેરે રસની કક્ષાએ પહોં-

ચાડાય છે, તે જ રીતે મોક્ષ નામના પરમ પુરુષાર્થને ઉચિત ચિત્તવૃત્તિને રસની કક્ષાએ કેમ ન પહોંચાડી શકાય તે કહેવું જોઈએ. જે આ તે પ્રકારની ચિત્તવૃત્તિ છે, તે જ અહીં સ્થાયિભાવ છે. એ (સ્થાયિભાવ) ખરેખર કયો, એ વિચારવા જેવું છે. કેટલાક કહે છે કે તત્ત્વજ્ઞાનમાંથી જન્મેલો નિર્વેદ એ (શાન્તનો સ્થાયિભાવ) છે. તેમ જ, દરિદ્રતામાથી જન્મેલો નિર્વેદ તેનાથી જુદો જ છે, કારણકે (તે નિર્વેદનો) હેતુ તત્ત્વજ્ઞાન પોતે જ ભિન્ન છે. એટલા માટે જ એને સ્થાયિભાવો અને સંચારી ભાવોની વચ્ચે મૂક્યો છે, નહીં તો મંગલની કામના કરનારા મુનિ તેમ ન કરે. શૃંગારરસમાં જુગુપ્સાનો વ્યભિચારી ભાવ તરીકે નિષેધ કરતા, સ્થાયી પણ અને સંચારીપણાનો વિચાર કરીને અનુભાવમાં રહેતા ભાવપણાને યોગ્યતા પ્રમાણે શબ્દાર્થના બળે ખેંચાઇ આવેલાં સ્વીકારે છે.[1]

તત્ત્વજ્ઞાનમાંથી જન્મેલો નિર્વેદ બીજા સ્થાયિભાવોને દબાવી દે છે. ભાવના વૈચિત્ર્યને ખમી શકનાર રતિ વગેરે ભાવો કરતાં પણ એકદમ સ્થાયિસ્વભાવવાળો (નિર્વેદ જ) બીજા સ્થાયિભાવોને દબાવી શકે છે. (બીજા લોકો) આનો વિરોધ કરતાં કહે છે—તત્ત્વજ્ઞાનમાંથી જન્મેલો નિર્વેદ આનો સ્થાયી છે એમ કહેનારાઓ આ બાબતમાં માત્ર તત્ત્વજ્ઞાનને જ વિભાવ તરીકે માને છે વૈરાગ્યના કારણ વગેરે વિભાવ કેવી રીતે બની શકે ? (જો એમ કહો) કે તેનું (વૈરાગ્યનું) એ કારણ છે માટે, તો પછી કારણના કારણમાં આ વિભાવતાનો વ્યવહાર થશે. ને એમ કરવાથી અતિવ્યાપ્તિ દોષ આવશે

બધા વિષયોમાં અગ્રાહ્યતા બુદ્ધિરૂપ નિર્વેદ, વૈરાગ્યરૂપી લક્ષણવાળા તત્ત્વજ્ઞાનને તો ઉલટો ઉપયોગી છે. વિરક્ત મનુષ્ય એવો પ્રયત્ન કરે છે કે જેથી એનામાં તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય. તત્ત્વજ્ઞાનથી જ મોક્ષ મળે છે. એવું નથી બનતું કે મનુષ્યને તત્ત્વનું જ્ઞાન થયા પછી તેનામાં નિર્વેદ જન્મે છે અને નિર્વેદને લીધે મોક્ષ મળે છે. "વૈરાગ્યથી પ્રકૃતિમાં લય પામે છે." એવું પૂજ્યશ્રીએ કહ્યું છે (ઈશ્વરકૃષ્ણ, સાંખ્યકારિકા, ૪૫.) (કોઈ કદાચ એમ કહે) કે તત્ત્વજ્ઞાનીને બધા વિષયોમાં ખૂબ ઉંડો વૈરાગ્ય જોવામાં આવે છે. ભગવાન પતંજલિ મુનિએ પણ કહ્યું છે કે, "(આત્મજ્ઞાન થયા) પછી ગુણો પ્રત્યે જે તૃષ્ણાનો અભાવ જાગે છે, તે પરમવૈરાગ્ય કહેવાય છે" (યોગસૂ., ૧.૧૬). અને એમ જ બને છે. પરંતુ, "વૈરાગ્ય તો જ્ઞાનની પરાકાષ્ટાનું જ બીજું નામ છે" (વ્યાસભાષ્ય, ૧.૧૬), એવું ભગવાન પતંજલિએ જ કહેલું છે. તેથી તત્ત્વજ્ઞાનની પરંપરાથી પોષાયલું તત્ત્વજ્ઞાન જ આ (પરમવૈરાગ્ય) છે, તેથી નિર્વેદ સ્થાયિભાવ નથી. પરંતુ

---

૧. અહીં અર્થ સ્પષ્ટ નથી.—ની. સુ. શાહ.

તત્ત્વજ્ઞાન જ સ્થાયિભાવ છે,' એવું પરિણામ આવે છે. વ્યાભિચારી ભાવોની સમજૂતી આપતાં અમે કહીશું તે પ્રમાણે, લાંબા સમયથી ભ્રાંતિને લીધે, છેતરાનારની (વિષયભોગો) ઉપાદેય છે એવી સમજનું નિવારણ કરવા માટે આ (તત્ત્વજ્ઞાન) છે.

> "ગુણોની કદર ન કરનાર અને કૃપણ એવા તને, મૂર્ખ એવા મેં પ્રણામ કરીને, સ્તન ભારથી લચેલી ગાય સમજીને આખલાને નકામો દોહ્યો, લાવણ્યરહિત નપુંસકને યુવતી મનીને ખાલી આલિંગન કર્યું, અને કિરણો ફેલાવતા કાચના ટુકડામાં વૈદુર્યમણિની ખોટી આશા રાખી."

(ઉપરના શ્લોકમાં) સમ્યગ્ જ્ઞાનને, ખેદરૂપ નિર્વેદનું કારણ કહ્યું છે. આ આ વાત પણ અમે ત્યાં જ કહીશું.

જો (એમ કહો) કે મિથ્યાજ્ઞાનમૂલક વિષયો સાથેનો સંબંધ તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે, એમ પૂજ્ય અક્ષપાદે (ગૌતમમુનિએ) 'દુઃખ જન્મપ્રવૃત્તિ' (૧.૧.૨) સૂત્રમાં, મિથ્યાજ્ઞાનને નાશ કરનાર તત્ત્વજ્ઞાનને દોષના અભાવરૂપ વૈરાગ્યનું કારણ કહ્યું છે. તો (અભિનવગુપ્ત કહે છે કે) તેથી શું ? (પૂર્વપક્ષી જવાબ આપે છે કે) કેમ વળી, વૈરાગ્ય એ જ નિર્વેદ છે. (અભિનવગુપ્ત પ્રશ્ન પૂછે છે કે કોણે એમ કહ્યું ? નિર્વેદ એ શોક પ્રવાહના પ્રસરણરૂપ વિશિષ્ટ ચિત્તવૃત્તિ છે, જ્યારે રાગ વગેરેનો પ્રધ્વંસ એટલે વૈરાગ્ય.

અથવા (ચાલો માની લઇએ કે વૈરાગ્ય એ જ નિર્વેદ છે, તો પણ પોતાના કારણને લીધે વચમાં આવતા હોવા છતાં તેને (=વૈરાગ્યને) મોક્ષની સિદ્ધિમાં સાક્ષાત્ કારણ ન માની શકાય આ વાત અમે કહી ચૂકયા છીએ.

વળી તત્ત્વજ્ઞાનથી નિર્વેદ જન્મે છે એમ કહીએ તો શમનું જ નિર્વેદ નામ પાડયું કહેવાય. શમ અને શાન્ત એ પર્યાય છે (એવો વાંધો ઉઠાવવામાં આવે તો એ વાંધાનો નિકાલ), હાસ અને હાસ્ય (બન્ને પર્યાય છે છતાં એકને સ્થાયિભાવ તરીકે અને બીજાને રસ તરીકે સ્વીકાર્યો છે), તેનાથી જ ખુલાસો થઇ જાય છે. (જો એમ કહો કે) આ તો સિદ્ધને સાધ્ય કરવાનો પ્રયત્ન (એટલે કે પિષ્ટપેષણ છે, તો એનું નિરાકારણ એ છે કે સ્થાયિભાવ શમ) લૌકિક અને સાધારણ છે જ્યારે રસ અલૌકિક અને અસાધારણ છે. આમ શમ અને શાન્ત વચ્ચેનું વૈલક્ષણ્ય સ્પષ્ટ જ છે. તેથી નિર્વેદ એ શાંતરસનો સ્થાયિભાવ નથી.

બીજાઓ માને છે કે રતિ વગેરે આઠ વિશિષ્ટ ચિત્તવૃત્તિઓ) પહેલાં કહેલા વિભાવોથી ભિન્ન, એવા શ્રુતિ વગેરે અલૌકિક અને વિશિષ્ટ વિભાવને આધારે

વિચિત્ર બને છે. તેમનામાંથી કોઇ એક અહીં સ્થાયિભાવ હોય છે. તેથી અખંડ આનન્દસ્વરૂપ આત્મવિષયક રતિજ મોક્ષનું સાધન બને છે, અને તે જ શાન્તરસમાં સ્થાયિભાવરૂપ છે, જેમકે (ગીતામાં) કહેવાયું છે — "જે આત્મામાં રતિવાળો (=આસક્ત) છે જે આત્માથી તૃપ્ત છે, જે આત્મામાં સંતુષ્ટ છે, તેને માટે કોઇ કાર્ય કરવાનું બાકી રહેતું નથી" (ગીતા, ૩. ૧૭). આમ બધા વિષયોમાં વિકૃતિને જોનારને, વિશ્વને શોચ્યરૂપે જોનારને, સાંસારિક બાબતોને (આત્મા માટે) અપકારક માનનારને, અત્યંત જ્ઞાનપ્રધાનવીર્યને અવલંબનારને, બધા વિષયસમૂહથી ડરનારને સર્વજનોને સ્પૃહણીય લલના વગેરેની પણ જુગુપ્સા કરનારને અને અપૂર્વ આત્મસ્વરૂપ પૂરેપૂરૂં લાધવાને લીધે વિસ્મય પામનારને પણ મોક્ષ સિદ્ધ થાય છે.

આમ રતિ અને હાસથી માંડીને વિસ્મય સુધીનો કોઇ પણ (સ્થાયિભાવ) (શાંતરસમાં) સ્થાયિભાવ તરીકે નિરૂપાઈ શકે. વળી આ વાતમાં મુનિ સંમત નથી એવું નથી, કારણકે જ્યારે તે (ભિન્ન રસોના) વિશિષ્ટ વિભાવોને ગણાવે છે, ત્યારે વગેરે (આદિ) શબ્દથી તે પ્રકારના બીજા વિભાવોનો પણ સમાવેશ કરે છે. તો તે ઉપરથી તેમનાથી (સામાન્ય હેતુઓથી) જુદા અને અલૌકિક એવા હેતુઓથી ઉપસ્થિત થતા રતિ વગેરેને પણ મોક્ષના સાધન તરીકે સ્વીકારવા માટે (મુનિ) છૂટ આપે છે. (અભિનવગુપ્ત કહે છે કે) આવું માનનાર દ્વારા સામસામો વિચાર કરતાં, એકનું સ્થાયિત્વ ચુંથાઇ જાય છે. તે તે ઉપાયોની ભિન્નતાને લીધે તેનું તેનું સ્થાયિત્વ થાય છે, એમ કહીએ તો તે (દલીલ) પણ ટકી શકે એમ નથી. પુરૂષે પુરૂષે સ્થાયી જુદો માનીએ તો પછી રસની પણ અનંતતા માનવી પડશે. (વળી જો એમ કહેવા માગતા હો) કે મોક્ષરૂપી ફળ એક જ હોવાથી, રસ એક જ છે એમ ગણવું તો પછી ક્ષમારૂપી એક ફળ સિદ્ધ કરવાનું હોવાથી વીરરસ અને રૌદ્રરસને પણ એક જ ગણવા પડે. બીજા (કેટલાક માને છે) કે પાનકરસની પેઠે, જુદા પડયા વગર (સાથે મળીને) બધા સ્થાયિભાવો અહીં સ્થાયિભાવ બને છે. પણ ચિત્તવૃત્તિઓનું એક સાથે હોવું એ સંભવિત નથી તેથી, અને એમનો પરસ્પર વિરોધ હોવાથી આ મત પણ મનને રુચે તેવો તથી.

તો પછી આમાં સ્થાયિભાવ કયો છે ? (અભિનવગુપ્ત આનો જવાબ આપતાં કહે છે કે) અહીં તત્ત્વજ્ઞાન એ જ મોક્ષનું સાધન છે, માટે મોક્ષ માટે તેને જ સ્થાયિભાવ માનવો યોગ્ય છે. તત્ત્વજ્ઞાન એટલે આત્મજ્ઞાન જ. અને (આત્માનું જ્ઞાન તે) આત્માથી અવ્યતિરિક્ત એવી ઇન્દ્રિયનું જ જ્ઞાન. આ રીતે તો પર એવો આત્મા અનાત્મા જ ઠરશે એમ કહો તો તેનો ખુલાસો એ છે અમારા ગુરુજીએ

તત્ત્વજ્ઞાન જ સ્થાયિભાવ છે, એવું પરિણામ આવે છે. વ્યાભિચારી ભાવોની સમજૂતી આપતાં અમે કહીશું તે પ્રમાણે, લાંબા સમયથી ભ્રાંતિને લીધે, છેતરાનારની (વિષયભોગો) ઉપાદેય છે એવી સમજતું નિવારણ કરવા માટે આ (તત્ત્વજ્ઞાન) છે.

> "ગુણોની કદર ન કરનાર અને કૃપણ એવા તને, મૂર્ખ એવા મેં પ્રણામ કરીને, સ્તન ભારથી લચેલી ગાય સમજીને આખલાને નકામો દોહ્યો, લાવણ્યરહિત નપુંસકને યુવતી મનીને ખાલી આલિંગન કર્યું, અને કિરણો ફેલાવતા કાચના ટુકડામાં વૈદુર્યમણિની ખોટી આશા રાખી."

(ઉપરના શ્લોકમાં) સમ્યગ્ જ્ઞાનને, ખેદરૂપ નિર્વેદનું કારણ કહ્યું છે. આ આ વાત પણ અમે ત્યાં જ કહીશું.

જો (એમ કહો) કે મિથ્યાજ્ઞાનમૂલક વિષયો સાથેનો સંબંધ તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે, એમ પૂજ્ય અક્ષપાદે (ગૌતમમુનિએ) 'દુઃખ જન્મપ્રવૃત્તિ' (૧.૧.૨) સૂત્રમાં, મિથ્યાજ્ઞાનને નાશ કરનાર તત્ત્વજ્ઞાનને દોષના અભાવરૂપ વૈરાગ્યનું કારણ કહ્યું છે. તો (અભિનવગુપ્ત કહે છે કે) તેથી શું ? (પૂર્વપક્ષી જવાબ આપે છે કે) કેમ વળી, વૈરાગ્ય એ જ નિર્વેદ છે. (અભિનવગુપ્ત પ્રશ્ન પૂછે છે કે કોણે એમ કહ્યું ? નિર્વેદ એ શોક પ્રવાહના પ્રસરણરૂપ વિશિષ્ટ ચિત્તવૃત્તિ છે, જ્યારે રાગ વગેરેનો પ્રધ્વંસ એટલે વૈરાગ્ય.

અથવા (ચાલો માની લઇએ કે વૈરાગ્ય એ જ નિર્વેદ છે, તો પણ પોતાના કારણને લીધે વચમાં આવતા હોવા છતાં તેને (=વૈરાગ્યને) મોક્ષની સિદ્ધિમાં સાક્ષાત્ કારણ ન માની શકાય આ વાત અમે કહી ચૂક્યા છીએ.

વળી તત્ત્વજ્ઞાનથી નિર્વેદ જન્મે છે એમ કહીએ તો શમનું જ નિર્વેદ નામ પાડ્યું કહેવાય. શમ અને શાન્ત એ પર્યાય છે (એવો વાંધો ઉઠાવવામાં આવે તો એ વાંધાનો નિકાલ), હાસ અને હાસ્ય (બન્ને પર્યાય છે છતાં એકને સ્થાયિભાવ તરીકે અને બીજાને રસ તરીકે સ્વીકાર્યો છે), તેનાથી જ ખુલાસો થઇ જાય છે. (જો એમ કહો કે) આ તો સિદ્ધને સાધ્ય કરવાનો પ્રયત્ન (એટલે કે પિષ્ટપેષણ છે, તો એનું નિરાકરણ એ છે કે સ્થાયિભાવ શમ) લૌકિક અને સાધારણ છે જ્યારે રસ અલૌકિક અને અસાધારણ છે. આમ શમ અને શાન્ત વચ્ચેનું વૈલક્ષણ્ય સ્પષ્ટ જ છે. તેથી નિર્વેદ એ શાંતરસનો સ્થાયિભાવ નથી.

બીજાઓ માને છે કે રતિ વગેરે આઠ વિશિષ્ટ ચિત્તવૃત્તિઓ) પહેલાં કહેલા વિભાવોથી ભિન્ન, એવા શ્રુતિ વગેરે અલૌકિક અને વિશિષ્ટ વિભાવને આધારે

વિચિત્ર બને છે. તેમનામાંથી કોઇ એક અહીં સ્થાયિભાવ હોય છે. તેથી અખંડ આનન્દસ્વરૂપ આત્મવિષયક રતિજ મોક્ષનું સાધન બને છે, અને તે જ શાન્તરસમાં સ્થાયિભાવરૂપ છે, જેમકે (ગીતામાં) કહેવાયું છે — "જે આત્મામાં રતિવાળો (=આસક્ત) છે જે આત્માથી તૃપ્ત છે, જે આત્મામાં સંતુષ્ટ છે, તેને માટે કોઇ કાર્ય કરવાનું બાકી રહેતું નથી" (ગીતા, ૩. ૧૭). આમ બધા વિષયોમાં વિકૃતિને જોનારને, વિશ્વને શોચ્યરૂપે જોનારને, સાંસારિક બાબતોને (આત્મા માટે) અપકારક માનનારને, અત્યંત જ્ઞાનપ્રધાનવીર્યને અવલંબનારને, બધા વિષયસમૂહથી ડરનારને સર્વજનોને સ્પૃહણીય લલના વગેરેની પણ જુગુપ્સા કરનારને અને અપૂર્વ આત્મસ્વરૂપ પૂરેપૂરું લાધવાને લીધે વિસ્મય પામનારને પણ મોક્ષ સિદ્ધ થાય છે.

આમ રતિ અને હાસથી માંડીને વિસ્મય સુધીનો કોઇ પણ (સ્થાયિભાવ) (શાંતરસમાં) સ્થાયિભાવ તરીકે નિરૂપાઈ શકે. વળી આ વાતમાં મુનિ સંમત નથી એવું નથી, કારણકે જ્યારે તે (ભિન્ન રસોના) વિશિષ્ટ વિભાવોને ગણાવે છે, ત્યારે વગેરે (આદિ) શબ્દથી તે પ્રકારના બીજા વિભાવોનો પણ સમાવેશ કરે છે. તો તે ઉપરથી તેમનાથી (સામાન્ય હેતુઓથી) જુદા અને અલૌકિક એવા હેતુઓથી ઉપસ્થિત થતા રતિ વગેરેને પણ મોક્ષના સાધન તરીકે સ્વીકારવા માટે (મુનિ) છૂટ આપે છે. (અભિનવગુપ્ત કહે છે કે) આવું માનનાર દ્વારા સામસામો વિચાર કરતાં, એકનું સ્થાયિત્વ ચુંથાઇ જાય છે. તે તે ઉપાયોની ભિન્નતાને લીધે તેનું તેનું સ્થાયિત્વ થાય છે, એમ કહીએ તો તે (દલીલ) પણ ટકી શકે એમ નથી. પુરૂષે પુરૂષે સ્થાયી જુદો માનીએ તો પછી રસની પણ અનંતતા માનવી પડશે. (વળી જો એમ કહેવા માગતા હો) કે મોક્ષરૂપી ફળ એક જ હોવાથી, રસ એક જ છે એમ ગણવું તો પછી ક્ષમારૂપી એક ફળ સિદ્ધ કરવાનું હોવાથી વીરરસ અને રૌદ્રરસને પણ એક જ ગણવા પડે. બીજા (કેટલાક માને છે) કે પાનકરસની પેઠે, જુદા પડયા વગર (સાથે મળીને) બધા સ્થાયિભાવો અહીં સ્થાયિભાવ બને છે. પણ ચિત્તવૃત્તિઓનું એક સાથે હોવું એ સંભવિત નથી તેથી, અને એમનો પરસ્પર વિરોધ હોવાથી આ મત પણ મનને રુચે તેવો નથી.

તો પછી આમાં સ્થાયિભાવ કયો છે? (અભિનવગુપ્ત આનો જવાબ આપતાં કહે છે કે) અહીં તત્ત્વજ્ઞાન એ જ મોક્ષનું સાધન છે, માટે મોક્ષ માટે તેને જ સ્થાયિભાવ માનવો યોગ્ય છે. તત્ત્વજ્ઞાન એટલે આત્મજ્ઞાન જ. અને (આત્માનું જ્ઞાન તે) આત્માથી અવ્યતિરિક્ત એવી ઇન્દ્રિયનું જ જ્ઞાન. આ રીતે તો પર એવો આત્મા અનાત્મા જ ઠરશે એમ કહો તો તેનો ખુલાસો એ છે અમારા ગુરુજીએ

આ બધું ઝીણવટથી સમજાવ્યું છે. અમે બીજે ઠેકાણે એને લંબાણથી કહીએ છીએ માટે અહીં (એના વિસ્તાર માટે) અતિઆગ્રહ રાખ્યો નથી.

તેથી જ્ઞાન, આનન્દ વગેરે વિશુદ્ધ ધર્મથી યુક્ત, પરિકલ્પિત વિષયોનો પાસ જેને લાગ્યો નથી, એવો આત્મા જ આમાં સ્થાયી છે. આને સ્થાયિભાવ માનીએ તો (બીજા સ્થાયિભાવોના) સ્થાયિપણા વિશે શંકા ન કરવી. રતિ વગેરે (સ્થાયિભાવો) તો તે તે કારણો ઉપસ્થિત થતાં, ઉત્પન્ન થવાના, અને (તે કારણો વિલય પામતાં નિરોધ પામવાના સ્વભાવવાળા હોવા છતાં, (વ્યભિચારિભાવોની અપેક્ષાએ) થોડા વધારે સમય માટે, સ્થાયિરૂપના આત્માને આધારે રહેલા હોવાથી સ્થાયિભાવો કહેવાય છે. પરંતુ તત્ત્વજ્ઞાન તો બીજા સઘળા ભાવો માટે આધારરૂપ છે, તેથી બધા સ્થાયિભાવોની સરખામણીમાં વધારે સ્થાયી છે અને રત્યાદિ બધી વૃત્તિઓને વ્યભિચારિત્વની પ્રાપ્તિ કરાવતું સ્વભાવતઃ સ્થાયિભાવરૂપે સ્વયં સિદ્ધ છે.

તેથી તેની જુદી ગણના કરવી યોગ્ય નથી, જેમ માથા અને ધડ બન્નેની વચ્ચે રહેલા ગોત્વને જુદું ગણવામાં આવતું નથી. તેથી ઓગણપચાસ ભાવોની સંખ્યા એમને એમ રહે છે..

પૂર્વપક્ષી એવું પૂછે છે કે) તો પછી આની (=શાન્તરસની) ગણના કેમ જુદી કરો છો? (એનો જવાબ આપતાં અભિનવગુપ્ત કારણ આપે છે કે) એનો આસ્વાદ જુદો હોય છે તેથી (જુદી ગણના કરી છે). રતિ વગેરે જેમ બીજા સાથે ભળ્યા વિના (અલગ રૂપે) લૌકિક પ્રતીતિના વિષય બને છે, તેમ આત્મસ્વરૂપની બાબતમાં બનતું નથી. તેનું (=આત્માનું) સ્વગત જ્ઞાન થાય છે ત્યારે અવિકલ્પરૂપે થાય છે, પણ સમાધિ છૂટતાં, (બીજા વિષયો સાથે) અનુસંધાન થતાં, અન્ય ચિત્તવૃત્તિઓથી કલુષિત થયેલે સ્વરૂપે જ ભાસે છે.

માની લો કે લોકમાં પણ એની એ જ પ્રકારે પ્રતીતિ થાય છે. તો પણ કેવળ સંભાવનાથી એની સ્થાયિભાવમાં ગણના ન કરાય, કારણ કે રસની નિષ્પત્તિમાં એવા સ્થાયી ઉપયોગી થતા નથી. ઉલટું (આવા સ્થાયિભાવ) તો વ્યભિચારી હોવાથી, (સ્થાયિરૂપનું) લક્ષણીયત્વ એમનામાં જણાતું નથી. તેથી "ઓગણપચાસ ભાવો દ્વારા" એમ નિર્દેશ યોગ્ય છે. આ આત્મસ્વરૂપનું વ્યભિચારીપણું સંભવતું નથી, કારણકે તે (બીજા ભાવોમાં) વૈચિત્ર્ય લાવતો નથી અને (તેને શમ કહેવામાં) અનૌચિત્ય હોવાથી મુનિએ આત્મસ્વરૂપનો શમ શબ્દથી ઉલ્લેખ કર્યો નથી. જો એનો (=આત્મસ્વરૂપનો) શમ શબ્દથી કે નિર્વેદ શબ્દથી ઉલ્લેખ કરવામાં આવે તો કંઈ બાધ નથી. માત્ર શમ એ જુદી જ ચિત્તવૃત્તિ

છે. નિર્વેદ પણ દારિદ્ર્ય વગેરે બીજા વિભાવોમાંથી જન્મેલા નિર્વેદમાં મળતા રૂપ-વાળો નથી. એકદમ તેના જેવો (શમ જેવો) છે. કારણનો ભેદ હોવા છતાં, રતિ ભય વગેરેની માફક, (સમાનજાતીય પદાર્થોને) એક જ નામ આપવામાં આવે છે.

તો એ આ આત્મસ્વરૂપ જ તત્ત્વજ્ઞાન અને શમતા છે. કાલુષ્યનો પાસ બેસવાથી વિશિષ્ટ બનેલાં આત્માનાં સ્વરૂપ રતિ વગેરે રૂપે પ્રતીત થાય છે. તેમના ચાલુ રહેવા છતાં, આત્માનું વિશુદ્ધ રૂપ, અવ્યવહિત સમાધિના બળે, અનુભવ્યા પછી, વ્યુત્થાન દશામાં પણ પ્રશાન્ત રહે છે. જેમ કે કહ્યું છે કે "સંસ્કારને લીધે તેની (ચિત્તની) પ્રશાન્તવાહિતા ચાલુ રહે છે" (પાતંજલયોગસૂત્ર, ૩.૧૦). ખરેખર લૌકિક અને અલૌકિક બન્ને પ્રકારની ચિત્તવૃત્તિઓનો સમુદાય તત્ત્વજ્ઞાન-રૂપ સ્થાયીનો વ્યભિચારી થઈ જાય છે.

યમ નિયમ વગેરેથી ઉપકૃત થયેલા અનુભાવો એ જ તેના અનુભાવો બને છે, અને આંગિક અભિનયનું નિરૂપણ કરતા ત્રણ (ના. શા. ૮–૧૦) અધ્યાયોમાં જે સ્વભાવાભિનય કહેવામાં આવશે તે બધા પણ આને લાગતા જ છે. આ (શાંતરસ) ખરેખર સ્વભાવ છે. એના વિભાવો કેવી રીતના હોય ? ઈશ્વરનો અનુગ્રહ વગેરે એના વિભાવો છે. ક્ષીણ થતા રતિ વગેરે ભાવો અહીં કેવળ આસ્વાદ્ય બની રહે છે. જેમ વિપ્રલંભ શૃંગારમાં અથવા "જેમાં પ્રેમનો ઉત્સવ પૂરો નથી થયો" (તાપસવત્સરાજ, ૧.૧૪), એ શ્લોકમાં કહ્યા પ્રમાણે સંભોગશૃંગારમાં પણ ઔત્સુક્ય, અને કરુણ વીર, ભયાનક અને અદ્ભુત રસોમાં અનુક્રમે નિર્વેદ, ધૃતિ, ત્રાસ અને હર્ષ વ્યભિચારી હોવા છતાં મુખ્યરૂપે પ્રતીત થાય છે, તેમ જુગુપ્સાની બાબતમાં બનતું નથી કારણ કે તે રાગથી સાવ વિપરીત છે.

તેમ જ— મહાવ્રતમાં, મનુષ્યની ખોપરી ધારણ કરવી, સ્વભાર્યાથી બીજી (પરસ્ત્રીનું સેવન) વગેરે, નશો કરવો વગેરે કર્મોનું ઓછાવત્તાપ્રમાણમાં આચરણ, ધર્મમાં જુગુપ્સાના હેતુ તરીકે જ પ્રયોજાયાં હોય છે. પોતાના નજીકના સગા અને (ધૃતાંજન) દિયરથી (નિયોગ દ્વારા) પુત્ર ઉત્પત્તિ વગેરેનો ઉપદેશ પણ (જુગુપ્સાજનક નીવડે છે).

જે પોતાનામાં કૃતકૃત્ય હોય છે અને પરોપકાર કરવા માટે ઉદ્યમી હોય છે તેનો, પરોપકાર વિશેની ઈચ્છાથી પ્રયત્નરૂપનો ઉત્સાહ, જેનું બીજું નામ દયા છે, તે (શાંતરસમાં) એકદમ અંતરંગ છે. એટલે જ કેટલાક એને દયાવીર અને બીજા કેટલાક એને ધર્મવીર એવું નામ આપે છે.

(કોઈને એવો પ્રશ્ન ઉઠે છે) ઉત્સાહ તો અહંકારમૂલક છે, જ્યારે શાંત-રસમાં અહંકાર શિથિલ થાય છે તેથી તે ઉત્સાહથી વિરુદ્ધ છે. (એનો જવાબ એ છે કે) વિરુદ્ધ ભાવનું પણ વ્યભિચારિભાવ તરીકે નિરૂપણ કરવામાં અનૌચિત્ય નથી, જેમ રતિમાં નિર્વેદ વગેરેના (નિરૂપણમાં અનૌચિત્ય નથી).

> "લીલાછમ ઘાસની પથારી, સ્વચ્છ શિલાનું આસન, વૃક્ષની નીચે રહેઠાણ, ઝરણાના શીતલ પાણીનું પાન, કન્દનો ખોરાક, મૃગોનો સાથ—આમ વગર માગ્યે જ્યાં બધો વૈભવ મળી રહે છે, એવા વનમાં દોષ એ છે કે ત્યાં યાચકો મળવા મુશ્કેલ છે, એટલે પરોપકારથી વંચિત (બનવાથી) પુરૂષોનું રહેવું નકામું જાય છે" (નાગાનન્દ, ૪.૨).

આ અને આવા શ્લોકોમાં ઉત્સાહનો જ પ્રકર્ષ દેખાય છે. ઉત્સાહ વિનાની કોઈ અવસ્થા હોતી જ નથી, કારણકે ઇચ્છા અને પ્રયત્ન વિના તો મનુષ્ય પાષાણ બની જાય. જેણે પર અને અપરનું (=આત્મા અને પરમાત્માનું) જ્ઞાન મેળવ્યું છે, તેને માટે પોતાના ઉદ્દેશ ખાતર કોઇ કામ બાકી રહેતું નથી, એટલે શાન્તહૃદયવાળા (પુરૂષો) પરોપકાર માટે શરીર, સર્વસ્વ વગેરેનું દાન આપે તે શાન્તરસને વિરોધી નથી. "પોતાની જાતનું રક્ષણ કરવું" (ગૌતમધર્મસૂત્ર, ૯. ૩૫), આવાં વાક્ય વડે જે કૃતકૃત્ય નથી એવા લોકો માટે જ શરીરના રક્ષણનો ઉપદેશ કરેલો છે. સંન્યાસીઓ માટે પોતાની દેહની રક્ષા કરવી, વગેરે માટે પ્રયોજનનો અભાવ હોય છે. જેમકે,

> "(મનુષ્યનું) જીવન ધર્મ, અર્થ, કામ અને મોક્ષની રક્ષાને માટે છે. તેનો નાશ કરનાર શાનો નાશ નથી કરતો ? (અને) તેનું રક્ષણ કરનાર શાનું રક્ષણ નથી કરતો ?" (હિતોપદેશ, ૧.૮૩).

આમ જાણીતા ચાર પુરૂષાર્થોના સાધન તરીકે જ દેહ રક્ષાનું નિદાન દર્શાવેલું છે. કૃતકૃત્ય (પુરૂષો) માટે "જલમાં, અગ્નિમાં કે ખીણમાં પડતું મૂકવું (આમ પડતું મૂકીને શરીરનો અંત આણવો.)" એવું સન્યાસધર્મમાં સાંભળેલું છે. માટે ગમે તે રીતે ત્યાજ્ય એવા શરીરનો જો પારકા માટે ત્યાગ ન કરવામાં આવે તો, તેથી શું મળ્યું ? (=તેનો શો ઉપયોગ ?)

(કોઈ એવો વાંધો ઉઠાવે) કે જીમૂતવાહન વગેરે સંન્યાસી ન હતા, તો (તેનો જવાબ એ છે કે) તેથી શું ? તેમનામાં તત્ત્વજ્ઞાન તો હતું ને ! નહીં તો દેહને આત્મા માનનાર માટે દેહ એ જ સર્વસ્વ હોવાથી, ધર્મ વગેરે ઉદ્દેશ ન હોવાથી, પારકા માટે ત્યાગ જ શી રીતે સંભવે ? યુદ્ધમાં પણ (યોદ્ધાઓ પરોપકાર માટે)

શરીરત્યાગના ઉદ્યમથી નહીં, પણ પારકાને હરાવવાના ઉદ્દેશથી પ્રેરાયેલા હોય છે. ભૃગુપતન (=દિવ્ય દેહની પ્રાપ્તિ માટે પર્વત શિખર પરથી પડીને પ્રાણ છોડવા) વગેરેમાં પણ બીજું વધારે સારું શરીર મેળવવાની ઇચ્છા જ આગળ પડતી હોય છે. તેથી સ્વાર્થના ઉદ્દેશ વગર, પરોપકાર માટે ઉપદેશ આપવા વગેરેથી માંડીને દેહત્યાગ સુધીની જે જે ચેષ્ટાઓ છે તે તે ચેષ્ટાઓ આત્માનું તત્ત્વજ્ઞાન જેમને લાધ્યું નથી એવાઓ માટે અસંભવિત છે, માટે તે પણ (જીમૂતવાહન વગેરે) તત્ત્વજ્ઞાનીઓ જ છે. "તત્ત્વજ્ઞાનીઓને બધા જ આશ્રમોમાં મુક્તિ મળે છે," એમ સ્મૃતિગ્રંથોમાં અને શ્રુતિઓમાં પણ કહેલું છે. જેમકે કહ્યું છે, દેવપૂજામાં સતત આસક્ત, તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠાવાળા, અતિથિપ્રિય, અને શ્રાદ્ધ કરીને ધનનું દાન આપનાર ગૃહસ્થ પણ મોક્ષ મેળવે છે." માત્ર (ફરક એટલો છે કે પરોપકારની ઇચ્છામાંથી ઉદ્ભવેલા અને પરોપકારરૂપી ફળની કામનાથી જ પ્રેરાયેલા ધર્મને લીધે, બોધિસત્ત્વ વગેરેને ફરીથી પણ તેને (=પરોપકારને) ઉચિત શરીરની પ્રાપ્તિ થાય છે, કારણ કે (શાંતરસમાં) પોતાના ભાવના ઔચિત્યને લીધે વિશ્રાન્તિ (=સુખ) મળે છે; જેમકે પિતાની આજ્ઞાનું પાલન કરનાર રામનો વીરરસ એ (શાંતરસનો) અંગભૂત છે. એ જ પ્રમાણે શૃંગાર વગેરે અંગોમાં પણ સમજવું. આમ શાંતનું સ્થાયિત્વ હોવા છતાં તેનું પ્રાધાન્ય નથી.

જીમૂતવાહનની બાબતમાં પરોપકાર પ્રધાન એવી ત્રણ પુરૂષાર્થની પ્રાપ્તિ જ ફલ તરીકે અભિપ્રેત હતી. આ જ આશયથી નાટકના લક્ષણમાં કહેવામાં આવશે કે, "ઋદ્ધિ વિલાસ વગેરે ગુણો વડે (નાટક યુક્ત હોવું જોઈએ)" (ના. શા. ૧૮. ૧૧.). આમાં પણ, ઋદ્ધિ અને વિલાસપ્રધાન, અર્થ અને કામમય, અને સર્વજનોના હૃદયનો સંવાદ સધાય એવાં સુન્દર પ્રયોજનવાળાં બધાં ચરિતોનું નાટકમાં નિરૂપણ કરવું એમ કહ્યું છે. આ વાતને પણ ત્યાં જ વિસ્તારથી કહીશું. આ જ આશયથી ભરતમુનિએ શાન્તરસમાં કોઈ જાતિઅંગકનો વિનિયોગ સૂચવ્યો નથી. તેથી જાતિઅંગકના વિનિયોગના અભાવથી, શાંતરસમાં એનો અભાવ છે એમ કહેવું બરાબર નથી.

જીમૂતવાહને તો "હે બેટા, તારું રક્ષણ કોણ કરશે?" એમ બોલતી શરણે આવેલી વૃદ્ધાનું જ રક્ષણ કર્યું હતું, એમાં એની કોઈ (ખાસ) શક્તિ જણાતી નથી કે કોઇ જાતની પરહિંસા પણ થતી નથી, એમ બીજા કેટલાક કહે છે. (અભિનવગુપ્ત કહે છે કે) તે બાબતમાં હું સંમત થાઉં છું. પણ બોધિસત્ત્વોને ફરીથી ઉત્કર્ષયુક્ત જીવનની ઇચ્છા ન હોવાથી, શક્તિનો અનુપ્રવેશ પણ એમનામાં નથી હોતો વળી શાસ્ત્ર કંઇ કાકતાલીય ન્યાયથી ઉપદેશ આપતું નથી. તેથી દયારૂપ ઉત્સાહ જ અહીં પ્રધાન છે એવું સિદ્ધ થાય છે.

બીજા (ભાવો) તો વ્યભિચારીરૂપે મેળ પાડે એ રીતે આવે છે, જેમકે, "તેના (=સમાધિના) છિદ્રમાં સંસ્કારને લીધે અન્ય પ્રત્યયો થતા રહે છે," (પાતંજલ યોગસૂત્ર, ૪ ૨૭) એવું કહ્યું છે. એટલા માટે જ (શાંતરસમાં) નિશ્ચેષ્ટપણાને લીધે અનુભાવોનો અભાવ હોય છે, એ (મત)નું ખંડન થાય છે. (શાંતરસ) જ્યારે અંતિમ ભૂમિકાએ પહોંચે છે, ત્યારે બાહ્ય હેતુરૂપી ભાવોનો અભાવ થાય છે ને તે વખતે આ રસ અપ્રયોજ્ય થઇ જાય છે. રતિ, શોક વગેરેનું પણ અંતિમ દશાએ અનભિનેયત્વ જ ઉચિત છે તે પ્રકારના તત્ત્વજ્ઞાનના બીજભૂત સંસ્કારો વડે રસાયેલાં (અંતકરણોવાળા) મનુષ્યો તો (શાંતરસમાં) હૃદયસંવાદ પણ સધાય જ છે. આને જ ખ્યાલમાં રાખીને "મોક્ષમાં પણ વૈરાગ્યશીલ મનુષ્યો" (ના. શા ૨૭.૫૮) એમ આગળ કહેવામાં આવશે. "બધાને તો" (ના. શા. ૧. ૧૦૭)માં કહેલો હૃદયસંવાદ ભયાનક રસમાં, વીરપ્રકૃતિવાળાને થતો નથી.

(કોઇને એવી શંકા થાય કે) તેવા (શાન્તરસપ્રધાન) નાટકમાં વીરરસનો આસ્વાદ કેવી રીતે થાય ? (તેના જવાબમાં) કહેવામાં આવે છે કે જ્યાં જ્યાં આનું (=શાંતરસનું) નિરૂપણ થાય છે ત્યાં ત્યાં અવશ્ય પુરૂષાર્થને ઉપયોગી એવા શૃંગાર વીર વગેરે રસોમાંથી કોઇ એક તો હોય છે જ. આ બીજા રસોનો આસ્વાદ શાંતરસ પર આધાન્તિ હોય છે. પ્રહસન વગેરેમાં પણ જ્યાં હાસ્યરસ વગેરેનું પ્રાધાન્ય હોય છે, ત્યાં પણ પાછળથી નિષ્પન્ન થતા બીજા રસને આધારે જ આસ્વાદનો ભેદ વગેરે કરવો......ભિન્ન ભિન્ન અધિકારીઓને (ભિન્ન ભિન્ન પ્રકારનો) આસ્વાદ થાય છે. આ ઉદ્દેશમાં જ રૂપકોના ભેદચિંતનનું બીજ પડેલું છે એમ કેટલાંક માને છે.

તેથી શાંતરસ છે એ પુરવાર થાય છે. એટલા માટે જ પ્રચીન ગ્રંથોમાં "સ્થાયિભાવોને રસત્વપ્રાપ્ત કરાવીશું" (ના શા. પૃ. ૨૯૯), વાક્ય પછી, "શમ સ્થયિભાવસ્વરૂપનો શાંતરસ છે" (ના. શા. પૃ. ૩.૩૨), વગેરેથી શાંતરસનું લક્ષણ આપવામાં આવેલું છે. તેમાં રસોનો આસ્વાદ મુખ્યત્વે શાંતરૂપનો જ હોય છે. એમાં વિષયોમાંથી (ચિત્ત) પાછું કરી જતું હોવાથી તેને મુખ્યતા પ્રાપ્ત થાય છે. માત્ર(ફરક એટલો જ કે તે અન્ય વાસનાઓથી ઢંકાયેલો રહે છે. આને (=શાંતરસને) સર્વરસની પ્રકૃતિ તરીકે નિરૂપવા માટે પહેલાં તેનું નિરૂપણ કર્યું છે લોકોમાં સામાન્યની જુદી જુદી ગણના કરવામાં આવતી નથી, એટલે આના સ્થાયીને અલગ ગણાવ્યો નથી. સામાન્યને પણ વિવેચકે જુદો જ ગણવો જોઈએ, (એમ કહો તો) એનો જવાબ એ છે) કે વિવેચકને અભિમત એવી સામાજિકોની આસ્વાદરૂપ પ્રતીતિનો વિષય હોવાથી તે (શાંતરસનો સ્થાયિભાવ) જુદો છે જ.

ઇતિહાસ પુરાણ અભિધાનકોશ વગેરેમાં નવ રસો ગણાવેલા છે. અને અમારા ગુરુજીના શાસ્ત્ર (પ્રત્યભિજ્ઞા દર્શનમાં) પણ એમ જ છે. તેમાં કહ્યું છે કે—

"અહીં આઠે દેવતાઓના શૃંગાર વગેરે દર્શાવવા અને વચ્ચે મહાદેવના શાંતરૂપની રચના કરવી."

એના વિભાવો વૈરાગ્ય, સંસારભીરુતા વગેરે છે. તેમના નિરૂપણથી તેનું (શાંતરસનું) જ્ઞાન થાય છે. તેના અનુભાવો મોક્ષશાસ્ત્રનો વિચાર વગેરે છે. તેના વ્યભિચારી ભાવો નિર્વેદ, મતિ, સ્મૃતિ, ધૃતિ વગેરે છે. એટલે સ્મૃતિ, મતિ, ધૃતિ, ઉત્સાહ વગેરેથી યુક્ત ઇશ્વર પ્રણિધાનવિષયક ભક્તિ અને શ્રદ્ધા પણ (શાંતરસના જ) અંગો છે, માટે તે બન્નેની જુદા રસ તરીકે ગણના કરી નથી. આ બાબતમાં સંગ્રહ-કારિકા નીચે પ્રમાણે છે :

મોક્ષરૂપ અધ્યાત્મનો નિમિત્ત, તત્ત્વજ્ઞાનરૂપ હેતુથી સંકળાયેલો અને નિઃશ્રેયસરૂપ ધર્મવાળો શાંતરસ જાણવો.

એનો વિભાવ સ્થાયિભાવ અને અનુભાવ સાથેનો યોગ, અનુક્રમે ત્રણ વિશેષણો વડે દર્શાવવામાં આવ્યો છે. શાંતરસ બીજા રસોની પ્રકૃતિરૂપ છે એ વાત સંક્ષેપમાં હવે પછીની કારિકામાં કહેલી છે :

"પોતપોતાનું નિમિત્ત મેળવીને, શાંતરસમાંથી ભાવ પ્રવર્તે છે, અને નિમિત્ત જતું રહેતાં ફરી શાંતરસમાં ભળી જાય છે."

ઇત્યાદિ વડે, શાંતરસ બીજા રસોની પ્રકૃતિરૂપ છે, એ વાતનો ઉપસંહાર થયો છે.

(ના. શા. ૬. ૩૩; અ. ભા. પૃ. ૨૯૨–૨૯૪)

## § ૨૬) શબ્દવાચ્યત્વનો રસનિષ્પત્તિમાં ઉપયોગ :

यत्तु कैश्चिदभिधीयते चित्तवृत्तिं प्रति शब्दानां बहिरङ्गत्वं तदसत् । तथा हि यदुच्यते व्यतिरेकाभावान्न रसादयः शब्दवाच्या इति, तत्र सर्वैः शब्दैर्व्यतिरेकाभावोऽसिद्धः, अभिनयचतुष्टयसामान्यं बहिः सर्वत्र प्रतीतिस्फुटतायां व्याप्रियत इत्यवोचाम सप्तमेऽध्याये ।

अथ शृङ्गारादिशब्दानां वाचिकानामभावेऽपि तत्प्रतिपत्तिः,

"परिणतशरकाण्डापाण्डुरा गण्डपाली

हिमसमयनिमीलत्पुण्डरीकायमाणम् ।

नयनमधरबिम्बं श्वासविश्रान्तितान्तं
तव सुतनु तनोति प्राणितं मन्मथस्य ॥

इत्यादावयमेव च व्यतिरेकाभावः । तदप्यसत् । एतावतापि हि वृश्चिकादिवत् निमित्तान्तरमपि तत्प्रतीतौ सुवचम् । वृश्चिकोऽन्यो गोमयजोऽन्य एव वृश्चिकप्रभव इति चेदिहापि तत्समानम् । न हि शृङ्गारशब्दे यादृशी प्रतीतिस्तादृश्येवान्यतः, न च न भवति शृङ्गारशब्दात्तत्प्रतीतिः 'शृङ्गारहास्य' (ना. शा. ६. १६)इति श्लोकस्य काकवाशितदेशीयतापत्तेः । यथासंकेतं हि शब्दात्प्रवर्तमानात्सिद्धं साध्यं चाभिधातुं केन प्रतिहन्यत इति साध्यनामकापि विभाषिका । किं चेदमपि शृङ्गारायते हसति करुणायते इत्यादि साध्यशब्दनीयत्वं प्रति किं वक्तव्यं स्यात्, अवश्यं चैतत्, "याते द्वारवतीं" इत्यादौ सोत्कण्ठयेति उत्कमिति चानुवादो विफल एव स्यात्, तद्रूपास्पर्शे तदनुभावसमाकर्षणस्याप्ययोगात् । स्थायिव्यभिचारिणां च भेदप्रतीतौ—

"यान्त्या तया वलितकन्धरमाननं तद्
आवृत्तवृन्तशतपत्रनिभं वहन्त्या ।
दिग्धोऽमृतेन च विषेण च पक्ष्मलाक्ष्या
गाढं निखात इव मे हृदये कटाक्षः ॥ (मालतीमाधवे, १.३२)

इत्यादावनुभावप्रत्ययोऽपि दुर्लभीभवेत्, का कथा रसस्य; वलितावृत्तदिग्धनिखातादीनां कटाक्षशब्दे जीवभूतानां क्रियासु प्रतिपत्तेरभावात् । (मालतीमाधवे, ५. १०)

"लीनेव प्रतिबिम्बितेव लिखितेव"

इत्यादावेषैव वार्ता ।

" तथा सहासरभसग्राहकण्ठग्रह" (अमरुशतके, २३),
"वपुरलसलसद्बाहुलक्ष्म्याः" (वेणीसंहारे, १, २०),
"कतिचिदहानि वपुरभूत् केवलमलसेक्षणं तस्याः ॥" (विक्रमोर्वशीये, ५. ७)

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥" (शाकुन्तले, ५.२),

"निद्रानिमीलितदृशो मदमन्थरायाः",
"विवृण्वती शैलसुतापि भावमङ्गैः" (कुमारसंभवे, ३,६७),

इत्यादिकाव्येषु सहृदयहृदयसागरसमुच्चलद्राकामृगाङ्कप्रतिबिम्बेषु जीवितभूतानां हासालस्यौत्सुक्यनिद्रामदागमाभिलाषागमादीनां शब्दास्पृष्टत्वेन विभावनुत्साहस्वभावे वीतरागतेव

वक्ककाकक्रीडाकल्पनैव स्यात् । सिद्धस्वभावानामेव पदैरभिधीयते तत्र भवनमिति । तदनु भवतीति तत्साध्यस्वभावतेति चेत्, अन्यतरधर्ममुखेन ; क्रियाख्यस्य धर्मिणो द्वाभ्यामपि यथासंकेतस्पर्शाद् द्वितीयधर्मस्पर्शस्योभयोरपि तुल्यत्वात् । साध्यतार्थं क्रियाया जीवितमिति चेत्, धर्मद्वयवति धर्मिणि क एषोऽन्यतरधर्मपक्षपात: ? न च सिद्धताधर्मोऽस्या नास्ति तथात्वे वा कदाचिदपि कूलदर्शनं न स्यात् । भवनमिति वारोपितगौणीप्रतिपत्तिः स्यात् । सापि बलात् ; आरोपस्थानस्य चानीतस्यैव केनापि शब्देनास्पृष्टत्वात् । तस्मात्सिद्धाभिधायिना वा शृङ्गारादिशब्देन स्पृश्यत एव तदर्थः । न तु सर्वो वक्ता कविः । इत्यतिप्रसङ्ग-लक्ष्यमाणप्रबन्धबन्धुरं काव्यनिर्मातृत्वं हि कवित्वं ; न चित्तवृत्तिप्रतिपादकत्वम् ।

यत्तु शृङ्गारादिशब्दाद्यवधिर्न प्रतीतिरित्युच्यते तत्र संकेतस्मृतिं मुक्त्वा नान्यद्व्यवधानं विद्मः । विततलक्षणपौर्वापर्यं विपाकोऽयमिति संकेतग्रहणे किं तथा प्रतीतिः ? एतेनान्वयाभावः प्रत्युक्तः । विभावादिभ्योऽपि पूर्णकाव्यप्रक्रियापरिगतमन्तरेण न रसादयः । (यथा)

उद्याने तु स्थितावेतावन्योन्यं ददतौ दृशम् ।
मध्येभुवं लिखन्तौ च प्राप्य सङ्गमसङ्गतौ ॥

इति । तस्मादपूर्णत्वे तुल्योऽन्वयाभावस्तासां तु सिद्ध एव इत्यादि यत्तूपाध्यायैः काव्यकौतुके रसोद्देशपरलोके निरूपितं तदुक्तान्यार्थतयैव न गृहीतव्यम् ॥

(ना. शा. १४. १-२, अ. भा. पृ. २२१-२२३)

કેટલાક વડે જે એમ કહેવાય છે કે ચિત્તવૃત્તિ પ્રત્યે શબ્દોનું બહિરંગત્વ છે તે બરાબર નથી. તેમજ જે એમ કહેવાય છે કે વ્યતિરેકના અભાવથી રસ વગેરે શબ્દ વાચ્ય નથી, તેમાં બધા શબ્દો વડે વ્યતિરેકનો અભાવ સિદ્ધ થતો નથી. ચાર પ્રકારના સામાન્ય અભિનયો બહાર સર્વત્ર પ્રતીતિને સ્ફુટ કરવામાં પ્રવૃત્ત થાય છે એવું સાતમા અધ્યાયમાં કહ્યું છે.

શૃંગાર વગેરે શબ્દો વાચિક ન હોય તો પણ તેની (શૃંગારરસની) પ્રતિપત્તિ થાય છે.

"પરિપક્વ શરધાસના દાંડા જેવો ફીક્કો ગાલપ્રદેશ, ઠંડીના સમયમાં સંકોચાતા કમળ જેવાં નયનો અને શ્વાસની વિશ્રાન્તિથી કરમાઈ ગયેલું તારું અધરબિંબ, હે સુતનુ, કામદેવનું જીવન લંબાવે છે,"

ગાયના છાણમાંથી ઉદ્ભવેલો વીંછી જુદો, વીછીમાંથી જન્મેલો વીંછી જુદો એવું હોય તો અહીં પણ એ લાગુ પડે છે. શૃંગાર શબ્દથી જેટલી પ્રતીતિ થાય છે, તેટલી જ પ્રતીતિ બીજેથી થાય છે એવું નથી. વળી શૃંગારશબ્દથી તેની પ્રતીતિ નથી થતી એવું પણ નથી, કેમકે "શૃંગારહાસ્ય" (ના.શા.૬.૧૬) શ્લોક કાગડાના કાકારવ જેવો ઠરશે. કારણ કે સંકેતને અનુસરીને પ્રવર્તતા શબ્દને આધારે સિદ્ધ અને સાધ્યનું અભિધાન કરતાં કોણ રોકે છે ? તેથી સાધ્ય એવું નામ આપવું એ એક બિભીષિકા જ છે. નહીં તો આ પણ શૃંગારની માફક આચરે છે, હસે છે, કરુણની જેમ વર્તે છે વગેરે શબ્દો સાધ્યશબ્દથી ઓળખાયા છે તે બાબતમાં શું કહેવુ ? આ તો ચોક્કસ આમ છે. નહીં તો "દ્વારકા ગયા ત્યારે........" વગેરેમાં 'सोत्कण्ठया'નો 'ઉત્કંઠિત' એવો અનુવાદ નકામો જ બને, કારણ કે તેના રૂપનો સ્પર્શ ન થતાં, તેના અનુભાવોને ખેંચવાનું અશકય બને. સ્થાયિ અને વ્યભિચારિભાવોની ભેદ પ્રતીતિ થતી હોય ત્યાં —

> "જતી વખતે, સુંદર ડોક વાળીને, તેણે ઢકિલા ડાંખળીવાળા કમળ જેવું મુખ ધારણ કરીને, આંખો વડે જાણે કે અમૃત અને વિષથી મિશ્રિત કટાક્ષ મારા હૃદયમાં ઉંડો ખોસ્યો છે" (માલતીમાધવ, ૧–૩૨),

વગેરેમાં અનુભાવની પ્રતીતિ પણ દુર્લભ બનશે તો, રસની શું વાત ? કારણકે વલિત, આવૃત્ત, મિશ્રિત, ઉંડુ ખોસવું, વગેરે કટાક્ષ શબ્દના પ્રાણભૂત એવા આમની ક્રિયામાં પ્રતીતિ થતી નથી. તે જ પ્રમાણે

> "જાણે કે તલ્લીન થઇ હોય એવી, પ્રતિબિંબિત હોય એવી;
> ચીતરેલી હોય એવી," (માલતીમાધવ, ૫. ૧૦)

વગેરેમાં આ જ વાત છે. તેજ પ્રમાણે,

> "હસતાં, ઝડપથી ફરીને ભેટતાં," (અમરૂશતક,),
> "શિથિલતાથી શોભતા બાહુવાળું લક્ષ્મીનું શરીર (વેણીસંહાર,૧.૨),
> "થોડા દિવસો માટે તેનું શરીર કેવળ શિથિલ નેત્રોવાળું બન્યું,
> (વિક્રમોર્વશીય, ૫.૭).
> "રમ્ય પદાર્થો નિહાળીને, મધુર શબ્દો સાંભળીને, સુખી હોવા છતાં પણ પ્રાણી અતિઉત્સુક થઇ જાય છે, તેથી ચોક્કસ એવું લાગે છે કે તેને મનમાં પૂર્વે ન અનુભવેલા સૌહાર્દની યાદ આવે છે, (કેમકે) સૌહાર્દના ભાવ જન્મજન્માંતર સુધી સ્થિર રહે છે" (શાકુન્તલ, ૫. ૨),
> "ઉંઘથી મીંચેલી આંખોવાળી અને મદથી આળસુ બનેલીના",

"પર્વતપુત્રી પણ અંગો વડે ભાવને પ્રકટ કરતી" (કુમારસંભવ, ૩. ૬૭), વગેરે કાવ્યો સહૃદયના હૃદયસાગરમાં ઉછળતા પૂર્ણચંદ્રના પ્રતિબિંબ જેવાં છે. આ કાવ્યોમાં પ્રાણભૂત હાસ્ય, આલસ્ય, ઔત્સુક્ય નિદ્રા, મદનો આવિર્ભાવ, અભિલાષાની જાગૃતિ વગેરે શબ્દોથી સ્પૃષ્ટ હોવાથી, અને વિભાવો દ્વારા અનુત્સાધ્યસ્વભાવવાળા હોવાથી, આ (કાવ્યોમાં) વૈરાગ્યનું (નિરૂપણ) માનવું તે બગલા અને કાગડાની ક્રીડા કલ્પવા જેવું છે. સિદ્ધસ્વભાવવાળા (વિભાવોનું જ) પદો દ્વારા હોવું એવું અભિધાન થાય છે. તેથી તેને અનુભવે છે અને તેનાથી સાધ્ય થવાનો સ્વભાવ છે, એમ કહેતા હો તો જવાબ એવો છે કે બેમાંથી એક ધર્મ દ્વારા જ ક્રિયા નામના ધર્મીનું હોવાપણું (ભવન) સિદ્ધ થાય છે. કેમકે જો એમ કહો કે બન્ને ધર્મ દ્વારા પણ સંકેતને અનુસરીને સ્પર્શ ન થવો, એ બન્નેની બાબતમાં સમાન છે, માટે અર્થસાધ્યતા હોવી તે ક્રિયાનું પ્રાણભૂત તત્ત્વ છે, તો અમે પૂછીએ છીએ કે બે ધર્મવાળા ધર્મીની બાબતમાં એમાંથી એક ધર્મ માટેનો આ પક્ષપાત કેવો ! વળી સિદ્ધતા એ ક્રિયાનો ધર્મ નથી એવું નથી. અથવા એમ છે એવું માની લઇએ તો કદી પાર નહીં આવે. અથવા 'भवनम्'નો અર્થ આરોપિત ગૌણીની પ્રતીતિ એવો થાય તો તે પ્રતીતિ પણ બળપૂર્વક આરોપવામાં આવી છે, કારણકે કોઇ શબ્દ વડે તે સ્પર્શાતી નથી. તેથી સિદ્ધત્વનું અભિધાન કરતા શૃંગાર વગેરે શબ્દ દ્વારા તેના અર્થનો સ્પર્શ થાય છે. બધા વક્તા કવિ હોતા નથી, તેથી અતિપ્રસંગથી લક્ષ્યમાણ અને પ્રબંધની સુંદરતાવાળા કાવ્યનું નિર્માણ કરવું એ જ કવિત્વ, નહીં કે ચિત્તવૃત્તિનું પ્રતિપાદન કરવું તે.

જે કેટલાક એમ કહે છે કે શૃંગાર વગેરે શબ્દોની અવધિ પૂરતી જ પ્રતીતિ હોતી નથી, તેમાં પણ સંકેતસ્મૃતિને છોડીને બીજો કોઈ અવરોધ અમને જણાતો નથી. લંબાણથી કહેલા લક્ષણના પૌર્વાપર્યને લીધે આ પરિણામ આવ્યું છે, એમ સંકેતગ્રહણ કરીએ તો શું તેવી પ્રતીતિ થાય ? આમ અન્વયના અભાવનું ખંડન થઇ ગયું. વિભાવો વગેરે હોવા છતાં પણ પૂર્ણ કાવ્યપ્રક્રિયામાંથી પસાર ન થાય ત્યાં સુધી તેમાંથી રસની પ્રતીતિ થતી નથી. જેમકે,

> "ઉદ્યાનમાં રહેલાં, અન્યોન્ય સાથે આંખો મેળવતાં, જમીન ખોતરતાં મળ્યાં છતા ન મળેલાં"

— આમાં અપૂર્ણતા હોવાથી અન્વયનો અભાવ તુલ્ય છે. તેથી ઉપાધ્યાય ભટ્ટતોતે તેમનો અન્વય તો સિદ્ધ જ છે એવું એવું જે 'કાવ્યકૌતુક'માં રસોદ્દેશપરક શ્લોકમાં

કહ્યું છે તે ઉપર કહેલા અર્થ કરતાં અન્યઅર્થવાળું હોવાથી તેને ગ્રહણ ન કરવું.

(ના. શા. ૧૪. ૧–૨; અ. ભા. ૨૨૧–૨૨૩)

§ ૨૭) લક્ષણનું નિરૂપણ :

इह काव्यर्था रसा इत्युक्तं प्राक्। उक्तं च वर्णनीयं कवेः कर्मेति च व्युत्पत्तित्रयं काव्यमिति। अनेनाभिधेयमभिधानमभिधा च स्वीकृत्यावस्थीयते, अपि च शब्दव्यापारोऽभिधातृव्यापारः प्रतिपाद्यव्यापारश्चेति त्रिगतः। तत्र शब्दस्य रसभिव्यक्तिक्षमार्थप्रतिपादकत्वं स्वयं च श्रोत्रे च संक्रान्तिमात्रे नान्तरीयकतया तद्रसदर्शनयोग्यतापादनसामर्थ्यादगुणशब्दवाच्यम्, आवर्तमानो द्वितीयो वर्णः पदं वा प्राक्तनवर्णनादशोभाहेतुरलङ्कारः। एवमर्थस्यापि यद्रसाभिव्यक्तिहेतुत्वं सोऽर्थगुणः यस्तु वस्त्वन्तरं वदनस्येव चन्द्रः सोऽलङ्कारः, यस्तु त्रिविधोऽप्यभिधाव्यापारः स लक्षणानां विषयः। तथाहि—इदमनेन–शब्देनानयेतिकर्तव्यतयाऽमुनाशयेनेत्थंभूतबुद्धिजननाय ब्रुवे इति कविः प्रवर्तते, स तथाभूतं रसवत्काव्यं विधत्ते। तत्र चित्तवृत्त्यात्मकं रसं लक्षयंस्तत्तद्रसोचितविभावादिवैचित्र्यसम्पादकस्त्रिविधोऽभिधाव्यापारो लक्षणशब्देनोच्यते। इत्येषां सामान्यलक्षणम्। यथा च पीवरत्वं स्तनयोर्लक्षणं मध्यस्य तु कुलक्षणं, एवं किञ्चिदभिधीयमानं केनचिद्रूपेण रसोचितेन विभावादिरूपेण तमेव पदार्थक्रमं लक्षयल्लक्षणं अन्यत्र तु तत्कुलक्षणं, तेन सर्वेऽलङ्कारा गुणास्तत्समुदायाद्विलक्षणा भवन्ति। तथा स्वार्थोऽपि च क्वचिदर्थमात्रं क्वचिदलङ्कारोऽर्थतः क्वापि चित्रतः क्वचिदलङ्कारादिप्रक्रियाविहीनोऽपि स्वयं सुन्दरस्वभावोऽर्थः कुत्रचिच्छन्द इति त्रिविधव्यापारगामी; तद्द्वारेणाभिधानाभिधेयतद्गुणालङ्कारायनुग्रहः शब्दानां शब्दैरर्थानामर्थैः शब्दानमार्थैस्तथापरैः संघटनां विचित्रां कारयमाणाभिधाव्यापरवती ह्युक्तिर्निर्वाणप्रधानधुराधिरोही लक्षणाख्य एव।

अत एव पूर्वं "काव्यबन्धास्तु कर्तव्याः षट्त्रिंशल्लक्षणान्विताः" (ना. शा. १५. २२७) इति लक्षणान्येव हि प्रधानं तत्प्रसङ्गेन गुणालङ्कारा इति तात्पर्यम्। विशेषलक्षणव्याख्याने चेतत् स्फुटयिष्यामः॥

(ना. शा. १६. १–४, अ. भा. पृ. २९७–२९८)

આ બાબતમાં કાવ્યાર્થ એ રસ છે એ પહેલાં કહેવાઈ ગયું છે. વર્ણન કરવા લાયક, શબ્દમાં ઉતારવા લાયક, અને કવિનું કર્મ એમ ત્રણ વ્યુત્પત્તિ મળીને કાવ્ય બને છે, એમ કહેવાયું છે. આનાથી અભિધેય, અભિધાન અને અભિધાનો સ્વીકાર કરીને કાવ્ય હયાતિ ધરાવે છે, વળી તે શબ્દવ્યાપાર, અભિધાતૃ-વ્યાપાર અને પ્રતિપાદ્યવ્યાપાર એમ ત્રણમાં રહેલું છે. તેમાં શબ્દ એ રસની

અભિવ્યક્તિને માટે ક્ષમતા ધરાવતા અર્થનો પ્રતિપાદક છે, તેની પોતાની તો શ્રોત્રમાં સંક્રાન્તિમાત્ર થાય છે અને તેની સાથે સંકળાવાથી. શબ્દમાં તે રસ-દર્શનની યોગ્યતા લાવવાનું સામર્થ્ય આવે છે તેથી તેને 'ગુણ' શબ્દ દ્વારા ઓળખાવામાં આવે છે આવૃત્તિ પામતો બીજો વર્ણ અથવા પદ પહેલાંનાં બનાવનું વર્ણન કરે છે, તેથી શોભાના હેતુરૂપ ન હોવાથી તે અલંકાર બને છે. આ પ્રમાણે અર્થનું પણ રસની અભિવ્યક્તિમાં હેતુત્વ છે તે અર્થગુણ છે. જે બીજી વસ્તુ તે અલંકાર જેમ મુખની બાબતમાં ચન્દ્ર. અને જે ત્રણ પ્રકારનો અભિધાવ્યાપાર છે તે તો લક્ષણોનો વિષય છે. તેથી તો આ વસ્તુ શબ્દથી આ ઇતિકર્તવ્ય હોવાથી, આ આશયથી આવી બુદ્ધિ ઉત્પન્ન કરવા માટે હું કહું છું એમ વિચારીને કવિ પ્રવર્તે છે અને પછી તે પ્રકારનું રસવાળું કાવ્ય રચે છે. તેમાં, ચિત્તવૃત્તિરૂપ રસને ઉચિત વિભાવોથી વૈચિત્ર્ય આણતો, ત્રણ પ્રકારનો અભિધાવ્યાપાર લક્ષણ શબ્દથી ઓળખાય છે. એ આમનું સામાન્ય લક્ષણ છે. જેવી રીતે સ્થૂળતા એ સ્તન માટે સારું લક્ષણ ગણાય છે, પણ કેડ માટે ખરાબ લક્ષણ ગણાય છે, એજ પ્રમાણે કથાકનું અભિધાન, કોઇક રૂપે રસને ઉચિત વિભાવ વગેરેના રૂપ દ્વારા તે જ પદાર્થના ક્રમને ચીંધે તો લક્ષણ, બીજે ઠેકાણે, તે જ કુલક્ષણ બને છે. તેથી સર્વે અલંકારો અને ગુણો તેના સમુદાયથી વિલક્ષણ હોય છે. તેમજ સ્વઅર્થ પણ કદીક અર્થમાત્રરૂપે રહે છે, કેટલેક સ્થાને અર્થથી તો કેટલેક સ્થાને વૈચિત્ર્યથી અલંકાર બને છે, તો કોઇક ઠેકાણે અલંકાર વગેરેની પ્રક્રિયાથી વિહીન હોવા છતાં, જાતે સુંદર સ્વભાવનો અર્થ કોઇક ઠેકાણે છંદરૂપે (શોભે છે) — એમ એ અર્થ ત્રણ વ્યાપારમાં રહેલો હોય છે; તેના દ્વારા અભિધાન, અભિધેય અને તેના ગુણો અલંકારો વગેરેનો સમાવેશ થાય છે. શબ્દોનો શબ્દો વડે, અર્થોનો અર્થો વડે, શબ્દોનો અર્થો વડે ને અર્થોનો શબ્દો વડે, એ રીતે સંઘટનાને વિચિત્ર કરાવતી, અભિધાવ્યાપારવાળી ઉક્તિ જે મોક્ષપ્રધાન રસ્તે દોરે છે, તે લક્ષણ નામે જ ઓળખવામાં આવે છે.

આથી જ પહેલાં "છત્રીસ લક્ષણોવાળા કાવ્યબન્ધ રચવા જોઇએ" (ના. શા. ૧૫.૨૨૭) એવું કહેવાનું તાત્પર્ય એ છે કે લક્ષણો જ મુખ્ય છે અને ગુણો અલંકારો પ્રસંગથી આવે છે. વિશેષ લક્ષણના વ્યાખ્યાનમાં આ સ્ફુટ કરીશું.

(ના. શા. ૧૬. ૧–૪; અ. ભા. પૃ. ૨૯૭–૨૯૮)

## § ૨૮) નાટકમાં નૃપતિચરિતને યોજવાનો આશય :

ननु नृपतिचरित एव किमित्ययमास्वादो न देवचरित इत्याह—बहुधेति । बहु-प्रकाराः उपायवैचित्र्याद्याः सुखदुःखोत्पत्तयस्तासां कृतं सम्पादनं यत्र, देवचरिते तु तन्ना-

કહ્યું છે તે ઉપર કહેલા અર્થ કરતાં અન્યઅર્થવાળું હોવાથી તેને ગ્રહણ ન કરવું.

(ના. શા. ૧૪. ૧-૨; અ. ભા. ૨૨૧-૨૨૩)

§ ૨૭) લક્ષણનું નિરૂપણ :

इह काव्यर्था रसा इत्युक्तं प्राक्। उक्तं च वर्णनीयं कवेः कर्मेति च व्युत्पत्तित्रयं काव्यमिति । अनेनाभिधेयमभिधानमभिधा च स्वीकृत्यावस्थीयते, अपि च शब्दव्यापारोऽभिधातृव्यापारः प्रतिपाद्यव्यापारश्चेति त्रिगतः। तत्र शब्दस्य रसभिव्यक्तिक्षमार्थप्रतिपादकत्वं स्वयं च श्रोत्रे च संक्रान्तिमात्रं नान्तरीयकतया तद्रसदर्शनयोग्यतापादनसामर्थ्याद्गुणशब्दवाच्यम्, आवर्तमानो द्वितीयो वर्णः पदं वा प्राक्तनवर्णनादशोभाहेतुरलङ्कारः । एवमर्थस्यापि यद्रसाभिव्यक्तिहेतुत्वं सोऽर्थगुणः यस्तु वस्त्वन्तरं वदनस्येव चन्द्रः सोऽलङ्कारः, यस्तु त्रिविधोऽप्यभिधाव्यापारः स लक्षणानां विषयः। तथाहि—इदमनेनशब्देनानयेतिकर्तव्यतयाऽमुनाशयेनेत्थंभूतबुद्धिजननाय ब्रुवे इति कविः प्रवर्तते, स तथाभूतं रसवत्काव्यं विधत्ते। तत्र चित्तवृत्त्यात्मकं रसं लक्षयंस्तत्तद्रसोचितविभावादिवैचित्र्यसम्पादकस्त्रिविधोऽभिधाव्यापारो लक्षणशब्देनोच्यते । इत्येषां सामान्यलक्षणम् । यथा च पीवरत्वं स्तनयोर्लक्षणं मध्यस्य तु कुलक्षणं, एवं किञ्चिदभिधीयमानं केनचिद्रूपेण रसोचितेन विभावादिरूपेण तमेव पदार्थक्रमं लक्षयल्लक्षणं अन्यत्र तु तत्कुलक्षणं, तेन सर्वेऽलङ्कारा गुणास्तत्समुदायाद्विलक्षणा भवन्ति । तथा स्वार्थोऽपि च क्वचिदर्थमात्रं क्वचिदलङ्कारोऽर्थतः क्वापि चित्रतः क्वचिदलङ्कारादिप्रक्रियाविहीनोऽपि स्वयं सुन्दरस्वभावोऽर्थः कुत्रचिच्छन्द इति त्रिविधव्यापारगामी ; तद्द्वारेणाभिधानाभिधेयतद्गुणालङ्काराद्यनुग्रहः शब्दानां शब्दैरर्थानामर्थैः शब्दानमार्थैस्तथापरैः संघटनां विचित्रां कारयमाणाभिधाव्यापरवती ह्युक्तिर्निर्वाणप्रधानधुराधिरोही लक्षणाख्य एव ।

अत एव पूर्वं "काव्यवन्धास्तु कर्तव्याः षट्त्रिंशल्लक्षणान्विताः" (ना. शा. १५. २२७) इति लक्षणान्येव हि प्रधानं तत्प्रसङ्गेन गुणालङ्कारा इति तात्पर्यम्। विशेषलक्षणव्याख्याने चेतत् स्फुटयिष्यामः ॥

(ना. शा. १६. १-४, अ. भा. पृ. २९७-२९८)

આ બાબતમાં કાવ્યાર્થ એ રસ છે એ પહેલાં કહેવાઈ ગયું છે. વર્ણન કરવા લાયક, શબ્દમાં ઉતારવા લાયક, અને કવિનું કર્મ એમ ત્રણ વ્યુત્પત્તિ મળીને કાવ્ય બને છે, એમ કહેવાયું છે. આનાથી અભિધેય, અભિધાન અને અભિધાનો સ્વીકાર કરીને કાવ્ય હયાતિ ધરાવે છે, વળી તે શબ્દવ્યાપાર, અભિધાતૃવ્યાપાર અને પ્રતિપાદ્યવ્યાપાર એમ ત્રણમાં રહેલું છે. તેમાં શબ્દ એ રસની

અભિવ્યક્તિને માટે ક્ષમતા ધરાવતા અર્થનો પ્રતિપાદક છે, તેનો પોતાની તો શ્રોત્રમાં સંક્રાન્તિમાત્ર થાય છે અને તેની સાથે સંકળાવાથી. શબ્દમાં તે રસ-દર્શનની યોગ્યતા લાવવાનું સામર્થ્ય આવે છે તેથી તેને 'ગુણ' શબ્દ દ્વારા ઓળખાવામાં આવે છે આવૃત્તિ પામતો બીજો વર્ણ અથવા પદ પહેલાંનાં બનાવનું વર્ણન કરે છે, તેથી શોભાના હેતુરૂપ ન હોવાથી તે અલંકાર બને છે. આ પ્રમાણે અર્થનું પણ રસની અભિવ્યક્તિમાં હેતુત્વ છે તે અર્થગુણ છે. જે બીજી વસ્તુ તે અલંકાર જેમ મુખની બાબતમાં ચન્દ્ર. અને જે ત્રણ પ્રકારનો અભિધાવ્યાપાર છે તે તો લક્ષણોનો વિષય છે. તેથી તો આ વસ્તુ શબ્દથી આ ધ્રતિકર્તવ્ય હોવાથી, આ આશયથી આવી બુદ્ધિ ઉત્પન્ન કરવા માટે હું કહું છું એમ વિચારીને કવિ પ્રવર્તે છે અને પછી તે પ્રકારનું રસવાળું કાવ્ય રચે છે. તેમાં, ચિત્તવૃત્તિરૂપ રસને ઉચિત વિભાવોથી વૈચિત્ર્ય આણતો, ત્રણ પ્રકારનો અભિધાવ્યાપાર લક્ષણ શબ્દથી ઓળખાય છે. એ આમનું સામાન્ય લક્ષણ છે. જેવી રીતે સ્થૂળતા એ સ્તન માટે સારું લક્ષણ ગણાય છે, પણ કેડ માટે ખરાબ લક્ષણ ગણાય છે. એજ પ્રમાણે કશાકનું અભિધાન, કોઈક રૂપે રસને ઉચિત વિભાવ વગેરેના રૂપ દ્વારા તે જ પદાર્થના ક્રમને ચીંધે તો લક્ષણ, બીજે ઠેકાણે, તે જ કુલક્ષણ બને છે. તેથી સર્વે અલંકારો અને ગુણો તેના સમુદાયથી વિલક્ષણ હોય છે. તેમજ સ્વઅર્થ પણ કદીક અર્થમાત્રરૂપે રહે છે, કેટલેક સ્થાને અર્થથી તો કેટલેક સ્થાને વૈચિત્ર્યથી અલંકાર બને છે, તો કોઈક ઠેકાણે અલંકાર વગેરેની પ્રક્રિયાથી વિહીન હોવા છતાં, જાતે સુંદર સ્વભાવનો અર્થ કોઈક ઠેકાણે છંદરૂપે (શોભે છે) — એમ એ અર્થ ત્રણ વ્યાપારમાં રહેલો હોય છે; તેના દ્વારા અભિધાન, અભિધેય અને તેના ગુણો અલંકારો વગેરેનો સમાવેશ થાય છે. શબ્દોનો શબ્દો વડે, અર્થોનો અર્થો વડે, શબ્દોનો અર્થો વડે ને અર્થોનો શબ્દો વડે, એ રીતે સંઘટનાને વિચિત્ર કરાવતી, અભિધાવ્યાપારવાળી ઉક્તિ જે મોક્ષપ્રધાન રસ્તે દોરે છે, તે લક્ષણ નામે જ ઓળખવામાં આવે છે.

આથી જ પહેલાં "છત્રીસ લક્ષણોવાળા કાવ્યબન્ધ રચવા જોઈએ" (ના. શા. ૧૫.૨૨૭) એવું કહેવાનું તાત્પર્ય એ છે કે લક્ષણો જ મુખ્ય છે અને ગુણો અલંકારો પ્રસંગથી આવે છે. વિશેષ લક્ષણના વ્યાખ્યાનમાં આ સ્ફુટ કરીશું.

(ના. શા. ૧૬. ૧–૪; અ. ભા. પૃ. ૨૯૭–૨૯૮)

### § ૨૮) નાટકમાં નૃપતિચરિતને યોજવાનો આશય :

ननु नृपतिचरित एव किमित्ययमास्वादो न देवचरित इत्याह—बहुधेति । बहु-प्रकाराः उपायवैचित्र्यायाः सुखदुःखोत्पत्तयस्तासां कृतं सम्पादनं यत्र, देवचरिते तु तन्ना-

स्तीत्युक्तम् । अत एव प्रतीतिविघातस्य वैरस्यदायिनः संभवो यत्र यत्र तन्नाटके नोपनिबद्धव्यम् । तेन वर्तमानराजचरितं चावर्णनीयमेव, तत्र विपरीतप्रसिद्धिबाधयाध्यारोपस्याकिञ्चित्करत्वात्, योगानन्दरावणादिविषयचरिताध्यारोपवत् । एतदर्थमेव प्रख्यातग्रहणं प्रकर्षद्योतकं पुनः पुनरुपात्तम् । अत एव वेदशास्त्रं न नाटकं, नियोगेन हि तत्र पुमान्प्रवर्त्यते, न फलोत्पत्त्या । फलप्राधान्यपक्षेऽपि तत्र सन्देहः । एवं पुराणादावपि । इह तु बाधोदयासहिष्णुप्रत्यक्षायमाणा चिरविलम्बितप्रतीतिसिद्धा सुखदुःखोत्पत्तिरिति । अनेन वाक्येनैतदुक्तं भवति यद्यपि सर्वरूपकाणामर्थो हृदये प्रविष्टो विनेयांश्च विनीतान् करोति । तत एव नाटकशब्दः सामान्यवचन इति "कार्योत्पन्नानि नाटके" इत्यादिषु स्थानेषु दर्शितः । तथापि ह्यवश्यव्युत्पाद्या राजानो यद्व्युत्पत्तिद्वारेण विश्वं व्युत्पन्नं तेन तदीयहृदयसंवादयोग्यनृपतिचरितप्रदर्शनेन प्रधानतया प्रधानेऽर्थे, व्युत्पाद्यन्ते अमात्यादयः तदङ्गत्वेनैव प्रयोगस्य च यथोचितं समुद्गकस्थगगनवद्व्युत्पाद्यभावात्तेन प्रधानपुरुषार्थे प्रधानविनेयानामन्यत्रान्येषां वेदयतोऽवनतिं व्युत्पत्तिं ददाति, तत एव नाटकमुच्यते ॥

(ना. शा. १८. १२; अ. भा. पृ. ४१३–४१४)

નૃપતિના ચરિત્રમાં જ એમ કેમ (કહ્યું એવો પ્રશ્ન થાય તો એનો જવાબ એ છે કે) આ આસ્વાદ દેવચરિતના (નિરૂપણમાં અનુભવાતો નથી.). તેથી કહ્યું કે અનેક પ્રકારનાં, અનેક પ્રકારના, ઉપાયના વૈવિધ્ય વગેરેવાળાં સુખ અને દુઃખની ઉત્પત્તિ અને તેમનું સંપાદન જેમાં છે તેવાં (નૃપતિચરિત્ર), અને દેવચરિતમાં એવું નથી હોતું એ કહેવાઈ ગયું છે. તેથી જે જે પ્રસંગોમાં વૈરસ્ય આણનાર પ્રતીતિના પાછા પડવાનો સંભવ હોય, તે તે પ્રસંગોનું નાટકમાં નિરૂપણ ન કરવું. તેથી વર્તમાન રાજાનું ચરિત્ર તો અવર્ણનીય જ ઠરે છે, કારણ કે તેમાં વિપરીત પ્રસિદ્ધિનો બાધ નડવાથી, અધ્યારોપ નકામા જેવો નીવડે છે, જેમ યોગાનંદ અને રાવણ વગેરેના ચરિત્રનો અધ્યારોપ (નકામો છે). આ આશયથી જ પ્રખ્યાત વસ્તુનું ગ્રહણ, જે પ્રકર્ષનું દ્યોતક છે, તેના પર ફરી ફરી ભાર મૂકવામાં આવે છે. આથી જ વેદશાસ્ત્ર એ નાટક નથી, કારણકે મનુષ્ય તેમાં નિયોગને લીધે, નહીં કે ફલોત્પત્તિને લીધે, પ્રવર્તે છે. ફળને પ્રધાન માનીને ચાલીએ તો પણ તેમાં સંદેહ છે. પુરાણ વગેરેને પણ આ જ લાગુ પડે છે. આમાં (આ નાટકમાં) તો બાધના ઉદયને ન સાંખનાર, પ્રત્યક્ષ જેવી દેખાતી, લાંબા કાળ સુધી લંબાયેલી પ્રતીતિથી સિદ્ધ થયેલી, સુખ દુઃખની ઉત્પત્તિ છે (એવો આનો ભાવાર્થ છે). આ વાક્યથી આમ કહેવાય છે—જો કે બધાં રૂપકોમાં અર્થ હૃદયમાં પ્રવેશીને વિનેયોને (=શિષ્યોને) વિનીત કરે છે (કેળવે છે). તેથી જ સામાન્યવાચક નાટક શબ્દ "નાટકમાં કાર્યથી ઉત્પન્ન થયેલાં", ઈત્યાદિ સ્થળે દર્શાવવામાં આવ્યો છે.

તેમ છતાં, જેમની વ્યુત્પત્તિ દ્વારા આખું વિશ્વ કેળવાય, એવા રાજાઓ તો તો ચોક્કસપણે વ્યુત્પાદ્ય છે, તેથી તેમના હૃદયસંવાદને યોગ્ય રાજાઓના ચરિત્રના પ્રદર્શનથી મુખ્યતયા મુખ્ય અર્થની બાબતમાં તેમને (=રાજાઓને) જ્ઞાન આપવામાં આવે છે, પ્રધાનો વગેરેને તેમના (=રાજાઓના) અંગ તરીકે જ (વ્યુત્પન્ન કરવામાં આવે છે). સમુદ્ગકમાં (=ચિત્રકારના ખલતામાં) રહેલા આકાશની માફક પ્રયોગમાં યથોચિત્ત વ્યુત્પાદકવ્યુત્પાદ્યભાવ હોય છે. તેથી પ્રધાન પુરૂષાર્થમાં, પ્રધાન શિષ્યોને, (વ્યુત્પત્તિ પમાડે છે), અને બીજા પુરૂષાર્થોની બાબતમાં બીજાઓને અવનતિનું જ્ઞાન કરાવીને વ્યુત્પત્તિ પમાડે છે, તેથી જ આ નાટક કહેવાય છે.

(ના. શા. ૧૮. ૧૨; અ. ભા. પૃ. ૪૧૩–૪૧૪)

## § ૨૯) નાટકમાં રસનિરૂપણ :

इदमिह मीमांस्यं — य एते उत्सृष्टिकाङ्कादयो रूपकभेदा ते तावदेकरसा एव, यद्यपि नाटकादयोऽप्येवमेव । तथाहि सर्वरसयोग्यतायामपि नाटके प्रकरणे च धर्मार्थादिवीर एव प्रधानं परमार्थतः सर्वेषु नायकभेदेषु वीरत्वानुगमदर्शनात् । समवकारे तु यद्यपि हि शृङ्गारादित्वमुक्तं तथापि वीर एव प्रधानं रौद्रो वा, डिमव्यायोगयोरप्येवम् । ईहामृगेऽपि रौद्रप्राधान्यमेव, नाटिकायां तु शृङ्गार एव प्रधानम् । एवं तावद् वीररौद्रशृङ्गारा यथास्वं किं पुमर्थत्रयप्राणभूतत्वेन वर्तमाना, एतेषु प्रयोगेषु शान्तबीभत्सरसौ तु चरणपुमर्थयोगात्तत्र च सर्वस्य नाधिकारोऽपि कस्यचिदपश्चिमजन्मनोऽधिकारान्नाटके यद्यपि तत्फलप्रधानया प्राधान्यमवलम्बेयातां तथापि नासौ प्रचुरप्रयोग इति तयोः पुरुषार्थप्रवरप्राणतयोरपि वीरादिरसान्तराध्यावापेनावस्थापनम् । एवं तावत्पुमर्थविषयो रूपकरसविषय एव परमार्थतः, तथापि त्वितिवृत्तवैतत्याद्रसान्तरप्रयोगोऽपि तदङ्गतया तत्र भवति । एवं तत्प्रधानचेष्टायोगाद्वृत्तिवैचित्र्यमत्रोचितमेव उत्सृष्टिकाङ्कप्रहसनभाणास्तु करुणहास्यविस्मयप्रधानत्वाद् रञ्जक रसप्रधानाः, तत एवात्र स्त्रीबालमूर्खादिरधिकारी न च विततमत्रेतिवृत्तम्, इतिवृत्तवैचित्र्यमपि तत्र नास्ति । तथाहि—उत्सृष्टिकांके वृत्तित्रयं तावद्वचसा निषिद्धम् । भारती चात्र कथं वृत्तिः ? चेष्टा हि करणेऽप्रधानं, तदुपकरणं तु परिदेवितात्मिका भारती । तस्मात् फलसंवित्त्याख्या वृत्तिः वाक्चेष्टयोः फलानुभव इति यस्या लक्षणं, साभ्युपगन्तव्या । अवश्यं चैतत्, अन्यथा मूर्च्छामरणादौ वाक्चेष्टयोरभावे निर्वृत्तिकतैव स्यात् । किंच यदि तावत्पुमर्थकामोद्देशेन कैशिक्यभिधीयते धर्ममर्थं चोद्दिश्य वृत्तिद्वयं वक्तव्यम् । तस्माच्चेष्टात्मिका न्यायवृत्तिरन्यायवृत्तिर्वाग्रूपा तत्फलभूता फलसंवित्तिरिति वृत्तित्रयमेव युक्तमिति भट्टोद्भटो मन्यते ॥

(ना. शा. १८. ११०; अ. भा. पृ. ४५०–४५१)

અહીં આ બાબત વિચારવા જેવી છે—જે આ ઉત્સૃષ્ટિકાંક વગેરે રૂપકના ભેદો છે તે એક રસવાળા જ છે, જો કે નાટકો વગેરે પણ એ પ્રકારના છે. તેમ જ બધા રસની યોગ્યતાવાળા હોવા છતાં, નાટકમાં અને પ્રકરણમાં ધર્મ અર્થ વગેરેથી યુક્ત વીરરસ જ પ્રધાન હોય છે, કેમકે ખરેખર તો બધા નાયકના ભેદોમાં વીરત્વનું અનુસરણ દેખાય છે. સમવકાર વગેરેમાં જો કે શૃંગારાદિત્વ કહેવાયું છે, તો પણ વીરરસ કે રોદ્રરસ જ પ્રધાન હોય છે, ડિમ અને વ્યાયોગમાં પણ એમ જ છે. ઇહામૃગમાં પણ રૌદ્રરસનું જ પ્રાધાન્ય છે, જ્યારે નાટિકામાં શૃંગારરસ જ પ્રધાન છે. આ પ્રમાણે વીરરસ, રૌદ્રરસ ને શૃંગારરસ પોતપોતાના સ્વભાવ પ્રમાણે ત્રણે પુરૂષાર્થોમાં પ્રાણભૂત થઇને રહેતા હોય છે. આવા પ્રયોગોમાં શાન્ત અને બીભત્સ રસો તો ચરમ પુરૂષાર્થને ઉપયોગી થાય તે કારણે જ પ્રયોજાય છે અને તેમાં બધાનો અધિકાર પણ નથી હોતો. પણ કોઇક દ્વિજનો એમાં અધિકાર હોવાથી, નાટકમાં જો કે ફળની પ્રધાનતા ને લીધે એ (શાંત અને બીભત્સ રસો) પ્રાધાન્ય ભોગવે, તેમ છતાં પણ તેમનો બહોળા પ્રમાણમાં પ્રયોગ થતો નથી. તેથી શ્રેષ્ઠ પુરૂષાર્થને વરેલા હોવા છતાં આ બન્ને રસો વીર વગેરે રસની ભૂમિકા તરીકે જ સ્થાપવામાં આવે છે. આ પ્રમાણે ખરેખર તો પુરૂષાર્થના વિષય એ જ રૂપકના રસના વિષય છે, તો પણ ઇતિવૃત્તના વિસ્તારને લીધે, બીજા રસનો પ્રયોગ પણ ત્યાં તેના અંગ તરીકે થાય છે. આમ પ્રધાન ચેષ્ટાના યોગથી આવતું વૃત્તિવૈચિત્ર્ય આ બાબતમાં ઉચિત જ છે. ઉત્સૃષ્ટિકાંક પ્રહસન ભાણ વગેરેમાં અનુક્રમે કરૂણ, હાસ્ય અને વિસ્મયનું પ્રાધાન્ય હોવાથી, રંજક રસ મુખ્ય હોય છે, તેથી જ તે બધા માટે બાળકો, મૂર્ખાઓ વગેરે અધિકારી ઠરે છે. આ બધામાં ઇતિવૃત્તનું લંબાણ પણ હોતું નથી, તેથી ઇતિવૃત્તનું વૈચિત્ર્ય પણ તેમનામાં હોતું નથી. ઉત્સૃષ્ટિકાંકમાં તો ત્રણ વૃત્તિઓનો વચનથી જ[1] નિષેધ કર્યો છે, આમાં ભારતીવૃત્તિ તો સંભવે જ કેવી રીતે ? કારણ કે કરૂણરસમાં ચેષ્ટા તો ગૌણ હોય છે, તેના ઉપકરણ તરીકે તો વિલાપના સ્વરૂપની ભારતી હોય છે, તેથી ફળ સંવિત્તિ નામની વૃત્તિ, જેનું લક્ષણ એ વાણી અને ચેષ્ટાનો ફલાનુભવ છે, તેને સ્વીકારવાની છે. આ ચોક્કસ છે, નહીં તો મૂર્છા અને મરણ વગેરેમાં વાણી અને ચેષ્ટાના અભાવે નિવૃત્તિ જ સંભવે. પણ જો કામ પુરૂષાર્થને ઉદ્દેશીને કૈશિકીનું અભિધાન કરવામાં આવે તો ધર્મ અને અર્થને ઉદ્દેશીને પ્રયોજાય છે. તેમજ બાકીની બે વૃત્તિઓનું પણ અભિધાન કરવું જોઇએ. તેથી ચેષ્ટારૂપની ન્યાયવૃત્તિ, વાણીરૂપની અન્યાયવૃત્તિ, અને તેના ફલ રૂપની ફલસંવિત્તિ એમ ત્રણ વૃત્તિઓ જ યોગ્ય છે એમ ભટ્ટ ઉદ્‌ભટ માને છે.

§ ૩૦) સંધિનાં અંગો રસને પરતંત્ર છે :

ननु कवेः कीदृशं तत्प्रबन्धनिर्माणकौशलमित्याह—रसभावमपेक्ष्येति । तदपेक्षा च कौशलमित्यर्थः । रस एव हि प्रीत्या व्युत्पत्तिप्रदं नाट्यात्मकं शास्त्रमित्युक्तम् । ततश्च यद्यथा यद्यस्यानुपयोगि तदरोचकिनो रुचितदधिशर्करापयःप्रभृतिरसान्तरमध्ययोजितं तद्द्वारेणान्तःप्रविष्टं सत् पुष्टिं व्याधिनिवृत्तिं विधत्ते, तथैव पुमर्थोपायो हृदयमनुप्रवेष्टुमसमर्थः सुन्दरतदुचितरससङ्क्रमणया प्राप्तान्तःप्रवेशो विनेयजनस्य संपाद्ये वस्तुनि कल्पपादपकल्पनायै कल्पते । रससंक्रान्तिश्च विभावादिरूपतयैव नान्यथेत्युक्तं षष्ठे । एतानीति । तान्यङ्गानि लिखितानि विवक्षितरसभावादिसंपूर्णभावभाञ्जि भवन्ति यानि त्वेकरसावहितमनसो यत्नान्तरनिरपेक्षतयैवाहमहमिकया समुचितभावेन बन्धशय्यामनुवर्तन्ते । इति वृत्ताविच्छेदोऽपि हि रसस्यैव पोषकः, अन्यथा विच्छेदे स्थाय्यादेस्त्रुटितत्वात् क्व रसवार्ता ? तेन रसस्यैवायं विभावादिपरिकरो यदङ्गचक्रमिति । ....................

ननु सन्धिपरतन्त्रैरङ्गैर्भवितव्यम्, तद्रसपारतन्त्र्यमेषां कुतस्त्यम् ? उच्यते—सन्धयो ह्यवस्थापरतन्त्राः प्रारम्भाभिधानदशाविशेषोपयोगिकथाखण्डलकं मुखसन्धिरित्युक्तम्, एवमन्यत्र । अवस्था अप्यन्यकृतिविशेषमनूद्यन्ते । नन्वतः किम् ? इदमतो भवतीत्याह—रसभावापेक्षया तु कार्यं स्थितं तस्यापेक्षया अवस्थानं ज्ञात्वेति । कार्यमपि रसप्रवाहजननपर्यन्तत्वेन कृतार्थतां संपद्यते इति यावत् ॥

(ना॰ शा. १९. १०५; अ. भा. पृ. ६१–६२)

વળી (પ્રશ્ન એવો થાય કે) કવિનું પ્રબન્ધને રચવાનું કૌશલ કેવું હોય છે ? એ બાબતમાં કહ્યું છે કે "રસ અને ભાવની અપેક્ષાથી". અને તે (રસ અને ભાવની) અપેક્ષા એ જ કૌશલ એવો અર્થ થાય છે. રસ જ પ્રીતિથી વ્યુત્પત્તિ આપનાર અને નાટ્યસ્વરૂપનો હોવાથી, એને શાસ્ત્ર કહે છે. પછી જે જે વસ્તુ એને અનુપયોગી (ઉપયોગી ?) હોય અને ન ભાવતી હોય, તે તે વસ્તુ અને ભાવતા દહીં, ખાંડ, દૂધ વગેરે બીજા રસોની અંદર યોજીને આપવામાં આવે છે અને તે તે વસ્તુ (પેલી ભાવતી વસ્તુઓ) દ્વારા અંદર પ્રવેશીને તેને પુષ્ટ કરે છે અને રોગમાંથી મુક્તિ અપાવે છે. તે જ પ્રમાણે, પુરૂષાર્થનો ઉપાય પણ હૃદયમાં પ્રવેશવા અસમર્થ હોવાથી, સુંદર અને તેને ઉચિત રસના સંક્રમણ દ્વારા અંદર પ્રવેશ કરીને, વિનેયજન (=શિષ્ય) માટે સંપાદન કરવા લાયક વસ્તુની બાબતમાં કલ્પવૃક્ષ જેવો નીવડે છે. રસની સંક્રાન્તિ તો વિભાવ વગેરે રૂપે જ થાય છે, બીજી રીતે નહીં, એ છઠ્ઠા અધ્યાયમાં કહેવાઈ ગયું છે. "આ અંગો" એ અંગોનો નિર્દેશ છે, જે વિવક્ષિત રસભાવ વગેરે સંપૂર્ણભાવવાળાં છે, જે એક-

રસમાં એકાગ્ર થયેલા ભાવક માટે અંતરની પરવા કર્યા વિના, હું આવું એમ (ઉપરાઉપરી આવી પડીને) સમુચિત ભાવથી બંધની શય્યાને અનુસરે છે. આમ વૃત્તાંતવિચ્છેદ પણ રસને પોષક હોય છે. અહીં તો વિચ્છેદને લીધે સ્થાયિભાવ વગેરેમાં જ ત્રુટિ આવે તો રસની શી વાત? તેથી રસની આ વિભાવ વગેરે સામગ્રી તેજ અંગચક્ર એવો ભાવાર્થ છે.

(કોઇ એવી શંકા કરે) કે આ અંગો તો સંધિને પરતંત્ર હોવાં જોઇએ, તેમનું રસપારતંત્ર્ય ક્યાંથી આવ્યું? તો (એના જવાબમાં) કહેવાય છે કે — સંધિઓ અવસ્થાને પરતંત્ર હોય છે. પ્રારંભ નામની વિશિષ્ટ દશા માટે ઉપયોગી એવા કથાભાગને મુખસંધિ કહેવામાં આવી છે, તેજ પ્રમાણે બીજે સમજવું. અવસ્થા પણ બીજી વિશિષ્ટ કૃતિને અનુસરીને કહેવામાં આવે છે. (કોઇ પૂછે કે) એથી શું? (તો જવાબ એ છે કે) 'એ એમાંથી જ આવે છે. તેથી કહ્યું છે કે કાર્ય રસ અને ભાવની અપેક્ષાએ કહેલું છે, તેની (=કાર્યની) અપેક્ષાએ અવસ્થાને સમજીને, કાર્ય પણ અંત સુધી રસપ્રવાહને ઉત્પન્ન કરીને કૃતાર્થતાને પામે છે.

(ના. શા. ૧૯. ૧૦૫; અ. ભા. પૃ. ૬૧–૬૨)

## (§ ૩૧) રસપોષક કવિવાણીસંભાર :

अलौकिकवैचित्र्यसारो हि रसः, तथा चोक्तं भट्टतौतेन —

लक्षणालंकृतिगुणा दोषाः शब्दप्रवृत्तयः ।
वृत्तिसन्ध्यङ्गसंरम्भः संभारो यः कवेः किल ॥

अन्योन्यस्यानुकूल्येन संभूयैव समुत्थितैः ।
झटित्येव रसा यत्र व्यज्यन्ते ह्लादिभिर्गुणैः ॥

वृत्तेः सरलबन्धैर्यत् स्निग्धैश्चूर्णपदैरपि ।
अश्लिष्टहृद्यघटनं भाषया सुप्रसिद्धया ॥

यच्चेदृक्काव्यमात्रं सद्रसभावानुभावकम् ।
सामान्याभिनये प्रोक्तं वाच्याभिनयसंज्ञया ॥ (अ २२)

एवं प्रकारं यत्किंचिद्वस्तुजातं [कथार्पितम्] ।
अनूनाधिकसामग्री परिणामोन्मिषद्रसम् ॥

रसपोषाय तज्जाते नाट्यस्वयं स्वरो.... ।
प्रतिभायाः प्रगल्भायाः सर्वमोडुप एष सः ॥

इति । संभावनाप्राणनाया हि यल्लोके सम्भाव्यते परम् अथ वस्तुतो लोकोत्तरत्वेनैव सम्भारेण युक्ता कविवाणी हठादेव रसमयी भवति साधारणताप्राणत्वादिति तत्र तात्पर्यम् ॥

(ना. शा. १९, १३५–१३७; अ. भा. पृ. ७८)

રસ એ અલૌકિક વૈચિત્ર્યના સારરૂપ છે. જેમકે, ભટ્ટતૌતે કહ્યું છે — લક્ષણો, અલંકારો, ગુણો, દોષો, શબ્દની પ્રવૃત્તિઓ ,વૃત્તિઓ, સંધિના અંગોનો આરોપ આ બધો સાચે જ કવિનો સંભાર છે. એકબીજાની અનુકૂળતાથી રહીને ઉદ્ભવેલા આહ્લાદક ગુણો વડે ઝટ દઈને રસોની અભિવ્યક્તિ જેમાં થાય છે, એવું દરેક કાવ્ય સારા રસોને અનુભાવવાળું હોય છે. આ કાવ્યમાં સરળબન્ધવાળાં વૃત્તો હોય છે, કોમળ ચૂર્ણપદો હોય છે, શ્લેષ વગરની મજાની સંઘટના હોય છે, અને સુપ્રસિદ્ધ ભાષા હોય છે. આ કાવ્યને સામાન્ય અભિનયનપ્રકરણમાં વાચ્ય અભિનયની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. આ પ્રકારે, કથામાં અપેક્ષી જે કંઇ વસ્તુ હોય છે, તે નહીં વધારે નહીં ઓછી, એવી સામગ્રીના પરિણામે રસને પ્રગટ કરે છે. તે રસને પોષક બનતાં નાટ્ય સ્વયં....... આમ પ્રગલ્ભ પ્રતિભા માટે આ સઘળું નાવડીની ગરજ સારે છે.

આમ સંભાવનાથી પ્રાણિત, લોકમાં જે પરમ અર્થ સંભવે તેનાથી અને લોકોત્તરપણાના સંભારથી યુક્ત કવિવાણી પરાણે પણ રસમય બને છે, કારણકે સાધારણીકરણ એનો આત્મા છે, એવું ત્યાં તાત્પર્ય છે.

(ના. શા. ૧૯. ૧૩૫–૧૩૭; અ. ભા. પૃ. ૭૮)

# પ્રસ્તાવનાની શબ્દસૂચિ (૧)

## (આચાર્યો, લેખકો, તેમની કૃતિઓ)

# પ્રસ્તાવનાની શબ્દસૂચિ (૧)

(આચાર્યો, લેખકો, તેમની કૃતિઓ)

## પ્રસ્તાવનાની શબ્દસૂચિ (૨)

### (પારિભાષિક શબ્દો, સિદ્ધાન્તો)